મરાઠી ભાશાની સારી માહીતકારી ધરાવતો હતો. એટલુંજ નહી પણ સંસકૃતનેબી થોડો ઘણો અભેઆસ પાઠ કીધેલો હતો. આ નામાંકીત સખશે સાત અથવા આઠેક અંગરેજી ગરંથોનો મરાઠીમાં તરજુમો કીધેલો કેહવાએછે, અને તે સખસ એકવાર માંજી સદર અદાલતમા ભાસાનતર કરવાની નોકરીપર રેહેઆ પછે સંવત ૧૯૧૪ ના સાલમા મરણ પામેઓ હતો. એ ગરહસથ ઘણો સાહસિમનનો અને ઠંડા સવભાવનો, એક મીતર તરીકે સરવેની સાથે મીલન સારી રખતો હતો; તેણે અસલી વારતાઓની શોધ કરતાં હેવું જણાવેલુંછે કે આ પાંચકલશી લોકો અસલ શોમવંશી ક્ષત્રી હતા, હેવું નીસચે કરીને તેજ જાતનો પોતાનેબી ઠેરવેલોછે પણ તેનો કશો આધાર બરોબર જણાવેલો નથી. એ બાબે કેટલાક હીંદુઓ હેવુંબી ધારેછે કે એ લોકો અસલ પાંડવવંશીછે. પલસા જોશીઓની જાતવાલા ઘણુ કરીને વસઈ તથા કેવલી માહીમમાં પુસકલ વસેછે, અને તાંહાં તેઓના વાડા અથવા વતનો પણ જાથુકનાછે.

પરભુલોકોબી કેહેછે કે-- અસલથીજ રાજીઅ કારોબારનાં કાંમો ચલાવતા આવેઆછે; જેમ ભીમરાજાના વખતમાં દરબારી નોકરી કરતા તેમજ પોરટુગીઝોની હકુમત જાુરે હીંઆં થાઈ તારે તે લોકોની ભાશા શીખીને તેઓ હસતકના રાજ વહીવટમાં પડેઆ હતા, અને તે પછે અંગરેજી અંમલ થયો તારે તે જુબાનનીબી માહીતી મેલવીને તેઓની વેપારી તથા સરકારી ચાકરીઓમા મસગુલ થયા; માટે એથી કરી એ કોમવાલાઓ ઘણાજ ઉદીઓગી અને ચંચલાઈ ભરેઆ જે બચીત માલુમ પડેછે, તેની સાબેતીના એકાદ બે દાખલા આપીએચ કે આપણી ટાપુ બાતે જારે પેહલવેહલો વરલીનો બંદ બંધાયો તારે તેના કાંમનો વહીવટ, કેહચ કે, સંમજી શીવજી નામના એક પરભુનેજ સોંપેલો હતો. ધાકજી દાદાજી નામનો એક પરભેઆત પરભુ જે અસલમાં ઘણો પઈસાદર થાઈને પેહલે વાંગેના શેઠીઆમા ગણાતો હતો તેણે પોતાની કાબેલીએતથી કેટલીક મુદત સુધી વરોદરાની ગાએકુઆરીમાં દેવાનગીરીની નોકરી. બજાવી. તાંહાં. મોહોટી. નામવરી. મેલવી. હતી. આવીથીજ. વધારે. કેફીએત. આ પુસતકના બીજા ભાગપર તેમના જનમારામા જણાવેલી જોવામાં આવશે.

હેવું કેહછે કે પોરટુગીઝોનાં અંમલ સુધી મુંબઈ બાતે જાહેરાત દરજીઓ ન હતા, તારે તે ઉપરથી એક સાદો સવાલ ઉઠી રાખેચ કે તે વખતપર વતની લોકોના બદન ઢાંકવા સારૂં કપડાંઓ કાંહાંથી શીવાઈ આવેઆં હશે! પણ આ નોધ લેનારની ધારના પરમાંણે તે વખતમાં ઘણા નહી તો થોડાબી દરજી અહીયાં હોવાતો જોઈએ--પછે અંગરેજી અંમલમાં બાહેરથી પુસકલ મેરાઈઓ આવીને વધી પડેઆ હોએ તો તેની કશી નવાઈ જણાતી નથી કેમકે જારથી તેઓ દેસના સંભાલ તથા બીજાં કારણ સારૂ શીપાહીઓ રાખવા લાગા તારથી તેઓને માંટે લસકરી પોસાગ બનાવનારા દરજીઓ મંગાવેઆ હતા. જેઓ માહેલા આગલા દરજીઓની તો કશી હકીકત હાથ આવી નથી પણ પાછલ વખતપર છીપી આતમારાંમ બાલાજી નામનો એક ગરહસથ એજ ધંધામે મસગુલ રહીને જે પરબેઆત થાઈ ગએયોછે તે અંગરેજી લસકર બાતાંના

પોસાગ શીવવાનુ મુહબલક કાંમ સરકાર પાશેથી મેલવીને પોતાના હાથ એકલ પુસકલ દરજીઓને રાખી ઈમાનદારીથી શેવા બજાવતો હતો, અને તેજ ધંધામાં જીંદગીના છેડા સુધી પરમાંણીકપણે વલગી રહીને લગભગ ૮૦ વરસની જઇફીએ પોહોંતો હતો. હાવા બોહોલાં કામમાં એ સખસ મોટા પઈસાવાલો અને છીપી (ઇઆને દખણી દરજીઓની) ગનાતનો એક શેઠીઓ ગણાતો હતો. પોતાના આઈઆંમમાં દરવીઅનો થોડો ભાગ ધરમદાંનમાં સારી પેઠે વાપરતો હતો, અને તેહવાજ નીએમથી ભુલેસવર આગલ એક મોટું મંદીર અને સભામંડપ બાંધીને પોતાના નામની ઈઆદગારી રાખેઆ પછે પોતાના હકદાર વારેસ માટે મોટા ભંડાલ મેલીને ગુજરી ગયો હતો. તે બાદ તેના વીસવનાથ નામના છોકરાએ લખલુટપણાથી સઘલો પઈશો ઉડાવી દઈને છેક મુફલેસ હાલતમાં તે પણ મરણ પાંમીયોછે.

આ ટાપુએ અસલથીજ મુબઈનું મુબારક નાંમ જે ધારણ કીધુંચ તે વીશે કોઈ કેહેચ કે મુંબાદેવીનું પુરાંનું દેહરૂં (જેને સંસકરતમાં "માંમબાંમ" કરી કેહેછે) જે ઈસવી સને ૧૩૭૨ માં બંધાયું હતું તે ઉપરથીછે; વલી બીજાઓ ધારેચ કે પોરટુગીશો પોતાના વાંહાંણો લઇને પેહલવેહલાં બારાંમાં દાખલ થયા તારે એ બારાંને ઘણુંજ સલાંમતી ભરેલું જોયા ઉપરથી તેઓએ તેમની ભાશામાં "બોંઅમે" ઇઆને સારૂ બંદર કરી આપેલછે; અંગરેજ લોકોએ પોતાની જુબાનમાં "બોમબે" અને દેશીઓ મુંબઈ કરી બોલવા લાગાછે, પણ આ બીનાની શરૂઆતમાં જુનાની ગરંથ કરતાની સાહદતથી તેનું નામ એટલા ટુક વખતનું પોરટુગીશોએ આપેલું નહીં થડતાં ઘણાજ પરાચીન કાલનું સાબેત થાએછે; અને તે શા ઉપરથી અપાએલ હોએ તેની ચોકસ ઇઆદી ઉપર જણાવેઆ શીવાએ બીજી મલી શકતી નથી.

હેવું કેહવામા આવેલછે કે ઇશવી સને ૧૪૨૯ માં દખણ તરફના રાજા નામે બાંહાંમણીએ મુંબઇ તથા તેને લગતી સઘલી છાસઠી પેહલવેહલી કબજ કરી લીધી હતી પણ તે કહેઆ સખસ પાશેથી તેનું કાંઇબી વરણન વીસતારેલું જણાયું નથી.



## પોરટુગીસ લોકોના અમલની સરૂઆત.

પાછલથી જારે આ ટાપુ થાંણાનાં કોઇ સરદારની હકુમત હેઠલ હતો, તે વખતે ઇશવી સને ૧૫૩૦ માં પેહલ વેહલા પોરટુગીસ લોકો યુરોપખંડમાંથી આવેઆ તારે તેઓએ વસવા સારૂ માગેઆ મુજબ તેઓને તે આપેઓ હતો; તે વખતે કેહચ કે પાંચેક હજાર માણસોની વસતીવાળાં નાંધલાં જુપડાં જેવાં ૪૦૦ ઘરો અને મીઠાંના થોડાંક અગરો હતાં, જેની ઉપજમાં વરસે દાહાડે ૩૭૦૦) સરકારને પેદાએસ મલતી હતી. હેની વીશેક વરસ આગમજ ગોવાનું ગાંમ જે પોરટુગીશોએ કબજ કરી લીવેલું હતું તેથી તેઓની હકુમત જારે આ ટાપુ ઉપર ચાલવા લાગી તારે તાંહાંના પોરટુગીશો તથા શેણવી જાતના

હીંદુઓએ આવીને અતરે રેહેઠાણ કીધું હતું, અને તેની પુઠે કોકણ કાંઠા તરફથી મુસલમીનો પણ આવવા લાગા તેથી વસતીમાં દીન ઉગત વધારો થતો ચાલેઓ. જે વાતને આસરે એકશો વરસ ઉપર વહી ગએઆ પછે સુરત જીલાના મોરા સુમારી ગાંમમાંથી એક પારશી નામે દોરાબજી નાનાભાઇ તેમના ગરીબ કુટંબ સહીત સને ૧૬૪૦ માં આવીને અતરે વતન કરી રહેઆ, માટે એજ વરસથી પારશીઓની મુંબઇ મધે આવી વસવાની શરૂઆત થવા માંડલી માલુમ પડેછે. આ પારસીની હીંમત તથા કાંમ કરવાની ચાલાકી જણાઈ આવેઆને લીધે તે વખતની પોરટુગીસ સરકારના વહીવટમાં તેઓ દાખલ થયા હતા, અને કેહેછે કે તેઓ સરકારને ઘણાજ મદદગાર થઈ પડીયા હતા; અને તે વખત પર તેઓએ બાંધેલું, પણ હવડાં જુહપડાં સરીખું દેખાતું એક ઘેર, જે આજે પોટેલના મોહલામા મરહુમ વાહાડીઆજી નવરોજજી જમશેદજીની હવેલી પાશે રસતાની સપાટી સાથે સરખાઇને ઉભેલુંછે, તે તેમનું પુરાતમપણું બતલાવી આપવાને બસ ધારીએચ. હમારા વીચાર પરમાણે અલબતાં તેમની સંગાથે અથવા પછવાડે બીજા પારશીઓબી બાહેર ગાંમોથી રોજગારને અરથે અતરે આવેલા હોવા જોઇએ; અને વખતે આવેલાબી હશે, પણ એકતો તેઓની કશી નોધ કોઈજ થાશે સાબેત રહેલી જણાતી નથી, અને બીજુંતો તેઓ કોઈ પરકારે જાહેર કાંમોમા પરખેઆત થએલા નહીંજ હશે, તેથી કરીનેજ તેવા સાહેબોને પડતા મુકી આ પોટેલ ખાનદાનના એક આગેવાન ગરહસથના નામની નોધ અતરે લઈ રાખવાને વાજબી ધારીએછે.

જે વખતે આ ટાપુ પોરટુગીઝોને હવાલે થયો તારે, તે માહેલા કેટલાક કીલ્લાઓ, આગલી હકુમતવાલાઓ હસતકથી બંધાએલા માતરે મજગાંમ, શીવરી, વરલી, માહીમ અને શીમ તરફજ હતા; પણ પરદેશી રાજનો પગ પેસારો થયા ઉપરથી અલબતાં શેહરના સંભાલ માટે કીલ્લા, અને કોટથી મજબુતાઈ આપવી જોઇએ; માટે તેઓની ટપ પરમાંણે હવડેના ડુંગરી કીલ્લાનું માહભારત કાંમ તેઓએ ઉઠાવેલ હતું, અને તેની અંદર લસકરી ખાતાંનો સઘલો સરણજાંમ તેઓ ભરી રાખતા હતા, એટલુંજ નહી પણ તેની આશેપાશે ફરંગીઓનાં રેહઠાણોબી, મોટા બંગલાઓના આકારમાં, બાંધેઆં હતાં, અને જે કોઇ આબરૂદાર જાંણીતા દેશીઓ હતા તેઓને રેહવામાંટે પાલવાના (અસલી)* દરવાજાની બાહેરથી તે ઠેઠ મસજીદ બંદરની વચે આવેલાં મેદાનની જગા ઠેકવી આપેઆમાં આવી હતી, પણ તે વખતની વસતી ઘણી જુજ હોવાને લીધે, બાકીનો મોટો ભાગ ઉજડ પડી રહેલો હતો. એ લોકોનુ સરવેથી માહભારત કાંમ વાંહાંનોને સારી હાલતમાં સંભાલી રાખવાનુ હતું, કારણ કે તેઓનાં બારકશોની વારંવાર મરાંમત કરવી પડે તેવા હેતુથી થોડીક કામચલાઉ જગા,

---

* અસલી બોલ એટલા માટે વાપરીએચ કે, આ ટાપુના ફરતા કોટમાંથી બાહેર જવાના મોહોટા દરવાજાઓ જે તરણ ઠેકાંણે મુકેલા હતા તે માહેલી પાલવાની ભાગલો દખશીણ તરફ હતી; તે જારે ઇ૦ સ૦ ૧૮૬૩ માં સઘલો કોટ ટોડી પાડેઓ તારે તેની સાથે બધા દરવાજાઓબી નીકલી ગયાછે. ના. લે.

હાલની આપણી કોટ માહેલી સરકારી ગોદી તરફ, કેઉવેઆમા આવી હતી, અને તરીના આયાત માલ ઉપર મેહશુલ હુઘડાવવા સારૂ એક માડવી પણ પેહલવેહલી તેઓએ માહીમ તરફ સથાપેઆ ઉપરાત બીજા કેટલાક સરકારી જાહેર ખાતાના મકાનોબી બાધેઆ હતા, તે આજના સુધરેલા સમા સાથે તો કવચીત સરખાઇ સકાએજ નહી, પણ તેહવે વખતે તદન નહી હોયા ક- રતા સઘલા સારા અને ગનીમત જેવા ગણાતા હતા. હેવી રીતે એ કાથો લીક પથના પોરટુગાલ પાદશાહની વજા આ ટાપુ ખાતે લગભગ ૧૩૨) વરસ વેર ઘણી જાહોજલાની સહીત જાથુક ઉડેઆ પછે તે રાજીઅનો ભોગવટો, તેમના પડોસી, અને કાએદાથી નેકામા આવેલા બહનેવી અગરેજ રાજાને સ પુરદ કરી દીવો હતો



## મુંબઇની હકુમતપર અંગરેજી રાજીઅનો અમલ.

સારી ચીજના શોકીના જેમ તેને હાથમા લેવાની લાલુચ્ય કરેછે, તેવીજ ઉછકતી આપણે માથે રાજ ચલાવનારી ગનાત, જે તે વખત ઉપર સુરત ખાતે વેપારને અરથે રેહતી હતી, તેઓને આ ટાપુ વેપારના મથક માટે ઘણુંજ પસદ પડ્યાથી, નામદાર ઈસટ ઈંડીઆ કુપનીના વડા આડતીઆ મી૦ આલીવર કરામવેલે, ઇશાવી સને ૧૬૫૪ મા ઈંગલાડ ખાતે હેવુ લખી વાલેગે હતુ કે, કોઇબી તદબીર ચલાવીને મુબઇનો ટાપુ પોરટુગીઝો પાશેથી લઈ લેવો, અને તે બાબદની વીશેરા વાતો ચાલતા લગભગ સાતેક વરસ પસાર થયા તેટલા અગરેજી હકુમતના નસીબ જાગેઆથી હેવુ બનેલ કે ઈંગલાડના નામદાર રાજા ચારલસ બીજા સગાથે ઇ૦ સ૦ ૧૬૬૧ મા જુનની ૧૬ મી તારીખે પોરટુગીસના રાજાની બેહન ઇનિફાનતા કેથેરાઇનના લગનનો સબધ જોડાયો તારે, તેના પહ્લામો આ મુબઇનો ટાપુ મુબાગક થવા વીશેના સતા ભરેઆ લખત પતરકો તેજ મહીનાની ૨૩ મી તારીખે સહી સાખ થયા અને તે બાબદમા રાજાએ તા૦ ૯ મી એપરેલ ૧૬૬૨ ની તેરીએ ગોવા ખાતે પોતાના ગવરનર ઉપર એક દસતાવેજ મોકલીને આ ટાપુ અગરેજી હકુમતને સવાધીન કરી દેવાની જે તાકીદ ફરમાવી હતી તે દસતાવેજની નકલ નીચે મુજબ માલુમ પડીછે

"આનટોનીઓ દી મેલો ઈ કાસતરો, ઈતીઆદી

"માહરા દોસત—હુ રાજાની સલામ વાચેઆબાદ જાણુ કે માહરી "પેઆરી અને માનવતી બેહનના લગનની રીત બાબે માહારા નેક ભાઈ તથા "પીતરાઈ ઈંગલાડના રાજા સાથે જે મોલકરારો થયાછે, તેની એક નકલ આ "કાગજ મધે બીડેલીછે, તે ઉપરથી મુબઇનો ટાપુ અને તેનુ બદર, તે રાજાની "મીલકત સાથી અને કેમ કેહવાએ, અને તે તેને સવાધીન કરવા સારૂ તમોને "હુ શામાટે ફરમાઉંચ, તે સઘલુ જણાવે; વાસતે એ રાજાના કાગલની તમો

"તાકીદથી ખોલ કરજો અને મુંબઇ જેના હવાલામાં આપવાનું માલુમ પડે
"તેને સનાધીન કરી દેજો, તથા સભાળ એટલી રાખજો કે સાગઆતમાં
"બતલાવેલી સરત પરમાણે કામ ચોકસ થાય, અને સઘના કામમાં લખત
"પતર રહી ન જાએ. એ સઘનું કામ બજાવી રહેયા પછે તેની વીગત
"માહરી ઉપર લખી મોકલજો કે રીત આપી ચુકા હેતુ હું અતરેથી જાહેર
"કરૂં. બીજું લખત જે બીડઉછે તે વાચેઆથી તમોને માલુમ પડશે કે આ
"સગાઈ જે કીધીચ તે ઉપરથી ઈંગલાંડનો રાજા જરૂરની વખતે મહને મદદ
"આપવા થકી કેહવો બધાએલોછે."

(સહી) રાણી."

"લીસબોન તા૦ ૯ મી મેએ ૧૬૬૨.

ઉપલો કાગળ આપીને પોરટુગાલના રાજાએ જે કાસદને રવાને કરેઓ હતો તેની સાથે અરલ આવ મારલબોરોની સરદારી હેઠલ પાચ અંગરેજી મનવારોના એક મજબુત કાફલા ઉપરાત સર આબરાહામ શીંપમેનની હકુમત તલે ૫૦૦) લશકરી માણસોને ઈંગલાંડથી રાજા બીજા ચારલસે રવાને કીધા હતા, તે મુજબ 'તારીખ ૧૮ મી સપટેમબર ૧૬૬૨ ને મુબારક રોજે નામદાર રાજા ચારલસ' બીજાને નામે આ ટાપુ હવાલે લેવા માટે તેઓ આવી પુગા, પણ કોનકરાર મધે જણાવેઆ ઉપરાત સર આબરાહમ શીંપમેને છાસઠી તથા ઉરણબી માગેઊં, તે આપવાની પોરટુગીસ ગવરનરે તદન ના પાડી તેથી અરલ આવ મારલબોરો ઉપના કાફલા સહીત હીઆથી પાછો ફરીને ઈંગલાંડ ગયો, અને સર આબરાહમ શીંપમેન પોતાનું લશકર લઈને ગોવાની સામણે આણજી દીવા નામની જગોએ જઈ પડી રહેઓ, પણ તે પછે, કેહચ છે, તે લશકરમાં ખરાબ હવા પેઠાથી સર આબરાહમ પોતે, અને તેના લગભગ ૩૦૦) માણસો ૧૬૬૪ ની આખરી સુધીમાં મરણ પામેઆ, જે વીશેની ખબર સુરતની કોઠીના વડાને પોહચતાવાર તેનો હોકમ આવેઆથી સકરેટરી મી૦ કુકે પોતાના તથા બાકી બચી રહેના માણસોના સભાલ માટે, પોરટુગીસોના કેહવા મુજબ, તેજ સાળના નવેમબર મહીનામાં નવો કોનકરાર કરીને ફકત મુંબઇનોજ ટાપુ લેવાનું તુરત વેના કબુલ રાખીઊં, અને પોરટુગીસ રેહવાશીઓમાં વેપાર ચલાવવાની છુટ આપોને ૧૬૬૫ ની સરૂઆતમાં આવીને જે પેહલ વેહલો વાશો કીધો તે દાહડાથી ટીંચા ઉપર અંગરેજી ધજાનો "યુનીએન જાક" જેહવી ધામધુમથી ઉરાડેઓ, તેહીજ જાહોજલાલી સહીત જગત ગીરતારની કીરપાથી આજ દન સુધી ચહડતી કલાએ ઉડતો રહેઓચ તે જોઈ સઘલી બરીટીસ પરજાને સદા સંતોસ ઉપજે કે પણ તેના દરમીઆનમાં તેજ વખતપર જે હરકતો નડી હતી તે માહેલી પેહલી એ કે સુરતની મુગલાઈ હકુમતવાલાઓ અદેખાઈની આંખો કાહડી કપટપણાથી આ બનાવતરફ જોવા લાગા, પણ શુરા અંગરેજોની સાહસેની સામણે તેઓ કાંઈજ ફાવી શકેઆ નોહતા.

ઉપર જણાવેઆ મુજબની પાછલી ગોઠવણ વીશેની ખબર જાતે ઈંગલાંડના રાજા પાશે ગઈ, તારે તે વાત સાભલી તે નામદારે ઘણી નાખુશી બતા-

લાવી હતી એટલુંજ નહી પણ તે નવી સરતો સઘલી રદ કરવા માટે સર જારવીસ લીઊકસને મુંબઇનો પેહલવેહલો ગવરનર ઠેઉવી તુરત મોકલાવી દીધો, જે તા૦ ૫ મી નવેમબર ૧૬૬૬ ને રોજે રાઈસલામત આવી પુગો હતો. અને સરવેથી પેહલાં તો આ કુકની ચાલચલણ તથા કામકાજ વીશેની તપાસ તેણે કરવા માંડી જેથી તેને હેવું માલુમ પડઉં કે રાજાને નામે મેહમુલની વસુલાત કીધેલા ૧,૨૦,૦૦૦) અસરફીનસ નાંમનાં સીકાઓ સરકારમો જમે આપેઆને બદલે પોતાનાં ખાનગી વાપરવાસમાં લઇ લીધા હતા. તેની સજામો મુંબઇની હકુમત ઉપરથી તેને એકેદમ બરતરફ કરી દીધો. તારે તે ગોવા ખાતે જઇને તાહાના જેસુટ લોકોનો આસરો પકડી બેઠો રહેઓ. અને આ કુકની જગા જે ખાલી પડી તે ઉપર દેપીઉટી ગવરનર તરીકે સર જરવીશે કપતાન હેનરી ગેરીને ઠેઉવેઓ હતો.

પોરટુગીસ સરકાર પાસેથી જેમ આએ ટાપુ લઈ લીધો તેમજ તેની હકુમતની સરકારી સઘલી મીલકતો તથા મીરાસોની સાથે પેલા પરખેઆત દોરાબજી નાનાભાઈની નોકરી પણ પોતાને તાબે કીધી, અને તેઆરથી તેવણ અંગરેજી અંમલનાં સરકારી ખાતાઓ ઉપર કામકાજ ચલાવતા રહેઆ, અને વાહાંનો બાંધવાની ગોદી જે સારી હાલતમાં નોહતી તેને ૧૬૬૬ માં અંગરેજી કાએદે પેહલવેહલી મજબુત પાએથી સર જારવીસ લીઉકસ નામના ગવરનરે બંધાની હતી.

તે વખતની વલાણ જાણીને સર જરવીસ લીઉકશે ઈંગલાંડ ખાતે જે કાગજો લખેઆં તેમા ધાસતી ભરીઉં હેવું જણાવેઉં હતું કે પોરટુગીસ પાસેથી એ ટાપુ લેતી વખતે મી૦ કુકે પુરતા બંદોબસતની ચોકાશી નહી રાખેઆને લીધે, તે ઉપર મુગોલો ચેહલથી ચહડી આવીને કોક વખતે અતી મોહટી ખરાબી કરશે. એટલુંજ નહી પણ જારે ખેતીવાડીનું કામ ચાલશે, અને મીલકતનાં માલેકપનાનો હક નકી થાસે તારે ઘણી ગુચવણ પડશે; કેમકે મેહમુલ નકી કરીને વધારવા માટે જેણી મેહનત હવડાં લઊંચ તે સઘલી ફોકટ જાએ છે; અને પરજા માહેલા કેટલાક લોકો જમીનનું ભાડું આપવા જે ના પાડેછે તે ઉપરથી તેઓના ખરા અથવા ખોટા દાવા માલુમ પડી સખતા નથી.

આટલો ઠેડાવ ચોકસ થયા પછે બીજી વાતોનો વીવાદ ચાલતો હતો તેટલાં તા૦ ૨૧ મી મેએ સને ૧૬૬૭ ને રોજે નામદાર ગવરનર સર જરવીસ લીઉકસ એકાએક મરણ પામેઓ, અને તેની ગેરહાજેરીનો લાભ લઇને ગોવા ખાતે ભરાઈ બેઠેલા મી૦ કુકે મુંબઇની હાકમી પાછી હાથ કરવાનો દાવો ઉઠાવેઓ હતો પણ કપતાન ગેરીએ તેનો હક નામંજુર રાખેઓ જે ઉપરથી તેણે મુંબઇ આવીને વાંદરા તરફનાં પોરટુગીઝોની મદદથી એક લશકર ઉભું કરવાની ગોઠવણ ચલાવી. તેમાં તે ફાવેઆનુ કારણ હેવું માલુમ પડઉં હતું કે ઈંગલાંડના રાજાની મુગદ મુઆફેક મુંબઇ ઉપરાંત છાસટીઓ સગલી અંગરેજી હકુમતને તાબે થએઆ પછે, કેહવ કે, વાંદરાનાં રેહવાસી જેસુટ લોકોની એક મદરેશા જે હતી તેને માટે તેઓ ઘણી જગા મુફત માંગવા લાગા તે; તથા તેમને બીજા કેટલા

અનઘટતા હક આપવાનુ જારે નાપાડવામાં આવેલ તારે, એ જેસુટ લોકોએ બખેડો બરપા કરવા માંડ્યો હતો; પણ તે ઉપરથી તેઓની અસલી જમીન વટીક સદાબરી જપત થઈ હતી તેનું વેર સર જરવીસ લીઉકસ તથા કપતાન ગેરી ઉપર રાખીને આ કુકને મદદ આપવા નીકલેઆં. પણ તે વાતમાં એ કુક ખરેખરો એક બલવાખોર ઠર્યો માટે હાવા તેના નાલાએક કામોને ઈંગલાડના તાજ, અથવા ઈસટ ઈંડીઆ કુંપનીના સુરતવાલા અમલદારો તરફથી કાંઇબી આસરો મલ્યો નહી હતો.

આએ ટાપુની મેહસુલમાં હાલની સદી સરકારને કરોડો રૂપીઆ જે દેખાડેચ, તેજ જગા આગલી વખતે કેટલું થોડું ઉપજાવી શકતી હતી, તે તેની તવારીખ ઉપરથી જણાઈ આવેછે; કેહેછે કે ઈસવી સને ૧૬૬૭ ની અધવચમાં દેપીઉટી ગવરનર કપતાન ગેરીએ તે સાલના મેહસુલનો એકંદર કોહો ઉપજાવીને જે વેલાત ખાતે મોકલાવેઓ હતો તેમાં સઘલી કીસમની પેદાસને માટે ૩૬૫૦૦૦) નો અડસટો જણાવેઓ હતો પણ કેહ્ય કે તે ધારણા જેટલી ઉપજ તારે થાઇ નોહતી.

મુંબઇનો ટાપુ કબજાણમાં આવેઆ પછે, તેને કોઈબી દેશી હકુમતવાલા-ની ધાસતીમાંથી બંચાવી રાખવાનો વીચાર પોંહચાડી પકી કીલે બંદી કરી લેવા માટે અંગરેજી અંમલદારોની પેહલવેહલી ખાએશ થાઇ, અને તે બાબે વેલાત ખાતેબી તેઓએ લખી વાલેલ હતું, પણ તેહવી ધારણા જો કે તારે તો કશા ઉપીયોગમાં નહી આવી પણ પાછલથી ૧૬૬૭ માં તરીસ લાખ રૂપીઆ ખર-ચીને "બોંબે કાશટલ" નામનો કીલો, બાંધીને તેની પાસે દરીઆવ તરફ ૧૫૦૦) ફુટની ફરતી દેવાલ બાંધેઆ ઉપરાંત, મજગાંમ, શીવરી, શીમ, માહીમ તથા વરલીના અસલી કીલાઓને પણ મજબુત કીધા. હાવી રીતે ચોકસ નક-શાથી કોટના સંભાલ માટેનુ બાંધકામ જે સુરૂ થાએલ હતું.તે તા૦ ૨ જી એપરેલ ૧૬૬૯ માં સઘલું સરનજામ ઉતરેલ હતું; પણ મરીન ઈઆને દરી-આઈ લડાએક કાફલાનુ ખાતું તો ૧૬૬૭ નાં ફેબરવારીની પેહલી તારીખથી પેહલવેહલું સ્થાપેઆમાં આવેલ હતું.

સર જરવીસ લીઉકસના મરણ પછે કપતાન ગેરી જે કામ ચલાઉ હા-કમ ઠર્યો હતો તેની સાંમણે મી૦ કુકે ઉઠાવેલા વાંધાની વાત ઈંગલાંડની સરકારને પોંહતી તે ઉપરથી અને એટલા અરસામાં નવાં રાજનું પરીણામ ઉતપંતીના બાબમાં રૂડું નજર નહીં આવેઆને લીધે હીંદુસતાંન ખાતે વેપાર ચલાવનારી ઈસટ ઈંડીઆ કુંપની સંગાથે તા૦ ૨૭ મી મારચ ૧૬૬૮ ને રોજે થયલાં એક લખતની ખુબીથી આ ટાપુની હકુમત તા૦ ૮ મી સપટેમબરે નામદાર ઇસટ ઈંડીઆ કુંપનીના સવાધીનમાં આવી હતી. પાછલથી એજ શેહર આબાદ હાલતે પોંહોંચેઆ પછે, તાજના સવાધીનમો પાછું ખેંચાઇ જવાની વકી તે વખતપર કોઇને સુપનેબી હશે નહીં.

જે પટાથી ઈસટ ઈંડીઆ કુંપનીએ આ ટાપુ હાથ કીધો તેના લખતમાં નામદાર રાજાએ એવી કબુલાત દાખલ કીધી હતી કે "પોરટુગાલના રાજ

"તરફથી જેવી હાલતમાં મને એ ટાપુ મલેઆચ તેવીજ હાલતમાં તેના નફા "તથા આવક સુધાં એ કુંપનીને ઈજારે આપી દેવો; અને તેના ભાડાંમાં એ "કુંપની મજકુર દર શાળના સપટેમબરની પેહેલી તારીએ લંડન ચલની પાઉંડ "૧૦) ઈઆને મુંબઈના રૂ૧૦૦) લેખે રાજાના ખજાનામાં ભરે સહી." એ ઉપરાંત લખતમાં બીજી એવી સરત જણાવી હતી કે એ ટાપુ સઘલો અથવા તે માહેલો હરેક ભાગ કુંપનીએ કોઈને કવચીત વેચવો નહીં, પણ તેમા વસનારાઓને ઈંગલાંડના રાજની રઈએત ગણીને તેઓ મલતા શેહેરના સંભાલ માટે લશકર રાખવું, હાકેમ તથા અમલદારો નેમવા, અને કાએદાઓબી તેઓએજ બાંધવા.

એ પટો નકી થયા વીશેની સઘલી હકીકત ઈસટ ઈંડીઆ કુંપનીના ડાએરેકટરોની કોરટે સુરત ખાતે પોતાના મુખતેઆર આડતીઆ સર જારજ આકશેનદનને વીશતારી લખી વાલિઆ સાથ તાકીદ ફરમાવી હતી કે મુંબઈની હકુમતને નામદાર રાજાનાં અમલદારો પાશેથી તે આડતીઆએ પોતાના સ્વાધીનમાં લઈ લેવી. અને સુરત ખાતેની સભા માહેલા એક અધીકારીને તાહાંનો રાજીઅ વહીવટ સોંપવો. એ વખતની હાલત પરમાણે આ ટાપુની વરશે દાહાડે રૂ૨૮૦૦૦) ની આવકનો અડસટો અટકલીને, ઉપલા અંમલદારને બીજું એમબી જાહેર કીધું હતું કે રાજાનું લશકર જો કદાપી કુંપનીની નોકરીમાં રેહવા માંગે તો સુખેથી તેઓને રાખવા પણ તેઓ તથા બીજા શીપાહીઓની સંગાથે ચોકસ ખોલી કરવી કે તેઓ જો મુંબઈમાંજ હંમેશા રહીને એતીવાડી ચલાવે તો તે ખેડવા માટે ખાલી જમીન ઉપરાંત અરધો પગાર આપવામાં આવશે. હાવી સરત કરવાનું કારણ એ નવી હકુમતવાલી ઈસ્ટ ઈનડીઆ કુંપનીને કાંઈજ નહી પણ જે તે વાતે મુંબઈમાં વસતી વધારવાનુંજ હતું. અને તે ઉપરાંત એતીવાડી તથા વેપાર લાગુ કરવાની મકસદથી સર જારજ ઉપર એવોબી ફરમાન તેઓએ મોકલાવીઓ હતો, કે જે લોકો મુંબઈમાં આવી વશે, તેઓને તેઓના રોજગારમાં મધીઅમ નફો થાએ હેવી ઈઉકતી વાપરવી અને તેટલા માટે તેઓ પાશેથી જડતે નફે માલ ખરીદી લઈને નાહાનાં બતેલા તથા ફતેમારીની મારફતે બસરાની નાલ તથા આફરીકાના કોરાતાઓ તરફ કુંપનીને હસાબે વેચવા મોકલવો કે જેથી કરી એક તો નફો મલેઆથી લોકોને મુંબઈમા આવી વસવાની ઉલટ છુટે, અને બીજું એ કે કુંપનીનો રોજગાર બીજે આડમંદરે ફેલાવો પામે; આ અને એવીજ મુજબની બીજી રીતીઓ એ બાહદર કુંપનીએ સનતબેસથી વાપરી તારે આ ઉજડ મુંબઈ આમાનીએ પોંહચવાની નોબતપર આવી હતી.

અંગરેજી હકુમતની અદલ રાજનીતીની આખરે ખરી નોધ જે અતરે દાખલ કરીએચ તે ઉપરથી ચોકસ જણાઈ આવશે કે એ વખતપર નામદાર ઈસટ ઈનડીઆ કુંપનીએ આ ટાપુને અંગરેજી સલતનતનુ સંસથાંણુ મજબુત કરવા માટે કેટલાક માઅકુલ કાએદા બાંધીને સતાવાનાઓ ઉપર જે તાકીદ મોકલાવેઆ હતા તેમાં હેવું ફરમાન હતું કે કોટ અને કીલ્લાને મોહટા કરવા,

વગર ધાસતીએ લોકો આવી વશે હેવી સારી ગોઠવણી ઉપર કોટમધે શેહર બાંધવું, અને તેમાં અંગરેજો ઉપરાંત દેશી ગરહસથો આવી વશે તેનું ઉતેજન આપવું, પણ એટલી લાલુચ વીશેશ દેખાડવી કે તેઓ પાશેથી પાંચ વરસ સુધી માડશીની જગાત બીલકુલ લેવીજ નહી. અને તે પછે મેહશુલમાં સુધારો તથા વધારો કરતી વખતે આટલી સભાલ સાચવી રાખવી કે લોકો નાઉમેદ થાય તેહવા કોઈબી કર તેઓ ઊપર કદ્દચીત નાંખવા નહી. ઈસ્લાઈકોમ માહેના પરોટેસટંટ પંથવાલાઓને બનતી આબરૂ આપવાનું ફરમાવેઆ સાથે આટલીબી ચેતવણી જણાવી હતી કે જે લોકો બીજા ધરમો પાલતા હોએ તેઓને કશી પાંતીએ ઈજા પોંહચાડવી નહી. જુદા જુદા કારીગરોને ઉતેજન આપવા તથા આવી વસનારાઓને કપડ વણવાના ચરકાઓ પુરા પાડવાનોબી હોકમ તેઓ ભુલેઆ નહી હતા જે માહેલુ કેટલુંક કાંમ કુંપની સરકારના સરથી પેહલા ગવરનર સર જારજ આકશેનદનની કારકીરદીમાં પાર ઉતરેલ અને બીજી સુધરાઈ દાખલ થનાર હતી તેટલા તેનાં મોહતની, શીતાબીએ ૧૬૬૯ મા જુલાઈની ૧૪ મી તારીખે મરણ આંણી મુકેલ તેથી તેના દીલની મુરાદ દીલમાંજ.તે રાખી લઈને આ દુનીઆં છોડી ગયો હતો.

હેની ગાદી ઉપર જારે મી૦ જીરાલ આંનજીઅર નામનો નવો હાકેમ ઠરેઓ તારે હકુમત સ્વાધીનગાં લેતાં વાર તે નામદારે એક માહભારત કામ હેવું ઉઠાવેલ કે જાંહાં રાજીઅ વહીવટ ચાલે, તાંહાં પરજાનાં પ્રમાણીકપણાનો લાભ સાચવવા માટે ઈનસાફ ખાતું હોવું જોઈએ. વાસતે હેવી ધારણાથી અંગરેજી રાજની' હકુમત બંધ બેઠા પછે પાંચેક વરસે સને ૧૬૭૦ માં સરકારનાં હસતકથી એક ઈનશાફ ખાતું પેહલવેહલું અતરે હુભું કીધું તારે ફોજદારી મુકરદમાં ચુકવવા સારૂં દેપીઉટી ગવરનર તથા કાઉનશીલના અધીકારીઓ બેસતા હતા; પણ દેવાની મુકદમાં છાંડવા માટે કાઊનશીલ માંહેલા એક અંમલદારની સંગાથે એક અંગરેજ વેપારી, અને દેશી ગરહસ્થોબી સામેલ રહી બેસતા હતા. એ વખત ઉપરબી, કેહચ કે, મુંબઈના બંચાવનું બાંધકાંમ જે નબલું જણાયું તેમાં મી૦ આનજીઅર ગવરનરે કેટલોક સુધારો કીધો હતો; કેમકે જમીનની બાજુ તો જો કે કોટથી ઘેરી લીધેલીજ હતી પણ દરીઆવ તરફના બોહલા મારગપર એક બટેરી બાંધી શેહરને વીશેસ મજબુતી આપી હતી.

ઈસવી સને ૧૬૭૨ થી તે ૧૬૮૧ સુધીની કેટલીક ઇઆદી ઉપરથી હેવું માલુમ પડેછે કે ભંડારી લોકોનો અસલ પેસો બીંગલ વગાડવાનો હતો, અને પોરટુગીઝોના અંમલ ટાંકને રણસીંગુ વગાડનારા અને લડવા લાએક સીપાઈઓમાંથી તેઓજ બપતા હતા. એ સીંગું વગાડવાનો અસલી ચાલ હજીસુધી એજ લોકો પાસે સચવાઈ રહેલોછે, અને તે દર વખતે આપણી કોટની મોહટી કોરટમાં જારે ફોજદારી સેશન ભરાએચ, તે પ્રસંગે નેઆએધીશની ગાડી કોરટના દરવાજા આગલ આવતાંવાર, નીશાન ઉઠાવીને તેઓજ રંગસીંગુ વગાડેછે. વલી હેવું ગી નીશ્ચય ઠેરવેઆમાં આવેલછે કે પોરટુગીઝોની પેસતર એ બીંગલા સરદારોએ માહીમનું આખું રાજીઅ જીતી લીધું હતું, એટલુંજ નહી પણ આ

મુબઈ તથા છસઠી ની તેઓનાજ તાબામા હતી; માટે ભંડારી લોકો આગલ સરદારોના વરાથી ઉતરેલા કેહવાએછે, પણ પાછળથી ગરીબી અવસ્થામા આવી પડઆને લીધે પર રાજીઓને માન આપવાના હેતુથી એક અસલી ઇઆદ ગારી તરીકે નીશાન ઉઠાવીને હાવી વખતે બુગલ વગાડવાનો પેસો હજી છોડે ઓજ નથી.

ઉપરની ગોઠવણી નકી થઈ રહેઆ સબધી સને ૧૬૭૩ તથા ૭૪ નો જે રીપોરટ મી૦ આનજીઅરે વેનાત ખાતે લખી મોકલાવેઓ હતો તેમા મુબઈની વસતી ઉપરાત મુબઇ તથા માહીમને બે ભાગમો વેહચી નાખેઆ વીશેની ખબર તથા કીલાઓની હાલતનો હએવાલ આપેઓ હેતો અને તેટલા વખ તમા કીલાની ઉપર ૧૦૦) ટોપો ગોઠવાઈ ચુકેલી હતી લશકર મધે બબેશો માણશોની બે ટુકડી જે હતી તેમા ઘણાખરા તોપરા લોકોને દાખેલ કીધા હતા પણ દરીઆ વરઘોના ખાતાપર માતરે ૧૦૦) માણશો રોકાઇ રેહેતા હતા એજ અહેવાનમા મી૦ આનજીઅરે આ ટાપુને સુરતની મીસાલે વેપારનુ મુખીઅ મઠક બનાવા સબધી દરખાસત પણ ગુજારી હતી અને તેવાજ બીજા સારા ઉપાએથી સરકારી મેહશુલમા વધારો કરવાની અતીઅત મેહનત લીધી હતી

આ ટાપુ જારથી અગરેજી હકુમતને તાબે થયો તારથી, તે માહેલી કોઇક જમીન સરકારની અને કેટલીક રઈએતોની જે હતી તે વીશે અરસપરસ વાંધો ઉઠેઆ ઉપરથી મી૦ આનજીઅરે લોકો પાશેના દસતાવેજો અને ખત પતરો જોવા માગેઆ, કેમકે તે ઉપરથી જે પુરવાર થાએ તો તે જમીન તેના ખરા માલેકને આપી દેવા માટે વેનાતથી તાકીદના હોકમો લખાઈ આવેઆ હતા પણ તપાસ કરતા વાધાની વાત વધારે જણાઇ તારે રઈએત લોકોએ એવો ઠેડાવ કીધો કે તેઓના દસતાવેજો કોઈ ચોકસ કાએદાથી નકી થાએ તો મીનકતો ની સલામતી સદા જલવાઈ રેહ માટે સરકારને તેનો ઘટતો બદલો આ પવાની મરજી જારે દેખાડી તારે તા૦ ૧ લી નવેમબર સને ૧૬૭૪ ના રોજે મુમઈની મીલકતોના સઘલા માલેકોની એક સભા મલી હતી, તાહા નામદાર ગવ રનર તથા બીજા સરકારી હોદેદારો પણ આવીને હાજર થયા હતા, અને એક પકુ લ મત જે થયુ તે મુજબ ચાલવા માટે સઘલાઓ એકમતથી કબુલ થયા, તારે આ જઘડાનુ ચેનટ ચેહનથી આવેલું હતુ

એ વખતપર સરકારનુ વડ અને મુખીય મથક જોકે સુરતમા હતુ, પણ આ ટાપુના બંદોબસત માટે જેટલુ કામ કરવાનુ હતુ તેની રોકાણમા ગવરનર આનજીઅર લગભગ છ વરસવેર હીઆજ ચોભી રહેઓ હતો ૧૬૭૫ મા જારે તે નામદાર સુરત ગયો તારે હીંઆની હકુમત, એક ડેપીયટી ગવરનર ડેડલી, તેને સોંપી અપી હતી

જોકે આ ટાપુ ઉપર હનકી વરણના હીંદુ તથા મુસલમાનો અસલથીજ વ સતા હતા તેમા તારપછે પોરટુગીસ તથા પરશીઓની વસતીએ થોડાક વધારો કીધો પણ તે વખતની હાનત ઉપર નેધાહ પેહચાડી જેના વેપારને અરથે અગરેજ લોકોએ પાછલથી ઘણી સારી જહદ દેખાડેલી માલમ પડેછે વેપાર વધવાની

બાબદમાં મી॰ આંનજીઅર પેહલવેહલાં ઘણી મુશકેલીએત વીચારતો હતો, પણ મેહનતથી તેને સઘલું શેહેલ થતું માલુમ પડીઉં હતું. રઇએતની તરફના વકીલો ચુંટી કાહાડીને તેઓની મારફતે પરજાની ફરીઆદ સાંભલવાનું પેહલ વેહલું કાંમ પણ તેણે આરંભ કીધું હતું. ઇનસાફ ખાતું સંભાલનાર એક જડજની પેહલી અગતબી તેને જારે જણાઈ તાહારે ૧૬૭૬ માં તેહવા એક અલાહેધા નેઆએધીસને નેમીઓ હતો અને તે સાથે એક ઘોડેસવાર પલટન પણ નવી ઉભી કીધી હતી. એની કારકીરદીમાં કેહઅ કે વણકર લોકોને આસરો મલનારી ઘણી સારી ગોઠવણો થઈ હતી. જે પછે તારીખ ૩૦ મી જુન સને ૧૬૭૭ માં એ મી॰ જીરાલડ આંનજીઅર અજલને ભોગે ચહડીને મુંબઈમાંજ મરણ પાંમીઓ હતો.

કોરટ આવ ડાએરેકટરોની નજરમાં આ ટાપુ ઘણોજ ખરચાલો માલુમ પડીઆથી લશકર ખાતાંમા તથા સુરતની આડત ખાતાંમા ઘટાડો કરવાનો હોકમ સને ૧૬૭૯ માં તેઓએ લખી મોકલાવીઓ, પણ ૧૬૭૭ માં ગવરનર આકસેનદનના વખતથીજ કેટલીક વાતનું સંકટ શુરૂ થયાને લીધે રાજીપમામલો ઘણોજ સખત અને કચડાએલો દેખાતો હતો, એટલુંજ નહી પણ સાંમણેના કોરાતાઓ તુરક મરાઠાઓ અતીશીપ તોફાંન મચાવતા હતા, તથા થાણાં અને ઉરણ તરફથી પોરટુગીઝો ઓરાકી વટીક ગાંમમાં આવવા દેતા નોહતા, અને તે ઉપરાંત કરનાટકથી તે આખાં દખણ દેશ સુધી શીવાજીની હકુમત પુર જોશપર ચહડેલી હતી, માટે તેની સંગાથે સુરતના મુગલાઈ રાજીઅને ચાલતી લડાઈમાં વખતે ઉતરવું પડવાને સબબે, તેઓના હોકમને અમલમાં લાવવાનું હીઆંના સતાવાળાઓએ ઘટારત જોયું ન હતું; તોપણ તે વાતને થોડી ઘણી અમલમાં લાવવા માટે કેટલાક સરકારી નોકરોનો પગાર ઘટાડીઓ તે ઉપરથી ગેઆરીસન ખાતાંના કમાનદર કપતાંન કેવીને પોતાના માણસો ઉપરાંત કુંપનીના બેદીલ થાએલા બીજા નોકરોને સવાધીનમાં લઇને તા॰ ૨૭ મી ડીસેમબર સને ૧૬૮૩ માં ગાંમ મધે એવા ઢંઢેરા પીટાવીઓ કે મુંબઇનો ટાપુ રાજાનોછે માટે તે ઉપર કુંપનીનું કાંઈજ પોંહચતું નથી, એવું પરજાને જાહેર કરીને હકુમત પોતાના સવાધીનમાં તે લઈ બેઠો, જે વાતની ખબર વેલાત ખાતે પોંહતી તારે તાંહાંના નામદાર રાજાએ તાકીદનું ફરમાન લખી મોકલાવીઉં કે મુંબાઇનો ટાપુ કુંપનીને હવાલે કરી દીએ, અને તે કારણ માટે સર ટાંમસ ગરેનથમ વાંહાણોનો એક કાફલો લઇને ૧૬૮૫ માં અતરે આવી પોંહતો તારે સઘલો બખેડો સમાધાંણીપર આવેઓ અને હીંઆંની હકુમત પાછી કુંપનીને સવાધીન થઈ હતી.

શતરૂઓના શેતંમથી અંગરેજી વેપારમાં નડતી હરકતના અટકાવ માટે જારે ઇસટ ઈંડીઆ કુંપનીને ૧૬૮૩ માં પુરતી સતા મલી તારે એવી હરકત કરવા આપનારાઓના ખારકશો પકડવાનું કાંમ તેઓએ શરૂ કીધું હતું, અને દરીઆ ખાતાંમાં થતા અપરાધોના મુકરદમા કાંઉનશીલના અધીકારીઓ પેહલાં ચુકવતા હતા, પણ તેજ સાળમાં તે કારણ માટે ડાકટર સેંટ જાંન નામના કાબેલ

નેયાયાધીસની નેમણુક થઇ તારે તેના સવાધીનમાં તે ખાતું સોંફવામાં આવેલ હતું જેનો પગાર કેહ્ય કે તે વખતપર તેને દર મહીને ૩૧૫૦) નો મલતો હતો અને તે પછે લશકરમાંબી પુરતો વધારો કરવાની ફરજ પડી માટે, તેનો ખરચ પુરો કરવા સારૂ, વેપાર ખાતાંના વાંહાંણવાલાઓ પાશેથી ચોક્સ કર ઠેરાને લેતો કીધો હતો, એટલુંજ નહીં પણ મુંબઈના દરેક દુકાનદારો પાશેથીબી એકેક રૂપીઓ ઉઘરાવતા રહેઆ, તોપણ સરકારનું પુરૂં થવામાં ઘણી મેહનત પડતી હતી.

મુંબઈની આગલી હાલતનું વરણન જેમ હકીગત હાથમાં આવી તેમ અતરે જણાવેલછે; તે ઉપરાંત ડાક્ટર જાંન ફરાએઅર નામના એક અંગરેજ મુસાફરે પોતે નજરે જોએલો અહેવાલ તેણે સને ૧૬૯૮ માં બનાવેલા ઈતીહાસમાં જે દાખલ કીધોચ તેનો અગતજોગ સાર અતરે નોધી લઇએછે.

"મી૦ કુકે જારે મુંબઇને પેહલવેહલી સવાધીનમાં લીધી તારે તેના બં-
"ચાવ માટે કીલા ઉપર માતરે પીતલની ૪ ટોપો ગોઠવાએલી હતી; અને તે
"ઉપરાંત કોઈ કોઈ જગોએ નાહનકરા કીલાઓ બાંધેલા, હલા તે એટલાજ
"વીચારથી કે તે વખતપર મલબારી લુટારાઓ આવીને બેધડક ઢોરો તથા
"બીજો અસબાબ ચોરી લઇ જતા હતા, તેમાંથી તેઓને અટકાવવાનું બની
"આવે, પણ તે બાદ પાછળથી ઘાણુંક ફેરફાર થએલ હતું. કોટ મજબુત
"કરી તે ઉપર હારે દોર ૧૨૦) ટોપો ફરતી ગોઠવાઈ ચુકી હતી. કીલાથી
"શેહર જે થોડેક દુર હતું તેમાં અંગરેજો, ફરંગીઓ તથા સઘળી વરણના બીજા
"દેશીઓ વસતા હતા; જેઓ માહેલા કેટલાકોનો મુખીય રોજગાર માંછીમારોનો
"હતો. આખું મુંબઇ શેહર એક માઈલને આસરેની લંબાઈનું હતું જે ઉપર
"બાંધેલાં ઘરો ઘણાંજ નીચાં અને તેના છાપરાંઓ ઉપર નલીઆંને ઠેકાણે
"નરઈમ જાહવનીઓ રેહતી હતી, જેમાં માંડવી ખાતાંનું એક ઘેર જરા સારી
"હાલતની એમારત તરીકે દેખાતું હતું, કે જે ચુનાથી બાંધીને બારકી મધે
"કાચની જગોએ કાલુના શીપની કપચીઓ બેસાડેલી હતી. શેહરની પાસે
"એક નાહલું બજાર હતું અને તેની પડોસમાથી ખેતરો લાંગેલાં હતાં, જાંહાં
"ગાએ તથા ઢોરો ચારો ચરવા ફરતાં હતાં. ફરંગી લોકોનું એક દેવલ અને બગીચો
"હતો અને અંગરેજોના મુરદાં માટે નાહાનું કબરસતાંન કીધેલું (એ મુસાફરને)
"સઉમાં જોવા લાએક દેખાએલ હતું. મજગાંમ તો (તે વખતપર) ઘણુંજ
"દુર ગણાતું હતું અને તેની કાંઈજ નહીં પણ માંછીમાર કોલીઓના રેહઠાણની
"જગેઆ કેહવાતી હતી અને તાંહાં બુમલા નામની શુકી માછલી પુસકલ
"મલી આવતી હતી. એ મજગાંમ ખાતે ફરંગીઓનું એક બીજું દેવલ બાં-
"ધેલું હતું. મજગાંમની પડોસમાં પરેલ નાંમનાં ગાંમમાં પણ તેઓનું એક
"દેવલ હતું (જે જગાને વાસતે કેહ્યકે ગવરનરોને રેહવાનો મેહલ તેઆર
"થકે બંધાએલો હજી તુલીક મોહટા વીસતારના બગીચા સાથે બેગ-
"મને સલાંમત ઉભેલછે) પરેલ, માહીમ, શીમ તથા મુંબઇની વચે એક ખાડી
"હતી જેની હજારો એકર જમીન વગર ખેડણીએ ઉજડ પડેલી હતી. વરલી
"તરફ અંગરેજી હકુમતની એક ચોકી અને ચોપાટી તરફ બાબુલનાથના ડુંગ-

"રને મથલે પારશી લોકોનું માતરે એકજ દોખમું તરતનું બંધાએલું, એ મુસા-"ફરે જોએલ હતું." અને આટલી કેફીએત ઉપરાંત આખાં મુંબઈ શેહરની વસતી સઘલી મલીને ૬૦,૦૦૦) માણસોની તેણે લખી દેખાડલી આપણા વાંચવામાં આવેછે.

હવડેના આપણા હાકેમો બબે અને ચારચાર ઘોડાઓની શુંદર ગાડીએ બીરાજીને જાંહા ભાવે તાંહાં સુખ ચેનથી જેમ ફરતા દેખાએછ તેમ આગલા વખતેપર તેહવું કાંઇજ હતું નહીં, શેવાએ બલદના "એકકા" નામની ગાડી જેમાં બેશીને ગવરનર સાહેબો ફરતા હતા અને તે ગાડી તારે ઘણીજ ઉકમાઈની ગણાતી હતી. પણ તેની સઘલી નીરાંણ આજે કેટલીક મુદત થઇ અતરેથી જતી રહીછે.

ગામની વસતીનાં લોકો જારે કેથેખી લાંમબે ટપે જઇને પાછા આવતા તારે પાંએવોણી આગલ તેઓને કીચલથી ખરડાએલા પગ ધોવા પડતા હતા અને તે ઉપરથીજ એ જગેઆનું નામ "પાયધોણી"નું જે આપેઆમો આવેલછ તે અતારતુલીક છપાઈ ચુકેલું કોઈથી ભુલાતું નથી. એ વખતપર કસોએ અટકાવ નહોએઅલિ લીવે દરી હોડકાંઓ તથા નાંધલાં ખારકસો હાલની સર જમશેદજી હાસ્પીટાલ તુલીક નીરબએ ચાલી આવતાં હતાં, તે વરલી તરફનો બાન ૧૮૮૪ માં બંધાએઆ પછેથી પાણીની આવક બંધ પડવા માંડી અને ખાડી પુરાઇને સપાટ જમીન એટલી તો મુહબલક થઈ કે તાંહાં આજે મોહટ મોહટી ઇમારતો બંધાઇને અસલી હાલતને તદન ફેરવી નાખીછે. વાલકેશ્વર તથા ખંબાલા આગલ હીંમતવાન ધનરાનોને ઠેકાણે તે વખતપર વાઘો અને ફાડી ખાનારાં જાનવરોના ઉપદ્રવનો અતીશીઅ ભએ હતો એટલુંજ નહી પણ નાએગાંમ અને મહૂંગાં તો લુંટારાઓના રેહઠાણો જે થાઇ પડેઆં હતાં તે સરવેની હાલત હવડાં નહી મનાએ હેવી રીતે સુધરી ગઇછે.

આ ટાપુ જુદા જુદા ભાગોમાં વેહંચાઇ પડેઆના સબબથી તેની વસતી ઘણીખરી વીખરાએલીજ હતી, અને તેથી કરી લુચા વાટપાડાઓને લુટફાટ કરવાની જોગવાઈ શેહલથી મલી શકતી હતી, કારણ કે હાવી હાલતને લીવે તે વખતપર વસતીના લોકોથી એક બીજાને મદદ મલવી મુસકેલ જણાતી હતી. એ લુટારાઓમાં અગત કરીને આમેપાસેના મુસલમાનો અને તે ઉપરાંત મરાઠા સરદારોણી ધશી આવીને બેધડક દરોડા પાડી જતા હતા. માટે તેઓના ભયંકાર જુલમાતની ધાસતીથી સાંહેજ પડતાંજ વસતીના લોકો ઘેરના દરવાજાઓ મજબુતાઇથી બંધ કરીને સંભાલ સારૂ ભરાઈ રેહતા, અને તેહવું થાતાંબી ભાગજોગે કોઈ અકસમાત બાહેર રહેલો સપડાએઓ તો તેના બદનપર વસતરનો એક ટુકડોબી સલામત રહી નહી શકતાં કોકવાર જાનનીબી ખુવારી થઈ જતી હતી, અને તેહવી આફત નામદાર અંગરેજી સલતનત હીંઆં સરૂ થાઈ તેની પેસતર તુલીક જે ચાલુ હતી તેના અટકાવ માટે, કેહચ કે, આ દએઆલુ રાજીઅ કરતાઓએ દર રાતરે એક ટોપ જાહડીને પરજાને બાહેર નહી નીકલવાની ચેતવણી આપવા માડી, અને સહવારનું પરોહડીએ ફાટવાટાકણે ફરીથી એક ટોપ

છોડીને બાહેર ફરવાની રજા આપવાની ચાલ પાડી; તેજ રવઇઓ હજીસુધી કાએમ રાખેલીછે. આ ટોપ મારવાની બાબદને, ઇસવી સને ૧૮૬૭ નાં સપટેમબર મહીનાનાં ગ્નાનપ્રસારક ચોપાનીઆમાં, "મુંબઇ સેહરનુ વરણન" લખતાં જે જણાવેલીછે તે અલબતાં સારી સતા ઉપરથીજ હશે તોપણ હમારી પકી તજવીજ ઉપરથી હેવું માલુમ પડઊંચ કે, રાત તથા સહવારની ટોપ મારવાનો રવઇઓ તો તેની આગમજ પોરટુગીસ લોકોનાં અંમલમાંબી ચાલુજ હતો. અને પરજાના લોકો તો બીચારા ઉપર જણાવેઆ પરમાણે સમી સાંહાંજ પડવાની આગમજથીજ પોતપોતાના રેહેઠાણુમાં ભરાઈ બેસતા હતા.



## મુંબઈનો ટાપુ જંજીરાના સીધી સરદારે લીધો.

જો કે અંગરેજોએ બનતી કોશેસથી આ ટાપુને સઘલી વાતે મજબુત કરી રાખેઓ હતો તોપણ તેની હકુમતના નામદાર ગવરનર સર જાન ઉઆઈલીબરણના મરણની ખબર પોહોંચતાંવાર જંજીરાનો હબશી, સરદાર નામે ઇઆકુબખાને* પચીસ હજાર માણસોની બળવંત ફોજ લઇને તા૦ ૨૨ મી ફેબરવારી સને ૧૬૮૯ ની તેરીખે કોટ માહેલા ડુંગરી કીલ્લાથી તે મજગાંમ, શીવરી, શીમ, વરલી, તથા માહીમ સુધીની સઘલી જગા કબજ કરી લીધી; તે વખતે, કેહેચ કે, સર જાન ચાઇલદ નામનો એક વેપારી હતો તેને રાજાએ બારોનેટનો ખેતાબ બખશીને મુંબઈની ફોજનો જનરલ તથા ગવરનર બનાવેઓ હતો; તે આ રાતરૂ ચહડી આવેઆથી ખરેખરો નકાંમો અને માતરે નામનો જણાયો પણ કશા કાંમનો તથા લડાએક નીવરેઓ નોહતો; તેથી કરી આ સુખેહથી સવાધીન થએલો ટાપુ થોડુંકસુધી અંગરેજોને હાથથી નીકલીને રાતરૂના કબજામા જઈ બેઠો હતો. તો જોકે આ નામના જનરલની પાશે તે વખતે ઓછાંમો ઓછાં ૨૫૦૦ માણસોની ફોજતો તઇઆર હતી; એટલુંજ નહીં પણ બારાંની અંદર કેટલાંક વાંહાંણોબી હતાં કે જેથી કરી દરીઆવરથી ખાતાંનું તથા ખુસકીનું લશકર એખ્ખંડુ થાઈ સીધી સરદારની ફોજને આ ટાપુપર ઉતરતાંજ ફતેહમંદી સાથે અટકાવી રાખતે, પણ તેઓને તેમ કરવાનો કોઈ રીતે હોકમ નહીં મલેઆને લીધે પોતાની હાર જોવા માટે પડી ભાગવાના સાંધણો જાંણે પોતેજ આપેઆં હોએ એવી દુખ ઉપજાવનારી હાલતમાં તે વખતનું અંગરેજી રાજ આવી પડઊં હતું. કોટો ઉપર કોટો અને તેની બાહે-

* હીંદુસતાંનમાં જારે મોગલાઈ સલતનત પુર જોસથી ફેલાએલી હતી, તારે તેના પાએતખત શેહેર દીલ્હીની મસનદ ઉપર શાહનશાહ અઓરંગજેબ જે ધરાવી સને ૧૬૫૮ થી બોરાજીને ૧૭૦૭ મુધી રાજ ભોગવી ગયોચ તેની સતા છેક આપણી પડોસમાં આવેલા જંજીરાના ટાપુ ઉપર ચાલુ હોયાને લીધે તેની તરફથી એ સરદાર હકુમત ચલાવતો હતો.
ના સ.

રની સઘલી જગેઆઓ એકબી ગોલી ફેંકેઆવના શાતરૂઓએ જીહતી લીધી જેથી યુઆરોપીઅન શીપાહીઓ ગાભરા પડી જઇને પાછા હટેઆ, અથવા તો ફતેહ મેલવનારા સીધીની સંફમાં મેલાઈ ગયા હોએ એવું થાઈ પડેલ હતું. સીધીઓએ પોતાનું મુખીઅ મથક મજગાંમમો સથાપેલ હતું, જાંહાં અઉદ ટોપો ગોઠવેલો એક કીલ્લો, જે મધે ખજાંનાથી ભરી રાખેલી પેટી ૧૦) ઉપરાંત લડાઇના બેસુમાર હથીઆરો તથા અસબાબો ભરેલો હતો તે વગરં મેહેનતે તેઓના હાથમાં આવી રાખેઓ એટલુંજ નહીં, પણ એકજ કીલ્લો જે હવડાં તોશાખાંનાના કાંમમાં વપરાએચ તે વતરોગે પોરટુગાલો પાશેથી મલેલું સઘલું જંજીગના સરદારે સપુરદ કરી લીચેલું હતું. એ વખતપર કેહેછે કે "બોમબે ફીઉઝીલીઅર" નામની એક ગોરી પલટન, જે હવડાં નામદાર માહરાંણીની ૧૦૩ જી રીજમીટ ગણાએચ, તેની બેએજ ટુકડી હાજર હતી તેની મદદથી શાતરૂના પચીસ હજાર માંણશોની સાંમણે જઇ તેઓને હાંકી કાહાડવાનો હોકમ જોકે કપતાન "પો" ને ઘણો અશુરેથી થયો; અને તે મુજબ આટલાં મુઠીભર માણસો સહીત તે બાહાધર અમલદારે હોમલો તો કીધો પણ જે નહીં બની શકે તેહેવો મામલો હોવાને લીધે કપતાંન પો પોતાની બાહાધુર ટુકડીઓ સાથે પાછો હઠીને હાલના તોશાખાનાવાળા કીલ્લામાં જઇ ભરાયો હતો. એ સીધી સરદાર વીશે એવું કેહેવામાં આવેછેચ કે તે એક અછો લડાએક હતો, અને જે એતબાર તેના માલિક દીલ્લીવાળા શાહનશાહ ઔરંગજેબે તેના ઉપર રાખેઓ હતો તે મુજબનું આ કાંમ તેણે પુરતી રીતે પાર ઉતારેલ હતું અને મુંબઇને બંચાવવા માટે અંગરેજોએ આગલથી જે જે જગેઆ મજબુત કરી રાખેલી હતી તે સઘલી શેહેલથી તેઓએ હાથ કરી લીધાબાદ ડુંગરીની ટેકડી જે કીલ્લાની દીવાલથી ૨૦૦ વારને છેટેછે તેની ઉપરબી તેણે ટોપખાંનું ઉભું કીધું હતું પણ એવી તકલીફી હાલતમાં દેખાતું હતું કે જો કદાપી સાંમણી તરફથી ગોલી અથવા ગોલાઓ આવે તો તેથી તેના લશકરનો મોહોટો ધાણ નીકલી જાએ, તે છતાં તેના નશીબને જોરે આપણ તરફથી તેવું કશુએ બનેઉ નોહતું અને જે જગો ઉપર સીધીએ તે વખતે પોતાની ટોપો ગોઠવલી હતી તેનીજ નીચાંણમાં હવડાં જી. આઇ. પી. વાળાઓની ફુંફાશ મારતી આગ ગાડીઓનું મથક થાઇને તાંહાથી વેપારની દોરી એખીલાં હીંદુસતાંનમાંજ નહીં પણ આખાં એશીઆખંડની ચોમેર ફેલાવો પાંમતી આપણે જોઇએચ. જો કદાપી ડુંગરી કીલ્લા ઉપરની ધુરકેઆ કરતી ટોપોને, શાતરૂની ફોજો તેની હદપર આવતાંવારજ, છોડી હોતતો એક કલાકની અંદર મોગોલોના લશકરની ધુલધાંણી આપેરે કરી નાખી હોત; અથવા તો પી. તથા ઓ. કુંપનીનો વશાલવાળો કાફલો જે હવડાં મજગાંમની છેટેના બારાંમા નીરભએ જાહલા બાએચ તે માહેલાં માતરે એકજ બારકસને શાતરૂનાં કાફલાની અંદર ધુસાડવાની થોડીક હીલચાલ કીધી હોતતો એકપણ ગોલી ફેંકેઆવના તેનું આખું લશકર શેહેલથી ડુબી મરતે, પણ ૧૬૮૯ માં મુંબઇની અંગરેજી હકુમતનો દાહાડો એટલોતો નબલો થઇ પડેઓ હતો કે એકતો હાલના જેહવી સુધરાઇ બરેલી કલાઓ કોઇ અંધકાર ગારમાં આધાર

વના રહીને નીંદરા લેતી હતી, અને બીજું એકે તેઓ પાશે કોઈ હીંમતવાન હાકમ નહીં હોવાને લીધે થોડુંકસુધી જાંન બચાવવાની ધાસતીમાં તેઓ હેવાતો કશી પડેઆ હતા કે જો કદાપી તેઓને દરીઆઈ મદદ નહીંજ મલી હોત તો બેસક ભુખમરાથી સઘલું લોક રાતરના તાબામાં થમાલીના રેહેત નહીં. તો જોકે તે મોસમના ચોમાસાંમાં અંગરેજ લોકોના દુખનો કશો પારજ હતો નહીં, કેમકે તે વેલાએ સઉથી ખીકટમાં ખીકટ તંગાસ તેઓએ ખેંચી હતી, પણ મોસમ જારે ઓલી થઈ અને નામદાર કુંપનીના બારકશે લાંગરવારીપરથી હીલચાલ કરવા લાગાં તારે દુખદાએક દેખાવ ફેરવાતો જણાયો, એટલે મોગોલોના દજનના દજન વાંહાંણો જીહતી લઇને તે માહેલા સામાંનથી પેરાઈ રહેલાં લશકરની તંગાસ પુરી પાડવામાં આવી, તોપણ તેટલાંથી કાંઇ અંગરેજોની હાલત સુધરેલી દેખાએઆવના ભએભરેલીજ રહેલી હતી, કારણકે અંગરેજોએ પાછી હીલચાલ કરવા માંડી તારથીજ સીધીઓ લશકર વધારવાની પેરવીમાં એટલાતો મશગુલ રહેઆ કે ઓરંગજેબના સારવેથી સરસ અને લડાએક માણસોની સંખેઆ ચાલીસ હજારથીબી વીશેસ બોલાવીને કીલ્લાની દેવાલ આગલ ઉભી રાખી, એટલુંજ નહીં પણ વાંદરાં તરફના રેહેવાશીઓએબી દગલબાજી રમીને સીધીઓને જોઈતી ખોરાકી સારી રીતે પુરી પાડી તેથી ફરી તેઓને કોઇબી રીત્તે મોહતાજ રેહવું પડઉ નોહતું.

તે વખતના અંગરેજી ગવરનરે હાવી સંકટ ભરેલી હાલત જોઈ, અને છુટકો પાંમવાનો કોઇજ એલાજ જારે તેના હાથમાં નહીં રહેઆ તારે શુતરો મારગ શોધીને સુલેહ ચાહાવા સારૂં દીલી તરફ એક એલચીખાતું મોકલાવેઉં અને દરેક જાતની નાંમોશીને આધીન રહેઆ પછે કાંઇજ નહીં પણ એક નવી પરવાંનગી મેલવવામાં તે ફાવેઓ હતો તો જોકે કોલકરારોની બોલીઓ એવીતો શરમ ભરેલી કેહવાતી હતી કે તે અંગરેજ જેહેવાઓને કવચીત છાજે નહીં, પણ સંકટનો કબજો છોડવવામાં લાચારે તેમખી તે વખતે કબુલ કરવાની તેઓને ફરજ પડી હતી, તે એવી રીતે કે સર જાંન ચાઈલડ તતકાલ હીંદુસતાંન છોડી જવું, મુગોલની સરકારે જે કાંઈ ખોટ ખમી હોએ તેનો પુરતો બદલો વાલી આપવો; અને કુંપનીના શીપાઇઓને રઇએત તરીકે નહીં પણ આવતા વખતના ગોલાંમ દાખલ ગણવા. હાવી રીતના હીનપસંતી ભરેઆ કોલકરારો જોકે ૧૬૯૦ ના એપરેલ મહીનામાં નકી થયા અને તે સંબંધી શાહનશાહી ફરમાણ દીલીથી લખાઇ આવેઉં તોપણ તેવા હોકમને થોડુંકસુધી ઢીલમાં નાખેઆ પછે તા૦ ૮ મી જુન સને ૧૬૯૦ માં સીધી સરદાર ઈઆકુબખાન પોતાની ફોજ લઇને તાંહાંથી કુચ કરી ગયો, પણ તેની આગમન મજગાંમનો કીલ્લો ઉરાડી મેલઓ અને હેવીતો શકત મરકી મુકીને ગયો કે તલવારથી જેટલાં માણશો કપાઇ મરતે તે કરતાં વધારે પરાંણીઓ થોડાજ મહીનામાં મરણ પાંમેઆં હતાં. અંગરેજી હકુમતની હીંદમાં થએલી લડાઈના હોનરની અજમાંએસ તેઓને પેહેલ વેહેલી આજ માલુમ પડીઆથી તેના નોકરો પડી ભાગા અને શરમ પોહોંચેઆ ઉપરાંત પચાસ લાખ રૂપીઆનો દંડ

ખમવો પડીઓ માટે હાવી રીતનો બઓ બરેલો ધડો તેઓને હેવોતો અસારકારક મલેઓ કે હકુમત ચલાવવામાં હવે નબરવસપણું બતાવેઆ કરતાં પોતાના રાજની કીરતી આગલ વધારવાની કોશિસમાં મસગુલ રહેઆ અને તે પછેના બંચાવ માટે ફરતા કોટ તથા બીજી જગેઆઓને મરાંમતથી મજબુતાઈ આપી એટલુંજ નહીં પણ તે વખતના ગવરનરને તેના ઓધા ઉપરથી બરતરફ કીધો હતો અને પેલો પરબેઆત પારસી દોરાબજી નાનાભાઈ તે વખતની થોડુંક આગમજ મરણ પાંમેઆને લીધે તેનો દીકરો નામવર રૂસતમ દોરાબ જે બાપની જગેઆ સાચવી સરકારનું કામકાજ ચલાવતો હતો તેને સુરતની કોઠીના વડાએ મુંબઈની હાકમી ઉપર મવકલ કીધો તારથી તે રાજ વહીવટ ઘણીજ ચાલાકીથી ચલાવવા લાગો હતો.



## સીધી લોકો બીજીવાર મુંબઈપર ચહડી આવેઆ* અને સીકસતખાઈ પાછા પરાગંદે થયા.

ઉપલી હકાએતમાં જણાવેઆ મુજબ સીધીઓનાં લશકરમાંથી ઉલી મરકીનો રોગ આ ટાપુને હેવોતો જબરો લાગુ પડીઓ હતો કે લગભગ બે વરસના અરસામાં સઘલા યોરોપીઅનો તથા લશકરી શીપાહીઓ વધારે ઓછા મરણ પામીઆને લીધે ગરજ વખતે ટાપુ સંભાલવાના હેતુથી આપણા માનવંતા પારસી હાકેમ રૂસતમ દોરાબે* કેટલાક માછીમારો, જે ઘણાજ ઉભાઈ જતા હતા; તેઓને ભેગા કરીને લશકરની ફોજમાં ગેલવી લીધા અને કવાએદ આપી થોડીક મુદતમાં લડાએક શીપાહીઓ બનાવી દઈને તેઓની મદદથી ટાપુની ચોતરફ અછો બંદોબસત રાખવા માંડીઓ. એવાંમાં વલી બીજો એકાએક બનાવ એવો બનેઓ કે પેલા જંજીરાવાળો શીધી સરદાર જે એક વખતે અહીં લુટ મેળવીને તથા બીજી રીતે ફાવી ગયો હતો તે હિઆંની મરકીમાં માણસો મરણ પામેઆં વીશેની ખબર મલેઆ ઉપરથી, લોભનો મારેઓ,

---

* આપણી વસતીમાં વખણાએલા ચંચલ જેહનના વીદવાન શેઠ ડોસાભાઈ ફરાંમજી કરાકાએ ઈંગલાંડમાં બનાવેલાં પુસતકમાં આ બાબે લખેલો હએવાલ જોકે હમારી બીના સાથે આબેહુબ મલતો આવેછે, મગર ફરક માતરે એટલોજ જણાએછે કે જંજીરાવાલો જે બેવાર તરાપ મારવા માટે ચડાઇ લાવેઓ હતો, તેમાં પેહેલે પરથંમ તો તે ફતેહ પાંમીને ઘણું સુધી આ ટાપુ કબજ રાખી બેઠા પછે દીલ્લી તરફથી જારે હોકમ આવેઓ તારે જીહતેલો ટાપુ અંગરેજી હકુમતને સવાધીન કરી ગયો, તેટલી વાત એ સાહેબ લખવામા લાવેઆ નથી, અને આ પેહેલે જારે તેને મારી હટાડેઓ તે બીનાતો ઘણું કરી બીજીવાર બનેલી ચોકસ માલુમ પડેછે, જુઓ ૧૮૬૩ ના મારચની ૧૧ મી તારીખનું "દખણ હારલડ" નામનું અંગરેજી વરતમાન પતર. નો. સે.

બીજીવાર દીલ્લીનો હોકમ મેલવેઆવના સને ૧૬૯૭ માં પાછો ચહડી આવીઓ, તેની સામણે આ સુરા પેહેલવાન શુપેહશાલાર થઈ પોતાની કોલી પલટન સાહીત એનાતો ભીડી પડીઓ કે પેલો સીધી સરદાર જેવી ફતેહ પેહેલા મેલવી ગયો હતો તે કરતાને સરસ શીકસતે હાલતમાં નાહાશી ગયો તારથી તે આજ દીન તુલીક આપણી બલવંત ટેકડીને જીહતી લેવાની કોઈએબી તાકાદ રાખેલી જણાઈ નથી. આ કીરતી ભરેલી ફતેહની વધામણી સુરતની કોઠી ખાતેના વડા આડતીઆ ઉપર નામવર રૂસતમ દોરાબે કાસદની મારફતે વગર ઢીલ પોહચાડીને મુંબઈની હકુમતને માટે કોઇ બીજા અમલદારની માંગણી કીધી તે મુજબ તાહાંના વડાએ આનીને આ ઇરાંની તોખમથી ઉતરી આવેલા પારસી બચાની હીંમત માટે ઘણીક શાબાસી આપી, ટાપુની હકુમત ઉપર અંગરેજ અમલદારને મવકલ કીધો અને રૂસતમ દોરાબને તેની કીંમતી ચાકરીના બદલામાં કાંઈ આપવું જોઈએ એવી ધારણાથી કુંપની સરકારે મેહરબાન થઈને મુંબઈ ટાપુની પટેલાઈ તેના વંશાપરંમપરા તુલીક ઉતરતી રેહે એવી સનદ સાથે, કેહેચ કે, લખી આપી હતી. આ પટેલનો અરથ ગામનાં માછી મારોના વડાનો કીધામા આવેઓ, અને તેઓનીજ મદદ એ સાહેબને જે ઉપીઓગી થઈ તેની ઇઆદગારીમા સરવે માછી મારોને તેમનો સવાધીનમાં મોફી આપેઆ, તેથી તેઓના ધંધાની ઉપજ ૬૨ માણસ દીઠ વરશે દાહાડે ૨ પાકડ રેશ લેખે સરકારને હસાબે તેવણ હુધડાપે, અને તેના બદલામા કાંઈક લવાજમો તેમને મુકરર કેડરી આપેઓ હતો. આમ હોવાથી દરસાલે આ પટેલને પૈ- ઘણી સારી હાશેલ પડવા લાગી; એટલુંજ નહીં પણ સઘલા કોલી લોકોનો વેહવાર તથા ધરમ સંબંધાનો ઇનસાફબી તેમને સવાધીન રાખેલો હતો અને તે ઉપરાત અંગરેજ સરકારને હીંદુસતાનમા લડાઇ ઉઠતી, તારે લશકરને એકુથી બીજી જગોએ મોકલવા માટે જોઇતાં વાહાણોબી એજ પરમાણીક પટેલ મેલવીને સઘવું આસાન કરી આપતા હતા. તે હકુમત રૂસતમ દોરાબના દોતરાઓનીજ હઇઆતી સુધી ચાલુ રહેઆ પછે પાછલથી ભાગી પડવાનો સબબ તેઓના વારસોની બેપરવાહી અથવા અઇઆશીપણાનો માલુમ પડેછે, નહીંતર હાવી મોતેબર સતા તેઓના પરીવારમાથી કવચીત રૂખસત પામતેજ નહીં; તોપણ જે એતાબ તેઓના કપાલ ઉપર ચોઠી બેઠાચ તેતો તેમનાં ખાંનદાનની ઓલખ તરીકે હજીસુધી જોડાઈ રહેલો આપણે સંતોશથી જોઇને મુંબઈ ખાતે આવેલા પેહેલા પારસીમા તેમના વડવાઓનેજ પીછાનતાં રહેઆ છીએ.

# ગવરનરો તથા તેઓના ઓધાની હદ.

———o———

અપણી ટાપુ ખાતે અગરેજી હકુમતની શરૂઆતમા વેનાત તરફથી ઠેરાવાઈ આવેના, તથા અતરેજ રગીને ઓધો મેનવેના હાકેમો, જેને ગવરનર કરી કેહેછે તેઓની નેમણુક અને મુદત પુરી થયા પછે તેઓ પછાં પોતાને વતન શીધારેઆ અથવા હીઆજ મરણ પામેઆ તેની ઈઆદીના આ કોઠો ઉપજાવેઓછે. એ માહેના પેહેલે પરથમના ૪ જણા પાદશાહની તરફથી અને તે પછે ઈસટ ઈનડીઆ કુમપની તરફથી આવી ગએના ૪૬ જણાઓ હતા, પણ ૧૮૫૮ મા જારે હીંદની સઘલી સલતનત નામદાર માહરાણીના સતાધીનમા પાછી સોપાઈ તારથી તાજની તરફના નેમાએના જાણુના.

| હકુમત લીધ ની તારીખ | | | હાકેમોના નામો | ઓધો છોડઆની તારીખ | | | હકુમતની હદ | | | ઈઆદદાસત |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | વરસ | મહીના | દીન | |
| | | | પાદશાહ તરફથી નેમાએના. | | | | | | | |
| ૧૮ | સપટમબર | ૧૬૬૨ | અરલ આવ મારલમરા | | | | | | | મુંબઈ હાથમાં નહી આવેઆથી ઓધો લીધાવના પાછો વેલાત ગયો હતો |
| | | ૧૬૬૫ | મી૦ કુક | | | | | | | સર અબ્રાહામ સીપમેનનો સેકરટેરી હતો પણ તેની અનઘટી ચલને લીધે બરતરફ થયો |
| ૫ | નવેમબર | ૧૬૬૬ | સર જારવીસ લીઉકસ | ૨૧ | મેએ | ૧૬૬૭ | ૦ | ૬ | ૧૭ | મુંબઈમાં મરણ પામેઓ હતો |
| ૨૨ | મેએ | ૧૬૬૭ | કપતાન હેનરી ગેરી (કામ અનઉ નમદાર ઈસટ ઈનડીઆ કુ૦ તરફના | | | | | | | |
| | | ૧૬૬૮ | સર જારજ અ કસીગ્દન | ૧૪ | જુલાઈ | ૧૬૬૮ | | | | મુંબઈમાં મરણ પામેઓ હતો |
| ૧૫ | જુનઈ | ૧૬૬ | જીરાલડ અણજીઅર | ૩૦ | જુન | ૧૬૭૭ | ૭ | ૧૧ | ૧૬ | |
| ૨ | | ૧૬૭૭ | ટાંમસ રલટ | | | | | | | |
| | | ૧૬૮૮ | સર જાહ્ન ઉઆઈલ્ડબરાણ | .. | ... | ૧૬૮૮ | .. | . | ... | મુંબઈમા મરણ પામેઓ હતો |

ઉપની ટીપ મધે જણાવેલા નામવર હાકેમો માહેલા કેટલાક તો હેવાબી થઈ ગયાછે કે તેઓની હકુમતથી પરજાને થયલા લાભ અને પરજાના લોકોના હીતપર નજર રાખીને તેઓએ પરજા પાલકના મેલવેલા વાજબી દાવાનુ વરણન દાખલ થનુ જોઈએ, પણ તેવી કોઈ ચોકસ ઈઆદી હાથમા નહીં આવેઆને લીધે તેઓના ઓધાની અધ સાથે માતરે નામજ ટાકી લઈને સતોસ પામેઆ ઉપરાત, એ માહેલા એકજ પરમારથી પુરૂસની જીદેગીનો ટુક સાર જે નોધી લઈએચ તે માનવતો કોઈજ નહીં પણ હાનરેબલ જોનાથન ડકન સકુઆએર, જે ઈસવી સને ૧૭૫૫ મા લડન ખાતે જનમ પામેઆ પછે ૧૭ વરસની ઊંમરનો થઈને પેહલવેહલો ૧૭૭૨ મા બગાલ ખાતે સાધારણ લખનાર તરીકે સરકારી ચાકરીપર આવેઓ હતો, એ અમલદાર પોતાની ચગાળાઈથી રફતે રફતે પલ્વીએ ચહડતા છેક મુબઈના હાકેમને ઓધે પોહોચેઓ, તારબાદ ૧૬ વરસ સુધી માન ભરી કારકીરદી ચલાવેઆ પછે તેણે પોતાને શવદેશ શીધા રવાની તઈઆરી કીધી, પણ તેટલા જાલમ મોહોતે શીતાબી કીધાથી તારીખ ૧૧ મી અગસટ ૧૮૧૧ ને રોજે વરસ ૫૫ ની ઊંમરમા ૩૮ વરસવેર હીંદને માયા લગાડીને અતરેજ મરણ પામેઓ હતો આપણી ટાપુ ખાતે વખણાઈ ગએના આગલા તોજાર શેઠ દાદીભાઈ નોશેરવાનજી, અને તેમના બરખુરદાર બેટા શેઠ અરદેસર દાદી, ઉપરાત હીંદુ માહજનના વડાનગર શેઠ રામદાસ મનોરદાસ, જેઓ આપણી વસતીમા જાણીતા થયલા ધી હાનરેબલ શેઠ મગલદાસ નથુભાઈ સી એસ. અઈ. ના બપાવા, તથા જરથોસતી ટોલા માહેલા કદીમ પથના વડા દસતુર બેહસતબેહેરે મુલાફીરોઝની* સગાથે એ નામદાર ગવરનરે એટલીતો મોહબત રાખેલી હતી કે જાણે એકેકના સગા ભાઈઓ હોએ એવો સબધ જોડી રાખીને તે વખતને અનુસરતા પરજા ઉપીયગી હરેક કામ એ નામદાર શેહલથી પાર ઉતારી શકતો, અને હાવી લામબી મુદતસુધી એકજ ઠેકાણેની હાકેમી ઉપર જાથુક જોડાઈ રેહેઆમા સઘલી વરણની રીતભાત સબધી અછી માહીતી મેલવી તેઓ તરફ એ નામદારે હમેસા મોહોબત ભરેલી મેહેરબાની દેખાડેલી માલુમ પડી આવીછે. એ નામદાર મરણ પામેઓ તેને જોકે ૯૨ પુરા થઈને ૯૩ મુ વરસ હવડા ચાલેચ તેટલા અરસામા આપણી આ મુબઈ ટાપુની રોણક ઘણી રીતે ફેરફાર થઈને આબાદીએ પોહતીછે તોપણ તેના નામની બે માહભારત ઈઆદગારીએ જારથી પરારભ કીવો હતો તારથી, તેની હસતી તેહવાજ આકારમા જે સલામત રેહેલીછે તેનુ વરણન નીચલી કવીતાથી સઘલા સાહેબોને શેહેજમા માલુમ પડશે.

જે બે ચીજ દેખાડેચ તેના કામની યાદ—રહીચ તેથી નેકનામી કમ યા જીઆદ
એકતો તેના નામનો રસતો થયે†—તે બાધીને બીચારો બસતો ગયો

---

* આ કામેલ અને કીરદારા નીસાનના માહપદીત દસતુરના એખલાસ ઉપર તે નામદાર એટલો ફીદા હતો કે, પોતાની સગાથે તે બુજોરગને છેક વેનાતવેર લઈ જવા માટે તઈઆર કીધા, પણ અફસોસછે કે, અજલની દોરીએ તે બેહુ સાહેબોની નેક મોરાદ પેસ પડવા દીધીજ નહીં નો॰ લ

† એ રસતો નલના બજારની ડાહવી બોરદુએથી થઈને ભાએખલે જવાના નાકા સુધીનો જે "ડકનરોડ" કેહવાએછે તે નો॰ લ॰

જેને આપરે ડંકન રોડ કહીએચ—વાપરવાસમાં રાતને દંન લઇએચ.
ગયોછે તે નળને નાકેથી લાંમબો—મલેચ તેને ભાંએખલા સાંમબો.
બીજી તે નાંમવરની યાદી ગણાએચ—કીંગ બરાકને તે નામે જણાએચ.
જે દંકનના ખરચથી બંધાએલીછે—કીરતી તેમાં તેની સંધાએલીછે.
હતો જારે ગાદીપર તરીજો જારજ—ભોગવતોતો મુંબઇમા ડંકન રાજ.
તે વખતે ઉઠાવેલું નાંદર કાંમ—ખરચેઆછે તેમાં મુહબલક દાંમ.
બેહલી હોમજીનાં મોહલાને મળેલીછે—તાંહાં કીલ્લા જેહવી એક હવેલીછે.
તે બાંધીને આપીછે રાજાને ભેટ—નીમખહલાલીનું દેખાડી હેટ.
ઓલખાએછે તારથી તે કીગજ બરાક—નથી રાક રહેલો તેમાં જરાક.
તેથી ડંકનનું રોસન નાંમ જહલકેચ—તે જાહેરમાં કેહવાથી મન મલકેચ.

એની આગમજના બીજા બે ગવરનરોને નામની થોડીક યાદી જે આપણી ટાપુ સાથે જોડાઇ રહીચ તે માહેલા નામદાર હારંબીની એક હવેલી જે કોટની ગોદી સાંમણે આવેલી હાઇ કોરટના કારણુસર હજીસુધી વપરાતીછે તે સને ૧૭૮૦ માં બંધાઇને તઇઆર થએલી કેહવાએછે, અને બીજો કોટે કોટ આગલનો (હારંબી'સ નાંમનો) રસતો પણ તેજ સાલમાં અથવા એકાદ બેએ વરસ આગલ પાછલ બાંધિઆમાં આવેઓ હતો. હવેલી તો છેક ૧૮૬૪ ના સપટેમબરની આખેરી સુધી એજ નામદારના મરણ પછેથી તેના વારેસોની વતી મી० રીમીંગટન કુંપનીના સવાધીનમાં હવી તે ઉપલે સાલ રૂ ૭,૦૦,૦૦૦ ની કીંમતે જારે વેચાઇ તારે, આપણી ટાપુનાં માંનવંતા મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇએ પોતાની જાહોજલાલીના વખતપર ખરીદ કરી લીધાથી અસલી માલેકની હસતી ખતમ થઇ હતી પણ તે લેનાર સાહેબના હાથમાંથી બરગસતે બખતની ગીરદેશીએ જાહાજો વખત નીભી નહીં રેહેતાં સને ૧૮૬૭ ના જુલાઇ મહીને પાછી વેચાઇ તે ઇઆહુધી ગનાતના તોજાર સોદાગર તે વખતના ધી હાંનરેબલ અને હાલના સર અબદલ્લા દાઉદ સાસુન નાઇટે રૂ ૩,૮૫,૦૦૦) વાસતે ખરીદ કીધી તારથી તેની મીલકત ગણાયા પછે કોરટના કારણુસર આપણી સરકારે પાંચ વરસની મુદતે દર મહીને રૂ ૩૦૦૦) ને ભાડે રાખીછે પણ સરકારી રસતો જે તે નામદારને નામે જોડાઇ રહેઓચ તેની હસતી હજીતક કોઇજ ભુલતું નથી. એની પછી થઇ ગએલો એક બીજા ગવરનર નાંમદાર મી० ડીકને નામનો એક તલાવ જે ભાંએખલા આગલ સર જમશેદજી હાસપીટાલની પડોસમાં આવેલોછે તે ઇરાવી સને ૧૭૯૪ માં પરજાની સગવડ માટે એ નામદારે બંધાવિઓ હતો; પણ પાછળથી જારે ઘણી બીસમાર હાલતમાં આવેલો જણાયો તારે તે ઉપરથી આપણી વસતીમાં વખણાઇ ગએલા મરહુમ સર જમશેદજી જીજીભાઇ બારોનેટની પરમારથી ઘણીઆણી શેઠાંણી બાઇ લેડી આંવાંબાઇએ મોહટી રકમ ખરચીને પથરની ફરસબંદીશીકે બાંધવાનું કાંમ સને ૧૮૪૯ થી જે શરૂ કીધું હતું તે લગભગ બે વરસે સને ૧૮૫૧ માં સમપુરણ થયા પછેથી તે ડીકને નામે ઓલખાતો તલાવ એ બેહુની કીરતી સંબંધી જહલકાટની યાદી આપતો પરજાની દુવા લીએછે.

ગવરનર મી૦ ડીકની આગમજ થાઈ ગએલા સર ઉલીઅમ મેદોસને નામનીખી એક યાદી આપણી પાસે જે રહેલીછે તે કોટના અંગરેજ બજારમા આરીઍંટલ બેંકના પાછલા બારથી તે હાલના બોમબે ગેઝેટના છાપખાના સુધી "મેદાસ સ્ટ્રીટ" નામનો સલગ રસતોછે, જે ઈશવી સને ૧૭૮૯ મા બંધાઈને તઈઆર થયો હતો, અને ઉપના છાપખાનાનાળી જગેઆપર તે વખતે બાધેલી એમારતમા કેહય કે તે નામદાર પોતે રેહેતો હતો તેથી તે રસતાને તેનાજ નામ સાથે હસતીમા રાખેલા માણવામા આવેછે.

એ પછે પરજાની પરીતી મેલવી ગએલા ગવરનર માઊંટ સ્ટુઅરટ એલફીનસટન સાહેબનેખી આલમ ઘણા હરખથી યાદ કરતી જણાએછે, કારણ કે જારથી તેની હકુમતનો પરકાસ આપણી ટાપુપર પડવા માંડેઓ તારથી, અનેક બાબદમાં પરજાની જોઈતી સગવડો તે નામદાર સાચવતો હતો અને જેનીખી ફરીઆદ તેને કાને આવતી તો તે ઉપર ખંતીપણાથી તતકાલ ધિઆન આપી તેહવાઓની દાદ સરંજાંમ પોહોચાડવાનું હરગેજ ભુલતો નહતો. એજ સાહેબના અમલમા ઈનસાનોની કેળવણી માટે સારા પાયાપર જે સ્કુલ પેહલ વેહલી ચાલુ થઈ તેને હજીતક તે નામદારની યાદમા ચહડતે દરજજે ઉભેલી આપણે દરરોજ જોતા રહીએમ કે તાહાથી સેંકડો લોકો વીદ્દસ્યાધન હાસેલ કરી રાહત પામેછે; એજ માનવતા હાકેમની કારકીરદીમા આપણી ટાપુ ખાતે વરસાદની કોતાઈને લીધે પાણીની અતીઅત ટીપણી પડી હતી તેઆરે સઘલી પરજાને સેહલથી પાણી મલી શકે તેવા ટાકીદના ઉપાએ લઈને ઘણાક કુવા તથા તળાવો જોઈએ તેવે ઠેકાણે બોધવાની છુટ પરજાને બખશી હતી એટલુજ નહીં પણ કોટની બાહેર જવા માટે દેવલની મોહટી બાગલનો મારગ ગાડી ઘોડાઓના ધસારાને લીધે પણીઆરીઓને ઘણો અગવડ ભરેલો જારે જણાયો તારે દયા ખાઈને તેઓના સુખ માટે સાનીપોરટ નામનો એક નાથલો દરવાજો કોટેકોટ જાહા હવડે "એલેકઝાડરા ગેઅરલસ સ્કુલ" છે તેની સામણે જે કોટ હતો તે ફોડીને, એ સાહેબે કરાવી આપેઓ હતો. જો કે તે સઘલું આજે નહીં હોયા જેવું થઈ રેહેઉંગ તોપણ એ નામવરની કીરતી તવારીખના સફા ઉપર જે ચપટ ચોટી બેઠીય તે કવચીત ભુસરાઈ જનાર નથી અને તેહવી તેની નેકનામીના બદલામા પરજા તરફથી એક શુંદર બાહાવલું એ સાહેબનું જે વેલાતથી બનાવી મગાવેલું હતું તેને આપણી ટાઉન હાલની પાદશાહી જગોએ મોહટા આદરમાનથી ગોઠવી બેસાડેલછે તેજ તેની સાદત આપવાને બસ ધારીએછે.



## અંગરેજી હકુમતની ચહડતી દશા.

લગભગ પાઅ સદીના અરસા સુધીતો હીંઆની અંગરેજી હકુમત, અનુભવની ગેરહાજરીને લીધે, ઘણી ડામાડોલ હાલતમા ચાલિઆ કીધો, તે સતરમી સદીના છેવટ સાથે તેખી ખાતમ થયા પછે, નામવર રૂસતમ દોરાબની ઉતમ નોકરીની બરકતથી, પાછલનો જુગ સારે પાએ બેસતો ચાલેઓ, માટે

અંગરેજી હકુમતના મુબારક પગલાં સજર ચોંટી એહાથી, આ ટાપુની જગેઆ ઘણીજ અગતની ગણાઈ એટલુંજ નહીં પણ વખત જતાં તેમા સુધરાઈના કીરણોથી પરકાસવાની વકી રખાઇ હતી, કારણ કે હીંદખાતે તેઓના વેપારનુ અસલ મથક જે સુરત શેહેરમા* હતું પણ તાંહાંની રાજદુવારી બાબદો ગેરકાએદે હોવાને લીધે જોકે વેપાર ચલાવવાની મુગલાઈ સલતનતથી તેઓને છુટ મળેલી હતી તોપણ તેના લાલચુ અમલદારો મોટી રકમનું નાણું હરેક બાંહાને બખેડા મચાવીને તેઓ પાશેથી કહડાવતા હતા; અને વલી તે ઉપરાંત મરાઠા લોકોથી તેઓની આંખ વીચાંમનીનો લાભ લઈને ઘણાક વાર હોમલો લાવતા હતા વાસતે તેઓના સંકટમાંથી મોકલા રેહવાની કોઇક અલાહેધી જગેઆ જે શોધતા હતા તે ઇચ્છા જારે સમપુરણ થાઈ તારે નીરઉપીઓગી પડી રહેલી આ ટાપુને રોણકદાર કરવાની કુદરતી ઊલટ તેઓમાં ઉસકેરાઈ હતી.

કોટની બાહેરનું મેદાન જે અસલમાં ઘીચ વસતીથી ઘણુજ ઘેરાઈ રહેલું હતું તાંહાંથી થોડીક વસતીને પેહલવેહલાં સને ૧૭૦૭ માં ખીસાડીને તાંહાં એક માઇલ સુધીનું ખોલું મેદાન કીધામાં આવેલ હતું.

શેહરનાં સંભાળમાટે સને ૧૬૬૯ થી ફરતો કોટ બાંધવાનું કાંમ જે સરૂ થએલું હતું તે સઘલું નામદાર ગવરનર ચારલસ બુનની કારકીરદીમા ૧૭૧૬ ના જુનની ૧ લી તારીખે પુરૂં કીધામાં આવેલ, અને છેલે પાલવા તરફના બે દરવાજાઓ બંધાઈ રહેઆ તેની ઈઆદદાસતમાં કુતરની એક તખ્તી તેને મથાલે કોતરીને જે ચોંટાડેલી હતી તે ઉપરથી આ નોધ મેલવાએલી હતી; પણ તેની સાબેતી આજે જોવા જશું તો તાંહાં નહીં તે કોટ, કે નાં તેના દરવાજાઓ, કાંઈ સલાંમત રહેલા દેખાએજ નહીં.

ગાંમમાં વારંમવાર મરકીનો રોગ જે ઉતપણ થતો હતો તેનું કારણ શોધતાં એનીવાડીનાં ખાતરમા માછલાંના કુટા નાખવાનું માલુમ પડી આવીઆ ઉપરથી ૧૭૨૦ માં તેની સાંમણે સરકારે જારે સકત મનાઇ કીધી તારે એવુત લોકોએ નારાજી થઇને પેલાત ખાતે છેક કોરટ આવ ડાએરેકટરોને એવી અરજી કીધી હતી કે, કુટાનું ખાતર તેઓના ખેતરોમા વાપરવાની મનાઈ જો કાહાડી નખાવો તો દરસાલે સરકારને દસ હજાર રૂપીઆ તેઓ આપે; પણ હકુમતના સાહેબોને તો પઈસાની લાલચ કરતાં પરજાની સુખાકારી તથા જીંદગીની દરાજીનો લાભ સાચવવો જોઇએ તેથી તેઓની અરજ નામદાર કોરટે બાહાલ રાખીજ નહીં. પોરટુગીસ લોકોએ વાંદરા તથા મુંબઇ વચેનો સંધેશો બંધ પાડેઆ ઉપરથી નામદાર કંપની સરકારે તા૰ ૫ મી જુન ૧૭૨૦ માં એક હોકમનામું જાહેર કરી કોટમાં વસનારા લોકોને એકવીસ દાહાડામાં માહીમ તરફ જઈ રેહેવાનું ફરમાવેલ હતું, પણ તે હોકમ અમલમા આવેઓ અથવા નહીં તેની શાહેદત અંધારાંમાજ પડેલી જણાએછે.

---

* જાંહાં સને ૧૫૯૧ થી પેહલવેહલા તેઓએ આવવા માંડેલ હતું. નો૰ લે૰

દેવલના મોહોલા આગલની બાગલ બાહેર આટો દલવાની પવનથી ફરતી એક ઘંટી હતી. એ ઘંટી ૧૭૨૫ માં ગોઠવેલી હતી; જેથી તે તરફના મેદાનનું નામ "પવન ચકી" ને નામે હજીતક પરખેઆત થઈ રહેલુંછે, અને તાંહાં દરરોજ સેંકડો ખાંડી અનાજ દલાતો હતો; પણ તાંહાંથી તે કેહારે ઉચકાઈ ગઈ તેની ચોકસ ઇઆદી કોઇને ખબર નથી.

આ વાત એક અચરતી ભરેલી નોંધેઆમાં આવેછે કે, વાલકેરાવર તથા કોલાબા ખાતે જમીન એડણીની ઉપજ દરસાલે રૂ૧૩૦) લએ સને ૧૭૨૮ સુધી જે સરકાર લેતી હતી, તેજ સરકાર આજે તે જગેઆ પાછેથી હજારો રૂપીઆની મેહેસુલ હાંશેલ કરતી જણાએછે.

આપણી ટાપુ ખાતે પોરટુગીસનાં અંમલ વખતથી વાંહાણો બાંધવાની કાંમ ચલાઉ ગોદી તો હતીજ પણ વખત જતાં સમપુરણ હાલતમાં તે નહી જણાએઆને લીધે સને ૧૭૩૫ મા મરીન ખાતાંનાં વડા મી૦ દડલી નામનાં અંગરેજી નાવીકની ભલાંમણ મુજબ મનવારો તથા શોદાગરી માટેનાં સફરી વાંહાણો બાંધવા સારૂ મજબુત પાએ ગોદી સથાપવામાં આવી હતી; અને તે કાંમની પુરવીણતાઈમાં પંકાએલા મુથારો જે જોઈતા હતા તે સુરતની ગોદી ખાતેના વાહાડીઆ સબાંઓરાના શેઠાબજીના હાથ એઠલ લવજી નોશેરવાંનજી ચાકરીમાં હતા તેઓને પસંદ કરીને પેહલ વેહેલાં મુંબઈ ખાતે બોલાવી લીધા, તારથી સરકારી ગોદીનું કાંમ હીંઆં ધુમધોકાર ચાલવા માંડયું, અને જેમ ધમાલ વધતી ગઈ તેમ તે મકાનને એવું તો મચાવી મેલ્યુંછે કે આજસુધી સરવેથી સરસ કારખાનામાં તેને શમાએલી આપણે જોઇએછે. વાહાડીઆ ખાનદાંનનો પાયો રચનારા શેઠ લવજીની દેખરેખ ઉપર નામદાર સરકારે પેહલ વેહલાં મી૦ ડદલીને સુપરીનટેનડેંટ ઠેડવીને તેમની સાથે મી૦ વારડવીક પોટ નામના એક ઇનજીંનીઅરનેબી રાખેલો હતો, પણ વાહાડીઆજીની ચંચલાઇ, અને વાંહાણ બાંધવાની હીકમત એવી તો પુખત રીતે માલુમ પડી કે તે બેહુ અમલદારોની કાંઇજ અગત નહીં રહેઆથી વડાપણાનો ઓહદો તેમનેજ સોંફ-વામા આવેઓ હતો, તારથી તે આજ દીન સુધી આ પાદશાહી ગોદી ખાતે વાહાડીઆજીના ખાનદાનનુંજ વઉરા જે વડાપણાનો હક ભોગવતા આવેછે, તેજ ધોરણ મુજબ તેમના નબીરાઓ માહેલા જે એક સાહશીક ગરહસથ આજ સુધી તાંહાં પોતાના માન ભરીઆ ઉદમના હોધા ઉપર ટકી રહેલા આપણે જોઈએછે તે કોઇજ નહીં પણ મી૦ જમશેદજી ધનજીભાઈજછે. આગલા વખતપર બંધવાઓને રાખવાનું અલાહેધું કેદખાનું જારે નોહતું તારે તેની એક મજબુત જગેઆ પણ આએજ ગોદીમાં કીધેલી હતી; અને તાંહાંથી કેઆરે કાહાડી નખાઈ તેની ચોકસ બીનાં સરકારી જાહેર બાંધકાંમોની ટીપ આ નોધમાં નોખી આપેલીછે તાંહાંથી તેની વાકેફગારી વાંચનારા સાહેબોને મલી આવશે.

મરાઠાઓની ધાસતીને લીધે અતરેના દેશી વેપારી તથા સાહુકારોએ મલીને પોત પોતામાં હુઘરાવેલા રૂ૩૬,૦૦૦ ની એક રકમ, નામદાર કુંપની સરકારને

૧૭૩૯ માં આપીને ગામના સંભાલ માટે કોટની બાહેર ફરતી ચરો ખોદાવી હતી જે ૧૨૩ વરસ વેર નીભી રહેઆ પછે કોટ જારે ટોડી પાડીને શેહરની રોણક શોભાવી, તારે તેપણ સદાબરી પુરી નાખ્વામા આવેઆથી તેનાખી જરાએ નીશાંણી હવે રહેલી દેખાતી નથી.

કોટની બાહેરના મેદાંનમાંથી થોડીક વસતી ૧૭૭૭ માં ખીસાડઆથીખી સરકારની સગવડ નહીં સચવાયાને લીધે મોહટ મોહટા લોકોનાં ઘરો, બાગ બગીચાઓ, દેવલો, મસજીદો, અને મંદીરો વગેરેની એમારતો જે હતી તેની કીમતં દરેક ધણીને ઇસવી સને ૧૭૫૩ માં આપીને મેદાંન સઘલું ખુલ્લું રાખવાની સરૂઆત એ વરસથી એકેદમ કીધામાં આવી હતી. પણ સમો બદલાયાની સાથે રીતભાંતોખી ફેરવાએચ તેમ હવડે આપણે જોઇએચ તો તેજ મેદાંન મધે અગાઉના કરતાં ઊંચી બાંધણીની સરસ એમારતો જોનારાઓને સંતોશ પમાંડછે.

ઇશવી સને ૧૭૯૫ સુધી કોટ મધે હવડાં માલ ભરવા માટેની જે વખારો હેએચ તેહવાં નીચા બંગલાઓ મધે અંગરેજ લોકો રેહતા હતા અને તે બંગલાઓની પછવાડે (જાંહાં હવડાં સેક્રેટેરી આફીસછે તેમાં) સરકારી ઘેરની એમારતં સરવેથી મસ મોહોટી કેહવાતી હતી, અને કાંઉનશીલનો બીજો અધીકારી જે ઘેર મધે રેહતો હતો તેને તો "સેકંડ હાઉસ" ઇઆને સરકારી એમારતથી ઉતરતું બીજું ઘેર કરી કેહવામાં આવતું હતું. શીવીલ પે ડીપારટમેંટ, ચીફ સેક્રેટેરીની આફીસ તથા તેની પડખે કેમીસરી અને બીજ જાહેર સરકારી ખાતાંઓને વાસતે વપરાએલી મોહટી હવેલી જે સેંટ ટાંમસન મોહટાં દેવલની ઉતર બાજુએ હોરાબજારને નાકે હતી તે તો હવડેના વખત પર નહીં સરીખી થઇને તેની જગોએ આગલી તરફ નેસનાલ ફીનાનશીઅલ વાલાઓએ લઇને તેનો સઘલો આકાર ફેરફાર કરી નાખેઓ એટલુંજ નહ પણ તેની બારદુથી તે પાછલીગમ સુધી ધી આનરેબલ સર અબદલા દાઉ સાસુન તથા તેને પડખે મી૰ એદલજી ફરાંમજીના છોકરાઓએ મોહટ મોહટ હવેલી બાંધીને અસલી એમારતની ઇઆદદાસત જે ભુલાવી દીધીચ તેન માતરે નોધ અતરે લઇ રાખીએછે તે અણજાંણેઆ સાહેબોના તો એઆલ માંભી નહીં આવશે લકીન જેનાઓએ અરાલમાં જોઇચ તેઓ માહેલા કોઇભિ હઇઆત રહેલા શાહેબો તો તેની થોડીકબી ઇઆદી કવચીત ભુલસે નહીં.

બારૂત બનાવવાનું સરકારી કારખાંનું અસલથી દેવલ તથા પાલવાન દરવાજાની વચેનાં કોટની અંદર જે રાખેલું હતું તાંહાંથી વસતીના તથા મીલ કતોના વધારાને લીધે ધાસતી જેવું જણાઇ આવેઆથી ઇશવી સને ૧૭૭૦ માં તદન કાહાડીને મજગાંમ ખાતે લઇ ગએઆ હતા, જાંહાં લગભગ ૮૨ વરસ તુલીક સાચવી રાખેઆ પછે ૧૮૬૪ નાં આગસટની ૨૫ મી તારીખે તાંહાંથી પણ કાહાડીને પેસવાઇની પુરાંણી રાજધાંણીના શેહર દખણ માહેલ ખીરકી ગાંમ મધે જાંહાં લસકરી મોહટી છાંવણી કીપેલીછે તાંહાં તે દારૂખાંનાનં કાએમ જગેઆ ગોઠવી બેસાડી, અને મજગાંમ વાલું મકાંન તેજ સાલની

તા૦ ૨૫ મી આગસટે કલેકટરની આફીસમો જાહેર લીલાંઉ કરીને વેચી નાખેલ તે સતારીઆના શાહ૦ પરેમચંદ રાએચંદે ૩૪૦) લાખની કીમત આપી ખરીદ કીધું હતું તેથી જો કે નામદાર સરકારને તો સજર ટકકો પડ્યો હતો પણ લેનારના લાભે તેમા એકેદમ ઉછાલો કરી તે જગેઆનું દાંમ એક કરોડ રૂપીઆ સુધી ઉપજાવીને પોતાના ગલાંની ટોક આલમને ગલે ઓલવી હતી, જેથી કરી તે વખતપર પરએઆત થઈ પડેલા મજગાંમના ખાડાનો જે સટો ફેલાયો હતો તેમાં હજારો લોકો બાગીદારો થઈને આદેખત એવાતો તેમાં પુરાઈ ગયા હતા કે તેમાંથી કેટલાક જણાએ હજીતક ઉપર આવી શકેઆજ નથી.

બાહેરનાં બંદરો તરફથી જલમારગ કાપીને આવનારાઓને વાસતે, કીનારે ઉતરવાની માતરે એકજ જગેઆ કોટની ગોદી પાસે આગલા વખતમાં હતી, અને પાલવાનો ધકો જે તારબાદ ઘણે વરસે બંધાએઓ તાંહાંસુધી બારાં માહેલાં દરીઆવના તથા પરાછમ (જે "બેઆકબે"ના નામથી ઓલખાએછે) ની ખારીના પાંણીઓ પુર ભરતી વખતે એક બીજાને સદા મલતાં હતાં, અને તેથી કરી મુંબઈ તથા કોલાબાની વચેના ખડકો ઘોડાકવારપેર ડુબત રહેઆને લીવે હોરકાંઓ તથા બંદરબોટોની મારફતે લોકોની આવ્રનજાવન થાતી હતી. તે સાથે વલી એક વખત એવોખી હતો કે દેશાવરોના સાફરી ભોટાં વાંહાંણો ભુલથી પરાછમ કીનારા તરફ બારેં સહમજી દાખલ યતાં તો તેહવેસમે તેઓને વેહલી મદદ મલવા માટે ભરતી ટાંકણે તેહવા ખડકવાલા મારગમાથી શેહલ રીતે પસાર થવાઈ સકાતું હતું, અને તેથી કરી તેહવાં અંજાંણેઆં બારકસ-વાલાઓ તારે વાલકેશવરના પોંણટાની માહીતી મેલવી સકતા હતા, પણ જારથી પાલવાનો ધક્કો બંધાએઓ અને તે માટે કેટલીક તરફ પુરણી કરવામા આવી તારથી તે તરફના પાંણી જોકે ઘટતાં ચાલેઆં તે છતાંબી ઈ૦ સ૦ ૧૮૩૭ સુધી ભરતી વખતે કોલાબે જવાનો મારગ બોટોનીજ મદદથી જે મલતો હતો, તે બીજે સાલ પુલ બંધાઇને ચાલુ થીઓ તે દાહાડાથી મુંબઇ સાથે કોલાબું જોડાઈ રહેલ અને કીનારે ઉતરવાનાં બીજા ઘણા મારગોથી સરવેની સગવડ સચવાએચ તેનાતો પુલ બંધાએઆની ઘણા વરસો આગમજની છે.

કોલાબે જતાં કોપરખાનાની આગલ દેખાતું મોટું જાહાડ લગભગ ૧૫૦) વરસને સુમારેની ઉંમરનુ હવડાં કેહવાએછે, અને તેસાથે હેવુંબી બોલાએચ કે એ કોપરખાના આગલથી તે હાલના "ફરીઅર ટાંઉન"માં જે આની રલીઆંમની તથા શોહાંમની એમારતો બંધાઈચ તાંહાંતુલીક અસલમાં મજબુત બેઠાં ઘરો, ઉંદા કુવાઓ અને બાગબગીચાઓથી મકાંણ એટલુંતો ઘીચ હતું કે કોપરખાનાથી તે છેક પસછમ તરફના કીનારા સુધીની સપાટ જમીન દરોબસત દેખાઈ સકાતી નોહતી તે સઘલું બાંધકાંમ ઈ૦ સ૦ ૧૭૯૪ માં જારે ફરેંચોને ઉતરી આવવાની ધાસતી માલુમ પડી તારે તે વખતની આપણી સરકારે લડાઇ માટે ખોલું મેદાંણ બનાવવાની ધારનાથી કહડાવી નાખેલ હતું તે બનાવ તરીજી વારનો હતો કેમકે તેની આગમજ ઉપર જણાવેઆ મુજબ ઉતર તરફનો ભાગતો સફાઈ પાંમી ચુકેલોજ હતો. અને તેથી કરી ફરતા

કોટની સફીનથી તે ૧૫૦૦ વારની પોહળાઈ મુનીના મેદાણની અંદર અગત વખતે તમસુઓ શેવાએ કોઈબી એમારત બાંધવાની પરવાણગી જે કોઈનેબી મળતી ન હતી તે ઠેકાણે તાર પછે લગભગ પોણોસો વરશે આગળ કરતા સરસ મીનકતો તાહા બીગજવા માંડીછે. એ વખત ઉપર મરીન ખાતાના ડાકટર સાણવીચની એક એમારત તાહા હતી તેનો સઘળો કાટ પોતે કાહડી લઈને કોલાબા ખાતે જે જગેઆપર ગોઠવેઓ હતો તાહાબી તારપછે ઘણી મુદતે માણેકજી પીટીટની રૂઉની શોભાતી વખારો બંધાઈને વેપારનુ મોટુ મથક થાઈ પડઉછે.

ઉપર જણાવેલુ કોપરખાનુ માજી જનરલ જોનસના બાપે ઈ૦ સ૦ ૧૭૨૦ મા સથાપેલુ હતુ, અને તે ઉપરથી આ ગરહસથ "જોહાન સા બ કોપર" ને નામથી તે વખતે પરખેઆત થએલો હતો. આ ગરહસથનુ કામકાજ, જારે આડમીરાલ સર એડવરડ હોઉજગની સરદારી હેઠલ પાદશાહી લડાઈના મોટા બારકસનો કાફલો ઈંડીઆ ખાતે ઘણા વરશો સુધી ફરતો હતો તારે, ઘણુજ મનમાનતુ, અને નફા ભરેલ ચાલિઆ કીધુ હતુ.

કોપરખાનાની પાસે દરીઆવરદી ખાતાની જે જગેઆ કેહવાએચ તાહાથી તે ઠેક દેવળના દરવાજાની બાહેર સુધીના રસતાની હારે બેસુમાર વડના મોટા જાહાડો તે વખતપર આટો દળવાની પવનચકીને ગેહગમા લઈને ઉભેલા હતા તેપણ પાછળથી રસતાની સફાઈ માટે તદન કાપી કાહાડેઆમા આવેઆછે.

મુબઈના બચાવ માટે કેહચ કે તે વખતના ગવરનર ડકને ઘણાખરા ગેરેગરી બબરચી તથા બટલરોને બોલાવી મગાવી તેઓની "વાલેનટીઅર" પલટણ બનાવીને દરરોજ તેઓને લડાઈની કવાએદ શીખવી તઈઆર કીધા, પછે તેનુ કલનલપણુ પોતે અનાનતા તે વખતના કેટલાક અગરેજ વેપારીઓને મેજર, કપતાન અને લફટનેંટો તરીકે અમલદાર ઠેરવેઆ હતા. પણ તે ફોજ થોડુકસુધી નીભાવી રખેઆ પછે અગત નહીં જણાયા ઉપરથી વીખરી નાખી હતી.

જાહા હવડા મી૦ ફારબસની કુંપનીની નામીચી પુરાણી પેઢીછે તે જગેઆથી તે ઠેક એલફીનસટન સરકલ સુધીનો રસતો બીડીના અને તેહ વાજ બીજા મોટા જાહાડોથી ઘેરાઈ ગેલો હતો તે માહેલો થોડાક ભાગ તે વખતના મી૦ જાન ફારબસે ઉપના કારણસર ખરીદી લઈને તાહા હવેલી બાંધી તેની ઉંમરની સોથી વધારે વરસની કેહવાએછે.

આગલા વખતના ગવરનરો ઘણાખરા કોટમાજ રેહેઆને લીધે પરેલવાળો સરકારી મેહેલ કોઈ જાહેર કારણસરજ વાપરવામા આવતો હતો, અને તેજ મકાણ અંદર દરસાલની તા૦ ૪ થી જુને તરીકે જારજ રાજાની, તથા જાને વારીની ૧૮ મી તારીખે તે નામદારની રાણીની વરસગાંઠને દહાડે બાન આપવામા આવતા હતા, જે વખતે નાનના આગડામા ગોઠવેલા કોચોની ઉપર

પોધારી છીંટ જડવામા તથા ઉજાસ માટે હાંડીઓની અંદર ગોવાની બનાવેલી મીનબતીઓ વાપરવામા લેતા હતા અને રાતના ખાનાપર ચંપીન તથા કલારેતના દારૂઓ દેખાતા નોહતા, એટલુંજ નહીં પણ જે કોઈ નવો મેહમાંન વખતે તાંહાં અશુરો આવતો તારે તેની ગંમત માટે ચાલતો નાંચ અટકાવીને પેહેલથી પાછો સાહરૂ કરતા, અને તે સાથે ગાંમઠી નાચોણી તાંહાં થતા હતા. પણ તે વખ્ત એવાતો કંગાલીઅતમાં દેખાતો કે હાવી રામમણીને શણક આપનારૂં એકુ વાજું તથા તેને લગતાં વજંતરો મુતલગ હતાંજ નહીં; શેવાએ માહીમ તરફથી અરધો ડજન ગોવેગર ફરંગી લોકો પાંચેક શીશોલી, ઉપરાંત "વાઇઓલીનશીલો" નામનું એક વજનતર લઇને હાજર થતા હતા. જાંહાં ગાએણ માટે ચોપડી વઠીકનીબી ખુટ જણાતી હતી તાંહાં વખત બદલાયા પછેથી આજે તરેહવાર સણગારની સાથે નહીં સાંભલેલા નવા અખતરા જોવામા આવેછે.

કીલાના દરવાજા આગલથી તે છેક હાલની ટાંઉનબારકની આડોઅડસુધી (ટંકરાળને ઢાંકતી) મેડી બાંધણીની હારબંધ બરાઓ અને લશકરી અમલદારોને રેહેવાના મકાંણો અસલમાં પેહેલ વેહેલાં જે જણાતાં હતાં, તે એમારતોબી સને ૧૮૦૩ ની મોઠી આગ પછે કીલ્લો મોકલો રાખવા માટે કાહાડી નાખીને તાંહાં શોહાંમનું ચોગાંણુ બનાવેલું, અને તેમાંબી તારબાદ જોઇતો સુધારો દાખલ કરી આજ સુધીમાં રલીઆંમનો દેખાવ દીપાવી દીધોછે.

અંગરેજ બજારમાં "ફારબસ સ્ત્રીટ" નામના મોહલામાં જાંહાં "દાવે બીલડીંગ" નામની મસ મોઠી ગંજાવર હવેલી જે મેદો સ્ત્રીટને નાકેથી તે છેક અપાલો સ્ત્રીટ સુધીનો લગભગ પા ભાગ ઘેરીને ઉભલીછે, તે ઠેકાંણે સો વરસની આગમચ એક તલાવ હતો, અને તેની આસેપાસે ઉગતી દરોઈની હલીઆરી ભોંઅપર સાદડી અથવા શેતરંજી બીછાવીને કેહઅ કે શેહેરના શેઠીઆઓ તથા પરજાના ઘણા ખરા લોકો સાંહાંજની વખતે આવી બેસતા હતા, તાંહાં વસતીના વધારાએ આજે કોઇને નકાંમો ઉભો રેહેવા જેટલીબી ખાલી જગેઆ રાખેલી દેખાતી નથી. ઉપલી નામીચી હવેલી ઈ૦ સ૦ ૧૮૦૪ અથવા ૧૮૦૫ માં મરહુમ તાજાર શેઠ અરદેશર દાદીશેઠ બંધાવી હતી, પણ તેમના ગુજરેઆ પછે જારે વેચાઈ તારે પારકે હાથ ફરતાં ફરતાં ૧૮૬૮ થી સર અબદલા ,દાઉદ સાસુન નાઈટ શી. એસ. આઈને હાથ આવીઅ તે છતાંબી આગલાં મુબારક નામથીજ મેહલને મીસાલની તે એમારત આજસુધી ઓલખાએછે.

દુનીઆંની ગીરદેશી કેટલાક સંજોગથી આફત લાવીને હરેક મુલુકોની અફડાતફડી જેમ કરેઅ તેમ હમારા વીચાર પરમાંણે કોઈ જુગ એવોબી વહી ગયો હોએ કે, તે અરસામા આપણી આ ટાપુ એકવાર બુલંદીએ પોહોંચીને તેની અવધ સાથે ઉજડ થઈ ઘણીક સદીઓ સુધી વેરાંણ હાલતમાં દરીઆવના મોજાઓની છોલ ખાતી પડી રેહેઆ પછે, આ બીનાની સરૂઆતમાં જણાવેઆ મુજબ તે ઉપર કેટલાક હીંદુ રાજાઓ ઉપરાંત પોરટુગીશો

હકુમત ભોગવી રહેઆબાદ ગરીબી હાલતમા પાછી ઉધરેલી મુંબઈ નગરીને ચહડતી દશાપર આંણવા માટે અંગરેજી અદલ રાજીઅનો અમલ પરકાસવાની સરજત ઉતરેલી બચીત માલુમ પડેછે; અને તે ઉપર એક કવેસરની કેહેવત જે બંધબેસતી લાગુ પડેચ તેને આ વરણનમાં ફેરફાર ઠપથી પણ તેહવીજ મતલબને સાચવી હીંઆં નોંધી લઈએછે કે—

ઉજડ એડું ફુરી વચે, નહીં ધનચો ધન જોએ,
ગઈ જવાંની નહીં આવે, તેમ મુઓ ન જીવતો હોએ.

એની સહમજ એવી હોય કે, આ દુનીઆંમાં બે ચીજ પાછી હાથ આવવાની જે આશેઆ રખાવેચ તે માહેલી એકતો સારી હાલત ભોગવેઆ પછે વેરાંણ થએલું ગાંમડું કોક વખતે પાછું વસતું થાએછે; અને બીજી બોવાએલી દોલતબી રૂડા ઉદીયોગથી પાછી હાથ આવી જાએ; પણ બાકીની બે ચીજો ઉપર ઈનસાંનોનો કશો એખતેઆરજ નથી તે એકે જવાંનીનો બાહાર એકવાર વહી ગએલો જેમ ફુરીથી પાછો આવતો નથી, તેમજ મરણ પાંમેલો સખસબી જીવતો થઈ શકતો નથી; માટે છેલી બે ચીજો ઉપર નભરવસ નહીં રેહેતાં, પેહેલી બાબદોનેજ વલગી રેહવાનું વીચારી જોઈશું તો તે માહેનું આપણને હવડાં પનાહ આપનારૂં આ ગુલજાર શેહેર બચીત માલુમ પડેછે કે જે પાછલા જમાના પછેથી દનપરદન એવી સુધરાઈ પામતું ઉછલેલ્ય કે તેથી કરી તેની આગલી અવસથાને સદંતર ભુલાવી નાખવા જેવો સંજોગ હોનર તથા હીકમતનાં બલે બનાવી દેખાડએોચ, તેનું વરણન તો આ નોધમાં દાખલ કરવાનું હજી રહેછે.



| | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ડીસેમ્બર. | ૧૭૯૮ | સર એ. ક્લાર્ક બારોનેટ (વાઇસ પ્રેસીડેંટ)..... | ... | ... | ... | ... | ... | ... | |
| | | ૧૮૦૪ | સર જારજ હીલેરો બારલો બારોનેટ (વાઇસ પ્રેસીડેંટ) ........ | ... | ... | ... | ... | ... | ... | |
| ૩૦ | જુલાઈ | ૧૮૦૫ | મારકુઇસ આવ કારનવાલીસ. (બીજીવાર)...... | ૫ | અકટોબર. | ૧૮૦૫ | ... | ૨ | ૬ | મરણ પામેઓ. |
| ૫ | અકટોબર. | ૧૮૦૫ | સર જારજ હીલેરો બારલો બારોનેટ......... | ... | ... | ... | ... | ... | ... | |
| | | ૧૮૦૫ | મી૦ એડની (કાંમ ચલાઉ) ........ | ... | ... | ... | ... | ... | ... | |
| ૩ | જુલાઈ | ૧૮૦૭ | ધી રાઈટ હોનરેબલ ગીલબરત અરલ આવ મીનટો | ... | ... | ... | ... | ... | ... | |
| ૪ | અકટોબર. | ૧૮૧૩ | મારકુઇસ આવ હેસટીંગ્સ.......... | ૯ | જાનેવારી. | ૧૮૨૨ | ૯ | ૩ | ૬ | રાજી નામુ આપી વેલાત ગયો. |
| ૧૦ | જાનેવારી. | ૧૮૨૩ | મી૦ જાન આડમ .......... | ૨૧ | જુલાઈ. | ૧૮૨૩ | ... | ૬ | ૨૨ | |
| ૧ | આગસ્ટ, | ૧૮૨૩ | ધી રાઈટ હોનરેબલ અરલ આવ આમહરસટ.... | ... | ... | ... | ... | ... | ... | |
| ૪ | જુલાઈ. | ૧૮૨૮ | ધી રાઈટ હોનરેબલ લારડ વીલીઅમ કેવેન્ડીસ બેનટીંક .......... | ૨૦ | મારચ | ૧૮૩૫ | ૬ | ૮ | ૧૭ | |
| ૨૦ | મારચ. | ૧૮૩૫ | ધી હોનરેબલ સર સી ટી મેટકાફ. (કાંમ ચલાઉ). | ૪ | મારચ. | ૧૮૩૬ | ... | ૧૧ | ૧૪ | |
| ૫ | " | ૧૮૩૬ | અરલ આવ આકલાંડ .......... | ૨૭ | ફેબરવારી. | ૧૮૪૨ | ૫ | ૧૧ | ૨૨ | |
| ૨૮ | ફેબરવારી. | ૧૮૪૨ | અરલ આવ એલનબરો.......... | ૧૫ | જુલાઈ. | ૧૮૪૪ | ૨ | ૪ | ૧૬ | પાછો બોલાવી લીધો હતો. |
| ૧૫ | જુલાઈ. | ૧૮૪૪ | મી૦ ડબલીઉ. ડબલીઉ બાર્ડ. (કાંમ ચલાઉ).... | ૪ | આગસ્ટ. | ૧૮૪૪ | ... | ... | ૨૧ | |
| ૫ | આગસ્ટ. | ૧૮૪૪ | સર હેનરી હારડીંજ બારોનેટ .......... | ૧૧ | જાનેવારી. | ૧૮૪૮ | ૩ | ૫ | ૭ | પાછળથી અરલ થઈને વેલાત ગયો અને તે પછી તોહો વાઈકાઉંટની પદવી મેલવી હતી. |
| ૧૨ | જાનેવારી. | ૧૮૪૮ | અરલ (પાછળથી મારકુઈસ) આવ ડીલહાઉસી .. | ૨૮ | ફેબરવારી. | ૧૮૫૬ | ૮ | ... | ૧૬ | |
| ૨૯ | ફેબરવારી | ૧૮૫૬ | અરલ આવ કેનીંગ.......... | ૧૨ | મારચ | ૧૮૬૨ | ૬ | ... | ૧૨ | |
| ૧૩ | મારચ. | ૧૮૬૨ | અરલ આવ એલગીન તથા કીનકારડાઈન .......... | ૨૦ | નવેમબર | ૧૮૬૩ | ૧ | ૮ | ૮ | કાંગરાવાલી તરફ મુસાફરી કરતાં તાપના ઉપદરવથી મરણ પામેઓ. |
| ૨ | ડીસેમબર. | ૧૮૬૩ | સર વીલીઅમ ડેનીસન બારોનેટ. (કાંમ ચલાઉ.) .. | ૧૧ | જાનેવારી | ૧૮૬૪ | ૧ | ૧ | ૧૦ | મધરાજની હાકમીપરથી તોહો ગયો હતો. |
| ૧૨ | જાનેવારી. | ૧૮૬૪ | સર જાન લૈઅરડ મૈઅરડ લારેનસ બારોનેટ ..... | ૧૧ | જાનેવારી. | ૧૮૬૯ | ૫ | ... | ... | |
| ૧૨ | " | ૧૮૬૯ | અરલ આવ મેઓ .......... | ૮ | ફેબરવારી. | ૧૮૭૨ | ૩ | ... | ૨૮ | પોરટ બલૈર ખાતે શેરઅલી નામના એદાલ ખુની કેદ-વાને હાથે છરીના જખમથી મારેઓ ગયો હતો. |
| ૧૪ | ફેબરવારી. | ૧૮૭૨ | હોનરેબલ સર જાન સટ્રાચી. (કાંમ ચલાઉ) ..... | ૨૩ | ફેબરવારી. | ૧૮૭૨ | ... | ... | ૧૦ | |
| ૨૪ | " | ૧૮૭૨ | ધી રાઈટ હોનરેબલ ફ્રાન્સીસ બેરન લારડ નેપીઅર આવ મરચેસટુન. (કાંમ ચલાઉ) .......... | ૩ | મેઓ. | ૧૮૭૨ | ... | ૨ | ૧૦ | મધરાજની હાકમીપરથી તોહો ગયો હતો. |
| ૩ | મેઓ. | ૧૮૭૨ | બારણ નારથબ્રુક .......... | ... | ... | ... | ... | ... | ... | ખોદા તે નામવરને સલામત રાખે. |

એ માહેલા જે જે સરસુબાઓએ આપણી ટાપુ ખાતે પછે ઓધાની રૂએ, અથવા પરોહના તરીકે ભેટ લીધી હતી તેઓમાં સરવેથી પેહલ વેહલો બાએ-ગરાલી મી૦ જાંન આદંમ માલુમ પડ્યોછે, કેમકે તે નામદાર તા૦ ૧૨ મી ડીઝેમબર ૧૮૨૩ માં કલકતેથી ફરતો ફરતો આવેઓ હતો, અને તરણ દીવસ તુલીક રહીને ૧૫ મી તારીખે પોતાની રાજધાની તરફ પાછો શીધારેઓ.

આ વાતને પા સદી ઉપર જારે ગુજરી ગઈ તારે નામદાર અરલ આવ ડાલહાઉશી આખાં હીંદુસતાંનનો અકરાથો લઈને કરાંચીની રાહે તા૦ ૨૯ મી જાનેવારી ૧૮૫૦ ને રોજે આવી પોંહતો, એ માનવંતા ઉમરાવના દરસણથી આપણી વસતીને તે વખતે એટલા ઉપરથી મોટી રાહેત હાંશેલ થઈ હતી કે, કેટલાએક સાહેબોની અટકલ મુજબ આ નામવરે એક સરસુબા તરીકે પોતાનું પનોતું પગલું પેહલ વેહલું મુબારક કીધુંછે, પણ ઉપલી હકીકતથી ચોકસ થએ-ઉંચ કે એ સાહેબ બીજો હતો; અને તે નામદાર પરોહનાએ લગભગ પાંચ દાહડા આપણી હજુર મેહેમાંનીમાં ગુજારેઆ, તેટલા અરસામાં સઘળાં સરકારી ખાતાંઓ, તથા બાંધકાંમોની ખંતીપણે તપાસ લઈ રેહેઆ પછે તારીખ ૨ જી ફેબરવારીએ માજી નામદાર કંપણીની સ્ટીમ ફરીગેટ "ફીરોઝ"માં સવાર થઈને સીંગાપોર તરફ હંકારી શીધારેઓ હતો.

તરીજો સરસુબો નામદાર વાઈકાંઉંટ કાંનીંગ પોતીકી હકુમેતની જગોએ જવા માટે વેલાતથી નીકલેલો પેહલવેહલાં તા૦ ૨૮ મી જાનેવારી ૧૮૫૬ ની સાંહાંજરે આગબોટની મારફતે આપણને દરસન આપવાના હેતુથી પધારેઓ હતો; જાંહાં આડેક દીવસ સુધી પરજાને પેઆર દેખાડેઆ પછે તા૦ ૬ ઠી ફેબરવારીએ કલકતા તરફ રવાંના થયો હતો.

ચોથો સરસુબો નામદાર અરલ આવ મેઓ પણ વેલાતથી રવાંને થઈને પરબારો હીંઆજ તા૦ ૨૦ મી ડીઝેમબર ૧૮૬૮ ની બાંમદાદે આપણી મુલાકાત માટે પેહલ વેહલો આવેઓ હતો, જાંહાં દશ દાહાડામાં મોહોટું માંન હાંશેલ કીધા પછે રૂખસત લઈને તા૦ ૩૦ મીએ મધરાજીની રાહ ધરતો પોતીકી હકુમતની જગોએ શીધારેઓ હતો. જે પછે તે નામવરને આપણી વસતીએ જીવતો જોયો નહીં, મગર એક ચંડાલ ખુનીને હાથે કટલ થયા પછે તેના પવીતર રવાંનને વેલાત લઈ જવા માટે ૧૮૭૨ માં અતરે લાવેલું માલુમ પડઉં હતું.

આપણો હાલનો સરસુબો નામદાર બારન નારેંથબરૂક સ્ટીમ ફરીગેટ "ગલાસગો" ની મારફતે અતરે આવીને તારીખ ૨૬ મી એપરેલ ૧૮૭૨ ની સંધિઆકાલે મોહોટા પેઆરથી આપણને ભેટઓ હતો, અને પાકા તરણ દીવસ સુધી અછી મોહબત બતલાવીને તા૦ ૩૦ મી એપરેલની સહવારે પોતીકી હકુમતના મઠકપર પોંહોંચવા માટે આગ ગાડીમાં સવાર થઈને રૂખસત પામેઓ હતો, માટે તેની કારકીરદીની ફતેહ સઘલી અંગરેજી પરજાએ ઈછવી જોઈએ.

આજ કેટલાંક વરસો થયાં આપણું રલીઆંમનું મુંબઈ શેહેર હીંદની અંગરેજી હકુમતનું પાએતખત થવા લાએકનું જે જણાતું આવેચ તેને ટેકો આપનારી એક વાત આપણા માજી સરસુબા મરહુમ અરલ આવ એલગીને

૧૮૬૨ માં કલકતે જતાં જણાવેલી, ૧૮૭૨ ના સાલમાં પરશીધ થએલાં "લેટરસ એંડ જરનલસ આવ લારડ એલગીન" એવે નામના એક પુસતક મધે જે છપાએછે તેનો તરજુમો હેઠલ જણાવેઆ મુજબ તારીખ ૧૯ મી જુન સને ૧૮૭૨ ના જામે જમશેદ પતર મધે દાખલ કીધો હતો તાંહાંથી ઉતારી લીધોછે.

"ફેબરવારી તા૦ ૨૭ મી-બેલાનની પડોસ-હમારો કપતાંન જે મુંબઇથી "હંકારી આવેઓય તેને આપેલા મીચાર પરમાણે એ જગાનો ગવરનર ઘણીજ "સારી હવામા રેહેવો જોઇએ. ખુદ મુંબઈ મધેજ તેને દરીઆવનો પવન "મલવાનો, પુરું ૨૦૦૦) ફુટની ઉંચાંણમાં આવેલુંછે; અને મુંબઇથી બે દીવ- "સમાં ૫૦૦૦) ફુટની ઉંચાઇના પાહાડ ઉપર જવાએ એમછે. એથી કરીને "તેનું કુટુંબ હંમેસાં ઠંડીની રતુમાં રેહઇ રાખે, અને જારે તે પોતીકા કાંમથી "ફરાગત પાંમે તારે તેમને તે જઇ મલે. મુંબઇનું શેહેર સગવડ ભરેલી "જગાએ આવેલછે, તે ઈંગલાંડની ઘણીજ નજદીકીમાંછે. ઇતીઆદી, ઇતી- "આદી. તે જોતાં તો કોઈ કાલે તાંહાં ગવરનર જનરલની બેઠક આવે ખરી, "પણ એવું આપણા (ઇઆને ગરંથ કરતાના) વખતમાં તો કવચીત બન- "વાનું નથીજ,"

હાલનો આપણો માનવંતો શરસુબો લારડ નારથબરૂક ૬॥ મહીનાની ટુંક મુદતમાં પોતાનો શેસન મુખ્ખો પરજાને પાછો દેખાડવા માટે તા૦ ૧૪ મી નવેમબર ૧૮૭૨ ને રોજે ખીજીવારની મોહોબત બતલાવવા અથવા તેમાં વધારો કરવા આવેઓ હતો તારે તે વખતની રચનાં ખરેખરી કોઈ સાહન-શાહની શેઆદી થતી હોએ તેહેવા આકારમાં આતીઅંત રલીઆંમણી અને શોહાંમણી થઈ પડી હતી; કેમકે તે નામદારની પધરાંમણીને માન આપવાસારૂ આપણી સરકાર તરફથી થએલાં નોતરાં મુજબ નામદાર માહરાંણીના ઇસટ મીતર દેશી રાજાઓ, રાઓ, ઠાકોરો, અને નવાબો વગેરે મલીને લગભગ ૬૭ જણાઓ પોતાની હકુમતની જગેઆ છોડી મોહોટી ધાંમધુમ સાથે ચાર પાંચ દીવસ આગમજથી આવીને ૧૫ દાહાડા તુલીક અંગરેજ સરકારના મેહમાંન તરીકે રહેઆ હતા, અને પરજાએ પોતાને માથે હકુમત ચલાવનારનો પુર વીસવાસ મેલવવા માટે વફાદારીથી જે ઘટતી ફરજ બજાવી હતી તેટલી વાતનો ખચીત કરીને હીંઆં નોંધાઈ રેહેવીજ જોઇએય કે એની આગમજ આવી ગએલા કોઇબી સરસુબાને આવું આતીશય માન કેયેથીબી કદી મલેલુંજ નોહતું, કેમકે એ નામદાર સાહેબને આવેઆની થોડાજ દીવસ આગમજ સઘલી વરણનાં રેહેવાશીઓની એક દબદબા ભરેલી મોહોટી જાહેર સભા ટાઉન હાલમાં ભેગી મલી હતી તારે તેની કોઈ રૂડી યાદગારી આપણામાં સદા કાએમ રેહે એવા હેતુથી ઉઘરાંણાની મારફતે એક થાપણ ભેગી કરી તે રકમને સઘ-લાઓના એકમતથી એ નામદારને નામનો "નારથબરૂક બાગ" પરજાની ગમત માટે કોઇ નજદીકની લાએક જગોપર બનાવવાનો ચોકસ ઠેડાવ થઇ ચુકોછે તે મુજબ નાંણાં પુરતાં ભરાએઆ પછે કામ ચાલશે. આવાં સુભ કામને એ

નામદારે મોહોટી ખુની સાથે બાહાલ રાખેઆ પછે આતરેથી તારીખ ૨૨ મી નવેમબર ૧૮૭૨ ને રોજે રવાના થતી વખતે એ કારણ માટે થતી થાપણ મધે ઉમેરવા સારૂ પોતે પાચ હજાર રૂપીઆ કામ ચલાઉ મીઉનીસીપલ કમીસનર ડાકટર હીઉલેટને સોંપી ગયોછે.

## સરકારી મેહેસુલની બાબદમાં.

નામદાર કુંપનીનો અમલ આ ટાપુ ઉપર જારથી આવીઓ, તારથી ઘણાંક વરસો સુધી તેના સભાન સારૂ લશ્કરી ખાતાઓ રાખવાનો જે કાંઈ ખરચ થતો તેના ચોથા ભાગ જેટલી ઉપજ પી દરસાલે મલી શકતી નોહતી; તેનો એકજ દાખલો એવો જણાઈ આવેઓચ કે, સને ૧૬૮૦ મા કેહેચ કે તેની આગલના સાલો કરતા આક ઘણી પેદાએસ જારે વધી તારે તે વખતપર કાઉનશીલના અધીકારીને દરસાલે અપાતો પાઉંડ ૭૦) અથવા રૂ૭૦૦) નો ઘણોજ હલકો મુસારો વટીક ઉપજમાથી નીકલી સખતો નોહતો, પણ તે પછેથી દર વરસો વરસ વધતા વધતા ૧૮૪૨ મા ફકત એજ ટાપુમાથી પચાસ લાખ રૂપીઆની પેદાએસ સરકારને હાથ આવી; એટલુજ નહીં પણ તેમા કોકણ તથા ગુજરાત સુધા ઉમેરતા સરકારી ખજાનામા કુલે આમદાની રૂ૧૮,૦૭,૯૮,૬૫૦) ની આવી પડી હતી; અને તે પછેના સઘલા સાલો આમદાનીમાજ ભરપુર થવા લાગાને લીધે એક ઉજડ ટાપુનુ આબાદ શેહેર બની રહેઉછે.

માંડવી ખાતાની જોહોજલાલી જેવી હવડે ભરચકર માલુમ પડેછે, તેવીજ આગલા વખતો ઉપરની ચાલતી હતી; પણ તેની રીતભાતમા જે ફેરફાર હતો તેનુ થોડુક વરણન એક યાદગારી માટે અતરે નોધી લઈએચ કે, આયાત તથા નીકાસ માલની જગાત દર સેંકડે ટકા ૬॥ લેખે સગસરી લેવાનો ઠેરાવ હતો, તે મુજબ બજારની કીંમત જાચીને વેપારી લોકે ની પચાએત માલનો જે ભાવ ઠેરવી આપે, તે ઉપર લેવાતી હતી, પણ કોઈવાર ગલતા ભાવને લીધે બે ટકાથી ઓછી જગાત તો આપવી પડતીજ નોહતી. પુરજાની મેહસુલ ઉઘડાવનારા અમલદારોને ઠેરવેલો પગાર નહીં પણ જે વસુલાત થાએ, તે ઉપર સેંકડે કેટલાક ટકાનો લવાજમો બાંધી આપતા હતા. એ માંડવી ખાતાની ચાકરીમા આપણી ટાપુ ખાતે પરખેઆત થઈ ગએલા મી॰ વીનાયેક શંકર સઝગીરી નામના એક શેનવી પરભુએ સને ૧૭૮૬ થી હલકે મુસારે કારકોએ દાખલ રહીને પછે સઉની ઉપર વડાપણુ ચલાવેઉ હતુ; તે બાબેની મીના તેમના જનમારાનો અહેવાલ વાચેઆથી જણાઈ આવશે. એ માંડવી ખાતે દરરોજનુ કામકાજ પેહલા સહવારે આઠથી તે બપોરના બાર વાગતા સુધી, ચાલિઆ પછે સઘલા કામદારોને જમવા જવાની છુટી મલતી હતી તે પાછા બે વાગેઆથી આવીને કામમા રોકાતા ઠેક સાજના ૬ વાગતે છુટકો

પાંમતા હતા, તે રીતનો રવઇઓ છેક સને ૧૮૦૦ ની શરૂઆત સુધી ચાલુ રહેલ્યો હતો, અને તારપછેથી તેમાં જે ફેરફાર થવા માંડયા તે વખતે વખત રેવાજ બદલાઈને હાલની સુધરેલી હાલત ઉપર આવેલો દેખાએછે.

પારકાં દેસવાલાઓની આવનજાવન વીશેસ હોવાને લીધે આપણાં બંદરના વેપારમાં આગાઉ કરતાં જે વધારો યતો જણાયોચ્ય તેમાં ૧૮૬૩ થી ૧૮૬૬ સુધીના માતરે ચારજ વરશે એવું દેખાડી આપેલું હતું કે તેટલા અરસામાં દર સાલે ૭૫ થી ૮૦) કરોડ રૂપીઆ તુલીકની આમદરફત થાઈ હતી, પણ તે પછે રૂઉ તથા બીજી કેટલીક જીણશોની કીંમત ઘટી પડઆને લીધે ૧૮૬૬ તથા ૧૮૬૭ ના શાળનો વેપાર છેક ૮૬) કરોડ રૂપીઆને ઉતરતે આંકે જઈ પોંહોતો હતો જેમાં પારકાં દેસાવરોથી આવેલો માલ ૨૨ અને તે તરફ ચએલી નીકાસનો માલ ૧૯ કરોડનો કેહેવાયા ઉપરાંત બારાંમાં દાખલ થાઇને તાંહાંથીજ બાહરો બાહેર પાછો ગએલો માલ રૂપીઆ પાંચ કરોડનો જણાયો હતો. અને એજ શાળમો માંડવી ખાતાંની જગાતનાં માતરે ૭૨ લાખ રૂપીઆ આપણી સરકારને મલ્યા સંભલાયાછે. અંગરેજી હકુમતની આગલી હાલત સાથે હાલની જાહોજલાલી સરખાવવા માટે છેલાં પંદરજ વરસની સરકારી આયપતનો કોઠો અતરે નોધી લઇશું તો તેજ તેની સલતનત સંબંધી મોહટાઇનું માંપ કરવાને બસ થશે. એટલા અરસામાં એ નામદાર સરકારની તરેજુરી અંદર આખી હીંદુસ્થાંનની મેહેસુલમાં જેટલા રૂપીયા જમાં થાએઆ હતા તેની વીગત હેઠલા કોઠાથી માલુમ પડશે.

| વરસ | ઉપજના રૂપીઆ | વરસ. | ઉપજના રૂપીઆ | વરસ | ઉપજના રૂપીઆ. |
|---|---|---|---|---|---|
| ૧૮૫૬-૫૭ | ૩૧,૭૩ ૪૦,૦૦૦ | ૧૮૬૧-૬૨ | ૪૩,૮૦,૩૨,૩૪૦ | ૧૮૬૬-૬૭ | ૪૪.૬૦,૦૦,૦૦૦ |
| ૧૮૫૭-૫૮ | ૪૦,૨૫,૧૦,૦૦૦ | ૧૮૬૨-૬૩ | ૪૫,૧૪,૩૦,૦૦૦ | ૧૮૬૭-૬૮ | ૪૮,૪૨,૬૧,૪૪૦ |
| ૧૮૫૮-૫૯ | ૫૦,૪૮,૦૦,૦૦૦ | ૧૮૬૩-૬૪ | ૪૪,૭૫,૦૦,૦૦૦ | ૧૮૬૮-૬૯ | ૪૯,૨૮,૭૦,૦૦૦ |
| ૧૮૫૯-૬૦ | ૪૬,૪૧,૭૦,૦૦૦ | ૧૮૬૪-૬૫ | ૪૫,૬૫,૨૮,૯૩૦ | ૧૮૬૯-૭૦ | ૫૦,૯૦,૧૦,૯૧૦ |
| ૧૮૬૦-૬૧ | ૪૫,૪૧,૭૦,૦૦૦ | ૧૮૬૫-૬૬ | ૪૮,૯૩,૫૨,૨૦૦ | ૧૮૭૦-૭૧ | ૫૧,૦૪,૮૯,૦૦૦ |
| | | ૧૮૭૧-૭૨ | ૪૯,૦૯,૮૯,૦૦૦ | | |

બાકીની બીના પાછલા સફાઓમાં દાખલ થશે.



# મુંબંઈના માલેકો.

આ ટાપુની હકુમત અંગરેજી તાજને સવાધીન થઈ તારથી ગરેટ બરીટણની ગાદીએ બીરાજી ગએલા રાજાઓ, તથા એ તખતને હાલ જેબ આપતી બેઠેલી નામદાર માહરાંણી શીકિની એક ટીપ હેઠલ જણાવીએછે.

| ગાદીનસીનના દીવશો. | | | રાજા અથવા રાણીનાં નામો. | હકુમતનાં | | | મરણ પાંમેઆની તારીખ. | | | ઉમર વરસ. |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | વરસ. | મહીનાં. | દાહડા. | | | | |
| ૨૯ | મેએ. | ૧૬૬૦ | ચારલસ બીજો. | ૨૪ | ૮ | ૯ | ૬ | ફેબરવારી | ૧૬૮૫ | |
| ૬ | ફેબરવારી | ૧૬૮૫ | જેમસ બીજો. (૧૬૮૯ મા રાજીનામું આપેલ) | ૪ | ૨ | ૬ | | | | |
| ૧૧ | એપરેલ. | ૧૬૮૯ | વીલીએમ તરીજો | ૧૨ | ૧૦ | ૨૭ | ૮ | મારચ. | ૧૭૦૨ | |
| ૮ | મારચ. | ૧૭૦૨ | હીંઆં કોઈ રાજા યા રાંણી હોવી જોઇએ .... | | | | | | | |
| ૧૮ | સપટેમ્બર | ૧૭૧૪ | જારજ પેહેલો.. | ૧૨ | ૮ | ૨૫ | ૧૧ | જુન. | ૧૭૨૭ | |
| ૧૧ | જુન. | ૧૭૨૭ | જારજ બીજો.. | ૩૩ | ૪ | ૧૦ | ૨૫ | અકટોબર | ૧૭૬૦ | |
| ૨૨ | સપટેમ્બર | ૧૭૬૧ | જારજ તરીજો.. | ૫૯ | ૯ | ૨૮ | ૧૯ | જુલાઈ. | ૧૮૨૧ | ૮૩ |
| ૧૯ | જુલાઈ. | ૧૮૨૧ | જારજ ચોથો.. | ૮ | ૧૧ | ૮ | ૨૬ | જુન. | ૧૮૩૦ | ૬૮ |
| ૨૮ | જુન. | ૧૮૩૦ | વીલીએમ ચોથો. | ૬ | ૧૧ | ૨૪ | ૨૦ | જુન. | ૧૮૩૭ | |
| ૨૮ | જુન. | ૧૮૩૮ | વીકટોરીઆ રીજાંઈના પેહેલી. | | | | | | | |

ઉપલી વીગત પરમાણે બે શદીના અરસામા ૯ રાજ કરતાઓ આપણા શેહેરને માથે થાઇ ગયા, અને દસમી નેક નામદાર માહરાણી વીકટોરીઆ (ખોદા તેણીને સલાંમત રાખે) ના રક્ષણ હેઠલ પરમેસવરની કીરપાથી આપણ સવતંતરપણું ભોગવીએ છઇએ. આ મલકાંને મલીકાનો જનમ ૧૮૧૯ ના મેની ૨૪ મી તારીખે થયો હતો, તે ગણતરી મુજબ હવડાં ૫૫ મું વારસ તેણીને ચાલતું માલુમ પડેછે. ઈંગલાંડના રાજીઅ પરકરણના કાએદા પરમાણે રાજાનો વડો દીકરો તેની પછે ગાદીનશીન થઈ શકેછે; પણ જેને તાંહાં તેના મરણ ટાંકણે કોઇબી વારેસ નહીંજ હોય તો તે રાજાથી ઉતરતો ભાઈ અથવા તેનું હઇઆત રહેલું ફરજંદ હોય તેને ભાએગે ગાદીનો ભોગવાટો ચોંટેછે, માટે હાવા બંદોબસતની ખુબી ઉપરથી જારે આપણી માહરાંણી ૧૮ વરસની વએ પસાર કરી ચુકી તારે, તે નામદારનો કાકો ચોથો વીલીએમ વગર વારશે મરણ પામેઆથી તેજ દાહાડે રાજની પવીતર લગાંમ તેણીએ બાહાલીને (કેમકે મર

હુમ રાજાની પછે તેણીનો બાપ ડીઉક આવ કેંટ, જે તરીજા જારજ રાજાનો તરીજો દીકરો હતો તેને તખત મલતે, પણ તે આગમજથી ગુજરી ગયાને લીધે ધારા મુજબ આ તેની દીકરીને રાજ મલ્યુંછે) ઉપર જણાવેલાં શાળમાં તાજ પેહેરેલ હતું તેથી તેણીના રાજનું હવડાં ૩૬ મું વરસ ચાલેછે. ૨૧ વરસની ભર જવાંની આવી તારે જરમનીના શાહજાદા નામદાર પરીનસ આલબારટની સંગાથે તારીખ ૧૦ મી ફેબરવારી ૧૮૪૦ ને રોજે પરણેઆથી પરમેસવરે ઈંગલાંડ દેસાની ગાદી હવે પછે સાભવનારી વસતી તે નામવરને તાંહાં એટલી તો બખશેલીછે કે જેથી તેની વફાદાર પરજાને જેટલો સંતોસ ઉપજેચ તેટલી યાદદાસત ચાલુ રેહેવાના હેતુથી દરેક છોકરાંઓનાં સાંભઠાં નામોની ટીપને હીંઆં નોધી લેવાનું વાજબી વીચારીએછે.

| જનમેઆનો દાહડો. | | | નામો. | કેહારે પરણેઆં. | | | કોણની સંગાથે |
|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | નવેમબર | ૧૮૪૦ | પરીનસેસ રાએલ લુઈઝા, બેટી. | ૨૫ | જાનેવારી. | ૧૮૫૮ | પુરુસીઆના શાહાજાદા ઉ લીએમ ફ્રેડરીક સાથે |
| ૯ | નવેમબર. | ૧૮૪૧ | આલબરટ એડવરડ (શાહજાદો) | ૧૦ | મારચ. | ૧૮૬૩ | ડેનમારકના શાહાજાદા ક્રીશચીઅનની દીકરી એલેકઝાંનડરા સાથે. |
| ૨૫ | એપરેલ. | ૧૮૪૩ | પરીનસેસ એલીસ માહમેરી, બેટી ........ ... | ૧ | જુલાઈ. | ૧૮૬૨ | હેસડારમેસના રાજકુવર શાહાજાદા આરનેસ્ટ સાથે |
| ૬ | આગસટ. | ૧૮૪૪ | આલફ્રેડ અરનેસટ આલબરટ (શાહજાદો) ........ | | | | |
| ૨૫ | મેએ. | ૧૮૪૬ | પરીનસેસ હેલીના આગસટા, બેટી ........ | ૫ | જુલાઈ | ૧૮૬૬ | સેલસવીગ હોલસટીનના શાહજાદા ક્રીશચીઅન સાથે. |
| ૧૮ | મારચ | ૧૮૪૮ | લુઈઝા કેરોલાઈન આલબરટા; બેટી ........ | ૨૧ | મારચ | ૧૮૭૧ | ડીઉક આવ આરગાઈલના દીકરા મારકુઈઝ આવ લારન સાથે. |
| ૧૦ | મેએ | ૧૮૫૦ | આરથર વીલીએમ પેટ્રીક આલબરટ (શાહજાદો) ..... | | | | |
| ૭ | એપરેલ | ૧૮૫૩ | લીઓપોલડ જારજ ડંકન આલબરટ (શાહજાદો) ........ | | | | |
| ૧૪ | એપરેલ. | ૧૮૫૭ | બીઆટ્રીસ મેરી વીકટોરીઆ ફીઓ દોર બેટી ........ | | | | |

ઉપલાં ૯ ફરજંદોમા પાંચ દીકરીઓ, અને ચાર દીકરાઓ માહેલાં જે જે પરણેઆંચ તેઓને તાંહાં થએલી વસતી વાડીની આબાદીએ આપણી નાંમવર માહરાણી સાહેબને મમાઈ તથા બપાઇને દરજજે પુગાડીછે, અને બીજાંઓ જારે પરણશે તારે તેઓને તાંહાંના છૈયાંઓથી તેમાં મુહબલક વધારો થાશે.

ઈંગલાંડ તરફ અસલથી ચાલતા આવેલા રેવાજ મુજબ પાદશાહી કુટંબની સગાઈ ઘણું કરી રાજવંશી સંગાથેજ જોડાએછે; પણ ઓગણીસમી સદીના સુધારાએ એક અચરત સરીખો દાખલો એવો તો બંધ બેસાડેલો દેખાઈ આવેઓચ કે આપણી નામદાર માહરાંણીએ પોતાની ચોથી દીકરીના લગન તે નામદારની પરજા માહેલા એક ઊંમરાવ નામે ડીઉક આવ આરગાઈલના દીકરા મારકુઈસ આવ લારન સંગાથે કરી આપીને શાહજાદી અથવા રાણીના વરગમાંથી એક ઉમરાવજાદી અથવા શેઠાંણી બનાવીછે.

મેહરજી વાછાબી આવતા હતા, ઘેલી વેચીને નોસારી જતા.
આ નોંધ લેનારના તે વડવા કેહવાએચ, ઓલખ તેમના બાપથીજ વાછા લેવાએચ.
કીરતી તો તેમની કાંઇએ નથી, પણ યાદીમાં અટકલથી રાખીચ તથી.
સાતમાં બનાજી લીમજી લઇએ, વસતી તેના પરીવારની કહીએ.
તો સેંકડોની સંખેઆ જરૂર જણાએચ, નોંધલાં મોહટાં સઉ સાથે ગણાએચ.
શેઠ ખાંનદાંનની વસતીબી પુરાંણીછે, કીરતીબી તેઓની નુરાંણીછે.
નોશીરવાન, બેહલી, જીજી, હોમજી હતા, દાદીશેઠના બાવા ને કાકા થતા.
માંકી હોમજી તરીજા કાકા, રહી નહીં તેણાની કોઇબી ચાકા.
શેઠ ખાંનદાંનની આગમજ તેવણ આએઆ, સકરમી સપુતની વધાઇ લાએઆ.
કાંહાંરે ગયા પેલા લવજી વાહાડીઆ, ઘમરતાં પરીવારને ઉગાડીઆ.
કુટંબ જેનું બોહોલું ચમન કરેછે, તેનાજ નામની હસતીને હઇડે ધરેછે.
ગોદીનો નાખેઓછે તેણે પઠાંણ, જાંહાં વશીલાઓ બાંધેછે મનવાર ને વાંહાંણ.
કોઇએક કરેછે સોદાગરી, કોઇતો ધરેછે દલદેરારી.
રચાએલાછે કોઇને તાંહાં આડત વેપાર, કોઇતો બેઠાચ થઇ મસેકુલ તોજાર.
સબકતાં પગલાંની પાઇછે નીશાંણ, સવાસદી ઉપરની થઇછે પીછાંણ.
કાંમાંજીબી આવેઆતા લવજીની સાથ, ઓલખ જેની રહીચ તેના કુટંબને હાથ.
કાવસજી હીરજીભાઇ ધાંધી, મુસાફરી તેઓની સાથે બાંધી.
એકી દાહડે આવેઆ એ તરણે જણા, તે વખતપર પારસીઓ હતા ઘણા.
ગાંમડીઆબી તેની પેહલાં લેવાએચ, ફરાંમજી પટેલના તે વડવા કેહેવાએચ.
પુરાંણાછે હીરજી રેડીમની શેઠ, સખાવતને ખાતર જે કરતાતા વેઠ.
વારેસ જેનાને હતો નહીં, દીલમાંની ઉમેદ તે દીલમાં રહી.
પણ દીકરીના દીકરાને ખોલે લીધો, પરાયો હતો તેને બાલક કીધો.
વડી દીકરી નામે સુનાબાઈ, તેને પેટે આવેઓ તો જાંહાંગીરભાઇ.
બનાજીના ખાંનદાનની હતી તોખંમ, રેડીમનીના વઉરાપર લીધો જોખંમ.
જેને તાંહાં હીરજી ને કાવસજી બે, દાદીશેઠના મંમસારથી કેહવાએછે તે.
ચેરાબજી મનચેરજી રેડીમણી, થયાતા મોહોટી દોલતના ધણી.
સખાવતમાં ગણાતા તેવણ સુરા, સોદાગરી કરવામાં હતા પુરા.
શેઠ મનચેરજી મતાજોગી હતા, દારૂખાનાવાળા તેવણ કેહવાતા.
બંદુખનો બારૂત બનતોતો જાંહાં, રમેવાલપનાપર રેહેતાતા તાંહાં.
નોકરી કીધામા હતા હલાલ, કુટંબ જેનું થાએઉછે તાંહાંથી કમાલ.
સરની* સખાવતનો પારજ નહીં, દયાદાંનનો તેમને તો વારજ નહીં.
હજારો ને લાખો વેરી નાખેઆ, વાવણીના સફલ તેને ચાખેઆં.
સખાવતથી કેહેવાએઆ ધરમી દાતાર, સખીનો બેરો કીધો તેણેજ પાર.
તેહવાઓબી અંતે ન જીવતા રહેઆ, સખાવતની શાહદતને મેલી ગયા.
રેહીછે જે દુનીઆંની હસતી સંગત, દેછે દુઆ તેને સારી જગત.
હેની જોડ લઇએછે હીંદુની જાત, સરૂઆતમાં શોભેછે કપોલ, ગણાત.

* મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહેલા બારોનેટ.

વતન જેનું હતું ગાંમ ધોધળામા, ગણાતાતા માહજણના ચોગલામાં.
રાકરમી તે શા૦ રૂપજી ધનજીનું નામ, કરતાતા દીવમાં ઈજારાનું કામ.
લઈ નશીબાને મુંબઈમાં આવેઆ વેહલા, ગુજરાતી હીંદુમા તેવણ પેહલા.
વણીરા જેમનું આજે ચમંન કરેછે, એતાબ તેનો દોતરો* બબે ધરેછે.
કાઠીઆવાડના રેહેવાશી શા૦ રામદાશ, વતન કીધું મુંબઇમા આવીને ખાસ.
કપોલ નાતનો એ બીજો પુરસ, થયાં તેને પોણી બસોં વરસ.
વણીસ જેનું ઓલખાએછે નવલખીનું, વેહેવાર વધારી થએલી સખીનું.
હેની પુઠે લઈએ સખીદાસ નાગરી†, તેમણેજ કહીએ સખાવતનો સાગર.
સચવાઈ રહેલીચ જાંહાં સદાવરતું, કુટંબ જેનું બેઠુંચ ધરમ કરતું.
સાંભલીએચ હીંઆંથી શીમની અંદર, સખાવતનો ઉગાડેઓછે ચંદર.
મુફલીસ મુસાફરો આવેછે તાંહાં, ધરમ પત્રી ઉતારી લાવેછે જાંહાં.
તે દરએક જાણને શીધો મલેચ, પીડા તેમની તેથી દન રોજ ટલેચ.
બશેર આટો ને પાશેર દાર, અપાએછે સરવેને એકેકવાર.
તોલાભાર ઘી ને બલતનની જુહુરી‡, લઇને રીહેછે તેઓ ભરપુર.
જીગર જેઓના તરપત થાએચ, અંતનીઽ§ દુઆ તેઓ દેતાંજી જાએચ.
દરરાળ ખરચાએછે આઠેક હજાર¶, સખાવતથી દીપેચ તેમનું બજાર.
દોલતતો કેહચ કે ઘસડાઈ ગઈચ, દાંન પુનમા તેવણની કીરતીં રહીચ.
એવા નરનું નામ તો સદાછે અંમર, વશીલાબી તેપર કશેછે કંમર.
ગુજરાતીઓમા એ તરણે જુના, કચકાંઈ વેપારી હતા રૂઉના.
તેમાં શેણવીને શોનારો આવેઆ આગલ, ગુજરાતી માહજનો તેની પાછલ.
ઊબાજી રાંણા મરાહઠા હતા, ખબર નથી કેઆરના તે રહેઆ જતા.
પાંહુરંગ શીવાજી હતા શોનાર, બાબુલનાથનાં દેહડાંને પેહલું બોનાર.
પાંહુરંગ, ને દાંમુલજી શીવાજી એ, ધારેઆમો આવેછે બેહુ ભાઇઓ તે.
માંધાજી માંણકોજી શેનવી વરણ, ગુપત દાહાડે તેવણબી પાંમેઆ મરણ.
શેનવી સદાશીવ મંગેસ શેઠ, રાંમાજી કાંમટેબી પુરાંના ઠેઠ.
કાંહાંનોબા વીઠોજીબી જાણીતાછે, ગંબાજી પુતલાજી માંણીતાછે.
યાદગારી રહીછે તેની થાવી, કોટમાં ઉભેલીછે ગંબાચી બાવી.+
કોટમાજછે ચીમનાજીનો કુવો, કોનજાંણે તેબી કેઆરનો મુવો.
પરસોતમ ચીમાજી કરજંનદાર, પીઠાંનો મોહલો રહેઓચ યાદગાર.
મુસલમાનની કોમબી કેહવાએછે જુની, કોઇએક શીહા ને કોઇતો શુની.
વતન જેનું પરાએઆં દેશો તરફ, કુકણીએ બતાવી પેહલી જહરફ.
બીજા પછે બાહેરના દેશથી આએઆ, મુંબઇમાં પઇસાબી સારા કમાએઆ.

---

* ધી હાંનરેબલ શેઠ મંગલદાસ નથુભાઈ. સી. એસ. આઈ.

† શા૦ સખીદાસ નાગરદાસ અમદાવાદી, જેવણ સખીઆ નાગરની અટકથી પરબેઆત થઇ ગયાછે.

‡ બાલવાના લાકડાંની જુહુરી. § અંતકરણની.

¶ રૂપેઆ. + જે ગંબાના કુવાને નામે ઓલખાએછે. નો॰ બ॰

યાંહુધી લોકોએ હીંઆં કીધું વતન, દીપેઆછે થોડાક નવમાં રતન.
એક વણશીતો ખરી પાદશાહી કરેચ, સરાફીને સોદાગરીમાં ફરેચ.
તે બખ્તાવર દાઉદ સાસુનનું નામ, ઉઠાવેછે તેણેબી ધરંમનું કાંમ.
એવા બીજાબી થએલા હશે ઘણા, કેહવાતું નહીં ખીના મલેઆવણા.
યથાચ તેટલા હીંયાં સમાતા નથી, કવીતાની હારમાં જણાતા નથી.
પણ ચાલુ એબારતમાં આનેલાછે, કીરતીમાં તેઓબી ફાવેલાછે.
વરણન તેઓનું કેહવા થકી, રાખીતી ધારણા તે બાબે નકી.
વખત આવેઓ તારે કલંમ ધરી, બએઆંન તેનું હીંઆંથી સહરૂ કરી.
જણાવીએછે વસતીની વાતાવરંણ, સમાવીએછે હઇઆત ને થએલાં મરણ.
તેમાં હીંદુની માહજણને પેહેલાં કહીએ, તે પછે પારશી ને બીજા લઇએ.

આ ટાપુની માંપણી લંબાઇએ કોલાબાની દીવાદાંડીથી તે શીમના છેડા સુધી ૧૫ માઇલ; અને પોહોલાઇમાં વાલકેશવરની વાઉતાકાઠી આગલથી માહીમની ખાડી તુલીક ૧૨ માઇલની જે ગણવામાં આવીછે, તે હસાબે એનો ઘીસતાર એકવીસ માંઇલનો ચોકસ ઠેડવાએલાછે, જાંહાં પ્રાચીનકાળથી કેહેચ કે પેહલવેહલાં કેટલાક લંગોટીવાલા કોલી લોકો જે માછલાં મારતા હતા તેઓજ માતરે ઘણાજ સંકટ અને કંગાલ હાલતમાં રેહેતા એટલુંજ નહીં પણ તેઓને માટેના મકાંણોબી ફકત કુડ કાંમરાં તથા જાહવલીના ઝુંફડાઓ હતાં તે શેવાએ બીજું કાંઇબી જોવા તથા જાંણવા લાએકનું તે વખતપર હીઆં હતુંજ નહીં. પણ વખતની વલાંણ જારે બદલાઈ તારે તે ઉપર આવી મલેલી પંચ ભેલી વસતી એટલી તો થાઈ પડી કે દરોબસત સંખેઆમાં ચોકસ ગણાઈ શકાઈ નહીં; તેનું કારણ અરાલથી એવું માલુમ પડતું આવેછે કે વેપારની મોસમ જારે ચાલે તારે છેક દુરદરાજ વેરના દેશાથી વેપારી, ધંધાદારી તથા કાંમદારો વગેરે આવતા; અને થોડુંક સુધી રહીને પાછા તેમને વતન જતા હોયાને લીધે મોસમ સુધી તો હજારોની ગણતરી ગણાએ, પણ સદાના જાથુક રેહેનારા યુરોપીઅનો તથા બીજી ગનાતનાઓને જોઇએ તો બે ત્રીતીઆંઉસની વસતી ચોકસ કેહેવામાં આવે. આગલાં વરશોપર સરકાર તરફથી સતા ભરી ગણતરીઓ લેવામાં આવીચ તેની નોધ દાખલ કરેઆ આગમન બાહેર ગાંમો તરફના જે જે લોકોએ પેહલ વેહલાં આવીને હીંઆં રેહેઠાંણો કીધાં હતાં તેઓની જીંદગીના અહેવાલો જે હાથ આવેઆચ તેને સમાવવાની રજા લેતી વેલા સરવેથી પેહલાં હીંદુ ગણાતનો મેલાવડો મેલવવા ચાહીએછે.

## હીંદુઓની હીલચાલ.

માછલાંઓથી ઉભાઈ જતી આ મુંબઈની અસલી ઉજાડ ટેકડી ઉપર માછીમાર કોલી લોકોનુંજ રેહેઠાણ સરવેથી પુરાણું કેહેવામાં આવેઆ છતાં, તેઓમાં અસલ વતણી કોણ, અને કેઆરથી વાશો કરી રહેઆ તેના વરશોની વીગત જોકે ખાતરી ભરેલી જણાતી નથી, તોપણ ધરમના એએક મંદીરો

ઉપરથી તેઓ માહેલા કોઇ સખશોનું પુરાતમપણું સાબેત થઇ શકેછે. એ કોલી લોકોનીજ સંગાથે કેટલાક વાડવેલા, અથવા ભંડારીઓબી, જે વસતા હતા તેઓની હસતી વીશેનું વરણનબી ઘણું ખરૂં અંધારામાંજ રહી ગએલું જણાએ છે; પણ તે પછે સંવત ૧૫૮૯ માં જારે આ ટાપુ પેહેલ વેહેલો પોરટુગીઝોના સવાધીનમાં સોંપાયો, તારથી ઘણાખરા તેઓની રાજધાનીના શેહેર ગોવા તરફથી શેનવી તથા સોનાર લોકોએ અતરે આવી રેહવાનું મંડાણ કીધું હતું, અને તેઓ સઘલાઓ જુદા જુદા વરગોના પણ જાતે હીંદુજ હોવાને લીધે પેહેલ વેહેલા વતનીઓ તેઓનેજ મુકરર કીધા, અને તેઓનાજ વંશસથી ઉતરેલાઓ કહેઆ શાળથી હીંઆં જાહેરમાં આવેઆ, તેઓનાં નામોની એક ટીપ ટુકમા હેઠલ આપીએછે.

સંવત ૧૭૦૦ ની શાળમા બાપાજી માહતરે.

„ ૧૭૩૦ માં માધોજી માણુકોજી મીલકતની માલિકી ધરાવતા; તે વીષે એક સરકારી દસતાવેજ ઉપરથી એવું જણાઈ આવેછેમ કે, જારે જંજીરાવાલાઓ મુંબઈ ઉપર બીજીવાર ચહડી આવેઆ તે વખતે સરકારની તરફ દેખાડેલી બેવફાઈના અનેઆએમા સપડાએઆને લીધે તેમની સઘલી મીલકત જપત કીધામા આવી હતી; પણ પાછલથી તે વાતની પકી તજવીજાતે જારે તે બીન તકશીરવંત ઉઓ તારે તારીખ ૨ જી અકટોબર સને ૧૬૯૪ ઇશવીએ સતા ભરેલી સનદ સાથે તેની મીલકત તેમને પાછી હવાલે કીધી હતી. શેનવી બાપુ તખકે નામનો સખસ પણ એજ શાળથી સરાફી ધંધો ચલાવતો હતો.

„ ૧૭૫૦ મા શેણવી રામાજી કામતે એક ધંધાદારી હતા.

„ ૧૭૮૯ મા શેનાર ગણાતના માધવજી તાનકોજી સરાફી ધંધો કરતા હતા. શેણવી દાંમુલજી શીવાજી, તથા સોનાર પાંડુરંગ શીવાજી, એઓ કહેઆ શાળમા હતા તેની શેહધ હાથ આવી નહીં.

„ ૧૮૦૦ મા સહાંનોબા વીઠોજી (તે વીઠોબા કાંહાંનોજીના બાવા) તથા પુતલાજી પરભુ ધંધાદારીમા ગણાતા હતા. ગંબાજી પુતલાજી નામનો એક ભંડારીબી પરએઆત હતો, અને તેના નામની યાદી તરીકે કોટમા તેનાએ બાંધેલો "ગંબાનો કુવો" સાખશી આપેછે.

„ ૧૮૦૨ મા સદાશીવ મંગસશેઠબી ધંધાદારી હતા.

„ ૧૮૦૯ મા શેણવી પાંડુરંગ શીવાજી રોજગારી હતા.

પુરાતમ વતણીઓ માહેલા આટલાજ સાહેબોનાં નામો જે હાથ આવેઆં છે, તેઓના વંશસથી ઉતરેલા કોઇબી સખશો હજીતક આપણી વસતીમા પરકાસતાજ હશે, પણ તે વીસેની હકીકત જાહેરમા માગેઆ છતાં કોઈબી ઠેકાણેથી મલી સકી નહીં, તેથી થોડીજ બીનામા તેઓને સમાપત કીધા પછે બાહેરના દેશાવરો તરફથી આવી વસનારાઓના વરતાંત ઉપર હવે વલાંણ લઇએછે.

સંવત ૧૭૪૭ મા કરસના જોશી નામનો કાબેલ દેશી વઈદ કેવલી માહીંમથી.

સંવત ૧૭૪૮ મા શા રૂપજી ધનજી (ધી હાંનરેબલ શેઠ મંગળદાસ નથુભાઇ સી. એસ. આઈ, તથા શેઠ વરજીવનદાસ માધવદાસના વડવ) દીવ બંદરથી.

„ ૧૭૫૬ મા શા૰ વીઠલદાસ કેશવદાસના બપાવા શેઠ રાંમદાસ કાઠીઆવાડના પરાંતમાથી.

„ ૧૭૭૧ મા પાથારી પરભુ શેઠ ધાકજી દાદાજીના બપાવા ધાકજી થાનેથી.

„ ૧૭૭૫ મા શા૰ સખીદાસ નાગરદાસ ઉરફે શખીઆ નાગર અમદાવાદથી.

„ ૧૭૯૦ મા શોનાર ગણાતના શેઠીઆ (મરહુમ) ધી હાંનરેબલ જગંનનાથ શંકરશેઠના બપાવા બાબુલશેઠ ગંબાશેઠ, ઘોરબંદરથી.

„ ૧૮૦૦ મા પરી૰ પીતાંબર ચતરભોજ, તથા વરીજભુખનદાસ તાપીદાસ સુરત તરફથી આવીને સરાફી ધંધો ચલાવતા હતા, તે પેહેડી છેક સંવત ૧૮૪૭ ના શાળ સુધો ચાલુ રેહેઆ પછે નાદાર થઇને બંધ પડી હતી.

„ ૧૮૦૦ માં પરી૰ જહવેરચંદ આતમારાંમ (કાકા પારેખ) ની ઘણી મોહોટી સરાફી પેહેડી સુરતથી આવી હતી અને તે છેક ૧૯૨૭ ના આશાડ વદી ૦))) સુધી ચાલુ રહેઆ પછે નાદારી હાલતે પોહોંચીને નીકલી ગઈ તે વીશેની દુખ ભરેલી નોંધ લેતાં ખરેખરી દલગીરી ઉપજેછે.

„ ૧૮૧૪ મા શા૰ અમીરચંદ શાકરચંદ (મરહુમ શેઠ મોતીશાહના બાવા) ખંભાએતથી અને શા૰ મેઘજી અભેચંદની સરાફી પેહેડી રાઅધનપોરથી.

„ ૧૮૨૮ મા રઘુનાથ જોશીના બાવા કરસના નાગઅેણ, વસાઈની પડોસના વીરારગાંમમાંથી વઈદિકના ધંધાસર આવેઆ હતા.

„ ૧૮૪૦ મા શેણુી ગનાતના વીનોબા સંકર સંઅગીરી (આપણી માંડવી બાતાંનો કારભારી) બાળ વએમા થાના તરફથી.

„ ૧૮૪૧ મા ભાટીઆ ગનાતના શ૰ જીવરાજ બાલુ, રાંમજી ચતુર, ધારશી મોરાર તથા મુળજી વઇદ, કછ તથા તેને લગતાં પરગણાંઓ તરફથી.

„ ૧૮૪૩ મા શ૰ લખમીદાસ ખીમજીના બપાવા શ૰ ગોવીંદ પરશોતમ કછ તરફથી.

„ ૧૮૪૫ મા શા૰ નાનજી જેઅેકરણ માંગરોલ તરફથી.

„ ૧૮૪૭ મા હેઠલ જણાવેલા સખશોની પેહેડી હસતીમાં હતી.

| વેપારી. | સરાફો. |
|---|---|
| શા॰ નાગરદાસ કરસનદાસ. | *પરી॰ મનોરદાસ દુઆરકાંદાસ. |
| લાલા જેરાંમ. | નરોતમદાસ મોતીચંદ. |
| ભુખન શુંદરદાસ. | ગોપાલદાસ મનોરદાસ. |
| *નાથા સંભુ. | *ગોરધનદાસ જગજીવનદાસ. |
| હેમરાજ ગોકુલદાસ. | *રાંમદાસ ભગવાનદાસ. |
| પાંડુશેઠ શીવાજીશેઠ. | મોરલીધરદાસ સંભુદાસ. |
| સાંમુ શીનાઈની કું॰ | મોરલીધર પરસોતમ. |
|  | *નારણદાસ નરોતમદાસ. |
|  | *જગજીવનદાસ અનુપરાએ. |

સંવત ૧૮૫૬ મા શા॰ નરશી નાથા, કછ તરફથી; અને ઠા॰ પુંજા જીવરાજ તેજ પરાંતમાંથી.

" ૧૮૫૭ મા ઉપર જણાવેલી આ * નીસાણીવાલી પેહેડીઓ ઉપરાંત બીજા નવા ગરહસથોને નામની પેહેડીઓ ચાલતી હતી.

| | |
|---|---|
| કાહાંનદાસ બુલાખીદાસ. | રશીકદાસ મોરારદાસ. |
| ત્રવાડી અરજુનજી નાથજી. | વીજલાલ ભગતીદાસ. |
| પરસોતમદાસ તુલશીદાસ. | નરશીદાસ નાગરદાસ. |

" ૧૮૫૭ મા વીસનઓના માહારાજ શ્રી ગોપીનાથજી પેહલવેહલા પધારેઆ હતા.

" ૧૮૫૯ મા ઠા॰ તેજપાલ ખટાઉ, તથા નાનજી ખટાઉ, કછ માહેશા મોજે કોઠારા ગાંમમાંથી.

" ૧૮૬૫ મા મારવાડી અમરચંદ બીદરીચંદ જેપોર ખાતેથી સરાફી પેહેડી લઈને મોહોટા દરવીઅ સાથે આવેઆ હતા.

" ૧૮૬૬ મા રાઘોબા વીઠલશેઠ, કેવલી માહીમથી.

" ૧૮૬૭ મા વીસનઓના શ્રી ગોસવામી શ્રી ગોકુલનાથજી માહારાજ પેહેલવેહેલા પધારેઆ.

" ૧૮૭૫ માં શેઠ વખતશાહ ખુશાલચંદની શોદાગરી તથા સરાફી પેહેડી અમદાવાદથી.

" ૧૮૭૬ મા શેઠ કરંમચંદ પરેમચંદ અમદાવાદીની સરાફી તથા સોદાગરી પેહેડી અમદાવાદથી.

" ૧૮૭૭ મા શા॰ વેલજી માલુ કછ તરફથી.

" ૧૮૮૦ માં શેઠ હઠીસીંગ કેસરીસીંગની સરાફી પેહેડી અમદાવાદથી.

" ૧૮૮૧ મા શેઠ સુરજમલ વખતચંદની સરાફી પેહેડી અમદાવાદથી.

" ૧૮૮૫ મા આપણી વસતીપર વખણાએલા ડાકટર ભાઉ દાજી પોતીકા બાપ વીઠલ રામકરસના સાથે માંદરા ખાતેથી.

## હરજોશીના વડવા તથા વારેશો.



## કરસના જોસી.

યુરોપખંડના કાબેલ તબીબોની આવક આ ટાપુ ખાતે જારે નહીં હતી, અથવા તો તે ધંધાદારીઓ ઘણાજ થોડા આવતા હતા. તે વખતની આગમજથી દેશી વઇદોની માહીતગારીએ સારો પગ પેસારો કીધેલો કેહેવામાં આવેછે; તે સઘળાઓની ચોકસ યાદી હાથ આવી નથી. મગર તે પછેના દાહાડાઓ ઉપર આ ગનાતના કાબેલ જોશી લોકો એટલા તો પરખેઆત થઈ પડેઆ હતા કે તેઓની સલાહ માટે સઘલી વરણના દેશીઓ તો શું પણ ઘણાંક અંગરેજો વઠીક તેઓને તાંહાં આવતા હતા; અથવા તો ગુજરાતવાલાઓ પોતાને તાંહાં બોલાવીને દરદનું નીવારણ કરવતા હતા; અને જેઓના કુટુંબો વગેરા દરવગેરા ઉતરતા આવીને વઇદક શાસતરનું ગનેઆંન જે મેલવતા હતા તેનો પાયો રચનારા બે માહાભારત વઇદરાજોના નામોની નોંધ હીંઆં જણાવીશું તો તેમાંથી તેઓએ ઘણાક બીમારોને આરાંમ પમાડેઆ વીશેની કીરતી સાંભલવાનું કોઈબી સાહેબોને અનગમતું લાગશે નહીં.

એ જોશી લોકો જે પલશીઆ બરાંહમણની વરણનાછે તેઓ કાંઇ તેવા ધંધામા મસગુલ રહેલા નોહતા પણ વઇદકની વીદેઆ હાંસેલ કરવા માટે તે બાબે રચાએલાં સાસતરો શીખેઆ ઉપરથી હાવા એલકાબે જે પોહોંચેઆ તેઓ માહેલો મથાલે જણાએલો વઇદરાજ અસલ કેવલી માંહીમમા રેહેતો હતો; તાંહાંથી પોતાનું પરીવાર લઈને સંવત ૧૭૪૭ ના શાકે ૧૬૧૨ મા પેહેલ વેહેલો આવેઓ અને પોતાના વઇદકપણાનું સારૂ ગનેઆન હીંઆંના રેહેવાશીઓમાં વાપરવા માડેલ તે વાતને પોણાબસેથી લગરીક વધારે વરસ વહી ગયાંછે.

આ વઇદરાજ જોકે સાંભલેઆ પરમાણે કાંઇ દરવીઅવાન તો હતાજ નહીં; તોપણ પોતાની કાબેલીઅત વાપરીને જેમ શકતીવાલાઓ પાશેથી રોજી શોધતા હતા તેમજ ગરીબ ગુરબાંઓને ધરંમ ખાતે અઉશદ પાંણીની મદદ આપતા; એટલુંજ નહીં, પણ કોઈબી મુફલેસ દરદીઓ છાસની તરફના હરેક બાગમાંથી આવતા તેઓને આરાંમ પમાડેઆ ઉપરાંત વાટ ખરચનું નાણું દઈ વીદાએ કરતા હતા અને તેથી કરીને મુંબઈની આસપાસ કરસના જોશીની કીરતી સજર પથરાઈ પડી હતી.

એમણે તાંહાં ધરંમ જોશી નામનો એક દીકરો જે સંવત ૧૭૫૭ ના શાકે ૧૬૨૨ મા જનમ પામેલો હતો તે વીશેક વરસનો થયો તેટલાં કેહેચ કે તે લગભગ ૬૦ વરસની ઉંમર ભોગવીને સંવત ૧૭૭૭ ના શાકે ૧૬૪૨ ના સુમારમા મરણ પામેઓ હતો.

ધરમ જોશી જે ઉધરતી વ્રુઓથીજ બાપની શાહેતામાં સમાઈ રહીને વઇદક સાસતરની વીદેઆના અભેઆસ સાથે દરદીઓની માહાવજતમા મસગુલ હતો તેથી કરી તેની હઈઆતી છતાં જે અનુભવ તેણે મેલવી લીધો તેની મદદ પોતાના ધંધામા ઘણીજ કામ આવી, અને બાપના નામને સંજીવન રાખી લોકો પાશેથી જસનો ઓતમ અધીઓ લઇને ૭૫ વરસની જઇફી ગુજરેઆ પછે સંવત ૧૮૩૨ અથવા શાકે ૧૬૯૭ મા કઇલાસવાશી થયા હતા.

એ ધરંમ જોશી પોતાની પાછલ તરણ દીકરાઓ જે મેલી ગયો હતો તે માહેનો ગોવીંદ નામનો નાહાનો તો પોતાના અસલી વતન કેવલી માહીમમા જઈ રેહેઆને લીધે તેની બાબદ્દ તો કાઇજ જાણવાજોગ જાહેરમા આવેલી નથી, મગર વડા દીકરા હરજોશીએ બીજા ભાઇ સદાશીવને પણ તબીબપણાના ધંધા માટે સામેલ રાખેઆથી તેમનું પરખેઆત પણુ આ ટાપુમા આસકાર પામેલું કે તેનીજ યાદદાસતને આલમની હજુર ધરીએછે, કે તે વખણાએલા તબીબનો જનમ સંવત ૧૭૮૨ ના શાકે ૧૬૫૭ મા મુબારક થયો હતો અને બાપ તથા દાદાથી ઉતરી આવેના વઈદાના વારસાને ચીવટથી સાચવીને પોતાની કાબેલીએતમાં એટલો તો વધારો કરેઓ હતો કે તેથી ગામ ખાતાના હજારો દરદી લોકોની તનદરોસતી જલવાએઆ ઉપરાત બીજા સેંકડો લોકો બાહેરના દેશાવરો તરફથી પણ તેમની સલાહ માટે અતરે ઉતરી પડતા હતા; તેઓ માહેલા જેબી ગરીબી હાલતમા જણાતા તેઓને પોતીકા વડવાઓનીજ મુઆફેક મુફતની માવજતથી સતોખેઆ પછે વીદાએ કરતી વેલા ગાઠના ગુગ્યથી તેમના દેશ ખાતે પાછા રવાના કરી દેવામા, કેહેઅ કે તેનાએ કાઇજ કોતાઇ રાખેલી નોહતી. એ ઉપરથી એક ટીલંગા બરાહમણે તેમની ઉપર સંસકરત ભાખામાં જે શલોક પતર લખી મોકલાવેઓ હતો તે આ જણાવેલી બાબદની શાહદતમા ઘણોજ ઉપીયોગી થતે પણ સાંભલેઆ પરમાણે તેમના વારેસો પાસેથી તે કેપ ગુમ થઈ ગયાને લીધે હાથ આવી શકેઓ નહીં, તે છતા તે મહેલી થોડીક યાદી તેમના વંશની માહેલા એક ભલા મીતરે જે કહીએ તેટલાજ અડસટાને એઠલ જણાવેલી કવીતામા અતરે દાખલ કરીએછે કે—

*જે દુખી દેશનો ગરીબ દરદમા ફરે—તે મુંબઇમા હરજોશી પાસે જશે.
માહવજત જેની જાહાં પીતા પેરે થાય—રેહે તાહાંમુધી તે મુફતનું ખાએ.
ઘણાઓએ તેવણનો આસરો લીધો—વતન જાએ તારે તો સામણ સીધો.
તે સાથે રસતાનો જોઇતો ખરચ—નઇને જાલવતા પોતીકી ગરજ.
જેઓ દેશમા જાઈને માગતા દુવા—હરજોશીને માટે લાગ્યા ઉવા.
એવા નરની કીરતીબી ગવાએલીછે—સખાવતની ડાહાલી હીઆ વવાએલીછે.

આ સસારની સગજતમાં જેબી સખસથી હરકોઈ રીતના પણ રૂડાં કામો જો થઇ શકે તો તેની ઉપર ગરીબોના અંતકરણની દુવા પરમેશ્વરની પરમકરૂપા સાથે સદા ઉતરતીજ રેહેછે માટે આ હરજોશી જોકે પોતે કાંઈ મોટો દરવીયવાનમા તો ગણાતો નોહતો પણ બાપદાદેથી ઉતરતો આવેલો વઈદકપણાનો પવીતર ધંધો સમારગે વાપરેઆથી એક શીરીમંત સરીખો વખણાઇને વલી ગરીબોની દુવાથી તેણે લગભગ ૮૦ વરસની જઇફી ઘણા સુખ સાથે જે ગુજારી હતી તેમા કયોએ સખે નહીં આણતાં જણાવીએછે કે તે બુજોરગ તબીબની જીદગી છેક પરાછંમને છેડે જાડે જઈ પોહોતી તારે સવત ૧૮૭૨ મા શાકે ૧૭૩૭ ના પોશવદી ૯ ને મગલવારે પોતાનો પરાણ પરમેશવરને સવાધીન કીધા પછે આ દુનીઆથી સદંતર દુરી પકડી વઇકુંઠ તરફ કુચ કરી ગયો તે વાતને હવડાંજ ૫૭ વરસ પસાર થઈ ચુકાંછે. હાલમા

ઓલખાતા કાલખાદેવીના રસતાપર આગલા વખતનાં એ જોશીનાં ઘેરો શેવાએ બીજી કોઇબી માહભારત હવેલીઓ તો જણાતી નોહતી. તારપીજ, અને વળી ઉપલાં નામનું દેહેરૂં તાંહાં આવી ગોઠવાયા આગમજ તે મારગ હરજોશીના રસતાને નામે જે ઓલખાતો હતો તેને હમો ધારીએચ કે પુરાંણી વખેના ઇનસાંનોના ધેઆંનમાંથી હજીતક ભુલાએલો તો હશેજ નહીં.

હરજોશી જારે મરણ પાંમેઓ તારે તેનો હકદાર વારેસ કરસનારાવ માતરે ૧૩ વરસની ઉમરનો હતો; તેણે પણ સાંભલેઆ પરમાણે પોતીકાં સગાં સમધીની સાહેતાથી વઇદકપણાનું થોડુંક ગનેઆન હાથ કરી લઇને બાપીકાં ઘરાકો માહેલા કેટલાક લોકોની સંભાલમાં કરવું શરૂ કીધું હતું; પણ તેમના જેવી નામદારી મેલવી શકેલા તેવણ સંભલાયા નથી. એ બીચારો ૩૬ વરસની જવાંનીપર આવેઓ તેટલાં હરીચંદ નામના એક દીકરાને માતરે તરણેક વરસનો બાલ અવસથામાં મેલીને સંવત ૧૮૮૫ ના શાકે ૧૭૫૦ ના અસાડવદી ૨ ને વાર ભોંમે કઇલાસવાસી થઇ ગયા, તેને લીધે, હરજોશીને તાંહાંની વઇદકપણાની અસલી કીરતી ભરેલી જાહોજલાલી ખરેખરી ખતમ થઇ હતી; કારણ કે તેમની તરફથી ઉતરતી આવેલી ગાદીને તતકાલ ટેકવી રાખનારો ઉપલા બાલક શેવાએ કોઇજ વારસ હાજર રહેલો નોહતો તેથી કરી તેમને તાંહાંની ઘરાકી તેમના બીજા બેશીઓ જેવા કે વીઠોબા, ભવાંનીશંકર અને જગંનનાથ વગેરે બીજા ઘણાક દેશી ,વઇદોમાં વેંહેચાઇ ગએલી સાંભલવામાં આવેછે.

ઉપર જણાવેલા મી० હરીચંદ કરસના જોશી જે સંવત ૧૮૮૨ નાં શાકે ૧૭૪૭ ના ભાદુરવાવદી ૧૦ ને મંગલવારે જનમ પામેઆ હતા; તેવણ બીચારા વીધવા માતા તથા બેશી તરફના બીજા ગરહસથોની સંભાલપનામા ઉધરીને મોહોટા થયા તેટલાં પોતીકા વડવાઓને તાંહાંની સઘલી ઘરાકી તો સાબદી સફાઇ પામેલીજ હતી; તોપણ વઇદક સાસતરનું જેટલું ભંડોલ મેલવાએલું તેવતે ગરીબ ગુરબાઓમા પોતાનો અસલી રોજગાર લઇ બેઠા હતા, તેમા જારે ગુજરો દરોબસત થાતો નહીં જોયો તારે કોઇક સોફારસથી માંડવી ખાતાંમા પેહેલવેહેલા સંવત ૧૯૦૭ ના ભાદુરવા મહીનાથી હલકી જેવી ચાકરીપર જઇ બેઠા; અને તે પછે રફતે ગ્ફતે વધતાં સંભલાએછે કે આ ગરહસથ હવડાં આપરાઇઝરના ખાતાંપર રૂ૧૫૦) નો પગાર મેલવેછે અને બાપદાદાએ મેલવેલાં નામની થોડીક યાદી ખાતર દેશીઓમાં વઇદાંનીબી થોડીક ઘરાકી રાખેલીછે, પણ તેમાં દમ જેવું જણાતું નથી.

આ ગરહસથને તાંહાં હવડાં ત્રુલીક નાંહાંનાં મોહોટા મલી ચાર દીકરાઓ છે તે પેહલા કરસના જોશીના વંશસથી ૧૮૨ વરસના અરસામાં છઠી પેહેડીએ તેઓ ઉતરેલા ચોકસ પડઆચ તેની વીગત આ ખીનાના સંબંધમાં દાખલ કરેલાં તેમના કુટંબી જાહાડ ઉપરથી માલુમ પડશે.

## શા૦ રૂપજી ધનજી.

હીંદુઓની ઊચી વરણના શેઠ સાહુકારો તથા ગજદરણારીઓની સંક્રમા બીરાજનારા કેટલાક નબીરાઓના આ વડવા અથવા મોટા બાવા શા૦ રૂપજી ધનજીએ પેહલવેહલાં સંવત ૧૭૪૮ મા આપણી ટાપુ ખાતે પનોતું પગલું જારે મેલજી તારે, તેમના સવપણામાંથી નહીંજ આવેલ હશે કે તેમની અઓલાદ માહેના થોડાક સાહેમો નામવર નીવડીને બાપદાદાની હસતીને પમરતી રાખશે; પણ તેમના નામની રૂડી વખાણ એવીતો અસરકારક હોની જોઇએ કે સયોધ્ડીઆંના સારા આશીરવાદથી પરમેશવરે તેવીજ લેહર અને મેહર ઉતારેઆને લીધે તેમનો વશીલો આપણી વસતી ઉપર ખરેખરો શોભી રહેલોછે.

ઉપર જણાવેલા શા૦ રૂપજી ધનજીનું અસલ વતન કેહેવ કે પોરટુગીસની હકુમત હેઠલના દીવની પાશે ઘોઘલા ગામમા હતુ, પણ પોતાના કુટંબનું પાલણ કરવા માટે ઘણા ખરા દીવમા રહીને તાંહાની સરકાર તરફથી જે જે કામોના મકતા મલતા તેને રૂડી પેરે પાર ઉતારીને તેમાથી એજ સાજ રોટલા પેદા કરી શકતા હતા; જે પછે અન ,અને જલની સરજત આ ટાપુના નશીબ સાથે જોડાએલી હશે તેથી તાંહાનું રેહેઠાણ એકેદમ ઊઠાવીને મથાલે જણાવેલાં સાલમા આવી મુંબઈવાશી થઈ પડ્યા તે વાતને આજે પોણી બશેથી લગરીક વધારે મુદત વહી ગઈછે. ધારેઆમેજ આ શેઠીઆની આગમજ ગુજરાતી હીંદુઓ માહેલા કોઈ જુજ લોકોબી અતરે હશે ખરા પણ તેઓની ચોકસ યાદીની ગેરહાજરીને લીધે કશી નોંધ નહી આપી સખતાં એજ કુટંબની પેહેલવેહેલી પધરાંમની સહમજીએ છઈએ.

આ હએવાલના સંબંધમાં નામોનો જે કોઠો આપેલોછે તે ઉપરથી જણાઈ આવેશ કે શેઠ રૂપજી ધનજી તરણ દીકરાઓને હઈઆત મેલી મરણ પામેઆ હતા; તેઓ માહેલા બે સાહેબોની તો કાંઈબી હકીકત હાથ આવી નથી. મગર સરવેથી વડા શેઠ મનોરદાસ રૂપજીની જીંદગીનો થોડાક હએવાલ જે માલુમ પડ્યોચ તેજ હીંઆં નોંધી દેખાડીએછે.

મુંબઈમાં આવીને વેપારના મંડાણમા ઘણું ખરૂં કાંમ આપણી સરકારને જોઈતો થોડાક સરણજામ પોહચાડવાનું મરહુમ શેઠ રૂપજી ધનજી ચલાવતા હતા, અને તેજ ધંધો તેમની પછે આ મનોરદાસ શેઠેબી ચાલુ રાખેઓ તેમા લીલાં લેહર જોયા ઉપરથી જેમ વખત મલેઓ તેમ તેની વલાંણ બદલીને તેની સાથે સરાફી ધંધોબી હાત કરી લીધો, અને પંચ લોકોમાં ઘણું માન મેલવતા રહીને નગરશેઠમા ગણાવા લાગા તારથી તે આજ તુલીક એ નામીચો ઓહદો તેમના વારેશાએ મોહોટી જાહોજલાલી અને પરમાંણીકપણે જાલવી રાખેલો આપણ જોઈએછે.

હાવી નામીચી કીરતી ને, લાખો રૂપીઆના દઉલત સાથે શેઠ હરજીવનદાસ તથા રંણછોડદાસ જેઓ આગમજથી ગુજરી ગયા હતા તેઓ વતરાગે બીજા તરણ દીકરાઓ ઉપરાંત બે દોતરાઓને સુખવાશી હાલતમા પોતાની પાછલ

દુઈઆત મેલીને આ મનોરદાસ શેઠજી સંવત ૧૮૪૮ ના સરાવણ સુદી ૧૨ ને શોમવારે ૬૫ વરસની પુખત ઉંમરે કઇલાશવાસ થયા હતા.

મનોરદાસ શેઠના પાંચ દીકરાઓ ઉપલા કોઠા મધે જે જણાવેલાછે, તે માહેલા નાગરદાસ નામના છેલા ભાઈ તો બીચારા નાહનપણથીજ અપંગ હોવાને લીધે હઇઆત રહેલા બીજા ભાઇઓના આસરા હેઠલ બાપીકા વારસાનું થોડુંક સુખ જોઇને વગર વારશે સંવત ૧૮૯૯ માં ગુજરી ગયા હતા, પણ તે આગમજ એ તરણે ભાઇઓ તથા ભતરીજાઓએ ભેગા રહીને શેઠ કેશુરદાસ રણછોડદાસને નામે તથા અટકે સરાફી આંટ સાચવેઆ ઉપરાંત ગુજરાત તથા હીંદુસતાંન માહેલાં બીજાં દેશો સંગાથે માલમતા સંબંધી આડતની પેહેડી ચલાવીને લાખો રૂપીઆનો બંડાલ ભેગો કરી બાપીકી દોલત વધારી દીધી હતી, તે છતાં પણ શેઠ રોંમદાસ પોતીકા ભતરીજા શેઠ દેવીદાસની મનજુમા રામદાસ હરજીવનદાસને નાંમની એક જુદી પેહેડી જે ચલાવતા હતા તેમાંથી દરવીઆની રેહેલછેલ મેલવી લીધેલી જાંણવામાં આવેછે; અને તેપછે એ માહેલા રાંમદાસ શેઠ સંવત ૧૮૬૪ ના માંહાવદી ૬ ને વાર બુધે ગુજરી ગએઆ; તારે તેવન સાહેબે પોતાની પાછલ રાંમકોર બાઈ નામની વીધવા, અને બે દીકરાઓ મેલી ગએઆ હતા, જેમાંહેલા શેઠ નથુભાઈની ૬॥, અને શેઠ વીઠલદાસની ૩ વરસની બાલવય તે વખતપર હતી.

આ બાપડાઓ નાહનાં હતા તેથી તેઓના સંભાલ માંટે રાંમદાસ શેઠે પોતીકા બે ભતરીજાઓ નામે શેઠ દેવીદાસ હરજીવનદાસ તથા માધવદાસ રંણછોડદાસને વશીએત નામાંના વકીલો ઠેરવેઆ હતા પણ માઠાં ભાગ્યેગે એ મરહુમ શેઠની વીધવા સંગાથે તેઓને હેવાનો મીનાકેશો બની ગએઓ કે તેના તારેલથી શેઠ નથુભાઈ પુગતી વએ પોંહતા તેટલા અરસામાં કેહવ કે દોલતની મોટી ખરાબી થાઇ, જે વાશેની વહી ગએલી બાબદને અતરે જાહેરમાં લાવવાનુ મુનાશેબ જોતા નથી.

હરજીવનદાસ શેઠતો પોતાના બાપની હઇઆતીમાંજ સંવત ૧૮૨૮ નાં ફાગણ વદી ૧૦ ને સનીવારે મરણ પાંમેઆં તારે દેવીદાસ નાંમનો એકજ દીકરો પોતાની પાછલ મેલી ગએઆ હતા, જેવન વીશે સાંભલવામાં આવેછેકે, અંગરેજી વીદેઆમાં તે વખતની હાલત પરમાંણે ઘણા પુરવીણ ગણાતા હોએઆને લીધે કેલવણી ખાતાંની જાહેર મંડલીમાં એક ખાસ અધીકારી પડેઆ હતા, કેમકે ઇસવી સને ૧૮૧૮ માં જારે સરકાર તરફથી "નેટીવ એડીઉકેસન શોસાઇટી" નાંમની અંગરેજી સ્કુલ, આપણી ટાપુ ખાતે પેહલવેલી સથાપાઇ તારે, તેનો કારોબાર બીજા દેશી ગરહસથોની સંગાથે આગેવાંનીમાં સામેલ રહીને એ સાહેબ સારી ચાલાકીથી ઘણા વરશો સુધી ચલાવતા હતા. અને તેથી કરી પેહલે વાપેના ઘણા અંગરેજો સંગાથે એવણને મીતરાચારીબી બંધાએલી હતી. એ ઉપરાંત એક સતા ભરેલા પુગના દસતાવેજ ઉપરથી હેવું જાંણવામા આવેછેઅ કે સંવત ૧૮૬૮ ની સાલમાં જારે કાઠીઆવાડ તરફ ભારે દુકાલ પડેઆથી તાંહાંનાં હજારો લોકો ભુખમરાને લીધે આ ટાપુ તરફ

ઉતરી આવેઆ હતા તે વખતે તેઓના પાલણ માટે મરહુમ શેઠ પેસતનજી વાડીઆ તથા શેઠ નાગરદાસ હીરજી મોદીની સંગાથે આ શેઠ દેવીદાશે ઘણી સારી મદદ કીધી હતી, એટલુંજ નહી પણ જાહેરના હુધરાંનામાં લોકો પાશેથી ઘેરેઘેર ફરીને લાખો રૂપીઆ ભેગા કીધા તેમાં પોતે પણ શેઠ રૂપજી ધનજીના પુન માટે રૂપીઆ ૭૫૦૦) ની સખાવત આપી હતી.

હીવી ઉદારતા ઉપરથી આ પરમારથી પુરૂસને હાથે બીજાં ઉપીઓગી કાંમો ઘણાબી થએલાં જોઇએ પણ એમ કરતાં એટલાંથીજ તેવણ અટકેઆ હોએતો વાંચનારા સાહેબોએ ખચીત કરી માંનવું કે તેમનાં માતરે ઉપલાં એકજ માંહભારત કાંમથી મોટી કીરતી જે હાંશેલ થાઈ હતી, તેનો પમરાટ ઘણુંસુધી પમાડેઆ પછે એ સાહેબ ૬૦) વરસની જીંદગી ગુજારીને સંવત ૧૮૯૨ નાં માંગરાર સુદી ૭ ને ગુરૂવારે જારે વઈકુંઠવાસ થીઆ તારે, તરણ દીકરાઓ નાંમે વલભદાસ, મનમોહનદાસ, અને નરશીદાસ તેમનાં વારેસ તરીકે હઈઆત હતા, જેમાહેલા વડા મરણ પાંમતાં બાકીના બે ભાઈઓ વસતી વાડી સાંકે તેમના નામની ઈઆદી માટે સલામત રહેલા દેખાએછે.

રંણછોડદાસના એકજ દીકરા માધવદાસ શેઠની કીરતી વીશે કાંઇ નોંધ રહેલી જાણવામાં આવી નથી, પણ વેપાર વણજ તથા લેણ દેણની બાબદમા સઘલી મંડલીઓ સાથે પરમાંણીક પણે ચાલનારા એક સવતંતર શેઠીઆ ગણાતા હતા, એટલુંજ નહી પણ સરકાર દરબારમાંબી ઓલખાંણ પીછાંન તેનાએ ઘણી પાંચરેલી હતી; જેની જાહોજલાલીમાં અમણો અમાંણુ સહીત સારી જીંદગી ગુજારેઆ પછે સંવત ૧૮૯૩ નાં ચઇતર સુદી ૮ ને ગુરૂવારે ૬૬) વરસની ઊમરમાં જારે સવરગવાસી થીઆ, તારે તે વખતના સતાવાલાઓએ તેમની હકુમતના મથકમાથી લાએકીવાલો એક શેઠીઓ જે ખોહેઓ તેવીશેની દલગીરી ભરેઓ પતર લખી તેમના દીકરાઓ, શેઠ મોહનદાસ, મુલજીભાઈ, ગોપાલદાસ, નરોતંમદાસ તથા વરજીવણદાસ વગેરે કુટંબીઓને દેલાશો આપેઓ હતો; એટલુંજ નહીં પણ તે પાચે ભાઇઓને નામદાર ગવનરે પોતાને તાંહાં બોલાવીને તેઓ માંહેલા પેહલા તથા બીજાને એકકી સાલ પોતીકે હાથે હોડાડી, અને બીજાઓને એકકી પાગડીની ભેટ કરી સારા ચાહની ઉતમ ઈઆદગારી બતાવી હતી.

મનોરદાસ શેઠનાં બીજા દીકરા તથા દોતરાઓનાં નાંમો જે કોઠામાં જણાવેલાંછે તેઓની બાબદમાં લખવાજેવી હકાએત જોવા તથા જાંણવામાં આવી નથી.

શેઠ માધવદાસની પછે તેમનાં બે દીકરાઓ નાંમે મોહનદાસ તથા મુલજીભાઈ, બાપીકી પેહડીનો સઘલો વહીવટ પોતાના બીજા ભાઈઓને પખસમાં સંભાલી રાખીને પરમાંણીકપણે ચલાવતા હતા પણ તેઓની કારકીરદીમાંબી કાંઈ ઇઆદગારી નોધાઈ રેહવાજોગ માહભારત કીરતી ભરેઆં કાંમો બનેલાં સંભળાએઆં નથી, તેઓ માહજન તથા બીજી સારી મંડલીઓમાં પોતાની અશીલાઇ તથા મીલનસારીને લીધે મોહટું માંન પાંમતા હતા. એઓ માહેલા

મુલજીભાઈ સંવત ૧૮૯૬ ના આશો વદી ૧૦ ને મંગલવારે ૪૫ વરસની વએમાં વગર વારસે અને મોહનદાસ શેઠ સંવત ૧૮૯૯ નાં કારતક સુદી ૧૧ ને સોમવારે વરસ ૫૨) ની ઊમર ભોગવીને, કલાંણદાસ નાંમનો એક દીકરો મેલી કઈલાસવાશી થએઆ હતા.

એ પછે બાપીકી દાલતનો વારશો બાકીના તરણ ભાઈઓ ઉપરાંત તે વખત પર હએઆત રહેલા ભતરીજાઓ મલીને સરખે હીશે સલાહ સંપજથી વાંટી લીધા પછે એકેકથી સવતંતરપણે નોખા રહીને પોતપોતાનો વહીવટ અલાહેદો ચલાવવા માંડયો. એ માહેલા શેઠ ગોપાલદાસ વડા હોએઆથી પેહડીથી ઉતરતી આવેલી રસંમ પરમાંણે તેમની નાતના વડા, અને હીંદુ માંહજનના નગર શેઠના એલકાબથી પરકાસતા રહી નેઆતજાતનો બંદાબસત સારી રીતે જાલવતા સંભલાએછે, એ શેઠીઆનો જનમ સંવત ૧૮૬૬ નાં કારતીક સુદી ૯ ને બુધવારે થએલા કેહેછે અને ઘણાં એકાંતપણે પોતાનો વખત આમનમાં ગુજારતા દેખાએછે.

સતોરા પામતા માલુમ પડેછે; તોપણ વાચનારા સાહેબોએ એટલુ તો માનવુ જોઇએ કે જાહેરના અને છુપેર્યાં કોઈબી ધરમખાતાઓ તેઓના દે। ઉપકારમાથીબી ખાલી રહેના નથી.

ઉપર જણાવેલા શેઠીઆઓના બતરીજા શેઠ કલાણદાસ મોહનદાસ (જે કલીશેઠના નામથી ઓતરે મસાહુર હતા તે) જો કે ઉંમરે અને કદે નાહના પણ બુધી બળમા એટલા તો અપાર હતા કે, તેની તારીફ જેટલી કરવા માગીએ તેટલી થોડીજ કેહવાએ. બાપનો વારશો હાથ આવેલા પછે, સરકારી કમીસરી ખાતા સગાથે કેટેચ કે ઘણા સખશોની પાટીમા મકતાના રોજગારનો સારો ઉપીયોગ કરતા હતા; અને તેઓ વેપારનણજના ધનોમા સામેલ રહીને થોડક સુધી ઠેક ચીનમાબી પોતાના આબીન નામની આબ લબાતી હતી. પણ પાછળથી સેર સટાના દેવાનાપણામા એ શેઠીઆનો લોભ લલચાઈ પડઆને લીધે તેની ફસાનમા રહીને દોલતનો મોહોટો ભાગ બરબાદ કીધેલો કેહેવાએછે. એ કલીશેઠ તી પેતીકા વડવાઓની પેઠે માહાજનોમા માન મેળવીને મડતીઆ તી શોભા પણ સારી રીતે હાશેલ કરતા હતા જાતે ધણજ રાક અને અમીરી ખવાસના એક સાહસીક પુરસ હતા. એટલુજ નહીં પણ તે સાથે કોઈનુ કેટુ તી ગુચવારા ભરેલ કામ તેમની શાહેતા હેઠલ આવતુ તો તેને સારી સહમજ વાપરીને મેડેનાઈથી સફાઈ કરી આપતા હતા, તેહવા પરોપકારી પુરસની સાથેબી તેની જીંદગીએ જાહાજી વફાદારી નહીજ દેખાડઆથી વરસ ૪૨ મુધીનીજ ઉમર જાહોજનાનીમા મોગવીને સવત ૧૯૨૪ ના જેઠસુદી ૩ ને વાર સોમે પરાણજીવનદાસ નામના એક નાહાનકરા બાનકને મેલીને દેવગત પોહતા

શેઠ નથુભાઈ રામદાશે પોતાની ઘણી ખરી હઈઆતી જોકે બાપની મીરાસ મેળવવા માટે કુટમીઓ સગાથે કજીઓ લડવામા કોરટેજ રોકી રાખી હતી, અને તાહાથી ફારેગ થયા પછે પોતાને હાથ આવેલા થોડાક દરવીયને સારી સભાનથી વધારવા લીનાએ તેનણ બીજુ કાઈ કરી સબેઆ હોય એવુ જણાતુ નથી, તેઓએ વાનકેશવર ખાતે એક ધરમશાળા, ને શીવનુ દેરુ જે બધાવવા માડીઉં હતુ તે કામ પુરુ થયા આગમજ મોહોતે એટલી તો તાકીદ દેખાડી કે ૪૧ વરસની વએ પોહોચાડતાજ સવત ૧૮૯૮ ના ભાદરવા સુદી ૮ ને સનીવાર પછે, આ દુનીઆમા તેનાને વધારે જીવતા રેહેના દીધાજ નહી. આ સાહેબ પોતાની પાછળ હાલમા "સતાર આવ ઈંડીઆ" નો માનભરેલો એનકાબ પામેલા ધી હાનરેબલ શેઠ મગલદાસ, અને એક દીકરીને પરકાસતા રાખી ગયા હતા, પણ તેઓ બાલવએના હોવાને લીધે, પોતાની મીલકત તથા વમતીના સભાન માટે રાવ ધરમશી કનાણજી, તથા પાચકલથી અરજુનજી યાધવજીને વસીયતનામાના વકીલો ઠેરવેઆ હતા આ શેઠીઆના બે તાનકો માડેની બાઈતો બાપની પરમેસવરે સરજેલી બખશેસ પરમાણે પારકે ઘરની વરરાણી થઈ પડઆને લીધે પીએરના પેઆરમાથી તેણીને અનગ રાખી એક હકદાર વારેસનીજ ઉતપતીને અજવાલે આણવુ વાજબી ધારીએછે

# ધી હાનરેબલ શેઠ મંગલદાસ નથુભાઈ સી. એસ. આઈ.

આ શેઠના જનમનો દીવસ શોધ કરતાં સંવત ૧૮૮૮ ના આશો વદી ૧૧ ને સુકરવારનો મુભ દાહાડો જે માલુમ પડેઓય તે તેમણે જેજેકાર ભરેઆ ફલદરૂપ થયોછે.

બાપના મરણ વખતે આ સાહેબ ૧૧ વરસની વએ પોહચેલા હતા; તાંહાં તુલીકતો સાભલેઆ પરમાણે તે વખતના ગુજરાતી પંતુજીની નીશાલે જતા રહેઆ, અને તે વાતને ૧॥ વરસ ગયા પછે, અંગરેજીનો અભીઆસ કરવા માટે મી૰ મેણવારીંગની સકુલમા પેહેલવેહલા દાખલ થયા હતા, જાહા થોડુંકસુધી મસગુલ રહેઆ તેટલા એમના મરહુમ પીતાજી કેડલી ગએલા વકીલોની આડી ચાલ જણાઈ આવેઆને લીધે અંગરેજીની પુખત કેલવણી પામેઆવના સકુલ છોડવાની તેમને ફરજ પડી; જે વખતે માતર ૧૬ વરસની ઉમરમાં આવેલા હતા; તેથી બાપીકી મીરાસનો સઘલો વહીવટ સંવત ૧૯૦૬ ના સાલમાં પોતાને સવાધીન લઈ લીધો. સંવત ૧૯૦૪ ની સાલમાં સકલ ગુણી શેઠાણી રૂખમણીબાઈ વરે પોતીકી નેઆતની રસમ પરમાણે ધાંમધુમથી લગણક્રીયા તાકે, રૂ૩૦,૦૦૦ ના ખરચથી પેહલવેહલા કીધી નીકલેઆ હતા; અને તે પછે સાભલેઆ પરમાણે પોતાના બપાવાની દોલત જે તેવણના પીતા પોતાની આખી ઉમર સુધી લઇ શકેઆ નોહતા તે, આ સાહેબે નેઆવની દરબારની મદદથી મેલવી લીધી.

દરીઆવાનોના કેટલાક દીકરાઓ આઈતું મલેલું જોઈ જેમ છકી જતા આપણે સદા સાંભલતા આવીએચ, તેથી નીરાલોજ મારગ આ માનવંતા શેઠ મંગલદાશે ઉમરની વએથી એવોતો રૂડો ધારણ કીધેલો હતો કે; એક હાથપર સવારીનમા આવેલી મીરાસનો સંભાલ રાખવો, અને બીજી તરફ સારી નીતી વરતીને વેહવારીક પણાને વધારવો, એટલુંજ નહીં પણ તેની સાથે વીદઆ જેવા અમુલીક ધનની સગતમાં સમાઈ રેહેવું, અને તેટલાજ માટે જે અગરેજી એલમ અધુરો મુકીને આગલી સકુલથી દુર થયા હતા તેને તો તેમજ રેહેવા દઈને સંવત ૧૯૦૭ ના સાલથી ઉચી કેલવણીના ઉતમ ફાએદા હાશેલ કરવા માટે આપણા "ઓરીએંટલ ટરાનસલેટર" મી૰ વીનાએકરાવ વાસુદેવજીની સાગીરદી હાથ કરી લીધી હતી; જે સાહેબને પોતીકે દોલતખાણે દરરોજ તેડાવીને એકાંત કેડવેલી જગોએ ઘડા પાઠ કરતા હતા અને થોડીક મુદત સુધી તેમની રૂડી સંગત મલેઆથી ઘણી વાતનો લાભ મેલવી તેઓ આજ આસાનીથી પોતાના સંસાર વેહેવારનાં કામો બજાવીઆ જાએછે.

સુધરાઈના કાંમની પેહેલવેહલી આગેવાંણી, ધરમને બાંહાને સઘલા હીંદુઓ હોલીને ટાકણે સરમ છોડીને હીનપણતી ભરેલી જે ચાલો ચલાવતા હતા, તે તોડવા માટેની રૂડી કોશેસ એ શેઠે માથે ઉઠાવી લીધી હતી, તે વીશે વાચનારી આલમ ભુલતી તો નહીંજ હશે કે, આગલાં વરસોપર હોલી ટાકણે આપણી

તરફ જે ધણોજ મોહો, અને કમકમાટ ઉપજાવનારો નીલાજરો રકાસ નીકળતો હતો તે વાત કેટલાક મીતરોની સલાહથી એ સાહેબે બીનકુલ નાપસંદ ગેડવીને સવત ૧૯૦૮ ના હોલીના હીંગામ ઉપર પોલીસ ખાતાના વડા કોટવાલ કપતાન બેનરસને જોગત મદદ આપી સતા ભરેલી રીતે એ મોહો રેવાજ બધ પાડ્યો, તે બાબેનુ મોહોટુ માન અમીત કરી તેણાને ઘટેછે, તે જો કે તેથી કરી એ તેહવારમા ભગએવી નજીસાત હજીસુધી સઘલી સફાઈ તો થઈજ નથી, પણ તે દાહાડા પછેથી આના પકડીને કેટલાક સાગ માણસોનો મોટો ભાગ તદન નીકલી ગએલો માલુમ પડેછે, અને બાકીના સઘેથી હલકી વરણના હીંદુઓ જે આવી ભુડી રમતને હજી વલગી રહેઆય તેમા કાઈજ દમ જેવુ જણાતુ નથી; તોતી એટલુ સતાવાનાઓ બધ કરી દીએ તે અબલા જાતીઓની હોરમતનો રૂડી પેરે સભાલ થાએ.

સુધારાના કામોમા આ શેઠનુ બીજુ પગલુ, સવત ૧૯૦૮ ની સાલે "સ્ટુડેંટ લીટરેરી એંડ સાઈનટીફીક સોસાયટી" સભાની સાહેતાથી બાહેરકોટ તરફ ઉભી થાએલી હીંદુ છોકરાઓના અભીઆસ માટેની નીસાલને બનતો આસરો આપના ઉપર ભરેલુ માલુમ પડેછે.

આ શેઠના શુભ કામોના કીરણો જેમ પરકાસતા આવેઆ, તેમ તેણાના મરતબામા વીસેસ વધારોની ભેલાતો રહેઓ, તેની યાદી એવી હાથ લાગીછે, કે પોતાની ૨૧ વરસની પુગતી ઉમરે સવત ૧૯૦૯ મા અતરેની "રાએલ એશીઆટીક સોસાયટી" ની સાખા મધે તથા "રાએલ જીઓગરાફીક સોસાયટી" ના એક અધીકારી થયા, અને તેની વલતે સાલ ૧૯૧૦ મા સુલેહના અમલદાર તથા તે વખતપર ચાલતી "ગરાડ જુરી" ની સફમા નામદાર સરકારે તેણાને દાખલ કીધા હતા.

સવત ૧૯૧૬ ના સાલમા આ શેઠે "સ્ટુડેંટ લીટરેરી એંડ સાઇનટીફીક સોસાયટી" ના સબંધમા ચાલતી હીંદુ છોકરીઓની સઘલી (પાચ) નીસાલેનુ "એકઝીબીસન" ગીરગામ મધે પોતાના રેહેનાના બગલામા કીધુ હતુ, તાહા આપણા માજી મરહુમ ગવરનર લારડ એલફીનસટને બીરાજીને એ બાનકીરોને ચોપડીઓ, કપડા તથા શીવવાના બાકસોના જે ઇનામો વેહેચી આપેઆ હતા તેનો સરવે ખરચ આ ઉદાર મનના શેઠીઆ તરફથીજ થએલો કેહેવામા આવેછે.

આપણી ટાપુ ખાતે "ઈનકમ ટાકસ" યાને ઈનસાફોની આએપત ઉપર ઠેડવાએલો કરાના ભરેલો કર પેહલેહલો હીંદુસતાન ખાતે સંવત ૧૯૧૬ ની સાલમા જે લાગુ પડ્યો તારે તેની વસુલાત મેલવતા સરકારી અમલદારથી અણુજાણપણાને સબબે પરજાના લોકો તરફ કોઈ રીતનો ગેરઇનસાફ ન થાએ માટે તેવા હોદેદારને મસલહત આપના કીજે, તે વખતના ગવરનર સર જારજ રસલ કલારકની માનવતી સરકારે, હાલના સર કાવસજી જાગીર રેડીમની નાઇટની સગાથે આ જવાન શેઠીઆને કમીસનરો ઠેડવેઆ હતા, પણ સાભલેઆ પરમાણે તે હોદો થોડુએકમા તેણાએ છોડી દીધો હતો.

ઉપર જણાવેલી "સ્ટુડંટ લીટરરી ઍંડ સાયનટીફીક સોસાયટી"ની નીસાલમા શીખનારી હીંદુ છોકરીઓને ઇનામો આપવાની એક બીજી મોહોટી સભા સંવત ૧૯૧૮ ની સાલમાં ગીરગાંમના મેહલની અંદર જે મલી હતી તેમા સાંમેલ રેહેવા સારૂ તે વખતના આપણા નામદાર માજી ગવરનર સર બારટલ ફ્રીઅર ઉપરાંત બીજા ઘણાક ઈંગરેજ ગરહસથ તથા લેડીઓ, તથા દેશી શેઠીઆઓ દબદબાથી તાંહાં બીરાજેઆ હતા, અને તેઓની હજુરમાં નામવર લેડી ફ્રીઅરે શીખેલી સદગુણી છોકરીઓની પરીખસા લઇ તેમને ડેવેલાં ઇનામો પોતીકે નાજુક હાથે અને હસતે ચેહેરે જેમ વેંહેચી આપેઆં તેમ તે દરએક છોકરીઓએ તેવાજ હેતુથી હાથમા લેતાં તે નેકબખત બાંનુનો અતીઅંત પાડ માનેઓ હતો; જે વાતને ખચીત કરી હીંઆં નોંધી રાખવી યોગીય વીચારીએ છીએ.

આ ગરહસથની ધણીઆંણી સંવત ૧૯૨૦ ના ભાદુરવા વદ ૪ ને સોમવારે કઇલાસવાશી થયાં તેની ગંમખારી કુદરતના બનાવથી અલબતાં તેમના જીગરમાં ઘણીજ પેડી હશે તોપણ જે બનેઊ તે સંતોસથી સહન કરી તેણીના પુન માટે કલીઆંણી ખાતે ધરમ ખાતાંની એક ડીસપેનસરી સથાપી, તેનું મકાંણ બંધાવા ઉપર એ શેઠે રૂ૫૦,૦૦૦) ખરચીને તેમા જાયુક દવાઈ પોંહોંચતી પાડવા સારૂ નામદાર સરકારના સવાધીનમાં બીજા રૂ૨૦,૦૦૦) જે સોંપી આપેઆય તેના વીઆજમાંથી ગરીબ રોગીઓને દવાઈ દારૂ મલેઆ કરેછે, અને એજ બાઈના પુન માટે બીજું એક કાંમ એવું કીધુંચ કે પુણા ખાતે "સાસુન ઇનફરમેરીઓ" મધે હીંદુઓની લાચાર બાઓડીઓને રેહેવા સારૂ તરણ હજાર રૂપીઆ આપીને એક અલાહેદુ મકાંણ રખાવેઊછે તેથી કરી એ મરહુમ શેઠાંણીનું નામ તાંહાંની વસતીમાં જાગતું રહેલું કેહેવામા આવેછે.

હીંદની સરજમીન ઉપરથી નામદાર ઇસટ ઈંડીયા કુંપણીનું રાજીય ખતમ થઇને ગરેટ બરીટન દેસની આપણી બખતાવર મલકાનેમલીકા માહરાંણીના તાજને સવાધોન સોંકાએઊ તારથી સરકારી ખાતાંમાં બદલાએલા રેવાજ પરમાણે તરણે મથકોના દરએક ઠેકાંણાપર ધારા બાંધવા માટે એકેકી કાંઉનશીલની સથાપણા જે થઇ તેમા કેટલાક પેહેલે વાધેના દેશી શેઠીઆઓને સાંમેલ કરવા સંબંધી ડેડવાએલા કાએદા મુજબ આપણી ટાપુ માહેલી હીંદુ પરજા તરફથી પેહેલ વેહલા મરહુમ શેઠ જગંનનાથ સંકરશેઠ બીરાજેઆ હતા, પણ તેમના મરણ પછે ખાલી પડેલી જગેઆ પુરવા માટે મોહોટી વસતીમાથી આએજ નામીચા નરને જારે સરવે વાતના લાએક પીછાંનીને તે વખતના નામદાર ગવરનરે મોહોટી ખુશી સાથે ડેડવેઆ, તારે તે માન ભરેલા ઓહધા ઉપર પેહલવેહલા સંવત ૧૯૨૨ ના ફાગણ વદી ૫ ને મગલવારથી બીરાજી પોતીકાં તીખસન શીતારાના નામની સાથે "ધી હાંનરેબલ"નો નામીચો એલકાબ જોડી લીધો, એટલુંજ નહીં પણ તે ઓહધાની પેહેલી મુદત જારે પુરી થઈ તારે, બીજી, તેની પુઠે તેજ પરમાણે તરીજી અને તે પછે ચોથીવાર તે દબદબા ભરેલી દરબારની બેઠકમા તેમનીજ નેમણુક બાહાલ રહી જે સ-

ઘ'ણી મુદતમાં એ શેઠે પોતાને માન મલે એવી રીતે રાજા અને પરજા વચેના દરેક ધાગનાં કામોમાં પોતાની રૂડી સલાહનો લાભ પોતાના ભાઈબંધ કાઉનશીલરોને આપીને બનતી રીતે પરજાને ઉપયોગી થવાની તેવણે જે ઉલટ દેખાડીછે તેનોજ પરજા ઉપર થયલો આભાર જેવો તેવો ગણાવો ન જોઈએ. કેટલીક બાબદોના ધારા બંધાઈને પસાર થતી વખતે એ સાહેબે પુખ્ખથી સવતંતરપણું વાપરીને તે રાજીય સભામાં જેટલાં ભાસાંણો કરી વાલીઆછે તે સઘલાનો સમાસ આ હમારી નાધલી નોંધમા પુરતી રીતે થઈ સકતો નહીં તેથી ખચીત દલગીર છઈએ. તે છતાં આટલું તો કેહવાને સખતીવાન થઈએચ કે ઉપર જણાવેલી સભામા પોતાની કારકીરદી, આ શેઠે જે સવતંતરપણે દીપાવીચ, તે વીશે આપણ જો સંતોસથી એમજ કહીએ કે આ માનવંતા શેઠનો દેખાવ પોતાને જેબ આપનારોછે તો, તેમાં કાંઈબી સહરાગત વાપડલી કોઈથી ગણાશેજ નહી; કારણ કે એટલા અરસામા ધાગના જે જે ખરડાઓ કાઉનશીનમા ઘડાયા તે ઉપર આ સાહેબની તકરારે તથા તપાસે ઉલટ ભરેલી હોશીઆરી, અને ઉતમ આપએખતેઆરીથી ભાગ લીધેલો જણાઈ આવેઆછે, અને વલી આટલુંબી વધારે ખુશી ઉપજાવવા જોગ એ થઉછે કે, તેમના મતને સઘલી વખતે ઘણું નહીં તો થોડું વજણ પણ મલતુંજ રહેલું હતું. દેશી લોકોના લાભની સાથે અતલગનો એવાબો રાખનારી કેટલીક અગતની બાબદોમાં આ શેઠીઆ કાંઈજ નહીં પણ લગભગ એકલીજ હાથે તકરારોનાં તીરની લડત લડીઆછે, તથા પોતીકા પાએદાર પુરાવાથી ઘણી વખતે સાંમણી બોરડના સભાસદો વઠીકનેબી પોતા તરફ તેવણ મેલવી સકેઆછે. આ સરવે વાતોની સાબેતી મેલવવાના ઠેકાણાઓ આપણ જો સોધવા ચાહીએ તો, તેમા એક શીલકટ કમેટીના કાંમકાજના રીપોરટો, અને બીજો કાઉનશીલ ખાતે થએલા વહીવટના અહેવાલો જોયાથીજ માલુમ પડી આવે, પણ પેહલી બાબતને લગતા રીપોરટો, તો મુલગા છપાતાજ નથી, અને પાછલી મંડલીના સભાસદોની વચે આમણ સામણ થએલી તકરારો માતરે જાહેરમા આવતી રહીચ, તે વીશે ફરીનેબી દલગીરી સાથે જણાવીએચ કે, તેટલી વીગતનેબી આ નોધમાં હમો દાખલ કરી સકતા નથી.

ઉપલા અહેવાલમાં આ શેઠની મનસખતીનો કેટલેક દરજે સમાસ થએલો વાચનારા સાહેબો જોઈ સખશે, મગર તેમને હાથ આવેલા દરવીઅનો થોડાક ભાગ જે રૂડા ઉપીયોગમા તેનાએ વાપડલો કેહવાએચ તેના સંખશેપનો જુમલો નીચે નોધી લઈએછે.

વાલકેશવર ખાતે હીંદુ ધરમના ફરમાંણ પરમાણે આ શેઠના મરહુમ પીતાએ પરથમ બાંધવા માડેલું શીવનું દેહેરૂં તેમના ગુજરી ગયાથી અધુરૂ રહેલું હતું તે સમપુરણ કરી આપવા સારૂ સંવત ૧૯૦૬ માં ખરચેલા .... ........... રૂ ૧૦,૦૦૦

પોતીકા વકીલના એક ગરીબ કલારકે તેનાનું કાંમ જીગરની કાલજી રાખીને બજાવેલું હશે તેના બદલાગાં આ શેઠે એક ઘેર લઈ તેને ૧૯૦૭ માં વાપરવા આપેલું કેહવાએછે તે ઉપર થએલી બેઠક .......................... રૂ ૫,૦૦૦

કેટલાંએક કેલવણી ખાતાંમાં સંવત ૧૯૧૦ થી ૧૯૨૮ સુધી ખરચેલા.................................... રૂ ૬૯,૫૦૦

પરચુટણ જાહેર કાંમો માટે સંવત ૧૯૧૫ થી તે ૧૯૨૮ સુધી આપેલી મદદની રકમનો અડસટો.............. રૂ ૧૪,૦૫૦

અશકત લોકોને આસરો આપવાની મકસદથી ખરચેલા.... રૂ ૧૧,૦૦૦

દરદીઓની દવા દારૂથી દાદ લેવા માટે પોતાની મરહુમ ધણી-આંણીના પુન સારૂ આપેલા તથા બીજાં ખાતાંઓમા ખ-રચેઆ તે મલીને .......................... રૂ ૭૪,૭૫૦

કેટલાક પરબેઆત પુરૂશોને માન પતરો અપાએર્યાં તેઓની ટીપ મધે એક યાદદાસત તરીકે બેરણ બેરણે ભેટ કીધા તે. રૂ ૧૦,૦૦૦

પરચુટણ પુસતક ખાનાઓની મદદ માટે ભેટ આપેલા.... રૂ ૩,૭૦૦

હાવી રીતે જાહેરાંતમા થએલી સખાવતની સંખીઆ રૂપીઆ ૧,૭૮,૦૦૦ ઉપરાંત ભુલ ચુકની કોઇ બીજી રકમો જો રહી ગએલી હોય તો હમારી અ-ટકલ પરમાણે એ શેઠ હસતકથી કદાપી બે લાખ રૂપીઆનો ધરમ થએલો તેમના દરજીય તથા દરજ્જાનો મુકાબલો મેલવતાં કાંઈ ઘણો કેહવાય સકાશે નહીં તોપણ તેમનીજ ગણાતના બીજા સખાતીવાલા સખશો જે હવડાંછે તેઓ કરતાં આ નામવર શેઠને સરસ નીવરેલો હમો ગણીએછે તો જોકે ઉપલી સંખેઆમા માતરે એક દવાઈ ખાતાનો આસરો બધી વરણના અસકત લો-કોને કાંમનો હોવા છતાં બાકીની સખાવત આ સરીમંત સાહેબની નજરમાં જેમ રૂડી આવી તેમ કરીને કીરતી મેલવેલી માલુમ પડેછે.

આ ટાપુ ખાતે પરજાના હક સંભાલનારી "બોમબે આશોસીએશન" નામની એક સભા પરથમ ઉભી થએલી કોક સંજોગથી સુસત હાલત ભોગ-વીને બંધ પડી હતી; તેને પાછી સજીવણ કરવાની અગતીય જણાએઆ ઉપ-રથી આપણા આ હાંનરેબલ શેઠે પોતાના સુરણીગીરીપણા હેઠલ એજ નામની સભા સંવત ૧૯૨૩ થી પાછી ચાલુ કીધી, અને તેના પરમુખપણી એજ સાહેબ સરૂઆતથી પેડવાઇને અતાર તુલીક શાબેત કદંમપર કાએમ રહેલા જણાએછે અને ઘટતે વખતે પરજાની જે શેવા બજાવેલી કેહવાએય તેની ખુબી તો એ ખાતાંથી લાભ મેલવનારા શેવાએ બીજા સાહેબોને માલુમ પડેજ નહીં.

હીંદનું રાજ, તાજને સવાધીન થયા પછે "કંપેનીઓન આવ ધી સટાર આવ ઈંડીઆ" નો માન ભરેલો નવો ખેતાબ, આપણી નેક નાંમદાર માહરાંણી વીકટોરીઆએ પોતાના દેશની નીમકહલાલીથી નોકરી બજાવનારાઓ માટે જે

ઉમો કીધોછે તેમાં નીયાતજાતનો કયોએ ફરક રાખેઆ વગર સઘલી વરણના દેશી રાજાઓ ઉપરાંત પોતાની વફાદાર પરજા માહેલા પરમાંણીક ગરહસથોનેબી સાંમેલ કીધામાં આવેઆછે તે મુજબ આ હાંનરેબલ શેઠ મંગલદાશે રાજ્ય તરફ ઘણી સારી વફાદારી અને પરમાણીકપણું દેખાડીને સાત વરસ સુધી ધારા બાધનારી સભામા તન અને મનની હીંમત સાચવેઆ સાથે આપખે ખતેઆરીથી મેહનત કીધી તે વીશેનું ઉંચું મત બાંધીને ઉપર જણાવેલો એલકાબ તે માનવંતી મલીકાએ ખુની ડીલથી મોકલાવેલો પેહલવેહલો સવંત ૧૯૨૭ ના વરસાક મહીને જાહેર થીઓ હતો, તે વાતની વધાંમણી જાણે- આથી આ ટાપુની સઘલી વસતીને ઘણો આણંદ ઉપજેઓ હશેજ. એ એતા બનો અરથ ગુજરાતી ભાસામાં "હીંદના ઝહલકતા તારાના સરીગત" નો યથોચ તે તેમના માન તથા મરતબાને ઘણોજ છાજતો જણાએછે; હમો ભુલતા નહીં હોઇએ તો એ એલકાબનો ઉતંમ મરતબો ધગવનારા આપણા વતણીઓમા આ શેઠીઆ તરીજા ગણાાછે, અને એજ દાહાડાથી એ સાહેબ "ધી હાંનરેબલ મંગલદાસ નથુભાઈ, શી. એસ. આઈ." કરી કેહવાતા આ વેઆછે, માટે એનો ભોગવટો રૂડીપેરે હાશેલ કરવા સારૂ પુરમઠીગપાણી પરમે શવર તેમને ઘણી લાંબી મુદત સુધી મુખચેનથી સંભાલીને, સલામત રાખે. એ એતાબની ધારા પરમાણે સતા ભરેલી કીરીઆ જે થવી જોઇએ તે અતે આપણા માજી ગવરનર નેક નામદાર સર શીમોર ફીટઝીરલ્ડ અતરેથી રૂખ- સત લીધાની થોડાક દીવસ આગમજ આવી પોહોચેલા નવા ગવરનર સર ફીલીપ વોડહાઉસને ભેગો રાખીને પરેલવાલા પાદશાહી મેહેલ મધે સંવત ૧૯૨૮ ના ચઈતર વદી ૯ ને બુધવારે એક દબદબા ભરેલી દરબાર મેલવીને તેની હજુર રૂડા આશીરવાદ સાથે એનાએત કરતી વેલા "સ્ટાર આવ ઈંડીયા" નો સુંદર ચાન તેમની છાતી ઉપર પોતાકે પણોતે હાથે વલગાવીને તે વાપરવા માટે સારા સબદોથી ભરેઆ આશીરવાદ તે નામદારે જારે કહી સંભલાવેઆ, તારે તેનો ઘટતો જવાબ વાલીને આ શેઠે મેહરબાંન માહરાણીનો મોહટો ઉપકાર અંતકરણથી માનેઓ હતો તેની સાખશીમા નીચલી કવીતાથી આ નામદારનો અહેવાલ હીંઆં સમાપત કરીએછે.

જેજેકાર થજો મલેબો એતાબ—વધુ માનની આશેઆ રાખજો શેતાબ.
સુખન આપો કોઇને તે સભારજો સહી—દીલાસો દઈ દીલને દુખારજો નહીં
રૂડાં મનથી ચેહશો સદા સરફરાજ—તો ભગવાન કરશે ઉમરદરાજ.
નીપેહબાનછે માલેક જગત કીરતાર—સંભાલેચ તે આનંદ સઉના પરીવાર.
નેકીથી ચાહેવી તે બખશેચ મોરાદ—સલાંમતખી રાખેચ તે સઉની આબાદ.
જેમા રૂપજી ધનજીનું અમર નામ—જાલવતાને પોહોચજો હમારી સલાંમ.

# શેઠ નાગરદાશ હીરજી મોદીના મમશારો ત્થા નશીલાઓ



# શા૦ નાગરદાસ હીરજી મોદીના મમસારો તથા વસીલાઓનું વરણન.

આ વંશાવળીના વડા શા૦ રાંમદાસ શેઠ અસલ કાઠીયાવાડના પરાંતમા રેહેતા હતા, તાંહાંથી રોજીને અરથે પેહેલવેહેલા સંવત ૧૭૫૬ મા મુંબઈ ખાતે આવેઆ તારથી તેમનું પરીવાર હીંઆંજ થરીથામ રહેલું માલુમ પડેછે. આ સાહેબના દીકરા શેઠ કેસવદાસનો જનમ, કેહેવ કે, સંવત ૧૭૬૬ માં મુંબઈમાં થયો હતો, પણ એ બાપ તથા બેટા એકેકની પુઠે કેવારે મરણ પાંમેઆ, તેઓની યાદી તેમના પરીવાર પાસે ન હોવાને લીધે અતરે દાખલ કરી સકતા નથી. કેસવદાસ શેઠ જારે ગુજરી ગયા તારે તેમને તાંહાં બે દીકરાઓની વરધી થએલી હતી; જે માહેલા વડા શેઠ હરજીવણદાસનો જનમ સંવત ૧૭૮૬ માં, અને નાંધલા વીઠલદાસ શેઠનો જનમ સંવત ૧૭૮૮ મા થએનો ધારેઆમાં આવેઓછે. વીઠલદાસ શેઠના વખતથી તેમને તાંહાંના વેપાર વનજનું સારૂ કાંમ જે શુરૂ થએલું હતું તેમા તેમની નીતી ઉસતવાર હોવાથી જેણી કાંમ તેવણ ઉઠાવતા, તે ફતેહમંદીથી પાર ઉતારતા હતા; અને તેજ દાહાડાથી શા૦ વીઠલદાસ કેસવદાસનું નાંમ વેપારી તથા સરાફી મંડળીમાં પરબેઅત થાતું ચાલેલું હતું. આ સાહેબ સંવત ૧૮૨૦ ની સાલમા જારે ૩૨ વરસની ભર જવાંણી વએમાં ગુજરી ગયા તારે, તે વખતે તેમને ઘેરે છોકરાંઓ તદન નહીં થવાને લીધે પોતીકા વડા ભાઈ હરજીવનદાસ, જે તેમની અગાઉ દેવગત પોંહચેઆ હતા તેમના દીકરા શેઠ પરશોતમદાસને પોતીકો પાલક કરી આપેઓ, અને તે દાંહાડાથી તેણાની કારકીરદીએ સરૂઆત લીધી હતી; પણ તેવણબી (ખબર નથી કે કહેઆં સાલમાં) વગર ફરજંદે મરણ પામેઆ, તારે મરહુમ વીઠલદાસની બેનના દીકરા શેઠ નાગરદાસ હીરજી મોદીને દતક કરી લઈ સરવે મીરાસ તેમને સોંફી આપી હતી તારથી રાંમદાસ શેઠની અઓલાદ ખાંમ થઈ, તોપણ નાગરદાસ શેઠે તે વાતનું કશુંબી અભેમાન દીલમાં વસાવેઆ ના શેઠ વીઠલદાસ કેશવદાસનુજ કીરતી ભરેલ નામ ઘણાંક વરસો સુધી વેપારી તથા સરાફી વહીવટમા માન સહીત સાચવી રાખેલું હતું, એટલુંજ નહીં પણ પોતાની જાતી મંચલાધારી સઘલી માહજનોમા મીલનસાર રહીને નવજખીના ખરા એતાબથી વખણાયા તથા માહજનના એક વડા શેઠીઆ તરીકેબી ગણાયા હતા. એ નાગરદાસ શેઠ સંવત ૧૮૨૫ માં જનમ પામેઆ હતા; અને જાહોજલાલી ભોગવીને જારે સંવત ૧૮૯૦ ને સાલ વઇકુંઠવાસ થયા તારે તેમની ઊંમર માતરે ૬૫ વરસની જણાઈ હતી.

આગલા વખતમાં સોદાગરો તથા સાહુકારોની વસતી આ ટાપુ ખાતે ઘણી થોડી હોવાને લીધે એ સાહેબે જેબી વહીવટ ચલાવેઓ તેમાં પરમાંણીકપણું વાપરેઆથી બેહોલો દરજીય ભોગો કીધો હતો, અને તે પછે સગફી આંટમા સારી નામદારી મેલવી હતી. એ ખાંનદાંનવાલા સાહેબોના ઘર સંગાથે અવ-

સમા મરહુમ દાદીશેઠ અને તેવણ પછે તેમના નેકબખત બેટા અરદેશર શેઠ ઘરે। મોહોટો ધરો રાખતા હતા જેથી કરી ગરબપરસની મોહબતે હરેક બાબદમાં એકબીજાને લાભ પરાપત થતો હતો એટલુંજ નહીં પણ સરકાર દરબારમાંબી તે વખતપર સારો વગ અને મોહબો તેવણ ધરાવતા હતા. પણ વખતની વલાંણે આજે તેહેની જાહોજલાલીએ જોકે એ પેરમાથી રૂખસત લીધેલી જણાએચ તોપણ પરમેસવરની કીરપા તથા એ મરહુમ શેઠીઆઓના પુન પરતાબથી તેમના હઈઆત રહેલા રોતગરો હજીતક સારી હાલતમા સંતોસ પાંમીને અમન ચમનમાં રેહેતા માલુમ પડેછે.

આ શેઠીઆની સખતી પરમાણે ભગાવતના કાંમોની અસબત થએલાં જોઇએ, પણ મુદત ગુજરી ગયાને લીધે તેટલી યાદી સચવાએલી માલુમ નહીં પડ્યા છતાં, એક પુરાણો દસતાવેજ હમારે હાથ આવેલોચ તે ઉપરથી આ ટલું તો ચોકસ પરસીધ થએઊછે કે, સંવત ૧૮૬૮ ની સાલમા વરસાદની બીનકુલ ગેરહાજરીથી, ઉતર તરફ ગજબનાક દુકાળ જે પડીઓ હતો, તેને અગણોતેરના કાલથી હજીમુધી જાંણીતા રાખસી યાદ કરતા હશે, તેહવા વખતમા તાંહાથી ભુખમરો પામેલા હજારો લોકો અનાજના આસરા માટે આવી પડ્યા, તારે તે વખતના વાહાદીઆજી શેઠ પેસતનજી બમનજી તથા નગરશેઠ દેવીદાસ હરજીવનદાસની સંગાથે આ ભલા શેઠે ગી સાંમેલ રહીને. પોતાના બાહમંદોની પરવરસી થાએ તેટલી ધાપગ ઉભી કરવાના હેતુથી, ઘેરઘેર ફરીને હધરાંનામા મોહોટી રકમ લોકો પાસેથી ભેગી કરી હતી, અને પોતે પણ શેઠ વીઠલદાસ કેસવદાસના પુન માટે રૂ ૫૨૫૦) ની એક રકમ એ પરોપકારી ઉઘરાણાની ટીપમાં ભરી આપી હતી.

ઉપર જણાવેલા સાલમા નાગરદાસ શેઠ ગુજરી ગયા તારે, મેહરા દરવીપની સથે તેનો રૂડો ઉપીયોગ કરનાર તરણ દીકરાઓ પેતાની પાછલ હઈઆત મેલી ગયા હતા; જેમા વડા શેઠ પરમાણનદાસ, વચલા શેઠ ગોપાલદાસ અને સરવેથી નાહાના શેઠ નથુભાઈ હતા. શેઠ પરમાણનદાસની પીછાંણત એટલીજ માલુમ પડેછે કે, તે સાહેબ મરહુમ શેઠ દોરાબજી હોરમજજી લસકરીની સંગાથે પરમાણનદાસ દોરાબજીને નામે ચીન ખાતાનો મોહોટો વહીવટ ચલાવતા હતા, પણ માહાંભાગ્યેગે તેમા આવી ઘણી ખોટ નીપજેઆથી તે બાપડાઓનો વહીવટ તદન બંધ થઇ પડ્યો હતો; જે પછે સંવત ૧૮૯૪ ની સાલમા પોતે, અને તેની પુઠે સંવત ૧૮૯૮ મા શેઠ ગોપાલદાસ વગર વારસે ગુજરી ગયા; પછે શેઠ નથુભાઈ જે નાંધલા કેહવાતા હતા તેમની નોબત શીરૂ થઈ.

શેઠ નથુભાઈનો જનમ સંવત ૧૮૬૧ મા થએલો કેહવાએછે. બાપથી ઉતરેલા વારસાની જે પુંજી તેઓને હીસેની હતી તે હાથ આવી તારે તેનો વહીવટની તેઓએ સારી રવેશે સાચવેલો હતો, અને સરવે માહજનોમા રૂડી વરતણુકથી આબરૂંત માંનથી તેવણે મેળવીલ હતું, પણ ઉમરે જાહાજી વફાદારી ન કીધાથી માતર ૪૩ વરસ સુધી પોહચીને સંવત ૧૯૦૪ મા વઈકુંઠવાસ જઈ પડ્યા.

# શેઠ ધાકજી દાદાજીનું કુટુંબ.



* આ કુટુંબના વડવાઓ હસતકથી થએલાં સખાવતોના કાંમ મહેલાં એકની કેફીએત ઉપર જણાવી ચુકા છઇએ; અને બીજાંની નોંધ હીંઆ દાખલ કરીએછે:— મુંબાદેવીનું અસલી દેહેરૂં મેદાનમાથી જારે ઉચકાઇને હાલની જગાપર આવી કાએમ થએઉ તારે, હીંદુ લોકોને સનાન કરવા માટે એક તલાવની જે અગત જણાઈ હતી તે અગત પુરી પાડવા માટે, મરહુમ શેઠ હરજીવણદાસની વીધવા શેઠાંણી પુતલીબાઈએ, સંવત ૧૮૩૦ ની સાલમા એક તલાવ ખોદાવીને પાકી ફરસબંનીથી તે બંધાવી આપેઓ હતો; અને તરીજી સખાવત એકે કોટની બાહેરના મેદાનમાં, મરહુમ શેઠ વીઠલદાસ કેસવદાશે બનાવેલો "પાણવાડી" નામનો મોહોટો બગીચો જે હતો તે, જોકે આપણી માજી ઇસ્ટ ઈંડીયા કુંપની સરકારે તેજ વરસમાં, મેદાન માહેલી સઘલી એમારતોની સાથે કહડાવી નાખેઓ, તે વાતને આજે એક સો થઇ તોપણ, તેની આગમજ તાંહાના જાહાડપાણેના પેસણ માટે એ શેઠીઆએ જે કુવો ખોદાવેલો હતો તેજ માતરે, તેમની યાદગારી તરીકે સરકારે રેહેવા દીધોછે, જે આજમુધી પરજાના ઉપોયોગમાં "પાણવાડીના કુવા" ને નામે વપરાતો આવેછે; અને મી° જાંગીર મેરવાંનજી પલીડરે બાંધેલા પેરની ઉતર બાજુપર દેખાતા તરણ કુવાઓ માહેલો ત એકછે. એ કુવો ઘણો પુરાણો હોવાને લીધે એકવાર માઠી હાલતમા આવેઓ હતો તેને મરહુમ શેઠ નથુભાઇ નાગરદાસે સંવત ૧૯ ० ના પરથમ સરાવણ સુદી ૨ ને બુધેને રોજે ફરીથી દરૂસત કરાવીને પરજાના ઉપયોગ માટે વપરાતો રાખેઓછે. એજ શેઠીઆએ મુંબાદેવીના દેહેડાની ફરસબંદીગી કરાવી આપેલી કેહેવામો આવેછે.

શેઠ નથુભાઇને તાંહાં પુરાતમ આંનદાનની કીરતી દીપાવનારા બે દીકરાઓ પરમેસવરે દીધેના તેઓના પરીવાર સાથે જે હઇઆતછે તેઓ માહેલા વડા શેઠ ત્રીભોવણદાસ સંવત ૧૮૯૭ મા, અને નાધલા શેઠ કેસવદાસ સંવત ૧૮૯૮ ની સાલમા એકેકની પછે જનમ પામીને અબરૂથી સંસાર ચલાવતા સંભળાએછે તેઓની જેજેકારી અંતકરણથી એટલા માટે ઇછીએસ કે, એજ શેઠીઆઓના વસીલાથી કુટંબીઓનો પાએઓ રચી જનારા શેઠ રાંમદાસના નામની ચોકસ યાદી સચવાઇ રેહે.



## શેઠ ધાકજી દાદાજીનું કુટુંબ.

આપણી ટાપુ ખાતે પરખેઆત થઇ ગએલા પાથારી પરભુ ગણાતના સરીમંત શેઠ ધાકજી દાદાજીના બાપાવા ધાકજી, ઉર્ફે ગલ સાલેબ, અસલ થાંણા મધે રેહેનાર હતા. એ સાહેબના વડવાઓનો પુરાંનો ધંધો ઘણું કરી ખેતીવાડી કરવાનો હતો, અને તે કારણરાગ કેહેગ કે, પીડીક જગેઆ પણ પોતીકા વતણમાં તેઓ ધરાવતા હતા. સંવત ૧૭૭૧ ને મુકાબલે શાકે ૧૬૩૬ માં જારે તેમના અન જલની સરજત તાંહાંથી ઉઠી તરે

પોતે પોતાની બાએડી સહીત પેહેલવેહેલા મુંબઈમાં આવી વસ્યા તે વાતને આજે ૧૫૮ વરસ થયાં તારથી તે તેમનું વઉંસ હીંઆંનુંજ વતણદાર ગણાઇ રહેલું જણાએછે. એ સાહેબે હીંઆં આવીને કહેઆ ધંધામાં વખત ગુજારેઓ તેની ચોકસ હકીકત કેહેનારો કોઈબી દોતરો જીવતો રહેલો નથી; અને જે અંતલગના થોડાક એશીઆછે તેઓ તદ્દન અનજાંણીઆ હોવાને લીધે આગલી હકાએત અજવાલામાં આવતી અટકી પડીછે. પણ આટલું તો ચોકસછે કે ધાકજીને તાંહાં દાદાજી નામનો એકજ પુતર મુંબઇ ખાતે સંવત ૧૭૯૬ અથવા શાકે ૧૬૬૧ માં જનમ પાંમેઓ હતો, અને તેવણબી કેહેવી હાલતમા કાલ કાહડેઆ પછે, અને કેઆરે ગુજરી ગયા તે વાત પણ ઉપરનીજ મુઆફેક અંધારાંમા રહીચ વાસતે તેવણના ફરજંદોની કારકીરદીનું થોડુંક વરણન જે શોધ કરતાં હમારે હાથ આવેલછે તેનીજ માતરે નોધ ઉપર નેધાહ પોહચાડવાની એલતેમાસ વાંચનારા સાહેબોને ગુજારીએછે.

દાદાજી શેઠને તાંહાં ચાર દીકરાઓ અવતરેઆ હતા. એઓમાં આ બીનાના સંબંધમાં આપેલી વંશાવળીમાં જણાવવા મુજબ, સરવેથી પેહલા આપણા ધાકજીશેઠ સંવત ૧૮૧૬ ને મુકાબલે શાકે ૧૬૮૧ મા આ ટાપુ ખાતે જનમ પાંમેલા જણાયાછે; અને તેમની પુઠે બીજા દીકરાઓ કેઆરે અવતરેઆ, તેના શાલની સનદ હાથ આવી નથી, પણ આટલું તો સંભલાએઉંચ કે, સરવે કરતાં પેહલા અને બીજા ભાઈઓનીજ કીરતી મુંબઇમાં પરકાસતી હતી, તેમાં રઘુનાથ દાદાજીનું નામ માતરે કોટ ખાતેના એક મોહલાથી હજીસુધી કાએમ થઈને જોડાઈ રહેલું જોવામા આવેછે, અને એ સાહેબબી આગલા વખતપર એક દરવીયવાન વેપારી તથા વાંહાંણવટીના વરગમાં વખણાઈ ગયા હતા.

શેઠ ધાકજીએ, પોતાને વખતના રેવાજ મુજબની જોઈતી કેલવણી હાંસલ કીધા પછે, પેહલવેહલી ચાકરી પોલીસ ખાતામા મેલવી હતી; થોડુંક સુધી તાંહાં રહેઆ પછે તાંહાંથી નીકલીને કોઈ વેપાર ખાતાંની અંગરેજી પેહેડીમાં તેઓ લાગુ પડેઆ હતા, જાંહાંથી તેમના નશીબની વધાંણ ચહડતી કલાએ પોંહચવા માંડી તેનું મુખ્તેસર બએઆંન હેઠલ આપીએછે.

વેપારના કાંમનો અનુભવ હાથ આવતાંજ મી॰ રોબર્ટ વીલકીનસનની કુંપની જે હીંઆં તરતની ઉભી થઈ હતી તેની દલાલી કરવામા આ શેઠ પેહેલવેલા મસગુલ થયા હતા. એ શેઠે તે પેહેડીના માલેકોનો વીસવાસ પોતાની ઉપર ખેંચી લીધા પછે, મલબાર ખાતે રહેલા તેમના તરીજા ભાઈ પાંડુરંગ દાદાજી, તથા એક જાંની દોસત મી॰ શેમીત્ર લાડકોબાની ભલાંમણ ઉપરથી, તાંહાંવાલા માપલા મુસા કાકા, મી॰ રાબરટ ટોરીન તથા મી॰ બેલ તરફનું મુહબલક કાંમ આ ધાકજી શેઠની આડત હેઠલ આવવા માડેલ હતું.

ધાકજીશેઠ પાશે જેમ પઇસો પુસકલ ભેગો થયો તેમ તેના ભોગવટા સારુ જે વસતીવારીની ઉછેદ રહી હતી તે પણ, પરમેશ્વરની કુરપાથી, એકએક પછે જન-

મેલા તરણ બેટાઓની બરખતથી, પાર પડી હતી. એ તરણ બેટાઓમાં વડો વીનાએક-રાવ, વચલો હરીચંદ, અને નાંધલો મોરેસવર હતો,* અને તે તરણે ભાઈઓ એવાતો ચાલાક તથા ચંચલ નીકલા હતા કે, જો કદાપી, જીંદેગીની બેવફાઈના ફાંદામા તેઓ ફસેઆ ન હોત તો તેમના બાપનું સુખ સારી રીતે સચવાતે, પણ કુદરતનો બનાવ તેપકે એવો બનેઓ કે આ તરણે દીકરાઓ ખીલતી જવાંણીના બાહાદપર ચહડીને જેમ પુગતીવએ પોહોંચેઆ તેમ એકેકની પુઠે ચાલતા રહીને તેઓએ, નવ વરસના અરસામાં બીચારા આપેઆમા ચકચુર રહેના બાપનું વસાએલું ઘર, ઉજડ કરી મેલણ; તેમા વડો સંવત ૧૮૭૧ માં, વચલો ૧૮૭૫ માં અને નાધલો ૧૮૮૦ મા મરણ પાંમેઆ હતા. એ માહેલો વડો અને નાધલો મુંબઈમા; બાકી વચલો, કેહેચ કે, વરોદરા ખાતે કઇલાસ-વાસ થએઓછે.

હવે અકસમાત નીપજેઆની આગમજ જારે મી૦ જેમસ રીવેટ, કુંપ-ણીના વેપાર ખાતાનો વડો (જેને ચીનીઅર મારચેંટ કરી કેહેવામા આવતા હતા) ઓહદો ચલાવતો હતો તારે તેણે પોતાના આ ખેરખાહ દલાલની ઉપર મેહેરબાંન થાઇને, સરકારને હસાબે, વેપાર ખાતાંને વાસતે જથાબધ રૂઇની ખરીદીનું કાંમ, આ ધાકજીશેઠને સોફેલ હતું, અને તે ઉપરાંત જેબી મોહોટાં વાંહાંણો જેને "ઇસ્ટ ઇંડીયામેન" કરી કેહેતા તે બારાંમા આવે તારે તેની આડત તથા દલાલી ઉપરબી એજ ગરહસથને મુકરર કીધા હતા. આ વાતની ખબર વેલાત સુધી પોહોંચેઆથી, તાંહાંવાલાઓ તરફના વાંહાંણોમાં એઓની આડત હેઠલ પરભાડાં આવવા માંડેઆં હતાં. જેનું કાંમ પણ પોતે પરમાં-ણીકપણે પાર ઉતારીને તેના માલેકો તરફથી જસ અને હોરમત મેલવવામાં કાંઈજ કસુર કરતા નોહતા.

કોટ મધે હારંબી રૈની પાછલ "રઘુનાથ દાદાજી સ્ત્રીટ" નાંમનો જે મો-હોલોછે, તાંહાં આ ગરહસથે પેહેલવેહેલાં સુખવારી હાલતે પોહોચતાંજ પોતે, પોતાના પઇસાથી બાંધેલાં ઘેર (જેનું મેહડું હારંબી રૈ તરફબી આવેલું દેખા-એછે) મધે સંવત ૧૮૭૧ મા તેઓ આવી રહેવા હતા,† પણ જારે ઉપર જણા-વેઆ જેટલાં કાંમોથી વધારે માતબર થયા, તારે કાલબાદેવીના રસતાપર એક મોહોટી જમીન લઇને તાંહાં તેની વચેવચ એક સુંદર એમારત બાંધીને જાથુ-કના આવી રહેઆ હતા; તે મીલકત જોકે તેમના મરણબાદ ઘણા વરસો થયાં વેચાઇને હવડાં પારકે હાથ પડીછે, તોપણ વાકેફકાર લોકોની પીછાણમાથી હજી સુધી નહોજ ખસતા "ધાકજીવાલું ઘર" ઓલખાતું રહેલછે.

* એ ઉપરાત તેમને તાંહા તરણ દીકરીઓ જે હતી; તેમા વડીને કરસનાગાવ ભવાંણજી સંગાથે, વચલીને કરસનાજી નારાએણ વેરે, અને નાધલીને નારાએણ રાવ લખમીમનજી જોડે પરણાવેલી કેહેવામા આવીછે; અને વડા દીકરા વીનાએકને તાંહાં જનમેલી એક દીકરીને હરીચંદ નારાએણ સાથે જે પરણાવી દીધી તેણીને પેટે અવતરેલા મી૦ વીનાએકરાવ હાલમાં આપણી હાઈ કોરટ ખાતે સનદી વકીલનો માંન ભરેલો ધંધો ચલાવતા માલુમ પડેછે. નો૦ લે૦

† એ ઘર તારપછે વેચાએલું એક હાથ ફરીને હવડાં મરહુમ શેઠ ફરાંમજી પે-સતનજી પાટકના દોતરાઓ પાશે રહેલુંછે. નો૦ લે.

આપણી ટાપુના આગલા માલેતોજાર પારશી શેઠ અરદેસર દાદી જારે ગુજરી ગયા તારે તેમના અતીઘણા બોજાના વેપાર ખાતાના વહીવટનો ગુંચ વારો સકાઈથી પાર ઉતારવા માટે તે મરહુમ સખીમત સાહેબે પોતાના વશીએત નામા મધે બે દીકરાઓ ઉપરાત બીજા ચાર ગરહસથોને* જે તરસટીઓ ઠેરવેલા હતા તેમા એક નામ આ પરમાણીક શેઠનુંજ જાણવામા આવેછે, તે કામ પોતાના બીજા તરસટી ભાઈબંધોની સગાથે એકમત રહીને એવીતો ચતુરાઈથી સરંજામ પોહોચાડી દીધુ હતુ કે સરવે સાથેનો ફેસલો કરતા તે મરહૂમ શેઠના વારેશોના પોશાન વાસતે સારી પુંજી ફાજલ પાડી અપવાની ઘણીજ રૂડી નેમ સાચવી હતી; અને તેટલા માટે કોઈ બાહોરા બાહોસતરનુ જારે કામ પડતું તારે તે વખતના મુંબઈવાનાઓને પડતા મેલી મી૰ હરબરટ કાપતનને જે કલકતા ખાતે હતો તાહાથી તેને ગોપોટો ખરચ કરીને અતરે બોલાવી મગાવવાની આગેવાની આ ગરહસથેજ લીધેલી સાભળવામા આવેછે તે બાહોસ ટીમાએતી આવેલાથી ફડચાનુ સરવે કામ ફતેહમંદીથી પાર ઉતરેલું હતુ અને તે દાહાડાથી આ કામેન સખસની સગાથે મોટી દોસતિનો ગાંઠ તો મજબુત બંધાએલો હતો.

વેપાર વણજની બરકતથી ધાકજીશેઠ પાસે દોલતનો ભરાવો જે થયો તેના સમાન માટે કેટલીક મીનકતો તેનાએ જે ખરીદ કીધેલી હતી તેમા બેઆરબે તરફનો એક બંગલો જે હવડા શેઠ મનચેરજી બમનજી પથકીની મીનકત કેવાએછે તે, ભાએખના ખાતેની વાડી, મોઠ, મજગામ, શુવપેદ, મારકીટ, (જાહાની એક ચાલ જોકે પારકે હાથ ગએલીછે તોપણ હજી સુધી તે "ધાકજીની ચાલી" ને નામે ઓળખાતી રહીછ તે) અને બેતવાડી (જાહા ધાકજી દાદાજીના નામનો એક મોહલોછે તે) સુધીના * એકવર સવતતર માલેક તેનણ થએના હતા, અને તે ઉપરાત થાણા તથા છાસતી તરફમી મોહટા ઘેરો તથા બગીચાઓ બનાવીને તેની ઉપજ પેતે ખાતા હત૰ અને તાહાથી આગલ વધતા છેક વરોદરા ખાતે તો મીલકતો બાંધી હતી પણ વખતે કોઇને જેમ પાએદારી આપી નહીં તેમજ આ શેઠ પામેનુંમી સરવે નહીં સરીખુ થઈ ગએલુ માલુમ પડતું તે ઉપર ખરેખરી દલગીરી ઉપજેછે

આ ધાકજી દાદાજીએ પોતાની જાડોજલાલીના દીવસો ઉપર મોહટો વગ અને દબદબો ધરાવેલા છતા, સરવેની સગાથે મીતરાચારી સાધી રાખીને તેઓએ આ નીરપણાથી લોકોનો ઘણોક ચાહ પોતા ઉપર મેલવી લીધો હતો, અને પેહલા વરગની પદવીએ તેઓ પોહચેલા તોપણ ગરીબાઈની કદરને સારી રવેસથી પોછાણનામા કવચીત પછાત નહીં રહેવાને લીધે સઘલી વરણની મંડલીઓમા સર

* બે દીકરાઓ મધે શેઠ ખરશેદજી તથા જાગીરજી, અને બીજા ચાર ગરહસથોમા મીસીઅરસ ઉલીએમ સાટણ, જેમસ કાનદર, લુક આસબરનર અને આ શેઠ ધાકજી દાદાજી હતા
ના૰ સ૰

† પછનથી એ સાહેબ મુંબઇના વડા નેઆએ ધીસનો માન ભરેલો ઓહદો લઈને બસવી સને ૧૮૩૨ મા સર હરબરટ એબીંગડન દરેપર કાપતન નાઈટને નામે આવેલો હતો
ના૰ સ૰

ાન પામી પરએઆત થએઆ હતા. આગરીઆના કોલાબાનાના તરફનું ાૃરકારી કામકાજથી એ સાહેબે એક આડતીઆ તરીકે વેહુકસુધી બજાવેલુ ાાભનામા આવેલ છે. જારે એલફીનસટન સ્કુલનો પેહલવેહલો પરારંભ આ ાાપુ ખાતે થયો તારે તે કેળવણીના ઉતમ કામની આગેવાની પણ બીજા ાદગુણી ગરહસથોની સાથે મેગા રહી તેઓએ કીધી હતી અને તેની થાપણમા (૫૦૦૦) ની બખશેસની તેનાએ દીધી હતી. મુમબઈ ખાતે પીંઢારા અને ત ાક્રે ગગડ જુરીમા મેંબરના શેટીઆઓને નામદાર સરકારે પેહલ વેહલા જારે ાાખલ કીધા તારે તેઓની સંગમા આ શેઠ ધાકજીભી સામેલ થયા હતા અને ાુનેહના અમનદારનુ કમીસનથી પેહલા એનાએજ મેલવેલ હતુ.

પોતીકા ધરમ ઉપર એ સાહેબ ઘણાજ ચુસત હતા, અને તેને આધારે ગરીબ ગુરબાઓમા ખેરખેરાતની દરરોજ ઘણે મોકલે હાથે ચાલુ રાખતા હતા, જેમા ઘણુ કરી ગણપતીને પુજનારા ધરમઆચારી બરહમણોની પરવરી કરવામા ઘણુજ પુન સહમજતા હતા; ભાગવત ગીતાની માહીતી મેલવીને ધ-રમસાસતરનુ સારૂં ગનેઆન ધરાવેઆથી ઘણાક પંડીતો તથા સરસ્તીઓની સાથે વખતે વખત રૂડી વરતણુકથી વાદવીવાદ ચલાવીને કેટલીક વેહમ ભરેલી બાબતો ઉપર તેઓને નાપસંદગી કરતા પણ તેમની પખરા ખેંચનાર તે વખતપર કોઈ નહીં હોવાને લીધે હીંદુઓમા હાલ દેખાતો કેટલોક સુધારો પછાત ગએલો હતો.

વરોદરા ખાતેનો માજી દેવાન ગંગાધર સાસ્ત્રી જારે પેસવાઈ રાજના પંઢરપુર તરફ કોઈ સતરૂના દગાથી મારેઓ ગયો તારે તેની ખાલી પડેલી મા-નની જગેઆ પુરવા માટે, તાહાના રેસીડેંટ કપતાન જેમસ રીવેટ કેઆરનાકે, આ ધાકજીશેઠને પસંદ કરીને સવત ૧૮૭૨ ની સાલમા તાહાથી એ શેઠ ઉપર લખી વાળેલ કે આ દેવાનગીરી તમોએ બાહાલ રાખવી, અને તે બાબેની મનજુરીએત આપણી નામદાર સરકાર પાસેથી જેવી મેલવી આપો તેવાજ, તે સાહેબ પોતાના વેપાર વણજનુ કામ મોરેશવર નામના નાથના દીકરાના સવા-ધીનમા સોંપીને, તેજ સાનના ચઈતર મહીનામા વરોદરા ખાતેનો રાજદુઆરી વહીવટ સંભાળવા માટે સીંહાજીરાવ ગાએકુઆરની સેનામો રવાને થયા; જાહા મનની ચચનાઈ તથા રૂડી બુધીનુ બલ વાપરીને વડા પરધાન તરીકે રાજ્ય વહીવટ એવી વરતણુકથી ચલાવવા માંડેઓ કે, તે વાતમા ગાએકુઆર સર-કાર તેનણ ઉપર ઘણીજ ફીદા થવા લાગી, એટલુજ નહીં પણ ચારેક વરસના અરસામા તેની ભલી કોશેસથી જે કાએદા પોતે જોયા તેની સાખરીમા નામ-દાર સીંહાજીરાવ શ્રીમંત માહારાજાએ તે વખતના નામદાર નવરનર સર મંવાન નેપીઅન બારોનેટ ઉપર એક પતર સવત ૧૮૭૬ ના ફાગણ સુદી ૯ ને શુક-રેની તેરીખે લખીને તે બાબેની મુબારકબાદી જે જણાવી હતી તેના તરજુ-માનો સાર એવોજે કે "તમો નામદાર સારી પેઠે જાણો છો કે, હમારી સરકારના "વહીવટમા કેટલીક વાતનો ગુચવારો જે ધુમાઈ રહેલો હતો, તે આ માળવના "ધાકજીના આવેઆથી તેણાની નીતી ભરેલી કોસેસવડે બીલકુલ નીકલી ગયો "છે, અને તેમની નેમણુકથી માહારા રાજપરકરણની મજબુતાઈ માટે આવા

"વખતપર જે પરમાંણીક પુરૂસની મને જરૂર હતી તેવોજ મલેઆને "લીધે આપણી બેહુ સરકાર વચે મીતરાચારીનું મોહોબત ભરેલ નાતુ પણ "સારી રીતે સંધાએલ, તેની ખુશાલી જાહેર કરતાં અતીઅંત સંતોશ ઉપજેછે."

શેઠ ધાકજીએ ગાએકુઆરી રાજનું પરધાનપણું ચલાવવા માંડયું તેના બદલામાં નામદાર સીંહાજીરાવ માહરાજાએ રૂ ૬૦,૦૦૦) નું સાલીઆનું બાંધી આપેઆ ઉપરાંત દર સાલ રૂ ૩૦,૦૦૦) ની આએપત ઉપજે તેવી એક જાગીર સરકારી મેહેસુલની માફી સાથે ગુજરાત જીલ્લામા તેણાને વંશપરમપરા જે બખશીનદા કીધી તે બાબેની મનજુરીએત, કેહચ કે તાંહાંના રેશીડેંટની મારફતે મુંબઈની અંગરેજી સરકારે પણ બાહાલ રાખી હતી; અને તે સંબંધી જે સતા ભરેલી સનદ સંવત ૧૮૭૫ ના ભાદરવે મહીને માહરાજાએ કરી આપી હતી તેના સાગળેસ એહલ જણાવેઆ મુજબનો માલુમ પડેઓછે.

"હમારી રાજ્ય ગાદી, તથા સરકારની શેવામાં પરધાંનપણું મેલવીને "પરમાંણીકપણાથી હમોને સરવે પાંતીની જોઈતી મદદ તમો આપોછો, અને "તમારી રૂડી ઈચ્છાથી હમો જે અગણીત ફાએદા જોઈએચ, એટલુંજ નહીં "પણ નામદાર અંગરેજી તથા હમારી સરકાર વચે સુલેહ ભરેઆં નાતા જા "લવી રાખવાને તમો બનતી સંભાળ લીઓછો તેના બદલામાં ઠેરવી આપેલાં "સાલીઆંના ઉપરાંત એક જાગીર તમોને હમારી સરકાર તરફથી જે વંશ "પરમપરા બખશીનદા કીધામાં આવીછે, તેનો ભોગવાટો તમો તથા તમારા "વારેસ વારીતો ચંદરોપાલ મુધી મેલવતા રેહેજો અને જેવી દીલસોજી આજ "લગે સાચવેલીછે, તેવીજ કાળજી સદા રાખીને હમારાં રાજ્યની રૂડી શેવા "બજાવેઆ કરજો. એ બાબેની જામીનગીરી હમારી તરફથી નામદાર કુંપની "સરકારની તમોને આપીએછે."

સીંહાજીરાવ
સરકારની હીંઆં
મોહોર કીધીલીછે.

ઉપલી સનદ નામદાર ગાએકુઆરે જાહેર દરબારની અંદર. અને અંગરેજી રેસીડેંટની હજુરમા ધાકજીશેઠને સપુરદ કરતી વખતે તે બાબેની જામીનગીરી તથા તેમની નેમણુક મુંબઈની તથા વડી સરકાર પાશે બાહાલ રખાવવાની રેશીડેંટ સાહેબને અરજ પણ કીધામાં આવી હતી.

હીઆસુધીજ આ ધાકજી શેઠના ચહડતા શીતારાની હદ આવી અટકી, અને તેટલાં તુલીક જોકે તેઓની મેહનતથી ગાએકુઆરને દરસાલે એક કરોડ ને ૩૦ લાખ રૂપીઆનો બંચાવ કરી દેખાડેલો કેહવામાં આવેછે તે છતા તે બીઆગના ધરેહ જારે વકરવા માંડયા તારે બનેલ એવું કે આગલો નામીચો રેશીડેંટ મી૦ કેઆરનાક ઓહદો છોડીને વેલાત ગયો, અને તેની જગેએ મી૦ ઉલીએમસ આવી બેઠા.

ધાકજી શેઠે જારથી સરકારી લખ્ખલુટ ખરચનો, તથા શેહેરમા ચાલતી નેક તરેહની બેદાદીના અટકાવનો બંદોબસત કરવા માંડ્યો તારથી, તાંહાંના ટલાક ઓહદેદારોએ પોતાની આડી રીતે મેલવાતી કમાંણી એકેદંમ બંધ ઠુલી જોઇને, આ પરધાણની પાએમાલી કરવા ઉપર, મી૦ કારનાકના વખત- ાજ કંમરતો કશી રાખી હતી, પણ તે અમલદારની એકતો સાહુચેતી સારી, ને બીજું તેઓ વચે મીતરાચારીનો સંબંધ વીશેસ જોડાએલો તેથી કરી, લા ાાજ થઇને દાવ શોધવા માટે કોઇ બીજી જોગવાઇસુધી તેઓ થોભી રહેઆ; ને તેની બદલીપર આવી બેઠેલા નવો રેશીડેંટ, જે તેઓના ફીતુરથી તદન જાંણીઓ હતો, તે તાંહાંના રાહધાતથી પુરો વાકેફ થાએ તેની આગમજ, આએ પોતાની ફરેબબાજી એવી તો બંધ બેસાડી કે, તે સુકતી અંતે તેઓની રાદ માફક ફતેહમંદ ઉતરી.

આટલી વાતતો ચોકસ હતી કે આ શેઠના હાથમાં પરથંમથીજ મલેલું ટ ઈંડીયા કુંપનીના વેપાર ખાતાંની આડતનું મોહોટું કાંમ પરધાંણ થયા તારેખી ચવાઈ રહેલું હતું; અને તે કારણસર તાંહાંના વેપારીઓ સંગાથે લેણ દેણનો હીવટ જે નીરભએથી તેવણ ચલાવતા હતા, તે વાતની ખબર રાજા તથા રેશીડેંટને એ અથવા નહીં, પણ પેલા ફીતુરીઆ ઓહદેદારોએ તો હીકમત લગાવીને, થા કેટલાક ખોટા પુરાવા રજુ કરીને, માહરાજાની હજુરમા એવી ફરીઆદ જારી કે, આ ધાકજી ગાંમના લોકો પાસેથી બેહદ લાંચ લઇને પોતાના લાંકાજે રાજીપની ખરાબી કરતો ફરેછે. દેશી રાજાઓ ઘણું કરીને પઇસાના ટલા લોભી કેહવાએચ, તેટલા સારાં અથવા નરસાં કામોની પીછાંન રાખી ખતા માલુમ પડતા નથી; અને તેટલાંજ કારણથી વખતે વખત મતલબીઆ કોની તરકતી વાતો સાંભલી ઉતાવલમા મીજાજ બદલી નાખેછે; તેમજ એકુઆર માહારાજેબી આ ધાકજી શેઠની રૂડી કોશેસથી મોહોટા ફાએદા લવેઆ છતાં, અને ઉપલી વાતની તેહકીક કીધાવના રેશીડેંટ સાથે એક ચાર થઈ આ નીરદોસ પરધાંણને સાતેક વરસની ટુક મુદતમાં તેના ઓહદા પરથી એકેદંમ કાહડી મુકેઓ; તેને લીધે ઠેડવાએલો લવાજમ તો ંધ પડ્ઓ, પણ તે સાથે વશેંસ પરમપરા મલેલી ઇનામી જાગીરબી જપત ઈ. આ કારણ માટે માહારાજાને હાથ બીજું બાંહાંનું એવું જરુર હતું કે, એ વાન ગાદીનો નોકર થઇને દરબારની દરકાર કીધાવના વારંમવાર માલેકની ાંહાંમણે બોલતો હતો; અને તે વાત ઘડીભર કબુલબી રખાઈ કે, સાચવ- પણાપર મુસતાક રહીને કદાપી રાજનું ભલું ચાહવા સારુ તેમનાથી તેમબી એશ હોએ તો, એ શેઠના બીજા રૂડા ગુણો તરફ નીગાહ પુગાડીને તેની રગુજર કરવી સજાવાર હતી, પણ તેવું કશું ન કરતાં ગાયકવાડ સરકારે રકતીઆઓએ ઉઠાવેલાં તોહમત ઉપર એકદમ ઇતબાર મેલી ધાકજી શેઠને વી મુશીબતે પોંહચાડી દીધા.

ઉપર જણાવેલા બખેડાની બાબદમા અરસપરસની ભાંજગડ જે વધી ડી તેની સમાંધાંણી માટે, સાંભલઆ પરમાણે, અંગરેજી રેશીડેંટની મારફતે

૧૦

એવો ચુકાદો થયો કે લાંચ ખાધાના બદલામા ધાકજીએ સાહડા સાત લાખ રૂપીઆ ગાએકુઆર સરકારને વગર ઢીલ ભરી દેવા. આ હોકમ માટે જો એણે કે અંગરેજી રશીડંટજ બારે વીરૂધ જઈને ફરજ પાડત તારે ધાકજીએ, અંતે માગેલી રકમ તતકાલ સરકારને ચુકવી આપી, અને તે લીધા છતા જે આપતું કીધેલું સાલીઆંણું બંધ પાડીઉં, તે તો વાજબીજ હતું કે જે ધણી ચાકરીથી બરતરફ થયો તેને પગાર મલવો જોઈએજ નહીં, પણ જે ગામ અંગરેજોની જાંમીનગરીમાં બખશીનદા કીધેલું હતું તેબી તેમના હાથમાથી છીનવી લીધું.

એ પછે મી૦ ઉલીઅમસની ગેરહાજરીમાં મી૦ નારીસ જે કાંમ ચલાઉ રશીડંટ થયો હતો તેણે આ બાબદમાં એવો અભીપરાએ જણાવીઓ કે, જાગીર જે ઈનામમાં એકવાર બખસીંદા કીધેલી, તે, કોઈ મોહટો ગુના પુરવાર થયાવીના પાછી છીનવી લેવાનું કામ ઘણું ગેરકાયદાનું તથા ગેરલાયકીનુંછે, અને એ બાબદમાં જેમ હીંદુનો ધારા કાએદા બંધાએલાછે, તેમજ અંગરેજી કાએદામાંબી ફરમાવેલુંછે. માટે એ જાગીર ધાકજીને હવાલે કરી દેવાનું ગાએકુઆરને લખી વાલેઉં હતું. પણ સરકાર શ્રીમંતે તે ઉપર કશુએ લખસ દીધું નહીં

દાહાડોજ જેનો પડતો બેશે તેને એક પીડાની પુઠે અનેક દુખ નડતા દેખાએછે; તેહવો સંજોગ બીચારા એકવાર પુર સુખવાશી હાલતમા આવેલા આ ધાકજીને સરજત થયો, જેથી એકતો તેનું પરધાંણપણું જતું રહેઉં, અને ઉપરથી નાણાની મોટી રકમનો દંડ પડેઆ, બીજી તો તેણાને બખસેસ થએલી જાગીર છીનવાઈ ગઈ, અને તરીજો ગજબ એવોતો સખત ઉતરી આવેઆ કે મુંબઈમા વેપાર ખાતાંનો વહીવટ ચલાવતો તેઓનો મોરેશ્વર નામનો નાધલો દીકરો સંવત ૧૮૮૦ ના શાલમાં માંદગીથી એકાએક એવો તો બેહાલ થઈ પડેઆ કે તે બાબે અતરેથી ઘણાજ હેતુ મીતરો નામે ધી હાંનરેબલ જનરલ કાલવીલ, અને હાંનરેબલ મી૦ નીઉનાહાંમે તેઓને વગર ઢીલ મુંબઈ આવવનું લખી વાલેઉં. આ કારણથી ધાકજી શેઠ રાજીય વહીવટમાં ઉડેલી બાંજગડનો નીવારો જેમનો તેમ રેહેવા દઈને મુંબઈ માટે તાંહાથી નીકલી પડીઆ, અને આવીને જોએઉં તો તેમનો દીકરો છેક મરણ કાંઠે જણાયો; પણ ભાગ્યોગ એટલાજ સારાં કે બાપ તથા બેટાની એકવાર છેલી મુલાકાત થઈ કેમકે તે પછે થોડેજ દાહાડે તે બીચારો મોરેશ્વર આ દુનીઆંની રચણાં જોવાથી એકેદંમ દુરી પકડીને કઈલાસવાસ થયો. એની પાંચ વરસ આગમજ વચલો દીકરો વરોદરા ખાતે, અને વડો દીકરો તો તેનીબી ૪ વરસ પેહેલાજ મુંબઈમા ગુજરી ગયો હતો તે મલીને આ શેઠના તરણે નાગીચા દીકરાઓના વરસના અરસામાં નહીં સરીખા થઈ પડઆથી બીચારાને ઘડપણના વખતે જે દુખ ઉપજેઉં તે કાંઈ જેહવું તેહવું નોહતું.

હાવો ગજબ ઉતરેઆથી એકતો તેઓની બાજુ સાબરી તુટી ગઈ, અને બીજુંતો વરોદરાની મોહટી ખટપટનું કાલું વાદલ માથે ભમતું રેહેઉં, તેની વેદનામાં વેપાર વણજ માટે જે ચોકસ ધેઆંણ હોવું જોઈએ તે એકાએક

રાંભોસ થવાને લીધે બીચારાએ સઘળો વેપાર એકેદમ બંધ કરી નાખીને મારે મી૰ અલેકઝાંનદર મેકીનટોસની કુંપની, મી૰ રાનકીન અને સાનદરસ, જોસેફ મેકગરીગર પાત્રીક સદુઆરટની કુંપની, એ ઈંગલીસની કુંપની તથા રેકઉઈકની કુંપની (આ છેલી બે પેહેડીઓ ખાતે એવણ પેહલાં ભાગીઆ હતા) માને તાંહાં વેપાર ખાતાંની દલાલીનું કાંમ એખતેઆર કરી લીધું હતું; અને તે ઉપરાંત આપણી માજી સુપરીમ કોરટના બીજા નેઆએધીસ સર રાલફ રાઈસ, સર ચારલસ હારકોરટ ચાંમબરસ, અને તે પછે વડા નેઆએધીસ સર હરબરટ કાંપતનનું નાણા સંબંધી કાંમકાજ એક આડતીઆ તરીકે બજાવેલું હતું, એટલુંજ નહીં પણ તે ઉપરાંત ઘણા સારા સારા યુરોપીઅનો સંગાથે અંતલગનો સંબંધ તેઓએ આવા વખતમાંબી રૂડીપેરે જોડી રાખેલો હતો.

આપણે ઉપર જોઈ વલેઆય કે, આ ધાકજીશેઠ પોતાના આગલા વખતમાં દરવીયના જોરથી ઘણીક ખેરખેરાતો કરતા હતા, પણ તેવોજ નીએમ પાછલે દાહાડે સચવાઈ રેહેવામાં જે અડચણ નડતી જણાઈ, અને દરવીયના વાસાએબી જારે તેવણ પાસેથી વીદાએગીરી લેવા માડી, તારે પોતાના જીગરમાં એક રૂડી સોચના જે સમાતી તેને બંધ બેસાડવાના હેતુથી પાસે જે સમવાઈ રહેલું હતું તેમાથી એક સારી રકમ ખરચીને માહલખસગી ખાતે "ધાકલેશર" નામનું એક સોભઈતું દેહેરું બંધાવીને સંવત ૧૮૮૭ ના શાલમાં હીંદુઓની ભગતી, તથા ધરંમનીમના કાંમો માટે ખોલું મેલણું, જેની જાતરા દર વરસના વઇશાક સુદી ૧૫ ને દીવશે થતી આપણે હમેસાં જોતા રહીએછે; અને તે દેહડાંના જાયુક ખરચ સારૂ કેહેચકે કાંઈક નાણાબી અલાહેદાં રાખવાનું એ સાહેબ વશીએત કરી ગયા હતા પણ સાંભલેઆ પરમાંણે તેવણનાં મરણ પછે તેવું કાંઈજ બનેલું નોહતું, તોબી એવું માનવામાં આવેછે કે, તેનો ખરચ તેમના એશીઓથી પુરો પડેછે.

આ દેહરૂં બંધાએઆની ઘણા વરસો આગમજ મરહુમ વીઠોબા કાંહાંનોજીએ કોક બાબદનાં મતફેરથી પાથારી પરભુની નાતમાં બે તડ પાડેલી હતી તેની ભાંજગડનું સેવટબી કેહચ કે ધાકજીશેઠે સમાંધાંણીથી હવે અવસરે લાવીને જુદા પડેલાઓને પાછા મેલવી લીધા, અને સરવે સખશો સાથે બેશીને એકપંગતે જમેઆ તારથી ઘણા વરશેનો મીનકિશો દરે કરીને તેઓ સલાહ સંપજમાં રહેલા જણાએછે, માટે હાવાં રૂડાં કાંમની સાબાશી એ ગરહસથે જે હાંશેલ કીધી તે માહાપુણની વખણાઈછે.

પોતાના પાહડ સરીખા તરણ પુતરો મરણ પાંમેઆને લીધે બીચારા ધાકજીશેઠ જઈફીને વખત વારેસવીનાના થઇ પડયા તેથી પોતાની વચલી દીકરીના દીકરા કાશીનાથ કરસનાજીને પોતાના નામ સાથે જોડી લેવા માટે હીંદુઓની રસમ મુજબ દતક કરી લેવાની જે ફરજ હતી તે તેનાએ પોતાના અંતકરણથી અદા કીધી, અને તેથીજ તેના વંશનો વેલો જે હવડાંસુધી ઉતરી રહેઓય, તેમા ગણપત તથા બાપુજી કાશીનાથ નામના બે ભાઈઓબી ગણાએછે.

બીચારા ધાકજી દાદાજીના કુટુંબનું વરણન હીંઆંથી પાછું સહર કરીએય

કે વરોદરા ખાતેથી જે અપમાંન તેઓને મલણ હતું તે વાતમાં ચુપકીદી ધ
રેઆ કરતાં વેલાત ખાતે નામદાર કોરટ આવ ડાઓરેકટરો ઉપર વીસતારીત
સધલી ફરીઆદ લખી મોકલાવવાનું તેનાએ મુનાશેબ જાંણેઙ, અને તે કેફી
એત ઉપર નામદાર સાહેબોએ પુરતું ધેઆન આપીને ઇનસાફની રૂએ પોતાનો
વાજબી ચુકાદો, કેહેચ કે, તા૦ ૫ મી નવેમબર ૧૮૨૩ ના કાગલ મધે મુંબ-
ઇની સરકાર ઉપર લખી વાલેઓ હતો, પણ તે હોકમ અમલમાં આવે તે-
ટલાં આ ખટપટ સંબંધી ધાકજીની સાંમણે બીજી નવી સાખશી રજુ થઈ,
અને તે ભાંજગડ વલી પાછી વેલાત ખાતે ગઈ, તારે તાંહાંથી બીજીવારનો
ચુકાદોબી, તારીખ ૧૨ મી નવેમબર ૧૮૨૮ ના કાગલમાં ધાકજીની તરફે-
ણમાં થઈ આવેઓ હતો, તે ઉપરબી જારે પાંણી ફેરવાએલું દેખાએઙ, તારે
વલી ૧૮૩૨ ના ડીસેમબરની ૨૦ મી તારીખે નામદાર કોરટે તરીજી-
વારના ચુકાદામાં ૪ થો ફકરો જે જણાવેઓ હતો તેની મતલબ એવી
માલુમ પડીછે કે, “ધાકજીના મુકદમાની ઉપર જે સખતાઇ ગુજારવામાં
“આવીછે, તે બાબે હમો હમારો અભીપરાએ આગમજથીજ આપી ચુકા છ-
“ઇએ, તે કાંઇજ નહીં પણ અંગરેજી રશીડેંટની મારફતે કુંપની સરકારની
“જાંમીનગીરી હેઠલ જે ગાંમ તેને ઇનામમાં મલેલુંછે, તે તેના સવાધીનમાં
“સોંફી દેવા બાબેની ફરીઆદ ઉપર ચોકસાઇથી ખબર લીધીછે.” જોકે હાવા
સફાઈ ભરેઆ સમાચાર મલેઆ તે છતાંબી હીંઆંની સરકારે કેહેચ કે તેની
બાબદમા નામેહરબાંનીજ દેખાડેઆ કીધી, તે ઉપર વલી ચોથીવારનો ચુકાદો
નાંમદાર કોરટે તા૦ ૨૬ મી આગસટ ૧૮૩૫ ના પતરમાં જારે લખી મોકલા-
વેઓ તારે, તેમાંથી આટલી બાબદ વધારે જણાઇ આવી કે “રશીડેંટના વચે
“આવેઆથી સીંહાજીરાવને-સાડા સાત લાખ રૂપીઆ આપવાની ધાકજી ઉપર
“જે ફરજ ઉતરી હતી, તે નાણાંબી તેને જરૂર ફરી પાછાં મલવાં જોઇએ.”
આ છેલા સંદેસામા નામદાર કોરટે કેહચ કે મુંબઇની સરકારને એટલીતો તાકીદ
ફરમાવી હતી કે, “નામદાર ગાએકુઆર પાશેથી ધાકજીને તેની ઇનાંમી જમીન
“ચહડેલી સધલી ઉપજ શીકે વગર ઢીલ સપુરદ કરાવી દેવી;” અને તેમ જો
તે નહીંજ કરે તો વલી એવુંબી ફરમાવેઙ હતું કે “માંહીકાંઠા તથા કાઠીઆવા-
“ડના પરગણાઓની મેહસુલ ગાએકુઆરને હસાબે મુંબઇની સરકાર જે વસુલ
“કરેચ તેમાંથી કાપી લઇને જારથી તેની જાગીર જપત કીધીચ તારથી તેની
“ચહડેલી આએપત, તથા તે પછે થનારી ઉપજની રકમ ધાકજીને તતકાલ
“ચુકવી આપવી.”

ઉપર જણાવેલા સતા ભરેઆ સંદેશા જોકે મુંબઇની સરકારને ૧૮૩૬ ના
ફેબરવારીની ચોથી તારીખે મલેઆ, તોપણ તે વાત જેમની તેમજ પડતી
રહી, અને તે બાબે વલી ફરીથી નામદાર કોરટ ઉપર ધાકજી તરફથી
લખાઇ ગયું; જેના જવાબમાં તાંહાંના સતાવાલા સાહેબોએ તા૦ ૬ ઠી એપ-
રેલ ૧૮૩૮ ની તેરીખના કાગલ મધે મુંબઇની સરકારને પડતી મેલીને બંગા-
લાની વડી સરકાર ઉપર તેઓનું આગલું ફરમાંન અમલમાં આણવા સંબંધી

સરવે સમાચાર વીસતારી લખીને તાકીદ ફરમાવી, અને તે ઉપરથી હીંઆંના સતાવાલાઓ તરફથી પડલી ઢીલનો હવે છેડો આવેલો જણાયો કે, તે વખતના માજી સરસુબા લારડ આકલાંડની કાંઉનશીલ એકેદંમ વરોદરા ખાતેજ લખી વાલેઈ કે હમારી નામદાર કોરટના ચુકાદા ભરેઓ હોકમ જો હવે ઢીલમાં રેહેશે તો તે દુરસત પડશે નહીં. હાવો ધસારો જારે થયો તારે તે જપત થએલી જાગીરની ચહડેલી ઉપજના રૂપીઆ લાખ પાંચ, (વગર વીઆજે મુદલ) અને ઈનામી ગાંમ વડી સરકારના સતા ભરેઆં લખાંણથી લગભગ ૧૮ વરશે વાજબી ઈનસાફની રૂહે ધાકજીને હાથ આવેઆ તો ખરું; પણ એટલી લાંમ્બી મુદતમાં લાખો રૂપીઆ બારેવાટ થએઆને લીધે બીચારા કરજના મોહટાં દબાંણમાં ફશી પડેલા હતા તેના ભરણામો પાંચ લાખ પેસી જતાંખો કેહચ કે તેમનું દેવું તો પુરેપુરૂં સફાઇ થાઇજ નોહતું પણ જે ગાંમ પાછું હાથ આવેઆં, તેનાજ આધાર ઉપર સઘલો મદાર તેવણ રાખી બેઠા હતા.

મોટી મુશીબત ખંમતાં આટલું તો ધાકજી શેઠે હાશેલ કીધું પણ પેલા સાહડાસાત લાખ જે દંડનેમશે તેવણ પાસેથી માહારાજાએ કહડાવીઆ હતા, તેનો ચુકાદો જેમનોતેમ રહી ગએઆથી તે વાતબી તેનાએ નામદાર કોરટની હજુર તાજીનેતાજીજ રાખી હતી.

ઈશવી સને ૧૮૩૯ ની શરૂઆતમાં સર જેમસ રીવેટ કેઆરનાક બારોનેટ, જે પરથમ ગાએકુઆરીમાં રશીડેંટ હતો, અને તેનીજ મેહરબાનીથી આ ધાકજી શેઠે તાંહાંનું પરધાણપણું બાહાલ રાખેલું હતું, તે નામવર નરની નેમણુક મુંબઈના ગવરનર તરીકે થાએઆ વીશેની વાત જારે સીહાજીરાવને માલુમ પડી તારે, તે ગાએકુઆરની ગુમરાહી એકાએક ઠેકાણાપર આવેઆથી પોતાના ખજાનચી ગોપાલરાવ મહીરાલને હેવી અરજ કીધી કે કોઇબી તરદુદથી ધાકજી સાથે પેલા સાડાસાત લાખ રૂપીઆના દાવાની સફાઈ તેની વતી કરી આપવી, જે ઉપરથી ગોપાલરાવે ધાકજીને તદબીરથી સહમજાવી લઈ મુદલ તથા વીઆજ મલી ઉઘડા દસલાખ રૂપીઆમાં સઘલો દાવો માંડી વાલઓ, તે હેવી સરતથી કે ૨૪,૯૦,૦૦૦) રોકડા આપેઆ, અને બાકીના સર જેમસ વરોદરા ખાતે આવીને પાછો ફરેઆથી ચુકાવી દેવાની કબુલાત કીધી.

પણ ધાકજીનું બાએગજ ધાસતીમાં ચોંટી બેઠેલું તેથી હેવું વધણ જણાએઈ કે નામદાર સર જેમસ પોતાની હાકેમી ઉપર બેઠા પછે વરોદરેબી ફરી આવેઓ તાંહાંતુલીક બાકીની હુંધરાની વાએદા ઉપર લટકાએઆ કીધી, તેટલાં ગવરનરની તબીએત બીગડતી ચાલીઆ ઉપરથી તેને પોતાનો માન ભરેલો ઓહદો છોડી દઈને વલાત ખાતે પાછું જવું પડેઉ, અને તેના ગએઆ વીશેની ચોકસ ખબર સાંભલીને ગાએકુઆરે પેલા બાકી દેવા ચુકવી આપવાની સાંહમને અટકાવ ભરેઓ હોકમ કીધો.

ઉપર જણાવેઆ મુજબ ગાએકુઆર તરફની જફા સોસવાથી જો કે ધાકજીશેઠ એટલા તો કનટાલેઆ કે તેમાથી મોકલાસ મેલવવાની કાંઇક પેરવી કરતા હતા, તેટલાં આપણી નામદાર સરકાર તરફનો એક સેતમ એકાએક

હેવો ઉભો થાએઓ કે તે સઘલી આફતને એકકોરે બેસાડવા લાએકનો જણા-એઓ, અને તેમાં કોઇ સતરની સામેલગીરીથી હેવું કાવતરં પેસ પડઉં કે મા-હારાજા પાસેથી દસલાખ રૂપીઆ જે સને ૧૮૪૧ ના હુનાલામાં ધાકજીએ લીધા તે સર જેમસ રીવેટ કેઆરનાકને લાંચ તરીકેના હતા; જેમા પાંચ લાખ રોકડા પોંહચાડઆ અને બાકીના ધારેલું કામ પાર ઉતરેઆ પછે આપવાની કબુલાત કીધામાં આવીછે. હેવો રીપોરટ કોઇ કાવતરાંબાજે કીધા ઉપરથી બીચારા એકમારગી શેઠ ધાકજીના ઘેર તથા આફીસના જાહાડા લેવા માટે ૧૮૪૨ ના ડીસેમબર મહીનાની ૮ મી તારીખે વારંટ નીકલેઆં હતાં, અને તેની ખુબીથી કોટવાલી ખાતાનો વડો ન્યાયાધીશ, કોટવાલ, આડવોકેટ જ-નરલ, અને એક પરબેઆત પારશી શેઠીઆ મલી ચાર જણાઓ ઉપલાં મકા-ણોમાં બેધડક પેસી સઘલા ચોપડાઓ તથા એકેએક કાગલીઆંઓ સવાધી-નમા લઈ લીધાં, અને તે ચીપીચીપીને તપાશી વાલવામાં તે સાહેબો એવાતો મશગુલ રહેઆ કે તેમાથી ગવરનર કેઆરનાકે લીધેલી લાંચના પાંચ લાખ રૂપીઆ અથવા તે માહેલો કોઈબી ભાગ શોધી કાહાડે; અને તેજ ઠાંકણે ત-પાસનો ઓલાશો મેલવવાની ખોટી રહેઆવીનાં વરોદરા ખાતે લખીને તેની ઇનાંમી જાગીરની વસુલાતનો અટકાવ કરાવેઆ ઉપરાંત, મુલેહના અમલદારનું લાંમબાં વરસથી બખશેલું કમીસનબી તેની પાશેથી છીનવી લઇને બીચારા બુજોરગ શેઠીઆની અતીઅંત બેહોરમતી કરી મેલી હતી, પણ ખરૂંછે કે સાંચના સંગાથીને કોઈ રીતની આંચ લાગતી નથી તેમ ધાકજીશેઠે પોતાના વાજબી લેણાને પેટે ગાએકુઆર પાસેથી જે રકમ મેલવેલી હતી, તેજ રીતની તેમના ચોપડા મધેથી જમે થએલી મલી આવી એટલુંજ નહીં પણ તે રકમો પો-તાના ખરા માગનારાઓને દરએકના લેણાને પેટે આપેલી ચોકસ રીતે જાહેર પડી.

આ દુખ ભરેલી બાબદ સારૂ ધાકજીએ આગલ કરતાં ઘણાજ કડવા દીલથી ફરીઆદ ઉઠાવીને થેઠ કોરટ આવ ડાએરેકટરની નામદાર સભાને વી-સતાગ્રી જણાવી, તારે તે સાહેબો જે અસલથીજ તેમના ઉપર રેહેમ રાખતા આવેલા હતા તેઓએ વાજબીની રાહે મોહટી મેહરબાંની કરીને એ બાબદસર મેલાએલાં સઘલાં તોહમતમાથી તેઓને હોરમતની રાહે એકેદંમ આજાદી બખશી, અને દરશાલે ત્રીસ હજાર રૂપીઆની ઉપજ આપનારી તેઓની ઇનામી જમીન જે પાછલથી જપતીમાં જહટકાઇ હતી તે સંકત પણ ઉઠાડી દેવા સંબંધી ઘણીજ તાકીદનો હોકમ લખી વાલેઓ હતો; જે બાબે તે નામવર સાહેબોનો અતીઅંત આભાર માણીને થોડુંકસુધી જાગીરનો સુખચેનથી ભોગ-વાટો ગુજારેઆ પછે, પાયારી પરભુની ગણાતનો આ પરમારથી શેઠીઓ, અને સાહુકારોની સંફનો એક સુરો મીતર ધાકજી દાદાજી ૮૯ મું વરસ પુરૂ કીધા આગમજ કુદરતી હલકારો નોતરૂં લાવેઆથી સંવત ૧૯૦૨ ને મુકાબલે શાકે ૧૭૬૭ ના પોસ વદી ૧૪ ને સોમવારે કંઇલાસવાસ થઇને, પોતા ઉપર સુખની પાછલ નીપજેલાં દુખની એક ખરી યાદગારી હવે પછેના જમાંના માટે જે મેલી ગએઆચ તે ઉપર થોડાક હમારો વીચાર કવીતામાં જણાવવાની રજા લઇએછે.

સેવા કરવી એવાની ઇચ્છાશે-કે કદર જેથી બુજાએ,
સારા ખવાસનો શેઠીઓ હોય તો-દુખ તેનું રૂહજાએ.
લોભી લોકથી સાવધમને-સદા ડરતા રહીએ,
નહીંતર બાપરા ધાકજી શેઠની-હાલત પાંમતા થઇએ.
કેહવી આ શેઠની ચલગત હતી-નીતીથી ભરપુર,
સીંહાજીરાવની સલતનતે, બખશેલું નુર.
કરોડ રૂપીઆનો ફાએદો કરી, થએઆ નીમખહલાલ,
કુંપનીના વેપાર માટે-રહેલા હતા દલાલ.
સાહઠ હજારનું સાલીઆંનું-ને ત્રીશની જાગીર મેલવી,
અદેખા ને ચુગલીખોરે-ફાંચર તેમાં ભેલવી.
તે કોઈજ નહીં પણ ગાએકુઆરી-હતા શુબા સરદાર,
ગાંમની ઉપજ ગાંઠે બાંધી-ને બનેઆતા જરદાર.
પણ ધાકજી શેઠની દેવાંનગીરીમાં-કેમ દેખી સકાએ,
શોધી કોએસ એવી કે, ઉપજ એકઠી થાએ.
એવું કરીને ગાએકુઆરનું-ભરી દીધું ઘેર,
તેજ લોકોની દુસમેનાઇએ-ઉતારીતી કેહર.
જો સીંહાજીરાવમાં શેઆનપત હોત-તો નજર કરી જોતે,
સહમજ લઇને બાંધતે-આ દીવાંનજીને તોતે.
પણ કેહવતછે કે લોભીઓ જારે-તેહવા લખસપર પડે,
મલી આવે ધુતારો તારે-શુધી તેની ફરે.
તેહવીજ રાહપર ચાલેઆતા-આ લોભી ગાએકુઆર,
દેશને ફાએદો દેખાડીઓ-તેનેજ કીધો ખુહાર.
પણ સચાઈ જેની સાથે હતી-તેનુંજ થએલ સારૂં,
કલેસ કરાવીઆ જેણે-તેનુંજ મોહડું કારૂં.
આફત તેપર ગુજરીઅ જોયો-કેટલી અપરંમપાર,
થાકવનારી મેહનત માટે-વરસ કાહાડીઆં અઢાર.
પાકું મેલવી લેતાં પાસે-પઇશો નથી રહેઓ,
વેદના ભોગવી અનેક તરેહની-ને દેવાદારખી થયો.
બરાકર બાપુ વાછા-હવે બરાકર હાવી કાંહાંની,
ઊંમરે તું અઢાર થયો-પણ બુધી રાખી નાહની.
જાંણતો નહીં તું હજી; આ દુનીઆનો ચાલુ દોર,
ગમે એવા સરીમંતોખી-તોડછે તે મરોર.
પણ આટલું કેહવું વાજેબીછે કે-ચાકરી જોઇને કરવી,
શેઠ મલે કીરપાલુ તોજ-પનાહ તેની ધરવી.

આ મરહુમ શેઠ ધાકજીને જે જાગીર ઇનામમા મલી હતી તેનો ભોગ-વટો વણસ પરંમપરા બખસાએલો ગાએકુઆરી સનદથી જોકે ચોકસ સાબેત થઇ ચુકેલોછે, પણ એકતો તેની સંગાથે લાંબી મુદત સુધી રાજ્ય તરફથી

બીગાડો આવિઓ, અને બીજું એકે તેઓનો કોઈજ દીકરો હઈઆત નહીં રહેઆને લીધે જે દતક તેનાએ કરી લીધો તેને હકદાર વારેસ કબુલ નહીં રાખતાં તે જાગીર પોતાના સવાધીનમાં લઈ લીધા સાથે પેલા દસ લાખ રૂપીઆ માહેલા બાકી લેણા ઉપરથી કેહવ કે પાંણી ફેરવી વાલીને પાલક થ એલાના હાથ ધોવારી દીધા.

---

## રા૦ સખીઆ નાગરની વસતીનું વરણન.

ગુજરાતી હીંદુઓમાં તરીજું કુટુંબ સખીઆ નાગરનું હીંઆં વાશો કરી રહેલું જે કેહવાએચ તેના વડવા જારોલા ગણાતના રા૦ સખીદાસ નાગરદાસ શેહર અમદાવાદથી સંવત ૧૭૭૫ ની સાલને સુમારે સતર વરસની ઉમરમાં પેહલવેહલા પધારેઆ હતા; અને અસલથીજ ગરીબી હાલતમાં હોવાને લીધે સંપતી પરમાણે ખજુર વેચવાના ધંધાથી રોજીની સરૂઆત તેનાએ કીધેલી જાણવામાં આવીછે; જેમાં પરમાણીકપણું વાપરીને થોડાક નફો મેલવેઆ પછે જેમ વખત પોહોંચતો ગએઓ તેમ નજર પુગાડી રોજગાર રચાવતાં, અને પગતી દરપગતી વધતાં તે વખતપર એક પરએઆત વેપારીમા ગણાવા લાગા, એટલુંજ નહીં, પણ જીગરની અશીલાઈના બલે કરી સઘલી વરણના લોકો સંગાથે હેવાતો પરોટાઇ પડઆ કે આ ટાપુની આખી વસતી અંદર મથાળે જણાવેલી અટક જે ફેલાવી દીધી, તેજ ઓલખથી તેમનો પાંચમી પેહડીએ ઉતરેલા વશીલો આપણ વચે હજીસુધી જાણીતો રહેલોછે. દેશી લોકોમાં પોતીકાં કુટંબીઓના જનમારાની નોધ રાખવાનો રેવાજ બીલકુલ ન હોવાને લીધે આ શેઠ સખીદાસની હીલચાલનાં વીશેસ વરણન સાથે તેમના મરણની ચોકસ ઈઆદદાસત હાથ આવી નથી, પણ અટકલથી હેવું સાંભલોંચ કે પચાશેક વરસની વએ પોંહતા તારે તેમને તાંહાં ભાઈદાસ નામના દીકરાએ પેહલવેહલો જનમ લીધો હતો, અને તેની પુઠે તરણેક વરસના અરરામા બીજા બે દીકરા અવતરેઆ પછે લગભગ પોણોસો વરસની ભરટીએ પુગીને મરણ પામેઆ હતા તે સુમાર પકડી જોઈએચ તો પુરાણા વખતના આબી એક સાહસીક ગરહસથ સંવત ૧૮૩૩ માં, અથવા તેની એકાત બે વરસ આગલ પાછલ આ દુનીઆમાથી અસબાબ ઉઠાવી ગએલા માલુમ પડેછે.

આ ગરહસથના મરણ ટાકણે તરણ દીકરાઓ જે હતા તેઓમા વડા ભાઈદાસશેઠ, પચાસ વરસની વએના હોવાથી બીજા બે નાંધલા ભાઈઓને પોતાની પખરામા રાખીને બાપીકો ધંધો તેનાએ ધુમધોકાર ચલાવેઆ, અને તેમા હેવો તો વધારો કીધેલો કેહવાએચ કે, તેની સુહબલક હાંસલમાથી પોતે, ભાઈઓ, તથા તેઓના વારેસોએ મલીને ધરમ નીમના કેટલાંક ઉતમ કામો ઉપર લાખો રૂપીઆ સખી તવેહપનાથી ખરચવામા કશીએ કસુર રાખી નોહતી જેની હીંઆં દાખલ કીધેલી ટીપ હીંદુ ગરહસથોનું ઉતેજન ઉશકેરાવા નકામી કેહવાશે નહીં.

## શા.સખીઆ નાગરની વંશાવલી.



સંવત ૧૮૫૭ ની શાલમા જુનાઘડ ખાતે ઇમિજાના દેવનો ગોખ કરાવેઆ, તે કામ સરવેથી પેહેલ વેહેલું સહર થએલું સહમજાએછે.

શીમ મધે માહદેવનું એક દેહેરૂં, તથા તેને પડએ ધરમશાલા બાંધવાનો પરારંભ સંવત ૧૮૭૮ ની શાલથી કીધો હતો; તે કામ ૧૮૮૪ મા જારે સમાપત થએલ, તારે તેની સથાપના વઈશાખ સુદી ૧૫ ને મંગલવારે કરીને આ બેહુ મકાંનો હીંદુઓના ઉપીયોગ સારૂ ખોલ્લાં મેલવામાં આવેઆં.

કોટના ઠાકોરદુઆરના મકાંનની અંદર બે મંદીરો હતાં, તેની પાશે હનુમાનનું દેહેરૂં બંધાવેલ, ઓટલા ઉપર તથા માહેલા ચોકમાં પથરની લાદીઓ જડાવી, ઓટલાપર લાકડાંના કઠેરા કરાવેઆ, તથા અંદર એક કુવો બંધાવીને આટલાં કાંમો ધરંમ માટે અરપણ કરી દીધાં.

વસાઈ આગલ નીરમલના તલાવને મથાલેની ટેકડી ઉપર જે દેહેરૂંછે, તેના મલાકોજા માટે ફરસબંદીની ફરતી દીવાલ બંધાવીને તેને લગતું બીજું કામ સંવત ૧૮૮૦ ની સાલમા સંમપુરણ કરાવી આપેલ હતું.

ભુલેસવરમા તલાવની જે ત્રુટ હતી, તે પુરવા માટેનું કાંમ, આ ગરહસથોની સંગાથે પરી૦ મોરલીધર સંભુ તથા છીપી આતમારામ બાલાજી મલી તરણે ગરહસથોએ જે ચલાવેલ હતું, તે ૧૮૮૮ મા જારે સમાપત થએલ તારે તે ઉપર ખરચાએલી રકમ સરખી રીતે અપાએઆ મુજબ તરીજી પાંતી આ સાહેબેએ ચુકાવી, એટલુંજ નહીં પણ તે ઉપરાંત મંદીરના મુખરા આગલ એક સોભઈતો દરવાજો, તથા તેને મથાલે નોબતખાણાનું મકાંન પોતે બંધાવી આપવાનો ખાનગી ખરચ કીધેલો જુદો કેહેવાએછે.

નાસક મધે રાંમકુંડની સાંમણે બે ધરમશાળાઓ તીરથવાશી હીંદુ લોકોના વીસાંમા માટે બંધાવી આપી, તથા તે કુંડની ઉપર ગગાનો આરો બંધાવી દીધો હતો.

સંવત ૧૯૦૫ ની શાલમાં બેટ દુઆરકાંમા ગોરધનનાથના દેહેડાંના બારણા ઉપર રૂપાંના સોભઈતાં પતરાંઓ જડાવી આપેઆં હતાં; વેરાવલ અને વરભાસની વચે એક ધરમશાળા બંધાવી, તથા જુનાઘડમા ઈમજાનું દેહેરૂં જે ઘણુંજ બીસમાર થઈ હતું તેને નવેસરથી બંધાવી દઈને એકજ વરસમાં આટલાં કાંમો સરંજાંમ પોંહચાડેઆં હતાં.

સંવત ૧૯૦૭ ની શાલમાં કોટ ખાતેના ઠાકોરદુઆરમા માહદેવજીની જલાધારી, પંચ ધાતુની બનાવીને બેસડાવી હતી; આ સુધાં ચાર મંદીરો તે મકાનમા બીરાજેછે.

સંવત ૧૯૨૫ મા શીમ ખાતે માહદેવજીનું એક બીજું દેહેરૂં બંધાવીને તેની સ્થાપના ફાગણવદી ૨ ને રવીવારે કરાવી હતી.

એ ઉપરાંત કેટલેક ઠેકાંણે કુઆઓ તથા તલાવો બંધાવેઆચ તેની ચોકસ યાદી જેકે મલી શકી નથી તોપણ શીમમા એક મોહોટો તલાવ, ચીમોર ખાતે એક, અને કોટના બજારગેટની સાંમણેના મેદાંનમાં, જાંહાં લેંસોને

નહવડાવાના ચોરસ ઓવારાવાલા બે કુવાછે, તેઓ માહેલા એક મલીને તે બેહુ કુવાઓ પરાણીઓ તથા પસુઓની પેઆરા માટે બંધાએલા આ કુટંબીઓની સખાવત સંબંધી સાખશી આપતા સલાંમત ઉભેલા દેખાએછે.

એ માહેલા ૧૯૦૦ ના સંવત પછે થએલાં કાંમો હાલ હઈઆત રેહેલા શેઠ પરભુદાશે બજાવેલાં અને તેની આગમજના મરહુમ ભાઈદાસ શેઠને હાથે થએલાં માલુમ પડેઆંછે. પણ એ સાહેબ જારે સંવત ૧૮૮૮ ની સાલમાં ૮૦ વરસની જઈફીએ પોંહચી ગુજરી ગયા, તારે કેટલાંક કાંમો જે અધુરાં રહેલાં હતાં તે તેમના નાધલા ભાઈ કાંહાંનદાસના દીકરા પ્રાણજીવનદાશે સંમપુરણ કરી દીધાં હતાં; કેમકે ભાઈદાસ શેઠના બે દીકરાઓ ઉપરાંત બે ભાઈઓ જાહોજલાલીનો ભોગવટો જાલવવા માટે જીવતા રહેલા નોહતા તેથી કુટંબનો કારોબાર અને પરીવારની પરવરેશીનો વારશો પ્રાણજીવનદાસને પેરે બંધાએઆ મુજબ સઘલો વહીવટ તેવણ આરોપી લેતા હતા. એટલુંજ નહીં પણ ધરમના કાંમોની અંદરથી પોતાના નામની કીરતીને હીંઆંથી સમાવતા છેક નાસક સુધી પોહોંચાડીને તાંહાંના રાંમમંદીરનાં દેહેડાંને મથાલે સોનાનો એક કલસ ચઢાવેઓ હતો; જે હજીસુધી! તેમના નામની ઈઆદ દેતો તાંહાં બીરાજેછે.

શેઠ પ્રાણજીવનદાસની જીંદગી ૪૦ વરસ ને ૬ મહીનાનીજ ઊંમરમાં જારે ખતમ થઈ તારે હેઠલ જણાવેલા દીકરાઓની વસતી સાથે દરવીયેનો સારો ભંડાલ મેલીને સંવત ૧૮૯૫ ના વઈશાક સુદી ૧ ને રવીવારે વઈકુંઠવાસ થઈ ગયા. જે વખતપર હઇઆત રહેલા માતરે તરણજ દીકરાઓ હાજર હતા અને છેલ્લો છોકરો જે માના ગરભ અંદર ઉધરતો હતો તે તારબાદ અવતરેલો માલુમ પડેઓછે. તે મલી ચારો દીકરાઓનો જનમ દીવસ તથા તેઓના નાંમો જાહેર કરીએછે.

વડા, પ્રાણવલભદાસ સંવત ૧૮૮૪ ના માગસરવદી ૧૦ ને ગુરૂવારે જનમ પામેઆ
બીજા, પરભુદાસ „ ૧૮૮૬ ના કારતકવદી ૧૦ ને સનીવારે „
તરીજા, ઈછાલાલ „ ૧૮૮૮ ના સરાવણવદી ૫ ને ગુરૂવારે „
ચોથા, હરગોવનદાસ „ ૧૮૯૫ ના આસો સુદી ૨ ને બુધવારે „

આ માહેલા તરીજા ઈછાલાલ સંવત ૧૯૨૫ ના ચઈતર વદી ૫ ને ગુરૂવારે ૩૬ વરસ ને ૮ મહીનાની ઊંમરમાં ગુજરી ગયાચ, હવે બાકીના તરણ ભાઇઓ, જે સલાંમતછે તેઓ માહેલા શેઠ પ્રાણવલભદાસને તાંહાં સંવત ૧૯૦૬ ના માગસર સુદી ૧૩ ને બુધવારે અવતરેલા દીકરા લલુભાઈ, તથા શેઠ હરગોવનદાસને તાંહાં સંવત ૧૯૨૪ ના કારતક સુદી ૧ ને સોમવારે જનમેલા દીકરા ત્રીભોવનદાસ મલી સખીઆ નાગરની વણસાવલીના માતરે પાંચ વારેસો શેહલથી ગણાઈ સખાએછે.

આ કુટંબીઓએ કીવેલાં ધરમના જાહેર કાંમો જે ઉપર જણાવેઆંચ તે તો માંતરે (કુવા તથા તલાવો વતરેગે) હીંદુઓનાજ ઉપીયોગમા આવનારાં માલુમ પડેછે, પણ તે ઉપરાંત સરવેથી ઉતંમ અને જરૂરીઆત જોગ એક

કાંમ સઘલી વરણને વાસતે એ સાહેબોએ કરીને અતારસુધી નીભાવી રાખેલું છે, તે માહભારત સખાવતનું કીરતન હીઆં નોંધી લેવાથી, જે ખુશી હમોને ઉપજેછે, તેમાં આશેઆછે કે, વાંચનારા સાહેબોની સાંમેલ થયાવના રેહેશેજ નહીં, કેમકે તેની પાછલ નાણાની જે રાખસી રકમ ખરચાઈ ચુકીચ તેજ તેની તારીફ ગાવાને એટલી તો પુરતી દેખાઈ આવેચ કે તે માટે હવે બીજી સાખશીની કશી અગત નહીં જોતાં, સરવેને સંતોશ પમાડનારાં માહ પુણનાં તેમની કેફીઅત જાહેર કહીએછે. સંવત ૧૮૭૮ ની શાલથી તેઓએ શીમ ૧૨૬ જે એક સદાવરતું સથાપણ કીધુંચ તે, બાહેરના દેસાવરથી હરકોઈ ગનાતના મુફલેસ મુસાફરો, ઉપરાત વેરાગી બાવાઓ, તથા સાંઈમવલા ફકીરો ઇતીઆદીઓ આવે તેઓની સગવડ માટે કેહવાએછે. આ વરગનો જોખી સખસ તાંહાં ઉતારો લઇને જેટલા દાહાડા રેહે તાંહાં તુલીક, દરએક જણને દનરોજ અશેર આટો, પાશેર દાલ, તોલાભાર ઘી, મીઠું, મરચાં, તથા બલતનના લાકડાંની જુહુરી શીકે પોંહચતું પાડવામા આવેછે, તેમા જે કોઈ હીંદુ હોએ તો તાંહાં એજ સાહેબોએ બાંધેલી ધરમશાળામાં આસરો પાંમીને, તથા બીજી વરણનાઓ તેની આસેપાસે રાખેલી અલાહેદી જગેઆપર બેશીને મલતા શીધાથી સેંકડો માણશો ધરમ ખાતાંનું ભોજન મેલવી સકેછે, જેની સરૂઆતને આજે ૫૧ વરસ વહી ગયાંછે તેટલા અરસામાં દરસાલે રૂ ૮૦૦૦ ને સુમારે ખરચાઇ ચુકેલાનો જે અડસટો જાણવામાં આવીઓછે તેનો સરવાલો લઇએ તો ચાર લાખની ઉપરનો થઈ જાએછે; એ સદાવરતનું સુભ કાંમ જાવેદાનસુધી ચાલુ રાખવાનો સંભાલ હેઠલ જણાવેલા બંદોબસતથી ઘેડવાએલો સાંભલવામા આવેછે.

સંવત ૧૮૨૫ ની સાલમા મરહુમ શેઠ સખીદાસ નાગરદાશે "પરમાનંદની વાડી" ને નામે ઓલખાતી કુંભારટુકડા આગલથી ડાકોરદુઆરના રસતા પર જતાં ડાહવી બાજુએ આવેલી મીલકત જે વેચાતી લીધા હતી તે માહેલા કેટલાક ભાગપર હીંદુઓની નાત માટે જમનશાળા, તથા હવન કુંજલો કરાવા તથા સપતાઓ બેસાડવાના મકાંનો બાંધીને ધરમ ખાતે વાપરવા આપેલી બાદ કરતાં બાકીના સઘલા ભાગપર થતી ઉપજ.

આ સાહેબોએ ખીનગરજે ઘણે ઠેકાંણે કુવાઓ તથા તલાવો બંધાવીને અંગરેજી પરજાના સઘલા લોકોને અતીઅંત સુખ કરી દેખાડેલ હતું તેનું અહેસાંન દોલતમદાર સરકારે વાજબી રીતે વાલી આપવાના હેતુથી માહવલ તરફની જાગીર સંવત ૧૮૮૯ મા ચંદરોકાલ સુધીના થોકાની માંફી સહીત વંશ પરંપરા ઇનામમાં આપીચ તેની ઉપજબી એજ કારણસર લેવાતી રેહેછે.

આટલી ઉપજથી ઉપલું મોટા ખરચનું સદાવરત સચવાઈ રેહે નહીં, એવી અટકલ ધારીને એ બાબે વીસેસ સોધ કરતાં એવું જાવણામા આવેછે કે, એ શેઠીઆના દોતરાઓએ સંપજ પરમાણેની એક થાપણ જે અલાહેદી રાખેલીછે તેમાથી જેમ લાંમબી મુદત થઈ ચાલતું આવેચ તેવીજ સોચનાથી ચંદરોકલ સુધી નીભાવી રાખવાની કાલજી તેઓ પણ બતાવતા બેઠાછે.

આ કુટુંબના હઈઆત રહેલા વારેસો, કેહવ્ય કે, બાપદાદેથી ઉતરી આવેલા પરમાણીકપણાના રોજગાર ઉપર જાંહાંસુધી વલગી રહેલા હતા, તાંહાં તુલીકતો દરવીયની રેલછેલ સારી રવેશે સચવાએલી હતી, પણ જારથી સેર સટાના લોભની અંદર એક બીજાની દેખાદેખીએ તેઓ વીટલાઈ પડેઆ, તેમાં એકવાર તો મોહોટા દોલતવનબી ગણાએઆ હતા, પણ પાછલા સંજોગે એવાં પરીણામપર તેમને ઉતારેઆ કે, હાથ આવેલો દગલબાજ દહો પેરમા સંતાઈ રહેલાંનેબી સાથે ઓહારી લઈ ગયો, અને તે દાહાડેથી, જણાવવાને ખરેખર દલગીર છઈએ કે, તે સાહેબો અસલી વેપારના વહીવટથી તદન દુરી પકડીને જે થોડુંક રેહેણ હોય તેને જાલવી બેઠેલા માલુમ પડેછે, અને ધરમદાનના નેક કાંમ ઉપર સારી નજર કરતા દેખાયાના પરતાપથી પરમેસવરની કીરપા હજી રૂડી રહેલી સંભલાએછે.



## ધી હાંનરેબલ જગંનનાથ સંકરશેઠના વડવા તથા વારેસો.

સોનાર ગનાતના આ નાંમીચાં કુટુંબની અસલ અટક મુરમાડ કેહવાએછે, અને તેઓનું વટણ છાસટીને છેક નાકે આવેલાં પોરબંદરમાં પરસીધ થાએલું હતું; જાંહાંથી બાબુલશેઠ પોતે સંવત ૧૭૯૦ ના શાકે ૧૬૫૫ મા પેહલ વેહલા મુંબઈ આવેઆ તારથી તેમના વસીલાની ઓલખ થાઈ રહેલી સંભલાએછે. જોકે આ સાહેબો ગનાતે સોનારછે પણ તેમનો ધંધો કાંઇ તેવોતો મુલગો નહી હોતાં પોતીકા વતનમા ખેતીવાડીની ઉતપંતીમાથી બંચાવેલી થોડીક પુંજી સાથે લાવીને હીઆં વેઆજ વટાવમા રોકવા માડી, અને વેહવાર સારો ચાલતાં પરમેસવરની કીરપાથી તેમને તાંહાં લક્ષમીની વરધીબી રૂડી પેરે થાતી રેહતાં જેમ વખત હાથ આવેઓ તેમ સરાફી આંટમા સારો વધારો કરીને આ ટાપુખાતે એક નાણાવટીની નોબતે ચહડેઆ હતા. આ ગરહસથ કેહેઆ સાલમા ગુજરી ગએઆ તેની ચોકસ નોંધ રહેલી માલુમ પડી નથી મગર એટલુંજ જાંણવામાં આવેઊછે કે, તેમના નામ લેણાંમા માતરે બે ફરજંદો જે પોતાની પાછલ મેલી ગયા હતા તેમા વડા સંકરશેઠ, અને નાથલા ગંબાશેઠ હતા. આ છેલા છોકરાને તાંહાં કોઈ વારેસ નહીં હોએઆને લીધે સંકરશેઠના વડા દીકરા રાંમચંદરને દતક કરી દીધો હતો, તે પણ પાછલથી વગર ફરજંદે મરણ પાંમેઆને લીધે ગંબાશેઠનો વસીલો આગલ વધી સકેઓજ નહી.

સંકરશેઠનો જનમ સંવત ૧૭૯૭ ના શાકે ૧૬૬૨ મા મુંબઈખાતે થાએલો કેહવાએછે. એ સાહેબે બાપના મરણ પછે નાણાવટીનો રોજગાર એટલોતો વધારી લીધો કે તેથી કરીને સરાફી મંડલીમા પેહલા વરગના શેઠીઆ ગણાએઆ હતા. હીંદુઓની રસમ પરમાંણે આ શેઠ સંવત ૧૮૫૯ ના શાકે ૧૭૨૪ મા શ્રી નાસક ત્રીંબકની તીરથ કરવાસારૂં મોહટો સંઘ સાથે લઇને

ધી હાંનરેબલ જગંનનાથ શંકરશેઠના વડવાત્યા વારેશો.



સીધાવેઆ હતા; જે વખતપર તાંહાંનો મારગ હેવાતો દીકટ અને ધારાતી ભરેઆ કેહવાતો હતો કે, હજારો રૂપીઆના ખરચવીના સલાંમતી સાથે શેહલથી જવાઈ સકાતું નોહતું, અને તેટલા કારણસર આ સખી શેઠને પોતાની સંપતી મુજબ મોટો દરવીઅ ખરચવો પડીઓ હતો. ધારેલી મુરાદ મુઆફીકની તીરથથી ફરાગત થએઆ પછે મુંબઈમાં પધારીને ગોવાલીઆ તલાવ આગલની પોતાની વાડીનાં ચોકમાં "ભવાંણીસંકર" નામનુ એક સુંદર દેહેરું એઓ૰સાહેબે જે બંધાવેલી તેની સથાપણા સંવત ૧૮૯૨ ના શાકે ૧૭૨૭ માંગસર સુદી ૧૫ ને શુકરવારે ઘણી આ ક્રમથી કીધી હતી; જે મંદીર, આજસુધી મોટી જાહો-જલાલી સહીત સંકરશેઠ તથા તેમની ધણીઆંની ભવાંનીબાઈના નાંમની ઇમારતમા સલાંમત ઉભું રહીને, દરસાલની તેજ તથીએ આ વસતીનાં હજારો લોકોનો મેલાવડો પોતાની હજુરમા મેલવેછે. આ નામવર સંકરશેઠથી ધરમનાં એવી રૂડાં કાંમો થએઆંચ, તે સંધલાં તેમનીજ ગણાતને વાગતે માલુમ પડીઆંછે પણ કોઈ જાહેર ઉપઓગના કાંમમા પોતાનુ નાંમ જોડઆવના એક નાણાવટી તરીકે આપણી ટાપુપર પરખેઆત થાઇને સંવત ૧૮૭૯ ના શાકે ૧૭૪૪ પોસવદી ૫ ને બુધવારે પોતાના જનમથી ૮૨ વરસની વએ સુખમા ગુજરેઆ પછે તેરણ દીકરાઓને સલામત મેલી મરણ પાંમેઆ હતા; જેઓ માહેલા પેહલા તથા બીજા બેટાઓનાં કાંમો તથા મરણની કાંઈબી નોંધ રહેલી જણાઈ નથી; પણ સરવેથી નાંધલા દીકરાના જનમારાનો હએવાલ આપણી હજુરમા કીરતી સહીત જે પસાર થાઓઆચ તેની કેફીઅત માન સાથે હેઠલ નોધી લઈએછે.



## ધી હાંનરેબલ શેઠ જગંનનાથ શંકરશેઠ.

આ સકરમી અને સકલ ગુણી શેઠ સાધારણ રીતે સંકરશેઠના નાહનાને નાંમે જે પરખેઆત થાએલા હતા, તેમનો જનમ સંવત ૧૮૬૦ ના શાકે ૧૭૨૫ માંહાવદી ૧૨ ને ગુરૂવારના શુભ મહુરતે આ માનવંતી ટાપુ ખાતે મુબારક થાએલો સાંભલવામા આવેઓછે. બાલ વએનો વખત પોતીકા પણોતા પીતાની પખરામા પલોટાઈને રમતમા ગુજારવા સાથે વીદેઆના અભેઆસ ઉપર, કેહઅ કે, એ સાહેબ ઘણીજ ઉલટથી સદા ગુતાએલા રેહતા હતા, અને તેથી કરી જારે ઉભરની પુર બાહારમાં આવેઆ તારે, બાપીકો નાંણાવટીનોજ ધંધો આટોપી લેવામા કશીએ અડચણ નહી જોતાં સુધ્ધા સાહુકારોની સંફમા એક સરદાર તરીકે બીરાજવા લાગા, એટલુંજ નહી પણ પોતાના નમનતાઈ ભરેલા અને ગંભીરી ખવાસથી સઘલી વરણના શેઠીઆઓમાથી સારી રીતે માન પાંમતા હતા.

પોતાની જાતી મરાહટી જબાંનમાં જોકે એ સાહેબે અછી કેલવણી લીધેલીતો હતીજ, અને વલી તે ઉપરાંત સંસકરતની માહભારત બારાનુ ગના-

નબી સારી રવેશે ધરાવતા હતા, તોપણ તેઓને, અંગરેજી વીદિઆ ઉપર એટલીતો મમતા દોડતી હતી કે પોતીકાં સંસારી કાંમોની રોકાંણ છતાંપણ ઘણોક અવકાસ તેમાટે ફાજલ પાડીને તે વખતપર વખણાએલા મી॰ મરફી તથા મેણવારીંગ જેવા નાંમીચા ઉસતાદોને પોતાને તાંહાં બોલાવીને ખાનગી રીતે એલમનો અભેઆસ હાંસેલ કરતા હતા. અને તે સાથે દરરોજ ઘણા નાંમીચા અંગરેજ મીતરોની થાતી મુલાકાતમા બોલવા ચાલવાનો અતી માહ:વેરો હોવાને લીધે અંગરેજી જુબાનની અછી સકતી હાંસલ કરી હતી.

આવી રીતના એલમનો કેટલોક લાભ મેળવવા બાદ, તેના રશીલાં ફલ પરજાની તરફ જાહેરમા ફેંકવાની સોચના જારે તેઓએ કીધી તારે તેમની ઉમરના જોકે અઢારેક વરસ પસાર થએલાં હતાં, તેવી બચગીપણાંની હાલતમાબી એક દાનાવ સખસના જેટલી કાલજી રાખીને પેહલવેહલા તેઓ બાહેર પડેઆ તે વાતને આજે ૫૧ વરસ વહી ગયાંછે, તોપણ એવાંતો મજબુત પાયાના ખાતાં સંગાથે તેઓનો સંબંધ જોડાએઓ હતો કે તે વીરોની યાદ કોઈ કાલેબી આપણથી ભુલાઈ જવાશે નહીં, તેવું એક અતી ઉપીયોગી કાંમ, તે આપણી તરફ પરકાશી રહેલી હવડાંની "એલફીનસટન હાઈસ્કુલ"નું હમો કહીએછે, જે પેહલવેહલું "નટીવ એદીકેસન સોસાઇટી"ને નામે સંવત ૧૮૭૮ ના શાકે ૧૭૪૪ ના બાદુરવા સુદી ૫ ને બુધવારથી, પેહલ વાંગેના હીંદુઓ, મુસલમીનો તથા પારશીઓ મલી જણ ૧૨ ના આસરાથી ચાલુ થયું હતું. આ કામમાં મરહુમ શેઠ ફરાંમજી કાવસજી બનાજીની સંગાથે સામેલ રહીને જગનનાથ શેઠ, બીજા કારોબારીઓ કરતાં વધારે આગેવાંની કરવામાં મુખીય હતા અને કેલવણીના કીરણો જેમ જેમ ફેલાવો પાંમઆં તેમ તેણાનો સંબંધ જાથુક એવોતો જોડાઈ રહેઓ હતો કે તે બાબેની રૂડી સોચના એ સાહેબે પોતીકી હઈઆતીની છેલ્લી ઘડીસુધી તાંહાંથી બીછેડી નોહતી.

ઉપલાં કેલવણી ખાતાંનાં સંબંધમાં "સ્કુલ બુક સોસાએટી" નામની એક મંડલી સંવત ૧૮૮૦ ના શાકે ૧૭૪૬ મા નામદાર સરકારની સાહેતાથી જે અતરે ઉભી થઈ હતી, તેમાં પણ આ સકલગુણી નાહાનાશેઠ એક માનવંતા સભાસદ દાખલ બીરાજવા લાગા, ને તેથી કરી એ ખાતાંનેબી સારો આસરો એવણથી સદા મલેઆ કીધો હતો..

આ શેઠની કાબેલીએતનો પરકાસ એટલો તો ચમકવા લાગો કે પાદસાહી ફરમાનની સતાથી હીંઆંની માજી સુપરીમ કોરટ ખાતે ફોજદારી મુકદમાઓ ચાલતી વખતે પીટીટજુરીમાં બેસવા માટે જારે શેહેરના શેઠીઆઓને સંવત ૧૮૮૪ ના શાકે ૧૭૫૦ ના વઈસાખ સુદી ૧૧ ને સુકરવારથી પેહલવેહલા દાખલ કીધા તારે તેની સંક્માં આ નાહાનાશેઠનેબી નામદાર સરકારે સામેલ કીધા હતા.

આ વાતબી કવચીત ભુલવી નહીં જોઇએ કે આપણી વસતીમો વખણાઈ ગએલો પરજાહીતુ ગવરનર નામદાર માંઊનટ સ્ટુઅરટ એલફીનસટનના બવાં

કાંમોની યાદગારી માટે કેલવણીની બાબદમાં તે માનવંતા હાકેમને નામે પરજા તરફથી ઉભી થએલી થાપણના ટરસતી દાખલ એ સાહેબ પોતાના મરણની છેલ્લી ઘડીસુધી કાએમ રહેલા હતા, અને તેટલા વખતમાં સરવેથી સરસ રીતની ચાલાકી દેખાડીને તે ખાતાંનો લાભકારક વહીવટ બજાવેઆમા કશી ખાંમી રાખી નોહતી.

હેબીઆસકારપસના પાદસાહી હોકમનામાની સાંમણે આપણા માજી ગવરનર સર જાંન મલકમે ઉઠાવેલી દુખ ભરેલી ભાંજગડને ભોગે અહડેલા તે વખતના સુધા અને સવતંતર નેઆએધીસ સર જાંન પીતર ગરાંટને તેના પવીતર ઓહધા ઉપરથી બરતરફી મલેઆ વીશેની ખબર જારે પરજામો ફેલાઈ તારે સુપરીમ કોરટના અદલ ઇનસાફથી ચારપે દેશીઓને જે છુટાપણું મલેજ તેની સોચના હબેડ ધરી, તે નામદાર જડજની રવાંનગી ટાંકણે, તેના અપખસપાતી ઇનસાફની યાદીમાં, જે માંનપતર સઘલા દેશી રેહેવાશીઓએ એનાએત કીધું હતું તેની આગેવાંણીબી આએજ આપણા સુરા નર નાહાનાયેડે અંગેજી લઇને તે બાએતી એક દબદબા ભરેલી માહભારત સભા સંવત ૧૮૮૬ ના શાકે ૧૭૫૨ ના બાદુરવા વદી ૮ ને સુકરવારે ભેગી કરવા માટે, બીજા શેઠીઆઓને પોતની સંગાથે સાંમેલ કીધા હતા; અને તે વલી એવી સંનતલેસથી, કે અદાલતના એક સુધા જડજને જેવું ઓતમ માન મલેજ તેવીજ હોરમત નામદાર સરકારનીબી જાલવવામો અછી કાબેલીએત વાપરી હતી; અને તેથી કરી નહી ગવરનરને, કે ના તેની સરકારને કશોએ બોફ પોતાને આગે લાગવા દીધો.

ઇનસાફના બાબમાં શેહરના કેટલાક શેઠીઆઓની રૂડી વરતણુક વખણાએઆ ઉપરથી તેઓને જારે ગરાંડ જુરીના અધીકારીઓ ડેઠવેઆ તારે તેમાંબી પેહલવેહલો ભાગ લેનાર આએ શેઠ જગંનાથજી જણાએઆ, અને તેની ખુબીથી સંવત ૧૮૮૯ ના શાકે ૧૭૫૫ ના આસાડ વદી ૩ ને વાર સુકરેથી બીરાજવા લાગા હતા; જે વાતને આડેક મહીના પસાર થયા તેટલાં નામદાર મરહુમ રાજા ઉલીએમ ચોથાની હુકમતના તરીજા ધારા મુજબ, મુંબઇના ગવરનરની કાંઉનશીલ, ઇસવી સને ૧૮૩૪ ના જાનેવારીની ૨૯ મી તારીખે, સતા ભરેલો જાહેરનામું પરશીધ કરીને, ગરાંડજુરીના સઘલા દેશી સભાસદોને, સુલેહના અમલદારો, તથા પેટી સેસનની કોરટના અધીકારીઓ જે મુકરર કીધા, તેમાં પણ આ ભાએગસાલી શેઠ ભેલાઇને સંવત ૧૮૯૦ શાકે ૧૭૫૫ ના ફાગણ વદી ૯ ને શુકરવારથી સાંમેલ થયા હતા; અને તેજ દાહડાથી સઘલા શેઠીઆઓ ભેગા એવંણુખી “સ્કુઆએર” ના એલકાબથી સરકારી તથા વેહવારીક સંબંધમા લખાવા લાગા હતા.

સ્ત્રી કેળવણીનાં કામને એ શેઠ અવલથીજ પસંદ કરનાર હોવાથી, આપણી ટાપુમા પરખેઆત થએલા મીશીનેરી ડાકટર જાંન વીલસનને સંવત ૧૮૯૧ ના શાકે ૧૭૫૬ મા છોકરીઆેની સ્કુલ માટે પોતાને રેહેવાના મકાંન માહેલી એક અલાહેધી જગેઆ ઘણેજ સસતે ભાડે આપી હતી; તેમજ

પોતાની દીકરીઓને તેણીની જાતી ભાશામા એવીતો પુખત રીતે પઢરી કરાવી હતી કે તેના બલથી તે અબલાજાતીઓ કેહચ કે, ઘણુ સુંદ લખી તથા વાચી સકેછે. એ ઉપરાત "સ્ટુડંટસ લીટરેરી એંડ સાએનટીફીક સોસાએટી"ના હસતકથી સ્થાપેલી કનેઆશાળાઓને પેહલવેહલુ ઉતેજન આપનારાઓમા એ નાના શેઠ પણ એક માલુમ પડેઆછે, એટલુંજ નહીં પણ દેસી છોકરાઓ માટે નીકલેલી નીસાલોની મદદગારીનુ માનબી એનાનેજ હાશેલ થએલ હતુ વલી કેટલાએક હીંદુઓના છોકરાઓ, જેઓ "ગરાંટ મેડીકાલ કાલેજ" મા તબીબપણાની તાલીમ લેવા જવાની ખાએસ રાખતા દેખાએઆ, તેઓને પણ ઘણીવાર બનતી કોશેસથી આસરો આપી તાહા દાખલ કરી દીધા હતા.

પોતાના જનમારામો માતરે બેવાર મુંબઈની બાહેર મુસાફરીએ ફરવાસારૂ આ શેઠીઆએ જે મન કીધુ હતુ, તે કાંઈજ નહીં પણ ધરમનીમનુ હેત હઈ ધરીને જુદી જુદી જગેઆઓની તીરથોનુ પુન મેલવવા, તથા તાહાના લોકોના અસલી રેવાજોનું પુરાતમપણુ તપાસવા માટે તેમની ઉલટ જારે ઉસકેરાઈ તરે શ્રી પંઢરપુર અને બીજા કેટલાક પવીતર મકાનોના મંદીરોની પેહલવેહલી ભેટ સવત ૧૮૮૩ ના શાકે ૧૭૪૮ મા પોતે લઇ આવેઆ હતા, જે વાતને બારેક વરસ વહી ગએઆ પછે તેવીજ સુભ ધારણા પાછી ધેઆણમા ઉતારીને બીજીવાર પોતાના કબીનાસહીત સવત ૧૮૯૫ ના શાકે ૧૭૬૦ ના કારતક સુદ ૭ ને ગુરૂવારે શીધારેઆ હતા અને પરમેસવરે બખશેલી સપતી પરમાણે બેહુ ટાકણે સારો દરવીય એરખેરાત તથા સરસોગાતમા ખરચી આવેઆ હત, અને એવાજ વખતપર એ સાહેબ પેસવાઇની પુરાતમ રાજધાણીના સેહર પુણા ખતે ગયા હતા તાહાબી સરકારી સરીમતો તથા સોદાગરો વગેરેના વતણીઓની મુલાકત લેતા પોતાની લાએકી મુજબ મોહટુ માન તેઓ પાશેથી મેલવીને આરે પાછા પધારેઆ પછે બાહેરની કોઈબી મુસાફરીએ આ સાહેબ ગએલા સબ લાએઆ નોહતા

આપણી ટાપુખાતે કોઈ ઘણા પુરાણા વખતથી એક નાટકસાલાનુ ઘર જેને અંગરેજીમા "થીએટર, અથવા પલેહાઉસ" કરી કેહેચ; તે કોટખાતે જાહા હવડા એલફીનસતન સરકલને નામે ઓલખાતી એમારતો બંધાએલીછે તે માંના ઉતરભાગમા જુના બુમબા ખાનાની પાશે હતુ, તે મકાન સરકારે વેચી નાખેઆથી તે વખતના અંગરેજ લોકોની ગમત લગભગ સાત વરસ સુધી તદન બંધ થાઈ પડેઆનો દલગીરી ભરેઓ આવાજ આ શેઠીઆના કાનપર પોહચેઓ તારે, તે રમુજ આપનારા કામને ઉતમ વીચારી ગરાંટરોડના લતા તરફ પોતાની ખાલી જગેઆ હતી તે ઉપર એક નાટકસાલાની સુંદર એમારત તે વખતના ઇનજીનીઅર કપતાન કરકસાકના ઉપરીપણા હેઠલ સવત ૧૮૯૮ ની સાલમા જે બંધાવી આપી, તેમા બે મતલબ હેવી સમ્જવાઈ કે, એકતો જેની ખુટ પડી તે તતકાલ પુરાઈ, અને બીજુ એ કે તે મકાણનુ ભાડુ મલેઆથી તેના માલેકે રોકેલા નાણાની તેગીબ ઉપજતી થાઇ, મા

ચોપીના સખશેની એકેદમ બંધ પડી ગએલી રમુજ પાછી ચાલુ કરી આપી તેની આ એક સારી ઇઆદગારી રહેલી માલુમ પડછે.

રાએલ એશીઆટીક શોસાઈટી નામની એક માંનવંતી માહભારત મંડલી જે લંડનખાતે ચાલુછે તેના સંબંધમા અતરે ઉભી થાએલી સાખાનવે આગલા દાહાડાઓ ઉપર કોઈબી દેશીને સામેલ કરવાનું જેઓ નાપાડતા હતા, તેઓએ જારે દેશીઓની ખુબીને પરકાસતી જોઈ તારે તેટલી અડચણને પોતાની મેલે સદનતર ટાલી નાખીને પેહલે વાંગેના પરમાણીક પુરશોને દાખલ કરવાનો જે ઠેડાવ એ મંડલી વચે બાહલ રાખેઓ તે મુજબ આપણા શેહરના આ સુધા શેઠીઆનેબી સંવત ૧૯૦૧ નાં રાકે ૧૭૬૬ માં સામેલ કરી લીધા હતા; જેની આગમજ બે દેશી ગરહસથો દાખલ થાઈ ચુકેલા હતા તેમા એવન તરીજા અધીકારી ઠહેલા કેહવાઇને તેમની હઇઆતીના છેલા વખત સુધી લાગુ રહેઆ હતા.

પરજાનો હક સંભાલનારી "બોંમબે આસોશીએસન" નામની એક જાહેર સભા, સરકાર તરફથી થતાં કાંમકાજે ઉપર નીધેદાસતી રાખવા માટે પેહલવેહલી સંવત ૧૯૦૮ ને મુકાબલે રાકે ૧૭૭૪ મા ઉભી થઈ હતી, તેને જનમ આપનારા પીતા પણ એજ સાહેબ માલુમ પડેઆછે; તો જોકે તે સભા પાછલથી બીચારી ઘણીજ ઝુહકતી હાલતે પોંહતી તોપણ તેની આગેવાંની મરણ સુધી પોતે બીલકુલ છોડી નોહતી.

કેલવણીના કાંમની કાલજી અસલથીજ તેવણ રાખતા આવેઆ, તેની ઇઆદગારી પરજા વચે પમરતી રેહેવાના હેતુથી ગીરગાંમના રસતાપર પોતીકાં નામની "જગંનનાથ સંકરશેઠના ધરમ ખાતાંની સ્કુલ" સંવત ૧૯૦૯ ને મુકાબલે રાકે ૧૭૭૫ ની સાલમા આ સખી નરે જે ચાલુ કીધીચ, તેમાં ગરીબ માબાપના દેસી છોકરાઓ તરબીએત પામીને આ ધરમી દાતારના હકમાં આવીરવાદ દેતા માલુમ પડેછે; એટલુંજ નહીં પણ તે વાતને આજે વીસ વરસ વહી ગએઆ તેના દરમીઆનમા કઅ કાંઇ છોકરાઓ તેમાથી એલંમ હાંશેલ કરીને રોજીઓબી લાગી ચુકાછે, માટે સરવે કરતાં આ પુણને માહભારત વીચારવું જોઇએ.

આપણા શેહર ખાતેની કેળવણીના સંબંધમા ઉભું થયલું "યુનીવરશીટી" નું મોહોટું ખાતું જે ચાલુછે, તેમાં પણ આ સખી શેઠીઆએ પોતાની ઉદારતા સમાવીને સંસકરતની ઉતમ વીદઆ હાસલ કરનારાઓને માટે પોતાને નામની. ૬ સકાલરશીપની ભેટ ચાલુ રાખીચ, અને તે કારણસર રૂપીઆ ચાલીસ હજારની એક મોહોટી રકમ યુનીવરસીટીને સપુરદ કરવામા આવેલી જણાઇછે.

જેહવી કાલજી કેલવણીના બાબમાં આ સાહેબ ધરાવતા હતા, તેથી વીશેસ દખેઆ દરદીઓને દવા દારૂ પોહચતી પાડવા ઉપર રાખીને પોતીકા નેકબખત મરહુમ પીતાના નામથી "સંકરશેઠ ચારીટેબલ ડીસપેનસરી" ઇઆને સંકરશેઠના ધરમખાતાનું દવાખાનું, તારદેવ તરફ જવાના રસતાપર એ સાહેબે સંવત ૧૯૧૪ ના રાકે ૧૭૮૦ ના ભાદુરવા સુદી ૨ ને ગુરૂવારથી પોતાને ખાસ ખરચે,

સઘલી વરણના ગરીબ દરદીઓનુ દુખ નીવારણ કરવા માટે, ડાકટર સામગા
નારાએણના ઉપરીપણા હેઠલ પેહલવેહલુ જે આતુ કીધુ હતુ તેનો લાભ પરમે
સવરની કીરપાથી હજીતક તેહવા વેઆધી લોકો લઇને તેના સ્થાપનારના હકમા
આશીરવાદ દેતા જણાએછે.

હીંદ ખાતેની અગરેજી સલતનત માજી ઇસ્ટ ઈંડીઆ કુપનીના સત
ધીનમાથી નીકલીને ઈગલાડના તાજને સપુરદ થઇ તારે રાજનુ બધાણ બદ
લાએઆને લીધે દરેક પરેશીડેંનશી ખાતે ધારા બાધનારી જુદી જુદી સભ
જે ઉભી કીધામા આવી, તેમા પેહલે વાગેના અગરેજ વેપારીઓની સાથે તે
વીજ કીસમના દેશીઓનેબી સભાસદો ચેડવવાની નામદાર પારલામેંટથી મલેલી
સતા મુજબ, આપણી ટાપુ ખાતેની લેજીસલેટીવ કાઉનસીલ મધે, હીંદુએની
તરફના વકીલ દાખલ આએજ નરને નામદાર સરકારે પેહલવેહલા ચુગી કહા
ડેઆ હતા, અને તેની ખુબીથી, "ધી હાનરેબલ" નો નામીચો એલકાબ ધારણ
કરીને, સવત ૧૯૧૮ ના શાકે ૧૭૮૩ ના પોસ વદી ૭ ને બુધવારથી, કાઉન
શીલમા પરજાનો હક સભાલનારા એક માનવતા સભાસદ તરીકે, બીરાજવ
લાગા, જાહા હરેક બાબદમા પોતાના પુખત અને ઉમદા વીચારો સઘલા સ
ભાસદોની હજુર એવાતો બાહલ રેહતા કે તેઓની આ સેવા સરકાર તથા પર
જાને વારમવાર ઘણીજ કીંમતી થએલી જણાઈ હતી, અને તેટલા માટે જારે
પેહલી ગોઠવણની બાધેલી હધ મુજબ બે વરસની મુદત પુરી થઈ તરે બીજી
મરતબે તેજ કાઉનશીલ ખાતે સવત ૧૯૨૦ ના શાકે ૧૭૮૫ ના પોસ સુદી
૮ ને સનીવારે એજ હાનરેબલ સાહેબને પસદ કરી પાછા ચુટી કાહાડેઆ, તે
પવીતર જગેઆ પોતાના મરણમુધી મોહોટી હોરમત સાથે જાલવી રાખી હવી

જેવી રીતે બીચારા હોરાજીઓ ઉપર કછ ખાતે પોડ ખેતી કરવામા હીંદુ
માહાજન તરફની સકત મનાઇ હતી, તેવોજ જુલમાત કેહચ કે પોરટુગીસ
સસથાનના ગોવા ખાતેના રેહવાશી રથકાર સોનાર જાતના હીદુઆને પાનખીએ
બેશીને મસાલો સાથે રસતે ફરવાના અટકાવમા હજીતક રહેલાછે એ વાત જારે
આ માનવતા શેઠના કાન ઉપર આવી તારે તે ગનાતના એક વડા તરીકે
પોરટુગીસના રાજા ઉપર એક અરજી કરી મોકલાવી હતી, અને તેનો જવબ
જોકે તેઓની તરફેણમા તાહાથી ફરી વલઓ, તે છતાપણ એ અધિર રજાના
એંટાલ અમલદારોએ મોણ જાણે તે સતા ભરેલો ફરમાન કહે ખુણે દાબી
ગએઆ તેનો કશો થાગ આ હાનરેબલ શેઠના મરણની છેલ્લી ઘડીસુધી નીવ
ડેઓ નહીં, અને તેથી કરી બીચારા રથકારો ઉપરની જાલમી મનાઇ જેમની
તેમજ રહેલી સભલાએછે જો કદાપી એ સાહેબની હઈઆતી એટલી તાકીદ
ખતમ થઇ ન હોત તો માથે ઉઠાવેલુ આ કામબી હરેક તરહુદ બનાવીને પાર
ઉતારી આપવાથી તેનણ કવચીત પછાત રેહેતે નહીં.

પરજાના પઈસાથી આપણી તરફ બનાવેલો ચીચપોકલી ખાતે "વીકટો
રીઆ તથા આનબરટ ગારડન" નામનો બગીચો જે સવત ૧૯૧૯ ના કારતક
વદી ૧૩ ને બુધવારે ખુલ્લો મેલવામા આવેઆ, અને તેજ વખતે તેની અદર

(હવડાંજ બંધાઈને તઈઆર થએલી) સંઘરહસથાન માટેની એમારત જેને મીઉઝીએમ કરી કેહછે, તેનો પાએઓ જારે નખાએઓ તારે તે બાબે થએલાં જાહેર હુધરાંણાંની ટીપમાં આશેરે રૂ૨૫૦૦૦) ની સખાવત કીધેલી સંભલાઈછે.

આપણા આ નાહાંનાશેઠે તેમની જીંદગીમાં પછે શું જાહેરાંત, અથવા ખાંનગીરીતે બજાવેલાં કાંમો જોકે અતી ઉપીઓગી, તથા ઘણાજ ફાએદાકારક જણાઈ ચુકાછે, તોપણ એક બાબદમાં જે માહભારત પુણનુ કાંમ*પોતાની બલી કોશેસ અને રૂડી વરતણુકથી પાર ઉતારી આપેલું હતું તેબાબે હીંદુઓ, મુસલમીનો તથા પારશીઓનો આખો ટોલો આ સાહેબના ઉપકારમાં એટલોતો આવેલ્યાછ કે તેના બદલામાં એ તરણે વરણના દરએકજણ તેઓની ઈઆદ-ગારીનુ જેબી કરવા ચાહેતો તે બનીત કરીને થોડુંજ થએલું કેહવાએઆવીના રેહજ નહીં, કારણ કે શેહર સુધરાઈ ખાતાંના કેટલાક અંગરેજ અંમલદારોની ઉસકેરણીથી આપણા સતાવાલાઓએ મસાંણો, કબરસતાંણો, અને દોખમાઓની એકાંત જગેઆઓ, જે થોડી વસતીવાલી આપણી મુંબઈ જારે ઉજડજેવી હતી તારથી, તેઓનાવપરાસ સારૂં કાએમ રહેલીછે, તે હાલની વસતીના વધારાને લીધે સુખસાંતીના બાબમાં હરકત પુગાડનારછે એવું બાંહાંનું વચે લાવીને તાંહાથી તે મકાંનોબીછેડી નાખવાના ઉપાએ લેવા માંડેઆ, તે વખતે કેહએકે સદર અદાલત ખાતેનાં કોઈ હીંદુ સાક્ષીએ વાલો ધરંમ સંબંધી ટુકી સહમજ ધરાવેઆથી, અથવા તો સતાલાવાઓને રાજી રાખવાની મકસદથી હીંદુઓનાં મુડદાંઓ દુર કાહાડવાની તરફેણ ફતવો આપતાં હેવી દલીલ દેખાડી હતી કે મુએલી લોથને લઈજવા માટે જે ગાડી બનાવે, અને તેના તલીઆંમા જડાએલાં પાટીઆંની ઉપર છોએનો કોબો કરી લીધેલો હોએતો પછે તે બાબેની કાંઈજ હરકત નડે નહીં. આ બાબદ કાંઉનશીલમા જારે રજુ થાઈ તારે ઉપર જણાવેલી સગલી એકાંત જગાઓની વીરૂધ બોલનારાઓની સાહમણે કોઈજ નહીં પણ આ શુગ નાહના-શેઠે ઘણીજ બલતવારીથી માકુલ દાખલા આપીને સભાસદોને હેવુ દેખાડેલું હતું કે એ એકાંત જગેઆઓથી કોઈના જીવનેતો શું, પણ શુખાકારીનેબી કાંઈજ હરકત પોંહચતી નથી; અને તે સાથે દેશીઓની લાસને તેઓનીજ કોમવાલાઓએ ખાંધે ઊંચલીને લઈ જવાનું ફરમાન દરએકના સાસ્ત્રમા આ-પેલુંછે, તે બાબેની જારે પુરતી સહમજ પોતે આગલ રહીને આપી તારેજ આપણા સરવે દરબારીઓની મનપતીજ થાઈ, અને તે ઉપરથી તાર પછે એ-બીલા ઈસાઈ કોમના લોકોને માટેની આગલી જગેઆઓ બંધ પાડીને દુરની જગેઆ ઠેડવતાં તકરારમાં પડેલાં મકાંનો તેઓની અસલી જગેઆપર જે કાએમ રેહેઆં, અને જેને આપરે હવડાં સંતોસથી જોઈએચ તે રૂડાવાના ફરીથીબી કહી સખીએચ કે કોઈનાજ નહીં, પણ આપણા આ મરહુમ શેઠ જગનનાથજીની કીરતીના વખાણાએઆંછે, અને તેની ફતેહ ભરેલી નીસાંણીમાં એટલી ઈઆદગારીને હીંઆ ખુશી સાથે નોંધી રાખીએછે.

પોતાની જીંદગીનો ચોંણો ભાગ આ સરીમંત શેઠીઆએ સઘલી કીસમના જાહેર કાંમો માટે રોકીને સરકાર તથા પરજાની ખાતેરી ભરેલી શેવા બીનગરજે

બજાવેઆનો બદલો કોઇ એોતંમ ઉપાએની ઇઆદગારીથી વાળી આપવાનો હેતુ ઇછીને સરવે વરગના અંગરેજ તથા દેશી ગરહસથોની એખીટી મળેલી એક મંડળીએ, તે વખતના આપરા સરીફ ડાકટર બરડઉદ ઉપર, ટાઉન હાલ મધે જાહેરે સભા બોલાવવા બાબે જે અરજ ગુજારી હતી, તે મુજબ સંવત ૧૯૨૦ ના શાકે ૧૭૮૫ ના માહા શુદી ૧ ને બુધવારે હાજર રેહવાનાં નોતરા વરતમાંન પતરોની મારફતે ફરેઆં હતાં, જેને માંન આપીને નાંહના મેહટા મલી ઘણાક સખશો ટેઉવેલ વખતે ખીરાજીને તાંહાંનું પાદશાહી દેવાણખનું શોભા ભરેલ દીપાવેલ હતું, પણ તેમાં એક કાળી વાદલીએ થોડીક ઝાંખ પાડેલી જે દેખાઈ હતી તેની નોંધ લેતાં અતીઅંત દલગીરી ઉપજેછે કે, ફુરી સહમજનાં કેટલાક ચીબાવલા અંગરેજોએ બોલવામા ઘટતી સંભાળ નહી લીધાથી થોડાકવાર સમાંધાણીમા ખેજાલત પડેલી જણાઇ હતી, તેહવી ચાલ કદાપી કોઇ દેસીએ તાંહાં ચલાવી હોતતો તેને તોડી પાડવા અથવા ધીકારી કાહડવામા ઘણાક અંગરેજો તતકાલ ઉતરી પડતે, પણ હાવા લોકોને વાસતે તેઓ જારે અખાડા કરી ગએઆ, તારે એક શુરા પારસી ગરહસથે, તેઓએ નાંખેલી ભાંજગડનો સભીઅતાથી સારો સવાદ ચખાડેઓ હતો તેજ વાત સંતોસ પમાંડનારી માલુંમ પડીછે.

સભા જારે ભેગી થાઈ તારે તેના સરનસીનનું ઉમદા માંન સરવેનાં એક વીચારથી આપણા બીજા બારોનેટ સર જંમશેદજીને આપવામો આવેલ હતું, અને તેનાએ તે કબુલ રાખેઆના ઉપકારમો એક સુભાખીત ભાસાંન કીધા પછે આ મરહુમ શેઠ જે તે વખતપર પુર તંદરોસતી સાથે હઇઆત હતા તેમનું સંગેમરમરનું એક સુંદર બાહવલું બનવાવી મંગાવીને આ શેહરના કોઈ જાહેર મકાંનમા ગોઠવી બેસાડવાની દરખાસતો થાઈ, જે ઘણીજ ભાંજગડો ઉઠેઆ પછે વધુ મતથી અંતે બાહાલ રહી હતી. એજ બાબદમા ઉપર જણાવેઆ પરમાંણે ચીબાવલાપણું કરનારાઓ માહેલા એક બારીસતર અને બીજો સખસ વરતમાન પતરનો અધીપતી મલી બે જણાઓ બાહવલાંની વીરૂધમાં બોલતાં જારે ઘણા આડા ફાટા તારે તેઓની હુલેરાઈનો જવાબ મી૰ હોરમજજી દાદાભાઇ પતીડરે ડાહાપણની રાહે આપીને સભાનું માંણ સારી રવેશે જાલવેલ હતું.

ઉપલાં કારણ માટે સભાની અંદર ફરતી કીધેલી હુધરાંણાની ટીપમા સભાસદોએ સઘલા મલીને ૩૨૫૦૦૦) ભરેઆ હતા અને તેપછે સાબાસીના પેહલા તરણ પોકારો નામદાર સરનસીન સર જંમશેદજી જીજીભાઈ બારોનેટને વાસતે, અને તારપછેનાં તેટલાંજ હાંનરેબલ શેઠ જગણનાથ સંકરશેઠની ખુસાલીના પોકારોથી મુબારકબાદી જણાવી સરવે પોતપોતાને થાંમે સીધારેઆ હતા.

ઉપલી ગોઠવણ મુજબ બાહાવલું તઈઆર થઇને આવેઆથી વીકટોરીઆ તથા આલબરટ મીઉઝીએમ અને ગારડનવાલી રલીઆંમની જગેઆના ચોકમા મેલવાનો વીચાર, અવલ ભરાએલી સભામાં થએઓ હતો, પણ પાછલથી તે વાત ફેરવીને ટાઉન હાલમા બીરાજતું કરવાની જારે ઉલટ ઉસકેરાઈ, અને તે

બાબે નામદાર ગવરનર સર શીમોર ફીટઝરલડની પરવાંનગી માંગી તારે, કેહવાને દલગીરી ઉપજેચ કે, તે સાહેબે રજા નહીં આપેઆ ઉપરથી, એ બાહાવલું તઈઆર બનીને સંવત ૧૯૨૬ ના ભાદુરવા માસમા વેલાતથી આવેલું હકબંધ પેટીની અંદર ટાંઉન હાલના એક ખુણામા જે પડી રહેઊં હતું, તેને પરજાએ પસંદ કીધેલાં છેલાં પાદસાહી મકાંનમા ગોઠવવાની પરવાંનગી, હાલના આપણા માનવંતા ગવરનર સર ફીલીપ ઓડહાઉસની શેઆંની સરકારે આપેઆથી, આ નામીઆ નરની શોભાવંતી શીકલ, ટાંઉનહાલની લાએક જગેઆપર ઓપી મેલવાની તઈઆરી યતી સંભલાએછે; માટે આસા રાખીએચ કે, આ પુસતક બાહેર પડેઆ આગમજ, આપણી પાસેથી ઓહવાઈ ગએલા મેહરબાંન મીતરનો આબેહુબ આકાર દીપતો દેખી સઘલાઓ સંતોસ પામશે.

આ હાંનરેબલ સાહેબ પેસવાઈ રાજધાંણીના પુરાતંમ પાએતખત શેહેર પુણા ખાતે પોતાનું પનોતું પગલું એકવાર મેલી આવેઆ હતા; તેની યાદગારી જીગરમાં સમાવીને રૂ ૧૫૦૦૦) ની સખાવતથી તાંહાંની નીઉતરાલ પેટીસતાક લાઈનથી તે છેક પારવતી સુધી એક ઘાટી રસતો બાંધીને પરજાની સગવડ માટે આપણી સરકારને જે સોંફી દીધો, તે સાંભલઆ પરમાંણે સંવત ૧૯૨૦ ના સાલથી "ધી હાંનરેબલ જગંનનાથ સંકરશેઠ રોડ" નું નામ ધારણ કરીને જાહેરમાં વપરાતો થયોછે; અને તેજ સાલમાં એ શેહર ખાતે રેલવેના મઠક આગલ બંધાએલી ધરમશાળા ઉપર એક મોહોટું ઘડીઆલ જે ગોઠવાએલ તેમાબી રૂ૩૦૦૦ બખસીદ કરીને પોતાના નામની કીરતી છેક દખણ સુધી કાએમ રાખેલી જાંણવામા આવીછે.

રાએલ એશીઆટીક સોસાએટીની સાખા મંડલીમાં આ સાહેબ એક અધીકારી થઈઆ તારથી ધારેઆમેલ ઘણી મોહોટી મદદ આપતા આવેઆ હશે તેની યાદીવનો ચોકસ સંખીઆ કહી સખતા નથી પણ તે ખાતાંનાં સંબંધમા જે વાંચણશાળા સ્થપાએલીછે તેમાં ઘણાજ કીમતી પુસતકોનો સંઘરહ કરી રાખવા માટે સંવત ૧૯૨૧ ના સાલમાં રૂ૫૦૦૦ તેનાએ આપેઆ હતા.

એ ઉપરાંત ઘણેક ઠેકાંણે આ મરહુમ શેઠીઆએ તથા તેમના પીતાએ જે ધરમશાળાઓ બંધાવી આપેલીછે તે ઉપરની લાગટનો હસાબ તો જોકે દરેબસત મલેઓ નથી, તોપણ અટકલથી એવું કેહવાએચ કે લગભગ દોહડેક લાખ રૂપીઆ ખરચાએઆ હશે; અને તે ધરમશાળાઓ માતરે હીંદુઓનાંજ ઉપીયોગમાં આવી શકે તેવી બંધાએલી સંભલાએછે.

આપણી ટાપુના કોઈબી જાહેર મકાંનો કે ટાઉનહાલના દીવાંનખાંણામાં જેબી જાહેર બાબદની સભાઓ ભરાઈ હશે તાંહાં જારે જોઈએ તારે તેમાં હાંનરેબલ જગંનનાથ સંકરશેઠ હાજર થએલાને થએલાજ હોય, એટલુંજ નહીં પણ ઘણીવારતો પરમુખની પેહેલી ખુરશીએ બીરાજીને સભાઓનું અતી મોહટું માંન મેલવતા હતા; તે કાંઈ દેખાવ માટે નહીં પણ પરમાંણીકપણાથી પરજા ઉપીયોગી બાબદો ઉપર દાખલા દલીલોની રાહે અછી તકરારો ચલાવીને પોતાનું સભીઅતા, તથા સવતંતરપણું આસકાર કરતા હતા; અને સેહર સુધરાઈની

બાબદસર કેટલીકવાર પરજા ઉપર આવી પડેલા જુલમાતનો-અટકાવ એજ સાહેબની હીમાએતથી હંમેસાં થતો હતો; જે બાબે મુંબઇની આખી વસતીએ મરહુમ શેઠને આજે ઇઆદ કરતી દેખાએછે કે તેવણ જો હઇઆત હોતતો મીઉનીશીપાલીટીના જાલમી કરની જુહસરીમા ગરીબોની ગરદન છેક ચંપાતેજ નહીં. પણ પરજાના ઘણાજ માઠા ભાએગ કે હાવો સુધો, સાચો, સતવચની અને સતવાદી શેઠીઓ હાવી હાવી આપદાઓ આવી પોંહચે તે આગમજ માતરે પાંચેક દીવસ સુધા તાવની શેહેજ બીમારી· ભોગવીને સંવત ૧૯૨૧ ના શાકે ૧૭૮૭ ના સરાવણ સુદી ૮ ને સોમવારની સાંહાંજરે ઉપર જણાવેઆ મુજબના સઘલા ઓહદાઓની સુધંધી હીંઆં પમરતી રાખીને ઊંમરના વરસ ૬૧ મહીના ૫ અને દાહાડા ૧૧ પુરા કીધા પછે કઈલાસવાસી થયા, તે વાતને જોકે આઠ વરસ વહી ગયાં તોપણ તે સાહેબનાં નેકનાંમી ભરેઆં રૂડાં કાંમોની કીરતી જેમ કોઈ ભુલતું નથી તેમજ તેના જેહેવો કોઈ બીજો સુરો નર ગરીબ પરજાનું રખસણ કરવા માટે પરએઆત થાય તાંહાંસુધી કોઈથી કવચીત ભુલાશેજ નહીં.

આ શેઠીઆનું મોહત એવે વખતે નીપજેઊં હતું કે તેની ગંમખારીમાં સઘલી પરજાથી સાંમેલ રેહેવાનું તતકાલ બનેઊ નોહતું, પણ તેની બાહરવટે સુરીઅ ઉદ થયા પછેથી તે અસત પાંમતાં સુધી આપણાં શેહેરે શોગ લીધો હતો તેમાં અંગરેજી વેપારીઓની આફીસો, સઘલી બેંકો ઉપરાંત દેશી વેપારીઓ તથા નાણાવટીઓની પેહેડીઓ, સઘલી કીસમના ધંધાદારીઓની દુકાંણો, જાહેર કારખાંનાઓ તથા કેળવણી ખાતાંઓ બંધ રાખવામાં કોઈએબી કાંઈજ કશુર દેખાડી નોહતી.

એ માનવંતા શેઠ, મરણની માતરે એકજ પખવાડીઊ આગમજ, બાગાએત તથા જીરાએત ખાતાંની મંડલી, જેમાં પોતે પરમુખની પદવી ધરાવતા હતા તેમાં સઉથી છેલ્લા બીરાજીને, તાંહાંના કાંમકાજ સંબંધી સારી ગોઠવણી કરી આવેઆ હતા, જેની યાદીમાં તેમના ગુજરેઆબાદ તે ખાતાના અધીકારીઓએ તે બાબેની નોધ લેતાં પોતાની સંકમાંથી એક અનમુલો મીતર જે અંચીતઓ ખેહવાઈ ગયો તેની બેહદ ગંમખારીના વરણન સાથે એક દીલાસા ભરેઓ પતર તેમના વાહાલા દીકરા શેઠ વીનાએકરાવ ઉપર લખીને પોતાની મોહબતનો માહબારત આહ તેઓએ બતલાવેઓ હતો. પણ સરવે કરતાં સરસ અને ઉતંમ યાદગારી આપણી નામવર સરકારે જે જાહેર કીધી હતી, તે ઉપરથી આપણને ખચીત કરી માનવું જોઈએચ કે, આ પરોપકારી બુધીવાલા હાંનરેબલ શેઠના મરણથી પરજાએ જેમ પોતાનો પરમુખ ખોએઓ, તેમ નામદાર ગવરનરની કાંઊનસીલમાંથી એક સવતંતર અને સુધો અધીકારી ઉઠી ગયો, માટે તેની જુદાઈગીરીનું વખાનવા લાએક વરણન સરકારી ગેજેટ પતરની અંદર નામદાર ગવરનર સાહેબે છપાવીને રાજીય તરફથી ઘણી દલગીરી જણાવી હતી, તેથી તો તે મરહુમ શેઠીઆના સકરમી બેટા તથા પરીવાર ઉપરાંત પરજાને મોહોટા દીલાસાથી સંતોસ હાંશેલ થયો હતો.

# શેઠ વીનાએકરાવ જાંનનાથજી.

પીતાએ રૂડી વરતણુકથી સંગરહ કીધેલા દરવીયનો મોટો ભાગ સમારગે વાપરતાં, અને કુટુંબ પરીવારો વગેરેની પરવરેશી પુરી પાડતાં બાકી રાખેલું સાચવીને તેની નેક નાંમી નીભાવનારા આ એકજ પુરા હકદાર વારેસ શેઠ વીનાએકરાવ સંવત ૧૮૮૭ ને મુકાબલે શાકે ૧૭૫૩ નાં સરાવણ સુદી ૧૪ ને રવીવારના સુભ મહુરતે મુંબઇમા જનમ પાંમી જારથી અજવાલો આવેઆચ, તારથી પરમ કુરપાલુ પરમેસવરની અપાર બખશેસ મેલવીને આપણી સાંહમને દીપતા દેખાએછે, એટલુંજ નહી-પણ અતીઅંત અસીલાઈ, તથા ગંભીરાઈ પણામાં સમાઇને સારા એખલાસથી પોતાની ગણાતના જેમ વડા શેઠીઆ ગણાએઆચ તેમજ સઘલી વરણના લોકોની સંક્રમા પેહલા વરગનુ ઊંમદા માંનબી મેલવતા રેહછે, તો જોકે બાપના મરણ પછે જાહેરાંતના ઘણાંક કાંમોમા પરોટાઇ પડેલા જણાએઆ છતાં પણ તેમના જેહવી કીરતીના રોસણ નશીબાને પોંહચવામા હજી કોઇ મુદતની વકી એટલા માટે રાખવી પડેછે કે, પુરૂષવીના એકથી તે બીજા છેડાસુધી પરબેઆત થાએલા સોરસતાના દેવાંણા પનાનો જેહરી પવણ આ શેહરમા પુરજોસથી ફેલાએઓ હતો, તેની ઝીંઆં-કાર ઝહડક સાંભલેઆ પરમાંણે તેવન ઉપરબી હેવીતો ચોંટી બેઠી હતી કે, તેના શુચવારામાંથી સફાઈ પાંમવાના સાહુચેતી ભરેઆ બનતા ઉપાએઓ લીધાછતાં આ આપણાં ગંભીર શેઠીઆ પાશેની પુંજીનો ઘણો મેહોટો ભાગ ઘશેડાઇ ગએઓ, તે વાત જાંણેઆથી ખરેખરી દલગીરી ઉપજાવતી વેલા શાબાસી ભરેઆ સરોદથી આટલુંતો કહી સખીએચ કે જે પીડા આવી, તેને સંતોસપણાની હીંમતે બનતાં સુધી ઘણી ખરી પોતા ઉપર વલગવા નહીં દેતાં મનની ચંચલાઇ, સાથે નીતીપણું સાચવીને પોતાના વડવાઓની કીરતી સંભાલી એેલા દેખાએછે, અને તેટલીજ રોકાંણુમાં ઘણું સુધી રહેઆને લીધે પરજા ઉપીઓગીના કોઇબી માહભારત કાંમો તેવણથી કદાપી પાર ઉતરાઇ સકાએઆં ન હોએ તો તેટલા માટે હવે પછેની તેહવી રૂડી આશેઆ ઉપર આધાર પકડી આંપણુને થોભવું જોઇએ.

આપણુા આ જવાંન શેહરી મીતરનાં જીગરમાં પોતીકા મરહુમ પીતા-નેજ મલતી રેહમદીલી હેવીતો અસરકારક ઢબેલી કેહવાએચ કે, કોઇબી સખસનુ કાંઇ કાંમકાજ તેમને આસરે જો જઇ પડેલ હોએચ તો, તે બજાવી આપવામાં ઘણી સારી કોશેસ કરવાનુ દીલ દેખાડીને તેટલાં કારણોથી ઘણા જણાઓનો પેઆર પોતા ઉપર ખેંચી લેવાની કશુર રાખતા નથી, માટે એવા મેહરબાંન મીતરની મુલાકાત જેખી કોઇ લેવા ચાહશે તેજ તેની કદરને અછી રીતે બુજી સખશે.

આ શેઠીઆ જેમ સુલેહના અમલદારછે, તેમ કેટલીક સનસારી, સરાફી તથા સોદાગરી ખાતાંની મંડલીઓમા બીજા સદગુણી ગરહસથોની સંગાથે સાં-મેલ રહીને તેના ખાસ અધીકારબી બજાવતા માલુમ પડેછે. પરજાનો હક

સંભાલનારી "બાંમબે આસોસીએસન" નામની સભાનો જારે પેહલવેહલો પ્રારંભ હીંઆં ઉભો થયો તારથી તે કોકસંજોગે બંધ પડી તાંહાતુલીક ૧૫) વરસ વેર તેમાં સેકરેટેરીનું કામ સારી રવેશે આ સાહેબે બજાવેલ હતું; અને તાર બાદ આગલીજ ધોરણપર એ સભા સંવત ૧૯૨૪ ની સરૂઆતમાં પાછી સજીવન થઈચ, તારથી તેણા નાએબે સરનશીનનો ઓહધો સભાસદોના એકમતથી તેણાને જે એનાએત થયોચ તેપણ માનસહીત સાચવી રાખેલો સંભલાએછે.

મરહુમ શેઠ જગંનનાથજીને કઈલાસવાસ થયાને આઠ વરસ વહી ગએઆં તેટલા અરસામા આ શેઠીઆપી બનેઆચ તેટલાં સખાવતના કામ કરી ચુકાચ, અને તેવીજ સુભ નેમપર સાબેત કદમ રેહેલા જોકે માલુમ પડેછે, પણ તેવી વાત જાહાજી જાહેરમાં નહીં આવેઆને લીધે તેની એકઠ સંખીઆનો સરવાલો હીઆ સમાવવાને હમો અસકત હોવા છતા સાભલેઅ મુજબ આટલું તો કેહવા માંગીએચ કે પચાશેક હજારથી ઓછાતો નહીંજ હશે અને પરમેસવર તેમની જીંદગીને લાંમબી મુદત સુધી જાલવશે તો એ કરતા હજી બીજી વધારે સખાવત થવાની ઉંમેદ રેહવી જોઈએ.

આ સકરમી શેઠીઆને તાંહાં ચાર બેતાઓની હસતી થએલી કેહવાઈ, પણ તેઓ માહેલા પેહલા, બીજા, અને તરીજા પુતરો અઢાર, નવ અને આઠ મહીનાની ટુક ઉંમર ભોગવીને એકકની પુઠે દેવગત પોંહચી ગયા, અને ચોથો દીકરો જે પાછલથી સંવત ૧૯૨૫ ના શાકે ૧૭૯૧ ના અસાડ સુદી ૧૧ ને સુકરવારે જનમેઓચ, તેજ માતરે પરમેસવરના રખસણપનામા સચવઈ રહેલો સંભલાએછે, માટે સંકરશેઠની સાથે તેમની પુનવંતી ધણીઆણી ભવાંણીબાઈના નામને જોડી લેઈને ઉધરતા આ બાલવએના ભવાંણીસંકરને તેમના વડા દાદા જેટલી ઉંમરે પોહચવા સાથે નામવરી મેલવવાની સરજત તે જગત કીરતારથી ચાહીને આ નામીચાં કુટંબની જીંદગીનો અહેવાલ હીંઆ સમાપત કરીએછે.

---

## શેઠ મોતીસાહની ઊતપંતી બાબે.

સરાવક ગણાતના આ સકરમી શેઠીઆની કીરતીને મુંબઈની વસતીના પુરાતંમ લોકો જોકે હજીતક ભુલતાતો નહીંજ હશે, તોપણ તે પછેની અઓલાદમા તેજ મીસાલે પરકાસતી રેહવાના હેતુથી તેમના નેક નામની ઈઆદી હીંઆં નોધી લઈએછે.

ખબર મેલવતાં માલુમ પડેછ કે, આ સકરમી શેઠના બાવા શાહ અમીચંદ સાકરચંદ ગુજરાત પરાંતના શેહર ખંભાએતમા અસલ રેહતા હતા. તાંહાંથી સંવત ૧૮૧૪ ની સાલમા પેહલવેહલા મુંબઈ આવેઆ તારે તેમની વએ માંતરે ૧૩ વરસને આસરેની હતી. મુફલેશીને લીધે બચપણથીજ મેહેનતના રોટલા શોધવાની શોચણા રાખી કોઈ ઝહવેરીને તાંહાં ચાકરી રહેઆ જાંહાં સાતેક વરસમા મનની ચંચલાઈથી સારી રીતે માહીતી મેલવીને પોતે

કહેવેરીનો ધંધો કરવા લાગા, અને તાંહાંથી સરવે ઠેકાંણે ઓલખાંણ પારતાં વાડીઆજીના નાંમીચાં ખાનદાંનમા પોતાનો પગ હેપેતો પેસારી લીધો કે, અરસપરસના વેહવારથી થોડીજ મુદતમા અમીચંદ શેઠ વેપારીની સંકમા મેલાઈ બેઠા. એ શેઠને ઘેરે બે દીકરીઓ ઉપરાંત પાછલથી તરણ દીકરાઓ મલીને સઘલાં પાંચ ફરજંદો થએઆં, તેમા દીકરીઓના જનમની ઈઆદી હાથ આવી નહી પણ દીકરાઓમા વડા નેમચંદ સંવત ૧૮૩૪ મા, વચલા આ મોતીસાહ શેઠ ૧૮૩૮ મા, અને નાઘલા દેવચંદ ૧૮૪૦ મા અવતરેલા સંભલાએઆછે.

અમીચંદશેઠ, કેહચ કે, કરજદાર થાઈને જારે કઈલાસવાસ થએઆ તારે ઘર કુટંબનો સરવે બોજો તેમના વડા દીકરા નેમચંદને માથે જે લધાઈ પડીઓ, તેને સંભાલી લેવાનો કાંઇબી સંજોગ બનાવવાની ફરજ તેની ઉપર ઉતરી, કારણ કે બાપનો વેપાર તો દેણદારીને લીધે પરથમથીજ બંધ હતો તેથી વાડીઆજી શેઠ હોરમજજી બમનજીને ઘેરના દલાલ થએઆ, અને તેની કમાંણીમાથી સાંટપાઠું માચવીને સંસાર ચલાવતાં વખતે જારે સારી વલાણ દેખાડી તારે નીતી ભરેઓ થોડાક રોજગાર ચલાવીને તેની બરકતથી પાંચ પઈસે પાછા સુખી પણ થએઆ હતા.

મરહુમ શેઠ અમીચંદની રૂપબાઈ નામે એક સકલગુણી બાએડી હતી, તે જેમ પોતાના ભરતારની હઈઆતીમાં, તેમજ તેના મરણ પછે ઘર સંસારની સંપજ પરીવારમા ઘણીજ ડાહપણથી સાચવતી હતી તેથી તે બાઈ ઘણીજ ભાએગસાલી કેહવાઈ, અને તેજ માવતરની રૂડી સલાહથી નેમચંદસાહ ચાલેઆ કીધા તો શેહજ વખતમા પોતાની નાતના એક શેઠીઆભી ગણાએઆ, પણ અફશોસ કે, તે બીચારાની હઈઆતીએ જાહજેવાર નહી નીભાવેઆને લીધે સંવત ૧૮૬૯ ની સાલમા ૩૫ વરસાની ઊંમરે પોંહચવા ટાંકણે કેટલાંક રૂડાં કાંમ ઉપાડી લેવાની ઉમેદ પુરી પાડઆવના ભર જુવાંનીમા મરણ પામેઆ, અને તેની પુઠે તેજ સાલમા બીજાં તરણ અતલગાંઓએ કુદરતી મોહોતથી ભોગ આપેઓ તેઓમા એક તો તેમની મા રૂપબાઇ, બીજો તેમનો નાઘલો ભાઈ દેવચંદ, અને તરીજો ગુલાબચંદ નાંમનો વડો દીકરો જણાએઓછે. પણ નેમચંદના નાઘલા દીકરા વીશેની કાંઈજ હકીકત નહીં મલીઆને લીધે તેની નોધ અજવાલે આવતી અટકીછે.

જોકે નેમચંદ ગુજરેઆ તારે આ સુકરમી શેઠ મોતીસાહ ૩૧ વરસની વએ પોંહચેલા હતા, તોપણ તેવનથી પોતાના મરહુમ ભાઇના જેહવી ચાલાકી કદાચજ વપડાઈ રાખવા જેવી હમાણુત તે વેલા કોઈજ આપતું નોહતું, તે વાત શેહજ વખતમા આ શેઠીઆએ ગુણે મોહડે હેવીતો દેખાડી દીધી કે, પોતાની ઉપર જારે બટલો આવી પડેઓ તારે ગંભીરાઇથી તેને ઊંચકી લઇને થોડાજ મહીનામા આખી મુંબઇને પોતે પસંદ પડતા થએઆ, કેમકે સંવત ૧૮૭૫ ના સાલ સુધી લગભગ ૭ વરસના ટુક અરસામા ચીનના બોહોલા રોજગાર માટે તરણ ડાલી મોટાં વાંહાંણો પોતાની ખાસ પુંજીમાથી ખરીદીને

વેપારને વધારી મેલ્યો હતો, જેમા એકતો દમનખાતે બંધાએલુ ટન ૪૩૦ નુ "કોણડ-દે-રીઓ પારડો" બીજું સુરતમા બંધાએલું સાહ ચલેબાંવાલાનુ ટન ૬૬૭ નુ "કારણ વાલીસ" અને તરીજી સકુનર "સઈએડખાન" હતી, જે પછે મુંબઈની ગોદીમા સકુનર "લેડી ગરાંટ," બરીગ "મોતીચંદ અમીચંદ," તથા ચીનના કોસતાઓ ખાતે ફેરવવા માટે ૫૦ ટનની નાધલી "બોમબે" નામની સકુનર બંધાવીને તે ઉપરાંત ગાંમઠી બતેલાઓ, તથા ફતેમારીઓના ખુદ ધણી થાઈ પડેઆ હતા અને તે પછે વેચાએલાં વાંહાણો નામે "હોરમજજી બમનજી" તથા "એડમાંણીસટન"બી એજ શેઠીઆએ ખરીદ કરી લીધાં હતાં.

હાવી જાહોજલાલીએ પોંહચેઆ તેની આગમજથીજ વાહાડીઆજી શેઠ હોરમજજી બમનજીનું ઘેર પરમાણીક દલાલ તરીકે સારી નીતીથી સાચવી રાખેઆના પરતાપથી આ શેઠે એવીતો હોરમત હાશેલ કરી લીધેલી હતી કે, મજકુર વાહાડીઆજી સાહેબ જારે સંવત ૧૮૮૨ ની સાલમા બેહસતનશીન થયા, તારે તેમના તરણે દીકરા નાહાની વએના હોએઆને લીવે કુટંબમા બીજા ઘણાક પીતરાઇ ભાઇઓનો વશીલો હાજર છતાં, પોતીકા વેપાર ખાતાનો, તથા ઘેર સંસારનો બોહલો વહીવટ આ મોતીસાહ શેઠના વીસવાસપણામા નીરભએ સોંફી ગયા હતા; જે કાંમ તેનાએ એવીતો બાહાદુરી તથા ઈમાનદારીથી બજાવેઆ કીધું કે, જારે તે વારેસો જેમ ઊંમરે પુગેઆ તેમ તેઓનો બાપીકો વહીવટ તેમને સપુરદ કરી મોહોટું માન મેલવેલ હતું, અને તે પછેબી પેતે વઈકુંઠવાસ થયા તાંહાં તુલીક વાહાડીઆજીના ઘેરની દેખરેખ કવચીત ભુલેઆ નોહતા; કેમકે જારથી તેમના હસતકમા વહીવટ આવેઓ તારથી દરરોજ એક ફેરો તેમને તાંહાં મારવાનો જે પથંગો પોતે પાડેલો હતો, તેજ શરેતો વહીવટ છોડેઆ પછેબી હઇઆતીની છેલી ઘડીસુધી જારી રાખેઓ; અને તો જો કે મરહુમ વાહાડીઆજી શેઠ બમનજી હોરમજજી તે વખતપર સઘલી પરકારનું કાંમ ચલાવી સખવા લાએકના પુરવીણ હતા, તોપણ મોતીશાહની રૂડી સલાહ તો હરેક વાતમા તેવણ સદા લેતા હતા. માટે એ ઘેર સાથેનો સંબંધ અરસપરસ સંધાએનો રેહેવામા તે વખતના જવાણ વાહાડીઆજાદાઓને અચ્છો લભ પરાપત થતો હતો.

આ મોતીસાહના હાથમા ભાઇના મરણ પછે જેમ વખત આવતો રહેઓ તેમ તે ઉપર તેઓએ એવાંતો પગલાં મેલવા માંડયાં કે, થોડીક મુદતમા મુંબઈ ખાતે વાંણીઆ માહજણની વચે, એક વગવાલા મોહોટા બલનંત વેપારી તથા સાહુકારીનું માન હાંચેલ કીધું; અને તેવણની પુખત સલાહ શું યુરોપીઅનો તથા દેશી વેપારીઓને ઘણીજ કીમતી જણાવા લાગી.

મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ સાથે આ શેઠને એવીતો પરીતી જોડાઈ રહી હતી કે, તે બેહુ સાહેબો જાંણે એકજ જીગરમાથી ઉતપંન થએલા હોય, તેવા એખલાસથી વેપારનું માહભારત કાંમ એકસરખા વીચારથી ને સંપુરણ રીત તેઓ પાર ઉતારી સખતા હતા, તેનું વરણન જેટલું જણાવીએ તેટલું થોડુંજ કેહવાએ; કેમકે તે વખત ઉપર પારશીઓમાં જેમ મરહુમ બા-

શેનેટ સાહેબ, તેમજ હીંદુઓમા આ મોતીસાહ શેઠ પેહેલે વાંગેના પરમાંણીક વેપારી તથા વાંહાંણવટી ગણાતા હતા, અને તે સાહેબોના મોહલા વેપારને લીધે હજારો માણસોની રોજીબી ચાલતી હતી; તેમા નાતજાતનો કશોએ અંતરો જાણેઆવના સરવેને સરખી આંખે જોઇને મેહરબાંણ દીલથી પાલતા હતા; એટલુંજ નહીં પણ પરજા ઉપીયોગીના હરકોઈ કાંમમાબી સરવેથી પેહલા દરજાની આગેવાંની તેઓજ લેતા હતા.

સકરમી પીતાનો સપુત જાણવો હોય તો, આ લાએકીવાલા શેઠ મોતીસાહ કરતાં બીજો ભાગ્યેગમાલી કોઈને કદાચજ મલી આવશે, અને વખતે જગમા હેવા ઘણાબી થઈ ગયા હોય તો, તે વીશેની કશીબી અમેમાંની રાખેઆ વીના જણાવીએચ કે, આ સરીમંત શેઠના બાપ જે કરજ રાખીને મરણ પાંમેઆ હતા, તેની સાથે જોકે અંગરેજી ધારા મુજબ તેણાને કશું લાગતું વલગતું નોહતું, તોપણ કુદરતથી ઉતરેલા નીતી કાએદા મુજબ, તે દેવાંનો હક અદા કરવાના હેતુથી, તે મરહુમને નામનો જુદો વેપાર પોતાના હસતકમા ચાલુ રાખેઓ હતો; જેમા સાચી દેઆંનતે સચવાએલી ધારણા જારે રૂડી પેરે પાર ઉતરી, તારે તેના વધારામાથી માંગનારાઓને ચુકવી આપી પોતાના પીતા ઉપર કજાથી ચોટેલો દાધ સફાઈ કીધો, અને બાકી બચેલું નાણું ધરમખાતાંમા વાપડી દીધું; માટે હાલી એદાહેત સરવે કોઈના સકલગુણી બેટાઓને વાસતે ચાહીએચ કે, તેઓએ આ મોતીસાહને બીહીને જાહોજલાલી ભોગવવી હોએ તો તેમના હાવા રૂડા ગુણો પરથમ પકડી લેવા.

ઉપલી વાત હમોતો એક કાંહાંની જેવી જાંણતા હતા, પણ તે વીશેની ખાતરી મેલવવાનો અંચીતઓ અવકાસ જારે મી૦ ડોસાભાઈ હોરમજજી ડોલાખાઉ નામના એક પારસી ગરહસથની ચાકરીમાં રહીને તેમની સાથે હમો ચીન ગએઆ, તારે તેનાની આડટે આગલાં વરશોપર આ શેઠીઆના હસતકથી તેમના પીતાને નામે રકમબંધ અફીન વેચવા માટે નોધાઇ આવેલું, તેમના જુના દફતરો તપાસવાની જોગવાઈ મલેઆ ઉપરથી માલુમ પડેલ હતું; માટે સાંભલેલી વાત જે સખમા હતી તેની તેહકીકાતને પુરતો ટેકો મલેઓ તારે તેના આધારથી, આ શેઠની કીરતી ભરેલી એક રૂડી કેહવતને હીઆં નોધી લીધીછે.

સકરમીપણાની સારી સોચના આ શેઠીઆએ હેવી રીતે સંધરી રાખેલી કેહવાઇછે કે, દરરોજ સહવારને પરોહડીએ અનાજથી ભરેલો ધાતુનો એક વાટકો, અને તેની સાથે કાંઇકે રૂપાંનાણાની દક્ષના હાથમા લઇને ઓટલા ઉપર આવી ઉભા રેહતા, અને તેટલાંમા જેબી બરાંહમન તેમની નજરે પડતો તેને દાંન આપીને પછે બીજે કાંમે વલગતા હતા; અને તેટલી સખાવતના પુન પરતાપથી જેમ દરવીઅની વરધી થાઇ તેમ ધરમ ખાતું વધારતા રહી દરરોજ ભીખમુખ લોકોને પેટ ભરતો અનાજબી વેહચવા માડેઓ, તેમા પાંચેક ફરાની ખેરાત અપાએઆ કરતી હતી; અને કોઈ કોઇ ગરજવંતાઓને પઇસાથીબી સંતોસ પમાડતા હતા.

આ ટાપુ ખાતે નધણીઆતાં થાઈને રહેજલતાં કુતરાંઓને કોક સબબથી મારી નાખવાનો સરકારી કાએદો લાંમબી મુદત થાઈ અમલમા આવેઆને લીધે દેશી લોકોમા જે કમકમાટ ઉપજેઆ કરતો હતો, તેના નીવારણ માટે આ ધરમાલુ શેઠીઆએ બીજા દેશી ગરહસથોની મસલતથી નામદાર સરકાર સંગાથે હેવી સહમજુતી કીધી કે, બીચારાં કુતરાંઓને મારી નખાવેઆને બદલે જીવતાં પકડી આપવા, કે તેઓને સવાધીનમા લઈ હમારી માહજનને ખરચે ગામ બાહેર હમો મોકલી દઈએ; જે વાત સતાવાલાઓએ કબુલ રાખી તારથી તે પરાંણીઓનો ઘાત થતો બંધેઓ. પણ તે ઉપરથી આ દએઆલુ શેઠના મનમા એક શુભ વીચાર હેવો ઉતપંન થએઓ કે, હરેક જાતના પશુ તથા પખસી જાંણવરો જે અસકત હોએ તેઓને પણ એક અલાહેધાં મકાંણમા રાખીને જાથુક પાલવા; જે વીચારને હીંદુની માહજણ સાથે પારસીના શેઠીઆઓની જારે એક મલતા થએઆ તારે આ સરીમંત શેઠ ભેગા આપણા મરહુંમ હીંદી બારોનેટ સર જમશેદજીની રૂડી કોશેસથી સંવત ૧૮૯૦ ની સાલમાં એક પાંજરાપોલ* અતરે ઉભી થાઈ; અને તેના જાથુક નીભાવસ માટે જે લવાજમ લેતો કરવાની ગોઠવણ બંધ બેસાડી તે ઉપરાંત હીંદુઓની માહજણ તરફથી પેહલવેહલાં હુધરાંણાની મારફતે એક રાખસથી રકમ જે ભેગી કીધી તેમા આ શેઠીઆએ હેઠલ જણાવેઆ મુજબની સખાવતથી પોતાની કીરતી દીપાવી રાખીછે તેની વીગત.

હુધરાંણાની ટીપમા પોતીકા મરહુમ પીતા શેઠ અમીચંદ સાકરચંદના પુન કાજે પોતે ભરી દીધેલા રોકડા રૂપીઆ .... રૂ ૧૮,૧૨૫

કાવસજી પટેલવાલી વાડી એ કારણ માટે વેચાતી આપી તે માહેલો કેટલોક ભાગ પોતે ખંડી લઈને એજ ધરમખાતે બખસીસ કીધો તેના........................ રૂ ૩૯,૨૨૫

એમારતોના બાંધકાંમમા ઉઘરાતથી થએલી વસુલાત કરતાં વધારે ખરચાએઆ, તેબાબે વહીવટદારોના પુછાવેઆ ઉપરથી આ સખી શેઠના દીકરા શેઠ ખીમચંદ બાઈએ પોતાની ગણાતવાલાઓ પાશેથી જોગવાઈ મલતા જમે લેવાનું કેહવડાવીને પોતાના અંગપર અંગેજી લીધા તે રકમ પાછલથી તેનાને મલી હોએ અથવા નહી તેની ચોકસ ખબર હાથ આવી નથી. રૂ ૩,૬૧૦

પાંજરા પોલના ધરમી કાંમની સરૂઆત સંવત ૧૮૯૧ મા થાઈ તારથી તે સંવત ૧૮૯૫ સુધીના પાંચ વરસમા. પોતાને તાહાંના વેપાર ઉપર લાગુ પડેલા વેરાને હસાબે આપેલા . રૂ ૯,૩૬૦

પસુ પરાંણીઓના પાલણ માટે આ શેઠીઆ તરફથી થએલી સખાવતના રૂ૭૦,૩૨૦ ઉપરાંત હાલું માહભારત ધરમખાતું ઉભું કરવાની જે કાલજીથી કોશેસ લેવાઈચ,

* એ બાબેની વીગતવારે બીના એજ નામના મથાલાં હેઠલ, આગલ જોવામા આવશે.
નો૦ લે૦

તે લાખો રૂપીઆથીબી વધારે કીંમતની વખણાઈને, આજે લગભગ ચાલીસ વરસની ઉંમરે આવેલું જેવી આબાદ હાલતમા દેખાએય, તેમુંજ તે ઘણી લાંમબી મુદત સુધી નીભેલ રેહશે હેવી તેની સથીતી ઉપરથી આશેઆ ર-આએછે. જણાવરોના સમાસ માટે હીંઆનુ મકાંણ જારે અગવડ ભરેલ માલુમ પડેલ, તારે છાસઠી માહેલાં ચીંચોરગાંમમા પોતાની બેહોલી જગેઆ હતી. તેપણ આ સાહેબે સખી દીલથી ચંદરોકાલ સુધી બખસીંસ કરી. તેઓની સગવડ સાચવી આપીછે.

આ સરીમંત શેઠીઆએ સકમાઇથી સંધરહ કીધેલા દરવીઅ માહેલો મોટો ભાગ પરજા ઉપીઓગી ધરમના કાંમો માટે વાપરેલો જે સંભલાએઓછે, તેની કોઈ ચોકસ ટીપ કદાપી હમારે હાથ આવી હોતતો તે કીરતીના અબુખ-ણથી આ નોધને સારો સીનગાર થાઈ પડત; પણ તેટલી ખુટને લીધે તેમની નેકનાંમીમા કસીએ ઓચ્ય નહીં જોતાં જણાવીએય કે, પોતીકા ખુદ ધરમના માનખાતર ભગતીમાટે કેટલાંક માહભારત મકાંણો (જે સરાવકોના અપાસરાંને નામે આ ટાપુખાતે ઓલખાતાં, ધરમનાં મકાંણોની ટીપમા દાખલ થએલાંછે) તેનાએ બંધાવેલાં હજી સુધી તેમની ગંણાતના લોકોને શોભા આપતાં સલાંમત રહેલાંછે.

એ ઉપરાંત પાલીતાંણામા સરાવક લોકો, તથા તેઓના ગોરજીઓના ઉતારા માટે ૩૮૬૦૦૦ ખરચીને સંવત ૧૮૮૭ ની સાલમા એક મુસાફરખાનુ બાંધી આપેલ હતું. અને તે પછે તાંહાંના પાહડ ઉપર દેરાં સરજી બાંધવાનો આરંભ કીધો, જે તઈઆર થવા આવેઆં તારે તેની સથાપણા પોતે જાતે જઇને કરવાની મોટી ઉમેદ જે ધારેલી હતી તેમા કુદરતી હરકતથી એકાએક બીમાર થાઇ પડતાંજ અજાલનો કાસદ આવીને હેવીતો તાકીદ કરવાલાગો કે, પોતાની સુભ મતલબ પુરી પાડવા જેટલોબી અવકાસ મેલવેઆવના સરજાએલી હોના-રતને આધીન થાઇ સંવત ૧૮૯૨ ના ભાદુવા સુદી ૧ ને રવીવારે ૫૪ વરસની ઉમર, મોટી હોરમત તથા જાહોજલાલી સહીત ગુજારીને સદા અખઇ રેહવા માટે વઇકુંઠ તરફ સીધારેઆ.

આ મરહુમ સાહેબે પોતાનાં સઘલા સદગુણોની સાથે હઈઆતીની છેહી ઘડીએ એક પુન ભરેલું માહભાર કાંમ હેવુંતો બજાવેલ હતું કે તેમની સંગાથે લેણદેણ કરનારાઓ, તથા ઘેરના માણસો વગેરેના ખાતાંઓ તપાસતાં જેજે સખશો આપી નહી સખે તેહવા શ્રણાક લોકો ઉપર પોતના લેણા નીકલતા જણાએઆ, તારે તેટલાં ખાતાંઓ (જેમા હીંદુ, પારસી, મુસલમીનો તથા ખરીસટીઅનોબી હતા,) ચંદરોકાલ સુધીના અભરાંમ કુલનદાવાની રૂહે પોતાની હજુરમા માંડી વલાવેઆં કે, પાછલથી તેમના વારસનો કશો દાવો તેહવા અસકતો ઉપર કવમીત રેહજ નહીં; અને તે સરવેનો સરવાલો જારે લેવાએઓ, તારે સાંભલવા મુજબ લગભગ એક લાખ રૂપીઆથીબી વધારેની રકમ હઇડ નહીં ધરતાં કીધેલી બખશેસનુ પુણ પોતાની સંગાથે લઇને ગએઆ; અને બાકીની સરવે દાલત (ધારેઆ મુજબ પાંત્રીસ લાખને આસરે)

પુરા દીકરા અને હકદાર વારેસ શા૰ ખીમચદભાઈને સોપતાં માઍના પેટથી જેહવા આવેઆ હતા તેહવાજ ખાલી હાથે, પણ કીરતીભરેઆ કામોની નેક-નામીના પમરાતને સાથે બાધી લીધો હતો.

શેઠ મોતીસાહની આખી જીદેગીમા પરમેસવરથી બખશેસ પામેલા માતરે એકજ દીકરા શા૰ ખીમચદભાઈનો જનમ સવત ૧૮૯૦ ને સાલ થએલો સભલાએઍોછે. બાપની હઈઆતીમા જોકે આ ભોલા મનના ભાઈસાહેબ પુરતી વએ પોહચેના હતા, તે છતાંથી તેમની સાથે વેપાર વણજના વહીવટમા કોઈ દાહાડે કામ લાગતા જણાએઆ નોહતા; કેમકે ઘણુ કરી દીવસ તથા રાતનો મોટો વખત ભગતી પુજામા રોકી રાખીને, બાકીનો અવકાસ એકાત-પણે ગુજારતા હતા; પણ તેમના મરણ પછે જારે ખુદ માલેક થએઆ તારે તેમનો રચેલો રોજગાર આટોપી લેવાના હેતુથી સવત ૧૮૯૨ ની આખેરીએ જાહેરમા આવીને સરવે લેણદેણ શા૰ ખીમચદને નામથી પોતે ચલાવા માંડી.

પાલીટાણામા બધાઈને તઈઆર થાઈ રહેલા દેહડાસરની સ્થાપણા કરવા સારૂ બાપની વશીએત મુજબ આ જવાન શેઠ સવત ૧૮૯૩ મા મુંબઈથી મોટો સઘ લઈને તાહા સીધારેઆ તારે તેમા સામેલ રેહવા માટે ગુજરાત, સોરઠ, મારવાડ, કછ, તથા ઘાટ તરફના પોતીકા નાતીલા સરવકોને કંકોત્રીઓ લખીને નોતરેઆ હતા; હાવો મોટો સઘ જારે પાલીટાણામા ભેગો થએઓ તારે ૧॥ લાખ આસામીઓની ગણતરી કેહવાઈ હતી, અને તે લોકો તાહા દોહોડ મહીના સુધી રહેઆ તેટલા અરસામા આ શેઠ ખીમચંદભાઈને સઘલો મલી ૩૭) લાખનો ખરચ થએઓ હતો આ અવસરમા મોટી ખુબી એટ-લીજ જણાઈ હતી કે, હાલી જગોપર ગામની વસતી ઉપરાંત બાહેરના લોકોની ગીરદી છતા એકતો ખાધાપીધાના મુકાન સાથે સરવે સંતોસ પામેઆ, અને બીજુ એકે, ધીચ મેલાવડાથી પરમેસવરની કીરપા એટલી ઉતરી હતી કે, કોઈના જાનને તથા સરીરને કશી હરકત પોહચી નોહતી; સીવાએ, સઘ કાહડી લઈ જણારા શેઠની મેહરબાણ માટે આ જેવન કુદરતી બનાવથી તે પવીતર મકાણમા સવરગવાસ પામેઆ હતા, બાકી સરવે લોકો એમ કુસલતાથી હસતે મોહડે પોતપોતાને મકાણે પાછા ફરી વલેલા સાભલેઆછે.

સીપાઈપણે તેજી અથીઆરની સાથે કવાએતની કલા હોવાથી રણમા જેમ સુરાપણાનુ માન તે મેલવી સકેછે, તેમજ વેપારીનીપાસે તેવા કામની કુનેહ તથા ગણતરી જેવા મજબુત અથીઆરો જે ગણાએછે તે સચવાઈ રહેલા હોએ, તારેજ તેના રસીલા ફલ ચાખેઆમા આવેછે; પણ આ શેઠ-આનો સઘલો અવકાસ ભગતી પુજામા રોકાએઆને લીધે વણજ વેપારના વીચારની ગેરહાજરી જાએઆ ઉપરથી, મરહુમ શેઠ મોતીસાહના ઘણાજ હેતુ મીતરો તથા ખેરખાહ શેવકોએ, બોહલા વેપારમા પડયા કરતા હાથ આવેલા દરવીઅને વીઆજ વટાવથી ખીલવી રાખવાની રૂડી સલાહ તેમને આપી હતી; જે વાત આ ખીમચદભાઈના હકમા જે ખરેખરી ગુણગારી હતી, તેને આગે પાસે ભમતા કેટલાક મતલબીઆઓએ, પોતાના હાથમા ચરવાનું એતર આવેલ

જવું રેહવાની ધાસતીથી સવીકારવા દીધીજ નહીં; અને બની તેટલી યુકતીઓ વાપરીને તેવી સારી સલાહ આપનારાઓના સંબંધમાથી આ શેઠીઆને અલગના અલગ રાખતા રહેઆ ।

ખીમચંદભાઇનો શીતારો જાંહાંસુધી બુલંદ રહેઓ, તાંહાંતુલીકતો સાહુકારી રીતના સુધા વેપારવણજના કાંમમા તેવણ ફતેહમંદ ઉતરતા જણાએઆ; પણ તેની સાથે નાસકારક સટાની સોડ સાંધીને તેજી મંદીના ફાટકાની બુરી રમત પર ફરવા માંડેઓ, તારથી લક્ષ્મી માતાનું દીલ એવું તો કમવાટ પકડતું દેખાવા લાગ્યું કે, જે વખતપર બીજા વેપારીઓ ખરા રોજગારમા નફો હાંશિલ કરે, તેજ અરસામા આ સાહેબ બેહદું નુકસાંણ નીપજાવે, એટલુંજ નહીં પણ પોતાને હાથ રાખેલો બાપીકો રોજગારબી બીગડતો ચાલેઓ, તે ઉપર આ અશીલ તોખ્મના માહપુરસથી અવતરેલા પુતરે કાંઈજ લક્ષ નહીં આપતાં કાચી સહમજના કેટલાક કમુધીઆ અકરમીઓના હાથપર એક રમકડું થાઇ બેઠાથી, શીતારો જારે કમબખતીના ઘેરમા આવેઓ તારે રૂડી સલાહ આપનારા સાહેબોની પરથમ જાચેલી અગંમચેતી હેઠલની કવીતા મુજબ આલંમમા આસકાર થાઈ.

જેમ વખત ગએલો પાછો આવેઓ નહીં, તેમ ફરેલી બુધીમા તે ફાવેઓ નહીં.

મરહુમ શેઠ મોતીસાહનો બોહલો વેપાર બીજાં દેસાવરો કરતાં ચીનખાતે સરવેથી ઘણો મોટો હતો; અને તે કાંમમાટે તેનાએ બે અથવા તરણ ઇમાનદાર આડતીઆઓની ચેહવી રાખેલા હતા; જેઓ માંહેલા ઉપર જણાવેલા ગરહસથની ચાકરીમાં આએ નોંધ લેણાર હોએઆથી તે નીસએપણે કહી સકેએ કે, તેથી કરી એકબીજાને અરસપરસ લાભબી મલતો હતો, પણ જારથી વહીવટની લગાંમ ખીમચંદભાઇને મવાહીન થાઈ તારથી તેઓ ઉપરાંત બીજા ઘણાક આડતીઆઓ તેનાંએ વધારી મેલીઆ હતા, તે વીશેતો કોઈની કશી જબરદસતી ચાલી સકેજ નહી કેમકે ઘણીએ વખતે હેવીબી નેમ રાખેલી હોએ કે તેમના હાથથી ઘણા જણાઓને રોજી મલે. પણ આ વાત ઉપર ધેઆન લગાર પોંહચાડવું જોઈતું હવું કે, જેમ મુહબલક માલ પરચુરણ હાથ વેહેંચાઈ જાએ તારે તે વેચવા ઉપર સરવેને ઉતાવલ થાએ, અને તેથી બને એમ કે તે માહેલો એકાદો આડતીઓ ધણીનું સારૂ જાંણી તેહવા કોઈ સમેની વકીએ થોભેઓ હોએ તો તેની ધારનાં કવચીત પાર પડેજ નહીં; માટે તે કરતાં તો બેહતર એજ કે તેહવું બોહલું કાંમ જેમ બને તેમ થોડેજ હાથ જવું જોઈએ જેમકે તેહવા વખત ઉપર આપણાં હીંદી ઉમરાવ નેકનામદાર મરહુમ સર જમશેદજીનો સરવેથી ઘણોજ મોહોટો વેપાર તાંહાંની માતરે એકજ નાંમીચી પેહેડી પાશે જતો હતો તેમાથી તેનું રૂડું પરીણાંમ તે સાહેબ જોતાં હતા. તેહવાંજ પગલા ઉપર એ સાહેબબી ઉસતવાર રહી ચાલેઆ હોત તો પોતાના પીતા કરતાં સરસ તો નહીંજ પણ તેટલી નાંમવરી અચીત મેલવી

બીસાં તરકરવા માટે તેમની આશપાશે માખીની પેરે ભંમતા ફરતા હતા, તેથી તેમનાં કાંમનો અતીશીઘ્ર બીગાડો થાતો રહેઓ, જે વીશે હમો ભુલતા નહી હોઇએતો ચીનમા હમારી હાજરી અસતાં એક કુકણી મુસલમાંન જે ધનુકરી કોઇને તાંહાં અસલ બુટલેર પણાંમા હશે, તે પરચુટન માલના ટુક ધનધાસર તાંહાં આવતો હતો, જેને કોઇવાર અફીણની પેટીતો શું પણ તેમાહેલી એક ગોટી વટીક નંજરે જોએલીજ નહીં તેહવા એક બાંણકોટી* ઉપર કોઇ બુમાંમદીઆની ભરભલામણ પોંહચેઆથી, આ બીમચંદભાઇએ ભોલાઇપણે એશી રકમે એકજ વાહાંનમધે મુંબઇથી માલવી અફીનની પેટી ૨૦=) અને તેટલીજ રકમ બંગાલી અફીનની કલકતેથી ચહડાવી મોકલેલી જારે એકાએક તાંહાં આવી પોંહતી, તારે લોકોતો હાવો મામલો જોઈ ઘણાંજ અજબ થએઆં; કેમકે તેઓ સઘલા સારીપેઠે જાંણતા હતા કે આ નોધ લેણાર જેમની ચાકરીમાં હતો; તે શેઠ તેમના બાપની વખતના ઘણાંજ પુરાંણાં આડતીઆ કેહવાતા હતા, તેની ઉપરબી કોઇ વખતે એટલી સંખીઆ એક રકમે આવતી નોહતી. તે ઉપરથી સાંભલેઆ પરમાંણે તાહાંવાલા ઘણા જણાઓએ આ ભોલા શેઠને ઓલાસાથી લખીબી વાલેલું હતું, પણ તેઓનુ કાંઈજ નહીં સાંભલતાં પોતાને સલાહ આપનારાઓની મરજીને વસ થાઈ ત્યાર પછેબી રકમબંધ કાંમ તેની ઉપર ચાલુ રાખેલું. પાછલથી હેવું જણાએલું હતું કે હાટલીબધી જથાબંધ હકસાઈ ખાતાં તેને અંતે બેઈમાંણી તથા નીમખ હરાંમી કરીને આ શેઠીઆની મોહટી રકમ જે હજમ કરી ગએઆ તેમાંથી એક દોકડાબી તેવણ પાછો મેલવી સએઆ નોહતા. માટે પાછલથી હાવી રીતનાં અંધેર (જેમાહેલો આ એકજ દાખલો જે નજરે જોવામો આવેઓ તેજ નોધેઓછે પણ તેહવા બીજા ઘણાં હોવા જોઈએ) કાહરોબારથી બાપીકી સકમાઈની રાખશી દોલત ૧૬ વરસના વહીવટમાં ધુમાવેઆ ઉપરાંત મોહટી રકમનું કરજ માંધે હોઈને સંવત ૧૯૦૮ નાં સરાવણ વદી ૧ ને વાર રવેઉન રોજે નાદાર થઇને લેણદેણના ચુકાદા માટે બંધ પડેલો હીમાબ, સારાં માણશોના વીસવાસ પણાને સપુરદ કરી બેઠા. આ બીના જે બનીછે, તે ખરેખરી અફસોસકારક સહમજી જણાવીએચ કે ફડચો કરનારા સાહેબોએ વસુલાત જમા કરીને ઉપજેલી અસકેઆંમત મધેથી માગનારાઓને પેહલી વેંહચણીમા સંવત ૧૯૧૦ ના વઇસાક સુદી ૧૫ ને સુકરવાથી ૯૨ ટકા ૧૨ા લેખે, અને બીજો હફતો સંવત ૧૯૧૧ ના વઇસાક વદી ૩ ને સનીવારે ટકા ના લેખે મલી કુલ ટકા ૨૦ લેખે ચુકાવી દીધા હતા.

આ નોધ લેનાર ખચીત કરી વીશેસ દલગીરી એટલીજ દેખાડેચ કે, તેની નાકેસ કલમથી શેઠ બીમચંદભાઈની કારકીરદી વીશે કાંઈબી સારા સ-

---

* આ વાત કોઈબી રીતના વેર ભાવથી નહીંજ, પણ હમારા માલિકને વરતાવનારા એક ખરા મુરબીના અસરાફ દીકરાને મોટો ધોકો પોંહચેઓાચ તેનું દરદ હઈડે ધરી હીંઆં નોધી લીધીછે; કે જે ઉપરથી તેવા મતલબીઆના ફરેબમા કોઈ સાહેબ ફસતા હોએ તેનાને આટલી સાહુચેતી કાંમ આવે. નો૦ લે૦

માચાર નીકલી સખેગ્યા નથી; પણ બીજા હાથ ઉપર લગાર સંતોશાખી પાંમેચ કે, હાલી રીતની ખરી કેફીઅત હવે પછે બાબીશી આઈતી દોલત મેલવનારા ભોલા સાહેબોને વાસતે ચાણાક ભરેલી એક ચેતવણી થાય; અને તે ઉપર જેબી સાહેબ સારાં ધિઆંનથી લક્ષ આપતા રેહશે તો, તેમાથી અઈનંદે તેઓ ફાએદોજ મેલવી સખશે.

મોતીશાહના અપારપુન આડે આવેઆને લીધે જોકે ખીમચંદભાઈ હસતકની સઘલી મીલકતો તેમના રેવાં માટે તરસતપણામા સોંપાઈ ગયા છતાં, સાંભલેઆ મુજબ સરવે માંગનારાઓની મનજુરીએતથી, કોટ માહેલા બજારગેટના મોહલામા આવેલી મોહટી હવેલી, તથા ભાએખલાના દેહડાંના ચોક માહેલો એક બંગલો, આ સાહેબના પોસણ સારૂ તેમને ભેટ દાખલ મલેઓ હતો; અને તેથી કરી નાદારીમા સપડાએઆ પછેની જફા પાંમતી જીંદગીના બાકી દાહોડા બંગલામા રહીને પેરના ભાડાં ઉપર સંતોસ પકડી ગુજારવાનું તેણાને બની આવેલ હતું. દરદીપની પુહારી ઉપરાંત દેહના દરદમા પાછલથી બીચારા આ અશીલ શેઠીઆની બેહુ આંખોનું તેજબી તદન જતું રહેલ હતું, તેની સુશીબત સાથે પોતાની ઉંમરના ૬૫ વરસ સુખ તથા દુખમા પુરાં કરીને સંવત ૧૯૨૫ ના સરાવણ વદી, ૧૦ ને બુધવારે પોતાની ગુરદાલ દેહ અગણીના ખોરાકને સપુરદ કરી જીવને વઈકુંઠ તરફ લઇ ચાલેઆથી માનવંતા મોતીશાહ શેઠનું એટલુંબી નામ લેણ ખતમ થઈ પડેલ, કેમકે આ મરહુમ શેઠની પીયથી પરથમ થએલી અઓલાદ આગમનથીજ રૂખસદ પાંમેઆને લીધે, આ માહપુરૂસના પુણવંતાં કાંમોની કેટલીક નીસાંણી શેવાએ, તેમના વશીલાની વરધી કાજે હવે તો કોઈજ બાકી રહેલું નથી.

અજબછે આ ફરતા જમાનાની ચાલ—ભલા લોકપર નાખેછે માહતમની જાલ.
સખબએજછે હીંઆં સાહરે કેહવાનો—નથી કોઈબી જગમા સલાંમત રેહેવાનો.
જે આવેઓય તે અંતેતો જવાને કાજ—સરીમંત કાલે તો દુખીઆરો આજ.
પણ ધરમીની રેહવી તો જોઇએ નીસાણ—વસીલાથી જગમા જણાવા પીછાંણ.
જોહાં કુદરતથી ઉતરેછે ગેબી મના—તાંહાંથી દોલતને નામોબી થાએછે ફના.
તેહવો હાલ સઉની સનમુખ થયો—મોતીશાહના વંશમા કોઈ ન રહેઓ.
જેને પેર દોલત ને જુહલતાંતાં વાંહાંણ—તે સાથે જગમાં મેલવેલું માન.
વલી ધરમીપણામા ગણએલા પુરા—દયાદાનમા કવચીત નોહતા અધુરા.
તેવા નરને તાંહાં નહીં એકે પેરાગ—જમાનાનો એતે કેહવો વેરાગ.
ગયા નારે દોલત ને બેટા મુકી—જમાનાની ગીરદેશે દીધો ફુકી.
વંશમા હવે કોઈ રહેલ નહીં—કીરતીજ તેનાની દીપતી રહી.
સખાવતના કાંમો જે કરતો રેહેશે—મરણ પછે સઉ તેને વાહવા કેહશે.

## રઘુનાથ જોસીના બાપ તથા બેટાઓની બીનાં.

કરસનારાવ નારાએણ જોસી વીશે કોઇ કેહચ કે હરજોસીના ફુવા અથવાતો ફુઇના છોકરા કેહવાતા હતા, પણ એ બેહુ જુનેરગોના વડવાઓની ઊંમરના બોહલા તફાવતનો મુકાબલો મેનવતા અચોત કરીને તેઓ વચેની ઊપલીજ સગાઇ મુકરર ઠરેછે. આ કરસનારાવ પોતીકુ પરીવાર લઇને પેહલ વેહલા મુબઈમા આવેઆ તે સાલ સવત ૧૮૨૮ અથવા શાકે ૧૬૯૩ નું માલુમ પડેછે, તે હસાબે તેનાનો જનમ સવત ૧૮૦૦ અથવા શાકે ૧૬૬૫ મા હોએલો જોઇએ. આ ગરહસથ વસાઇની પડોસમા આવેના વીરારગામનો રેહવાશી હતો તાહાથી પોતીકા મમાવાની ૮૧ વરસ પાછલ હીંઆ આવેઆને લીધે તેમના કુટબની પછે આ બીજો વઇદ ગણાએઓ હતો; અને તબીબપણાના ધધામા વખત ગુજારેઆ પછે કેટલીક ઊંમરે પોહચીને કહેઆ સાનમા મરણ પામેઓ તેની ઇઆદદાસત તેમના વારેશોપાશે થાવી નહી હોએઆને લીધે, ચોકસ જણાઈ સકતુ નહી, મગર ધારેઆમેલે તે વાતને પચાસથી વધારે વરસ વહી ગએઆછે.

આ મરહુમ વઈદ પોતાની પાછલ ચાર દીકરાઓ જે હઇઆત મેલી ગએઓ હતો, તે માહેના તરણોની હકીકત કાઇજ જાણવામા આવી નથી; પણ તેમની જગેઆ સાચવનારો માતરે બીજો દીકરો જે રઘુનાથ જોશીને નામે આ ટાપુઆતે આશાભરા થાઇ ગએઓચ, તેનો જનમ સવત ૧૮૨૧ ને મુકાબલે શાકે ૧૬૮૭ ના સાનમા વીરાર તરફ થાએઓ હતો, અને સાત વરસની નાહની ઊંમરમા બાપની સાથે હીંઆ આવી વશેઆ પછે થોડીજ મુદતે વઇદક સાસ્રના અભીઆસમા મસગુલ રહીને તે વીદેઆ જારે પુખત રીતે હાશેન કરી લીધી તારે બાપનીજ પધે વઈદાનો ધધો ચાલુરાખી સઘલે ઠેકાણેથી ઘણુ સારૂમાન મેલવતો હતો.

પોતાના હાથમા આવી પડેલા બીમારોને બનતી માહવજતથી સભાની લેવા શીવાએ તેની બીજી માહભારત કીરતી તો કાઇજ નજર આવતી નથી, પણ એક કામ તેનાએ બજાવેલુ જણાતુછે કે, કાનબાદેવીનુ ઘણુ પુરાણુ દેહરૂ, જે પરથમ કોટની બાહેરના મેદાનમા હતુ તાહાથી બધી મીલકતોની સાથે તેનેબી પાછલથી જારે સરકારે ઊંચકાવેઊં તારે, આ પરમારથી પુરૂશે પોતાના સવાધીનમા લઇ સવત ૧૮૪૧ ના સાલમા હાનની જગો આગલથી એક દેહરૂ પોતીકે ખરચે બધાવીને તેમા મુહરતીને હીંદુની રસમ પરમાણેની ઝીરીઆથી માન સહીત ગોઠવી બેસાડી હતી, અને તે ઉપર દરસાલે થાતો ખરચબી એજ સાહેબ પુરો પાડતા હતા. કાલબાદેવીનો જાહેર રસતો પોહલો કરવા માટે એ દેહડાને ફરીથી બીશેદવાની સરકારને જારે જરૂર થાઈ તારે, તેનીજ પછવાડે ઠા० ધારસી મોરારની મીલકત* માહેલી થોડીક જગેઆ મેનવી લઇને મીઉ

* જાહા આપણી ધારા બાધનારી સભાના એક નવા અધીકારી ધી હાનરેબલ શેઠ નારએણ વાશુદેવજી હવડા રેહેછે. નો० લે०

# રગુનાથ જોશીના બાપ તથા બેટાઓની વંશાવલી.



ભાઈઓ નાંમે કાશીનાથ, તથા તરીંબક કરી હતા; તેઓનાં વારેશોમાં હવડાં કોઇજ હઈઆત રેહેલું જણાતું નથી માટે જે હોઓતે રઘુનાથ તથા ભાસકર જોશીનીજ અઓલાદના કેહવામાં આવેછે.

## છીપી આતમારાંમ બાલાજી.

શોઓ દોરાની સંગાથે સમો સાચવનારો આ ગરહસથ, ગરીબી હાલતમાંથી પસાર થાતો છેક નાણાવટીની નોબતે પોહચેઓ હતો; તે સંવત ૧૮૨૨ ની સાલમા, કોકણ કાંઠા તરફ મુફલેસ મા બાપને ઘેરે જનમ પાંમેલો માલુમ પડેઓછે.

એ પછે તેમના વડવાઓ તાંહાથી નીકલીને થાંણાખાતે આવી રહેઆથી તેમના બીજા એશીઓ, હજીતક તે તરફ વશેલા કેહવાએછે. આ ગરહસથ જારે આઠેક વરસના થએઆ, તારે તેમના ગરીબ માબાપે તેવીજ હાલતના કોઈ સંતોશી એશી સંગાથે તેનાને સોફી આપીને હીંઆ મોકલાવી દીધા; પણ પાલણ પોસણ કરનારા પરમેસવર શીવાએ કોઇની સાહેતા તેનાને જો જડી હોઓતો, જેની સાથે તેવન આવેઆ તેજ માતરે તેમનો રખણદાર ગણાએલો જોઇએ; કેમકે આટલી નાહાંની વએનો બાલક પોતાના બલથી કાંઇબી કરી સકે તેહવી હાલતમા તદન હતોજ નહીં, માટે પારકી પખસમા થોડુંકસુધી પરોટાઈ રેહેઆ પછે, સરઅતમા જણાવેલ તેમ શોઓ દોરાની રમત જારે રંમવા લાગા તારે તેમાથી શીવવાની વલાંણપર આવતા પોતાને જોએઆ; અને તે હોનર જેવો પસંદ પડેઓ, તેવોજ કોઈ દરજીની દુકાંણે ખાધા બદલે થોડુંક સુધી રહીને ચંમલ મનથી તેમા સારો અનુભવ હાંશેલ કરી લીધો.

પંદર વરસની ઊંમરે પોંહચેઆ તેટલાં માંજી ઈસટ ઈનડીઆ કુંપણીની ચાકરીમા લસકરી પોસાક બનાવવાના ખાતાંપર સંવત ૧૮૩૭ ની સાલમા જઈ રહેઆ, અને તાંહાંથી પછે તેનાનો શીતારો રોસની પકડતો વધવા માંડેઓ; કેમકે, તે વખતપર ટીપુ શુલતાંનની સાંહમને ચડાઇ લઈ જવા માટે લસકરી પોસાકની વધારે જરર જણાઈ, તેમા તેમની રોજી હેવીતો જાગી કે, જે બાબેનું મુહબલક કાંમ બીજાઓને મલનારું હતું, તે આ આતમારાંમની જહડપે જબરી શીતાબી કીધાથી સરવે કાંમ અંતે તેનાનેજ સોંફવામા આવેલ; અને તે દાહડાથી તે છેક અધીર ઊંમરે પોંહચેઆ તાંહાં તુલીક એજ કાંમને માટે સરકારની શેવામા મસગુલ રહીને લાખો રૂપીઆના માલેક થએઆ.

હાવાં માહભારત કાંમની મદદથી મોટી પડવીના લસકરી અંમલદારો સંગાથે આ ગરહસથને દોસતી દાવો હેવોતો ગંઠાએઓ કે, પાશે પુસકલ નાણા હોવાથી તેઓ માહેલા જેબી અમલદારોને પઈસાની હાજત જણાએ, તે પુરી પાડવા માટે સરાફી પેશોબી તેનાએ કરવા માંડેઓ; જેથી પઈસામા પઈશો

જારે હુંભેરાતો આવેઓ તારે દરજીના કામથી તદન હાથ ઉઠાવી, નાણાવટીની પેહેડી હીઆં સથાપી બેઠા, તે વાત જેબી પુરાંણા સાહેબો હજી હઈઆત હશે તેઓ આસાંનીથી કહી સકશે કે, આ આતમારામ બાલાજી પણ સરાફી મંડલીની સંફમા ઘણા વરસો સુધી સમાઈ રહીને એક પરમાણીક પુરશ તરીકે ગણાએલા હતા.

પરમેશવરે બખશેલા દરવીઆનો રૂડો ઉપીઓગ જેબી કરેઅ 'તે તેની સ્તુતી ગવડાવા કાજે નહીં પણ અંતકરણથી ઉતરેલી ફરજ બજાવવા માટે કેહવાએછે. તેવીજ નેમ સાચવી રાખીને, આ છીપી આતમારાંમ બાલાજીએ હીંદુઓના ઉપીયોગ માટે ધરંમનું એક મંદીર તથા મુસાફર લોકોના ઉતારા સારૂ મોહોટું મકાંણ વીગરે હીંઆં બાંધેલાંઅ; એટલુંજ નહીં પણ ભુલેશવરમા બંધાએલા તલાવના ખરચમાંથી તરીજી પાંતીનું પુન હાંશેલ કરી લીધુંઅ તે સરવેની યાદી ધરમના મકાણોની ટીપમા દાખલ થએલી આગલ વાંચવામા આવશે; અને તે ઉપરાંત પોતે બેવાર તીરથ સારૂં સંઘ ભેગો લઈને જાતરે ગયા, તારે હજારો રૂપીઆનો ખરચ પોતાની સંપતી મુજબ તાંહાં કરી આવેઆ પછે, હેઠલ કહેલાં દેસાવરો સુધીબી પોતાની યાદગારી કાએમ રાખેલી જે સંભલાઈઅ, તેની ટીપ હીંઆં દાખલ કરવાની રજા લઈએછે.

વેરાવલ તરફ પરભાસ પાટણના ગાંમડાંમા ગવરીકુંડ નામની જગોછે, તાંહાં મુસાફર લોકોની આસાએસ માટે એક મોહટી ધરમશાળા બાંધી આપેલી કેહેવાએછે.

શીતપોર ખાતે ભગતી પુંજા સારૂ એક દેહેરૂં, તથા રાહદારીઓના ઉતારા માટે એક ધરમશાળા બાંધીછે.

બેટદુઆરકાંમા રેહનારા લોકોની પેઆસ છીપાવાના હેતુથી મીઠાં પાંણીના એક કુવાની જે અગત હતી તે આ સખી નરે બંધાવીને પુરી પાડીછે; અને તે ઉપરાંત એક તલાવબી બાંધી આપેઓઅ તે ગોપીતલાવને નામે તાંહાં વખણાએછે.

એ શીવાએ બીજાં ઘણા મુલુકોમા ધરમના મકાંણો બંધાવેલાં કેહેવાએઅ, પણ તેની વીગતની ગેરહાજરીને લીધે વીસતારીને જણાવી સકતા નથી.

બાલપણથી આવીને છેક બુધા થયા તાંહાં તુલીક આ શેઠ, ૭૭ વરસ મુંબઈમા ગુજારતાં અનેક તરેહની ઉકલપાકલનો અનુભવ મેલવેઆ પછે, ૮૫ ની વએ પુરી કરીને સંવત ૧૯૦૭ ના વઈશાક સુદી ૧૦ ને સનીવારે આ સંસારની મએઆમાથી મોકલાસ પાંમી વઈકુંથવાસ થયા તારે તેમની દોલતનો ભોગવટો કરનારો એક દીકરો પોતાની પાછલ મેલી ગયા હતા.

આ આતમારાંમ છીપીના દીકરા વીસવનાથને આપણી ટાપુના ઘણા સાહેબો ઓલખી ચુકા હતા તેથી તેમની બાબદમા વીશેસ લખવા જેવું કાંઈજ અગત નહીં જોતાં આટલું તો દલગીરી સાથે બોલવાની દુખ ભરેલી ફરજ અદા કરીએઅ કે તેમને હાથે બાપીકી દોલતનો મોહટો ભાગ બરબાદ થએલો કેહવામા આવેછે; અને જે થોડુંક સચવાઈ રહેલાંઅ તે માતરે મી૦ મોરોબા

બાલાજી તથા કુસનાજી સખારાંમના રૂડા વહીવટને લીધે માલુમ પડછે. આ વીસવનાથ સંવત ૧૯૨૭ ની સાલમા બે દીકરાઓને હઇઆત રાખી ગુજરી ગયો. એ દીકરાઓમા વડો ન્હાનાભાઈ વરસ ૧૮ ની, તથા નાધલો ગોકુલનાથ વરસ ૧૪ ની ઉમરે પોચેલા જણાએચ, તેઓ ઉપર નો કદાપી રખેવાલીનો બંદોબસત સારો હશે, અને ભલાઓની સંગત પકડીને સંસાર સાચવવાની રૂડી કોશેસ પકડશે તો પોતીકા બપાવાના નામને તેઓ પાછું તાજું કરી સકશે. આંમીન.



## મી૦ વીનોબા સંકર સંઝગીરી.

આપણી માંડવી ખાતાંની અંદર લગભગ ૪૫) વરસ સુધી સરકારી ચાકરીમાં ખરેખુટ લાગુ રહીને સઘલી વરણનાં વેપારીઓમાં વખણાએલા સેનવી ગણાતનાં મી૦ વીનોબાનો જનમ, થાંનામધે સંવત ૧૮૩૮ નાં સાકે ૧૭૦૩ પોસ વદી ૯ ને મંગલવારે ગરીબ માં બાપને પેટથી થાએઓ હતો, પણ બીચારો તે વખતે નસીમનો હૈવો બલીઓ દેખાએઓ કે, હજી દુધમલ બાલક હતો તેટલાંજ (સંવત ૧૮૪૦ માં) તેના બાપ મરણ પાંમેઆને લીધે તેની માંએ પોતીકાં નાવારેસ બચાંને લઇ મુંબઇમાં આવી રહી હતી, જાંહાં સગાં સેનહી પાસેથી ગુજારો મેલવી તેને સંભાલથી ઉધારી થોડાક મોહતો કીધો.

મી૦ વીનોબા જારે પોતાની સહમજમાં આવેઓ તારે કલવકરથી મેહનત મસાગત ખેંચીને થોડીક અંગરેજી ભાસા હાંથેલકરી લીધી, અને ૧૪ વરસની ઉમરે પોંહચેઓ તેટલાં માંડવી ખાતાંમા તેના ભવીશે સંવત ૧૮૫૨ ના સાલમા તેને દાખલ કીધો; જાંહાં આઠ રૂપીઆના હલકા પગારે કાપીઓએની ચાકરી મલી; પણ તેજ દીવસથી ભાએગ ખીલવાની કેથી સરજત હતી તેના સંજોગથી પોતાનાં કાંમમો દન બદન તે એટલાતો ચંચલ માલુમ પડઓ કે દરસાલ પગારમાં વધારો મેલવતો રહીને નવેક વરસ તુલીકમાં છેક સોના અંકપર જઈ પોંહતો; અને જગાતની બાબદના સઘલા સરકારી કાએદા કાંનુનની એટલીતો માહેતગારી તેને હાથ આવી કે, તે પરથી આખી માંડવી ખાતાંમાં દરમાંથે ૩૦૦)ના પગારે વડા કલારકની ચાકરી સંવત ૧૮૬૧ ના સાલથી તેને હેનાઇએટ થાઈ હતી. એ ખાતાંમો વડાપણું મલેઆ પછેથી હરેક કાંમની અડચનો જારેબી જણાએ, તારે તેનો રસતો શેહલ રીતે સોધી આપીને સરકાર તથા વેપારીઓ વચે ઉઠેલી ભાંજગડાનો નીવેરો સમાંધાણીથી લાવતાં ઘણીવાર મેહુ તરફ ફાએદા દેખાડીને સારી સાબાશી મેલવતો રહેઓ; એટલુંજ નહી.પણ તેહવી ચાલાક બુધીને છેક ૩૫) વરસ સુધી મુખતેઆરી સાથે જાલવી રાખેઆથી દરવખતે એ ખાતાં ઉપર આવીને બદલાઇ જતા અંગરેજ કલેકતરો પાસેથી માન ભરેઆં આબરૂ પતરોબી તેને મલેઆ કરતાં હતાં.

પણ ખરૂંછે કે, ઈણસાંનનો ચહડતો સીતારો એકજ ઠપમાં સદા સચવાઈ ન રેહતાં વખતની વલાંણ પરમાંણે ફેરબદલ થવોજ જોઇએ, તેમ

## વીનોબા શંકર સંઝગીરીની વંશાવલી.



જાંહાંસુધી મી० વીનોબાનુ ભવીસ હાવાં બોહલાં ખાતાં સાથે સંબંધ પાંમેલ તાંહાંસુધી જોકે એક મોહટા અંમલદારનાં જેટલી સતા વાપરવામા તેની કશી બાકી રહી નોહતી; પણ તેનુ ચકર જેમ ફેરવાનું ચાલેલ તેમ, કલેકટરના હાથ હેઠલ બપનારા અંગરેજ અંમલદારો, તથા બીજા દેશી કાહરબારીઓ હેવું બોલવા લાગા, અને તેવાત એક લેખે વાજેબી પણ વીચારવામો આવી કે, જારે એકજ સખસ આખી માંડવીનાં કાંમકાજની સતા પોતાના કબજાનમા દાબીરાખે તો, તેની એકાએક કજાબને તારે સરકારની વસુલાતને મોટો ધોકો પોંહચેઆવના રેહજ નહી, માટે હેની હઈઆતી છતાંજ માંડવીનાં દરએક ખાતાંનું જુદુ જુદુ કાંમ તેના રખેવાલો હસતક સોંફી આપવું જોઈએ કે પછે કોઈ વાતની ધાસતી રાખવાનો સવાલ ઉઠેજ નહી. હેવી હેવી વાત ઠેઠ સરકાર સુધી જઈ પોંહતી તારે આકિબતનો અંદેશો વીચારી મી० વીનોબાના હસતકનું સઘલું કાંમ જુદાં જુદાં માંણસોમાં વેંહચી નાખવાની સરકારે સતા ભરેલો હોકમ કલેકતર ઉપર મોકલેઓ; તેથી આ ધુંધી નોકરનાં સરઉપરનો ઘણોક બોજો હલકોતો થએઓ; પણ પોતાની મુખતેઆરીમાં એકદંમ ખોંચ પડી ગઈ. અને વલી કાંમની હેજગારીમાં ઘણા વરસ ગુજારેઆને લીધે લગભગ ૬૦) વરસની ઉંમર થાઈ તેટલાંજ હેંશીની ભરતી જેટલી જઈફીએ તેના બદન ઉપર ગુલબો આણેઓ, તેબાબે નાંમદાર સરકારની હજુર લાંમબા વખતની નોકરીમા બતલાવેલી નીમખ હલાલીનું વરણન રજુ કરીને બાકીની ઝીંદગી સુધી બેઠા મુસારાની મેહરબાંણી માંગી હતી, તે ઉપર ગવરનરની કાંઉનસીલ રૂડી પેરે નેઘાહ પોંહચાડીને સંવત ૧૮૯૭ ના શાકે ૧૭૬૨ ને મુકાબલે ખ્રસવી સને ૧૮૪૧ ની સરૂઆતથી "વારદન પેનસન ફંડ" નાંમની થાપણ મધેથી દરમાંથે રૂ૨૦૦) લેખે જે આપતા કીધા, તે ઉપર સંતોસ પાંમીને ફરી કહીએચ કે મી० વીનોબાએ ૪૫) વરસે માંડવી ખાતાંની માંન ભરેલી ચાકરી છોડી દીધી હતી.

હાવી રીતની જાહેર ચાકરીમાં ઘણુંસુધી લાગુ રેહેઆને લીધે સરકારી મોટ મોટા અમલદારો સાથે કેહચ કે મી० વીનોબાએ સારી બાબેસતા જોડી લીધેલી હતી; તે માહેલા આકાઊંટંટ જનરલ મી० મારીશે જાણેલ કે આ જઈફ ગ્રગહસથ જે સદાનો મેહેનતુ હતો, તે વગર કાંમે પડી રહેઆથી હવે ઝુહરાપો બેંચીને જલદી મરી જશે; માટે હેને લાએકનું કાંઈ શેહેલું કાંમ શોધી તેમાં તેને ગુંટેલોજ રાખવો જોઇએ; હેવા વીચારથી તે દએઆલુ સાહેબે પોતા હસતકની આફીસમાં તેડી બેસાડેઓ, અને તેના બદલામો દર માશે રૂ૫૦) નો પગાર પોતાની ગીરોથી દોસતી દાખલ આપતો રહેઓ, જાંહાં સાટેક વરસ સુખમાં બેંચી કાહડેઆં તેટલાં સંવત ૧૯૦૪ માં બીચારો બેહુ આંખોની રોસની ખોહીને તદન આંધલો થઈ પડેઓ; અને તેવીજ હાલતમાં નવ વરસ સુધી દુખ ભોગવેઆ પછે સંવત ૧૯૧૩ ના શાકે ૧૭૭૮ ના ફાગણ વદી ૨ ને વાર ગરેઉએ ૭૫ વરસની ઉપર બે મહીના, અને ચાર દાહાડા ઝીંદગીના પુરા કરી વઈકુંથવાસ થયો તે વખતે પોતાની પાછલ પાંચ દીકરા, તથા નવ

દાતારો ઉપરાંત કેટલીક દીકરીઓ અને વહુઓ વીગેરેના મોટાં પરીવાર સાથે તેઓના પાલણ જોગું થોડુંક દઈવટથી મેલી ગયો હતો.

આ મરહુમનો કબીલો ઘણું કરીને ચાકરીથી પોતીકો ગુજારો ચલાવી શકેછે, મગર તેઓમા એકજ દાતરો જે ભાગ્યશાલી માલુમ પડેઓચ તે મી. સાનતારામ વીડલને હમો બતલાવીએછે. આ ગરહસથ બચપણથીજ અંગરેજી એલમનો અભ્યાસ કરીને તેમા સારી રવેશે માહીતી મેલવેઆ પછે, આપણી "ગરાંટ મેડીકલ કાલેજ" નામની વઈદકશાળામા લાગુ પડઆ હતો; જાંહાં થોડેલી મુદત સુધી તબીબપણાની પધી કેલવણી પામેઆથી કાએદા મુજબની સનદ મેલવીને પસાર થયો, અને સંવત ૧૯૧૮ ને મુકાબલે શાકે ૧૭૮૪ ના વઈશાખ વદી ૧૧ ને સનીવારથી આપણી ટાપુ ખાતે માન ભરેઓ ધંધો ચાલુ કીધોચ, તારથી કેટલાક વેઆધી લોકોના દરદનું નીવારણ કરીને પરજામા જસ મેલવતો માલુમ પડેછે. એજ ગરહસથે સંવત ૧૯૨૮ ના સાકે ૧૭૯૩ ના પોશ સુદી ૨ ને સુકરવારથી આપણી યુનીવરસીતીમા "ફેલોસીપ" ની પદવી પણ મેલવીછે, અને તેની પુથે તારપછે સંવત ૧૯૨૯ અથવા શાકે ૧૭૯૪ ના પોસ મહીનાની સરૂઆતથી સુલેહના અમલદારનો અધીકારબી નામદાર સરકારે તેને બખશેઆછે; જેને માટે આ જવાન વઈદરાજને મુબારકબાદી આપી તેમના વંસનું વરણન હીંઆં સમાપત કરીએછે.



## ઠા૦ જીવરાજ બાલુ તથા તેમનું પરીવાર.

શોધ ઉપરથી એવું જણાઈ ચુકુછે કે હીંદુ ગનાત માંહેલા ભાટીઆ લોકોના પેહલવેહલાં પગલાં સંવત ૧૮૪૧ અથવા ઇશવી સને ૧૭૮૫ મા, મુંબઈ ખાતે મેલાએઆં હતાં, તેમા આ મકાલે જણાવેલા એક બાગ્યેગસાલી પુરૂસ કછ તરફથી આવેલા કેહવાએઆછે; તે વાતને હજી એકશો વરસબી પુરાં થએઆં નથી. આ શેઠીઆનો જનમ સંવત ૧૮૨૬ માં તેમના સવદેશ ખાતે થયો હતો, પણ તે એવાં ગરીબ માબાપને પેટે કે તેઓ બાપડાં પાસે આધાં ખરચી વટીકનું કાંઈબી દરોબસત હતુંજ નહીં; તેથી કરી ગરીબાંઇમાં કાંહાંની કીરતે પંદર વરસની વએ જારે પોહતા તારે સંવત ૧૮૪૧ ને સાલથી તેમનાં બાગ્યેગની વલાંણ આ ટાપુ તરફ વલી, અને જેમ તેમ મેહનત મસાગત ખેંચીને જનમ આપનારાઓથી જુદા થઈ ઉપર જણાવેલા સાલમાં હીંઆં આવી પોંહોંતા.

કેહવ કે એજ સાલમા હલાર તરફથી નીકલેલા ઠકર રાંમજી ચતુર, ધારશી મોરાર, અને મુલજી વઈદબી આવેઆ હતા પણ તેઓના જનમારાની કાંઇએ હકીકત હાથમાં નહીં આવેઆ છતાં આતલું તો ચોકસ જણાએછે કે તેઓ માંહેલો પેહલો અને બીજો મલી બે સખસો કાપડના વેપારમાં તથા તરીજો ભાટીઓ વઈદકપણાનો પેશો પકડીને એ તરણે સાહેબો આપણી

ઠા૰જીવરાજબાલુ તથા તેમનું પરીવાર.



વસતીમાં પરચેઆત થઈ ગયાછે; તેટલીજ તેઓની યાદીને નોંધી લીધા પછે આપણા આ જીવરાજ શેઠની જીંદગીની જાગ્યના ઉપર પાછા રજુ થઈએછે.

પંદર વરસની ઉછલતી જવાનીમાં આ શેઠ જારે દેસથી આવેઆ તારે અસલથીજ અભણ્ હોવાને લીધે તેમના સોહબતીઓ સરીઓ કાંઇજ ઉદમ હાથમાં લઇ રાખેઆ નહીં; પણ પેટને રોટલા પુરા પાડવાના હેતુથી મજુરી કરવાના મારગને મલતા રેહેવાનું મુનાસીબ જાણેલું હતું; જાંહાંથી તેમની નસીબાની. ઉસાનીનું કીરણ એવી રીતે ફુટતું ચાલેશે કે બેએક વરસ તેમાં વહી ગયાં તેટલાં પોતાનીજ સુકતીથી લોકોને જોઇતા મજુરો મેલવી આપવા માટે એક મુકાદમ થઈ પડેઆ, અને તેવી હાલતમાં બીજાં તરણેક વરસ પુરાં થયાં તેટલા અરસામા અછો અનુભવ હાંશેલ કીધાથી નામદાર ઇસ્ટ ઈંડીયા કુંપની સરકારનો જે મોહોટો વેપાર ચાલતો હતો તેના કાંમકાજની મુકાદમીનો મોહોટો રોજગાર સંવત ૧૮૪૬ ને મુકાબલે ઈસવી સને ૧૭૯૦.ના સાલથી તેમના હસતકમાં આવી પોડો; અને તે દાહડા પછે ડા૦ જીવરાજ બાલુ સઘલી મંડલીઓમા જાંણીતા થાએઆ.

આ જીવરાજ શેઠના ભવીસવાંણીની એક વારતા જે તેમનીજ ગણાતનાં એક આબરૂવાલા ગરહસથને મોહડથી સાંભલવામાં આવીય, તે અજબ જેવી ધારીને નોંધી લઇએછે કે, જારે બીચારાં ગરીબ માં બાપને ઘેરે અવતરેઆ તારે તે દેસના કોઈ ગોરજીએ તેમની જનમ પત્રીકા બનાવેઆ પછે તેમના ઘરહે રાસ વરતીને હેવી ખુસખબ્બરી કહી હતી કે, આ બાલક મોટપણમાં ધનવાન થાશે. જે વાતને તેમના સુફલેસ માં બાપે, તથા દેસનાં બીજા ઘણા લોકોએ કેહછે કે, તે વેલા હેવી રીતે હથી કાહડી હતી કે જે બીચારાંઓને ઘેરે ખાવાનું પુરૂં અન નહી જડતું તેનુ .બાલક રાજ તે વલી કાંહાંથી ભોગવશે? માટે ગોરજીતો બીચારો જનમપત્રીકા બનાવી તેની અપેલી ખરી કરવાસારૂ હાવા સપુનો અસલથીજ બોલતા આવેછે; પણ તે વાતના કરનારાઓને વખતપર આટલુંબી ભાન કેથું નહીંજ રહેશે હશે કે, તે પરમ કુરપાલુ પરમેસવર હેવોતો કારસાજ છેકે નહી હતાંનુ હતું કરી દેવાને કશોએ વીલમ લગાડતોજ નથી; માટે ગોરજીના કેહવા મુજબ આ જીવરાજ શેઠનો સંબંધ એક રાજકરતી સરકારના સાહેઆ હેઠલ જોડાએઆથી રજકરોજીએ હેવોતો ભરપુર થાઈ પડેઓ કે મુંબઇમાં પંદર વરસ રહેઆ પછે પોતાના દેસનીભેટ લેવાસારૂ જારે સંવત ૧૮૫૫ મા તે તરફ ગએઓ તારે ધેઆનમાં રાખેલી વાતને ઈઆદીમા લાવી, પોહચતાં વાર ભવીસવાંની કેહનારા ગોરજીને સોધાવી મંગાવેઓ, અને તેને કહેલાં પરસનુંમનો પાડ વાલવા માટે પઇસા તથા બીજી ચોજેથી દેહ્ય કે તેને સારીપઠે સંતોશેઓ હતો, એટલુંજ નહી પણ તે ઉપરાંત પોતીકાં ગરીબ સગાં સંબંધીઓ તથા નેઆતના નીરાસરીત લોકોમા પોતાથી બની આવી તેટલી સખાવત રેલી આપીને પોતાનો માન ભરેલો ધંધો સાધ્યવવાની સોચ્યનાથી પાછો ફરી મુંબઇમાં આવી રહેઓ, અને તે પછે અતલગ પરીવારને પણ પોતાની મેહરબાંણગી હેઠલ બોલાવી રાખેઆં હતાં.

કુંપણી સરકાર જેવું દુહજતું દરખત તેમના સવાધીનમાં કોઈ હેવે સ-ચોધડીએ આવેલી કે તેમા પોતાની દેઆંણતદારીનું ડાહાપણ સમાવતાં આ જીવરાજ શેઠે સઘલી વરણના શેઠ સાહુકારોમા લાગવગ બંધ બેસાડીને તેના સંજોગથી એક તરફ મોટી મુકાદમીનાં કાંમની ધમાલ ઇસવી સને ૧૮૩૨ સુધી ચાલુ રાખતાં (કેમકે તે પછેથી કુંપણીનો સરવે વેપાર પારલામેંટે બંધ કરાવેઓ હતો,) બીજી બાજુએ ઘણાક દેસાવરો સંગાથે પોતાનો ખુદ વેપારબી ફેલાવી નાખેઓ હતો. જેમાં નીતીનાં સચવાતથી નફાના રસીલાં ફલોની રેહ-લછેલ પરમેસવરે હેવીતો કરી દીધી કે, સરવે ઠેકાણે શ્રી૦ જીવરાજ બાલુની જેઅ થાતી રહી; અને જે સખસ થોડાંક વરસપર પોતાને પેટપુરતો રોટલો સોધવાની મસાગત ખેંચતો હતો તેજ ધણી હવે પાંચશો માણસોને પાલનારો પરકાશી રહેઓ; માટે એ જે બનેલીચ તે તેમના સચોધડીઆમાં થાએલો જનમની સાથે પરમાંણીક પણાની સારી દેઆંનત, અને જાતી અંગબાલની અથાગ મેહનતનો બદલો કુદરતે તેમને ખરેખરો વાલી આપેલો ચોકસ જણાએઓછે.

પારસી ટોલાના હીંદી ઊમરાવ નામદાર મરહુમ સર જમશેદજીની સંગાથે આ બુજોરગ ઠકર બાવાને ઘણુંજ ઘરવટપણાનું નાતું હતું અને એ બેહુ સા-હેબો સરખીજ હાલતમા એક બીજાની દશેક વરસ આગલ પાછલ આ ટાપુ ઉપર પેહલવેહલા આવેલા જે માલુમ પડેછે, તે ઉપરથી જે સાહેબોએ અગાઉ આ... સાંભલેલી હશે, તેઓએ એવું કહેલુંછે કે એ બેહુ બુજોરગવારો જારે એક બી-જાની મુલાકાતમાં ખુસ મીજાસ હોએ તારે, એકેકની અછી ટકોર, નીખા-લસ દીલથી એવી કરતા કે, "ઓ જીવરાજ તુંતો મોટીઆ ઊંચકતો હતો તે હવે ભુલી ગયો કે," તારે તેનો ઉતર તે સાહેબને તતકાલ એવો મલતો કે, "નહીં જીબા હું તો તે દાહાડાને જેમ ઘણો સંભારૂછ તેમ તું બી બાટલી* વેચ-વાની. ઇઆદ રાખતોજ હશે." કેહચ કે એવી ખુરા મસકેરીની વાતો ઘણી વખતે નીરદોસપણાથી અરસપરસ જાહેરમાં બોલાતી હાજર હોએલા ઘણા સા-હેબો સાંભલી તેઓની ચહડતા દાહડાની સ્તુતી ગાતા હતા માટે એવા હીંમત-વાન નરોના જેહવા જેઓના સાફ દીલ હોએ તેઓને તેમના જેહવી જાહોજ-લાલી ખરાં અંતકરણથી હમો ઇછીએછે.

જીવરાજ બાલુએ પોતાની જીંદગીમાં સખાવતના જેબી કાંમો કીધાં હોય તો તે ઘણું કરી પોતીકાં ધરમના પવીતર મકાંણો બનાવવામાં, અને સવદેસ તરફ જાહેર બાંધકાંમોથી સારી નામદારી મેલવીછે, જેમાં એકતો સંવત ૧૮૯૧ ની સાલમા શ્રી ગોકુલ મથુરાંજીની તીરથે તેવણ ગયા હતા તારે, તાંહાં એક મોહટો તલાવ રૂ૨૦,૦૦૦) ખરચીને બંધાવી આપેઓ હતો, અને બીજું એક કછના જીલામા વનજાન તથા જખવ નામના ગાંમો મધે એકેકી ધરમશાળા

---

* આ શ્રીમંત શેઠીઆએ પોતે કાંઈ બાટલી વેચવાનો ધંધો કીધોજ નોહતો, પણ તેમના સસરા શેઠ ફરાંમજી બાટલીવાલાની સંભાલમા ઘણુ સુધી રેહેઆથી તેજ આલખ તેનાની જાહેર થાએલી જણાઇછે. નો૦ સે૦

તથા એકેકો કુવો બંધાવી આપેઓ તે ઉપર રૂ૧૦,૦૦૦) ની સંખ્યાવત કરી દીધી હતી; એટલુંજ નહીં પણ ગુજરાત જીલાના વઢવાંણમાંથી એક ધરમશાળા રૂ૫૦૦૦) ની સખાવતથી બંધાવીછે. માટે હાલી નેકનાંમીની કીરતી સાથે આ-તબી વાતની યાદગારીબી રહીછે કે ઘણીજ ગરીબી હાલતમાંથી પોતાના ઉદી-ઓગની સાહેતા મેલવીને એક ખરી આંટવાલા સાહુકાર નીવડેઆ પછે, ખાતાં તથા ખરચતાં પચાસેક લાખ રૂપીઆને આસરેના દરવીય સાથે, વંસંનજી નામના એકપુરા દીકરાને સલાંમત રાખી સંવત ૧૮૯૯ ના ભાદરવા સુદી ૪ ને મંગલવારે ૭૩ વરસની જઈફીએ પોંહચીને સવરગમા વાસ કીધોછે.

તેવણના દીકરા શેઠ વસંનજી જીવરાજનો જનમ સંવત ૧૮૬૨ ના શા-લમાં થએલો જાંણવામાં આવેઓછે: એ સાહેબે પોતીકા મરહુમ પીતાની પખસામાં રહીને તેનાએ ચલાવેલા વહીવટનો અછો અનુભવ મેલવેલો હતો, તે મુજબ તેમની ચુહજતી પેહેડીનું કાંમકાજ પોતાની ફુઈના દીકરા શેઠ ખટાઉ મકનજીને સરીગતમાં સાંમેલ રાખીને ઘણીજ ચાલાકીથી બજાવી લેતાં દર-બીયમાં કાંઈક વધારોબી કીધો હતો, પણ અફસોસ કે તેનો ભોગવાતો ચાલીક વરસની ટુક મુદત સુધી તેવણ હાંસેલ કરી સખેઆ. પોતીકા ધરમનીમ ઉપર એ સાહેબ ઘણાજ ચુસત હતા તેનું હેત હબડ ધરીને સંવત ૧૯૦૪ ની શાલમાં શ્રી ગોકુલ મથુરાંજીની જાતરા કરવા સારૂ એક સખાવતી સંઘ કાહ-ડીને પોતે શીધારેઆ હતા; અને તાંહાં બે વરસ સુધી રહેઆ તેટલા અરસામાં પોતાના નામ પરમાણે ઘણો સારો ખરચ કીધા ઉપરાંત ગરીબ લોકોને ખેર ખેરાતથીબી રૂડી પેરે સંતોશેઆ હતા; એટલુંજ નહીં પણ તે તરફના સોરમ તથા નાધવારા નામના ગાંમો મધે એકેકી ધરમશાળા એ, શેઠીઆએ જે બં-ધાવી આપી તે ઉપર કુળ રૂ૧૪૦૦૦) મેહલા કેહેવાએઆછે; અને તે ઉપરાંત બીજાંબી ઘણાંક ઉપીયોગી કાંમોની ઉલત કીધેલી હતા, તેટલાં તેજ પેકાંણે કોલેરાનો પલીદ રોગ તેમનો જમદુત થઇ લાગાને લીધે સારાં કાંમોની ઘ તરેલી સઘલી ઉમેદ મનમા રાખીને સંવત ૧૯૦૬ ના ફાગણ સુદી ૬ ને, બુધવારે ૪૪ વરસની જવાંણ વએમાં જારે જીંદગીને ખતમ કરી ગયા, તારે પોતાની પાછલ દરવીયની સાથે નાંમ લેણાની યાદીમા શેઠ વલભદાસ, તથા દુઆરકાં-દાસ નાંમના બે દીકરાઓને મેલી શીધારેઆ હતા.

આ વસનજી શેઠ ગુજરેઆ તારે તેમના બે દીકરાઓ મહેલા વડાની વરસ ૨૪, અને નાંહનાની વરસ ૧૦) ની ઉમર જણાઈ હતી; તોપણ તેઓનું રખસણ કરનારી સદગુણી બાધવા માંતુશ્રીએ રૂડી વરતણુકથી તેઓનું પરતી પાલણ કરીને મરહુમ શેઠ જીવરાજ બાલુની પુરાંણી અને પનોતી પેહડીને સજીવન રાખી; એ પેડી ખાતેનાં અસલી મુનીમ પરશોતંમદાસ કાહાં-નદાસ જે ઘણાખરા દાસને નાંમે સરવેમાં પરખ્યાત થાઈ ગએઆછે, તેનાએ તથા જીવરાજ શેઠના ભાંણેજ ડા૦ ખતાઉ મકનજીએ મલીને રૂડા વીચારથી શેઠ દુઆરકાદાસ મોહટા થએઆ તાંહાં સુધી પેહડીને સંભાળી રાખવામાં જેહવી કીરતી મેલવી હતી, તેહવા કોઈજ પેહડીનાં મુનીમ, અને મામાનાં

ભાણેજ કદાચજ નીવડેઆ હશે, કારણ કે શેઠ દુઆરકાદાસ પુગતી વએમા આવેઆ તારે સઘલો વહીવટ, અને સાચવી રાખેલો દઈવિટ રોકડે પાએકે એ દાસજી મલતા પતાઉ શેઠે શેઆંણપણની રાહે બેહુ ભાઈઓના સવાધીનમાં તેઓને હીશે પડતો સોંફી દીધો, ને તે પછે મજકૂર મુનીમ પણ સંવત ૧૯૨૬ મા ગુજરી ગયા તાહાસુધી શેઠ દુઆરકાદાસને સલાહ આપનાર, તથા તેમનાં કામકાજમા મોહતા મદદગાર થઈ જેમ લાગુ રહેલા હતા, તેમ એ શેઠીઆ-ઓની હાવા પરમાણીક પુરસને પોતાની પાસેથી હરગેજ પશેડીઆ નોહતા, માટે એજ તેમની સાચી દેઆનતદારીની માહદત અતરે નોધી રાખવી ઇઓ ગીઅ વીચારીએછે.

આ બે ભાઈઓ માહેલા વડા શેઠ વલભદાસ પોતાનો વારશો લઈને નાખો વહીવત જે ચલાવતા હતા તે સવત ૧ ૨૮ ના ફાગણ વદી ૧૦ ને વાર બુધે ૪૬ વરસની ઉંમર ભોગવીને દેવગત પોહતા, અને તેમના નામની યાદગારી સાચવનારા ઠકર કરસનદાસ તથા ગોરધનદાસ નામના બે દીકરાઓ પરમેસવ-રની કીરપાથી હઈઆત રહેલા જણાએછે.

શેઠ દુઆરકાદાસની ચાલતી કારકીરદીમા માતરે બે દાખલા તેમના ભલા નામની યાદગારી તરીકે જે જણાઇ આવેઆછે, તેમા એકતો એ સાહેબે પો-તીકા નામની એક સોદાગરી પેહેડી સવત ૧૯૧૬ ના આસો મહીને અતરેથી ચીન ખાતે પેહલવેહલી મોકલાવી હતી (જેની ઘણા વરસો આગમજ તેમના ખપાવાના વખતથીજ એ બેહલા બંદર સગાથે લાખો રૂપીઆનો વેપાર આડ ટીઆઓના હસતકમા ચાલતો આવેઓ હતો) પણ તેમા ખામી માતર એટ લીજ રાખેલી જણાઈ કે, પોતે એક ખરા હીંદુ છતા તેનો વહીવટ પરકોમના સખસોને હાથે સેવત સુધી ચાલવા દીધો; જો કદાપી તેમનાજ નેઆતીલાઓ, જે વેપાર વણજના કામમા આજે ઘણા ચાલાકી ભરેઆ વખણાએછે, તેઓ માહેલા કોઈબી સાહસીક પુરૂખોને સઘરી લઈ મોકલાવેઆ હોતતો, તેમના નામની યાદગારી ગોકસ રીતે એવી ગવાતે કે હીંદુની પેહેડીમા હીંદુઓજ વહી વટદાર ચીન ખાતેખી જઈ વશેઆ; પણ તેહવું નહીં બનતા સાભલેઆ પર માણે વેપારમા અવગણ જેવું જણાએઆ ઉપરથી તાહાની પેહેડી સવત ૧૯૨૮ ની દીવાલીથી ઉંચકી નાખીછે અને બીજી યાદગારી તો ખરેખરી ઉતમ અને અબલાજાતીઓની ઇનસાનીએતપણામો અતીસે વધારો કરવા સબધી પુનવતી વખણાએછે કે, ગુજરાતી તથા કછી હીદુઓની છોકરીઓને કેલવણી આપવા માટે ઉભી થએલી કોટની "કનેઆશાળા" જે કેટલીક મુદત સુધી પર-થમ બુધી વરધક સભાના ઉપરીપણામા ચાલતી હતી; તેને આ શેઠીઆએ પોતીકા સવાધીનમા લઈને તેમના સુરખી મરહુમ જીવરાજ બાલુને નામે જન સુકના પાએઆપર ઓસતવારી સાથે નીભાવી રાખવાના ખરા હેતુથી સંવત ૧૯૨૪ ના સાલની સરૂઆતમા ૩૨૦,૦૦૦) ની મોહટી રકમ સખાવતની રાહે અલાહેદી કાહડી આપેઆથી, તે કામમા પડેલી ખુટ સમપુરણ રીતે પુરી થઈછે; કારણ કે દેશ સુધારાના એક ભલા કામને ઉતેજન આપનારો, અને

વખતસર જોઇતો ઘણોજ મજબુત ટેકો મલીઓ એટલુંજ નહીં, પણ તેમના મુરબીએ મેલવેલા સવખતની કમાઇનો સચવાઇ રહેલા પઇસાનો થોડોએક ભાગ હાવાં સુભ કાંમ માટે રોકાએઓ તેની, તથા તેમા મદદ આપનાર આ જવાંણ શેઠીઆની યાદગારી સંબંધી એકજ સરખી વખાંણ, જાંહાંતુલીક મરહુમ શેઠ જીવરાજ બાલુને નામથી સજીવણ થએલી પાઠશાળા સહી સલાંમત રેહેશે તાંહા તુલીક કોઇથીબી કદચીત ભુલાશેજ નહીં.

આ જવાંન શેઠીઆ જેમ દરવીઅથી ભરપુર થાએઆછે, તેમ ધનસાંનીએત પણાની સરવે રીતીને સારી પેઠે સંભાલનાર, અને ગરહસથોની મંડળીનાં એક ભલા મીતરબી ગણાતા આવેછે; ભાટીઆ ગણાંતની માહજનને માંથે કેટલાક ચોગલાઓ જે છે તેઓમાં આ શેઠ દુઆંરકાંદાસ સાંભસેઆ મુજબ પેહલી પદવી ધરાવીને તેમની નેઆત સંબંધી ઘરગતુ ભાંજગડનું સમાંધાણી ભરેલી શેવટ લાવી આપવામાં મુખીઅ ભાગ લઇને પોતાની ફરજ બજાવેછે.

એવણનાં એક દરવીઅવાન અતલગ એશી ડા૦ ગોકુલદાસ તેજપાલ જે થોડુંજ.થએલી મરણ પાંમેઆછે, તેનાની મોહટી મીલકતનો વહીવટ તેમનાં વશીએતનામાં મુજબ તેવનનાજ નેઆતીલા શેઠ લખમીદાસ ખીમજીની સાંગાથે એકમત રહીને આ શેઠીઆ જે ચલાવેછે, તે ઉપરથી એ મરહુમ શેઠની વીધવા બાઇ સામાંવહુએ કેહચ કે, લુછા લોકોની ઉસકેરનીથી કેટલીક વાતોનાં વાંધા ઉઠાવીને છેક હાઇકોરટની પવીતર દરબાર સુધી તેઓને લઇ ગએઆં હતાં; જાંહાં એ સંબંધી બાબદોની ચોકસ તપાસ નાંમવર નેઆએહાધીશે ઘણીજ બારીકીથી ચલાવીને ઉપલા બેહુ સાહેબોએ બજાવેલાં કાંમો ઘણાંજ પસંદ રાખેઆં, અને બાઇનાં વાંધાઓ બીલકુલ બાતેલ કરી આપેઆ, તે વાતનો સંતોસ તો જોકે સરવેને ઉપજવોજ જોઇએ, પણ તેમાં દલગીરી માંતરે એટલીજ ભેલાઇચ કે અરસપરસનાં શેહજ મીનાકીસાને લીધે એ મરહુમનાં દરવીઅનો કેટલોક ભાગ સારાં કાંમોમાં વપરાતો ઓછો થાએઓ.

જીવરાજ શેઠના ભાંણેજ મી૦ ખટાઉ મકનજીનો જનમ કછ તાલુકેના તેરાગાંમ મધે, સંવત ૧૮૭૬ નાં સરાવન સુદી ૧૨ ને સોમવારે થાએઓ હતો. અગીઆર વરસની વએ પોંહચતાં સંવત ૧૮૮૭ ને સાલ પોતીકા મામાની મેહેરબાંની હાંસેલ કરવા માટે પેહલવેહલા એવણ મુંબઇ આવેઆ, ને તેમનીજ બખસમાં રહીને સંસાર સરજેવાની કેલવણી પાંમેઆ પછે, વેપાર વનજનાં કાંમોની હેનીતો સારી માહીતી મેલવી લીધી હતી કે માહેલાં કેટલાંક દેસાવરો બાતે રૂઉની ખરીદી સારૂ થોડીક. મુદત સુધી આવન જાવન ચાલુ રાખી; અને પરમાંણીક પનાથી કાંમકાજ બજાવવામાં જેમ ચંચલાઇ જણાતી રહી તેમ તેમના મુરબીની મગતાની વીએસ વધવા લાગી એટલુંજ નહી પણ પોતાને તાંહાંનાં બોહલા વહીવટમાં આ ખટાઉ ભાઇને હેવાતો લપેટી લીધો હતો કે, બાપના લાડમાં જેમ વાહલો દીકરો પલે તે કરતાં સરસ ભોગવાતા સંબંધી સરવે પાંઠીનું સુખ મામાએ દેખાડેલી હતું. અને તેવન ગુજરી ગએઆ

પછે વખતે સાલ સંવત ૧૯૦૦ માં શેઠ વસનજી જીવરાજે પોતીકા મરહુમ પીતાનાં જેહવીજ અશીલાઇ દેખાડીને આ ખટાઉભાઇ જે તેમની ફુઇના દીકરા થાએ, તેનાને પોતાની પેહડી ખાતે એક ખાસ ભાગીઆ પણાનાંમાં જોડી લીવો હતો, જે સરીગતનો સંબંધ સાંભલેઆ પરમાંણે શેઠ દુઆરકાંદાસની સંગાંથે પણ તેહવીજ પરીતીથી સચવાઈ રહેઆ પછે બેહુ સાહેબોએ રાજી ખુશી સાથે અરસ પરસનો અખલાસ રાખીને સંવત ૧૯૨૪ ના કારતક સુદી ૨ થી લગભગ પા સદીનું પેઠીઆનું છુટું પાડેઆ પછે પોતાને નાંમે નોખો રોજગાર જે રચેઓછે, તેમા સાંભલેઆ પરમાંણે એવણ સંગાથે કાંમકાજ પાડનારા વેપારી તથા વેહવારી લોકો તેનાની અશીલાઇ, મીલનસારી તથા પરમાંણીક પનાની ઘટતી સતુતી ગાટા રેહેછે; માટે તેહવીજ રૂડી વરતણુક પોતાની જીંદગી સુધી સાચવી રાખવામા પરમેસવરની મદદ ચાહીને આ વરણન હીંઆ સમાપત કરીએછે.



## ઠા૦ લખમીદાસ ખીમજીનાં વડવા, કુટુંબીઓ તથા વારેસો.

આ સદગુણી ગરહસથના ઘરનું જનમચરીત્ર મેલવી આપનારા એક ઈસત મીતરે એવી ઈછા દેખાડી કે, તે હીંદુનીજ ઢપછપમાં છપાએતો બહુ સારૂં; જે વાત આ નોધ લેનારે પસંદગીથી બાહાલ રાખેઆ મુજબ તે સાહસીક બાઈએ લખી મોકલાવેલી કેફીએતને, તેમનો ઉપકારમાંણી બોલેબોલ ઉતારી લેઇએછે.

સઉરાસટ એટલે કાઠીઆવાડમાના હાલાર પરાંતના જામનગર જીલામાના ખંભાલીયા ગામના તેઓ અસલ વતનીછે. તેમનો મુલ પુરૂસ ઠકર પરસોતમ ઓધવજી સંવત ૧૭૭૫ ની સાલમાં તેજ ગામમાં જનમેઓ હતો, અને પોતાની ગરીબ અવસથામાં તાંહાંજ ઉછરી મોહોટા થયો. કેહેછે કે તે વખતના તાંહાંના રાજાએ ગામના લોકો ઉપર ચુલા દીઠ જેવો જુલમાત વેરો નાખવા માંડીયો તે અને તે શીવાએ બીજા કરો પોતાની ગરીબ હાલતને લીવે નહીં આપી સકાયાથી પોતાનું વતન તજી કછમાં જઈ નીવાસ કરેઓ અને તાંહાં ગોવીંદજી નામે એક દીકરો સંવત ૧૭૯૮ મા તેને થયો એવું સાંભલવામાં આવેછે. ગરીબી હાલતમાંથી છુટીને પોતાનું નશીબ અજમાવવાની ધારણાથી એ ગોવીંદજી પોતાની રોજી સોધવાને સંવત ૧૮૪૩ માં મુંબઇ મધે આવી રહેઓ. પાસે પઈસાનું સાધન નહીં તેથી ઉછીપાછીનું કરી સુતરાઉ જાડાં કાપડની ફેરી ફરવાનો ધંધો સરૂ કરેઓ અને તેમાંથી જે મલે તે ઉપર સંતોશ રાખી પોતાનો ધંધો જારી રાખેઓ. ગોવીંદજી ને સામજી તથા ખીમજી નામના બે દીકરા હતા તેમાંથી વડાનો સંવત ૧૮૨૦ ને નાહાનાનો ૧૮૨૩ માં શ્રી કછ મધે જનમ થયો હતો તેમાંથી સામજીતો બાપની હઈઆતીમાંજ સંવત ૧૮૪૨ માં વગર વારસે મરણ પામેઓ એટલે તેના વારસ તરીકે આગલ ઉપર પરખેઆતીમા આવનાર માતર ખીમજીભાઈ રેહેલો હતો. ગોવીંદજીભાઇ મુંબઈમા આવેઆં

# ઠા. લખમીદાશ ખીમજીનાં વડવા, કુટં-બીઓ તથા વારશો.

ઠા. પરશોતમ ઓધવજી મ

ગોવીંદજી મ

શામજી મ — ખીમજી મ

કાહાનજી મ — હરજીવન મ — લખમીદાશ — ગોવરધન દાશ — ધરમશી

વીશનજી મ — નારણજી મ — મુલજી — નરોતમ દાશ — વલભ દાશ — ભગવાન દાશ — કરશન દાશ — દુઆરકા દાશ



તારે તેને તથા પોતાના કબીલાને કછમા મુકી આવેલા હતા પણ ગોવીંદજીના મરણ પામવાની તરણ વરસ અગાઉ ખીમજીભાઈ પણ મુંબઇમાં આવી પોતાના પીતાની સાથે રહેલા હતા. ગોવીંદજી તથા તેઓના બાપ પરસોતમ કાહારે ગુજરી ગયા તે ચોકસ ખબર મલતી નથી પણ ધારી સકાયછે કે ખીમજી-ભાઈ વીસેક વરસની ઉમરમાં મુંબઈ આવેઆ હોય તો તે સુમાર પરમાણે તે-મનો પીતા ગોવીંદજી સંવત ૧૮૪૬ ની સાલમાં ૪૮ વરસની ઉંમરમાં મરણ પામેઆ હોય એવું ઠરેછે.

ખીમજી ભાઇએ પણ પોતાના બાપ ગોવીંદજીના મરણ પછી પોતાનો અસલ ધંધોજ જારી રાખયો અને તેમાં સારાં નસીબે ધીરેધીરે ઠીક ફાવતા ગયા અને પોતાની પાસે બે પઇસાની પુંજીનો વધારો થયો તેવડે એક દુકાન કરી ફેરીનો ધંધો તજી રૂડી રીતે પોતાનો વહીવટ ચલાવીયો. જેમ જેમ નજર પોચાડી ધંધો કરયો તેમ તેમ સારાં ભાયગે ઉતરોતર અધીક ધન સંપાદન કરી પોતાના નામનો ઉતકરસ થતો ગયો અને કાંપડના એક મોટા અને પરખીયાત વેપારી તરીકે ખીમજી ગોવીંદજીની પેઢી ગણાવા લાગી. તેઓએ કલકતા વગેરે કેટલે ઠેકાણે પોતાની પેઢીઓ કાઢી વીયાપાર એટલોતો વધારી દીધો કે ઇસવર કુરપાથી તેમણે પોતાની હયાતીમાં સારો પઇસો મેલવી લક્ષાધીપતીમાં ગણાવા લાગા. પોતાની ભાટીયા ન્યાતીમાં અધાધુંધી ઘણી ચાલતી હતી તેથી શેઠ કાનજી ચતુ તથા શેઠ જીવરાજ બાલુ વગેરેની સાથે મલી ન્યાતીનો ઘણો બંદોબસત કરયો અને તે વખતથી ભાટીયા ન્યાતીના હિતકરતા તરીકે તેઓ પોતાની ન્યાતીમાં શેઠીઆ તરીકે ગણાવા લાગીયા. આ ગરહસથ પોતાની વરૂધાવસથામાં શ્રી ગોકુલ મથુરાં વગેરેની યાતરા કરવાસારૂ પોતાના કુટંબ પરીવાર સુધાં સંવત ૧૮૯૮ ની સાલમાં ગયા હતા તાંહાં તેઓ કુદરતી નીયમ પરમાણે શ્રીનાથ દવારામાં ચઈતર વદી ૧ ને રવીવારને દીવસ સવર-ગવાસ થયા તેમના પાંચ દીકરા હતા. કાંહાંનજી, હરજીવન, લક્ષમીદાસ, ધરમશી, અને ગોરધનદાસ. તેમાં લક્ષમીદાસ નામે જે તરીકે પુતર જે ઘણો પરાકરમી નીકલીયો તેનો જનમ સંવત ૧૮૮૭ ના જેઠ વદી ૧૨ ને ગુરૂવારે મુંબઇમાં થએલોછે. તે પોતાનો પીતા નાથ દવારામાં ગુજરી ગયા તારે તેઓપણ સરવ કબીલા સાથે ભેગાજ હતા તાંહાં તેમણે તથા તેઓના વડીલ ભાઈઓએ મલી પોતાના પીતાની ઉતર કીરયા અને ધરમના કામ અઢી વરસ સુધી રહી સારાં કરયાં હતાં. પોતાના બાપની ધારણા પરમાણે તેમણે દરરોજ સેંકડો બરાહમણો જમાડવામાં તથા બીજાં ધરમને લગતાં કામોમા સઘલા રૂ૫૦૦૦૦) ખરચ કરયો ને બેટ દવારકાંમાં પણ શ્રી તરીકમજીની મુરતી આગલ અખંડ ધીનો દીવો બાલવાના ખરચ સારૂ તાંહાં વાટકાવાડી નામની જગા રૂ૪૫૦૦) માટે ખરીદ કરી આપી કે જેમાંથી વરસ ૧ ના રૂ૩૦૦) ને આસરે આવેછે અને તેમાંથી અખંડ દીવો શ્રી તરીકમજી આગલ ચાયછે. આ પરમાણે તે સપુત છોકરાઓએ પોતાના પીતાના અતી શ્રમના પેસામાંથી યોગીય રીતીએ ધરમ દાનમાં ખરચી પોતાના બાપના નામને મોટુ માન આપીઉં.

ભીમજીભાઈના પાચ પુતરો અને તેઓના પરીવાર વીશેની હકીકત તેઓની વસાવતીના ઝાડ ઉપરથી સાફ માલમ પડશે. એ પાચ ભાઈઓમા તરીજો પુતર લક્ષમીદાસ સરવમા સારો ભાગીયસાલી અને પરાકરમી થયો તેણે પોતાના બાપના નથો ઘણી ઉતકૃષ્ટરીતીએ ચલાવી પોતાનો વેહેવાર એવાતો ચોખો રાખયો કે જેથી કરી એના પરમાણીકપણા વીશે ઘણાઓની પુરણ ખાતરી થઇ ગઇ. તેમ નશીબનો પણ એવો સારો કે જેમ જેમ પોતાનો રૂડો વેહેવાર ગમી નથો કરયો તેમ તેમ ઘણુ ધન સપાદન કરી બાપની મેલવેલી દોલત અને કીરતીમા સારો વધારો કરેઓ. અને એ પરમાણે વધતા વધતા સવત ૧૮૨૦ ની સાલથી આ મુબાઈ શેહરમાની એક પરખ્યાત પેઢી કે જે વાલેસની કપનીને નામે ઓલખાયછે તેના તેઓ દલાલ થયા અને તારપછી ઉતરો ઉતર તેઓનો ઉતકરષ થતો જાયછે. તેમણે પોતાની જાતીમા મોટાઇ મેલવીછે એટલુજ નહી પણ પોતાના સદગુણને લીધે આપણા રાજ કરતા અમલદારોને પણ એ ગરહસથ વીશે સારો અભીપરાય બધાયાથી શેહેરના એક મુલેહના અમલદારનો હોદો આપણી સરકારે તેમને આપીયો અને તે હોદામા તેઓ સવત ૧૮૨૦ ના માગસર માસથી બીરાજેછે. તેઓની નાતના તમામ લોકો એમના પરમાણીકપણા ઉપરતો વીસવાસ રાખેછે અને તે રાખવાને લાયક તેઓ પુરતીરીતે છે એની સાબેતીમા અમારા જાણવામા આવીયુછે કે ભાટીઆ માહાજને પોતાની ઉપજ ખરચનો અને તમામ કામનો વહીવટ તેઓનીજ દેખરેખથી કરવાને તેમને અરજ કરી મુકરર કરયાછે અને તેના સવીસતર હીસાબના દર વરસે જે ચોપાનીયા નીકલેછે તે અમે વાચ્યા તેથી અમારી ખાતરી થાયછે કે એ કામમા તેઓ માતર પોતાના જાતભાઈઓનુ કલીયાણ ઇછીને વગર સવારથે પોતે જાતે મેહેનત લઇ ઘણી સફાઈ રાખેછે. વલી આપણી મુબઇનો રેહેવાસી તેઓની નાતીમાના શેઠ ગોકલદાસ તેજપાલ જેઓ પોતાની આસરે ૩૭ લાખ રૂપીઆની પુજી મુકી ગુજરી ગયાછે તેમણે પણ આ સદગરહસથ ઉપર એટલોતો વીસવાસ રાખેલોછે કે પોતાના વીલમા પોતાની મોટી મીલકતના ટરસટીઓ તરીકે શેઠ દુઆરકાદાસ વસનજી ભેગા તેમનેબી મુકરર કરેલાછે.

હાલ વલભ વંસના માહારાજોમા જે અનીતી ચાલેછે તે તેમના વડીલો સારી રીતે સમજતા હતા, પણ તેઓથી તે વીશે કાઈ કરી સકાયુ નહતુ પરતુ આ ગરહસથે જાહેર હીંમત બતલાવી માહારાજોની ખરી અનીતીને ઉઘાડી કરી અનીતીના મારગનો તીરસકાર કરેઓ તથા પોતાની નાતમા જે ઘણોજ ગેરબદોબસત ચાલતો અને કોઇ કોઈની દાદ ન સાભલતુ હતુ તે સરવનો રૂડો બદોબસત કરી એક ખરા પરમાણીક, સાહેસ અને પરોપકારી પુરૂષ તરીકે પરીપુરણ રીતે વરતી શેઠાઈ અને જસટીસ આફ ધી પીસનો માનવતો ઓધો ભોગવી પોતાના કુટબમા અને આ શેહેરના સઘલા લોકોમા રૂડી પરખ્યાતી મેલવી સુખ અને સાતીથી દીવસ નીરગમન કરેછે.

# કલકતાના પેહલા બાબુ શા૦ નાંનજી જેકરન.*

શ્રી કાઠીઆવાડના જીલે માંગરોલ*કરીને સમુદર કીનારે એક ગાંમછે; જાંહાં દસાશ્રીરમાળી સરાવક ગણાતના શા૦ જેકરન ભીમજી જે રેહતા હતા, તેના દીકરા આ નામવર નાનજીશાહ સંવત ૧૮૩૦ ની સાલમાં જનમ પાંમેઆ હતા; જારે ૧૫ વરસની વએ પોંહતા તારે સંવત ૧૮૪૫ મા પેહલવેહલાં મુંબઈ આવીને કાપડનો ફુટકલ ધંધો કરવા માંડ્યો; અને તે પછે ઘાટ ઉપર આવતી જતી વનજાર સાથે રોજગાર ચલાવેઆ તેમા કેહચ કે, પાંચ રૂપીઆનું સારૂં દઇવિત તેનાએ મેલવેલું હતું. પણ માહાંભાએગની એક એવી જબરી નડત તેમને ઓચીંતી આવી મળેઆને લીધે સંવત ૧૮૫૮ ની સાલમા આપણી તરફની ચીચબંદર ઉપર જે મોટી આગ લાગી તેમાં રૂપીઆ લાખ દોહોડની કીંમતનો સંઘરી રાખેલા માલનો મોટો જથો બલીને રાખ થઈ ગયાથી થોડુંક સુધી ભારે સંકટ તેનાને ખમવી પડી હતી. જેનો કથીએ ઘભરાત ઉપજાવેઆવના તે વખતપર ચીન ખાતે (જે વાતને આજે ૭૦ વરસ થયાંછે) બંગાલી અફીનની ખપતી ઘણી નીકલી આવી પણ તેના ધંધાને હાથ કરનારો કલકતામાં કોઈજ નહીં હોયાને લીધે આ હીંમતવાન નાનજીશાહે મરહુમ મોતીશાહ શેઠના ભાઈ શા૦ નેમચંદ અમીચંદ સાથે પંઠીઆલાપણાનું નાતુ બાંધીને સંવત ૧૮૫૯ માં તાંહાંની સફર એખતેઆર કીધી હતી; અને રૂડી વરતણુકથી વેપાર ચલાવીને થોડા વખતમાં એટલો તો નફો મેલવેઆ કે, આગમાં પોંટેલી નુકસાની શેહજવારમાં વલી રેહેતાં દરવીઅની ભરચકર જોતા રહેઆ; અને ચીન ખાતે બંગાલી અફીનનો ધંધો કલકતા મધે એજ ગરહસથે પેહેલવેહેલો ચાલુ કીધાની યાદીમાં નાનજીશાહ ગીનાઈ કરી તાંહાં પરખેઆત થઈ પડ્યા, એટલુંજ નહીં પણ એ વેપારના ફેલાવાથી મુંબઈ ખાતેની આડતનું મુહબલક કાંમખી એવણનેજ હાથ આવતું રહેલું; જેમાં પરમાંણીકપણું વાપરીને સરાફી તથા સોદાગરી મંડલીઓમાં સારૂ માન મેલવવા લાગા હતા. નેમચંદશાહ ગુજરી ગયા તારે તેમના સકલગુણી ભાઇ શા૦ મોતીચંદ અમીચંદ જે વેપાર વણજમાં ઉગી નીકલેઆ તેમની સાથે આ બંગાલી બાબુ નાંનજીશાહે આડતનો તથા રાસ ખાતાંનો રોજગાર સાંધી લીધા પછે આપણા જમાને હાતમ સરીમંત સર જમશેદજીનો સખીદસત તેમની ખાંધ ઉપર આવેઆથી નાનજીશાહનો દરજ્જોબી દીન દીન બુલંદી કલાએ પોંહચતો રહેઓ હતો; કારણ કે તે વખતપર હાવા આસરાને લીધે બંગાલી અફીણનો અડધ જથો એવણ હસતકથી ચીન ચહડવા લાગો અને અડધમો બીજા સઘલા વેપારીઓ રોકાતા રહેઆ.

આ નાંનજીશાહે મુંબઈમાંબી પોતીકે નામની એક ખાંનગી પેહેડી સથાપીને લોકો તરફથી આડતનું મુહબલક કાંમ મેલવવા માટે કલકતાની પેહેડીને

* ગુજરાતી હીંદુઓમા આ ગરહસથ પેહલવેહલો જલમારગે કલકતે ગએઓ હતો.

સારો આસરો હાસેલ કરી લીધો હતો. અને સઘલી ઝીંદગી વેપાર વણજના કાંમમાં રોકી બેઠાથી એક કરાએલો, સુધો, સારી દેઆંનતનો અને ચોખા વેહવારવાલો ગરહસથ કેહવાતો હતો એટલુંજ નહીં પણ એમની સાથે જે લોકો લેણદેણ કરતા તેઓ સઘલાની મનપતીજ સારી પરકારે થતી હતી.

આ ગરહસથે કલકતામો લગભગ ૩૮ વરસ ખરેખુર ગુજારેઆ પછે સવત ૧૮૯૭ નાં સાલમા મોતીસાહ સગાપેનુ પંઠીઆલાપણું એક બીજાની રાજીખુશી તથા એખલાસથી છુટુ પાડીને મુબઇમાં આવેઆ, અને બેહુ તરફ પોતાના નામની પેહડી કાએમ રાખીને ઝીંદગીના બાકી દીવશો ગહેત પામવાની મતલબથી પોતીકે સાવદેસ સીધારેઆ હતા જાંહાં સાતેક વરસ સુખ ચેનમા રહેઆબાદ સંવત ૧૯૦૪ ના માગસર વદી ૪ વાર સનેઉએ કઈલાસવાશી થીઆ તારે તેમની ઊંમર ૭૮) વરસની ગણાઈ હતી.

એ મરહુમ નાનજીશાહ પોતાની પાછલ ૪ દીકરાઓ મેલી ગએઆ હતાં તે માહેલા વડા દીકરા શા૰ મકનજી બાપની હઈઆતીમાજ સંવત ૧૯૦૩ ના સાલથી ફારગતી કરી દઈને છુટા પડેઆ હતા, અને બાકીના તરણ દીકરાઓ મધે સુદરજી, જેઠાભાઈ તથા મદનજી જે સામથા રહીને શા૰ નાંનજી જેકરનનાં છોકરાઓની કુંપનીને નામે આડતની તથા વેપાર વનજની પેહડી ચલાવતા હતા; તેઓ પણ સંવત ૧૯૦૯ નાં સાલમા એક બીજા વચે અરસ પરસની સહમજુતીથી છુટા થાઇને પોતપોતાનો અવાહેદો રોજગાર કરવા લાગા.

નાનજીશાહના હાલ હઈઆત રહેલા દીકરા શા૰ સુંદરજીએબી ઘણા વરસ એ પેહડીના સંબધમા કલકતાખાતે ગુજારેઆ હતાં; પણ ઇસવી સને ૧૮૬૫ ના સતાની જેહરી હવા કેટલાક સતોરીઆઓના તોફેલ અસર થએઆને લીધે સઘલી આંટ ખોહીને નાંદાર થાઈ પડેઆ, તે વખતપર સાંભલેઆ પરમાણે તેમના એક ભાઈએ આગલુંપાછલું વેરભાવ એખીતું કરી એ બીચારા શક સુંદરજીને ઘણુસુધી હેવાતો સતાવેઆ કે જે ફડચો શોહેજમાં થનાર હતો તેને ફોકતના ૪ વરસ સુધી વીતમના ભોગવવી પડી હતી; પણ તેમની રૂડી નીસટા અંતે સાહે થાઈ તારે વગર અડચને આઠાવીસમાં કાએદાનો લાભ પામીને હવડાં તેમની આગલી ઓલખાંનવાલા જેઓ કલકતા મધેછે તેઓની મદદ મેલવીને થોડાક રોજગાર કરતા દેખાએચ પણ ગએલો દરવીઅ અને ખોહવાએલી આટ પાછી મલતા કોઈ ઘણી મુદત જોઇએ હેવુ હાલનો સમો આપણને કહી આપેછે.

---

## શા૦ નરસી નાથા.

આ ગરહસથે સંવત ૧૮૫૬ ની સાલમા કછ તરફથી પેહલા આવીને મુમબઇમા વાથો ફીરો, તે વાતને હવડા ૭૩) મુ વરસ જણાએછે; એમના વપારનું મડાન પરથમમા બાહેરના વછીઆતો તથા વેપારીઓની આડતથી

થઓણ, જેમા કેહવ કે સાચી દેઆણતના સારા ફલ તેમને હાથ લાગેઆથી વેપાર વણજમા વધતા આવીને પોતાની નેઆતમા સરવેથી વડા, અને ડાહા પણવાલા એક શેઠીઆ ગણાએઆ હતા; એટલુજ નહી પણ સારી આતને સદા આધીન રેહેઆને લીધે, વેહવારમા હેવાતો પરાગએઆ કે તેની ખુબીથી વેપાર ખાતાની સરવે મડલીઓમા પોતાના નામની પરખેઆતીને પેહલે દરજજે પોહચાડી દીધી હતી. એમના પરમાણીકપણાનો એકજ દાખલો જે.સાભલવામા આવેઓય, તે ઉપરથી કેહવાની કસુર નથી કરતા કે આ નરશી શેઠને, પરથમમા આપણી ટાપુખાતે મશહુર થાઈ ગએલા મરહુમ શેઠ હોરમજજી એદલજી કામાજી જેવણ ચીનાઈ જુબાનમા "પાહવા" અથવા "સેઆી"ના એલકાબથી ઉજેરગી સાથે વખાણએલા હતા, તેવન સગાથે ઘણો સારો ઘરોબો હતો, અને તેજ નાતાથી તેમના દીકરાઓ શેઠ દાદાભાઈ તથા મનચેરજીને ચીનખાતે થાએલા તેઓના રોજગારની સરૂઆતમા કામકાજની લેવર-દેવર સબધી ઘણો મોટો આસરો મલેઓ હતો, જેવાતને આ સાહશીક શેઠીઆઓ આજદન સુધી માન સહીત ઇઆદ રાખતા જણાએછે; અને તેવીજ લાએકાત ધારીએય કે, બીજા ઘણાઓ સગાથે આ નરસી શેઠે કરી દેખાડી હશે; જો તેની હકીગત કદાપી મલી હોતતો મોટા હેતુથી આ નોધમા હમો સમાવી સખતે.

એ શેઠીઆની નેઆતમા કેહવ કે, આગલા દાહાડાઓ ઉપર વીધવાઓને પુનરવીવાહ કરવાની છુટ ભરેઓ રવાઈઓ જે સાધારણ થાએલો હતો, તે રેવાજ એવણ સવત ૧૮૮૮ ની સાલમા જારે ગુજરી ગએઆ તારેથી, અને તે પછે વરસ બેએક સુધી ચાલુ રહીને ખબર નથી કે, શુ સબબથી એકાએક તદન બધ થાઈ પડેઓ, જે મોડો રેવાજ હજીસુધી તેવીજ હાલતમા રેહેઆને લીધે બીચારી નીરદોસ વીધવાઓના હકમા ખરેખરી બેઈનસાફી ગુજરેછે; માટે એટલા તેનીઓના હીના નસીબ કે, તેમના સર ઉપરથી રા૰ નરશીશેઠ ઉઠી ગએઆ, નહીં તર તેનીઓના સણસારી સુખમા ખચીત હાવો અતકાવ થવો મુસેકલ પડતે.

આ ગરહસથ સરાવકનો જે ધરમ પાલતા હતા, તેની ઇઆદગારી માટે પોતાની ગણાતના લોકોને ભગતી કરવા સારૂ એક દેહડાસર ચીચબદર આગલ પોતાની હઈઆતીમા બધાવી આપેલછે. તે શીવાએ તેમની બીજી કોઇભી કીરતીનુ બએઆન દાખલ કરવાજોગ હમારે હાથ આવેલ નહી તેથી ખચીત દલગીરી ઉપજાવીએછે.

## શેઠ ગોકલદાસ તેજપાલ.

બાટીઆ ગણાતના સરવેથી પેહલવેહલા ચાર સખશોની પુઠે બીજા ઘણા જણાઓએ આપણી ટાપુમા વસતી આણી દીધી, તેઓની જીદેગીનો હએવાલ નોધી રાખવાજોગ જણાતો નથી; મગર કેટલાક મેહનતુઓ, જે પોતીકા

શેરાણુ ભવીસની સરજતથી કુક અરસામા પરગોઆત થાહા પડેઆ, તેઓ માહેલા એક તેજપાલ ખટાઉની જીદેગી તેના સકરમી દીકરાએ દીપાવી દેખાડીએ, તેનીજ ઇઆદગારીને આ નોધમા સમાવી લેવાનુ ઇઓગીઅ વીચારીએ છે

કાઠીઆવાડ પરાતના કછમધે મોજે મોઠાગ નામનુ એક ગામડુ છે તાહા કછી ભાટીઆની ગણાતના ઠાકર ખટાઉ કેસનજીને પેટે જનમ પામેના બે દીકરાઓ માહેલો નાનજી નામનો વડો દશેક વરસની વએનો હતો તે પોતાના સવદેસથી નીકલીને સવત ૧૮૫૯ ની સાનમા પેહનવેહના અતરે આવી રહે આ વીશેની વાતો વાકેફગાર લોકોથી જે સાભલીછે તે, અને તેની મુશ્કેલી હાલતને આકાર મેહનતના બલવડે થોડાજ વખતમા તેને ફેરફાર કરી નાખી તે સબધી આ એક ચાણાક બરેઓ ધડો આવનસુ લોકોને માટે યાદ રાખવાજોગ વીચારી હીંઆ દાખલ કરીએછે. કેહચ કે જારે નાનજી ખટાઉ આવેઓ તારે તેની ગાઠમા કાઇબી મુરથ નહીં હોવાથી ઉધાર ઉછીના બેચાર આણા મેલવીને ખજુર વેચવાની ફેરી કરવા લાગો, જેમાથી દરરોજ આખો દાહાડો બટકે તારે બેતરણ આણા નફો ઉપજાવેઆ ઉપરાત રાતરે મોદીના દુકાણની ચોકી કરવા રહીને તાહાથી જે મલે તેવડે ગુજારો ચલાવા માડેઓ, અને તેહવી હાલતમા વરસ એક વટાવેઆ તેટલા જેમ નજર પોહચતી ગઇ તેહવી જીણસ લઇને વેચવાનોજ ધધો ચાલુ રાખેઓ, જે વાતને તરછેક વરસ વહી ગએઆ તારે તેમનો નાઘલો ભાઈ તેજપાલ ખટાઉ જે વરસ પાચેકની વએનો હતો તેને તેના ગરીબ મા બાપોએ કોઈની સગાથે સોફી આપેઆથી પોતાના વડા ભાઈની પાસે આવેઓ, પણ તે બાપરાને પોતાના પેટખાતર રાતને દીવસ રખડવાનીજ વેઠ લાગેલી તાહા આ બાલકની જતન સારી રવેશે કરી નહી સકાએ આના સબબથી, કોઈ કોઠીઆ અદર ચહડાવી તેને દેસ ખાતે પાછો રવાણે કરી દીધો, જાહા બે વરસસુધી પડી રહેઆ પછે તેનો નશીબોખી રૂડી સરજત જોનાર હશે તેથી સાઠ વરસના સુમારની વએમા જારે બીજીવાર પોતાના ભાઇની પાશે તેજપાલ આવેઆ તારે નાનજીની સથીતી લગાર સારી હતી, તેથી નાહના તેજપાલભાઇને બહુ હેતુથી સભારી લીધો. એ વખતપર કેહચ કે દેશાવરોથી આવેલો રૂઉ વેપારીએ તેના દાગીનાઓ ઉપર છાપ મારવાનું કામ તે કરતો, અને નમુનાનો જે રૂઉ એખીતો થાએ તેમા બીજો માલ ઉમેરીને ધધો ચલાવતા ઠેક વીચેક વરસની વએ પોહતો તેટલા તો એક નાઘલા સરીખા સવતતર વેપારીમા ખપવા લાગો, એજ તેના રોજગારી ભરેઆ ઉદીઓગનુ ફલ તેને ખરેખર મેલવેઉ, એટલુજ નહીં પણ તેજપાલબી ભાઈની પખસમા ઉધરીને લગરીક મોટો થવા આવેઓ તારે પરમેસવરની કીરપાથી એ બેહુ ભાઈઓનો સપજ સારી રીતે સચવાએલા રેહેઆને લીધે, મલબાર કોસતા તરફનો થોડાક રોજગાર પરચુરણ માલનો સરૂ કીધો, જેમા ખતીપણાની મેહનત તેઓને પરથમમા પેટપુરતીજ પેદાસ આપવા લાગી, પણ તેહવી ઉલટમા ઉદીઓગને જેમ રૂડી વધારાકપર વલાણ મલતી રહી તેમ દીનદીન વેપાર વધારીને કેહચ કે તેઓ માહેલા નાહના તેજપાલ જારે સવત ૧૮૮૯ ની

સાલમાં મરણ પાંમેઆં તારે આ મથાલે જણાવેલા નાહની વએના ગોકલદાસ દીકરા ઉપરાંત મીઠાંબાઈ તથા માણેકબાઈ નાંમની બે દીકરીઓ મલીને તરણ ફરજંદોની સાથે આસરે તરણેક લાખ રૂપીઆનું દઊલત પોતાના ભાઈ નાંનજી શેઠને સપુરદ કરી ગએઆ હતા. એ પછે ઠા૦ નાનજી ખટાઊએ પોતીકાં બાલવએના ભતરીજાંઓને પખ્ખસમાં સંભાલી લઇને રચાએલા રોજગારને ખીલવી ચલાવેઓ તેમાં રૂડાં ભાગ્યેગથી દરવીઅનો ભંડોલ વધારતાં સંવત ૧૮૯૫ નું સાલ આવેઊ તેટલાં છએક લાખ રૂપીઆ ગાંથે બાંધેઆ હતા, પણ તેમને પેટે કોઇજ વસતી ન હોવાથી એજ સાલમા પોતે જારે ગુજરી-ગઆ તારે, તેના હકદાર વારેસ, અને મીલકતના માલેક આ શેઠ ગોકલદાર થીઆ, તેમનો હએવાલ હવે હેઠલ જણાવેલી બીનાથી માલુમ પડી આવશે

કછી ભાટીઆની માહજનના આ સવતંતર શેઠીઆ ગોકલદાસનો જનમ કેહચ કે સંવત ૧૮૭૮ ના જેઠવદી ૭ ને મંગલવારે મુંબઇમા થાએઓ હતો તે ઉપર ગણતરી લેતાં તેમના કાકા મરણ પાંમતી વખતે માતરે ૧૭ વરસને વએ પોંહચેલા માલુમ પડેઆ; તોપણ શીતારાએ તેમનું સર એટલુંતો બુલં દીએ ચહડવવાની બેશારત દેખાડી કે, હાથમાં આવેલા દઊલટને લગભગ પચીસ વરસ સુધી વેપારનાં કાંમમા ફેરવેઆ કીધાથી છેક સાહઠ લાખ રૂપીઆની પુંજી મેલવી હતી; તે સધલી નહીં સચવાઇ રેહવાના કારણમાં હેવુંબ સંભલાએઊછે કે, પાછલના બે તરણ વરસ જે મુંબઇને માંથે સકત ગુજરેઅ તેની આંચથી મુહબલક પઇશો ધુમાવેઓ, તે છતાંબી એવણ જારે સંવત ૧૯૨૪ નાં કારતક વદી ૮ ને મંગલવારે ૪૫ વરસની જવાંણ વએમાં કઇલા સવાસ થીઆ, તારે જે દરવીઅ સચવાઇ રહેલો હતો તેનો સુમાર સાડતીર લાખનો જાચવામાં આવેલો સંભલાએઆછે; પછે ખરી સંખ્યીઆની ગણતરી તો તેમની વશીએતનાંમાના વકીલોને ચોકસ હોવી જોઇએ.

જવાંણી વએમાં ખંતીપણાની અઠાગ મેહનતની અંદર ચહડતાં નશીબાની મદદ મલેઆથી, મોટા દરવીઅવાન થએઆ પછે, તેને રૂડી પેરે વાપરવાનો વખત આવેઓ તેટલો મોહોતનો તાકીદ જોકે તેહવું નહીં બનવા દીધાની દલગીરી જણાવેઆ ઉપરાંત, બીજા હાથપર સંતોસ પાંમવાનો હેવો સબબ સંભલાએઓચ કે, મેલવેલા પઇસામાંથી મોકલે હાથે ખરચવાની બાબદમા આ મરહુમ શેઠનું મન પેહલાં લગરીક કઠણ હતું, પણ પાછલથી જારે રૂડાં કાંમો ઉપર સખીતબેનુ દીલ દોડાવવા લાગા તારે, કેહચ કે સંવત ૧૯૦૬ માં પોતાના સવદેશની ઊલધાડુ શીધારેઆ તાંહાં, એક લાખ રૂપીઆ ગરીબ-ગુરબાંઓને ખેરખેરાત આપવા તથા ધરંમનીમના કાંમો વગેરે ઉપર ખરચી આવેઆ હતા; અને તે પછે એજ આપવા તેની વલતેસાલ જાતરા કરવા ગએઆ, તાંહાંબી તેહવાંજ શુભ કાંમો માટે બેલાખ રૂપીઆની સખાવતથી પોતીકાં નાંમને શોભા પમાડી આવેઆ હતા. આપણી ટાપુખાતે હીંદુઓના છઇઆંઓની તરબીએત માટે ગુજરાતી તથા અંગરેજી શીખાડવાની બે નીસાલો જે તેનાએ સથાપી હતી, તે માંહેલી સરવેથી પેહલવેહલી સંવત ૧૯૧૧ ના

સાલમાં ૩૨૦,૦૦૦) ખરચીને બાહેરકોટ માંડવી બંદરના લતા તરફ ચાલુ કીધી; અને તેની પુઠે મુંબાદેવી આગલ ૨॥૦ મીતી ફગનાંથનાં પેરમાં કાહડેલી સરકારના હસતકથી ચાલતી નીસાલ પણ તારપછે સંવત ૧૯૧૯ થી પોતીકાં નાંમ ઉપર ચહડાવી લઈને, પોતાને ખરચે ચાલુ રાખી; તે દાહાડાથી આ શેઠીઆનું પરોપકારીપણું પરજા વચે પરખીઆત થતું રહેલ, અને કેટલીક જાતના સુધારા પાછલથી તેમની રૂડી વલાંણ પરકાસવા લાગી. આટલુંજ કાંમ પોતાની હઈઆતીમા કરીને બેશી રહેઆ નોહતા, પણ મરણની જુજ દીવસ આગમજ દોહોડ લાખ રૂપીઆની એક રકમ મેદાનમાં પોતાને નામે એક હાસપીતાલ બાંધવા માટે આપણી નાગદાર સરકારના સવાધીનમાં જે સોંફી દીધી હતી, તેવડે એલફીનસટન હાઈસ્કુલની સાંમણેનાં મેદાન મધે, મરહુમ નાખોદામીઆં મહમદઅલી રોગેના તલાવની પીઠુકદુર, એક કોસાદ જગેઆ ઉપર દરદીઓની માહવજત માટેનું શુંદર મકાંણ બંધાઈને તઈઆર થએલું, સંવત ૧૯૨૯ ના ફાગણ સુદી ૩ ને સનીવારથી ધારેલાં કાંમ માટે ખોલું મેલાઈને આ મરહુમ શેઠ ગોકલદાસ તેજપાલનું નાંમ ચંદરોકાલ સુધી અમર રેહેવાની પુર આશેઆ જણાઈ હતી; પણ તેમા એક હરકતે એકાએક એવો અતકાવ વચે આંણેલોછે કે, આ હાસપીતાલ ઉપર થનારો આકિબત સુધીનો સઘલો ખરચ, નામદાર સરકારે તથા શેહર સુધરાઈના ખાતાંએ મલીને નીમોનીમ પોંહચતો પાડવાનો બંદોબસત પરથમ માજી કમીસનર મી૦ કરાફરડ જે કીધો હતો, તે વાત સાંભલેઆ પરમાણે સુલેહના અમલદારોએ પાછલથી ખીલકુલ નામનજુર રાખીછે; પણ આ મરહુમ શેઠના ધુંધી વકીલોને સામાવહ તરફની કોઈબી અડચણ નડેઆ નહીં કરશે તો, તેઓની ચંચલાઈ હાવાં સુભ કાંમ સંબંધી સરકાર સાથે કોઈ રૂડો તોડ સોધી કાહાડવામા સમપુરણ રીતે સરંજાંમ પોંહચશે.

આ નેકનામ ગરહસથની પાછલ કોઈ વારેસ ન હોવાને લીધે, દરવીયનો થોડાક ભાગ સખાવતપણામાં વાપરવા, અને બાકીની મતા પોતાની માતેશ્રી તથા વીધવાની હઈઆવી સુધી જાલવવાના હેતુથી, મરણની ૨॥ મહીના આગમજ સંવત ૧૯૨૩ ના ભાદુરવા સુદી ૮ ને સુકરવારે પોતાની ખાસ ખુશીથી એક વશીએતનાંમું કરીને પોતીકા ભાંણેજ શેઠ દુઆરકાંદાસ વસનજી, પોતાની ધણીઆંણી સામાવહ, શેઠ લખમીદાસ ખીમજી, ધી હાંનરેબલ મંગલદાસ નથુભાઈ, ઠકર કેસવજી જાદવજી અને ઠકર નાથા જાદવજી મલી આસાંમી જન ૬ ને વકીલો થેડવેઆ હતા; પણ એવું સાંભલવામાં આવેછે કે, એ માહિલા છેલા તરણ સાહેબોએ વકીલાતપણું કબુલ નહીં રાખેઆથી, પેહલા તરણ જણાઓએ શેઠ ગોકલદાસના મરણ પછે ધારા પરમાંણે કોરટથી અખતીઆરનાંમું મેલવી લીધા પછે, વશીએતનાંમાનાં ફરમાન મુજબ એક વીધવા બાઈ શેવાએ શેઠ દુઆરકાંદાસ તથા લખમીદાસ અમલ કરતા કેહવાઈને, હેઠલ જણાવેલાં કામો માટે આ શેઠે આપવા કીધેલા રૂપીઆઓ ઉપર તેજ સાહેબોએ દેખરેખ ઉસતવાર રાખીછે.

મુંબઇમાં હીંદુ છોકરાઓને સારૂં એક બોરડીંગ સ્કુલની એમારત બાંધવા માટે રૂ૪૦,૦૦૦ તથા તેનો જાયુક ખરચ નીભાવાના હેતુથી અનામત કાહડેલા રૂ ૧,૬૦,૦૦૦ મલી ફકત એજ કારણ સારૂ આપેલા ........................ રૂ ૨,૦૦,૦૦૦

મુંબઇમાં હીંદુઓને સંસકરત શીખાડનારી પાઠશાળા માટે એક મકાંણ બાંધવાને રૂ૪૦,૦૦૦ તથા તેનો ખરચ પુરો પાડવાની થાપણમા રૂ૮૦,૦૦૦ મલી............. ..... રૂ ૧,૨૦,૦૦૦

મુંબઇમાં હીંદુ છોકરીઓની નીસાળ કાહડવા માટે રૂ૪૦,૦૦૦, તથા તે મધે અને આગલની બીજી બે મલીને તરણ સ્કુલો મધે પુરવીન થએલી બાલકીઓને ઇનામો વેહેંચી આપવાના કારણસર દરએક નીશાળને માટે રૂ ૪,૦૦૦ લેખે કાહડેઆછે તે સઘલા મલીને ........................ રૂ ૫૨,૦૦૦

મુંબઇમાં વકીલના ધંધાનું કાંમ શીખનારા ભાઠીઆ અથવા બીજા હીંદુ વીદેઆરથીઓની મદદમા ખરચવા કાહાડેલા...... રૂ ૫૦,૦૦૦

મુંબઇમાં નીરાસરીત વીધવા ભાઠીઆણીઓને મદદ માટે.... રૂ ૫૦,૦૦૦

મુંબઇમાં નીરાસરીત અપંગ થએલા ભાઠીઆ પુરશોની મદદમાં. રૂ ૫૦,૦૦૦

મુંબઇમાં લખમી નારાએણનું દેહરૂં બાંધવા, તથા તેના જાયુક ખરચના ................................ રૂ ૩૫,૦૦૦

મુંબઇના ગરીબ ભાઠીઆઓની છોકરીઓને પરણાવી આપવાના કારણ સારૂ ........................ ....... રૂ ૨૫,૦૦૦

મુંબઇમા ભાઠીઆઓના નીરાસરીત છોકરાઓને મદદ આપવા કાજે. રૂ ૨૫,૦૦૦

મુંબઇની માંડવી બંદર આગલ પોતાની હાઇઆતીમાં સ્થાપેલી પાઠશાળાને નીભાવી રાખવાની પુંજીમા આપવા કાહડેલા .. રૂ ૨૦,૦૦૦

મુંબઇમાં મુંબાદેવીની ચોકી પાસે શા૦ મોતી રૂઘનાથવાળાં ઘેર મહેલી સરકારી આગલી નીશાળ જે પોતાના નામથી ચાલુ રાખેલીછે તેના નીભાવસ માટેની થાપણમાં આપેલા .... રૂ ૨૦,૦૦૦

મુંબઇની ઉદીયોગશાળા, બોરડીંગ સ્કુલ, તથા બીજી નીશાલોને માટે જોઇતો સરણજામ લઇ આપવાનાં કાંમમાં વાપરવા.. રૂ ૧૧,૦૦૦

મુંબઇના નીરાસરીત ભાઠીઆઓના મરણની ક્રીરીઆમા આપવા કીધેલી મદદ માટે અલાહેદા રાખેલા............ રૂ ૫,૦૦૦

રૂ ૬,૬૩,૦૦૦

કછ માંડવી તરફ અંગરેજી સ્કુલ કાહડવા સારૂ આપેલા. રૂ૫૦,૦૦૦

કછ માંડવી ખાતે સંસકરત વીદેઆશાળા કાહડવા માટે. રૂ૪૫,૦૦૦

કછના કોઠારા ગાંમમાં એક ધરમશાળા, અને તેને લગતું એક મંદીર બાંધવા માટે રૂ૧૦,૦૦૦ તથા તે મંદીરમાં શ્રી લખમી નારાએણની મુરતી પ-

ધરાવીને તે ઉપર ૯૨ શાલે રૂ ૧૦૦૦ સુધી ખર-
ચવાની થાપણમા રૂ ૨૦,૦૦૦ રોકી રાખવા તે
મલીને કુલ .......... .......... રૂ૩૦,૦૦૦
ઉપલાં ગાંમમાં એક તલાવ બાંધી આપવા સારૂ.. રૂ૧૦,૦૦૦
ઉપલાં ગાંમમાં એક ગુજરાતી નીસાળ સ્થાપવા માટે. રૂ૧૦,૦૦૦
કછનાં મોજે જખવમાં ગુજરાતી પાઠશાળા કાહડવા. રૂ૧૦,૦૦૦
કછના નલીઆ ગાંમમાં ગુજરાતી નીસાલ કાહડી આપવા. રૂ૧૦,૦૦૦
કછના વીજાંણ ગાંમમાં ગુજરાતી નીસાલ કાહડવા સારૂ. રૂ૧૦,૦૦૦
——રૂ૧,૭૫,૦૦૦

હેઠલ જણાવેલાં લોકોને વારસા દાખલ
આપાવેઆ તેની વીગત.

પોતાને ઘેરના ચાકરો વગેરેને રૂ૪૬,૦૦૦ તથા તે ઉ-
પરાંત તેઓ માહેલા આસાંમી જણ બે ઉપર ખાતે
બાકી નીકલતા લેણા બીલકુલ માંફ કીધા તે
રકમ રૂ૫૭,૦૦૦ ની મલીને સઘલી બખ્ખસેસની
સંખીઆ .......................રૂ૧,૦૩,૦૦૦
પોતાની વીધવા દીકરી જમનાબાઈ તથા બેન મા-
ણેકબાઇની પરવરશી માટે વીસ વીસ હજાર અ-
નામત રાખી તેનું વીઆજ આપવા ફરમાવેલછે,
પણ તેઓની કબ્જએલાહીએ તે બધા રૂપીઆ
તેનીઓનેજ નાંમથી વકીલોની નજરમાં ઉપલાં
ધરમ ખાતાંઓ માહેલાં હરેક કાંમમાં વાપરવાની
છુટ જણાવેલીછે................ .રૂ ૪૦,૦૦૦
પોતાની માતાને રૂ૨૫,૦૦૦, વીધવાને રૂ ૧૦,૦૦૦,.
બેહનને રૂ૨૦૦૦ તથા કાકીને રૂ ૧૦,૦૦૦ મલી
તેનીઓના મોહોટ ખરચ માટે અપાવેલા કુલે. રૂ ૪૭,૦૦૦
વારસા તરીકે માતાને રૂ૧૫,૦૦૦, વીધવાને રૂ૧૦,૦૦૦
અને દીકરી તથા બેનને રૂ૫૦૦૦ મલી......રૂ ૩૦,૦૦૦
ભાંણેજની દીકરીને પરણાવી આપવાના ખરચ સારૂ. રૂ ૧૫,૦૦૦
——રૂ૨,૩૫,૦૦૦

પોતાના મોહોત ખરચ માટે વરસ ૧ સુધીના ..........રૂ ૨૫,૦૦૦
ઉપર જણાવેલો સઘલો વહીવત ચલાવનારૂં એક ખાતું સ્થાપીને
તેમા રાખવા ફરમાવેલા મેહેતા, મુતસદી, તથા સેક્રેટેરી
વગેરેનો ખરચ પુરો પડે એતલી થાપણ જે અલાહેધી કા-
હડી તેની સંખીઆ ........ ..... ..........રૂ ૭૫,૦૦૦

રૂ૧૧,૭૩,૦૦૦

વશીએટનાંમામાં જણાવેલી વીગત મુજબની સખાવતના સરવાલા અંદર તેની આગમજ પોતાની હઈઆતીમાં જે અપાઈ ચુકા, તે સાથે ગણતાં શેઠ ગોકલદાસ તેજપાલની દોલત મધેથી રૂ૧૬,૭૩,૦૦૦) બખસીદા થાએલા ગવાએઆછે. આ માહેલાં સઘલાં ધરમખાતાંઓ, તો જો કે ફકત હીંદુઓ-નાજ ઉપીઓગ માટે માલુમ પડેઆંચ, તોપણ એક હાસપીતાલમા રોકાએલા રૂપીઆ દોહોડ લાખ જે સરવે ગણાતના ગરીબ વેહાધી લોકોને વાસતે વપરા-એઆછે, તેજ માહ પુન સરવે ઉપર સરદારી ભોગવતું રહીને આ મરહુમ શેઠનાં નેક નાંમની કીરતી સાથે જાયુક વખણાએઆ કરશે.

સોરાં નશીબે સચવાએલા પઇસાનો ૦૦ ભાગ રૂડાં કાંરણમાં ખરચતાં જે બાકી દઈવત રહેશે, તે આ શેઠીઆએ પોતીકા ભાંણેજ શેઠ દુઆરકાંદાસ વસણજી, અથવા તેમના દીકરો માહેલો જેખી સખસ, તેમની વીધવા સાંમા-વહુની મરણ વખતે હઇઆત હોએ, તેને સપુરદ કરવાનું ફરમાંણ જણાવીને વશીએતનાંમાની શેવટે, વકીલોને તેઓનો અધીકાર રૂડી પેરે બજાવવા સંબંધી ઈશવર પરારથના જે ગુજારેલીછે, તેજ મુજબ ધારવામાં આવેછે કે, તેઓ-માહેલી એક સામાવહુ વતરોગે બાકીનાં બે શેઠીઆઓ આ કારણ માટે સઘલી વાતોમા સાબેત કદમ રહીને, પોતાની કીરતીમાં જેમ ભરેઓ જસ મેલવતા રેહેમ; અને તેહવીજ વરતણુક શીકિ, આકેબત સુધી રેહશે તેમાં કાંઇજ સંધે નથી; પણ એક વાત ઉપરથી કેહવાને અવીઅંત દલગીરી ઉપજેછે કે, આ મરહુમ ગરહસથની વીધવા બાઇ સાંમાવહુ, સાંભલઆ પરમાંણે તેઓના મતથી સદા જુદાં પડેછે, તેને લીધે સારાં કાંમોની વચે પડીચ તે કરતાં વીશેસ હરકતો નડવાની ધાસતી રેહછે; તો જોકે એ કારણ માટે પરથમ ઉઠેલી મોટી તકરાર છેક નાંમદાર માહરાંણીની હાઈકોરટ સુધી એકવાર આહડી હતી, તાંહાં-પણ ઉપર જણાવેલા બેહુ વકીલોએ બજાવેલાં કામો રૂડી પેરે બાહાલ રહેઆ ઉપરથી બાઇ તરફના કેટલાક વાંધાઓ ઉડી ગએઆ છતાંબી એ સંબંધી મુકદમો વલી બીજીવાર નામદાર નેઆએધીસ મી॰ બેલીની હજુર રજુ થએઓ હતો; સબબ કે વશીએતનામા અંદર ફરમાવેઆ મુજબ સાતલાખ ને બાણુહજાર રૂપીઆના ખરચ માટે, આ મરહુમની વીધવાના અટકાવથી શેઠ દુઆરકાંદાસ તથા લખમીદાસ કાંઈ કરી સકતા નહીં, અને તેથી કરી ધર-મના કેટલાંક કાંમો જે અટકી રહેઆં, તે ઉપર તેઓએ જારે કોરટનું ધેઆંણ ખેંચેશ, તારે નામદાર નેઆએહાધીશે સરવે હેકીકેત સાંભલી લઈને સંવત ૧૯૨૯ ના પોસ વદી ૯ ને ગુરવારે હેવો ચુકાદો કહી જણાવેઓ કે, આ મરહુમના ધરમખાતાંની બાબદોનો એક ખરડો ઘડીને બાઇ સામાવહુ અથવા તેનીના વકીલો ઉપર, તેમા કાંઈ વધ ઘટ કરવામાટે તા॰ ૧ લી મારચ ૧૮૭૩ સુધીમા મોકલવો; અને તેમા સાંહમણી તરફથી, ફેરફાર થાએલી બાબદોનો સુધારેલો ખરડો તા॰ ૧ લી એપરેલ ૧૮૭૩ સુધીમાં, ઉપલા બેહુ આરજદારો અથવા તેઓના વકીલો ઉપરાંત, આડવોકેટ જનરલ ઉપર મોકલવો; અને આડવોકેટ જનરલે તેમા ઘટતો ફેરફાર કરીને મનજુર રાખેઆ પછે, તે બાબદ

ચેઆંમબરમા બેસનારા હરેક જડજ પાશે તેની પસંદગી સારૂં રજુ કરવો. બીજાું:—ધરમખાતાંઓને લગતાં સઘલાં નાણા આકાઊંનટંટ જનરલની આફીસમા "ગોકલદાસ તેજપાલના ધરંમ સંબંધી હસાબ" હેવે નાગનું જુદું ખાતું પડાવી અમાણુત મુકવાં. આ નાણા જે"(વીઆજથી) વધીને હવડાં નવલાખ ને બારહજાર રૂપીઆ થયાછે, તેમાથી રૂ૧૫૦૦૦) મી૦ દુઆરકાંદાસ તથા લખમીદાશે ધરમખાતાંના કારણુસર તેઓ પાશે રેહવા દેવા. તરીજાું:— એ બાબદોને લગતાં જે તરસટદીડો કરવામા આવે, તે આડવોકેટ જનરેલ પેહલાં પસંદ કરીને પછે ચેઆંમબરમા બેસનારા જડજની તપારા સારૂં મેલવાં. અને છેલું એકે:—આટલી હરકત માટે થાએલા સઘલા ખરચ ધરમંખાતાંને હસાબે જે નાણા આકાઊનટંટ જનરલને તાંહાં મુકવામા આવે તેમાંથી સઘલાઓએ પોતપોતાના બીલા ટાકસ કરાવીને લઈ લેવા.

આટલીજ બાબદો ઉપરથી ચેહજમા સહમજાઈ સકાએચ કે, જે સદ્ગુણી સખશે ધરમના કારણુસર આપાવેલાં નાણા તેમા વપરાએઆ આગમજ, અરસપરસની અદાવતથી આડે રસતે ખરચાએછે; માટે હાવાં રૂડાં કાંમોની અંદર હજીબી કાંઈક બાકી રહેલું હોએતો, તેને હવે ભુલી જવાસારૂં, એ પરમારથી બાઈસાહેબને સજાવારછે કે, ધણીએ ઠેડવેલા વકીલોનાં મતસાથે સંપજથી મલતાં રહીને સારાં કાંમોમા મદદ આપેઆ કરવી, કે જેથી કરી તેણીના ભારંથારે સખાવતમાં જોડેલાં નાંમને ઝાંહખ પોહોંચે નહીં.

શેઠ ગોકલદાસની ચલગત સંબંધી કશીબી માંહીતી હમો ધરાવતા નથી; પણ લોકમત હેવું કેહવાએછે કે, આટલી મુહબલક દોલત છતાં કોઈબી વાતનો ગરવ મનમાં રાખેઆવના બોલવા ચાલવામાં જેમ ઘણા સાદા-અને મીલનસાર હતા; તેમજ જાતે અશીલ, ઉદીઓગી અને વેપારવણજનાં કાંમોમા ઘણાજ ચપલ ગણાતા હતા.

આ શેઠીઆના કવખતમાં નીપજેલાં મરણનો કારી ધાહ, જેવો તેમનાં માતોશ્રી ઘરડાં ગંગાબાઇને કાલજે લાગો, તેવું દુખતો તેમના કુટંબીઓ માહેલા બીજા કોઈનેબી ઉપજેઊં હશેજ નહીં; અને તેના કારણો હમો લખીને સહમજાવીએ તે આગમજથીજ પાંચનારા સાહેબોના ધેઆંનમાં વસી ચુકેલું જોઈએ કે, હરેક માવતરને એક ફરજંદ જણતાં, અને તે પછે ઉધારી તેને મોટું કરતાં કેટલી મુશીબતો ખંમવી પડછે; અને તે સઘલું સહન કરવામાં એટલીજ મતલબ તેનીઓ રાખતી દેખાએચ કે, તેહવું ફરજંદ સારાં, સલુકનું ને સકરમી નીવરી જનમ આપનારીની જીંદગીને રાહેત પમાડે; માટે હાવીજ રૂડી આશેઆમા નચીંતાઈ પાંમતી ગંગાબાઇએ આખા જનમારાની જીંદગીનો ચેરાગ કુદરતના જહપાટાથી જારે એકાએક બુજાઈ ગએલો પોતાની જઈફી વએમાં નજરે જોએઓ, તારે તેનીજ ગંમખારીનો ગજરો લગભગ ૭॥ વરસપેર ગલે ઓરવીને અંતે અજલની દોરી તુટાથી સંવત ૧૯૨૮ ના સરાવણ સુદી ૧૧ ને ગુરૂવારે આસરે ૭૫ વરસની વએમા દેવલોક જઈ મલેઆંછે. અને વશીવામા માંતરે એક વીધવા વહુ, અને તેવીજ હાલતે

પોંહચેલી એક દાતરી, ઉપરાંત શેઠ દુલ્લભદાસ વસણજી તેમના છઇમાં સાહીત જે દઇઆત રહેલાં જણુએચ, તેઓની સલામતી માટે ફરી આશીરવાદ ચાહીને આ હએવાલ સમાપત કરવાની હવે રજા લઇએછે.



## હાઈ કોરટનાં સંબંધની અતલગ આફીશો ખાતેનાં હેડ કલારક મી૰ તરીંબકરાવ રાધોબા.

કેવલી માહીમમા રેહનારા, સોણાર ગણાંતનાં હીંદુ રાધોબા વીઠલશેઠનો જનમ સંવત ૧૮૧૭ નાં સાકે ૧૬૮૨ માં થએલો જણાએછે; અને વડવાએથીજ તેવન તાંહાંનાં વતણી કેહવાતાબી હતા. પેસવાઇ રાજનો અંમલ જારે તાંહાં પુરજોરમા હતો, તે વખતે એવણ ૨૦) વરસની ઊંમરમાં સંવત ૧૮૩૭ થી ફોજદારની હકુમત મેલવીને વસાઇ તથા ચીંચણ તારાપોરની વચેનાં સઘલાં ગાંમોમધે હકુમત ચલાવતા હતા; પણ તેની સલતનત જારે તે તરફ એકેદમ ડુબવા માંડી તારે બીચારા બીનરોજગારનાં થઇને રોજી શોધવાની ધારનાથી, સંવત ૧૮૬૬ ની સાલમાં બાપીકાં વતણને એકેદંમ તજી દઇ પોતાના પરીવાર સહીત, પેહલવેહલા મુંબઇમધે આવી વશેઆ; આ વખતમા બાગુલશેઠ ગંગાશેઠ જે સરાફી ધંધો કરતા હતા તેને તાંહાં ચાકરીએ રહેઆ; જાંહાં સાત વરસ તેમની તાબેદારીમાં ગુજારેઆ પછે બાકીનાં દાહાડા ઘડપણની અસકતીને લીધે, પોતાના દીકરાને મલતી રોજીના આસરા ઉપર નચીંતથી પુરા કરીને, વરસ ૭૮ ની વએમાં સંવત ૧૮૯૫ ને સાલ આ દુનીઆંમાથી અસબાબ ઉઠાવી દેવલોક જઇ પોંહાંચેઆ.

મથાલે જણાવેલા તેમના દીકરા તરીંબકરાવ રાધોબા, પણ કેવલી માહીમમાંજ સંવત ૧૮૫૨ શાકે ૧૭૧૮ ના આસાડ સુદી ૧૦ ને ગુરૂવારે જનમ પાંમેઆ હતા; અને નાંધલી વએમાં પોતીકાં માં તથા બાપની સાથે તાંહાંથી નીકલી આવીને, મુંબઇનાંજ રેહવાશી થાઇ પડેઆ; જાંહાં અંગરેજી જુબાંનની થોડીક કેલવણી હાંશેલ કરીને સંવત ૧૮૭૧ નાં સાલથી ૧૯ વરસની ઊંમરમાં તે વખતની રીકારડર કોરટના રજીસટરારને તાંહાં સાધારણ કાપીબાઓની ચાકરીએ પેહલવેહલા હલકા પગારપર જઇ રહેઆ હતા; અને જેમ જેમ તાંહાંનાં કાંમકાજમાં વીશેસ માહીતી મલતી રહી, તેમ તેમ પદવી દર પદવીએ ચહડતાં છેક રેજીસટરાર ખાતાંનાં હેડ કલારક, ઉપરાંત ઇકુઇટીનાં એકઝાંમીનર, આડમીનીસતરેતર જણરલ, આફીશીઅલ આસાંઇની તથા પરોહીનાતેરીની કીલેદારી, મલીને પાંચ માંહભારત ખાતાંઓમાં વડા કલારકનો ઓહદો ભોગવવા લાગા; જેમાં પોતાની જાતી હુશીઆરી ઇમાંનદારીને હેવીતો ઉસતવાર રાખીને આલાકીથી ચાકરી બજાવી હતી કે, સાંભલેઆ પરમાંણે જારે ઇસવી સને ૧૮૫૦ માં કલકતાની કોરટનાં અંગરેજ રેજીસતરાર ઉપર લોકોનાં અમાંણત નાંણા ગેરવાજબી પણે વાપરી ખાધાનો અપરાધ પુરવાર

થાએઓ, તારે સરકારના હોકમથી ઉપર જણાવેલાં સઘલાં ખાતાંઓનો હીસાબ તપાસવાની જે તાકીદ થાઈ હતી; તે મુજબ એમના હસતકથી થાએલા વહીવટ સંબંધી કેટલાંક વરસનો હીસાબ આદીતરે જારે તપાશીઆ, તારે, જે જે લોકોની અમાંણત થાપણો તેમનાં સવાધીનમાં હતી, તે સંબંધી થાએલી ઉપજ મધેથી દરએક થાપણવાલાને કોરટનાં શીરેસતા મુજબનુ ચકરવરધી વીઆજ સાથે ચુકવી આપેલી રકમો ઉપરાંત, ૩૭૮૦૦૦)ને। વધારો સરકારનાં પેરમાં લઈ નાંખેલા દરોબસત. માલુમ પડ્યો હતો; તેબાબે આ નીમખ્હલાલ મી૰ તરીંબકરાવને સરકાર તરફથી સાબાશીના સબદો કીવાએ, તેના ઘેડવાએલા પગાર ઉપરાંત બીજું કશુંએ ઇનામ મલેલ નોહતું.

ઉપર જણાવેઆ મુજબનાં જુદા જુદાં ખાતાંઓ મધે એકંજ ઠેકાંણે ઉપર લગભગ ૫૫) વરસ તુલીક આ ગરહસથે ખડે પગે પોતાની ચાકરી આપી તેટલા અરસામા, તો જોકે તરણ તરેહનાં નાંમો* કોરટે ધારણ કીધાં અને તેને લગતાં દરએક ખાતાંઓ મધે ઘણાંક અમલદારો તેની આગલ આવીને પસાર થઇ ગએઆ, તોપણ આ ધણી પોતાની જઈફી છતાં માણ ભરેલી જગાઓ ઉપરથી મોહતની છેલી ઘડી સુધી હરગેજ ખશેઆજ નહીં; અને તેટલી મુદત મોટો મુસારો મેલવવા થકી તેનો હકબી જોકે પોંહચતો હતો તેની પણ કશી દરકાર કીધાવનાં, ચપલ ધેઆંણ સાચવી રાખીને વગર થાકે પોતાનું કાંમ આસાંણીથી બજાવતો રહેઆ; માટે એ ખુબી તેનાંમા કાંઈ ઓછી નોહતી. આપરે જોતા આવેઆચ કે, હેવાં જઈફ માણશો ઘણું કરીને મનની તથા સરીરની સખતી ઘટેઆથી કશુંએ હલકું કામબી બજાવી સખતા નથી; તાંહાં હાવા જેખમ ભરેઆ કારોબાર ઉપર રહીને તેથી નીરાલો વીચાર આપણાં આ દેશી ગરહસથે સરવેની હજુર દેખાડી આપેઓ.

હમો અલબતાં કહી સખશું કે આ તરીંબકરાવ મુંબઇની સઘલી પરજામાતો ક્વચીત પરએખાત થાએલોજ નોહતો; પણ આટલુંતો બોલવું ચોકસ કરશે કે, લગભગ પોણીવસતી માંહેલા સઘલી વરણનાં હલકાથી તે પેહલા વરગ સુધીનાં લોકો દેવાંણી મુકરદમાંમો, તથા વારસાહીસા વગેરેનો હક મેલવવામો ભાગ લેણારાઓ, જેબી આ તરીંબકરાવની પાશે આવી ગએઆ હશે, તેઓ તેમની મીલણસારી, ભલુમણસાઇ, તથા અશીલપણાં વીશે ઘણુ સારૂં મત ધરાવતાજ હશે, તેમાંતો કશોએ સનપે હમો જાંણતા નથી. કેમકે, એમનાં હસતકમાં રહેલાં હરેક ખાતાંમા કોઇબી કીસમનું ઓલખીતું, અથવા અણજાંણેલ માંણસ કાંમસર તેમની પાશે જાનું તો તે સરવેને એકીજ તરેહનાં એખલાસથી ચાહીને રખડાવેઆ વીના તેમનું કાંમ કરી આપવામા આ ગરહસથ ઘણોજ ખંતી હતો; એટલું હમારી થોડીક અનજાંમએસ ઉપરથીબી જણાઈ ચુકેલુંછે માટે હેવા સદગુણી પુરસની જેટલી તારીફ થાએ તેટલી થોડી વીચારીને તેની જીંદગીનો છેલો વખત જે સંવત ૧૯૨૬ ના રાકે ૧૭૯૨ બાદુ-

* રીકારડર, સુપરીમ અને તે પછે હવડાં ચાલતી હાઈકોરટ. નો૰ લે૰

રવા સુદી ૧ ને સનીવારે બરાબર વરસ ૭૪ અને એક મહીનાની ઉપર ચોવીસમે દાહાડે પુરો થાએઓ; તેનું મરટીણક અતરે નોધી રાખતીવેલા તેમનાં રૂહ ઉપર પરમેસવરની કીરપા ચાહીએછે.

આ મરહુમની વરશીને દાહાડે તેનાં એક પુરા પરમાંણીક દીકરા મી॰ સદાનંદ જે પોતીકા પીતા હસતકનાં સઘલાં નહીં પણ એકાદ બે ખાતાંઓ ઉપર હવડાં બીરાજતા દેખાએછે, તેનાએ આ મરહુમની પુંજીમધેથી રૂ૬૦૦૦)નો એક ઉપીઓગી ધરંમ કીધો હતો; તેમાં ધાતુના વાસણો, કપડાં તથા રોકડ નાણાનાં દાંનથી તેની નેઆતનાં ઘણાક ગરજવંતાઓને સંતોશીઆ હતા, અને તે ઉપરાંત નેઆતની રસમ પરમાંણે મોટું જમણ પણ આપેલ હતું.



## હીંદુઓના મોટા માહરાજો.

જુદાં જુદાં દેશો તરફથી હીંદુ લોકો હીંઆં આવી વશીઆને ઘણાંક વરશો પસાર થયા પછે કેહચ કે, શ્રી ગોપીનાથજી નામના એક મોટા માહરાજ પેહેલ પરથમ સંવત ૧૮૫૭ ની શાલમા પધારેઆ હતા; પણ તેમની પધરાંમણીનું પરીણાંમ પઠીજ બરેલ નહીં જણાએઆથી વરસ બેએક સુધી થોભી રહીને પોતાને ઠેકાંણે પાછા ગયા; પછે સંવત ૧૮૬૭ માં શ્રી ગોસવામી શ્રી ગોકુલનાથજી માહરાજ બીરાજેઆ હતા; અને તરણેક વરસ થયાં તારે, તેનાને આએજ ટાપુમાં જાથુક મકાંણ કરી રેહેવા માટે વઇરાણવોની માહજનોએ વીનંતી ગુજારી, અને તે અરજ જારે કબુલ થઇ તારે તેમના સંભાલ માટે હવેલીના ખરચનો બંદોબસત વલબકુલના હીંદુઓની વસતી ઉપર સંવત ૧૮૭૦ ના ચઇતર સુદી ૧ ને મંગલવારને રોજે એક સતાભરેઆં લખતની ખુબીથી વેપારની સઘલી વસતુઓ ઉપરાંત નગદી તથા હુંડી પતરીઓની આંમદાંની ઉપર વેરો લાગુ પાડઆમો આવેઓછે; તે કેહચકે હજીસુધી ઢુધરાવી લઇને મોટા માહરજ શ્રીના મંદીરમાં પોંહચતો કરેછે; અને તેમના વખત પછેથી જે જે માહરાજ ગાદીના વડા થાએચ, તેનાને વગેરા પરંમપરા આ વેરો મલતો રેહેછે. અને તે લખતમાં એવો સકત બંદોબસત કીધેલો કેહવાએચ કે, જે જે ધણીઓ કંઈ બંધ વેપાર કરે તેઓ ઉપર ઠેરવેલો લાગો પોતાના મતધરમથી તેઓ આપેઆ જાએ; અને તે વખતપર આવી રહેલા ઉપરાંત, બીજાબી તેવા કેથી બંધ વેપારીઓ હીંઆં વશે તેઓ પણ મઘરો લાગો આપે.

સરાફી ધંધો વગીક મચાવીને સઘલી વરણમાં પરખ્યાત થઈ પડ્યા હતા. આ માહારાજ શ્રીને તાંહાં શ્રી લાલજી નામના એક ચીરણજીવી હતા, તે તેમની પાચેક વરસ આગમજ વગર ફરજંદે ગુજરી ગયા, તારથી તેની ગંમખારી ભોગવીને પોતે પણ સંવત ૧૮૯૭ ના ફાગણ વદી ૪ ને ગુરવારે ૭૨ વરસની જઈફીમાં વઈકુંઠ તરફ જારે ચાલી ગયા, તારે તેમની ગાદીનો હકદાર વારેસ હઈઆત નહીં રહેઆને લીધે કેહેચ કે, તે વખતપર હાજર હોએલા શ્રી જીવણલાલજી માહારાજને ગાદીનસીન કીધા, તેવન અતારસુધી ખીરાજીને માહજણોએ કરી આપેલા વેરાની વશુલાત મેલવી અમનો અમાનથી વખત ગુજારતા માલુમ પડેછે.

સાહાડ ગાંમ માહેલા શ્રી નાથજીના મંદીરે રેહેનારા એક બીજા મોટા માહરાજ નામે શ્રી ગોસાંઈજી ધનસાંમજી સંવત ૧૮૯૨ ની સાલથી હીંઆં આવી રહેલા હતા; તેવણ વીશેખી વઈસનવો સારી વરતણુક વીચારતા સંભલાએઆછે. પણ લાંબી મુદત ગુજરેઆવના બીચારા ગોવરધનજી માહારાજની બે મહીના પછે જારે હીંઆંજ ગુજરી ગયા, તારે તેનાની વએ માતરે સાહેડક વરસની ગણાઈ હતી.

કાશીવાલા જઈફ માહારાજ રણછોડજી સંવત ૧૯૨૬ ની સાલમા આવીને હીંઆં રેહેઠાણ કરી રહેઆ હતા, પણ બે વરસની ટુક મુદત ગુજરેઆ પછે સંવત ૧૯૨૮ ના આસો સુદી ૭ મે પોણોસો વરસની ઉંમરમા કઈલારાવાસ થએઆ હતા.

સવામીનારાએણના આચારજી (ગોસાંઈઓના માહરાજ શ્રી ભગવતપરસાદજી રાઘુવીરજી) સુરત તરફથી પોતાની સવારી લઈને, આગ ગાડીની મારફતે સંવત ૧૯૨૯ ના માહ વદી ૧૩ ને મંગલવારે, પેહલવેહલા પધારેઆ હતા. આ આચારજીના આવેઆ આગમજ તેમની શેઆંણપત ભરેલી સારી વરતણુકની સ્તુતી ગવાએઆ ઉપરથી, ઘણાક હીંદુ ગરહસથો તેમને લેવા માટે મરીણલેણના મઠક આગલ જઈ ઉભા હતા; અને સર કાવસજી જાંગીર તથા શેઠ કેસવજી નાએકવાલી ચાર ઘોડાની ચારતો માહેલી એકાતમા તેમને બેસાડીને તાંહાંથી શેહરમા લાવેઆ હતા. આ ધરમગુરૂએ કેહેચ કે, જાંહાંસુધી (લગભગ એક અઠવાડીઊ) અતરે રહેઆ તાંહાં તુલીક નીતીસંબંધી દરરોજ ભાસાંણો આપી પોતાની ઘટતી ફરજ માનસહીત બજાવી હતી; એટલુંજ નહીં પણ હેંડબીલોની મારફતે લોકોમા જાહેર કીધું હતું કે, જે સખસો ધરમસંબંધી તકરાર કરવા સભા મેલવશે તાંહાં, તેવણ ખુશી સાથે હાજર થઈને વાજબીની રાહે વાદવીવાદ ચલાવશે. આ ઉપરથી ફાગણ સુદી ૫ ને બુધવારની રાતરે શ્રી રાંમચંદરજીના મંદીરમા ચાર સંપરદાયોની તરફથી એક સભા મેલવીને આ આચારજીને હાજર રેહેવાનું નોતરૂં કીધું હતું; પણ તેજ દાહાડે પોતીકાં અગત કારણસર એકાએક તેવણને સુરત તરફ પાછું શીધારવું પડ્આને લીધે (કેહચ કે તાંહાંથી ફાગણ સુદી ૧૦ ને સનીવારે સાંઢીએર તરફ ગયાછે) ઠેડવેલ વખતે તાંહાં આવવાનું તેવણથી બનેજ નહીં. અને તેથી કરી આખી સભા જે બીચોબીચ

## અમદાવાદના નગરશેઠ પ્રેમાભાઈ હેમચંદના વડવાઓ તથા પરીવારોની વંશાવલી.



ભરાઈ હતી, તે નીશાન પાંમી વીસરજન થઈ. સવાગીનારાએેણના આ આચા-રજીએ શીધારવાની એક દીવસ આગમજ અતરેની નવ નાતના બરાંહમીનોની ચોરાશી જમાડી, ને ઉપરથી દરએકને દક્ષણાનું દાંણુ જે આપેલ તે લેવા માટે કેહેચ કે ૪૦૦૦ બરાંહમીનો તાંહાં ભેગા થયા હતા.

એ ઉપરાંત બીજા ઘણાક દોલધાલુ માહારાજો મુંબઈમા ભટકતા માલુમ પડેછે, પણ તેઓની ચાલચલગત માટે કેહેથી સારું મત મલી નહીં તએઆને સબબે તેવાઓનું વરણન આ નોધની અંદર સમાવવાને નાલાએક પેડવવાની જે ફરજ હમારી ઉપર ઉતરીચ, તેને દલગીરી સાથે અદા કરતીવેલા આતલાં-માજ તેઓની સમાપતી લાવી દીધીછે.



## નગરશેઠ પ્રેમાભાઈ હેમચંદ.

આ નામીચા સરાફક સાહુકારના બપાવા, વખતશાહશેઠની સરાફી પેહડી મુંબઈમાં ૩૫ વરસવેર મોહટી હોરમત સાથે પરકાશી રહેલી હતી; પણ તેમના અખુત દરવીઅની વાંટણી પરીવારોમાં પેધરાએઆ ઉપરથી તેઓ માહેલા દર-એક સાખસે સરાફી તથા સોદાગરી સંબંધ, આપણી ટાપુ સંગાથે ઘણું સુધી જે સાંધી રાખેઓ હતો, તેઓના વડીએલની ઉતપંતીનું વરણન નીચે નોધી લઈએછે.

શેઠ પ્રેમાભાઈની આગમજ થઈ ગએલા છેક આઠ પેહડી સુધીના નામો, જે લખાઇ આવેઆંચ, તે સાથે તેઓના જનમના સાલો જોડાએલાં હોતતો તેઓના પુરાતમપણાની એક સારી યાદગારી હીંઆં નોધાઈ રેહતે; પણ ધારેઆ મેલે ખબર મોકલનારને હાથ તે નહીં આવેઆનો સબબ પીછાંણી, તે માહેલા શેઠ હેમાભાઇના જનમનું જલવાએલું વરસ, જે હમોને મલેછે, તે ઉપરથી અટકલ બંધ બેસાડીને આ કુટંબના સરવેથી વડા શેઠ વાંછાશાહનો જનમ સંવત ૧૭૧૫ મા થએલો વીચારીએછે; તેમા કદાપી બે યા ચાર વરસ વધારે અથવા ઓછાં હોએતો, તેની કશી જમાણત મલી સકશે નહીં. વાંછાશાહ વીશે એવું કેહચ કે, શ્રી મારવાડ માહેલા પાલી શેહેરની પડોસના એક ગાંમમાં તેવણ જનમ પાંમેલા, અને તાંહાંજ પરવેસ થઈને વસતા હતા. જે પછે તેમના દી-કરા સેસકરણ સંવત ૧૭૩૬ મા જનમેઆ; જેની પીધે સંવત ૧૭૫૭ માં સાં-તીદાસ, તેમને પેટે સંવત ૧૭૭૭ મા લખમીચંદ, તેમને પેટે સંવત ૧૭૯૫ મા ખુશાલચંદ, અને તેમને તાંહાં વખતશાહશેઠ સંવત ૧૮૧૫ મા જનમ પાં-મેલા જણાએછે.

ઉપર જણાવેલા વડીએલોમા પેહલા, અને બીજા સાહેબોની તે વખતપર કેવી હાલત હશે, તે વીશેની કાંઇબી નોંધ અજવાલે આવી નથી; પણ ચહડતી દસાની શુરૂઆત કેહચ કે, સાંતીદાસશેઠથી જે થઈ, તે બાબેની દંતકથા એવી કેહવામા આવીછે, અને તે બાબે "આમદાબાદના ઈતીહાસ" કરતાએ, પોતાના

ગરથમા જે ખીના રચેતી જણાઇય, તે ઉપરથી માલુમ પડેછે કે, આ શેઠ પરથમ તો એજ નામના કોઈ સાખસને તાહા દીલી શેહેરની પડોશના એક ગામડામા ચાકરીએ રહેલા હતા; તે વખતપર તેમના શેઠ સાતીદાસ એક જોગીસ્વરની શેવાનુ કામ માથે હોશી તેમનુ નીતરોજ પોસણું કરતા હતા. જે વાતને કોઈ મુદ્દત ગુજરી તારે એક દાહાડે જોગીસ્વરે વાતો કરતા સાતીદાસ શેઠને કહી સંભળાવેઊં કે, તમો ઘણુ થએઊં માહરી શેવામા ખાધા પીધાનુ જે તજવીજ રાખી મને પોહચાડોય, તે ઉપર તમને પાચ સાત હજાર રૂપી આ ની ખરચ થયો હશે, માટે તમોને તેમા શો લાભ થાએછે? તારે સાતીદાસ શેઠ બોલ્યા સાહેબ, તમારી ચાકરી કરવાનુ કામ જે મલેઊંય તેજ ફાએદાનુ છે, કાએજે તમારા જેવા ઉતમ પુરૂસની શેવા કાહાથી મલે. જોગીસ્વરે મનમા વીચારેઊં કે, એને આતલા વરસ થયા ચાકરી કીધીય, માટે માહારે પણ તેમના ઉપર ઉપકાર કરવા જોઇએ, એવુ વમાસીને બોલેઆ કે સાતીદાસ, એક કામ જે હુ સોપુ તે કરશો? જવાબ દીધો હા સાહેબ, તમારી શેવામા હાજરછુ જોગીસ્વરે જણાવેઊં કે તાહરે વાસતે એક જતર હુ કરનાર છેઊં, અને તે શીધી માટે ૭ મહીનાપેર ભુએશમા હુ રહીસ, તાહા આ જાલીવા ટેથી નીતરોજ પાચશેર દુધ અને બસેર સાકર મને આપવી, અને તે પરમાણે ઉપલી મુદતસુધી પોહચાડવુ, સાતીદાશે આટલી શેવા કબુલ કીધા પછે જોગીસ્વરે ભુએશમા જઇને જતર કરવા માડેઊં, અને સાતીદાશે ૬ । રોજ ઉપલો ખોરાક પોહચતો પાડેઆ, એમ કરતા વખત જારે ભરાવા આવેઆ, તારે એક દાહાડે દુધ અને સાકર આપતા જોગીસ્વરને પુછવા લાગા કે સાહેબ, પેલો જતર થીઆ કે? જોગીએ માહેથી જવાબ દીધો કે કાલે ૭ મહીના પુરા થશે. એવુ સાભલીને તે દાહાડે તો તેવણ પાછા ગયા, અને બીજે દાહાડે વીચારેઊં કે, કાનની ગોડ જતર નહીંખી થએઊં હોએ, માટે પોતે જએઆ કરતા માણુસને રાતબ મુજબનો ખોરાક આપી મોકલો કે, તે પોહચાડીને જતર થયા વીશેની ખબરખી લેતો આવશે. હવે નસીબની વાત હીંઆ જોવી જોઇએય કે, આતલી મુશીબત ખેંચતા જારે વખત આવેઆ તારે માતરે એકજ દાહાડાની આલસાઈમા પોતાનુ શીજેલુ પારકાને ખવાડી દેવા જેવુ કીધુ, કેમકે જે માણસને મોકલેઆ તેનુ નામખી સાતીદાસજ હતુ, અને ઠેડવેલી મુદતબી તેજ દાહાડે ભરાઇ ચુકી હતી, માટે શેઠના ફરમાવેઆ મુજબ ચાકરે જઇને દુધ તથા સાકર આપેઆ પછે પુછેઊં કે જોગી સાહેબ પેલો જતર થયો? ભાએરામા ભરાએઆને લીધે બાહેરના ઉજાસની બેતાઇમા જોગીસ્વરે પાછુ પુછેઊં રે એ કોણ? જવાબ આપેઆ ચાકરે કે એતો હુ સાતીદાસ આ જગોએ દરીઆફત કરવાનુ એટલુજછે કે, તે ચાકર કાઇ ખોટુ તો બોલેઆજ નોહતો, કેમકે તેનુ જે નામ હતુ તે સાચે સાચુ કહી દીધુ, પણ અધારાને લીધે જોગીસવર બરોબર મોહ જોઈ । સખેઆથી, શેઠ તથા ચાકરને પીછાણવા પામેઆ નહીં, માટે પેતુ તઈઆર થાએલુ જ। સાતીદાસને શેઠ સાહમજી આપના કહેઊં કે હવે તુ તથા તાહરી પેડીમા કોઈ નાગો ભુખેઆ કવચીત રેહશેજ નહી

પારકાંને માટે ઉતરેલી બખશેશ પોતાના ભાગ્યેગનીજ હતી, માટે આ વાંછાશાહના દોતરા સાંતીદાશે તે જંત્ર લઇને પાછો ફરતાં માંરગમાં વીચારેલું કે, માહારો શેઠ તાલેવંત થશે તેના કરતાં હુંજ કાં નહી થાઉં, હેવું ધારી શેઠના ઘેરની પાગ્યેગામા પરબારો જઈને તાંહાંથી છોડી લીધેલા એક ઘોડાપર સવાર થાઈ પેલા જંત્રની સાથે તાંહાંથી જેહવા નીકલ્યા તેહવા દીલી શેહરમા દાખલ થયેઆ.

સાંતીદાસના ભાગ્યેગ ખુંલાં થવાની વાતનો એતેફાક હેવો બનેઓ કે, દીલીના બાદસાહની પાશે એક હીરો હશે તેની પારખ માટે શેહરનાં સઘલા ઝહવેરીઓને દરબારમાં બોલાવી કહેલું કે, આ હીરો બરોબર પરખીઆપો નહીં તર તમારો જાંણની સંલામતીથી તમોને હાથધોવા પડશે. હાવા ધાસતી ભરેઆ સવાલથી બધા ઝહવેરીઓ ઘભરાતમાં પડતાં સાહને હેવી અરજ કીધી કે, હમારા ઝહવેરીઓની માહજનમાં જે વડો છે તેને કાલે તેડી લઈ આવીશું, અને આ હીરાની બરોબર પારખ તે કરી આપશે; હાવાં બાંહાંના બતાવી તાંહાંથી તેઓ નીકલી તો આવેઆ; પણ તેનો ઉપાએ શોધી કાહડવા સારૂં હેવો મનસુબો કરવા લાગા કે, કોઇક ઓહાંને હુબો કરી આપરે માંથેનો જોખંમ ઉતારીએ, હેવી તદબીર શોધતા હતા; હેવાંમાં આ સાંતીદાસની સવારી શેહરની અંદર દાખલ થઇને ઝહવેરીવારમા પેસતાંજ પેલાઓની નજરે કોઈ નવતરા બીલુ દેખાએઆ, તેથી તેનાને પુછેલું કે ભાઈ તમો કહેઆ ગાંમથી આવેલા, અને શો ધંધો કરોછો, જેના ઉતરમાં સાંતીદાશે સતાક મારી કે હમેતો ઝહવેરી છઇએ; પાછું પુછેલું કે ઝહવેરાતની પારખ સારી છે? જવાબ દીધો કે હા. તારે પેલાઓએ કહેલું કે બાદશાહ સલાંમતને આપણું કાંમ પડેલુંછે, માટે તાંહાં આવોતો બહુ સારૂં; આ વાતનું હા કેહતાંજ ઝવેરીઓએ તમને શાહજોગે પોસાક જે આપેઓ તે પેહરી લઇને તેઓની સંગાથે શાહની હજુરમાં જઈ પોંહતા, અને મીજલસ લાએકની. અદા સહીત કુરણસ બજાવતા ગુથણ મડીએ બેઠા; પેલા ઝહવેરીઓએ હજુરમા અરજ ગુજારી કે બાદશાહ સલાંમત ને હીરાની પારખ કરાવવી હોએતો હમારી માહજણનો આ શેઠ કરી આપશે. સાંભલતાંજ શાહે પેલો હીરો સાંતીદાસને સોંપેઓ; જેને તલે ઉપરથી આડો અવડો તપાશીને સાંતીદાશે જોકે ઝહવેરીતો નોહતાજ, પણ કુદરતી ગણાન મેલવી કહેલું કે સાહેબ, આ હીરાની અંદર તો કીડોછે; તારે તેની ચોકશી માટે હીરો જેહવો ભંગાવેઓ તેહવોજ તેમાથી કીડા સરીખો એક કકડો નીકલેઓ; અને તે ઉપરથી સાંતીદાસ ઝહવેર પારખુ પરકાશી નીકલેઓ; જેના બદલામા બાદસાહે તેમને શોનાંના કડાં, તથા પાલખી વીગરેનો સરોપાવ આપી પોતાની દરબારમાં દનરોજ હાજેર રેહવા ફરમાવેલું. જે મોટાં માનસહીત કબુલ રાખીને તે દાહાડાથી દરબારમાં આવતા જતા થયા; એટલુંજ નહી પણ સારી સભીઅતાને સરણ રહેઆથી રેહેતાં રેહતાં શાહનાં જણાનખાંનામાંથી પરવાંનગી મલેઆ મુંજબ જવાલાગા; અને રાંણીઓને બેહન કરી બોલાવી; તારે રાંણીઓએ તેમને પોતાના વાહલા ભાઈને ઠેકાંણે બાહલ

રાખેઆ પછે દાહડે દાહાડે તેમની જાહોજલાલી તથા હોરમત વધતી ગઈ; હાવી રીતની મોહબતમા ઘણા દાહાડા સુધી રાજદુઆરી અંદર બેસાએઆ પછે એક વખતે સાંતીદાસ શેઠે રાંણી બેહનોને કહેઉં કે, હવે હું તો હીંઆંથી જઈશ; તારે તેનીઓએ દલગીરાઈથી જણાવેઉં કે ભાઇ તમારે તો હવે કેપણી જએ- આવીના હીંઆજ રેહવું, અને તે બાબદમાં ઘણું સમજાવેઉં તોપણ સાંતીદાસ જવાનીજ હઠ લઈ બેઠા, તારે રાંણીઓએ લાચારીથી પરવાણગી આપી; પણ ફરમાવેઉં કે, તમે માહરા ભાઈ કેહવાએઆ માટે તમને હીંઆથી ખાલીમાલી તો જવા દઇશુંજ નહીં, માટે થોડા દીવસ સબુરી ખમો કે બાદશાહને તે બાબે ચેતાવીએ, પછે તે રાંણીઓએ શાહને ખબર આપી કહેઉં કે, હમારો ભાઇ સાંતીદાસ જાએછે તેમને કાંઈ ઉતંમ વીદાએગીરી આપવી જોઈએ અને તે હેવી રીતે કે વંસ પરમપરા પુરી પડે, બાદશાહે ગાંમ આપવા માંડેઉ, તે લેવા નાપાડી કહેઉં કે, સાહેબ હમો વાંણીઆ ભાઇને ગાંમ ન જોઈએ, બાદશાહે પૂછેઉં કે તારે તમને શું જોઈએ? સાંતીદાશે અમદાવાદ શેહરને રયીઆંમનું બીઆરી તાંહાંની નગરશેઠાઇનો હક માંગેઆ, જે મોટી ખુશીથી બાદશાહે બખ- શેઓ, અને તે બાબેની એક સતાબરી સણદ્દ્ની તેનાને કરી આપી, અને દર વરશે અમુક રૂપીઆની રકમ પણ બાંધી દીધી, એટલુંજ નહી પણ તે ઉપરાંત બીજી ઘણી રીતે નવાજીને સાંતીદાસને દીલીથી રૂખસત કીધા, જે સઘલું લઈને શેહર અમદાવાદમાં આવી વશેઆ, તારથી તે આજની ઘડીસુધી નગરશેઠાઈનો હક તેમના વારેસ દર વારેશો ઉપર ઉતરતો રહેઓછે; અને તે માન મોહટી જાહો જલાલી સહીત તેમનો કબીલો ભોગવતો જણાએચ. આ સાંતીદાસ શેઠે સારી આંતથી કીધેલા રોજગારમા જે મુબલક ગુરય સંઘરેઓ હતો, તેમધેથી કેહચ કે લાખો રૂપીયા ખરચીને અમદાવાદનાં કાલુ- પોર દરવાજાની બાહેર સરસપોર ખાતે જવાનાં રસતાપર એક શોભાએમાંન દેવલ (દેહરૂં) બધાવેઉં હતું; જેની ભીતરમાં ઝહવેરી વાડમાથી તે ઘેઠસુધી ગાડી સહીત જવાઈ સખે હેવી એક સબંગ ખોદાવીને કોસાદ રસતો કરાવેઓ હતો; તે વાતને જોકે સવાસદીથી વધારે થાએઉં હશે તોપણ તેટલી નીસાં- ણીથી હજી તક એ શેઠીઆની ઇઆદગારી તાંહાં જણાએછે.

સાંતીદાસનાં મરણ પછે તેમનાં દીકરા લખમીચંદ શેઠ, અને તેમની ફ્રજાબાદ શેઠ ખુસાંલચંદજી એક બીજાની પુઠે નાંમવર નીવરેઆ; જેઓ પણ તાંહાંનાં સરસુબાઓ પાશે પોતાનાં બાપ તથા દાદાનીજ પેઠે રાજ વહીવ- ટમાં સાંમેલ રહેલા હતા; તેને થોડીક મુદત વહીગયા પછે ખુસાલચંદ શેઠ તથા સરસુબા વચે કોઈક વાતની તકરાર ઉઠીઆથી અરસ પરસ લડાઇનો માંમલો વધી પડેઓ, તારે એ શેઠ ચારશો આરબ સીપાઈઓ ભેગા કરીને પોતાનો હક સાચવવા માટે શેહરમધે સુબા સાથે લડવા આવેઆ; જેની સાંહ- મને કેહચ કે સરસુબાએ જારે તોપ મંગાવી તારે હરીફની તરફથી જંજાલનો મારો સરૂ થયો; હેવો ભએકાંર મામલો જોઈ શેહરનાં લોકોએ સુબા પાશે જઈ તેને કહેઉં કે, જો તમો સમાંધાંણી નહીંજ કરશો તો વાત મુસકેલ

થાઈ પડશે; કેમકે એ સાહુકાર ઉપર દીલીનાં પાદશાહની પુર મેહરબાંણીછે, તેથી તમોને બહુ વીટંમનાં ભોગવવી પડશે; સુબાએ જણાવેલ કે એ શેઠ અમદાવાદ છોડીને બીજે ગાંમ જાએતો સઘળું સમાધાંન થાએ; આ વાત ખુસાલચંદશાહે કબુલ રાખી, અને એકવીસ દીવસમાં પાછા આવવાની ચેત-વણી જણાવેઆ પછે, પેઠાપુરની નજદીક વાંસણાં ગાંમમધે પાંચશો માંણશોની સાથે જઈ રહીને ચુપ બેઠા નહી, પણ દીલી તરફ સઘળી કેફીઅત લખીને જાહેર કીધી અને તાંહાંથી પાદશાહનો પરવાણો મંગાવીને ઉપર જણાવેલી મુદ-તમાં સુબાને અમદાવાદની હાકેમી ઉપરથી કહડાવી, પોતે હસતે મોહડે શેહેર-મધે પાછા આવી રહેઆ; જાંહાંના નગરશેઠનો હક તારથી હાથ કરીને તેનો ભોગવાતો વંશ પરંમપરા ઉતરતો રાખેઓછે. હાવી જાહોજલાલી સાથે નાંમ-વરી હાંશેલ કીધા પછે અજલની દોરી જારે ટુંકી થઇ તારે સઘલું જાંહાંનું તાંહાં રેહેવા દઇને સવરગનો મારગ સહી કરી તાંહાં એવણુંબી ચાલતા થયા. અને તેમના એકપુરા દીકરા નામે વખતસાહશેઠ, બાપની ખાલી પડેલી ગાદીએ બીરાજવા લાગા; એ સરીમંત વીશેબી કેહચ કે તેનાએ ખરી બાહદુરી તથા મોટી ચંચલાઇથી શેહેરની સાહુકારી ચાચવેઆ સાથે સરકાર દરબારનું અતી-અંત માંન મરાટેબ મેલવેલ હતું; એ સરીમંત શાહ જોકે મુંબઇમાં તો કવચીત આવેઆ નોહતા પણ સંવત ૧૮૭૫ થી તેમનાં પણોતાં નાંમની એક નામીચી સરાફી પેહેડીની સ્થાપણા થઈ તારથી આપણી વસતીના સંબંધમા આવી વખ-ણાએઆચ તે વીશે કોઇબી સાહેબ અણજાંણેઆ હશેજ નહીં.

હેમાભાઈશેઠ તે વખતશાહનાં સાત દીકરાઓમા સરવેથી વડા હતા, જે-મનો જનમ સંવત ૧૮૪૦ માં થએલો મુકરર જણાયોછે; અને તેજ આધાર પકડીને તેમના વડવાઓને દરએકના જનમનું વરસ અટકલની ગોઠવણથી આ બીનાની સરૂઆતમા દાખલ કરી આજથી લગભગ ૨૧૪ વરસની લં-બાઇએ પુગારેઓછે. એ શેઠીઆએ પોતાના છએ ભાઇઓને તેમના પરીવારો સહીત પોતાની પક્ષમાં સંભાલી રાખીને વડાપણું ચલાવેઆની સરૂઆતથીજ સરાફી ધંધાની સાથે કાઠીઆવાડ વગેરેનાં રાજાઓને તેમનાં ગાંમોની ઉપજ કબજાંન રાખી લાખો લાખ રૂપીઆ ધીરવા લાગા; અને . તેહવી કમાંઇમાથી એટલોતો દરવીઅ સંઘરહ કીધો હતો કે, તેના બલથી ઓછામાં ઓછી સરવે દેસાવરો થઇને તેમને નાંમની વીસ સરાફી પેહેડીઓ સારી આંતથી ચાલતી હતી; અને તેથીકરી આખી ગુજરાત તથા મુંબઇ ઈલાકાનાં બીજાં ઘણાક પર-ગણાઓમાં તેમનું નેકનાંમ પરખેઆત થઇ રહેલું હતું.

કેહચ કે એ શેઠનાં સઘલા ભાઇઓ ઉપરાંત કબીલાનાં બીજાં માંણશો મલીને એકજ રશોડે હમેસાં ૧૫૦) જણાઓ તેમની પંગતે બેશી જમતાં હતાં. એ કેહવું સુખ, અને કેટલો સનતોશ તેમને દર વખતની રશોઇ લેતાં પરા-પત થાયો હશે, તેની વરતનુંક કરવામા કોઇબી સાહેબને શેહલપી બની આવશે.

એ સાહેબ અગત કરી સરાવક વૈશ ઓસવાલ વાંણીઆંની ગણેઆત, તથા જૈન ધરમને આધીન હતા; તેટલા માટે એમની ભેગા કુટંબીઓની તર-

કુથી થાએલાં ધરંમ નીમની બાબત સર ખરચની એક પાદશાહી રકમ હેડળ ટાંકેલી ટીપ ઉપરથી આપણને લગાર અચરતી પમાડેછે તે વાંચનારા સાહેબોએ પરછી લેવું.

| | |
|---|---|
| પાલીતાણાના ડુંગર ઉપર બાંધેલું દેવલ જેને ટુંક કરી કેહછે, અને તે "હીમાંવશી" ને નામે પરશીધછે, તેની પાછલ ખરચાએલાનો અડસટો અટકલાએછે ............ | ૨ ૨૦૦,૦૦૦ |
| પાલીતાણા, જુનાઘડ, પંચતીરથ અને આબુ વગેરેની તીરથ માટે તેમના બાઈ તથા ભતરીજાઓ તરફથી કાહડેલા ૩૦ સંઘને માથેના ખરચનો અટકલો................ | ૧૨૫,૦૦૦ |
| એમના વડવા ખુસાલચંદશેઠે આદેસરજી ભગવાનનું દેહરૂં જે બંધાવેલ હતું, તે ઉપર પરથમમા રૂપીઆ એક લાખ થયા હતા, પણ તારબાદ લલુભાઈશેઠે પોતાના રૂડા વખતમાં તેમાં કાંઈક સુધારો કરાવીઓ, તારે તે પાછલ બીજા રૂપીઆ વીસ હજાર તેમને બેઠા હતા, અને તે બાબે એવું કેહચ કે તે દેવલ માહેલું બાંએકું જોવા લાએક વખાણુએછે, કેમકે તેની અંદર તરણ મોહટી મુરતીઓ દર આઠ ફુટ ઉચી, અને છ ફુટ પોહલી બેસાડાવી, ને તે માટે બાંએકું જમીનની ભીતર ૯ ફુટ ઉંડું ખોદાવીને તે ઉપર આરસના, યાને સંગેમરમરના પથરથી જડતર કરાવી લીધેલીછે તેની કુલ બેઠક. | ૧૨૦,૦૦૦ |
| અજીતનાથજીનું દેહરૂં આ શેઠે પોતે બંધાવેલ તે પાછલ રોકેલા. | ૧૦૦,૦૦૦ |
| પાલીતાણા જુનાઘડ, પંચતીરથ, અને આબુ વીગેરેના પવીતર મકાંણે જતરા જવા માટે આ શેઠે પોતાની કારકીરદીના વખતથી તે હઈઆતીની છેલી ઘડીસુધી કુલ ૨૫ સંઘ કાહડેઆ હતા, તેમાં કોઈ વેલા એક હજાર માણસો ઉપર દસ હજાર રૂપીઆ, તો કોક ટાંકણે પાંચ હજાર માણસો ઉપર વીસ હજાર રૂપીઆ ખરચાએલા જે સાંભલાછે, તે હસાબે જોતાં સરવે સંઘનો એકંદર ખરચનો અટકલો એક લાખનો થાએછે ....... ................. | ૧૦૦,૦૦૦ |
| સરવે કીસમના જાહેર ધરમખાતાંઓની ટીપની અંદર ભરી આપેલા તથા કીરકુલ ધરમાદાભે કીધેલી સખાવતના મલી કુલ કેહવાતા ........................... | ૧:૦,૦૦૦ |
| અમદાવાદ, સરખેજ, નરોડ, જુનાઘડ, કોઠ, ગુંદી તથા પાલીતાંણામા આ શેઠીઆએ બંધાવેલી ધરમશાળાઓને માંથે ખરચેલા ........................... | ૭૫,૦૦૦ |
| પાલીતાંણાના ડુંગર ઉપર તેમના બેહેન શેઠાંણી ઉજમબાઈએ બંધાવેલું દેવલ જે "નંદીસરદ્વીપ" ના નામથી હાલ પરશીધછે તે ઉપર ........................... | ૭૫,૦૦૦ |

| | |
|---|---|
| આ શેઠીઆએ અમદાવાડમા ખોરાં ઢોરના પાંજરાનું મુલ રો-પેણછે અને તાંહાં હજારો પરાંણીઓ બંચાવ પાંમતાં તેમને આશીરવાદ દીએછે, તે ઉપરના ખરચની તો ખબર નથી, પણ તાંહાંના ઝહવેરીવાડમાં બંધાવેલાં ૭ દેવલો જે ઘણાજ સારા જોવા લાએકછે, તે માહેલું એક તેમના ચીરણજીવી શેઠ પ્રેમાભાઈનું બંધાવેલું માહવીર સવાંમીના નામથી ઓ-લખાએચ, તે ઉપરજ ફકત ખરચેલા ............ | ૫૦,૦૦૦ |
| ચીંતામનજી નામનું દેહરૂં તેમના ભાઇ સુરજમલે બંધાવેલ તે ઉપર.............................. | ૪૦,૦૦૦ |
| ચોમુખનું એક દેવલ બાંધવા પાછલ તેમના બેહન શેઠાંણી ઉજમબાઈએ ખરચેલા ........................ | ૨૦,૦૦૦ |
| એજ બાઈસાહેબે અમદાવાદમાં બંધાવેલી ધરમશાળાની બેઠક.. | ૧૫,૦૦૦ |
| આ શેઠીઆએ કેટલાંક સુધારાના કાંમોની જે આગેવાંણી લીધી,હતી તેની યાદગારી ખાતર અમદાવાદમાં પોતાનાજ નામથી "હેમાભાઈ ઈનસટીટુટ" નું એક મકાંણ બાંધી આપેલા ઉપર રોકેલા ....................... | ૭,૦૦૦ |

ઉપલી વીગત મુજબ પોતાના ધરમ પાછલ પોતે તથા કુટંબીઓએ રૂ૧૦,૨૭,૦૦૦ ની જે સાખાવત કીધીચ, તેમાં ઢોરોના પાંજરાંની કીંમત જેટલી હોએ તેટલો હુમેશ થએલો કેહવાએ.

આ હેમાભાઇશેઠને રેહેવાની હવેલીનું વરણન એવું જાંણવામા આવેછેચ કે, શેહર અમદાવાડ માહેલા માંણેકચોકથી તે છેક નાંગોરીસરાહ સુધીની લં-બાઇ તથા પોહલાઇમાં રતણપોળથી પીરમદરાહના રોજાતુલીકની બોહોલી જગેઆ, એમારત બાંધવામાં જે રોકાએલીછે; તે કોઇ બાહેર દેશનો અજાંણીઓ આવી જોએ તો તે એમજ સહમજે કે આ કોઈ રાજાનો મેહલછે, એવો ભુલાવો બચીત આધાવીના રેહેજ નહીં; કેમકે તેનું કાંમ જેવું માહભારત ઉઠાવેલુંછે, તેવીજ તેની પાછલ ખરચાએલા પઈસાની રકમખી લખોની સંખઆમા પો-લાએછે; પણ તેની આંકણી માહભારત મકાંણને નજરે જોનારા, તથા બાંધ કાંમની માહીતી ધરાવનારા શેવાએ બીજા કોઇથી બરોબર જાચી સખાએજ નહીં. હાવા શુંદર મેહલમાં દબદબા સહીત રેહવા માટે કેહચ કે, આ નગર શેઠને દરસાલ સંસાર ખરચના રૂપીઆ એક લાખ થતા હતા; અને તેનાની જાહોજલાલીને બચીત કરી અનુસરતા હોવાજ જોઇએ. એટલા ઉપરથી વાં-ચનારા સાહેબોએ વીચારી લેવું કે, જારે ફકત એક મેહલ જેવી બીલંદ હવેલી ઉપર જેમના લાખો રૂપીઆ રોકાએઆ ઉપરાંત દર વરશે એક લાખ જાથુક ખરચાએ તારે તેમની પાશે દરવીઅનો દરંગ કેટલો, અને તેની ઉપજ કેહવી થએલી હશે.

શેઠ હેમાભાઈ સંવત ૧૯૧૨ ની સાલમાં શેલગાહ સારૂ આપણી ટાપુ ખાતે પધરાંમની આવી ગયા હતા, તેણાની શાહાંમની શીકલ જે જે સાહેબોએ

મળવા લાગાં, એટલુંજ નહી પણ તેમની સાથ સંબંધ જોડનારાઓનેબી ઘણીજ આસુંદી ઉપજતી રહી, તો જોકે તેવણ કાંઈ મુંબઈનાં જાયુક રેહવાશી તો કવ-ચીત થાઈ પડઆજ નોહતા, પણ આવજાવ શેહલ હોએઆને લીધે સઘલે ઠેકાંણે ફરતા રહેઆ; અને પરમેસવરે બખશેલા દરવીઅનો રૂડો ઉપોઓગ કરતા ગએઆ. જેબી લોકોએ આ શેઠીઆની શોભાએમાંન શીકલ જોઈ હશે, તેઓ ખરાજ અંતકરણથી સાખશી આપી સખશે કે, પરેમાભાઈ શેઠ કોઈ વેપારીબચા નહીં પણ ખરેખરા એક સાહજાદા, અથવા રાજવણશી નર હોવા જોઈએ, પણ જેઓની સાથે તેમને પીછાંનત હતી તેઓતો તેનાને એક સાચો, સુધો, નીતીવાંન, રૂડી દેઆંનતનો, અને મીઠા ખવાસનો એક સાહુકાર, તથા શોદાગર ગણતા હતા; અને એક વખત એવોબી સુબ વહીગઓચ કે, એ સરીમંત શેઠીઆ ઉપરાંત વખતશાહ શેઠનાં વશીલાઓ મહેલા બીજા સાહેબોને નાંમની શરાફી આંત સાથે શોદાગરી પેહડીઓ આ ટાપુ ખાતે ઉસતવાર પાઓ-આથી તેમનાં થેડવી બેસાડેલા મુણીમોની મારફતે જે ચાલતી હતી તેમધે,

| | |
|---|---|
| મનસુખભાઈ વખતચંદ. | ગોકલભાઈ ફુતેચંદ. |
| સુરજમલ વખતચંદ. | છગનભાઈ મનસુખભાઈ. |
| ડાહેઆભાઈ અનુપચંદ. | લલુભાઈ પાનાંચંદ. |
| સારાભાઈ મનસુખભાઈ. | |

એ સઘલી પેહડીઓ જોકે દરવીઅનાં ભરપુર ભંડોલથી એકેક કરતાં સરસ, અને સવતંતર પણે ચાલતીઓ હતી; તોએપણ પાછલથી શેઠ પરેમાં-ભાઈની પેહડી વડાપનું ધરાવા લાએક દીપતી હતી; અને તે સઘલી પેહડીઓની સાથે અતરેના નાંમીચા વેપારી તથા સરાફેનો સંબંધબી જોડાઈ રહેઓ હતો; પણ જારથી એ સંપીલા વણસમાં નાસકારક સતાનો જેહરી રોગ પેવસ થવ, માંડેઓ, તારથી અરસપરસની હારજીહીતમા સાત પેહડીએથી સચવાતો આવેલો સકમાંઈનો પઈશો લુટાવાનો સરૂ થગો, તોહોબી જડ ઘણીજ મજબુત અને ઘણાંક દેસાવરો હુંડીનાં કાંમ માટે તેઓને હાથ હુંધાડાં રહેલાં હોએઆથી, એક વરસની ખોટ બીજે વરશે શેહેજમાં પુરાઈ જતી હતી; અને તેહવી ઉથલપાથલ તેઓ વચે ઘણાંક વરશો તુલીક રહી; પણ જારથી અમેરીકનની લડાઈએ ફુઉરાજની રેલનાં પાંણીને છેક માંથાં પુર ચહડાવેઆં, અને શેરો તથા ખાડાઓ વગેરેનાં સતાએ આરકાતરી રીતે મુંબઈ ઉપરાંત બીજાં દેસાવરો પેશી લઈને તેનાં મુંડા હવસમાં લોકોને હોમાવેઆ,. તારથી એ અમદાવાડી સાહુકારો પોતાનો ખરો રોજગાર તજીને તે ઉપર એકદમ તરાપ મારવા પડેઆ, તેમાંથી શેવટનો સાર આંતરે એટલોજ નીપજેઓ કે, સાંતીદાસ શેઠે મજબુત પાયામાં ગાડેલી ગુરચની હલીઆરી જડ, હીકમતી સીપનાં વના હાવની ઓલાદથી અંચીટી કરમાંતી ચાલી; અને જેમજેમ ભીતરમાં સડો પેવસ થતો ગયો, તેમ તે દરખત પોચું થાઇને મુળમાંથી હલી પડઆ પછે શેવટે તે કોહજનું જાહાડ સાબદું નાસત પાંમેઉ-તેમાં પોતાની ખરી પુંજી ખોહેઆ છતાં, લાખો રૂપીઆનું સાહમનુ કરજ માંથે હોરીને એવાતો ઊચકાઈ ગએઆ

જોઈ હશે તેઓએ તેમની કીરતીની પીછાંણતખી અછીરીતે કરી લીધીજ હશે. માટે એ બાબદમાં વીશેસ સશહગાતની હવે જરૂર જણાતી નથી.

અમદાવાદમા દરસાલના દસેરાની સવારી લઇને જારે આ શેઠ નીકલતા, તારે તેમની પાલખી પાછલ ઘોડાઓથી જોતરાએલી પચાસ ગાડીઓ ચાલતી; એ જોઇને ઉપર જેમ જણાવેલ તેમ, બાહેરનો કોઇ અજાંણીઓ જોએ તો, તે એમજ ધારે કે આ કાંઈ સાહુકારની નહીં પણ કોઈ પાદસાહની સવારી જાએછે; તેની જાહોજલાલીમાં આ એક હીંદુ પંથના ખરા સાહુકારે નીતીની રાહે ખુસ ખુસાલી ભરેલી ૭૩ વરસની જીંદગી ગુજારેઆ પછે સંવત ૧૯૧૩ ના માહ સુદી ૧૧ ને ગુરૂવારે પોતાની કીરતીની વાસના, આ જગતમાં પસરતી મેલીને સવરગનું અખઈ સુખ હાંશિલ કરવા, પરલોકની મંજલ પકડી લીધીં તે ટાંકણેખી સાંભલેઆ પરમાણે ધરમદાનના પુન માટે એક લાખ રૂપીઆ ખરચવામાં આવેઆ હતા.

વખતશાહા શેઠના બેહલાં કુટંબીઓ, જોકે પોત પોતાનો રોજગાર ધંધો ઘણાવરસો આગમજથી અલહિદી પેહડીઓ સ્થાપી કરતા હતા; તે છતાંખી મરહુમ શેઠ હેમાભાઇની લાએકાતે સઘલાઓનો સંસારી સંબંધ ઘડવાઓથી ઉતરતા આવેલા એકજ બંદોબમા જોડાઈને જે રહેલો હતો, . તે દનપરદન તેઓને તાંહાં વસતીમાં વીશેસ વધારો થયાને લીધે આકેબતનો પુખ્ત વીચાર પોંહચાડીને આ સવરગવાશી શેઠીઆએ પોતાની હઈઆતીમાજ ભાઇઓ તથા ભતરીજાઓ વગેરેને, તેમના પોંહચતા હીસ્સા મુજબ સારી મીલકતો વારસા દાખલ એવી રીતે વેંહચી આપેલી જાણવામા આવેલ કે, તેથી કરી તેમના કુટંબીઓમાં કોઈખી રીતનો બખેડા કે બીગાડો કવચીત થયોજ નોહતો; માટે હાવાં સંપીલાં પરીવારને ખરેખર સુખીજ સહમજવા જોઇએ; અને ખોદા સાહેબ સરવેને એવીજ રૂડી હેદાએત બખશે, એજ હમારો આધીન આશીરવાદછે.

શેઠ હેમાભાઈના મરણ પછે નગરશેઠની નોબત તેમના દીકરા શેઠ પ્રેમાભાઇ ઉપર ઉતરી; જે ભોગવવા માટે કીરતારની અપાર કીરપાથી તેવણ હાલ પોતાની જનમભુમીમાં જઇ રહેલાછે.

આ શેઠજી કાંઈ વેપારવણજની કુસાકેશીસલમાં, તેમજ સરાફી ધનધાની બારીક સહમજમાં, પોતાના વડવાઓ કરતાં ઉતરતા નોહતા, પણ, તેઓને બીસરાને તેહવીજ લાએકાતથી સઘલી મંડલીઓમાં એવાંતો માંનથી ભરપુર હતા કે, તેમનાં રોસંણ દીડા જોવાને એકવાર મુંબઈની વસતી ઘણીજ આતુરતા બતાવનારી દેખાઈ હતી; અને જારથી સંવત ૧૯૧૮ માં એ સાહેબને આપણી નાંમદાર સરકારે મુંબઈની ધારા બાંધનારી પવીતર સભાનાં એક અધીકારી તરીકે ચુંટી કાહડીને "ધી હાંનરેબલ" નો માંનવંતો એતાબ પેહલવેહલો હેનાએટ કીધો,* તારથી એવણનાં પનોતાં દરસન આપણી વસતીને

* એ નાંમીચા ઓહદાપર બેમરતબે થએલી નેમણુક પરમાણે ૧૯૨૦ સુધી કાંઉનશીલમાં બીરાજેઆ પછે, વેપારની વલગણમો વીતલાઈ પડઆને લીધે પોતેજ છોડલી જગેઆ પાછી લઈ સખેઆ નહીં. નો૦ સ૦

મળવા લાગાં, એટલુંજ નહી પણ તેમની સાથ સંબંધ જોડનારાઓનેબી ઘણીજ આબાદી ઉપજતી રહી, તો જોકે તેવણ કાંઈ મુંબઈનાં જાથુક રેહવાશી તો કવચીત થાઈ પડ્યાજ નોહતા, પણ આવજાવ શેહલ હોઆને લીધે સઘલે ઠેકાંણે ફરતા રહેઆ; અને પરમેસરવરે બખશેલા દરવીઅનો રૂડો ઉપીઓગ કરતા ગએઆ. જેબી લોકોએ આ શેઠીઆની શોભાઓમાંન શીકલ જોઈ હશે, તેઓ ખસજ અંતકરણથી સાખશી આપી સાખશે કે, પરેમાભાઈ શેઠ કોઈ વેપારીબચા નહીં પણ ખરેખરા એક સાહજાદા, અથવા રાજવંશી નર હોવા જોઈએ, પણ જેઓની સાથે તેમને પીછાંનત હતી તેઓતો તેનાને એક સાચો, સુધો, નીતીવાંન, રૂડી દેસ્ટાંનતનો, અને મીઠા ખવાસનો એક સાહુકાર, તથા શોદાગર ગણતા હતા; અને એક વખત એવોબી સુભ વહીગઓય કે, એ સરીમંત શેઠીઆ ઉપરાંત જખતશાહ શેઠનાં વશીલાઓ મહેલા બીજા સાહેબોને નાંમની સરાફી આંત સાથે શોદાગરી પેહડીઓ આ ટાપુ ખાતે ઉસતવાર પાઓઆથી તેમનાં પેડવી ખેરાડેલા મુણીમોની મારફતે જે ચાલતી હતી તેમધે,

મનસુખભાઈ વખતચંદ.
ગોકલભાઈ ફતેચંદ.
સુરજમલ વખતચંદ.
છગનભાઈ મનસુખભાઈ.
ડાહેઆભાઈ અનુપચંદ.
લલુભાઈ પાનાંચંદ.
સારાભાઈ મનસુખભાઈ.

એ સઘલી પેહડીઓ જોકે દરવીઅનાં ભરપુર ભંડોલથી એકેક કરતાં સરસ, અને સવતંતર પણે ચાલતીઓ હતી; તોઓપણ પાછલથી શેઠ પરેમાંભાઈની પેહડી વડાપનું ધરાવા લાએક દીપતી હતી; અને તે સઘલી પેહડીઓની સાથે અતરેના નાંમીચા વેપારી તથા સરાફોનો સંબંધબી જોડાઈ રહેઓ હતો; પણ જારથી એ સંપીલા વરસમાં નાસકારક સતાનો જેહરી રોગ પેવસ થવા માંડેઓ, તારથી અરસપરસની હારજીતમાં સાત પેહડીએથી સાચવાતો આવેલો સકમાંઈનો પઈશો લુટાવાને સરૂ થયો, તોહોબી જડ ઘણીજ મજબુત અને ઘણાંક દેસાવરો હુંડીનાં કાંમ માટે તેઓને હાથ હુંધાડાં રહેલાં હોઆથી, એક વરસની ખોટ બીજે વરસે ચેહેજમાં પુરાઈ જતી હતી; અને તેહવી ઉથલપાથલ તેઓ વચે ઘણાંક વરસો તુલીક રહી; પણ જારથી અમેરીકનની લડાઈએ રૂઉરાજાની રેલનાં પાંણીને છેક માંથાં પુર ચહડાવેઆં, અને શેરો તથા ખાડાઓ વગેરેનાં સતાએ આરકાતરી રીતે મુંબઈ ઉપરાંત બીજાં દેસાવરો પેગ લઈને તેનાં ભુંડા હવસમાં લોકોને હોમાવેઆ, તારથી એ અમદાવાદી સાહુકારો પોતાનો ખરો રોજગાર તજીને તે ઉપર એકદમ તરાપ મારવા પડેઆ, તેમાંથી ચેવટનો સાર માંતરે એટલોજ નીપજેઓ કે, સાંતીદાસ શેઠે મજબુત પાયામાં ગાડેલી ગુરથની હલીઆરી જડ, હીકમતી સીપનાં વના હાલની ઓલાદથી અંચીઠી કરમાંતી ચાલી; અને જેમજેમ ભીતરમાં સડો પેવસ થતો ગયો, તેમ તે દરખત પોલું થાઈને મુલમાંથી હલી પડેઆ પછે ચેવટે તે ઢહજનું જાહાજ સાખડું નાસત પાંમેલ-તેમાં પોતાની ખરી પુંજી ઓહેઆ છતાં, લાખો રૂપીઆનું સાહમનુ કરજ માંથે હોરીને એવાતો ઉચકાઈ ગએઆ

કે ઉપર જણાવેલાં નાંમોની ૭ જુદી જુદી પેહડીઓ માહેલી એકબી શું અંતરે કે શું પરથવીનાં કોઈબી ભાગપર ઉભેલી જણાતી નથી; માટે તેમના વડવાઓની કીરતીનાં ફકત પમરાત શેવાએ બીજું સઘલું નહીં સરખુ થાઈ પડેછે તેટલી ચેતવણી ઉપરથી દુણીઆંનાં સારાં નરસાંની સરજત ઉપર અભેમાંની કરેઆ-વીના સરવે કોઈએ સદા લક્ષ આપતા રેહવું જોઈ, કેમકે આ કવીતાની કેહ-વત બતાંવેચ કે,

આવતો સમએ કોણ કેહનારછે?—મેલવેલું કોણનું હીંઆં રેહનારછે?
સુખનીજ પાછલ સરજાએછે દુખ—જમાનાની કોઈથી ન જલવાતી રૂખ.
ચહડેઓ તેતો પડવાંને કાજ—કોઇને ફકીરી તો કોઈ લીએ રાજ.
જમાનાનું એવુંછે ફરતું ચકર—ગફલતથી આવી તે મારેચ ટકર.

જોકે પ્રેમાભાઈ શેઠ આજ ઘણું થએલ઼ો, પોતાને સવદેસ અમદાવાડમા જઇ બેઠાચ, તોપણ તેમને નામની પેહડી તેવણનીજ ગનાતના શા॰ વીરચંદ દીપચંદની સુણીમગીરી હસતક હીંઆં સચવાઇ રહેલી માલુમ પડેછે; અને પોતેબી જનમભુમીમાં બીરાજીને વડવાઓથી વઉંસ પરંમપરા ઉતરતી આવેલી નગરશેઠની સતા માંનસહીત સાચવતા સંભલાએછે. પઈસાની થોડીક પાએ-માલી થયા છતાં જેવી હોરમત તથા ઈજત પરથમ હતી, તેવીજ તેવણને હજી સુધી મલતી રેહચ; તે એટલાજ ઉપરથી કે એ સાહેબની સભીઅતા સરવે લોકોમાં મસહુર થએલીછે, અને વલી ઘણું કરી સુધારાના હરેક કાંમોમાં સારી રીતે ઉતેજન આપવાની કોશેસ બનતાં સુધી તેવણ કવચીત ભુલતા નથી, માટે તેટલા પુન પરતાપથી તેણાની જાહોજલાલી નેકનાંમી સાથે જે જોડાઈ રહેલીછે, તેમાં પરમેસવર ઘણો વધારો કરે; અને ઓહવાએલો દરવીઅ પાછો તેમને તે કીરતાર વેહલો બખશે, કે જેથી સુભ કારણોમા વાપરીને પોતીકા વડવાઓની પેઠે ગરીબોના આશીરવાદ પાંમતા રેહ. આંમીન.



## શા૦ વેલજી માલુ.

કછી લેતા વાંણીઆની વરણના આ ગરહસથ કછ માહેલા કોઠારા ગાં-મમા સંવત ૧૮૬૫ ની શાલ જનમેલા જણાએઆછે. એનો બાપ કછ માંડવી ખાતેના ગુલાબસાહ શેઠને તાંહાંનો વહીવટ ચલાવતા હતા. આ વેલજીશેઠ જારે બાર વરસની વએ પોંહતા, તારે સંવત ૧૮૭૭ મા તેમના પીતાએ પાંચ હજાર કોરી જેના ૧૩૦૦ રૂપીઆને આસરે થાય, તેટલા દઇવત સાથે તેમણે મુંબઇ મોકલવા માટે, તેના મામા સાંમજી સારંગના હસતકમા સોંફી આપેઆ.

વેલજીશેઠ મુંબઇમા આવેઆ પછે પેહલપેહલા પંતુજીની નીશાલે ગુજ-રાતી શીખવા માટે બેશીને તાંહાં એક વરસેંર જાથુક જએઆ કીધા, અને તેપછે તેર વરશની ઉંમરમા બાહેરકોટની માંડવીબંદર આગલ એક નાંધલી દુ-કાણ ભાડે લઇને, તાંહાં કાથો, તથા પરચુટણ માલનો ધંધો પોતાના ખુદ

ઉદીયોગથી ચાલુ કીધો, જે વખતે કેહવ કે તેની સંગાથે તેનો એક ભાઇ લખમશી શીવાએ બીજું કોઇજ હતું નહીં.

સંવત ૧૮૮૧ મા જારે ૧૬ વરસના થયા, તારે પોતાને સુખ આપનારી નાતીલી એક સદગુણી કનેઆ શોધી લઇને, તેની સંગાથે જીંદગી સુધીનો પવીતર ગાંઠ બાંધી લગણ કીધાં; અને કરકસરથી પોતાનો સંસાર ચલાવતાં આગલો ઉપીયોગી ધંધાને કવચીત છોડ્યો નહીં; કેમકે તેમા તેને દીનપરદીન સારી પરાપતી થવા માંડી, જેમા લગભગ ૧૧ વરસ રોક્યા પછે, વેપારની પરધી માટે સંવત ૧૮૯૨ માં કેટલોક કીમતી માલ એક બગલામા ભરીને તે સાથે પોતે મુંબાઇથી અરબસતાંન માહેલા મુખા, એડંન, હોદેદા, અને બસરાની સફરે શીધારેઆ. મારગમા તે વખતે ચાંચીઆ ચોરોનો ભએ અતીશીઅ હોવાનો લાભ લઇને, તે બગલાના નાખોદાએ માલ ખાઇ જવાના એરાદાથી આ વેલજીશેઠને મારી નાખવાની દેઆંણુત કરીને બગલાનો મજરો આડકાતરો ફેરવેઓ; પણ સારાં ભાએગે તે વીશેનો કાંઇક સંસલાત તેમને કાંઇ પડ્યો, અને તેટલાં એક અંગરેજી બારકસ એકાએક તેમને મલી આવેણ; જેના અમલદારે ચેતવણી આપેઆ ઉપરથી પોતાની જાતી ચંચલાઇ વાપરીને, નાખુદા સંગાથે ઘણીજ સાહુચેતીથી એવાતો પરોતાઇ પડ્યા કે, તેની બુરી નીસતામા કવચીત તેને ફાવવા દીધોજ નહીં; અને તેવી નેમ જાથુક નીભાવીને પરમેસવરની કીરપાથી મુખાનું બંદર પેહલાં સહી કીધું; અને તારબાદ બીજાં બંદરો તરફબી તેજ બારકસ સાથે હીંમતથી ફરીને આઠ મહીનાના અરસામા મનની ચાલાકીથી આરબી જુબાંનનો એવોતો અભીઆસ કીધો કે તેની મદદ પાછલથી તેનાને પોતાના ધંધામા ઘણીજ ઉપીઓગી થાઇ પડી હતી. પેહલી સફરથી સારો નફો કમાઇને મુંબઇ આવેઆ પછે વેપારને વધારતા ચાલી મલબાર કોસટથી તે છેક વલાત સુધીની હધ લંબાવી દીધી હતી; તો જોકે તે વખત કાંઇ હેવો નોહતો કે, તેમા કાંઇબી હાંશેલ થાએ; પણ તે વાતનો કશોબી અંદેશો કીધાવના પોતાના ઉદીઓગને વલગી રેહવાનું મુનાશેબ જાંણીને તેથી સારાં ભાએગે રફતે રફતે રૂઉનો બોહોલો વહીવટ પોતાને હાથ કરી લઇને મુંબઇ ખાતે એક મોહટા વેપારી દાખલ સરવેમા પરખેઆત થાઇ પડ્યા હતા.

સાડતરીસ વરસની ઉંમરના થએઆ તારે તેમને તાંહાં સંવત ૧૯૦૨ ના કારતક સુદી ૧ ને સુકરવારે એક પુતર અવતરેઓ, જેનું નામ ત્રીકમજી કરી રાખેલું; અને તેની પુઠે તારપછે ઉંમરશી નામનો એક બીજો દીકરો, અને પરેમાબાઇ નામની દીકરી મલી તરણ ફરજંદોના વેલજી શેઠ પીતા કેહવાએઆ હતા.

રૂડા ઉદીઓગના રશીલાં ફલથી જારે આ વેલજી શેઠ ભરપુર થએઆં તારે, તે માહેલો થોડો ભાગ ધરમના કાંમસારૂં વાપરવા કાહડીને પોતાની જનમ ભુમીના ગાંમ કોથારા મધે એક મોટું દેવલ "જૈન પરતમા"નુ બાંધવા માટે સંવત ૧૯૧૪ ની સાલમા કાંમ સરૂ કીધું હતું, જે ચારેક વરસમાં બંધાઇ

રહેઆથી સનત ૧૯૧૮ મા, તે દેરાસરજીની સ્થાપના કરવા કાજે મોટો સઘ કાહડીને પોતે શ્રી પાલીતાણા, રાજકોટ, તથા મોરબી થાઈને કછ તરફ સાધા રેઆ હતા, તાહા સખાવતની રૂહે સારો ખરચ કીધા ઊપરથી હેવુ ગવાએઊ હતુ કે, આખા કછમા હેના જેવુ મોટુ, અને શોભઈતુ રલીઆમનુ દેવલ એકે બધાએઊ નથી.

આખા જનમારામા આટલુજ સુભ કામ સપુરણ કીધા પછે, તરણેક વરસમા આ વેલજી શેઠની જીદેગીનો છેડો જે આવેઆ, તેનુ કારણ એવુ જણાએઊ કે આ ગરહસથને બચગીથીજ ગોલીનુ દરદ હતુ, તે જેમ પોતે ઊમરે વધતા ગએઆ તેમ તેની સાથે, તેને પણ બહુ વધારો કરી મેલઓ હતો આ દરદને સફાઈથી કહડાવી નાખવાની ધારના રાખી ગરાટ મેડીકલ કાલેજના તે વખતપર વખણાએલા ડાકતર બારીગાલને બોનાવેઆ હતો, જેને પોતાની સાથે એજ કાલેજમા સીખેલા તબીબ ભાઊ દાજી, તથા બીજા દશેક ગરાડીઊએટોને રાખીને તેઓની હજુરમા દરદી થાએલા ભાગ સાબદો આસાણીથી કાપીતો કાહડેઓ, પણ તેની સાથે બીતરની ગાથ ઉપર અહડી નહી સએઆથી દીન બે સુધી બીમારી ભોગવીને બીચારા સંવત ૧૯૨૧ ના કારતક સુદી ૫ ને સુકરવારે ૫૨ વરસની વએમા આસરે પચાશેક લાખ રૂપીઆની મોટી દોનત સાથે ઉપર જણાવેલા તરણ ફરજદો મેલીને દેવગત પામેઆ આ ગરહસથની મીલનસારી લોકોમા એવીતો રૂડી હતી કે, તેમની સમશાનની કીરીઆમા નાતીલા જણ ૫૦૦ થી વધારે સામેલ થઇને મસાણ સુધી માહતમપોથી કરતા તેમને વારવા ગએઆ હતા

આ ગરહસથે જોકે પરજા ઉપયોગીના કોઇબી જાહેર કામો એવાતો નથી કીધા કે, જેથી તેમની કીરતી પરકાસતી રેહ, પણ એક સાધારણ માણસે પોતાની જાતી ચચલાઈ, તથા અથાગ ઉદીયોગના બલવટે અદનામાથી મોટા વેપારી થઇને સરવે માહજણમા સારો સબધ જે જોડી લીધો હતો, તેનીજ માતરે યાદગારી હાલના કેટલાક સાહેબોનેતો રોસણ હશે, પણ તે ઉપરાત હવે પછે થનારા સાહેબોની વાકેફગારી માટે નોધા લેવાનુ ઘટમાન સહમજીએ છઈએ.

સા૦ વેનજી માલુના વડા દીકરા સા૦ ત્રીકમજીના જનમનો દીવસ જે ઉપર જણાઈ ચુકોચ, તે મુજબ હવડા તેમની ઊંમર ચાલુ ૨૮ વરસની ગણાએછે. એવણ જારે પદર વરસના હતા તારે, સવત ૧૯૧૭ મા આ ટાપુ માહેના મોહટા વેપારી સા૦ નરશી નાથાના દીકરા હરભમની દીકરી દેવકુવરની સાથે લગણ કીધેના કેહવાએછે. બાપીકી દોનતનો વારસો હાથ આવેઆ આ ગમજ કેહચ કે તેમના મરહુમ પીતાએ પોતાની હઈઆતીમા મી૦ આર. ફીંગ ગેનનની કુપનીને નામે ચાલતી કોઈ અગરેજી પેહડી અદર તેમનુ પટીઆવુ જોડી આપેઊ હતુ; પણ તે પેહડીની કશીએ નીસાણી હવડા દેખાતી નથી, માટે ધારેઆ મેલે ઘણીક મુદતથી તે ઊચકાઈ ગઇ હશે, જે પછે પોતાને ખુદ નામે જદા બધ રૂઉનો રોજગાર રચીને વેપારીની રાફમા પોતાની હોરમત સાચવી રહેલા હતા, પણ કેહવાને દલગીરી ઉપજેચ કે દાહાડાની ગાથી આસારે તેવણ

## મી નાના મોરોજીને તાંહાંની વશાવલી.



પાસેથી ઘણો ખરો દરવીય ઘસડાઈ ગએઆને લીધે પાછળથી તેણાનું નામ નાદીર દેવાદારોની ટીપ મધે નોધાએલું જોવામા આવેલ હતું; જેના પતાવરાની તારપછે કશી ખબર માલુમ પડી નથી.

---

## મી૰ નાના મોરોજી.

આપણી કોટવાલી ખાતાંની ફોજદારી અદાલતના આ તરીજ નેઆએ-ધીસ (યાને પોલીસ કોરટના થરડ મેજીસતરેટ) મી૰ નાના મોરોજી, લકપે ત્રીલોકેકરનો જનમ, સંવત ૧૮૭૮ ને મલતા શાકે ૧૭૪૪ ના ચઈતર સુદી ૯ ને ગુરૂવારે આ શેહરની અંદર મુબારક થએલા માલુમ પડ્યોછે.

પાથારી પરભુની ગણાતના ઘણા હીંદુ ગરહસથો, આપણી ટાપુ ખાતે પુરાતમ વખતથી જે વસાતા આવેઆય, તેઓ માહેલાં આ આશીલ કુટંબની અસલીઆત કેટલી દુરની કેહવાએય; તે સંબંધી ચોકસ હકીકત નહીં મલેઆ છતાં, આ મેજીસતરેટના જનમ દીવસનો સુમાર પકડી તપાશીએય તો, તેમના બાપના બપાવા રાંમજીશેઠ સંવત ૧૭૮૦ અને ૧૭૮૫ ની વચે અવતરેલા હોવા જોઈએ; અને તે'મુદ્દત લગભગ ૧૫૦ વરસની શેહલથી ગણાઈ સકાએછે.

કેળવણીની બાબદમા હીંદુ કોમની વચે પરભુ લોકો જેવા ચપલબુધીના, ચાલાક અને ચંચલ જેહનવાલા અસલથીજ વખણાતા આવેઆય; તેથી બીજી કોઈ વરણના હીંદુઓ તેઓની બરોબર ઉતરેલા વીચારી શકાતા નથી.

વંશાવલીમા દાખલ થએલી આ ગરહસથની તરીજી તથા ચોથી પેહે-ડીના પુરૂષોનું વરતાંત, ખબરની ગેરહાજરીને લીધે વીસતારી આપવામા હમો ખચીત અશકત છઈએ; પણ મરહુમ મી૰ મોરોજીને વાસતે એટલુંજ સાંભ-લવામા આવેલાય કે, તે સાહેબ સરકારી કેમેસરી ખાતાંમા હેડ કલારકની ચાકરીપર ઘણાક વરસો સુધી રહીને, પરમાણીકપણાથી તેમના હસતક સોંપા-એલાં કામોને જેબ આપતા હતા; તે શીવાએ તેમની કારકીરદી વીશેની વધારે કેફીએત મલી નથી.

પોતીકાં પરીવારમા નામવર નીવરેલા મી૰ નાનાભાઈએ, સાંભલેઆ પરમાણે ઉધરલી વએથીજ આગલી "એલફીનસટન નેટીવ ઇડીઉકેસન* ઇનસટીટુસન" મા દાખલ થઇને જે કેલવણી લેવા માંડી, તેની સરૂઆત સંવત ૧૮૯૦ થી ધારેઆમા આવેછે; જાંહાં મનની વલાંણને છ વરસ વેર વીદેઆની કસોટીપર અહડાવતા રહીને કેહય કે, સંવત ૧૮૯૬ ના ચઈતર મહીનાથી "એલફીનસટન સકાલરશીપ" હાથ કીધી, એટલુંજ નહીં પણ તે પછેની પરીખસામા "કલેર સકાલરશીપ"ની તેવણ લઈ વસેઆ હતા.

હાવી માહભારત મદરેસામા જઈને ફકત અંગરેજીનીજ નહીં પણ તે ઉપરાંત ગુજરાતી, મહરાઠી, સંસકરેત, અરબી અને ફારસી બારાનો અભેઆ-

* એ મદરેસા હવડાં એલફીનસટન હાઈસકુલને નાંમથી ઓલખાએછે. નાં૰લે૰

સખી સારી રવેશ હાંશીલ કરીને, તે બાબેના કેટલાંક સાગથી પતરકો વારંમ-વાર તેનાએ જે મેલવેઆં, તેમા એજ મદરેસાના પરીનશીપાલ ડાકટર હારકનેસે, પરોફેસર મી૦ બેલ, તથા તેની હાથ હેઠલના (આકટીંગ પરોફેસર) મી૦ બાલ ગંગાધર સાસ્‍ત્રીએ સંવત ૧૮૯૯ મા; અને તે પછે પરોફેસર મી૦ હાંનદરસને, સંવત ૧૯૦૧ મા; તથા સરકારના ઓરીએંટલ ટરાંનસલેટર મેજર જનરલ વાંનસ કેનેડીએ (સંવત ૧૯૦૨ મા) આપેલાં માલુમ પડેઆંછે; અને તે દરેક ગરહ-સથોએ પોત પોતાના લખાંણોમા, આ બાહોસ નાનાભાઈની કાબેલીઅત તથા તેમના સાફ. ખવાસ સંબંધી એકેકથી સરસ રીતની સ્તુતી જણાવેઆમાં કાંઇજ ખાંમી રાખેલી જણાઇ નથી. અને એટલી મુદત સુધી કેલવણી ખાતાંમા સરવે સાથે લાએક ચાલ ચલાવેઆથી, સઘલાઓનો સારો ચાહ પોતા ઉપર ખેંચી લઈને એક પરમાણીક મીતર તરીકે તાંહાં વખણાઈ રેહેઆ હતા.

સંવત ૧૯૦૧ નો જેઠ માસ ઉતરતાં, આ ગરહસથની પેહલવેહલી નેમ-ણુક, થાંણા ખાતેની અંગરેજી સ્કુલમા મુખતેઆર માસતર તરીકે થઈ હતી; જાંહાં પોતાનો ફરજીઆત ભરેલો ઓહધો એવીતો ચાલાકી વાપરી ચલાવેલો કેહચ કે, તેની રૂડી કોસેસથી તાંહાં શીખવા આવનારાઓને કેલવણી પાંમવાના મારગો ઘણાજ સવલ કરી આપેઆ; અને તે સાથે ગુરૂપણાનું કશુંએ અભે-માન નહીં લાવતાં, સરવે શીખનારાઓને પોતાના પેઆરમા લપેટી રાખવામાં એક માનવંતા માસતર કેહવાએઆ; એટલુંજ નહીં પણ તાંહાંની જાહેર મંડ-લીમાંબી સારો દેખાવ તેનાએ દીપાવી દીધો હતો; જેની સાખશીમાં સ્કુલ છોડતી વખતે તાંહાંની કેલવણી ખાતાંની કમીટીના યુરોપીઅનો તથા દેશી અધીકા-રીઓ, જેઓ સરકારી ઓહધો ધરાવતા હતા તેઓએ તેમની કાબેલીઅત તથા ભલમનસાઈ માટે સંવત ૧૯૦૩ ના માહ શુદી ૧૦ ને મંગલવારે શુભાખીત શબદોના સંગારે સાથેનું એક માનપતર પણ તેમને આપેલું હતું.

મી૦ નાનાભાઈની બીજી નેમણુક સદર અદાલતમાં કાંમ ચલાઉ તર-જુમો કરનાર તરીકે થઈ હતી. જાંહાં લગભગ ૧૩ મહીના સુધી રહીને, તેમાનાં પાંચ મહીના કાંમ ચલાઉ વડા નવીસંદાનો ઓહદો બી કાબેલીઅતથી આટોપી લેતાં, ઇનસાફ ખાતાંની કચેરી તરફથી સારી કીરતી મેલવી હતી; અને તે બાબે, ઓહદો છોડતી વખતે, તાંહાંના રીજીસટર મી૦ હારીસને સંવત ૧૯૦૪ મા આપેલી સરટીફીકેટ ઉપરથી તેમની રૂડી વરતણુક વખણાઈ વલીછે.

એ પછે થાંણાની કલેકતરી ખાતામા એક વરસ સુધી ડીપોટી અકા-ઉનટેંટ તથા વડા કલારકના કાંમ ઉપર રહીને, સરકારી સંબંધમા કાગલ પતરો ઘડવા તથા મરાહઠીમાંથી અંગરેજી તરજુમો કરતાં પોતાના વડાની સગવડ સાચવી આપીને મી૦ લાઅ પાસેથી સંવત ૧૯૦૫ ના વઈશાક વદી ૫ ને સનીવારે સાબાસી પતરકનું માન મેલવેલું હતું.

સદર અદાલતના માજી ડેપોટી રીજીસટર મી૦ બેલાશીશ, સંવત ૧૯૦૪ ના સરાવણ માસની આખેરીએ આપેલા એક દસતાવેજની અંદર એવો માકુલ અભીપરાએ જણાવેઓ હતો કે, "સદર અદાલતમા તરજુમો કરવાના કાંમ ઉપર

"મી૦ નાના મોરોજી એવોતો ચાલાક અને સુધ લખનાર માલુમ પડ્યોચ "કે, એલફીનસટન કાલેજમાથી મેલવેલી કેલવણીને ઘણાજ ચંચલ જેહનથી "જેય આપેછે." માટે તેની વીદેચ્યા સખતી વીશે (મી૦ મેલાશીશે) ઘણું ઉચું મત બાંધતાં, સરકારી જાહેર નોકરીપર તેને વધેલો જોવાની ઉમેદ વતીક રાખી હતી.

કોહલાપોર ખાતેથી પોતાની કેલવણીને એવી રીતે કસાવી હતી કે, તે વખતપર તાંહાંના આકટીંગ પોલીટીકાલ સુપરીનટેંડેંટ મી૦ એનદરસને સંવત ૧૯૦૫ ને આસો માસે સરકારમા કીધેલા રીપોરટ મુજબ, તેના હાથ હેઠલ વડા લખનાર તરીકે આ ગરહસથ ખપેચ્યા ઉપરાંત, તાંહાંના રાજાનો શીખ-સક પણ થએલો હતો; અને ફકત એટલોજ ઓહદો બજાવીને બેથી રેહતો નહીં, પણ તે શીવાએ બીજાં ઘણાક કારણોમા પોતાનો અવકાસ ખરચતાં સરવે સાથે સારી લાએકી રાખતો હતો. જે રીપોરટના જવાબમા કેહચ કે, નામદાર સરકારે મી૦ નાના મોરોજીના કાંમો તથા રૂડા આચાર ઉપર પોતાની બહુ પસંદગી જણાવી હતી.

ઉપર જણાવેલી આફીસના સંબંધમા સારી રીતે જોડાઈ રહેચ્યા પછે તાં-હાંથી રખશદ પાંમવાનો વખત આવતો જોઇને, પોલીટીકાલ સુપરીનટેંડેંટ મે-જર ગરાંહાંમે સંવત ૧૯૦૮ ના પોસ મહીનામા, એક દસતાવેજની મારફતે મી૦ નાના મોરોજીની ખુબીનું વરણન એવી રીતે વરતી દેખાડઉંચ કે, તેની નોધ લેતાં ખરેખરી ખુશી ઉપજાવેચ્યાવના હમારેથી રેહવાતું નથી. લખેચ કે "ઘરાવી સને ૧૮૫૧ મા બીમારીની રજા મેલવેચ્યા પછે શાહજો થઇને પાછો "આવેચ્યો, તાંહાં તુલીક મારી ગેરહાજરીની મુદતમાં બજાવેલાં કાંમો ઉપરથી "આ ગરહસથની કાબેલીએત, તથા અથાગ મેહનતનું પરીણામ પીછાંણવાની "મને સારી જોગવાઈ મલીછે. સઘલો વખત તેને પોતાના કાંમ ઉપર સા-"વધપણું બતલાવતાં, તથા જવાન રાજકુંવરને એલમની તરબીએત આપવામા "તેને જે માન મેલવેઉંચ, તેથી મારી પુર ખાતરી થએલીછે; માટે ઓહદો "છોડી જતા દાવા પરમારથી સખસની કીમતી ચાકરી ઓહવાની દલગીરી "દેખાડચ્યા છતાં, તેને મોટી પડવીપર વધવા વીશેની ખુશી દીલથી મુબારક "બાદી જણાવી હતી." એજ માનવંતા મેજર ગરાંહાંમે ઉપલી સરટીફીકેટ આ-પેચ્યા પછે, બે મહીના રહીને નામદાર સરકાર ઉપર લખેલાં પતરમા આ ગર-હસથના ઉદીઓગી કાંમ સંબંધી સારી સ્તુતી જે જણાવી હતી, તેના જવાબમાં સરકારે પણ મોટી ખુશી ઉપજાવેચ્યામાં કાંઈજ કશુર કીધી નોહતી.

કોલાપોર ખાતે આ ગરહસથે કેટલોક વખત ગુજારેઆથી, તાંહાંના કાં-મનો અનુભવ મેલવી લઇને સરવે સાથે સલુકાઇથી મોહબત એવીતો સાંધી હતી કે, તેની સોલાપોર ખાતે ડેપાઉટી કલેકટરના ઓહદાની જારે નેમણુક થઈ તારે મેજર ગરાંહાંમે સંવત ૧૯૦૮ ના જેઠ સુદી ૬ ને મંગલવારે લખી આપેલી બીજી સરટીફીકેટની સરઆતમા તેને ખસવા બાબે પોતાની બહુ દલ-ગીરી જાહેર કીધીછે. કારણ કે હરેક બાબદમા તેમના વીચારો તેને ઘણાજ

અગતના જણાતા હતા; એટલુંજ નહીં, પણ ઇનસાનીએતપણાના સરને ગુનો જે તેમા સમાએના હતા, તેથી તેની જુદાઇગીરી ઘણી અનગમતી થઇ પડી હતી. પણ ઉપરે તેના નવા ઓહદાની મુબારકબાદી જણાવીછે.

ઉપલી સરટીફીકેટ ઉપરથી એવુ સહમજાએચ કે, મી° નાના મોરાજીને પેહલવેહલો સરકારી ઓહદો સવત ૧૯૦૮ ની સાલમા શોલાપોર ખાતે ડપીઉટી કલેકટર, તથા મેજીસતરેટનો મલેઓ હતો; અને તે પછે એરણ એરણ જુદા જુદા મહકો તરફ તેવીજ બાબદમા તેણાની બદલી પણ થયા કીધી; તેનુ કારણ એવુ કેહવાએછેંચ કે, જાહાનો ઓહદો તેનાએ હાથ ધરેઓ, તાહાનો રાહગાત ઘણા સારા પાએઆપર તેવણ ઉસતવાર લાવતા માલુમ પડેઆ; તેથી ઘણેક ઠેકાણે સુધારો દાખલ કરવાની ધારણા સરકારે રાખી; અને તે સોચના આ નીતીવાન નાનાભાઈએ સપુરણ રીતે પાર ઉતારી આપી.

એ પછે આ ગરહસથ પુણા ખાતે ડપીઉટી મેજેસતરેટના ઓહદા ઉપર હતા, તે વખતે કોઈ બાપુ ડીકઝીત તથા બીજા છ સખશોએ એક સપીથી માજી નામદાર કુપણી સરકારની સાહમને ચલાવેલા ભએંકાર કાવતરાના ફોજદારી મુકદમા સબંધી સારી સહમજ વાપરીને ઉપલા સાતે બધવાઓને સજાએ પોહચાડવાના કામ માટે આડવોકેટ જનરલ મી° એડવરડ હાવરદને કીમતી મદદ આપી હતી; તે બાબદનો રપોરટ જારે નામદાર સરકારની હજુર રજુ થયો, તારે તેનાએ બજાવેલી સારી શેવાના બદલામા સરકારે રૂ૫૦૦) ના ઇનામ સાથે, મોટી સાબાસી ભરેઆ ઉપકાર પતરની ભેટ સવત ૧૯૧૩ ના માગસર સુદી ૨ને સનીવારે જે ઈનાએટ કીધી હતી, તે વાત તેમના મા નમા અતીઅત વધારે થએલી વીચારીને ખુશી સાથે હીંઆ નોધી રાખીએછે.

રેવીનીઉ કમીશનર મી° કુપરને કેલવણીમા પાહવરદા થએલા તરણ દેશી ગરહસથો તરફથી મલેલા કાગલો, તે બાહોસ અમલદારે સવત ૧૯૧૩ ના ચઇતર વદી ૭ ને ગુરવારે નામદાર સરકાર ઉપર જે મોકલાવેઆ હતા; તે માહેલો બીજો કાગળ આ મી° નાના મોરાજીનો લખેલો તેને એવોતો પસદ પડેલો કેહવાએચ કે, તેની એબારતબંદી, તથા શબદોની ગોઠવણી ઉપરથી તેનાની કાબેલીએત બાબે ઘણી વખાણ લખીવાલી હતી.

મી° નાના મોરોજીની કાબેલીએત પીછાણનારો, અને તેની કીંમત આકનારો સરવેથી સરસ અમલદાર, પુણા ખાતેનો મેજેસતરેટ મી° દકન દેવીડસન માલુમ પડી આવેઓ હતો. આ અમલદારે સવત ૧૯૧૫ ના ફાગન સુદી ૧૫ ને સુકરવારે, પુણેથી એક સતા ભરેઓ કાગલ લખીને સદર ફોજદારી અદાલતના રેજીસટરાર ઉપર જે મોકલાવેઓ તેમા એવી દરખાસત ગુજારી હતી કે, તેની હજુરના ડપીઉટી નાના મોરાજી ઇસકુઆએરને મુખતેઆર ભરેઓ મેજસતરેટ ઠેરવવા સારુ નામદાર ગવરનરની કાઉનસીલમા અરજ કરીને, તેઓ પાશેથી ૧૮૫૧ ના ચોથા કાએદાની સરીએત મુજબ સણદ માગી લેવી. અને તેના કારણમા, તે અમલદારે એવી દલીલ દેખાડી હતી કે, આ ગરહસથ સાત વરસ થઆ પુણા શેહરમા માજેસતરેટનો ઓધો બજાવેચ; તે

માહેલાં છેલાં તરણ વરસ તો માહરા જેટલી સુખતેઆરી ચલાવવાને પુરો લાએક માલુમ પડ્યોછે; એટલુંજ નહીં પણ નામદાર સરકાર, તેઓના અમલદારો તથા પરજાને કોઈબી કારણમા ધીલ નાખેઆવના, ખરચ તથા મેહનતમાં તેને ઘણો બંચાવ કરી બતલાઓછે.

ઉપલી દરખાસત મુજબ નામદાર સરકારે, આ ગરહસથને ફુલપાવર મેજેસતરેટનો ઓધો બખશીઓ; અને તેની ખુબીથી તાર પછે એકાદ બે જગોએ ખીરાજીને છેલ સુરત ખાતેની પોલીસ કોરટમા તેનાએ બેઠક લીધેલી જણાઈ હતી.

હીંઆંના અસલ વતણી છતાં, આ ગરહસથ, આપણી વસતીમા સરવે લોકોથી તદન અંજાણેઆ હતા; તેનું કારણ એટલુંજ કે, બચગીથી તેનાની મીતરાચારી કેલવણી ખાતાં સાથે જોડાએલી રહી; અને તે પછે જીલાઓ તરફ સરકારી નોકરી બજાવતાં લાંમબો વખત વહી ગઆને લીધે, તેવન મુંબઇના રેહવાશી કેહવાઈ સકેઆજ નહીં. પણ ૪૫ વરસની વએ પોંહતા તારે પરમેસવરની કીરપાથી આપણી સંગાથે તેણાનો બીન ધારેલો સંબંધ સંધાયો, તેના સમાચાર હેઠલ જાહેર કરીએછે.

આપણી પોલીસ કોરટના તરીજા મેજેસતરેટ મી૰ ડાસાભાઈ ફરાંમજી કરાકાને, નામદાર સરકારે આએપતના કરની વસુલાતના બાહબારત કાંમ ઉપર જારે થેડવેઆ તારે તેમની ખાલી પડલી જગેઆ તેનાની ગેરહાજરી સુધી, તેવનના જેવાજ કોઈ સાહેબેસ પુરસથી પુરવાનો હેતુ ઇછીને આ નામવર મી૰ નાના મોરોજીની નોકરી પસંદ કીધી; અને તેટલા માટે તેનાને સુરત તરફથી બોલાવી લીધા. સંવત ૧૯૨૩ ના વઇસાક વદી ૧૪ ને સનીવારે આ ગરહસથ અંતરે આવીને બીરાજેઆ, તે વાતને હવડાં ૬ વરસ પસાર થાઇ ચુકાંચ; તેટલા અરસામા, કોઇ બેસુમાર ફોજદારી મુકદમા એવીતો ચંચલાઇથી ચુકવતા જણાએઆમ કે, તેની સાંહમને કોઇબી રીતની કડવી ફરીઆદ કેથેથી ઉઠેલી સંભલાઈજ નથી.

આએપતનો કર લેવાનો કાએદો ઇંસવી સને ૧૮૭૩ ના એપરેલની પેહલી તારીખથી બીલકુલ બંધ થાઓછે; પણ તેની વશુલાતનુ કાંમ તરણ અથવા ચાર મહીના સુધી ચાલેઆ પછે, મી૰ ડાસાભાઇ ફરામજી કરાકા પોતીકા મેજેસતરેટના ઓહદા ઉપર પાછા બીરાજશે; અને તેથી કરી આ મી૰ નાના મોરોજીને હીંઆથી કેથે ખીસવું પડતો, તે બાબે નામદાર સારકારને પરજાના ભલાં માટે હમો એવી અરજ કરીએચ કે, મી૰ ડોસાભાઇનો હક જે બીજા મેજેસતરેટની ખુરસી ઉપર પોંહચેચ; તાંહાં તેનાને ગોઠવીને આ ગરહસથને હાલની જગોએજ હીંઆં કાએમ કરી રાખવો; કેમકે એકને ઠેકાણે બે દેશી મેજેસતરેટો બીરાજતા રેહશે તો, હીંઆંની પંચમેલી પરજાના પચાકરમો પીછાંણવા સારૂં તેઓની વાકેફકારી વધારે કીમતી થએઆથી ફોજદારી ઇનસાફની સગવડ સારી રેહશે સમ્વાએ, માટે એવા નામાકીત નરની નોકરી ખોઇને પરજાને દલગીરી દેખાડવી નહીં.

આ ગરહસથની જીંદગીના પુરેપુરા હએવાલ મેલવવાની હમોએ ઘણીબી કોશેસ કીધી, પણ તેમના કબીલાની કેફીએત શોધી આપનારા સખસની કમ ફુરસદને લીધે, અથવાતો બીશેસ હકીકત તેની પાશે હાજર નહી હોવાના સબબથી આટલીજ બીના જે હાથ આવી, તે જોકે અધુરી દેખાએચ તોપણ તે મીતરના ઉપકાર સાથે આ નોધમા સમાવી લેવાની ગણીમત સહમજેઆ છઇએ.

આપણા માનવંતા માજેસતરેટના ખવાસની હમોને બીલકુલ માહીતગારી જે નોહતી, તેની વરતણુક વરણવા માટે જારે જોગવાઈ લઇને ઘણીવાર પોલીસ કોરટમા એક તમાસગીર તરીકે જઇ જોએઊ તારે તે સાહેબ સવભાવે જેવા ચંડા, અને મોલવે સાહલેસાઈ ભરેઆ તેવાજ દેખાવમા દમામ વગરના સાદા, અને સમપુરણ સલુકના માલુમ પડેઆ; એટલુંજ નહીં પણ ઈનસાફને માટે મુકદમો લઈ આવનારાઓના આચાર બીછાંણી લેવામાબી ચપળ બુધીના, અને સવતંતર વીચારના વીવેક પુરસ જણાઈ આવેઆછે; માટે આ હએવાલ બંધ કરતાં નેક નામ નાના મોરાજીની જીંદગીને પુર તનદરેસતી ભરેલી લાંમબી ઊમરના આશીરવાદ સાથે, હીંઆની ફોજદારી ખુરશી ઉપર કાએમ રેહવાની તેમને મુબારકબાદી ચાહીએછે. આમીન.



## રાવ બાહાદર મઘનભાઈ કરમચંદનાં કુટંબીઓ.

આ અમદાવાદી સાહુકારોનું કુટંબખી દસાશ્રીમાલી સરાવક ગનાતમા માન પામેલું કેહવાએલુંછે. પરેમચંદશાહના દીકરા કરમચંદને સરવે લોકો કમાસાના નામથી જે ઓલખતા હતા, તેમની તરણ બાએડીઓને પેટથી થએલી પાંચ ફરજંદોની વરધીમાં તરણ દીકરીઓ અને બે દીકરાઓ હતા; જેઓને હઇઆત મેલીને સંવત ૧૮૯૦ ની શાલમા સરાવણ સુદી ૪ ને સનીવારે કમાસાશેઠ દેવગત થયા તારે કેહછે કે મઘનભાઈ માતરે ૧૧ વરસના હતા.

રા૰ કરમચંદ પરેમચંદ અમદાવાદીને નામની જેહેલજેહેલી સરાફી તથા સોદાગરી પેહેડી તેમના એક બીસવાસુ ગુમાસતા રા૰ રણછોડ પારેખ હસતકથી સંવત ૧૮૮૦ ની શાલમા આપણી તરફ આવીચ તારની કોઈ એવે શ મુહરતે ગોઠવાએલીછે કે, તે વાતને આજે લગભગ અડધી સદી થવા આવી તાંહાં તુલીક પરમેસવરની કીરપાથી સારી હાલતમાં સચવાઈને ચાલુ રહીછે. આ પુરાંણી પેહડી સંગાથે તેની સરૂઆતથીજ આપણા જમાને હાતમ મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટને ઘણોજ ઘરોબો હતો; એટલુંજ નહીં પણ દેશાવરો ખાતે તે સાહેબનું વેપાર સંબંધી જેળી કાંમ હોતુ તો તેમનેજ તાંહાં થતું હતું, પણ પાછલથી કાંઈ એવી હોનારત બની કે તે પેહડીના ઉપર જણાવેલા મુનીમના ગડલમડલ વહીવટથી કાંમ જારે બીગડઉં, તારે તે પેહડી સાથેનો સંબંધ છુટો કરી નાખવામા આવેઓ, તોપણ ભીતરાચારીતો બેહુ સાહેબોમાં રૂડી પેરે જોડાઈ રહેલી હતી.

# રાવબાહદર મધંનભાઈ કરમચંદના કુટંબીઓ.



કમાસાશેઠ કોક દાહડે આપણી ટાપુ ખાતેતો કદચીત આવેલા નોહતા, પણ તેમની પરોપકાર બુધીના માન ખાતર તેમની નીતીવાંન પેહડીધીજ સરવે ઠેકાણે તેણાનું નાંમ પરકાશી રહેલું જણાએછે.

મથાલે જણાવેલા રાવબાહાદૂર, શેઠ મધનભાઈનો જનમ અમદાવાદ ખાતે સંવત ૧૮૭૯ ના વઈશાખ શુદી ૨ ને સોમવારે થયો હતો. તેવણ જોકે બાપના મરણ ટાંકણે નાહની વએના હતા, તોપણ ચંચલમનના હોવાથી દેશના રવઇઆ મુજબની કાંમજોગ વીદઆ ભણેઆ, અને જેમ મોહટા થતા ગયા તેમ ગુજરાતી તથા અંગરેજી એલમ હાંસલ કરીને પુસતકો વાંચવાનો અભેઆસથી વીશેસ વધારતા રહેઆ. પેહડીનો વહીવત જાંહાંસુધી તેવણ નાહના હતા, તાંહાં તુલીક ગુમાસતાઓથી ચાલેઆ કીધો, પણ પોતે જારે ઉમર લાએકના થયા, તારે સઘલો કારોબાર પોતાની સાહેતાથી ઘણી સારી રીતે ખીલવતા રહેઆ. એમના ભાઈ મોતીલાલથી બહુ હુશીઆરી રાખીને પેર ખટલાનું સરવે કાંમ પોતે સાચવી બેઠા હતા; પણ કબીલાના માથાંભાએગ કે સંવત ૧૯૦૭ ના ફાગણ મહીનામા તેવણ ગુજરી ગયાને લીધે મગનભાઈની બાજુ ખરેખરી ખોરવાઇ પડી; અને તેનો ગંમથી જીગરમા વીશેસ પેઠો હતો. કમાસાના વખતમાં એ ઘર ખાતે જેટલી દોલત હતી તે કરતાં વધારે દરવીય આ શેઠ મધનભાઇએ રૂડી વરતણુકથી ભેગો કીધો હતો.

સંવત ૧૮૯૯ ની સાલમાં શેઠ હઠીસંગ તથા હીમાભાઇની સંગતમા પોતે સાંમેલ થઇને પંચતીરથનો સંઘ લઈ જાતરા કરવા ગયા હતા, પણ મારગમાં રોગ ફેલાઇ પડેલો જણાએઆને લીધે તે સરવે સંગ તતકાલ પાછો વલી આવેઓ. એ સાહેબ એકવાર પોતીકાં ચરણ મુંબઈમાંથી લાવીને મરહુમ સર જમશેદજી તથા તેમના બરખુરદાર બેટાઓ સંગાથે બાપોકી ભીતરાચારીના હકમો વધારો કરી ગયા હતા. અને તેથી કરી તે સાહેબોના રૂડાં પગલાંપર ચાલવાનું સારૂં ધેઆન આપવા શીખેઆ હતા; એટલુંજ નહીં પણ નાહની વએમાં દોલતનો દરંગ જે ભેગો થયો હતો, તેનો ઉપીયોગબી સારી રીતે કરવા લાગા. ગુજરાત જીલાના હીંદુઓમા એક એવી ટેવ ઘર કરી રહેલી કેહછે કે, પોતાની દીકરીઆને વીદઆ ભણાવેઆવીના અગણાની રાખવામા બહુ બાહાદુરી બતલાવતા હતા; પણ કેલવણીના ફૂલ સારાં પરાપત થાએ તેનું બાંણ નહીં રાખનારાઓને આ શેઠ મધનભાઈ હલવે હલવે રાહપર લાવેઆ, અને પોતાની દેશી છોડીઆને ભણાવી ઇનસાંણપણાના નુકતાપર લાવવા માટે પોતે રૂ૨૦,૦૦૦ ની એક મોહટી રકમ અલાહેદી કાહડીને સંવત ૧૯૦૭ ની સાલમાં પોતાના સવદેસ શેહેર અમદાવાદમા એક પાઠશાળા સ્થાપી દાધી; એટલુંજ નહીં પણ મજબુત પાએઆપર તેને જાથુક નીભાવા માટે યુરોપીઅનોની એક મંડલી ઠેરવીને તેઓના હસતકમાં વીસ માહેલા ૧૪,૦૦૦ ની સરકારી ટકા પાંચની લોન લઈ આપી કે, દરસાલે તેનું વીઆજ રૂ૭૦૦ ઉપજાથી પાઠશાળાનો સરવે ખરચ નીભેઓ રહે; અને રૂ૬૦૦૦ ખરચીને રાએપોર ખાતે એજ કારણ માટે એક સુંદર એમારત બંધાવીને પોતાની કીરતી પરકાસતી મેલીછે; અને તેમાં શીખવા જતી છોડીઓ તેમની રાખાવતનું સરબત ચાખતી હવડાં ઘણી જોવામાં આવેછે.

આ સખી નરનું હાવું ઉદાર કાંમ ધીઆંણમાં લઈને આપણી નામદાર સરકારે ઘણીજ ખુશી સાથે તેવણને "રાવબાહદુર" નો એક નાંમીચો એલકાબ એનાએત કીધો, અને તેની યાદગારીમાં સંવત ૧૯૦૭ ના આસો સુદી ૫ ને સોમવારે તાંહાંના નેઆએધીસ મી॰ હારીસને એક દબદબા ભરેલી દરબાર મેલવીને તેની હજુરમાં સોનાનો ચાંદ સરકાર તરફથી તેણાને ભેટ આપેઆ હતો, અને તેથી અમદાવાદની આખી વસતીમાં મોહટી ખુસાલી મચી રહી હતી; કારણ કે કેલવણી માટેનું આ એકજ કારખાનું તે વખતપર મઘનભાઈની સખાવતથી તાંહાં જનમ પાંમેળ હતું.

રાવબાહદુર શેઠ મઘનભાઇએ જો લાંમબા આવરડા મેલવેઆ હોતતો, સંધે નોહતો કે બીજાં અગણીત સારાં કામો સખાવતની રાહે અજવાલે લાવતે પણ માહાંભાએગ તાંહાંની વસતીના કે, આવો રૂડો શેઠીઓ સંવત ૧૯૨૦ ના અસાડ સુદી ૯ ને બુધવારે જનમના દીવસથી ૪૧ વરસ અને ૨ મહીનાની ઉપર ૮ દાહડાની ઊંમર પુરી કરીને દેવગત થયો. આ સરીમંતની પાછલ કોઈજ હકદાર વારેસ ન હોવાને લીધે બતરીજીના દીકરા સારાભાઈને દતક કરી લીધો; અને તે સાહેબ પરમેસવરની પરમકુરપાથી શેઠ મગણભાઈના નાંમની કીરતી જાલવતા અમદાવાદમા હઈઆત રેહેલા જણાએછે.



## શેઠ હાથીસીંગ કેસરીસીંગ.

સરાવક ગણેઆંતનાં આખી. એક નાંમીચાં કુટંબની કીરતી છેક ખુસાલ નેહાલના વખતથી ગુજરાત તરફ વખણાતી આવેચ; પણ તેઓની બાબદમા જે ચોકસ હકીગત મલવી જોઈએ, તેનીજ માંતરે ગેરહાજરીને લીધે અરો ઓલાથી જાહેર કરી સકાતો નથી. એ ખુસાલ નેહાલનાં દોતરા હાથીભાઈ નાંમના જે હતા, તેમનો જનમ અમદાવાદ ખાતે સંવત ૧૮૫૨ માં મુબારક થાએલો કેહવામા આવેછે. આપણી વસતીની ઓલખમાં તો એ સરીમંત શેઠ ઘણું કરી સંવત ૧૮૮૦ ને સાલથી અતરે સરાફી તથા શોદાગરી પેહડી હુંધાડીઆ પછે પરખેઆત થાઇ પડેઆ હતા.

આ હીંમતવાન હાથીભાઈની બાલવએની બીના કાંઈબી જાંણવામાં આવેલી નથી, પણ આટલુંતો ચોકસ કેહવાએછે કે, શેહરને શીરેસતે કાંમમા આવી સખે તેટલું ભણેઆ હતા. સરવેથી પેહલા અમદાવાદના નગર શેઠ હેમાભાઈની દીકરી રૂખમાંણીબાઈ વેરે પરણેઆ હતા; પણ પાછલથી તે બાઈ આંખે અપંગ થાઈ તેથી તેનીની એક બીજી બેહન નામે પરસનબાઈ હતાં તેની વેરે લગણ કીધાં હતાં, અને તેવણ જારે ગુજરી ગઆં તારે ઘોગાવાલા એક વાંણીઆંની વીદવાન અને હુશીઆર દીકરી હરકુઅરને પરણી લેરેઆ; પણ દલગીરી ઉપજેછે કે આ સુધાં તરણે બાએડીઓ માહેલી એકને તાંહાંબી હકધાર વારસ જનમ પાંમેઓ નોહતો.

## ખુશાલનેહાલને તોહાની વંશાવલી.



હઠીસંગના બાપનો મુખીઅ ધંધો રેસમ તથા કીરમજનો કેહવાતો હતો, અને તેના મોહોટા વહીવટના પરતાપથી તેવન જારે ગુજરી ગયા તારે તીસ અથવા ૪૦ લાખ રૂપીઆની એક મોઠી પુંજી જે માલુંમ પડી હતી; તેને વાપરવા માટે ભાઇઓનું મર્ઝીઆરૂં* જારે મંધાએણું, તારે આ ઉદાર મનના શેઠ હઠીસીંગ નાહાંની વએના હોવાથી પેહડીનો વહીવટ તેમના કાકાના દીકરા મોહોકમભાઇએ આટોપી લીધો; અને રેસમ તથા કીરમજની ખરીદી સારૂં આપણુ ટાપુમા વખનાઈ ગએલા શેઠ મોતીશાહને ખાસ આડતીઆથી બેઠવેઆ હતા.

સંવત ૧૮૭૮ ની સાલમાં જારે ચોરવાડ સંઘ ગયો, તારે તેમાં મોહોકમભાઈ તથા આ હઠીભાઈ વીગેરે જાતરા કરવા ગએઆ, જાંહાં તે સંઘને સાતેક હજાર રૂપીઆ ખરચી પોતીકા આડતીઆ મોતીશાહ શેઠને નામનાં નોતરાં ફેરવી જમાડ્યો હતો; જે વાત મુંબઈમાં શેઠ મજકુરને માલુમ પડી તારે, તેનો પાડ રૂડી પેરે વાળી આપવાના હેતુથી મોહોકમભાઇ સંગાથે બંદાબસત બંધ બેસાડીને પાખી તથા રતલામ મલી બે ઠેકાંણેથી પોતાને હસાબે અફીણ ખરીદ કરવાનું કાંમ સોંફ્યું. આથી કરી બનેઉ એવું કે, હાલી આડત આવી તેમાંથી એકતો મુહબલક હકસાઇ મલી, અને બીજું એ કે આ શેઠીઆઓ તરફથી ખાનગી રીતે તથા મોતીશાહ શેઠની મજમુમાં અફીન ચીન ખાતે મોકલેઆ કીધું તેનો બેહદ નફો હાંશેલ થતો રહેઓ; અને થોડાજ અરસામા તરણ અથવા ચાર લાખ રૂપીઆ વધી પડ્યા, તેટલાં દઇવજોગે મોહોકમભાઈ ગુજરી ગયાં, અને વેપાર તથા ઘર સણુસારનો સઘલો ખટલો

* આ સકલગુની શેઠ હઠીસીંગની સાહેતા હેઠલ આવેઓ.

આ સખી શેઠના હાથમા જારે વડવાઓના વારસાની હકુમત આવી, તારે તેનાએ પોતાની કારકીરદીને પરખેઆતીમાં લાવવા માટે કશીબી બાકી રાખી નોહતી; અને તેના પરતાપથી એ બાએગસાલી શેઠીઆએ પણ મેલવેલું માન ગણીજ ખુશીઆરી સાથે છીંદગી સુધી સાચવી રાખેલું હતું. પોતાના માનવી ભાઈબંદુઓ, પછે કોઇબી કોમનો હોએ તેને વાસતે નેઆત જાતની કશીએ છીટ જોએઆ વના તેઓને બનતો આસરો આપવામાં એક હાતંમ સરીખા કેહવાતા હતા, તેવીએના એક બે ઘણાજ માતેબર દાખલા જે હીંઆં નોધી લઇએ, તે માહેલો એકતો એમનાજ નેઆતીલાઓ હસતકથી ખાતરી ભરેલો મલેઓછે, અને બીજોતો આ નોધ લેણારે શ્રી ચીનમધે પોતાની નજરે જેમ જોએલોછે, તેમજ તે વખતપર તાંહાં વસનારા બીજા સાહેબો માહેલા જે હઇઆત હશે તેવનથી કપચીત ભુલેઆ હશે નહી.

જે વાત સાભલીય તે એ કે અમદાવાદથી થોડેક દુર એક નાહાંનું ગાંમડુંછે તાંહાં રજપુત જાતનો એક નાંમીચો ગરાશીઓ જે રેહેતો હતો, તે રાહદારી લોકોની એટલીતો મનમાંનતી ખરદાસત લેતો કે, તેઓ માહેલા જે કોઈ મુશ્કીલીસ માલુમ પડે તેઓને ખાધાપીધાનું આપેઆ ઉપરાંત બીજી

---

* પંતીઆવું.

ધણી રીતની સખાવતથી સંતોસ પમાડતો હતો; અને તેહવી રીતનું સદાવરત ઘણાક વરશો સુધી તેને ચાલુ રાખેલું હતું; પણ દાહાડો સદા વફાદાર નહી રેહેવાને લીધે તેની પેદાએસ દીન દીન ઘટતી ચાલી, અને ખરચતો જેનો ત્રેજ રાખી બેઠલો. તેમાં તેની સઘલી પુંજી પુરી થાઈ, તારે ઘેરનો સરસામાંન વટીક વેચીનેબી સદાના રાખેઠા મુજબની સખાવતને હાથથી જવા દીધીજ નહી. પાશેનું જારે સરવે ખપી રેહેલ તારે ગીરેફતારીનાં વંમલમાં બીચારો સજડ ફસી પડએો, અને તેના દબાંનમાથી છુટકો પાંમવાનું નીસચે કરીને પોતીકાં પરીવારની સંગાથે એવો વીચાર બંધ બેસાડએો કે, આવતી કાલનાં ખોરાક જેટલુંજછે તે આપરે ખાવું નહીં; અને જે રાહદારી આવે તેઓને રાબેતા મુજબ આપી દીધા પછે રાતની વેલા ઘોલી રાખેલું અફીણ સરવે જણાઓએ પીઇને પોહરી રેહવું, એટલે સઘલી જંજાલીમાથી આપણ ટલી જઇએ. આ વાતની ખબર જારે હાતમ ખંમીરના શેઠ હથીભાઇને કાંને ગઈ, તારે તેજ વખતે માણસો દોડાવી તે રજપુતને પોતાની પાશે બોલાવી મંગાવીઓ; અને એકાંત બેસાડી કહેલ કે, ઠાકોરજી, બેહથીપરાંમા માહરી મોટી વાડીછે તેની સંભાલ માટે એકજ કુટંબના ૧૫ થી ૨૦ માણસો જોઇએચ; તેમા એકતો તમોને રૂ ૫૦ અને બીજા દરેએક જણને રૂ ૨૫ લએખનો પગાર આપીસ, અને તેની જામીનગીરીમા તેટલા જણાઓના મુસારા માટે છ મહીનાના રૂપીઆ આંગપર લઇ જાઓ, અને તમારે ઘેરે ખરચીપાણીનો બંદોબસત કરી આવતી કાલથી, જે જગા કહીએ તાંહાં ચાકરીપર હાજર રેહજો. હાવી રીતનો સંજોગ બનતાં જો જરાબી ઢીલ થાઇ હોતતો તે બીચારો સંકતમા સપડાએલો રજપુત પોતીકાં પરીવાર સહીત મોટી માહેતમ ગુજારતે; પણ તેનો બચાવ આ સક-રમી શેઠની સખાવતથી શેહેજવારમા થાઈ સખેઓ, અને લગભગ તરણ વરસ તુલીક તેમની સંભાલમા તે ગરીબ કુટુંબ રોજીએ વલગી રહીને સારી સ્થીતી પાંમેલ હતું.

બીજો દાખલો જે હમારી નજર હજુર ચીન ખાતે બનેઓ હતો, તેનું બએઆન એવુંછે કે, એક સારાં કુલના અશીલ હોરાજી સાથે આ શેઠને કાંઇક ઓલખાન હશે, તેથી અથવા તો તેવણ બોલીદરાજ હોવાથી સરાહગત ભરેલી વાતો ઉપર એતબાર રાખીને સંવત ૧૮૯૩ મા વાંહાંણ “કારણ વાલીસ” ની અંદર માલવા અફીણની પેટી ૨૦૦ ને આસરે હીંઆંવાલી પોતાની પેહડી હસ-તકથી ચીન ચહડાવીને વેચવા સારૂ હોરાજીની આડતમા સોંફાવી હતી; જે લઇને મીઆંસાહેબ ચીનની સફરે પેહલવેહલા શીધારીને આ શેઠની મેહરબાંની પાંમતા ખુશી સાથે તાંહાં પોંહતા. એતેફાક એવો બનેઓ કે તે વરસ ચીનના દરીઆવમા થાએલાં ભએંકાર તોફાંણે વાંહાંણો “હોરમજજી બમનજી” તથા “હાંમુદી” જે અફીનના માલનો મુહબલક જોડો લઇને જતાં એવી રીતે ડુબી ગયાં કે, તેઓની કાંઈબી નીસાંણી જણાઈજ નોહતી; આવા સંજોગે અછત પડઆ ઉપરથી ચીનના બજારમા એટલો તો ઉછાલો થયો કે ડાલર ૮૦૦ ની ઉપરના ભાવથી દરએક પેટી વેચાવા લાગી, પણ તેમા હોરાજીએ વીશેસ લા-

ભમા પડી કશોબી ભાગ લેવાનું મન કીધુંજ નહીં; એ વખતે ચીન ખાતેના ઘણાક સાહેબોએ તેણાને સહમજાવી કહેલું કે, હાવા ટકાકાના વખતમા માલ ધણી નેહાલ થઇ જાએ તેવું શીકાર દામ હાય આવેચ તે લઇને માલિકની મેહરબાંની વીશેસ મેલવો; જેના ઉતરમા મલકાઇને એવું બોલેઆ હતા કે, બીઆં એનાતો નવશો ડાલર શેહજમા લઇ સખીસ. હાવા વીચારતી વકી રાખતા હોરાજી બેઠા રહેઆ, તેવામા ભર મોસમના બીજાં બારકશો જહાબંધ માલ સાથે તાંહાં જઇ પુગા પછે માલની મુહબલક છતે ભાવ જેમ ઉતરતા ચાલેઆ તેમ હોરાજીની હવીલાઇપર હરકત પડવા માંડી, અને સેકોના સબુનો સાંભલતાં બીચારા બેજાર થયા; પણ જે સમો હાથથી ગયો, તે પાછો આવેઓજ નહીં. આ બાબેની ખબર શેઠ હાથીભાઇને કાંણે ગઇ તારે તેનો કશોબી કારોઠ જણાવેઆવના ઉદાર મનથી પોતાની પેહડીવાલાની મારફતે ચીન ખાતેની એક માતબર અંગરેજી પેહડી હસતક પેઠીઓ ગ્રાહી દેવાનો હોકમ લખાવી મોકલાવેઆ. એ માલ જોકે પડતા ભાવમાં અંતે વેચાયાથી શેઠ હથીસીંગને મોઠી નુકસાણી ખમવી પડી તોપણ પોતાની બાંહેધરીમા લીધેલા હોરાજીને તેમના ગુજરાંણ સારૂં થોડાંક નાંણા ચીનના આડતીઆ પાશેથી પોતાને નાંમે લખાવીને આપાવેઆં, એટલુંજ નહીં પણ તેના કુટંબનેબી હંઇઆતી તુલીક પાલતા હતા.

ઉપર જણાવેલા બે દાખલાઓથી આ શેઠીઆની સખાવત કાંઇ સંપુરણ થાઇ નહીં; પણ બીજી ઘણીક વાતોમા તેમનું ઉદારમણ જે દીપી નીકલેલું કેહવાએલુંછે, તેમા ગમેતે ગણાતનો કોઇબી સખસ પોતાની બારીક અવસથા બતાવે, તેનો સવાલ આ શેઠ બાહાલ રાખીને ઘણાક આબરૂદાર કુટંબોનું દલીદર દુર કરતા હતા; માટે હાવા સદગુણી સખીનરો આ સરૂસવતીમા જેમ જાહાજા દીવસ જીવતા રેહ તેમ ગરીબોની જીંદગી સારી રીતે સચવાએઆ કરે.

આ સાહેબ અફીનની હજારો પેઠીઓનો જેમ રોજગાર કરતા, તેમ સતોબી રંમતા હતા; પણ તેમા હરેક વાતના દગાથી સદા દુર રહીને હેવું પરમાણીકપણુ વાપરતા કે, તેવી લેણ દેણમા સાહમના 'ધણીઓ કોઇ પાન સંકતમા આવી જતા તો, તે બાબે દએઆ ઉપજાવી એવી સંતસેસથી ભાવ કાપી વાલતા કે, તેથી કોઇનેબી તેમના હાથથી જાહજું નુકસાંણ ખમવું પડતું નોહતું; અને તેવી ઉદારતા છતાંબી સાંભલવા પરમાણે દરસાલ લાખો રૂપીઆનો નફો પોતાના ઘરમા આણતા હતા.

સંવત ૧૮૯૯ ની સાલમા પોતાની સંગાથે નગરશેઠ હેમાભાઇ તથા મગનભાઇ કરમચંદને જોડી લઇ પંચ તીરથની જાતરા કરવા શીધારેઆ હતા, પણ મારગમા મરકીનો બહુ ઉપદરવ ચાલતો જોઇ તાંહાંથી તતકાલ પાછા ફરી આવેઆથી ધારેલી મુરાદમા નીસફલ માંનેઆ હતા.

શેહરની બાહેર પોતાની એક વાડી અંદર જે નાહનું દેહરૂં હતું, તેનો વીસતાર વધારીને સંવત ૧૯૦૧ ના માહ મહીનામા તેની સથાપનાનું મુહરત કરવા પેહલાં ધારેલ હતું; પણ પાછલથી તેનાની હેવી મરજી જણાઇ કે, એ

દેહરું શીખરબંધ બાવનજીનાલયનું બાંધવું; અને અંજનસલાખા કરવી; હેવી આશેઆથી સુહબલક પઈશા ખરચીને મસ મોટું દેહરું બંધાવેલ, જેનું થોડુંક કાંમ અધુરૂં હતું તેવામાં એકતો તેમના માતોશ્રી સુરજબાઈ માદાં થઇ પડેઆં, અને બીજી તરફ આ સરીમંત શેઠના હોઠ ઉપર એક ફોલી થાઈ; જેના વકરથી ચાર દાહાડા પોતે ઘણીજ કસત ખેંચીને સંવત ૧૯૦૧ ના સરાવણ સુદી ૫ ને સુકરવારની પાછલાપોહરે ૪૯ વરસની વએમા દેવગત થયાને લીધે, સારાં કાંમ માટે ધારેલી ઉમેદ તેમના દીલમાજ રહી ગઈ.

આ મરહુમ શેઠ નેકનાંમીમા એટલાતો દીપી નીકલેઆ હતા કે, તેમની દેહને જારે અગણીદાહ કરવા લઈ ગએઆ તારે શેહર અમદાવાદની વસતીના હજારો લોકો, સમસાણ સુધી પોંહચાડવા માટે સાંમેલ રહીને, તેમના એશીઆની સાથે આંખોમાથી કેહચ કે, નવધાર આંસુઓ તેઓએ ટીપાવેઆં હતાં; એટલુંજ નહીં પણ જે લોકો દુખનામારેઆ તેમના આસરાથી સંતોસ પાંમતા હતા, તેઓએ પોતાનો સુરખી બોહેઆથી કીધેલી કલપીતનો તો કશોએ પાર ગણાએઓ નોહતો.

શેઠ હથીભાઈની સવરૂપી શીકલ સંબંધી કેફીએત એવી કેહવામા આવીછે કે, તે મરહુમનો ચેહરો ઘહુંલા રંગનો હતો, તે સાથે કદેઊંચા અને લાંમબા બોહના હતા; બોલવામા જેમ ઘણાજ થોડા અને એક મારગી જેવા દેખાતા હતા, તેમ સખાવતમા સુરા અને માએઆ મેહરબાંણીમા પુરા, એક માહપુરૂસ હતા તેમાતો કોઈને સખ રહેલો જણાઓ નથી.

આ શેઠીઆના માતોશ્રી શુરજબાઈ, જે તેમની પેહલાં કહેલી પડેઆં હતાં; તેનાઓ આવા હાતમ સરીખા વીરાના મોહતનો વીલાપ કરવાંમા બરોબર એક મહીનો મસગુલ રહેઆ પછે બાદુરવા સુદી ૫ ને રોજે તેને ભેટવા માટે વઇકુંઠ તરફ શીધારી ગએઆં.

હાલ હઈઆત ગ્હેલા શેઠાણી હરકોરબાઈને કેટલો એડ ઉપજતો હશે, તેની મુનસફી વાચનારી આનમના અનકાર ઉપર શોફેઆ શીવાએ બીજુ કાઈજ હમો કહી સખતા નથી

---

## ડાકટર ભાઊ દાજી.

આપરા રહીઆમના શેહર મધે 'ગરાટ મેડીકલ કાલેજ" નામની વઈ દકરાના જે ચાલુ થઈ, તેમા લાગુ પડેઆ પછે તબીબપણાની ઊંચી કેલવણી લઈને સતા બઝેલી સનદ મેળવનારા પેહલવેહલા છ દેશી ગરહસથો માહેના આ એક વઈદરાજના જનમારાનુ જે વરણન હમારે હાક આવેલંચ, તેને ખરા હેતુથી વાચનારી આનમની હજુર એક ભેટ તરીકે મેલવાની રજા લઈએછે.

મટોડી જેવી નીરજીવ પદારથમાથી જેમ તરેહ તરેહના સુગધી ફુલો, અને લેહજતદાર ફલોની ઉતપતી થાએચ, તેમ અશીલ કુલના ગરીબરા મા બાપને પેટે અવતરેલા બચાઓ ઉપરખી કુદરતની જારે અપાર બખસેસ ઉત રેચ, તારે એક દરવીઅવાન કરતા તે વાસેસ ભાએગશાલી ગણાએછે, તેહવા અમુલીઅ ધવાહેરો માહેલો માતર ચારજ સબદવાલો આપરી વસતીનો માન વતો મીતર શેનવી ગનાતના એક ગરીબ ગૌડ બરાહમન નામે વીઠલ રામક- રસના જે ગોવાની પાશે માદરા ગામ મધે રેહતો હતો, તેને તાહા સવત ૧૮૭૭ ના શાકે ૧૭૪૩ ના જેઠ સુદી ૮ ને મુકરવારે જનમ પામેલો જાણવામા આવેઓછે.

વર્ણસાવલીના ઝાહાડમા આ મીતરનુ જનમ નામ રામકરસના, તથા તેમના પીતાનુ નામ વીઠલ કરીને જે જણાવેલુછે, તેજ ચોકસ અને સહી માનવામા કશીએ સધે જણાતો નથી, અને ભાઊ તથા દાજીનુ નામ જે ધારન થએલંચ તે એટલા ઉપરથી કે મરાહથી બોલીમા "ભાઊ" તે ભાઈને, તથા દાજી તે તેમની ઉપર જે વડા હોએ તેને કેહવાનો માહવેરો પડેલોછે. આ ગરહસથ જારે બાનવએમા મુંબઈ ખાતે આવીને પાઠશાળામા જવા લાગો, તારે એક દાહાડે તાહા હાજરી આપતા બચગી હોવાને લીધે જનમ નામની શેહજ ફરામોશીથી સાધારણ રીતે બોનાતા ભાઊ કરી લખાવી દીધુ, એટલુજ નહીં પણ તે સાથે બાપનુ અસલ નામ લીધાને બદલે દાજી કરી કહેણ, અને તે નામથી જારે થોડાવાર રહીને હાજરીમા તેમને પોકારેઓ તારે પોતે આગલ હોવા છતા કેટલોકવાર સુધી હાજર કરીને કેહનારો નહીં મલ આથી જેહચ કે તાહા એક રમુજ બની રહી હતી, પણ સઘનાઓ પોતપોતા ॥ નામની હાજરી આપી રહેઆ પછે, આ બાનક ઝેનો માલુમ પડી આવેઓ તારથી સેહલ નામે સરપે કોઈ નીશાનમા તેમને બોલાવવા લાગા, અને ઘેર માખી તેમજ ચાનુ ગેરેગ તેથી અસલ નામ હસતીમાથી તદન ખરી ગએણ માટે આ રામકરસનાને આપરેખી ભાઊ દાજીને નામથી જે ઓળખતા આવી એચ તેજ નામ કાએમ ગખવામા હવે કાઈજ હરકત જેવુ જણાતુ નથી.

આ સુરા નરના બાવા વીઠલનો ધંધો તેની ઉપર જણાવેલી જનમભુમીમાં એતરપાદરના ઉદીયોગથી ગરીબ કુટંબના ગુજરાણ માટે ચાલતો હતો, પણ બોલવા તથા કવીતા જોડવામાં એવોતો ચપલ હતો કે, તેના રશીલા સલોક સાંભલવાથી આસેપાસેના રજવાડાંમાં તેમને ઘણું સારૂ માન અને વખતે વખત ઈનામખી મલતું તેથી તેમની કેંગાલીએત સદા દુર રેહતી હતી; તે છતાંબી એ ગરહસયના બવીરાની વલાંણ જારે આ ટાપુમાં ઉતરી તારે સંવત ૧૮૮૫ ના શાકે ૧૭૫૦ મા પોતાના ૮ અને એક વરસની ઊમરે પુગેલા બે દીકરાઓ (આ ભાઉ તથા નારાએણ) ને સાથે લઈને હીઆં આવી લાગો; જે વખતપર કેહવાતા આ બાલકને કોઈબી જાતની વીદ્દેઆનું કસુંએ ભાંન ન હોએઆ છતાં માંનવાને લગરીક-અચરતી ઉપજવી જોઈએચ કે સેતરંજની રમતને કેથે સારાં ધેઆનથી જે શીખી લીધેલી હતી તેથી હીઆં આવેઆ પછે આ ભાઉ સાહેબ ઘણાઓની સાથે બાજી એલવામાં હીંમતથી ભીડી પડતા હતા. તે વાતની ખબર કોઈ મોહભાવાલા અંગરેજને કાંને ગઈ તારે તેને પોતાને તાંહાં બોલાવીને રમાંડી જોએઓ, તો તે બાજીમાં સાહમના ઘણીને ઘણી આસાંણીથી જીહતી લીધેલો માલુમ પડીઓ; તેથી તેને થોડાક રૂપીઆનું ઈનાંમ આપતાં તેમના બાપને ઘણીજ તાકીદ ફરમાવી કે, હાવા ચંચલ જહેનના છોકરાને હવે પાઠશાળામાં દાખલ કરી વીદ્દેઆનું ગનાન આપવું જોઈએ.

આટલી બાબદ બનતાં આરેક વરસ ગુજરી ગયા પછે આ ભાઉ જારે ૧૨ વરસની વએ પોંહતો, તારે સંવત ૧૮૮૯ ના શાકે ૧૭૫૪ માં તેના બાપે તે વખતની ઘડીઉકેસન મોસાઈટી હસતકના મરાહથી વરગમાં પેહલવેહલો લઈ જઈ તેને બેસાડીઓ હતો; જાંહાં તરણ વરસ પુરાં નહી થયાં તેટલાંમાં તાંહાંની પરીખશા પસાર કરીને અંગરેજી શીખવાના વરગમા સંવત ૧૮૯૨ ના શાકે ૧૭૫૭ પોસ વદી ૮ ને સોમવારે તે દાખલ થયો; અને મન શાકતીની મદદનો લાભ લઈને એટલું તો શીખેઆ કે, સંવત ૧૮૯૫ માં દસ રૂપીઆના દરમાહની "કલેર સકાલર સીપ" મેલવેઆ પછે વધારે અભેઆસ માટે આગલ વધેઆ; અને તાંહાંની ફતેહમંદી સાથે પાર ઉતરીને સંવત ૧૮૯૬ માં રૂપાંનાં ચાંદનું ઈનાંમ લીધા ઉપરાંત દર મહીને રૂ૪૦ ની જગેઆ હાથ કરી બેઠા.

એલમનો દરીઆવ એવોતો બોહોલો હોએચ કે, તેમાં કોઈબી ઈનસાંણની ગમે એટલી જીંદગી લાંમબી છતાં તેના છેડા ઉપર કદ્દીઆત તે જઈ પોંહચતો નથી; તોપણ ઉછલતી વએના કેટલાક જવાંનો જે પોતાકો અભેઆસ વધારવાની હોંસ સદા રાખતા દેખાએઆછે, તેઓની સંફમાં શાંમેલ રહેલા આ બાએગસાલી ભાઉ સંવત ૧૮૯૯ ની ચુઘવચમાં મોહોટી મદરેશા જેને કાલેજ કરી કેહચ, તેની દેવડીતાંહાઈ દોડી પુગેઆ, અને તેજ વખતે તાંહાં સોનાના ચાંદનું ઈનામ મેલવેઊ, એટલુંજ નહીં પણ તે ઉપરાંત ૧॥ વરસપર વગર લવાજમે પીધેસ અભેઆસ કરવાની પરવાંનગીબી હાથ કરી લીધા છતાં એજ કેલુજના હેહવાઈ ખાતાંઓમાં થોડાકવાર શીખસાદનું કાંમ પણ ચલાવતા હદ્દ-હીંઆસુધી આપણો બબો મીતર ભાઉ ૨૩ વરસની ઊમરે પોંહચેઆ ટ૨૦

તેમનું રખ્પસન કરનારા પીતા દાજી અથવા વીઠલશેઠ ૪૩ની વએમા અતરેજ મરણ પામેઆ, અને ઘર સસારનો સઘલો ખતરાક તેમને માથે ચોઠી બેઠા, તોપણ તે બાબેના કશોળી અફસોસ કરઆવના પોતાના એલમ અભેઆસને પાસેથી હરગેજ વીહીસા મેલઓજ નોહતો.

બાપના મરણનો ખરચ આ ગરહસથને તે વખતપર ભારે પડઓ હોએ કે નહીં, તે વાત જણાવવાને હમો અસકત છઇએ; પણ તેનો ખંગ શેહજમા નીકલી આવવાનો એક સજોગ એવો બનેલો સાભલઓચ કે, બાલહંતીઆથી થતી ખરાબીના બેઆનમા પુરતા દાખલા તથા દલીલો સહીત ગુજરાતી અને અગરેજીમા અસરકારક રેસાલો સઘલા વીદઆરથીઓ પાશેથી નામદાર સરકારે સવત ૧૯૦૦ ની શાલમા જે લખી માગેઓ હતો, તેમા કેહચ કે સરવે કરતા સારૂ લખાણ આ વીદવાન ભાઉનુ પસદ આવેશ તારે રૂ૬૦૦ નુ ડેડવેલુ ઈનામ તેણાને એનાએત થએશ હતુ.

વીદઆ અભેઆસમા આ અપલખુધીના ગરહસથે ૧૨ વરસ વગર થાકે જાયુક ગુજારેઆથી, તે એવોતો સકતીવાન થએલો નીવરેઓ કે, તે વખતપર કોઇ વેપારી અથવા સરકારી ખાતામા મોઠી પડવી મેલવતે; પણ આ ભલા પુરૂષે તો પોતાનો લોભ શોધેઆ કરતા પારકાઓના લાભની વીશેસ કાલજી રાખેલી એમ જણાઈ આવી કે, આટલા વરસ એલમમા ગુજારેઆ તો તેની અડધી મુદત ગરાટ મેડીકલ કાલેજ, જે તરતનીજ ચાલુ થએલી હતી, તેમા રેશીને તાહા તબીબપણાના હોનરની માહીતી મેલવી લેવી. આ મુરાદ મુઆફેક એ સાહેબ, સવત ૧૯૦૨ ના શાકે ૧૭૬૭ ના કારતક સુદી ૪ ને શોમવારે એજ સ્કુલના બીજા ૧૨ ગામઠી વીદઆરથીઓની સાથે પેહલવેહલા દાખેલ થયા હતા; અને સાવધ ધેઆનથી તાહા વઇદક સાસતરનું ગનાન મેલવેઆની ઈઆદગારીમા સંવત ૧૯૦૪ ના શાકે ૧૭૭૦ અખ્હસર સુદી ૧૫ ને મગલારે તરણ વીદઆરથીઓને જુદા જુદા પગારની જે જગેઆ મલી, તેમા વધતામો વધતી રૂ૨૦) વાલી ઉપર પેહલો હક એનો હતો; પણ ઉદારમનની સખાવતથી તે ચાકરી પોતાથી ઉતરતાને આપવા જણાવેઆ મુજબ કેહચ કે, ડાકતર મેરવાનજી ધોરાબજી બરાસને તે હીનાઇએટ થાઈ હતી. આ વાતને લગભગ તરણ વરસ થવા આનેઆ, તેટલા પાચ વરસની પાકી મુદત જારે ભરાઈ તારે ધારા પરમાણેની પરીખસામા પોતાની સંગાથેના બીજા પાચ રેશી બાઇઓ શકે પાર ઉતરેઆથી, સવત ૧૯૦૭ ના શાકે ૧૭૭૩ ચઇતર સુદી ૧ ને બુધવારે સતા ભરેલી સણદ મેલવીને વઇદરાજના એલકાબથી ધધો ચલાવવા માટે પેહલવેહલા બાહેર પડેઆ, તેને હવડા ૨૨) વરસ વહી ગએલાં ગણાએછે; અને તેજ દાહાડેથી આ ગભીર દીલના ડાકતર ભાઉ દાજી આપણી પાશે પરએઆત થાઈને બેઠાછે. અને તે પછે સરવેથી દીકતમા દીકત વાહાડ કાપના કામો એક સરીખી ફતેહમદી સાથે જે તેને બજાવેઆ તેમા પાથાઓ, પીસાબની અદર બધાએલી પથરીઓ, તથા વરસુરીઓ વગેરે ચીરી કાહાડવામા, અને મુવાપડના દરદોની સફાઇકરી આપવામા, મોઠી ચા

લાકી વાપરી દેખાડી; એટલુંજ નહીં પણ તેટલા અરસામા કોઈ સેંકડો જણાઓના જીવની સાથે જાએ તેહવાં હેબતનાક દરદો ઉપરાંત હજારો બીજા સાધારણ બીમારીનેબી તેનાને હાથે સફાઇ ભરેલી તનદરોસતી પામેલા આપરે સાંભલતા આવીએછે.

વઇદકપણાના ધંધા માટે પેહલાં બાહેર પડઆને બે વરસ પસાર થએઆ પછે, ગરીબોને મુફત સલાહ આપીને અઉસદ પાણી પોંહચાડવાની રૂડી ધારણાથી આ ધરમી તબીબે બારભાઈઆના મોહલામા એક દવાખાનું* મી• ડોસાભાઇ ફરામજી કામાના આસરાથી ઉંઘાડીને જારે ચાલુ કીધું, તારે તે વખતપર પોતીકા ભાઈ મી• નારાએણ દાજીબી ડાકતર બનીને કાલેજમાંથી તરતના બાહેર નીકલેઆ હતા; જેને પોતાની સરીગતમાં જોડી લઇને તેમની મદદથી દર વરશે સેંકડો સિહાધીઓ, પછે તે ગમે એ ગણાતનો પણ બીનજુસાતવાલો હોએ તેઓની સરીર સાંણવી સંભાલવા થકી ખરેખરો સકતીવાન થાએઓ અને તેથી કરી તેવા લોકોના જીગરની દુવાબી હાંસિલ કરતો રહેઓ.

કહેજુસાઇ જીવની ચાલચલણ, તથા સાંકલા મગજના વીચારોની અસરથી પોતાનું દીલ તદન નીરાલું રાખીને, ઘણાં કામોનો જુમ્બંદો એકીજ વખતે માંથે ઉઠાવી લેવાની સકતી ધરાવનારો, આ આપણો ભાઉ હોવાનો ચપલ જણાઈ આવેઓછે કે, તેના હાથમાં જથાબંધ તથા અતી મોહટા નફાવાલી ધરાકી હોવા છતાં પરજામાં સુધરાઇ તથા તેઓમાં સંપજપનાનું સુખ જાલવનારાં જાહેર કાંમોનીબી આગેવાની લેવામાં બીજા દેશીઓ કરતાં સઉથી મોટો ઉપીઓગી, અને ઉલટવાલો એક ખરો ખેરખાહ મીતર થાએ રહેલોછે; એ બાબેના ઘણાક દાખલાઓ માહેલો ઉતમ ઇઆદગારી બરઓ આ એકજ જણવાજોગ માલુમ પડઓય કે, આપણી ટાપુખાતે હવડાં પાછી સજીવન થાએલી "બોમબે આસોસીએસન" નાંમની સભા જારે અગાઉ ચાલતી હતી તારે તેમાં અગત કરી તેને એવીતો ધરમીપણાથી આગેવાણી લીધી હતી કે, કેટલુંક સુધી. વગર. મુસારેઇદ, ચોકરેતરી, થાઇને, મહલુ કાંમ, આસાણીથી. તેને પાર ઉતારેઉ હતું; અને તેહવા વખતપર જે જે અરજીઓ વલાત ખાતેની પારલામેંટ ઉપર એ સભા તરફથી મોકલવામાં આવતી તેનો ઘડનારોબી કોઇજ નહીં પણ આએજ કાબિલ કવી કેહવાએલોછે; અને તેવાં લખાંણમાં સમજ રાકતીની સારી સલુકાઈ, નરમાસ, અને ગંભીરાઇપણું જે વાપરવામાં સદા આવતું તે જોઇને તાંહાંની આખી પાદશાહી સભાએ જોકે અરજદારોએ માંગેલાં માહેલી કોઈ કોઈ બાબદો કબુલ નહીં રાખી; તોપણ આ બાઉના લખાંણ વીશે સાબાશીના સબદોથી પોતાની પસંદગી વારંમવાર દેખાડી હતી.

આ વઇદરાજનાં ખવાસની લાએકી તથા હોનરની કાંમેલીઅત મુજબ પરજા તરફથી તેમને વારંમવાર માન ભરેલી સાબાશીઓ જે મલતી રહીએ

---

* ચઉદ વરસ સુધી ચાલેઆ પછે તેનો મદદગાર ગરહસથ માંડી હાલતમાં આવેઆને લીધે સંવત ૧૯૨૩ ના સાલથી તદન બંધ થઇ પડઉ. નો• લ•

અને રેહછે, તેનું કારણ એકે વઇદકપણાનો હોનર હાથ કરી લીધા પછે, તે ધંધાને ધેઆંનમાં રાખેઆ ઉપરાંત લોકોની ગરીબાઈ તથા કંગાલીએતનાં તરે-વાર પોકારો ઉપર ઘણાજ દયાલુ દીલથી સદા કાન ધરતો તે દેખાયોછે; તેનોબી વલી એક બીજો દાખલો અતરે નોધી લેવો બસ ધારીએચ કે, સંવત ૧૯૧૧ ની શાલમા વીઠોબા મલાહરી નામના એક બીચારા નીરદોસ દરજી ઉપર તેના કોઈ હુલર અંગરેજ શેઠે તેનો ચહડેલો પગાર ડુબાડવાની નીસતથી, કાંઈક બાંહાંનું કાહડીને પોલીસમાં તે વખતના માજીસટરેટ મી૰ કારકીલડની સાંમણે મોકલાવીઓ હતો; જેને તપાસ કીધાવીના તે ઉપર સજાનો જે શેતંમ ગુજારેએ તે બાબે આ દયાલુ દીલના ડાકતરે, તેની તરફ થઇને મી૰ કારકીલડને છેક માજી સુપરીમ કોરટમા ઘશેડી લઈ જઇને શીખસા કરાવી હતી; અને તે વાત જાહે-રમા આવેઆથી નામદાર સરકારે, તે માજીસટરેટને તેના ઓહધા ઉપરથીબી ઉઠાડેઆ હતો. તે કારણ માટે જેકે આ નેકનામી હાંશેલ કરનારને અતી મોહટો ખરચ થયો તોપણ તેને કશીબી ખાતરીમાં નહી લાવતાં એક ગરીબ માંણસને ઘટતે ઠેકાંણેથી વાજબી ઇનસાફ અપાવેઆમાં માહભારત પુનનું કાંમ કીધું હતું, પણ તે ઉપરાંત દેશને સુધારવાના અનેક કાંમોમાંબી તેની આગે-વાની હમેસાં લેવાતી રહીછે. આપણી ટાપુ ખાતે પરજાને સુધારનારી અથવા તેઓનું ભલું ઇછનારી એવી કોઈબી મંડલી તો નહીંજ હશે, કે જેમાં ડાકટર ભાઉ દાજી સાંમેલ નહોએ.

આપણી ટાપુ ખાતે દેશીઆએ ઉભી કીધેલી, કેલવણી ખાતાંની મંડલીના એક ખાસ અધીકારીબી આ વીદવાનને સંવત ૧૯૦૮ માં ઠેડવેઆ હતો; અને તે ઓહધો બજાવેઆમાં સારી ઝહડફ તેને દેખાડી હતી. ચીચપોગલી ખાતે વીકટોરીઆ ગારડન નામના મોટા બગીચાની અંદર જે માહભારત સંઘરહસ-થાન સંમપુરન હાલતમાં ઉભું થએલું હવડાં આપરૅ જોઇએછે, તેમાં જુદી જુદી જાતના એલમ તથા હોનરોને લગતી કેટલીક બાબદો મહેબી આ ડાકતરની કોશેસને આભાર મુંબઇને માથે ચોટેલો કેહવાએછે. વઇદિકપણાને ઉતેજન આપનારી “ગરાંટ મેડીકલ કાલેજ સોસાઇટી” નામની મંડલીના પરમુખની જગેઆ ઉપરબી તેના સઘલા સભાસદોએ એકવાર એનેજ ચુંટી કાહડેઆ હતો. આગલાં “બોમબે ટાંઇમસ” પતરનો માજી અધીપતી ડાકટર બીઉસત જારે વેલાત ગયો, તારે તેના હસતકમા “જીઆગરાફીકલ સોસાઇટી” નું સેકરેટરી પણું હતું તેપણ તેની ગેરહાજરી સુધી આટોપી લેવા માટે આ બાહોસ ડાકટર ભાઉનેજ સોંફવામાં આવેલું હતું; અને તે ખાતાંનું કાંમબી તેને એવીતો ચા-લાકીથી ચલાવેલું હતું કે મજકુર સભા તરફથી તેને સાબાશી મલેઆ કીધી એતલુંજ નહીં પણ જારે તેને ઓહધો છોડેઆ તારે તેઓએ આ પરમારથી ભાઉનો ઉપકાર વટીક માંનેઆ હતો.

સંવત ૧૯૨૧ ની સરૂઆત સુધી તેણાને મલેલી આબરૂઓમાં આ એક અમુલીઓ નવો વધારો એ થયોછે કે, લંડન માહેલી “રાએલ એશીઆતીક સોસાઇટી”નાં “હાંનરેરી મેમબર”ની સતા ભરેલી સનદ તેમણે પાસતે તાંહાં-

પેરથી એનાએત થઇ આવી હતી. એ ઉપરાંત પારીસ ખાતેની "એશીઆતીક સોસાએટી" ના, તથા લંડન માહેલી "ઓરીએંટલ સોસાઇટી" અને "ફીલાસોફીકાલ સોસાઈટી" ના અધીકારી પણ એજ પરમાણીક ડાકટર ગણાયોછે; અને મુંબઈની "રાએલ એશીઆટીક સોસાઇટી" ના વાઇસ પરેસીડેંટનો માંનવંતો ઓહદોબી એ ડાકટર ધરાવેછે.

હાઇ સરીફનો ઓહદો કાંઇ જેહવો તેહવો ગણાતો નથી; અને આગલા દાહડાઓ પરતો તે ફકત અંગરેજો શિવાએ બીજા કોઇનિબી કવચીત મલી સખતો નોહતો, પણ ઇશવી સને ૧૮૫૬ થી તે બાબેની ધારણ બદલાઈ, તારથી દેશી ગરહસથોને વાસતે એ જગેઆ જે ખોલી રેહતી આવીચ, તેમાં ૧૮૬૯ તથા ૧૮૭૧ ના વરસોમાં મલીને બેવાર આ વઇદરાજે પોતાનો અમલ ઘણી સારી ચાલાકીથી બજાવીને કોરટના જડજો તથા નામદાર સરકાર તરફથી સાબાશી મેલવી હતી. એ ઉપરાંત સુલેહના અમલદારનો માન બરેઆ ઓહદો આજ ઘણા વરશો થયાં જે મલેઓછે, તેપણ આ ગરહસથ પાસે તેમની રૂડી વરતણુકથી હજીતક જલવાઇ રેહેલો આપણે જોઇએછે.

ઇનસાંનો ઉપર અંગરોગના ગુલબાઓ અનેક તરેહથી આવતા રેહચ; તેમા જીંદગીનાં સુખથી તદન રદ કરી નાખનારાઓ માહેલું રગતપીતનું દરદબી એક અતીબુરૂ, અને ભએંકાર ગણાએછે; જેનું નીવારણ કરવા માટેનો પુખત ઉપાએ જે આ બાહોશ ડાકટરે પોતાની કાબેલીએતથી હવડાં થોડુંક થએકાં સોધી કાહડેઓચ; અને તે ઊમદા એલાજથી સાભલેઆ પરમાંણે ઘણા રદ થઇ પડેલા પરાંણીઓને સુખાકારી પમાડવામાં જે આવીછે તેનું વીગતવારે વરણુન હવે પછે કોઇ લાએક જગેએ લખેઆમાં લાવીએ તેટલાં એ બાબેની પેહલવેહલી તપાસ માટે કેટલાક કાબેલ, અને મોહભાવાલા શાખસોની એક મંડલી પોતાના મકાંનમાં સંવત ૧૯૨૫ ના શાકે ૧૭૯૧ ના અઇતિર વદી ૯ ને સોમવારે બોલાવી હતી તાંહાં હાજર રહેલા સાહેબોના નામો જે જણાએઆંચ તેની કેફીએત હેઠલ નોધી લઇએછે.

ઇનસપેકટર જનરલ મી° રાઇટ, મી° અરદેસર ફરાંમજી મુસ, અને ટાંઇમસ આવ ઈંડીઆવાલો મી° ઉડ.

હાંનરેબલ મી° જસટીસ નીઉટન (આપણી હાઇ કોરટની આપેલેંટ સાઇડનો નેઆએધીસ).

ડાકટરો શીલવેસટર, તથા નારાએણ દાજી.

રેવરેંડ આબત.

ઉપલી મંડલીમાં સાંમેલ થએલા સાત જણાઓ માહેલો ધી હાંનરેબલ નીઉટન જોકે એક નેઆએધીસછે, તોપણ કેહઅ કે, તબીબપણાનો તે સાહેબ ઘણોજ અભેઆશી ગણાએછે. આ મંડલીમા મલેલા ગરહસથોની હજુર ઉપલાં મરજમા ફશેલા લોકો (એ તબીબની પાશે દવા લેવા માટે આવનારાઓ) ને બોલાવીને રજુ કીધા હતા; એ લોકોની આગલી હાલત વીશે મી° ઉડ જે નોધ કરી લીધેલી હતી તે વાંચતો જઇને તેમા તારપછે કેટલોક તફાવત પડેઓ,

તેની તપાસ મી૦ રાઈટ પાશે લેવાડી હતી. એ સઘલા દરદીઓએ એકીજ આવાજે કેહવા માંડઉં કે, આગલ કરતાં તેઓને ઘણોજ ફેર પડેલો જણાએ છે. એઓ માહેલા એક રૂસતમજી બેરાંમજી નામના પારશીને એટલો તો ફેર પડેલો કેહવાએઓ કે, લગભગ બે વરસ થયાં દવા લેવાનુંબી તેને તદન બંધ પાડઉં હતું. આવો બુરો મરજ લાગુ પડઆથી સરીરનાં જે ભાગો શુહુન મારી જાએચ, તે વીશે એક દરદીએ એવી જુબાની નોધાવી હતી કે, રગત પીતની દવા લીધા આગમજ, તેના હાથને ઠંડું અને ઉકલતું પાંણી એકજ સરખું લાગતું હતું; અને નાખવાટે દંમ તથા સાંસ લેવાતો નોહતો, તેહવી સઘલી વેદના દુર થએલી તે દેખેછે, એટલુંજ નહીં પણ હાથને લાગવાની સખતીબી પાછી આવીછે. એનેજ મલતી એક સાખશી બીજા દરદીએબી દરોબસત આપી હતી; અને તે ઉપરાંત એક દરદી વીશે એવું જણાએઉં હતું કે, તેની તરફ જોતાજ કમકમાત છુટે એવી માથી હાલતમા પેહલાં તે દેખાતો હતો; કારણ કે સરીરના સરવે ભાગોમાંથી બેહદ રસી વેહતી હતી, અને છેક મોહતનેજ નાકે જઈ પોહઅનાર હતો; તેપણ સારી હાલતમાં આવેલો માલુમ પડઓ. એ દરદીઓમાં જેમ હીંદુ, મુસલમીન, અને પારશીઓ, તેમજ યુરોપીઅનો બીમારી ભોગવતા હતા તે માહેલા કેટલાકોની પેહલી માંદી હાલતના લીધેલા ફોટોગરાફોની સાથે સાહજા થએલાઓની તબીએટનો મુકાબલો મેલવેઆથી એ મંડલીવાલાઓએ પોતાની ખાતેરી ભરેલી ખુશી જણારી હતી.

આ દુખભંજન ડાકટરની જસ ભરેલી ઉમદા સોધના બલવટે રગત પીતમાં પીલાએલા જે જે દરદીઓ સાહજા થયા તેઓના નાંમો હેઠલ જણાવીને તેની કાબેલીએતની કીરતીને આ નોંધ મધે પરકાસતી રાખીએછે.

આપણી પોलीस ખાતાંના એક અમલદાર મી૦ હાલમસાનો બારેક વરસની ઉંમરમા આવેલો દીકરો, આ બુરા રોગને ભોગે ચહડઓ હતો, તે પુર તનદરોસતી પાંમેઓછે. એ છોકરાના બેવાર લેવાએલા ફોટોગરાફો ઉપરથી તેના સરીરને પુગેલી બુરી હાલત બરેબરી કમકમાત ભરેલી માલુમ પડીછે, અને તેપછે બદલાઈને અસલી ધપમાં આવેલું તેનું બદન જે લોકો જોવા પાંમશે તેઓ કહી સકશે કે, આ કાબેલ તબીબના ઉપાએથીજ તેને નવો જનમ બખસાયોછે. એ છોકરાના બાપે "ટાંઈમસ આફ ઈંડીયા" મધે પરથમ તા૦ ૯ મી જુલાઈ ૧૮૭૧ અને તેપછે ૧૮૭૨ ના આગસટની આખેરીએ છપાવીને આ ડાકટર સાહેબની કીરતીનો મોહટો આભાર જાહેરાંત માનેઓછે, અને તે સાથે ડાકટર શીલવેસટરે તેને લખી આપેલી સરટીફીકેટબી છપાવીછે.

સાબા ગોપાલ નામનો એક હીંદુ, એવોતો લોથ થઈ પડઓ હતો કે તેનો એલાજ કરાવવા માટે આ તબીબીને તાંહાં ચાલી જવાની તેનામા પરથમ બીલકુલ શકતી નોહતી; તે દવાઈ લીધાથી સાહજો થયા પછે તા૦ ૧૧ મી અકટોબર ૧૮૭૧ ના પતરમા છપાવી એવું જાહેર કરેઉંચ કે, હવે કેટલાક માઇલ સુધીની મનજલ કાપવાની તે હવડાં શકતી ધરાવેછે.

વીનાએક પાંડુરંગ નામનો એક બીજો હીંદુ, ચાર વરસ સુધી હેરાંન પાંમીને આ વઇદરાજને પલ્લે પડ્યાથી ઘણી સારી તનદરોસતી ભોગવતો માલુમ પડ્યોછે.

ફરાંમજી હીરજીભાઇ સરાફ અથવા દારૂવાલા જે મેંનગાંમની ગોદી આગલ રહેલા પોતાને જણાવેછે, તે પણ લાંમબી મુદત સુધી દુખમા ગીરફતાર હતા; અને પુર તનદરોસતી પાંમેઆથી તા૦ ૨૭ મી અકટોબર ૧૮૭૧ ના "મુંબઈ સમાચાર" માં ખરે નામે છપાવીને આ ભાગ્યેગસાલી ડાકટર ભાઉ દાજીનો તેનાએ બેહદ ઉપકાર માનેઓછે.

મી૦ એ. એન. રાબરટસન, લગભગ પાંચ વરસેવેર હેરાણગતી ભોગવતો છેક લંડનથી તે કલકતા સુધી ફરેઓ; પણ કોઇના અઉસદથી કાંઇજ ફાએદો જારે તેને નહીં જોયો તારે હીંઆં આવેઓ; અને આ ડાકટરનાં સંભાલ હેઠલ થોડા મહીના રહેઓ તેમા તેનું ઘણું ખરૂં દરદ જે દફે થએગ, તે સંબંધી તા૦ ૧૧ મી નવેંમબર ૧૮૭૧ ની તેરીખે "ટાંઇમિસ આફ ઇંડીયા" માં તેનો બહુ આભાર માનેલો છપાવીને એવા દરદીઓને ભાઉના સંભાલ તલે આવવાની ભલાંમણ કીધેલીછે.

એ ઉપરાંત. બીજા ગરીબલોકો, જેઓ આ નાસ કરનારા રોગમાં સપડાએલા હતા; તેઓની સારી માહવજતથી તનદરોસતી સંભાલીને તે માહેલા કેટલાકોને તો ખાધાનું વટીક આ ભાઉએ પોતીકી ગાંથથી પોંહચાડેલું સાંભલવાંમાં આવેલછે. આ વાતની ખબર જારે પેહલવેહલી આપણી સરકારને કાંને ગઈ તારે તે નામદારે સર જમશેદજી હાસપીટાલમાં પડેલા હેવા રોગીશોને તેમના સવાધીનમાં શોંપ્રી આપેઆ મુજબ પોતાની કોશેસ તાંહબી આ જગતગીતર ડાકતર ભાઉએ જારી રાખી પણ તેના પરીણાંમ વીશેનું કાંઇજ માલુમ પડેઉ નથી.

આ નામાકીત નારી વઇદે, શોધી કાહડેલા ઉપાએ બાબેની સઘલી કેફીએત, સાથે કેટલાક દરદીઓ તેથી સાહજા થએઆ તેઓના ફોટોગરાફો "સ્ટેટ સેકરેટેરી" નામદાર ડીઉક આવ આરગાઇલની ઉપર ઇસવી સને ૧૮૭૧ નાં આગસટમાં મોકલા હતા, તેનો જવાબ એ નામદાર તરફથી આવી પોંહતેલો જણાવની વેલા આપરી સરકારના શેકરેટરી મી૦ હેચ. ઈ. જેકોબ ૧૮૭૨ નાં આગસતમા એક પતરની મારફતે, આ ડાકતરને એવું લખી વાલેઉ હતું કે, "તેમની હાવી ઊમદા શોધ માટે નામદાર ડીઉક મોહટી ખુશી ઉપજાવીને એજ બાબદમાં આગલ ચાલતાં બીજો જે વધારો થાએ તે પણ સાંભલવાની તે નામદાર ખાએસ રાખેછે."

આટલી બાબદથી વાંચનારા સાહેબોએ ખુશીસાથે સંતોસ પાંમવો જોઇએ કે, આપણી ટાપુખાતે "મેડીકલ કાલેજ"ની હસતી જારથી, અજવાલે આવી, તારથી તે અતાર ગુલીક કોઈ સેંકડો જણાઓ તેમાંથી કાબેલીએત પાંમીને બાહેર પડ્યા; તેઓ માહેલો આ એકજ તબીબ પોતાના હોનરમાં અનેક તરેહની નવી શોધ માટે કોશેસ કરતો જણાએછે; અને તેમાં પરમેસવરની કીર-

પાથી' તેને થોડીક ફતેહ પણ મેલવીચ; માટે તેમના વરગનાં બીજા દેશી ભાઈબંધ તબીબોબી હાવી રીતની ઈલ્કતીઓ જો વાપરતા હોએ તો, તેથી પરજાને મોટો ફાએદો હાંશેલ થાએઆ વીના રેહજ નહી.

આ લખાણ ઉપરથી કોઈબી સાહેબોએ એવો વીચાર નહી પોંહચાડવો કે, એ કાલેજમાંથી કેલવણી પાંમીને પસાર થએલા બીજા તબીબોની કાબેલીએત ઉપર હમો સંધે ભરેલી નજરે જોતા હોઈએ; પણ તેવો એઆલ ઉપજાવનારાઓને રાસતીની રાહે મનાવવાની રજા લઈજીએચ કે, તેઓ દરએકની તબીબપણા સંબંધી સમજ સખતીનું પુરતું માન રાખીને તેઓના પવીતર ધંધાને અંતકરણથી સદા ચાહીએછે. કેમકે એ સાહેબો એોતંમ કેલવની લઈને જારથી બાહેર પડેઆચ, તારથી સેંકડો તરેહના દીકત દરદોનું નીવારણ તેઓને હાથેથીબી થાતું રોકેછે; મગર રગતપીત જેવો બુરો અને જીંઆંકાર મરજ, જે હજી સુધી કોઈબી ઈઓરોપીઅનોની કોશેસથી દફે થએલો જણાએઓ નથી; તે આ એક પરમારથી પુરસની ભલી ઈલ્કતીની શોધે સારો ઉપાએ જે તેના હાથમાં આવેઓચ તેની સાબાશી ખચીત કરીને એજ ભાએગસાલી ભાઉને ઘટેછે.

ઉપર જણાવેઆ મુજબનાં પુસકલ માહભારત કાંમોમા, હમેસાં રોકાઈ રેહવા છતાં, આ લાએકીવાલા ડાકતરે કેટલોક અવકાસ હાથમાં સાચવી લઈને મુંબઈની આશેપાશેથી તે છેક હીંદુસતાંનના ઘણાક ભાગો સુધીની ભેટ માટે મુસાફરીએ ફરી વલીને જગો જગોનો અનુભવ હાંશેલ કીધા ઉપરાંત કેટલીક બાબદોની શોધબી એ ધુંધી મુસાફર મેલવી લાવેઓછે.

હીંદુસતાંનનો સરસુબો નામદાર લારડ નારથબરૂક આપણી ભેટ માટે સંવત. ૧૯૨૯ ના કારતક મહીનામા હીંઆં આવેઓ હતો, તારે તે નામદારને ઈલોરાના નાંમીચાં ગોફાઓ વગેરે જોવા થકી ચાહેલો શોખ પુરોપા ડવા, તથા તે બાબેની સહમજ તેના ધેઆંનમાં ઉતારવા માટે આપણી સરકારે આ ચંચલ જેહનના કાબેલ સખસનેજ પસંદ કરી મોકલાવેઓ હતો; જાંહાં વાઈસરાએને તેની ઇછા મુજબ સરવે વાતથી વાકેફકાર કરીને એક અથવાડીઆંની અંદર અતરે પાછો વલી આવેઓ હતો. કેહચ કે આ વીદવાન વઈદની સહમજ શકતીની સ્તુટી આપણા ગવરનર જનરલે ઘણી સારી રીતે વખાંણી હતી.

આ વઈદરાજને ખરેખરો ભાએગશાલીજ નીવરેલો કહીએ તો તેમાં કાંઈજ વાંધા ભરેલું જણાશે નહીં, કેમકે આપણા વાઈસરાએની ભેટ માટે અતરે આવેલા કેટલાક રાજવંશીઓ માહેલા જુનાઘડના નવાબ, કોહલાપોરના માહરાજા, કુરનદવારનો વીનચુરકર તથા આંગરીઆના સરદારોને સંવત ૧૯૨૯ ના કારતક વદ ૯ ને ગુરૂવારની સાંહાંજરે ગીરગાંમ ખાતે આરાસતે કીધેલા પોતીકા મકાનમાં નોતરેઆ મુજબ તેઓ પોત પોતાની સવારી સહીત મોલાકાત માટે પધારેઆ હતા. જેઓ આવતાંવાર પેહલવેહલાં બાગની ઘટા પોડોકવાર ધોરેઆ પછે, ઉપરના દીવાનખાનામા દાખેલ થયા; જાંહાં આગમજથી ગોઠવી રાખેલા વીજલી વગેરેના કેટલાક હીકમતી અખતરાઓ કરી બતલાવીને,

તેની સહમજ પણ કહી સંભળાવી હતી; જે જોઈ રાજા તથા નવાબ સાહેબો ઘણાજ અચરત પાંમેઆ હતા. તે ટાંકણે આ ડાકટરનું ઘર રોસનીથી એવું તો દીપતું હતું કે, તેનું બએઆન થઈ સકતુંજ નથી. આ પરોણાઓની ગંમત મારે ગાંમડી ગવઈઆઓથી બોલાવેઆ હતા, જેઓનું ગાએન સાંભળીઆ પછે ગીજલસ બરખાસત થતી વેલા પાંણ ફુલ અને ગોલાબ વગેરેની સુગંધી ભેરથી તેઓને વીદાએ કીધા હતા.

જેવી કામેલીઅતને પોતે પોતાછે, તેવીજ રૂડી સોબતથી પોતીકા બે દીકરાઓ ઉપર ઘણી સારી દેખરેખ રાખીને તે મહેલા વડા મી॰ વીઠલને તબીબપણાના હોંનરમા ગરાંટ મેડીકલ કાલેજ ખાતે, અને નાધલા મી॰ કુઆરકાંનાથને વકીલાતની વીદેઆમા પુરવીન કરવા સારૂ મી॰ ડાલાસ વકીલને તાંહાં લાગુ પાડેઓછે. એઓ માહેલો વડા ઇરાવી સને ૧૮૭૨ માં થાએલી યુનીવરસીટીની પરીક્ષા અંદર "માસતર આવ આરટ" ની પદવી મેલવીને, "સાએનસ" ના ગણાન મારે જેમ આગલ વધેઆચ, તેમ નાંધલોબી હવે થોડીક મુદતમાં ધારાને લગતો ધંધો હાથ કરવાની ઉમેદવારીપર આવતો દેખાએછે.

પઈસા બાબેના લાભની નબલાઈ જેકે ઘણાઓને હોયછે, કે જેમાં પેવસ યતા સડાથી બદમાંમી મેલવાયાવીના રેહતીજ નથી; પણ તેટલી બાબદમા આ માનવંતા તબીબની દશા કોઈ બીજીજ તરેહની જણાતી આવેછે; કારણ કે મોટી મસાગતથી મેલવેલો પઈસો ખરચી નાખવા સારૂં જારેબી તેને પરજા ઉપયોગી કાંઈ કાંમ દેખાયાંચ, તારે ઉદાર મનથી તેને વાપરવામા ખરેખરૂં લખલુતપણુંજ કેહવા વના રેહવાતું નથી. પણ પોતાની ગતી એવીતો સંભાલમાં રાખીચ કે, તનથી તો જેમ ઘટે તેવી રીતે પોતે સાદો રહીને કસવીઆમા ગણાયેછે.

રગત પીટના મરજનો ઉપાએ જારથી આ કાબેલ તબીબને હાથ આવેલો જે કેહવાયેછે, તારથી આરાંમ પામેલા દરદીઓની સંખીયા સેંકડે ૯૦ ની ઉતરેલી, અને તેમા પુર ફતેહ પાંમેલો પોતાને સહમજીને તેની કેફીએત આલમમાં આસકાર કરવાની તજવીજમા હતો; એટલુંજ નહીં પણ તે બાબેના અહેવાલબી માગેઆ મુજબ નામદાર સ્ટેટ સેકરેટેરી ઉપર મોકલવાની તઇઆરીમા રાુતાએલો હોવાથી, પોતાની કામેલીઅતના ફલો ચાખવાના સારા સમાપર આવતો જારે દેખાયો, તારે તેની સુખાવાશી કાયાએ બીન ધારેલો દગો એવો દીધો કે, સંવત ૧૯૨૯ ના પોસ વદી ૧ ને મંગલવારને રાજથી તે બીમારો લકવાના સબેથી છીંઆંકાર મરજને ભોગે એકાએક ચહડીને ઘાટ ભરેલી માંદગીમાં પોતેજ ફસી પડેઓછે; અને તે બાબે બુધવારની બપોર પછે તો તેના મરણ વઠીકની અફવાબી બાહેર ફેલાઈ હતી, પણ સારાં ભાગ્યેગે થોડાજવારમા તે વાત ખોટી પડઆ સાથે જેકે તેની માંદગી ઉપર ઘણાબી ઉપાએ લેવાતા રહેઆ, તે છતાંબી આ બીના* દરમંતરમા ગઇ તાંહાંસુધી આ વઇદરાજ ના

* સંવત ૧૯૨૯ ના ચઈતર વદી ૪ ને બુધવારે.

પુર તનદરોસતી પાંમીને પોતીકા પવીતર ધંધામા પાછો મસગુલ થએલો મુતલક માલુમ પડુઓજ નથી.

ઇનસાંનોના જીવની સાથે તેની જીંદગી સુધી વલગી રેહનારૂ કુદરત દરદ, જે યુરોપખંડના કાબેલ અને વીદવાંન વઇદોને હજીસુધી હઠાવતું જણાએછે, તેવા ભંઆંકાર સતરૂને જડ મુલમાથી નાબુદ કરવાનો ઉતમ ઇલાજ, આ ભાએગવંતા ભાઉને હાથ જે આવેઓય, તેની સોધ મેદાનમા તેનાથી વેહલી મેલાઈ હોત તો, જેમ તેને હાથે જેટલા લોકો સાહજા થયા, તે કરતાં વીસેસ દરદીઓ કરાર પાંમી સકતે; પણ તેને ભાગે પડીને રીબતાઓના પરાક્રમા હજી સંકત સહણ કરવાની સરજત બાકી હશે, તેથીજ આ ગુણવંતા વઇદને હવડાં હાવી ગતીએ ફરી પડુલો જોઈ સરવે સજણોને મોટી દલગીરી ઉપજતી હશે; અને તેનાઓની સાથે આ નોધ લેનારબી સામેલ રહી બીચારા ભાઉને તેની ભઅંકાર બીમારીમાથી મોકલો થવા માટે પરમેસવરની પરારથના ગુજારેછે.

થોડા દીવસની ટુક મુસાફરીમા આપણા સરસુબાએબી આ ભાએગશાલી ભાઉની સાથે એવી તો પરીતી બાંધેલી દેખાઈ આવીએ કે, તે નામદારને જારે વરતમાન પતરોની મારફતે તેની ભએભીત બીમારી સંબંધી સમાચાર મલેઆ, તેવોજ તે નામદારે કલકતાવેરથી પોતાને ખુદખતે એક કાગલ ડાકતર નારાએણ ઉપર લખી મોકલાવેઓ; અને તેમા પોતાની તરફથી દલગીરી જણાવેઆ પછે એવી ખાએસ ફરમાવી કે, આ ભલા મીતરની બાબદમા દરરોજના સમાચાર તે સાહજો થાએ તાંહાંસુધી લખતા રેહેવું. એવીજ રીતના એખલાસથી ધી હાંનરેબલ મી° એલીસ તથા વડી કાંઉનશીલના બીજા અધીકારીઓએબી આ બીમારી વીસે પોત પોતાની દલગીરીના કાગલો મોકલી દોસતીનો હક જાહેર કીધો હતો.

સધલી બાબદની ભલાઇમા બેલાએલો આપણો આ ભાઉ ડાકતર, જેમ પોતાની ચંચલાઇ અને પુરવીણુતાઈમા રૂડો વખણાયોછે; તેમજ પોતાની સારી આબરૂ અને નકલ કરવા લાએકની સફાઈદાર જીંદગી ગુજારવામા સધલી તરફ પરખેઆતબી થએલોછે. એની ઉંમર હવડાંજ ૫૨ પસાર થઇને ૫૩ માં વરતતી જણાઇછે, પણ તેની તબીયત સુધરતી ઉપરથી એવી આસા રાખવાનો તરફેને સબબ મલેઓ હતો કે, પરમકુરપાળુ પરમેસવર તેની હઈઆતીને હજી લાંમબી કરસે; કે જેથી કરી વહી ગએલા ઉપરાંત બીજા વધારે દાહડાનું સારૂં સુખ તે જોઇ વલે; અને જેવા રૂડા દાખલા પોતાની સનમુખ તેને ધરેલાછે, તેમા એવુંજ ગણાન સમાવી રાખે, કે જેથી પોતાના વડવાઓનો વેહમી વીચાર તદન તજી દઇને ધરમના ખાલેશ ભાગોને અતાર તુલીક જે સાવધ મનથી વલગી રહેલો જણાયોછે, તેનેજ સદા બાહાલ રાખતો રેહ. પણ તે સરવે ધારણા આજે લગભગ ત્રણ મહીના થયા લકવાના મરજે તેને લાઇલાજ કરી મેલઆથી તરતવેલા તો તે બીચારાને નીસફલ જણાઇછે.

ભલાઇની જોવી હોય જેને નીસાંણ—તો મલસે તેને આ ભાઉની પીછાંણ.
કામેલીએત સાથે નમનતાઈ ધણી—સરખી આંખે જોનારો સરવે ભણી.

ન રાખેઆ ગરીબોને તોજારથે દુર-જેવો પેઆરો હીંમતનો કેહવો તે પુર.
ઇનસાનને ઇનસાન જે સદા નમે-તે સઘલી ખલકતને પેઆરો ગમે.
તેઓ હેતુ રાખનારો આ ભાઉ દાજી-રહેઆછે તેથી સઉ ખુશીને રાજી.
કોઈ ધારતું નોહતું તેને કાહેલી કેહથી-લકવો સરીર તેનું શોહરી સથી.
છતી રાકતીએ તે પડેઆ બે કાંમ-ઓખધ તારથી તેને ફીરતીનું કાંમ.
જો ઈશ્વર કુદરતથી સાહજો કરે-તારેજ ભાઉ દાજીને જીંદગી જરે.

---

## ડાકટર નારાએણ દાજી.

પોતાના ભાઈની સાત વરસ પછવાડે સંવત ૧૮૮૪ ના શાકે ૧૭૪૯ ના ફાગણ સુદી ૧૪ ને સુકરવારે આ નારાએણ દાજી પણ ઉપર જણાવેઆ મુજબ તેના સવદેસમા જનમ પાંમેઆ પછે એકજ વરસની ઉમરનો થયો, તારથી માબાપની સાથે હીંઆ આવી વશેલો માલુમ પડેછે. આ ગરહસથની પોતાના ભાઈનીજ મુઆફેક મનની વલાંણને બચગીથી કેલવણીમા કસતો રહેઓ; અને થોડાંક વરસ તેવીજ કોથેસમાં ગુજરેઆ પછે વઈદકશાળામા લાગુ રહીને તાંહાંથી સંવત ૧૯૦૮ ના ચઈતર સુદી ૧૦ ને બુધવારે સતા ભરેલી સનદ તેને મેલવી લીધી હતી.

તબીબપણાનો ધંધો ચલાવવા માટે ભાઈનીજ સાથે જોડાઇને આપરાં સેહરના સઘલા ભાગપર આ વઈદરાજ એવોતો પરખેઆત થએલો સંભલાએચ કે, તેનું નામ કદાચજ ભુલાતું હશે. એની કાબેલીઅતનું વરણન ઘણું ખરૂં તેમના ઉપલા ભાઇને મલતું હોવાથી હીંઆં વીસતારી જણાવવાની કશી અગત નહીં બીચારતાં, તેમના ખવાસ વીશે આતલું તો નોધી રાખીએચ કે, આ નીતીવાન નારાએણ સવભાવે ધીરો, બોલવામા નરમાસ સાથે મીઠાસ ભરેલો, ડાહાપણનો દોસત, મીલનસાર અને હસતા મુખડાનો હોવાને લીધે સઘલી વરણમા સારૂં માન પાંમતો રેહછે; અને તે ઉપરાંત કેટલાંક જાહેર ખાતાંઓમા રૂડી વરતણુકથી સારો સંબંધ જે ધરાવેચ, તેમા મુનેહનો અમલદાર, રાએલ એશીઆટીક સોસાઇટીનો અધીકારી તથા યુનીવરશીટીનો "ફેલોસ" થઇને દરેક મંડલીમા જેવો દીપતો દેખાએચ, તેવીજ તેની રૂડી સોબતના જીંદગી સુધી સચવાએલી રેહવાના આશીરવાદ ચાહીને આ બેઉ વીદવાન વઈદ ભાઇઓનું વરણન હીંઆં સમાપત કરીએછે.

---

## રાવ બાહાદુર મોરોબા કાહાનોબા.

હીંદુ ગણાતના પાથારી પરભુની વરણનો આ પરખેઆત ગરહસથ, સંવત ૧૮૬૭ ના શાકે ૧૭૩૨ અથવા ૧૭૩૩ મા જનમ પાંમેલો માલુમ પડેઓછે. શોધ કરતાં આટલુંજ માતરે જણાઈ આવેલંચ કે, આ રાવ સાહેબ પુનતી

વચ્ચેમા આવેઆ તારથી સરકારનીજ શેવામા સામેલ રહેલા હતા. પેહલવેહલી નોકરી માજી સદર અદાલતના ઈનસાફી ખાતાંમા એક સાધારણ લુખનાર તરીકે મેલવી હતી, અને તાંહાંથી પછે પોતાની ચંચલાઈના બલવડે પડવી દર પડવી વધતાં, સંવત ૧૯૦૨ ના શાકે ૧૭૬૮ ના વઈશાક વદી ૧૧,ને ગુરૂવારે ભરૂચ ખાતે સદર અમીનના એોહધા ઉપર તેવણ જઈ બેઠા હતા.

ઈનસાફ કરવાની સખતી જેમ વખણાઈ, તેમ એવાંજ ખાતાંએ ઉપર ઘણે ઠેકાંણે તેણાની બદલી થવા કીધી; અને તે પછે છેલું મથક પુણામા થવી થામ થએણ હતું; જાંહાંથી આપણા શેહરની સ્માલકાજ કોરટ તરફ તેમના પગલાં મેલાએમાં. એ કોરટના માજી તરીજા જડજ મી૦ માણેકજી ખરશેદજી જારે થોડુંક સુધી ગેરહાજર હતા તારે તેમની જગા કામ ચલાઉ તરીકે જાલવવા માટે સંવત ૧૯૨૨ ની અધવચમા નામદાર સરકારે આ ગરહસથને હીંઆં બોલાવી બેસાડઓ હતા. અને તે પછે એક વધારે નેઆએધોસની જરૂર જણાએમા ઉપરથી ચોથા જડજની જગા ઉપર તેણાને કાએમ ગોઠવેઆ હતા; જાંહાં રૂડી વરતણુક વાપડીને પોતાનો એોહદો અપખસપાતપણે જે ચલાવતા રહેઆ, તે વાત સરવે સાહેબોને જાણીતી થએલીછે.

કેલવણીના બલથી આ મી૦ મોરોબા એટલાતો સવતંતર જણાતા હતા કે, સુધરાઈનું કોઈબી કાંમ માથે ઉઠાવી લેવાની આગેવાણીમા સરવેથી પેહલા પોતે બાહેર પડતા; અને તેમા મોહબો જાલવીને તેવું કામ પાર ઉતારી દેવાની કાલજીબી રાખતા હતા; પણ ઘણા ઉતાવલા તથા હતીલા સવભાવના હોવાને લીધે બીચારા ખરેખરા બેનસીબ રહીને નાઊંમેદ થએલા જે દેખાતા હતા, તે એટલાજ કારણથી કે તેમની રંડાએલી દીકરીને પુનરવીવાહના પવીતર ગાંઠમા જોડી આપવા માટે કોઈ કુલવંત વર તેનાએ શોધી કાહડઓ તારે કેહએ કે, તેનો બોક ધરીને તેમની પેહલી બાએડીએ અગણાનપણાની ભુલથી આપઘાત કરી પરાંણ ખોઈ દીધો હતો; તેથી ધારેલી નેક મુરાદ જેમની તેમજ અટકી રહી. જો કદાપી તેમ નહીં બનેણ હોતતો આ સાહશીક ગરહસથની ધારણાથી બાપડી વીધવા થઈ પડેલી તેમની દીકરી પાછી શોહાસનના શીનગારમા આવી સરવે વાતનું સંસારી સુખ શેહલથી મેલવી શકતે.

એટલીજ વાતથી એ બીચારાનો એખલાસ જોકે ધુલમાં મલી ગયો હતો, તોપણ પુનરવીવાહ જેવાં સુભ કાંમની તરફ લાગુજ રહીને જેબી કોઈ તેવી સાહજવારી માટે જણાતો, તેને પોતાની હીંમત ભરેલી મદદ આપવામાં પોતે કવચીત ભુલતા નોહતા; અને તેવીજ એક રૂડી યુકતી પોતાની ઉપરબી કરી લઈને તેનો દાખલો સઘલી વરણના હીંદુઓને જે દેખાડી આપેઓ હતો, તે વાત નોધી રાખવાજોગ ધારીને જણાવીએચ કે, આ કાએલ સખશે જાહેર વરતમાંન પતરો મધે પેહલાં ખબર છપાવીને પોતાને વાસતે તેનીજ ગણેઆતની, પણ સારાં કુલની એક વીધવાની માંગણી કીધી હતી; જેની સાંમણે તેનીજ ગણેઆતવાલાએએ અલપચારીથી ઠઠા મસકેરીમાં જાહેર લખાંણો છપાવી તેની ઉલટમાં ખલેલ નાખવાની પેરવી શોધી, તોપણ તેની કશીબી

દરકારે કીધાવણા અંતે જારે તેમની મુરાદ મુઆફેકની વીધવા તેને મલી આવી તારે સંવત ૧૯૨૯ ના શાકે ૧૭૯૧ માં ફાગણ વદી ૧૦ ને સનીવારે તેનીજ નેઆતના મી॰ ભવાંણીશંકર રઘવાનંદ સુમીતની દીકરી, અને મરહુમ વાસુદેવ રઘુનાથ દાદાજીની વીધવા ભુલીબાઈની સાથે, નીરભએથી પુનરવીવાહ કીધા; જેની પવીતર કીરીઆમા સામેલ રેહવા માટે સાંભલેઆ પરમાંણે તેમનીજ ગણેઆતના કેટલાક સદગુણી ગરહસથોના કબીલા ઉપરાંત આપણા॰માનવંતા તરીજા માજીસટરેટ મી॰ નાના મોરોજીબી પોતાનો પરીવાર લઈ તાંહાં હાજર થએલા હતા.

રંડાપા જેવાં કકલાટ ભરેઆં મોટાં દુખમા દટાએલી એક કુલવંતી અબલાને શોહાસણના શીનગારથી શોહાંમણી કરવાનું આ ઘણુંજ રૂડું, અને પુનવંતું કામ, જે પરમેશવરની આગણેઆંને અનુંસરતું થએશે, તેને નેઆતીલાઓએ અંતકરણથી આધીન રેહવાને બદલે વીરૂધ જઇને તેઓ માહેલા કેટલાક અણુઘડ લોકોએ પાછલા વખતમાં ધારણ કીધેલા જંગલી રેવાજને વલગી રહી બીચારાં પરમાંણીક જોડાંને કાંઈજ નહીં પણ દુખ આપવા માટે સતાવવા નીકલેઆ, તેમા વલી કેહવ કે તેવણુથી જનમ ધરીને પરણી બાએડીને પેટે અવતરેલા વડા દીકરા મી॰ પાંડુરાવે પણ નેઆતની બીહીક પકડીને પોતાના પીતા સાથેનો સંબંધ ટોડવામા પરમેશવરની આગણેઆથી ઉલટા ચાલેઆ હતા; તેથી જોકે એ જોડાંએ સંપજ સાચવીને કુટેબ કબીલામા મેલાઈ રેહવા ઘણુંબી ચાહેલ, તોપણ તે જોડું પોતાની ધારણા પરમાંણેની રાહેત કવચીત પાંમેણજ નોહતું.

સંસારનું સુખ મેલવવા જતાં જેમ એક તરફથી નહીં ધારેલી હરકતોએ આ ગરહસથને દુખ દેખાડેલ, તેમ બીજી તરફથી ઉમર બગાએઆને લીધે તેમની મનસખતીમાંબી કાંઈક કોટાઇ માલુમ પડતી જણાઈ; અને તેથી કરી ઈનસાફના અતીઘણા બારીક કાંમોમા ભુલ થતી આવેઆ ઉપરથી, પાછલી વખતના ઘણાક મુકદમાઓમા આ ગરહસથે આપેલા ચુકાદાની સાંમણે જારે અપીલો થવા માંડી, તારે જડજપણાની જગાપર હવે વધુવાર બીરાજેઆ કરતાં, મેહા મુસારાથી ગુજરો કરવા માટે સરકારે તેમને ફરજ પાડી તારે પોતાનું રાજીનામું મોકલીને સંવત ૧૯૨૫ ના શાકે ૧૭૯૨ ના સરાવણ વદી ૪ ને ગુરૂવારે જડજપણાનો પવીતર ઓહદો તેવણુ બીલકુલ છોડી બેઠા.

જોકે આ રાવ બાહાદુર ઈનસાફ ચુકવવાના કાંમમાથી ઘડપણને લીધે બાટેલ થયા, તોપણ એવાં કારણની લડત લડવામા સરીર શકતી ઓછી થયા છતાંબી આપેલેંટ સાઇડ ઉપરાંત સમાલકાઝ, તથા પોલીસ કોરટોમા પલીડરનો ધંદો ચલાવવાની દરએક મથકના વડાઓ પાસેથી પરવાનગી મેલવીને કામ ચલાવવા લાગા, અને તેથી કરી ગરીબ લોકોને તેમની મદદ ઘણીજ કીમતી થઈ હતી.

પણ ખરૂંછે કે દએઆને અંતે દાકણ દસેછે, તે કેહવત મુજબ ૧॥ વરસ પેર બીચારા ગરીબોનો માબાપ થઈ પડેલા આ મી॰ મોરોબા અને તેની વાહલી

બાઈડી ભુલીબાઈની જીંદગીનો અંત એકજ ચોઘડીએ સરજેલો હશે, તેથી એવી બુરી રીતે અચીતેઓ આવી ગયો કે, તેનો ખોઅંબો હજીતુલીક પરજાના ધીઆનમાથી ખોશી રાખેઓ નહી હશે; કેમકે મોહતતો સરવેને કપાલે એકવાર ચોટીલુજ હોએચ, તે ધોરણ મુજબ અકસમાતપણે, અથવા કજાથી નીપજેલું હોતતો, તેનો ખતરો કોઈબી ધરતે નહીં; પણ આતો એક કમકમાત ઉપજાવનારા બનાવથી સંવત ૧૮૨૭ ના શાકે ૧૭૯૨ ના માહ વદી ૧૪ ને સનીવા* રની સહવારે કલાક ૬ ને અમલે ગોઆલીઆ તલાવ આગલ પોતે રેહતા હતા, તે બંગલાના ચોકની એક બાજુએ આવેલા કુવામા બેહુ માતી બઈએર, એક બીજાને ગલેવલગીને પડેલાની લોથ જે મલી આવી, તે ધારેઆમેલે તેની આ ગમજ મધીએ, અથવા પાછલી રાતના કોઈબા વખતે પોતાને હાથે આપધાત કીધો ઈઆ કોઇ ચદલોના કરપીણપણાને ભોગે તેઓ ચહડેઆ હોએ; તે વી શેની તપાસ કરતા કોરોનરને હાથ મનપલીજતો કશો મુદો નહી આવેઆને લીધે, ભરાએલી જુરીએ બેહુની લોથ કુવા અદરથી મલીઆ સબધી અભીપ રાએ આપેઆ પછે, તેઓને મસાણમા લઈ જઇને અગણીદા કરી આવેઆ; અને તે દાહડેથી એખલાસ ભરેઆ જોડાએ આ દુનીઆ તરક કરી, અને પરલોકમા વઈકુંઠવાસ થયા. એઓમા વરની વરસ ૬૦ ની, અને બાએડીની ૨૩ વરસને આસરે ઉંમર જાણવામા આવી હતી.

આ જોડાની એક રૂડી યાદગારી કાએમ રાખવાના હેતુથી આપણા માનવંતા તરીજા માજીસતરેટ મી૦ નાના મોરોજીના દીવાનખાનામા તેજ શાળના ચઇતર સુદી ૧૪ ને મંગલવારે પાથારી પરભુઓની એક દબદબા ભરેલી સભા મલી, તાહા સરવેના અનુમતથી એવો ઠેડાવ નકી થયો હતો કે, હુધરા ણાની એક ટીપ જાહેરમા ફરતી કરીને જે થાપણ એખીતી થાએ તેની ઉપજમાથી હીંદુઓની કેલવાએલી છોકરીઓ માહેલી જે સસારી, વેહેવારી અને નીતી સંબધી સુધારા ઉપર સરવેથી સરસ રીસાલાઓ લખતી જણાએ તેણીને દરસાળ ઉપલા મરહુમ જોડાને નામનું ઇનામ આપતા રેહવુ આ સુભ સજોગથી સુધારાના એક સાથીનું નામ આપણ વચે સદા કાએમ રેહવાની આશેઆ પેહલા તો જબરી ઉશકેરાઇ હતી; પણ તેની સમપુરણતાઈ માટેની જારે શોધ કરવા માડી તારે દલગીરાઇથી એવું જણાઈ આવેલુંચ કે, હડી વરસની વાત ઉપર ભેગી થએલી સભા અદર ભરાએલા રૂ૮૫૦ બી પુરા મલી શકેઆ નથી; અને જે કારણસાર મોટી રકમ જોઇએ તેની ગેરહાજરીને લીધે કીધેલો ઠેડાવ જેમનો તેમજ અટકી રહેઓછે. તે વાત સુધારકોમા ખપનારા હીંદુઓને સોભા આપનારી કેહવાતી નહીં

પોતાની ગણાતના સુધારા માટે "પાથારી રીફારમ આસોશીએસન" નામની મંડલીનો પેહલવેહલો પાએઓ નાખનારો પીતા, કોઇજ નહીં પણ આ મરહુમ મી૦ મોરોબા કેહવાતો હતો; એટલુજ નહીં પણ તેને ટેકાવી રાખવા સારૂ પોતાની ગીરેથી ઘણા રુરયો વઠીક ખરચેઆ હતા. જુદા જુદાં પુરાણા પુરાતકો શોધીને તે મહેલી સારી સારી બાબદોના ચોપાણીઆ તથા રીસાલા

ઓ લખાવી સરેમા ફેલાવનારણી એશીવાએ બીજે કોઈ જાણવામા આવેઓ નોહતો; તો જોકે તેના દેખઈતાં પરીણામો તે વખતપર કાંઈ મોટાં ગણાએઆં નોહતાં, તોપણ તેની ગણાતના માનવાએક તો બચીત માલુમ પડેઆં; તે છતાં તેમના કેટલાંક રૂડાં કાંમોએ તેનીજ સાહમણી દુસમણીબી દેખાડી હતી. આ બાબે આટલુંતો ચોકસછે કે, સુધારાના કાંમોની સરૂઆત જે ધણી પોતાને માથે અંગેજી લીએ, તેના સતરૂઓબી ધણા થાઇ નીકલે; પણ પાછલથી જેમ તેની ખુબી પરકાશે તેમ તેની કદરબી બુજાએછે. માટે એટલાંજ દરસતાંત ઉપરથી આ મરહુમ મી૰ મોરોબાની મેહનતનું ફલ ચાખવાની આશેઆ તેમના નાતીલાઓને હવે પછે માલુમ પડશે. કેમકે પોતાની જાતનું સારૂં કરવા સદા તેની નેમ રૂડીજ હતી. તે સવભાવે આકલો, પણ પરમાણીક પણામાં પેઆરો, અને ભોલામનનો એક ભલો પુરૂશ હતો. આપએખતઆરી તે એટલી ધરાવતો હતો કે, કેટલીક બાબદો વીશે, અમસથો કહીને બેસતો નોહતો, પણ તે કરી દેખાડવામા ઘણોજ ખંતી હતો. માટે પાથારી પરભુઓની શાહસીક ગણાતે પોતાની હાલત મુધારતાં વેહમી વીચારોના બંધાંણમાથી છુટવુંજ હોએ તો, તેઓને વાસતે હમારી એટલીજ ભલાંમણછે કે, મરહુમ મી૰ મોરોબા, અને તેની ભલી આએડી બોબીબાઇનો દાખલો સદા પકડતા રેહવું. અને તેઓની ઇઆદગારી માટે ધારેલું ઊપલું સુભાખીત કાંમ વેહલું સરંજામ ઉતારીને જગમા સાબાશી હાંસેલ કરવી.



## મી૰ કરસનદાસ મુલજી.

હીંદુઓમા ધરંમને બાંહાંણે ચાલતી કેટલીક નઠારી રસમોને ટાડવામા પરખેઆત થએલા, આ કપોલ વાંણીઆંની નાતના હીંમતવાંન મીતરનો જનમ આપણી ટાપુ ખાતે સંવત ૧૮૮૮ નાં અશાડ વદી ૧૩ ને બુધવારે થયો હતો. આ જનહરસથનું બાપીકું અસલ વતન કાઠીઆવાડ જીલામા મહવા ગાંમની પડોસમા વડાલ નામની જગોપર હતું. એમના મમસારની ઓલખ આપણી ટાપુખાતે નવલખીને નાંમથી પરશીધ થએલા શેઠ નાંગરદાસ હીરજી મોદીનાં કુટુંબથી જણાતી આવીછે, અને આ ભાઇનો ઘણો ખરો ભવખી તેહમાંજ ઉધરીને મોહોટો થએઆ હતો.

એ ભાઈ જારથી શહમજમો આવેઓ તારથી તે લગભગ ૨૦) વરસની ઉમર તુલીકનો સઘલો વખત કેલવણીમાં ગુજારેઓ હતો, જે માહેલાં છેલાં ૨ા વરસ કેહ્યકે એલફીનસટન કાલેજમા ચાલાકીથી તરબીએત હાંશેલ કરવામો રેકેઆં હતાં, પણ એલમની સરૂઆત થતાંજ ધરમના નામોથી પેહેમી વીચારો જેમ જોતો ગએઓ, તેમ તેને હીંમતથી તરક કરીને સુધારા ઉપર વીશેસ વલાંણ લેવાની કશીએ કશુર રાખતો નોહતો; તેથી કરી બનેલ એવું કે ઉછલતી વએમા પડેલા કેલવણીનાં રૂડા મારગપર ફુલોનાં બીસતરાપએ

ઘણાંક કાંટાઓ આવી નડતા હતા; તે વાશે એવું પણ સંભલાએલુંચ કે સણસારી સુધારાની હીંમાએતને કાજે એ કવી કંગ્રેસનદાશે આ સરસતીમાં પાછલથી જે કીરતી મેલવી હતી, તેની ઉલટનું મંડાંણુબી બાચગીના વખત-થીજ તેની સાથે વલગી રહેલું હતું; એટલુંજ નહી પણ પોતાના જાતભાઇઓનાં સુધારકી સુખની તલબ કરતાં, જે સંકટો સહણ કરવામો સહમજ્જુ લોકોનો આહ તથો પેઆર પાછલથી જે મેલવેઓ હતો, તે સંકટની સરૂઆતબી કેથી બચપણુથીજ આવતી આવેલી હતી; તેનો એક દાખલો એવો દરસાટી પડેઆચ કે જેવેલા મી૦ કરસણદાસ કાલેજમા એક જવાણ શીખાઉ તરીકે હતો, તે વખતે ગનેઆંણ પરસારક નામની સભાએ હીંદુઓમાં પુનરવીવાહ લાગુ પાડવાનાં ફાએદા માટે ઇનાંમનો એક નીબંધ માંગેઓ હતો, તે વીશેનું લખાંણ એ બના અભેઆશીએ ઉલટથી કરવા માંડઉં, પણ અફશોસછે કે એ બાપડા તે વખતે પોતાની માએના કાકીનાં કબજાણમો રહેલો હતો, તેથી તેના કામમો એવો કચરો પડેલો જણાએઓ કે, તે નીબંધના કાગલીઆંઓ કોઇએ ચોરી લઇ પેલી બાઇને બતલાવેઆં; જેનો કરોઠ ચહડાવી ભાઇ કરસનદાસને ઘેર મધેથી કાહડી મેલઆને લીધે, તે બીચારાને ત્રણ વાતનો અવગણ પોહચેઓ; તેમાં એકતો ઇનામ મેલવવાની આશેઆ બીલકુલ તુટી ગઇ, બીજું તો બીચારો આસરા વગર રહજલતો રહેઓ, અને તરીજું એકે પોતાની કેલવ-ણીનો અભેઆસબી સદનતર ઓહી દેવાની ધાસતી બાવા લાગો. પણ ધન હતું તેની હીંમતને કે આટલો ગજબ આવી પડેઆ છતાં પોતાના સવતંતર પણાના પુખત વીચારથી કવચીત પેગલે પશેઓજ નોહતો; અને તેનું પરી-ણાંમબી અંતે રૂડુંજ હાંસલ થાતું તેને જેએઉં હતું.

કેહચકે હડી વરસની મુદતમાં કાલેજ છોડેઆ પછે આ જવાંન વીદેઆ-રથીને "ગોકલદાસ તેજપાલ વીદેઆલએ" નાંમની નીશાળ મધે શીખશક તરીકેની પેહલપેહલી જગેઆ મલી હતી. તે પછે સુરતનો કલેકતર મી૦ હોપ જારે સંવત ૧૯૧૨ ની શાળમાં કેળવણી ખાતાંનો ઇનસપેકટર હતો, તેને ઉપલી નીશાળમાં મી૦ કરસનદાસના કાંમની ચાલાકી જેયા ઉપર પરસણ થઇને સરકારી ખાતેની અંગરેજી સ્કૂલમાં વધારે મુસારાની જગેઆ બખશી હતી. પણ તાંહાંની હવા એ ભાઇને મુઆફેક નહીં આવેઆને લીધે દશેક મહીનાંમો મુંબઇ ખાતે તેને પાછું વલવું પડેઉં હતું.

ઉછવતી વએથીજ આ ગરહસથ ઘણા ચંચલ મન, અને ચપલબુધીનો હોયાથી ટુક ઉંમરમા વીદેઆની સારી કેલવણી સંધરહ કરીને તેના રૂડા ઉપી-યોગ માટે પરજાની અંદર પરોટાઇ રેહવાનું એક મજબુત હથીઆર જે "સત્ય પ્રકાસ" નામનું છાપા ઇઅંતર કેહવાતું હતું, તેને હાથમાં જાહાલી રાખીને તે-માંથી એક ગુજરાતી ભાસામા દર અથવાડીઆંના રવીવારે વરતમાન પતર છાપવાનો પેહલપેહલો પરારંભ સંવત ૧૯૧૧ ના સરાવણ વદી ૧૩ ને રવીવારથી શુરૂ કીધો, તારે તેમની ઉંમરે માતર ૨૩ વરસ પસાર કીધેલાં હતાં, અને તેજ વખતથી આ ભાઇ ઘણું કરી આલમની ઓલખમાબી આવવા લાગા; પણ

આંમખી બોલાએગંમ કે તેની 'આગમજ "હીંદુ બુંધીવરધક" ની મારફતે પોતાના જાતભાઈઓની પેહલપેહલી સેવા સાચા એતેકાદથી બજાવનાર, અને પેલા પાખંડી માહારાજોને નાંમે ઓલખાએલા મનુસરૂપી દઇતોના અનીતી ભરેઆ પંજનમા ફશી પડેલાઓને બંચાવવાની કાલજી રાખનાર, ખરો નર તે એજ કહાએલો કરસનદાસ હતો; જેની ખરી બાહાદુરીનો ઉતમ નમુનો પરબેઆત "માહારાજ લાઇબલ કેસ" નામના ગરંથથી વીઆરવંતી આલમની હજુર ખુલી રીતે રોપો નીકલેઓછે, તો જોકે પેલા મસતાંણ અને કોરગા માહારાજોનો દોર તેથી કરી આજતુલીક પુરેપુરો તુટેઓ નથી; તોપણ આ ભાઇની ભલી કોશેસ તેહવા વીભીચારીઓના હુંધાડા પડેલાં બોપાલાં તે વખતપર ચાલતી સુપરીમ કોરટની પવીતર દરબાર વટીકે જાંણી લીધાં હતાં, અને નીતીવાંન નેઆએધીશો તરફથીબી તે બાબેનો ધીકાર જાહેર થઆથી આજ કાલ તો ઘણાક વઇશનઓની લુંટાતી લાજોનો કાંઇક દરજે અટકાવ ખચીત થએલોજછે. આ કારણ માટે જારે "સત્ય પ્રકાસ" નામના પતરમાં સખત લખાંણો થતાં રહેઆં, તારે માહારાજોની તરફથી આ પરમારથી ભાઇ ઉપર પેહલપેહલી લાઇબલ મંડાઈ હતી, જેની સાંમણે મી૦ કરસનદાસ તરફના કેટલાક સાખશી આપનારાઓનો અટકાવ કરવા માટે કાવતરૂં ચલાવનારા આગેવાંણો થએલા ભાટીઆ જણ ૯ ને સુપરીમ કોરટની ફોજદારીમાં ઘસડેઆ હતા, તાંહાં તેઓ ઉપર અપરાધ સાબેત થઇઆથી સંવત ૧૯૧૮ ના માગસર સુદી ૧૫ ને મંગલવારે નામદાર પુની જડજ સર જોશેફ આરનોલડ નાઇટે હેઠલ જણાવેઆ મુજબના દંડની સજા કીધી હતી.

ગોકલદાસ લીલાધર તથા લખમીદાસ દાંમજી દરેકને રૂ૧૦૦૦ લેખેના રૂ૨૦૦૦
આડત કીરપાલ, મુલજી મોરારજી, દયાલ જેરાજ, કાંહાંનજી સાંમજી,
દાંમજી હીગ, રાધુ સાંમજી તથા ભગવાનજી દુઆરકાંદાસ એઓ
દરએકને રૂ૫૦૦ લેખે તે મુજબ જણ ૭ પાશેથી લીવેલા.... રૂ૩૫૦૦

આ દંડના જમા મલેલા રૂ૫૫૦૦) મધેથી ભાઈ કરસનદાસને થએલા ગોટા ખરચને ટેકો મલવા માટે નામદાર કોરટે રેહમ કરી રૂ૧૦૦૦) તેઓને અપાવેઆ હતા.

બામા બરમ્મ શીકેનો અપખ્ખસપાત મુકાતે નામદાર નેઆમ્મેધીયોમ્મે કરી આ પેમ્માથી તેમની ખરીજ કીરતી પરકાસ પામી, જેની સાખ્ખથી ઉપર જણાવેલા મથાળાવાલા અગરેજી તથા ગુજરાતી પુસતકોથી વાચનારા સાહેબોને વીગત શીકે મલી સખ્ખશે

આ ગરહસથની કામેલીઅેતનો જેમ જેમ વીચાર પોહચાડીએચ, તેમ તેની કશોટી ઉપર વીશેસ પરખ પરકાશી રહેલી જણાએછે, અને તેની નોધ લેતા ઘણોજ સતોરા ઉપજેચખી ખરો; કેમકે એ બાઇ ઉપલી બાબતોથી પરચ્એઆત થયા તેની આગમજ ઘણાક નીબધો, તથા નાનલા પુસતકો છપવીને પોતે જાહેર કરતા, એટલુજ નહી પણ બુધીવરધક, સ્ત્રી બોધ, તથા નીતી સધરહ" નામના જુદા જુદા ચોપાણીઆએેા ઉપરાત ' રાસ્ત ગોફતાર અને સત્ય પ્રકાસ" વગેરેના વરતમાન પતરોનુ અધીપતીપણુબી આ ગરહસથ કેટલીક મુદત સુધી ચાલાકીથી ચલાવતા હતા, એ ઉપરાત ' નીતી વચન" નામનો એક ગુજરાતી ગરથ સવત ૧૯૧૫ મા, અને તે પછે ૧૯૧૯ ની સાનમા ગુજરાતી તથા અગરેજી શબ્દ કોરાની ફરગ પણ રચીને બાહેર પાડનારબી એજ બાએેગરાબી બાઈ માલુમ પડેઆ હતા.

હાવી પરકારે જેમ એક તરફથી જાહેર લખાણો સાથે મલતી સભાએેાના સબધમા પોતાનો અમુલીઅ અવકાસ રોકેઓ તેમ વલી બાજી તરફ વેપાર વણજના કામની પછવાડેબી ચપલ ઘેઆણ અછી કાબેલીઅેતથી પુગાડતા જણાયા હતા; તે વીશે આટલુ કહેલુ કાઇ સહરાંગાત બરોબ નહીંજ ગણાશે કે એ ભાઇની જાતી કોશેસ તથા ઉલટ ભરેઆ વીચારથી સવત ૧૯૧૭ ની સાનમા ત્રણેક જણાએેાનુ પતીઆલુ જોડાઇને ચીનાઇ રેસમી કાપડની એક દુકાણ મોહટા પાયાપર જે અતરે નીકલી હતી, તેનો વેહવારીક વહીવટ તેમની ખુદ દેખરેખતલે "મીં૰ કરસનદાસ તથા હરગોવનદાસની કપણી" ને નામે ચલાવને તે સબધી ઠેઠ ચીન સાથે સાખા દુધાડી બેએક વરસ તુલીક તેમા સામેલ રહેલા હતા, પણ પાછલથી ઈંગલડ તરફ જવાની ધારનાએ પોતાનો સબધ છોડવો પડેઓ હતો તે વાતને જોકે આજે બાર વરસ વહી ગયા તોપણ એ દુકાણ તેમના સાહશીક ભાગીઆ મીં૰ માધવદાસ રૂગનાથદાસને એક ઘણી ઉપીયોગી સાધણ થઇ પડીછે; કેમકે મીં૰ માધવદાસબી તેમનાજ જેહવા સુધારા વીચારના, હીંમતવાન, અને નીતીની રાહે વેહવાર સાચવનારા જણાતા હોવાથી મીં૰ કરસનદાશે રચી આપેલી દુકાણ તેમના માલેકપણામા આબાદ હાલતે હુબી રહીને ચહડતે દરજે પોહતેલી દેખાએછે, તેબી એક પરકારે મીં૰ કરસનદાસના નામની યાદગારી કાએમ રહેલી હોએ, તેમ આપણી વસ્તીના ઘણાક સાહેબો તેને એજ નામથી હજીતક ઓળખેછે

આગલી કીરતી મેલવેઆ પછે, આ દુનીઆની જીનતમાથી વીદેઆ હોનરોનો અનુભવ મેલવવા માટે સવત ૧૯૧૯ ના ફાગણ વદી ૮ ને સુકરવારે રવાણે થએલા થલ મારગના મેલ સાથે લડન શેહરની મુસાફરીએ આ બાઈ પેહલવેહલા શીધારેઆ હતા, તે વીશે પાછલથી માલુમ પડેઆ મુજબ આપરી

માંડવી ખાતાંના રાવ બાહદુર રાંમચંદર બાલકરીસણાની સાથે પંતીઆલાપણામા વેપાર તથા આડતના કાંમની એક પેહડી ઉઘાડીને તાંહાં બે અથવા તરણું વરસવેર રેહનાર હતા; પણ એ બાપડાને કેથો છાતીનો મરજ અસલથી લાગુ પડેલો હશે, તેથી તાંહાંની સરદ રતુ બેશે તે આગમજ ઈંગલાંડ છોડી જવાની ભલાંમણ ડાકતરોએ કીધી, તે ઉપરથી માતરે સાતજ મહીનાગાં પાછા ફરી આવીને તેજ સાલના ભાદુરવા વદી ૧૪ ને રવીવારે અતરે સહી સેલાંમત પોંહતા; અને તે પછે સાંભળીઆ પરમાણે પાલીતાણાની જાગીર બાબેનો મુકદમો લઇને સંવત ૧૯૨૩ ના ફાગણ વદી ૧૪ ને બુધવારે બીજી વખતની સફરે આ ચંચલ મનના ગરહસથ શીધારીઆ હતા; પણ ઉપલીજ રીતની અશુખાકારીએ પાછી ધાસતી આપી તેથી થોડાજ મહીનામા તાંહાંથી પાછા ફરી આવીઆબાદ તે તરફ ફરીથી જવાનું મન કીધુંજ નહીં.

કસોટી પર કરાઇ ચુકેલા આ કવી મીતરે બેવારની સફરમાં સંઘરહ કીધેલી હકીગતો ગુજરાતી તથા મરાઠી ભાશામાં જુદી જુદી છપાવીને તેના નાદર પુસતકો પરસીધ કીધાં હતાં; અને છેલીવારના એહવાલનું બીજું દફતર છપાવા માટે રચવા માંડેલ હતું તેટલાં સારાં ભાગ્યેગથી નામદાર સરકારે તેનાને કાઠીઆવાડના પોલીટીકલ એજેંટ ખાતામાં એક સારો ઓહદો આપેઓ તે મોટાં માન સહીત અંગીકાર કરીને સવાધીનમા લેવા સારૂં સંવત ૧૯૨૪ ના માગસરવદી ૧ ને ગુરવારે તે તરફ રવાણે થયાને લીધે ધારેલું ઉપલું કામ જેમનુ તેમજ અટકી પડેલ, કેમકે એ દાહાડાથી સરકારી ખાતાંઓની સેવામાં લાગુ રહેઆ માટે ખાનગી કામનો અવકાશ તેનાને મલી સકેઓજ નહી.

ઉપલો ઓધો બે વરસસુધી આ ગરહસથે પરમાણીકપણે બજાવેઓ તે ઉપરથી તેનાની કાબેલીએત રૂડીજપેરે વખણાઇ, તારે તેની કદરબુજીને સંવત ૧૯૨૬ ના ચયતરવદી ૧૩ ને ગુરવારે નામદાર સરકારે કાઠીઆવાડ તરફ લીમડીમા "આકટીંગ સપેસીઅલ આસીસટંટ પોલીટીકલ"નો માન ભરેઓ ઓધો તેનાને જે એનાએત કીધો તેથી સરકારી સંબંધમાં આ ચંચલ જેહનના બાઇ એક સુધા અંમલદાર તરીકે પેહલવેહલા જોડાએલા માલુમ પડેઆ હતા; એટલુંજ નહીપણ ઉપલા ઓહધામા ચાલાકી વાપડતા જોઇ, આપણી શેઆંણી સરકારે લીમડીના રાજ વહીવટનો એખતીઆરબી તેજ સાલના આશોસુદી ૧૨ ને બરેસપતવારથી તેમને સોંપેલો સાંભલેઓ હતો; તેનું કારણ હેવું કેહવામાં આવેછેકે લીમડીનો ઠાકોર મરણ પામેઓ, તારે તેનો રાજીઆ વહીવટ એક બાલ વએના વારેસને નામથી જે ચાલે, તેનું વડાપણ આ ભાઇની સાહેતા હેઠલ સોંપવામાં આવેલ હતું, એટલુંજ નહીપણ તે બાલ રાજકુવરની કેલવણીબી એજ કવીના સંભાલપણામાં નામદાર સરકારે સોંફી આપી હતી; અને તે ઉપરથી જાહેરરાત હેવી તરેહો બંધાઇ હતી કે એ ગરહસથ પોતાની ચપલબુધીના બલ તથા અસીલપણાની ખરી લાએકીથી હવે પછે એ કરતાંબી કોઇ ઘણીજ મોહટી પદવીએ ચહડઆવીના રેહશેજ નહી. પણ જમાનાનાં જગદુતે તેની ઉપીઓગી ઉમેદગો અતીશીઆ અરેખાઇ દાખલ કરીને સંવત ૧૯૨૭ ના પરથમ ભાદુરવા

સુદી ૧૩ વાર સોમેની સહવારે કલાક ૯ ને અમલે ૩૯ વરસની ઉપર ૧।। મહીનાની ભરપુર જવાણીમાં લીમડી ખાતેથી ઊચલીને સવરગી દુણીઆં તરફ તેને ખેંચી લઇ ગયો; તેથી કરી સઘલા આશીઆ એકેદમ ધુલમો મલી ગઈ અને તેહવા અફસોસાકારક મરણની માંઠી ખબર પોંહતાથી સઘલી તરફની સુધારક મંડલીઓમાં મોહટી માહેતમ જે વરસી રહી હવી, તેનો કકલાટ કોઈ લાંમબી-મુદતસુધી તેઓથી કવચીત ભુલાશેજ નહીં.

આ મરહુમ જેમ વીદેઆ હોનરની પુરતી કાબેલીએત ધરાવતો હતો, તેમ પોતાના સવતંતરપણાંની સાહેતા સાથે ઘણાજ ગંભીરી સવભાવની કમાલીએતથી એક અમીર જેવા દીપતો હતો; અને જે કારણ માટે ઉપર જણાવેઆ પરમાણે પાખંડી માહરાજોના આચારની સાંમણે એ બાઇએ કીધેલાં સખત લખાંણોની વીરૂધ જેટલા વીરાનઓ એક વખતે હરેક પરકારે તેમને હેરાંનગતીએ પોંહ-ચાડવાની જોગવાઈઓ શોધવા ફરતા હતા, તેઓ વટીક પાછળથી આ મરહુમની વગર સવારથી શેવાને પોતાના તથા બીજા જાતભાઇઓના ભલાં કાજે તેનાએ લીધેલી મેહનતની કદર બુજી, તેમની તરફ માંન ભરી નજરથી જોવા લાગેઆ હતા; પણ એક વાતે તે સાહેબોએ વેહમી વીચારોને વસ રહીને, આ બાઈના દેશાંતર જઈ આવેઆની શુભ મતલબ સહમજેઆ છતાં, તે બાપડાને નેઆત બાહેર કાહડેઆથી સુધરેલી આલમમાં તેઓ ખચીત અલખાંમણાં થઈ પડેલા જણાયાછે; તો જોકે વખતતો સરવે વહી ગયો, તે એટલે સુધી કે તેથી કરી નેઆતની કશીએ અડચણ તો તે મરહુમને કાંઈજ માલુમ પડી નોહતી, મ-ગર હાલી બેવકુફાઇ ભરેલી ચાલ ચલાવનારાઓની કેહવત માતરે કેઆંમત તુલીક ઠપકામા આંમેજ થઈ રહીછે.

મેલાઓતો હેવો નરખી નેઆતબાર-જણાતોતો જેવા સાધુ અવતાર.
જાંહાં હંધેર નગરીમા ગાફેલ રાજા-તાંહાં ટકેસેર ભાજી ટકેસેર ખાજા.
દેખાવ તેહવા નાતીલાઓએ દીધો-પણ હાયો પાછો વીચાર કાંઈ ના કીધો.
દેશાંતરથી કોઇનોબી વાંક ન કેહવાએ-એવુંજ હોય તો જગમા કોયે ન જવાએ.
કેટલાક હીંદુઓ મલશે એવા-ભાટીઆ ને વાંણીઆંની વરણ જેવા.
કોઇએકો મુંબઇથી કલકતે જાઈ-આવેઆથી વાંહાંણોની સફર ગણાઇ.
કેટલાકો જંગબારને મસકત જોએચ-દરીઆવની રાકતી તેમનેબી હોએચ.
જાંહાં જુલમી રાજના હેવાં કરંમ-તાંહાં મુસકેલ જલવાએ તેમનો ધરંમ.
પણ તેહવાઓને કોઇબી પુછતાં નથી-મેલાં દીલને પોતેબી નુછતા નથી.
ને વેલાત જેવી જીનત જગો-તાંહાં જઈ આવનારને દીએછે દગો.
જાંહાંછે અંગરેજી બરકતી રાજ-માહરાંણીને માંથે બીરાજેછે તાજ.
તાંહાં જવાની તેઓ અડચણ લીએચ-જઈ આવેચ તેને ઇજા દીએચ.
વીચારશે નહીં કોઈ તાંહાંનો વીકાર-તે ઉપર બતાવેછે ફોકટ ધોકાર.
ને લાગલા મેસછે નીઆતની બાહેર-જેથી સહમજુ સજણો થાયછે કાએર.
તે વાત કાંઇ સારી જણાતી નહીં-ધરમની અડચણ ગણાતી નહીં.
પણ શોધાએછે ઘણું કરીને વેર-તે ઉપર ગુજરવી જોઇએછે મેહર.

આ વેહમી વાતને હવેતો ભુલી જવો–દેશાંતર જનારાને મદદ થાવો.
સહમજુને આટલો એસારોછે બસ–સાગં કાંમની સાહેતાથી મેલવે જે જસ.
વધુ કેહવાની ન રાખતાં ગરજ–ગુજારીએછે હીંઆં એટલી અરજ.

જે ધણીએ પોતાનીજ નેઆતવાલાઓનાં ભલાં કાજે જીંદગીની છેલી ઘડીસુધી કોશેસ કીધી તેના ઉપકારનો બદલો જારે આવી રીતે તેઓએ વાલી આપેઓ તારે ભલુ થએજ કે નામદાર સરકાર પાશેથી કાઠીઆવાડ તરફની આકરી તેમને મલી કે તે લઈને જાણે જલાવતણ થતો હોએ તે મીસાલે મુંબઈ છોડી તાંહાં આલી ગયો; જાંહાં તેની ધીરજ ભરેલી હીંમતનો બદલો અતે તેમને એપોતો માકુલ મલેઓ કે, કાઠીઆવાડના હજારો વાંણીઆઓ પોતાની ખાસ ખુશીથી તેમની સંગાથે જમણવારમો વગર અડચણે સાંમેલ રેહવા લાગા; અને જારેબી નેઆત જમતી હોએ તારે તે લોકો મી૰ કરસનદાસને તેમના મકાંનમો આવીને તેડી લઇ જતા હતા; તેથી જોકે નેઆત સંબંધી સંકટનું જારે વગર માંગવે નીવારણ થએજ, અને વખતે જારે તેની ખુશીમાં હસતો કીધો, તારે મોહતે અંતે એવો દગો દીધો કે તેથી મલેલાં સંતોશનું સુખ ભોગવવાને સારૂ વધારે વરસો તુલીક તે બીચારો જીવવા પાંમેઓજ નહીં.

આટલી બધી વારતાઓથી એ કીરતીવાંન કરસનદાસની જીંદગીનું વરણન આપરી પીછાંનમો એક સતા ભરેલી સનદ તરીકે જેહવું પરકાસતું રેહશે, તેહવું છેલી વરતણુકનું બએઆંણુ તેમની નેઆતમો કલેસ ઉતપણ કરનારૂં જે થઉજ્ય, તેને વાજેબી થાએલું તેઓ કવચીત નહીંજ કેહશે; આ વીશે બીજા સાહેબોના મત સાથે મલતા રહીને હમોબી જણાવીએચ કે, પુનરવીવાહના માહ પુણી આતમાં જેહવું સુધારાનું રૂડું કાંમ વાંણીઆની ઊનચી વરણમાં જે પેહલવેહલું પેવસ થાએઊચ, તે આ મરહુમની જીંદગીમાં સરવેથી શેવટની કીરતી ભરેલ હતું પણ તેમાં આ ભલા ભાઇએ ઉતાવલપણે ભુલ કીધાથી જે અશીલ કુલમાં મોહટો વીનાસ વધી પડેઓ, તેનું શેવટ હવે સેહલ રીતે આવવું મુસકેલ જણાએછે. આવું પરજા પસંદગીનું શુભ કાંમ છુપી ગોઠવણે બંધ પેહૂં તેમાં એ કુલવંતી વીધવા* તરફનાઓની મનજુરી મેલવીને તે માહેલા એકાત બે અતલગ એથીઓનેબી કીરીઆ વચે સાંમેલ કરી લીધા હોતતો આ મરહુમ ભાઇ એટલા ડપકાઓથી સદનતર મોકલા રેહતે; પણ હોનારતે તેહવી ઇઆરી નહીં આપેઆને લીધે તે કીરતી પમાડનારી કોશેસ ઝાંહખ મારતી રહીચ, માટે તેટલી બીના વાજેબીની રાહે નોંધી લેતાં હમોને અતીઅંત દલગીરી ઉપજેછે.

લાએક માંણસોને લાએક ઠેકાંણેથી જેટલો દરજજો છાજે, તેટલો પરબારા લોકોના જાહેરાબંધ બખાંણોમાં ગમે એવી સચાઈ ભેલાએલી હોય, તોબી તેની બરોબરીજ માન મેલવાએલું ગણાએ નહીં. પણ આ સકલગુણી ગરહસથની કેટલીક વાતે સાહશીક કાંમોની સમપુરણતાઇના સમાચાર પવીછતાં

* આપણી ટાપુ ખાતે વસનારા મી૰ માધવદાસ રૂગનાથદાસની સંગાથે ઘઘરનું કરી ગએલી ધનકોરબાઇ. ના૰ લ૰

સઘલી તરફથી થએલી તારીફો એક સરખી રીતે ઉતરેલી સાભલીઆથી ખ ચીત કરી તેનુ મરણ એક સતોરાકારક સહમજાએછે જો કે સરકાર સગાથે રાજદુઆરી વહીવટમા એ મરહુમ થોડાજ વખત થયો લાગુ પડેલો હતો, તે ટલો ટુક વખત ની એવી કમાલીએતથી સરવે સાથે પરોટાવવામો ગુજારેઆચ, કે જાણે કોઈ ઘણા વરસોનો તેઓના સબધમા સમાઈ ગએલો હોએ તેહવો ચાહ પોતાની ઉપરના અમલદારનો ખેંચી લીધો હતો, જેની ઈઆદગારી હેઠલ જણાવેલુ સરકારી જાહેરનામુ દેખાડી આપેચ કે, એના બીન ધારેઆ મોહતની દુખ ભરેલી ખબર તારની મારફતે કાઠીઆવાડના પોલીટીકાલ એજંટ કલનલ એનદરસનને રાજકોટ ખાતે પોચતાવાર તાહાના "કાઠીઆવાડ પોલીટીકાલ એજેનશી ગેઝેટ" નામના પતરનો સતા ભરેઓ એક વધારો બાહેર પાડીને સરકાર તરફથી જે દલગીરી પરજામા જણવીચ તે જાહેરનામાની નકલ નીચે આપીએ છે

"લીંબડીના સપેસીઅલ આસીસટેંટ સાહેબ આજમ કરસનદાસ મુલજી
"આજ સહવારે નવ વાગતે સવરગવાસ થયા હેવી ખબર તાર મારફતે આ
"વતા હમે બહુજ દીલગીર થયા છઇએ

"એ બાહદુર અમલદાર આએ પરાતમો આવેઆ પછે જે જે કામો તે
"મને સોપેઆ હતા તે હેવી ખબરદારી તથા દીલો જાણપણેથી તેનાએ બ
"જાવેઆછે કે, તેમના ઉપરીઓની અતીઅત પરસતા મેલવીછ સસારી
"બાબદમા તેમના મલતા વડા ગુણો તથા કાઠીઆવાડમા તમામ જાતના દેશી
"લોકો જે વખાણ તથા પરીતી તેમના તરફ બતાવતા હતા, તે વાતથી તેમની
"ઈઆદગારી ચીરકાલ રેહવાની

"સુધારાનાસાથી તરીકે તેમને કીવેના કામો ઘણાજ પરખેઆત છે
"માટે તેમના ગુજરવાથી સરકારે એક ધુનની અમલદાર ખોહેઆેછે નાહાની
"ઉમરમા કવખતે તેમનુ મરતીઙ્ક થયાથી તેમના દોસતો ભેગા હમે પણ
"અફસોસ કરીએ છેઇએ

"તેમની ઈઅદગારીના માણ દાખલ આજનો દીવસ તમામ કચેરીઓ
"બધ કરવાનો હમે હોકમ ફરમાવીએ છઇએ"

(સહી) ડબલીઉ, ડબનીઉ, આણુડરસન

કાઠીઆવાડ પોલીટીકલ એજંસી — પોલીટીકલ એજંટ.

તા૦ ૨૮ મી આગસટ ૧૮૭૧ ઈસાવી

એ ઉપરાત બીજુ એક વીશેસ સતા ભરેલ મરતીઉકી જાહેરનામુ આ પણી નામદાર ગવરનરની કાઉનસીલ તરફથી જે બાહેર પડેલ હતુ, તે એટલુ તો વજનદાર ગણાએલચ કે તે ઉપરથી બીજા દેશી ગરહસથોને એ મરહુમ મી તર કરસનદાસના પગલાપર રૂડા દાખલો પકડીને સાહસીકપણે ચાનવા માટેનો એક ઉમદા ધડો થાઈ પડે તેમા કસોએ સનધે રેહતો નથી, કેમકે તેમાથી

કાંઈજ નહી પણ એ મરહુમના સદગુણોને મોહટી હકુમત તરફથીબી સવી-કારીને જે અદલ ઈનશાફ આપવામો આવ્યો, તેની નોધ હીઆં દાખલ કરવાને ચુકતા નહીં.

## પોલીટીકલ ખાતું.

"કાઠીઆવાડના પોલીટીકલ એજંટનાં સપેશીઅલ આસીસટંટ લીમડીના
"રાજનો હવાલો ધરાવનાર મી૰ કરસનદાસ મુલજીનાં ગીયા માસની ૨૮ મી
"તારીખે થયલા મરનના સમાચાર નામદાર ગવરનરની કાઉનશીલ ઘણીજ
"દલગીરી સાથે સાંભલ્યાછે. એક સરકારી અમલદાર તરીકે મી૰ કરસન-
"દાસ મુલજીએ સરકારની શાબાસી હમેશાં મેલવી હતી અને પોતાની ખા-
"નગી કારકીરદીમાં તેમના દેશી ભાઈઓ વચ્ચે સુધરેલા અને છુટ બરેઆ
"વીચારો દાખલ કરવાની તેનાએ કાલજીથી મેહનત કીધી હતી.

ગવરનરની કાઉનશીલનાં હોકમથી.

(સહી) ડબલીઉ. વેદરબરન.

સરકારનો કામ ચલાઉ સેક્રેટેરી.

બોમબે કાસાતલ તા૰ ૭ મી સપટેમબર ૧૮૭૧.

જારે નીકલીઆ તારે તેમની સહણ શકતી સાથે સકલગુણની સંમપુરણતાઈનો એક અજાએબ જેહવો ચમતકાર આ દુણીઆમો તેવન પાંયરી ગયાછે.

આ દેશહીતકારીએ વગર સવારથે ચીવતપણું વાપરીને પરજા ઉપાયોગી કેટલીક શેવા બજાવતાં જે દુખો તેમને સોસવાં પડીઆં હતાં, તેની કદર બુજ-નારા કેટલાક દેશી ગરહસથો મલતા એ મરહુમના ખરા ખેરખાહ મીતરો તારીખ ૧૧ મી સપટેમબર ૧૮૭૧ ની તેરીખે આપરી ટાપુ ખાતે એક મકાંણ મધે ભેગા થયા હતા તાંહાં તેમની યાદગારી રાખવા માટે, નાણાની રકમો એખીતી થાએ તેના આધાર ઉપર સભાનું કાંમ મુલતવી રાખીને હીંદુ, યુરોપીઅનો, પારશીઓ તથા મહમદીઅનો મલી જણ ૩૦ ની એક કમેટી બંધ બેસાડી; અને તેનો વહીવટ ચલાવવા માટે તેઓમાંથીજ મી૰ શોરાબજી શાપુ-રજી બંગાલીને માનવંતા મુનશી તરીકેનો હોદાવ ગોઠવીને ઉઠીઆ હતા. સાંભ-લીઆ પરમાણે તે વખતપર કરતી થાએલી હુંઘગંણાની ટીપમા સઘલા મલી રૂપીઆ તરણ હજારથી લગરીક વધારે ભરાઈ ચુકાછે; પણ વહીવટદારના અવકાશની રોકાણને લીધે, તે માહેલી કેટલીક રકમો જે વસુલ થવાની રહીચ, તે મલેઆપછે મંડલીના અનુમતે ઉપલી થાપણ કાએમ રોકાઈ રહીને તેની ઉપજનો ઉપીઓગ કોઈ સારાંજ કામથી આપણા મરહુમ મીતરની ઈઆદગા-રીને વેહલી દીપાવી દેશે; અને તે બાબેનો બંદોબસત આ નોધ બાહેર પડીઆ આગમજ જાહેર થવાની વકી પણ રાખીએછે.

આ મરહુમની વીધવા તથા તેણીના છોકરાંઓને દરમાહે રૂ૩૫૦ નો ખેડો મુસારો કાઠીઆવાડના લીંમડી સંસથાંનની દરબાર તરફથી કેહચ કે, મુકરર કરી આપેઓ એટલુંજ નહીં પણ તે ઉપરાંત એજ દરબારે તે છોકરાંઓને કેલવણી લેતાં જે ખરચ થાએ તેખી આપવાની મનજુરી બાહાલ રાખી હતી; પણ જણાવવાને હમો દલગીર છઈએ કે મુંબઈની સરકારે તે વાત કબુલ નહીં રાખેઆથી તેમના આશ્રીઆવંત બચાંઓ ઉપલા મુસારાના ફાએદાથી બે નશીબ રેહેઆં.

જમાનાની શું કહીએ તાશીર ઈઆર—જમદુત જગેજગ હોયછે તઈઆર.
નહીં જોતો તે તાલેવન કે ફકીર—હોય કોઈ પાદશાહ અથવા અમીર.
પીછાંણતાં નહીં કોઈ જઈફ કે જવાન—સરવેનો એક સરખો વાલેછે ધાંન.
પેહલવાંનીમાં હોય જેવો સાંમેસવાર—ફીલશુફી મેલવે, યા રહી જાએ ગંવાર.
દેખાએ જે સખાવતથી સકરમી—પુનદાંનથી લેખાએ માહ ધરમી.
બખીલાતમાં કાહરનનાં જેવોખી થાએ—છતી પુંજીએ તે ભીખારી ગણાએ.
નોશીરવાનની પેરે જે ઈનસાફ કરે—અદલની ધજાને ખાંધપર ધરે.
દેઆનત સાચી જે રાખનાર હોય—ઈઆ પાપી નજરથી કરતુકને જોએ.
ભલાં માટે જગમાં જે શીરતી બતાવે—મુંડાસથી લોકને નાહુક સતાવે.
નહીં રાખતા તેહવાઓ જમરાનું ભાંણ—બેશેછે ગાફેલી પાંમી અજાંણ.
તેને ખેંચી પકડીને લઈ જાયછે સાથ—શું મગદુર કે તેનો કોઈ છોડવશે હાથ.
તેહવો આ કવી નર દેખાતો નોહતો—અજલની દોરીને ભમતી જોતો.

# ધી હાનરેબલ શેઠ નારાએણ વાશુદેવજીને
## તાંહાંની વંશાવલી.



જનમ જારે લઈને તે આએઓ જગમાં—કીરતીના કીરણ ધરી રગમાં.
તારથી જાણતોતો શું કાંમ આવવાનુંછે—તે પછે જીંદેગીનું શું થાવાનુંછે.
વીચારી એવું મનમાં વીવેકી કાંમ—બજાવતાં દેખાડતોતો નહીં ધુમધાંમ.
સતવાનીને સદા સરણ રહેઓ—રૂડાં કાંમથી પરજામા ફાએરા થયા.
કપટ જેમ તેપરથી જઈ રેલએ—હાવા નરનો જીવડાથી લઈ મેલએ.
ખીલતી જવાંણીનો આવેઓ તો બાહરે—જમાનાના ઝહટકાએ કીધોછે ઠાર.
જો દશ વીસ વરસ હજી જીવતો રેહતે—તો પ્રજાપતીનું માંન અંતે મેલવતે.
પણ સરજત જીંદેગીની એટલી હદ—કે ચાલીસની અંદર કરસન જશે.
માટે કુદરતની સાંમણે ચારો નથી—જણાવીછે મરણની ઉપર તથી.
તે સાથે મહીનો ને વરસ વાર—મેલી ગયો વીધવા ને છોકરાંઓ ચાર.
ખોદા તેમને જીવતાં રાખે સંભાલી—થાએ તેજ તેઓના પીતા ને વાલી.

આ મરહુમ વીદવાંને આગલા વખતો ઉપર જાહેર વરતમાંન પતરોમાં સંસાર સંબંધી વીશયો ઉપર કેટલાંક નામાકીત લખાંણો જે કીધાં હતાં, તે માહેલી નોધી રાખવા જોગ ઉપીયોગી બાબદો નીવડીને, "નીબંધમાળા" નામના એક પુસતકની મારફતે જાહેર પાડવા માટે મરણની થોડાજ મહીના આગમજ તઈઆર કરી રાખેલી હતી, તે ધુનીયન પરેસમાથી તેજ (ઈસવી ૧૮૭૦ ના) શાલમા છપાઈને હવડેજ બાહેર ફેલાવો પાંમતી દેખાએઆ ઉપરથી તેમની કાબેલીએતની આ એક નવી કસોટી નમુના તરીકે આલમમા વખણાઈ રહીછે.



## ધી હાનરેબલ શેઠ નારાયણ વાસુદેવજી.

પીકીતરોડની પડોસમા વાવેલાં કેલવણીના દુહજતાં જાહાડનું ગણાની દરખત, જે મજબુતાઇ પકડીને ઇનસાનોના મનખીલવતું ઉગેલુંછે; તે માહેલા એકાદા પીલાની અંદરથી વીદઆના ખોરાક વટે પુખત થાએલું આ રશીલું ફુલ, આપણી વસતીને પમરાત આપવા લાએક જે જણાઈ આવેછે, તેની તાશીર પોછાણવાનુ કામ તો જો કે પરજાની મુનસફી ઉપર કેવારનુ સોંફાઇ મુકેલુંછે, તોપણ તેવા સદગુણી ધરહસથના નામની ઇઆદી ખમીત કરી આ નોંધમાં દાખલ થાએઆથી તેઓની તપાસ માટે એક સારી શાહદત મલી શકશે.

આટલી સતરો ઉપરથી વાંચનારા સાહેબો શેહજમાં પામી લેશે કે, આ સાહશીક ગરહસથ તે કોઇજ નહીં પણ આપણે માટે ધારા બાંધનારી પવીતર સભામાં હવડેજ પેહલવેહલી નેમણુકથી બીરાજેલા "ધી હાનરેબલ શેઠ નારાયણ વાસુદેવજી," જે ઓલખાઈ આવેઆય, તેનાનો જનમ કોકણ કાંઠના વીગીરલાને લગતાં દાબુલ ગામમાં ગૌદ બરાહમીનની ગણાતના શેઠ વાસુદેવ સાજબાને તાંહાં સંવત ૧૮૬૧ ને મુકાબલે શાકે ૧૭૫૬ ના ફાગણ વદી ૧૩ ને

સુકરવારના સુભ ચોઘડીઆમા મુબારક થાએલો જણાવામા આવેછે, અને તેટલા ઉપરથી આ કુટબીઓ "દાબુલકર"ની અટકે તેઓની નાતમા ઓળખાતા માલુમ પડેછે.

આ શેઠીઆના વડવાઓની અસલ જનમ ભુમી તો ઉપર જણાવેલી જગેઆનીજ કેહવાએછે; પણ તેમના બપાવા સાજબા વાસુદેવ ગોઆનીઅર બાતે જઇને નોકરી કરતા હતા; તાહાથી થોડીક મુદતે પાછા વળી આવીને અસલીજ મકાણમા પોતીકા પારીવાર સહીત વાસો કરી રેહેઆ હતા.

વશાવલીના ઝાહાડ ઉપરથી જણાઈ આવેચ કે, મરહુમ વાસુદેવ સાજ બાને તાહા ચાર દીકરાઓની જે વરધી થાઇ તેમા આપણા આ માનનતા મેમબર સરવેથી નાધલાછે. એવન જારે આરેક વરસની બાલ વએના હતા તારે કેહચ કે, તેમના મા તથા બાપ ઘણીજ ગરીબી અવસથામા સરવે છઇઆઓને લઇને સવત ૧૮૯૫ ને સાલ મુબઇ બાતે આવીને વતણી થાઈ પડઆ, અને આ નાનકડા નારાએણરાવ ૭ વરસની ઊમરે પોચેઆ તારે કોઇ પતુજીની નીસાલે તેમને બેસાડી દીધા, જાહા થોડીક મરાઠી બારા પાક કરતા જેમ વરશે મોટા થતા ગએઆ, તેમ સરકારી કેલવણી બાતાની મોટી સકુલમા દાખલ થાઈને મનની ચચલાઈથી વીદેઆનો અભેઆસ ની વધારવા લાગા. આ બીચારા નવેક વરસની વએના થએઆ તેટલા તેમના બાવા મરણ પામેઆને લીધે, ચાર દીકરાઓ ઉપગત બે દીકરીઓની પરવરેશી કરવાનુ કામ, જો કે તેનાની દુખીઆરી વીધવા માતાને ઘણુજ ભારે પડેલ, તોપણ શાતપણાથી મેહનતમશાગત બેંચી તઓને સભાનથી ઉધારી મોટા કીધા, હાવા સકત બરેઆ સમાની અસર શેઠ નારાએણરાવના મન ઉપર ઘણીજ થવા લાગી, માટે બનતી કોશેશથી અગરેજી એલમ વેહલો હાશેલ કરીને સાભલેઆ પરમાણે ૧૫ વરસની ઊમરમા તો પી૰ તથા ઓ૰ કુપનીની મેલ પોહચાડનારી આગબોટ બાતાની આફીસ મધે "પાગસન ડીપારટમેંટ" મા હલકે મુસારે ચાકરી મેલવી લીધી, તેનુ સાલ સવત ૧૯૦૫ નુ ગણતા જોઇએચ તો તે વાતને લગભગ પાસદી ભરાવા આવેલી માલુમ પડેછે, તેઆરથી તેજ મકાણમા મન થોભાવીને રૂડી વરતણુક જેમ વાપરતા રેહેઆ, તેમ પોતાની શેઠજેકોરાદ જોતા માલેકો તથા આફીસબાતાના અદનાથી તે આના સુધીના સરવે માણસો સગાથે હેવાતો પરોટાઈ પડઆ કે, જેથી કરી જેબી કામ હોએ તે તેવણનાજ વીસવાસને આધારે સોફાવા લાગુ, અને તે વગર અડચણે પરારખી થએઆ કીધુ, જેમા આગબોટના આખા બાતાનો, તથા તે સગાથે કામ પાડનારા વેપારીઓનો સરખી રીતે લાભ સચવાએલો માલુમ પડએછે; અને તેથી કરી શુ ઇઓરોપીઅનો કે દેશી વેપારીઓ, તથા શેઠ સાહુકારો વગેરેમા સારૂ માન મેલવીને પરખેઆત થાઈ પડઆ, એટલુજ નહી પણ પરમાણીકપણાથી મેલવેલી જાતી ચચલાઈનુ કઉઆત સાચવીને એજ બલવત આફીસના બોહલા વહીવટ સબધીનુ જેબી કામ નીકલે તેના એક બાસ મકતેદારખી થાએલા હતા, અને તાહાપણ સરવે વતની સાબાશી મેલવીને સાભ

લેઆ પરમાણે તેજ મકતાના રૂડા ધંધામા હજીતક નેકનામી મેલવતા રેહછે. માટે હાલીજ કોશેરાના બદલામાં એક ગરીબાઈના વરગમાથી નીકલીને તુક મુદતમા દરલીઆના ભંડારની સાથે મીલકતોની માલેકી ધરાવનારા પેહલેવાંગેના ગંભીરાઈ ભરેઆ પણ સવતંતર શેઠીઆમાં ગણાએઆછે.

સાહલેસાઇપણાની સઘલી વાતનું મુખ્ય સંધરહ કરી લેતાં, પરજા ઉપીયાગી કાંમોમાંખી જારે રૂડી કાલજી રાખતા એવણ દેખાએઆ, તારે આપણી માનવંતી સરકાર તરફથી આ શેઠીઆને સંવત ૧૯૨૨ ના શાલમા સુલેહનાં અમલદારોની સંક્મામાં ખીરાજવા માટેનું માન ભરેલ કમીસન એનાએત થએલ; જે અધીકાર આજની ઘડી સુધી પુર અપખસપાતીથી પોતાના સવાધીનમાં સાચવી રાખેએછે; જે વાતને સાત વરસ થયાં, તેના દરમીઆંન ઘણીવાર મલેલી સભામા પોતાનો રૂડો આવાજ પરજાના લાભ તરફ વગર ધોંધાતે કાહડતા જણાએઆ, એટલુંજ નહીં પણ શેહર સુધરાઈના ઘણાંક જરૂરીઆત જેવાં કાંમોમા માજી મીઉનીસીપાલ કમીસનરને સારી સલાહ આપતા હતા. પરજા પાસેથી મીઉનીસીપાલીટીને લગતા સઘલા કરોની વસુલાત છછ મહીના આગમજથી હુધરાવી લેવાની વાતો જારે જસટીશોની સભા હજુર આવી, તારે તે વખતેબી આ નામવર શેઠ નારાએણરાવે ખરી દીલશોજીથી પરજાની પખશમાં એવી બાથ લીધી હતી કે, હાલો જુલમાત ગરીબ લોકોના ઘણા મોહટા ભાગથી કવચીત ખમાઈ સકાશે નહીં; અને તે બાબેની ભાંજગડ જોસાજોશીથી ચાલેઆ પછે જોકે તેહવે સમે સઘલા દેશી અમલદારો, તેમના મતને એકમલતા થયા, તેપણ કમીસનરની તરફેનમાં બે મત વધારે પડઆને લીધે આગમજથી કર લેવાનો કાએદો જે બાહાલ રહેઓ, તેથી આ સાહેબ હજીસુધી પોતાનાં જીગરથી અતીઅંત દલગીરી દેખાડતા માલુમ પડેછે.

એ પછે સંવત ૧૯૨૩ ના શાલથી આ વીદવાન ગરહસથને યુનીવરશીટીના ફેલોઝની એક હોરમત ભરેલી પદવી તે ખાતાના સરવે અધીકારીઓના એક વીચારથી જે મલેલીછે, તે એલકાબને એ સાહેબ સઘલી વાતે લાએક કેહવાએઆ છે.

ચારો મેલવીને માફુલ દાખલાઓથી પોતાનું હીર નામદાર સભાસદોને દેખાડી આપેલ; અને તેમનો વાજેબી આવાજ ઘણો દરજજે બાહલી રહેઓ; પણ સભાના કાએદા મુજબ વધુ મત પડઆથી, તેનાની કેટલીકવાતો જોકે રદ ગએલી જણાઈછે, તોપણ વાજબીપણાથી બીન ગરજે જાહેર હીમત વાપડીને જે સેવા આ પરમારથી શેઠીઆએ બજાવી, તે બાબે આ દેશ તથા તેને લગતા તાંલુકાઓની સઘલી પરજા ઉપર તેણાનો તથા બીજા દેશી અધીકારીઓનો અગણીત ઉપકાર થયોછે તે કોઈથીબી કવચીત ભુલાશેજ નહીં.

સફરમીનું શવરૂપ હસતુંજ હોએ–દયાનું મુલખી તે વસતુંજ જોએ.
જીગરની સોમના જેમા હોએ રૂડી–ભલાં કાંમમાં તેથીજ પડાએ કુડી.
એવો નર મલેઓ આ નારાએણ શેઠ–પરજાએ રાખેઓછે તેપર ફેઠ*
પરીણામ તેનું પેહલીજવાર–દેખાએલનું પુણામા કાંઉનશીલને બાર.
શેહરની સુધરાઈના કારણસર–બેહાતા કાએદાઓ બાંધવા ઉપર.
જુના બીલની અંદર ખાંમી જે જોઈ–ધારેલ એવું તેને નાંખવી પોઈ.
તે માટે ઘડઓ નવો કાએદો–જેઓએ નહીં તેમા જરે ફાએદો.
હતી તેટલી ખાંમી દેખાડી દીધી–સંભાલ પરજાના હકની લીધી.
નથી રાખી તેમાં કાંઈબી કસર–ભલી વાતની થોડીક થઈછે અસર.
એવી રીતપર હમેસાં રહીને ફીદા–તાલશે જો તેઓપર આવતી પીડા.
તો મલશે તેઓને પરજાથી માન–સહમજશે તેમાં સદા નીધાંન.
ચાહીએછે તમપર ઈસવરની મેહર–પાંમજો તે દાતારથી બખશેસની લેહર.

આ શેઠીઆની જીંદગીમા હજી ઘણાક સુભ કાંમો તેમને હાથે પસાર થવાની જે આશીઆ રાખીએછે, તે માહેલું પરજાની સગવડનું એક કાંમ હવડાં માલુમ પડેલછે, કે આપણી તરફ ફરતી બાજુની બગીવાલાઓ ઉપર પોલીસ કમીસનર મી॰ સાઉતર તરફથી એવું દબાણ થએલ હતું કે, સંવત ૧૯૨૯ ના માગસર માસથી છાપો વધારવો, અને બગી તથા ઘોડાઓ એકજ રંગના વાપરવાની ફરજ પારવી; જે બેહુ બફારી વાતો હાવા બારીક હીંગામમા તેઓથી બીલકુલ બની સખે નહી એવી હોવાથી, તેઓ વચે અરસપરસ ઉઠેલી ભાંજગડો અંદર આ નામાકીત નારાએણશેઠે બીન ગરજે ભાગ લઇને ગરીબોના ભલાં ખાતર બેહુ તરફ એવી સમાધાની કરી આપી કે, જેથી ફરી અસલી રેવાજ મુજબ અને આગલે વરશે ઠેડવાઈ ચુકેલા છાપા ઉપર તેઓ પોતાને ધંધે પાછા વલગતા રહેઆ; માટે આ બીના બંધ કરતી ઘેલા તે માનવંતા મેમબરની આટલી વીશેસ યાદગારીને મોટી ખુશી સાથે નોધી લઈએછે.



* આ અંગરેજી શબદનો અરથ વીસવાસનો થાએછે. નો. લે.

# વાંહાંણ વટીઓનું વરણન.

આ ટાપુ ખાતેના અસલી હીંદુઓ જેમ વેપારી તથા સરાફી ધંધામાં સારી વરતણુક વાપડી ગએઆચ, તેમ વાંહાંણ વટીઓના માનમાખી ઘણા ભરપુર જણાએલા હતા; જેઓની વંશરાથી ઉતરેલા આજે સેંકડો સાહેબો જોવામા આવેચ પણ તેમાથી વાંહાંણ ધરાવનારો એકબી આસામી કોઈને મલી શકશે નહીં. તેનું કારણ કાંઈજ નહીં પણ આઈઆરીપણામા રહેઆને લીધે તેહવી વલાણ તેઓ પાશેથી રૂખસત લીધેલી વીચારવામાં આવેછે. કેટલાક સખશો, માહેલાં દેશાવરો સાથે સંબંધ રાખનારાઓ પાશે બટેલા તથા ફતેમારીઓ બેસુમાર ફરતી જે માલુમ પડેછે, તેની ગણતરી આપવાની કશી જરૂર નહીં જોતાં આગલા વાંહાંણવટીઓ જેઓ ચીન, બંગાલા, અને તેવનાએના મોટમોટાં સોદાગરી શેહરો સંગાથે સંબંધ રાખનારાઓ થઈ ગએઆચ તેઓની સરાસરી ટીપ જેટલી હાથ આવીઅ તેને હીંઆં દાખલ કરીએછે.

| વાંહાંણો. | ટન. | ધણીઓ. |
|---|---|---|
| કરોકેટ. | ૨૮૩ | |
| ગ્રુ ફ્રેંડસ | ૦ | ભીમજી રાંમશેઠ. |
| હામસ ફ્રાએર. | ૦ | |
| ડાફ્રીણુ. | ૦ | પાંડુશેઠ શીવાજીશેઠ. |
| નરબદા. | ૭૮૧ | આરારાંમ વેનક. |
| ઈઉનીઅન સતી. | ૦ | સામુ કરસતના શીનાઈ. |
| જીવાની. | ૨૫૦ | સંકર મકુનશેઠ. |
| કાનદીદેટ. | ૭૦૦ | શા૦ રાંમદાસ મનોરદાસ. |
| તરક (બરીગ.) | ૧૩૭ | |
| સાંનન (બરીગ.) | ૬૦ | શા૦ મોતીચંદ રૂગનાથદાસ. |
| પીમાઉ (બરીગ) | ૬૦ | ધાકજી દાદાજી. |
| રીઓસીઉરાન. | ૬૦૦ | |
| કાનદી-દે-રીઓ પારડો. | ૪૩૦ | |
| કારનવાલીસ. | ૬૬૭ | |
| હોરમજજી બમનજી* | ૦ | |
| એડ માંણીરાતન.† | ૦ | શા૦ મોતીચંદ અમીચંદ. |
| લેડીગરાંટ (સકુનર) | ૦ | |
| સઈએદખાન (સકુનર) | ૦ | |
| મોતીચંદ અમીચંદ. | ૦ | |
| બોમબે (સકુનર.) | ૬૦ | |

* એના અસલ માલેકતો મરહુમ વાડીઆજી શેઠ હોરમજજી બમનજી હતા. પાછલથી વેચાએણ તારે તેના માલેક એવણ થયા.

† એ બારકરા શેઠ શેરાબજી કાવસજી પટેલનું બાંધેલું હતું. પાછલથી વેચાએણ તારે આ શેઠે લીધું.

| વાંહાણે. | ટન. | ધણીઓ. |
|---|---|---|
| એશીઆ ફીલીકસ. ........ | ૩૨૪ | શા૦ પરેમચંદ કરમચંદ. |
| કારનવાલીસ. ............ | ૪૨૩ | શા૦ તુલશીદાસ માણેકજી. |
| હેલેન. ............... | ૫૭૬ | |
| દાદેભાઈ. .... ... .... | ૨૫૫ | |
| એનદીવર (બરીગ).. ..... | ૧૦૯ | શા૦ નરશીદાસ પરશોતમદાસ. |
| એલીઝાબેથ. ............ | ૨૫૫ | |
| જાન બનારમેન.* ........ | ૭૫૪ | શા૦ વીજલાલ હોરમજજીની કં૦ |
| લવલી લીસ.... ...... | ૨૫૭ | શા૦ જવેરચંદ ખુશાલ. |
| ફીગજારજ ધી ફોરથ .... | ૭૫૪ | શા૦ વમલચંદ તારાચંદ. |
| લારડ કેમ્આરાટલ (બરીગ).. | ૩૩૦ | શા૦ કરશણદાસ માણેકચંદ. |
| સાહુલ આમદ.. .. ... | ૦ | પાંડુરંગ દલવી. |
| લારડ કેમ્આરાટલ રેએ.† ... | ૭૮૫ | નાગરદાસ હીરજી મોદી તથા હોરમજજી દોરાબજી. |
| હાંના. ............... | ૪૫૦ | |
| બારકઆણા. ......... . | = | શા૦ અમરચંદ ભીમચંદ દમણી. |
| બનારસ. ............ | ૦ | |
| જમશેદજી જીજીભાઈ...... | ૦ | શા૦ રામદાસ હીરાચંદ. |
| બસરોવી............. | ૦ | |
| પ્રીનસ આવ વેલસ. ...... | ૦ | શા૦ દએઆરામ ચીનીવાલા. |
| મએઆરામ દએઆરામ.. .. | ૦ | |
| ચારલસ માલકમ.‡ ...... | ૮૦૦ | ઠા૦ રણમલ લખા. |
| જુલીઆ ............. | ૪૦૦ | ભાવનગરના રાજા. |
| અગણેરા ............. | ૦ | શા૦ મનજી રવજી. |
| પ્રીનસ આલબરત. ........ | ૫૦૦ | શા૦ રણછોડદાસ મનજી. |

ઉપર જણાવેલા વાંહાણ વટીઆમા હજી બીજા પુરાણા શેઠીઆઓ પુરકલ જોઇએ, પણ તેની ચોકસ ટીપ હમારા હાથમાં આવી નહી, તેથી તેને પડતી મેલીછે. આ ઇઆદી પોણોસોથી લગરીક વધારે વરસની જે જણાએછે, તેમાં કેટલાંક બારકસો તો સંવત ૧૮૪૬ થી છેક ૧૮૮૧ સુધી ૩૫ વરસના અરસામા બંધાએલાં માલુમ પડઆંછે; અને તે પછે આ ગણાતવાવાઓએ બીજાં નવાં બંધાવેલાં હોએ, એમ નહી માણતાં આ ટીપ માહેલું એકુ બારકસબી

* હોરમજજી તે શેઠ નવરોજજી કાવસજી નાલીએરવાલાના વડા દીકરા હતા; તેવણ જારે મરણ પામેઆ તારે આ બેરુનું પંટીઆનું બંધ કરીને શેઠ નવરોજજીએ બંદી લીધું હતું.

† પાછલથી તેના ખુદ માલેક હોરમજજી દોરાબજી કેહવાએઆ હતા.

‡ એનો અસલ બંધાવનાર શેઠ હોરમજજી ધનજી પટેલ તથા મનચેરજી જમશેદજી વાડીઆ હતા, પણ તે શાહેબો જમાનાની ગીરદેશીમાં આવેઆથી જારે સંવત ૧૮૯૩ માં વેચાએલ તારે આ લોહાણા શેઠે લીધું હતું. નો. લે.

આજે હઈઆતી ભોગવીને હસતી પામતું હમો દેખાડતા નથી; તેનો સબબ એટલોજ જાણવો કે, જેમ જેના આવરદા ભરાઈ ગએઆ, તેમ તેઓ કુદરતી કજાથી તોફાનમાં એક બીજાની પુઠે ભાગી તુટી, અથવા ડુબીને ઇઆ આગને ભોગે ચહડીને પરાગંદ થાઈ ચુકા પછેથી, હમારા હીંદુ શેઠીઆઓને (પોતીકા વડવાઓની પેઠે) વાહાણવટીઓ ચલાવા બીલકુલ કાહેલી પકડી બેસા જોઈ ખરેખરી દલગીરી ઉપજતીએચ.



## વેલાત તથા ચીન ખાતે જઈ આવેલા હીંદુઓની યાદી.

દુનીઆંમાં સઉથી આ મોટા ટોલાના કેટલાક વેહમી વીચારવાલા શખશો, દેસાંતર જવાની હવડાં ઘણીજ છીટ રાખેચ; અને કોઈ તેવો હીંમતી સજન શુભ ટકને હાથ લઈ સફરની ખેલખાહ જારે એખતેઆર કરેચ, તારે તેને નેઆત બાહેર કાહડી તેના સઘલાં સુખને જીંદગીથી ઉખેડી નાખવાના નીચ ઉપાઓ શોધવામા મોટી બાહદુરી સહમજેછે; તેઓએ રાસતીની રાહે જાંણવું જોઈએચ કે, આ ટાપુ જારે એક ઉજડ જંજીરો હતો, તારે તમો માહેલા કેટલાકોનાં વડવાઓ છેક દુર દરાજ દેશાવેરથી આવેઆ, તે અલબતાં ખુસકી સાથે દરીઆ સાગરથી ઓલાંગીનેજ હશે. માટે તે વખતે તેઓને કશો વીતાલ નહીં નડઓ, તારે હવે હવડના સુધારકો વેલાત તથા ચીન જઈ આવેઆ તેમા સાંનો વીતાલ થઈ પડીઓ? જોવો પેઆરા હીંદુ માહજણો, તમો માહેલા કેટલાકો મુંબઈથી એક છેડે જેમ શીંધ, પંજાબ અને પેસાવરની ઉપરવેર તેમજ બીજે છેડે કલકતા, જંગબાર અને અરબસતાંનના ઘણાજ ભાગોમાં, કે જાંહાં એક ધીવાએ સરવે ડેકાંણે કોઈબી રીતે ધરમનીમ જાલવાઈ સકાતો નહીં; તેવી જગોએ જઈ આવેલા, અને જનારાઓ ખરેખરા વીતાલ બનવા જોઈએ; તેને તથા તે ઉપરાંત કેટલીક વરણના હીંદુઓ મુંબઈમાંજ રહીને ધરમ વીરૂધ જાએચ, અને તમારી નજર હજુર ખાધા પીધામો અમેખર ચલાવી બીગાડો કરતા ફરેચ, તેઓને તમો કાંઈજ પુછી શકતા નથી; તારે ચીન અને વેલાત જવામા સઘલી વાતે ધરમનો રૂડો સંભાલ લઈ શકાએછે, તાંહાં જઈ આવનારાઓ ઉપર ફોકટનો શેતાંમ ગુજારેચ; એ બચીત કરી વાજેબીથી ઉલટી, અને ગેરઈનસાફી વાતો માલુમ પડી આવેછે. હમારી પાશે જે નોંધછે તે ઉપરથી એવુંજ પરશીધ થાએચ કે વેલાત ખાતે આગલી સદીઓ ઉપર એકાતમે જોડો હીંદુઓનો જે જઈ આવેઓ હતો, તેઓ કોઈબી રીતે વીતાલ થઈને નેઆતબાહેર કવચીત રેહેઆ નોહતા; માટે તેઓની થોડીક ઈઆદી વાંચીને હવે આગલા તમારા વેહમી વીચારો બીલકુલ છોડી દેઓ; અને સુધારકનું શેઆંતપણુ એખતેઆર કરી, દેશાંતર ખાતે જઈ આવેલાઓ સંગાથે નેઆતમાં ભેલાઈને ફીરતીવાન થાઓ; અને બીજાઓ જે જવા ચાહે તેઓને બનતી કોશેસથી ઉતેજણ આપો, કે તેથી તમારા દેશની આબાદીમા વધારો થાએ, અને તમારી ગણ-

આત ગણેઆંની કેહવાએ, એજ હમારી આધીન અરજ સાથે દેસાંતર જઈ આવેલા તમારા હીંદુ ગરહસથોની ટીપ હેઠલ જાહેર કરીએછે.

વલાત ખાતે હીંદુઓની મુસાફરી સઉથી ઘણીજ પુગાણી કેહવાએછે, કેમકે ઈસવી સને ૧૯૮૧ માં બાંનતાંમના રાજા તરફનું એક એલચીઆતું મુંબઈ થઈને પેહલવેહલું જે ગએલ હતું તે પોતાનું ગજદુઆરી કાંમ સમપુરણ કરી આવેઆ પછે

૧૭૮૧ માં રગુનાથરાવે પોતાના રાજ વકીવત સંબંધી દાદ મેલવવા માટે પોતીકા મુખતેઆર કારભારી હનમંતરાવને કેટલાંક માણસો સાથે મોકલાવેઓ હતો.

૧૮૩૦ માં બંગાલી બાબુ નામે માહપંડીત રાજા રાંમમોહનરાએ કલકતેથી પાધરો શીધારેઓ હતો અને તાંહાંજ તારીખ ૨૬ મી સપટેમબર ૧૮૩૩ ઈસવીએ તે મરણ પાંમેલો માલુમ પડેઓ.

૧૮૩૨ મા તા૰ ૧૫ મી જાનેવારીએ નડીઆડ ગાંમનો દેસાઈ સાંમલદાસ ઉકાભાઇ પોતાનો હક મેલવવા માટે મુંબઈથી ફરેંચ વાવતાનાં વાંહાણમા ચહડીને ગયો હતો, જાંહાંથી ફલદરૂપ થઈને તા૰ ૨૮ મી જુન ૧૮૩૪ મા ખુશી સાથે પાછો ફરી આવેઆ પછે તેનો લાભ ભોગવવા માટે પોતાને સવદેસ શીધારેઓ હતો.

૧૮૪૨ માં તા૰ ૧૦ મી જાનેવારીએ કલકતાવાલો દરવીઅવાન બાબુ દુર્આરકાંનાથ તાગોર ગએઓ હતો.

૧૮૪૫ માં એજ બાબુ બીજી બેપે શીધારેઓ હતો, જે પછે તા૰ ૧ લી આગસટ ૧૮૪૬ માં તાંહાંજ મરણ પામેઓ.

૧૮૫૪ માં તા૰ ૧૪ મી અકટોબરે "હીંદુ હારબીનજર"નો અધીપતી મી૰ શીવરાંકર બાપુજી પોતાના હોનરમા વીશેસ વધારો કરવાનું ગણાન મેલવવા માટે મેલ બોટમાં ચહડી ગએઓ હતો.

૧૮૬૦ માં તારીખ ૨૭ મી મારચે કેલવણી ખાતાંનો ડીપીઉટી ઈનિસપેકટર (નાગર બરાંહમીનની ગનાત માહેલો) મી૰ મહીપતરાંમ રૂપરાંમ તાંહાંની કેલવણી ખાતાંની રીતી જોવા માટે પોતાની સાથે એક બરાંહમીન રસોઈઆને લઈ ગયો હતો; તે એકાત વરસ રહીને તા૰ ૧૩ મી એપરેલ ૧૮૬૧ ને રોજે પાછો વલી આવેઓ તારથી તેમના નેઆટીલાએ અનેક તરેહની વીતમના તેવણ ઉપર ગુજારવામા કાંઇજ બાકી રાખી નોહતી.

૧૮૬૩ મા તા૰ ૧૫ મી ફેબરવારી આપણી માંડવી ખાતાનો છેડો આશીસટંટ કમીસનર રાવ બાહાધુર રામ ચંદર બાલકરીસતના સરકાર પાશેથી રજા મેલવીને શીધારેઓ હતો.

૧૮૬૩ માં તા૰ ૧૩ મી મારચે મી૰ કરસનદાસ મુલજી ઉપલા ગરહસથની સાથે વેપાર ખાતાનું પેઢીઆનું જોડી ગયા હતા, પણ તબીઅત બીગડવાના સબબે ડાકતરોની સલાહ મલેઆ મુજબ સાતેક મહીનામા પાછા ફરીને તા૰ ૧૧ મી અકટોબર ૧૮૬૩ ને દીને મુંબઈ આવી પોહતા.

૧૮૬૬ માં તા૦ ૧૪ મી એપરેલ ઠા૦ બારમલ પરબતને હસાબે પેહડી કાહડવાના હેતુથી, દસાશીરમાળી વાણીઆ નામે શા૦ પરાગજી ભીમજી ગયા હતા.

૧૮૬૭ મા તા૦ ૩ જી એપરેલ મી૦ કરસનદાસ મુલજી બીજી બેપે ગએઆ હતા; અને તેજ ટાંકણે ઠકર મુલજી થાકરશી, શા૦ છબીલદાસ લલુભાઈ, પરમાણંનદાસ બંનરાસી, ઉપરાંત એક પંજાબી હીંદુ નામે ધરજાશીંગ ભવાંનીશીંગ મલી જણ ૪ પેહલપેહલા ગયા હતા.

૧૮૬૯ માં તા૦ ૨૩ મી જુને ઠા૦ મુલજી થાકરશી બીજી સફરે પોતાની સાથે હેઠલ જણાવેલા સખશોને લઇને શીધારેઆ હતા.

૧. ઠા૦ રાંમદાસ બાંણજી.

૨. ઠા૦ સુંદરદાસ હીરજી.

૩. ઠા૦ મથુરાંદાસ એતશી.

૪. જોશી તુલશીદાસ જાદવજી પોકરનો બરાંહમીન.

૫. ભગવાનદાસ આતમારાંમ પોરબંદરી બાવાની પંથવાલો.

એ માહેલો પેહલો સખસ કેલવણી પાંમેલો એક પરબેઆત પુરસ કેહવાતો હતો, અને બાકીનાઓ સધલા નોકર તરીકે ગએઆ હતા.

સુરતવાશી શા૦ ગીરધરલાલ રતનલાલ દફતરી; ખબર નથી કે કહે શાલ શીધારેઆ હતા, પણ તાંહાંથી તેવણ સનદી ડાકટરનો માન ભરેઓ ઓહધો મેલવી આવીને તા૦ ૧૧ મી નવેમબર ૧૮૭૨ ને રોજે પાછા સુરત ખાતે સહી સલાંમત પોંચેઆથી આ વધાંમણી જે માલુમ પડીઅ તેની નોંધ મોટી ખુશી સાથે લઇએછે.

એજ પરમાણે મી૦ શ્રીપત બાબાજી ઠાકોર, શીવીલ સરવીસમાં પસાર થવા માટે ગયા વીશેની રવાંનગીનો ચોકસ દીવસની યાદ નથી; મગર પોતાની મુરાદમા ફલદરૂપ થઇને તા૦ ૨૪ મી ડીસેમબર ૧૮૭૨ ને રોજે આવેલી મેલબોટ સાથે ખતરે સહી સલાંમત પોંતાથી માલુમ પડેઆછે.

૧૮૭૧ મા તા૦ મેઅ એક બીનધારેલી મુસાફરી સંબંધી બનેલો બનાવ જે જાહેર થયોય, તેને તેની અસલી હાલતમાજ ખતરે નોધી રાખીએછે કે, કલકતાના મછીમારો જણ ૯ એક બરમા બેશીને માછલાં પકડવા માટે બે આવ બેંગાલ તરફ ગયા હતા; જેની આગમજ કેહછે કે કેટલાક દીવસમુધી હુગલી નદીની બાહેર ભટકેઆ પછે નેકહાલીનામની જગા જારે તેઓએ સહી કીધી તારે, તેની નજદીકીમા આવેલા મંદલધાત આગલ લાંગડ નાખીને પડી રહેઆ; થાક ચહડેઆને લીધે તેઓ સધલાજના ધણાજ બેભાંન ઉંધાઇ ગએઆ તેહવાંમા એક જબરું તોફાન ચહડી આવીને ઉપરથી વરસાદબી એવોતો જોરમા વરશેઓ કે, તે વખતે પેલી બરનો સંભાલ કરનારો કોઇબી માછી જાગરૂત ન હોઆને લીધે, સરવે સુતેલાં પરાંણી સહીત તે હોરકું મોટે દરીએ જારે ધસડાઇ ચાલેઉં, તારે તેના ભારે જોહોંકાથી તેઓ જાગરૂત થાઇને જોએએ તો કાંહાં આવી લાગા, અને કહી દશાનરફ બર હંકારેઆથી જમીન લાગશે, તેટલુંવદીક તેઓને કાંઇજ માલુમ પડતા નહી

આવી ભયંકાર હાલતમાં સાત દીવસ સુધી ભર દરીઆવમાં ભટકેઆ પછે, તેઓ દરએકના ઘણા સારાં ભાગ્યેગે "સતાર આવ ઇરીન" નામનું એક વાંહાંણુ, જે લંડન ખાતે જતું હતું, તેમાહેલાં માંણસોની નજર આ માંઠી હાલતમાં ફશી પડેલી ભર ઉપર પડી; અને તેના કપતાંને નજદીક જઇ તેમાંથી સઘલાઓને પોતાનાં બારકસ પર સહી સલાંમત લઈ લીધા; પણ તેનો મનસોબો વેલાત તરફ હતો, તેથી આ અંચીતી સફરને સરન થએલા પરોહણાઓની સારી બરદાસત લીધા શીવાએ કપતાન પાશે બીજો કોઈબી ઉપાએ રહ્યો નહી; અને ઘણી માહવજતથી તેઓને સંભાલી રાખેઆ છતાં, અંતે એક પરાંણી થાકથી બીમાર થાઈ પડેલો જે મરણ પાંમેઓ, તેને જલવારા કીધા પછે બાકી બચેલા ૮ સખશોને ઘેઠ લંડન ખાતે સહી સલામત પોંહચાડી દીધા હતા; જાંહાં ગફલતીની સજામા લાંમબી સફરથી થોડાક દીવસ વીસામો પાંમેઆ પછે એજ બારકસ પાકું કલકતા ખાતે મંડાએલ તેમાં તાંહાંણી સરકારનાં ખરચથી તેઓને ચહડાવી મોકલા મુજબ મુફતની મોજ મારીને તે રંગીલા મછીઆરો તા૦ ૧૯ મી જાનેવારી ૧૮૭૨ ને રોજે પોતાને અસલ વતન ખુશી સાથે પાછા આવી પોંહતા હતા.

૧૮૭૨ માં તા૦ ૨૫ મી મારચ' અંમદાવાદ ખાતેની ટરેનીંગ કાલેજના લા પરોફેસર મી૦ વાસુદેવ જગનનાથ, તથા મુંબઈના પલીડર મી૦ આતમારાંમ જગનનાથ, કોઈ દેશી રાજા તરફનો મુકદમો ચલાવવા માટે શીધારેઆ હતા; તે માહેલો છેલો ગરહસથ જાંગેઆ મેલ તા૦ ૨૯ મી ડીસેમબર ૧૮૭૨ ઇસવીએ મેલબોટ સાથે પાછો ફરી આવેઓ હતો.

આ નોંધમાં દાખલ થએઆ ઉપરાંત તાંહાં ગએલા બીજા હીંદુ ગરહસથોના નાંમો નહી લખાએલાં માલુમ પડતો તેનો સબબ ઇઆદદાસતની ગેર હાજરી શીવાએ બીજો કશો સહમજવો જોઈએ નહીં; કેમકે બનીઅ તેટલી શોધ કરતાં જે સાહેબોના નાંમો હાથ આવેઆં, તેટલાં અજવાલે આંણીઆંછે; પણ તેમ કરતાંબી ઉપલાં કારણથી કોઈ સદગુની સજનો રહી ગએઆ હોએતો તે બાબેની દરગુજર ચાહીએછે.

જેમ વેલાત ખાતે જઈ આવેલા ગરહસથો વીશે આપણ ખુશીથી સાંભલી તથા જાંણી ચુકા છઈએ, તેમ અતાર સુધીક કોઈ એવો નર દરસટી પડેઓજ નહીં કે પોતાની પેઆરી, અને દીલપસંદ મોહરદારને પોતાની સાથે લઇ ગયો હોએ. આવો એક ખુસબખતી ભરેઓ બનાવ બચીત કરી મુંબઇએતો પાછાત પાડેઓ, પણ કલકતાવાલા એક ભાગ્યેગસાલી બાબુ નામે સાશીકપરસાદ બાંનરજીએ, આલંમની હજુર તેવો રૂડો દાખલો દેખાડી દીધો અને પોતાની ધણીઆંની સાથે સને ૧૮૭૧ ના સાલમા મેલ સટીમર "ઓલગા" મધે ચહડીને ઈંગલાંડની ભેટ લેવા માટે કલકતેથી પેહલપેહલા શીધારેઆ છે; જેઓની શુભાકારી ભરેલી સઘલી રીતની મોજ મજાહ ચાખવા વીશેની મુબારકબાદી આ હમારી નોધની મારફતે ચાહતી વેલા ઇછીએચ કે તેના

શુભ દાખલો પકડી હમારા દેશી હીંદુ બાઇઓ પોતીકાં એખલાસ ભરેઆં જોડાંઓને લઈને ઈંગલાંડની રચના જોવા માટે જરૂર જાએ. દરીઆવની સફરમાં હીંદુઓને જે બાબેની છીટ અથવા અડચણ નડતી હોએ, તે ધીઆંનમા લઈને ઉપલી આગબોટનાં કપતાંને એ જોડાંને સઘલી વાતની સગવડ કરી આપવાનાં સારા ઇલાજો વાપરેઆ, તે બાબેની તેણે પણ અગણીત સાબાશી એખતેઆર કરી લીધી હતી.

ઉપલી હકીગતમા જણાવેલા સખશોએ જે જે કારણસર વેલાત ખાતાંની સફરો એખતેઆર કીધી, તેતો યોગીય માલુમ પડીછે; પણ આ એક કાંહાંણી ભરેઆ કીસાએ સતાવાલાઓના નબરવસપણાથી જે જનમ આપેઓ, તેનું વરણન નોધી લેતાં બે વાતો અજવાલે આવી શકેછે; તેમા એકતો એકે, જેઓએ કેદખાણેના કંટાલામાથી બેધડક છુટકો પાંમવા જતાં થોડાકવાર મોહોતની મુશીબતમાં ફશી પડેઆ તેનો અહેવાલ; અને બીજું તો જાંહાંના કબજાંનમા તેઓ હતા, તાંહાનો બંદોબસત બારોબર નહીંજ હશે, તથી તેઓએ લીધેલા લાભનું ઉતેજન બીજાઓનેબી મલવાના સાંધણો થઈ પડેઆંચ; માટે હાવા સખત ઠપકામાંથી તાંહાંની સરકાર કદાપી મોકલી રેહવા ચાહતી હોએતો, આટલાજ ધડાથી હવે હુશીઆર રહીને તરીપાર થઈ આવેલા કોઈબી કેદીને કશી વાતની છુટ લેવા સાંમણે ચોકાશીપણાનો જાબતો રાખવો જોઇએ, નહીંતર અગાઉ બનેઆંચ તે કરતાંબી કોઈ વીશેસ માઠાં પરીણામો નીપજવાની ધાસતી રેહશે. આ તરીપાર થએલાઓની સફરનો સારાંશેસ એવો જણાયોછે કે, લેણાસીંગ તથા તીલક નામના શીખ બંધવાઓ, જેઓને આણદેમાન માહેલા પોરટ બલેર ખાતે જનમ દેશનીકાલ કાહડેલા હતા, તેઓ તાંહાંના કેદખાનામાં ધોંધાઈ રહીને બરબાદ હાલતમાં જીંદગી ગુજારતાં કંટાલી ગયા ઉપરથી, કેહચ કે, તા૰ ૨૨ મી નવેમબર ૧૮૭૧ ની રાતરે, "લેડી જાસલીન" નામના વાંહાંણનો એકાત મછવો ન ધણીઆતા જેવો થઇને કીનારે પડેલો હતો, તે કીલીઆંણ અંધારાંમાં ગુપચુપ ચોરી લઇને, તેની અંદર તરણ દાહડાનો ખોરાક ભરી તાંહાંથી લાગલા તેઓ હંકારી ચાલેઆ; અને પાંણીની છોલથી ઘસડાતાં છેક બાસો માઇલ સુધી ટાપુની બાહેર દુર નીકલી ગયા. સાથે લીધેલો ખોરાક સઘલો ખવાઈને પુરો થયા પછે, બીજા તરણ દાહડાવેર ભુખ તથા પેઆસથી મરતી હાલતમાં પેલા મછવા અંદર પડી રહેઆ; તેટલાં નારવેજીઅન વાવટાનું એક વાંહાંણ નામે "ગેજેલ" તાંહાં આવી લાગુ; જેને કોઈ બાગેલાં બારકસમાથી બીસમાર થએલા ખલાશી સહમજી, તેઓને તતકાલ ઊંચલી લીધા. પણ તે વખતપર આ લોકો એવાતો બેસુધ હતા કે, તેઓને પાછી અસલી હાલતમાં લાવતાં વાંહાંણવાલાઓને ઘણી મેહનત લેવી પડી હતી; સારી માહવજતથી તેઓ જારે હુશીઆરીમાં આવેઆ તારે હાવી હાલત નીપજવા સંબંધી વાંહાંણના કપતાંને કેટલાક સવાલો તેઓને પુછેઆ; પણ તેના જવાબમાં એટલુંજ બોલેઆ કે, "મુજે માલુમ નાંહીં;" એ ઉપરથી એવું સહમજાએલ કે, આ હીંદુસતાંની લોક મુંબઈ, બંગાલે અથવા મધરાજ જતાં

કોઈ નુકસાંન પાંમેલાં બારકસના ખલાશીઓછે; જેઓને ઠેકાંણે પોંહચાડવા માટે કપતાંને ઘણીખી આતુરતા રાખી, પણ તે તરફ પોતા શેવાએ બીજું કોઈ વાંહાંણ નહીં મલી આવિઆને લીધે,' લાચારે કેપને મારગથી એનતવરપ ખાતે તેઓને લઇ જઇને તાંહાંના અંગરેજી કોનસલના સવાધીનમાં સોંપી આપેઆ. જે અમલદારેખી પુછપરછ કરેઆ છતાં, બેરદ બંધવાઓએ પોતાની ખરી હકીગત છુપાવી રાખી; પણ સોંપી આપનારા કપતાંનપી એટલીજ ખબર તેને મલી હતી કે, આનદેમાનના દરીઆવ આગલથી ખીસમાર હાલતમા તેઓ મલેઆ; આ બેહુ પરદેશીઓને આંનતવરપ ખાતેથી લંડન મોકલતી વખતે તાંહાંના અંગરેજી કોનસલે સાંભલેલો સમાચાર સતાવાલાઓને જે લખી વાલેઓ હતો, તે ઉપરથી હીંદુસતાંન ખાતે જારે ટેલીગરાફની મારફતે પુછપરેછ કીધી, તારે આ બેહુ સખશો પોરટ બલેરમોથી નાહાશી ગએલા માલુમ પડેઆ; જેઓને કબજાનમા રાખીને વાહાંણ "મોફીલાઇટ" જે મુંબઈ હંકરાવું હતું તેમા ચહડાવી કપતાન શેઓને સોંપી આપેઆ. તરણ મહીનાની શેહલી સફરથી તનદરેસતી પાંમતા પોતાની કંટાલેલી જીંદગી પાછી તેહવીજ હાલતમાં ગુજારવા થકી તા૦ ૨૧ મી જાનેવારી ૧૮૭૩ ને રોજે ઉપલાં બારકસ સાથે આ બંધવાઓ હીંઆં આવી પોંતા પછે, ઈંગલાંડ તથા હાલંડ દેશની ઘણીજ તારીફ કરતા તેઓ માલુમ પડેઆ હતા; પણ સવતંતર રેહવા થકી સોપેલી સોનનામાં નીરાફલ પામિઆથીજ માતરે દલગીર દેખાએઆ હતા; કારણ કે તેમના અસલી કેદખાનાની જગોપર સરકારે તેઓને હીંઆંથી પાછા મોકલી આપેઆછે; માટે હવે પછે જો કદાપી એજ અથવા બીજા કોઈખી બંધવાઓ આંખ વીચાંમની કરી નાહશી જશે તો કેદખાનાનો સરકારી બંદોબસત સરમ ભરેલો કેહવાશે તેમાં શક સહમજવો નહીં.

ચીન ખાતેની સફરમાં જો કે થોડાજ હીંદુઓ જઈ આવિઆય, તોપણ તેઓ ઉપર નેઆતે જફા પાડઆમા કાંઇજ હાથું પાછું જોએશું નાહતું; તે છતાંખી નીચલી સંખીઆ સારી દેખાએછે.

૧૮૧૦ મા તા૦ ૧૨ જુને સરવેથી પેહલવેહલા સરાવક ગણીઆતનાં શા૦ તારાચંદ મોતીચંદ વેપારને અરથે હીંદુ રશીઈઆ તથા ખીદમતગારોને લઈ શીધારેઓ હતો.

૧૮૧૪ મા તા૦ ૧૭ મી જુલાઈ એજ ગરહસથ બીજી ખેપ કરવાસારૂં પોતાની સાથે મી૦ જાંગીરજી ખરશેદજી લીલીમનાને ગુમાસતા તરીકે લઇને ગયો હતો; જંહાં આઠ વરસવેર રેહેઆ છે તા૦ ૨૧ મી ડીશેમબર ૧૮૨૨ માં ઊપલા પારશી ગુમાસતાને રાખી ચીનને છેલી સલાંમ કરી આવેઓ હતો. ચીના લોકોખી જૈન ધરમ પાલનારા હોઆને લીધે, આ ગરહસથે પોતાના નાંમની ઇઆદગારીમાં કનતાંન ખાતે ચીનાઓએ બંધાવેલું હોનામનું જે મોહટું પુરાતમ દેહરૂંછે, તેમાં પારસનાથની એક શોભાઇતી પીતલની મુરતી મેલાવેખી હજીતક સલાંમત જોવામાં આવેછે.

૧૮૩૩ મા તા૦ ૩૧ મી જુલાઇએ મારવાડી મગણીરાંમ ચાંદનમલની અતરેવાલી પેહડીએ મારવાડી ફોજમલ તથા ઉનરાજને વાંહાંન "હોરમજજી ખંમનજી" મધે ચહડાવી મોકલા હતા; જાંહાં સાતેક મહીનાં તેઓ રહીને વલતી મોસમના નીકલેલા વાંહાંણ "અરલ આવકલેર" સાથે તા૦ ૧૧ મી એપરેલ ૧૮૩૪ ને રોજ અતરે પાછા આવેઆ હતા.

૧૮૩૪ મા શા૦ હરજીવનદાસ અમથા શાહ ખંભાતી વાંણીઓ ગએઓ હતો તે ૧૮૩૮ સુધી રહીને પાછો આવેઓ.

૧૮૪૦ મા તા૦ ૨૮ મી જાનેવારીએ મારવાડી ગણેસદાસ કીસનાજીની પેહડી તરફથી મારવાડી સકતમલ નથમલ શુરાંણા, પોતાની ગંણાતના રસોઇઆ, હજાંમ, તથા તેવનાઓના કાંમદાર માંણસો ઉપરાંત મી૦ શોરાબજી પેસતનજી નામના એક પારશી ગરહસથને સાથે લઇ કલીપર "અરદેસર"મા પેહલવેહલા ચડી ગએઆ હતા; જાંહાં તરણ વરસ સુધી રહેઆ પછે ૧૮૪૩ મા પાછા વલી આવેઆ, અને બીજી બેપે ૧૮૪૮ મા રવાંણે થએલા ૧૮૫૨ સુધી રહીને સઘલો વહીવટ ઉચલી આવેઆ; કારણકે તે વખતપર રોજગારમાં નુકસાંની દેખાઇ તેથી ફરીને એ મજકુર પેહડીએ પોતીકા જાતવાલાને તાંહાં મોકલેઆજ નહીં.

૧૮૪૦ મા મારવાડી મગણીરાંમ ચાંદનમલે બીજીવાર પોતાના નાતીલા ગુમાસતા નાંમે ગોમાજીને મોકલાવેઓ હતો; અને તેની બદલીએ તારપછે ૧૮૪૨ માં મારવાડી બાલમચંદ મુણીમ, તથા લુનકરણ કીલીદાર તરીકે ગયા હતા; જેઓ તરણ વરસ તુલીક તાંહાં રહેઆ પછે, વેપારમાં કાંઇજ ફાએદો નહી દેખાએઆને લીધે ધણીના હોકમથી પેહડી ઉચલીને ૧૮૪૫ માં તાંહાંથી વાંહાંણ "કેઆસટલ હંટલી"માં ચહડી મુંબઇ આવતા હતા; તે બારકસ, મારગમાં પારાસેલ નામના ખરાબા સાથે અથડીને તદન ભાગું, તેથી બીચારાઓ ધણીજ હેરાંણગતી ભોગવતા નાંધલી બોટની મારફતે કોચી ચીનની રાહ ધલતા સીંગાપોરને કીનારે લાગીને તાંહાંથી મેલબોટ "લેડીમેરીહેડ" સાથે અતરે સલાંમત આવી પોંહતા હતા.

૧૮૪૮ માં મારવાડી આણુંતરાંમ શીવપરસાદની તરફથી શેઠ લખમીચંદ નાંમનો મારવાડી ગયો હતો અને તે પેહડીનો વહીવટ આનંતરાંમ સાગરમલને નાંમે જુદા જુદા મુનીમો હસતકથી ચાલેઆ પછે ૧૮૬૧ ની આખરીએ વેહવાર બંધ પડેઆથી તેના વહીવટદારો પેહડી ઉચલીને પાધરા કલકતા તરફ ઉતરી પડેઆ હતા.

૧૮૫૪ મા શેઠ કેસવજી નાએકનાં સંબંધમાં મી૦ કેસવજી શીવજીની કુંપનીને નાંમની એક પેહડી જે પેહલવેહલી ગઇ હતી તેનો વહીવટ અસલી ભાગીદારોનાં વીચારથી બંધ પાડીને ૧૮૬૦ માં બે પેહડી જુદે જુદે નામથી સથાપાઇ તેમાં શા૦ ધેલાભાઇ શીવજીની કુંપની જે નીકલી, તેના માલેકો ૧૮૬૬ માં છુટી પડેઆથી ઉચકાઇ ગઇ; અને મી૦ નરશી કેસવજીની કુંપની જે ચાલુ થઇ, તેનો વહીવટ માલેકની સારી જુરરા-

વને લીધે હજી ટક નીભી રહેઆછે. પણ એ બેહુ પેહડીઓ મધે અ-સલથીજ ઓજ લોકો શીવાએ એકબી હીંદુ તાંહાં ગયોજ નથી.

૧૮૯૦ માં શા૦ દામોદર ઇસવરદાસ નાંમનો ક્ષત્રી બરાહમીન અતરેવાલા જાંણીતા ઓજા કાંસમભાઈ નાથાની પેહડીખાતે ગુમાસતાની નોકરીએ ગયો હતો; અને તાર પછે તાંહાંજ રહીને પોતાનો જુદો ધંધો કીધાઓ કાંઇ જેકારી ન જોઆથી ૧૮૯૩ માં પાછો વલી આવેઓ.

૧૮૯૦ માં મારવાડી તારાચંદ શીતારાંમ, તથા તારાચંદ રાંમચંદને નાંમની બે પેહડી તેમની નેઆતવાલા માંણશો હસતકથી પેહલવેહલી ગઈ હતી; તેમાંહેલી છેલીતો વરસ બેએમાજ નીકલી ગઈ; અને પેહલીનો વહીવટ હજીતક ચાલેલો માલુમ પડેછે.

૧૮૯૦ માં તા૦ ૩૧મી અકટોબરે ઠા૦ દુઆરકાંદાસ વસંણજીની કુંપણીને નામની એક પેહડી રવાંણે થાઈ, તેનો વહીવટબી હીંદુ શીવાએ હોરાજી હસતક બાર વરસ સુધી ચાલેઆ પછે, સાંભલેઆ પરમાંણે નુકસાંણી માલુમ પડે-આને લીધે તા૦ ૨ જી નવેમબર ૧૮૭૨ ને રોજથી તદન બંધ કરી દીધીછે.

૧૮૯૨ માં અતરેની આપરી ગરાંટ મેડીકલ કાલેજમાંથી કેલવણી પાંમીને પસાર થાએલો એક નાંમીચો હીંદુ તબીબ શેલઘાહ આતર બંગાલી બાબુ મલનું નાંમ ધારન કરીને એક મેલમાં ગયો હતો; જાંહાં એક અથવાડીઉં તેહવાંજ નાંમથી રહેઆ પછે, વલતા મેલ સાથે રવાંણે થઈ અતરે આવેઓ હતો. આ ગરહસથ ખરેખરો બાએગરાલી કેહવાયો કે, નેઆતબાહેર રેહવાની કાંઈજ ધાસતી તેને રાખવી પડી નોહતી; કેમકે તેના જઇ આવેઆની જેમ ચીનમાં તેમજ મુંબઇમાં કોઇનેબી જાહાજી ખબર જાહેરમાં માલુમ પડી નહીં. આ નોધ લેનાર તે વખતપર તાંહાં હતો તેથી આટલી વાત ઇઆદ રહીછે.

હમારી યાદદાસત પરમાંણે ૧૮૯૨ ના શાલ પછે, કોઈબી હીંદુ ગરહસથ વેપારને અરથે અથવા શેલઘાહની મતલબે હીંઆંથી ચીન તરફ ગયોજ નથી; અને તાંહાં પણ આજ દંન તુલીક (કલકતેથી ગએલા) બે મારવાડીઓ શીવાએ બીજા કોઇ રહેલાબી જાણવામા આવેઆ નથી તેનો સબબ કાંઇજ નહીં પણ નેઆત જાતની હરકત નાખનારાઓની ધાસતીનો માલુમ પડેછે. તેરહી. ન.હ.ત. ઉપર જણાવેઆ મુજબ હવે નીકલી જાએ તો ખચીત કરી કહીએચ કે ચીન તરફ ધણા હીંદુઓની વસતી થયાવના રેહજ નહીં.



## ભગતી પુંજા માટેના મંદીરો તથા દેહરાંઓ.

પુરથવીની સપાટીપર સરવેથી મોટા વીસતારવાલા હીંદુઓ જે આપણી ટાપુ ઉપર વશેછે; તેઓની ભગતી પુંજા તથા તીરથો સાચવનારાં મંદીરો એ-ટલાંતો સુહબલક કેહવાએચ કે, તે સરવેની વીગત મેલવવી મુશકેલ માલુમ પડી; તોપણ જેટલાં પરખેઆત થાઈ ચુકેલાંછે, તેઓની ટીપ હીંઆં જાહેર કરવાની રજા લઈએછે.

| સ્થાપનાનો દીવસ. | | | | મંદીરના નામો. | ઠેકાણા. | બંધાવનારા ધણીઓ. |
|---|---|---|---|---|---|---|
| સંવત. | મીતી. | તથી. | વાર. | | | |
| ૮૧૭ | જેઠ સુદી. | ૧૪ | સનેઉ. | લાખાદેવી. | વાલકેશ્વર જવાના જુના રસતાપર. | દેવા લખા નામના કુંભારે. |
| ૧૩૧૯ | કારતક સુદી. | ૧૫ | ૦ | વાલકેશ્વર. | વાલકેશ્વરની વાવટાકાકી આગલ. | મરઠા સરદાર ઊંબાજી રાણાએ. |
| ૧૪૨૫ | | | | મુંબાદેવી. | મારવાડી બજારમા. | માછીમાર કોલી લોકોએ. |
| | કારતક સુદી. | ૧૫ | ૦ | ભુલેશ્વર. | એજ નામના લટાપર. | ભુલા નામના માછીમાર કોલીએ. |
| ૧૭૧૯ | માગસર સુદી. | ૧૫ | ૦ | ગાંમદેવી. | એજ નામના લટાપર. | બાપાજી માહતરે. |
| ૧૭૪૧ | કારતક વદી. | ૫ | ૦ | વેંકટેશ(જેરણજોડનોરથ | કોટના ભાઠીઆવાડમાં. | રાંમાજી કાંમટ. |
| ૧૭૪૯ | શ્રાવન સુદી. | ૧૧ | ૦ | સાંમલીઆલાલ. | કોટના ઠાકોર દુઆરામા. | રાંમાજી કાંમટ. |
| ૧૭૫૫ | કારતક સુદી. | ૧૫ | ૦ | વાલકેશ્વર. | એજ નામના તલાવ આગલ. | રાંમાજી કાંમટ. |
| ૧૭૭૧ | વઇશાક સુદી. | ૧૧ | ૦ | પરભાદેવી. | માહીમમા. | પ્રભુ માહજણના હધરાટથી. |
| ૧૮૧૫ | | | | મોરલીધર. | મુંબાદેવીના ચોકમા. | દામુલજી શીવાજીશેટે. |
| ૧૮૩૦ | | | | ગીરધારીલાલ. | કોટના ઠાકોર દુઆરામા. | ગુજરાતી હીંદુ માહજણે. |
| | | | | બાબુલનાથ. | પારશીઓના રોઆમાના ડુંગરની હેટે. | પાંડુરંગ શીવાજી સોનારે. |
| | માગસર વદી. | ૦))) | | કાલબાદેવી. | રાઃ રામદાસ હીરાશાના ઘેરની સામે. | ખબર નથી. |
| | | | | વાપેશ્વરી. | પરેલમા. | બાલાજી સાંમશેટે. |
| | | | | શીવામંદીર. | મુંગભાટની ગલીમા. | સખારામ પાંડુરંગજીએ. |
| | | | | રાંમમંદીર. | વાંદરામાં. | પરશોતમ મલારશેટે. |
| | | | | માહદેવમંદીર. | વરલીમાં. | ખબર નથી. |
| [illegible] | [illegible] સુદી. | ૧૫ | ગરેઉ. | માહલક્ષ્મી. | એજ નામના લટાપર. | રામાજી શીવાજીએ. |
| | | | | રાંમમંદીર. | રામવાડીમા. | વીઠોબા કાહાનોજીએ. |
| | [illegible] સુદી. | ૧૫ | સુકરે. | ભવાંનીશંકર. | ગોઆલીઆ તલાવ આગલ. | શંકરશેઠ બાબુલશેટે. |

| સથાપનાનો દીવસ. | | | | મંદીરોના નામો. | ઠેકાણા. | બંધાવનારા ધણીઓ. |
|---|---|---|---|---|---|---|
| સંવત. | મીતી. | તથી. | વાર. | | | |
| | | | | વીડોબામંદીર. | નાએગાંમમા. | ખબર નથી. |
| ૧૮૬૫ | | | | શાન્તીનાથ (સરાવકોનુ). | કોટના પારશી બન્દરમા. | શા૦ નેમચંદ અમીચંદ, તથા પ્રેમચંદ રંગજી. |
| ૧૮૬૮ | દુવીતી વઈશાક સુદી. | ૮ | સુકરે. | ચનતામણીનુ ,, | ભુલેશ્વર તથા કુંભારતુકડાની વચે ડાહવી બાજુને નાકે. | શા૦ નેમચંદ અમીચંદે. |
| ૧૮૭૬ | માહ સુદી. | ૧૩ | સુકરે. | શાન્તીનાથનુ ,, | ભીંડી બજારને નાકે. | શા૦ મોતીચંદ અમીચંદે. |
| ૧૮૭૮ | | | | ચનતામનીનુ ,, | ગલાલવાડી આગલ. | મારવાડી અમરચંદ બીદરીચંદે. |
| ૧૮૭૮ | | | | ગોવરધનજી માહરાજનુ | ભુલેશ્વર આગલ. | વૈરાનઓની માહજને. |
| | | | | હનુમાંનનુમંદીર. | કોટના ઠાકોર દુઆરામા. | શા૦ ભાઈદાસ સખીદાસે. |
| ૧૮૮૦ | | | | ગોડીજીનુ (સરાવકનું). | પાયેધોની આગલ. | મોતીશાહના પીતરાઈ ભાઇદાસે. |
| ૧૮૮૪ | વઈશાક સુદી. | ૧૫ | ભોમે. | માહદેવમદીર. | શીમમા. | શા૦ ભાઈદાસ સખીદાસે. |
| ૧૮૮૫ | માગસર સુદી. | ૬ | સુકરે. | આદીશ્વર ભગવાનનુ. | માંએખલે. | શા૦ મોતીચંદ અમીચંદે. |
| | | | | (અપાસરે). | ચીચબંદર આગલ. | શા૦ નરશી નાથાએ. |
| ૧૮૮૭ | ફાગણ સુદી. | ૧૦ | સોમે. | કાશીવીશેશ્વર, ગનપતી તથા કાલભૈરવ | ભુલેશ્વરની પડોસમા. | છીપી આતમારામ બાલાજીએ. |
| ૧૮૮૮ | વઇશાક સુદી. | ૧૫ | સોમે. | ધાકલેશ્વર. | માહલક્ષમીમા. | શેઠ ધાકજી દાદાજીએ. |
| ૧૯૦૬ | | | | શીવમંદીર. | વાલકેશ્વરમા. | ધી હાનરેબલ શેઠ મંગલદાસ નથુભાઇએ. |
| ૧૯૦૭ | ચઈતર વદી. | ०))) | ગરેઉ. | મેહરાજપથીમંદીર. | પાએધોણી આગલ કુવાની સામે. | પંચમેલી માહજનના હુધરાતથી. |
| ૧૯૦૭ | | | | માહદેવજીની જલાધારી | કોટના ઠાકોર દુઆરમા. | શા૦ પ્રભુદાસ પ્રાણજીવનદાસે. |
| ૧૯૧૬ | | | | (અપાસરે). | ભાત બજારમા. | વીસાવાણીઆની માહજને. |
| | | | | આદીશ્વર ભગવાનનુ. | પાએધોણી આગલ (બીજું.) | ગોલવાડીઆ મારવાડીઓએ. |
| | | | | બાવાનુ ઠાકોરદુઆર. | પાલવાના રસતાપર. | આતમારામ નામના બાવાએ. |
| ૧૯૨૫ | ફાગણ વદી. | ૨ | રવેઉ. | માહદેવજીનુબીજુંમંદીર | શીમમા. | શા૦ પ્રભુદાસ પ્રાણજીવનદાસે. |

## ઉપલાં મંદીરો માહેલાં કેટલાંકોની ઈત્યાદી.

લાખાદેવી નામનું એક નાંધલુ દેહડું ચોપાટી આગલ મરહુમ દાદીશેઠવાલી વાડીની પછવાડેથી વાલકેશ્વર જવાના અસલી પુરાંણા પગરસતાની ચહડાન-પર જમની બાજુએ, કોઈ દેવા લખા નામના કુંભારે બંધાવેલું જાંણવામા આવેલછે. એ દેહડું ઘણુંજ પુરાંણુ થાઇને ભાગી પડેલંચ; અને તે માહેલી દેવીની મુરતી ઉપલી વાડીની પાછલી ભીત સાથે પુજારીના મઠ પાશે અઢેલાવી રાખેલી, હજી સુધી તેવીજ હાલતમા માલુમ પડેછે.

વાલકેસવરનું અસલી દેહડું, કેહચ કે હવડાં જાંહાં સરકારી મેહલની આ-ગલ બનાવેલી બતેરીવાલી જગેઆપર ઊભાજીરાંણા નામના એક મરાઠા સર-દારે બંધાવેલું હતું; તે ફરંગીના અમલ વખતે (માલુમ પડતુ નહીં કે શું સબબથી) તેઓએ ભાંગી તોડી નાંખેલ હતું; જાંહાંની સચવાઈ રહેલી મુર-તીને, પાછલથી આપણી નામવર સરકારે હવડાંની જગેઆ જે પેડવી આપેલીછે, તાંહાં રામાજી કાંમટ નામના એક સેનવી શેઠીઆએ સંવત ૧૭૫૯ ની સાલમા દેહડું બંધાવીને તેમા બેસાડીછે.

પરભાદેવીનું મંદીર ભીમરાજાના વખતમા બંધાએલુ બતાવેછે; પણ ઉપલા કોઠામા જણાવિઆ મુજબ પ્રભુ માહજને માતરે સંવત ૧૭૭૧ માં હુંધરાતથી નાણા મેલવીને નવે સરથી તેની મરાંમત કરાવી હતી.

મુંબાદેવીના દેહડાં વીસે એવું સાંભલેલંચ કે, કોઇ કોલી લોકોએ સંવત ૧૪૨૫ ની સાલમા, આગલા બજારગેટના દરવાજાની બાહેર જાંહાં ફાંશીનો તલાવ* હજી સુધી રહેલોછે, તેની નજદીકમા બાંધેલું હતું; જાંહાંથી મેદાન ખોલું રાખવાની જરૂર જણાએઆને લીધે, સગલી વસતી જારે કાંહાડી નાખી, તારે તે વખતની આપણી માજી કંપની સરકારે તેની કીંમત આપીને તે મંદીરખી ઊંચકાવેલ હતું. એ વખતપર પાંડુરંગ શીવાજીશેઠ નામનો એકે શોનાર સારી સ્થીતીવાલો હતો, તેણે પોતાના હવાલામા લઇને સરકાર તરફથી મલેલી કીંમત ખરચીએ મંદીર હાલની જગાપર બાંધીને તેમા દેવીની મુરતી સંવત ૧૮૦૯ ની સાલમા લાવી બેસાડી; તે દાહાહાથી કેહચ કે, તેજ શેઠની વંશના વારશો તેનો વહીવટ ચલાવતા આવેછે. હીંદુઓને સ્નાન કરવાની જરૂર હોવાથી, એ મંદીરમા એક મોટો તલાવ મરહુમ શેઠ હરજીવનદાસ વીઠ-લદાસની વીધવા શેઠાંની પુતલીબાઇએ, સંવત ૧૮૩૦ ની સાલમા બંધાવી આપેઓ હતો; અને તે પછે કોઈ ઘણી મુદતે એ દેહડાંની ફરસબંદીનું કાંમ એજ વંસના શેઠ નથુભાઈ નાગરદાસ નવલખીએ તેની ગીરેથી કરાવી આપેલ હતું.

---

ભુલેસવરના દેહડાની કેફીએત એવી કેહવાએછ કે, ભુલા નામનો એક માછીમાર કોલી, જે ઘણો માતબર હતો, તેને પેટે કોઈ ફરજંદ નહી હોવાને લીધે દરવીઅનો થોડોક ભાગ ધરમખાતે ખરચવાના હેતુથી એક દેહડું (જેના સનેની સનદ હાથ લાગી નથી) બંધાવીને પોતાના નામથી તેની સથાપણા કીધી હતી. આ મંદીરના ચોકમા લોકોને સનાન કરવા માટે એક તલાવની જે ખુટ હતી, તે સંવત ૧૮૮૮ ની સાલમા રા૰ સખીઆ નાગરના વારેશો ભેગા પરી. મોરલીધર સંભુ તથા છીપી આતમારામ બાવાજીએ ખોદાવીને મજબુત ફરસબંદીથી બાધી આપેઓ. એ દેહડાનુ બાધકામ પાછલથી જારે ઘણુજ બીસમાર થએલું માલુમ પડુઉં, તારે તે વખતના સદાશીવ મંગેસ નામના શેઠે સંવત ૧૮૯૨ મા દુરસત કરાવેઉં હતુ; અને તેની પુઠે તારપછે, તરીજી વારની મરામત કોઈ બાબાજી કામટ નામના ગરહસથે જે કરાવી હતી તેના સાલની ચોકસ ખબર મલી નથી.

ગામદેવીના મંદીર વીશે એવું માલુમ પડુઉંછે કે, તેનું અસલ નામતો "લીલાવતી" હતું; અને તે બશો વરસનીબી ઘણુ આગમજ વાલકેસવરના ડુગરની કોઈ કડણમા હતુ, તાહાથી બાપાજી માહતરે નામના એક ખતરીએ સંવત ૧૭૧૯ મા ઉંચલીને, ગીરગામ ખાતે હાલની જગોપર લાવી રાખેઉંછે; તારથી તેનુ આગલું નામ બદલીને "ગામદેવી" રાખવામા આવેઉંછે. એ મંદીરની એમારત જારે ઘણી ભાગી પડી, તારે શોમવંઉંશી માહેલા ખાબાજી ભીખાજી નામના ખતરીએ સવત ૧૮૬૨ મા નવેસરથી બધાવી આપી હતી, તે હજી સુધી નીભી રહેલીછે.

વંકટેસાનુ મદીર, જેને લોક રણછોડનો રથબી કેહવામા આવેછે; તે સંવત ૧૭૪૬ ની શાલમા રામાજી કામટ નામના સેનવીએ પેહલવેહલુ બનાવીને કારતક વદી ૫ ને રોજે ધામધુમની ક્રીઆ સાથે કોટમા ફેરવવા કાહડેઉં હતુ; અને તેજ મુજબ તારપછે દરશાલની એજ તથીએ ફરતો જોવામા આવેછે. સવત ૧૮૫૯ ની શાલમા કોટ ખાતે ઘણી નાશકારક આગ લાગી હતી, તેમા કેહવ કે આ રથબી (લાકડાનો બનેલો હોવાને લીધે) સાબદો બલીને ભસમ થયો હતો; પણ તેનું નામ સજીવણ રાખવાના હેતુથી ઉપલા ગરહસથના તે વખતે હઈઆત રહેલા વારેશોએ નવો બનવાવીને સંવત ૧૮૬૦ ના કારતક વદી ૫ ને રોજથી પાછો ચાલુ કીધો તે વાતને હાલ ૬૮ વરસ વહી ગએલા જણાએછે.

કોટ ખાતે થાકોરદુઆરનો બંધાવનારબી અસલ ધણી રામાજી કામટ માલુમ પડેછે. આ એમારતની અદર સઘલા મલીને ૪ દેહડાઓ હોલ જણાવેલા સખશોએ જુદે જુદે વખતે સથાપેલા સભલાએઆછે. તેમધે:—

સરવેથી પેહલુ "સામલીઆલાલ" નું સવત ૧૭૪૬ ના સરાવણ સુદી ૧૧ ને દીને ઉપર જણાવેલા ગરહસથે બેસડાવેઉંછે; અને તેનો વહીવટ તે દાહડાથી તેમના વારેસ દર વારસો છેક સવત ૧૮૪૧ ના શાલ સુધી ચલાવતા આવેઆ; પણ એજ વંઉંસના છેલા વહીવટદાર બાપુ નારાએણ

કાંમટ જારે મરણ પાંમેઓ તારે તેની આગમજ તેજ શાલના ને: મહીનામા કીધેલાં વશીઅેતનામાની ખુબીથી આંણુંતા કેસવ ભંડારી, જે આગલી મીશીઅરસ ટીમીંગટન કરાકફરડની કુંપણીને તાંહાં વડો કસારક હતો, તેણે પોતાની હઈઆતી સુધી વહીવટ ચાલુ રાખેઓ હતો; અને તેના મરણ બાદ જગંનનાથ ગોપાલ પધ (આપણી માજી સુપરીમ કોરટમા તરજુમો કરનારની ચાકરીમા હતો) ના હસતકમા સોંકાએલો હતો. એ ગરહસથ જારે મરણ પાંમેઓ તારે તે દાહડાથી "સાંમલીઆલાલ" ની શેવાનો સઘલો કારોબાર મી૦ કેરોબા નારએણ ભેંડના હસતકમાં રહેલો સંભલાએછે. ઉપર જણાવેલી તથીએ દર વરશે ગોઆલીઆ અગીઆરસ થાએય અને તેજ દાહડે આ મંદીરમા ભીમેસવરની જાતરાની ભરાતી કેહવાએછે.

બીજું મંદીર ગુજરાતી હીંદુ માહજનોએ ગીરધારીલાલનું બંધાવેલછ, તેના સનેની ચોકસ નોંધ તેઓ માહેલા કોઈબી બતલાવી સકતા નથી; મગર સોધ કરતાં એક ઠેકાંણેથી એવું જાંણવામા આવેલછે કે, એ કારણસર થેઈવેલા પુંજારી વીઆસજીના ગુજરાંણ માટે ખરચનો લાગો માહજન પાસેથી હુઘડાવી લેવા સંબંધીનું એક લખત સંવત ૧૮૧૯ ના અસાડ વદી ૧૧ ને સુકરવારે જે કીધું હતું, તેની થોડીક મુદત આગમજનું બંધાએલું હોએ.

તરીજું દેહરૂં માહદેવનું રા૦ ભાઈદાસ સખીદાશે બંધાવેલ હતું તેના સનેની પણ ચોકસ મારી કેપે રહેલી નથી. આ મકાંણમા એજ ગરહસથે પુનનું કાંમ સહમજીને લાદીની ફરસબંદી તથા ઓટલાને કટેરા જડાવેઆ ઉપરાંત, ભીતરમા એક કુવેઓ બંધાવીને પોતાની ફરજ અદા કીધેલી કેહવાએ છે.

ચોથું માહદેવજીની જલાધારી રા૦ પ્રભુદાસ પ્રાંણજીવનદાશે સંવત ૧૯૦૭ ની શાલમા બેસડાવી હતી.

જોકે આ થાકોરદુઆરાની અંદર સઘલાં મલી ચાર મંદીરોછે, તોપણ તે મકાંણનો અસલ માલેક તો રાંમાજી કાંમટ કેહવામા આવેછે.

કાલબાદેવીનું મંદીરબી અસલ મેદાંનમા કોઈ ઘણા પુરાંના વખતનું હતું, તાંહાંથી સરકારે જારે એમારતની કીંમત આપીને કહડાવી નખાવેલ તારે રઘુનાથ કરસના જોશીએ તેનો વહીવટ સવાધીનમાં લઈ રા૦ રામદાસ હીરાચંદના પેરની પડોસમા આવેલી જગેઆ ઉપર સંવત ૧૮૪૧ મા લાવી બેસાડેલ હતું; અને તે દાહડાથી કાલબાદેવીના રસતાને નામે તે મારગ પરખેઆત થએલો નીસચે થઉછે. એ રસતો પેહલાં ઘણો સાંકડો હતો, તેને પોહોલો કરવા માટે સંવત ૧૯૦૬ ની શાલમા તાંહાંની કેટલીક એમારતો માહેલો ભાગ સરકારને લેવો પડેઓ; તેની સાથે આ દેહડાંનેબી તાંહાંથી ખશેડવાની જારે જરૂર થઈ તારે એજ મંદીરની પાછલ ઠકર ધારશી મોરારની થોડીક જગેઆ લઈને તે ઉપર શેહર સુધરાઈ ખાતાંમાથી મળેલી કીંમત, જોશી મજકુરે ખરચીને

બંધાવેલી એમારતમા દેવીને ગોઠવી બેસાડીછે; અને તેનો ખરચખી તેમનાજ વારેશો કરતા રેહેછે.

રાંમવાડીમાં આવેલું રાંમજીનું મંદીરખી ઘણુંજ પુરાતંમ કેહવાએછે; જેને પેહલાં સથાપનાર કાશીનાથ સોકાજી નામના પરભુ હતા. એ મંદીર જારે ઘણુંજ બીસમાર હાલતમાં આવેઉં, તારે ઉપલા કોઠામાં જણાવેલા શેઠ વીકોબા કાંહાંનોજીએ સંવત ૧૮૫૨ ની શાલમાં તેને નવેસરથી બંધાવી આપેઉં હતું.

મહુંગા મધે "સેકમીસટી હીલ" નાંમની એક ટેકડી ઉપર આવેલાં પારસર નામના દેહડાં (જે કોઠામા જણાવેલું નથી) નો શને, તથા તેને બંધાવનારના નામની કશી યાદી હાથ આવી નથી; મગર ૬૨ શાલના માગસર સુદી ૧૩ અથવા પુનેમને રોજે તેની જાતરા તાંહાં ભરાતી માલુમ પડેછે.

કોટ માહેલાં સરાવકના અપાસરાનો ખરચ તેના અસલ બાંધનારા સાહેબોએ સરખે હીશે પરથમ કીધો હતો; જેની વસુલાત કેહય કે, ધીરેધીરે પેદાએસ ઉપજાવીને ઘણી ખરી મેલવી લીધા પછે બાકી રહેલી જુજવી ખુટ તેઓએજ પુરી કરી દીધી હતી.

શા૰ નેમચંદ અમીચંદના ખુદ પઈસાથી બંધાએલાં દેહડાંસર ઉપર પરથમ ૩૦,૦૦૦ બેઠા હતા, પણ તારપછે બીજી જગેઆ લઈને મંદીર જારે મોટું કીધું તારે, સઘલા મલીને કુલ રૂપીઆ એક લાખનું આં અપાસરૂં થએઉં હતું; જેનું ઉપરીપણું બંધાવનારના ભાઈ શેઠ મોતીશાહ, તથા તીકમજી કલાંણજી કાંહાંનજી ચલાવતા હતા; હવડાં તેનો વહીવટ સરાવકની ગનાતવાલાઓના સવાધીનમા માલુમ પડેછે.

ભીંડીબજારને નાકે શાન્તીનાથના દેહડાંસરનું નામ "સગરગછવાલા" કરી રાખેલું કેહછે. એ મંદીર ઉપર ૩૪૦,૦૦૦ ની બેઠક મરહુમ શેઠ મોતીશાહને થઈ હતી; જેનુ ઉપરીપણું પેહલાં તો શા૰ સોમજી તારાચંદના દીકરા ચાંપશીએ ગાંધે લીધેલું હતું, પણ હવડાં સરાવકની પંચને સવાધીનછે.

મારવાડી અમરચંદ ખીદરીચંદનાં દેહડાંસરનો વહીવટ તેમની હઈઆતીમાં તેવણ પોતેજ ચલાવતા હતા; અને તેમના ગુજરી ગયા પછે તેવણના ભાઈ જેઠમલ, તથા ભતરીજા હીરાચંદ ઉપરાંત મોતીશાહશેઠ હસતકથી ચાલતો હતો; પણ હવડાંતો ધારેઆમેસ તેમના નાતીલાઓનીજ પાશે હશે.

વલભચારીયના સંપ્રદાય ચલાવનારા માહરાજોના ભુલેસવર તરફ આવેલાં મંદીરો સઘલાં મલીને ૬ કેહવાએચ, તેમા સરવેથી મોટું મંદીર શ્રીગોવરધનજી માહરાજને નામે મુસહુર થએલું, સંવત ૧૮૭૮ ની શાલમા શ્રી ગોકુલનાથજી માહરાજને માટે વૈસનઓ માહજને બંધાવી આપેઉં હતું; (જે હવડાં જીવનલાલજી માહરાજના હસતકમાછે); અને બાકીના તારપછે ઘણી મુદતે જે બંધાએઆંચ તેને લગભગ ૩૦ વરસથી વધારે થયાં નથી. એ પાંચ મંદીરોના નામ હેઠલ લખેઆ મુજબ બોલાએછે.

ચીમનલાલજી માહરાજનું. ધીરાજી માહરાજનું.
લાલમનજી માહરાજનું. ચંદ્રાવલી માહરાજનું.
માધવરાએજી માહરાજનું.

એ ઉપરાંત એક સાતમું મંદીર કોટમા ઠકર ગોકુલદાસ લીલાધરના ઘેર આગલ "ગંગાબેટજી" ને નામે પરખ્યાત થએલું માલુમ પડેછે.

પાંએધોણી આગલ બંધાએલાં "ગોદીજી" ના અપાસરાં વીશે એવું કેહ્ય કે, તે ઉપર થોડાજ પઇસા બાઇદાસના ખરચાએઆ હતા; અને બાકીનું જોઇતું નાણું તેમના ગોરજી નામે દીપવીજેજીએ પુરૂં પાડેલ હતું; જે ઘણા તારપછે ગોલવાડીઆ મારવાડીઆએ તે ગોરજીને ચુકાવી દીધાં હતાં. એ દેહડાંસરનો કારોબાર મરહુમ શેઠ મોતીશાહના હોકમથી શા૰ અમરચંદ બીમચંદ દમણી તથા ગોલવાડીઆ મારવાડીઓ મલી ચલાવતા હતા, પણ પેહલા સખસ મરણ પાંમેઆ પછેથી છેલા સખશોનીજ દેખરેખમા તે નીભેલુંછે.

માહલક્ષ્મીના મંદીર આગલનો તલાવ સંવત ૧૮૮૦ ની શાલમા શેઠ તુલશીદાસ ગોપાલદાસ નામના સદગુણી ગરહસથે રૂ૪૦,૦૦૦ ખરચીને બંધાવી આપેઓ હતો.

બાએખલા મધે શા૰ મોતીચંદ અમીચંદે પોતાની વાડી અંદર બાંધેલાં દેરાંસરનુ નામ "આદીસરભગવાન" રાખેલુંછે; અને તેના સંભાલ માટે એ શેઠીઆએ અસલથીજ એક થાપણ અલાહેદી કાહાડી રાખીચ, તેમાથી તેનો ખરચ પુરો પડેછે. એજ દેહડાંની જોડ તે માહપુરૂશે એક ધરંમશાલા પણ બંધાવી આપીચ, તે હીંદુ મુસાફરોને ઘણીજ ઉપીયોગી થઇ હરવખતે તેઓની સગવડ સાચવેછે.

આતમારામ બાવાનું એક ઠાકોરદુઆર કાલબાદેવીના રસતા પર જે આવેલુંછે, તેને બાંધેઆનું શાલતો ખબર નથી; પણ બાંધનારો બાવા સંવત ૧૮૯૨ ના સરાવણ માશે શમાધીશ્ટ થયા અને તેમની સમાંધી તેજ મંદીરની સાંમણે કીધેલી કેહછે.

વાલકેશવરમા શીવનું દેહડું, અને તેનીજ પડખે એક ધરમશાળા બાંધવાનું કાંમ શેઠ નથુભાઇ રાંમદાશે સંવત ૧૮૯૩ ની શાલથી શરૂ કીધું હતું; પણ તે તઇઆર થયા આગમજ તેવણ ગુજરી ગયા પછે, તેમના શકરમી દીકરા હાંનરેબલ શેઠ મંગલદાશે બાકીનું બાંધકાંમ સઘલું સમપુરણ કરીને સંવત ૧૯૦૬ મા હીંદુઓના ઉપીયોગ માટે ખોલું મેલુંછે.

મેહરાજપંથીનું મંદીર જે પાંએધોણી આગલના કુવાની સાંમણે આવેલું બીજડામંદીરને નામેબી ઓલખાએછે, તે સંવત ૧૯૦૭ ની શાલમા ભણશાલી, ભવસાર, બાટીઆ, લુહાંના, વાંણીઆ, અને તેવનાએના હીંદુ લોકોના હુધરાતથી બંધાએલું જણાએછે. સાંભલેઆ પરમાણે તેઓનો સંપ્રદાય રાધાવલ્લભી તથા કુરાંનના મતનો મીશ્રીતછે. જે સેવકો કાશ્ટની કંઠી બાંધેછે તથા કપાલ ઉપર ઉભાં ટીલાંની વચે બીંદી કરેઆ ઉપરાંત એક બીજાને પ્રણાંમ કરેછે, તેથી તે લોકો પ્રણામી પંથના કેહવાએછે. આ મેહરાજી મંદીરમા તેની બનાવેલી પોથીઓની સદા આરતી થાએછે, પણ તેમાં કોઇબી શ્રીરામની મુરતી બેસાડેલી નથી; મારે તેના મત મુજબ તે પોથી વાંચીઆથી મોક્ષપદ પમાએછે. કેહચ કે મેહરાજ પોતાની પોથીમાં એવું લખી ગયેચ કે, તેના ગુર દેવચંદ

તે ઈસા રસુલ્લાં યાને પેગાંમબર સાહેબનો અવતારછે, અને પોતે ઈમામમેદીનો આવતો અવતારછે; જે વીશેની ચોપાઈ "મુંબઈનો બોમીઓ" હેઠલ મુજબ જણાવેછે.

નવસેં નીવાસી માસલુ, હુવે રસુલકું જબ;
ઈશારસુલ્લાં મીસલ ગાજીઆ, મોમન ઉતરી તબ.

એજ પુસતકવાલા ભાઈ તેનો અરથ એવો સાહમજાવેછે કે, નવસેં વરસ અને નેવેઆશી મહીના, એટલાં રસુલને હુવે થયાં. તેપછે ઈસા રૂસુલ્લાંનો અવતાર જે દેવચંદજી (ગાજીઆ) એટલે અવતરેઆ. તે વખતે મોમન યાને તેની સખીઓ પણ તેનીજ સાથે અવતરી.

પરારથના સમાજ નામનો જે સુધારક પંથ કેટલાક હીંદુઓમા હવડે રેવાજ પાંમેઓછે, તેઓની રીતી મુજબ ભગતી કરવા માટે એક મંદીર ગીરગાંમ ખાતે સાંમાથી અસલ બરફ બનાવવાનું કારખાંનું જાંહાં હતું તે મકાંણમાં બંધાએચ, તે સમાજ ઘરનો પેહલ વેહલો પાયો નાખતી વેલા સંવત ૧૯૨૯ ના માગસર વદી ૧૪ ને રવીવારે મોઠી ધાંમધુમથી કીરીઆ કીધામા આવી હતી.



## પાંજરાપોલ.

સુધરાઈને નુકતે અહડેલાં આ શેહરના અશકત જણાવરોની પરવરેશી થનારે કોઈબી ધરમખાતું જે નહી હતું, તેની સરૂઆત એહવાં કારણથી થાઈચેકે, તેનુ દુખ ભરેલ વરણુન એક કેહવાત તરીકે અતરે નોધાઈ રેહવું જોઈએછે. દરસાલે ગરમીના પુરા હીંગાંમમા રહ્જલતાં કુતરાંઓ, હરખાં થાઈ પરજાને ઈજા આપેચ; એનો વીચાર સરકારનાં પેઆંણમા કોઇ મુદતથી હસી રહેઆને લીધે, તેવે વખતે બીચારા નીમકહલાલ અને નીરદોસ પરાંણીઓને પોલીસ ખાતાંની આગેવાંનીથી, સરકારના માંણસો બેધડક મારી નાંખીને જથાબંધ ઘગ કરતા હતા, તે કમકમાટ સઘલી વરણુના હીંદુઓ તથા પારશીઓથી બરદાસત નહી થાઈ સખેઆને લીધે, જોકે હીંદુઓતો એકેકોર રહેઆ પણ હલકે વાંગેનાં કેટલાક પારશીઓએ ફોકટની પીડા માંથે હોરીને તારીખ ૭ મી જુન સને ૧૮૩૨ ને રોજે બીનધારેલું હુલડ એકાએક ઉભું કરી કુતરાં મારનારાઓ ઉપરાંત, પોલીસ ખાતાંનાં સીપાઈઓ તથા કનસટેબલોને માર મારેઆ પછે, આખાં ગાંમમા ફીસાદ મચાવીને હરતાલ પાડી હતી; તારે તેની સાહમને સખત ઉપાએ લેવાની ધારનાથી સરકારે લસકરને બાહેર કાહાડીને ટુક વખતમા સઘલો બખેડો સમાધાન કરી નાખતાં, બંડઆરાઓ ઉપર જે ધરાપકડી થાઈ, તેમાં કેટલાક આબરૂવાલા સખશોબી કોઈ દાવાદુસમેનોની અદાવતને ભોગે અહડી સપડાએઆ હતા. એ પકડાએલામાં જેઓ સારાં માંણશો હતાં તેઓતો જાંમીન આપીને છાંદન થતાં સુધી છુટા કરેઆ; પણ જેટલા લુછાઓ માલુમ પડેઆ, તેઓ લગભગ ચાર મહીના તુલીક પેહલાંથીજ કેદખાંને પડી રહેઆ હતા. એ બાબદનું ફોજદારી કાંમ

તે વખતની શુપરીમ કોરટ મધે નામદાર ચીફજસટીસ સર હરબરત કોંપતન તથા જુરીની હજુર કેટલાક દીવશો સુધી ચાલીઉં, તેમાં પારશી ૮ તથા હીંદુ ૨ મલી ૧૦ જનાઓ જે તકશીરવાર ઠરેઆ, તેઓ દરએકને તા૦ ૧૩ મી અક્ટોબર ૧૮૩૨ ને રોજે ૧ થી તે ૧૮ માસ સુધીના આશાન કેદની શીખસાએ પોંહચાડેઆ, એટલુંજ નહી પણ તેઓ માહેલા બે જણાઓ પાશેથી ૨૨૦૦) રૂપીઆ દંડ, તથા ૮ જણાઓ પાશેથી ૪૦૦ થી ૧૦૦૦) રૂપીઆ સુધી ચોકસ મુદતવેર સુલેહથી ચાલવાની જાંમીનગીરી લખાવી લીધામા આવી હતી.

એ બખેડામાં જો કે ઘણા લોકો પકડાએલા હતા, તેમાથી માંતરે ૧૦) જણાઓજ સજાએ પોંહતા; અને બાકીનાઓ ઉપર પુરાવો નહી મલઆને લીધે નાંમદાર જડજે તેઓને શીખાંમન દઇને છોડી મેલઆ હતા; જેઓ મધે એકતો આપરી ટાપુને જેબરદનાર નાંમીચાં પટેલ ખાનદાનના તે વખતપર વડા શેઠ રૂસતમજી કાવસજી પટેલ, બીજા પરબેઆત શેઠ ખાંનદાન માહેલા ખરશેદજી નવરોજજી શેઠના, અને તરીજો એક માતબર વેપારી શા૦ રાંમચંદ ગોવીંદજી કોઈ કાલેખી એવા હીનપસતી ભરેઆ બખેડાની વચે પડે નહી તેહવા આબરૂવાલાઓ હતા; પણ કોઈ ચંડાલોનાં ફીતુરથી તેઓ બીનફોકટ સપડાએઆ પછે,. તેઓ પોતપોતાના જાંમીનો આપીને તતકાલ છુટા થએઆ અને ચાલતા મુકરદમાની સાંહમને વકીલ બારીસટરોની મારફતે સંભાલ કીધો તારે, વાજેબીપનાની વફાદારી બતાવીને તાંહાંથી હસતે મોહડે ફેરતો આવેઆ, પણ શીતારાની ગીરદેશીથી મોહટા ખરચનો બોજો તેઓને માથે ફોકટ પાએઓ હતો. આ બખેડા ઉઠેઆમા બે વાત ખુશી ઉપજાવવા જેગ ઘણી સારી માલુમ પડી, તેમાં એકતો એ કે તે દાહાડાપર ઉપર જણાવેલા સખશો જે શીખસાએ પોતા, તેની ચાંણુકનો ધકો પકડીને પારસી લોકોમાં બીનધારેલો સુધારો પેવસ થાયો; અને બીજું એકે એ બાહાંનુ હાથ આવેઆથી હીંદુ તથા પારસીઓનાં વગવાલા શેઠીઆઓએ દાહપણ વાપરીને એક પાંજરાપોલને હસતી આપવાની અછી ગોઠવન કાંમે લગાડી હતી; પણ તેની સરૂઆત થાએ તેટલાં આપરી નાંમદાર સરકાર સાથે એવો બંદોબસત કરી લીધો હતો કે, હવેથી રહેજલતાં કુતરાંઓને જાનથી મારી નાંખવાં નહી; પણ તેઓના ખરચથી જીવતાં પકડી આપવાં કે, તેઓ હવાલામા લઈને બાહેરનાં દેસાવરો ખાતે મોકલાવી દેશે. આ વાજબી માંગુની વગર હરકતે સરકારે બાહાલ રાખી હતી; અને તે દાહાડાથી કુતરાં મારવાનો કમકમાટ ભરેઓ રેવાજ રફતે રફતે નીકલી જવાલાગો, અને બીજી તરફથી પાંજરાપોલની સથાપનાં માટે હીંદુ માહજનની સાથે પારશીઓ પણ અંતકરણથી ભેગા થએઆ હતા, તેનુ બયાન હેઠલ જણાવેલા ફકરામા વાંચનારા સાહેબોની વાકેફગારી માટે નોંધીએછે.

પશુ જાણુવરોની પરવરેશી માટે પેહલવેહેલું પુનનુ કાંમ માથે ઉઠાવી લેનારાઓ નેક નાંમદાર મરહુમ સર (તે વખતના શેઠ) જમશેદજી જીજીભાઇ બારોનેટ, અને શેઠ સાહેબ શા૦ મોતીચંદ અમીચંદ જેવણુ મોતીશાહના નેક નાંમથી પરબેઆત થાઇ ગઆાછ; તેઓ કીરતીવાન ગરહસથો આગેવાંન હતા, જેઓએ

ખરેખુત મેહનત લઈને એક માહભારત પાંજરાપોળ બાધવાના કારણસર ૩૧૪૧,૭૫૦ સરાવકજણ ૩૩ પાશેથી* ટુધરાવી લઈને; તેમા આસરે પામનારા અસકત જણાવરોને આકેબત શુધી પોહચીવલે તેટલા દરસાલના ખરચ માટે હેઠલ જણાવેલી વેપારજોગ જીનશો વગેરે જે મુબઈમા આવે, તે ઉપર દેશી વેપારીઓ પાશેથી લવાજમો લેવાનો ચોકસ થેડાવ સઘલાઓના અનુમતથી એક લખતની મારફતે કીધામો આવેઓ હતો.

૩૯ દરસુરતી ખાડી એકે ૩૦। લેબે.

અફીણની દરપેટી એકે ૩૧ લેબે.

હરેક દેશાવરની ખાડના દરએક ડાગીનાને માથે રામ ૧ લેબે.

હરેક દેશાવરથી આવતી સાકર ઉપરાત મોરીસની ખાડનાં દરએક ડાગીનાને માથે રામ ०॥ લેબે.

અતરેથી લખાતી, અને દેશાવરો તરફથી લખાઈને અતરે આવતી હુડી ઉપર દર સેંકડે રામ ०। લેબે.

મોતી જે વેપારીઓ અતરે ખરીદ કરે તે પાશેથી સેંકડે ટકા०। લેબે.

ઉપના લવાજમામોથી જોકે અગરેજ તથા મુસલમીન ગણેઆતના વેપારીઓને અલગ ગણેઆછે, પણ તેઓ પાશેથી જેખી કોઈ હીંદુ તથા પારશીઓ, માલ વીગરે ખરીદે તે લખત મુજબનો લવાજમો આપે એવો એકરાર તેજ વખતથી બાહલ રાખેઆમો આવેઓછે; અને તે મુજબ લેવાની સરૂઆત સવત ૧૮૯૧ ના કારતક સુદી ૨ ને વાર સોમેથી હેઠલ જણાવેલા ચાર સાહેબોના હસતકથી કીધામા આવી હતી.

| | |
|---|---|
| શેઠ શા૦ મોતીચદ અમીચદ. | શેઠજી જમશેદજી જીજીભાઈ. |
| શેઠ શા૦ વખતચદ ખુશાલચંદ. | શેઠજી બમનજી હોરમજજી વાડીઆ. |

જોકે એ કામ ચલાવવા માટે સરવેથી માહભારત સાહેબોને વહીવટદાર ઘેડવેઆ હતા; તોપણ જણાવરોની દેખરેખ સારૂ તે સાહેબોના હાથ હેઠલ બીજા ૬ વેપારી ગરહસથોને લખતની સરતથી તેજ વખતે નેમનુક કીધા હતા.

| | |
|---|---|
| શા૦ કલાનજી કાહાનજી. | શા૦ ખીમચદ પરેમચદ. |
| શા૦ ફુલચદ કપુરચદ. | શા૦ શોમજી તારાચદ. |
| શા૦ ગોપાલજી ખીમજી દલાલ. | શા૦ રામચદ ગોવીંદજી. |

એ ઉપરાત જો અગત પડતો બીજા છ ગરહસથો જે સારી આબરૂના, અને પરમારથી પુરૂશો નજરમા આવે તેવાઓને વધારવાનો અખતેઆર દાખલ કરીને અસલ લખતોપર આસામી જણ ૮૪૯ એ પોત પોતાની સહીઓ કીધી હતી, જેઓ મધે સઘલી કીસમના હીંદુઓ જણ ૪૦૧, પારશીઓ જણ ૪૭ અને વોહરો ૧ જણાઓછે.

આ પાંજરાપોલને આરભવાની અસલ મુલ મતલબ તો ચોકસ કરીને કુતરાઓ મારી નાખેઆ ઉપરથીજ માલુમ પડી હતી, પણ તે ઉપરાત કેટલાક

* એમા પારસીઓએબી સામેલ રેહવા ચાહેઊં હતુ, પણ માહજનના મતમા એવુ થઉ કે, ઉપના સખશો શીવાએ બીજા કોઈનો પઈશો લેવોજ નહી. નો૦ લે૦

ન ધણીઆતાં ઢોરો રસતે રસતે રહજલીને ભટકેઆ કરતાંઓનેથી સરકારના માંણસો તરફથી ઘણી ઈજા પોંહચતી જણાઈ તારે તેની પણ દઓઆ એ દાતાર સાહેબોએ ઉપજાવીન હેવો ઠેડાવ કીધો કે, અરાકત થાઈ પડલાં ન ધણીઆતાં ઢોરો, જેહવાં કે ગાઓ, ઘોધા બકરાં ભેંસ, ઘોડા, અને કુતરાં કોઈબી કામમા તદન નહીંજ આવી શકે તેહવાંઓને શોધી લઈને, તેઓની જીંદગી તુલીકની પરવરેશી માટે લાવી રાખવાં. અને તેટલા કારણસર બાહેરકોટ અ-મરોલી તરફ મરહુમ શેઠ કાવસજી પટેલના તલાવની પછવાડે એજ ગરહસ-થની બીલંદ જગેઆ હતી તે તેમના વારેશો પાશેથી માહેલા બંગલાઓ તથા બીજી એમારતો સહીત કુલ રૂ૬૧૦૦૦) બદલે વેચાતી લીધી, પણ તેટલું બશ નહી જણાએઆ ઉપરથી આજુબાજુની બીજી જગેઆઓ મેલવીને તે ઉપર બાંધ કામ જે કીધું તેમાં હુધરાટના સઘલા રૂ૨૪૧,૭૫૦) ખરચીયા હતા.

એ પાંજરાપોલનો ખરચ પુરો પાડવા સારૂં ઉપર જણાવેલી કેટલીક જી-ણસોને માથે જે લવાજમો સરવે ગરહસથોએ બાહલ રાખેઓ હતો, તે મુજબ દરસાલની ઉપજ વસુલ કરીને વહીવટ ચલાવવાનું કામ પેહલાં આઠ વરસ તુલીક માહજન માહેલા જુદા જુદા ગરહસથોની આગેવાણી હેઠલ જો કે આ-પણા માનવંતા મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ જે વખત ઉપર એ એતાબ પામેલા નોહતા; તે સાહેબની દેખરેખ હજુર ઘણી સંભાલથી થાએલ હતું; તોપણ હીસાબ કાએદા સર રાખવામા વારેવાર ગુચવાતો જે જણાએઆ કીધો, એટલુંજ નહી પણ આ માહ પુનનાં કામમા મનપુરતી કોશેશથી જોઈતો વધારો તેઓને હાથે બની નહી શકેઆને લીધે, એ શાહેબે પુખત વીચાર પોંહચાડીને સઘલો વહીવટ તથા હીસાબ પોતાના સવાધીનમા લઈને સર જમશેદજી જીજીભાઈનાં છોકરાઓની કુંપનીવાલી પોતાની પણોતી પેહડી મધે રાખેઓ હતો; તો જો કે તે નામવરનો મોહોલો રોજગાર તે વખતપર ચોમેર હેવો તો ફેલાયલો હતો કે, તેમની જગોએ કોઈ બીજો હોતતો હાવી પારકી વેઠ તેથી. હવચીત. અંગોજાઈ શકાતેજ નહી.; પણ જે ધણીએ, ઈશે, હેવાંજ કારણ માટે જનમ ધરેઓ હતો, તે માહાપુરશ, આએ પુનનું કામ આસાની સાથે પાર ઉતારી આપવાની ખરી દીલશોજી દેખાડીને આગેવાણીમાં સરવેથા પેહલા મરાગુલ રેહવા લાગા; તે બાબેનો મોટો ઉપકાર માહજણના શેઠીઆઓ હજીસુધી ભુલેલા જણાતા નહી. કેમકે તેની ઉપજ પેહલેનાં કરતાં વધારીને ખરચમા કરકશર કરી દેખાડેઆ પછે, એ શાહેબે છપાવીને બાહેર પાડેલા સોલ વરસ સુધીના એકંદર હીસાબની પેહલી ચોપડી તપાશી વાલેઆ ઉપરથી હેવું જણાએલ છે કે, એ માનવંતા માહપુરશના હસતકમાં સંવત ૧૮૯૯ થી વહીવટ આવેલો હતો, પણ તેની સંગાથે પરથમના આઠ વરસનો હીસાબ ભેગો લઈને તેમાં સંવત ૧૮૯૧ ની સુરૂઆતથી છેક ૧૯૦૬ સુધી ૧૬ વરસની ઉપજનીપજ જુદી જુદી તફશીલવાર જણાવેલીછે, તેની તારીજનો સાંમટો શારવાલો પરજાની જાણ માટે જાહેરમાં લાવીએછે.

જ ———————— ઉ ————————

| | |
|---|---|
| ૮,૮૫,૯૨૫) પેહલા સોલ વરસની ઉપજના જમા થએલા. | ૪,૭૦,૧૮૦)* તેટલાજ અરસામાં કુલે ખરચાએલા. |

શોળ વરસની સઘલી ઉપજને સરેરાસ જોતા દરશાલે રૂ૫૫,૩૭૦। લેખેની આવક;* બીચારા પસુ પરાંણીઓના આસરા માટે આપગ હાતેમ દીલના હીંદી ઉમરાવની આગેવાણી હેઠલ જેવી સનતલસથી ઉભી થઇ, તેવીજ સંભાલ તેઓના પાલંણ ઉપર લીધા ઉપરાંત, બીજા કેટલાંક પરમારથી કામો, એ સાહેબે તેમાથીજ કરી વાલ્યા તેના ખરચની તફશીલને ધેઆણમાં લઈજીએચ તો તેટલીજ મુદતમા દર એક વરશે રૂ૨૯,૩૮૬। લેખેનુ પરમાણ કાંઇ લખલુટપણે નહીં, પણ ખરેખરી ઘટતી રીતનુંજ માલુમ પડેછે; અને તેમ કરતાંબી આવક માહેલા લગભગ અડધ બાગ ફાજલ પડ્યા વીશેની જે કીરતી એ સાહેબ એક ઇઆદગારી તરીકે મેલી ગયાચ, તે આ શેહરના સરવે સંસારીઓને રાહેત ઉપજવા જોગ વીચારીને સરવઇઆં બાકી વધારાની વીગત હેઠલ નોધી લઇએછે.

સરકારી ટકા ૪ તથા ૫ વાલી વીઆજુકી નોટો ૧૨૦ કુલ રૂ૩,૩૧,૦૦૦ ની ખરીદ કીધી તેની લાગતના કુલે.. રૂ૩,૩૬,૫૬૯।૩॥

પાંજરાપોલ ખાતે મીલકતો જે ખરીદી લીધી તેની કીંમતના આપેલા . .......................... રૂ ૭૬,૧૮૮)૧૫

રોકડા હાથમો રહેલા રૂ૨,૯૮૬॥૧૭॥ રોકડાની વીગત.

સર જમશેદજી જીજીભાઇના છોકરાઓની કુંપણીને તાહા સંવત ૧૯૦૬ ના આશો વદી ૧૧ ને વાર ગરેઉની તેરીખના બાકી નીકલેલા એ ધરમ ખાતાના તરસઠી જણ ૧૧ ના આડટીઆ મી૦ રીમીંગટનની કુંપનીને તાહાં પાંજરાપોલના વહીવટ ખાતે ભરીને તા૦ ૨ જી નવેમબર ૧૮૫૦ ઇરાવીની તેરીખની પોહચ લખાવી લીધી હતી . .... રૂ૧૯૮૩) ૬॥

એ ખાતાના મેહતા મોહનલાલ નરોતમદાસ પાશે અનામત રહેલા ...... રૂ૧૦૦૩॥૧૦॥

——— ૨,૯૮૬॥૧૭॥

પાંજરાપોલના વહીવટમા ૧૬ વરસનો નકી વધારો..રૂ૪,૧૫,૭૪૪)૧૧

ઉપર જણાવેલી વીગત મુજબ સોલવરસ સુધીનો સભાળ જેહવી રીતે મરહુમ સર જમશેદજીએ કરી દેખાડ્યો તેહવીજ રીતે ચંદરોકાલ તુલીક એ ખાતું સાચવાઈ રેહવાની શુભ મતલબથી, એ સાહેબે દુર અદેશી પુગારીને પોતાનીજ હઇઆતીમા તા૦ ૩૧ મી અક્ટોબર સને ૧૮૫૦ ઇસવીને રોજે

એ ખાતાંનો વહીવટ હેઠલ જણાવેલી (પોતે સુધાં) આસામી જણા ૧૧) ના વીસવાસપણા હેઠલ સોંફી આપેઓ તે સાહેબોના નામો આ મુજબ હતા.

નેક નામદાર સર જમશેદજી જીજીભાઈ (તે વખતપર) નાઈટ-સરનશીન.
વાડીઆજી શેઠ બમનજી હોરમજજી.
શેઠ ખરશેદજી (હાલના બારોનેટ સર) જમશેદજી જીજીભાઈ.
શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ.
શેઠ ખરશેદજી ફરદુનજી પારખ.
શા૰ હીંમતરામ તરીસનાંધર.
શા૰ ગંગાદાસ વીજભુખંણદાસ.
શા૰ ઉમેદચંદ જાદવજી.
શા૰ શુંદરજી નાંનજી.
ફા૰ કાંહાંનજી ચતુર.
મારવાડી૰ રૂગનાથદાસ બખશીરાંમ.

એ કારણ માટે જે ટરસતડીડ સતા બરૂસે બનાવેલ તેમાં ધરમ ખાતાંનો વહીવટ ચલાવવા સંબંધી સઘલો એખતેઆર એ શાહેબોનો ઠેડવેઓ; અને તેઓ માહેલા કોઇનીબી જગેઆ, કજાએલાહીએ, અથવા બીજે સબબે જે ખાલી પડે, તે પાછી પુરવાની મુખતેઆરી બાકીના અધીકારીઓને સોંફવામા આવીછે. ઉપલાં સરવઈઆંમા જણાવેલા' ૩૩,૩૧,૦૦૦)ની સરકારી નોટો મુંબઈનાં આકાઊનટંટ જનરલના સવાધીનમા જે શોંફી આપીછે, તે એવી સરતથી કે તે નોટોનું દર છ મહીને ઉપજતું વેઆજ વશુલ કરીને એ ધરમ ખાતાંનાં ઉપલા તરસટીઓએ નેમેલા આડટીઆ મી૰ રીમીંગટણની કુંપણીને તાંહાં બરી દેવું; અને કોઈકાલે એ નોટોનાં નાણા સરકાર જો પાછાં આપે તો, તે લઈને બીજી તેહવીજ નોટો જે તે વખતપર ચાલુ હોએ તેહમાં થાપણ રોકવી; પણ તેને હરગેજ થાઈ બીજા કોઇનાં હાથમો આપવી નહીં. એ નોટોની એક ટીપ, ટરસતડીડ તથા તરેજુરીમાથી આવેલી નાણાની પાવતી, સર જમશેદજી જીજીભાઈનાં છોકરાઓની કુંપણીનાં સવાધીનમાં રાખીને, તે ડીડની ખરી નકલ મી૰ રીમીંગતનની કુંપનીને તાહાં તા૰ ૧૧ મી નવેમબર ૧૮૫૦ ને દને મોકલાવી હતી.

એ કારણ માટે ઠેડવાએલા આડતીઆ મી૰ રીમીંગટણની કુંપની સાથે એવો બંદોબસત કીધાઓ આવેઓ હતો કે, ઉપલી લોટોનું જે વીઆજ આકાંઉનટંટ જનરલમાંથી મલે, તેમાંથી પાંજરાપોલનાં ખરચ માટે ઉપર જણાવેલા તરસટીઓ જારે નાંણા માંગે તારે આપવાં.

એજ ખાતાંને હીસાબે ૩૧,૪૧,૭૫૦ ની જે મીલકતોછે, તેના પણ સંભાલ માટે એક જુદું ટરસટડીડ કરાવીને તેના ટરસટી શેઠ શા૰ ખીમચંદ મોતીચંદને ઠેડવેઆ હતા; અને તે લખતમાં એવી સરતો સમાવી હતી કે, સઘલી જમીનો તથા તે ઉપરની એમારતો વગેરે, અથવા તે માહેલો હરકોઈબી બાગ કવચીત વેચવાજ નહીં, એ બાબેનાં સઘલાં દસતાવેજો, જેહવાં કે

ખતપતરો વગેરે અને તે ઉપરાંત અસલ ટરસટડીડ પાંજરાપોલ ખાતેની તરજુરી મધે તે વખતના મેહતા મોહનલાલ નરોતમદાસનાં હસતકથી મેલાએલાં હતાં.

આવી રીતનાં મજબુત બાંધાથી પાંજરાપોલનો વહીવટ, ૧૯ વરસ સુધી ચલાવેઆ પછે, એ મરહુમ માહપુરૂશે મોહટાં માંન સહીત છોડીને, ઉપર જણાવેલા સાહેબોનાં એખતેઆરમાં જોકે સોંફીતો આપેઓ હતો, તોપણ સદાની ઉદારતા મુજબ તે ઉપર પોતાની દેખરેખ એવણે મરણ પાંમેઆં તાહાંતુલીક બનતી કોશેસથી ચાલુ રાખેલીજ હતી; માટે એ પશુ પરાંણીઓનું ધરંમખાતું હજીતક તેવણની રૂડી કોશેસને ઇઆદ કરતું નીભીને ચાલેઆ કરેછે.

આ પશુ જાંણવરોની પરવરેશીનાં પુણીઆતમાં કાંમનો વહીવટ ઉપર જણાવેલા બંડાલ શીકે નવા કાહારોબારીઓનાં સવાધીનમાં સંવત ૧૯૦૭ થી શોંફાયો, તે સંબંધી કુલ ૨૦) વરસનો હીસાબ દરસાલે છપાઇ બાહેર પડેલાઓનો જુમલો મેલવીને તપાશી જોતાં પરજાને આનંદ પમાડે તેહવી રીતે મનમાંણતો સર્વ ઉતરેલોછે; તેબાબે એમાં મદદ કરનારા, તથા ખંતીપણે મેહનત લેણારા સાહેબોને સરખી રીતની સાબાશી ઘટેછે. સંવત ૧૯૨૯ ના સાલનો છેલો હસાબ જે બાહેર પડેઓચ, તેમાં વરસની આબેરીએ ખરચ-ખુટન બાદ કરતાં હેઠલ જણાવેલી થાપણ તે સાહેબોના હાથમાં સચવાઇ રહેલી માલુમ પડીછે.

| | |
|---|---|
| સરકારી ટકા ૪ તથા ૫ વાલી વીઆજુકી નોટો........ | રૂ ૪,૯૦,૫૦૦ |
| બેંગાલ બેંકના સેરો ૨૦)........................ | ૨,૦૭,૯૧૪ |
| મી० રીમીંગટનની કું० ઉપર ખાતેબાકી લેણા........ | ૧,૦૧,૦૮૯ |
| શીલકમો રોકડ.... ........................ | ૫૯૨ |
| | ૭,૫૦,૦૯૫ |
| એજ કારણ માટે લેવાએલી મીલકતોની અસલ પેડક.... | ૧,૪૧,૭૫૦ |
| | ૮,૯૧,૮૪૫ |

આપણી સરકારી કેમેસરી ખાતાંનો આગલો હેડકલારક, મી० પેસતનજી ડાસાભાઇ પાહડખાં, જેવન ઘણા વરશોવેર ઇમાંનદારીથી સરકારની શેવા બજાવેઆના બદલામાં જીંદેગી સુધી પેઠા મુસારાની મેહરબાંની મેલવીને ચાકરી છોડી બેઠા હતા; તેનાઓ આ ઉપીઓગી ખાતાંનાં શેકરેટરી પણાનાં સંબંધમાં સંવત ૧૯૧૯ ના સાલથી જોડાઇ રહેલા હતા; જાંહાં પશુ પરાંણીઓની શેવા બજાવતાં નપેક વરસ પસાર કીધા પછે હઇઆતીનું શેવટ આવી પોંહતાને લીધે માતરે એકાત દાહાડાની સખત બીમારી ભોગવીને સંવત ૧૯૨૮ ના માંગસર વદી ०))) ને બુધવારે ૬૧ વરસની ઉંમરમાં ગુજરી ગએઆ; તેથી તે ખાલી પડેલી જગેઆ સાંભલેઆ પરમાંણે માહજનનાં અનુમતથી મેતા પીતાંબરદાસ નાનાભાઇ નામના એક હીંદુ ગરહસથને સોંફવામા આવીછે; જેના વીશે એવી આશેઆ બાંધીએછે કે, આ પાંજરાપોલની પખરામા પડેલાં ઢોરો વીગેરે જણાવરોનું સારી રીતે પાલણ થાએ, અને તે માટેની થાપણખી

રૂડી રીતે સચવાએ તેહવી તરતુદ વાપર્કાને ૩૯ વરસની વએ પોંચેલાં આ ઉપીઓગી ખાતાંની આબાદીમા વધારો કરતા રેહ.

કુતરાંઓને મારી નાખવાની બંધ પડેલી ચાલ, ચાલીસ વરસ પછે ૧૮૭૩ ના ફેબરવારીની અધવચથી પાછી ચાલેલી જે જોવામા આવી, તેમા ફરક માતરે એટલોજ જણાઓ હતો કે, તે વખતમા જાહેર રસતાઓ ઉપર મલતાં સગોને શોટાથી મારી નાખતા હતા; અને હવડાં તેઓના ખાધામા જેહર ભભરાવીને ભોંએ સુવાડી દીધાં. આ માટે એવું સાંભલેણીંચ કે, થોડુંક થાએણ કોઈ હરખાં કુતરાંઆએ જે જે લોકોને કરડીને હેરાંન કીધાં, તેઓ માહેલા કેટલાક સખશો મરણ પાંમેલા માલુમ પડ્યા, તે ઉપરથી, પોલીસ કમીસનર મી૦ સુટરે પરજાનું હેત ધછીને જાહેર ખબરની મારફતે ઘરગતુ કુતરાંઓને સંભાલી રાખવા સંબંધી પરજામા પેહલાં ચેતવણી આપીને, પછે તેવાં પરાંણીઓની કમબખતી સરૂ કીધી, તારથી તે તા૦ ૨૮ મી ફેબરવારી સુધીના પંદર દીવસમા સઘલાં મલી ઓછાંમા ઓછાં ૪૦૦ કુતરાંઓને જે મારી નાખેલાં કેહવાએઆંચ, તેટલાં બધાંઓને એકેદમ તો હરખું લાગેલું હશેજ નહીં. આટલી બધી સંખીઆ જારે શીજાઈ રહી તારે મજકુર પાંજરાપોલના હાલી રખેવાલો તરફથી, તેવાં રહજલતાં કુતરાંઓને પોતાના સવાધીનમા લેવા માટેની જાહેર ખબરો છપાવીને, દરએક જણાવર લાવી આપનારને ઇનામ દેવા જણાવેણ તેથી તેવા પરાંણીઓનો પરાંણ ઘાત થતો બંચેઓછે. જો કદાપી આગલા બંદોબસત પરમાંણે પોલીસવાલાઓએ આગમજથી જીવતાં પકડાવી પાંજરાપોલને હવાલે કરાવી દીધાં હોતતો, હાવી રીતે તેઓનો ઘાંણ નીકલતેજ નહીં.

પાંજરાપોલનું પુણવંતું કાંમ સરૂ થઆની બારેક વરસ આગમજ સંવત ૧૮૭૮ ને સાલથી કેહચ કે, હલાઈ ભાટીઆની માહજનના લોકોએ પોતપોતામા હુધરાતથી ઉભી કીધેલી એક થાપણને ઠા૦ કાહાંનજી ચતુરની આગેવાંણી હેઠલ શોંફીને, તેની ઉપજમાથી ગાએઓને ઘાંસ ચારો નાખવાનો રવઇઓ જે આરંભેઓ હતો; તેની ઉપજમાંથી બંચેલા રૂ ૬૮૦૦ ની સરકારી વીઆજુકી નોટો, તથા ઠકર રણછોડદાસ કાંહાંનજીના ચોપડામાથી ખાતે બાકી નીકલેલા રૂ૨૨૬૬ ઉપર જણાવેલા બાપ બેટા, જે મરણ પાંમેઆ, તેઓના વશીએતનામાના વકીલ ઠકર લખમીદાસ દાંમજી પાશેથી લઈ લેવા માટે, સંવત ૧૯૨૯ ના માગસર વદી ૪ ને ગુરૂવારે મલેલી તેઓની જાહેર સભા અંદર વધુ મતથી, માહજણ મજકુરના હાલી વહીવટદાર ઠકર લખમીદાસ ખીમજીને અખતેઆર સોંફેઓ હતો. આ બાબદમા એક મુકદમો નામદાર હાઇ કોરટની સાંમણે કેટલુંક સુધી ચાલેઓ હતો, તેનો ચુકાદો તેજ સાળના પોસ વદી ૯ ને ગુરૂવારે નીઆએધીસ મી૦ બેલીએ કીધા પરમાણે, ઉપલી ૯૦૬૬ રૂપીઆની પુંજી માહજણના સવાધીનમા આવી; અને તેની ઉપજમાંથી આગલી મકસદ માફક હલાઈ ભાટીઆની માહજનને નામે પશુ પરાંણીઓનું પાલણ હલાએધું થતું સંભલાએછે.

## સતીના રેવાજની ઊતપંતી, અને તેમા થએલા અટકાવની યાદી.

પરમેસવરે ઈનસાનોને બખશેલા અમુલીખ પરાંણ કોઈબી બાંહાંને ઘાત થએચ, તેમાં આ સતીનોબી માહ પાપી અપરાધ કેહવાએછે; એ વીશે હમારી અટકલ એવી પોંહચેચ કે, જારથી પુનરવીવાહની પુરાંણી રસમ બંધ પાડવામાં આવીચ, તારથીજ કોઇ શકત હઇડાંના કરપીણ સખશે ધરમને બાંહાંને હાવો કમકમાટ ઉપજતો રવઇઓ ચાલુ કીધેલો હોએ; કે જેથી કરી કોઇ ઘરડા અથવા જવાંણ વરની બાએડી રંડાએઆ પછે, પુનરવીવાહની બંધીને લીધે કદાચને કોઇ અનીતીના ભુંડા હવસમાં ફશીને, કુલને તથા નેઆતજાતને નકારૂં લગાડે તે કરતાં ભરથારની સંગાથે બાલી મારવાનું માહ પાપી કાંમ કોઇએ શોધી કાહડેલું સહમજમા આવી શકેછે; પણ "નીબંધમાલા" નામના એક પુસતકમા એવી વાત વાંચવામા આવેછે કે, હીંદુસતાનનો ઉતરે ભાગમા રેહનારા હીંદુઓની ભરચકર વસતી અંદર એક વખતે (જેના શાલની તથા ગાંમની ચોકસ યાદી તે પુસતકમા સમાવેલી નથી) કેટલાક પુરશો મરણ પાંમેઆ, તારે તાંહાંના રાજાની તજવીજાત ઉપરથી એવું માલુમ પડઉ કે, વીભીચારી બાએડીઓ બદફેલીમા વધારે ફાવવા માટે તેણીઓએ પોત પોતાના ભરથારોનો કોઈ રીતે ઘાંણ કાહડેઓછે. રાજા જોકે તેવીજ રીતની મોજમજાહના શોખમાં સમપુરણ હતા, તોપણ ઉપલી કરૂર ચાલનો અટકાવ કરવા માટે એવો ધારો બનાવીને તતકાલ અમલમા આંણેઓ કે, જે સ્ત્રીનો ધણી મરણ પાંમે તારે તેણીએબી તેના મુરદાં સાથે બલી મરવું. આ યુકતીથી, કેહચ કે, સતીની ચાલ હીંદુઓમા પેહલવેહલી પેસાડીછે; અને તેને ટેકો મલવા માટે તે વખતના રૂશીઓએ તેવી સ્ત્રીઓને સ્વરગના સુખની તથા બીજી કેટલીક લાલુચો સાસ્ત્રની રાહે દેખાડી લલચાવી કે, તેથી કરી કોઈબી વીધવા થતી સ્ત્રી આનાકાની કરેજ નહીં.*

ઉપલા ગરંથકારના કેહવા મુજબ, ઈનસાંનોને કમકમાટ ઉપજાવનારા સતી થવાના રૈવાજને કેટલીક સમરૂતીમા ઉતેજન આપેલું જણાએછે; જે માહેલી એકની અંદર તો એવુંબી લખેલું કેહવાએલીચ કે, "જે પરમાણે કોઈ ગારોડી એક સાંપને તેના બીલ માહેથી બાહેર કાઢી ઘણું સુખ પાંમતો હોય, તેમ રંડાપે આવેલી બાએડી પોતાના પતી સાથે બલી મરે તો, તેને નરકમા પડતો તે બંચાવી શકેછે." અને બીજી સમરૂતીમા તરણ તરાંહની સહમજ સમાવી દેખાડીચ, તેમાં પેહલી એકે "જે સ્ત્રી પોતાના પતી સાથે સત ચહડાવી મરણ પાંમે તો પોતાના પીતાની સાત પેહેડીઆને તે તારશે; એટલુંજ નહીં પણ સવરગમા ચઉદ ઈંદરા દેવ રાજ કરે તાંહાં તુલીક તેણીના પતી સાથે તે સવરગનું સુખ ભોગવશે; અને તરીજી રીત એવી કહીચ કે, "જેના વરે

---

* એ સબબબી પુનરવીવાહના અસલી રેવાજને અટકાવનારો શેહલથી સહમજાઈ શકાએછે.
ના૦ ઉ૦

બરહમ હતીઆ કીધી હોય, યા કોઈ મીતરને મારી નાખેઓ હોય, અથવા નીમકહરાંમી દેખાડી હોય, અને તેની સ્ત્રી પોતાના ભરથાર સાથે જો બલી જાએ તો, ખચીત કરી તેણીનો પતી સઘલાં પાપથી છુટો થાએ."

આ દુખ ભરેલી વાતોનો કંપારો જેમ પારકા ધરમવાલાઓને લાગેછે, તેમ ખુદ હીંદુઓનેબી અલખતાં લાગતો હશે; કારણ કે તેઓ માહેલા કેટલાકો ઘણું કરી વેહમના વમાસણને નીવારવા ઉપર હવડાં સારૂં લખસ આપતા જણાએછે; પણ ખાંમી માતર એટલીજ રહીએ કે, સંસકરૂત ભાસામાં લખાએલાં સરવે કીસમના પુસતકો (જેમા ઘણા ખરા વેહમી વીચારોબી દાખલ થએલા હોએચ) ને તેઓ હજીસુધી ધરમપોથી પરમાણે ગણીને કેટલીક વેહમી, જંગલી તથા જીવનો નાશ કરનારી કરીઆઓ જે થાએચ, તેમાં આ સતીની રસમને પણ ઉતમ ગણતા આવેઆછે; અને તે કાંઇજ નહીં પણ ઉપર જણાવેઆ મુજબ સવરગના સુખની ખોટી લાલુચ દેખાડવા માટે ધરમના નામને વચે લાવેઆછે; અને તેથી કરી બીચારા કેટલાક અગનાન હીંદુઓ તેમા સોભઇને નહીં છાજતો કરૂર અમલ કરે તે વાત નવાઇ જેવી લાગેજ નહીં; પણ અજાએબી ભરેલી હાલુંબી કેહવાએચ કે, શેઆંણા અને સહમજુ હીંદુઓબી તે ચાલને નાસકારક નહીં સહમજતાં ધરમને બાંહાંને પરશીધ કીધેલા વેહમી વીચારમાં હજી એટલાતો વીટલાઇ રહીને એવું ધારેછે કે, તેઓના વરણની બાએડીઓ પોતાના પતી સાથે બલી મરે તો તેથી તેણીને કોઇબી ઇજા થાતીજ નથી.

પુરાંણને પુખત રીતે પઢેલો કોઇબી માહપંડીત ધરમને આધારે હીંમતથી તો કદીબી કહી સખશેજ નહીં કે સતી થઇને બલી મરવાનું કરૂર કાંમ પરમેસવરે સરજેલુંછે; કેમકે સાધારણ અકલથી સરવે કોઇ વીચારી સમજેછે કે, જે પરમ કીરપાલુ સાહેબ પોતાની કુદરતથી જેને જનમ આપેચ, તેની જીંદગીનો અંત લાવવાનો હકબી તેજ ખાવંદ ધરાવેછે; માટે આ સરૂસટીમાં અનેક સંજોગથી જેટલા આપઘાતો થાએચ, તેનો બોજો તો જોકે તેહવું કાંમ કરનારનેજ સર હોએછે, પણ આ સતીની સરૂઆત શોધી કાહડનારની સંગાથે તેવી કરૂર સુકતીને જેટલા મદદગારો મલી આવેચ, તેઓ સઘલા એક સરીખા ખુની અપરાધના મોટામા મોટા પાપી ગણાવા જોઇએ; અને તે કાંમનો અટકાવ કરવા જેબી મખસ મેદાંન પડશે તેજ બેહુ ભવનું પુણીઅ હાંશીલ કરી લેશે, કેમકે ધરમને ઓઠે બાંહાંને ધુતારા બરાંહમણોના બેવકુફાઇ ભરેઆ બોધ ઉપરથી ઘણીક અબલાજાદીઓના બેઆરા પરાંણો બીન ફોકટ બરબાદ ગએલા જે આપણે સાંભલતા આવેઆએ, તેની જો ચોકસ ટીપ આપવા બેશીએ તો તેથીજ આ નોંધ ભરાઇ ચુકે. એ બાબે આપણી મએઆલુ અંગરેજ સરકારે પણ ઠેકાણે ઠેકાણેથી કેફીએત મેલવીને તેના અટકાવ માટે એક સતા ભરેઓ સખત ધારો, મરહુમ લારડ ઉલીએમ બેનટીક જારે હીંદનો સરસુબો હતો તારે, તેના અમલમા ઘડાઇને તા૦ ૪ થી ડીસેમબર સને ૧૮૨૯ થી અંગરેજી સલતનતની સઘલી જગોએ પસાર થયો, તારથી તેમા

ફરમાવેલી સકત સજાની ધાસતી રાખી આ કમકમાટ ભરેઆં કાંમેથી લોકો અચકવા લાગા; જે વાતને આજે ૪૪ વરસ વહી ગએઆંચ, તોપણ હાવી મનાઈ છતાં તેટલા અરસામા કેટલીક બાએડીઓ ભરથાર સાથે ચુપચુપ જે બલી મુઈઓ, તેમાં મદદ આપનારા સખશો જારેથી સપડાએઆચ તારે તેઓએ સારી રીતની સજા ભોગવેલીછે; અને તેથીજ નેમ એ અદલ રાજ્ય તરફથી ચાલુ રહીચ તે કાંમ માહપુનનું અને ઘણું પરતાપી થએલું જાણીએછે.

બળી મરવાની બાબદમાં કોઇ બેસુમાર દાખલાઓ જે અજવાલે આવી ચુકાચ, તે માહેલો આ એકજ જે જાણવા લાએક નજર પડેઓચ, તેની નોધ હીઆં લઈએછે; જે ઉપરથી જણાઈ આવશે કે ઇસવી સને ૧૮૫૯ ના જુનની ૧૯ મી તારીખે કુનધરગાંમ, જે હાંશી શેહરથી ૯) માઇલ દુરછે, તાંહાં રેહનારો એક ચમાર મરણ પામેઓ, તારે તેની નનુ નામની જવાન બાએડી પણ તેની સાથે સત ચહડાવીને બળી મરવાને તઇઆર થાઈ હતી; પણ ગામના લોકોના અટકાવથી તે દીવસ તો વહી જવા દીધો, પછે તરીજે દાહાડે તેણીએ જારે બોહોરો પકડી તારે તેને બાલવામાં આવી; અને તે બાબેની ચોકાશી કરતાં સતાવાલાઓના હાથપર સપડાએલા મદદગારોને જે સજા થાઈ, તેમા ઘણી આગેવાની લેનારાઓ દરએક જનને ૧૦) વરસ સુધીના કેદખાનાની; અને ૧૬ ચમારો ઉપરાંત ૩ ચોકીદારો મલી ૧૯ જણાઓએ લાકડાં એકઠાં કીધાં હતાં, તેઓ દરએકને પાંચ પાંચ વરસ બેરનું કેદખાનું ભોગવવું પડેલ હતું; એટલુંજ નહી પણ સરકાર તરફના જે માણસને પોલીસ ચોકીપર ખબર કરવા મોકલાવેઆ છતાં તે નહી ગયો તેના અપરાધ માટે તે બે વરસવેર બંદીખાને પડેઓ હતો; અને તે ઉપરાંત કેહચ કે, કુનધરના સરવે રેહવાશીઓ ઉપર રૂ૫૦૦) નો દંડબી નાખવામાં આવેઓ હતો; તે એટલાજ માટે કે હાવાં કરૂર કામની હવે પછે કોઈ આગેવાની લીએજ નહીં. આટલુંજ કરીને સરકાર બેશી રહી નોહતી, પણ તાંહાંની પોલીસ ખાતાના સઘલાં માણસો તથા થાણેદારોને, વાવીએટોણના લફતનેંટ ગવરનરે ચાકરીમાંથી બરતરફ કીધા હતા; કેમકે એ વાતની જે તેઓને થોડીઘણી ખબર હોએઆ છતાં સતાવાલાઓને વખતસર ચેતવણી આપી નહી; તથા સતીનો અટકાવ બીલકુલ કીધો નહીં; માટે આ સજા પણ ઘણી ઇઓગીઅ થાએલી માલુમ પડીછે.

આ કામના અટકાવ સારૂં સતાવાલાઓ તરફની સાહુચેતી હોવા છતાં, નરશીંગપોર ખાતે વળી સતી થયા સંબંધી શેતંમ ભરેલી વાત સંવત ૧૯૨૯ ના ચઇતર સુદી ૧૩ ને ગુરવારે બનેલી માલુમ પડીછે. એ દીને મુનરાકાંન નામનો એક હીંદુ સરાફ તાંહાં મરણ પાંમેઓ; જેની લાશને મસાંણમા લઈ જઈ બાલવામાં આવી, તાંહાં તુલીકતો સત ચહડવાની કાંઇએ વાત કોઇને જણાઈ નોહતી; પણ કેહચ કે, મુરદું બલી રેહવા આગમજ સમસાંને ગએલા લોકો ચેહને ધકધકતી હાલતમા સલગેલીજ રાખીને તાંહાંથી નીકલી ગયા પછે, તેની વીધવા પોતાની મેલ ઘેરમાથી છુપી રીતે એખીલી દાડી જઇને પેલી

બસતી ચેહની અંદર એકેદંમ જોહકાવી દઈ ઘણી સાથે પોતેબી બલી મુઈ. આ બાબદ શક ભરેલી સહમતએઆ ઉપરથી તે મરનારના બેશીઓ, તથા નાતીલાઓ મલી આસામી જણ ૨૫ ને સતાવાલાઓએ તતકાલ કેદ પકડી લીધાછે; માટે તજવીજાત ઉપરથી આ કરપીણ કાંમમા કદાપી તેઓનીજ મસલત માલુમ પડશે તો, તેઓ બધા અથવા તે માહેલા કોઈ કોઈનબી ચઓલી સજા યોગીય ગણાશે.

સતીનુ કામ સરકારે તદન બંધજ પાડયું હોએ તો, હમારા વીચારવામા એવું આવેછે કે, એ બાબે બધાએલા ધારાની અંદર કાંઈક ફેરફાર કરીને, તેવાં કામમા આગેવાણી લેનાર, અથવા સામેલ રેહેનારાઓને મોહોતની, નહીંતર તેઓની મીલકત જપત કરીને અંગરેજી સલતનતમાથી હાંકી કાહડવાની સખત સજા સંબંધીની કલંમ, જો લાગુ પાડીને તે કાએદો અમલમા આણે, તો તેટલા તગહસથી સંદેહ નથી કે, પરમેસવરની પેદાએસના પરાણીઓ માહેલી, અબલાજાતીઓને સત ચહડાવનારાઓ શેહજમા પગરંદે થઈ સખશે. બાકી હાલ થાતી સજાથી સરકારની રૂડી સોચના કવચીત પાર પડશે.



## મસાંણો વીશેનું મુખતેસર બયાંન.

હીંદુઓની વસતી, પોરતુગીસના અમલ આગમજથી આ ટાપુમા હતી; માટે તેઓમા મરણ પામેલાં મુડદાઓને વગે લગાડવા, (ઈઆને અગણીદાહ કરવા) સારૂં મસાણોની કોઈ જગેઆ મુકરર હોવીજ જોઈએ. તેહવી એક એકાંત જગો શેહરને નાકે પછમ દગાએ આવેલા દરીઆ કાંઠે તેઓએ પેહલવેહલાં મેલવી લીધેલી માલુમ પડેછે; (જેની પરબે મહમદીઆનો તથા ઈસાઈકોમ વાલાઓના કબરસતાનોબી આવેલાછે, અને તેની કેફીએત, દરએકની હકીએત સાથે અલાહેદી જણાવેલીછે) અને તેપછે તેઓની વસતી જારે વધતી ગઈ, તારે છેક દુરદમજ વેરના રેહઠાણો તરફથી એ મકાંણપર સઘલાઓને આવવાનુ નહી બનેઆને લીધે તેઓને તેમની નજદીકીમાં જુદી જુદી જગો મેલવવાની ધારેઆમેલ અગત પડી હશે, તેથી ફરી આ સોનાપોર ઉપરાંત કોલાબું, ટાંકબેદર, તથા ભોએખલાનું (માતરે ડાટવાજસારૂં) ખાલી મેદાણ હાથ કરી લીધું, પણ તેથીબી આગલ વધીને "તનદરોસતી" નામનાં દરમાશીક ચોપાણીઆનો બનાવનાર ડૉ. સને ૧૮૬૯ ના સપટેમબરના આંકને સફે ૨૫૮ માં જણાવેછે કે, વાલકેસવરમા ૨, ભુલેસવરમા ૧, પરેલમા ૧૫, તથા માહીમમા ૪ મસાણો આવુંછે; જેઓની સંખીઆ મામકી લેતાં સગલા મલીને મુંબઈમા ૨૬ મસાણો તો ફકત આ મોટી કોમની મુહબબક વસતીનાજ મુડદા માટે સંવત ૧૯૨૭ ની સરૂઆત સુધી વાપરવારામા આવતા હતાં; પણ વખતની વધાંણ પરમાણે શેહરની રોણકમાં જેમ સુધારાએ પગ પેસાડેઓ, તેમ પરજાની સુખસાંનતી ચાહવનાર અમલદારોના અભીપરાએને આધીણ રહીને શેહર સુધરાઈ ખાતાંના

માજી કમીશનર મી૦ કરાફરડે સતા ભરેલા જાહેરનામાની રુએથી ઉપર જણાવેલા મશાણો મધેથી માતરે કોલાબા, ટાકબંદર* અને ભાએખળાના મેદાણ માહેના મલીને તરણ મસાણો તા૦ ૧ લી જાનેવારી ૧૮૭૧ થી તદન બંધ પાડુઆછે, પણ એ ગણાત માહેલા કેટલા લોકોને બોમીદા કરવા જોઇએ તેટલા સારૂ વરસીને છેક છેડેની બાની જગેઆ તેઓને મુકરર કરી આપીછે. બાકીના મસાણો જે વપરાશમા ગણાય, તે માહેનુ સરવેથી પેહલુ અને મોટુ મસાણ સોનાપોરનુ ગણાએછે આ જગેઆની અસલ ઠીનાજેવી મજબુત દીવાન સાથે આગલા દાહડાઓપર દરીઆવના મોજાઓ, ભરતીની વખતે આવીને એનાતો જોસથી અથડતા હતા કે, મોઇ કોઇવાર તેનો કેટલોક ભાગ તદન ભાગી પડતો હતો, પણ ગયા થોડાક વરસની વાતપર એક રાખશી કદની ઉભી થએલી મંડલીએ તે તરફનો દરીઆનો થોડાક ભાગ પુરીને બાંધી લીધાથી તેહવી મુશીબત તાહાથી તદન નીકલી ગઇછે, અને તેથી ફરી તે લતાનો દાહાડો હવડા એવોતો ફેરવાઈ ગઓય કે, જાહા ગામનો અસાન છેડો હતો તાહા રાજીઆની બાહેધરીથી આણંદ પામતી પરજાની આબાદીએ રોણકદાર મુખડો બનાવી લીધાને લીધે, વાલકેસવર તથા ગામની વચે આવેના દરીઆ કાંઠે લોઢાના પાગાપર અગનીરથ ઉપરાંત તેનીજ બોગદુએ બંધાએલો "આલફરેડરોડ" નામનો નવો રસતો ગાડી ઘોડાઓ, તથા પાઉ પેઆદાઓથી દરરોજ ભરચકર થવા લાગોછે; માટે તેનીજ સાથે આ મસાણની આગલી હાલતમાબી માહજણને ખરચે, અને ધી હાનરેબલ શેઠ મંગલદાસ નથુભાઈ, તથા નારાએણ વાસુદેવ ઉપરાંત શેઠીઆઓ શા૦ કાહાનદાસ મછાગમ, તથા શા૦ ગંગાદાસ કીશોરદાસના મેહનત ભરેઆ ઉપરીપણા હેઠળ, એવો તો સુધારો થએય કે, આ જગોએ મુડદાઓ બલેય એવું કોઇ બાહેરનો અજાણેઓ આવેતો તે એકાએક પોછાણી સખેજ નહીં, તેવી તરદુદથી ઉચી સુંદર દીવાલ જે બંધાણીય તેનુ મજબુત કામ ચાર માસની ટુંક મુદતમા સંવત ૧૯૨૭ ના વઇશાક વદી ૧ ને ગુરૂવારે પુરૂ કરાવી લઇને મસાણને માા ભરેણ જેબદાર બનાવેલ, તે બાબેની સાબાશી એ કામના સઘલા મદદગારોને એક સરખી પોહચીછે.

આ પથમા મરણ પામેલાઓના મુડદાઓ જે બાલવામા આવેય, તેમાથી બે વરસની અંદરના બાનકો ઉપરાંત સીતલા, રગતપીત અને તે વગેરેના રોગીસ મોગ મુડડાઓનેબી બાતલ રાખીને મસાનમાજ એક અનાએથી જગોએ ડાટવનુ તેઓને ફરમાણછે, તેની સાહમને હવડા શેહર સુધરાઈ ખાતા તરફથી અટકાવ કરીને તેવા મુડદાઓને વસતીની બહેર છેક વરલી તરફ લઇ જઇને ડાટવાનુ ફરમાવેઆને લીધે તેઓના વીચાર પરમાણે દલગીરી ઉપજવા જેવુ થએલછે, કારણ કે, જાહાસુધી હરકોઈ મુએલી લાશને ઠેકાણે

* હમારી જાન પરમાણે કોલાબા તથા ટાકબંદર ખાતેના મસાણો હજી સુધી બાલવા માટે વપરાતા રહેલાછે, પણ ડાટવાની જગા કાહડી નાખેલી કેહવાએય.
ના૦ સં૦

પાડવામા ન આવે, તાહા તુલીક તેના રાગાઓથી ભોજણ તથા પાણી બીલકુલ સેવાઇ સકાએજ નહીં, માટે વરલી જેવી દુરદરાજ જગેઆ સુધી મુડદાઓને ખાધપર લઇને પાગે પેઆન ચાલી જતા ગરમી તથા વરસાદ રૂતુમા કેટલો વખત જોઇએ, અને કેહવી મુશીબત ભોગવવી પડે તેનોતો કશીએ વીચાર સરીર સાનતીના ખાતાએ જરે નહીંજ કીધેલો માલુમ પડેઓ, તારે એવા લોકોને ડાટવા માટે વરલી વેર લઈ જવાનો હોકમ કાહડી નાખવા બાબે એ ગનાતના આસરે બધી ગરેહસથોએ મસાણુ ઉપર મવકલ રેહેલા સુપરઈન ટેનડેંટની ઉપર સવત ૧૯૨૮ ના અશાડ અથવા સરાવણ મહીનામા કીધેલી એક અરજીની અંદર એવુ જણાવેનુ સભલાએલંચ કે, જો મુડદાઓને ડાટે આથી રોગ ફેલાતોજ હોએ તો મસાણુની પડોસમા આવેલા મુસલમીનોના કબરસતાનોકે, તાહા પણ બીજાઓની પેઠે એવા સેંકડો રોગીશ્રો સદા ડટાએછે, તારે તેથી રોગ કેમ ફેલાતો નથી? આ અરજી, કેહચકે, તેઓએ તઇઆર કરીને એક માતબર અને વગવાલા હીંદુ શેઠીઆને ઘરતેઠેકાણે દાખલ કરવા માટે ઘણી આજેજી સાથે આપી હતી; તે જાણેઆ પરમાણે આ બીના* છાપામા ગઈ તાહાતુલીક ઘણીવાર બેઠેલી સુલેહના અમલદારોની સભા શાહમને આવીજ નોહતી; અને તેઓની વાજેબી દાદ તાહાતુલીક ટીલમા કેમ પડી રહી તે બાબેનો ખોલાશો મલેઆ આગમજ હમારી તરફનો કશીબી અભીપ રાએ જાહેર કરેઆવીનાએ એટલીજ આશેઆ રાખી બેશીએચ કે, તેઓની અરજ જે વગર વાંધે બાહલ રેહવા જોગછે તે મુજબ કીધેલો અટકાવ નીકલી જાએ તો બહુજ સારૂ, કેમકે તેઓના એકગર પરમાણે એવા દરદીઓની દર સાલ સરાસરી સખીઆ ૨૦) થી વીશસ તો થતી નહીંજ હશે, માટે એ અટકાવ ખચીત કરી સદનતર નીકલી જવોજ જોઇએ.

વલી બીજા કેટલાક હીંદુઓએ ટાકબદર આગલ ડાટવાની જગેઆ બંધ પાડેઆ ઉપરથી નારાજી થાઇને શેહર સુધરાઈ ખાતાને એવી અરજી કીધેલી સભલાઈ હતી કે, તેઓને માટે વરલી ખાતે થેડવી આપેલી જગેઆ રદ કરીને આગલુ (ટાકબદરનુ) મકાણ પાછુ વાપરવા દેવુ, તે બાબે સવત ૧૯૨૯ ના પોસ વદી ૨ ને બુધવારે બેઠેની શુલેહના અમલદારોની સભા અંદર થોડીક બાજ-ગરો ચાલેઆ પછે તે અરજદારોને માટે એવો ઠેડાવ નકી નોધાએો, અને જવાબ વાલવા વીશેનો હોકમ થાએો કે, તેઓની અરજ એ કારણથી બાહાલ રાખી શકાતી નહી, જેમા એકતો ટાકબદર કરતા વરલી કાંઇ તેઓને દુર નથી; અને બીજુ એ કે ટાકબદર આગલની બધી જગા ભરાઈ જવાને લીધે, મુડદાઓને એકેકની ઉપર ડાટવામા આવતા હતા, તે ભરતી વખતે ચહડી આવતા દરીઆવના પાણીની છોલ તાહાનુ મટોડુ ધોઈ નાખેઆથી ડટાએલી લોહો ઓલી થાઇને હલાકી પામતી હતી તેથી તાહાની જગેઆ બધ પાડીને વરલી તરફની જે ગોઠવણ કરી આપીચ તે ઘણીજ સારીછે.

---

* સંવત ૧૯૨૯ ના વઇશાખ સુદ ૧૩ ને રવીવારે.

# પરખેઆત હીંદુઓના મરતીઊકો.

ખઈછે કે આ ટાપુ ખાતે હીંદુઓ આવી વશેઆ પછે તેઓ માહેલા મુહબલક સખશો મરણ પામી ચુકાછે, પણ જુગ વહી ગયાને લીધે બધાઓની ચોકસ નોધ કેથેખી સચવાઈ રહેલી નહીં જણાએઆને લીધે તેઓ માહેલા જાણીતા સખશો જે છેલી ૦॥ સદીના અરસામા ગુજરી ગયા, તેઓ માહેલા જેટલાઓની ઈઆરી હાથ આવી તેટલીજ હીંઆ દાખલ કરતા, આટલી ખાતરી જણાવીએછે કે, તેમાખી વખતે પરજાની પીછાણવાળા કોઇ સાહેબોના નામો લેવાતાં રહી ગયા હોએતો, આ નોધ લેણારની કશુરગી કેહવાનું જોઇએ નહી; કારણ કે તેનાથી બનીચ તેટલી જોસતેજોઈ તે કરી સખેઓછે, તે છતાબી જારે ખબર આપનારાઓ પછાત પડતા દેખાએઆ. તારે તાહાલ તેનો ઉપાએ ખચીત ખુટી પડઓ એવું મનાવીએછે. બાહેરવાલા સખશોના મરતીઉકો આ મધે જે જોવામા આવશે, તે માતરે તેઓની પદ્વી ખાતર, અને કોઇકોની લાગણી વઓની એક યાદગારી રાખવાનું મુનાસેબ જાણેઉછે.

૧૮૭૧ ના આસાડ શુદી ૮ ને સુકરવારે વડોદરાની ગાએકુઆડી ગાદીના દીવાન દાદા પટવરધન ગંગાધર શાસ્રીને પુણા ખાતે પેસવાઈ રાજીઅ વાલા તરફથી કોઇએ મારી નાખેઓ હતો. આ ગરહસથને પેટે અઢાર વરસની વએનો એક દીકરો જે હતો, તેને આપણી નામદાર સરકારે પોતાની બાહેધરીમા સાચવી લઈને ૬૨ માશે રૂ૫૦૦) નો પગાર બાધી આપેઆથી તે મરહુમના કુટંબીઓને સારો સતોસ હાશેલ થાએલો સંભલાઓ હતો.

૧૮૭૯ ના આશાડ સુદી ૫ ને સનીવારે—બારભાએઆના પરખેઆત વંઉસનો નામીચો વેપારી શા૦ પરેમજી ભગવાનજી ૫૪ વરસની વએ ભોગવીને કઈલાસવાસ થયો. આ ગરહસથ શા૦ પરેમજી પરશોતંમને નામે સે વખતપર મુબઈમા ચાલતી પેહડીનો એક સુધો, અને નીતીમાન સાવતંતર ભાગીઓ હતો, એટલુંજ નહી પણ માહધરમી સાથે દયાવતોમી કેહવાતો હતો.

૧૮૮૦ ને ફાગણ મહીને શા૦ નરભેરામ ભવાણીદાસ, ટંકસાલ ખાતાનો અસલી ઈજારેદાર સાઠ વરસની ઊમરમા મરણ પામેઓ હતો.

૧૮૮૦ ને ભાદુરવે મહીને શા૦ મોતીચંદ રૂગનાથદાસ ગનાતે લાડ વાણીઆ જે આ શેહરનો એક નામીચો સરાફ હતો, તે મોટો દરવીઅ મેલી મરણ પામેઓ.

૧૮૮૩ ના માગસર વદી ૫ ને મંગલવારે—મારવાડી અમરચંદ બાદરીચંદ, જેપોરથી સરાફી પેડી લઈને સવત ૧૮૬૫ ની સાલમા આવેલો હતો; તે લગભગ ૧૮ વરસ સુધી મોટી જાહોજલાલી ભોગવીઆ પછે તીસ લાખ રૂપીઆનો દરવીઅ મેલીને ૬૦ વરસની ઉમરમાં મરણ પામેઓ

આ ગરહસથની દોલત તેમના બે ભત્રીજાઓ નામે જેઠમલ તથા હીરાચંદ આપસ આપસમાં કોરટ લડીને બરબાદ કીધી હતી.

૧૮૮૫ નાં વઈસાખ વદી ૧૩ ને શનીવારે–પરભુ ગણાતનો દરવીઅવાન શેઠ વીઠોબા કાંહાંનોજી મરણ પાંમેઆ.

૧૮૮૭ ની સાલમા શા૦ તારાચંદ મોતીચંદ ચીનાઈ, ગણાતે વીસાઓસવાલ સરાવક વાંણીઆં વરસ ૭૪ ની ઊંમરના થઈને મરણ પાંમેઆ. હીંદુઓમા સરવેથી એવ્જ હીંમતવાંન ગરહસથ વેપારને અરથે પેહલ વેહલો સંવત ૧૮૬૬ ની સાલમા ચીનની સફરે શીધારેઓ હતો, અને તેહવાજ હેતુથી વલી ૧૮૭૦ માં બીજી વારની તાંહાં જઈ આવેઓ હતો.

૧૮૮૮ નાં જેઠ વદી ૫ ને શોમવારે પુણા ખાતેના સરકારી શીખસક ખાતાંનો વડા ખાલ સાસ્ત્રી ઘગવી, જેને પોતાની કાબેલીઅતથી પંડીતોમા મોટું માન મેલવેલું હતું; તે ૩૬ વરસની જવાંની વચ્ચેમાં તે તરફ ગુજરી ગયો; જેથી કરી તાંહાંના શીખસક ખાતાંને મલતી મદદ તે વખતપર થોડુંક સુધી તુટેલી દેખાઇ હતી.

૧૮૯૨ નાં કારતક વદી ૪ ને સોમવારે આપણી વસતીમાં વખણાઇ ગએલા સરાફ શા૦ મોરલીધર સંભુની દીકરીનાં દીકરા મોતીરાંમ અનુપરાંમ, જે હીંદુ માહજણનો એક સુધો શેઠીઓ કેહવાતો હતો તે ૩૮ વરસની વચ્ચેમાં વઈકુંઠ તરફ ચાલી ગયો.

૧૮૯૨ નાં માંગસરે સુદી ૧૨ ને મંગળવારે આપણી વસતીનાં મોટા માહરાજ, અને સરાફોની સંધના મુખીઅ નાણાવટી શ્રી ગોવરધનજી નાથજીના ચીરણજીવી શ્રી લાલજી માહરાજ વરસ ૪૦ ની ઊંમરમાં ઘરડા બાપને જીગરમાં જખમ લગાડી કઈલાસવાશી થયા. આ માહરાજ સાવભાવે સલુકાઈ ભરેઆ, અને ઘણાંજ નીતીવાન તથા નમાના પુરસ હતા; તેથી કરી હીંદુની સઘલી માહજનોમાં તેવન માહપરીતી ભરેઆ તથા સમપુરણ વીચારનાં કેહવાતા હતા.

૧૮૯૫ ને કારતક મહીને શા૦ હંસરાજ હરીદાસ નામનો એક નાંમીચો વેપારી મરણ પાંમેઓ હતો.

૧૮૯૬ નાં અશો સુદી ૫ ને બુધવારે મારવાડી હીરાચંદ બીરદીચંદ, જે આગલા દાહાડાપર નાંમીચો સરાફ ગણાતો હતો, તે બીચારો બીરગસતે ભવીસના વીજોગથી મરહુમ અમરચંદ બીરદીચંદની બાબદમાં, પોતાના કાકા તારાચંદ જેઠમલે માંડેલી ફરીઆદીની જપતી ઉપરથી સંવત ૧૮૯૩ ની સાલમાં કરજને લીધે કેદખાંને પડેલો હતો, તાંહાંજ પોતાની સુશીબતનો કાલ પુરો કરીને કુદરતી મોહોતે મરણ પાંમેઓ, અને તે પછે જેઠમલખી નાદાર થઈ હીંઆંથી નીકલી ગયો હતો, તેની નોંધ લેતાં અમીત દલગીરી ઉપજેછે.

૧૮૯૭ ના ફાગણ વદી ૪ ને ગુરવારે હીંદુઓના મોટા માહરાજ તથા સરવે સાહુકારોમા સારો દરજ્જો ધરાવનારા શ્રી ગોવરધનજી નાથજી વરસ

૭૨ ની જઈફી ગુજારીને કઈનાસવાસ થયા આ ધરમગુરૂ માહારાજ બધી વરણના શેઠ સાહુકારો તથા આદનાથી તે ના સુધીના માણસો રીઆ સગાથે ઘણુજ મીલણસાર હતા, એટલુજ નહી પણ સાભલેઆ પરમાણે સનસારી તથા ધરમ આચારીના બેહુ નામીચા ઓહધાઓ સારી વરતણુકથી બીજા માહરાજો કરતા તેવન સરસ રીતે ચલાવીને સરવેના જે ચાહ મેલવી ગયાચ, તે ઉપરથી કેહવાને બની આવેચ કે તે મરહુમ માહરાજ પવીતરાઈમા પુરા અને નેક નામીમા સુરાજ હતા.

૧૮૯૭ ના વઈસાખ વદ ૧૨ ને મગલવારે હીદુઓના બીજા મોટા માહરાજ શ્રી ગોસાઈજી ઘનશામજી જેવણ પરથમ સાહાડ ગામના શ્રી નાથજી માહરાજના મદીરમા રેહનારા હતા, તે વરસ ૫) સુધી હીંઆ આવી વશેઆ પછે વરસ ૬૦) ની વએ ભોગવીને ગુજરી ગયાછે

૧૮૯૯ ના કારતક સુદી ૨ ને સુકરે વડેદરાની ગાદીનો પદભરસટ થાએલો માજી દીવાન વેણીરામ આતીતરામ પોતાની ૬૮ ચાહવા માટે કલકતા તરફ જઈ રેહેલો હતો તાહા ૬૨) ની ઉમરે તે મરણ પામેઓ

૧૯૦૦ ના ફાગણ સુદી ૫ ને સુકરવારે આપણી ટાપુનો પરખેઆત ઝવેરી શા૦ ફતેચદ ખુસાલચદ, જેણે એક લાખ રૂપીઆનુ દઈવત ભેગુ કીધુ હતુ તે એમનુએમ મેલીને જે મરણ પમેઓ તે વીશે એવુ કેહવાએલુછે કે, આ ગરહસથ છતી પુજીએ હઈઆતીમા અતીશીઆ બખીલ ગણાતો હતો, પણ મરણની થોડાક દીવસ આગમજ વશીએત કરીને તે દોલતનો મોટો ભાગ પોતાની નાતને લગતા ધરમ ખાતાઓમા, અને બાકી ભાગમાથી બાઈડી, છોકરાઓ, તથા બીજાઓને વેહચી આપવાનુ ફરમાન જણાવી ગયો, આગલા કારણ ઉપરથી તેમની નાતવાનાઓમા આવી સખાવતની વીશેસ વખાણ ગવાઈ હતી

૧૯૦૦ ના વઈશાક વદી ૧૪ ને ગુરૂવારે મોટા ધરમઆચારી અને માહ નીતીવાન માહારાજ શ્રી ગોસાઈજી ગોકનનાથજી જેવન શ્રીનાથજી માહરાજને ગામના એક વતણી હતા, પણ મરણની દોહડેક વરસ આગમજ મુબઈ આવી પોતાના શેવકોને ઘણેજ રૂડે મારગે ચાલવાનો સદા બોધ કરતા હતા, તેવણ ૫૫ વરસની ઉંમરમા મરણ પામેઆ

૧૯૦૨ ના વઈશાખ વદી ૭ ને રવીવારે એનફીનસટન કાલેજમા ગણીતશાસ્ત્રનો આસીસટંટ પરોફેસર મી૦ બાલ ગગાધર સાસ્ત્રી, જે રાજાપોરની નજદીક પુગારેન ગામમા સવત ૧૮૬૬ ને સાલ જનમ પામેઓ હતો, તે વીદવાન ગરહસથ આસરે ૩૬ વરસની ભરજવાનીમા કઈનાસવાસ થયો એ પદીત ૧૮ વરસની ઉમરમા ઉપની મદરેસા ખાતે પેહલવેહલો દાખલ થયો હતો, જાહા તરણ વરસ સુધી કસટ ખેંચીને અગરેજી વીદ્યાની સારી માહીતગારી હાશેલ કરી લીધા પછે, સવત ૧૮૯૧ મા કામ ચલાઉ પરોફેસરનો માન ભરેઓ એહદો મેલવેઓ હતો, જે ૧૧ વરસવેર સાચવીને તેજ એનકામ પોતાની સાથે બાધી લઈ સવરગનુ

સુખ પામવા માટે લીધારેઓ. આ જવાન, જેવો વીદવાન તેવોજ સવભાવે ઘણોજ ઉમરાવ સરીખો, અને નમનતાઈમાં નેકી ભરેઓ હતો; "મુંબઈ દરપણ" નામનું અંગરેજી તથા મરાઠીમા તે વખતપર નીકલતું વરતમાન પતર પણ એજ ગરહસથે ઘણીજ ચાલાકીથી ચલાવેલું હતું.

૧૯૦૬ ના વરસમા ઠકર પરશોતમ રણછોડ, લકબે "બીલીઅનીઆં" નામનો ગરહસથ દશ લાખ રૂપીઆની પુંજી મેલીને જે મરણ પાંમેઓ, તેનો મુખીય ધંધો અંગરેજ લોકોને અંગઉધારે નાણાં ધીરી તેની જાંમીનગીરીમાં તેઓની મીલકતો, અથવા હઈઆતી ઉપર ઉતરેલા વીમાની પોલેશીઓ કબજ રાખતો હતો; અને સરવે સાથે અતી મીલનસારી તથા નમનતાઈ સાચવીને ચોખા વેહવારથી ચાલિઆને લીધે આપણી ટાપુ ખાતે એક પરએઆત નાણાવટીમાં ગણાએલો હતો.

૧૯૦૬ ના દુવીતી વઈશાખ વદી ૧૧ ને ભરેસપતવારે શા૰ અમરચંદ ખીમચંદ દંમણી જેવણ મરહુમ શેઠ મોતીશાહની સાહેતાથી એકવાર વાંહાંણવટી શોદાગર થએલો હતો, તે શામલાલ સંગાથેના સટામો ખુહારી પાંમેઆ પછે બીમાર પડીને વસાઇ તરફ હવાની ફેરબદલી માટે જઇ રહેઓ તાંહાંજ, ૫૧ વરસની વએમાં મરણ પામેઓ હતો.

૧૯૦૭ ના વઈશાખ સુદી ૪ ને શોમવારે બંદુશેઠ રાઘવશેઠ નામનો મરાહઠો ગરહસથ મરણ પામેઓ.

૧૯૧૦ ના વઈશાખ વદી ૧૦ ને રવીવારે કલકતાવાલો નાંમીચો સાહુકાર બાબુ મોતીલાલ શીલ, તે તરફ મરણ પાંમેઓ, જે વીશે એવું સાંભલવામાં આવેલું હતું કે એક કરોડ રૂપીઆની દોલત પોતાની પાછલ મેલી ગયો; જેમાંથી પચાસ લાખ તેના ખેશીઓના પાખણ માટે ટરસટપણામા શોંકાવીને બાકી તેટલાજ પોતીકા પાંચ દીકરાઓ વચે સરખે હીશે વેંહેચી લેવાનું તેણે વશીઅત કીધું હતું.

૧૯૨૧ ના જેઠ વદી ૩ ને શોમરે ગોપાલરાવ બંદુશેઠ મરાહઠો મરણ પાંમેઓ.

૧૯૨૧ ના સરાવણ વદી ૨ ને બુધવારે સકારાંમ રાઘવશેઠ મરણ પાંમેઓ.

૧૯૨૨ ના કારતક સુદી ૮ ને શુકરવારે શેઠ સકારામ લક્ષમનજી વરસ ૭૫ ને આસરેની વએ પુરી કરીને દેવગત થયાછે. આ ગરહસથ આપણી વસતીમાં પરએઆત થએલી મી૰ ફારબસ કુંપનીની ઘણીજ પુરાંની પેહડીમા પરથમ એક સાધારણ કલારક દાખલ રહેલો હતો; જાંહાં ઘણી મુદત તુલીક રૂડી વરતણુકથી કાંમકાજની માહીતી મેલવેઆ પછે, તાંહાંનોજ એક મુખો વહીવટદાર થઇને પાછલથી દલાલીનું બોહલું કાંમબી ચલાવતો હતો. આ શેઠીઆની મીલનસારી સરવે ઠેકાંણે વખાણાઇ રહેઆને લીધે તે એક જાંણીતો પુરસ થઈ ગયોછે.

૧૯૨૫ ના પોસ સુદી ૯ ને બુધવારે આપણી ટાપુનો નામીચો સરકારી ઇજારેદાર ગરહસથ શા૰ કલાંણજી શીવજી સારે નામ મેલવી મરણ પાંમેઓ.

૧૯૨૬ ના વઈશાખ વદી ૨ ને વાર ભોમે આપણી હાઈકોરટના દેશી વડા દુભાશીઆ મી૰ નારાએણ દીનાનાથ જવાની વએમા મરણ પામેઆ. આગલા દાહાડાઓ ઉપર સથાપેના શેહર મુધરાઈ ખાતાના તરણ કમીસનરો માહેલો આ મરહુમબી એક હતો, તે સાથે મુલેહનો અમલદાર અને બીજી ઘણીક જાહેર મડલીઓમા સારો દેખાવ દેતો હતો.

૧૯૨૬ ના વઇશાખ વદી ૪ ને બુધે આગલી સદર અદાલતના આસીસટંટ રેજીસતરાર, અને શુલેહના અમલદાર મી૰ બારાકજ સુદરજી મરણ પામેઓ.

૧૯૨૭ ના કારતક સુદી ૭ ને સોમે ઠકર કરમશી રણમલ લખાની વીધવા પરેમાબાઇ દેવલોક ગયા તે વીશે એવુ સભલાએલુંછ કે, એ બાઇ ઘણા સારા ગુણોથી ભરપુર હતા અને પોતાની ગનેઆતના લોકોમા સુધારા સબધી ઘણુ ઉતેજન આપતા હતા, એટલુજ નહીં પણ રૂડા કામો કરનારને પોતા તરફનો આસરોમી આપતા હતા; અને તે સાથે ગરીબ ગુરબાઓને પણ તેનીથી સારી મદદ મલતી હતી, જેથી કરી લોકોનો ચાહ તથા પેઆર તેણીની ગભીરાઇ ઉપર ઘણો દોડતો હતો. આસરે તેરેક વરસ ઉપર સવત ૧૯૧૪ મા તેણીનો ભરથાર જારે મરણ પામેઓ તારે તેણીનો એકજ પુરો દીકરો મી૰ હરારાજ ઘણી બાનવએમા હતો, તેથી પોતાના મરહુમ ભરથારની પેહડીનો વહીવટ ઘણીજ ચાનાકીથી અને રૂડી પેરે એજ બાઈ ચલાવતી હતી, એટલુંજ નહીં પણ, તે પછેથી મરણની છેલી ઘડીમુધી તે વહીવટમા પોતાની સનાહ લાગુ રાખેલી જણાઈ હતી. કેહએ કે તેણીના ભરથારે ધરમના કેટલાક કામો કરવાનુ પરથમ આરમેલું હતું પણ તેટલા જમદુતની સવારી તેને વઇકુંઠ તરફ ખેંચી લઈ ગઈ તેને લીધે કાઇજ બની સકેલું નોહતુ તે તેમના મરણ પછે આ દએઆનુ બાઇએ નીચે જણાવેઆ મુજબનુ સઘલુ કામ સમ પુરણ રીતે સરજામ પોહચાડેલુ હતુ; તે ઉપરાત દાણ પુણ કરવામોબી એ બાઈ ઘણીજ સખી દીલની પરખેઆત થઈ ગઇછે.

૫૦,૦૦૦) શ્રી તરીમબેકેશવરમા ગગાદુઆરની અદર ૮૦૦) પાએરી વાટી પથરની ગોજ્રુલી વીટીરીઓ બનાવી આપી તેસા.

૧૫૦૦) ધારાપોરીના ગોફા આગલબી પાએરીઓ બધાવી આપી તે પાછળ.

૧૦,૦૦૦) વસાઇની નજદીક નીરમલના તનાવ આગલ એક ધરમશાળા બધાવી આપી તે ઉપર ખરચેલા.

૪૫,૦૦૦) પનવેલી મધે એક તલાવ તથા ધરમશાળા બધાવી તે ઉપર

૧૦૬,૫૦૦)

એ રીતના દેખઇતા ઉપરાત બીજા કેટલાક છુપેઆ ધરમ તથા સખાવતના કામો પોતાની નેઆતના લાભ જોગા કીધાએ, તે મલી કુલ રૂપીઆ લાખ બેએ મુધીના સભનાએઆછે. એવી સખાવતી બાઇ જોકે મરણ પામીએ પણ તેની કીરતી ઘણુસુધી અમર રેહવે માટે તેહની રૂડી સુરતી વાપરવા

સારૂં સરવે કોઈ દરવીષવાંન બાઇઓને તે મરહુમના દાખલા ઉપરથી અછો ધડા લેવા વીશેની સુચના કરીઅછે કે એવાં સારાં કાંમોથીજ તેણીઓનું નાંમ સદા વખણાતું રેહશે.

૧૯૨૭ માંહાં વદી ૦))) ને રવીવારે આ ટાપુનો એક બરહમચારી નાંમે વીસનું-બાવા ૫૦) વરસની વએમાં મરણ પાંમેઓ. કેહય કે એ બાવા ઘણોજ બાહોસ, ચંચલ, પઢેલો, અને ધરંમ સંબંધી અછું ગનેઆંન ધરાવીને સરવેથી સરસ ભાસાંણ કરતા હતો. ઈ૦ સને ૧૮૫૭ માં ઈસાઈ ધરંમનાં ઉપાધીઆઓ સાથે તેને દરીએ કીનારે તકરારો કરતાં જે સાહેબો જોયા અથવા સાંભલેઆથી તેની મનસકતીની સારી યાદી રાખતા હતા, તેઓ તેનાં મરણની ખબર સાંભલી બચીત દલગીર થયાવીનાં રેહેઆ નોહતા. એ મરહુમ બાવા વીશે એવુંભી સાંભલેછેંય કે તે પોતાની જવાંનીમાં સરકારની નોકરી કરતો હતો, પણ ધરંમ અભેઆસ ઉપર વીશેસ પેઆર હોઆને લીધે નોકરી તેણે સાબદી છોડી દીધી હતી. એ મરહુમે કેટલાંક પુસતકોભી ધરમના બાબમા બનાવેઆં હતા, અને તેની કાબેલીઅત ઉપર દખણીઓ એટલાતો ફીદા હતા કે આએ મરણથી તેઓને મોટો તોટો ગએલો પુરાવવો મુસકેલછે.

૧૯૨૭ નાં વઈસાખ સુદી ૧૨ વાર ભોમે ગોપીકાબાઈ નાંમની એક ૯૦) વરસની ઊંમરે પોંહચેલી પરભુ ગનેઆંતની જઈફ સ્ત્રી જે નવીવાડીમાં રેહતી હતી તે બીમારીની પરવરેશી કરનારી દીકરી તથા દીકરાની દીકરી મલી બે જણીઓ એકજ મહીનાનાં અરસામો મરણ પાંમેઆંથી આસરા વનાં મોટી વેદનામા આવી પડી હતી, તેના ઓફથી જીંદગીનો છેડો લાવવા માટે તે બાપરીએ કુવામો પડીને અપઘાત કરી. આ વાત ઉપરથી લોકોને દએઆ ઉપજાવવી લાજેમ બલકે ફરજછે કે પોતપોતાની ગનેઆંતમાં એવું કોઈ નાવારેસ થાએલું જણાઈ આવે તો તેની બરદાસત રાખવાના સારા ઉપાએ લેવા જોઈએ કે જેથી ફરી હાવું કમકમાંટ ભરેલું આપઘાતનું મોહોત નીપજાવવાનો અટકાવ થાએ.

૧૯૨૭ નાં આશાડ વદી ૩ ને બુધવારે લુહાંનાની ગેઆતનો વડો, અને આપણી ટાપુમો પરઍઆત થાઈ ગએલા નાંમીચા ઠા૦ રંણમલ લખાનો દીકરો ઠા૦ હંસરાજ કરસશી ૨૮ વરસની ભર જવાંણીમાં આસરે ૧૧ વરસની ઉમરના એક વારેસ સાથે બેઍ વીધવાઓને પોતાની પાછલ મેલીને કઈલાસવાશી થએઓ. એ વીશે ગાંમ મધે એકી અવાજે એવું કેહવામા આવેછેય કે, એ મરહુમ ગરહસથ સવભાવનો ગંભીર અને બવાશે નમનતાઈ ભરેલો એવોતો અસરાફ હતો કે, તેની ખુબીથી પોતાની આસપાસ ઘણાક અસીલ મીતરોને મેલવી રાખેઆ હતા; જેની સાખરી દાખલ આટલુંતો સાબેત થાએછેય કે, મરનારને છેલુ માંન દેવાના ખરા હેતુથી દાંણાબંદર તથા માંડીબંદરના બજાર માહેલી સઘલી દુકાંને તથા પેઢીઓ એક દીવસ સુધી બંધ રાખેઆમા આવી હતી. એ ...

શીપાહીઓ જેવા બનાવી રાખેઆ હતા. એ વખત પર અંગરેજી લસકરના થોડા રહેલા શોલજરો મરકીને ભોગે ચહડી મરણ પામેઆં, તેનો લાભ લઈને ઉપવા સતરશીદીઓ ૮૦ સને ૧૬૯૨ માં બીજીવાર મુંબઈ લેવા વશી ચહડી આવેઆ તારે કોલી શીપાહીઓની મદદથી આ નામવર રૂસતંમે તેઓને મારી હટાડીને દેસનો કબજો પોતાની હકુમત હેઠલ જે ખંચાવી રાખેઓ હતો, તે વીશેની સરવે હકાએત આ નોંધ પાંને ૨૧ માં વીસતારી સમાવેલીછે, તે વાચેઆથી આ શુરા સખ્સની બાહદુરી તથા વફાદારીનું વરણન વખણાઈ સકાશે.

આ સુરા શુપેસાલારની બાહાદુરી હીઆંજ અટકી રહેઆ પછે આગલ લંબાઇ સકી નહી; તે વીશે તેનાની ધારના એવી પુગી હોએ કે, એક વખતની જહડફ જેકારીના પરીણામે જેહવી પાર પડીય, તેહવી દુસમેનો બલવંત હોવાને લીધે બીજીવાર કદાપી તેઓ ચહડી આવેઆથી શીકસત મલેતો હાંસલ થાએલી ફીરતી સઘલી અકારત જાએ; એવી સંહમજથી વખતે તેનાએ ડાહપણ વીચારીને એ બાબદની કેફીએત વગર ઢીલ સુરત ખાતે કોઠીના વડા ઉપર કાસદોની મારફતે લખી મોકલાવીને, આ જોખમ ભરેઆ ઓધા ઉપરથી પોતાનો છુટકો માગેઓ; તે મુજબ કેહય કે તાંહાંથી હકુમત ચલાવનારા અંગરેજી અમલદારો જે આવેઆ, તેઓએ હીઆના રાજની લગાંમ સવાધીનમા લઈ લીધી; અને આ સાહેબે વફાદારીથી બજાવેલી ચાકરીના બદલામાં મુંબઈ ખાતેની પટેલાઇનો હક ભોગવવાની મુખતેઆરી વંશ પરંમપરા સુધીની જે તેનાએ ચાહી, તે મુજબ મુંબઈ, મજગામ, માહીમ, વરલી, ધારાવી, શીવરી, શીમ, બોરી, કેવલી માહીમ, વાંદરકર, અને વાદરકરબાઈ, તરફ રેહનારા સરવે માંછીમાર કોલી લોકો ઉપર શેઠ રૂસતમજીની પટેલાઇ મુકરર કરી આપી; અને તે દાહાડાથી આ સાહેબ પોતાનો કબજો રાખીને તેઓ પાશેથી આગલા શેડાવ પરમાંણે સરકારી માહાસુલની વશુલાત લીધા ઉપરાંત, તેઓ વચે ચાલતા દીવાની તથા ધરમ સંબંધી મુકદમાઓ પણ વાજેબીની રાહે ચુકવતા રહેઆ; તારથીજ પટેલાઈનો જે નામીચો ખેતાબ તેવનના વશીલાઓ ઉપર ઉતરતો આવેઓય, તેટલોજ માતર હવડે સુધી ખાનદાનની ઓલખ તરીકે નીભાએલોછે; મગર આગલી જાહેજલાલી ભરેલી સરવે પાંતીની સતા તેઓ પાશેથી જે જતી રહીય, તેનું વરણન હવે પછે આગલ જણાવેઆમાં આવશે.

એ કોલીઓ પાશેથી સરકારી "બાડીટાકસ" નાંમની વશુલાત ઉપરાંત તેઓની માછલી ભરીને બાહેરથી આવતી દરએક બોટ એકેકી માછલી લેવાનો હક સરકારે તેનાને જે આપેઓ હતો, તે મુજબ પોતાના લાભ માટે તેવન સદા લેતા હતા; અને તે ઉપરાંત પટેલાઈની ચાકરીના બદલામા સરકાર પાશેથી દર મહીને ૩૬૯) તેનાને મલતા હતા.

આ ટાપુની આશેપાશે ખારી જમીનો ઉપર જેઓ ભાત ઉગાડતા હતા, તેઓ પાશેથી દરવરસનું સરકારી દેણું વશુલ કરવાનું કાંમબી આ પટેલનાજ હસતકમાં હતું; અને તે સાહેબ કાએદા મુજબ આગમજથી માહશુલ

લીધાવના, કોઈબી ધણીને ભાત કાપવાની પરવાંણગી બીલકુલ આપતા નોહતા; કારણ કે તેઓએ સરકારી ફરમાંન તેનાને એવુંજ મલેલું હતું, અને તેથી કરી સરકારી આબ્યપત ઘણી વેહલી વશુલ થાતી હતી.

આગલા વખતમાં મુંબઈ ખાતે ભારબરદારી ગાડાંઓ, તથા બલદોની અતીશીઅ ખુટ હોવાથી એવી બેદાદી ચાલતી હતી કે, એવી કરનારાઓને અગત પડતો જેબી લોકોના ગાડાં અથવા ઢોરો હાથ આવે તેને જબરીથી બેધડક પકડી લઈ પોતાનું કાંમ ચલાવતા હતા; તેમાં કેહવ કે ઘણીવાર આ પટેલ સાહેબના ગાડાં બલદીઆઓ પણ સપડાતાં હતાં; જેની મનાઈઓએ તે વખતની રીત પરમાંણે ગાંમમા પોતે એવો ઢંઢેરો પીટાવેઓ હતો કે, "કોઈએબી પારકા સખશોના ગાડાંઓ, અથવા બલદો તેનો લવાજમો આપેઆવના બેતરનાં કાંમ સારૂં જબરીથી લેવાં નહી" આ હોકમ અમલમા આવેઆથી બેદાદી તદન બંધ પડી હતી.

એ ઉપરાંત સરકારનું ઘણીજ તાકીદ ભરેલું કાંમ તેવન પાશે એવું હતું કે, નામદાર કુંપણી તથા બીજા વેપારીઓનાં આવતાં જતાં સઘલાં બારકશોને અગતસર જોઈતો નેહાવ પુરો પાડવો અથવા તેમાથી ખાલી કરી લેવો; અને તે કાંમ દરોબસત બજાવીને તેનો પુરતો લવાજમ સારીપેઠે તેવન વશુલ કરતા, એટલુંજ નંહી પણ બીજાં અનેક તરેહનાં સરકારી કાંમો જે બજાવતા તેનો માસુલબી મેલવી લેતા હતા.

આ પણોતા પટેલનાં તરણવાર લગન થએલાં કેહવાએચ, તેમાં પેહલી પરણી બાએડી મરણ પાંમેઆ પછે, બીજી કરી લાવેઆ હતા. હીંઆં તુલીક પોતે અધીર ઉંમરે પોંહચેઆ છતાં, તેની પાછલ નામ રાખનારો કોઈબી વારસ અવતરેઓજ નોહતો; પણ તરીજી સદગુણી બાઈ જે ઈરાંણ દેસથી આવી હતી, તેની સાથે પરણેઆથી વસતીનો વધારો થયો તે બીનાની જાણવાજોગ હકાએત નીચે દાખલ કરીએછે.

એ ઈરાંણી અબલાજાદીને મુંબઈ આવવાનો સબબ એવો સંભલાયોછે કે, તેણીના સવદેશ ખાતે તેણીને જનતર આપનારો શીઆવક્ષ બીન દીનીઆર નામનો બાપ, તથા ફરંગીઝ નાંમની માને પેટે, એ સુધાં પાંચ દીકરીઓ પેદા થએલી હતી; જેઓ ઘણીજ ખુબસુરત હોવાને લીધે, તે માંહેલી તરણ જણીઓને તો મુસલમાંન લોકો જાલમી દોરથી છીનવી લઈ ગયા હતા; અને બીચારી બેને ઘણીજ માહવજતથી છુપા છુપ બંચાવી રાખવામાં તેણીઓનાં મા બાપને એટલી તો મુસકેલીએત નડી કે તેણીઓને હીંદ તરફ મોકલી દેવાની પેરવી તેઓ કરતાં હતાં, તેહવામાં તેણીઓના રૂડાં બાએગે એક જરમેન મુસાફર, જેના નામની ચોકસ યાદી મલતી નથી, તે તાંહાં જઈ લાગો; જે ઘણોજ ભલો, અને રેહેમ નજરવાલો જારે તેઓને માલુમ પડઓ, તારે બીચારા દુખીઆરા શેઆવક્ષે તેની આગલ આજેજીથી અરજ ગુજારી કે, તેની આ બે દીકરીઓ જાલમી દોરને લીધે જરથોસતી ધરમમાં ઘણીજ મુસકેલીએતથી જલવાઈ રહીઅ, તેણીઓને હીંદની જમીનમાં જાંહાં પારસીઓની વસતી હોય

તાહા લઈ જઈને બેઇ સારા માણસના સવાધીનમા સોફી આપયો તો, તેણી એનો સસાર રૂડી પેરે સમ્યવાએ. આ વાત કબુલ રાખતા પેલા જરમેન મુસાફરે બે માહેલી એક છોકરીને પસદ કરી પોતાની કદખુદાઇમા લેવાની ઇચ્છા બતાવીને એવું કહેલું કે, "તેણીને મુસલમીન જેવા જુનમાતમા ૯રા મીરા નહીં પણ ઘણુજ સુખ દેખાડીસ, અને બાકીની એકને બેહતને ઠેકાણે ગણી હીંદુસતાન ખાતે સભાનથી લઇ જઇને તમારા જાતભાઈને હવાલે કરીસ" જે ઉપર સતોસ પામી ઓઆવક્ષે તેની બે ‸ ડીકરીઓ સાથે એવો ઠેડાવ કીધો કે મુસલમાન જબરદસતીથી ખેંચી જાએ, તે કરતા આ સખસ ભલો કે સારી કબુનાતથી સુખ દેખાડવા ચાહેચ, માટે તેઓ માહેની એકને જરમેન મુસાફરે પસદ કીધી, તેણીએ તેની સાથે, અને બીજી જે પીરોજા નામની બાઈ હતી, તેણીએ પોતાના હમદીન સાથે પરણવા માટે, તે બેઉ બેટીઓ મા બાપ પાસેથી છેલી રૂખસત પામીને જરમેન મુસાફરની સગતમા જનમ ભુમીને તજીદઈ મુબઈ ખાતે આની આવીઓ જાહા પેલી પતીવરતા પીરોજાને અતરેના નામીચા દુકાણદાર ગોઠ ભીખા બેરામને હવલે કરતા મજકુર મુસાફરે કહેલું કે કોઈ આબરૂવાલો પારશી ગરહસથ જેને આ છોકરી પસદ કરે, તેની સાથે પરણાવી આપવી, અને તે ગરહસથ જેણીને પોતા ।। નેકામા લીધી હતી તેણીની સાથે પોતાને સવદેસ તરફ શીધારી ગયો

પીરોજાબાનુનો જનમ તેણીની ઈઆદદાસત ઉપરથી અનરે ઉપજાવેના ટપકા મુજબ રોજ ૧૫ મો માહા ૭ મો ગ્રેહનસાઇ સાલે ૧૦૫૮ ય૦ એ ઇરાન ખાતે થાએલો માલુમ પડેઓછે એ બાઈ જારે પેહલવેહના મુબઈ આવેઆ તારે ૧૩ અથવા ૧૪ વરસની ખીલતી જવાણીના બાહારમા તાહાના ખાધ ખોરાકની ખુબીથી જાણે વીશેક વરસના હોએ એવા મજબુત બાધાના દેખાતા હતા કોટ ખાતે ફારબસ સત્રીત આગલ જાહા દાદી બી લડીંગ નામની મોટી હવેલી હવડા હુમેલીછે, તાહા કેટ્લ્ય કે અસલ તુલાવ હતુ, અને તેની અસપાસના ચોગાનમા સાહજને સમે પરશી ગ્રીઆઓને હવા ખોરવા માટે બેસવની જગેઆ હતી, તાહા ઉપર જણાવેના શેઠ ભીખા બેહરામ પોતાની આ પરોહણીને લઈને ભરથાર પસદ કરવા માટે જઈ બેઠા, પીરોજાએ પેહનાતો સરવેની તરફ ટીકીટીકી નજર ફેરવતા આ સુરા શેઠ રૂસતમ પટેલબી તાહા બેઠેલા હતા તેનાનો હાથ પકડી લીધો, બીચારા અઘોર ઉમરના પટેન સાહેબે જોએલું, કે આ પીડા ફેકટની ગલે વનગેચ તેથી તેવન તતકાલ તાહાથી જતા રહેઆ, અને પીરોજાએ તો તે શીવાએ તાહા બેઠેલા બીજા કોઇનેબી પરનવ માટે પસ૦ કીધોજ નહી બીજી સાહજરે તેજ મીસાલે તેણીને લઈને ભીખાજી શેઠ તાહા પાછા અવી બેઠા, પણ રૂસ તમ પટેલ તો બીહકના મારેઆ બીલકુલ આવેઆજ નહીં, તારે તાહા બેઠે લાઓમાથી બીજે કોઇની બાવદ પસદ કરવા તે બાઇને ફરમાવેલું, તો સાફ નાપાડી તેણી બોલેઆ કે કાલવાલા સખસનીજ સાથે પરણું. હાવો ચાહ તે બાઈનો જોઈને સઘલા સાહેબોએ મનસુબો કીધો, અને રૂસતમ પટેલ પાશે

જઈને ઘણું સહમજાવી કહેલું કે, જારે તે બાઈ તમારી ઉપર જ ખુશીછે તારે તમો તેની સાથે પરણો કે જેથી તમારે તાંહાં વસતીવારીનો વધારો થાએ. હાવી રીતનું દબાંણ સરવે દોસાતો તરફથી થએલું જોઈ શેઠ રૂસતમ પટેલ આ ઈરાંણી તોખમની પીરોજા સાથે પરણેઆં; અને ઘેર લાવેઆ પછે થોડાજ વેહવારથી તેનાનીબી પુર ખાતરી થઈ કે, આ અબલા તો ખરેખરી કોઇ સારાંજ ખાંનદાનની અને ઘેર રાખુ સકરમી ઓરતછે; જે ઉપર દનપરદન મોહબત વધારીને એખલાસથી ચાહ રાખેઓ, અને કરવું ખોદાનું એવું થએલું કે તે બાઇએ એકેકની પુઠે ચુનંદા ચાર દીકરાઓ જની આપીને પોતાના ભરથારનું ઉજડ ઘેર વસતીથી જે ભરપુર કરી દીધું, તેઓના નામો નીચે મુજબ હતાં.

વડા કાવસજી, જેનાનો જનમ સાલે ૧૧૧૩ અથવા ૧૧૧૪ માં થએલા અટકલાએછે.

બીજા દોરાબજી, જેનાનો જનમ સાલે ૧૧૨૩ ના બારમાં મહીનાને બીજે રોજે ચોકસછે.

તરીજા કેખસરૂ, જેના જનમનો સને અથવા દાહાડોવાર ઇઆદ નથી, પણ રોજ ૯ મો માહ ૨ જે સાલે ૧૧૬૩ માં મરણ પાંમેલા માલુમ પડેઆછે.

ચોથા ટેમુલજીના, જનમનીબી ખબર નહીં હોવાને લીધે, તેણાનું મરતીઉક રોજ ૧૬ મો માહા ૧૧ મો શેહેનસાહી સાલે ૧૧૯૭ મા થએલું જણાએલછે.

મુંબઈ ખાતે અંગરેજ સરકારથી ઘેડવાએલા આ પેહલવેહલા પટેલ રૂસતમજીએ પોતાના અમલમાં પરમાંણીકપણાથી સઘલી જાહોજલાલી ઘણી સારી રીતે ભોગવી હતી; અને સકરમી બાએડીને સબકતે પગલે ગાંથે દરવીય પણ સંઘરહ કરી તેને રૂડાજ ઉપીયોગમાં સદા લાવતા હતા. એ સાહેબને તાંહાં ઘરડી વએમાં અવતરેલા દીકરાઓ માહેલા વડા તથા બીજાને સાલે ૧૧૩૧ ૫૦ માં, પોતાનાં દેશી અમીરી એલકાબને જેબ મલે • તેવી ધાંમધુમથી જારે પરણાવેઆ, તારે કેહવું કે તે વખતની રીતને અનુસરતો ખરચ કરવામા કાંઇજ કોતાઈ રાખી નોહતી; અને તેની ખુસાલીમાં જેમ મુંબઇ, તેમજ સુરત, સુમારી, ભોરા, અરાજન, કુમસ, અને બીલીમોરા વગેરેના દેશી દેસ ખાતે ખાંડા વેહચીને તાંહાંના ઘણાક લોકોને મેજબાંનીમાં સાંમેલ રેહવા સારૂ બોલાવેઆ હતા; જાંહાં ૨૬ દીવસનો માંદવસરો લઈને તેટલા અરસામા પોતાને તાંહાં સારી રવેસની રાંમસણીના રંગ રાગ ગજાવી દીધા હતા, અને તેવી ખુસાલી હસતે મોહડે પસાર થઈ ચુકાને અગીઆરેક મહીના ગુજરેઆ, તેટલાં પોતાની જીંદગી છેક ૯૬ વરસની જઈફીએ પુગાડીને રોજ ૨૭ મો માહા ૬ ઠો શેહેનસાહી સાલે ૧૧૩૨ ય० એ, ભીનોઈ જાંહાંનમા કુચ કરી ગયા ઉપરથી તેમની માન ભરેલી પટેલાઇનો પેહલો પેહરો પુરો થયો.

---

## શેઠ કાવસજી રૂસતમજી પટેલ.

પટેલાઈની ગાદી જાલવનારા આ ગરહસથ બાપના મરણવખતે ૧૯ વરસને આસરેના હતા, તેનાને સરકારે મોટીખુસી સાથે બાહલ રાખેઆ ઉપરથી તે મરહુમની પંકાએલી પેહડીનો સંઘલો વહીવટ પોતાના હસતકમાં કરી લઈને કુટંબનાં વડા તરીકે પરીવારોને પક્ષમા સમાવતા રહી સરકારી તથા સનસારી કાંમો ચલાવવા લાગા; અને પોતીકા બાપના વખત જેવી સઘલી સંતા સારા વીચારોથી હેવીરીતે ભોગવવા માંડી કે, જેથી કરી વડીલોએ પુખત પાએ બંધ બેસાડેલી કીરતીને ખીલતા બાહર ઉપરજ દીપતી દેખાડી.

અંગરેજ સરકારને બીજાં રાજીઆ ઉપર લડાઇ લઈ જવામાં ગુતાવવું પડેઆના સબબે લશકરને જલમારગે એકથી બીજે ઠેકાંણે તાકીદે હેરફેર કરવાસારૂં જોઇતાં બારકસો મેલવવામા જારે ઘણી મુસકેલ જણાઇ, તારે તે કાંમનો મકતો આ શેઠ કાવસજી પટેલને આપેઓ હતો અને તો જોકે તેનાની પાસે બોહોલો વહીવટ હોએઆછતાં, લશકરગીરીને હેવીતો સવલ કરી દીધીકે, તેના બદલામાં એ કાંમબી આ ગરહસથની હઇઆતી બાદ ઘણી લાંમબી મુદતસુધી તેમનાજ કુટંબીઓ હસતક સચવાઈ રહેલું હતું.

ઇસવીસને ૧૭૭૪માં મરાહટા સરકાર રઘુનાથરાવ દાદાસાહેબ પાસેથી થાણા અને વસાઇની હકુમત આપણી અંગરેજ સરકારે જારે લઇ લીધી, તારે તે જગેઆનો કારોબારબી આ પટેલને તેનાની ચંચલાઈ ઉપર પુર વીસવાસ રાખી સોફેઓ; અને તેઓના ફરમાવેઆથી તે જીલા માહેલા ચરણી બંદર, મંનપેસર, તુરંબ, મઠ, મરવે, મનોરી, વેસાવું, દાંડા, વાંદરા, કલીઆંણી તથા ભીંવડી મલી ૧૧ તાલુકા તરફનાં માછી મારો ઉપર સરકારે ઘેડવેલો "બાદી ટાકસ" નો કર હુઘડાવવાનુ કામ તેવણ બજાવતા હતા. આ ટાકણે તેમના બીજા ભાઈ શેઠ દોરાબજી પટેલબી પુગતી ઉમરના હોવાથી, નવા કામમાં પોતાના વડા ભાઈને ઘણાજ મદદગાર થાઇ પડેઆ હતા; અને તાંહાંની વસુલાત માટે થાણા તથા વસાઇની વચે ફરતા રહીને સરવે બાંતીની સારી દેખરેખ રાખવા લાગા.

જો કે ઉપર જણાવેલાં ગામોમાં તાંહાંના રાબેતા મુજબ એકેકો પટેલ તો નેમાએલોજ હતો; પણ તે સરવે ઉપર વડાપણું આ શેઠ કાવસજીને જ મલેલ તે હીંઆં સુધી કે, તેવનની પરવાણગી લીધાવના ઉપલાં ગાંમડાંઓમાં કોઈ સબબસથી જવાઈ શકાતું નોહતું; અને જેને જવું હોએ તેને તેમની પાસેથી ચીઠી લેવી જોઇએ; હેવો કાનુન જે હતો તેની શાખશીમાં એક પુરાનો અંગરેજી દસતાવેજ તેમના વારેશો માહેલા એક ભાઇ પાશે સચવાઈ રહેલો જે જણાએઓચ, તેનો તરજુમો નીચે મુજબ વંચાઇ શકાયછે.

"આંદરૂ રામસે સકુઆએર.

"સાહેબ,

"મેહેરબાની કરી આ ચીઠી લાવનાર પારસી હીરજીને થાણા અંદર દા-
"ખલ થવા દેજો."

હું છેઉં સાહેબ

"તમારો તાબેદાર સેવક.

(સહી) કાવસજી રૂસતમજી પટેલ.

મુંબઈ તા૦ ૧૮ મી ફેબરવારી ૧૭૭૫.

શેઠ કાવસજી પટેલની રૂડી કોશેસથી આપણી સરકારના કામો હેવાંતો શેહેલ રીતે પાર પડી સબેઆં કે, તેની ઇઆદગારી તેમના પરીવારમા પરકાસતી રેહવાના હેતુથી તે વખતના આપણા નેક નામદાર માજી ગવરનર મી૦ ઉલીઅમ હારંબાઇ સરકાર તરફથી "દરેશ આવ હાનર" નામના નામીચા પોસાકની માન ભરેલી એક ખેલાત આ સાહેબને બખશીંદા કીધી હતી.

થાણાનો તાલુકો અંગરેજોને હાથ આવેઆની આગમજ કેહય કે, એકબી પારશીની વસતી તાંહાં બીલકુલ હતીજ નહી; તાંહાંનો વહીવટ આ શેઠ કાવસજી પટેલને સવાધીન થાએઓ તારે તેનાએ પોતીકા હમદીનોને બાહેરથી બોલાવીને તે જગોએ વસાવેઆ; અને તેઓના ધરમને લગતી અગત પુરી પાડવા માટે સાલે ૧૧૪૪ ય૦ માં હજારો રૂપીઆ પદરના ખરચીને એબાદત તથા કીરીઆ કરમ કરવાસારૂ એક આતસ કદેહ, અને મરણ પામનારઓની આરાએશને સારૂ દોખમુ બંધાવી આપેઉં હતું; માટે એટલી સગવડથી તે તરફ થોડીજ મુદતમાં ઘણા જરથોસતીઓ જઇ વીશેઆ હતા.

એ તરફનાં મેહસુલની તપાસ કરવાસારૂં આ ખુબીવંતા પટેલ તે વખતના ગવરનર હારંબીને પોતાની સંગાથે લઇને ઇસવી સને ૧૭૮૨ ના મેએ મહીનામા મનપેશર, દાંડા, અને તેવનાએની જગો તરફ ગએઆ હતા; અને તાંહાનો અગતસર બંદોબસત જે તેનાએ કીધેલો હતો, તે સરકાર તથા રઇએતના લાભ જોગ સરખો ઉતરતો જોઇ ગવરનર સાહેબ ઘણાજ રાહેત પામેઆ હતા.

આ ફકરો લખતાં જેમ હમો રમુજ જેવું સમજીએચ તેમ વાંચનારા સાહેબોનેબી હસવું આવેઆવના રેહશેજ નહીં કે, મોટા માતબર પટેલ થાઇને એક હલકો જેવો હધીઓ હાકમના દીકરાને ભેટ કીધો; પણ તેનો શેહજ ખોલાસો થાઇ સખાએચ કે, એ સાહેબો પટેલ તો માતરે માછીમાર લોકો ઉપરના હતા, અને તેના લવાજમામાં પણ તેઓને દરરોજ તાજી માછી મલેઆ કરતી હતી; જે માહેલી કેટલીકતો મોટમોટા અંગરેજ અમલદારોને તાંહાં નાસતા વખતે, અને કેટલા પારશી ઇસત મીતરોને તાંહાં સોગાદ દાખલ જતી હતી; અને એ ચીજની ભેટ હવડાં કદાપી હલકી જણાએ, પણ આગલા દાહડાઓ ઉપર ઘણી માહબારત અને વલી પટેલને તાંહાંથી મલે તે તો ખરે-

ખરી ઉકમાઈનીજ ગણવામા આવતી હતી; માટે આ સાહેબ, પોતાને તાહાના રામેતા માફક જારે ઇસિવી સને ૧૭૯૫ મા આપણા માનવંતા મરહુમ ગવરનર જોનાથન ડકનના દીકરા વેલાએત શીધારેઆ, તારે ૦॥ ટન સુકા ફરમાસુ બુમલા, અને ૨॥ કુડી સુકા છમના ચાડવા તરીકે સોગાદ મોકલા હતા; અને તે ભેટ વલી મોહટા ઉપકાર* સાથે કબુલખી રાખવામા આવી હતી.

શેઠ કાવસજી તથા દોરાબજી પટેલ (બેહુ ભાઈઓ) સારી વરતણુકથી વહીવટ ચલાવીને જે મીલકતો મેલવી હતી, તેમા નાધલાં મોટા ઘેરો, તથા બંગલાઓ મલી ૮ એમારતોના, અને ખેતરની ખાલી જમીનોના જુદા જુદા બેસુમાર ખાજરાઓ ઉપરાત ચીન ખાતે રોજગાર માટે "શાહ જાગીર" નામનુ એક વાહાણ ટન ૮૦૦) ને આસરેનુ બંધાવેલ હતુ; અને સરકારી મકતાના તથા પટેલાઈના કામો કીધા છતા દેસાવરો ખાતેનો મોહલો રોજગાર રચેલાને લીધે વેપારી સફ્માખી તેઓ સારૂ માન મેલવતા હતા, એટલુંજ નહી પણ વીમો ઉતારનારી મડલીમા તેનાનો ભાગખી તે વખતે મોટી ઉકમાઇ ભરેઓ ચાલુ રહેલો હતો

કુભારતુકડા તથા ખેતવારીની વચે આવેલા મારગની સોડમા શેઠ કાવસજી પટેલની મોહટી મીલકત, જે હવડા પાજરાપોલને નામે ઓલખાએછે, તેનીજ પાશે બાધેલો એક બુનદ તલાવ એ સાહેબે પરજાના ઉપીયોગ માટે ધરમ ખાતે આપેલોછે; તેના સનેની તો ચોકસ ખબર નથી પણ ઘણું કરીને તે ઇ૦ સને ૧૭૮૦ ની આસપાસ હોવો જોઈએ. એ તલાવની મરામત ૧૮૩૪ સુધી તેમનાં કુટુંબીઓ કરતા હતા, પણ તે પછે બારીક વખતમા ગુજરેલી ફરમાસ મુજબ આપણી સરકારે પોતાના હસતકમા લઈને ઘણી સારી હાલતમા તેને સાચવી રાખેઆ છતા, તેજ નામે "કાવસજી પટેલનો તલાવ" કરી હજી સુધી પરખેઆત થાઈ રહેલોછે. આ પટેલ સાહેબે બાહેર કોટ એક નસાખાનુખી ધરમખાતે જે બાધી આપેલ હતું, તે ઘણીજ ખીસમારે હાલતમા આવેલુ જોઈ તેમના દોતરા મરહુમ શેઠ દાદાભાઇ રૂસતમજી પટેલે સાલ ૧૨૧૮ ય૦ મા પોતાના બાવા રૂસતમજી કાવસજીના પુન માટે નવેસરથી બધાવી આપેલ હતુ.

પોતાના રૂડા વીચારથી પારશીની પચાએતના એક માનવંતા અધીકારી થાઇને લોકોના ઘેરકુથલાના તટાઓની સાભલેઆ પરમાણે આ સાહેબ ઘણીજ ચાલાકીથી ચુકવતા હતા, એટલુજ નહી પણ તે ઉપરાત એક સાહશીક વેપારી તરીકે સઘલી મંડલીઓમા પોતાની હાજરીથી માન પામેઆ પછે રોજ ૨ જો માહા ૧૧ મો શેહનસાહી સાલ ૧૧૯૮ ય૦ એ ૫૪ અથવા ૫૫ વરસને આસરેની ઉમર ભોગવી, તરણ દીકરાઓ તથા તે ઉપરાત કેટલીક દીકરીઓ, અને દોતરાઓની સારી આબાદાંણી હસતીમા રાખી જાવેદાંની દુનીઆ તરફ કુચ કરી ગઆ, પણ પુનવંતાં કામની કેટલીક નીસાણીઓ સાથે એક ઉપીયોગી તલાવ જે હજી સુધી પરજાની હાજત પુરી પાડેચ તેથી તેમના નેકી ભરેઆ કાવસજી પટેલના નામને કોઈ ભુલનાર નથી.

નામ તેનો નાસ, પણ રેહછે નેકી ઇઆદ,
જે કરશે જગમાં ખુબી, તેજ દીપશે જીઆદ.
જવાનીના પુર બાહર પર, પટેલાઇ જેણે ખીલવી,
સુખવાશીની જીંદગી તેની, જમે લીધી છીનવી.
અફસોસ તેના મોહતને કહીએ, ન થવા દીધો ધરડો,
આ માહતાબ જેવા ચેહરા ઉપર, પારેઓ ગેબી પરદો.
જનમ આપેઓ જેણે, તે માતા રડતી થઇ,
તેનાજ ગંમમો નવેક વરસ,* રહીને ચાલી ગઇ.

આ મરહુમ પટેલ કાવસજીના ચેહરાની ખુબસુરતી વીશે ગામમા ઘણીજ તારીફ ગવાએલીછે; અને તે ઉપરથી તેવણના બખતે બીલંદ માતા પીરોજા આઈએ, તેણીના આ વડા દીકરાના બદનને ઇરાંનીજ પોસાકથી એવોતો શીનગારી મેલેઓ હતો કે, તે તેણાને શોભાવંતો દેખાયાથી પોતાની જીંદગીના છેડા સુધી મમસારના પેહરવાસને હરગેજ વીહલો મેલેઓ નોહતો. આ ગરહગથની તસવીરો તેજ પોસાકથી ચીતારેલી તેમના કુટંબીઓને તાંહાં હજીસુધી સંભાલથી સચવાઇ રહેલી જેબા સાહેબો જોસે તેને અગણીત ખુશી ઉપજશે.

## શેઠ દોરાબજી રૂસતમજી પટેલ.

મરહુમ રૂસતમ દોરાબના આ બીજા બેટાનો જનમ જે ઉપર જણાવેઓચ, તે દાહાડાથી તેવણ ઉધરીને ૧૪ વરસના થયા તેટલી મુદત સુધીમાં ગુજરાતી તથા અંગરેજી વીદઆની કેલવણી તે વખતના રેવાજ મુજબ પાંમી રહેઆ પછે, પોતાના વડા ભાઇ કાવસજીની સાથે હલી મલીને રોપજથી કાંમ કાજ કરતા હતા; અને તેમાં ઘણો સારો અનુભવ એખતેઆર કરી લીધાથી ભાઇની ખાલી પડેલી પટેલાઇ પોતાના સવાધોનમા મેલવીને જેમ તે મરહુમ સઘલાં પરીવારનો પરતીપાલ કરતા હતા, તેવાજ હેતુથી આ સાહેબ પણ સરવેનો સંભાલ રૂડી રવેશે રાખવા લાગા.

વડા ભાઇના મરણ પછે રાસ ખાતાંનો હીસાબ જારે આ સાહેબે નકી કીધો, તારે લોકોની ઉપર રહેલી હુધરાણી બાકી તથા વેપાર જોગ માલ ઉપરાંત વાંહાંણ મલી સઘલી પુંજી રૂપીઆ સાડા પાંચ લાખને સુમારે ગણવામાં આવી હતી; જેમાંથી નીમોનીમ દેવું મુજરે કરતાં રાસ ખાતાંના રોજગારની નકી પુંજી રૂપીઆ પોણાતરણ લાખની આસપાસ રહેલી માલુમ પડી હતી; અને

---

* ઇરાંની લેબાસના નેકબખત પીરોજા આઈ, જેણીના સબકતાં પગલાંથી કેહચ કે આ પટેલ ખાનદાંન જાહોજલાલી ભરેલું થએલું હતું; તેવણ પોતીકા ખુરાનોમા વડા દીકરાના મરણની ગીરેફતારીમાં એટલી મુદત સુધી દુખી દીલથી જીવેઆ પછે, રોજ ૧૧ મો માહા ૫ મો સાલે ૧૧૭૭ ય૦ એ ૭૯ વરસની જાઇફીએ પોંહચી બેહસતનશીન થયાછે. નો૦ લે૦

જમીન ઉપરની મીલકતો જે આ નોંધમા ઉપર દાખલ કીધેલીછે તે, તથા સરકારી મકતાના વહીવટની હાંસલ જુદી જાંણવામાં આવી હતી; જે સંઞેઆને લેગી લેતાંબી હાલ જમાંનેના કોઈબી સરીમંત સાહેબોના ખજાંના આગલ કાંઇજ બીસાદ ધરાવતી કેહવાશે નહીં, પણ તે વખતપર એટલી પુંજી ઘણીજ માહભારત વખણાતી હતી. આ યાદીમાં જણાવેલું દેવું કેહચકે પુંજીની ફેરવની સારી રીતે કીધાથી જુજ વખતમાં શેઠ દોરાબજીએ દોકડ પાઓકે કીટાડી દઇને દરવીયમા મોટો વધારો કીધો હતો; અને તેવા ઓહોલા વહીવટ ઉપરથી મરહુમ શેઠ કાવસજી તથા તેમના આ જાંનશીન શેઠ દોરાબજી સાથે મુંબઇના મોટ મોટા હીંદુઓ, પારશીઓ, મુસલમીનો તથા અંગરેજ વેપારીઓ, સરાફો, અને ગરહસથો, લેણદેણ સંબંધી સારો ઘરોબો રાખતા હતા.

મનની ચંચલાઈ જેમ વધતી ગઈ તેમ તેનાએ વેપારનાં કાંમમાં સારો અનુભવ મેલવીને મલબાર કોસટા તરફથી સાગલી લાકડાં, કોપરેલ તેલ, તથા તેવનાએ પરચુટન માલનો રોજગાર પણ દોરાબજી રૂસતમજીની કુંપણીને નાંમે એવન કરતા હતા, અને તે કારણ સારૂં કલકતા ખાતે મી॰ કાલવીનસ તથા બેંક્રેટની પેહડીને પોતાની આડત સોંફી હતી. એ ઉપરાંતબી વેપાર વનજમા પોતાના પગલાં વધારે લંબાવીને આ સાહેબ॰ સાલે ૧૧૬૨ ય॰ માં (કાવસજી પટેલની હઈઆતી છતાં.) પેહલવેહલા ચીન ખાતેબી શીધારેઆ હતા; જાંહાં દર વરસની એકેક મલીને તરણ સફર લાગટાગ કરતાં રૂઉ વગેરેનો કીંમતી માલ લઈ જઈને તેના બદલામાં ચાહે, સાકર, રેસમ, રેસમી કાપડ અને તે વગેરેનો જથાબંધ માલ તાંહાંથી લાવી હીંઆં વેચતા તેમાં મનમાંગતો નફો મેલવતા હતા; અને તેપછે મુંબઇમાં પોતે રહીને જે વેપાર તે તરફનો કીધો, તે માટે તાંહાંનાં એક હોરા વેપારી નાંમે સમસુદીન અબદુલ રજાકને ખાસ આડતીઆ દાખલ ડેરવી રાખેઆ હતા. એ વખતપર તેનાઓ જે રૂઉ લઈને ચીન મોકલતા, અને તેનો અવેજ ફરીવલેઆથી જારે નકી હીસાબ ઉપજાવતા તારે સઘલો ખરચ બાદ જતાં દોહડાથી બમનો નફો તેનાને હાથ આવતો હતો, તે સુમાર ઉપરથી સહમજાઈ સખાએચ કે રકમબંધ માલમાં તેનાએ તે વખતપર ઘણી સારી કમાંણી હાંશિલ કીધી હશે.

હાવા ઓહોલા વેપારને પોતાની આસપાસ ફેલાવી દીધા છતાં, આ પરમારથી શેઠ દોરાબજીએ બાપથી ઉતરી આવેલી પટેલાઈનો હક ઉસતવારીથી જાલવી રાખીને, સરકારી કાંમકાજબી અસલનાજ રાબેતા મુઆફેક, સારી વરતણુકથી આટોપી લેતાં, પોલીકા પુરાંના માલેકોનો રૂડો ચાહ મેલવતા હતા. એજ કારણસર આ સાહેબ જારે ઇશાવી સને ૧૭૮૩ માં વસાઈ તરફ જમાબંદીના કાંમપર રહેલા હતા, તે વખતે મારહઠાઓના દરોરાની ઘણીજ ધાસતી તાંહાં ચાલતી હતી; તો જો કે પેસવા પાશેથી તરતની લીધેલી જગેઆ અંગરેજી હકુમતમાં ગણાતી હતી, તોપણ તેની કશીબી પરવાહ કીધાવના એ મરાહઠા લોકો તાંહાં આવીને ધોલે દીવશે ધાર પાડી લોકોને લુંટતા, એટલુંજ નહીં

પણ જે સાંમણે થાએ તેને બેધડક કટલબી કરી પોતાને ઠેકાંણે નીરભએ ચાલી જતા. તેવા હીંગાંમમાં આ શેઠ તાંહાં પુર હીંમતથી રહી પોતાનું સરકારી તથા ખાંનગી કાંમ બજાવતા; અને તેવામા જો કદાપી કોઈ લુછા લોકો ભાગ જોગે તેમને મલતા તો પોતાની લાએકાતથી તેણાને ઠેકાંણે લાવી સખ્તા હતા; તેવું છતાંબી એકવેલા એવો બનાવ બનેઓ કે, આ શેઠના ઘેરનીજ આગલ તેવણના હસતકમા રહેલા શીવબંદી ખાતાના એક સરકારી શીપાહીને લુટારા મહરાઠાઓએ બેધડક કાપી નાખેઓ, અને સોરાબજી નામના કારભારીને કેદ પકડી લઈ ગયા, તારે તે વખતે આ શેઠનો જીવણી ઘણાજ જોખમમાં સપડાએલો માલુમ પડેઓ હતો; પણ સારાં ભાગ્યેગે તેણાની નેક સુધીનું બલ આડે આવેશે કે, કોઈ યુકતીથી તેવણ બચી ગયા; પણ પોતાના હસતક સોંપાએલો વહીવટ પડતો મેલીને હીચકારાની પો તાંહાંથી તેવણ હરગેજ ખીશેઆ નહીં.

આ શેઠીઆના સઘલા સુખમાં એકાએક એવી હરકત થઈ હતી કે, તેમની પરણી મોહરદાર કનએલાહીથી મરણ પાંમી; અને તે પછે સંસારની સરજત પરમાણે બનાજીના પરજેઆત ખાંનદાન માહેલા શેઠ બેરાંમજી નાનાભાઈ દાવરની એક દીકરી સાથે બીજીવાર લગણ કીધાં; પછે તેણાને તાંહાં રોજ ૨૧ મો માહા ૮ મો શેહનસાહી સાલ ૧૧૬૯ ય. એ હોરમજજી નામના દીકરાનો જનમ થયો.

આ શેઠ દોરાબજીનાં સેવાધીનમાં આવેલાં સરકારી કામકાજો માહેલાં કેટલાંકતો તેમના બાવા શેઠ રૂસતમજી દોરાબજીના વખતથીજ મલેલાં, અને બાકીનાં ભાઈ કાવસજીએ મેલવી લીધેલાં હતાં; તે ઘણીજ ચાલાકીથી તથા નીમકહલાલી સાથે ચલાવતા જોઇને, તે ઉપરાંત બીજાં બે નવાં કામો નામદાર સરકારે મોટી ખુશીથી તેનાને સોંપ્યાં; તેમા એકતો માજી ઇસ્ટ ઇનડીઆ કુમપણી જે બોહોલો વેપાર ચલાવતી હતી, તેના હસાબનો જથા બંધ રૂઉ સુરત, ભરૂચ, જંબુસર, અને તેવનાઓનાં દેશો તરફથી પોતેની મારફતે લાવીને મુંબઈના બારામાં પોંહચતો કરી આપવો, અને એજ કુંપણીને હસાબના લાકડાંઓ મલબાર તરફનાં જુદાં જુદાં ઠેકાણાઓ ઉપરથી લાવીને ગોદી ખાતે પોંહચાડવા બાબેનાં મકતાઓ માલુમ પડેઆ; અને બીજું ઇસવીસને ૧૮૦૧ માં મજગામ ખાતે બારૂત બનાવવાના સરકારી કારખાનામાં દરએક જોઈતી જીણશો પુરી પાડવાનો જે ઇજારો મરહુમ શેઠ ખરશેદજી મનોકજી સરાફ પાસે હતો તેમાં તેમની પાંતી રાખી આપી હતી.

કરવાનો ઇનતેહાબી જાહેર ખબરની મારફતે લોકો પાશેથી માંગવામાં આવેઓ; જે ઉપરથી પોતાને બેજાલત પોંહચતી જારે જોઈ તારે તે વખતનાં ગવરનર નામદાર જોણાથન દંકનની શેવામા એક અરજી મોકલાવી, અને તેમાં પોતે લાંમબા વરસથી બજાવેલી સરકારની શેવા સંબંધીનુ જે વરણન વીસતારી ગુજારેલું, તે વાત ધેઆણમા લઈને મજકુર ગવરનરે આ બાબેનો મકતો પાછો તેનાનેજ આપેઓ હતો.

પોતાના ભાઇની ગાદી ઉપર માતરે પાંચેક વરસની ટુક મુદતસુધી ખીરાજીને જેમ સરકારી મકતાના કામો સારીરીતે બજાવેઆં, તેમ પેહલે વાધેના વેપારી તથા વાંહાંણવટી તરીકેબી રૂડી વરતણુક વાપરીને આ ટાપુ બાતે મોટું માન મેલવેઆ પછે, અજાલની દોરીને આધીન રહી શેઠ દોરાબજી પટેલ રોજ ૧૦ મો માહા ૧૧ મો શેહણશાહી સાલે ૧૧૭૩ ય॰ એ વરસ ૪૯ મહીના ૧૧ ની ઉપર ૯ દાહાડાની ઉંમર પુરી કરીને જારે બેહસ્ત નસીન થાએઆ, તારે ઉપર જણાવેલા ચાર વરસની બાલ વએના એકજ બેટાને પોતાની પાછલ હકદાર વારસમાં રાખી ગએઆ હતા; તેવન પણ હઈઆત રહેલા એક કાકા ઉપરાંત પીતરાઈઓના સવાધીનમા સચવાઈને બાપના પઈસાથી પરવરેશી પામી મોટા થયા પછે રોજ ૩ જો માહા ૩ જો શેહણશાહી સાલે ૧૨૩૪ ય॰ એ ૬૫) વરસની ઉમરમા વંશાવલીની ટીપ મુજબ ચાર દીકરાઓને હસતીમાં રાખી મરણ પામેલા માલુમ પડેઆછે.

દોરાબજીના મરણથી ખાલી પડેલી પટેલાઈ મરહુમ કાવસજી પટેલના વડા દીકરા સોરાબજીના સવાધીનમા જારે આવવાનો વખત પોંચેઓ, તારે તેમાં હરકતી બનાવ એવો બનેલો કેહવાએછે કે, એકાદ બે મોહબાવાલા પારશીઓએ પટેલાઇનો હક તેઓના પરીવારોમાંથી પરાગંદે કરવાની મતલબ સાંધીને તે વખતના ગવરનરને એક અરજી કરી એવું જણાવેલું હતું કે, કાવસજી તથા દોરાબજીના ગુજરી ગએઆથી એ ખાનદાનમાં પટેલાઈ ચલાવવા લાએકનો હવે કોઈજ રહેઓ નથી,-માટે એ એખતીઆર તેઓ (અરજદારો)ને આપવો; આ દુખ ભરેલી વાતની ખબર તે વખતપર વખનાએલા શેઠ પેસતનજી બમનજી વાડીઆ, જેવન પેલા મરહુમ બેહુ ભાઇઓનાં અસલથીજ ઘણા હેતુ મીતર હતા, તેનાને માલુમ પડેઆથી દોસતીનો ખરો હક બજાવી દેવાનો રૂડો પરસંગ જોઇને તે કાવસજીના તરણ દીકરાઓ નામે શોરાબજી,

* રૂસતમજી, અને જાંગીરજી ઉપરાંત દોરાબજીનાં બાલક દીકરા હોરમજજી મલી જણ ચારોને સાથે લઇ નામદાર ગવરનર પાસે તેવન ગએઆ; અને જો કે તે વખતપર સાંભલેઆ પરમાણે એ સાહેબને હાકમ સાથે હરેક બાબદમાં વારંવાર વાદવીવાદ ચાલતો હતો; તોપન પોતાના પેઆરા મીતરોનાં કુટંબના ભલાં કાજે તાંહાં જવા માટે કસીની અડચણ નહીં જોતાં ગવરનર સાહેબને જણાવેલું કે, તમારી હજુરમાં આવી હુમેલાઓ તે મરહુમ કાવસજી તથા દોરાબજી પટેલના હકદાર વારસોછે; માટે સરકારે તેઓના બાપદાદાને બખશેલા પટેલાઇનો, તથા સરકારી મકતાઓનો સઘલો હક તેનાનેજ આપવો જોઇએ.

હાની ખાતરી પુરતી રીતે મલેઆથી, નામદાર ગવરનરે ખુશી થાઇને પેહલવેહલીજ મુલાકાતે આવેલાઓ મહિલા કાવસજીના તરણ દીકરાઓ જે ઉમરે પુગેલા હતા, તેઓ દરએકને એકેકી સાલ, તથા દોરાબજીના બાલક બેટાને સેઆલનો શેમાલ ફોરાડી તેઓના વડવાઓથી ઉતરેલી પટેનાઇ, તથા સરકારી મકતાઓનો સઘલો હક, શેઠ શોરાબજીને સપુરદ કરી દીધાથી વાડીઆજી સાહેબ પેસતનજીએ ખગ હકદાગીને અજવાલે આણેઆનો હેતુ, મોટી સાબાશીને લાએક વખણાએઓ, એટલુજ નહી પણ પટેનના પરીવારૂ ઉપર તે સાહેબે કીમતી ઉપકાર જે કરી દેખાડેઓ તેની ઇઆદગારી આ અસગર વઉસના બચાઓ, તો જે કે તારપછે કેટલીક મુદત થઈ તેઓ પામેનો બધો ટક જતો રહેઆ છતાંબી, હજીતક ભુલેલા જણાતા નથી.



## શેઠ સોરાબજી કાવસજી પટેલ.

પટેલાઇની ગાદીપર આવેલા આ ચોથા શેઠ સોરાબજી સાભલેઆ પરમાણે રોજ ૨૧ મો માહા ૧૦ મો સાલે ૧૧૩૭ ય૦ એ જે જનમ પામેઆ હતા, તે ગણતરી ઉપરથી પોતાનો ઓહદો બજાવવા માટે ૩૯ વરસની બાકી વએ પોહચતા સુધી સઘલો વહીવટ ચલાવવાની માહીતકારી આગમજથી મેલવીને એવાતો પુખત થાઇ રહેલા માલુમ પડેઆ કે, કાકા, બાપ, બપાવા, અને પરદાદાથી ઉતરતુ આવેતુ સરકારી તથા શોદાગરી કામ ઘણીજ શેહલાઇથી આટોપી લેવા લાગા; અને તેબાબે સરકારનેબી વારવાર ખુશી ઉપજતી રહી. આતું છતાંબી જારે પરજા તરફના કેટલાક લોકો જેમા એજ સાહેબને તાહાના અજમાએસ વાના ઘણાખરા આગલા કાહરેબારીઓએ ચહડાચહડી કરવા માડી, તારે નામદાર સરકારને પણ પોતાની માહસુલમા વધારો કરવાની ઉલટ ઉસકેરાઇ; અને તે ઉપરથી, આ સાહેબના સવાધીનમા હોએલા કામો માહેલા વરલી તરફના દરીઆની માછલી પકડનારાઓ પાશેથી માહશુલ વશુલ કરવાના મકતાની પેહલવેહલી માગણી પરજા પાશેથી માગવામા આવી, અને તે માતરે એકજ વરસની હદપર રાખી, આ મકતો બીજાને હાડ નહી જવાદેતા ૩૭૦૦) વાસતે ઇ૦ સને ૧૮૧૬ મા એજ શેઠે લઇને પોતાના વડવાઓનુ માન ટેકવી રાખેલ હતુ.

સરકારના લસકરી, દરીઆવરધી, તથા વેપારના સરવે કામોમા જોઇતા બારકસો વગેરે પોહચતા પાડવાનો મકતો જે આ પુરાતમ પટેલ ખાનદાનનાજ હાથમા ઘણા વરસોથી સચવાઇ રહેલા હતો, તેને માટે કાઇજ નહી પણ માતર નામને ખાતર દર તરણ વરસની મુદતની માગણીઓ તેઓ પાશેથી જનથુક લેવાએઆ કરતી હતી; પણ તેમા વધન પાડવાનો કશોબી સબબ બતાવેઆ વના ઇ૦ સને ૧૮૨૦ થી ઊપના કાએદામા સરકારે એકાએક ફેરફાર કરીને દર એકજ વરસની મુદતના મકતા આપવાનુ જારે ઠેરવેઊ, તારે તે

ઉપરથી શેઠ શોરાબજીએ તે વખતના વખનાએલા, અને મએઆવતા નામ દાર ગવરનર માઊંટ સટીઉઅરત એનફ્લનસટનને શરકારી નવા વીચારની વીરૂધ એક અરજી કીધી; અને તેમા પોતાના વડવાઓના વખતથી બજતી આવેલી મનપતીજ ચાકરી વીશેનુ વરણુન વીસતારી જણાવતા, પાછલી મુદતના કામોમા જે નુકસાન પોહુ તેનો બદલો મેલવવાની મતલબથી અરજ ગુજારી કે, એ મકતાઓને આગલનીજ મુંઆફેક દર તરણ વરસપેરનો ફેરથી આપનો, પણ તેના જવાબમા લસકર ખાતાના મુનશી તરફથી એવુ લખાઈ આવેશ કે, "એ મકતાની મુદત જે એકજ. વરસની ઠેડવાઈ ચુકીછે તે મુજબ તમોને આપવાનો હોકમ તેને મલેલોછે." આવા જવાબથી નાસીપાએસ થાઈ શેઠ સોરાબજીએ તે વખતની મરીન બોરડના વડા મી० હેનરી મેરીટન ઉપર એક પતર લખીને ખાતરીથી જણાવેલ કે; બારકમો વગેરે પોહચાડ વાનુ કામ, જે રીતે મેરવાનજીએ* આગલ કીધેલુછે તેવીજ રીતે ઘણી ચાનાકીથી ચલાવીસ; પણ ગયા તરણ વરસની છેલી મુદતમા એ કામ બજાવતા જે અતી ઘણુ નુકસાણ પોહુચ તેનો ખગ વલી રેહવા માટે તરણ કરતા વધારે ઈઆને ઓછામા ઓછા ૬) વરસપેરનો મકતો મેનવી આપાવો એનો જવાબ એટલોજ મલેઓ કે, જે ચપલાઈ તથા જહડફ આગલના તથા હાલના સરવે કામોમા તમોએ ઈમાનદારીથી બજાવીછે, તે વાત ધેઆનમા લઈ તમારો મકતો પાછો તરણ વરસપેરનો તમોને મલવાવીશે મરીન બોરડે સરકારને સારી રીતે ભલામણ કીધીછે.

મરહુમ શેઠ કાવસજી પટેલના વખતથી સોદાગરી સાચવનાર વાહાણ "શાહજાગીર" જે બવાઈને ઈસવી સને ૧૮૧૧ સુધી સફરે ફરતુ હતુ, તેની નસલ તારપછેના વરસોથી બીનકુલ માલુમ પડતી નથી, માટે ઈઆતો તે દરજાએલાહીથી સદનતર નાશ પામેલ, અથવા તો તે પુરાનુ થયાથી વેચાઈ ગએલ હોએ એવુ અટકલાઈ સખાએછે આ શેઠ સોરાબજીની પાસે "એડ માણુસતન" નામનુ એક સફરી વાહાન ૧૮૨૩ થી ફરતુ રહીને ઘણી મુદત સુધી સચવાએલું હતુ; અને તેની મારફતે પોતે મોહોટો વેપાર ચીન તથા કલ કતા તરફનો કરતા હતા, તેથી કરી સોદાગરી લફમા તેવન સારો વગ ધરા વતા હતા.

પટેલના પકાએના ખાનદાનનો આ નામીચો નબીરો, પોતાના પરીવારોમા સરવેથી છેલો જાહોજલાલી ભરેઓ અને સવતંતર શેઠીઆ ગણાએઆછે, કેમકે તેમની પછેના ભાઈઓના વખતથી વડવાઓએ મેલવી આપેલી સઘલી હકુમત માઠાભાએગને લીધે જતી રહી, તે વીશેનુ દુખ ભરેલ વરણન જણાવેઆ

* એ મેરવાનજી ખરશેદજી જે મેહલા પટેલને નામે મસહુર થાઈ ગઆચ તે, તથા તેની આગમજ હીરજીભાઈ રતનજી લકબે હીરવાડીઆ, મલી બેહુ સા હેબો આ પટેલને તાહા ચાકરીમા ઘણા વરસો સુધી રહેલા હતા; પણ પાછનથી પગભર થાઈને એકેકની પુઠે નીકલી ગયા પછે પોતાનો એવીજ કીસમનો ધધો તેઓબી નાબા ચલાવતા હતા.

નાં० લ०

આગમજ આ શેઠીઆની અશીલાઈ, નમનતાઈ, બહુમનસાઈ અને નેકનામીની એક સારી ઈઆદી અતરે નોંધી લઈએ કે, તેવનમા આવા સારા ગુણો સમાએલા હોવાથી મુહબલક મીતરોમાં મીલનસારી મેલવી લીધા પછે રોજ ૭ મો માહ ૧૨ મો શેહનસાહી સાલે ૧૧૯૪ ય૦ એ ૫૭ વરસની ઉપર એક મહીનોને ૧૭ દાહડાની વએ પુરી કરીને મીનોઈ જાહાંનમાં જારે કચ કરી ગયા, તારે તેમનો વશીલો વધારનારા બે દીકરાઓ જે હઈઆત હતા તેમહેલા વડા કાવસજી ખારેહકતાવાની બખશેસથી સલામંતછે, અને નાંધલા ભાઈ હોરાબજી જે ચીન તરફ ગયા હતા, તાંહા (મકાઉ ખાતે) રોજ ૯ મો માહ ૯ મો શેહનસાહી સાલે ૧૨૧૦ ય૦ એ ૨૨) વરસની ભર જવાનીમાં બેહસતનશીન થાએલા માલુમ પડેઆછે.



## શેઠ રૂસતમજી કાવસજી પટેલ.

પટેલાઈનો પાઓ નાંખનારના નાંમરાશીઆ, આ ગંભીર નખીરાનો જનમ સાલે ૧૧૪૭ ય૦ મા થાએલો માલુમ પડેઓછે. બાલવએ પસાર કરીને જેમ સહમજપર આવતા ગયા, તેમ રૂડી વરતણુકથી પરજામાં પરોટાઈને પોતાની અશીલાઈ સરવેને બતાવતા રહેઆ હતા; ભાઈના મરણ ટાંકણે ૪૭ વરસની પાકી ઉંમરે પોંહચેઆને લીધે, વડવાઓની મોટે સરકારી તથા વેપાર વણજના કાંમો ધણીજ આસાંનીથી આટોપી લેવા લાગા, પણ વખતની વલાણ જેમ બદલાવા માંડી તેમ તે ઉપર ભાઓગનું જોર કારગત ન લાગે ખાને લીધે લગભગ ૧૬૩ વરસપેર આ નાંમીઆં ખાંનદાનના હસતકમાં સ૦૧વાઇ રહેલી સરકારી સતા આ પાંચમા અને છેલા પટેલ પાસેથી ખતમ થાતી ચાલી તેની થોડીક દુખ ભરેલી ઈઆદી દલગીરાઈથી અતરે નોંધી લઈએછે.

કેહવતછે કે, હરેક કામની ઉપર જાંહાંસુધી ખુદ ધણીની દેખરેખ ખંતીપણે હોએ, તાંહાં તુલીક તેમા કશીએ હરકત નડેજ નહી; પણ જારે માંણશોનાં આચાર તપાશેઆવના તે ઉપર એકેદંમ ભરોશો રાખીને જે કોઇ નબરલસ રેહ, તો તેની ખરાબી થવામાં કશો વીલંમ લાગેજ નહીં; કેહવ કે મરહુમ શેઠ શોરાબજીના વખતથીજ હાથ તલેનાં કારભારીઓ કેટલાંક કાંમોમાં માહીતકારી મેલવી ચુકા હતા, તેઓ માહેલા કોઈ કોઈ સખશો તેમના મકતાઓને આડે આવવા લાગા; પણ તે મરહુમની જાતી ચંચલાઈને લીધે જોકે તેઓ જાહાજ ફાવી સકતા નોહતા, તો પણ આ કુટંબીઓના લાભમાં હરેકત થયા કીધો; અને તેમના મરણ પછે આ શેઠની સાહેબી જારે થાઇ, તારે તેમના ભોલાપણાએ પુરાંનાં માંણશો ઉપર રાખેલા વીસવાસનો પેરભાવ જે હુબરાઈ નીકલઆ, તેનું પેહલું પરીણાંમ ઈ૦ સને ૧૮૨૮ નાં જુન મહીનાની ૧૭ મી તારીખે એવું નીવડેલ કે ખારની જમીનનું મેહશુલ, તથા માછીમારો

માછીઓ "બાડીટાકસ"નો કર હુઘડાવવાનું કાંમ સરકારનાં હોકમથી છીનવી લેવા માટે તે વખતના કલેકટરે એક પતર લખીને તે વહીવટ સંબંધી હીસાબને લગતા સરવે દસતાવેજો તેવન પાસેથી મંગાવેઆ હતા. એ બાબેનો સબબ તપાસતાં એવું માલુમ પડેલું કે, આગલાં વરશો ઉપરાંત સને ૧૮૨૭ તથા ૧૮૨૮ ની સરકારી વશુલાતના હજારો રૂપીઆની મોઠી રકમ સરકારની લેણી નીકળેલી તેનનથી ટાંકણાસર નહી ભરાઇ સકાયાને લીધે, તેમની સતા છીનવી લીધામાં આવી

આ ઉપરથી શેઠ રૂસતમજીએ ઈ૰ સને ૧૮૩૦ મા નામદાર ગવરનર પર જાન મલકમની જનાબમા એક અરજી મોકલાવીને માછીમારો પાસેથી વશુલાત કરવાના કાંમમા નડતી મુશીબતનું વરણુન વીસતારી જણાવેઆ ઉપરાંત, હજારો રૂપીઆની હુઘરાણીના જોખંમમા રહીને પોતાની પદરથી સરકાર દેણું ભરેઆ છતાં કલેકટરની જાપતી ભરેલી તલબ વીશે ફરીઆદ ગુજારેઆ પછે, તે હીસાબમા માતરે થોડીજ રકમ લેણી રહેઆ વીશેની જોગવાઇ માંગતી વેલા, પોતાની સતા પાછી હાથ કરવાની જારે ઓજારખાઈ આહી, તારે તે ઉપર સરકારે સારૂ ઘણાંણુ પુગાડીને કલેકટરે છીનવી લીધેલી સઘલી સતા તેનાને સપુરદ કરી દેતાં, આટલી ચેતવણી સરકારે લખી જણાવી હતી કે, "તમારા વડવાઓના પગલાંપર ઉસતવાર રહીને સરકારની માહસુલ આગલા રાબેતા મુઆફેક બાયુક ભરતા રેહજો."

રૂસતમજી પટેલનાં કચડાએલાં ભાએગમાં તેવણના વડવાઓના પુણની ઇઆરીએ નામદાર ગવરનરની ખરે ખરી મેહરબાંની જારે મલી તારેજ ગએલો ઓહદો તેનાને હાથ પાછો આવેઆથી સરવે કોઇને ખુશીતો ઉપજી હતી; પણ તેવણનો શીતારોજ જાંહાં આથમવા પર આવેલો, તેથી નાંમદાર હાકમની ચેતવણી તેમનાં જીગરમા ઠશી નહી રેહતાં, વલી ઉપલા કરોની વશુલાતને હસાબે ૧૮૩૧ તથા ૧૮૩૨ નાં ઊભેરાતાં બધા મલીને દશેક હજાર રૂપીઆને સુમારે લેણા નીકલતા ચુકાવી દેવાની વારંવાર તલબ થઈ; અને તે બાબે કબુલાત કીધા છતાં સરકારમાં તે રકમ નહી ભરાઈ સકાએઆ ઉપરથી કલેકટર મી૰ ડવટને તા૰ ૨૬ મી મારચ ૧૮૩૩ થી કોલીઓનો કર, તથા ખારની જમીનોનું માહશુલ હુઘરાવવાનાં ઓધા ઉપરથી તેનાને પાછા બરતરફ કીધા.

એ વખતપર મુંબઈની હકુમત નેક નાંમદાર જાંન અરલ આવ કલેરનાં હાથમાં હતી, માટે પોતાની જગેઆ પાછી મેલવવાની આશાઆ રાખી તા૰ ૨૨ મી એપરેલ ૧૮૩૩ ઈસવીએ એક અરજી કરીને તેમાં પોતે પોતાના વડવાઓના વખતથી બજાવેલી સરકારી શેવાનું વરણુન આગલ માફક જણાવેલું હતું; જેના જવાબમાં તાંહાંથી એટલુંજ લખાઈ આવેલું કે તમોને બરતરફ કીધાનો હોકમ ફેરવવાની બાબદમાં કાંઈ નવું કારણ અરજીમાં દેખાડેલું નથી. આથી ફરી શેઠ રૂસતમજીએ મુંબઈમાં અંગરેજી રાજની સ્થાપના થાઈ તારથી સઘલી ઉતપતીના હેવાલની એક લાંમબી અરજી ઘડીને તા૰ ૨૫

મી જુલાઈ ૧૮૩૩ ને રોજે મોકલી હતી; તેમાં જંજીરાના હબશી સતરૂઓનાં હાથમાંથી આ ટાપુને તેમનાં બપાવાએ બાહદુરી બતાવીને જે બંચાવી લીધો, તેના બદલામાં દર માસે રૂ૯૯) ને લવાજમે મળેલી પટેલાઈનો હક કેહવી પરમાંણીક પણાથી વરસ દર વરસ તેઓ બજાવતા આવિઆછ તેની કેફીએતથી નામદાર ગવરનરને વાકેફ કીધા ઉપરાંત, બીજુ એવું પણ જણાવેલ કે "માછીમારોની આવડી મોટી સંખેઆ પાશેથી કરની વસુલાત હુધડાવતાં "કેહવી મુસકેલીએતં પડેચ તે તમો નાંમદારની બોરડને સારી પેઠે રોશનછે; "અને પટેલ ખાંનદાંનમાં હાલના વડા તરીકે મારે માથે આવેલું કાંમ, "નાદરૂસત તબીએતને લીધે બીજાઓને પુરતા ભરોસાથી શોંપેલ હતું; તાંહાં "માહાં ભાગ્યેગે મેહશુલનું નાંણું તેઓએ બેપરવાહીથી ચહડાવિઆ કીધું, તેથી "ફરી મેહસુલ ખાતાંના કલેકટરે માહરા વડવાઓથી ઉતરતા આવેલા લાંમબા "વખતના ઓહદા ઉપરથી મને દુર કીધો." એ ઉપરાંત બીજી ઘણીક અસરકારક આજીજીથી પોતાનો ગએલો ઓહદો પાછો મેલવવાની અરજ કીધી; પણ માહાં ભાગ્યેગે તેનો હેવો નાંખુસ જવાબ શેકરેટરી તરફથી મલેઓ કે "કોલીઓનો કર વશુલ કરવાનો ઓહદો તમોને પાછો આપવા "માટે આવેલી તમારી અરજી બાહાલ રાખવાને નાંમદાર ગવરનરની કૌનશીલ "ફાએદા ભરેલું જોતી નથી."

ઉપલા જવાબથી બીચારા જઈફીએ પોંચેલા આ પટેલ, નાઊમેદ થયા છતાં એક નવી ઉમેદ ધારીને ૧૮૩૪ ના જુલાઈમા બીજી અરજી મોકલાવી; અને તેમના કુટુંબને થએલી નુકસાનીનું તેમા બએઆન જણાવિઆ પછે, છીનવી લીધેલો ઓહદો પાછો માગેઓ, અને તેમ નહીતો તેના બદલામા મોહલા કબીલાઓના ગુજરાન માટે બેઠા મુસારાની અરજ ગુજારી હતી. આ અરજીનો જવાબ જોકે ઘણા મહીના સુધી પાછો નહી વલેઓ, તરે તેણઓની આ દુખી દીલના શેઠીઆએ તરીજી અરજી તેજ સાલના સપટેમબરમા લખી મોકલાવી હતી; તે જાંણેઆ મેલે હીંઆંની સરકારે કલકતા ખાતે વાઈસરાએની મનજુરી માટે રવાંને કીધામા આવી હતી. કેહચ કે પટેલ સાહેબે એબાબે બાહરોબારથી ઘણીબી શીફારસ પોંહચડાવી, તે છતાં તાંહાંથી પણ આશેઆ ભસતનોજ જવાબ ફરી વલેલો તેમની ઉપર હીંઆંની સરકારે લખી વાલેઓ; જેનો સાર એવો જણાએઓ કે, "સરકારી નોકરીના બદલામા માગેલો બેઠો "મુસારો-તમોને આપવાનું વડી સરકાર કાંઈજ કારણ જોતી નથી."

આ ઉપરથી વાંચનારા સાહેબોને સેહલથી જણાઈ આવશે કે, બે બાબદો સર ગુજારેલી અરજના જવાબમાં માંતરે એકજ વાતનું નાંપાડીને બીજીનાં અખાડા કીધાથી આપણી નામદાર સરકારે પોતાના ૧૬૫) વરસથી વફાદારી બતલાવતા આવેલા નીમકહલાલ નોકરોને બરેબરો ગેરઈનસાફ આપેલો આ કુટંબીઓ હજી સુધી વીચારી સકેછે. આવી મુશીબતપર સબુરી પકડી બેહાને બદલે જો કદાપી એ પટેલ સાહેબે વેલાત ખાતે નામદાર કોરટ આવ ડાએરકટરો ઉપર પોતાનો ગુસેતપીલ હએવાલ તેજ વખતે પીસતારી લખેઓ હોતતો,

રાંચે નોહતો કે જે હીંમતવાન નરે પેહલવાંની બતલાવીને (અંગરેજી અમલદારોના વખતમાં એકવાર શતરૂઓના હાથપર શીકસત પાંમી ચુકેલી) આ મુંબઈને બીજી વારના હોમલામાંથી બંચાવી લેનાર બાહાદુર રૂસતમ દોરાબની શીરતીને પીઆંનમાં લઈ તેમનાં કુટંબનું સારૂ પાલન તાંહાંના મોટા નામવર સાહેબો જરૂર કરી આપવાનો હોકમ મોકલાવેઆવણા રેહતેજ નહી; પણ એકવાર તેનાના બબીરાવાણીનો વરતારો જે વરતાઈ વલીઓ, તે પરમાંણે આવો રૂડો મારગ લેવાનું કોઈનેજ બાશેજ નહીં તેથી આ નાંમીચાં, અને પુરાંણા પટેલ ખાનદાનની શુભ આશીઓ નીસફલ ગઈ.

બીચારા પટેલ સાહેબ, એહેલી સતાની સબુરી લગભગ બે વરસવેર પકડી રેહા; તેટલાં હાકમ અને કલેકટરની બદલી થયા પછે ઇ૦ સને૦ ૧૮૩૭ માં વલી પોતાની ઉલટ ઉશકેરીને તે વખતના ગવરનર સર રાબરટ ગ્રાંટની સેવામાં એક અરજી તેનાએ પોહચાડીને પોતાની પટેલાઈ પાછી મેલવવાની ઇછા જણાવી હતી; તે સારાં ભાગ્યેગે જે સરતથી બાહાલ રહી તે વીશેનો ખુશી ભરેલો એક પતર કલેકટર તરફથી હેઠલ જણાવેઆ મુજબનો લખાઈ આવેલો તેનાને મલીઓ, જેનો તરજુમો હીઆં નોધી લેવાજોગ વીચારીએછે.

ઇસવી સને ૧૮૩૭–૩૮ નો આંક ૫૦ મો.

રૂસતમજી કાવસજી પટેલ જોગ.

સાહેબ, મુંબાઈ,

"નારાએન ગોવીંદજીની મારફતે તમોને જે સંદેશો ગયા મહીનાની ૧૦ "મી તારીખે કેહવાડેઓ હતો, તેના સંબંધમાં તમોને અરજ કરવાની ફરમાસ "મને થાઇય કે, જેમ બને તેમ લગર ઢીલ કોલીઓનો પટેલાઈનો તમારો "ઓધો પાછો મેલવો તેની આગમજ જોઇતી જાંમીનગીરી તમોએ આપવી."

મને માંનછે સાહેબ,

તમારો તાબેદાર સેવક થાવાને,

મુંબાઈ કલેકટરની આફીસ, (સહી) આર. એફ. બારા.

તા૦ ૧૨ મી જુલાઈ ૧૮૩૭. કલેકટરના હાથ હેઠલનો.

જે ધણીઓ દોહડથી વધારે સદી સુધી પોતાની સારી આંટથી સતા ભરેઆં સરકારી ઓધા બજાવતા આવેઆ, તેમનાજ કુટંબ માહેલા આ બુજોરગ પટેલ સાહેબની ઉપર માઠાં ભાગ્યેગે જાંમીનગીરીનું દબાંન થાએણ; જેને સરણ રહી પોતાના હાથમાંથી ગએલી પટેલાઈ જેમ તેમ કરતાં પાછી મેલવીને પોતાની હઇઆતી સુધી તેહવીજ હાલતમા જાલવી રાખીને કાંમ બજાવેઆ કીધું; અને તે પછે ઇસવી સને ૧૮૪૪ થી સરકારે એ કાંમ અંતે

પાછું લઇ લીધું. પણ તેમના કોઇબી વારેશોને બીલકુલ આપેલજ નહી; માટે એટલી ઇચ્યાદગારી રહેલી કેહવાઇ કે રૂસતમ દોરાબે મેલવેલી પટેલાઇની હકુમત તેજ નામના તેમના દોતરા પાશેથી બીજી બધી સતા સાથે સાબદી જતી રેહતાં નામને ખાતર તેમના કુટંબીઓમાં એ ખેતાબ એક ઓલખાંણ તરીકે સચવાએલો સલાંમતછે.

આ પટેલ સાહેબની જીંદગી, જોકે સુખમાં પસાર થતાં સઘલી વરણના શેઠ સાહુકારો અને સોદાગરોથી તે સરકાર સુધી સારો મોહબો જાલવીને, એક પેહલે વર્ગના પરમારથી પુરૂસમાં તેવણ ખરેખરા ગણાએલા હતા; તોપણ તેમનાં બીરગસતે દાહડાના જોગથી એક વાત એવી બની હતી કે, જે તેનાએ સવપનેબી કદાચજ વીચારી હશે. સને ૧૮૩૨ ના જુનની ૭ મી તારીખે મુંબઇ મધે રહેજલતાં કુતરાંઓને મારી નાખવાના સરકારી હોકમ ઉપરથી બેસહેમજ લોકોએ ઉઠાવેલાં હુલડમાં તેનાની સાંમેલગીરી હતી, એવી બોટી ખબર કોઇ સખશે કપટીપણાથી કોટવાલી ખાતાંમા જાહેર કીધા ઉપરથી તેણાને માથે એવો અપરાધ મેલવામાં આવેઓ હતો કે, મકતેદાર થઇને સરકારી કાંમોમાં હરકત પોંહચાડવા માટે સઘલી બોટો બંધ કરીને હુલડ કરનારાઓની સાથે તેનાઓબી સાંમેલ રહીને હડતાલ પાડી હતી. આ મુકદમાનું કાંમ કોટ" વાલી ખાતાં તરફથી માંજી સુપરીમ કોરટની ફોજદારીમાં નોંધાએઆ પછે શેડવેલ વખતે જારે છાંદણુ ચાલી, તારે જે કરપીણ બોટું બોહતાંન ઉઠાવેલ હતું તેનાજ હેરફેર બોલવાથી તે વખતના આડવોકેટ જનરલે સરકાર તરફથી મુકદમો આગલ ચલાવવાનું બંધ કીધું; અને વડા નેઆએધીસ સર હરબરટ કાંપતનના વીચાર પરમાંણે જુરીએ એકમત થઇ તેણાને સઘલી બદનામીમાંથી માન સહીત મોકલા કીધાથી તેમની આબરૂતો ખચીત વધી, પણ તેટલી વીતમતા માટે*બીચારાને ફોકટની મેહનત ઉપરાંત હજારો રૂપીઆનો ખરચ પોતા ઉપર આવી પડેલી આફતના સંભાલ માટે કરવો પડેઓ. આ બાબે પટેલ સાહેબે પોતાનો મકતો મેલવવાની અરજી તેજ વરસે જે કીધી હતી, તેમાં નામદાર સરકારને તે વીશે જણાવેલું જોવામાં આવેછ કે, "આ સરમ ભરેલા "હુલડમાં માહરૂં નામબી ખરડાએલ હતું, અને તેને લીધે માહરી ઉપર સુપ- "રીમ કોરટમાં ફરીઆદી પણ મંડાઇ હતી. માહરી આબરૂને ખાતર આ "નાલાએક બદનામીમાંથી મોકલો થવા કીજે હુ ઘણીજ ગંભીરાઇથી જાહેર "કરવાની રજા લેઉંછ કે, હાવાં હીનપસતી ભરેલાં કાંમમાં હું બીલકુલ સાં- "મેલ તો નોહતોજ, પણ તે બાબેનો જરાબી વીચાર અથવા બેઆલ વટીક "કીધોતો નહીં; તે બાબે માહરી તપાસ વખતે અગરજો અગત પડતે તો "સાબેત કરવાને હું એટલો તો સખતીવાન હતો કે, બોટો પુરી પાડવાની વીરૂધ "માહરી ઉપર તોહમત મેલનારનીજ સાખસીથી સઘલું બોટું પાડી આપતે; "કારણ કે માહરા હસતકની સઘલી બોટો તેના ટંડલો તથા ખલાશીઓ સાથે, "તે દાહડે સરકારનો રૂઉ અથવા બીજો જેબી સાંમાંન આવે તેને વગર ઢીલ "ઉતારવા માટે તઇઆર રાખવાંની બીજા દીવસો કરતાં વધારે સાહુચેતી હુંએ

"લીધેલી હતી." જેના ઉતરમાં નામદાર સરકારે લખેલાં પતરના બીજા ફકરામા એલ હરકે એવું જણાવેલ કે "આ જગોએ સરકાર તમોને ખાતરી આપેછે કે, "ગઈ તા૰ ૭ મી જુનના હુલડમાં સાંમેલ હોવાનો જે ડપકો તમારી ઉપર "મેલવામાં આવેઓ હતો, તે તદન વગર પાએઆનો સાબેત થયોછે."

દરીઆ વરધી ખાતાંને નામે ઓલખાતો બેટાનો ઈજારો શેઠ રૂસતમજીએ લાંમબી મુદત સુધી પોતાનાજ હસતકમાં સાચવી રાખેઆ પછે, જારે લીલાંઉમાં વેચાવા લાગો તારે ઈશવી સને ૧૮૩૨ થી પોતાના દીકરા દાદાભાઈનું નામે લેવાડઆ કીધો હતો; તેપણ આંડેક વરસપેર સમાધાંણીથી ચાલુ રહેઆ પછે ૧૮૪૦ મા જારે સરકારે તેનો દર ઘણોજ ઓછો ઠેડવઓ, તારે તેમા બીલકુલ નહીં પાલવેઆને લીધે શેઠ દાદાભાઈએ તે કાંમબી અંતે છોડી દીધું.

પટેલાઈનું કેટલુંક કાંમ પાછલથી શેઠ રૂસતમજી પોતીકા તરીકા દીકરા દાદાભાઈને નાંમથી લેતા હતા, તેમા વડા દીકરા નવરોજજીની નોકરીબી તેણાને ઉપીયોગી જણાઈ હતી; પણ અફસોસછે કે, તે બીચારા ૩૧॥ વરસની ભર જવાની વએમા દુસટ કાલેરાની ચુંગાલમાં ફશીને થોડાક કલાકની બીમારી ભોગવી રોજ ૨૪ મો માહા ૪ થો શેહનસાહી સાલે ૧૨૦૭ ય૰ ને દીને ગુજરી ગયાથી તેમના ઘરડાં માબાપને ઘણો મોટો ઘાહ ખવાડઓ હતો.

આ પટેલની સરકારી કામકાજ સંબંધી કારકીરદીનું વરણન જેટલું લંબાણથી લખાએગછે, તેટલી બધી બીના તેવણના રોજગાર બાબેની હાથ આવી નથી; તોપણ, એટલું તો જણાએગ્ય કે, આ કુટંબના વડવાઓથી ચીન તથા બંગાલા તરફ જેમ બોહલો રોજગાર થતો હતો, તેહવીજ રૂડી વરતણુકથી આ શેઠબી થોડુક સુધી વેપાર ચલાવીને સરવે મંડલીઓમા મીલનસાર રહેઆ હતા. "એડમોનસટન" નામનું એક મોટું તરણ ડોલી વાંહાંણ જે તેણાને દુઆરે હાલતું હતું, તેના પેહલા માલેક તો તેમના વડા ભાઈ સોરાબજી હતા; પણ તેવણ ગુજરી ગયા પછે આ સાહેબે પોતાના નાઘલા ભાઈ જાંગીરજી સાથે મલીને ખંડી રાખેઆ પછે ઉપર જણાવેલાં દેશાવરો ખાતેના વેપારમા તેને ફેરેલ હતું; અને ઘણા વરસો સુધી તેઓના સવાધીનમાં રહેઆ પછે પડતો દાહાડો જારે આવિઓ, તારે એક તરફથી પટેલાઈની પુરતી સતા જતી રહી; અને બીજી તરફથી વેપારેબી અવલી વલાંણ પકડીને તેવણ પાછેથી રૂખસત લીધી, એટલુંજ નહીં પણ બેડી બેકારીએ મેલવેલો પયસોબી ઘસડાઈ ગએઆ પછે, કુટંબીઓએ સારા વખતમા મેલવેલી નેકનાંમીની યાદી સેવાએ હવડાં સઘલું નહીં સરીખું થઈ પડેલું જોઈને જમાનાની ગીરદેશીથી આપણને સદા બીહતા રેહેવાની નસીઅત મલેછે.

શેઠ રૂસતમજી કાવસજી પટેલ પોતાની હઈઆતીમાં જાહેરાંત તથા ગુપત રીત મલીને એક લાખ રૂપીઆને આસરેનો ધરમ કીધેલો કેહવાએછે; પણ ચોકસ વીગતની ગેરહાજરીને લીધે જે કાંમો તેવણથી જાહેરમાં થએલાં પરકાશેછે, તેનીજ યાદી અતરે નોધી લેવાની રજા લઈએછે.

થાણા મધે પારશીઓની વસતી વસાવનાર મરહુમ શેઠ કાવસજી પટેલ

તેઓના ઉપીયોગ માટે એક અગીઆરી, અને દોખમું બાંધી આપેલું તેવણની જીંદેગીના અહેવાલમાં જણાવી ચુકા છઇએ; પણ તારપછે તે કોમના લોકોની વસતી તાંહાં વધી પડી, અને તે સાથે બાપીકી દરેમેહરનું પુરાંણું મકાન જારે ભાગી હાલતમાં દેખાએલું; તારે તે ઉપર નેધાહ પોંહચાડીને આ સખી શેઠ રૂસતમજીએ નવે પાએ સારૂં મકાન બનાવીને તાંહાં મહજબના ફરમાંન મુજબ આતસ આદરાંણનો પવીતર કેબલો જે ગોઠવાવીને જરથોસતીઓના વપરાસ માટે બોલું બેલવાની ક્રીરીઆ રોજ ૯ મો માહા ૭ મો શેહનસાહી સાલે ૧૧૯૮ ય૦ ને રોજે તેવખતના દસતુર બોરશેદજી જમશેદજી જાંમાસપઆસાનાને હાથે મોહટી ધાંમધુમથી કરાવી હતી; તારે મુંબઈ તરફના તથા આસપાસના જરથોસતીઓને, તાંહાં સાંમેલ કરવા સારૂં બારાં માહેલી પોતાની સઘલી બંદર બોટો, તથા મુસફ્રીથી જનારાઓને વાસતે ભાડુતી ગાડીઓની ઘણીજ સારી મદારત પોતાને ખરચે બજાવીને લેવા લઇ ગયા, તેવીજ આહવજતથી કાંમ પુરૂં થયા પછે, પાછા મુંબઇ પોંહચાડી દીધા હતા. એ ટાંકણે મુંબઇ ખાતેના સરવે સરીમંત શેઠીઆઓખી આ પટેલ સાહેબના રૂડાં કાંમને માંન આપવાના હેતુથી તેવણની સાથે ગયાને લીધે તાંહાં એક સારી મીજાલેસ મલી હતી. એ આદરાંનના મકાંનની મરાંમત, તથા તેને લગતો સઘલો ખરચ શેઠ રૂસતમજી પટેલ પોતાની હઇઆતી સુધી પટેલાઈ ખાતાંની પેહડી મધેથી ચલાવીને ઘટતી ફરજ બજાવી હતી; અને તે પછે સાંભલેઆ પરમાણે તેવણના દીકરા દાદાભાઇએ કેટલીક મુદતવેર પોતાની ગીરેથી તેનો ખરચ પોંચાડેઆ પછે, આદેબત સુધીના નીભાવનો વીચાર કરતા હતા, તેટલાં તેવણની ધણીઆંની જારે સાલ ૧૨૨૯ માં ગુજરેઆં તારે તેણીના ઉઠમનાંમા એક થાપણ પેહલવેહલી પોતે ઉભી કરીને તેમાં પટેલનાજ કુટંબીઓ પાસેથી અગતસર ઉઘરાત લેવાની છુટનો બંદોબસત કીધા મુજબ સઘલા મલી ૨૭,૫૦૦ ને સુમારે જે ભેગા થયા; તે અલાહેધા રાખીને તેની ઉપજમાથી દરસાળનો ખરચ એજ વગીસના વાલીઓ હોરમતની રાહે જાયુક કરીઆ જાએછે.

એજ ગામ માહેલું તેમનું પેહલું દોખમુખી વખત વહી ગઆથી ઘણું જુનું થાએલું; અને વલી આખાં ગાંમમાં એવું મકાન એકજ હોવાને લીધે, નકરે બોદાને કાંઇ હરકત પોંહચે તો, જરથોસતીઓનાં મજહબી ફરમાંણ મુજબ તે વાપરવામાં આવી સખેજ નહીં; એવા વીચારથી તેમના આ બરખુરદાર બેટા શેઠ રૂસતમજી પટેલ તેનીજ પડોસમાં એક બીજું દોખમું પોતાના નેક બખત બાવા કાવસજીની નઇએતે બંધાવાની સરૂઆત સાલે ૧૨૧૦ માં જારે કીધી, તારે ટાંકો પુરવાની ક્રીરીઆ વખતે મીજલસ મેલવવાની મતલબથી પોતાને ખરચે ઘણાક સાહેબોને બોટે તથા ગાડીઓની મારફતે લાવલઈ જાવ કીધા હતા; જાંહાં સરીમંતોથી તે ગરીબમાં ગરીબો સુધી આસરે ૫૦૦૦ જરથોસતીઓ ભેગા થાએઆ હતા; તેઓને સારી મદારતથી તરણ દીવસ સુધી જમાડેઆ પછે, સરવે પરોહનાઓને થાભેથામ વીદાએ કરી દીધા હતા. એ વખતની રચના સંબંધી કોઈ હમદીન ભાઇએ મુંબઈ સમાચારમાં

લખી મોકલાવેલી બીના અંદર જે ફારસી બેહત દાખલ કીધેલુંછે તેજ માતરે તેના અરથ શીકે આ પટેલ સાહેબની કીરતીની ઇઆદી માટે અતરે નોંધી લઇએછે.

### બેહત.

બનામે ખોદા કસકે બખસીદો ઓરદ—આં નેકનાંમી આંકસ ખુદ બે બોરદ.

**માએની**—"જે કોઇએકે બખશેસ કીધી, અને ધરમ કીધો, અથવા પોતે ખરચેઊં, અને ખવાડઊં, તેજ સખસ પોતાની સાથે નેકનાંમ લઇ ગયો; કેમકે આ દુનીઆંમાંથી તે શીવાએ બીજું કાંઈજ સાથે લઇ જવાનું નથી."

ટાંણો પુરાયા પછે દોખમું બંધાઈને જારે તઇઆર થાએઊં; તારે તેને જરથોતીઓનાં વપરાસ માટે ખોલું મેલવાની કીરીઆનો* ચોકસ દીવસ રોજ ૧૯ મો માહ ૭ મો શેહનસાહી સાલે ૧૨૧૨ નો થેડવવામાં આવેઓ હતો; અને તે વખતેબી આ હાતમસાની શેઠીઆએ પોતાને ખરચે ઘણાક હમદીનોને અતરેથી તાંહાં લાવી મેલવેઆ, એટલુંજ નહી પણ આશેપાશેનાં દેસાવરો તરફથીબી ઘણા લોકો તેમના નોતરાને માન દઇને આવી પોંહતા હતા; અને હીંઆના વગવાલા શેઠીઆઓબી હાજર થાએલા હતા; પણ આ શેઠ રૂસતમજી સરીરની બીમારીને લીધે તાંહાં બીરાજી સખેઆ નોહતા, તેથી કરી તેમના દીકરા દાદાભાઇએ તેવણની વતી હાજર રહીને મીજલસનું માંન ઘણીજ રૂડી પેરે જાલવેઆમાં કશી બાકી રાખી નોહતી. ધરમ નીમની કીરીઆ સમાપત થયા પછે આ દોખમું જરથોસતીઓને વાપરવા માટે ખોલું મેલવામાં આવેઊ, તે વીચેનો એક અનજુમન પતર મીજલસની હજુર વાંચી સંભલાવેઓ; અને તેની ખુસાલીમાં મુંબઇની અનજુમન તરફથી તે વખતના વડા અકાબર વાડીઆજી શેઠ નવરોજજી જમશેદજીએ, દોસતીની ઇઆદી ખાતર વાડીઆજી શેઠ બમનજી હોરમજજીએ, અને થાંનાની અનજુંમનની વતી તાહાંના એક અકાબર સાહેબે (જેનુ નામ જાહેરમાં જણાવેલું નથી) એકેકની પુરૂ કીમતી શેઆલોનો વધાવો શેઠ રૂસતમજીને નામે તેમનાં મજકુર બેટાને હોરાડેઓ હતો. જે પછે ધરમગુરૂઓને તેઓની પદવી પરમાંણે સારી દક્ષના આપી; અને સઘલા મેહમાંણોને સુતરૂં ભોજણ જમાડી આબરૂ ઇજતથી વીદાએ કીધાથી આ માહ પુનનુકાંમ સરનજાંમ પોંહતું.

શેઠ રૂસતમજી પટેલે સારી નેમથી આ શુભ કાંમ સંપુરણ કરી દીધું, પણ તેટલી ભલાઈ જોવા માટે ઉપર જણાવેલા સબબથી મીજલેસમાં બીરાજી સખેઆ નહીં, તે વાતને ગણીમત સહમજી સરવે લોકો તેનાની તનદરોસતી જે ચાહતા હતા, તેનો ઉલટો બનાવ એવો બનેઓ કે, દોખમું ઇજાઆ પછે બરોબર તેરમે દાહડે રોજ ૧ લો માંહા ૮ મો શેહણસાહી સાલ ૧૨૧૨ પ૦ એ (હઇઆતીમાં એક વડા દીકરાનો ધાહ ખાધાપછે) હીરજીભાઇ, દાદાભાઈ, અને ખરશેદજી નામના તરણ દીકરાઓ ઉપરાંત ઘણાક દોતરાંઓ તથા ભરેઊં

* એ દોખમાના ટાંનાની તથા ઈજાએઆની બેહુવાર કીરીઆ તે વખતના વડા દસ્તુર એદલજી દારાબજી સંજાંનાએ કીધી હતી. ના૦ સ૦

કુટુંબ પોતાની પાછળ હઈઆત મેલીને ૬૫ વરસની જઈફીમાં આ જાહાન-માંથી અસબાબ ઉઠાવી ચંદરોકાલ સુધોની સવરગી દુનીઆં તરફ ચાલી ગયા.

આ મરહુમ ગરહસથનાં કાંમકાજોની થોડીક તપાસ તો ઉપલી ખીનામાં લેવાઈ ચુકીછે; પણ તેવનના જીગરની ખુબી વીશે હીંઆં આટલુંજ જણા-વવું જોઈએચ કે, એ સાહેબ જેહવા પરેહજગાર, તેહવાજ દીનદાર, અને ધરમી પુરસ હતા; અને તે સાથે માયાલુ દીલ રાખીને મેહરબાંની ભરેલી મોહબત, ઉપરાંત નમનતાઈથી સરવે ગનાતના લોકોમાં મીલનસારી એવીતો ઉમદા મેલવતા હતા કે, જમાંનો જાણે તેનાનો દોસત થાએલો. હોએ તેમ કોઈથીબી તેનાએ દુસમેનાઈને ચાહી નોહતી. આવા અંજીરી સવભાવને લીધે ગરીબ, તથા તવંગરો તેમની નજરમાં એક સરીખા હતા; અને તે ઉપર કશીબી ગરૂરી ધરેઆ શીવાએ ગંભીરાઈને તેવન વીશેસ ચાહતા હતા. ઉપર જણાવેઆ મુજબ પોતાની પાસે બોહલાં કાંમોની અતીશીઅ ધમાંલછતાં દાહાડો તથા રાત મલીને ૨૪ કલાકનાં અરસામાં બદલાતો વખત જેને પારશીઓ ગેહ કરી કેહછે, તેમાં ખોદાની બંદગી ગુજારવાનું તેવન હરગેજ ભુલતા નોહતા; અને તેહપોજ રાખેતો પાછલના પડતા દાહાડામાબી ઉપલા સરવે ખવાશોની સાથે સાચવી રાખીને સબુરી પકડી બેઠા હતા. માટે હાવો નેકનાંમી ભરેલો બુજેરગ, પટેલ ખાંનદાનના વડા દોરાબજી નાનાભાઈના વશીલાથી ઉતરી આવીને, તેનાએ મેલવી આપેલી સઘલી જાહોજલાલી માઠાં ભાગ્યેગે પોતાનીજ સાથે બાંધી લઈ ગયો અને તેથી તેમના પરીવારો સારૂં ફકત પટેલાઈની અટક શેવાએ હવે કોઈબી તેહવી હકુમત બાકી રેહેલી જણાતી નથી.

જમાનાનું ચકર એવુંજ હોયચ—સુખની પછે દુખ સંધલાઓ જોએચ.
કુદરતથી સરજાએલી એછે નીસાણુ—કરી લેવી જોઈએ તેમાંથી પીછાંણુ.
આ કેહવા હતા દોરાબજી નાનાભાઈ—મેલવીતી રૂસતમે પટેલાઈ.
હતા તેઓ બેહુ જણ બાપ ને બેટા—કીરતીમાં સદા સમાએલા રેહતા.
આવીતી રૂસતપર એવી ધમાલ—મુંબઈનો એકવાર કરવા સમાલ.
જંજીરાના હબશીઓ ચહડી આએઆ—આ ટાપુ લેવા માટે લશકર લાએઆ.
જેની સાંમળે થયોતો રૂસતમ શુરો—બલવંત હબશીને પડીઓ પુરો.
લાવી ઉભો સરવે માછીમારોને—હટાવેઆ હીંઆંથી જુલમગારોને.
મુંબઈનો કીલો બંચાવી લીધો—સંધેશો સુરત* મોકલી દીધો.
બોલાવેઆ તાંહાંથી અમલદારોને—સવાધીન કીધો ટાપુ સરદારોને.
કોઠીદારને સુરતમાં થઈ જારે જાંન—આવીને દીધું આ રૂસતમને માંન.
બખશેઓ પટેલાઈનો સતાથી હક—જણાયો નથી તેમાં જરાએ સક.
તે ઈશાવી સોલસો ને બાંનુને સાલ—થયાં એકશો એકાશી વરસ હાલ.

---

* એ વખતપર મુંબઈનો ટાપુ સુરત ખાતેની અંગરેજી કોઠીના અંમલ તલે હતો, તેજ ટાપુ હવડાં સરદારી મેલવીને અસલી સુરત શેહરને પોતાના સંભાલમાં રાખી બેઠેલો આપરે જોઈએ. નો૦ લે.

તારથી આ મુંબઈ રહીછે સલામત—નથી પોહચી કોઈથી કાંઈબી અનામત.
પણ દસા તેની દરરોજ ચહડતી રહી—હકુમત દીપેછે અંગરેજી સહી.
રહીછે રૂસતમની બાહાદુરી યાદ—કીરતીમા નહીં કાંઇ કમ યા જીઆદ.
ભોગવતાતા સતાથી જાહોજલાલી—તે સાથે સાચવતા નીમકહલાલી.
તે નોકરી કાહાંતક ચાલુ રહી—દોહડસો વરસ તેમા ગયા વહી.
બની તેટલી કીધીતી ફરજ અદા—પણ હંગામ તેહનો ન રહેઓ સદા.
બારગસતે દાહડો આવેઓ જાઉ—હકુમત ને દોલતબી ગઇછે તાઉ.
મીનીઆર મીનકત ને જાગીર બધી—તેઓ પાસથી રૂસાઇને છુટી પરી.
તે સાથે હતુ મોટુ સફરી વાહાણ—તેબી થઈ ગએલછે કચર ઘાણ.
પણ રહેઓછે ધરમનો તલાવ એક—બતાવેછે કાવસજી પટેલનો નેક.
દરેમેહરને દોખમા થાના અંદર—દીપતા રહેઆય જાણે સુરીઆ ચંદર.
દીએછે પટેલનો મોહલો સાખરી—નીસાની રહીછે તાહાંબી બાકી.
જાહા પેર એક નાહાનુ પુરાણછે—દોરાબજી નાનાભાઈ સુરાનુછે.
પાછલ તેની મોટી હવેલી જણાએય—તેબી કાવસજી પટેલની ગણાએય.
જેની આગલ બાંધેલોછે એક કુવો—પરજાની સગવડને માટે જુવો.
એવાબી ધરમી ન રહેઆ હોંઆ—કીરતી દીપાવીને ગયા તીઆ.
તે જીનતની દુનીઆ કેહવાએછે—જાહા ધરમી ને દાતારથી રેહવાએછે
તાહા જઈને સુખમા લીનોછે વાસ—ખોદા તેમના વંસપર રાખે તપાસ.
જો પટેલાઈ તેઓની પાસે હતે—તો હકુમતમા વડવાની માફક થતે.
પણ તકદીરની આગલ તદબીર નહીં—ધારેલું ગએલ અકારત સહી.
જોઈએય તો તેઓ હેવા રહેઆય—હકુમત વના સંતોશી થયાય.
ગરીબઈથી જેઓ કાહડેછે કાલ—ગુજારેછે તેમા તરીસમુ સાલ.
અને પાછી તે પર ની કય કાંઈ વરસ—બદીસ જોગે દાહાડા જો આવે સરસ.
તો તેહમા તે કીરતારની મદદ કેહવાએ—કુદરતની બખશેસ તારે લેવાએ.
હેવા કોઈબી પટેલનો હોશે વીરો—યા હવે પછે નીવરનારો નબીરો.
તે સઉ માટે ચાહીએછે અતની દુવા—ભરપુર રહીને લંબાવો ઉવા.
ને કીરતીઆ મેલવો વડવાની પેર—કીરતારથી પામો અતીઅંત મેહર.

(આમીન)

---

## બે નબીરાઓની નોંધ.

આ પુરાતમ ખાનદાનના બે નબીરાઓએ એલમની કસોટી ઉપર તરબીએતનો થોડાક ટચ જે કાહાડી દેખાડેઆય તેની ટુક યાદી હીંઆ ટાકી* લેવાની હમો એટલીજ મકસદ ધરાવીએછે કે, તે ઉપરથી આ ભાઇઆ મલતા પરજાના બીજા અવીલ કુલના જવાનીઆઓને પોત પોતાની કાબેલીએતના અભેઆસની ઉનટ ઉસકેરવાનુ બની આવે, અને તેટલા માટે હાવા નમુનાની

નીસાંણુ તેઓ જોતા રેહ. આ કબીલાના પેહલા ગરંથકારી મી० કાવસજી શોરાબજી પટેલ કેહવાએઆચ, તેને ય० ૧૨૧૩ ને મુકાબલે ઈશવી સને ૧૮૪૪ માં "ચીન દેશના અહેવાલ" નું ગુજરાતી પુસતક (જેના બે વાલમ જોવામા આવેઆછે) મુંબઈ કોરીઅરના છાપાખાનામાં છપાવીને બાહેર પાડઉં હતું, અને તે મરહુમ શેઠ બમનજી હોરમજજી વાહાડીઆને અરપણ કીધેલું માલુમ પડ-ઉછે; જે પછે ૧૨૩૫ અથવા ઈશવી સને ૧૮૬૬ મા જુદા જુદા ધરમવાલા-ઓમા ચાલતા સનેના સંઘરહનું "કરૈનાલોજી" અથવા "કાલમાન શાસ્ત્ર" નામનું એક અંગરેજી પુસતક છેક ઈંગલાંડ વેરથી છપાવી મંગાવીને પરશીધ કીધું હતું. બીજા ભાઈ બમનજી પેશંમજી પટેલે તેમની પુઠે હેઠલ જણાવેલાં ગુજરાતી પુસતકો જુદે જુદે વખતે જે આસકાર કીધાં તેમા:—

"આપણા મોબેદોની હાલત" હેવે નામનો એક રીસાલો સાલે ૧૨૪० માં લખીને તેના ચોપાંનીઆંથી તેજ વરસમા છપાવી બાહેર પાડઆં હતાં.

ઈરાંણની અસલી તવારીખ ઉભી કરનાર શાહેર ફીરદોશી તુસીના જનમારાને લગતું "અહેવાલે ફીરદોશી" નામનું ૧૩० સફાવાલું એક પુસતકબી ઉપલાં સાલમા પરશીધ કીધું હતું.

જરથોસતી બાલકોને સીખાડવા માટે "ઈરાંનની મુખતેસર તવારીખ" નામનુ પુસતક ૧૬० સફાથી સંબપુરણ કરીને સાલે ૧૨૪૨ માં ફેલા-વેલ હતું, જે મકતબોમાં અભેઆસ કરનારાઓને ઘણુંજ ઉપીઓગી માલમ પડઉછે. આ પુસતકને સરકારે પાછલથી સારો આસરો આપેઆને લીધે બીજી આવરતી છપાઈ તેબી ખપીરહીછે.

ઉપલા બે પીતરાઈઓ માહેલા મી० કાવસજીતો હવડાં જઈફીએ પોહચતા જણાએછે; મગર મી० બમનજીના અભેઆસ ઉપર આસાછે કે, તે જવાંન મીતર પોતાની કેલવણીને હજી વધારે કસતા રેહસેતો, આગલ ચાલતાં ગરંથ કારીઓની સંફમા સમાઈને પરજા તરફનો સારો પેઆર મેલવી જસ પાંમસે.



## પરણેઆત થાએલી પુતલીબાઈ.

જે આનદાનના વડએ આ ટાપુખાતે પેહલવેહલું પગલું મેલીને પોતાની પાછલ પારસીઓની પધરાંમની પેંઢી લીધીહતી; તેજ તોખમના એક દોતશાની દીકરીબી હેવીજ ભાગ્યેગવંતી માલુમ પડીછે કે, જે કેટલાંએક સેંકડો વરસથી વેપારને અરથે જતા પારસીઓ પોતાની મોહરદારને સાથે લઈ ગએઆ નોહતા, તેહવી દુરદરાજ દેશની સફર એખતેઆર કરવામા મી० કાવસજી શોરાબજી પટેલની પેઆરી દીકરી પુતલીબાઈ પોતીકા ભરથાર મી० હોરમજજી રુસતમજી દાવરની સંગાથે રોજ ૯ મો અને માહ ૭ મો સેહણસાહી સાલે ૧૨૩૫ ય० એ મેલ બોટમા સવારથાઈને ચીન ખાતે પેહલવેહલાં સીધારેઆં; જે વા-તને સાત વરસ વહી ગએઆં તારના તેવણ તાંહાંજ રહેલાંછે. આ બાઈએ

તારથી આ મુબઈ રહીછે સલામત—નથી પોહચી કોઈથી કાઈબી અલામત.
પણ દશા તેની દરરોજ ચહડતી રહી—હકુમત દીપેછે અંગરેજી સહી.
રહીછે રૂસતમની બાહાદુરી યાદ—કીરતીમા નહીં કાઇ કંમ યા જીઆદ.
ભોગવતાતા સતાથી જાહોજલાલી—તે સાથે સાચવતા નીમકહલાલી.
તે નોકરી કાહાતક ચાલુ રહી—દોહડશો વરસ તેમા ગયા વહી.
બની તેટલી કીધીતી ફરજ અદા—પણ હીંગામ તેહવો ન રહેઓ સદા.
બીરગસતે દાહડો આવેઓ જારે—હકુમત ને દોલતબી ગઇછે તારે.
બાશીઆર મીલકત ને જાગીર ખરી—તેઓ પાસથી રૂસાઇને છુટી પરી.
તે સાથે હતુ મોટું સફરી વાહાણ—તેબી થઈ ગએલછે ફચર ધાણ.
પણ રહેઓછે ધરમનો તલાવ એક—બતાવેછે કાવસજી પટેલનો નેક.
દરેમેહરને દોખમા થાના અદર—દીપતા રહેઆચ જાણે સુરીઅ ચંદર.
દીએછે પટેલનો મોહલો સાખશી—નીસાની રહીછે તાહાબી બાકી.
જાહા ઘેર એક નાહાનુ પુરાણછે—દોરાબજી નાનાભાઈ સુરાનુછે.
પાછલ તેની મોટી હવેલી જણાએચ—તેબી કાવસજી પટેલની ગણાએચ.
જેની આગલ બાંધેલોછે એક કુવો—પરજાની સગવડને માટે જુવો.
એવાબી ધરમી ન રહેઆ હીંઆ—કીરતી દીપાવીને ગયા તીઆ.
તે જીનતની દુનીઆ કેહવાએછે—જાંહા ધરમી ને દાતારથી રેહવાએછે.
તાહા જઇને સુખમા લીવોછે વાસ—ખોદા તેમના વંસપર રાખે તપાસ.
જો પટેલાઈ તેઓની પાચે હતે—તો હકુમતમા વડવાની માફક થતે.
પણ તકદીરની આગલ તદબીર નહીં—ધારેલું ગએલ અકારત સહી.
જોઇએચ તો તેઓ હેવા રહેઆચ—હકુમત વના સતોશી યથાચ.
ગરીબઇથી જેઓ કાહડેછે કાલ—ગુજારેલછે તેમા તરીસમું સાલ.
અને થાશે તે પરની કમ કાઈ વરસ—બવીસ જોગે દાહાડો જો આવે સરસ.
તો તેહમા તે કીરતારની મદદ કેહવાએ—કુદરતની બખશેસ તારે લેવાએ.
હેવા કોઈબી પટેલનો હોશે વીરો—યા હવે પછે નીવરનારો નબીરો.
તે સઉ માટે ચાહીએછે અંતની દુવા—ભરપુર રહીને લંબાવો ઉવા.
ને કીરતીઓ મેલવો વડવાની પેર—કીરતારથી પામો અતીઅંત મેહર.

(આમીન.)

## બે નબીરાઓની નોધ.

આ પુરાતમ ખાનદાનના બે નબીરાઓએ એલમની કસોટી ઉપર તરબીએતનો થોડોક ટચ જે કાહાડી દેખાડેઓચ તેની ટુક યાદી હીંઆ ટાંકી* લેવાની હમો એટલીજ મકસદ ધરાવીએછે કે, તે ઉપરથી આ ભાઇઓ મલતા પરજાના બીજા અનીલ કુલના જવાંનીઆઓને પોત પોતાની કાબેલીઅતના અભેઆસની ઉપર ઉસકેરવાનુ બની આવે; અને તેટલા માટે હાવા નમુનાની

નીશાંણ તેઓ જોતા રેહ. આ કબીલાના પેહલા ગરંથકારી મી॰ કાવસજી શોરાબજી પટેલ કેહવાએઆય, તેને ય॰ ૧૨૧૩ ને મુકાબલે ઇશવી સને ૧૮૪૪ મા "ચીન દેશના એહેવાલ" નું ગુજરાતી પુસતક (જેના બે વાનંમ જોવામા આવેઆછે) મુબઈ કોરીઅરના છાપાખાનામા છપાવીને બાહેર પાડેઉ હતું, અને તે મરહુમ શેઠ બમનજી હોરમજજી વાહાડીઆને અરપણ કીધેલું માલુમ પડેછે; જે પછે ૧૨૩૫ અથવા ઇશવી સને ૧૮૬૬ મા જુદા જુદા ધરમવાલાઓમા ચાલતા સનેના સંધરહનું "કરોનાલોજી" અથવા "કાલમાન શાસ્ત્ર" નામનું એક અગરેજી પુસતક છેક ઈંગલાંડ વેરથી છપાવી મંગાવીને પરશીધ કીધું હતું. બીજા ભાઈ બમનજી બેરાંમજી પટેલે તેમની પુઠે હેઠલ જણાવેલા ગુજરાતી પુસતકો જુદે જુદે વખતે ને આસકાર કીધા તેમા:—

"આપણા મોબેદાની હાલત" હેવે નામનો એક રીસાલો સાલે ૧૨૪૦ મા લખીને તેના ચોપાનીઆબી તેજ વરસમા છપાવી બાહેર પાડેઆ હતાં.

ઇરાણની અસલી તવારીખ ઉભી કરનાર સાહેર ફીરદોસી તુસીના જનમારાને લગતું "એહેવાલે ફીરદોશી" નામનું ૧૩૦ સફાવાલું એક પુસતકખી ઉપલા શાલમા પરશીધ કીધું હતું.

જરથોસતી બાલકોને સીખાડવા માટે "ઇરાનની મુખતેસર તવારીખ" નામનું પુસતક ૧૯૦ સફાથી સમપુરણ કરીને સાલે ૧૨૪૨ મા ફેલાવેલ હતું, જે મકતબોમાં અભેઆસ કરનારાઓને ઘણુંજ ઉપીઓગી માલમ પડેછે. આ પુસતકને સરકારે પાછલથી સારો આસરો આપેઆને લીધે બીજી આવરતી છપાઈ તેબી બપીરહીછે.

ઉપલા બે પીતરાઇઓ માહેલા મી॰ કાવસજીતો હવડા જઇફીએ પોહચતા જણાએછે; મગર મી॰ બમનજીના અભેઆસ ઉપર આસાછે કે, તે જવાન મીતર પોતાની કેલવણીને હજી વધારે કસતા રેહસેતો, આગલ ચાલતા ગરંથ કારીઓની સફમા સમાઇને પરજા તરફનો સારો પેઆર મેલવી જસ પામસે.



## પરખેઆત થાએલી પુતલીબાઇ.

જે બાનદાનના વડાએ આ ટાપુખાતે પેહલવેહલુ પગલુ મેલીને પોતાની પાછલ પારસીઓની પધરામની બેંચી લીધીહતી; તેજ તોખમના એક દોતરાની દીકરીબી હેવીજ બાએગવતી માલુમ પડીછે કે, જે ઠેકાણે સેંકડો વરસથી વેપારને અરથે જતા પારસીઓ પોતાની બેહરદારને સાથે લઇ ગએઆ નોહતા, તેહવી દુરદરાજ દેશની સફર એબતેઆર કરવામા મી॰ કાવસજી શોરાબજી પટેલની પેઆરી દીકરી પુતલીબાઇ પોતીકા ભરથાર મી॰ હોરમજજી રૂસતમજી દાવરની સગાથે રોજ ૮ મો અને માહ ૭ મો સેહણસાહી સાલે ૧૨૩૫ ય॰ એ મેલ બોટમા સવારથાઇને ચીન ખાતે પેહલવેહલા સીધારેઆ; જે વાતને સાત વરસ વહી ગએઆ તારના તેવણ તાહાજ રહેલાછે. આ બાઇએ

કોઈ હેવ સમુહરતે રવાંનગી લીધી હતી કે, તેની પુઠે તેણીની બીજી બેહણ-પણીઓએબી તેહવોજ ઉતમ દાખલો પકડીને તે માહેલી કેટલીકો પોતપોતાના બરથારોની સંગાથે, અને કોઇકોતો તાંહાં રહેલા તેનીઓના ખરા મોહબતદારોને સુખ દેખાડવાના હેતુથી જઇ વસીછે. આ પારસનોની સંખીઆ અડથી ડજન ને આસરે જે જાણવામા આવીય, તે તેનીઓને તાંહાં ખેંચી લઇ જનારી કોઈજ નહીં, પણ આ પટેલ ખાનદાનની પુટલીબાઇ વખનાઇછે.



## મી० જમશેદજી મનચેરજી (લકબે ચીકા) ઘડીઆલી, તથા તેમના વડવાઓનું વરણન.

પટેલની પછે પરીવાર લઇને આ ટાપુ અંદર વસવા આવેલો પારશીનો બીજો જથો શેરાબજી કરવાજીનો કેહવાએછે. આ ગરહસથની ઓલખ મથાલે જણાવેલા મરહુમ ચીકા ઘડીઆલીના વડવા દાખલ જણાઈછે; અને તે બાએગસાલી સાલ ૧૦૩૨ ય० માં પેહેલવેહલા ગરીબી હાલત સાથે આવીને પોતાની રોજી શેધવા મંડાઆ હતા, પણ કહેઆ રોજગારમાં રોકાઇને શું શું કાંમો કીધાં તેની કશીએ હકીકત જાહેર પડેલી નથી, માટે એક પુરાણી વસતીનાં પુરૂષ તરીકેજ તેનાંની ધઆદી નોધી રાખીએછે.

આ ગરહસથ જારે મરણ પાંમેઆ તારે તેનાને તાંહાં રતનજી નામનો એકજ બેટો હઇઆત હતો, તેવન વીશે એવું સાંભલઉંચ કે, વજનતરવાનો કોઈ યઉરોપીઅન અતરે હતો તેની સાથે દોસતી સાંધીને શીતાર બનાવવા તથા વજાડવાનો ધણો સારો હોનર તેની પાશેથી હાથ કરી લીધો; અને તે બાબદમા એ સાહેબ સઘલે ડેકાંણે એવાતો પંકાઈ પડઆ કે, તેથી થોડી મુદતમાં રૂડી રીશે ગુજરાંન ઉપરાંત નાહાનીજેવી મીલકતના માલેક ગણાઆ; અને તેનો ભોગવટો ઘણું સુધી મેલવેઆ પછે આપણી અંગરેજી સરકાર તરફથી એવો અપરાધ તેવન ઉપર ચોંટાડવામાં આવેઓ હતો કે, જંજીરાવાલો જારે આ ટાપુ ઉપર (પેહલી ઇઆ બીજીવાર તે ચોકસ માલુમ પડતી નથી) ચહડી આવેઓ તારે રાજ તરફ જોઇતી વફાદારી તેનાએ બતલાવી નોહતી; અને તે ઉપરથી તેનાની મીલકત જપત કરી લીધી હતી; પણ પાછલથી વધારે તજવીજાત કરતાં ઉપલો અનેઆ લાગુ નહી પડઓ, તારે તેનાની મીરાસ જે પાછી સપુરદ કરી દીધી તે બાબેનો સતા બરઓ સરકારી દસતાવેજ તા० ૧૮ મી જાંણીવારી ૧૬૯૫ નો સરકાર પાશેથી તેનાને મલેલો કોઇડેકાંણે હજી શુધી સચવાઈ રહેલો એક મીતરની ફીરપાથી હમારા જોવામાં આવેઓછે. અને તે ઉપરથી પકી રીતે સાબેત થાએછે કે આ ગરહસથના બાવા પટેલની પછે બીજા આવેલા હતા. અને ઓહી દીધેલી મતા સરકાર પાશેથી પાછી મેલવીને તેનું શુખ ભોગવેઆ પછે જોગાજી નામનો એક દીકરો મેલીને તેવન મરણ પાંમેઆ; જેના રોજ, માહ અને સનેની ચોકસ ઇઆદી સચવાઈ રહી નથી.

## મી૦ જંમશેદજી મંનચેરજી (લકબેચીકા) ઘડીઆ-ળીનાં ઘરની વંશાવલી.

- સોરાબજી કરવાજી મ.
  - રૂસતનજી મ.
    - જેગાજી મ.
      - ફરદુનજી મ
        - મનચેરજી મ
          - જમશેદજી મ.
          - એદલજી. મ.
            - જંગીરજી. મ.
              - ફરામજી. મ.
            - માણેકજી કાકાનો પાલક.
              - મનચેરજી.
              - નવરોજજી
              - મેરવાનજી.
          - પેશતનજી મ.
            - દીનશાહ
            - અરદેશીર
          - ફરદુનજી મ.
            - રૂસતમજી.
        - કાવશજી. મ
          - ખુરશેદજી.
            - કાવશજી.
            - જંગીર.
            - દારા



જોગાજી જારે જનમ પાંમીને મોટા થયા તારે કેહવ કે, ઈ૰ સને ૧૭૨૭ અથવા ૧૭૨૮ મા કોઈ ફ્રેંચ ઘડીઆલી અતરે આવેલો હતો તેની પનાહ પકડીને ઘડીઆલ સમારવાનો ઉતમ હોનર તે પાશેથી પુખત રીતે હાશેલ કરી લીધા પછે ઈ૰ સને ૧૭૩૦ થી પોતે સવતંતર ઘડીઆલીમાં અપેઆ ઉપરાત પોતીકા વારેશોનેબી તેજ ધંધામા લાગુ પાડીઆને લીધે, ઘડીઆલીનો નામીચો રોજગાર હજી સુધી તેમના વઉસ દરવંઉસ ઉતરી આવીને ચાલુ રહેલોછે, અને આવા હોનરથી તેમના દોતરાના દીકરા મરહુમ મી૰ જમશેદજી (ચીકા) ઘડીઆલીએ પરમાણીકપનુ સાચવીને જીંદગીના છેડાસુધી વખાન લાએક એવુંતો માન મેલવેલ હતું કે, તેથી કરી સઘલી વરણનાં સંસારી તથા રોજગારી ઉપરાત સરકારી અમલદારોનોબી રૂડો ચાહ પોતાપર જે ખેંચી લીધો હતો, તેમાટે જાહજી સરેહ કરવી જોઈતી નથી.

જોગાજી જે ગુજરી ગયા તેનાનો સનેબી ઠાવો રહેલો જણાઓ નથી; પણ આટલુંજ સાભલવામા આવેછે કે, ફરદુનજી નામનો તેનાનો એક દીકરોબી બાપીકો હોનર હાથમા રાખી ઘડીઆલીનુંજ કામ કરતો હતો. વધારે હાસલ મેલવવા માટે પેશવાઇ રાજધાનીના શેહર પુના ખાતે જઇ લાગા, તાહા કેહવ કે, કોક સબબથી તેનાને કેદખાને નાખેઆ હતા; જાહાથી છુટકો પામવાના ઉપાએમા પોતાનો હોનર તેનાને એવોતો કામ આવેઓ કે, તેની મદદથી થોડુંએક છુટકો પામેઆ હતા; તે એવી રીતે કે કોઈ દયાલું અમલ-દારની સાહેતા મલેઆથી કેદખાનામા બેઠા બેઠા તે વખતની ઢબ મુજબ ગગની એક નાનકરી પેટી બનાવીને રાજાને ભેટ કીધી; અને તે સરીમંતે આવો અખતરો દેશીને હાથે બનેલો જોયો, તેથી ખુશી થાઈ તેનાને બંદીખા-નેથી ખલાસ કીધા એટલુંજ નહી પણ તે ઉપરાત કાંઈક નજરાનુંબી આપેલ હતુ; જે લઈને કેહવ કે તાંહાથી તતકાલ પાછા મુંબઈ તરફ આવેઆ, અને ફરીથી કેધે બાહેર જવાવના હીંઆજ રહીને પોતાને હાથ આવેલા ઉતમ હોનરથી સારી રવેશે ગુજરાન કરતા હતા. એવન જારે મરણ પામેઆ તારે વારેસ તરીકે બે બેટાઓ મેલી ગયા હતા; જેમા વડા મનચેરજી, અને નાહના કાવસજી નામના ઘણીજ બાનવએના હતા.

એ બેહુ ભાઇઓબી એજ ધંધામા મસગુલ રહીને આપરી વસતીમા પરણેઆત થઈ પરુઆ શેવાએ બીજી કોઈજ યાદગારી રાખી ગએલા જણાયા નથી; જે માહેલા નાહના ગુજરેઆ તેના દાહાડા દીશાની તો ખબર નથી, મગર વડા શેઠ મનચેરજી ઘડીઆલી રોજ ૫ મો માહા ૩ જો કદીમી સાલે ૧૨૨૬ ય૰ એ લગભગ ૮૦ વરસની જઇફી ગુજારીને બેહસતનશીન થયાછે.

એ સાહેબના ચાર દીકરાઓગી ઘડીઆલીનાજ ધંધામા ધીઆન રાખી ગયાછે; પણ તેમા માતરે એકજ દીકરો મી૰ જમશેદજી (ચીકા) ઘડીઆલી સઘલી વાતે મસહુર થએતો હતો, તેનું ટુક વરણન ઉપર જણાવી ચુકેઆ છઇએ. એ ગરહસથ સરવે સાથે ગંભીરાઈપણાથી મીલનસારી સાચવીને પોતીકા રોજગારમા એવોતો પરમાંણીક નીવરેઓ હતો કે, લાખો હજારો રૂપીઆના

બીગડેલાં ઘડીઆલો, ફરાંનામીતરો તથા મોટા કલાકો તેના વીસવાસ હેઠલ સોંફીને નીરાંત રેહતા; અને ગમે એવું બીકટ કાંમ હોએ, તે આ આપણા મરહુમ ચીકાજી ઘણી સેહલાઈ સાથે ઉતાવલે કરીને વલી ધણીને ઘેર બેઠાં તેમના દાગીના તતકાલ પોંહચાડી દેતા હતા; મુંબઈની વસતી માંહેલા કોઈબી સાહેબો એવા નહીં હશે કે, આ ચીકાજી તેઓની પીછાંણમાથી કોઈબી વખતે ફરાંમોસ રહેઆ હોય. હાલી મીતરાચારી ભરેઆ મીતરે ઈમાનદારીથી રોજગાર કરી પાંચ પઈસા મેલવેઆ હતા, જેવડે પોતાના ભાઈ ભાંડુઓ વગેરેની બરદાસતબી એવણ રૂડી રીતે સંભારી લઈને વારેસ વના ૬૫ વરસની વએ ગુજારેઆ પછે રોજ ૨૪ મો માહ ૫ મો કદીમી સાલ ૧૨૪૧ ને દીને આ દુનીઆના દોરમાથી દુરી પકડી મીનોઈજેહાનનું સુખ જોવા માટે ચાલતા થયા.

આ મરહુમ ગરહસથે રૂડી વરતણુકથી રચાવેલી ઘડીઆલીની દુકાંણ સાંભલેઆ પરમાણે તેણાની વીધવાના સંભાલપણા હેઠલ હઈઆત રહેલા ભતરીજાઓ માહેલા માણેકજી એદલજી, જે હકદાર પાલક થયોસ્ત તેના હસતકથી ચાલુછે; જાહાં બીજા ભાઈઓના બેટાઓબી સંપજથી સાંમેલ રહીને કાકાએ શીખવેલા હોનરનો ઉપીયોગ કરી પોતાનો ગુજારો સોધી શકેછે.

ઉપર જણાવેઆ મુજબ મનચેરજી ઘડીઆલીના નાધલા ભાઈ કાવસજીનો એક દીકરો નામે ખરશેદજીબી પોતીકા આ મરહુમ પીતરાઈની પક્ષમાં ઘણા વરસો સુધી શીખવા માટે રહીને એક સારો ઘડીઆલી બનેઆ પછે, પોતાની દુકાંણ જુદી કાહડીને રૂડી પેરે કાંમ બજાવતો દેખાએછે; અને તેથી કરી ગરેટ ઈંડીયન પોનીનસુલા રેલવે કુંપણીનો એક ખાસ ઘડીઆલી કેહવાએછે; માટે એ બાબે જેમ તેને મુબારકબાદી ઘટેચ, તેમ તેના મરહુમ ગુરૂનો મોટો ઉપકાર તેની ઉપર ચોંટી રહેલો તેનાએ જરૂર સહમજવો જોઈએ.

જો કે આ ઘડીઆલી વર્ગસની સરૂઆતને આ ટાપુ ખાતે લગભગ દોહોડ સદી થવા આવીચ, તોપણ તેપછેના દીવશો ઉપર બીજા ઘણાક પરમાણીક પારશીઓ ચોકસ વખત દેખાડનારા ધંધામા મસગુલ હતા; તેમાં એક બેરાંમદારૂ, બીજા દાદાભાઈ, તરીજા માંણેકજી, અને ચોથા મનચેરજી છ આંગલીઆ (હવડાં હઈઆત રહેલા મી૦ એદલજી ઘડીઆલીના બાવા) ઉમારી બચગી વખતપર જઈફીએ પોંહચેલા જણાતા હતા; અને તેઓની આગમજ બીજા સાહેબોબી આલબતાં થઈ ગયા હશે; પણ તેઓ માંહેલા કોઈનીબી પુરાંખી કેફીએત નહીં મલી સકેઆને લીધે આ મરહુમ ચીકાજીના વડવાઓજ મુંબઈમાં સઉથી પેહલવેહલા ઘડીઆલી ચોકસ થઉછે; પછે ઘણા વરસોની ગઈ ગુજરેલી ગેબી વાતનો વાકેફગાર તો તે બારે હકતાલાછે.

———

## પાંડેના ખાનદાનની વંશાવલી-



## શેઠ ખરશેદજી પોંચાજી પાંડના.

આંપણી વસતીપર વખણાએલા શેઠ મેરવાંનજી ફરાંમજી પાંડનાની પાંચમી પેહડીના ઉપલા મોટા બાવાની અસલી ઓલખતો હસતીમા રહી નથી, પણ પાછલથી તેમની શાખાએ બીખા બેહરાંમ તથા કારા બેહરાંમની વંશાવલી જે અજવાલે આંણીચ, તેમાં ઘણું કરીને તે બેહુ કુટંબીઓ વચે "પાંડના" નીજ ઓલખ મજબુત પેવશ થએલી એટલા ઉપરથી માલુમ પડછે કે, આ શેઠ ખરશેદજી ભરૂચમા રેહતા હતા તાંહાંથી રોજીના કારણસર જારે ય૦ ૧૦૩૩ ના શાલમા મુંબઇ માટે રવાંને થયા તે વખતે કેહચ કે, મરાહઠાઓની ચહડાઈ ઈરાલાંમી રાજ ઉપર આવેઆના સબબથી મારગમા તેઓનું લશકર છાંવણી કરી જે પડેલું હતું, તેઓએ તેણાને સતરૂ તરફનો જાશુસ જાંણી પકડી લીધો; અને વલસાડથી પાશે આવેલાં પાંડેરાઘડ નામના પાહડી કીલામા થોડુંક સુધી ખોંધી રાખેઆ હતા; પણ ઘણી તકરાશે ચાલતાં પુરતી તજવીજાતે જાશુસ માલુમ નહીં પડેઆથી તેમને જારે તાંહાંથી છોડી મેલેઆ તારે તે તરફના નીકલેલા ૧૦૩૪ ની અધવચમા હીંઆં આવીને પોતાનો કાએમ મકાંણ કરી રેહેઆ; તે દાહાડાની યાદગારીમા તેમના પરીવારો વચે ઉપલી અટક કેહવાતી આવીછે.

આ ગરહસથ કોઇ હેવે સબકતે પગલે હીંઆં આવેઆચ કે તેજ શાલમાં પોરટુગાલના પાદશાહ તરફથી લગનની રીતમા મલેલો મુંબઈ ટાપુ અંગરેજી હકુમતને હવાલે તરતનોજ થએલો હતો; અને તેની પછે જારે ફરતો કોટ બાંધવા માંડેઓ તારથી તે કાંમ સઘલું સમાપત થએશ તાંહાં લુલીક સરકારને જોઈતા બેગારીઓ તથા ટોપલીઓ વીગેરેનો સરનજાંમ પુરો પાડવા માટેનો ઈજારો લઇ તે કાંમમાંથી પોતાના રૂડાં ભાએગે સારો લાભ હાંશેલ કરી લીધો, અને ભરૂચથી પોતાનું પરીવારબી હીંઆંજ બોલાવી રાખેશ.

સરકારી કાંમમા લાગુ પડીને આગલ કરતાં જેમ સારી હાલતમા આવેઆ, તેમ તેનો ભોગવટો જાલવનારોબી રેહચ કે બોદાતાલાની બખશેસથી સાલે ૧૦૫૦ મા બેરાંમજી નામનો એક બેટો તેણાને તાંહાં જનમ પાંમેઓ હતો; અને આખી જીંદગીમા માતરે એકજ ચેરાગની રોસનીથી સંતોસ પાંમીને ગુજરી ગયા, પણ તેનો રોજ માહ તથા સને માલુમ પડેઓ નથી.

ઉપલા સાહેબની ઉતપંતીનું આટલુંબી બયાન હાથ આવેછેછે, પણ તેમના બેટા બેરાંમજીની કારકીરદીની હકાએત ઉપરાંત ગરણના દીવસની યાદીબી કોઈને તાંહાં હાવી રહેલી નથી. એ બેરાંમજીને તાંહાં તરણ દીકરાઓ જે અવતરેલા હતા, તેમા વડા બીખાજી અને નાંધલા કારાભાઈ વીશે એક દસતાવેજ ઉપરથી એટલુંજ માલુમ પડશેચ કે, શાલે ૧૧૨૫ સુધી આપણી ટાપુ ખાતે પરબેઆત યથ હઈઆત રહેલા હતા; અને તે બેહુ સાહેબોનીજ ઓલખથી ઉપર જણાવેલચ તેમ તેઓના પરીવારોમા "પાંડના" ઉપરાંત બીખા બેરાંમના તથા કારા

બેરાંમનાની ઓલખ હજીતક કેહવાતી આવેછે. વચલાફ્ઝીરા ખરશેદજીની વસતી આગલ નહીં વધીઆને લીધે તે સાહેબની હસતી તેણાની જીંદગી જોડેજ ખતમ થએલી કેહવાએછે.



## શેઠ ભીખાજી બેરાંમજી લકબે ભીખા બેરાંમ.

ભીખા બેહરાંમને વાસતે એવું સંભલાએછેઅ કે, તેનાએ પોતાનો રોજ-ગાર ઘણું કરીને વેલાતથી આવતા દારૂ કામ તથા બીજો સામાણ વેચવા તથા લેવામાં રોકેઓ હતો, અને તેથી કરી પોતીકા બાપ તથા બપાવા કરતાં તે વખતની વસતીમાં આપણી ટાપુ ખાતે ઘણા વખનાતા હતા. એ સાહેબ પોતીકા જરથોસતી મજહબ ઉપર અંતકરણથી ઘણાજ ચુશત હતા, અને પાંચો વખતની બંદગી હરગેજ થઈ ભુલતા નોહતા, તેની શાબેતીમાં પવનચકીના અશલી મોટા દરવાજાની બાહેરથી દરીએ કીનારે (હવડા રેલવેના મથકપર) જવાના રસતાની જમણી બાજુએ શલાંમત રહેલો એક કુવો, તથા તેની પાશે ઢોરોને પાંણી પ.વાનો અભારો પરથમ એજ શાહેબે બનાવીને મજબુત બંધા-વેઓ હતો; જેને શાધારણ રીતે હજીસુધી પરજાના કેટલાક લોકો કાવશાદારૂના કુવાને નામે ઓલખેછે; તેનું કારણ એટલુંજ કે તે મોબેદ પાછલા વખતપર તેમાથી તાજું પાંણી કાહડીને બંદગી કરવા આવનારા પારશીઓના હાથ ધોવ-રાવતો હતો; અને તેના બદલામા લોકો તેને કાંઈ નાણું આપતા હતા. એ કુવાની રખેવાલી, તથા તે ઉપર ફરતી રેંહતનો ખરચ પેંરથમ શેઠ ભીખા બેહ-રાંમ પોતે અને તે પછે તેમના પુતરો માહેવા મી० લીમજી ભીખાજીની કંપ-નીને નામથી ઘણું સુધી ચાલતી પેહડીએ આપેઆ કીધો, એટલુંજ નહીં પણ એક અથવા બે વખતે જોઇતી મરાંમતબી તે શાહેબો હરાતકથી થઇ હતી, અને તે કુવો શવા સદીથી વધારે વરશનો પુરાતમ કાએમ રહીને તેના બંધાવી જનારા શેઠ ભીખા બેહરાંમના વંશીઓના હકમા આશીરવાદ દેતો માલુમ પડેછે.

આ ભીખા બેહરાંમની અઓલાદથી ઉતરેલા તરણ દીકરાઓ* જે ઘણાજ શકરમી, અને શકલગુણી થઇને આપણી ટાપુ ઉપર વખણાઇ ગયાચ, તે-ઓમાં વડા શેઠ લીમજી ભીખાજી શાલે ૧૧૧૦ મા; બીજા શેઠ પેશતનજી ભીખાજી (ઉરફે પેસી કાકા) શાલે ૧૧૩૪ માં; અને તરીજા અથવા છેલા શેઠ ફરામજી ભીખાજી (લકબે ફ઼ના કાકા) શાલે ૧૧૪૩ માં જનમ પામેઆ પછે થોડા ઘણા જાહેરમા આવેઆ હતા, તેઓ દરએકનો ટુક અહેવાલ નીચે જણાવીએછે.



* એ ઉપરાંત રૂશતમજી નામના ચોથા દીકરાની જનમ પામેલા જે કેહવાયાચ, તેવણ યાતો બાપની પેહલા અથવા તેમની પછે, બાલ વએમા ગુજરી ગયા હોએ તેથી તેણાની નોધ કેથે રહેલી નથી.
નો० લ.

## શેઠ લીમજી ભીખાજી.

આપણી વસતી માહેલા ઘણાક ઘરડાં સાહેબોની પીછાંનમાંથી આ શેઠ લીમજી ભીખાજી હજીતક ફરાંમોસ તો થએલા નહીંજ હશે; કેમકે તેણાની સઘલી કીસમના અંગરેજી માલોથી ચીકાર ભરેલી કુહુજાતી દુકાંન અંગરેજ બજારમાં, (જાંહાં હવડાં મીં૰ મેહરજી જાંનસનની કુંપનીએ લીલાંઉખાનું કાહડેલુંછે) પોતાની મોહટી હવેલીમાં ઘણા વરશો પેર જાહોજલાલી સાથે ચાલુ રહેલી હતી, અને બીજી યાદગારીમાં એજ સાહેબનાં સકમાઈના પઈસાવડે કોટમા મરહુમ દાદીશેઠના આદરાંણના મકાંણની દક્ષીણ દસાપર હવડાં પારકે હાથ થયા પછે હાલતમા બદલાઇને સલાંમત ઉભેલી મેહલ જેવી મીલકત પાછલી તરફથી આડકાતરી છેક કાંમાવાલા મોહલા તુલીક લંબાએલી માલુમ પડેછે. એ સાહેબ જારે ૬૩ વરસને આસરેની ઉમરે પોંહતા તારે તરણ દીકરાઓ નામે શેઠ દાદાભાઇ, રૂસતમજી અને ફરદુનજીને સારી હાલતમા હુધારીને રોજ ૧૪ મો માહા ૯ મો કદીમી શાલે ૧૧૭૩ ને રોજે બેહસતનસીન થયા હતા, અને તેમની પછે થોડીજ મુદતે તેમના વડા તથા વચલા બેટાઓ પોતાને તાંહાં વસાવેલી વસતી વાડીને હસતીમાં રાખી એકેકની પુઠે ગુજરી ગએલા જણાયાછે.

---

## શેઠ ફરદુનજી લીમજી.

લીમજી શેઠના બાકી હએઆત રહેલા આ તરીજા દીકરાએ ઘણીં મુદત સુધી બાપીકી દુકાંન ચાલુ રાખેઆ પછે, આપણી ટાપુ ખાતે પરખેઆત થએલી મીં૰ ડીચી સ્ટુઅરટની કુંપણીને તાંહાં દલાલીનું બોહોલું કાંમ મેલવી લીધાથી વેપારી મંડલીઓમા વેહવાર વધારીને છેક ચીન સુધી પોતાના દીકરા નામે અરદેસરને પેહલવેહલા ય૦ ૧૨૦૩ ની શાલમા મોકલાવીને તાંહાં આડત વીગેરેનું કાંમ કાજ મોહટા પાયાપર રચાવી મેલેલ હતું, અને તેનાજ કારણસર ઉપીયોગી થવા માટે "મેરી ગારડન" નામનું એક તરણ દોલી વાંહાંણ પોતાને ખુદ પઇશે બંધાવીએ તથા "રૂપારેલ" નામના સરકારી બારકસને આઇતું ખરીદી લઇને તાંહાંના વેપારમાં ફેરવેલ હતું. એજ શેઠના બીજા દીકરા મીં૰ દીનશાહને અંગરેજી એલમની ઉતમ કેળવણી આપવાના હેતુથી હજારો રૂપીઆ ખરચીને ૧૨૦૧ ની શાળમાં છેક વેલાત સુધી મોકલાવેઆ હતો; જાંહાં તે ચીરતજીવી ચારેક વરસપેર રહીને શીખેઆ પછે મુંબઇમાં પાછો વળી આવેઆથી તેણાનેબી ચીન ખાતેની પેહડીમાં મદદ લાગવા સારૂં ૧૨૦૬ માં અતરેથી રવાંણે કરી દીધા હતા. આટલું તો ખરૂંછે કે કોઇનીબી જાહોજલાલી, અને મેલવેલી દોલત સદાકાળ બરકરાર રેહતી નથી; તેમ તેણાનો વખત જારે મગરેબ તરફ ફરવા માંડેઓ તારે સઘલું અફડાતફડી થઇ પડેલ હતું; તે વાતની સાજર હેમતખાઇને, ચીનમાં રહેલા શેઠ દીનશાહજી મજબથી જે એકે-

દમ ખીજી ગયા હતા, તાહાથી ૧૨૧૧ ના મુંબઈ આવીને તેવીજ હાલતમા હજીસુધી રહેલા માલુમ પડછે સવ્વતરપણાથી વેપારીઓની સંફમા સારૂ માન મિલવેઆ પછે આ શેઠ ફરદુનજી ખીરગસતે દાહાડાની બારીક ચુંગાલમા ફસી પડઆને લીધે પાછલા વખત ઘણોજ ગંમખારીમા ગુજારીને રોજ ૪ થો માહા ૧૦ મા કદમી શાલ ૧૨૧૯ માં ૫૭ વરસની વએ ભોગવી મરણ પામેઆ. આ શેઠને તાહા ગીરવાનજી નામનો તરીજો દીકરો હતો, તે તેમની ૧૯ વરસ આગમજ અટારેક મહીનાની વએ પોહચી ફુનગુજાર થયો હતો.

## શેઠ પેસતનજી ભીખાજી.

પેશીકાકાને નામથી પરખેઆત થએલા આ શેઠનીબી અંગરેજી દુકાણ તેમના વડા બાઈ મી૦ લીમજી ભીખાજીની પડોસમા જે ચાલતી હતી, તે હવડા તુલીક તેમના દોતરા મી૦ પોચાજી ફરામજીને નામે આબાદ હાલતે હુઆલી દેખાએછે. એ સાહેબ પાકી પરેહજગારીમા એવાતો ચકચુર હતા કે હાવા બાહોલા રોજગારમાં રોકાએઆ છતા પોતીકા મહજબે ફરમાવેલી પવીતર બદગીની શેવા કોઈ વખત ભુલતા નોહતા, અને તે સાથે પરજા વચે પરમાણીકપણુ સારી રીતે જાલવીને કીરતીવાનબી ગણાએઆ હતા. આગલા વખત પર પારસીઓની પચાએત જે ચાલુ હતી, તેના એક ખાસ અધીકારી* દાખલ પણ એ સાહેબ ઘણા વરસો સુધી લાગુ રહીને પોતીકી કોમના ઘરગતુ તટાને સમાધાનીપર લાવી આપતા હતા. આ બુજોરગ શેઠ ૮૨ વરસની ઉંમર ઘણીંજ સુખમા પસાર કરીને રોજ ૨૩ મો માહા ૭ મો કદીમી શાલ ૧૨૧૯ ને દીને પોતાને તાહા વઊંસ વધારનારા બે વારેશો નામે ફરામજી તથા જમશેદજીને પાછલ રાખી જીનતવાસ થઇ ગયાછે

## શેઠ ફરાંમજી ભીખાજી.

ભીખા બેહરામના આ તરીજા દીકરા, ફલાકાકાના વફાદારી ભરેઆ એલકાબથી, પરજામા પસદગી પામતા, પોતાના ભાઈઓનીજ મુઆફેક છુટો રોજગાર ચલાવીને સરવે મડલીઓમા સારી હોરમત મેલવતા હતા. આ સાહેબ લગભગ ૨૧ વરસની ઉંમરે પોહચેઆ તેટલા, તેમની પેહલીવારની મોહરદાર તરણ બેટીઓ જણેઆ પછે, ટુક ઉમરમા બેહસતનસીન થયા તેના વીજોગથી આ ગરહસથનો વશીલો જે અટકી પડઓ હતો; તેની વરધીનો અઈઆમ જારે દેખાએઓ તારે કુદરતથી એવી બખશેસ ઉતરી કે, આપણા કએઆની શેહર ઇશન તરફથી બેહદીન કેઓશશો યજદેઆર પોતાની બાજી દીકરી નામે

* એ ઓહધો તેમના બાવા શેઠ ભીખા બેહરામથી તેવણ ઉપર ઉતરેઆ હતો. ના.લે.

ગુલેસતાંન બાંનુ* જે ૧૫ વરસના પુર બાહારપર દીપતી હતી, તેણીને લઇને ૫૦ શાલ ૧૧૬૪ મા અતરે આવી પોંહતો; તે બાબેની કેફીએત એવી કેહવામા આવીછે કે, તે બાઇ બેહરાવંતી હોવાને લીધે તાંહાંના જુહાકી દીનદુસમેનો માહેલો કોઇ મોગલ પડોશી ચોરી જવાની ચાલવણી કરતો હતો, તેની ખબર મલતાંવાર પોતીકી બાએડી તથા બીજી બાલક દીકરીઓને તાંહાં પડતી મેલી તેણીનેજ લઇ છુપી રીતે તેનો બાપ તાંહાંથી નીકલી પડ્યો.

આ બીચારો કેખોશરૂ અને તેની ગુલેસતાં બાંનુ બેટી જારે હીંઆં આવી પોંચેઆં, તારે તે વખતપર કેહચ કે પરદેશના હમદીનોને વાસતે ઉતારાની કોઇબી જગેઆ કેથે નહીં હોવાને લીધે તેઓ દલગીરી ભરેઆં દીલથી કાવસજી પટેલના ચકલાપર આવી ઉભાં; અને એક બીજાનું મોહોડું જોઇ વીચારવા લાગાં કે, એકતો પુરાતંમ વતણ તથા પેઆરાં કુટંબથી દુર થઈ પડ્યાં, બીજું તો મુસાફરખાનું નહીં મલે, અને તરીજું એકે હીંદના લોકોમાં વપરાતી જુબાંનથી બીનમાહીતી તેનું હવે કરવું કેમ. હાવી વમાસનમા હતાં તેટલાં બારેહકતાલાની બખશેસથી શેઠ એદલજી દોરાબજી લશકરી જેવણ આપણી ટાપુ ખાતે વખણાઇ ગએલા મરહુમ શેઠ હોરમજજી દોરાબજીના બાઈ હતા, તેનાઓ તાંહાં આવી લાગા; અને આ પુરાંણા હમવતણીઓને હેરાન હેખ-સારા સાથે ગંમગીની ભરેઆં જીગરથી જોતાં વાર દીલમાં દએઆ આણી તે બાપ તથા બેટીને પોતાના મકાનમાં લાવી આસાએસ આપી; અને પુછપરેછ કરતાં તેઓની સોચના સાંભલેઆ પછે દીલાશો દઇને નેક બખત ગુલેસતાં બાંનુંને પોતાની દીકરી દાખલ કબુલ રાખી. સારી રીતનો દલાશો મલેઆથી તેનીને મજકુર શેઠના સવાધીનમાં શોંપ્યા પછે સંતોસ પામેલો કેખોસરૂ પોતે ઇરાંન તરફ ગયો; અને બની તેટલી તજવીજથી પોતાના કબીલાને છુપી રીતે બે તરણ બેપ કરી મુંબઇમા લાવી પોતે પણ હીંઆંનો વતણી થાઇ પડ્યો હતો.

કેખોસરૂ યજદીઆરની સઘલી મલી પાંચ દીકરીઓ માહેલી શીરીન નામની વડી તો ઇરાંન ખાતે બેહદીન રૂસતમ પલામરજની સાથે પરથમ પરણી ચુકેલી હતી, તે હસાબે બાકીની કુમારી ૪ બેટીઓ એકેકની પુંઠે હીંઆં આવીને હેઠલ જણાવેલા જુદા જુદા સખશોની શેઆદીમા શોહાસન થાઇઓ, તેમવે—

ગુલેસતાંબાનું, આ શેઠ ફરાંમજી ભીખાજી ઉરફે ફલાકાકાની સાથે ૧૧૬૫મા

નાજબાનું, શેઠ હોરમજજી એદલજી કાંમાજી સાથે.

ખોરશેદબાનું, નામદાર જાવીદ નસરાબાદી (ઇરાંની) સાથે.

પીરોજાબાનું, શેઠ પેસતનજી મેરવાનજી મેહર હોમજીનાની સાથે.

આવી પરકારે પાંચ પુત્રીઓ સરીએત મુજબના સારાં પાંમી રહેઆ પછે, પેહલાં તેનીઓનો પેઆરો પીતા કેખોસરો, અને તેની પુંઠે લાંમબી મુદતે મેહરબાંન મા ગુલનાર બેહસ્તનશીન થાઆં હતાં.

---

* પટેલ ખાનદાનમા પરણેલી પીરોજાબાઇ પછે, બાવણ વરશે આ સુધાં તેણીની તરણ બેહેનો મલીને ઇરાંની તોખમની ૪ અબલાઓનો જથો બીજીવાર આવેલો કેહવાયોછે; અને તે પછે ઘણા ઇરાંનીઓની વરધી થતી રહી. ના૦ લ૦

આ બુજોરગ ફલાકાકાના સારાસીઆં તરફનું મુખતેસર બયાંન આપીને હવે તેનાની જીંદગીના હએવાલપર પાછા આવતાં જણાવીએચ કે, તેમની સાથે બીજી વારની કદખુદાઈમા જોડાએલાં ગુલેસતાં બાનુંને પેટે પાંચ પુતરોની જે વરધી થાઈ, તેઓના નાગો વંશાવલીમા લખાઈ ચુકા ઊપરાંત ચાર દીકરીઓબી અવતરી હતી, જેઓની સાથે પેહલી મોહરદારે જનેલી તરણોને મેલવતાં કુલ ૧૨ ફરજંદો તથા તેઓને તાંહાં થએલાં બેશુમાર છઈઆઓથી આ શુખવાથી જોડું ઘણા સંતોસથી રેહેલું જોવામા આવતું હતું.

ઈરાંનનું રાજ પારશીઓ પાએથી પરગંદે થએઉ તે વખત પર તાંહાંથી નીકલી આવેલા જુખંડા પછે, કેહચ કે, ઘણી લાંમબી મુદત સુધી કોઈબી ઈરાંની જરથોસતીએ હીંદ તરફ નજર કીધી નોહતી; પણ પાછલથી જેઓને જેમ વાકેફકારી મલતી રહી, તેમ તેઓ છુટા છવાયા સુરત તથા ગુજરાત જીલાના જુદા જુદા વીભાગોમા આવીને પોતાના હમદીન ભાઈઓની ભેટ લઈજતા હતા. આ મુંબઈ ખાતેબી આગલા વખત પર કોઈ ઈરાંની આવી ગયા હોએ તેની કશી નોંધ નહી જડતાં આટલુંતો માલુમ પડઉંચ કે, આ "બાહાર"મા દાખલ કીધા મુજબ સવાસો વરસની વાત પર એક ઈરાંની અબલા* કોઈ જરમન મુસાફરના સવાધીનમાં સચવાઈને પરણવા માટે અતરે આવીને આ શેઠના બાવા ભીખા બેહરામને તાંહાં પરોહણી ઉતરી હતી, તેજ માતરે પેહલવેહલી કેહવાઇછે; અને તેની પુરે અરધી સદી ગુજરેઆ પછેના આ બીજો જથો કોઇ એવે રૂડે પગલે પધારેઓ કે તેઓને આવી વશીઆને પાંચેક વરસ પસાર થયાં, તેટલાં થોડા થોડા ઇરાંનીઓએ હીંઆ આવવા માંડઉં.

ઉપર જણાવી ચુકાચ તે પરમાણે ઈરાંની મુસાફરોને માટે ઉતારાની કોઇબી અલાહેદી જગેઆ અતરે નહી હોવાથી, તેહવા લોકો આવતાં વાર ગુલેસતાં બાનુંને બારને પરોહના તરીકે જાંરે પથારી પાંથરવા લાગા, તારે ફલા કાકા જેવન ઘણાજ દએઆલુ હતા, તેનાએ દરીઆફતી પોંહચાડીને તેઓમાં જે મોબેદો માલુમ પડઆ, તેઓને તો મરહુમ દાદીશેઠવાલાં આદરીઆનની ખીદમતમા, તથા કદીમી બેહદીનોને તાંહાંની કીરીઆ કરમના કાંમ સારૂં ગોઠવી દીધા, અને બેહદીનોમાં જે મુફલેસો દેખાએઆ તેઓની બની આવી તેટલી માહવજતથી પોતે પરવરેશી કરવા માંડી, તારથી આ સાહેબ ઈરાંનીઓને પાળનારા પીતા કેહવાએઆ; અને તેહવો સંજોગ ઘણા સાળ સુધી પોતે સાચવી રાખેઓ હતો, પણ તે પછે ઇરાંનીઓની આવગ વધવા લાગી તારે† તે બાબે જાહેર હુઘરાંણાની મારફતે એક પુંજી ઉભી કરવાની

---

* જોવો આ નોંધ પાંને ૨૪૫ તથા ૨૫૪ મે.

† સાંભલેઆ પરમાણે તેઓના ઉતારા માટે મરહુમ દાદી શેઠ હીરવાડીઆની પોળ માહેલા વચલા ઘેરનો પેહલો માલ તથા ભોએતલીઉં ગીરવી લઇને આ॰ દાદાભાઈ ફરાંમજીના ઉપરીપણામા શોંફી આપેલઉં હતું; જાંહાં ઘણી મુદત સુધી તેઓ રેહેઆને લીધે તે મજકુર મોબેદ દાદાવેલાતીને નામે ઓલખાઈ પડુઓહતો.
નાં॰ લ॰

આગેવાંણીણી એજ શાકરમી શેઠે જે પરથમ લીધી હતી તેનુ વરણન ઘટતી જગોએ કીધામાં આવશે.

શેઠ ફ્રુલાકાકા પોતાની અધીર ઉંમરે પોંહચેઆ તારે, ય૦ ૧૧૯૪ ની શાલમા કોઇ અગતના કારણશર એકવાર અરબશતાંનની મુશાફ્રરીએ શીધારેઆ હતા; જાંહાંથી પોતાના કાંમમા ફતેહમંદી સાથે પાર ઉતરીને હીંઆ પાછા પધારેઆ પછે બાકીનો જઇફી વખત શાંતપણે શાચવતાં ઉંમરને છેક ૭૩ વરશાપર લાવેઆ તેટલાં અજલનો હલકારો અંચીતેઓ આવી તેમના પેઆરા પરાંણની જે તલબ કરવા લાગો, તેથી રોજ ૧૩ મો માહા ૫ મો કદીમી શાલે ૧૨૧૬ ય૦ એ આ ફાંની દુનીઆંથી દુરી પકડીને મીનોઈ જાહાંન તરફ્ર કુચ કરી ગએઆ.

આ નોંધ લેનાર પોતાના અનુભવ પરમાંણે કહી શકેછે કે, મરહુમ શેઠ ફ્રુલાકાકા પવીતરાઇમા પુરા, સાહલેસાઇમા સુરા, દએઆનું દરખત અને રોજીમાં બરકત પાંમનારા એક સુધા, શેઆંણા અને સમપુરણ મનસણીના શુંજોરગ ગરહસથ હતા, તે વીશેની સાખ્યી તે વખતના કોઇબી પુરાતમ પારશી શેઠીઆઓ જે હઇઆત હશે તે ખુહેલથી આપી શખશે; માટે તેણાની ખુબીનું બએઆંન આટલીજ નોધથી હીંઆં ખતમ કરવાનું દુરસત વીચારેછે.

---

## શેઠ હોરમજજી એદલજી પાંડેના.

પાંડેના વણસના કારા બેહરાંમની અઓલાદથી ઉતરેલાઓના જનમારાની કશી હકાએત પરશીધ થએલી નથી; પણ તેમના દોતરાઓ હોરમજજી તથા લીમજી નામના બે ભાઇઓ કોઈ મુદત થઈ મધરાજ ખાતે જઈ વશેલા હતા, તેઓ માંહેલા વડાની નીતીનો એક નમુનો એવો માલુમ પડ્યોછે કે, તેવણ જારે એક વખત ધંધા રોજગારમાં અવળા પાસાથી ઘણાજ તંગાસમાં આવી પડીને લોકોના કરજદાર થયા; તારે તે દેવું પોતાની હઈઆતીમાં અદા કરવાની ખરી કાળજી દીલમાં રાખીને, બખીસ અજમાવવા થકી એકવાર હીંમતનો એવો પાસો ફ્રેંકીઓ કે, ઇશાવી સને ૧૮૨૪ મા કલકતા ખાતે નીકલેલી સરકારી લોટરીની એક ટીકીટ ખરીદ કરી લઇ રાખી હતી; તે નંબરે મનસની મુજબ જારે એક લાખ રૂપીઆ તેણાને મલેઆ, તારે તેમાથી પોતે જાચેલી લોઅના પીઆનપર લઇને પેહલાં પોતાનું કરજ ફ્રીટાડી દીધું; અને બાકી રહેલ તેને જીંદગી સુધીના ગુજરાન ઉપીયોગ વાસતે જાલવી રાખીને તેવડે છેલા વખત સુખવાળી હાલતમાં પાછો ગુજારેઓ; અને તેજ ઠેકાંણે ૧૧૯૯ ના કદીમી પાંચમાં ગાથાને દીને ૫૫ વરસની ઉંમરમાં બે દીકરાઓ મેલીને મરણ પાંમેઆ. આ ગરહસથનો ભાઇ તથા ભતરીજોબી તારપછે એકેકની પુઠે તેજ તરફ્ર ગુજરી ગએલા સાંભલવામાં આવેઆછે; માટે તેઓની અઓલાદમાં જે હઇઆત રહેલા હોય તેની વીગત વણસાવલીમાથી વાંચનારા સાહેબોને ચોકસ માલુમ પડી આવશે.

---

## ફ્રુલાકાકાના ફ્રરજંદો.

ફ્રુલાકાકાના પાચ દીકરાઓ માહેલા વડા શેઠ બરજોરજીએ ઉપરતી વએથી ચાબાકી સાથે એટલીતો સાહેલસાઈ મેલવી હતી કે, તેથી કરી ઘણા લોકો તેણાની ખુબીને લામબી મુદત સુધી ભુલેઆ નોહતા. એવણ પેહલવેહલા સાલે ૧૧૯૨ મા વેપારસાર ચીનની સફરે સીધારેઆ હતા; જાહાથી એકજ વરસમા પાછા આવીને કેટકલી મુદત સુધી મુંબઈમા રહેઆ પછે, ૧૨૦૩ મા તેહવાજ કારણસર મલબાર તરફ જઈ વસેઆ હતા; તાહાં પણ થોડુંક સુધી મરહુમ શેઠ મોતીસાહની તરફથી આડતનુ કામ પરમાણીકપણે ચલાવેઆ પછે, માહીસુરના રાજા સગાડે મોહબતનો સંજોગ સારીરવેસે સંધાએઆને લીધે, બાકીનો વખત તાહાના રાજીઅ વહીવટમા ગુજારેઓ; પણ શેમરે જાહજી વફાદારી નહી બાવેઆથી રોજ ૨૨ મો માહ ૩ જો કદમી સાલે ૧૨૧૪ ય૦ એ વરસ ૪૮ ની વએમા તે તરફ ગુજરી ગએઆ. બીજા દીકરા પેસતનજી, પેહલાતો પોતાના બાપ મેહરવાનજીની સરીગતમા રહીને, અને પાછલથી ખાનગી નામે ઘણા વરસો સુધી વેપાર કરતા હતા; પણ ભાએગની ઈઆરી તેમા કમતી માલુમ પડઆથી, નફાને બદલે મોટી નુંકસાણીના દબાનમા આવી ફસેઆ, તે વીસેની નોધ લેતા ખરેખરી દલગીરી ઉપજેછે. આ ગરહસથબી પોતાના બીજા ભાઈઓની પેઠે સવભાવના અસીલ, અને ઘણાજ મીલનસાર હતા; તેટલી ખુબી અંતે આડે આવેઆથી સકટનું વાદલ શેહલમા વીખરાઈ ગએલું; અને ફડચો કરનારાઓ હસતકથી નીકાલ પણ થયો. એ શેઠ વરસ ૫૩ ની વએ પોહચતા રોજ ૨૦ મો માહા ૧૦ મો કદીમી સાલે ૧૨૨૨ મા મરણ પામેઆ હતા. ચોથા દીકરા શેઠ બેરામજી વેપારના કારણસર કરાચી ખાતે આવનજાવન કરતા હતા, તાહા જીંદેગી આખર આવેઆવી રોજ ૧૯ મો માહા ૪ થો કદીમી સાલે ૧૨૧૭ ય૦ એ ૨૮ વરસની જવાન વએમા ગુજરી ગયા. હવે એઓ માહેલા માતરે બે ભાઈઓની હસતી બારે હકતાલાએ જે બરકરારી સાથે સાચવી રાખીય, તેમા સરવેથી નાધલા શેઠ દોરાબજી દેખાએછે, અને તેવણથી બે પગતી ચહડતા વડા ભાઈનું વરણન હેઠલ જણાવીને આ સાહેબના પાચો પુતરોની પરીક્ષા કરવાની મુનસફી વાચનારી આલમને સોફીએછે

—o—

# શેઠ મેરવાંનજી ફરાંમજી પાંડેના.

ભીખા બેહરાંમના નબીરાઓ માહેલા આ શાકરમી, અને સપુત શેઠનો જનમ રોજ ૧૪ મો માહા ૧૦ મો કદીમી સાલે ૧૧૮૧ ય૦ એ, આપણી ટાપુ ઉપર ટાંકસ્ટ્રીટ નામના મોહલામાં પોતીકા પીતાના પણોતા ઘેરની અંદર મુબા-રક થએલો સાંભલવામાં આવેલોછે.

આ શેઠીઆ પોતાના જમાના મુજબની શેહજ કેલવણી મેલવી લીધા પછે પીતાની પખરામાં રહીને, મી૦ ભીમજી ભીખાજીની અંગરેજી સામાંણુ તથા દારૂ કાંમ વીગેરેની દુહજતી પુરાંણી દુકાંણ જેમાં શેઠ ફ્લાકાકાનોબી ભાગ હતો તાંહાં પેહલવેહલા લાગુ પડેઆ. એ દુકાણના આગલાં માલેકો વહીવટ માંડીવાલીને જારે એક બીજાથી જુદા પડેઆ, તારે તે દુકાંનનો ખરેકો આ શેઠ મેરવાંનજીએ ખંડી લઇને, પોતીકા બીજા ભાઇના પંતીઆલાપણાથી મી૦ પેસતનજી તથા મેરવાંનજીને નાંમે રોજગાર ચાલુ કીધો; અને તેમાંથી બેહુ સાહેબો પોતાની રોજી હોરમતની રાહે મેલવવા લાગા.

ય૦ ૧૨૧૧ અથવા ૧૨૧૨ ની સાલમાં આ શેઠે પોતાનો ભાગ ઉપલી દુકાંનમાંથી બીલકુલ કાહાડી નાખેઓ; અને તે પછે ચીન તથા વેલાત ખા-તાંનો ખાનગી વેપાર પોતે ચલાવા લાગા, એટલુંજ નહીં પણ તે પછે જેમ વખત હાથ આવેઓ તેમ અંગરેજી પેહડીઓની દલાલીના કાંમોબી બેહધ મેલવતા રહેઆ; અને થોડાંજ વરસમાં પેહલ વાંગેના વેપારીમાં વખણાઇને તેમાથી મેલવેલી મોટી દોલતનો ઘણો ખરો ભાગ સારે મારગે ખરચવા માંડેઓ.

શેઠ મેરવાંનજી પોતાના એક મારગી સવભાવને લીધે ઘણા વરશો સુધી આલમની પીછાંનમાં પુરા આવેઆ નોહતા; પણ જારથી સખાવતનો દસત પોતાની ગુંજાસ માંફક તેનાએ લંબાવતો કીધો, તારથી તેવનની કીરતી પરકા-સવા માંડી; અને હેઠલ જણાવેલાં સનસારી કામોમાં લાગુ પડેઆ તેમાઃ—

પારશી પંચાએતના હસતકમાં રેહતી આવેલી અનજુમનની ધરમ ખાતાંની પુંજીના એક તરસટી તરીકેનો ઓહદો, પેહલવેહલો સાલે ૧૨૨૮ ના કદીમી ગાથા ૪ થાથી કબુલ રાખેઓછે.

સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટની સખાવતથી ચાલતી "પારસી બેનીઓલેંટ ઇનસટીટીઉસન"ના એક અધીકારી દાખલ રોજ ૮ મો માહા ૩ જો કદીમી સાલે ૧૨૨૯ થી બીરાજતા રેહેઆછે.

પરજાનો લાભ સંભાલનારી શુહેરના અંમલદારોની સભામાં રોજ ૧ લો માહ ૪ થો કદમી સાલે ૧૨૨૯ થી નામદાર સરકારે તેમની નેમનુંક કીધીછે, જેની ખુબીથી વારો આવેચ તારે પીટીસેસનની કોરટમાં મેજેસતરેટની સાથે બેશીને ઇનસાફ ઉપરબી ધેઆન આપતા દેખાએછે.

ઇરાંન દેસમાં મહમદી રાજનો જુલમાત તાંહાંના જરથોસતીઓ ઉપર રોજે અવલથી જે પડતો આવેચ, તેનું દુખ નહીં ખમાઇ સકાયાને સબબે

કેટલાક લોકો હીંઆ ઉતરવા લાગા તે વખતથીજ તેઓની પરવરેશી આ શેઠના મરહુમ પીતા કરતા હતા; પણ પાછળથી જારે તે લોકોની આમદાની વધવા માડી, તારે તેઓના સભાન માટેનુ હુધરાનુ કરવાની કોશેસ, તેમના વડા ભાઈની આગેવાની હેઠલ થાઈ તેમા તેનાએ સારી ઉનટ દેખાડી હતી. તે હુધરાનાની સરૂઆત સાલે ૧૨૦૪ ના કદીમ અરદીબેહસત મહીનાના બાહમન રોજથી થાઇઅ, તારથી તે આજ દાહાડા સુધી બીજા સાહેબોની સાગાથે એવન ભેગા રહેઆને લીધે તે માટેનુ ઉપોઓગી ધરમ ખાતુ સારી હાલતમા નીભી રહેલુ માલુમ પડેછે.

ઉપના કારણ માટે અનજુમન તરફનોબી પુરાકલ પઈશો લેવામા આવેછે, મગર આ શેઠે પોતાની ખાનગી સખાવતથી ઈરાન ખાતે ધરમના કેટલાક કામો કીધા અને હજી સુધી તેવન કરતા રેહઅ; તે જોકે જાહેરમા લોકોને દેખાડવા કાજે નહી, પણ ખોદા તરફથી ઉતરેલી બખશેસ મુજબ પોતાની એક ખાસ ફરજ અદા કરેછે. આ બાબે હમોને કાઈક સરશો જે માલુમ પડીઆ, તેની ચોકસ વીગત મેલવવા સારૂ જારે ઘણીજ તજવીજ કરવા માડી, તારે મોઠી મુશકેલથી થોડીક બાતમી જે હાથ આવીછે, તે કાઈ તેવનની સ્તુતી ગાવા માટે નહીંજ પણ સખાવતના શોકી સાહેબોને સતોસ પમાડવા, તથા તેવા શુભ કામોનુ ઉતેજન બીજાઓમા ઉતપન થવાના હેતુથી હેઠલ પરગટ કરીએછે.

પોતીકી તરફની સખાવતમા; એકતો તાહાના નાવારેસ હમદીનો (તેમા મરદો, ઓરતો, અને છોકરાઓ) ને ઘહમબાર જેવી શુભ તીરથે શુતરા ભોજનથી જે તરપત કરેઅ તે પુન કાઈ જેવું તેવુ ગણાતુ નથી; બીજુ એકે, તેવા મોહતાજોનુ બદન ઢાકવા માટે રકમ બધ કાપડો મોકલતા રેહઅ, તરીજુ, તેવીજ હાનતના છોકરાઓ તથા છોકરીઓ (જેમા કેટલાક બોડખા પણ વાલાઓબી ભુલાતા નથી) ને પરણાવી આપેછે; ચોથુ એકે, કેટલાક લાઈલાજ લોકોની પરવરેશી માટે પઈસાનુ દાનબી દેખાડેછે; અને તે ઉપરાત પાચમુ કામ એવુતો વખાણવા જોગ માલુમ પડેછે કે, યજદ શેહરની પાશે "બાનુનબાનુ* તથા હઇઆત બાનું," હેવે નામે ઈમારત ઘાહની પુરાતમ જગાઓછે, તાહા દરવરશે જરથોસતીઆ બે રાહમજથી દીન દુશમેનો તરફનો મોટો રેવાજ પકડીને ઈમારત સારૂ ગાએ કાપી તેમા મોટુ પુન હાશેલ કર

* આ બાનુનબાનુ નામેની કથા ઇરાની ભાઇઓમા એવી કેહવાએછે કે, આપણા છેલ્લા શાહનશાહ યજદેજરદ શેહરીઆરની દીકરીઓ માહેલી તે એક અશોખસલતની ને પરહેજગારીમા પુરી પતીવરતા હતી, તે બાપની સલતનત ખતમ થતા દીનદુશમેનોના હોમલાની ધાસતી ખાઈ, પાએતખતના શેહરમાથી નાહશીને જારે છેક યજદની પડોસમા આવી લાગી, તારે સતરૂઓના ઘેગમા પોતાને સપડાએલી જોતાવાર પાહાડનો એક ગોફો જે નજર આવેઓ તેની અદર તતકાલ ભરાઈ ગઈ, અને તેજ વખતે તાહાનો મારગ પોતાની મેલે એકાએક બધ થઇ પડીઆ. હોમલો કુમબાને લાગેલા દીનદુસમેનોએ જેવા જોયો, તેવાજ તેઓના દીલમા ખોદાનો ડર પેઠો, અને તે કરામત કુદરત તરફનીજ સાહમજેઆ ઉપરથી તાહાના

વાની આરજુ રાખતા હતા; તે કમકમાટ ભરેઆં ગુનાહનાં કાંમથી તેઓને સદા દુર રાખવા માટે, બાઈ માણેકજી લીમજી હોસંગ આંતરીઆ જારે હીંઆંની મંડલીવાલા સાહેબોની તરફથી આડતીઆ તરીકે તાંહાં ગયા, તારે તેનાએ દીનની સરીએત સહમજાવીને તે જગોપર આફરીનગાન વીગેરેની પવીતર ક્રીઆઓ કરવાનું ફરમાવેઊં, અને તે વાતપર તાંહાંના સરવે લોકો રાજીખી થીઆ; પણ તે રેવાજ કોઈ સદીથી ચાલતો આવિઆને લીધે, તાંહાંના જુદદીન મુજાવરો તથા રખેવાલોએ ગાએ કાપવાની મનાઈ સાહમણે ખખેડો ઉઠાવેઓ, તેથી તેની સમાધાની સારૂં તેઓને કાંઈ આપવું પડેગ, તથા તે ઉપર શાહ તરફનો કોઈ કરખી લાગુ હતો તેની ખંડનીના મલી એક અમુક રકમ મજકુર આડતીઆના માંગેઆ મુજબ આ શેઠીઆએ અતરેથી મોકલાવીને તેઓનો દાવો માંડી વલાવેઓ, અને મુહેબ્બલક પઈસા ખરચી તાંહાં એક ચોતરેખી બંધાવી આપેઓ છે, તેથી ફરી તે જગોપર અનજાન પણે થાતો કમકમાટ ભરેઓ અપરાધ અટકીને તેને બદલે તાંહાં હવે દીન ધરમની પાકીજેહ ક્રીઆના શુભ કાંમો તેવનના ખરચથી થતા રેહછે.

પારસી તોલામા કોઈ સખ્શો પોતાની પાશે પુસકલ દરવીઅ હોવા છતાં સખાવતના શુભ કાંમોની શુંહમીઅતને સદા આધીન રહેલા જણાઈ આવેછે; તે છતાંબી એ કોમનો મોટો ભાગ, તેવી તંગદસતીને પોતાની પાશેથી દુર રાખી, સકમાઈના પઇસાને સારે મારગે વાપરવામા, સકરમીપણું બતલાવનારા માલુમ પડી આવશે; અને તેહવાઓની સંફમા આ શેઠખી સમાએલા હોવાથી તેનાએ એવાં રૂડાં કાંમોમા સખાવત રેલીચ કે, પોતીકા હંમદીન ભાઇ બંદુઓ જે બાબદની અગવડ ભોગવતા હતા, તેમા સવલ કરી આપીને તેઓ તરફથી અંતકરનના આશીરવાદ પાંમતા રેહછે; માટે તે સંબંધી આસકારાં થાઈ ચુકેલી ઇઆદીને હીંઆ નોધી લેવી નીરઉપીઓગી કેહવાશે નહી.

સાલે ૧૨૩૦ મા આ શેઠીઆની પેહલપેહલી જાહેર સખાવત કોઈ
હેવે સાચોધડીએ સરૂ થાઇચ કે, તે પછે જે જે કાંમો બનેઆં
તે માહભારત અને ઉપીઓગમા ઘણાજ વખણાતાં રહેલાંછે;
તેઓ માહેલું આ મંડાંણ ખરેખર સંતોસ પાંમવાજોગ જણાએછે કે, પોતાના એક પુરા પેઆરા દીકરા નોશીરવાંનજીને
મજહબની સરીએત મુજબ સુદરેહ પેહરાવેઓ તેની ખુશા-

---

લોકોએ ૯૨ વરશ આ આતુનબાનુની યાદમાં જીઆરત કરવા માડી; તે હેવી રીતે કે, તે દાહાડે આ જગોએ ગાયો કાપવા લાગા; અને તે પછે ઘણે વરશે તાંહાંના જરથોસતીઓએ પોતાની શાહનશાહજાદીની યાદ હઈડાંમા લાવીને પાછલથી જારે હાલો રવઇઓ પકડી લીધો, તારે તાંહાંના મુરીદોએ તથા સરકારે લવાજમો લેતો કરીને ગાએ કાપવાની જીઆરતનો હક તેઓને વેચેઓ હતો; તારથી મજહબની વીરધ થાતું આવેલું કમકમાટ ભરેઊં કાંમ કોઈ લાંમબી મુદતે આ પરોપકારી શેઠની સારી સહમજથી બીલકુલ બંધ થઇને રૂડી રાહપર આવેલું માલુમ પડેછે; જોવો ઇરાંન દેશમા રેહનારા ગરીબ જરથોસતીઓની હાલત સુધારવા સારૂં સ્થાપેલાં ધરમ ખાતાંની ઉપજ નીપજના અહેવાલના પુસતકને સફે ૨૨૫ થી ૨૪૩ સુધી. નો. લે.

લીમા રૂ ૧,૨૫,૦૦૦ ની સરકારી ટકા ૪ વાલી વીઆગુકી નોટો ચાર સાહેબોના સંભાલપણામા અલાહેધી કાહડી આપીને, એવો બંદોબસત કીધોછે કે દરસાલે ઉપજતા રૂ૫,૦૦૦ જરથોસતી ટોલાના આબરૂદાર તથા કુલવાન ગરહસથો જે જમાનાના હાદિસામા ફસીને તંગદસતી ભોગવતા માલુમ પડે, તેઓને છુપેઓ આસરો આપવા કાજે વાપરવા. આ રૂડાં કાંમની સરૂઆત થાઈઅ તારથી તે આજ દન શુધી સાંભલેઆ પરમાંણે ઉપજમાથી રૂ૫૦,૦૦૦ ને શુમારે ખરચાઈ ચુકાથી કેટલાક લાઓકીવાલા પણ લાઈલાજ જરથોસતીઓની હોરમત સારી રવેશે સચવાઈછે; અને તેજ કારણ માટે અસલ થાપણ જે જલવાએલીછે, તેનું પરીણામબી તેવીજ રીતે જાથુક નીવરતું રહેઆથી તેહવા મોહતાજોની મુસકેલીએત આસાન પાંમેઆ કરશે........................... ૧,૨૫,૦૦૦

ઉપલીજ તીરથ તાંકણે પોતીકા પીતા મરહુમ શેઠ ફરાંમજી ભીખાજી પાંડુના પુણ માટે દર શાલે ઘાહંમબાર કરવા, તથા આંધલા લુલા, અને લાચાર ઈરાંની પારશીઓને જમાડવા સારૂં પરથમ રૂ૨૫,૦૦૦ ની ટકા ૪ વાલી નોટ એજ ચાર સાહેબોના સંભાલ હેઠલ તેહવાજ બંદોબસતથી આપી હતી; પણ તેની ઉપજના રૂ૧૦૦૦ ધારેલાં કાંમોને પુરતા નહીં જણાયાને લીધે, તેમાં બીજા રૂ૨૦,૦૦૦ ઉમેરીને કુલ રૂ૪૫,૦૦૦ ની થાપણ મોટી કરી આપી; જેની ઉપજના રૂ૧,૮૦૦ મધેથી દર વરશે કદીમી તીર મહીનાના ઘાહંમબારની એક નેઆતમાં સઘલા જરથોસતીઓનું જમન થાએછે,* અને તે ઉપરાંત મરહુમ મુરબીના રોજગારને દાહાડે ઉપર જણાવેલી હાલતવાલા ઈરાંનીઓને જમાડવામા આવેછે........................ ૪૫,૦૦૦

મુંબઈ જેવાં પરએઆત શેહરમા બાહેરના દેશાવરોથી આવતા અંજાંણેઆ જરથોસતીઓને ઉતારો મલવાનું જાહેર મકાંણ બીલકુલ નહીં હોવાને લીધે મુસાફરોને વીસાંમો લેવાની બહુ અડચણ પડતી હતી; પણ પારશી લોકો પોતાના હમદીનોની

---

* કદીમી અનજુમનના અકાબર સાહેબો પાશે ઘાહંબારના કારણ માટે કોઈ મુદતથી ઉભી કીધેલી થાપણ વધીને આજે મોટી થાએલી કેહવાએછે, પણ તેમાથી તેહવે ટાંકણે નાધલી મોટી અનજુમનની નેઆત કોઈ દાહાડે બી જમાડવામા આવેલી સંભલાઈ નથી; માટે એ બાબેનું પેહલવેહલું પગલું ભરનારા તેહવાં માન લાએક આ ગરહસથ ગણાએછે, અને તેની પુઠે તેમના મશીઆઈ બાઈઓ શેઠ દાદાભાઈ તથા મનચેરજી હોરમજજી કામાજીબી તેવીજ ખુબી લેતા જણાયાછે કેમકે તે સાહેબોબી પોતીકા મરહુમ પીતાની નઈએતે દર શાલના ઘાહમબાર ટાંકણે નાંધલી મોટી અંનજુમન જમાડવાની એકેક નેઆત કરેછે, તે પુણ કાંઈ થોડું નથી થાતું. નાં૦ સે૦

પરોહણાગતને અસલથીજ રૂડી રવેશે પીછાણતાં આવેચ, તેથી તેહવા પરદેશીઓ પછે સગા, સનેહી, કે ઓલખીતા અથવા અંજાંણીઆ જેપી હોય, તેની થોડીક સગવડ તેઓને રેહવાના ઘરોમા સચવાઈ સખાતી હતી; પણ પાછલથી ઘેરોના ભાડાં મોઘાં થવાને લીધે જાંહાં રેહવાશીઓને સંકડાસ ભોગવવી પડી તાંહાં પરોહણાની દરકારખી આસતે આસતે ભુલાતી ગઈ; એટલુંજ નહીં પણ આગ ગાડી ચોમેર ફરતી થયાથી અગાઉ કરતાં ઘણા લોકોએ પોતાના કારણુરાર અથવા શેલઘાહ માટે જારે હીંઆં આવવા માંડણ, તારે તેઓને વીસાંમો મલવાના હેતુથી આ સખી શેઠે હીંમત કરીને ફરેલવાડી* આગલ મરહુમ શેઠ કાવસજી બેરાંમજી પનાજી વાલાં આતસબેહરાંમની સાંમણે પોતે લીધેલી મોટી જગેઆમાથી રૂ૩૯,૦૦૦ ની કીંમતવાલો એક કોસાદે ભાગ અલાહેદો કાહડીને, તે ઉપર ઘણી શોભઈતી બીલંદ એમારત રૂપીઆ એક લાખ ખરચી જે બંધાવી આપી, તે ચોમેર દેશાવરોમા "પાંડની ધરમશાળા" ને નામે આજે આસકારાં થઈ રહીછે.† આ ધરમ ખાતું શેઠ મેરવાંનજીએ પોતાની મેહેરબાંન માતોશ્રી ગુલેસતાંબાંનુ રોજ ૧૯ મો માહા ૭ મો કદીમી સાલે ૧૨૩૪ ય૦ એ વરસ ૮૫ ની જઈફ ઉંમરે જીંનતનશીન થયાં તેણીના પુણ માટે સ્થાપણ કરીને તેવણની વરસીને દાહાડે (૧૨૩૫ મા) પારશી મુસાફરોના વીસાંમા સારું જે એહ્‌વું મેલવામા આવેલ, તે વાતને હવડાં સાત વરસ વહી ગયાંછે; તારથી દેશાવરોના જરથોસતી લોકો પોતાની સગવડ સાચવતા, આ શાકરમી શેઠના હકમાં સોકર ગુજારી સાથે અંતકરણના આશીરવાદ દેતા દેખાએછે. આ માહબારત મકાંણની અંદર રેહવાવાલાઓને જોઈતો સર સામણ તથા માહવજતને માટે એક જરથોસતીને નોકરીએ રાખેઓછે, તેનો પગાર તથા તે મકાંણને જાથુક મરાંમતથી સારી હાલતમાં રાખવાના ખરચની એક અલાહેદી થાપણ, જે ચાર સાહેબોના સવાધીનમાં સોંફી આપીચ તેની સંખેઆ જાહેરમા નહીં જણાયાને લીધે જગાની કીંમત તથા બાંધકાંમની લાગટ મલી ને થયા તેજ માતરે હીંઆં દાખલ કરીએછે.. ૧,૩૯,૦૦૦

---

* શેહર સુધરાઈના ખાતાંએ આ રસતાને "હવડાં ચરણીરોડનું" નામ આપેલછે. નો૦ લે૦

† એ ધરમસાલા ખરોડા રેલવેના મકકથી પાડોજ છેટે આવેઆને લીધે મુસાફરોને સવલ પડતી ગણાએછે. નો૦ લે૦

ઈનસાંઓને બીમારી ટાંકણે દવા દારૂની જેટલી જરૂર હોએછ, તે કરતાં વધારે અગત તેઓના સાજા થવા પછે તનદરોસતીને પુરાતી આપવા માટે સારી હવા લેવાની જણાએછે. એવે અવસરે શકતીવાળા સાહેબો પાસે તેવાં મકાંણોની હોએચ, અગર નહીં તો એકના દરા ખરચી પોતાને તથા પરીવારને સંતોશ પમાડેછે; પણ વચલે તથા ઉતરતે વર્ગના પારસીઓને તેહવાં મકાંણો મલવાં ઘણાં મુશકેલ પડતાં, અને ખરચુસાંમદથી મલે તો છેક દુરદરાજ જવાના ખરચને લીધે બનતાં સુધી શુખાકારીનો લાભ લઈ શખાતો નોહતો. આ વાત ધેઆંણપર લઈને શેઠ મજકુરે વચલે કોલાબે પરાચમ દરા તરફના દરીઆ કીનારે નીરમલ હવા વાલી જગેઆ ઉપર એક ગંજાવર એમારત ("મેહરવાંન બાગ") બંધાવીને રોજ ૧૩ મો માહ ૪ થો કદમી શાલ ૧૨૩૯ ય૦ થી જાહેર વપરાસ સારૂં ખોલી મેલવામા આવીછે.* આ

---

* હાવું નાદર મકાંણ બંધાઈને તઈઆર થએઆ પછે ગરીબો ઉપરાંત શખતી વાલા સેંકડો સાહેબોબી સાંભલેઆ પરમાણે તાંહાંની ચોખી હવાનો લાભ લઈ આવેલાછે; તે સરવેનો સરવાલો આજ દન સુધી જે હજારોનો ગણાઈ સકાએ, તેટલી મોટી સંખીઆ એશી આવાજે આ મકાંન બંધાવનારના હકમા દુવા દેતા હજી હઈઆત માલુમ પડેછે; અને તેઓ માહેલા ઘણા લોકોએ પોતપોતામા ખાનગી રીતનાં હુધરાંનાથી એક સારી થાપણ ઉભી કરીને આ સકલગુણી શેઠના અરધઅંગનું એક બાહવલું છેક વેલાતવેરથી બનવાવી મંગાવી તેમની ઈઆદગારી પરકાસતી રેહવા માટે એજ બાગમા લાએક જગોએ ગોઠવવાનો ઠેડાવ કરી દીધોચ, તે "બસત" હમારા સાંભલવા પરમાણે તાંહાં તઈઆર થવા આવેણછે, માટે ધારીએચ કે, આ નોધ બાહેર પડવા ટાંકણે આવીને ઘટતી જગોએ ગોઠવાઈ બેસશે.

ઈનસાંનોને આરાંમ પમાડનારૂં આ મકાંન તઈઆર થાએણ, તારે તેની ભેટ લેવામાટે તે વખતના આપણા નામદાર ગવરનર સર બારટલ ફ્રીઅર, તથા શેનાધીપતી સર રાબરટ નેપીઅર (હવડાં લારડ નેપીઅર આવ મગદલા) પોતપોતાના રીસાલા સહીત તાંહાં બીરાજેઆ હતા; અને તે સાહેબોએ સઘલી જગા સારાં ધેઆંનથી જોઈ વલીને પસંદ કરતાં, શેઠ મેરવાંનજી પોતાના મીતરો સાથે તાંહાં હાજર હતા, તેનાને મુબારકબાદી આપી કહેણ કે, "હાવાં એક મકાંનની "તમારા લોકોમાં જે ખરેખરી ખુટ હતી, તે તમે એખાલાએ સખી દીલથી પુરી "પાડીછે, અને તેના અગણીત ફાએદા હમો એટલા સહમજીએચ કે, જે જે લોકોની "સરીર સાનતી જેમ-સુધરશે તેમ તેનું અતીઅંત પુન તમો હાંશીલ કરશો." આવા મોટી પદવીના માંનવતા હાકેમ તથા સરદારે આપેલી સાબાશીના સખુનો જે સાહેબો તે મકાંન પર હાજર હતા તેઓ માહેલા એક નેકનામ ગરહસથને મોહડે સાંભલેઆ મુજબ આ સરેહમા એક સાખશી તરીકે સમાવી લઈએછે.

આવાં મકાંનોથી થતા બેહદ ફાએદાની તારીફમાં તા૦ ૨૦ મી જાંણીવારી તથા ૧૩ મી એપરેલ ૧૮૭૨ ના લંડન ખાતે છપાતાં "લાંનસેટ" નામના અંગરેજી વરતમાંન પતરો મધે જે બીનાઓ લખાઈચ તેનો સાર આ જગોએ લાગુ પડતો જોઈ દાખલ કરીએછે કે, "તંદરોસતી બખસનારાં મકાંણોવીના દરદીખાના (ઈ-

મેહલ જેવી એમારતને ચારે તરફ ફરતા ચોકની અંદરથી એવી રીતે બાંધીચ કે, તેમા બીમારીથી થોડા ઘણા મોકલા થાએલા પોણોસો સબ્બસો સેહલથી સમાઇ સકેછે; અને હવાની સાથે ઉજાસનો લાભ તથા બગીચાનો પમરાટ બી પાંમેછે. મી॰ રૂસતમજી જમશેદજી નાદરસાહ નામના એક કામેલ દાકતરને મુસારે દાર તાંહાં રાખીને તેમની સાથે હેવી બોલી કીધેલી કેહવાએચકે, તાંહાં જઇ રહેલા કોઇબી દરદીને તેમની સલાહની જરૂર પડતો તે મુફત આપે, અને દવાઇ વાપડવાની અગત જણાએ તો તેની વાજેબી કીમત તેઓ પાસેથી લીએ. એ મકાંણબી ચાર સાહેબોના સવાધીનમાં સોંરૂણછે, અને તેની લાગટ ઉપરાંત આકેબતની મરાંમતનું તથા જેબી જોઇતો ખરચ લાગે તે માટે અલાહેદી રાખેલી થાપણ વતરેગે આ મેહરવાન બાગપર રોકેલા જે કેહેવાએચ તેની સંખીઆ ............................ ૪૦૦,૦૦૦

૧૨૩૨ તથા ૧૨૩૩ મા અમેરીકાની લડાઇએ રૂઉરાજાની બરકત મુંમબઇ ખાતે બેસુમાર આંણી, તારે તેહવા વખતપર નહી મનાએ તેહવી રીતે દોલતની ઉફલ પાફલ થવામાંડી; તેમા સરવે ચીજની મોઘવારી સાથે રેહવાના ઘેરોના ભાડાંઓબી એટલાંતો આકરાં થાઇ પડ્યાં હતાં કે, તેથી બીચારા થોડી કમાણીવાલા ગરીબ લોકોને તે વીશેની બહુજ દીકદારી ખંમવી પડી; જેબાબેની ખબર માલુમ પડતાંજ, આ શેઠીઆએ કરેલવાડી આગલની ખરીદ કરી લીધેલી જગેઆ, જે ગીરગામ તરફના રસતાથી તે છેક ઉપર જણાવેલી પોતીકી ધરંમસાલા સુધીની ખાલી પડેલી હતી, તાંહાં તેહવા લોકોને વસાવવામાટે લાએક મકાંણો બંધાવીને બને તેટલાં સસતાં ભાડાંથી રાખવાનો ઘણોજ નેક વીચાર કીધો હતો; પણ બીચારા ગરીબોના બાએગ એવાંતો હીના માલુમ પડ્યાં કે,

---

"આને હાસપીતાલો) ચાલેલાં નકાંમાછે, એવું અકલમંદ લોકો જોકે હવે પીછાંણવા "લાગા, તોપણ એ બાબદમા કોઇ ચોકસ ધારા બનાવવાની જરૂરછે." આ ઉપરથી વાંચનારા સાહેબોને વીચારવાનું બની આવશે કે, "મેહરવાનબાગ" બનવાની બાબદ ઓદાતાબાનીજ બેસારતથી શેઠ મેરવાંનજીએ પોતાની ફરજ અદા કીધેલીછે.

આ રલીઆંમનું ચમન જારથી ખોલું મેલાએલચ, તારથી તે ૧૨૪૨ ના કદીમી પાંચમા મહીનાના ૧૨ મા રોજ સુધી તેમા રેહવા જણાઓને મુફત રજા મલતી હતી; પણ તે પછે રજા મેલવનારાઓ પાશેથી રૂ ૧ ની દમડી લેવાનો જે ઠેડાવ થાએલો સંભલાએછે, તે આપવો હમો ધારીએચ કે, કોઇનબી ભારે પડતો હશેજ નહી.

નો॰ લ॰

કાંમની સરૂઆત થયા આગમજ મુંબઈના આખા વેપાર ઉપર સેરસટાનું તોફાંણી વાદલ એકાએક એવુંતો સખત ફરી વલણ કે, તેના ઘેરાવામા નાંધલાથી તે નાંમીઆ, અને કીરતીવાંન વેપારીઓ સરવે સરખી રીતે ફસી પડ્યા; જેની જહપટ આ શેઠનેબી વલગેઆ છતાં, શેકરછે તે કીરતારની બખશેસના, કે પોતાની મનસની શાબવીને બનતી કોશેસથી આંટ ને હોરમતની રાહે નીભાવીતો સખેઆ; પણ તેમાં નુકસાંણી એવી જબરી નીપજી કે, તેથી પોતે ધારેલ નેક મુરાદ નીસફલ થાઈ; તે છતાંબી મુખડાની સઘલ જગેઆ પોતીકાજ હંમદીનોને વેચાતી આપતાં ભીતરની જગા જેટલી બાકી રહી, તે ઉપર તજવીજતથી ફરતી ચાલીઓ પોતે બંધાવીને લેવા આવનારા પારશીઓને સસતી કીમતે વેચાંન કરી દીધી; તે એટલીજ મતલબથી કે, બીચારા ગરીબોને રેહવાની સગવડ મલે; માટે નફા ઉપર બીલકુલ નજર નહીંજ કરતાં તે સઘલી ચાલીઓ (જેમા આજે નાંધલાં મોટાં મલી ૫૦૦ પારશીઓ સમાએલા સંભલાએછે) જારે વેચાઈ તારે તેના એકંદર વકરા સાથે ખરીદ ભાવનો મુકાબલો મેલવતાં સાંભલેઆ પરમાણે જે ઓછા ઉપજેઆ, તે સખાવતની રાહે પોતાના ગરીબ હમદીન ભાઈઓ ઉપરથી સદકે કીધા તેની એકંદર રાંખીઆ . . . . . . ૨૫,૦૦૦

પોતાના હમદીન ભાઈઓનું સુખ સાચવવા માટે કીધેલી સખાવતના ૩૭,૩૧,૦૦૦ તો જાહેરમા જણાઈ આવેઆછે; પણ તે ઉપરાંત કેટલીક રકમો તેવણથી ગુપત રીતે જે ખરચાઈ ચુકીચ, અને હજી અપાતી રેહચ તે બાબેની ચોકસ હકીગત મેલવવાની હમારી સઘલી કોશેસ ફોકટ ગયાને લીધે તેટલી સંખીયા હીંઆં સમાવી શકતા નથી. જાથુકના ચાલુ રાખેલાં ધરમ ખાતાંઓની જાલવણી માટે ચાર સખશો જે "તરસટીઓ" તરીકે મવકલ થયાચ, તેઓમા એકતો આ શેઠ પોતે, બીજા તેમના ભાઈ દોરાબજી ફરાંમજી પાંડેના, તરીજા શેઠ દીનસાજી માણેકજી પીટીટ, અને ચોથા શેઠ શાપુરજી અરદેશર પાંડેના ઘણી રૂડી રીતે વહીવટ કરતા માલુમ પડેછે; અને તેઓનાજ સવાધીનમાં તે કારણ સરની અપાએલી પુંજી ઉપરાંત કોલાબા ખાતેના "મેહરવાન બાગ," તથા કરેલવાડી આગલના મુસાફર ખાનાના મકાંણો સદા સારી હાલતમા રાખવા, તથા અગતસર જોઈતી મરાંમત વગેરેનો ખરચ પોંહચી શકે તેટલી અમુક રકમની એક થાપણ આ શેઠીઆએ અલાહેધી કાહડી આપેલી સંભલાએચ તેથી હાવાં માહબારત કાંમોની કીરતી વીશેસ દીપતી દેખાએછે.

સાંભલેઆ મુજબ આ શેઠ પોતીકા હમદીનોના સુખ માટેની સખાવત કીધા ઉપરાંત, મલતી જોગવાઈએ પોતાની સખતી સંભારી પરકોમનેબી કદી ભુલેઆ નોહતા; પણ તેહવી વાતો એટલીતો ગુપત રાખેલી જણાઈચ કે, આ-

પનાર અને લેનાર શીવાએ બનતાં સુધી તરીજે કાંને તેનો સંશેલો જવા દીધોજ નથી; માટે એટલી તેણાની છુંપી સખાવત સ્તુતી પાંમવા જોગ વીચારતાં આટલું તો ધારી શકાએછે કે, તેવી ફીરકુલ રકમો જો આજ દન સુધી કોઈ ભેગી કરીને કેહવા માહે તો બે લાખથી કાંઈક વધારે થાએ, તારે આ સખી શેઠની સખાવતનો સઘલો સરવાલો ઓછામાં ઓછા દશ લાખ રૂપીઆનો અટકલવામા કાંઈ સરાહગાત જેવું તો કોઈથી કેહવાશેજ નહીં.

અમેરીકા ખાતે માહોમાહે ઉઠેલી લડાઈ ટાંકણે લાંનકેસાએર ખાતેના વણકરોની રોજી બંધ પડ્યા ઉપરથી, તેઓના પોસણ માટે આપણી ટાપુમા જારે હુધરાંણુ થએલ; તારે તેની ટીપમાં આ શેઠે રૂ૧૨,૦૦૦ ની રકમ જાહેરમા જે ભરી આપી હતી, તેજ સાખશી ઉપલા ફકરાની મજબુતાઈ દેખાડવાને બસ ધારી, આ બાબદમા હવે વીશેસ લખવું મોકુફ કરીએછે.

આ ગરહસથના ખવાસની પુરતી માહીતી, જોકે હમો કરતાં તેવણની સાથે રાત દાહાડો સંબંધ રાખનારા ઘણાક સાહેબોને સારી પેઠે માલુમ હોવી જોઈએ; તોપણ તેવણની પેસાંણી ઉપરથી ખરેખરા એક ખાહોસ, ધંડા સવભાવના, ચપલબુધી ધરાવનારા, પુરા મીજાસમા સમાએલા, મયાલુ અને મેહરબાંન મનના તેવણ અટકલાઈ સખાએછે, અને તેવીજ ખાશીએતની સમપુરણતાઈથી સખાવતના હાવાં માહશુબ કાંમો આરંભ થઈને જેમ સચવાતાં આવેચ, તેમ આગેઆ રાખવી જોઈએચ કે, ચંદરોકાલ સુધી તે સજીવણાની રહી સકશે.

શેઠ મેરવાંનજીને તાંહાં પરથમ ઘણાંક બાલકો જનમેઆં હતાં; પણ બચપણમાજ તેઓ મરણ પાંમેઆ પછે, પાછલથી બારેહકતાલાની બખશેસ જારે ઉતરી, તારે રોજ ૨૫ મો માહા ૮ મો કદીમી સાલ ૧૨૨૦ ય૦ એ એક બરખુરદાર બેટો હસતો પાંમેઓ; અને તે બાએગશાલીએ નોશીરવાંનજીનું નેક નાંમ હાંશેલ કરી લઈને પોતાની લાએકાતથી સારી ચલગત સાચવી તેમના મા તથા બાપને તેઓની બઈદીએ પોંહચવા આવેલી જીદેગીમા પુરી સાથે મગરૂર રેહવાનું કારણ આપેલછે. આ સપુત શેઠની શેઆદી રોજ ૨૦ મો માહા ૬ ઠો કદીમી સાલ ૧૨૪૦ ને દીને એક અશો ખસલતના નેકનામ મરહુમ શેઠ ધનજીભાઈ ફરાંમજી બાટલીવાલાના નાંધલા દીકરાની દીકરી બાઈઆઈ સાથે મુબારક થઈ હતી; જે પછે તેમને તાંહાં રોજ ૭ મો માહા ૯ મો કદીમી શાલે ૧૨૪૧ ને રોજે એક બેટો જે જનમ પામેઆચ, તેનું નામ ફરાંમજી રાખવામા આવેલછે. આ બાલકના અવતરેઆથી શેઠ મેહરવાંનજીની વસતી વાડીમા વધારો થવાની જે ઉમેદ રેહચ તે પરવરદેગાર પુરી પાડે; અને બુજોરગ ફલાકાકાનું નામ લઈને આવેલો આ નબીરો તેમના જેવો જઈફ તથા ભાએગશાલી નીવડે; એવા આશીરવાદ ચાહીને આ બીનાને હવે હીંઆંજ સમાંપત કરી દઈએછે.

———

# મોદી ખાનદાનની સરૂઆત.

સુરત ખાતે માજી ઇસટ ઈનડીઆ કંપનીના વેપાર ખાતાંની કોઠીવાલા અંગરેજોના રીસાલાને અનાજ વીગેરેનો શીધા સામાણ પોંહચતો પાડવાનું પેહલવેહલું કામ, તાંહાંના વતની શેઠ હીરજીભાઈ વાછાગાંધીએ પોતે અથવા તેમના પીતાએ ૫૦ સાલ ૧૦૦૦ મા જારે માથે લીધું, તારથી તેવણ મોદીની અટકે ઓળખાવા લાગા; એવી વાત તેમના પરીવારોથી પરીછવામા આવીછે.

આજથી ૨૦૬ વરસની વાતપર જારે આ ટાપુ અંગરેજી તાજને સપુરદ થયો, તારે સરકારી માણસોને ઉપલી કીસમનો ખોરાક પુરો પાડનારા અનુંભવી મોદી તરીકે સુરતના સતાવાલાઓએ આ ગરહસથને હીંઆં મોકલાવી દીધા મુજબ, તાંહાંનું કાંમ પોતાના એસીઓને સોંપ્યા પછે પોતાના દીકરા નાનાભાઈ ઉપરાંત પરીવારને લઇ પેહલવેહલા સાલે ૧૦૩૬ મા આવી વસેઆ; જેની સાદત ગુજરાતી કવીતામા છપાઈને બાહેર પડેલાં "સીઆવક્ષ નામાના" દીબાચા અંદર તેના અસલી બનાવનાર મોબેદ રૂસતમ હમજીઆરે પણ દાખેલ કીધેલી આલમમા હવડેજ આસકાર થાઇછે.

હમારી સોધ પરમાણે પટેલની ૨૭ વરસ પાછલ પારસીનું આ ચોથું પરીવાર આવેલું જે માલુમ પડેછેય, તે ઉપરાંતબી એટલા અરસામા વધારે જરથોસતીઓ હીંઆં હોવા જોઇએ; પણ તેવાઓના અહેવાલની યાદી હાયમા નહીં આવેઆને લીધે તેટલીજ વાત અંધારાંમા રહેલી વીચારીએછે.

મજહબનાં ફરમાન મુજબ તે વખતના પારસીઓને માટે એબાદતખાનું, તથા મરણ પાંમતાં રવાંણોને અવલમંજલ પોંહચાડવાનું એકાંત મકાંણ તેનાએ જારે હીંઆં નહીં જોએણ, તારે ધરમની તાશુબી હઈડે ધરી પોતાને ખજાંનેથી ચોપાટીના ડુંગરની થોડીક જગેઆ વેચાતી લીધી; અને વસતીનું પરમાણ જાચીને તાંહાં એક નાધલું દોખમુ, તથા તેની સાથે નીસબત રાખનારી એક સગડી બંધાવીને તે બેહુ મકાંણો રોજ ૧૯ મો માહ ૧ લો સાલે ૧૦૩૯ ૫૦ એ દીનની રસમ મુઆફેક જસંણની કીરીઆથી અનજુમનને અરપણ કરી દીધાં હતાં. એજ ટાંકણે કોટના મોદીખાનામા પોતાને રેહવાના ઘેરની સાહમી ગલીની ઉતર દસાએ આંક ૭ તથા ૮ વાલાં બે ઘેરા જે હવડાં જોવામા આવેચ, તે મકાણ અસલમા આ હીરજી શેઠનું હતું તે ઉપર એક અગીઆરી પણ એજ દીનદાસતે બંધાવીને સરઅવસરે પોતીકા હંમજાતીઓને વાપરવા સારૂં આલી મેલી હતી.

ઉપર જણાવેલાં ધરમના મકાંણો માહેલી અગીઆરી, લગભગ ૧૩૩ વરસ સુધીના આવરદા ભોગવીને ઇ૦ સને ૧૮૦૩ મા જારે આફત બરેલી આગથી પોણું કોટ બલી ગએેણ, તારે તેની સાથે ભસમ થઇછે; પણ આરાંમધાહની જગેઆ આજે ૨૦૪ વરસની ઉંમરે પોંહચેઆ છતાં, પરવરદેગારની પીરોજગરીથી હજી વધારે લાંમબી જીંદગી ભોગવવાની આશેઆ સહીત સારી

હાલતમા સલામત દેખાએછે, અને તેટલીજ મુદતની સગડી જે તારપછે એજ ડુંગરપર બંધાએલાં બીજાં દોખમાઓની અંદરબી રાતરે રોસનીની જોત આપતી રહીચ, તેની અસલ બાંધણી એવીતો અગવડ ભરેલી હવડાં માલુમ પડીચ કે, તાંહાં જસુણુ ટાંકણે, તથા રવાંણોના સતકાર સાથે જનારાઓને તે સગડીની અંદરના આતસ ઉપર સુખડ મેલતાં જે અજાબ થતો હતો, તે વાત જરથોસતી ખુકાબરો મહેલા દીનંઆસોદાર શેઠ દીનસાજી માંણેકજી પીટીટ ધેઆનમા લઇને, સંગેડીની ચોતરફના ખાલી ઓટલા ઉપર નવી ધબનું એક મકાણુ જે બંધાવીઉંચ, તેની સાથે આ સગડી જોડી લઇ તેનેબી ઘણી સારી રોનક આપીછે; માટે એ અસલી ધબની સગડી જાંહાં એબીલી દેખાતી હતી, તાંહાં હવે એબાદતખાનાનું રોનકદાર બીલંદ મકાંણ બની રહેલછે; માટે તેને બંધાવનાર સાથે મોદીખાનદાનની અસલી કીરતીને કોઇથી ભુલાઈ સકાશેબી નહીં.

આ મોદી ખાનદાનના વડવાંઓ પાસે, આગલા વખત પર સરકારને સીધો પોંહચાડવા મોટેનું મોહોતું કામ હોવાથી, તેઓના હાથ હેઠલ કેહય કે હજારો લોકોની રોજી હતી; પણ જારથી તેવું કામ પરસુટન હાથ જઇ બેઠુંચ, તારથી તેઓના વારેસો-વીખરાઈને જેમ જેને વંગ ફાવેચ તેમ જુદા જુદા ધંધાને તેઓ વલગી રેહતા જણાએછે.

કેટલીક બાબદોમા આ માનવંતાં કુટુંબીઓની કીરતી ઘણીવાર રૂડી પેરે પસાર થએલી કેહવાએછે, પણ તેની સાદતમા ઉપર જણાવેલી થોડીક યાદી શેવાએ બીજું કાંઈજ સલામત રહેલું નથી. આનો સબબ એવો સમજાએછે કે, ઇ૦ સંને ૧૮૦૩ ની આગે તેઓના ભરૂચ્યાંના ઘેરો જે ભસમ કરી નાખેઆં, તેમા સઘલાં દફતરો તથા દસતાવેજો નાસ પાંમેઆં; તેથી કરી વધારે એહેવાલ મેલવી સકાંએઓ નથી.

વંસાવલીની ટીપમા આ ખાનદાનનો માતરે મુખીય ભાગ જે જોવામાં આવેઓચ, તેનું કારણ એકે તેમના પરીવારોનો વીસતાર અતી બોહોલો ફેલાએઆને લીધે, હાલના નખીરાઓ અપસઅપસની ચોકસ સગાઇને પીછાનવામા અંજાંણેઆં દેખાએછે; તેથી મેહનત લેતાં જેટલા સાહેબોના નામો શોધાઇ સખાએઆં, તેટલાંઓનેજ દાખલ કીધાંછે.

એજ કુટુંબના એક સકરમી શેઠ દાદાભાઇ નોસરવાનજી મોદીનું નામ ઉપલા સબબથી ટીપમા આવેલું નથી; પણ તે સાહેબ વીશે એવી વાતો હીંઆંની વસતી વચે ઇઆદગાર રહીચ કે, તે ગરહસથે પોતાની જવાંનીમા ચીનના દેસ સાથે મોટો વેપાર ફેલાવીને દરવીઅનો સારો ભંડાલ ભેગો કીધો હતો; અને તેનો ભોગવટો રૂડાં મનથી એવાતો કરતા હતા કે, તેથી પોતાના દોસત આસનાઓ ઉપરાંત ગરીબ બેશીઓ, પોતાની કોમ તથા પરગણાત વાલાઓને સરખી આંખે જોઇ તેઓની હાજત પુરી પાડવામા કોઇવારબી પછાત રેહતાતા નહીં; અને તે સાથે ખેરખેરાતબી સારાં ધેઆનથી સખાવતની રાહે મોકલે હાથે કરતા હતા. સાંભલેઆ પરમાણે આ શેઠને તાંહાંબી ફરજંદોની વરધી થાઈહતી, પણ તેઓ બાલવએમાં મરણ પાંમેઆને લીધે, તેનાની જીંદેગી જારે રોજ ૧૧ મો માહ ૧૨ મો શેહણસાહી સાલે ૧૧૭૯ ય૰ એ ૫૦ વરસની ઉમરે મગરેબની કોરે પોંહતી, તારે મોટી દોલત અસતાં વારેસ વીના પોતે બેહસતનસીન થએઆ. આ શેઠની મીલકતો મુંબઇમા મુહબલક હતી, તે તેવનના ગુજરેઆ પછે વસીએતનામાના વકીલાએ ઘણીખરી વેચી નાખી; જેઓ માહેલી માતરે એકનીજ યાદ હમોનેછે, તે કોઇજ નહી પણ હારંબીસેના રસતાપર, અને ટાઉન્સીતને નાકે ઉતર તરફ આવેલી એક મોટી ચેહલી, જે પેહલાં મરહુમ રૂસતમજી નવરોજજી બંગાલી, અથવા મેડકીએ લીધેલી હતી; પણ હવડાં તે મીલકત આપણી વસતી વચે પરોટાએલા શેઠ ભેરાંમજી જીજીભાઇ પાશેછે; તે મોદીની અથવા મેડકીની ચેહલીનેજ નામે હજુશુધી લોકોની ઓલખમા સમાએલીછે. એ ઉપરાંત એક મોટું ઘેર મોદીખાનામા સલામત ઉભેલું કેહવાએછે. આ સઘળી શેઠીઆના મરણ બાદ તેમના મેહરબાંન માતાજી નવાજબાઇએ એક પુનવંતાં કાંમની એવી સોચના કીધી કે, આ મરહુમની નઇએતે આતસબેહરાંમ બાંધવા. એતેફાક એવો બનેઓ કે તે બાઈ તો બીચારાં ગુજરી ગયાં, પણ તેણીની વીધવા વહુ જાઇજી મોદને પોતાના પેઆરા ભરથારના પુન માટે આ માહભારત કાંમને માથે ઉઠાવી લીધું; અને વાડીયાજી શેઠ હોરમજજી બમનજીની તેમા સાંમેલગીરી મેલવીને આ મરહુમની થાપણ મધેથી મોટો દરવીય ખરચીને સુરતમા આતસબેહરાંમ બંધાવેઉં. એમારતનું કાંમ સરવે સમપુરણ થાએઉં તારે પવીતર કેબલાને રોજ ૧૭ મા માહા ૨ જો શેહનસાહી સાલે ૧૧૯૩ ય૰ એ શેહનસાહી ટોલાના દસતુર એદલજી* દારાબજી સંજાંણા હસતકની કીરીઆથી તખતનસીન કીધા હતા; અને તે દાહડાથી પારશીઓની બાંનુઓમા સરઅવસરે મોટી ઉલટથી આત-

* એ વખતપર આ માનવંતા ધરમગુરૂને દસતુરી મલેલી નોહતી. ના॰ સ॰

# મેહેરજીવાછાની વંશાવલી.

## બીજી.



# મેહરજી વાછાની વંશાવલી

## તરીજ



# મેહરજી વાછાની વંશાવલી

## તરીજી



# માણેકજી વાછાની વંશાવલી.

## પાંચમી.

- ધનજીભાઈ મ.
  - માણેકજી મ.
    - ફરામજી મ.
      - હીરજીભાઈ મ.
        - સોરાબજી મ.
          - શાપુરજી મ.
            - ફરામજી મ.
              - સોરાબજી.
                - અરદેશર.
                - શાપુરજી.
              - ડોસાભાઈ મ.
              - રૂસ્તમજી મ.
            - રૂસ્તમજી મ.
              - હીરજીભાઈ મ.
          - બમનજી મ.
        - રૂસ્તમજી મ.
          - હીરજીભાઈ મ.
        - ફરામજી મ.
        - હોરમસજી મ.
          - બેરામજી મ.
    - શેરીઆરજી મ.
      - બરજોરજી મ.
      - શાપુરજી મ.
    - રૂસ્તમજી મ.
    - પાલનજી મ.

# આ નોંધ લેનારના બાવા ફરામજીની વંશાવલી.

## છઠી.



સના ગીતો એક માનતા તરીકે ગવાતાં આવેછે. આ દાદા મોદીનું કીરતી ભરેલ નામ, હાવાં માહભારત કાંમથી ચંદરોકાલ સુધી પરકાસતું રેહ, એવી પરારથના પાક પરવરદેગારની જણાબમાં ચાહીએછે.

આ ખાંનદાનના એક બુજોરગ શેઠ શેરાબજી વાછાગાંધીએબી, સાંભ-લેઆ પરમાણે પોતીકા વડવાઓથી ઉતરતો આવેલો મોદીનોજ ધંધો ચાલુ રાખેલો હતો. પોતાની કારકીરદીમા ધરમનું એક કાંમ માથે ઉઠાવી લઈને પોતીકા પઇ-સાથી ચોપાટી તરફની ડુંગરવાડી માહેલી પોતાની ખાલી જગેઆ ઉપર, આતસ આદરાંનના કેબલા સારૂં એક મકાંન આ શેઠે રૂડી ધારના રાખી બંધાવા મા-ડેલ હતું; અને તે લગભગ તઇઆર થવા આવેલ તેટલાં ૭૯ વરસની જઇફી પુરી કરીને રોજ ૧૨ મો માહ ૧૨ મો કદીમી સાલે ૧૨૨૬ ય૦ એ, આ દુની-આંમાથી અસબાબ ઉઠાવી મીનાઈ જાહાંનનું સુખ શોધવા શીધારેઆ.

મરહુમ શેઠ શેરાબજીને તાંહાં અસલમાં ૪ બેટાઓની જે વરધી થાએલી હતી, તેઓ માહેલા બે સાહેબો મરણ પાંમી ચુકાછે. અને હાલ હઇઆત રહેલા બે બેટાઓ ઉપરાંત દોતરાંઓ વગેરેની સંબીઆ, વંસાવલીની ટીપ જોએઆથી જણાઇ આવશે. આ બે ભાઇઓ નામે ગી૦ માણેકજી તથા ખરશેદજીએ પોતીકા મરહુમ પીતા હસતકથી બંધાએલી દરેમેહરનું અધુરૂં રહેલું કાંમ તેમની થાપનમાથી પુરૂં કરાવીને, તે મકાંનની અંદર રોજ ૧૭ મો માહ ૬ ઠો કદીમી સાલે ૧૨૨૭ ય૦ એ આતસઆદરાંન સાહેબને તખ્તનસીન કરાવેઆ; અને તેની કીરીઆ કદીમી પંથના વડા દસતુર અરદેસર રૂસતમજી મુલાંફીરોઝનાએ અન-જુમન હજુર કીધા પછે, તે પાક મકાંનને જરથોસતીઓના ઉપીઓગ માટે મરહુમ શેઠ શેરાબજી વાછાગાંધીને નામે ધરમ ખાતે ઓલું મેલવામા આવેલછે.

---

## વાછા ખાનદાનનુ વરણન.

જરથોસતી ટોલાના કેટલાક લોકો ય૦ ૩૮૫ ના સાલમા પેહલવેહલા શેહરે સંજાણથી નીકલીને ગુજરાત તરફ પંથરાહ પડેઆ; અને તાંહાંથી સવાસદી પસાર કીધાપછે, તેઓ માહેલા થોડાક સખસો પોતીકાં પરીવાર સાથે ફરતા ફરતા રોજ ૨૪ મો માહ ૧ લો સાલે ૫૧૧ ય૦ એ કસબે નોસારીના નસી-બાને જે જઈ વલગેઆ તેઓની સંફમા આ કુટંબના વડવાઓબી હતા; માટે તે ઘહડાથી હમો તાંહાંનાજ વતણી કેહવાતા આવીએછે.

પારસી લોકોના પુરીવારો પારો તેઓના નેઆગાનોની હકાએત સંબંધી ઘણી પુરાંણી નોધો નહી રેહવાનો સબબ એટલોજ સહેમજાએચ કે, તેઓ હીંદમા આવેઆ પછે ઘણો લાંમબો વખત વેર પડેલા હાદેરાઓ ઉપર હાદેરાની હેજ-ગારીમા એટલા તો ગીરેફતાર હતા કે, એક ધાડ પુરી નહીં થાએ તેટલાં બીજા દરોરાની ધાસતી ઉપજાવતાં એલમની ગાફેલી સાથે કાબેલીએતનું કદ-આતબી ભુલતા ચાલેઆ; જેમા હમારા વડવાઓ તરફનુંબી પુરાંણું વરણન અંધારાંમાજ અટવાઈ ગએલું જણાએલછે. પાછલનો વખત જારે નીગતનો

મલેઆ તાકે કોઈ કોઈ સાહેબોની પેરે તેનાઓની કુટંબની થોડીક કેફીઅત યાદ રાખવા લાગા, અને તે ઉપરથી એકેકની પુંરે ઉતરી આવેલાં કરજંદોએ પોતાના બાપદાદાઓથી સાંભલેલી વાતોનો સંઘરહ ૯૩ વરસ પર થઈ ગએલા હમારા બુજોરગ મોટા બપાવા પાંએથી સચવાઇ રહેલો એક વારસા તરીકે હમારે હાથ આવેઓ હતો, તે ઉપરથી જે માલુમ પડેછેય તેજ માતરે હીંઆ નોંધી લઈએછે.

એ યાદી ઉપરથી એટલુંજ કેહવાનું બની આવેછે કે, આ નીચે આપેલી વંશાવલીની સરૂઆતથી તે મરહુમ જીજીભાઈના જમાના સુધીની સાત પેહ-ડીના સખસો પોત પોતાની ગુજએસ મુઆફીક નોસારીમા જાડું સુતરાઉ કાપડ વણીને ગુજરાણ ચલાવતા હતા; અને તે માહેલા કોઈ કોઈ સાહેબો તો તે વખતની હાલત પરમાણે તાહાની અનજુમન તરફથી આગેવાણીનો હકબી ભોગવી ગએઆછે.

હમારા ખાનદાનના બુજોરગવારોની જીંદગીનો ટુંક અહેવાલ જે ઉપર જણાવેઓય, તે શીવાએ બીજો વધારે નહીં મલી શકતા હમારી તરફ જેનો વસીલો ઉતરેઓછે તેનાજ વડવાઓના જનમ તથા મરણનો દાહડો જે સચ-વાઈ રહેલોછે, તેજ માતરે એક પુરાતમ યાદદાસત તરીકે હેઠલ જણાવેલા પ૦ શાનના રોજ તથા માહથી સહમજાઇ સકાશે. આગલા વખતમા પારસીનો ફીરકો એકજ તરીકાપર ચાલતો હતો તેથી શેહનશાહી અથવા કદીમી માહ કરી હીંઆ લખવામા લાવેઆ નથી.

| જનમ. | | | નામો. | મરણ. | | | ઉંમર. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રોજ. | માહા. | શાલ. | | રોજ. | માહ. | શાને. | વરસ. | મહીના. | દાહડા. |
| ૨ | ૬ | ૮૮૫ | કેકોબાદ. | ૧૫ | ૧૦ | ૧૦૦૧ | ૫૬ | ૪ | ૧૦ |
| ૭ | ૫ | ૯૭૦ | રાણા* | ૮ | ૮ | ૧૦૬૧ | ૭૧ | ૩ | ૨ |
| ૨૨ | ૩ | ૮૯૬ | વાછા† | ૬ | ૬ | ૧૦૭૧ | ૭૫ | ૨ | ૧૫ |
| ૩૦ | ૪ | ૧૦૨૧ | મેહેરજી‡ | ૨૫ | ૯ | ૧૦૮૦ | ૫૯ | ૪ | ૨૬ |
| ૧૯ | ૧૧ | ૧૦૪૪ | માણેકજી. | ૩ | ૧૨ | ૧૧૨૦ | ૭૬ | ૦ | ૨૦ |
| ૧૪ | ૨ | ૧૦૬૯ | જમશેદજી. | ૩ | ૧૧ | ૧૧૩૫ | ૬૬ | ૮ | ૨૦ |
| ૫ | ૭ | ૧૦૯૧ | જીજીભાઈ. | ૨૮ | ૩ | ૧૧૪૯ | ૫૭ | ૮ | ૨૪ |
| ૨૦ | ૧૦ | ૧૧૧૬ | એદલજી | ૫ | ૫ | ૧૨૦૨ | ૮૫ | ૬ | ૨૧ |
| ૬ | ૩ | ૧૧૪૩ | ફરામજી. | ૧૯ | ૯ | ૧૧૯૨ | ૪૯ | ૬ | ૧૪ |

* નૌસારીમા હરેક બાબદના ટટા વચે પડીને સમાધાની લાવેઆથી તાહાની અનજુમનમા પરખેઆત થએલા હતા.

† આ સાહેબથી હમારૂ ગરીબ કુટંબ ઓળખાતુ આવેલછે, અને એ નામના બીજા ઘણા સખશો નૌસારીમા થઈ ગએલા સભલાએછે.

‡ આ બુજોરગવાર પોતાને તાહાની વણાવટનું કાપડ વેચવા માટે પેહલવેહલા ૧૦૪૬ ની શાલમા આ ટાપુ ખાતે આવેઆ હતા, અને તેપછેથી ૬૨ વરસની મો સમપર પરદેસીની પેરે આવનજાવન કરવા લાગા; એ રેવાજ ઠેક જીજીભાઈના જમાના સુધી ચાલુ રહેલો હતો.

ના૦ સ૦

ઉપલી ટીપમાં જણાવેલા હમારા મોટા બપાવા જીજીભાઈએ ય૦ ૧૧૧૬ ના શાલથી આ ટાપુની પનાહ પકડવા માંડી, પણ જાથુકના રેહવાશી થવાને બદલે મોસામશારની ફેરી તેનાએબી પોતીકા વડવાઓની પેઠેજ પસંદ રાખેલી હતી; તે છતાં કોઇવાર ધંધાને લીધે બે અથવા તરણ વરસ ખેંચી કાહડવાની તેણાને ફરજ પડતી હતી; જે પછે મરણની થોડાં વરસ આગમજથી હીંઆં આવવાનું બંધ પાડીને નૌસારીમા જઈ બેઠા, જાંહાં વણાવટનું કાંમ ચાલુ રાખી તેમાં પોતાના તરણ દીકરાઓને રોકિઆ હતા, પણ તેઓ માહેલા વચલા દીકરા (આ નોંધ લેનારના બપાવા) વડવાઓનો વેપાર નાપસંદ કરી, પોતાની સાહમ-જને સવાધીન થયા તેનું વરણન નીચે જાહેર કરીએછે.



## શેઠ એદલજી જીજીભાઈ વાછા.

આ શેઠીઆએ શોલ વરસની ઉંમરથીજ સવતંતરપણું સાચવીને પોતીકા વડવાઓથી ઉતરી આવેલો વણકરનો ધંધો તુછકારી કાહડીઓ હતો; અને તે ઉપરથી બાપની સાથે બીગાડ પડવાનો બોક પકડીને સાલે ૧૧૩૩ મા આ ટાપુઆતે લાગલા ઉતરી પડીઆ, તારથી પરજા વચે પરખેઆત થાઈ ગએલા આ એદલ વાછા મુંબઈવાશી કેહવાયા હતા. હીંઆં આવીઆ પછે પેહલવેહલા ધંધામા ઘાંચીની એક દુકાંન કાહડી બેઠા તારે તેવનની ગાંઠે પચીશેક રૂપી-આની પુંજી હતી; પણ સરવે સાથે નમનતાઈ નીભાવી રાખીને રેહતાં રેહતાં ગામ ઘરાકી એટલીતો વધારી લીધી કે, તેવા રૂડા સંજોગથી ટુક મુદતમાં સારી કમાણી જમાવ કરીને તેમાથી થોડીક રકમ નૌસારી ખાતે પોતીકા પર-તીપાલ કરનારા પીતાના ગુજરાંન માટે મોકલતા રહેઆ, અને તેથી કરી બાપ બેટા વચેનો તુટેલો એખલાસ પાછો સંધાગો હતો.

એવનના વડા ભાઈ દોરાબજી, તથા નાહલા ભાઈ બરજોરજી (ઉરફે બજી વાછા) જેઓ નૌસારીમા હતા; તેઓએ પણ આ વચલા ભાઇની વરતણુંક ઉપર વલાણ પકડવાના વીચારથી પોતીકા પીતાની રજા મેલવેઆ મુજબ, વના-વટનું કાંમ છોડી દઇને પરીવાર સહીત લાગલા હીંઆંજ આવી રહેઆ; અને તરણે ભાઇઓએ એક બીજાના સંબાલમા સમાઇને ઘાંચીનો ધંધો બહુ વધારી મેલીઓ. થોડીક મુદત ગુજરીઆ પછે નાહલા ભાઈ છુટા પડીને પોતાને નામે જુદી દુકાન તેજ હારમા કાહડી બેઠા; અને વડા ભાઈ મરણ પાંમેઆ પછે આ એદલજી વાછાએ સાલ ૧૧૪૯ મા અંગરેજ બજારમા વેચાતી સામાં-નની વખાર કાહાડીઆથી પોતીકી ઘાંચીની દુકાંન મરહુમ ભાઈના બે દીકરાઓ નામે ખરશેદજી તથા માણેકજીને સપુરદ કરી દીધી. તેજ અસલી મકાં-નમાં બેહુ ભાઇઓ, તથા તેઓના મરણ પછે તેઓના વારેશો ઘણા વરશો સુધી ઘાંચીનો ધંધો ચલાવતા હતા; જે માહેલા હાલ હઈઆત રહેલા એક સખશે પાછલથી કાંઈ નફા જેવું નહીં વીચારીઆથી પરગુટન કરીઆનાલું

મલીઆ તારે કોઇ કોઇ સાહેબોની પો તેનાઓની કુટંબની થોડીક કેફીએત યાદ રાખવા લાગા, અને તે ઉપરથી એકેકની પુઠે ઉતરી આવેલાં ફરજંદોએ પોતાના બાપદાદાઓથી સાંભળેલી વાતોનો સંઘરહ ૯૩ વરસ પર થઈ ગએલા હમારા બુઝોરગ મોટા બપાવા પાશેથી સચવાએ રહેલો એક વારસા તરીકે હમારે હાથ આવેઓ હતો, તે ઉપરથી જે માલુમ પડેછે તેજ માતરે હીંઆં નોધી લઈએછે.

એ યાદી ઉપરથી એટલુંજ કેહવાનું બની આવેછે કે, આ નીચે આપેલી વંશાવલીની સરૂઆતથી તે મરહુમ જીજીભાઈના જમાના સુધીની સાત પેહડીના સખશો પોત પોતાની ગુંજાએસ મુઆફેક નૌસારીમાં જાડું સુતરાઉ કાપડ વણીને ગુજરાંણ ચલાવતા હતા; અને તે માહેલા કોઈ કોઈ સાહેબો તો તે વખતની હાલત પરમાંણે તાંહાંની અનજુમન તરફથી આગેવાંણીનો હકબી ભોગવી ગએઆછે.

હમારાં ખાનદાનના બુઝોરગવારોની જીંદગીનો ટુક અહેવાલ જે ઉપર જણાવેઓચ, તે શીવાએ બીજો વધારે નહીં મલી શકતાં હમારી તરફ જેનો વશીલો ઉતરેઓછે તેનાજ વડવાઓના જનમ તથા મરણનો દાહડો જે સચવાઈ રહેલોછે, તેજ માતરે એક પુરાતમ યાદદાસત તરીકે હેઠલ જણાવેલા ૫૦ શાલના રોજ તથા માહથી સહમજાઇ સકાશે. આગલા વખતમા પારશીનો ફીરકો એકજ તરીકાપર ચાલતો હતો તેથી શેહનશાહી અથવા કદીમી માહ કરી હીંઆં લખવામા લાવેઆ નથી.

| જનમ. | | | નામો. | મરણ. | | | ઉંમર. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|
| રોજ. | માહા. | શાલ. | | રોજ. | માહ. | શાલે. | વરસ. | મહીના. | દાહડા. |
| ૨ | ૬ | ૯૪૫ | કેકોબાદ. | ૧૫ | ૧૦ | ૧૦૦૧ | ૫૬ | ૪ | ૧૦ |
| ૭ | ૫ | .૯૭૦ | રાંણા* | ૮ | ૮ | ૧૦૪૧ | ૭૧ | ૩ | ૨ |
| ૨૨ | ૩ | ૯૯૬ | વાછા† | ૬ | ૬ | ૧૦૭૧ | ૭૫ | ૨ | ૧૫ |
| ૩૦ | ૪ | ૧૦૨૧ | મેહેરજી‡ | ૨૫ | ૯ | ૧૦૮૦ | ૫૯ | ૪ | ૨૬ |
| ૧૯ | ૧૧ | ૧૦૪૪ | માણેકજી. | ૩ | ૧૨ | ૧૧૨૦ | ૭૬ | ૦ | ૨૦ |
| ૧૪ | ૨ | ૧૦૬૯ | જમશેદજી. | ૩ | ૧૧ | ૧૧૩૫ | ૬૬ | ૮ | ૨૦ |
| ૫ | ૭ | ૧૦૯૧ | જીજીભાઈ. | ૨૮ | ૩ | ૧૧૪૯ | ૫૭ | ૮ | ૨૪ |
| ૨૦ | ૧૦ | ૧૧૧૬ | એદલજી. | ૫ | ૫ | ૧૨૦૨ | ૮૫ | ૬ | ૨૧ |
| ૬ | ૩ | ૧૧૪૩ | ફરાંમજી. | ૧૯ | ૯ | ૧૧૯૨ | ૪૯ | ૬ | ૧૪ |

* નૌસારીમા હરેક ખાખદના ટંટા વચે પડીને સમાધાંની લાવેઆથી તાંહાંની અનજુમનમા પરખેઆત થએલા હતા.

† આ સાહેબથી હમારૂં ગરીબ કુટંબ ઓલખાતું આવેઉછે, અને એ નામના બીજા ઘણા સખશો નૌસારીમા થઈ ગએલા સંભલાએછે.

‡ આ બુઝોરગવાર પોતાને તાંહાંની વણાવટનું કાપડ વેચવા માટે પેહલવેહલા ૧૦૪૬ ની શાલમા આ ટાપુ ખાતે આવેઆ હતા, અને તેપછેથી દર વરસની મોસમપર પરદેસીની પો આવનજાવન કરવા લાગા; એ રેવાજ છેક જીજીભાઈના જમાના સુધી ચાલુ રહેલો હતો. નો॰ લે॰

ઉપલી ટીપમા જણાવેલા હમારા મોટા બપાવા જીજીભાઇએ ૫૦ ૧૧૧૬ ના શાલથી આ ટાપુની પનાહ પકડવા માંડી, પણ જાયુકના રેહવાશી થવાને બદલે મોસમશારની ફેરી તેનાઓની પોતીકા વડવાઓની પેંડેજ પસંદ રાખેલી હતી; તે છતાં કોઇવાર ધંધાને લીધે બે અથવા તરણ વરસ ખેંચી કાહડવાની તેણાને ફરજ્યાતી પડતી હતી; જે પછે મરણની થોડાં વરસ આગમજથી હીંઆં આવવાનું બંધ પાડીને નૌસારીમા જઈ બેઠા, જાંહાં વણાવટનું કાંમ ચાલુ રાખી તેમા પોતાના તરણ દીકરાઓને રેહેઆ હતા, પણ તેઓ માહેલા વચલા દીકરા (આ નોંધ લેનારના બપાવા) વડવાઓનો વેપાર નાપસંદ કરી, પોતાની સહમ-જને સવાધીન થયા તેનું વરણન નીચે જાહેર કરીએછે.



## શેઠ એદલજી જીજીભાઈ વાછા.

આ શેઠીઆએ શોલ વરસની ઉંમરથીજ સુવતંતરપણું સાચવીને પોતીકા વડવાઓથી ઉતરી આવેલો વણકરનો ધંધો તુછકારી કાહડેઓ હતો; અને તે ઉપરથી બાપની સાથે બીગાડ પડવાનો બોક પકડીને સાલે ૧૧૩૩ મા આ ટાપુખાતે લાગલા ઉતરી પડેઆ, તારથી પૂરજા વચે પરબેઆત થાઈ ગએલા આ એદલ વાછા મુંબાઈવાશી કેહવાયા હતા. હીંઆં આવેઆ પછે પેહલવેહલા ધંધામા ધાંધીની એક દુકાંન કાહડી બેઠા તારે તેવનની ગાંઠે પચીયેક રૂપો-આની પુંજી હતી; પણ સરો સાથે નમનતાઈ નીભાવી રાખીને રેહતાં રેહતાં ગામ ઘરાકી એટલીતો વધારી લીધી કે, તેવા રૂડા સંજોગથી ટુક મુદતમાં સારી કમાણી જમાવ કરીને તેમાથી થોડીક રકમ નૌસારી ખાતે પોતીકા પર-વીપાલ કરનારા પીતાના ગુજરાંન માટે મોકલતા રહેઆ, અને તેથી કરી બાપ બેટા વચેનો તુટેલો એખલાસ પાછો સંધાયો હતો.

એવનના વડા ભાઈ દોરાબજી, તથા નાધલા ભાઇ બરજોરજી (ઉરફે બહુ વાછા) જેઓ નૌસારીમા હતા; તેઓએ પણ આ વચલા ભાઇની વરતણુંક ઉપર વલાણ પકડવાના વીચારથી પોતીકા પીતાની રજા મેલવેઆ મુજબ, વના-વટનું કાંમ છોડી દઇને પરીવાર સહીત લાગલા હીંઆંજ આવી રહેઆ; અને તરણે ભાઇઓએ એક બીજાના સંભાલમા સમાઇને ધાંધીનો ધંધો બહુ વધારી મેલ્યો. થોડીક મુદત ગુજરેઆ પછે નાધલા ભાઈ છુટા પડીને પોતાને નામે જુદી દુકાન તેજ હારમા કાહડી બેઠા; અને વડા ભાઈ મરણ પાંમેઆ પછે આ એદલજી વાછાએ સાલે ૧૧૪૯ મા અંગરેજ બજારમા વેલાતી સામાંનની વખાર કાહાડેઆથી પોતીકી ધાંધીની દુકાંન મરહુમ ભાઇના બે દીકરાઓ નામે ખરશેદજી તથા માણેકજીને સપુરદ કરી દીધી. તેજ અસલી મકાં-નમાં બેહુ ભાઇઓ, તથા તેઓના મરણ પછે તેઓના વારેશો ઘણા વરશો સુધી ધાંધીનો ધંધો ચલાવતા હતા; જે માહેલા હાલ હઈઆત રહેલા એક સખશે પાછલથી કાંઈ નફા જેવું નહીં વીચારેઆથી પરચુટન કરીઆનાણું

વેચાન ટીનકુલ કાહડી નાખીને બીજો રોજગાર હાથમા લીધોચ, પણ પુરાના મકાનને હજીસુધી તેણે સાચવી રાખેલુ માલુમ પડેછે.

આગલા વરશોપર વેનાતી સામાન વેચવાની દુકાનો થોડી હોવાને લીધે, તેમનો રોજગાર ઘણા સારા પાયાપર રચી રહીને નફા ભરેલો થાઈ પડયો હતો; અને તેથી કરી પોતાના કુટમીઓમા સરવે કરતા વધારે સુખવાળી હાલતમા ગણાઇને, શેઠીઆઓની સફમા સારૂ માનખી મેલવી ગયાછે.

જોકે આ હમારા બુર્જોરગ ખપાવાનો તે વખ્તપર ચાલતો રોજગાર કાંઈ એવો માહભારત નોહતો કે, તેમાથી મુહબ્બલક દરવીઆ હાથ કરીને સરીમત થયા હોએ, પણ આગલુતો ચોકસ હતુ કે, જાતી કોશિસ જારી રાખીને દુક ધંધામાથી સારી પેદાએસ હાશિલ કરતા હતા; અને તેવડે પોતાના બેહલા પણ ગરીબ કુટમીઓને પખસમા સાચવી સસારનુ સુખ ભોગવતા હતા.

ખરૂછે કે વખતના દોર આગલ કોઈનોખી દમામ સદા પાએદાર રહેવો નથી, તેમ આ હમારા બુજોરગ ખપાવાએ જારે બુઢાપાની નોકપર આવવા માડયુ, તારે તેની સાથે તેમના શીતાગએખી મગરેબ તરફ મોહડુ મરડેઆ કીધાથી અવલતો એ નીપજેશ કે, પરવરદેગારે બખશેલા પાચ દીકરાઓ મા હેના (આ કીદ્વીના એક પીતા વતરીકે) આગ્જાણાઓ; અને એક શિવાએ કેટલીક દીકરીઆ, એકેકની પુઠે મરણ પામીને દુનીઆમા નહીં હોએલા જેવા થાઈ ગયા, અને બીજી તરફથી જે જે આસામીઆ સાથે ધીરધારનો મોટો ધધો ચલાવેલો હતો, તેઓ માહેલા કોઈ કાચા પડયા, અને કેટલાકો તો નાણા ઘણી લઇને હીંઆથી જે બાહેર નીકલી ગયા, તેઓ પાછેથી દોકડો એક પાછો ફેરવોજ નહી; તેથી કરી બુઢ્ઢીનો વખત પોહચતા મોહોતની મુસીબત સાથે સપરેલા પહેશો બરબાદ થયાની બેકરારીએ મનની તથા સરીરની સકતી એકે દમ ઘટાડી મેલી, અને તો જોકે હમારા પીતા તેનાની ફરમાબરદારીમા સદા હાજર હતા, પણ તે મરહુમમા કાંઈ એવી ચાલાકી નોહતી કે પોતાનો બાપીકો રોજગાર હીંમતથી આટોપી લીએ આવા સજેગો સામટા મલેઆથી જવાનીમા પોતે રચાવેના રોજગારની રોરાની આહાખીપડી, તેમા વલી એક કુદરતી ગજબ એવો ઉતરેઓ કે, તેમના બચી રહેલા માતરે એકજ દીકરા (આ કીદ્વીના પીતા) ફરામજી થોડાક મહીના સુધી સકત માદગી ભોગવેઆ પછે, રોજ ૧૯ મો માહા ૯ મો શેહનસાહી સાલે ૧૧૯૨ ય૦ એ બીચારા ઘરડા બાપને બીશેસ વીલાપમા નાખી ગુજરી ગયા, તારથી આ બુજોરગ ખપાવાની હીંમત સાબદી તુટી ગઈ આ ટાકણે હુ સુધા ચાર નખીરાઓ જે નાધલી વએના હતા, તેઓ મધેથી કોઇનેખી પોતાની બાજુપર બલવત નહીં જોઓને લીધે હારી ખાઇને ૪૩ વરસની રચાએલી દુકાન કોઈનુખી દેવુ માથે રાખેઆ વીના, ખાસ ખુશીથી તદન ઉંચકી નાખીને ઘડપણને દાહાડે સુખને બદલે બેકારીપણાનુ દુખ જોતા ઘેરે બેઠા હતા.

આ એદલ વાછાના નામની માતરે એકજ જીવતી નીસાણી, જોકે હવડા નથી તેમની પોતાની ગણાતી, કે ના તેમના કોઈખી વારેસ પાશે રહેલી,

પણ બે હાથ વેચાયા પછે, હમારાજ વડીલોના તાબામથી ઉતરેલા કોઈ ધણા કુરદરાજ બીજાના હાથમા આવેલી જે દેખાએછે, તે કોટમધે પીઠાંના મોહલામા શેઠાંણી મોહટલી બાઇએ બાંધેલી દરેમેહરની પડએ દખરાણ દશા તરફ તરણ મજલાનું એક ઘેર જે વરસ ૮૩ ની વાતપર તેવનનાં પઇસાથી બંધાએલું હતું, તેજ અરાલી પાયાપર હજી તુલીક ઉસતવાર ઉભું રહીને વાછાવાલાં ઘેરની ઓલખથી કેટલાંક લોકોમાં આસકાર થાએલુંછે; એનીજ જોડે એવીજ ધપનું એક બીજું ઘેર જે તેજ ટાંકણે હીરાબાહેરનું બાંધેલું હતું, તેતો તેના આવરદા પુરા થયાને લીધે દરેમેહરનાં બાંધકાંમમા ખપી ગએલા. એ મોહ- લામા તે વખતે બે શીવાએ બીજા કોઈનાં મોટાં ઘેરો બીલકુલ હતાંજ નહી, પણ માંતરે મારવગરના નીચા બંગલા અથવા ઝહુપડાં સાથે જે નાંમથી એ મોહલો ઓલખાએય તેહવાં તાંહાં દારૂનાં કુર તથા પીઠાં હતાં; અને તાર પછે રફતે રફતે બીજા સાહેબોની હવેલીઓ બંધાયાને લીધે તાંહાં એકબી જુપડું આજે જોવામા આવતું નથી.

આ સાહેબની કીરતી જોડે કોઇ રીતે પરજા ઉપીયોગી તો જણાતીજ નથી; પણ ઘણું કરી પોતાના ગરીબ કુટંબ પરીવારની અંદર આંમેજ થએલી જે પરશીધછે, તે વીશે હમારી અજમાએસ ઉપરથી હીંઆંસુધી ચોકસાઇ સાથે જાહેર કરીએચ કે, આ માનવંતા મુરબીએ પાછલના નબલાવખતમાબી જાંહાં સુધી નીભાઇ સખાએલા તાંહાં સુધી, સદાની ગંભીરાઇ સાચવીને તેઓ ઉપર સખાવત પણાનો સખી દસત લંબાવિઆ કીધો; અને તેટલા માટે પોતાના ખુદ પઇસાથી બાહેર કોટના લતા તરફ લઇ રાખેલી બે અથવા તરણ નાધલી મીલકતોબી વેચવાનું દુખ હઇડે નહીં ધરતાં, છેલ સરવાલે પોતાને રેહવાના જે ઘેર વીશે ઉપર વીસતારી જણાવેલાંય; તે પણ વેચીને જીંદગી સુધી હમો મલતા બીજા હમારા ભાઇઓ વીગેરેનું આબરૂથી પરતીપાલ કરતા હતા. માટે, આવા ખુબીવંતા મુરબીની હમારે મનથી કેહવાએલી મોટી, કીરતીનું થોડુંક વરણન વાંચનારા અસરાફ સાહેબોની શેવામા સરનમાવી રજુ કરતાં, રાસતીની રાહે તેઓને આટલુંજ મનાવીએછે કે, પરીવારને પાલવાનું કાંમબી બચીત કરી સખાવતમાજ ગણાએછે; અને તેના હએસાંનમા એક દાનાવની કેહવાતનો નમુનો નીચે જણાવેલી કવીતા મુજબનું પરીણામ દેખાડેછે.

સખાવતનો શોકી અકલમંદ કેહવાએ—ભલું નામ જગમા તેમનુંજ લેવાએ.

વાછા ખાંનદાનના વડીલોની મુંબઇ ખાતે થએલી પેહલવેહલી પધરાં- મની, જો મરહુમ મેહરજી વાછાથી ગણવા ચાહીએચ તો, તે વાતને આ ચાલુ સાલ સાથે સરખાવતાં ૧૯૬ વરસ માલુમ પડેછે. પણ તેવનથી ઉતરતા છેક ૪ પેહડી સુધીના સાહેબો ફકત રોજગારને અરથે આવજાવ કરતા હતા; તેને લીધે કાંઈ હીંઆના જાથુક રેહવાશી ઠરતા નથી. માટે હંમેસના રેહવાવાલા ઉપર જણાવેલા હમારા બપાવા તથા તેઓના બાઇઓને પરીવાર સહીત આવે- આનું વરસ જોતાં એક સદીની ઉપર લગભગ એક દાએકો થાએચ તારથી તેઓનો વશીલો મુંબઇવાશી કેહવાએછે.

વંસાવલીની વીગત ઉપરથી આ એદલજી વાછાની સાથે ગણતા, તેમના બાપને પેટે અવતરેલા ચાર દીકરાઓ જે એકેકની પાછળ હેઠલ જણાવેલા સાલમા મરણ પામેઆં, તેઓની ઈઆદી હીંઆ આપીને આ હએવાલનુ સમા પત લાવીએછે.

સરવેથી નાધલા દીકરા રૂસતમજી શાલે ૧૧૨૯ ના બીજા ગાથાને રોજે ૨૫ વરસની નાહની વએમા નૌસારી આતે.

વડા દોરાબજી રોજ ૨૧ મો માહા ૩ જો શેહનશાહી શાલે ૧૧૫૩ મા મુંબઈ આતે ૩૯ વરસની ઊમરમા.

તરીજા બરજોરજી રોજ ૨૭ મો માહા ૬ ઠો શેહનશાહી શાલે ૧૧૭૬ મા મુંબઈ આતે ૫૬ વરસની ઊમરમા.

બીજા એદલજીના મરણનો દીવસ સફે ૩૦૦ મે જણાવેલોછે.

આ મરહુમ એદલજી વાછાના મરણ વખતે ઉપર જણાવેઆ મુજબના હમો નબીરાઓ ઉપરાત પોતાની એક દીકરી નામે કુંવરબાઈ (મી૰ કેર પરેસકાટ તથા વીનતર વકીલોની આફીસના કારભારી મી૰ એદલજી બમનજી ખરાસના માતા) ને હઈઆત મેલી ગયા હતા. એ બાઈ પણ લગભગ ૫૪ વરસની વએ પોહચીને બાપની ૧૨ વરસ પાછળ રોજ ૩૦ મો માહા ૫ મો શેહનશાહી શાલે ૧૨૧૪ ૫૰ એ બેહસતનશીન પામેઆં તે દાહાડાથી હમારા માનવતા મુરબીની હસતી ખતંમ થઈ; પણ તેણાની વસતી વાડીમા હવડા હમો બે બાઈઓ અને તે ઉપરાત હમારા તથા૰ મરણ પામેલા ભાઈના બચા કચા ઓની વસતી પરકાસતી રહીસ, તેઓ માટે હેઠલ જણાવેઆ મુજબની ઓજ રબાઈ સાથે સોકર ગુજાર ચાહીએછે.

અએ દાદગર દાવરે દાદાર—જોડી હાથો તાહરી સોઉ છું તઈઆર.
અપરાધી ઘુનાહનો તો હું છેઊં ભારી—છુટીસ તારેજ જો કીરપા હોશે તાહરી.
હકીકત જે માહરા વડવાની કહીચ—દીધીચ તાજી જેને તે પુરાણી થઈચ.
અગરચે તેમા કાંઈ ભુલ ચુક હોએ—કુદરતની તાહરી નેઘાહથી તું જોએ.
તો બખશેસની રાહે મને માફકર—હર હાલમા સદા તું માહરો હાથ ધર.
થશે નહીં માહરેથી ઘુંજ બીન કામ—હશે તું પડએ તો સંભારશે ગામ.
તુછે સઉમા છુપેઓ ને સઉમા જાહેર—તુંછે સંઘેમા અને સંઘેથી બાહેર.
તે માટે અરજછે તાહારી હજુર—દેએ તુ હેમા કાંઈ માહરી કશુર.
તે કીરપાની રાહે તું કરજે એમા—બએલું વધુ યા ઓછું હોએ હેમા.
પનાહ પકડી આવેઆછે ઉપલા રવાણ—હસતીમા રાખીને તેમના જવાણ.
બેહસતમા નેઘાહ તું તેઓપર કર—સદા તેમની દામાન આશેઆની ભર.
પરીવારને હીંઆં તું રાખજે આબાદ—એતો રેહજે તેઓની હમેસા દાદ.
બંધાવજે તેઓને જો કંઈ પરે કેહર—રાખજે તેઓની હોરમતપર મેહર.
તેઓના શતર ને બદખાહ જે હોએ—હેઠ કરકે તેઓથી નેકીજ જોએ.
સઉના ભલા માટે કાહડી કલામ—પોહચાડું માહરી જીગરની સલામ.

આ ખાનદાનના ઘણાક નબીરાઓ માહેલા માતરે બે સખશો, જે બલી કાસેસથી અગરેજી વિદ્યાની પુખત કેળવણી પામેલ્યા પછે, તેનો ઉતમ ઉપી યોગ હાશેલ કરનારાઓ મી૰ જાગીર બરજોરજી તથા તેમના કાકા મી૰ રૂસતમજી માણેકજી જે માલુમ પડ્યા છે, તેઓની થોડીક ઇઆદી આ નોધમા એક ખરા અને અતલગ એવી તરીકે હમો દાખલ કરીએછે.

એ માહેલા પેહલા પરમાણીક પુરસ કેળવણીના બળથી આજ કેટલીક મુદત થાઈ એલમ તથા હોનરોના અગણીત અખાતરા તેની સહમજ સહીત જાહેર સભાઓની હજુર પરજાની સાહમને જેમ પરગટ કરતા રહીને આપણી વસતીમા પરખેઆત થાએલાછે, તેમજ તેનાની જીદગી બરકરાર રેહતા સુધી આવા ઉપીઓગી કામો કરી ભુલનાર નથી, એવી હમો અતકરણથી આશેઆ રાખતા જણાવીએચ કે, આ ભાઈ બે વાર પોતાની રોજીનેસર વેલાત વટીક જઈ આવેઆ પછે, હવડા સારીઆટથી પોતીકો ખાનગી વેપાર સાતપણે ચલાવી સસાર સભારેછે

બીજા ગરહસથે જવાણીનો ઘણો ખરો વખત પરદેસમા ગુજારેઆને લીધે, તેવન આ ટાપુ સાથે જાહાજ પરોટાએલા જણાઆ નથી; માટે તેનાની પીછાણુત પરજા સાહમણે ધરતા હમારો અધીકાર બજાવીએચ કે, આ હમારા પીનાઈ ભાઇને એદન ખાતે સરકારી હીસાબ તથા કીલીદારીના કામ માટે આપણી નામદાર સરકારે પેહલવેહલા ય૰ ૧૨૨૫ મા ચુંટી કાહાડીને તે તરફ રવાણે કીધા હતા. આ ગરહસથ તાહા પોહતા પછે ઉપલા ઓહદા ઉપરાત વેપાર ખાતાની નોધ ગખવા માટે તાહાંની માડવીનું કામબી જે સપુરદ થાએણ, તે મલીને બેહુ અધીકાર દર માહે માતરે રૂ૨૫૫ ના પગાર ઉપર સતોસ પામીને કાબેલીએતને જેબ પમાડે તેવી રૂડી વરતણુકથી નીતીની રાહે લગભગ ૯ વરસ સુધી ચલાવી તાહાંની સરકાર તથા પરજાનો અતી મોટો પેઆર પોતા તરફ જે ખેંચી લીધો હતો, તે સેંબધી તેમને માથેના ઉપરી અમલદારોએ ઘણીવાર સરકારમા, તથા પરદેસ ખાતાના નામદાર પરધાન (સટેટ સેક્રેટરી ફાર ઈંડીઆ) ઉપર સારા રીપોરટો મોકલેઆ; અને તેના વલતા જવાબમા બેહુ તરફથી આ નીમકહલાલ નાયલા અમલદારને સાબા સીઓ મલેઆ કીધી હતી, એટલુંજ નહી પણ એદનના જે જે અમલદારો તેમને માથે થઇ ગયા, તેઓ દરએકે આ ધુંધી પુરૂસને તેની સારી ચાલ મટેના આબરૂ પનકો (સરટીફીકેટો) બી મોટી ખુશી સાથે હીનાએત કીધેલા જે હમારા જોવામા આવેઆચ, તે આપનારા સાહેબોના નામો નીચે જાહેર કરીએચ.

રેશીડનશી ખાતાનો એખતીઆર રાખનારા આર. એલ. પલૈફેરે ૧૮૬૦-૬૧ તથા ૬૨ મા

પોલીટીકલ રેશીડંટ તથા હકુમત ચલાવનારા બરીગેડીઅર ડબલીઉ. એમ. કાગલાણે તા૰ ૪ થી સપટેમબર ૧૮૬૧ મા.

મેજર જનરલ આર. ડબલીઉ. હાંજરે તા૰ ૧૦ મી જાંનેવારી ૧૮૬૩ માં.

રેશીડેનશી ખાતાંને। એખતીઆર રાખનારા એચ. રાસાંમે ૧૮૬૩ તથા ૬૪ મા.

પોલીટીકલ રેશીડેંટ લફટેનેંટ કલનલ ડબલીઉ. એલ. મીઅરીવેધરે તા૰ ૨૧ મી મેએ, ૨ જી જુલાઈ, તથા ૯ મી આગસટ ૧૮૬૫ માં.

આશીસટેંટ પોલીટીકલ રેશીડેંટ જી. આર. ગુડફેલાએ તા૰ ૧૮ મી મેએ તથા ૧ લી સપટેમબર ૧૮૬૫ મા.

ઉપલી નોકરી બજાવેઆની પેહલાં વીઆરના તલાવ બાબેની જારે સરવે ચાલતી હતી, તે વખતે કપતાંન કાંનીબીઅરના હાથ હેઠલ હેડ અકાંઉનટેંટની જગેઆ જે ચાલાકીથી ચલાવી તે માટેની સરટીફીકેટ પણ એ ભાઈ ધરાવેછે.

ઘણી ચંચલાઇથી સરકારી ખાતાંઓ ઉપર સંભાલ રાખવા માટે આ ગ-રહસથ ખંતીપણે જે કોશેસ ચલાવતો હતો, તેટલી સખતાઇથી તેમના શરીર ઉપર જારે બીમારીને। ગુલબો એકાએક આવી પડઓ, તારે લાચારે પોતાના ઓહધાનું રાજીનામુ આપીને ચાકરી છોડવાની તેણાને ફરજ પડી હતી; એ વાત બાહાલ રેહતાં તેમના વડાએ આપણી સરકારમા એવો રીપોરટ કીધો કે, આવા મેહનતુ અને અનુભવી પુરૂસની ખાલી પડેલી જગેઆ પુરાવવી મુશકેલ પડશે; અને તે ઉપરાંત લાચારીને લીધે ઓહધો છોડઓ, તે માટે તેની સારી ચાલના બદલામા નવ મહીનાના પગાર ઉપરાંત, બીજા તરણ હજાર રૂપીઆના ઈનામની જે ભલામણ કીધી હતી, તે મુજબ આ અશીલ અમલદારને આ-પણી સરકાર તરફથી ભેટ મલેઆ હતા; જે બાબે તા૰ ૪ થી જુલાઈ ૧૮૬૫ ની તેરીખે મેહશુલ ખાતાંના સેક્રેટેરી મી૰ હેચ. ઇ. જેકોબે સરકારની વતી કાગલ લખીને ઓહધો છોડઆ બાબેની દલગીરી જણાવતાં, તેનાએ બજાવેલી કીંમતી શેવા સંબંધી સારૂં મત જાહેર કીધું હતું. એ ભાઈ હવડાં શેઠ બેરાંમજી જીજીભાઈને તાંહાં આજ લગભગ સાત વરસ થયાં, અંગરેજી લખવાના કામ ઉપર રોજીએ વલગીને નમનતાઈની રાહે નીમખહલાલીથી વીસવાસ ભરેલી નોકરી બજાવતાં પોતીકા નવા માલેકને। અતીઅંત પેઆર મેલવતા માલુમ પડેછે; માટે તોબમને જસેહ દીપાવનારા હાવા કાબેલ સખશોની રૂડી વરતણુક ઉપર આ કુટંબીઓના સરવે સજણોએ સારાં ધેઆનથી મગરૂર રેહવું જોઇએ.

# દાદીશેઠના શંબધની વશાવલી



## દાદીશેઠની દીપ-પક.

આ ટાપુખાતે પેહલવેહલા પરશીધ થએલા કદમી ટોલાના મુખીઅ તુરા, અને સખાવતમા પરકાશી ગએલા સુરા દાદીશેઠના બપાવા હોમજી બેરાંમજી બાબે એવું કેહવામા આવેછ કે, તે સાહેબ સુરતના કોઈ જીલામાથી સાલ ૧૦૫૮ મા પેહલવેહલા અતરે પધારેઆ હતા. એ બુજોરગ ગરહસથનાં ધંધા ધાપા, તથા ઉદીયોગપણા ઉપરાંત તેમની કારકીરદીના બનાવની કાંઇબી ખબર હઈઆત રહેલા બેશીઓને બીલકુલ માલુમ નથી; અને તે સાથે તેવનના ગુજરેઆનો રોનેબી કેપે નહીં રાખવાએલા રહેઆને લીધે ફકત તેનાની હસતી સંબંધી આટલીજ ઈઆદી હીંઆં દાખલ કરી સખીએછે.

વંસાવલીની બીજી ઓલમા ચાર નાંમો ઉપર જેઓની નેધાહ પોંહચે, તેઓએ આ સકરમી શેઠીઆના સપુતોના સહમજવાની એલતેમાસ ગુજારીએ છે. એ સાહેબોના જનમની યાદીનો અટકાવબી ઉપર જણાવેઆ મુજબ ખબરની ગેરહાજરીનોજ સહમજાએછે; પણ તેઓ માહેલા માતરે પેહલા અને બીજા ભાઇઓની હકાએતો જેમ પરકાસતી રહીઅ, તેમ તરીજા તથા ચોથાની હસતી સાથે તેઆને તાંહાની વસતીનું વજુદબી આગલ વધી સકેલું સાંભલેઊ નથી. શેઠ નોશેરવાનજી, તથા બેરાંમજીના વણુજ વેપારની સરૂઆતનો સંશેલો તો થાહપો નથી, મગર પાછલા વખતપર દેસાવરો તરફથી આવતાં બારકશીને નોલ મેલવી આપવાનું મોહોલું કાંમ તે સાહેબો કરતા હતા; તે ઉપરથી "વાંહાંણ હોરીવાલા" ની અટક ઓલખાઈ રહેલીછે. હાવા ધંધામાથી સારી કમાંણી હાથ લઇને આ ટાપુ ખાતે તેઓ એવાતો સવતંતર શેઠીઆ બની રહેલા હતા કે, પોતાની રૂડી વરતણુકથી પારશી પંચાએતની માનવંતી મંડલીમા તે વખતના કેટલાક શેઠીઆઓની સાથે આ બેહુ ભાઇઓ બીરાજીને અંનજુમનનો હક પરમાણીકપણે સાચવતા હતા. એઓ માહેલા શેઠ બેહલી હોમજી સાલ ૧૧૧૯ ના આવાં મહીના સુધી, તથા શેઠ નરાલી હોમજી ૧૧૨૫ સુધી હઈઆત રહેલા કેટલાક દસતાવેજો ઉપરથી સાબેત થાએછે; પણ તે પછે કોઇબી કારણમા તેઓના નામો માલુમ પડેઆં નથી, માટે ધારેઆમેલ તેજ વરસોની આખેરીએ તેઓનું રૂહ એકેકની પુઠે આ જાંહાંનથી રૂખસત પાંમેઊ હશે.

નરાલી હોમજીનું નામ તો દાદીશેઠના કીરતી ભરેઆં કાંમોની સાથે જેમ પંથરાઈ રહેલું જણાએછે, તેમ બેહલી હોમજીને તેમના ફરજંદાએ ફાએદા કીધા હોએ એવું માલુમ પડેઊ નથી; મગર તે સાહેબનું નામ તેણાનીજ સખતીથી આજ સુધી આપણ વચે જે જોડાએલુંછે, તેની સાબશીમા કીંગબરાકની પછ-વાડે આવેલા "બેરાંમજી હોમજી લેન" નામનો એક મોહલો સલાંમત ઉભેલા સરવેની નજરે દેખાતોછે.

આ દએઆવંતા દાદીશેઠનો જનમ સાલ ૧૧૦૩ માં મુંબઇ અંદર સુબા-૨૬ થાએલો ઉપની હકાએતને આધારે માલુમ પડેછે. એ સાહેબના સકરમી

પગલાથી તેમના મોહટા પરીવારો ઉપરાંત, હમજાત તથા પરકોમના બેશુમાર લોકો એટલાતો પરબીઆત થએલા હતા કે, તેમના પરતાપની પીછાણત તેઓ દરએકને તાહાની હઈઆત રહેલી વસતીના વારેશોમાથી હજીસુધી ભુલાએલી સભલાતીજ નથી.

બાવાએ રચેલો રોજગાર જો કદાપી આ શરીમંત શેઠે હાથ ધરી રાખેઓ હોય તો, તે કાઇ નીરઉપીયોગી નહીં થતા તેમની જાતી ચપલાઇ તથા બુધી બળથી તેમા એરસો તો વધારો થએલો વીચારી શકાએછે કે, ગામઠી બારક શોને બદલે વેલાત તરફથી કીંમતી માલ ભરેલા ઘણાક મોટા વાહાણોની આડતનુ મુહબનક કામ તેમની પાશે આવવા લાગુ, અને તેવા વહીવટમાથી પોતે કમાઈ કરી લેવા ઉપરાંત હજારો આસામીઓની રોજી તેનાએ ખોલી દીધી હતી, અને તે ઉપરથા એવુ બનેલ હતુ કે, તે વખતમા જે જે લોકોને રોઠી મેલવવાની મુશીબત ખેંચવી પડતી તેઓની ગાંઠે દોનતના દના જારે બધાના લાગા તારે ઘણાક લોકો શેઠીઆઓની સફમા ચેહલથી સમાઈ ગયા હતા

આ શેઠને તાહા પેરનો બેહોલો વેપાર જારે બુલદીએ પોહચેલો હતો, તારે જે પાચ ગોર વાહાણોના તેવણ ખુદ માલીક કેહવાતા હતા, તેઓના નામો તથા તે બધાવિઆના સને હેઠલ મુજબ માલુમ પડેઆછે.

૧૧૪૮ ય૦ મા, શાહ અરદેશર ટન ૮૩૯ વાનુ.

૧૧૫૨ ય૦ મા, કીંગ જારજ ટન ૧૦૧૨ વાલુ.

૧૧૬૨ ય૦ મા, ફ્રેંડ સીપ ટન ૮૭૨ વાલુ.

બરીગ ઉલીએમ ટન ૩૬૦ વાલી.

વાહાણ ડેવીડ સ્કાટ ટન ૩૫૦ વાલુ.

એ ઉપરાંત જારેની જરૂર જણાતી તારે બીજા બેશુમાર બારકશોને નોલ માડી તેમા પોતાનો મુહબલક માન ચીન, બગાલ, તથા વેલાત ખાતે ચહડાી મોકલાવતા હતા, પણ ઘણુ કરી ચીન તરફનો રોજગાર અતી મોટો હોવાને લીધે, ઘણાક પારશીઓને પોતાની આડત સોફી તાહા મોકલતા હતા; અને તે સાહેબની વટી જઈ આવેના જેટલા ઘરહસથોના નામ જે જણાયાચ તેને હીંઆ ટાકી દેખાડીએછે.

સરવેથી પેહલા શેઠ એદલજી બમનજી (લકબે એદલ) કાકા.

બીજા શેઠ રૂસતમજી દાદાભાઈ નાદરશાહ.

તરીજા પોતીકા વડા દીકરા શેઠ હોમજીભાઇ માતરે એકજ સફરે શી ધારી આવેઆ હતા.

ચોથા શેઠ જમશેદજી નાનાભાઈ ગજધર.

પાચમા શેઠ રૂસાભાઈ માણેકજી પારેખ.

છઠા શેઠ ફરામજી કાવસજી બનાજી.

આ સરવે સાહેબોએ (માતરે દીકરા વતરાગે) ઘણા વરશો સુધી ઘરોબો સાચવી રાખેઆથી તેઓ સારો ફેજ પામેઆ હતા, અને એકાત બે જણાઓ તો પાછનથી શરીમતને દરજજે પોચેઆ હતા.

આ શેઠીઆનો મુખીય રોજગાર રૂઉનો હોવાથી, તેની ગાસડીઓ દાબવાનો સ્ક્રુ* પેહલવેહલો શાલે ૧૧૪૪ અથવા ૧૧૪૫ યઝ૦ મા પોતે બંધાવીને ચાલુ કીધો હતો.

આ સખી શેઠે સરવેથી પેહલવેહલું જાહેર ધરમનુ શુભ કામ પોતીકા હમદીનોને વાસતે સાલે ૧૧૪૦ યઝ૦ મા એટ્રુ બજારગેટ કે કોટના "ટાઉન્સીટ" નામના મોહલા અંદર જાહા હવડા મીઝ પાલણજી દોરાબજી રાણજી રેહચ, તે મીલકત જારે આ શેઠની હતી તારે તાહા આતસ આદરાણની† પાકદરેમેહર બધાવીને જરથોસતીઓને એબાદત કરવા, તથા તેઓના મજહબ મુઆફેક કીરીઆના કામો થવા માટે ખોલી મેલવામા આવી હતી. આ દરેમેહર શેહણશાહી તથા કદીમીઓના તડા હીંઆ પડઆ આગમજ બધાએલી હોવાને લીધે, તેની કીરીઆ નૌશારી તાબેના મોબેદોએ કીધેલી કેહવામા આવેછે.

દીનઆઈનના કામમા ઈરાની તથા હીંદુસતાની જરતોસતીઓ વચે એક મહીનાનો તફાવત માલુમ પડઆ ઉપરથી ઉઠેલી તકરારની તજવીજાત માટે સુરતવાલા મરહુમ શેઠ ધનજીશાહ મનજીસાહે મુલા કાઉસ રૂસતમ જલાલને‡ છેક બહેચ તરફથી બોલાવી મગાવીને ઈરાનખાતે મોકલા હતા; તે બારા મોબેદ બાર વરસપેર તાહાના રવઈઆથી માહીતી મેલવીને સાલે ૧૧૪૯ મા પોતીકા દીકરા (મુલાફીરોઝ)ની સંગાથે સુરત ધલતા હીંઆ આવી લાગા. એ વખતપર સુરતવાલા શેઠ ધનજીસાહબી અતરે હતા, તેનાએ આ મુસાફરોનો મીલાપ દાદીશેઠની સંગાથે મેલવી આપેઓ; ઈરાનમા ચાલતા રોજમાહના રેવાજની વાત મુલા મજકુરથી દાદીશેઠે તેહકીક કરી લઈને, તે ઉપર પોતાનો એતેકાદ ઠરાવેઓ; એટલુજ નહી પણ તેમની પક્ષના કેટલાક પારશીઓનેબી તેમા મેલવી લીધા.

નવો રોજ માહ ચાલુ કરવા માટે કીરીઆની જારે અગત પડી, તારે તેવાજ તરીકાના આતસબેહરામની સથાપનાનુ નીસચયે થઉઆથી, આ દાતાર

---

* એપાલો સ્ત્રીટપર સાસુન બીલડીંગ નામની હવડે ઓલખાતી માહબારત હવેલીના આગલા થીતે મરીન લાઈનના પાછલા છેડા સુધીમા એ સ્ક્રુનું અસલ મકાણ હતું. નો૦ લે૦

† આ પવીતર કેબલાને માટે દાદીશેઠના ગુજરેઆબાદ, તેમના શાકરમી શેઠ અરદેસરે શાલે ૧૧૭૨ મા શેઠ નશરવાનજી રૂસતમજી બનાજીના પાશેથી વેચાતા લીધેલા હારંબી શે નામના કોટે કોટવાલા હવડેના મકાણ ઉપર મજબુત એમારત બધાવીને ૧૧૭૩ મા તાહા લાવી રાખેઆ, તારના તેજ જગોપર કાએમ રહેલા દેખાએછે, અને તેની કીરીઆ કરમના કામોબી આતસબેહરામ થયા પછે કદીમી મોબેદોના હસતકથી થતુ આવેછે. નો૦ લે૦

‡ આ કાબેલ ધરમગુરૂની સાથે તેમના આઠેક વરસની બાનવએના પેટોતનનું જનમ નામ ધરાવનાર એક બેટા મી તરબીએત પામવાના હેતુથી લીધારેઆ હતા; જાહા તેનાએ અનેક તરેહના એલમ ઉપરાત મજહબને લગતી સરવે કીરીઆનુ કામ ફતેહમંદી શહીત વેહલુ હાશેલ કીધાથી ઈરાનના દસતુરોએ તેણાને "ફીરોઝ" નો એતાબ જે બખશીઓ, તેજ નામ તારપછે રેવાજ પામેલછે. નો. સે.

શેઠ કોટની બાહેર "આતૅ ડીગાર" નામની વાડીનુ એક મકાણ વેચાતું લીધું; અને તેની અંદર એક માહબારત મકાણ પોતાના ખુદ ખરચથી બંધાવીને આતસબેહરાંમ શાહેબને, ૧૧૫૨ ના શેહણસાહી સપંદાદ મહીનાના ગુઆદરોજને દાહડે રોજ ૧૭ મો માહ ૧ લો કદીમી, અને ૧૧૫૩ નુ ૫૦ સાલ ગણીને તખતનસીન કીધા;* અને તે દીનથી આ ટાપુખાતેબી કદીમીનો એક નવો પંથ ચાલુ થએઓ, જેના મુખીઅ વડા આ સાહેબ ગણાએઆ હતા.

આતસબેહરાંમ સાહેબને તખતનસીન કીધા તારે આ સબ્બી શેઠીઆએ (જેના પંથમાથી જુદા પડઆ તેઓ સુધાં) નાંધલી મોઠી અનજુમનને જશાનમા સામેલ કરી સુતરાં ભોજનથી સરવેને સારીપેઠે સંતોશેઆ હતા; અને તેજ દાહાડાથી કદીમીઓને નામે દરવખતના એકેકા ધહંમબારનુ જશાન પોતાને ખુદ ખરચે જીવેઆ તાંહાં તુલીક તેનાએ જારી રાખેલું હતું; અને તેવન ગુજરેઆ બાદ શેઠ અરદેશરજીએ બીજા કદીમી શેઠીઆઓ તરફથી હુધરાતની એક પુંજી એખીઠી કરીને તેની ઉપજમાથી મજહબના ફરમાન મુજબનુ આ પુનવતું કામ જે ચાલુ રાખેલું છે તે હજીસુધી મજબુત પાએ ઉસતવાર રહેલું જણાએચ; પણ દલગીરી માતરે એટલીજ દેખાએચ કે બીજા સાહેબોને તાંહાંના ધાહમબારોની પેઠે આખી અનજુમનની નેઆત જમાડવામા આવતી નથી.

સાલે ૧૧૯૦ માં ગુજરાત તરફ ગજબનાક દુકાલ જારે પડઓ હતો (જેની કેહવત શાડતાલાના કાલને કદરૂપે નામે હજી મશાહુર રહેલીછે), તે વખતે ગરગાંમડાંના સેંકડો પારશીઓ વાખાના મારેઆ અતરે આવેઆ તારે આ નરે નેકનામ ઉપરાંત વાડીઆજી સાહેબો નસરવાનજી માણેકજી તથા પેસતનજી બમનજીએ તેઓને મરહુમ માણેકજી શેઠની વાડીમા ઉતારો અપાવીને દશમહીના સુધી પરવરેશી કીધી હતી; જેને માથે થએલા ખરચમા પોતીકા હીશાની તરીજી પાંતીએ રૂ૫૬૦૦) આપેઆ, એટલુંજ નહી પણ તેજ ટાંકને બીજી વરણના હજારો લોકો તેવીજ મુશીબત ભોગવતા હીઆં ઉતરી પડઆ હતા, તારે તેઓ માહેલા ૨૦૦૦) જણાઓને† આ સબ્બી દાતારે પોતીકા ખુદ ખરચથી ઘણી મુદતસુધી દાહાડામા બેવાર ખવડાવેઆ કીધું; તેમા હજારો રૂપીઆને હછડ નહી ધરતાં બીનસવારથની મેરબાંનીનો ખરો દાખલો હીંઆની હીંદુ માહજનો તથા મુસલમીનની જમાતને દેખાડી દીધો હતો. એ ઉપરાંત સુરત ખાતે ઘણાક બારકશો ભરીને બંગાલી ચોખાની હજારો ગુણો ગરીબોને

* આ પવીતર મકાણની મરાંમત જો કે તારપછે ઘણીવાર થએલી માલુમ પડીછે, તોપણ આતસબેહરાંમના તખતવાલો જે ગુંબજ, અને બેઠકનું પાતરં કોઈ એવું તો મુસતકીમ બનાવટથી કરાવેલું કેહવાએછે કે, તેઓને સમારવા અથવા બદલવાની ગરજ ૭૦ વરસ પસાર થયાં છતાં જેમ પડી નથી, તેમ ચાહતું આદાનું છે તો બીજાં ઘણાક વરસો સુધી તે બાબેની જરૂર જણાશેજ નહીં. ના. સ.

† એટલીજ આસાંમીઓને તેજ ટાંકણે મરહુમ શેઠ સોરાબજી મનચેરજી રેડીમનીએબી પોતાના સબ્બી દસતનો આસરો આપેઓ હતો તે બીના તેણની જીંદેગીના અહેવાલમાં આગલ જણાઈ આવશે. ના. સ.

રાસતે ભાવે વેચાતી આપવાના હેતુથી, આ સખી નરે પોતીકા આડતીઆ શેઠ રતનજી એંઠી ઉપર મોકલાવી હતી; પણ તેવણુના હુઇડાંની સખાતાઇ ભરેલા સંજોગ સંબંધી જે બીના આલમમા આસકાર થઇ ચુકેલીછે, તે વાત હીંઆં વીસતારી જણાવવાનું મુનાસેબ જોતા નથી.

ચોપાટી ખાતે બરેતા નામના ફરંગીની જગા હતી તે આ સરીમંત શેઠ ખરીદી લઇને તાંહાં એક શોભાએમાન બગીચો, તથા બંગલો બનાવેઓ; જેની સરૂઆત સાલે ૧૧૫૪ મા માલુમ પડીછે; અને તેનીજ પડાસમા પાંચકલશીઓની જગાબી, એજ સાહેબે ૧૧૬૫ મા લઇને બાગની આરાસતા વધારી દીધી હતી; અને પોતીકાં પરીવારો તથા એશીઓમા જે કોઇ મરણ પાંમે તેઓના રવાંણોને આસાએસમા અલાહેધાં મુકવા માટે તેજ મકાનની અંદર એક દોખમુ બંધાવીને ૧૧૬૭ મા ધારેલાં કામ સારૂં વાપડતું કરીને તેની પાસખાનીનો હક પોતાની પછે ફરજંદોમા જે વડો વારેસ હોએ તેનો વંસ પરમપરા રાખેલો કેહવામા આવેછે. આ દોખમાને વાસતે સરકાર પાશેથી રજા માંગવાની જરૂર જણાયા ઉપરથી, તે વખતના ગવરનર જોનાથન દંકન ઉપર આ શેઠે એક પતર જે લખી મોકલાવેઓ હતો, તેનીજ હેઠલ નામવર હાકમે પોતીકા ખુદ ખતથી જવાબ વાલીને તેમના સુભ કાંમની પરવાંનગી આપી હતી.

કદીમી ટોલાના જરથોસતી છોકરાંઓને જંદ અવસતા શીખાડવાની જારે અગત જણાઇ, તારે તે વખતના અંધારૂ દાદાભાઈ ફરાંમજીના ઉપરીપણા હેઠલ, એક નીસાલ કાહડી આપવા તથા ઇરાંનદેસથી આવતા ગરીબ હંમદીનોને ઉતારો મલવા માટે હીરવાડીઆની પોલના વચલા ગાલાનો એક માલ તથા ઓંઓતલીઊ આ સખી શેઠે સાલે ૧૧૬૫ મા રૂ૨૧૪૧ વાસતે ગીરવી લઇને તે મકાંન મજકુર મોબેદના* સવાધીનમાં શોંપેઊ હતું. ઇરાંની મુસાફરોને માટે પાછલથી અલાહેદી જગેઆ થયાને લીધે, તે લોકોનો ઉતારો તો આગમજથીજ બંધ પડેલો હતો; અને નીસાલબી ૧૨૦૧ સુધી રૂડી પેરે ચાલેઆ પછે તદન નીકલી ગઇ;† તે છતાંબી ઉપલા મોબેદની વીધવા વહુ લાચારીને લીધે તેજ મકાનમા મુફત પડી રહેલી હતી; જેણીને ૧૨૧૭ ના છેલા મહીનામા આ શેઠના ગંભીર નબીરા શેઠ ખરશેદજી અરદેસરે ગીરવીની પાછી મલેલી રકમમાથી રૂ૧૨૦૦ તે બાઇને ધરમ દાખલ આપી તાંહાંનો કબજો છોડાવેઓ હતો; માટે સરૂવાતથી તે ૧૨૦૧,‡ તથા તે પછે શેવટના સાલ

---

* મકાનની આગેવાની કબુલ રાખેઆથી મજકુર મોબેદ દાદાદારૂ વેલાતીની અટકે ઓલખાતો હતો. નો૦ સે૦

† દાદાદારૂ વેલાતીના મરણ પછે તેનો દીકરો જાંગીર નીસાલ ચલાવતો હતો, તેબી જારે ગુજરી ગયો તારે તેની વીધવા ઓરત શેવાએ વંસમા કોઇબી વારેસ હઇઆત હતોજ નહીં. નો૦ સે૦

‡ એ વરસમા ઘેરધણીએ રૂપીઆ ભરીને ગીરવી છોડવેઆ ઉપરથી વપરાસમા રહેલી જગેઆનું ભાડું લેતું કીધું હતું. નો૦ સે૦

સુધી ગીરવીના રૂપીઆનું ભાડાં દાખલ વેહવારૂ વીઆજ ગણાતાં લગભગ બાવન વરસમા ફકત આટલાંજ કાંમ સારૂં દસ હજાર રૂપીઆ જે ખરચાયા, તેની અંદર ઉપર જણાવેલી બખશેસના ઉમેરતાં રૂ ૧૧,૨૦૦ ની સખાવત દાદી શેઠથી થએલી શેહજમા સહમજાઈ સખાએછે.

માહાલક્ષમીના ડુંગરની સાહમણે દરીઆ કીનારાપરની સઘલી ખાલી જમીન આ સરીમંત શેઠની હતી, તે હીંદુઓને દેહડાંઓ તથા ધરમસાલાઓ વગેરેને માટે ધરમની વાત સહમજીને એરણ એરને કેહય કે કીંમત લીધાવના તેનાએ તથા તેમની બાદ ધરમ ખાતાંનો વહીવટ ચલાવનારાઓએ આપેલીછે; માટે તેનાની મોટાઈનુ માપ આંકનારાઓને સારૂં કોઈબી સરાહગાતની હીંઆં જરૂર જણાશેજ નહીં.

ઉપલા ડુંગરની હેઠાંનમા એક જગેઆપર આ શેઠે જરથોસતીઓને માટે પાંણીનું પરભ રાખવા, તથા તેનો સંભાલ લેનારા પારશી ચાકરને તાંહાં રેહવા માટે એક મકાન જે બાંધી આપેલું હતું;તે અસલી જગેઆ સાંભલેઆ પરમાણે પાછલથી શેહર સુધરાઈના અમલદારે તાંહાંથી કાહડીને તેનીજ સાંહમણે જાંહાં સરકારી ખાલી જગેઆ હતી, તાંહાં હાલની રીત મુજબ ઘણી રલીઆંમણી એમારત બાંધી આપીછે; અને તે મકાણનો કબજો આ શેઠના હકદાર વારેસનો હજીતક સચવાએલો હોવાને લીધે, દાદીશેઠનું દયાવંતું નામ અમર રેહેલું કેહવાએછે.

દયાલું દીલના આ દીનદોસત દાદીશેઠે ચાલીસ વરસ સુધી મોટી જાહોજલાલી સાથે પોતાની કારકીરદી ચલાવી; અને તેટલા અરસામા ખરી મેહનતથી જે દરવીય ભેગો કીધો, તેને તરીજે હીશે દશ લાખ રૂપીઆ ધરમ તથા સખાવતના કાંમોમા ખરચી નાખેલા સંભલાયાછે; પણ તે બાબદોની ચોકસ વીગત હાલના કોઈબી વારેસ પાશે સચવાઈ નહીં રહેઆને લીધે જેટલી હકીકત હાથ આવી, તેટલી આ નોંધમા ગુલેતવીલ દાખલ કરી શકેઆ છઈએ; અને બાકીની વાત અજવાલે આવતી અટકી રહીય તે સંબંધી દલગીરી ઉપજાવતાં તેણાની જીંદગીનો છેડો કુદરતી બનાવથી જે દેખાયો, તે દાહડો રોજ ૧ લા માહા ૮ મો કદીમી શાલે ૧૧૬૮ ને રવીવારનો જાહેર કરીએછે કે, એ વખતે પોતાના જનમથી ૬૫ વરસની ઊંમર અમનો અમાનમા ગુજારીને મુંબઈ નગરીના આ સખી અને સવતંતર શેઠીઆ, સારાં કામોથી મેલવેલી કીરતીનો રૂડો અવેજ, જે બેહસતનો તોશો કેહવાએય, તે રોજે રસતાખેજ સુધી મેલવવા માટે હકની દરઘા તરફ ચાલી ગયા.

આ મરહુમ શેઠે ગુજરવાની પાંચેક વરસ આગમજ પોતાનું વશીએતનામું જે કીધું હતું, તેમા નાહના દીકરા શેઠ અરદેસર જે સરપે વાતે લાએક અને બાપના કાંમમા સદા જાંહફેસાંની બતલાવતા હતા, તેણાને પોતાનો હકદાર વારેસ ઠેરવીને સઘલી મીરાસ સોંફી આપી, અને તેમાથી પોતીકાં સગાંસનેહીઓ ઉપરાંત, સઘલી વરણના દોસત આસનાઓ, તથા ચાકર નફરો વગેરેને વારસા દાખલ સારી રકમની મીલકતો તથા રોકડ વેંહચી આપવાનું ફરમાણ જોકે વીસાતાઈને બજેજ તો હતું; તોપણ તે બાબે મોટું ડાહપણ વાપરીને

એટલી ચેતવણી જાહેર કીધેલી હતી કે, પોતાનું ઘેર તપાશીને જે જે સાંકડાનું દેવું હોએ તે તેઓને સરવેથી પેહલાં દાકડ પાએકે ચુકાવી દીધા પછે, જે દઉલત વધે તેનો શુમાર જાચી ફરમાણને અમલમા લાવવું. એજ વશીએતના વધારામા પોતીકા વારેસને વાસતે એક નશીએત ભરેલો ફકરો એવો જણાવેલો જોવામા આવેઓચ કે, હમજાત તથા પરજાતની સંગાથે પરીતીથી સદા હલી મલીને ચાલવું; અને કોઈબી સખસ બુરૂં કરે તોબી તેનું ભલુંજ કરવાની કાલજી રાખવાનું કદી ભુલવું નહીં.

કેહચ કે પોતીકા પીતાની નસીએતને માનસહીત સવીકારી ચાલીઆ, તેમા અરદેસર શેઠ અતીઅંત ફાએદા જોએઆ; એટલુંજ નહીં પણ બાપ કરતાં વધારે જાહોજલાલીએ પોંહતા તેની કીરતી હવે રાહ કરીએછે.



## શેઠ અરદેસર દાદીભાઈ.

આલમમા આસકાર થઇ ગએલા શેઠ અરદેસર, સાલ ૧૧૨૫ મા જનમ પાંમેલા, તેમના મરણ વખતે કેહવાએલી વએ ઉપરથી માલુમ પડેછે. સાંભલવા મુજબ આ સાહેબ ઉધરતી વએથીજ ચાલાકી અને ચંચલાઈ એવી વાપડવા લાગા કે, થોડીક સહમજ આવતાંવાર બાપના પોહોલા વહીવટની વચ્ચે પલોટાઇને ઊંમરે જેમ વધતા ગયા, તેમ સરવે મંડલીઓની અંદર મીલનસાર થઇને પરમાંણીકપણામા વખણાઇ રહેઆ હતા; તે છતાંબી બાપના હોકમથી હરગેજ ઉલટા ચાલીઆ નહીં.

દાદીશેઠ જારે ગુજરી ગયા તારે આ સાકરમી શેઠની ઊંમર ૪૩ વરસની પકી હોવાથી, સારા અનુભવના સંજોગે તેમના બોહોલા વેપારનું કાંમ પોતાની મનસાકવીનું માપ જાચીને એટલું તો વધારી મેલવ્યું હતું, કે તેમની સાહેતાથી બાપના વખતમા હતા તે કરતાં વીશેસ આસાંમીઓની પરવરેશી થવા માંડી; અને તેથી કરી દાદીશેઠની દએઆને જોકે સરવે કોઇ વીસરવા લાગા, તોપણ તેણાની કીરતીને આ સાહીમંત શેઠે બનતી કોશેસથી તદન જાંહાંખી પડવા દીધીજ નહીં.

આ શેઠીઆને તાંહાં તરણ દીકરાઓની હસતી થાએલી હતી; તેમા વડા ખરશેદજી રોજ ૨૨ મો માહા ૯ મો કદીમી સાલ ૧૧૪૮ મા, વચલા જાંગીર ભાઈ ૧૧૫૧ મા જનમ પાંમેલા હતા; અને સરવેથી નાહના નસરવાંનજીના જનમ દીવસની યાદી તો જણાઇ નથી, પણ તે સાહેબ બાળવએમા સાલ ૧૧૭૯ ના કદીમી ૪ થા ગાથાને રોજે મરણ પામેલા માલુમ પડેઆછે.

અરદેસર શેઠની સખાવતબી બે શુમાર બોલાએછે, પણ તે બાપેના સંધરહની ગેરહાજરીને લીધે સરવે હકીકત વીસતારી કેહવાની અસકતી જોઆ છતાં, જેટલી વાત જાંણવામા આવીચ તેટલીજ હીંઆ નીરભએથી દાખલ કરવા ચાહીએછે; જે માહેલી સરવેથી પેહલી લગન સરીખાં સુભ કાંમની નોંધને સરૂઆતમાં લઇએચ કે, તેમના વડા તથા વચલા બેટાઓની શેઆદી

સાલે ૧૧૭૨ ના કદમી અમેરેદાદ મહીનાના ગુઆદરોજે મુબારક થાઈ, તેની ખુસાલીમા માસ એક આગમજથી તે લગભગ તેટલાજ પાછલા વખત સુધી એવીતો ધાંમધુંમ કીધામા આવી હતી કે, તેમાં સખાવતની રાહે ખરચાએલા રૂપીઆની સંખીઆ લાખોની કેહવામાં કાંઈજ સરાહગાત જેવું સહમજાએ નહી. આ કારણ માટેના ખરચની ટીપ એટલીતો લંબાંણ દેખાએછે કે, તે સરવેનો સમાસ હમારી ટુક નોધમા લેવાનું બનતું નથી; પણ વાચનારી શોખીલી આલમને તે માહેલી એકજ રકમ અચરતી પમાડવા માટે હીંઆં જણાવીએછે કે, આ માલ તોજાર શેઠીઆએ પોતીકા ઘેર આગલ પાદસાહી સભાને છાજતો એક રોકણકદાર માડવ જે બંધાવેઆ, તેના કાંમપર ફકત વીસ હજાર રૂપીઆ ખરચેઆ હતા; માટે તે હસાબે બીજાં કાંમો ઉપર કેટલા થયા હોએ તેનો અટકલો આંકવાનું આસાનીથી સહમજી સકાએ; કેમકે આ લગનની રચના વીશે તે વખતપર નજરે જોનારાઓની ઈઆદદાસતમાં હજી એટલીતો વખાંણ રમી રહેલી સંભલાએછે કે, મુંબઈ વશેઆ પછે એવો શેઠીઆ શેવાએ કોઈને તાંહાં હવો મેહલ સરીખો માડવ નખાઓજ નોહતો.

પોતીકા પીતાએ પરથાવેલાં આતસ આદરાંણનો પવીતર કેબલો, આજ ઘણા વરશો થયાં જે મકાંનમા ગોઠવાએલોછે, તેની સાહમનેના અસલી કોટની કદંણે એક ગંજાવર કુવો, તથા અભારો ૧૧૭૩ ની સાલમા આ સખી શેઠે હજારો રૂપીઆના ખરચથી બંધાવીને સઘલી વરણના ઈનસાંનો," તથા સરવે કીસમના પશુ પરાંણીઓની સગવડ માટે ધરમ ખાતે વપરાતો મેલઆ હતો; તે લગભગ ૫૮ વરસવેર રૂડા ઉપીયોગમા આવેઆ પછે, શાલે ૧૨૩૧ થી રાંબદો નીકલી ગયો; તેનું કારણ એકે શેહરના સંભાલ માટે પરથંમ બંધાવેલો કોટ, પાછલા વખતપર નકાંમો માલુમ પડઆથી સરકારે ભંજાવી નાખીને, તાંહાંનો રસતો બાહેરના મેદાંન સાથે જારે જોડી લીધો, તારે તે કુવો વચોવચ આવેઆને લીધે તાંહાંથી તેનેખી પુરી નાખવાની ફરજ પડી; અને તે ઉપરથી ધરંમનું કાંમ ખુલમા આંમેજ થએલું કેહવાએછે.

આગલા દાહાડઓ ઉપર ગુજરાતના લોકોને પગવાટે જેમ હીંઆં આવવું, તેમજ અતરેવાલાઓને તે તરફ જવું પડતું હતું; તારે મારગમાં કેટલે ઠેકાંણે મુસાફરોને ઉતારાના મકાંણોની જે બહુ જરૂર હતી, તે આ શેઠીઆએ સખી દીલથી શાલે ૧૧૭૪ મા વશાઈની પેલીપાર આવેલાં દંતોરા નામના ગાંમમાં સઘલી વરણના મુસાફરોને માટે એક મોટી ધરંમશાળા બંધાવીને તેઓની સગવડ સાચવી હતી. આ મકાણની જાથુક જાળવણી માટે ખશી નામના પારશીને મોસારેદાર રાખીને તેને હાથે સરવેની માહવજત સારી રવેશે લેવાડતા હતા. એ મકાંણની મરાંમત તથા માણસના મોસારાનું પુરૂં પડે તેટલી ઉપજની એક જાગીર પણ તે તરફ જે લઈ આપેલીછે, તે તેમના વારેશોના હસતકમાં હજીસુધી સચવાઈ રહીને આ માલેકની મુરાદ માંફક (જોકે આગ ગાડી ફરતી હોવાને લીધે તે મકાંણમાં હવડાં કોઈનીબી હાજરી અપાતી તો હશેજ નહીં તે છતાંબી) તે મકાંન સારી હાલતમા હજી નીભી રહેલું સંભલાએછે. કેહચ કે

મરહુમ દાદીશેઠે વસાઈની અંદર એક ધરમશાળા બંધાવેલી હતી, પણ તેની હસતી વીશેની ચોકસ હકીકત જણાતી નહીં.

કોટમા મેડૌસ્ત્રીટના છેડા આગલથી તે છેક ફારબસ સ્ત્રીટના અડધ ભાગ ઉપરાંત એપાલો સ્ત્રીટ તરફની વલાંન સુધી રોકેલી જગાપર આ સકરમી શેઠીઆએ મોટો દરવીબ ખરચીને "દાદી બીલડીંગ" નામની એક ગંજાવર હવેલી* ૧૧૭૩ અથવા ૧૧૭૪ ની શાળમા બંધાવીને પોતીકા નેકખ્ખત પીતાની યાદગારી પરકાસતી રાખી હતી. આ મીલકત જોકે જમાનાની ગીરદેશીએ તેમની હઈઆતીબાદ તેમના વારેશો પાશેથી છીનવી લીધી; તોપણ બે અથવા તરણ હાથ ફરતાં હવડે સર અબદલ્લા દાઉદ સાસુન નાઈટના સવાધીનમા ગએલી જણાએઆ છતાં, પોતાની અસલી હાલત સાથે તેજ નામ કાએમ સાચવી રાખીને ઉભી રહેલી આપરે દરરોજ જોઈએછે.

હારંબી રૈ નામના મોહલામા મરહુમ શેઠ વીઠલદાશ કેસવદાશના વારેસ પાસેથી હરજીવણ લાલાની નાલીએર વાડીને નામે ઓળખાતી (દક્ષીને ગોલવારની ગલીને નાકેથી તે ઉતરે છેક ભાટીઆવાડના છેડા સુધી) મીલકત† જે આ શેઠીઆના મરહુમ પીતાએ વેચાતી લીધી હતી; તે મકાંણ જારે ઈ° સ° ૧૮૦૩ ના ફેબરવારીની ૧૭ મી તારીખે લાગેલી આફીએત બરેલી આગની અંદર બલીને ભસંમ થઈ ગઈ, તારે તે બસલી ભોંએ તે વખ્તના નામદાર ગવરનર જોનાથન ડંકને યુરોપીઅન હાસપીતાલ બાંધવાના એશદાથી સરકારને હસાબે આ શેઠ પાશેથી ઈ° સને ૧૮૦૪ અથવા ૧૮૦૫ માં ખરીદ લીધી.

ઉપલી જગેઆની જે કીંમત ઉપજી, તેમા વધારે રકમ રોકીને શેઠ અરદેસરે એજ શાળમા નામદાર સરકાર પાશેથી છાસતી તરફના આઠ ગાંમો દર શાલે રૂ૨૮૦૦ નો ટોકો કબુલ કરી જે વેચાતાં લીધાં હતાં, તેઓના નામો નીચે નોધી લઈએછે.

| | | | |
|---|---|---|---|
| કનેરી. | ગુલશી. | દઈશર. | પાહડીનો થોડો ભાગ. |
| મલાહર. | માગાથાન. | આરં. | એકશાર. |

આટલી હકીકત ઉપરથી અંગરેજી હકુમતમા અતરેના પારશી સરીમંતો વચે આએજ શેઠીઆ પેહલવેહલા જાગીરદાર થએલા જણાયા હતા; પણ તેવી જાહોજલાલી અંદર જમાનાની ગીરદેશીએ જે ખાંચ પાડી, તે વીશેનું વરણન હવે પછે કેહવામા આવશે.

૧૧૭૪ અને ૧૧૭૫ મા હીંદુસતાંન તરફ પડેલા દુકાલ વખ્તે તાંહાંથી ઘણા લોકો અતરે ધસડાઈ આવેઆ હતા, તેઓ નાંધલા મોટા મલી ખાંચ

---

* એ મકાંણપર આગલા વખ્તમા ચોમેરની હરીઆલી જગેઆ વચે એક ખીસંદ તલાવ હતો, જુવો આ નોંધને પાને ૩૪ મે.

† જાંહાં હવડે નામદાર સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટની સખાવતથી સ્કુલ બંધાઈચ, તેની આખી હાર. નો. લે.

હજાર જણાઓને આ માનવંતા શેઠીઆએ મેહેરબાંન દીલથી લગભગ ૧૩ મહીના સુધી પોતાને ખરચે ખવડાવીને તરૂપત રાખેઆ હતા; અને તે ઉપરાંત કેટલાક અજાંણીઆ સખસો ઉપર રોકડ નાણાથી બનતી સખાવતનો જે સખી દસત લંબાવેઓ હતો, તેતો જુદો જણાએછે; માટે હાવા પરતીપાલ ઉપર કેટલી રકમ વપડાઇ હશે તેનો એઆલ શેહજમા સહમજાઇ સખાશે; કેમકે હજારો માણશોના પેટ ભરવાનું કામ કાંઈ શેહલું હોઆજ નહીં.

પારશીઓના અસલી કએઆંની વતન ઈરાંન માહેલાં "સુબારકા" નામનાં ગાંમમધે એક આદરાણની જારે અગત જણાઈ, તારે તે બંધાવી આપવા માટે આ સખી શેઠે શાલ ૧૧૭૭ માં અવેજ તથા અસબાબ અતરેથી તાંહાં મોકલાવીને પોતાની ઘટતી ફરજ અદા કીધી હતી; એટલુંજ નહીં પણ તેના જાયુક નીભાવસ સારૂ એક વજીફો વઠીકબી તે તરફ લઇ અપાવેઓ હતો. એ બાબે પાછલથી એવું સબલાએછે કે, કેટલીક મુદત બાદ તે જાગીરતો તાંહાંના જુલમી રાજના અંધેર કારોબારને લીધે બેહદીનોના હાથમાંથી જતી રહી, તે અલબતાં મુસલમીન લોકોએ બલતવારીથી છીનવી લીધી હશે; અને તે પછે આદરાંનની એમારતબી મરાંમત વીના એવી થાઈ પડીચ કે, તેને બંધાવનારા બુજોરગ સાહેબનું નામબી હસતીમાથી ખીસતું જાએછે. આ બાબે બાઇ માંણેકજી લીમજી હોસંગ આંતરીઆનાએ સાલે ૧૨૩૪ મા છપાવેલાં "રીશાલે એજહારે શીઆતે ઈરાંન" (ધઆને ધરાંન દેસની મુસાફરીના હવાલનો સાર) નામના પુસતકને પાંને ૬૫ મે એવું જણાવેલુંછે કે, "હવડાં તે મકાંન જેવી હાલતમાં (બીસમાર થએલું) છે, તેવુંજ જો લાંમબા દાહડા રેહશે તો આગલ જતે નહીં સરખું બનવાનું" ઉપલાં લખાંનને આઠ વરસ વહી ગયાંછે, તેટલા આરસામા ધારીએચ કે તે કેબલેધા સાબદી પાએમાલ તો પાંમી હશેજ નહીં; માટે આ કારણમા લાગતા વલગતા જેબી સાહેબ સખતી ધરાવતા હોએ તેઓને સજાવારછે કે, પોતીકા બુજોરગવારથી થએલી સખાવતને બનતી કોશેસનું સાંધન કરી આપે, કે જેથી કરી તેમની તથા તેમા ભાગ લેનારની કીરતી સરખી રીતે પરકાસતી રહે.

આ સખી નરની સખાવત તો બીજી ઘણીબી થએલી જોઈએ; પણ તે બાબેની ઉતમ ઈઆદગારીની નોંધો, તેમના હયઆત રહેલા વારશો પાશેથી વીખરાઈ ગએલી જણાયા ઉપરથી, કેટલીક વાતો અજવાલે આવતી જે અટકી પડીચ, તે સંબંધી દલગીરી જણાવીઆ શેવાએ હીંઆં બીજું કશું બોલી સકતા નથી.

વેપાર ખાતાંના ઉપીઓગ માટે આ સાહસીક શોદાગર પાશે સઘલા મલીને ૬ મોટાં સફરી વાંહાંણો જે જુહલતાં હતાં, તે માહેલાં પાંચતો મરહુમ દાદીશેઠની અસકેઆંમતમાંથી તેનાને મલેલાં, અને તે પછે મીનારવા નામનું એક વાંહણ ૬૫૮ ટન વાલું પોતે બંધાવેલું હતું; એટલુંજ નહી પણ પોતીકા બેટાઓને હરાબના બે બારકશો નામે "અપટન કેઆસટળ," તથા "એલીઆબેઠ"બી પોતાના ઉપીયોગમા લાવતા હતા; અને તે ઉપરાંતબી જારે અગત પડતી તારે બીજા સખશોના કેટલાંક બારકશો નોલે માંડી કાંમમા લેતા હતા.

આ સાહેબનો વેપાર મોટાં મોટાં મુલુકો સાથે એટલોતો વીટલાઈ વલેઓ હતો કે, તેનો ફૈસલો સફાઈથી લાવેઆવીના પોતાને સંતોસમંદ વીચારતા નોહતા; અને તેજ કાંમમા સાંભલેઆ પરમાણે સાવધ ધેઆંનથી પોતે ગુતેઆપ્પી હતા; પણ દુરદરાજ દેસાવરો તરફથી માગેઆ મુજબ હીસાબો ફરીવલતાં ઘણી ઢીલ થાઈ પડી; તેટલાં તેમની બીમારીએ એટલુંતો જોર કરી દેખાડુંવ કે તેમાંથી જીંદગી બંચાવવાની કશી આશેઆ જારે રાખી સકાઈ નહી, તારે મરણની માતરે ચારેજ દીવસ આગમજ વશીએતનાંમું કરીને તેમા પોતાની અસકેઆંમતનો અખતેઆર હઈઆત રેહેલા બે દીકરાઓ નામે શેઠ ખરશેદજી તથા જાંગીરભાઈ જેઓ તે વખતપર હાજર હતા તેઓને શોફવા બાબેના વકીલો ઠેરવેઆ તો ખરા, પણ ઉપર જણાવેલી બાબદોનું સારા સચવાટથી સમાપત લાવવાની અગત જોયા ઉપરથી પોતીકા ઘણાજ અતલગ મીતરો નામે મી॰ ઉલીએમ સાતન, મી॰ જેમસ કાલદર, મી॰ લીઉકસ આસબરનર તથા શેઠ ધાકજી દાદાજી મલી જણ ૪ ને વધારે વકીલો ઠેરવેઆ હતા. પોતાના વડા ભાઈ હોરમજજી જે તે વખતપર હઈઆત હતા, તેનાની પરવરેશી જેવી રૂડી પેરે પોતે કરતા હતા, તેવીજ રવેશે પોતીકા વકીલોને તેમના સંભાલ માટે ઘણી તાકીદ ફરમાવી હતી. સા॰ વીઠલદાસ કેસવદાસના ઘેર સાથે આ શેઠને જેવી બાબેસતા હતી, તેવોજ હક સાચવી રાખવાનું ફરમાનબી પોતાના બેહુ દીકરાઓને વીસતારે જણાવેંવ હતું.

કોઈબી ઈનસાંનની જીંદેગી સદા કાએમ રેહનારી નહીં સહમજેઆ ઉપરથી આ સરીમંત શેઠ સાહુએતીના ઉપાયે લીધા પછે, ૫૪ વરસની વએમાં રોજ ૨૬ મો માહ ૧૦ મો કદીમી સાલે ૧૧૭૯ ય॰ મુંબઈ શેહેરના શેઠીઆઓનો આ સુપેસાલાર, સરવે વાતની નામવરીનો પંમરાટ લઈને જીંનતવાશી થયો, તે દીવસ કેહએ કે આ ટાપુપર ઘણોજ અંધકાર જેવો બીહાંમણો દેખાયો હતો.

આ નોધ લેનારની જાણમા કોઈબી પારશી શેઠીઓ એવો મરણ પાંમેલો માલુમ પડેઓ નથી કે, તેની પાએદસ આપણા રાજ કરતાઓની ભગતીપુંજાના મોટાં દેવલ આગલથી પસાર થતાં ગંમગીનીનો ઘાંટ તાંહાં વજાડવામા આવેઓ હોએ; પણ આ સરીમંત શેઠીઆની લાએકાત અને જાહોજલાલી એટલીતો દીપી નીકલી હતી કે, તે વખતના નેક નામદાર ગવરનર જોનાથન ડંકને આગમજથી હોકમ ફરમાવી મુદેઆ મુજબ, દોસતીની એક ઇઆદગારી નોધાઈ રેહવાના હેતુથી, આ અરદેસર શેઠનો સખકાર તેમના ઘેરમાથી બાહેર પડીને તેની સાથે મીજલસ ચાલુ થાઈ, તેજ વખતે તેમની પડોસના સેંટ ટાંમસ દેવલની અંદરથી ઘાંટનો ગંમખાર સરોદ જે નીકલવા માંડેઓ, અને રવાંણ છેક તાંહાંની અસલી ભાગલ વટાવી ગએવ, તાંહાં તુલીક કેહએ કે તેનો આવાજ બંધ પડેઓજ નોહતો; આ માન આપણી ઉપર હકુમત ચલાવનાર હાકમે ઇઓગીઅ આપેલું તે વખતે વીચારવામા આવેંવ હતું.

આ મરહુમ શેઠ ગુજરેઆ પછે તેમના વેપાર વણજના મોહોટા કામનો વહીવટ, વસીએતનામા મધે જણાવેલા સકતીવાલા ચાર સાહેબોએ એક મત રહીને બનતી કોશેસથી સારી રવેશે ફડચો કરી આપવામા ઘટતી ફરજ અદા કીધેલી કેહવાઈછે; પણ તેમા પેહલા જારે કેટલીક બાબદોનો ગુચવાડો માલુમ પડઓ તારે તેની સફાઇ સારૂ છેક કલકતાવેરથી તે વખતપર વખણાએલા મી. હારબટ કામપતન* જેવા બાહોસ બારીસટરને મોટા ખરચથી બોલાવી મગાવેઆ હતો; અને તે સાહેબે બતલાવેલી સલાહ મુજબ સઘલું કામ એવીતો રૂડી પેરે પાર ઉતરેલ કે, સઘલા માગનારાઓને અસકેઆમતની ઉપજમાથી હીસા પરતું ચુકાવી દઈ ગજી કીધા.

જમાનાના જાલ મદારે જો કદાપી કોઇનીબી હસતીને શેવટ સુધી સબારી હોતતો, તેની સાહેતાથી આ સરીમત શોદાગરની જાહોજલાલીબી હરગેજ જાહાપ પામતેજ નહી; પણ આટલુતો અસલથીજ સરજાએલુ સહમજાએચ કે, નામ તેનો નાશ—અને ઉમેદ સદા નીરાસ થાતી આવેઆ મુજબ, આરદેસર શેઠની દોલત અને મોટમોટી મીનકતો વીગેરે વેચાઈને તેમના નામ પરથી સદનતર નીકલી ગઈઓ; અને નેકીની માતરે થોડીજ ઇઆદગારી જે સચ-વાઈ, તેટલી હીંઆ નોધાઈ રહેલીછે.

દાદીશેઠ જેવા દઓઆવતા, અને દુખભંજન શેઠીઆના પુતો માહેલા વડા દીકરા હોરમજજીએ બાપ તથા ભાઈના જેવી નામવરી મેલવેઆ વીશેની કેફીએત હાથમા નહીં આવેઆને લીધે તેઓનો તેહવો કશો હએવાલ હીંઆ આપેઆવના ફકત તેમનું મરતીઉક નોધી લઈએછે, કે ભાઈની પુરે તરણ વરસની અંદર ૬૦) ની ઉંમરે પોહચેઆ પછે, સાલે ૧૧૮૨ ના કદીમી ૮મા મહીનાને ૨૯ મે રોજે વગર વારશે આ જાહાનથી અસબાબ ઉઠાવી ગયા; અને તેમના પાલક ખરશેદજી શેઠ થઇને મજહબની સરીઅત તેનાએ બજાવી હતી.



* આ સાહેબ ઇ૦ સને ૧૮૩૭ મા તે વખતની માહજી સુપરીમ કોરટ ખાતે વડા ન્યાયાધીસ થાઇ આવેઆ ઉપરથી, નામદાર સર હરબરત કામતપન નાઈટના એલ-કાબથી આપણી તરફ વખણાઈ ગયોછે. નો૦ લે૦

## શેઠ ખરશેદજી તથા ઝાંગીર અરદેસર.

રાકરમી બપાવાના આ ગ્રેઆણુપત ભરેઆ નબીરાઓનો જનમદીવસ ઉપર લખાઈ ચુકોછે, તે મુજબ ખાપના મરણ વખતે વડા ૩૧, ને નાઘલા ૨૮ વરસની પુગતી ઉંમરમા હતા.

અરદેસર શેઠનો વેપાર જારે ધુમધોકાર ચાલતો હતો, તેજ વખતથી આ બેહુ ભાઇઓઓ સારી સંપજમા રહીને વડવાઓની પેઠે અલાહેદો રોજગાર રાસમાં કરતા હતા; અને તેપછે મી૦ મીલબરન, પાતરીક સ્ટુઅરટ* તથા આદમ સકીનરની કંપનીની નાંમીચી પેહડીઓને તાંહાંની દલાલીનું કાંમ પણ હાથ લઈને રૂડી કોશેસથી સરવે મંડલીમા સારૂ માન મેલવતા હતા.

આ શેઠીઆઓની સગીગતમા બે મોટાં સફરી વાંહાણો જે હતાં, તેઓમા "અપટણ કેઆસતલ" ટન ૪૯૦ વાલું, અને "એલીઝાબેઠ" ટન ૬૫૦ વાલું જાંણવામા આવેલાંછે; અને તે બેહુ બારકઓ બેહોલા રોજગારમા શેઠાઇને પોતીકા માલીકો માટે સારૂં નોલ ઉપજાવતાં હતાં.

મરહુમ શેઠ અરદેસરના વહીવટનો જારે ફડચો થયો, તારે આ બેહુ ભાઇઓ જે તે વખતપર સખતીવાલા કેહવાતા હતા, તેઓએ ફડચો કરનારાઓ પાસેથી છાસતીના આઠે ગાંમો, ઉપરાંત કોટ માહેલાં કુટંબોને રેહવાના મોટાં ઘેરાઓ તેઓની વાજેબી કીમત આપીને વડવાઓના નામને સજીવન રાખવાના હેતુથી ખરીદી લીધાં હતાં; અને તેઓ માહેલો કેટલોક ભાગ હજીસુધી તેજ સાહેબોના કોઈ કોઈ વરીવારો પાશે સચવાઈ રહેલો સંભલાએછે.

હાવી રીતે ભાઇની સાથે ઓગણીસ વરસવર જાહોજલાલી ભરેઆ વહીવટ ચલાવતાં ઝાંગીરશેઠ ૪૭ વરસની ઉંમરે પોંહચીને રોજ ૮ મો માહા ૧ લો કદીમી સાલ ૧૧૯૮ ય૦ એ જારે મરણ પાંમેઆ, તારે તેમની પીઢથી અવતરેલા તરણ દીકરાઓ જે હઇઆત હતા, તેઓના નામો વર્ણસાવલીની ટીપમા જણાવેલાંછે તાંહાંથી વાંચનારા સાહેબોને માલુમ પડશે.

ખરશેદજી શેઠના વડા દીકરા દાદીબા, જેવણ કાકાની પછે કાંમકાજ ચલાવવામા ઘણી ચાલાકી બતલાવતા હતા; તેવણ લગભગ ૨૮ વરસની ઉંમરપર આવેઆ તેહવામા, સરીરની બીમારીથી એવાતો નાતવાન થઇ ગયા કે, તેમનુ શેહરાદ રહેલું સરીર જોઇને તેવણનાં મેહરબાન માતાજી શેઠાંણી બીખાઇજી હેબતખાઇને રોજ ૧૯ મો માહા ૨ જો કદીમી સાલે ૧૨૦૬ એ મરણ પાંમેઆં; અને તેણાને સાતમે દાહડે ૨૫ મે રોજે આ જવાન શેઠ પણ પોતીકા ઘરડાં બપાઇ, બાપ તથા જવાન ભાઇઓને ગમગીનીમા નાખી બેહસતનસીન થએઆ.

---

* એ માહેલી બીજી પેહડીનો ખુદ માલીક પાછલથી નાદાર થઇને ચીન તરફ જઇ બેઠાને લીધે આ સાહેબોનું મોટી રકમનું લેણું તેમા સાબદું ડુબી ગએલું હતું.                                                                                નો૦ લે૦

જાંગીરશેઠ મરણ પાંમેઆને લીધે ભાઈ સાથેના વેપાર ખાતાંમાથી તેમનો હક તથા ધલાકો જે બંધ થયો, તેના ફડચાની સફાઈ કરવા સારૂં સાંભલેઆ પરમાણે શેઠ ખરશેદજીએ શાલે ૧૨૦૬ મા મરહુમ ભાઇના છોકરાઓને કોટ માહેલાં રેહવાના ઘેરનો એક ભાગ, તથા છાસતીની મીલકતો મધેથી દહીસર, પાહાડી, માગાથાન અને એકરાર મલી ૪ ગાંમો નોખ્યાં પાડી આપીને તેઓ પાશેથી અભરાંમકુલ ન દાવાની ફારગતી લખાવી લીધી હતી, અને તેજ તરફના બીજાં ચાર ગાંમો નામે કનેરી, તુલશી, મલાહર, તથા આરં ઉપરાંત, કોટના ઘેરનો બાકી રહેલો ભાગ તથા વેપાર ખાતાંનુ જેખી હોએ તેનો જુહુમો પોતાને સર રાખેઓ હતો.

આ સાહેબોના વેપાર ખાતાંને અરથે અગાઉ જણાવેઆ મુજબના જે વાંહાંણો હતાં, તેઓ યાતો પુરાંણા હોયાને લીધે વેચી નાખેલાં, અથવા કુદરતી બનાવથી પાએમાલ થયાં હોય તેની ચોકસ ખબર માલુમ પડી નથી; પણ શેઠ ખરશેદજી પાશે બે વાંહાંણો જે પાછલા વખતપર હતાં તેઓની હકીકત હેઠલ જણાવીએછે.

વાંહાંણ "પાસકુઆ," ટન ૫૦૦ વાલું ઘણા વરશો સુધી સફર કરેઆબાદ, છેલી બેપે ઇ० સને ૧૮૩૬ મા ચીનથી મુંબઈ આવતાં શીંગાપોરની બાહેર "પેદર બરાંણકો" નામના ખડક સાથે જોરમા અફડેઆથી ધાંમટ કરતું છેક તાંહાંના બંદરની અંદર જઈને ડુબી ગએલું હતું.

વાંહાંણ "સકેલબી કેઆસટલ," ટન ૧૫૦૦ વાલું ઇ० સને ૧૮૪૦ સુધી એવણ પાશે હતું અને તે પછે વેચી નાખેલું સંભલાએલછે.

આ શાકરમી શેઠીઆઓના ઘેરમા પુરાંણી વસતીના પતીવરતા બાઈ, જે જઈફીએ પોંહચેલાં હઈઆત હતાં; તે મરહુમ શેઠ અરદેસર દાદીના મોહરદાર શેઠાંણી બચુબાઈ, જેણીએ પારશી કોમમા મોટું માન મેલવેલું હતું, તેવણ રોજ ૧ લો માહા ૧૧ મો કદીમી શાલે ૧૨૧૦ ય० એ ૮૦ ની ઉમરે આ જાંહાંનથી અસબાબ ઉઠાવી જઈ જીનત તરફ આબધવાસ લીધોછે.

શેઠ ખરશેદજી સરવે પાંતીએ સુખી હાલતમા હોવા છતાં કોઇબી વાતની મોટાઈ મેલવીને આલમમા આસકાર થવાનો દાવો કીધાવના સાંતપણે પોતાનો સંસાર ચલાવતા હતા; અને પોતાની પક્ષમા દીકરાઓ કરતાં વડી દીકરીના દીકરાઓને એટલી તો પનાહ આપેલી સંભલાઇએ કે, તેના પુન પરતાપથી તે બેહુ ભાઇઓ આજે સરવે પાંતીએ. સખતીવાન થઇને તે માહેલા એકતો સરી-મંતને દરજ્જે પોંહચેઆ ઉપરાંત "સટાર આવ ઈંડીયા" તથા "સર-નાઈટ" ના નાંમીચા બેતાબોથી આપણી વસતીમા પરકાશી રહેલાછે.

કદીમી કોમના વડા અને પારશીની આમ્મી અનજુમનના અકાબરોની સંફમા સમાએલા, આ ગંભીર શેઠ ખરશેદજી પોતાના જનમથી ૭૨ વરસની ઉપર ૩ મહીના ને ૮ દાહાડાની જઈફીએ પોંતા પછે રોજ ૨૯. મો માહા ૧૨ મો કદીમી શાલે ૧૨૨૦ ય० એ બારેહકતાલાને તાંહાંથી નોતરૂં લઈ આવેલા અજલના ફરેસતા શાથે વગર અડચણે ચાલી જઇને બેહસતનો રોશન મકાંન

પાંમેઆ; અને તેવણથી ઉતરેલું વડાપણું તેમના હઈઆત રહેલાઓ માહેલા વડા દીકરાને એનાએત થયું.

આ મરહુમ શેઠનું ઉઠમણું કદીમી પેહલા ગાથાને રોજે થયું, તારે તેની કીરીઆમાથી ફરાગાત પાંમેઆ પછે મીજલેસની હજુરમા એક અનજુમન પતર જે વંચાયો હતો; તેની મકસાદ તા૦ ૨૮ મી આગસટ ૧૮૫૨ ના મુંબઈ સમાચાર પતર ઉપરથી એવી માલુમ પડીએ કે, આ શેઠીઆના તરણ દીકરાઓ ઉપરાંત દીકરીના દીકરાઓ, તથા બે દીકરીઓએ મલીને રૂ ૬,૦૦૦ ની એક રકમ ઉભી કીધી; જેમા આ મરહુમ શેઠની પુંજીમાંથી રૂ ૧,૦૦૦ લઇને કુલ રૂ ૭,૦૦૦ વડે ચોપાટી ખાતે ગરીબ ઇરાંની પારશીઓને વાસતે, તેઓના સંભાલ કરનારી મંડલીના આગેવાનો હસતકથી લેવાએલી ખાલી જમીન ઉપર મરહુમ શેઠને નામે એક ધરમસાલા બાંધી આપવાનું નીસચે ઠેરવેલ હતું. આ બાબેની તંદરોસતી પરાઈ રહેઆ પછે ધારેલાં નેક કાંમની સરૂઆત તાંહાં ચલાઈને જે એમારત તઈઆર કરાવી, તેનુ મુહરત રોજ ૨૦ મો માહ ૧ લો કદીમી સાલે ૧૨૨૨ ય૦ નું લઈને, મજહબની સરીએત મુજબ જસન કરાવેલ; અને ઇરાંનથી આવનારા ગરીબ જરથોસતીઓને રેહેવા માટે ધરમનું આ જાહેર મકાન મરહુમ શેઠ ખરશેદજી અરદેસરને નામે તેગના સાહેબ જાદાઓએ ઇરાંનીઓની હાલત સુધારનારી મંડલીના આગેવાંનોને હવાલે શોંપી દીધું; પણ તે ઉપર ચંદરોકાળ સુધીની માલેકીનો સરવે હક દાદીશેઠના ધરમખાતાંનો વહીવટ ચલાવનારના કબજનમા રહેલો સંભલાએછે. આ બાબેનું એક સતાભેરેલ તરસાટ ડીડ તા૦ ૧૮ મી સપટેમબર સને ૧૮૫૩ ઇસવીએ જે થએલ, તેમાં તે સંબંધી સરવે છુટકી વીમતારી જણાવેલીછે; એટલુંજ નહી પણ તે ઉપરાંત એજ ધરમસાલાને મથાલે મજલાઓ ઉઠાવવા, અથવા તેની આશેપાશેની ખાલી જગેઆ ઉપર એવાંજ કારણસર જેબી જરથોસતી બીજી એમારત બાંધવા ચાહે, તો તે અમલા તથા મકાનના મુતવલીઓની પરવાંનગી મેલવીઆથી તેહવા સખસ અથવા સખસોને છુટ* આપવાનુંબી દાખલ કીધેલું કેહવાએછે.



* આટલી બાબદનો એક સારો ઉપીઓગ એવો સહમજાયોછે કે, ઇરાંન તરફ ગયાં બે વરસની વાતપર પડેલા ભએંકાર દુકાલથી દુખ પાંમી સેંકડો ગરીબ જરથોસતીઓ પોતીકાં પરીવારો સહીત તાંહાંથી જે નીકલી આવેઆ હતા; તારે તેઓને માટે ઉપલી ધરમસાલાની એમારત બસ નહી જણાયા ઉપરથી આપણા જમાને હાતમ સર કાવસજી જાંગીર રેડીમનીએ એજ ધરમસાળાની પડોસમા મજલા સાથેનું મકાંન બાંધી આપી તેઓનો સમાસ સાચવી દીધોછે. નો૦ સે૦.

# શેઠ અરદેસર ખરશેદજી દાદી, તથા ભાઇઓ.

મરહુમ શેઠ ખરશેદજીની જીંદગીમા ચાર દીકરાઓની હસતી, જે કીરતારે બખશેલી હતી; તેજ આવદે તે માહેલા વડા શેઠ દાદીબાને તેમની ૧૪ વરસ આગમજથી ખેંચી લીધાપછે, બાકીના સાહેબ જાદાઓને તેમના મરણ ટાકણે સલામત રાખેલા હતા; જેઓના નામો તથા જનમ દીવસની ઇઆદી હેઠલ જણાવીએ છે.

શેઠ અરદેસરનો, રોજ ૨૫ મો માહ ૧૨ મો કદીમી સાને ૧૧૮૪
શેઠ નસરવાનજીનો, રોજ ૭ મો માહ ૮ મો કદીમી સાલે ૧૧૮૯
શેઠ હોમજીનો, રોજ ૨૮ મો માહ ૮ મો કદીમી સાલે ૧૧૯૪

જાહાસુધી સારાભાગ્યેગની સરજત સાથે આ તરણે ભાઇઓ જોડાઈ રહેઆ, તાહા તુલીક તેઓ એક તફીશી વેપાર ચલાવીને એટલાતો દાવીઅવાન થએલા કેહવાયા હતા કે, જો ૧૮૯૫ નું નબોદ વાલનારૂં સીહા વરસ આ ટાપુ ઉપર નહીં બેઠું હોત તો, પોતીકા બપાવા તથા પરદાદા કરતા તેઓ વધારે સરીમત થઈ પડતે; પણ ઉપર કહેલો કદરૂપો કાલચદર અને તેની બે વરસ આગમજ, આ સાહેબો સગલી કીસમના ભાગલાગમાથી અરસપરસની સાહમજુતીએ છુટા પડઆ પછે, તે માહેલા વચલા ભાઈ રોજ ૩૦ મો માહ ૧૦ મો કદીમી સાલે ૧૨૩૨ મા મરણ પામેઆ. જે મોહતને થોડીક મુદત ગુજરી તેટલા મેહય કે આ માનવતા કુટંબમા કોઇ તરેહની ગેરસહમજુતીએ કુસપનો સડો એવાતો પેસારેઓ કે, ભાઇ ભાઇઓ તથા કાકા ભતરીજાઓ વચે ભારી મીનાકીશો ઉઠેઓ; અને તેમા વલી આલમને આફતમા લાનનારા વરસની ચુંગાલમા (નાહની વચેના એક ભતરીજા વતરોગે) સરવે ગોપેપો એવાતો ફરી પડઆ કે, એક ગમથી અપસઅપસ વચેની વલગણ, અને બીજી તરફથી તેઓ દરએક સાથે લેણદેન કરનારાઓનુ સકટ સામટુ આવી લાગાથી, બીચારા સઘલા સરખી રીતે પાએમાલીની નોબતે પોહચાને કકાસનો રેજ તેઓએ આવી રીતે હાશેલ કીધો કે, બાપ દાદાથી મેલવાએલી જનમ સુધી ખુટતે નહીં એવી છાસટી માહેલા ચાર ગામની જાગીર તેઓના દેવા માટે કેહય કે પાણીને મુલે વેચાઇને પારકે હાથ ગઈ; અને તે ઉપરાત બાકીકી બીજીબી મીરાસ બારેવાટ થાઈ; માટે આવી દુખ ભરેલી વાતથી હીંઆની વસતીમા ભારે દલગીરી જે ઉપજીછે, તે હજીસુધી ગોઇબી ભુલતું હશેજ નહીં.

હવે ધરમના મકાનો જેવા કે આતસઆદરાણ, આતસબેહરામ, દોખમ, ચોપાટીની વાડી, દંતોરા તથા ચોપાટીની ધરમસાનાઓ, અને માહલક્ષમીમા પણીનુ પરબ, ઉપરાત જે બીજાબી હોએ તેના મુતવલીનું કામ ધારા પરમાણે ઉપના બાઇઓ માહેલા વડા શેઠ અરદેસરને હાથ રહેલુછે; તેની તપસ ઉપર આવતા એક માલુમ પડશ કે, તે મકાનોની મરામત વીગેરેના ખરચ માટે વખતની હાલત પરમાણે આગલા માલેકો જે જાગીરો તથા મીલકતો અનાહેધી કાહડી

ગયા હતા, તેની ઉપજ હવડા એટલી તો થોડી હાથ આવેચ કે, સઘલા મકાનોના કામોને તે દરોબસત પુરી પડતી નથી; અને તેમા કાંઇબી હુંમેશ થાએ એવા એરાદાથી આતશ બેહરામના ચોકમા દસતુરોને રેહવા માટે દાદીશેઠે બાંધી આપેલા બીલંદ ઘેરનો કેટલોક ભાગ તેઓ પાચેથી ખાલી કરાવી લઇને, હવડા ભાડે આપવાનું જે કારણ પડેચ, તેટલી ફરજ સાંભલેઆ પરમાણે શેઠ અરદેસર અતીઅંત દલગીરાઇથી બજાવવા ચાહેછે; કેમકે ઘેર ભાડાનું કાંઇબી ઉપજે તો ધરમના કામોનો નીભાવ કરવામા આવે. આ બાબદમા એક દાખલો હવડેજ અજવાલે આવેઓછે કે, આતશબેહરામ બંધાયાને આજે ૯૦ વરસ વહી ગયા, તેટલા અરસામા એમારતની મરામત અગાઉ ઘણીવાર કીધામા આવી ચુકીછે;* પણ છેલી વારની મરામત સાલે ૧૨૪૨ મા જે થાઇચ, તે બાબે સાભલેઆ પરમાણે ઘણી પંચાતીઓ ચાલેઆ પછે, શેઠાણી બીખાઇજીના મરણ ટાકણે જે થાપણ તેણીની ખાસ પુંજીમાથી મરહુમ શેઠ ખરશેદજીએ ઉભી કરીને પોતાને તાહા વીઆજથી વધારી હતી, તેમાથી શેઠ, અરદેસર ખરશેદજીની સગાથે શેઠીઆઓ ખરશેદજી કાવસજી આસબરનરના, તથા મનચેરજી હોરમજજી કાંમાજીની દેખરેખ હજુર કેટલીક રકમ ખરચીને મોટા કેબલાનુ કામ સરનજામ પોહચાડેલ છે;† અને તેના દીવાનખાનાના શીંગાર માટે મુતવલી સાહેબની રજા મેલવીને શેઠ કાવસજી માણેકજી લીવાઉવાલાએ પોતીકી મરહુમ મોહરદારના પુનની યાદગારી રેહવા સારૂં આરશી, હાંડીઓ, કુંકુમરો તથા ગાલીચાઓ મલીને રૂ ૩,૫૦૦ ને સુમારેનો સામાણ આતશબેહરામ સાહેબની શેવામા જે અરપણ કીધો, તે બાબેનો ઉપકાર મુતવલી તરફથી રોજ ૯ મો માહા ૯ મો કદીમી સાલ ૧૨૮૨ ને રોજે થએલા જસનની મીજલેસ હજુર જાહેરમા માનેઓ હતો. આ બનાવ ઉપરથી હમારો આધીન અભીપરાએ. હીંઆ જણાવવો જોઇએચ કે, દાદીશેઠના વંશસથી ઉતરેલા સાહેબોમા જે જે સખી કેહવાએછે, તેઓને સજાવાર બલકે ફરજબીછે કે પોતીકા બુરજીઓના નામની કીરતી ચંદરોકાળ સુધી દીપતી રેહ તેહવી રૂડી યુકતીથી ધરમના મકાનોને સદા ચાલુ હાલતમા રાખવાનો હેતુ ઇછીને તેના જાયુક ખરચ માટેની એક થાપણ પોત પોતામા ભેગી કરી હાલના મુતવલીને એવી રીતે સોંપી આપવી કે, તેની ઉપજમાથી ખરચ કરેઆ જાએ, અને મુદલને અનામત રાખે તો, તે કામ આટોપી લેવાને શેઠ અરદેસર રાજી થાતે લાએક અને પરમાણીક માલુમ પડેછે; માટે તેવણના વડાપણાનો હક કોઇ રીતે

---

* આટ કુંભનેઆ છતા આતશબેહરામ સાહેબના તખતને, અગાઉ જણાઇ ચુકેલી હકીકત મુજબ, અસલી જગો ઉપરથી બીલકુલ ખીસાડેલ તો પડેલ નથી.

† હવે આ માહજાગત કેબલા અંદરના શોક માળેલા જમનવારના અસલી ઓટલાઓ, કોઇ મુદતથી બાગીને ગોએ બરાબર થઇ પડેઆચ, તેઓને પાછા ઉભા કરવાની વાતો ચાલતી હતી; તેટલા કોટના આદરાનવાળી એમારતની મરામત જે નીકળી આ રીતે, તેનુ કામ સંપુરણ કરવું જોઇએ; માટે ઉપના ઓટલાઓ વાગતે કાઇબી પુછ ફાજલ રેહ એવી વરી જણાતી નથી. ને. લે.

હરકતમા નહીં નાંખતાં આ આતસબેહરાંમ તથા આદરાણના માહભારત મકાંનોની માવજત જેખી સાહેબ સાચવશે, તેનો બદલો બારેહકતાલાની બખ્ખ્શેસથી તે અચીત પાંમશે.

હમારો ઉપરો અભીપરાએ તો હજી પંતરમા જવાની તઈઆરીપર હતો. તેટલાં હાલના મુતવલીની બેહણુ શેઠાંણી માણેકબાઈ, રોજ ૫ મો માહા ૧૦ મો કદીમી શાલ ૧૨૪૨ ને રોજે-બેહશતનશીન થયાં, તેને તરીજે દાહાડે હુકમનાની શીવીઆ કરી રહેઆ પછે, રૂ ૫,૦૦૦ ધરમ ખાતે આપવા માટે જે ઉભા કીધા, તે વીશેની ખીના વરતમાન પતરોમા છપાએલી વાંચવા ઉપરથી માલુમ પડશે કે, તેમાથી માતરે એક હજાર રૂપીઆ મરહુમ બાઇની દીકરીના દીકરા શેઠ મનચેરજી નવરોજજી બનાજી, તથા દીકરી ગુનાબાંઇ તે શેઠ હીરજીભાઈ અરદેસર દાદીશેઠનાની ધણીઆંનીએ નીમોનીમ અલાહેદા કાહડીને ઉપલાં માહભારત એબાદતખાનાના ખરચ માટે ટકા ૪ વાલી સરકારી નોટમા રોકવા જણાવેલછે; અને બાકીની રકમને બીજા ધરમમા ખરચવાનો એસાગો જે કીધોચ, તે ઉપરથી કેહવાને ખરેખરી દલગીરી ઉપજેછે કે, બેહસતન બાઇના વડવાઓના ઉપલાં ધરમખાતાં સાચવવા માટે તેણીના વહીવટદારોએ તંદરોસતી પઢાવેલા બધા રૂપીઆ, જો કદાપી આપેઆ હોતતો તેના વીઆજમાથી સઘલી અગત તો પુરી પડતેજ નહીં, પણ તેટલાંએ થોડાક સધીઆરો મલેઆથી, એકતો આ મરહુમ બાઇને મોટું પુન લાગતે, અને બીજું એકે તે બાઇની સરૂઆત સંબંધી કીરતી પણ વહીવટદારોને જરૂર હાંસેલ થાતે.

દાદીશેઠની તોખમથી ઉતરેલા હાલના મુતવલી શેઠ અરદેસરને તાંહાં હકદાર વારેસોની જે વરધી થએલીછે, તેઓની વીગત હેઠલ જણાવીને આ માનવંતા કુટંબનુ વરણન સમાપત કરીએછે.

વડા દીકરા હીરજીભાઈ રોજ ૨૫ મો માહ ૫ મો કદીમી શાલે ૧૨૨૭ મા જનમેલા જણાયછે; અને તેવણને તાંહાં દાદી શેઠ નામના બરખુરદાર બેટાનો જનમ, રોજ ૯ મો માહા ૨ જો કદીમી શાલે ૧૨૪૧ મા મુબારક થએલો માલુમ પડેઓછે.

નાધલા દીકરા ખરશેદજી રોજ ૨૪ મો માહા ૯ મો કદીમી શાલે ૧૨૩૦ મા જનમેલા કેહવાએછે.

ખોદાતાલાની બખ્ખશેસથી એ ઘેરની વસતીમા હજી વધારો થાએ, કે જેથી કરી દાદીશેઠના ધરમખાતાંને સાચવનાર વાલીઓની હસતી હમેસાં ભરપુર રેહે.

―――

## કાવશજી બાવાના સાત દીકરાઓને તાંહાંની વંશાવલી.



# બનાજીખાનદાનના બાકી રહેલા વારશોની વંશાવલી.



આ નામીચાં કુટંબના નર વારેશોની એકંદર શંખીઆ ૨૫૧ નણાઓની નેંધ થઈ છે, તેમાંથી ૯૭ શાહેબો બેહશતને બારેશીધારી ગએલાઓ બાદ કરતાં ૧૫૪ નબીરાઓ (આ દીપ અતરમાનતાં સુધી) બારેહકતાલાની બખશેશથી ને હૈઈઆત રેહેઆય. તેઓની વેંહચણી નીચે મુજબ માલુમ પડે છે –

| પરખેઆત થએલુ પરીવાર. | અશલવશતી. | મરણ પાંમેલા બાદ | બાકી હૈઈઆત રેહેલા |
|---|---|---|---|
| મરહુમ શેઠ કાવશજી બાવાથી ગણતાં | ૮૯ | ૩૦ | ૫૯ |
| દાવરખાનદાનના | ૭૫ | ૨૧ | ૫૪ |
| કુંવરજીમાણેકજીના ...... | ૩૫ | ૧૩ | ૨૨ |
| હીરજી શેઠની દીકરી શુનાઈજીના. | ૩૨ | ૧૩ | ૧૯ |
| બનાજીભીમજીના બાકી પરીવારો. | ૨૦ | ૨૦ | ૦ |
| એકંદર શરવાલો. | ૨૫૧ | ૯૭ | ૧૫૪ |

એ મધે શેઠાણી શુનાઈજીના વડા દીકરાનું નામ ગણવામાં આવેલું છે, પણ તેશાહેબ પોતાના મમાવા શેઠ હીરજી રેડીમનીના પાલક થયા તેથી તેનાનો નવીલો તે કુટંબમા દાખલ કીધેલો છે

નો૦ લે૦

# બનાજી ખાંનદાનનું બયાંન.

પારસી તોલાની વસતીમા પોતીકાં વણસનો વધારો કરી આપનાર શેઠ બનાજી લીમજી, સુરત શેહેરની પાસે આવેલાં ભગવાદાનડી નામનાં ગાંમડાંની અંદર સાલે ૧૦૨૩ મા જનમ પાંમેલા કેહવામા આવેછે. આ ગરહસથ ૩૬ વરસની વએના થયા પછે સાલે ૧૦૫૯ ને સુમારે હીંઆં આવી વાશો કરી રહેઆ, તારથી તેમનો વશીલો જોકે તે માહેલા કેટલાક સાહેબો જુદી જુદી અટકથી ઓલખાયા છતાં બનાજીની પીછાંનતને ઉસતવાર પકડી બેઠેલા માલુમ પડેછે.

બનાજી શેઠ મુંબઇમા આવીને કહેઆ ધંધાની ધમાલ, ધરી બેઠા તેની ખબર જોકે કોઇ પાયેથી હમોને મલી નથી, તોપણ આટલુંતો ચોકસ જણાઈ આવેછે કે, એ સાહેબ પોતીકા વખતમા સઘલી વાતે સુખી રહીને હંમદીનો ઉપર એવીતો રૂડી વરતણુકથી અકાબરીનો ઓહદો ચલાવતા રહેઆ કે, તેનો વારશો એક ઇઆદગારી દાખલ વશેસદર વશેસ ઉતરતો રહેઆ મુજબ તેના કબીલાઓ માહેલા કેટલાક ગરહસથો ઘણા વરશો સુધી પરમાણીકપણાથી જાલવી બેઠા હતા. આ સાહેબ પારસી પંચાતની અંદર દાવરનો દરજ્જોબી ધરાવતા હતા.

આ બુજોરગવારના નામ સાથે તેમના વંઉસની ઓલખ ઉપરાંત બીજી ચીજો જે જોડાએલી જણાએછે, તેમા બનાજીનો દેહેલો, બનાજીની પોલ, અને તેનીજ અંદર બનાજીની દરેમેહેર, જે આવેલીછે તે મલીને સરવે એવુંતો ઉસતવારીથી સચવાઈ રેહેછ કે, બારેહકતાલા તેઓને સલામત રાખશે તાંહાં તુલીક તે માહેલી કોઇનીબી હસતી કેધે ભુલાઈ સકાશેજ નહી.

ઉપર જણાવેલો દેહેલો કોટના હનુમાન ગલીની અંદર જે આવેલાછે, તેમા આ કુટુંબીઓના આગલા કેટલાક સાહેબો રેહતા હતા; પણ તે મીલકત ૪૦ સને ૧૮૦૩ ની સાલમા આ ટાપુ બાતે લાગેલી મોટી આગની અંદર બલી ગયાં પછે તાંહાંની ખાલી જગેઆ ૧૮૪૦ સુધી એજ કુટંબના એક નેકબખત નબીરા શેઠ ઉકડજી કુવરજીના હાથમા સચવાઈ રહેલી હતી; અને તારબાદ જોકે ઘણું થયું તે વેચાઈને પારકે હાથ ગઈચ, તોપણ તે માહેલી એક જગેઆ બનાજીની કોઠડીને નામે હજીમુધી તાંહાં ઉભેલીછે.

જરથોસતીની વસતી આ ટાપુપર થાઈ, તારથી લગભગ પોણી સદી બરાવા આવેઆ છતાં, તેઓને માટે એબાદત ખાનાનું કોઇબી પવીતર મકાંન હતુંજ નહીં; જે ઉપર આ સાહેબે પકો વીચાર દોડાવીને પોતે રૂડી વરતણુંકથી પેદા કીધેલા પઇસાનો થોડોક ભાગ સારાં કાંમમા રોકવાના હેતુથી ઉપર જણાવેલી પોતાની પોલ અંદર એક અલાહેદી એમારત તેનાએ બંધાવીને તેમા આતસ આદરાંન સાહેબને રોજ ૯ મો માહ ૯ મો શેહણસાહી સાલે ૧૦૭૮ ય૦ એ તખત નસીન કરાવેઆ; અને જરથોસતીઓના ધરમનીમના કાંમ

વારાતે આ કેબલેશાહ બોરી મેલીને બેહસતનો તોયો હાંસેલ કરી લીધો* આ દરેમેહરની આગમજ, કેહચ કે, લીઆં જેબી આગીઆરીઓ હતી, તાંહાં ફકત કીરીઆ કરગનાં કામો શીવાએ બેહદીનોથી બંદગી માટે જવાબ સકાનું નોહતું; માટે તેઓની તેટલી સગવડ સાચવી આપવાનું ઉતમ માન એજ શેઠીઆને સાહે થાએલ. આ મકાંન જે પેહલવેહલું કેહવાએલુંછે, તે વાતને આજે ૧૬૪ વરસબી વહી ગએલાં આપણ જાંણી સખીએછે.

પોતાની કીરતી ગવાતાં આટલાં (અને તે ઉપરાંત બીજાંબી તેવનથી થાએલાં જે છુપેઆં હોએ તેટલા) કામો બજાવીને આ બુજોરગ બાવા બનાજી પોતે રોજ ૨૦ મો માંહ ૧૦ મો શેહાણુસાકી સાલે ૧૧૦૩ ય० એ ૮૦ વરસની સુખવાલી ઉમર ગુજારી જીનત ગુજીન થયાછે.

વંસાવલીની ટીપમા નોધાએલા આ બનાજી શેઠના તરણ બેટાઓ જે હતા; તેઓ માહેલા વડા બેરામજી સાલે ૧૧૨૨ મા, નાંહના લીમજી ૧૧૨૬ મા, અને વચલા માણેકજી ૧૧૮૮ મા ગુજરી ગએલા સાંભલેઆછે; અને તેજ પરમાણે તેઓના કેટલાક ફરજંદોની વખત પરમાણે બનતી જાહોજલાલી ભોગવીને એકેકની પુરે જીંદગી ખતમ કરી ગએલા માલુંમ પડેછે.



## શેઠ નાનાભાઈ બેરાંમજી દાવર, અને તેમનું પરીવાર.

બનાજીના આ વડા દોતરા જે પાકી પરેહજગારી ઉપરાંત ઈનસાફી વાતોમા ઘણા અપક્ષપાત સાહમજાયા ઉપરથી અનગ્રુમને તેનાને તેમના બાપીકા દાવરનો બેતાબ આપેઓ, તારથી તેમનો વશીલો નવા એલકાબને આધીન રહે આથી અરાલ દરખત માહેલી એક દાહાડી છુટી પડેલી કેહવાઈછે.

દાવર ખાનદાનના નબીરા શેઠ નાનાભાઈની કીરતીબી હસતીમા રહી નથી. એ સાહેબ સાલે ૧૧૫૭ મા જારે મરણ પાંમેઆ, તારે તેનાની પીઠથી

---

* આ એમાદત ખાનાનો વહીવટ, બનાજી શેઠ પછે તેમના બેટાઓ જેમ ચલાવતા હતા; તેમજ તેવનના નબીરાઓ શેઠ ડાસાભાઈ તથા ઉકડજી કુંવરજીએ, અને તારબાદ શેઠ હોરમજજી રતનજી એ બી ચલાવેઓ હતો. એ દેબલાની એમારત ઘણીજ પુરાંણી થાઈને બીસમાર હાલતમા જારે માલુમ પડી, તારે એજ કુટંબના એક નેકબખત નબીરા શેઠ દાદાભાઈ રુસતમજીની એલતેમાસ ઉપરથી, શેઠીઆઓ ફરાંમજી, ખારશેદજી, તથા રુસતમજી કાવસજી મલી તરણે ભાએગ સાબી ભાઈઓએ તેને નવેસરથી દુરસત કરાવી આપવાની આગેવાંણી ઉચકી લીધી; અને તેમા આ બોહલા કુટંબના બીજા ભાઈઓબી કેહગ કે, સાંમેલ રહીને પોતીકા વડવાઓનું આ પેહલવેહલું પવીતર મકાંન ય० ૧૨૧૪ મા તેઓએ સારી હાલત પર સમપુરન કરાવી દીધું; એટલુંજ નહી પણ તેના જાયુક ખરચની એક અલાહેદી થાપણબી આ સખી સાહેબોએ તેજ વખતથી ઉભી કીધેલી કેહવામા આવેછે; અને તેનો વહીવટ સાંભલેઆ પરમાણે હવડાં શેઠ દાદાભાઈ રુસતમજી બનાજીના સાધાધીનમા રહેલોછે.

નો° સ°

અવતરેલા ૪ દીકરાઓ જે હયાત હતા, તેઓમા વડા ફરામજી, બીજા બેરામજી તરીજા ખરશેદજી અને નાહના બરજોરજીના નામો જણાયછે.

કેટલાક દસતાવેજો ઉપરથી જણાયછે કે શેઠ ફરામજી નાનાભાઈ દેસાવરો સાથે ઘણો બોહોલો વેપાર કરતા હતા; અને તેનાજ ઉપીઓગ માટે બે મોટાં સફરી વાહાનો (૩૦૦ ટનવાલું "કઆરટીઅર," તથા ૫૦૦ ટનવાલું "ગંજાવર") ના ધણી હતા. તે સને ૧૧૮૦ ના રોજ ૧૨ મો માહા ૩ જે શેહન-શાહીએ ગુજરી ગયા. આ શેઠ પોતાને તાહા તરણ દીકરાઓની હસતી મેલી ગયા હતા, તેમા જાગીર અરદેસર અને નાનાભાઈ માલુમ પડેઆછે.

બીજા તથા તરીજા ભાહઓના કામો સબંધી કાઇજ ઇઆદી હાથ આવી નથી મગર સારેથી નાહના શેઠ બરજોરજી નાનાભાઈ દાવર પોતીકા વખતમા રોજગારના બાહારપર સારી રીતે ઉગી નીકલેઆ હતા. આ ટાપુ બાતે પરથંમ મી० મીચલ તથા બાઇસ, અને તાર પછે મી० કૅપ નામના અંગરેજ સાપકીપરો તથા લીલાઉખાનુ રાખનારાઓની રાસમા, આ સાહેબ ઘણાક વરશો સુધી જોડાઇ રહીને નીતીની રાહે મોટા દરવીયવાત ઉપરાંત બના-જીના બોહોલા કુટંબમા બુજોરગી ભરેઓ દરજ્જો ધરાવતા હતા. પાછલથી જારે મી० ગરેગોરી ફરીથ* આવેઓ, તારે તેની સંગાથે પોતીકા વડા દીકરાને જોડી આપીને મી० ફરીથ બમનજીની કુંપનીને નામથી પરમાણીકપણે તેઓજ વહીવટ ચલાવેઆમાણી કાંઇજ કસુર રાખી નોહતી; પણ જવાણીના બાહારપર ખીલતા મી० બમનજી ૧૨૦૯ ની સાલમા ગુજરી ગયાથી, જઇફીએ પોતેલી પોતાની જીંદેગીને લીધે કામકાજ સઘલું છોડી દઇને બાકીના દીવશો સાતપણે ગુજારવા પાછલા વખતનુ સંકટ સહન કરીને રોજ ૨૩ મો માહા ૮ મો કદીમી સાલે ૧૨૧૦ ય० એ ૫૬ વરસની ઉમરમા જારે ગુજરી ગયા, તારે પેસતનજી નામના એક નાહના દીકરા ઉપરાંત, મરહુમ મી० બમનજીના છોકરાઓ તથા પોતાની દીકરીઓને તાહાંના છઇઆઓની મોટી વસતી મેલી ગએઆ હતા.

બનાજીના કુહનતા દરખતમાથી નીપજેલી દાવર ખાનદાંનની ડાહાલી જો કે શેહનસાહી પંથનેજ હજીમુધી વલગી રહેલી માલુમ પડેછે; પણ મરહુમ મી० બરજોરજીએ પોતે તેમાથી નોખા રહીને કદીમી તરીકાપર આવવા માંડેલ હતું, તેથી તેણાનુ પરીવાર ગી તેજ રેવાજને આધીન થઈ રહેલું કેહવામા આવેછે.



* આ ગરહસથ આરાભમા સફરી વાહાણનો એક કપતાન હતો, તે નોકરી છોડ્યા પછે વેપારીની સંફમા શમાઇને પરખેઆત થઇ ગયોછે. નો० લે०

વાસતે આ કેબલિગાહ ઓરી મેલીને મેહસતનો તોયો હાંસેલ કરી લીધો* આ દરેમેહરની આગમજ, કેહચ કે, હીઆ જેગી અગીઆરીઓ હતી, તાહા ફકત કીરીઆ કરમના કામો નીવાએ બેહદીનોથી બદગી માટે જવાબ સકાનું નોહતુ; માટે તેઓની તેટલી સગવડ સાચવી આપનારનું ઉતમ માન એજ શેઠી-આને સાહે થાએછ. આ મકાન જે પેહલવેહલુ કેહવાએછે કે, તે વાતને આજે ૧૬૪ વરસમાં વહી ગએલા આપણ જાણી સખીએછે.

પોતાની કીરતી ગવાતા આટલા (અને તે ઉપરાત બીજાબી તેવનથી થાએલા જે છુપેઆ રેહે તેટલા) કામો બજાવીને આ મુજોગ બાવા બનાજી પોતે રોજ ૨૦ મો માહ ૧૦ મો શેહણસાઈ સાલે ૧૧૦૩ ય૦ એ ૮૦ વરસની સુખવાલી ઉમર ગુજારી જીનત ગુજીન થયાછે.

વસાવનીની ટીપમા નોંધાએલા આ બનાજી શેઠના તરણ બેટાઓ જે હતા; તેઓ માહેના વડા બેરામજી સાને ૧૧૨૭ મા, નાવલા લીમજી ૧૧૨૯ મા, અને વચલા માણેકજી ૧૧૪૪ મા ગુજરી ગએના સાભરેઆછે; અને તેજ પરમાણે તેઓના કેટલાક ફરજંદો તે વખત પરમાણે બનતી જાહોજલાલી ભોગવીને એકેકની પુઠે જીંદગી ખતમ કરી ગએના માલુમ પડેછે.



## શેઠ નાનાભાઈ બેરાંમજી દાવર, અને તેમનું પરીવાર.

બનાજીના આ વડા દીકરા જે પાકી પરેહજગારી ઉપરાત ઈનસાફી વાતોમા ઘણા અપક્ષપાત રાહમજાયા ઉપરથી અનજુમને તેનાને તેમના બાપીકો દાવરનો ખેતાબ આપેઓ, તારથી તેમનો વનીલો નવા એલકાબને આધીન રહે-આથી અસલ દરખત માંથી એક દાહાની છુટી પડેલી કેહવાઈછે.

દાવર ખાનદાનના નબીરા શેઠ નાનાભાઈની કીરતીબી હસતીમા રહી નથી. એ સાહેબ સાને ૧૧૫૭ મા જારે મરણ પામેઆ, તારે તેનાની પીઠથી

* આ એગાદત ખાનાનો વહીવટ, બનાજી શેઠ પછે તેમના બેટાઓ જેમ ચલાવતા હતા, તેમજ તેવનના નબીરાઓ શેઠ ટોસાભાઈ તથા ઉકડજી કુંવરજી એ, અને તારબાદ શેઠ હોરમજજી રતનજી એ બી ચલાવેઓ હતો. એ કેબલાની એમારત ઘણીજ પુરાણી થઈને બીસમાર હાલતમા જારે માલુમ પડી, તારે એજ કુટંબના એક નેકબખત નબીરા શેઠ દાદાભાઈ રૂસતમજીની એલતેમાસ ઉપરથી, શેઠીઆઓ ફરામજી, ખરશેદજી, તથા રૂસતમજી કાવસજી મલી તરણો ભાએગ સાની બાઈઓએ તેને નવેસરથી દુરસત કરાવી આપવાની આગેવાણી ઉચકી લીધી, અને તેમા આ મોહના કુટંબના બીજા ભાઈઓની કેહચ કે, સામેલ રહીને પોતીકા વડવાઓનુ આ પેહલવેહલુ પવીતર મકાન ય૦ ૧૨૧૪ મા તેઓએ સારી હાલત પર સમપુરન કરાવી લીધુ, એટલુજ નહી પણ તેના જાથુક ખરચની એક અનામતી થાપણની આ સખી સાહેબોએ તે વખતથી ઉભી કીધેલી કેહવામા આવેછે; અને તેનો વહીવટ સાંભલેઆ પરમાણે હવડા શેઠ દાદાભાઈ રૂસતમજી બનાજીના તાબીનમા રહેલોછે. નો૦ લે૦

અવતરેલા ૪ દીકરાઓ જે હયાત હતા, તેઓમા વડા ફ્રામજી, બીજા બેરાંમજી તરીજા અરદેશર અને નાધલા બરજોરજીના નામો જણાયાછે.

કેટલાક દસતાવેજો ઉપરથી જણાયછે કે શેઠ ફ્રાંમજી નાનાભાઈ દેસાવરો સાથે ઘણો બોહોલો વેપાર કરતા હતા; અને તેનાજ ઉપીઓગ માટે બે મોટાં સફરી વાહાનો (૩૦૦ ટનવાળું "કઆરટીઅર," તથા ૫૦૦ ટનવાળું "ગંજાવર") ના બુદ માનિક ગણાઈને શાને ૧૧૫૦ ના રોજ ૧૨ મો માહા ૩ જો બેહન-સાહીએ ગુજરી ગયા. આ શેઠ પોતાને તાહાં તરણ દીકરાઓની હસતી મેલી ગયા હતા, તેમા જાગીર અરદેશર અને નાનાભાઈ માલુમ પડેઆછે.

બીજા તથા તરીજા ભાહઓના કામો સબંધી કાઇજ ઇઆદી હાથ આવી નથી મગર સઉવેથી નાધલા શેઠ બરજોરજી નાનાભાઈ દાવર પોતીકા વખતમા રોજગારના બાહારપર સારી રીતે ઉગી નીકલેઆ હતા. આ ટાપુ ખાતે પરથંમ મી૰ મીચલ તથા બાઇસ, અને તાર પછે મી૰ કૅપ નામના અંગરેજ સાપકીપરો તથા લીલાઉઆનુ રાખનારાઓની રાસમા, આ સાહેબ ઘણાક વરશો સુધી જોડાઇ રહીને નીતીની રાહે મોટા દરવીયવાન ઉપરાંત બનાજીના બોહોલા કુટંબમા બુજોરગી ભરેઓ દરજ્જો ધરાવતા હતા. પાછલથી જારે મી૰ ગરેફીથ ફ્રીથ* આવેઓ, તારે તેની સંગાથે પોતીકા વડા દીકરાને જોડી આપીને મી૰ ફ્રીથ બમનજીની કંપનીને નામથી પરમાંણીકપણે તેવોજ વહીવટ ચલાવેઆમાકી કાઇજ કશુર રાખી નોહતી; પણ જવાણીના બાહરપર ખીલતા મી૰ બમનજી ૧૨૦૬ ની સાલમા ગુજરી ગયાથી, જઇફીએ પોતેલી પોતાની જીંદગીને લીધે કામકાજ સઘલું છોડી દઇને બાકીના દીવસો સાતપણે ગુજારતા પાછલા વખતનુ સંકટ સહન કરીને રોજ ૨૩ મો માહા ૯ મો કદીમી સાલે ૧૨૧૦ ૫૦ એ ૫૯ વરસની ઉંમરમા જારે ગુજરી ગયા, તારે પેસતનજી નામના એક નાધલા દીકરા ઉપરાત, મરહુમ મી૰ બમનજીના છોકરાઓ તથા પોતાની દીકરીઓને તાહાના છઇઆઓની મોટી વસતી મેલી ગએઆ હતા.

બનાજીના દુહજતા દરખતમાથી નીપજેલી દાવર ખાનદાનની ડાહાલી જો કે બેહનશાહી પંથનેજ હજીસુધી વલગી રેલી માલુમ પડેછે; પણ મરહુમ મી૰ બરજોરજીએ પોતે તેમાથી નોખા રહીને કદીમી તરીકાપર ચાલવા માડેલું હતું, તેથી તેણાનુ પરીવારની તેજ રેવાજને આધીન થઈ રહેલુ કેહવામા આવેછે.



* આ ગરહસથ આરાબમા સફરી વાહાણનો એક કપતાન હતો, તે નોકરી છોડેઆ પછે વેપારીની સંફમા સમાઇને પરખેઆત થઇ ગયોછે. નો૰ લે૰

તેનાને કોઈ વાતની બોલાચાલી થાય તેમા સાહમણા ધણીને અંગરેજીમા પોતીકા કુદરતી આવાજથી "ધોધો" ના સબદો જે કહેઆ, તેનો અરથ જા-જાને, થાએછે. આ સબદોતો અસલ ઉચ્ચાર પરમાણે ગો ગો બોલાવા જોઇએ, પણ તેમનો આવાજ તે રીતે નહીં નીકલી સકેઆને સબબે પેલો સાંભલનાર તેનાની દુકાંન પાશે થોડાવાર ગુસામા ઉભા રહીને જે કોઇ ઘરાક આવે તેને કેહવા લાગો કે "દોંત ગો ધીસ ધોધો સાપ" યાને આ ધોધો કરી કેહનારની દુકાંને નોજા. હાવા સખુનો બીજાઓને તે વખતે ઘણા રમુજ ભરેઆ લાગા, તેથી જારેબી તેઓ તાંહાં આવે તારે આ બુજોરગ બાવાને ધોધોને નામે બોલાવીને થોડાવાર મજાહ મેલવે, તેથી કરી તેનાની ઓલખ આસકાર થાઈ પડેલી હવડાં સુધી ભુલાઈ નથી; અને તે ઉપરથી કોટ માહેલી "ટાડ સ્ટ્રીટ" બી જોકે ધોધાના મોહલાને નામે છપાઈ રહેલીછે, તોપણ તે સાહેબની ખરી અટક તો બનાજીનીજ કાએમ કેહવાએછે. આ બોલાથી તેમના કુટંબીઓ માહેલા કોઈબી સાહેબને અપમાન પુગાડવા માટે નહીં, પણ તેમના અહેવાલને અનુસરતો જોઈ એક યાદી તરીકે હીંઆં જે જણાવીએછે, તે કદાપી તેમને અનગમતો માલુમ પડેતો તે બાબેની દરગુજર ચાહીએછે.

એ ઉપરાંત કાવસજી બાવાના બીજા વેપાર વણજની વાત વીશે પકી માહીતી મલી નથી; પણ પોતાના વખતમાં એક સુખવાશી શેઠીઆ સાથે વંસાવલીની ટીપમા જણાવેઆ મુજબ સાત દીકરાઓની ઉપર ધનબાઇજી નામની એક દીકરી, તથા સરવે ફરજંદોને તાંહાં થાએલી વસતી વાડીની આબાદી સારી રવેશે તેવણ જોઇ વલેઆ હતા; પણ જઇફીએ પોંહચતાં હેઠલ જણાવેલા પાહડ સરીખા ૪ દીકરાઓ જે એકેકથી સરસ નીવરેલા હતા, તેઓનાં મરણથી જબરા જખંમો ખાધા, તેમાઃ—

શેઠ નસરવાનજી ૧૧૮૮ ના કદીમી ૪ થા મહીના ને ૬ ઠે રોજે.
શેઠ નવરોજજી વેપારને અરથે કલકતે ગએલા હતા, તાંહાંજ ૪૦ વરસની વયમા ૧૧૮૮ ના કદીમી ૬ ઠા મહીના ને ૬ ઠે રોજે.
શેઠ લીમજીભાઈ રોજ ૯ મો માહ ૧૦ મો કદીમી ૧૧૯૭ ય૦ એ વરસ ૬૫ ની વયમા.
શેઠ બેરાંમજી આંબા રોજ ૪ થો માહ ૪ થો કદીમી ૧૨૦૩ ય૦ એ વરસ ૫૩ ની ઉમરમા.

આવા નાંમીચા બેટાઓ ખોયા પછે શેઠ કાવસજી બાવા પોતે ૯૦ વરસની જઇફીએ પોંહચીને રોજ ૧૭ મો માહ ૪ થો કદીમી સાલે ૧૨૦૮ ય૦ એ સરીમંત સરીખા ત્રણ દીકરાઓ, અને એક દીકરી ઉપરાંત બેહદ દોતરાંઓના બોહલાં પરીવારને પરકાસતાં રાખી જીનતગુજીન થયા.

આ કાવસજીના ધણીઆંણી બાઇજી, મરહુમ દાદીશેઠની બેહનની દીકરી થતાં હતાં; તેણીને વારસા તરીકે "ટાડ સ્ટ્રીટ" મા આવેલી પોતાની મીલકતો માહેલુ એક ઘેર બખશીશ કીધું હતું; અને તેની અંદર આ બાએગરાણી જોડું પોતીકા પરીવાર લઇને જાણીઆમેલ શાલે ૧૧૬૯ મા જઇ રહેણ, તારથી તે

ઘેર કાવસજી બાવાનુ કેહવાએછે; અને તે ઉપરથી પોધાનો મોહલો પણ ગણાતો આવેએછે. આ ઘેર કાવસજી બાવા મરણ ટાંકણે પોતાની એકપુત્રી દીકરી ધનબાઇજીને અરપણ કરી ગયા હતા; અને તેજ મુઆફેક તે બાઇ જારે બેહસતનસીન થયાં, તારે પોતીકી દીકરીના દીકરાઓને શપુરદ કરી ગએલાં સંભલાએછે.

હીંદુસતાંનમા વસેલી પારશીની આખી કોમ પાશે સચવાઈ રહેલા જે રોજ માહને આધીન શેઠ બનાજી હતા, અને તેજ તરીકાથી તેણાએ પરથાવેલાં આતં-સઆદરાંનખી આજ દંન સુધી તેમના વંશથી ઉતરેલા વારેસોની સંભાલ હેઠલ સલાંમત રહેલા આપરે જોઇએછે; એટલુજ નહીં પણ તેમના દોતશાંઓખી પોતાના વખત સુધી આગલાજ રેવાજ ઉપર ચુસત હતા; પણ પાછળથી જારે ઈરાંનવાળાઓનો રોજ માહ હીંઆં દાખલ થયો, તેમા આ કુટંબીઓ મધેથી પેહલાં મરહુમ કાવસજી બાવા પોતે, અને તે પછે ઘણીક મુદતે તેમના બેટો શેઠ બરજોરજી નાનાભાઈ દાવર મલી જઇને કદીમીની રસમ તેઓએ એખ-તીઆર કીધી, તારથી તે સાહેબોનુ પરીવાર તેજ તરીકા ઉપર એતેકાદ રાખતું માલુમ પડેછે.



## શેઠ ફરાંમજી કાવસજી બનાજી.

પારશી કોમના પમરતા ગુરા, પરાક્રમી કાંમોમા વખાણાએલા પુરા, અને સરીમંતોની સંફને સોભાવનાર સુરા શેઠ ફરાંમજીનો જનમ ય૦ ૧૧૩૭ ના કદીમી ૭ મા મહીના ને ૨૩ મે રોજે કોટની હનુમાન ગલીમા આવેલા બનાજીના' દેહલા અંદર પોતાના બાપીકાં ઘેરમા મુબારક થએલો માલુમ પડ્યાછે. આ સાહેબને પેહલવેહલો જનમ આપનારાં નેકબખત માતા જાઈજી તે મરહુમ દાદી શેઠની બેહેન નાનીબાઇની વડી દીકરી હતાં; અને તેણીની નાહની બેહેન બ-ચુંબાઈ જારે મરહુમ શેઠ અરદેસર દાદીની સાથે પરણેઆં, તારે આ ફરાંમજી શેઠની સગાઈમા એટલોજ વધારો થયો કે, જેમ દાદીશેઠ તેમની માના મામા, તેમ અરદેસર શેઠ તેવણના માશા કેહવાયા હતા.

સકરમી માબાપોને તાંહાં સપુતો અવતરેલા કાહરે કેહવાએ, કે બાળપ-ણેથીજ તેના ચેન ચાલા ચખરાકીની નોખતપર ચલકતા હોય. આવા સુખ શીતારાની અંદર આવેલા કેટલાક ચરણજીવીઓમા આ શેઠ ફરાંમજીની એવા માલુમ પડ્યા કે, જારે તેવણ સાત વરસની વએ પોંહતા તારે મહમદ શફીની* પોલમા બેસનારા એક બરાંહમીન મેહતાજી બાપુભાઈ સોભારાંમની નીશાલે તે-મના વડવાઓએ પેહલવેહલા ધાંણી ચના સાથના ઉપીઆંણાની ધાંમધુમ

* એ મકાંણ હવડાં મુશા માપલાની પોલને નામે પીછાણી રાકાએછે; અને તે માહેલી નીશાળ પાછલથી હરી મેહતા અથવા ત્રીખકરાંમના નામથી ઓલખાતી હતી. નો. લે.

ભરેલી ફીરીઆથી બેસાડીઆ હતા; જાહા ચારેક વરસસુધી સરેસતા મુજબના વીશે આંકો ઉપરાંત કકો બારાકડી તથા લખવાનુ થોડુક શીખીઆથી પોતાની બચગીને લગરીક શેઆનપતની રાહપર લેતા જારે ૧૧ વરસની ઉંમરના થયા તારે પતુજીની પાઠશાળામાથી રૂખસત પામી, લા ફોરડ નામના માસતરની સભાલ હેઠળ અંગરેજી વીદીઆ હાશેલ કરવા માટે જઈ બેઠા.

વખતની વનાણ મુજબ ગુજરાતી તથા અંગરેજી શીખી લેતા સીશેક વરસની વએપર આવીઆ, તારે કેળવણીની કસોટીમાથી નસીબાનો ટચ ઉતારવા માટે પેહલવેહલા પોતીકી માના મામા દાદીશેઠની સાહેતા પકડી લીધી; કારણ કે તે સાહેબને તાહા વેલાતી વાહાણોની આડત બેસુમાર આવતી હતી, જે માહેલા કેટલાક બારકસનુ દુબાસપણાનુ કામ પોતે ચલાવવા લાગા.

દુબાસના કામ ઉપરાત બીજા વહીવટમા સઘલા મલી આઠ વરસ ગુજરીઆ પછે, દાદીશેઠની દયા ઉતરીઆ ઉપરથી શેઠ ફરામજી શાલે ૧૧૬૫ મા પેહલવેહલા તેમની વઠી આડતીઆ થઈને તેવણનાજ વાહાણ "સાહ અરદેસર" મા ચહડી ચીનની સફરે શીધારીઆ; અને તે પછે બીજીવાર ૧૧૬૭ મા જઈ આવીઆ હતા બે ખેપમા ધણીનુ કામ એવુતો ફાએદાકારક બજાવેલ કે, તાહાનો વહીવટ ઘણી મુદત સુધી તેણાનેજ હાથ નીભીઓ રેહતે, પણ આ સાહેબ છેલ્લી સફર પુરી કરીને મુંબઈ આવીઆ આગમજ દાદીશેઠ મરણ પામીઆ, તેથી અરદેસર શેઠને હાવા મેહનતુ અને અનુભવી શેઠનો વધારે ખપ પોતા પાશે હોવાને લીવે તેણાને હીંઆજ રાખીઆ હતા.

શેઠ ફરામજીની સરવેથી પેહલી મીલકત "ટાડ સ્ટ્રીટ" અથવા વોઘાના મોહોલા માહ્‍લુ એક ઘેર શાલે ૧૧૭૪ મા અરદેસર શેઠે તેમણે રેહવા માટે સસતી કીંમતે વેચાતુ આપેઆથી માલુમ પડેછે એ ઘેરની અદર મરહુમ દાદીશેઠે પરયમ આતસઆદરાન પરથાવેના હતા (જાહાથી કેબલો ઉંચલીને હાલના મોટા મકાનમા લઈ જઈ ગોઠવેઆ પછે તે મીલકત ખાલી પડલી હતી), અને જેમા હવડા મીં પાલણજી દોરાબજી રાણજી રેહછે, તે એમારત કાઈ હાલના જેવી હવેલી નહીં, પણ માતરે એક મજલાનુ સાધારણ ઘેર હતુ; તેને આ સાહેબે વેચાણ લીધા પછે પોતાને રેહવા લાએકનુ તે વખતની ઢપ મુજબ શેણકદાર બનાવેલ.

હીંઆસુધી ૩૮ વરસની વએ પોહતા તારે શાલે ૧૧૭૫ થી શેઠ ફરામજીએ, તાબેદારી તદન છોડીને પોતીકા નામનો નાઓ ધધો સરૂ કીધો. ચીનના વેપાર માટે કેટલાક વેપારીઓની ઉસકેરની ઉપરથી હસન અબદલા નામના અરબ વેપારી પાશેથી તેનુ વાહાણ "સલેમાણી"* પોતીકા બાઈ નરારવાનજીની રાસમા ખરીદ કરીને તેની અદર પોતાનો તથા વેપારીઓનો રૂઉ નોલ લઈ ચીન ખાતે ચહડાવી મોકલાવેઓ એજ ટાકણે બીજા વેપારીઓના તરણ વાહાણો નામે "એશીઆ," "જેમસ દરમડ" તથા 'બરણશવીક'થી તે તરફ હકારી ચાલેઆ

* આ બારકસ ૯૦ સને ૧૭૯૭ મા મસકતના ઇમામને વાસતે દમણ ખાતે બધાએલ હતુ. ના. લ

હતાં. એ વખતપર અંગરેજ તથા ફરાંનસ વચે ચાલતી લડાઇને લીધે, ઉપલાં ચારે બારકશે મલબાર કોરાટ્રાની હારપર જઈ પોંહચતાંજ ફરેંચનો આડમીરાલ મેરેંગો મનવરોનો કાફલો લઈ તાંહાં ફરતો હતો તે તેઓને હુંબાલે દોડઓ. "એશીઆ"ના કપતાંને કેદ પકડાવાની ધાસતી બાઈ પોતાનું બારકસ તાંહાંના કોઈ કીનારાપર ચહડાવી દીધું, અને "બરંનસવીક" તથા "જેમસ દરંમમંડ" સતરૂઓના હાથપર સપડાઈ ગયાં; પણ "સલેમાંણી" જે મસકતના ઈમામને વાસતે મેંનવાર તરીકે બંધાએલું હોવાને લીધે ચાલમા સરસ હતું; તે દુસમેનની ચુંગાલમાથી છટકીને સહી સલાંમત ચીન ખાતે જઈ પોંહચીઊં.

સંજોગ એવો બનેઓ કે એની સાથના તરણ વાંહાણોનો માલ તદન નહીં પોહતાને લીધે, ચાનના બજારમા રૂઉનો ભાવ એટલો તો ઉછલેઓ કે, "સલેમાંણી" માહેલો સઘલો માલ ઘણી ઊંચી પીંડે વેચાયાથી માલ તથા વાંહાંણ ધણીઓને બેહદ નફો ઉપજેઓ; અને તેના પરતાપથી શેઠ ફરાંમજીએ પોતીકા ભાઇનો ભાગ ચુકતો કરી દઇને આખું વાંહાંણ પોતાને હસાબે કરવું રાખેઊં.

સારાં નસીબે ચીન ખાતેના પેહલા રોજગારમા શેઠ ફરાંમજીનો પાયો એવાતો ઉસતવાર થયો કે, તેના સંબંધમા એક શાખા પેહડી પોતે કલકતા તરફ હુધાડી; અને તેનો વહીવટ ચલાવવા માટે સાલે ૧૧૮૦ મા પોતીકા ભાઈ બે-રાંમજીને તાંહાં રવાંણે કરી દીધા હતા. એ ભાઇને જારે તાંહાંથી ચીન ખાતે મોકલા, તારે તેની બદલીએ શેઠ ખરશેદજીને કલકતે કાહડેઆ હતા; અને તે પછે શેઠ નવરોજજી તથા રૂસતમજીને પણ દરએકની બદલીએ ચીન તથા બંગાલે-મોકલાવીને બધી વાતે માહીતકાર કીધામાં કાંઈજ કશુર રાખી નહીં.

હમારી-યાદદાસતમા એક સારે ઠેકાંણેથી સાંભલેલી વાત જે સચવાઈ રહીચ, તેને અતરે દાખલ કરીએચ કે, ચીન ખાતે પરખેઆત થએલી અને પેહલા વરગમા ગણાઈ ચુકેલી મી૰ જારદીન માથીસણની કુંપનીનો અસલી વડો ભાગીઓ મી૰ ઉલીએમ જારદીન, જારે નામદાર ઈસટ ઈંડીઆ કુંપનીને નાંમે ચાલતા વેપાર ખાતાંના એકાદ વાંહાંણનો ડાકતર હતો, તે વખતે આ શેઠની સાથે તેને ઘણોજ ઘરોબો થયાથી, પેહલવેહલો અફીનનો ધંધો બેહુની શાસમા ચાલુ કીધો; અને તેહવો સંજોગ થોડુંક સુધી ચાલેઆ પછે તેમાં સાર જારે સારો નહી જોયો, તારે પોતે એવોજ વીચાર નીસચે ઠેડવેઓ કે, એ જેહરી ધંધાની શોડ હવે ફરીથી કોઈવાર ઉભું રેહવુંજ નહી; અને તેજ નેમ પોતે એવીતો ઉસતવાર પકડી રાખેલી હતી કે, જાંહાંસુધી વેપારમા વપરાતા રેહેઆ તાંહાંતુલીક હરગેજ થાઈ અફીનનો રોજગાર પોતે કીધોજ નહીં.

ફરાંમજી શેઠનો વેપાર કાંઇ એખીલો ચીન અને બંગાલા સાથે હતો એટ-લુંજ નહી, પણ તે ઉપરાંત મધરાજ તથા વેલાત વગેરે બીજાં ઘણાંક દેશો સાથે વીટલાએલો હતો; અને તેમા પાંચ વાંહાંનો* પોતાના ખુદ તથા બીજાં નોલે લઈ વાપરવામા લાવતા હતા.

* પેહલું "સલેમાણી," બીજું "મીનારવા" (દાદીશેઠની અસકેઆંમત માહેલું વેચાતું લીધું હતું,) તરીજું "બોમબે કેઆસટલ" (મી૰ લીકી કુંપનીની શાસમા

આ સરીમત શેઠ એક પરમાણીક વેપારીમા પોતાનુ નેક નામ જેવી રીતે સગલી વરણના શોદાગરો વચે દીપાવેલ હતુ, તેવાજ હેતુથી પોતાના જાતીઓ માબી એવાતો પેઆરો થઈ પડ્યા હતા કે, તેઓને સુખી રાખવા કાજે પોતે આગેવાન થાઇ પઈસા ખરચવા, તથા કરાટ ખેંચવાની કશી ખોટાઈ દેખાડતા નોહતા એવનના બાઈ લીમજી શેઠ જારે ૧૧૯૭ મા ગુજરી ગયા, તારે શેઠ ખરશેદજી જે ધધાવીના બેકાર હતા તેનાને મીં૰ ગ્રીમીંગટન કગફરડને તાહાની દલાલીના મોટા કામ ઉપર મરહુમ બાઈની જગોએ પોતે આગેવાન થઇને લઇ જઇ બેસાડ્યા હતા, અને તેજ મુઆફેક બીજા બાઈઓનેબી બનતી કોશેસથી હરેક કામકાજમા મદદ થતા હતા તેથી બનાજીના બોહલા ખાનદાનની મોટાઇનુ નામ આ સકરમી શેઠને મલતુ હતુ

વેપાર ખાતાની રૂડી વલાણ જાહાસુધી આ શેઠને હાથ ચહડતી રહી, તાહા તુલીક પોતાના ઉદીઓગી વહીવટમા વીટલાએઆ છતા પરજા ઉપીઓગી કામો માટે હેવીતો કાલજી રાખેલી માલુમ પડી આવીચ કે, તેટલાને વાસતે જાણે આ સખી નરે જનમ લીધો તારથીજ પોતાને પેદા કરનાર પરમેસવરની હજુર અતકરણની કબુનાત આપી હોએ કે, હઇઆતીની છેલી ઘડી સુધી પોતીકા ભાઈબહુઓની બરદાસત લેવામા બનશે તાહાસુધી દરવીઅને કોઇ વાતે હઇડ ધરશેજ નહીં; અને તે કબુનાત આ માહપુરશે ખરી શોઅનાથી જે પુરી પાડીચ, તેની તુલોતવીલ કેફીએતતો આ ટુક નોધમા સમાઇ સકતી નથી, મગર જેટલી જાણવાજોગ બાબદોએ તેમની કીરતી સાથે તાલુકો જોડી લીધોચ, તેજ માતરે એક ઇઆદી તરીકે હીંઆ દાખન કરીએછે

પારશીઓના ઘરકુથલા સબધી તટા ચુકવવા માટે આગલા વરશોપર બરાતી પચાતનો અધીકાર બજાવવામા બીજા શેઠીઆઓની સાથે બનાજીના ખાનદાન વાનાઓ સામેલ રેહતા આવેઆચ, તે તરીકા મુજબ આ શેઠબી પોતીકા કુટબના વડા તરીકે સાલે ૧૧૮૬ થી પેહનવેહલા બીરાજીને ૨૫ વરસ સુધી અનજુમનની શેવા બીન સવારથે, અને સવતતરપણે જાનવીને બજાવતા રેહેઆ, પણ તેવણુ ી પછે એ કબીના માહેલો કોઈબી સખસ પચાત ।। અકાબરનુ માન મેલવાએલો માલુમ પડ્યો નહીં

આ ટાપુ ખાતે જાડે કેલવણીમા હવડા જેટલો વધારો થાએલો નોહતો, તેવા વખત પર સાલે ૧૧૯૧ મા એક નામદાર ગવરનર માઉંટ સટીઉઅરટ એલફીનસટન ી શેફારસથી, અને ઇનજીનીઅર ખાતાના કપતાન જારવીસના શેકરેટરીપણા હેઠલ "નેટીવ ઇડીઉકેસન શોસાઈટી" નામની અગરેજી તથા

લઈને પાછનથી વેચેલ હતુ તે બે હાથ ફરેઆ પછે છેલે સર જમશેદજી જીજીભાઇ બારોનેટને તાહા ઘણા વરશો સુધી રહેલ હતુ,) ચોથુ "ગોનકદા" અને પાચમુ "બકીંગહામસાયર" આ માહેલા બે બારકશો તો ઘણા વરશો સુધી સલામત રહી ધણીને નેહાલ કરતા હતા, પણ ચોથુ જારે ઈ॰ સને ૧૮૪૧ મા મધરાજથી લસકર લઈને ચીનની લડાઈ સારૂ જતા તાહાના દરીઆવમા ડુબી ગયુ, તારે છેલુ વાહાણ વેચાતુ લીધુ હતુ
નો॰ લ॰

દેશી ભાષા શીખાડનારી સકુલ પેહલવેહલી ઉઘાડીને, તેની દેખરેખ માટે બો-રડ આવ ઈડીઉકેસનની મડલી જે સથાપવામા આવી તારે તેના કેટલાક અધીકારીઓની સાથે આ સાહસીક શેઠીઆએ કેલવણી ખાતાની થાપણમા પોતાની તરફથી દસ હજાર રૂપીઆની બખશેસ આપેઆ ઉપરાત, તે નેક કામના વધારા વાસતે એવીતો આગેવાણી અગેજી લેતા રહેઆ કે, મરણની માતરે સાતેક મહીના આગમજ જઈફીએ તેનાની સરીર સકતી ઘટાડઆને લીધે પોતીકો આ સરવેથી પેહલવેહલો જાહેર અધીકાર સાલે ૧૨૧૯ ની આબે-રીએ (૨૮ વરશે) છોડઓ હતો.

આ શેઠની જગા પુરવા માટે બોરડના સરનસીન મી૰ લીજેટની સાથે માજી સુપરીમ કોરટના વડા નેઆધીસ સર એરસકીન પેરી, તથા ધી હાનરે-બલ જગનનાથ સકરશેઠે, વાડીઆજી શેઠ બમનજી હોરમજજીને સુઠી કાહડીને તે વીશેની બાહાલી સાહ નામદાર સરકારને લખતી વખતે, આ શેઠીઆની બાબદમા જે સમાચાર જણવિઆ હતા; તેનો જવાબ સેકરેટેરી તરફથી નીચે ટાકેલા સબદોમા સંપુરન થાઈ આવેઓ હતો કે, "છેલે સરવાલે તમોને સુચ-"વવા માટે મને હોકમ થયોય કે, શેઠ ફરામજી કાવસજી વીશે બોરડે પોતીકા "રીપોરટના બીજા ફકરામા પોતાનું ઘટતું માન જે જાહેર કીધુય; તે આ વખતે "એક નામીચા અને આબરદાર ગરહસથની યાદગારી દાખલ બરોબર તકસર "કેહવાએછે. નામદાર ગવરનર તથા તેની કાઉનશીલ પોતે તથા તેઓની "જગાપર થાઈ ગએલાઓ આ શેઠની લાએકાત વાશે તેઓ વીચારો જે ધરા-"વતા હતા, તે આ જોગવાઈએ ફરીથી જાહેર કરીએછે. કેલવણીના માહ-"ભારત કામને મદદ આપવાથી પોતાના મુલુકની શેવા સારીપેઠે બજાવી રાખાએ; "એવો વીચાર આ સદગુણી શેઠીઆનો હતો, અને તેજ માફક તેનાએ કરી પણ "દેખાડએછે, તેથી તેણાની લાએકીની કીમત હમો સારી પેઠે સમજીએ છે."

આ સખી નરના બીજા ગપુત શેઠ એદલજી, ચીનથી વાહાણ "હરકી ઉજરા" મધે ચહડીને મધરાજ તરફ ઉતરી પડઆહતા; જાહાથી પગવાટે મુ-બઈ આવતા, ઘણીક મનજેલો પસાર કીધા પછે, પનવેલીની છ માઇલ ઉપર ચોક નામના ગામમા રોજ ૩ જો માહ ૮ મો કદીમી સાલે ૧૧૯૩ ય૰ એ સહીસલામત પોહચેઆ, તાહાસુધી તો તેવણ સરવે પરકારની ખુશી ખુરમીમા હતા; પણ અફસોસ, તેની જીંદગીના છેડાપર એકાએક એવો ગજબ ઉતરેઓ કે, તાહાના ઉતારાની જગોએ તેજ રાતરે પોતાની પાશે હમેસના રાખેતા મુજબ ભરેલી બદુક લઇને શુના; અને ભર ઉગમા હતા તે વખતે પેલી જીઆકાર બદુક કોકસન્જેગે અકસમાત છુટાથી, તે માહેલી ગોલીએ તેણાનો અનમુલો પરાણ પલકવારમા લઈ લીધો. એ વીશેની માઠી ખબર તેમના આ બુજોરગ બાપને કાને પડઆથી, તે સાહેબને મોટો ગમ પેદા થયો હતો; મગર કુદરતના બ-નાવ સામે જાહાજો વીલાપ કીધામા ફાએદો નહીં જોતા, જે બનેઉ તેના શોકર ગુજરેઆ પછે, તે મરહુમના અચો સ્થાનને તાહાથી કલીઆનીને દોખમે અવલમનજન પોહચડાનેશે હતુ. હાવી રીતે મરણ પામેલા બેટાના પુન માટે

આ સાહેબ જાવેદાન સુધી નીભે તેવા કોઇ રૂડા કામનો વીચાર કરતા હતા, તેવામા એક વાત તેણાને એવી માલુમ પડી કે, કામાઠીપુરા તરફ પીવાના પાણીની અતીઅત તગીને લીધે તાહા વસનારા હજારો ગરીબ લોકોને ગરમીના દાહાડાઓપર પોતીકા રેહઠાણો વટીક છોડવા પડેછે; અને પીઆસ છીપાવવા માટે એકથી બીજે ઠેકાણે ભટકતાંતાં તેઓનુ દુખ દુર થઇ રાક્તુ નથી. આ બાબદને શેઠ ફરામજીએ તતકાલ ઉંચકી લીધી, અને ખતરવાડીની ગલીને નાકે આવેલી મુખબાત વાડી નામની એક મોહોટી જગેઆ પોતે ખરીદ કરીને તે માહેલી અહોધાડી વાડી અદર ચાર મોટા મોસાદે કુવાઓ ખણાવેઆ. આ કુવાઓ માહેલુ મીઠ પાણી પરથમ તો સાચાવટે* ચનાવીને જમીનમા ગાંઉલા મોટા નલોની મારફતે, તાહા પોચાડવાની રૂડી ગોઠવણ બધ બેસાડી હતી, અને તેના માટે દકન તથા ગરાટરોડના રસતાઓની વચોવચ બે ટાકીઓ† મજબુત બધાવેઆ પછે ઉપલા કુવાઓ માહેનુ પાણી તેમા લાવીને સઘલી વરણના આશેઆનત લોકોની હાજત સમપુરણ રીતે પુરી કરી દીધીછે. આટલા પુનીઆતના કામને માટે શેઠ મજકુરે સાંભળેઆ પરમાણે ચેઆલીસ હજાર રૂપીઆ સદકે કીધા; અને તે ઉપરાત દર મહીને રૂ૨૫૦ લેખેનો જે ખરચ એ સાહેબની પદરથી થતો ગ્હેઓ, તેની સરૂઆત ૪૦ સને ૧૮૨૭ થી ગણતા ૧૮૨૮ સુધીના પાચ વરસમા રૂ૧૫૦૦૦ પોતે પુરા પાડઆ; અને તે પછે આકેબત અંદેશો વીચારી સરકારને એવી ગોઠવણ બતલાવી કે, "પવઈની જાગીર દર રાલે રૂ૫૦૦૦ ને થોકે ચોકસ મુદતે જે (તેનાએ) રાખેલીછે, તેને જાવેદાન સુધીનો પટો કરી આપેતો તાહાની આએપતમાથી પાણી હમેસા પોહચતુ પાડવાના ખરચની રકમ સરકારના સવાધીનમા સોફવાને તેવણ રાજીછે" આ યુકતી સરકારે પોતા તરફની ભલામણ સાથે નામદાર કોરટ આવ ડીરેક તરો ઉપર જારે લખી વાલી, તારે તે મોટી સભાના માનવતા સાહેબોએ શેઠ ફરામજીનુ માગવુ ખુશીથી બાહાલ રાખીને પવાઈ ગામના એક જાઇત તર સઠી દાખલ તેમની સાથે રેહવા માટે હીંઆની સરકારને ફરમાવેલ હતુ; તે એટલાજ માટે કે કોઈ સજોગે શેઠ ફરામજીના વારેસ વકીલો ઉપલી ટાકીમા પાણી પોહચતુ કરી નહીં રાખે તો, સરકાર પોતે તરસતી દાખલ પવાઇની ઉપજમાથી તે ખુબ કામને સદા સરજામ પોહચાડેઆ કરે. આ રૂડી મન સનીના શેઠીઆની નેક ધારણા તેણાની હઆતીબાદ ઘણા વરસો સુધી ઉપલી ગોઠવણ મુજબ સરકારના વચે પડઆવના આરાણીથી ચાલુ રહીને તેજ ધોરણ મુજબનુ કામ આજ સુધી કાએમ નીભેછે, અને તેનો વહીવટ સાંભળેઆ પરમાણે હવડા શેઠ નાનાભાઇ ફરામજી કાવસજી ઘણી સારી રીતે ચલાવેછે, માટે શેઠ ફરામજીની ફકત આટલીજ સખાવત ઉપર ૧૮૭૩ સુધીના પાછલા

* સાચો જારે પાછલથી બીગડીને તદન રદ થયો, તારે ચાર માહેલા બે કુવાઓના પાણીને બેની અદર ભીતરથી મેલવી લીધા, અને બાકીના દરેક કુવા ઉપર આય બલદોની મોટ ઘણા વરસો થયા દાહાડામા તરણ વાર ચાલુ રાખેલીછે.

† મોટ ચાનતી જગેઆથી લગભગ બે માઈલ દુરછે. નો૦ લે૦

૪૫ વરસમા બીજા ૧૩૫,૦૦૦ રૂપીઆ, પરાંણીઓની પેઆસ છીપાવવા માટે ખરચાઈ ચુકા. ઉપરાંત તેજ સાહેબે બાંધી આપેલી બે ટાંકીઓ, જાંહાંસુધી સલામત રહીને તાંહાંની વસતીનું સુખ સાચવશે, તાંહાં તુલીક શેઠ ફરામજીની યાદગારી કોઈથીબી ફરાંમોસ થવાશે નહીં.

ઇનસાફ ખાતાંની ફોજદારી (સુપરીમ કોરટ) અદાલતમા છંડાતા મુકદ્દમાની વખતે આગલા દાહાડાઓપર પેઠી તથા ગરાંડ જુરીમા માતરે અંગરેજ લોકોજ બેસતા હતા; પણ કેટલાક સાહસીક અમલદારોની ભલાંમણ મુજબ નામદાર સરકાર તરફથી શેહરના દેશી શેઠીઆઓને પેહલવેહલાં પેઠી જુરીમા બેસવાનો હક જારે મલેઓ તારે આ નામવર શેઠ ફરામજીબી પોતીકા વરગના ગરહસથોની સાથે પેહલવેહલા રોજ ૨૬ મે માહા ૮ મે કદીમી સાલ ૧૧૯૭ થી તેમા બીરાજવા લાગા; અને જારેબી તેમનો વારો આવતો, તારે પોતાની પકી ઘુમી ઈનસાફ ખાતાંમા રૂડી રવેશે વાપરીને દીપી નીકલતા હતા.

અંગરેજી હકુમતના આ ઇલાકાની અંદર આવેલી છાસઠી માહેલી પવઇનો મોટો વજીફો જે પરથમ ડાકતર હેલેન સ્કાટ પાશે હતો, તેનું બરનુ તેણથી અપાઈ નહીં સખાયાને લીધે સરકારે તેના હાથમાથી છીનવી લઇને સાલે ૧૧૯૭ મા આ શેઠને દરસાલે રૂ ૫૦૦૦ ને થેકે કોઇ ચોકસ મુદત સુધી જે સોંફી આપેઓ હતો, તેમાં સઘલા મલીને હેઠલ જણાવેઆ મુજબના ૭ ગામો આવેલાંછે.

| | | |
|---|---|---|
| કોપરી. | તુંગવાન. | પવઈ. |
| તીરંદાજ. | પચકોલી. | સાંકી. |

આ ગાંમની ઉપજમાથી બે ટાંકી અંદર જાયુક પાણી પોંચતું પાડવાનો ખરચ આપવા માટે સરકાર સાથે તેજ સાળમા જારે બંદોબસત થયો, તારે મુદત ફેરવાવીને ચંદરોકાળ સુધીની કરાવી લીધી હતી; અને તેપછે ૧૨૦૬ મા થેકાને હસાબે અમુક રકમ એકેદમ ભરી દીધાથી આ જાગીરો સરકારે જાયુકની વેચાંણ કરી આપી હતી. આ વજીફો જારે પેહલવેહલો શેઠ ફરામજીના હવાલામા આવેઓ, તારે તાંહાં ઘણામા ઘણી એકશો માણસોની વસતી હતી; અને પેદાએશબી સરકારનુ ભરણુ આનમાન પુરૂં થાએ તેટલી ઉપજી શકતી હતી; પણ આ હીમતવાન શેઠીઆના પનોતાં પગલાં તાંહાં મુબારક થયા પછે જેમ વસતી વધી પડી, તેમ તાંહાંની ઉપજને ઉતેજન આપવાના હેતુથી અવલમા તેનાએ શેરડીનો પાક વાવીને તેમાથી સાકર બનાવવા માડી; ગુલીનો પાક કરી દેખાડેઓ; અને સેતુતના જાહાડ રોપીને રેસમ કાહડી આપેઆથી ગરીબ ગાંમડાંને સવરગી રાજના ચીન જેવી મોટાઈએ પોંહચાડી દીધું; એટલુંજ નહીં પણ તે ઉપરાંત અનેક તરેહની વનસપતી તે જમીનમાથી તેવણ ઉપજાવવા લાગા. હીંઆંના ગરીબોની હેવી ફરીઆદ આ શેઠે સાંભલી કે મુંબઈ જેવાં ગુલજાર શેહરમા કેરીના મેવાની લેહજત તેઓને મલતી નથી, માટે તેઓની આશેઆ પુરી પાડવાના હેતુથી આ દયાલુ શેઠે તાંહાં પુસકલ આંબાઓ રોપા-

વીને તેપરથી ઉતરતી કેરીનો* રસ વઠીક તેઓને ચખાડ્યો હતો. આ ગામને આબાદી હાલતે પોંહચાડવા સારૂં શેઠ ફરાંમજી એટલાતો ફીદા થઇ પડ્યા હતા કે, પોતીકા બેહોળા વેપારવણજના ઉપોયોગી કાંમની કશીએ દરકાર કીધાવના માતરે પવઇનાજ પેઆરપર લપેટાઇને તેની ઉલટમા પાંચ લાખ રૂપીઆ ખરચી નાખેઆ; પણ તેની ઉતપંતીમાથી ઘણા વરસો સુધી આશેઆ પુરતી ઉપજ થએલી તેનાએ બીલકુલ જોઇજ નોહતી. આ વજીફા ઉપર શેઠ ફરાંમજીએ લીધેલી અંતકરણની કોશેસની કદર આપણા માજી ગવરનર સર જાન માલકમે બુજીને તેમની સ્તુતી પોતીકાં પુસતકમા તે નામદારે જે જણાવેલીછે તેની નોધ નીચે જાહેર કરીએચ.

"ફરાંમજી કાવસજીના પવઇની મીલકત જોવા માટે તા॰ ૩૦ મી નવે-"મબર ૧૮૩૦ મા હું ગયો હતો; જાંહાં મજને જેટલી ખુશી ઉપજી તેટલી "કેથેબી માલુમ પડી નોહતી. આ નાંમીચા દેશી ગરહસથે અગતના કેટલાક "સુધારા સારૂં પોતાનું ઘણુંક દઇવત ખરચેલું દેખાએછે; જેમા કેટલાક કુવાઓ "તથા તલાવો ઓધાવેઆ, એટલુંજ નહીં પણ રસતાઓનેબી રોણકદાર બંધા-"વીને સોહામના કીધાછે; તાંહાં એમારતો બંધાવી, અને તે ઉપરાંત સેરડી, "ગુલી, અને રેસમના પાકનીબી સારી અજમાએસ કરી દેખાડીછે. સાકર "બનાવવા સારૂં ઉમદા કેહેલું† જે બનાવેલ હતું, તેમાથી નીકલતો નીતરો રસ "માહરી નજરે હુંએ જોયો હતો; અને તેજ જગાપર ગુલીને સારૂં બાંધેલાં "મકાંનોબી સારાં દેખાયાં હતાં. આવી ઉમદા તરેજે બનાવેઆથી શેઠ ફરાં-"મજીનો ચાહ પોતાની મીલકત ઉપર થોતો જોઇ મને અચરતી ઉપજેઆવનો "રહી નોહતી. વળી એજ મીલકતની અંદર એક બગાચો જે શીંગારવામા "આવેઓચ, તાંહાં ગાંમે ગામના મેવા માટે તરેહવાર ઝાહડો રોપેલાંછે; અને "તેથી થોડક દુર જતાં જોએઁ તો અંગરેજોના ઉતારા સારૂં ધરમશાળા જેવી "એક સોહાંમની એમારત બાંધેલી દરસાતી પડી. આ ઘર મુંબઇથી થાંને જતાં "વચોવચ આવેલચ, તેથી મુસાફરોને રસતાની કરાઠથી વીસાંમો લેવામા ઘ-"ણુંજ સંતોસકારક માલુમ પડેછે. હાવી રીતે શેઠ ફરાંમજી પોતાના લખતની "સરત પાલવામા કેહવા આકીનદારછે, તે તેણાની જાતી હીંમતથીજ પોતે "પરકાશી નીકલેઆછે; કેમકે જમીનને સુધારવાનુ સરવેથી ઉતમ કાંમ એ "સાહેબ જેમ સહમજેછે, તેમ આ મીલકતમાથી ફાએદો મેલવાનુ તેવણ હ-

---

* આ ગાંમમા ઉગાડેલા આંબા ઉપરથી પેહલા ફાલની ઉતારેલી ઉતમ કેરીન આપણી નામદાર મલકાંને મલીકા માહરાંણીને માટે ઈ॰ ૧૮૩૮ મા મેલબોટની મારફતે, પોતીકા ઉદીયોગની યાદગારી તરીકે ભેટ મોકલાવી હતી; અને તે એવી તરેહથી પેક કરાવી હતી કે, તાંહાં પોંહતી તારે જાહાડપરથી તરતની તોડી હોય તેવી તાજીને તાજી રહી હતી; અને તે બાબેદેઠ પાએતખતવેરથી સાબાશીના સરોદ સાથે આ શેઠીઆનો મોટો આભાર નામદાર રાણી સાહેબે માનેઆ હતો. — નો. લે.

† શેરડીના રસ કાહડનારાં યંતરોને દેશી લોકો કેહેલું, અથવા કોહોલું કરી કેહછે. નો. લે.

"વડાં કાંઇજ ધારતા નથી; તોપણ જેમ બનેચ તેમ સુધારાને સારૂં પોતાનો "દરવીપ ખરચવામા મોટું દીલ દેખાડેછે, અને તેથી કરી સુધરાઇની રીતીને "યુરોપીઅનોની તદબીર સાથે બરોબર સરખાઇ શકાએછે. આ વજીરો શેઠ "ફરાંમજીને નામદાર સરકારે જાવેદાન સુધીના હકથી જે આપેઓછે, તેથી "સરકારનેબી કોઇ રીતનું નુકસાન પોંહચવાનુ નથી. મગર તેના બદલામા "ઘણે દરજ્જે ફાએદાજ હાશેલ થશે. માટે આ બાબદમા શેઠ ફરાંમજીની "આબરૂ તથા તનદરેસતીનો વધારો ચાહુંછું. એ શેઠીઆની બુલંદ હીમત "જોઇ મને દલગીરી એટલાજ માટે ઉપજેચ કે, તે બાબેની યાદગારીનો રૂડો "બદલો આપવા સારૂં તે વખતે માહરાથી પેહલાં તજવીજ થઇ શકી નહીં; "તેથી હાજર હોએ તેને હજુર કરવાની કેહવત ઉપર તવકલ કરીને માહરી "પાશે સોનાનુ ઘડીઆલ સાંકરી સાથે હતું તે તતકાલ ગલાંમાથી કાહાડીને "તાંહાંના રેહવાશીઓ જે તોલાં બંધ આવી ઉભેલા હતા તેઓની હજુર માહરા "વીચારો કહી સંભલાવી પેલી ભેટ શેઠ ફરાંમજીને ગલે હુએ ઓલકીને ઘટતી "ફરજ અદા કીધી હતી." આટલી યાદગારીથી જેમ શેઠ ફરાંમજીને, તેમજ પવઇની પરજાને ઘણો મોટો સંતોસ ઉપજેઓ હતો તે બાબે જાહાજનું લખવાની કશી અગત જણાતી નથી.

જરથોસતી કોમમા જનમ પાંમીને, આ શેઠીઆએ પોતાનો સંભાલ લેવા ચાહેઓ, તે કરતાં વીશેશ કાલજી પોતીકા હમદીન ભાઇઓના ભલાં કાજે રાખીને શાલ ૧૧૮૬ થી પંચાએતના એક અકાબરમા પોતાનું નેકનામ નોધાવેલું; અને તારથી તે ૧૨૧૦ સુધી પોતાની પાશે તે ઓહદો જાલવી રાખતાં, અંનજુમનનો હક સંભાલવા માટે બાઇબંધ અકાબરોને સવતંતરપણાથી સારી સલાહ આપવામા, તથા વાજેબી ઇનસાફ ચુકવવામા સદા સાંમેલ રેહતા હતા; પણ પંચના ચોગલાઓ માહેલા કોઇ કોઈ સાહેબોએ જારથી ઇનસાફના કાંમોમાં રાખ રખાવત ચલાવવા માડી તારથી આ શેઠીઆએ કચવાટ ઉપજાવીને પંચાએતમા બીરાજવાનુ તદન બંધ કીધું હતું.

શેઠ ફરાંમજીની દીકરી દીનબાઇ રોજ ૫ મો માહા ૯ મો કદીમી શાલે ૧૨૦૦ ય૦ એ બેહસતનશીન થયાં, તારે તેણીના પુણ માટે મુંબઇમાં એક દોખમુ બાંધવાનો એરાદો કરી તેણીના માશીસાને દાહડે પંચના ડુંગરપર ટાંણો પુરાવેઓ; અને તે પછે કાંમ એટલી જહડફથી સંમપુરણ કરાવેલું કે, રોજ ૫ મો માહ ૯ મો કદીમી શાલે ૧૨૦૧ ય૦ એ વરશીને દાહડે ઇંજાવીને જરથોસતીઓના રવાંણોને અવલમંજલ પોંહચાડવાના કારણસર વાપરવા માટે પંચાતને હવાલે કરી દીધું, તે ઉપર આ સખી નરે રૂ ૭૦,૦૦૦ ખરચેલા સાંભલેઆછે. દોખમાનું કાંમ ચાલુ અસતાં તે વખતપર આ ટાપુ ખાતે એવી અફવા ફેલાઇ હતી કે, કોઇ મરણ પાંમેલો જરથોસતી દોખમે ચહડઆ પછે જીવતો થયો હતો; અને પોતાને મારી નાખનાર નસાસાલરોની ધાસતી રાખીને બની તેટલી કસટ ખેંચી (બંધ બારનેના દોખમાં અંદરથી?) તજવીજ કરી તતકાલ બાહેર નીકલેઆ પછે, થાણા તરફ નાહશી ગયોછે. આ બાબે શેઠ મજકુરે ઘણીબી

તલાસ કીધી, અને મુએલાં જીવતાં થતાંને મારી નાખવાની ગુપત વાત પરીછવા સારૂં નસાસાલારોને ઇનામ વટીક આપવા કહેણ; પણ કોઇબી રીતે ખાતરી ભરેઓ ખોલાસો જારે નહીંજ મલેઓ, તારે તેવાં નીરદોસ પરાંણીઓના જીવ બંચાવવાના હેતુથી એક યુકતી આ સાહેબે એવી લગાવી કે, પોતીકાં દોખમાની અંદરથી પથરની એક સીહીડી બંધાવીને તેનીજ પાશે સાંકર જડાવી લીધી કે, મબાદા કોઇબી મરણ પાંમેલો જરયોસતી જીવતો થાએ તો તેના આધારથી બાહેર નીકલી શકે. આ દોખમુ બંધાઇને વપડાયાને આજે લગભગ અડધી શદી થવા આવી, તાંહાં તુલીક તેની અંદર મરણ પાંમેલા સેંકડો રાખશો જઈ પડ્યા છતાં, તે માહેલો કોઇબી જીવતો થઈ બાહેર નીકલેલો જોવા તથા જાંણવામા આવેઓ નથી; પણ ફકત લોકોના વસવુસા ઉપર આ શેઠીઆએ સરવેને સંતોસ પમાડનારૂં કામ બજાવેલ હતું.

પારશી શેઠીઆઓએ પરથમ પેટીજુરીમા બીરાજીને ઇનસાફના કામોની જારે વખાણ મેલવી લીધી, તારે તેઓમા જે પેહલે વાગેના હતા તેઓને ગરાંડ જુરીમાં દાખલ કરવાનુ કમીસન રાજકરતાઓ તરફથી એનાએત થયા મુજબ, આ સાહેબ પેહલવેહલા રોજ ૮ મો માહ ૧૧ મો કદીમી શાલે ૧૨૦૨ થી બીરાજવા લાગા; અને તેપછે રોજ ૪ થો માહ ૮ મો કદીમી શાલે ૧૨૦૩ થી સુલેહના અમલદારોની સંફમા નામદાર સરકારે તેણાને સામેલ કીધા હતા; જે ઓહદાઓ આ શેઠે મરણની છેલ્લી ઘડીસુધી સાચવી રાખીને ઇનસાફના તથા બીજાં સંસારી કાંમોમાં સરકારને તેવણ અછા મદદગાર થઈ પડ્યા હતા.

પારશીઓના ગરીબ તથા નાવારેસ છોકરાઓને જંદ અવસતા શીખાડવા માટે મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, તથા શેઠ જીજીભાઈ દાદાભાઈની સાથે આ સાહેબ સામેલ રહીને શાલે ૧૨૦૫ મા એક નીશાળ* પેહલવેહલી સ્થાપી, તારે તે ઉપર થએલા ખરચની તરીજી પાતીના રૂ ૩૦૦૦ તેનાએ આપેઆ હતા.

મરીન પલટનની છાવણી પાશે આવેલો ધોબીતલાવ, જે વાશે એવું કેહવાએચ કે, પોરટુગીસ લોકોના અંમલ વખતે તેનીજ ગનાતના કોઈ ધોબીએ પોતીકા તથા પરજાના ઉપીયોગ માટે ખોદાવેઓ હતો; અને તે કોઈ સદીઓ સુધી "ધોબીતલાવ" નેજ નામે ઓલખાતો હતો; પણ લોકોના ફુવરપણે વપરાતો રહેઆને લીધે, પાછલથી તે માહેલાં પાંણી ઘણાજ ખરાબ થઈ ગયાં હતાં; અને તેહવામા જારે ટીપણી આવી તારે તેવા સમાપર આ ઉદાર મનના માનવતા શેઠીઆએ રૂ ૩૫,૦૦૦ ને આસરે ખરચીને તે તલાવનુ તલીઉં સાફ કરાવેઉં, તથા ઉંદાંણમા વધારે ખોદાવીઆ પછે નવેસરથી મજબુત બંધાવીને, રોજ ૧૧ મો માહા ૫ મો કદીમી શાલે ૧૨૦૮ ને દીને સઘલી વરણની પરજાના ઉપીયોગ માટે વાપરવા આપેઓ. આ ઉપરથી નામદાર સરકારે રૂડું ઘેઆણ પોંહચાડીને હાવા ધરમી શેઠનુ નામ કાએમ રાખવાના હેતુથી સતા ભરેઉં જાહેર નામુ કાહડીને તે તલાવના અસલી નામને બદલે ઉપલાં રાજથી "ફરાંમજી

* એ નીશાળ થોડુંક સુધી ચાલેઆ પછે બંધ થાયલી માલુમ પડીછે. ના.લે.

કાવસજી તલાવ" ને નામે ઓળખવા તથા બોલવાની ફરજ જોકે પરજા ઉપર પાડીછે, તોપણ વસતીનો મોટો ભાગ હજીસુધી આગલીજ અટકને હઇડુ ધરી બેઠેલો માલુમ પડેછે.

આપણી ટાપુ ખાતે જારે વેપારનો વધારો અતીઅંત થવા માડયો, તારે નાણાની સગવડ સાચવવા થકી મજબુત પાયાપર એક સરાફી પેહડી, જેને અંગરેજીમા બેંક કરી કેહચ; તેવું જાહેર ખાતું ઉઘાડવાના હેતુથી આ શેઠીઆએ પોતીકા અંગરેજ તથા દેશી વેપારી મીતરો સાથે ઘણું સુધી મસલહત કરતા રહીને સરકારની સાહેતાથી ઈ૦ ૧૮૪૦ મા પેહલવેહલી "બોંમબે બેંક" અતરે ચાલુ કરાવી હતી; જે બાબેની આગેવાંણીમા કેહચ કે સરવે કરતાં સરસ મેહનત એજ શેઠીઆની સમાએલી હતી.

શેઠ ફરામજી જેમ પછથી સુખી તેમજ હરેક વાતની અવનવી ચીજના શોખીખી હતા; જેની સાદત હીંઆં એવી નોધી લઇએચ કે, એ સાહેબે શાલ ૧૨૧૧ મા મજગાંમ ખાતેની પોતીકી વાડી અંદર બે વાર વગર ટેલથી જહલકતા દીવાની (યાને ગેઆસ* લાઇટની) રોસની દીપાવી હતી; તેમા એક વખતે આપણાં માનવંતા મરહુમ ઉમરાવ સર જમશેદજીને નાઇટનો એતાબ પેહલવેહલો મલેઓ, તારે તેની ખુસાલીમા તે સાહેબને નોતરીને મીજલેસ મેલવી હતી; અને બીજીવાર તેણાને તાંહાં કોઈ તીરથ ટાંકણીબી તેવીજ રોસનીથી તે મકાણને આરાસતગી પમાડી હતી.

આ સાહેબ અંગરેજી તથા ગુજરાતી કેતાબો વાંચવાનો જેટલો અભીઆસ રાખતા હતા, તે કરતાં વધારે કાળજીથી પોતીકા ધરમ ઉપર ઘણાજ ચુસત રહીને અશોઇપણું વીશેસ જાલવતા હતા; પરજા વચે વીદેઆનો ફેલાવો કરવાના હેતુથી પરથમ "તજકરતોલ હોકમા" નામની એક ફારશી કેતાબ, જેમા આગલા જુનાની એલમાઓના અહેવાલ સાથે, તેઓની નશીએત તથા નીતી બારેલા વચનો સમાયલાછે, તેનો ગુજરાતી તરજુમો મરહુમ મોબેદ ડોસાભાઈ સોરાબજી મુનશી પાસે કરાવીને શાલ ૧૧૮૭ મા છપાવેઓ હતો; અને તે પછે બીજા ઘણાક ગરંથોના તરજુમા ઉપર તેનાએ ગરચ ખરચેલા કેહવાયાછે; પણ તેની ચોકસ ખબર નહીં મલેઆને લીધે તેટલી વાત પડતી રાખી, આ સાહેબે પાછલા વખત ઉપર રૂ ૮૦૦૦ ની સખાવતથી જરથોસતીઓના ધરમને લગતાં પવીતર પુસતકો નામે "વંદીદાદ", "વીશપરદ" તથા "ઇજશને" નો તરજુમો કરાવીને તે પરશીધ કીધા. આગમજ કેટલાક દસતુરોની મંડલી આગલ તેનાએ મેલાવેઓ હતો; અને તેના ખરાપણા વીશેની સાખેતીમા કેટલીક સહીઓબી તે

* મુંબઈમા જારે હાવી રોસનીની રસતે રસતે થવા માડી, તેની ઘણા વરસો આગમજ પેહલવેહલાં મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફે ચોપાટી ખાતેની પોતીકી વાડી અંદર કરાવી હતી; બીજીવાર શેઠ અરદેસર ખરશેદજી વાડીઆએ પોતાના બંગલામા દીપાવી દેખાડી હતી; તે હસાબે શેઠ ફરામજીને તાંહાં બનેલો અખતરો તરીજીવારનો કેહવાયોછે; અને તારે પણ કોઈના સવપણામાંબી વીચાર નહીંજ હશે કે ગેઆસની રોસનીથી મુંબઇનું શેહર રાતરે જાહેરાંત દીપી નીકલશે. નો. લે.

તરજુમાપર લેવાએલી સાંભલી હતી; પણ કેહવાને દલગીરી ઉપજેચ કે, પાછ-લથી તે તરજુમો સઘલાઓને સખમંદ માલુમ પડેઆને લીધે, જે મતલબથી આ મેહરબાંન શેઠે રૂપીઆ વેરીઆ, તે ધારણા તેનાની રૂડીપેરે પાર ઉતરીજ નહીં.

શેઠ ફરાંમજીના જીગરમા એકાએક એવી ઉલટ ઉસકેરાઇ કે, પોતીકા મરહુમ પીતા કાવસજી બાવા તથા મેહરબાંન જાઈજી માતાનુ નેકનામ ચંદરો કાળસુધી આ દુનીઆં અંદર જોડાઈ રેહ, તેહવું કોઈ પવીતર મકાંણ બાંધવું; અને તેવાં નેક કાંમમા પોતાના બાઇ ખરશેદજી તથા ભતરીજા દાદાભાઇ રૂસતમજીની સાંમેલગીરી ચાહી; જે વાતને તે સખી શેઠોએ અંતકરણથી જારે અંગીકાર કીધી, તારે આ સાહેબે કરેલવાડી આગલ દરીઆ કીનારાપર કોસાદ જગેઆ હાથ કરી લઇને, તાંહાં શેહરને શોભા મલતું એક સુંદર મ-કાણ બંધાવેઉ; જેમા રોજ ૧૭ મો માહ ૪ થો કદીમી શાલે ૧૨૧૫ ય૦ એ આતસબેહરાંમ સાહેબને મોબેદ* બેજનજી રૂસતમજી પાસે તખતનસીન કરા-વીને, તે પાક કેબલાને "કાવસજી બેહરાંમજી બનાજીના આતસબેહરાંમ"નુ જે નેકનામ આપેલું, તેની સાખશીમા એજ કેબલા ઉપર હેહલ જણાવેઆ મુજબ કોતરાવી જડેલી એક તખતી જેમ જેમ દીએછે, તેમજ હાવૂં માહભારત કામ ઉઠાવી લેનારાઓની ખુબી સંબંધી થોડીક કવીતા તેની નીચે જાહેર કરીએચ.

## તખતીની નકલ.

પાક દાદગર દાદાર હોરમજદની મદદ હોજો.

**કાવસજી બેહેરાંમજીના આતસબેહેરાંમ.**

આઅ મુબારક મકાનમા બેહસતનશીન મરહુમ શેઠ કાવસજી બેહેરામજી બનાજી
લીમજી તથા એવણની ધણીઆંણી બાઈ જાઈબાઈ પેસતનજી
એવાની નઇએતે તથા એવણના પુનને વાસતે એઓના ફરજંદો
ફરાંમજી તથા ખોરસેદજી
તથા નબીરા
દાદાભાઈ રૂસતમજી હમસરીક થઇને,
મુંબઈ શેહરમા
કુલે જરથોસતી ફીરકાના લોકોને ઓદાતાલાની બંદગી કરવા સારૂં
માજદીઆસની દીનના ફરમાત મુજબ નુરાંની પાક પાદશાહને
તખતનશીન કીધાછે,
રોજ ૧૭ મો સરૂસઇજદ માહ ૪ થો તીરઇજદ કદમી સને ૧૨૧૫ યજદેજરદી.
સંવત ૧૯૦૨ ના માગસર સુદ ૧૫ ને વાર સનેઉ.
તા૦ ૧૩ મી ડીશેમબર ૧૮૪૫ ઇશવી.

* એ દાહડેથી આ પરમગુરૂને આતસબેહરાંમની દસતુરી તેના માલેકોએ વ-ઊંસ પરમપરા આપેલી સંભલાએછે. ના લે.

બેટા જોઇએ હેવા કે, બાપનુ નામ ઉગારે,
લાખો રૂપઇઆ પોતે ખરચી, ફીરતી બેહરાત પુગારે.
તરણ શેઠીઆએ એખટા રહીને, કાંમ ઉતારેઊં પાર,
ગુજરેલા ભાઇઓ હઇઆત હોતતો, વધતે તેમા ચાર.
બનાજીના ખાનદાન અંદર, આ નવું બી વવાએઊં,
હઇઆત રહેલા સપુતોથી, રૂડું કામ ગવાએઊં.
બે સાહેબો તો ગુજરી ગયા, પણ રહેઊં નામ અંમર,
ઇશ્વર તોફીક હાંશેલકરી, ને બાંધી જબરી કંમર.
બાહસઠ વરસના* અરસામા, જોવો મુંબઈ અંદર,
આ આતસબેહરામની સ્થાપણાનું, રાજછે બારસો પંદર.

આ આતસબેહરાંમના કાંમ ઉપર શરૂઆતથી તે શેવટ સુધી થાએલા ખરચના આસરે રૂપીઆ અડી લાખની અંદર શેઠ ફરાંમજીએ પોતા તરફથી એક લાખ આપેલા કેહવાયાછે; પણ તે ઉપરાંત કેબલાના જાયુક નીભાવસ માટે દરશાલે થતા ખરચનો બોજો, તેવણ શેવાએ બીજા કોઈથીજ ઊંચકાઈ શકાએલો સાંભલેઓ નથી; તો જોકે એજ સમાપર શેઠ ફરાંમજી પોતાને તંગદસતીમા આવતા જોતા હતા, તે છતાંબી મન મોટું કરીને હાવું નેકકાંમ સદા સચવાએલું રાખવાના હેતુથી ભાંડુપની હેહવાનમા આવેલાં બે ગાંમો નામે "કાંનજુર" તથા "વીખરોલી" જે ૧૨૦૬ મા (દરશાલે સરકાર દેનુ રૂ ૯૦૦, કબુલ કરીને) લીધેલાં હતાં; અનેજેઓની નકી ઉપજ દરશાલે રૂ ૨૫૦૦ મલતી માલુમ પડીછે, તે જાગીરને આ પરોપકારી શેઠે પકા બંદોબસતથી અરપણ કરી દીધી, કે જેથી આકેબત સુધી કોઇને ઓશીઆલ રેહવું પડેજ નહીં. એજ આતસબેહરામના સંબંધમા ચાલુ થાએલા ધહંબારો વીશેની બીના તેની ઘટતી જગોએ દાખલ કીધામા આવશે.

આ શેઠીઆના ખવાસ સંબંધી કેફીએતને રજુ કરતાં આટલું તો અલબતાં કેહવું જોઇએચ કે, તેમનો સવભાવ દેખઇતો તાતો, અને મીજાસ ગરમ ગણાતો હતો; પણ સચાઇ તથા સવતંતરપણાપર તેવણ એવાતો ચુસત હતા કે, ગમે એવો જાંણી દોસત અથવા અતલગ સગો, કે જોઇએ તેટલો જરદાર, યા શાહજાદોબી હોએ તો, તેઓની ગેરવાજબી તરફદારી માટે પોતાની સચાઈ હરગેજ છોડતાતા નહીં; અને તેવાઓની નજરમા વાહલા દેખાવા કાજે, અથવા તેઓથી મોટાઈ મેલવવાની મતલબથી ખરખુસાંમદને બેહદ ધીકારતા હતા; પણ જે બીનામા રાસતી જોતા, તાંહાં પોતાની પનાહ પરકાસવામા ખરી ફરજ સહમજતા હતા; અને તેથી કરી તેણાની નજરમા તવંગર તથા ગરીબ સરવે એક સરીખા સમાઈ રહેલા હતા. સાદા ખોરાકને એ સાહેબ જેટલો પસંદ કરતા, તેટલો પોસાકબી સાદોજ પેહરણામા ખુબી સહમજતા હતા.

---

* દાદીશેઠના આતસબેહરાંમ પછે ૬૨ વરશે તેજ પંથના કાવસજી બાવાનુ નામ આ નેક કામથી જોડાએઊંછે. નો. લે.

હાવી નેકનામીથી તેઓની પીછાણ જેમ પોતીકા હંમદીનોમા વીટલાએલી હતી, તેમજ શરવે વરગના યુરોપીઅનો ઉપરાત હીંદુઓ, તથા મહમદીઆનો, વગેરેમા જે પરખીઆત થાએલી હતી, તેનુ વરણન હવે પછેના કોઈક ફકરામા વીસતારીને કેહવામા આવશે.

આ સરીમંત શેઠીઆનો મોહલો વેપાર કલકતા, ચીન, મધરાજ, વેલાત અને તેવનાએ મુણાક દેશાવરો સગાથે ફેલાવો પામેલો હતો; પણ ઘણું કરી વેલાત તથા ચીન તરફની વલાણ વીશેસ માલુમ પડતી હતી. પોતીકી જવાની વએમા ધધો સરૂ કીધો તારથી તે ઓવટની ઘડીસુંધી સચાઈપણે વેહવાર ચલાવતા ચોખી દેઆનત સાચવી રાખીને પેહલા વરગના એક સુધા અને સવતંતર શેઠીઆ બની રહેલા હતા; પણ પાછલા દાહડા તેમના સર ઉપર એવાતો પટલા આવી બેઠા કે, જમાનાના બેવફાઇ ભરેલા ચકરની ચુંગાલમા ફરી પડીઆ છતાબી, પોતાના સત આકીનને ઘણીજ ઉશતવારીથી જાહલી રાખેઓ; અને તેના પુન પરતાપથી આટને કશી રીતે અનવલ આવવા નીધાવના જેવી હીંમત ધીકતા વખતપર રાખતા, તેવીજ સાહુચેતીથી બુઢાપાનો બારીક શમો સંભાલથી સાચવતા દેખાએઆ.

આ શેઠીઆને માથે ગામનુ દેવુ જે થએઉ, તે કરતા દોહોડી અથવા બમની કીમતની મીલકતો તેઓ ધરાવતા હતા; જેની કારસાજી કરી આપનારો કોઈબી સરાફ જો તે વખતપર તેઓને મલી આવેઓ હોતતો, પોતીકે હાથેજ કરજ ફીટાડી દઈને મોટી ફતેહ મેલવતે; પણ તે નેકબખતની નામીચી ધારણા કુદરતના બનાવથી જારે પાર નહીંજ ઉતરી તારે તેની ગમખારીમા લગભગ અડી મહીના સુધી બીમારી ભોગવેઆ પછે, રોજ ૧૯ મો માહ ૬ ઠો કદીમી શાલે ૧૨૨૦ ય૦ એ ૮૨ વરસની ઉપર ૯ મહીના, અને ૨૭ દાહડાની ઉંમરે કાવસજી બાવાના સાત માહેલો આ નામીચો નર; જે માહ દયાલુ, સખીદાતાર, ચતુરાઈ તથા ચાલાકીનો ભંડાર, સરવે ગનાતના લોકોમા મીનનસાર, જગમા વખણાએલો, મયા અને કીરપાનો પતી, વેપાર તથા વેહવારનો જડી, ઈનસાફનો તોલનાર, સતવચણથી સાચાનો બોલનાર, વેહપારીઆમા વડો, વીદેઆ અભેઆસની વરધી ઇછનારો; માહ ગનાની, ઈશાવર ધેઆણી, સત જરથોસતની ઉંમતનો બસતે કુસતીઆન, દાનાઈનો દરીઆવ, ગેઆણપતનો સમુદર, સભાઓને શોભાવનાર, અને અનજુમનનો મુખીય શેઠ ફરામજી બેહસતનસીન થયોછે.

હતો આ શેઠીઓ સખીને દાતાર–રેહમની નજર જે કરતો એકવાર.
તો માટીના નીરાચે બનતું હેમ–એવી તેમા ગુનગારી મયા ને રેહમ.
વેપાર જેને થઇ રહેલો હતો આધીન–વેહવારણી સુધો તેને સવાધીન.
સગત જેની રાસતી જે સાચાનો યાર–રહેઓ વેગલો જુઠાથી જનમતાવાર.
અમેઆશી વીદેઆનો સઉમા રસરા–અનેક કામમા ધરાવરથી પામતોતો જશ.
સુખથી દેખાતો ધુસાનો ધણી–પણ મયા હતી મનમા ને દયા ઘણી.

વહેઆં કઈક જુગ ને વેહશે અપાર–ઈઆદમા રેહેશે આ દયાલુ દાતાર.
ન ચાલતી આ કલમથી વીશેસ વખાંણ–ખતમ થાયછે જીંદગીનુ હીંઆં લખાંણ.
બીના થોડી કેહવાની રહીછે બાકી–એબારતમા સમાવા ચાહેછે બાકી.

ઉપર જણાવેલી ખુબીઓઆં જોકે આપણી વસતી અંદરથી ચાલી ગયો, પણ તેમની કેટલીક બાબદમા હઇઆત રહેલી નેકનાંમીનો બદલો પરજા તરફથી રૂડીપેરે વાલી આપવાની કોઈ ઉતમ યાદગારી કાએમ રાખવાના હેતુથી, રોજ ૨૬ મો માહ ૧ લો કદીમી શાલે ૧૨૨૨ ય૦ એ આ શેહેરના યુરોપીઅન તથા દેશી સરીમંત શેઠીઆઓએ, એક દબદબા ભરેલી મોટી સભા એલફીનસતન કાલેજમા ભેગી કીધી હતી; જાંહાં તેમના ભલાં કાંમોની તારીફમા માજી સદર અદાલતના શેઆંના જડજ મી૦ લીજેટ (સરનસીન), માજી સુપરીમ કોરટના વડા નેઆએધીસ નામદાર સર એરસકીન પેરી, મરહુમ હાંનરેબલ જગંનનાથ સંકરશેઠ, પરોફેસર પાટણ, મરહુમ વાડીઆજી શેઠ બમનજી હોરમજજી, સમાલકાઝ કોરટના માજી બીજા જડજ મી૦ માણેકજી ખરશેદજી, તથા આશીસટંટ પરોફેસર દાદાભાઈ નવરોજજીએ મલી, એકેકથી સરસ ભાસાંણો કીધા પછે, આ મરહુમ શેઠીઆનુ નામ સજીવણ રેહવાની યાદગારી સારૂં કોઈ લાએક જગેઆપર "ફરાંમજી કાવસજી ઇનસટીટીઉટ" નામની એક માહબારત જાહેર એમારત બાંધી, તેણાની લાએકાતને લાંમબી મુદત સુધી દીપતી રાખવાનો ઠેરાવ સરવેના અનુમતથી ચોકસ ઠેરવ્યો.

આ કારણ માટે ફરતી કીધેલી હુંઘરાંણાની ટીપમાં પરજા તરફથી લગભગ રૂ ૧૦,૦૦૦ ભરાએઆ, અને તેમાં પરોફેસર દાદાભાઈ હસતકથી "સ્ટુડેંટ સોસાઇટી" ને નામે પોત પોતામા ભેગા કીધેલા રૂ ૬૦૦૦* ઉપરાત નામદાર સરકારે બે હુમલે આપેલા રૂ ૧૬,૦૦૦† (૪,૦૦૦ તથા ૧૨,૦૦૦) મલી કુલ રૂપીઆ બતરીસ હજારની એક થાપણ ઉભી થઈ હતી.

જે માહબારત કારણનો થેરાવ થઈ ચુકો, તેને માટે જગેઆની સોધ ઘણે ઠેકાંણે કરવા જતાં લગભગ ૬॥ વરસ ફોકટમાં ગુમાવેઆ પછે, અંતે આએજ શેઠીઆને નામે પરએઆત થઈ રહેલા "ફરાંમજી કાવસજી તલાવ" માહેલો થોડાક ભાગ પુરણી કરી લીધો; અને તેની પડોસમા આવેલી બીજી જગેઆ મેલવીને આ એમારત તાંહાં બાંધવાનુ મુકરર ઠેરાવ્યાથી, રોજ ૨ જો માહ ૭ મો કદીમી શાલે ૧૨૩૧ ય૦ એ મોટી ધામધુમની કીરીઆ સાથે આપણા

---

* આ રકમ અવલમા એવી મતલબથી ઉભી થએલી ભાસાણ કરતાએ કહી સંભલાવી હતી કે, તેની ઉપજમાથી ગુજરાતી મડલીઓ માટે વેલાતથી યંતરો મંગાવવાં; મગર તેની હાલત જોતાં પાછળથી તેણાનો વીચાર એવો ઠરાઓ કે, છ હજારને મોટી થાપણ સાથે મેલવી નાંખીશું તો તેમાથી ઘણા ફાએદા હાંશેલ થશે. પણ સાંભલેઆ પરમાણે, એ રકમ કેમેટીવાલાઓએ પાછળથી મીઉઝીએમના ઉપોયોગ માટે આપીછે.

† એ ઉપરાંત એમારત બાંધવા સારૂં ખાલી જગેઆ મુફત આપવા જણાવેલું હતું. નો. લે.

માનવંતા મરહુમ મીતર હાંનરેબલ જગનનાથ સંકરશેઠને મુબારક હાથે પાયો નખાયો હતો; જે પછે રાવાબે વરસના અરસામા બાંધકાંમ સમપુરણ થયાથી શાલે ૧૨૩૩ ના કદીમી બીજા ગાયાને રોજે હેઠલના ભાગમા "નેટીવ જનરલ લાઇબ્રેરી" નામનુ નાંમીચું પુસતકખાંનુ, તથા મથાલે "ઈનિસટીટુટ" નુ દેવાણખાંનુ જાહેર મેલાવડાના ઉપીયોગમા આવતું રહેછે.

હુધરાંણાની ટીપે આ કારણસર બતરીસ હજાર રૂપીઆ જે ભેગા કીધા, તેમાથી ઉપરની નોટમા જણાવેઆ મુજબ ૬,૦૦૦ તો બીજા ઉપીયોગમા જારે અપાએઆ, તારે તે હસાબે બાકી રહેલા રૂ ૨૬,૦૦૦ થી હાલું માહબારત મકાંણ કાંઇ તઇઆર થઇ શકાએ તેવું જણાએછે નહીં. એનો સબબ એવો જાહેર થયોએ કે, આ એમારતનો પેહલવેહલો નકસો ઉતરાવેઆ તે વખતે મલનારા સરંજામના ભાવ ઘણા સસતા હતા; પણ મોટી ઢીલ નખાયા પછે બાંધકાંમ જારે ચાલુ થએછે, તારે સરવે વરાતુના ભાવ જે અતીઅંત મોંઘા આપવા પડેઆ, તેમા ૨૬ હજાર પુરતા જણાએલા નહીં જેએઆ ઉપરથી, આ મરહુમ શેઠના એક નબીરા શેઠ શોરાબજી પેસતનજી ફરાંમજી, જેવણ તે વખતપર મોટા દરવીયવાન કેહવાતા હતા, તેનાએ રૂ ૫૬૦૦૦ પોતીકા મુરબ્બીનુ માન આસકાર કરવાના હેતુથી આપીને કુલ રૂ૮૭,૦૦૦ ની કીંમતવાલી વખનાતી એમારતને તેની જગોપર શોભાવી દેખાડીછે.

છતી જુરરાતે આ શેઠીઆ દેણદારીના દખાંનમા રહીને જેકે મરણ પાંમેઆ, તોપણ તેમના અંતકરણની રૂડી મનસની એવીતો મસહુર હતી કે, તેનાજ પુનથી, તેમના ગુજરેઆબાદ વહીવટનો ફડચો કરવાનુ કાંમ, કાંમાખાનદાનના એક હીંમતવાન શેઠ ખરશેદજી નસરવાનજીના હાથમાં આવેછે; અને તેની અંદર આ મરહુમ શેઠની નેકબખત વીધવા શેઠાંણી બચુંબાઈ, તથા શાકરમી દોતરા શેઠ શોરાબજી (તથા બીજાઓ જે હોએ તેઓના નામની યાદી મલી નહીં તેથી દાખલ થઇ શકેછે નથી) તરફથી ઘણી સારી મદદ લેવાયાને લીધે, એવી તરદુદ વપડાઈ કે, સરવે માંગનારાઓને દરશાલે સેંકડે ટકા ૪ લેખેના વીઆજ શીકે પુરેપુરાં દાંમ મલેઆં; અને તેમ થતાં પવઈનો આખો વજીફો તે સાહસીક શેઠીઆના પરીવારોના પોશાણ માટે ફાજલ પડેઆ હતો. આટલી બીનાથી સરવે રાજંણોએ ખરેખરી ખુશી ઉપજાવવી જેઇએ કે, જે શેઠીઆની અવલથીજ સારી દેષ્ટાંનત દેખાતી હતી, તેનો કચડાએલો કારોબાર અંતે તેમની ગેરહાજરેથી સંપુરણ રીતે પાર ઉતરેઆ; જે બાબે ઉપર જણાવેલા શેઠીઆઓ તથા શેઠાંણી બાઇનો અગણીત ઉપકાર આ મરહુમના પરીવારો ઉપર ચોંટેઓછે. અને તે ઉપરથી આટલું તો ચોકસ થઉછેછે કે, હાવી રીતે પુરેપુરું દેવું મુંબઈ વશેઆ પછે, આ શેવાએ બીજા કોઇબી પારશી સરીમંત શેઠીઆની ગેરહાજરીમા અપાએલું હોએ એવું સાંભલવામા બીલકુલ આવેછે નથી.

આ શેઠીઆની જાહેર સખાવતો સંબંધી જે બીના ઉપર વીસતારી લખાઈ ચુકીછે, તેઓનો એકંદર સરવાલો લેતાં ૪,૧૨,૦૦૦ રૂપીઆની સંખીઆ હમારી સહમજ પરમાંણે ઘણીજ થોડી માલુમ પડેછે; અને કદાપી તેટલીજ જો શો-

કસ થડતો, તેનાએ બજાવેલાં કાંમોની માહભારત યાદગારી સરવે કરતાં સરસ રીતે ચાર ચીજોથી જે સમવાઇ રહેલીછે, તેમા એકતો બે ટાંકી અંદર હંમેસ પોંહચતું પાણી; બીજો મરીણ પલટનની પાસેનો "ફરાંમજી કાવસજી (અસલનો ધોબી) તલાવ; તરીજી તેનીજ અંદર બંધાએલી "ફરાંમજી કાવસજી ઇનસ-તીટુટ;" અને ચોથો પવાઇ તથા ભાંડુપ વચે પાછળથી નામદાર સરકારે (તેણાનીજ આપેલી જગેઆ ઉપર) બાંધેલો "ફરાંમજી*કાવસજી રોડ" નામનો શાહદારી રસતો, આપણી તથા હવે પછે આવતી અઓલાદની જાણમાથી હર-ગેજ ભુલાશે નહીં.

વગર ભરોસાની આ જગતમા સઉ કોઇએ મરવાનેજ માટે જનમ લી-ધેલો ચોકસ ઠડેછે; પણ પરાણ પટકાઇ જતી વખતે કેટલાક બનાવો એવાબી બનેછે કે, જેની ઉપર ઇનસાંનોનાં હવે પછે આવતાં સુખની આશેઆ રાખ-વાનો આધાર રેહવો જોઇએ. જે બાબેના એક બનાવ જે ખરેખરો બનેઓ હતો, તેને હમારા અસરાફ વાંચનારાઓની હજુર મેલશું તો, તે સરવે સાહેબો સંતોસથી સાંભલઆવના રેહશેજ નહીં. માનવંતી શેઠાની બચુંબાઇ, શેઠ ફરાં-મજીના ગુજરવાથી જે વીધવા થએલાં હતાં, તેવણ અશોઇ તથા પરેહજગારી સાથે નીતીની શાહપર ઉસતવાર રહીને, ૯૨ વરસની બુજોરગી ભરેલી ઉંમરે પોંહચેઆ પછે રોજ ૯ મો માહ ૩ જો કદીમી શાલે ૧૨૨૮ ના પાછલા પોહરે હકની દરધાએ ચાલી ગયાં. મરણની આગમજ માદગીના ખીછાના ઉપર સુધને છેક મોહોતને કાંઠે આવેઆં, તારે પોતાના મરહુમ ધણીના ઉપલા વકીલોને તેણીએ પોતાની પાશે બોલાવેઆ; અને તેઓને એવો સવાલ પુછેઓ હતો કે, "માહરા ધણીની હજુરમાં જવાની હવે હું તઇઆરી કરૂંચ; વાસતે તમો સા-"હેબો મને કેવી રીતના ખુશ ખબરી આપોચ કે, તાંહાં જઇને તેણાની હજુ-"રમા હું શુરખ રૂહે ઉભી રેહવું; અને તે ખુશાલી ભરેલો પેગાંમ માહરા "માનવંતા ધણીને હું કહી સંભલાઊ." જેના ઉતરમા વકીલો માહેલા મજકુર શેઠ ખરશેદજી કાંમાજીએ જણાવેઊ કે, "મરહુમ શેઠ ફરાંમજીના સરવે મા-"ગનારાઓનો હીસાબ રોકડ પાઇકે ચુકવી આપેઓછે, અને તેણાની મીલક-"તમાથી તેમના પરીવારોના પોશાણ માટે કાંઇ બંચાવેઊબીછે." હાવી વાતની જારે તે બાઇએ વકીલો પાશે ખાતરી માંગી, તારે તેઓએ બધા માંગનારાઓને તતકાલ બોલાવી મંગાવી બાઇના બીછાંના આગલ ઉભા કીધા; અને પોતાના બોલવાની સચાઇ તેઓનેજ મોહડેથી સાબેત કરી આપી હવી; જે સાંભલીને સંતોશ પાંમેઆં. પછે જંદ અવસતાના પવીતર કલાંમો પઢતાં પોતાનો પેઆરો પરાંણ કીરતારના કદંમ નીચે ધરી દીધો.

મરણ ટાંકણે આ મરહુમ શેઠ પોતીકાં પેહેલાં પરીવારોમાં જાંગીરજી,* પેસતનજી તથા નાનાભાઇ નામના તરણ દીકરાઓ, ઉપરાંત બેસુમાર દીકરીઓ, અને તેઓને તાંહાંના છોકરાંઓને પેરે છઇઆંની બોહોળી વસતી જે આબાદ

* આ ગરહસથ રોજ ૨૩ મો માહ ૧ લો કદીમી શાલે ૧૨૩૩ મ૦ એ વરસ ૭૫ ની વએમા ગુજરી ગયાછે. ના. સ.

મેલી ગયા, તેઓના નામોની ટીપ આ નાહનકરી નોંધમા આપી શકાતી નહીં તેથી અચીત દલગીર છઉંએ.

શેઠ ફરામજીને ફુલગુજાર થયાને જારે ૧૩ વરસ વહી ગયાં, તારે રોજ ૨૧ મો માહ ૮ મો કદીમી શાલે ૧૨૩૩ ય૦ એ, આપણી ટાઉનહાલના દપ-દપા ભરેઆ દેવાનખાનામા "યુનીવરશીટી" ના કાંમ બાબેની મોટી સભા જારે મલી હતી; તે વખતે આપણે માથે હકુમત ચલાવનાર નામવર હાકમ સર બારટલ ફ્રીઅરે કીધેલાં ભારાંણની અંદર એક ઉતમ વાત જે કહી જ-ણાવી હતી, તેની નોધ ખુશી દીલથી હીંઆં દાખલ કરીએછે.

"બીજી બે મોટી સ્થાપના બે સખસોના નામની યાદગારી માટે કરવાનો "ઈરાદોછે; અને મારી ખાતરીછે કે, તેઓની યાદગારી આ યુનીવરશીટી કદી "પણ ભુલશેજ નહીં. મારા માનવંતા મીતર મરહુમ શેઠ ફરામજી કાવસજી, "જેવણ પોતાની જાતી પુરવીનતાઈ તથા આપએખતેઆરી સવભાવ કરતાં દેશી "સુધારાની દરેક લાએક બાબદમા, તથા કેળવણીને પુરતો ટેકો આપવામાં કાંઈ "થોડા જાંણીતા નોહતા. તેવા એક માહપુરસની યાદગારીની હાવી એક ની-"શાંન રાખવાના યોગીયપણા વીશે સભાના જુના અધીકારી માહેલા ઘણાક "શખીઆઓ માહરી સાથે એકમત થાશે."

આ મરહુમ શેઠના બાકી રહેલાં બે બારકશો માહેલું "સલેમાની" જે મધરાજનાં બંદરમા લાંગરેલું હતું, તાંહાં તા૦ ૨૪ મી મેએ ૧૮૫૦ ના સખત તોફાન વખતે ઘસડાતું કોઈ ખરાબાપર જઈને તે સાથે અફડી તદન ભાગામાં આવેલું, અને બીજું "બકીંગહાંમસાયર" કલકતેથી કીંમતી માલ તથા ઘણાક ઉતારુઓ લઈ વેલાત જતું, તા૦ ૪ થી મારચ ૧૮૫૧ ની રાતરે ખા-ડીની બાહેર ખજુરીની પડોસમા આગથી બલી ગએલું હતું; અને તેઓની નુકસાંણીના નાણા વીમાવાલાઓ પાશેથી મલેઆં હતાં.

પવઈનો વજીફો જારે સઘલાં દેવાંમાથી મોકલા થઈને આ મરહુમ શેઠ ફરાંમજીનાં ફરજંદોનુ પોરાણ સાચવવા માટે સલાંમત રહેઓ, તારેજ તે સતા ભરેઆં લખતની ખુબીથી તરસટપણા હેઠલ સોંફાએલો હોતતો, તેની આએપત અંદેશાજ સુધી વજીસવરઅવરા પોંહચેઆ કરતે; પણ બઈછે કે હોનારતની અગમચેતી કોઇનેથી રેહતીજ નથી, તેમ આ વાતની લગરીક ભુલે તેનુ પ-રીણામ એવુંતો અનગમતું આણી આપેછે કે, તે જાગીરનો વહીવટ આ બુજોરગવારના એક દીકરા શેઠ પેસતનજી પાશે ઘણા વરસોથી સાધારણ રીતે ચા-લેઆ કીધા પછે, એક તરફથી તેમના ભાઈ શેઠ નાનાભાઇ ઉપર માંગનારાઓની ફરીઆદીએ એકાએક જપતી આણી; અને બીજી તરફથી શેઠ ફરાંમજીના વડા દીકરા મરહુમ જાંગીરજીના પરીવારેએ પોતાના પોસણનો કોઈ રૂડો બંદોબસત કરાવા કાજે નામદાર હાઈ કોરટમા મુકદમો ચલાવેઓ. આ બેહુ વાતો ઉપર નામદાર નેઆએધીસોએ બારીક વીચાર પોંહચાડીને સઘલાં પરીવારોનો (એની અંદર તેઓ માહેલા કોઇક ઉપર માંગનારાઓખી દાખલ થયાછે) હક સરખી રીતે સાચવવાનો હેતુ ઇછીને આ કુહજતો વજીફો હાલતો નામદાર કોરટના

કબજાનમા સોંફવેલ્યોછે; માટે માડ યા વેહલે તે ખચીત કરી વેચાસે; અને તેની ઉપજમાથી શેઠ ફરાંમજીના લેખી દીકરાઓ દેણદારીના દબાંણમા હશે તેનો હીશો તેમના વાગનાગઓને મલશે; અને બાકી રહેલું આટલકના પરીવારોને પત્રે જાટ પડશે, તારે તે દીવસથી પવઠ ગામની માલીકી શેઠ ફરાંમજીના નામ ઉપરથી ખીશીને બલતાંને ભાઓગે ચોંટશે તેમા તો હવે કશો સકમુબેહ રેહતો નથી.

---

## શેઠ નવરોજી કાવસજી.

આ ગરહસથની ઉપરના (બીજા) ભાઈ નસરવાનજીનો અલાહેદો અહેવાલ હાથ આવેઓ નહીં, તેથી એટલીજ વાત પછાત પાડી શેઠ નવરોજજી વીશેની થોડીક કેફીઅત જાહેર કરીઅછે. આ સાહેબનો સંબંધ ઘણુ કરી પોતીકા વડા ભાઈ શેઠ ફરાંમજીની સંગતથીજ શરૂ થએલો હતો; અને તેમના કામનો વહીવટ લઈને શાલે ૧૧૭૭ મા પેહલવેહલા ચીનની સફરે પણ શીધારેઆ હતા. એકાત મોસમ રહીને તાંહાંથી પાછા ફરી આવેઆ પછે, ૧૧૮૧ મા કલકતે ગયા; અને પોતીકે નામે ધંધો ચલાવીને તાંહાંનાજ રેહવાશી થઈ પડઆ હતા; પણ ઉંમરે વફાદારી નહીં દેખાડઆથી તેજ જગોએ રોજ ૬ ઠો માહ ૬ ઠો કદીમી શાલે ૧૧૮૮ મા ૪૧ વરસની ઉંમરે પેસતનજી નામના એક દીકરાને હસતીમા રાખી મરણ પાંમેલા માલુમ પડઆછે. આ શેઠની પાશે વેપારના ઉપીયોગ માટે "શાહ બેહરામ" નામનુ એક સફરી વાંહાંણબી હતું.

---

## શેઠ બેરાંમજી કાવસજી

કાવસજી બાવાના આ ચોથા બેટાનો જનમ શાલે ૧૧૫૦ મા થએલો જણાયોછે. આ સાહેબ પણ ઉધરીને મોટા થયા પછે વડા ભાઈનો આસરો પાંમતા વેહવાર ઉપીયોગમાં આવીને પાછલથી એક સવતંતર શેઠીઆ બની રહેઆ હતા. વેપારના કારણુસર એનાઓબી એક બે ખેપ ચીન, તથા તેપછે કલકતા તરફની કીધેલી કેહવાઈછે, પણ તેના સનેની સાદત મલી નથી. આ શેઠ એકવાર મોટા દરવીયવાન કેહવાઓઆ હતા; પણ તે છતાં કોઈબી રીતની મોટાઈ, કે ગુરરાજી કવચીત નહીં રાખતાં સરવે સાથે મીલનસારી સાચવીને નમનતાઈ પકડી ચાલેઆથી ઘણાક મીતરો મેલવી લીધા હતા. સરકાર દરબારમા વગ એટલો ધરાવતા હતા કે, તેવા વખતપર કોઈબી સખસ અકસમાત કેદ પકડાએ, તેને તતકાલ છોડવી લાવવામા મોટી નામદારી જે તેનાએ મેલવી હતી, તે વાતને હમો ધારીએચ કે ઘણાક સાહેબો હજી ભુલતા નહીં હશે. દરવીયના જોરથી ઘણીક મીલકતના માલેકબી આ શેઠ કેહવાતા

પોતાના પેહલવેહલા વહીવટ ઉપર જેમ નીતી સાચવીને ઉસતવાર રહેઆ, તેમ બારે હકતાનાની બખશેસથી તેણાની કમાનીમા દીનબદીન વધારો થયા કીધો, અને હાથ ધરેલા ધનામા જરા પામીને કામ પાડનારાઓનો આતીઆત પેઆર પોતા ઉપર ખેંચી લેવા લાગા

શેઠજીની બરકતથી જારે સારી સ્થીતીપર આવેઆ, તારે બાપીકુ ઘર છોડીને કોટની અદર દવલના મોહના માહેલી જગેઆ વેચાતી લઇને તાહા એક ગજાવર હવેલી (જે વીકાજીવાના ઘેરને નામે પરખેઆત થઇને પાછલથી તરીજે હાથ ગએલછે) બાધી, અને તેમા ઘણા વરસો સુધી અમનો અમાન સહીત વશેઆ પછે, તે મકાણ વેચીને મજગામ તરફ જઇ રહેઆ હતા, અને તાહાના ઉડેલા ગોવાનીઆ તનાનની ઉપરની એક વાડી (જે અસલ બરૂસ ફાસુત-વાલાની કેહવાતી હતી) ખરીદ કરી લઇને તે માહેલા મોટા બગલામા વાશો કરી રહેઆ, અને તે મકાણુને એટલુ તો વધારી મેલણ હતુ કે, તે માહેલા સોહામના શીનગારથી બાદશાહી મેહલ જેવુ આરાસતા કરીને જેવા દરજ્જાથી દીપાવેલ, તેવાજ દબદબા સાથે હઇઆતીના છેડાસુધી પોલીકા બાલગોપાલ સહીત ખુશી વ ખુરમીથી જીદગી ગુજારી હતી.

એવણ જારે કોટમા રેહતા હતા તે વખતે શાલ ૧૧૯૧ મા થાએલાં સખત તોફાનથી જે હોનારત તેણુને પોહતી, તેનો સબબ એવો સમજાએછે કે, રાતરે વાડીએથી જમેઆ પછે શીગરામમા બેશીને ઘેર આવતા, ગીરગામના રસતાપર જોર પવણના જહપાટાએ કેટલાક માહારો જે ઝડમાથી ઉખરીને ઢગલો થઇ પડેઆ, તેની નડતથી ચાલતી ગાડી ઉધી વળી, અને તેના દબાણમા આ શેઠ એવાતો સપડાએઆ કે તે વખતપર તેમને જીવવાની આશેઆ બીલકુલ રહી નોહતી, પણ સારા ભાગ્યેગે કવી ડાકટરોની કોશેસથી ડાંહવા હાથની તરણ આગલીઓ સાબદી કાપી કાહડેઆથી તેણાનો બચાવ થયો હતો, અને તેહવા જોખમાએલા હાથને આ સાહેબ રેમાન વટે હમેસાં એવી સતલસથી વીગાલી રાખતા હતા કે, કોઈ અજાણીઓ સખસ તે બાબે કાઇજ પીછાની સખે નહીં.

શેઠ ખરશેદજીના ભાઈ લીમજીશેઠ મરણ પામેઆ તારે દુબાસપણાના કામને દુર કરી દઈ તેમના હસતકમા મી૰ રીમીગટન કરાફરડને તાહાની દલાનીનુ કામ વડા ભાઈ ફરામજીશેઠની કોશેસથી પોતે મેલવી લીધુ, અને તે ઉપરાત બીજી કેટલીક પેહડી ખાતાની દલાલીનો બોહલો વહીવટની પોતાના સસરા શેઠ ખરશેદજી આરદેસર દાદીની સાહેતાથી તેમને હાથ જારે આવેઓ, તારે ભવીશે પાછી ચહડતી કલા તેણાને એવી બખશી કે પોતે મરણ પામેઆ તાહા તુલીક મોટી જાહોજનાલીની નામતે પોહચાને સરીમતોની સફમા એકવાર વડા તરીકે વખણાએઆ હતા

જે માહબારત અગરેજી પેહડીની દલાલી આ સાહેબ પરથમ કરતા હતા, તેમાથી આહેસતે આહેસતે છુટા પડીને મી૰ મેકવીકર બરણુની કુપનીને નામે ચાનતી નામીચી અગરેજી પેહડીમા ઘણી મુદત સુધી પતીઆના થઇ રહેલા

હતા, અને તે વહીવટમા આ શેઠની આગેવાણીથી તેઓએ મોટો દરવીયબી ભેગો કીધો હતો; પણ તેપછે એક બીજાની રાજી ખુશીથી પોતપોતાનો હક ઉલાકો કાહડી નાખીને તે પેહડીમા માતરે પોતાની દલાલીનોજ હક તેણાએ સાચવી રાખેઓ.

શેઠ ખરશેદજીને વેપારનો અનુભવ ઘણો હતો તે વાપરતો રાખવાના હેતુથી કેટલાક સખશોના પંતીઆલાપણામાં મોટા પાયાપર ચીન તથા વેલાત વીગેરેના મુખીય દેશાવરો ખાતે રોજગારને રચાવેઓ હતો; અને તેજ હીંગામ પર મુંબઇમા બંધાવેલી કલીપર "અરદેસર" ઉપરાંત વેચાતાં લીધેલાં વાંહાણો "ચારલસ ગરાંટ" તથા "કેઆસટલ હંતલી" ના આ સાહેબ ખુદ માલેકબી હતા.*

શેહરના શેઠીઆઓ જારે પેહલવેહલા પેટીટ તથા તારપછે ગરાંડજુરીમાં દાખલ થયા, તારે આ સાહેબ તેની અંદર બીરાજતા રહીને ઇનસાફના કામોમાં પોતીકા અપક્ષપાત વીચારોથી મોટી મદદ કરતા હતા; અને તેજ ટાંકણે મલલું સુલેહના અમલદારનુ કમીસનબી સારી વરતણુકથી માનસહીત તેનાએ જાલવી રાખેઉં હતું; એટલુંજ નહીં પણ સરકાર દરબારથીબી સારો મરતબો હાંશેલ કરતા હતા.

આ ટાપુના નાંધલા કોલાબાનો સઘલો ભાગ, જે કોઇ સદીથી વેરાણ પડીને દરીઆવના મોજાઓની છોલખાતો હતો; તેને આબાદ હાલતમા લાવવાની પેહલવેહલી પેરવી, કેહય કે, આ શેઠે ચલાવીને બીજા અંગરેજ તથા દેશી વેપારીઓની ઉલટને ઉશકેરી હતી; અને તેથી કરી એક જંગલ જેહવી જગેઆ ઉપર ગંજાવર "ગરાંટ બીલડીંગ" નામની હવેલી, તથા તેનીજ નજદીકીમા લાખો રૂપીઆની ઉઠલ પાથલ થાતું વેપારનુ મોટું મઠક હવડાં આપરી નજર હજુર આબાદ રહીને તે ઉપરાંત બરોડા રેલવેનું મથકબી તાંહાં થાઇ પડઉછે. એજ શેઠીઆ પોતાની કારકીરદીના સઘલા સારા વખત સુધી સેંકડો વેપારીઓ, દુકાંણદારો, તથા કાપડના ધંધાદારીઓને મોટી મદદ કરતા હતા; એટલુંજ નહીં પણ તેઓ માહેલા ઘણા સખશો દબાનમા આવેઆથી લાખો રૂપીઆ બાહેરપાટ થયા જતાં, જોકેતેથી આ સાહેબે કશું દુખ નહીં પોંહચાડતાં કેટલાક આબરૂદાર કુટુંબોનુ જાથુક પોસણ પણ પોતે કરતા હતા.

વેપારને અરથે જેમ એક હાથપર વાંહાંણવટી હતા, તેમજ બીજી તરફ રૂડી નેઘાહ પોંહચાડીને છાસટી માહેલાં સાત ગાંમોની મોટી જાગીરના આ શેઠ, ૧૨૦૦ ના શાજથી જે ખુદ માલેક થયા હતા, તેઓના નામો નીચે મુજબ માલુમ પડેઆંછે.

| | | | |
|---|---|---|---|
| પોરગાંમ. | પાહાડી. | પોઇશાર. | ખાંનદોલી |
| માજાસ. | મોઘરા. | વોશીરવા. | |

---

* શેરસન શીતાબની પાએદારી એકજ ધોરણપર નહીં રેહવાની સરજતથી, વખતે જારે વલણ ફેરવી, તારે હાવા હાતમ સરીખી હીંમતના સરીમંત શેઠીઆની હઇઆતીનેબી સાચવી નહીં રાખેઆને લીધે, કેઆસટલ હંટલી તો કરજએલાહીથી જોખમાઇને સદનતર ભાગું હતું; અને "અરદેશર તથા ચારલસ ગરાંટ" વેચાઇ ગએઆં. નો. લે.

આ વજીફાઓને બનતી કોશિસથી આબાદી હાલતમા પોંહચાડીને તેનો ભોગવટો ઘણા વરશો સુધી રૂડી વરતણુકથી હાંશિલ કરતાં, અને તે વખતપર તાંહાંના રેહવાશીઓને સાંભલેઆ પરમાંણે સરવે વાતની સવલ કરી દીધી હતી; પણ જેમા નાના ફરતાં ચકરની ચુંગાલમાથી જેમ કોઇ બંચી સએગ નથી, તેમજ આ શેઠના બીરગસતે દાહાડાની સરજતથી તેણાની જીંદગીનો અંત આવેઆ પછે, તે સરવે ગાંમો ૧૨૧૭ અથવા ૧૨૧૮ ને સાલ વેચાંઇને પારકે હાથ પડેઆં હતા; અને તાંહાંથીબી તારપછે ૧૨૩૭ અથવા ૧૨૩૮ મા નીકલીને તેઓએ તરીકે માલિક ધુંતી લીધેલો માલુમ પડેછે. એ ઉપરાંત કેહચ કે કોલંમબો ખાતે કાફીના બોહલાં ખેતરો આ શેઠે જે ખરીદેલાં હતાં તેઓની ગતીબી ઉપર પરમાણે થઇછે.

આ શેઠને હાયથી કેટલાંક સાહસીક કાંમો જે ફતેહમંદી સાથે નીપજેઆં હતાં, તેને જોકે મુદત ગુજરેઆથી આજતુલીક. ભુલવામા આવેઆંછે; અને તે એટલાજ માટે કે તેહવા વખતપર તેમની યાદગારી કાએમ રાખનારી કોઈ જાગતી નીશાંણી જાહેરમાં લેવાઇ નોહતી; તોપણ એકવાતે લગાર સંતોગ ઉપજેછે કે, તેમની કીરતીને કેટલાક અનુભવી સાહેબો હજી તક માનસહીત સવીકારતા દેખાએછે. આટલુંબી લાંમબે દાહાડે કદાપી તેવાઓની ગેરહાજરીથી ફરાંમોસ થાએ, તારે આ શેઠની કીરતી સંબંધી મોહડાંની વાતો જે નહીં સરીખી જણાએ, તેનો વીચાર કરી તેમની નેકનાંમીની જેટલી યાદી હાથ આવીચ તેને આ મધે નોધી લેવાની ફરજ બજાવીએછે.

એવણના મરણ ટાંકણે કેટલાંક અંગરેજી વરતમાન પતરવાલાઓએ તેણાની કીરતી વીશે જે બીના જણાવીચ તેને મથાલે મેલેલ "The death of a Parsee Lion." અંગરેજી શબ્દો પરમાંણે આ શેઠીઆ જોકે તેમની પેસાંની ઉપરથી એક સીંહ જેવા દેખાતા હતા; વ લેકીન ભીતરથીતો ખરેખરા દયાળુ દીલના અને ગરીબોનું દુખ દફે કરનારા એક હીંમતવાન દાતાર હતા; તે કાંઈ નાંમને ખાતર નહીં પણ આ સરશટીપર પરમેસવરે જે સખતી તેમને બખશી હતી, તેનુ બલ વાપડીને દુનીઆંદારીની ઉતંમ ફરજ અદા કરવાની રૂડી સોચના જીગરમા ઠસાવેલી હતી.

સખીતબેહના કાંમોમા પોતાનુ સર એવું તો બુલંદીએ પુગાડેલું હતું, કે હજારો રૂપીઆને કાંકડાની પેરે ચોમેર વેરીને જોકે બનતાં સુધી તેહવી વાતોને ગુપત રાખવાની કોશિસ કરતા, તોપણ તેની રૂડી વાસના પોતાની મેલે જાહેરમાં ખમરાટ પાંમતી રહીછે. અને તેમા વલી વીશેસ ખુબી એવી દીપતી દેખાઇચ કે, કચ કાંઇ ગરજવંતાઓની હાજત પુરી પાડવા માટે ભુખેઆંઓને ભોજન, અને નાગાંઓને વસતર દેવામા, કોઇને ફાંશી જતો બંચાવી લેવામા, તો કોઇને દેશ નીકાલ જતો અટકાવવામા અને ઘણાકોના અપરાઅપસમા ઉડેલા દીકત ભરેઆ તંટાઓ ચુકવીને સરકાર દરબારની દેવડીના દુખથી મોકલા રાખવામાં, કોઈ વેપારથી વેરાણ થતાઓને ઠેકાંણે પાડવા, કોઈના ઘેરો અથવા વાંહાંણોપર બોડેલી જપતી ઉઠાડી દેવામા, આ સાહેબે બહુ બાહાદુરી બતલાવીને અતીઅંત કીરતી જે મેલવી હતી, તેનુ બએઆંન જો વીસતારીને બતલાવીએ તો, તેહવા

વખતપર જમાંનાની ગીરદેશીમા ફરેલા ઘણાક પરમાણીક પુરસોને અથવા તેઓના પરીવારોને એજાલત પોંહચેઆવના રેહ નહીં; એવું સહમજી તે વાતનો અંત આટલાજ એસારાથી હીંઆં લાવીએછે.

સખાવતની સરીએતથી માથે ઉઠાવી લીધેલાં પરજા ઉપીયાગી અનીઘણાં કાંમો આ સખી નરે નાતજાતનો કશોએ ફરક જાણેઆવના એટલાં તો બજાવેલાં સંભલાએઆંય કે, કય કાંઇ નાવારેસ દીકરીઓને પરણાવી આપવામા જેમ ઉદાર મનથી મેહરબાંની કરતા, તેમજ તરશેઆ રાહદારીઓની પેઆસ છીપાવવા માટે ઘણે ઠેકાંણે કુવા તથા તલાવો બંધાવેલાછે. આ બાબેની બધી વાતો સંઘરહ કરીને જાહેરમા આણવા વશ્તે હમોએ શોધ કીધી, પણ ચોકસ હકાએત કોઈથી હાથ નહીં આવેઆને લીધે વાંચનારા સાહેબોની સનમુખ રજુ કરવાને અશકત થયા છતાં, તેમના બે માહબારત કાંમોએ જે જડ પકડેલી જણાઇય, તેનીજ નોધ હીંઆં લઇએછે. એ માહેલી એકતો પારશી કોમના ગરીબ આંધલા પાંગલા, તથા લાચારીને ભોગે પડેલા લોકોને વીસાંમો મેલવી આપવા માટે, આ સાહેબે પદરના પઇસાથી ચોપાટી ખાતેની ડુંગરવાડી માહેલી એક ફોસાદ જગેઆ ખરીદ કરી લઇને, તાંહાં બંધાવેલાં મકાણ સહીતની ધરમશાળા ૧૨૦૫ મા પંચાએતના સવાધીનમા ચંદરેકાળ સુધી સોંફી દીધી; અને બીજું એકે પોતીકા વડા ભાઈ તથા ભતરીજાની સંગાથે હમસરીક થઇને કરેલવાડી આગલ બંધાવેલાં આતસબેહરાંમના કાંમમા પોતા તરફથી આપેલા એક લાખ રૂપીઆથી તેણાની કીરતી સમાઇ રહેલીછે.

ઇઆદદાસતની ગેરહાજરીને લીધે આવા નેકનામ નરની જીંદગીનો અહેવાલ હમારી નોંધમા જે અધુરો લેવાયોય, તે વીશેની દલગીરી ઉપજાવતાં એટલું તો જણાવીએય કે, આ હીંમતવાન શેઠ ખરશેદજી, આ દુનીઆં અંદર હસતી પાંમેઆ પછે સંસારી વપરાસમા આવેઆ, તારથી સવતંતરપણું સાચવતાં સરવે વાતની ઇજત, હોરમત, અને દબદબા સાથના સુખથી જીંદગી ભોગવતા હતા, હેવાંમાં પલીદ જલંદરના જીઆંકાર દરદની ચુંગાલમા સપડાઈ પડેઆથી લગભગ તરણ મહીના સુધી સખત માંદગી ભોગવીને રોજ ૮ મો માહ ૪ થો કદીમી શાલે ૧૨૧૭ ય૦ એ આ ફાંની આલમમાંથી જાહોજલાલી ભરેઓ અસબાબ ઉઠાવી જાવેદાંની જાહાંનમા જઇ અંમરવાસો જારે લીધો, તારે તેણાની ઉમરના ૫૮ વરસની અંદર માતરે ૩૨ દાહાડા ઓછા માલુમ પડેઆ હતા.

ખરેખરૂં જોતાં આ પણોતા શીહની પુઠે તેમના બે બાઈઓ માહેલા અશો અસલતના શેઠ ફરાંમજી, તથા પેલા બંગાલી બાબુ શેઠ રૂસતમજીના પગલાં ગુમ થયાથી બનાજીના બોહોલાં ખાંનદાનનો રોબ જે એક રાજવંશી જેવો જહલકતો હતો, તે ઉપર કુદરતના બનાવથી એવીતો ઝાંહાંખ પોંહતેલી માલુમ પડછે કે, તે માહેલા કેટલાકો સાહેબે દોલત હોવા છતાં આ મરહુમ શેઠીઆઓના વખત જેવી જાહોજલાલી જણાતી નથી.

કેટલીક બાબદોમા આ સવતંતર શેઠીઆએ, હીંમત તથા દરવીય ખરચીને ઘણા સારાં કાંમો કીધા વીશે આગલ બોધમમાં હમોએ જે જણાવેલછે, તેના

બદલામા આવતી અગોલાદ વંશે પરકાસતી રેહ એવી કોઈપણ યાદગારી જેવું અફસોસછે કે, તે સાહેબથી અનેક તરેહની મદદ મેલવનારાઓ ઉપરાંત, કેટલાંક કાંમોમા લાભ લઈ ચુકેલા સઘલી વરણના ગરીબોથી તે સરીમંત જેવાઓએ જાહેરમા આવીને કાંઇજ કરી દેખાડઉં નથી; તો જોકે એ શેઠને મરણ પાંમેઆને પા સદી જે પસાર થઈ ચુકીછે, તેટલા અરસાની અંદર બીજા ઘણાક સાહેબોના નેક કાંમોની યાદીમાં કાંઇને કાંઈ બની રહેશે; અને તેમા આ દયાવંત શેઠને જે ફરાંમોસ કીધા, તે બાબે તેમનો ઉપકાર પાંમેલાઓ તથા તેવણથી લાભ મેલવનારાઓને માથે બદલાંમીનો બેહદ બટો જે ચોંટી બેઠાય, તેની સફાઈ જેઓ ચાહતા હોએ તેઓને હમારી નમનતાઈ ભરેલી અરજ એટલીજછે કે, શેઠ ખરશેદજી કાવસજીના નાંમની કોઈ ઉપીયોગી યાદગારી જાહેરમા મેલવી જોઈએ.

આ શેઠના ભવીસમા તરણ મોહરદારોની સરજત હોવાથી પેહલી મરણ પાંમેઆ પછે બીજી, અને તેની કજાએ તરીજીને જે પરણેઆ હતા, તે હઈ આત રહીને વીધવા થએલાં બાઈ આપણા આગલા તોજાર દાદીશેઠના દોતરા શેઠ ખરશેદજી અરદેસરની દીકરી બાઈજી જણાએછે, અને ચાર દીકરાઓની વરધી જે તેમને તાંહાં થએલી હતી તે માહેલા જમશેદજી તો તેવણની હઈઆતી છતાં ગુજરી ગયા, તે હસાબે મરણ ટાંકણે માતરે નવરોજજી, દાદીભાઈ તથા જાંગીર મલી તરણ દીકરાઓ જે હાજર હતા, તેઓ પોત પોતાના પરીવારો સહીત વખતને આધીન રહેલા જોવામા આવેછે.



## શેઠ રૂસતમજી કાવસજી.

કાવસજી બાવાના સાત માહેલા સરવેથી નાઘલા દીકરા તે આ શેઠ રૂસતમજી, રોજ ૭ મો માહ ૨ જો કદીમી શાલે ૧૧૬૧ ય૦ એ મુંબઈમાં જનમ પાંમીને સંસારની સરજત મુજબ, માએ તથા બાપ ઉપરાંત વડા ભાઈના સંભાલમા ઉછરીને મોટા થએલા માલુમ પડ્યાછે. થોડી ઘણી કેળવણી પાંમેઆ પછે, એજ માનવંતા મોટા ભાઈના આસરા હેઠલ રહી ૧૧૭૫ થી વેપારના કામની માહીતી મેલવવામા મશગુલ થયા; અને ૧૧૮૧ મા જલ મારગથી પેહલવેહલા કલકતે ગયા; જાંહાંથી એક વરસની અંદર પાછા ફરતી વેલા મધરાજ તથા શેલાણની શેહલઘાહ કરતા આવેઆ પછે, બીજીવાર ૧૧૮૨ માં કલકતે જઈને તાંહાંથી તેજ શાલમા તેનાએ પેહલવેહલી સફર ચીનની એખતેઆર કીધેલી કેહવાએછે. થોડીક મુદત સુધી તે તરફના રોજગારમા રોકાયા પછે, મુંબઈ આવીને ૧૧૮૯ મા બીજી બેપે ગયા, તે માતરે છેલ્લી ગણાઇ; કેમકે એકજ મોસમ રહીને તાંહાંથી ૧૧૮૭ મા પરભારા કલકતે-રવાંને થઇને પોતીકા ભાઈ નવરોજજી કાવસજીની સાથે તેમના મોહોલા વેપારની અંદર પરોટાઈ પડ્યાંથી, આ શેઠની જાતી ચંચલાઇ એવીતો ઉસતવાર થતી રહી કે,

થોડીજ મુદતમા બાપને નામની પેહડીનો વહીવટ પોતે ચલાવવા લાગા. કજાથી ઉતરેલા હોકમ મુજબ ૧૧૮૮ મા શેઠ નવરોજજી જારે તે તરફ ગુજરી ગયા, તારે તેમની પેહડીનો ચાલતો વહીવટ પોતાના નામપર ફેરવી લઇને વેપારને ઉતેજન આપવામા કાંઇજ કશુર રાખી નહીં; અને ચહડતા શીતારાની તાશીરે મી૦ રાબરત ટરનર જેવા ચંચલ અંગરેજ સાથે પંતીઆલું જોડાયાથી, મી૦ રૂસતમજી ટરનરની* કુંપનીને નામે રફતે રફતે તાંહાં એવાતો પરબેઆત થઈ પડ્યા કે, કરોડપતી બંગાલી બાબુઓને એકજ કોરે જે બેસાડી દીધા હતા, તે વાત કોઇનેબી અંજાંણીતો હશેજ નહીં.

આટલી વાતને હીંઆં નોધી દેખાડીએચ કે, આ સાહેબ જારથી કલકતે જઈ બેઠા તારથી તે મરણ પાંમેઆં તાંહાં તુલીક ૩૪ વરસના અરસામા પોતાનુ મડક મેલી અસલ જનમ ભુમીમા કોઈજવાર આવેઆ નોહતા.

આ સાહેબ પેહલવેહલા જારે કલકતે જઈ રહેઆ, તારથી તે કેટલીક મુદત સુધી તેનાને કોઇ જાંણતું નોહતું; પણ પોતાની અકીલાઇ સાથે સારી કોશેસ વાપડીને તાંહાંના શેઠ સાહુકારો, તથા સોદાગરોની વચે મોટો મરતબો, અને નામીચો દરજ્જો મેલવી લીધો; એટલુંજ નહીં પણ પોતાના મોહોલા વેપારની સાથે આંટ સાચવીને વેહવારબી ચોમેર વધારી દીધો હતો.

અકલથી જેવી ભલમનસાઇ સરવેને દેખાડી, તેવીજ રેહમની નજરથી સખાવતની તેવણ સારી રવેશે કરતા રહેઆ; અને વખતપર જેબી ગણાતવાલો (પછે તે ગરીબ યા તવંગર હોય) પરદેશી તેણાની નજરે પડતો, તેની માવજત ભરેલી પરોહણાગત આ શેઠીઆથી કદી ખાલી જતીતી નહીં.

પોતાનો વેપાર જારે પુર જોરમા વધવા માંડ્યો, તારે શેઠ રૂસતમજીએ વડા દીકરા દાદાભાઇને શાલે ૧૧૯૬ મા પેહલવેહલા ચીન તરફ રવાંને કીધા; અને તે પછે બીજા બેટ્રાને તેમા સાંમેલ કરીને ૧૧૯૯ થી તાંહાં મી૦ દાદાભાઈ તથા માણેકજી રૂસતમજીને નામની પેહડી સારા પાયાપર ચાલુ કીધી હતી.

જેને તાંહાં ઘણા દેશાવરો સાથે મોહોલો વેપાર ધીકતો હોએ, તેને સફરી વાંહાંણોબી જરૂર છાજતાં જોઇએ; કેમકે તેથી કરી કેટલાંક ધારેલાં કાંમો ટાંકણાસર પાર ઉતરી શકેછે, માટે હાવા સુભ એરાદાથી શેઠ રૂસતમજીએ કેટલાક ભાગીદારોની મજમુંમાં અને પોતાના સેકરેટેરીપણા હેઠલ ખીદરપોર તરફ એક ગોદી ઉભી કરીને તેમા પોતાના વેપારને ઉતેજન મલવા સારૂં બનતી જોગવાઇએ બારકશો બાંધવા માંડ્યાં; જે ઉપરથી બીજા લોકોબી ઉલટ પકડીને તે ગોદીનો લાભ લેવા લાગા.

આ સાહેબે એકેક પછે બાંધેલાં, તથા આઇતાં વેચાતાં લીધેલાં બારકશો ઇ૦ સને ૧૮૨૦ થી તે ૧૮૫૦ સુધીમા સરવે મલી ૨૪ ગણાયાં હતાં, તેઓના નામો હેઠલ જાહેર કરતાં જણાવીએચ કે, તે માહેલાં કેટલાંકો તેમના બેટાઓ મી૦ દાદાભાઈ તથા માણેકજી રૂસતમજીને હસાબે ચીન તરફ ફરતાં હતાં.

---

* મી૦*ટરનર ઘણાં વરશોવેર લાગુ રહેઆ પછે પોતાનો ભાગ છોડવી ચીન તરફ જઇને તાંહાં પોતીકે નામે વેપાર ખાતાંની પેહડી ચલાવતો હમારા જોવામા આવેઓ હતો. નો. લે.

| | | | |
|---|---|---|---|
| ઍાપા | સ્કુનર. | ફૅારથ | વાહાણ. |
| કારથીયર | બરીક. | બરીમાર | વાહાણ. |
| કારા–ડી–મનીલા. | વાહાણ | બલાકજોક | સ્કુનર |
| કાનસજી ફૅમેલી | બારક. | મગમેડ | બારક. |
| ખરશેદજી કાવસજી | વાહાણ. | અગણેસ | વાહાણ. |
| જાવેનકોરીના | સ્કુનર. | આરનાડ† | વાહાણ. |
| તરનેટ* | બારક. | રાએલ એકસચૅન્જ | બરીગ. |
| થીશલ | સ્કુનર. | રૂસતમજી કાવસજી‡ | વાહાણ. |
| ડેવીલ | સ્કુનર | લીનેટ | બરીગ. |
| પરલ | સ્કુનર | વીનસ | સ્કુનર. |
| પરીમાવીરા | બરીગ. | સરબરન | વાહાણ. |
| ફરામજી કાવસજી | વાહાણ | શીલફ¶ | બારક. |

આ બારકસો તથા તેમા આવતા જતા માલોની કજાએલાહીએ કીંમત પાછી હાથ કરવાના હેતુથી વીમા ખાતાનો વહીવટબી પોતાને તાહા બીજા ભાગીદારો મેલવીને ઉભો કીધો હતો, એટલુજ નહીં પણ એવીજ કીસમની બીજી પેહડીઓ તરફથી કેટલીક આડતબી આ શેઠીઆને તાહા આવી હતી; અને તેથી કરી વેપારને કેટલીક મુદત સુધી સારા ભાગ્યે કોઇ રીતનો ધોકો પોહચી સકેઓ નોહતો

રૂઇની ગાસડીઆ ડાબવા માટે આ શેઠે પોતાને હસાબે સ્કુરના બે મોટા કારખાનાઓ, કોઇનોબી હીશો રાખેઆવના જેમ સ્થાપેઆ હતા; તેમ ગુલીના કારખાનાપણ પોતાની ખુદ માલેકીપણા હેઠલ કાહડેલા હતા.

કલકતામા જારે બીન રોજગારી જરથોસતીઆ કોઇબી ઠેકાણેથી જઇ પડતા, તારે તેઓને રેહવાનુ મકાણ તથા ખાધા પીધાનો આસરો, આ સબી શેઠ રૂસતમજી મોટી ખુશી સાથે આપતા; એટલુજ નહીં પણ તેહવાઓને ચાકરી ધધેબી વલગાવીને ઠેકાણે પાડતા હતા, અને તેહવાજ હેતુથી તાહાની આસપાસના મુલુકોમા રેહનારા હમદીનોને પણ ટાકણારાર જોઇતી મદદ પોતે પોહચાડતા હતા મરણ પામતા પારશીઓના રવાનોને ઠેકાણે પાડવાનુ એકાત મકાણ, જેને દોખમુ કેહડે, તે મરહુમ શેઠ નવરોજજી શોરાબજી ઉંમરીગરે

---

* અસલમા હાનરેબલ ઇસ્ટ ઇડીઆ કુપનીની લડાઇની સલુપ હતી

† એ બારકસબી પેહલા ઉપલીજ કુપનીની કરેજરમા ફરતુ હતુ

‡ આ નામીચુ વાહાંણ બંગાલી અફીણની ૧૦૦૦ પેટી ઉપરાત બીજા રકમબધ ગીમતી માલથી ચીકાર ભરાઇને ૧૮૫૦ ના આગસટની ૨૦ મી તારીખે કલકતેથી ચીન ખાતે હકારી ગએલુ નવેમબરની આખરી સુધી તાહા નહીં પોતાથી ચીનના દરીઆનમા સપટેમબરના હાથીઅનુ સખત તોફાન ખાઇને માલ તથા જાન સહીત ડુબી ગએલુ નીશચે થએલું હતુ

¶ આ કલીપર પેહલવેહલી ૧૮૩૨ મા બધાઇને ૧૯ દાહાડા ને ૧૭ કલાકમા ચીન પોહતા ઉપરથી ચાલમા ઘણીજ વખણાઇ, કારણ કે સડવાલા કોઇબી બાર કશે એટલી ઉતાવલી મનજલ કોઇ મી વખતે કાપી નોહતી નો. લે.

બંધાવીને તેને લગતી વાડી તથા સગડી વીગેરેની જગેઆનો સંભાલ પોતાની હઈઆતી તુલીક સારી રીતે ચલાવીઓ હતો; પણ તેવણના ગુજરી ગયા પછી હાવાં માહભારત મકાણને, આ દાતાર શેઠે પોતાની દયા હેઠલ રાખીને, હઈઆતીની છેલ્લી ઘડી સુધી તે ઉપર જોઈતો ખરચ પોતાની પદરથી પોંહચાડઆ કીધો હતો.* એ ઉપરાંત અનજુમનને લગતાં કેટલાંક ધરમના કાંમોનો ખરચબી એજ સરીમંત શેઠ તરફથી જાપુક થતા રહેઆને લીધે, કેહચ કે, તેહવા વખતપર તે તરફ કોઈબી કીસમનું ધરમખાતું હુધરાતથી ઉભું કરવાની કશી જરૂર માલુમ પડનીતી નહીં.

કલકતા જેવાં હીંદના અંગરેજી પાએતખત શેહરમાં કોઈબી કીસામના સરકારી ખાતાંઓ, અથવા જાહેર યાદગારીના કાંમો ખાબેની મંડલીઓને માથે આ શેઠીઆનો કાંઈબી ઉપકાર નહીંજ હોય એવું એકબી ખાતું તેણાની સખાવતથી તદન ખાલી તો હતુંજ નહીં; અને તેથી કરી એક હલકા અમલદારથી તે છેક તાંહાંના માનવંતા સર સુબાઓ વઠીક આ સરીમંત શેઠને વારંમવાર મોઠી હોરમત આપી, નામદાર માહરાંણીની રઈએત માહેલા એક વફાદાર રફીક તરીકે તેનાને પેઆરથી ચાહતા હતા.

ઉપર જણાવી.ચુકેઆ પરમાણે આ શેઠે જારે મુંબઈ તરફ પાછું ફરવાનુ મન નહીંજ કીધું, તારે જીગરથી તેણાની ઉલટ એવી ઉશકેરાઈ કે પોતાનુ પરીવાર, તથા તે ઉપરાંત કલકતામા લાંમબી મુદતથી પડી રહેલા કેટલાક પારશીઓના કબીલાઓને પોતાના ખરચથી બોલાવી લઈને હમદીનોની વસતી વધારવી. હાવી સુભ ધારના પાર ઉતારવા સારૂ વાંહાંણ "જાન ઉડાલ" ને છેક તાંહાંવેરથી માંડીને મુંબઈમા મોકલાવેલ હતું; જેમા આ સખી શેઠીઆની સકલ ગુણી ધણીઆંની ધનબાઈજી, દીકરી મીઠીબાઈ (કેમકે તેણીના ખાવંદ મરહુમ મેરવાનજી ઝાંગીર બનાજી તે વખતપર તાંહાં હઈઆત હતા), તથા પોતાની નાઘલી વહુ ડોસીબાઈ (જેનીનુ નામ સાસરીઆંમાં સાકરવહુ કરી કેહવાએછે), અને તે ઉપરાંત પોતાને તાંહાંની પારસણ દાસીઓ મલી બાર બાંનુઓ સવાર થઈને રોજ ૨૬ મો માહ ૧૧ મો કદીમી સાલે ૧૨૦૭ ને દીને આ શેહરનો કીનારો છોડી પેહલવેહલી જલવાટની સફર કરતાં કલકતે રવાંને થયાં હતાં.

---

* કલકતા ખાતે જરથોસતી અનજુમનના ધરમખાતાંની થાપણ ઉભી કરવા વીશેના અહેવાલ સંબંધી ઈ○ સને ૧૮૬૪ માં છપાએલાં ચોપાંનીઆં મધે એક યાદીની અંદર જણાવેઆ મુજબ આ શેઠના ગુજરેઆબાદ તેમના બરખુરદાર બેટાઓ શેઠ દાદાભાઈ તથા માણેકજીએ લગભગ બાર વરસવેર બાપની પેઠે ઉપલાં કાંમો નીભાવી રાખેઆં હતાં;એટલુંજ નહીં પણ જરથોસતીઓની વસતીને તે તરફ વધારવાના હેતુથી, આ બેહુ ભાઈઓએ એવી ખાએસ દેખાડી હતી કે,ઈરાનમા રેહનારા જરથોસતીઓ જે ઘણી મુફલેસ હાલતમાંછે, તે માહેલાં કોઈબી સારાં માણસો પોતાનુ પરીવાર લઈને તાંહાંથી કલકતો જઈ વશેતો તેવાઓને વરસ એક સુધી મરહુમ શેઠ રૂસતમજીવાલી દરેમેહરમા મુફત રેહવાનુ મકાણ કરી આપવા તથા તેવા લાએક સખસોને લાગવગથી ચાકરી ધંધે લગાડવા; અને તે વીશે ઈરાંન ખાતે શેઠ દાદાભાઈએ મી○ માણેકજી લીમજી આંતરીઆ ઉપર લખી પણ વાલેલ હતું. નો. પ.

જોકે એની આગમજ ઘણીક પારશી બાનુઓ પગવાટે ઠેક પુણાથી તે જાલના સુધી કોઈ મુદત થઈ જઇ વશેલીઓ હતી; મગર શેલાણનો તોફાની દરીઆવ વટાવીને બેંગાલનો અખાત, કોઈની પારસણે જે નહીં જોયો હતો તે બાબેનુ પેહલવેહલુ માન નામીચા ખાનદાનના આ સાહશીક શેઠીઆની સતવાદી મોહરદાર તથા તેણીની મોહબતનીઓએ ખરેખર હાશેલ કરી લીધેનુ જણાએછે; કેમકે તેથી કરી બીજી બેનપણીઓને તેણીઓના પગલાપર તારપછે ચાલવાની હીંમત છુટી, અને તેની પુઠે બીજી ઘણીક બાઇઓ તે તરફ સેહલથી જતી આવતી થઇઓ.

પારશીઓના પરીવારો જારે કલકતે જઇને પેરબારીતા થયા, તારે તેઓના ધરમનીમના કામો સાચવવાની જે જરૂર જણાઈ આવી હતી, તેમા જીદેગીની આખેરીએ વીસામો પામવા માટે ગભીરાઈની એકાંત જગેઆ તો, બારેહકતાનાની બખશેસથી ઘણા વરશો આગમજ મરહુમ શેઠ નવરોજી શેઠ રાબજી ઉમરીગરે બનવાવીને જરથોસતીઓમા વપરાતી રાખેલી તઇઆરજ હતી; પણ મજહબના ફરમાન પરમાણે બદગી સારૂ એબાદતખાના તથા રવાનોના રોજગાર સચવાએ તેવી કીરીઆ કરમના મકાણની માતરે ખુબ જણાઈ, તે આ સખી નરે પુરી આપવાના હેતુથી, મુબઈ ખાતે નબીને પોતીકા કનીમી પથના બરસનુમવાલા મોબેદોને આનાત સહીત તાહાથી પગવાટે બોલાવી મગાવેઆ. આ કારણ માટે કુમતોલી નામના મોહલામા એક મકાણ બધાવીને તેની અદર આવી પોહતેના ધરમગુરૂઓ પાશે કેબલાની પવીતર કીરીઆનુ કામ સરૂ કરાવેલ; અને તે સરવે સમાપત થએલ તારે રોજ ૧૭ મો માહા ૧ લા કનીમી શાલે ૧૨૦૯ ય૦ એ મરહુમ મોબેદ બેજનજી રૂસતમજીની આગેવાની હેઠલ આતસ આદરાનને તખતે બેસાડાનેઆ પછે જરથોસતી અનજુમનને જાથુક વાપરવા સારૂ તે દરેમેહરને બોલી મેલવામા આવી; અને તે ઉપર સઘલા મલીને એક લાખ રૂપીઆ ખરચાએલા ગણાયાછે* બાહેરથી આવનારા અજાણેઆ જરથોસતીઓના ઉતારા માટે એક અનાહેધા મકાણની જે જરૂર જણાઈ તે સાભલેઆ પરમાણે એજ દરેમેહરની પડોસમા એક ચાલી આ શાખા શેઠના બરખુરદાર બેટાઓ શેઠ દાદાભાઇ તથા માણેકજીએ બધાવી આપીને નામવરી મેલવેલી માલુમ પડીછે.

શેઠ રૂસતમજીની સખાવત જેમ તેણાની કોમ ઉપર થાતી હતી, તેમ સઘલી વરણના પરગણાતોને વાસતેમી કાઈજ કશુર કીધેલી કેહનાઇજ નોહતી. કલકતા ખાતે બધાયલી હાસપીટલની થાપણમા મોટી રકમ બખસીદા કીધા ઉપરાત બીજા ઘણાક કામોમા છુપી રીતે મદદ આપેલીછે, પણ તેની ચોકસ ટીપ જાહેર કરવા જોગ હાથ આવી શકી નહીં. ઘણા બીન રોજગારીઓને રોજીએ વલ

---

* આ દરેમેહર ઉપર સઘની કીસમના જાથુક ખરચ માટે એ સાહેબે એક અલાહેધી જગેઆ એવી બનાવીચ કે, તેનુ દર મહીને ઉપજતુ ભાડુ બધી સગવડ સાચવી શકે; અને તેનો વહીવટ પોતાની હયઆતીબાદ બે દીકરાઓ નામે શેઠ દાદાભાઈ તથા માણેકજીના સભાન હેઠલ ચાલુ રહેલો સાભલવામા આવેઓછે. ના.સ

ગાવવા, કેટલાકોને દેશાવર ખાતેની આડત સોંફીને સોદાગર' બનાવવા, અને કચ કોઈઓને પોતાને તાંહાં તથા લાગતાં વલગતાં ઠેકાંણાઓ ઉપર મોટા પગારે રાખવામાં સદા મોટું દીલ દેખાડેલું સાંભલવામા આવેલછે; એટલુંજ નહીં પણ પોતીકાં કેટલાક કુટંબીઓને તો પગાર ઉપરાંત, ખોરાકી પોસાકીના સુખથી સદા સંતોશ પમાડતા હતા.

જે મુઆફેક આ સખી શેઠના આસરાથી ગરીબ તથા વચલ વાંગેનાઓએ સુખ સુચવેલ, તે કરતાં વધારે ફાએદા મોટ મોટા વેપારીઓએ પણ તેવનથી વારંમવાર મેલવેલા માલુમ પડેઆછે; જે વાતની બધી બાતમી તો મુદતની સાથે વડાવમા વહી ગયાને લીધે હીંઆં દાખલ કરી શકાતી નથી, પણ જે દાખલાઓ ધીઆણમા રહેલાછે, તેજ માતરે એક યાદી તરીકે આ જોગવાઈએ જાહેરમા લાવીએછે; એ માહેલો પેહલો એકે, માજી ઇસ્ટ ઈંડીઆ કુંપનીના અમલ વખતે ઇ० સને ૧૮૨૫ માં થએલાં સરકારી બે લીલાંઉના બંગાલી અફીનનો મોટો શટો, માહેલાં દેશાવરો ખાતે જોસમા ચાલેઆથી, તેના ભાવ એટલાતો ઉંચા ચહડેઆ હતા કે, આકરી પીઠનો માલ ખરીદ કરીને જેઓએ ચીન મોકલાવેઆ તેઓને, તાંહાંની સરકારે તે ટાંકણે અફીન બાબે પોતાની પરજાપર ફરમાવેલી શકત મનાઈને લીધે, વગર ખપે ભાવ અતીશીઅ ઉતરી ગયા, તેમા મુંબઈ, કલકતા તથા બીજાં દેશાવરો ખાતેની નામીચી વેપારી પેહડીઓ નુકસાંનીના સંકટમા આવી ફશી હતી. આ સમે શેઠ રૂસતમજીએ સરકારમા સારૂં માન ધરાવીઆના નાતાંથી વગ લગાડીને ફરીઆદ ગુજારી હતી, અને તેમના લખાણની રૂડી અસરથી આકરા ભાવે લીલાંઉમાથી પેઠીઓ ખરીદનારાઓને અસલી કીમતમા મોટો કરદો થઈને નાણાની મુબલક રકમ પાછી મલી હતી; અને તે બાબે તેનાએ વગર હાંસલ લીધેલી મેહનત ઉપરાંત હજારો રૂપીઆ ગાંઠથી જે ખરચેઆ, તેની કશીએ દરકાર દયાને ખાતર કીધી નોહતી. બીજી બાબદ વાંચનારા સાહેબોની યાદીમાથી હજી ખીશી તો નહીંજ હશે કે, ૧૮૪૬ મા મથુરાંવાલા કરોડપતી સાહુકાર મનીરાંમની તરફથી મરહુમ મારવાડી રામલાલે શઘલાં દેશાવરોમા હલકા ભાવે (તેજ શાલના નવેમબરની ૩૦ મી તારીખે થનારાં લીલાંઉની) પટણાઈ અફીનની હજારો પેટીઓ લેતી કરીને તેની એવરેજ ૬૨ પેટીએ ૨૨૫૦૦) સુધી લાવવાની યુકતી ચલાવી હતી. આ વહીવટની વચે આવેલાં મુંબઈ, બંગાલ તથા બીજાં દેશ દેશાના વેપારીઓ અને સરાફો વઠીક મંદીમા રહીને સંકટના સેકંજામા એવાતો દબાતા દેખાયા' કે, જો કદાપી રામલાલે રચેલો સટો તેની તરફેનમા ઉતરે તો, ઉપર જણાવેલાં ઠેકાંણાની બધી પેહડીઓ એકજ ટાંકણે પાએમાલી પાંમીને તદન ઉંચકાઈ જાએ; પણ તેઓ માહેલા કેટલાક વગવાલા વેપારીઓએ આ સરીમંત શેઠની જારે મદદ માંગી, તારે કેહએ કે, તેવણ બીજું તો કાંઈજ કરી શખેઆ નોહતા; પણ જે દીવશે લીલાંઉ થનાર હતું,

તે ટાકણે એવીતો સતલસ ચલાની કે* લીલાઉની સરૂઆતથી તે સાહાજ પડતા તુલીક તેમા મેલાએ રી પેહલી પાચજ પેટીના લાટને સારૂ મદીવાલાઓ તરફથી એક બીજાની પીઠ છુપાઈને ઉભા રહેલાઓ માહેલા એકેકપર ચડાચહડી કરતા દર પેટીએ રૂપીઆ એક લાખ ને તરીસ હજારનીબી ઉપર સુધી માગણી આપતા કોઈજ મુગા નહીં રહેઆને લીધે તે શેદો જારે નોધાઈ નહીં શકાયો, તારે લીનાઉ કરનારાઓએ કામ બધ પાડીને તે બાબેની સરવે કેફીએત સરકારમા ગુજારી હતી. આ શુકતી કાઈજ નહીં પણ લીનાઉનો દાહાડો ચુકવવા માટે થઈ હતી, જેની સામણે રામબાન તરફના આડતીઆએ પરોટેસત કીધા ઉપરથી એક અઠવાડીઆ પછે તે પેટીઓનુ લીનાઉ જારે પાકુ થએઉં, તારે સરકારે તેને તા૦ ૩૦ મી નવેમબરનુજ ઠેડવેઉં હતુ, પણ ગએલી તક પાછી હાથ નહીં આવતા મદીવાલાઓના ભાએગે આ ચીનીઆની ચાલુ રહેલી કોશેશથી દર પેટીએ રૂ ૧૭૯૩ા—ાાા ની એવરેજ ઉતરેઆમા મદીવાનાઓ જોકે મોટી મુશીબત ભરેલી નુકસાનીમાથી બચેઆ છતાબી કેટલાએકોની પાએમાની થયામા કાઈજ બાકી રહી નોહતી

મદીવાનાઓ ઉપર મએઆ રાખીને આટલુ હરીફાઈ ભરેલુ મુસકેલ કામ આસાણીથી બજાવી દીધામા શેઠ રૂસતમજીએ પોતાને તાહા આવતો મોટો લાભ ખરેખરો ઓહેલો કેહવાયોછે; કેમકે તેજીવાલા તરફથી શેઠ દાદાભાઈની મારફતે આ શેઠ ઉપર એવી શેફારસ ગઇ હતી કે, જો લીનાઉને ઉંચુ લાવવામા જોઈતી મદદ આપો તો તે અરાબાની જેટલી પેટીઓ તેમને હાથે ખરીદ થાએ, તેની હકસાઈ ઉપરાત બધી પેટીઓ તેમના બારકસમા ચહડાવવી, તે ઉપર વીમો પણ તેનાનેજ તાહા ઉતરાવવો, અને ચીન ખાતે તેમનાજ પેગાઓની પેહડી ખાતે આડતે નોધી મોકલવી આથી કરી શેઠ મજકુરને તાહા ઓછામા ઓછા પાચ લાખ રૂપીઆની લક્ષમી ચાલી આવતે, પણ આલમનુ ભલુ ઈછવાના ખરા હેતુથી, તેવી કમાણીને તતકાળ તુછકારી કાહડી હતી, જે બાબેના ઘણાક મોટમોટા મદીવાના વેપારી તથા સાહુકારોએ આ શેઠનો બેહદ ઉપકાર માનીને તેના હએસાનમા દર એક જણાએ આજર ખાઇ ભરેલા પતરો જે લખેઆ હતા, તે આ નોધ લેણારના વાચવામાબી આવેઆછે.

દસત અને દાહાડો બીનદી પર પોહચતો રહેઓ, તાહા સુધી આ ચેઆના શેઠ રૂસતમજીએ જેબી માહભારત કામો ઉઠાવેઆ, તેમા બધો વાતે ફલદરૂપ થાઈને પાર ઉતરેઆ કીધા, પણ ધરેહ જારે ચકરાવો લઈ આવીને વાકી વલણ પર વકરી બેઠો, તારથી તેમના વેપાર માટે ફેકાતો સવડો પાશો પોતાની મેલ ઉનટાતો રહીને, ચોમેરથી તેને નુકસાણ નીપજાવવા માડઉં, અને તે વલી

* હાવી હીકમત કેટલાક વાચનારાઓને કદાપી અપરમાણીક જેવી લાગે તો, તે બાબે એટલોજ ઓલાસો બસ થાશે કે એક માણસ પઈસાનુ બળ વાપડીને પોતાના નામ માટે હજારોને ખુહાર કરે, તેની સામણે એવાજ ઉપએ વાજેબી ગણાએ, નહીંતર તેટલાઓ ની સાથે નીસબત રાખનારા બીજા ઘણાકોનો ઘાણ નીકલી જાએ માટે આ કામ શેઠ રૂસતમજીએ માહ પુનવતુ કીધેલુ હમો વીચારીએછે. નો લે

હેવી રીતે કે લાખો રૂપઇઆ ભેગા કીધેલા ઓતના પાંણી પડે તેમની પાશેથી રૂખસત પાંમતા ચાલીને છેક ૧૨૧૭ નું સાલ આખરી થવા આવેલ, તેટલાં તો એક હાથપર તેવનના હીંમતવાન ભાઇ ખરશેદજી હીંઆં મરણ પાંમેઆ પછે તેમનો વહીવટ નાદારી હાલતમા આવેલો માલુમ પડેઓ, બીજી બોરહુપર સુરખીને તોલના વડા ભાઇ ફરાંમજીને માથે કાલ ચંદર બેઠો, અને તરીજી તરફ પોતાના પેઆરા દીકરાઓ દાદાભાઇ તથા માણેકજી રૂસતમજીની કુંપનીને નામથી ચીન તથા મુંબઈમાં ચાલતો રોજગાર રંજના ફસાંણ પર ચોંહટી રહેઓ, તારે આટલા સંજોગથી પોતે કરજના દબાંણમાં જે વીટલાએઆ, તેમાંથી મોકલાસ મેલવી નહી શકેઆને લીધે, તેજ સાલના કદીમી ૧૧ મા મહીનાને ૯ મે રોજથી વેહવાર સાબદો બંધ કરી પોતે પણ નાદારી હાલતમા આવી પડેઆ; નહીંતર ઉપર જણાવેલા તરણ સાહેબો તેઓના ચાળતા વખતમા વગ તથા વેહવારને જોરે પારકાઓને આશરો આપનારા હીંમતવાન હતા; તેઓ કદાપી આગલીજ સથીતીમા સમાએલા હોતતો, પોતાના આ જીગરને આવી વેદનામાથી બંચાવી સખતે.

શેઠ રૂસતમજી ઉપર ઉતરેલા સંકટના કારણો તો ઘણા હોવાં જોઇએ, પણ જે મુખીઅ જણાઇ આવેઆંચ તેમાં એકતો, તાંહાંની યુનીઅણ બેંક, અને બીજો માજી સુપરીમ કોરટનો રેજીસટરાર મી॰ ટામસ તરટન, જેઓએ આ સખી નરને એવીતો સેહ આપેલી કેહવાઇચ કે, તેઓની સાથે ચલાવેલા વહીવટના આરસપરસ ખેલમાથી પોતાની બાજી બીરગસતે દાહાડાની સરજતે સંભાલી નહીં સકેઆને લીધે, મોટું કરજ માથે ચોંટી બેઠું હતું. હાવા સંકટને સમે જે વેપારીને વાસતે વીશેસ દયા, અને ભારે દરદો ઉપજે તેવા પરમાણીક પુરૂસને સંભારવા ચાહીએ તો, આ પરોપકારી શેઠ રૂસતમજી કરતાં બીજા થોડાજ હોવા જોઇએ. સારા વખતમા લોકો ઉપર આ સાહેબે કીધેલા બેહદ ઉપકારનો હેતુ હાવે ટાંકણે જે માલુમ પડેઓ, તે કાંઇજ નહીં પણ આ ચશીલ ગરહસથે. પોતાના. ધલાધણી. પાશેથી. મોટી. રકમનુ દેવું ચુકવી. આપવાની. જોગ-વાઇ માટે તરણ વરસની મેહતલ જે માંગી લીધી, તે સઘલાઓએ ખુશી સાથે એનાએત કીધી; પણ કચડાએલો કાહરોબાર એવાતો કફોરો હતો કે, ઉપલી મુદત અટવાઇ ગયા છતાં તે સુધરેઆ વના જેમનો તેમ રહેઓ; અને દેવું અંતે અદા નહીં થઈ શકાવાને લીધે પારશીના ફીરકામાથી હાવા એક ઝહલકતા હીરાએ ઝાંહાંખ પકડી, તે બાએ ઉપજેલો અતીઅંત સંતાપ તેમના પરીવારો ઉપરાંત તેવણથી આસરો પાંમેલા હજારો લોકો હજીસુધી ભુલેલા જણાતા નથી.

ભરોસા વનાની જીંદગીના પાછલા દાહાડા થોડુંક સુધી માઠી હાલતમા ગુજારીને વરસ ૬૦ ઉપર ૬ાા મહીનાની ઊંમર પુરી કીધા પછે, કાવસજી બાવાના આ સાતમા અથવા સરવેથી નાંધલા દીકરા શેઠ રૂસતમજી રોજ ૨૨ મો માહ ૮ મો કદીમી શાલે ૧૨૨૧ ય॰ એ મરણ પાંમેઆ; અને જે મકાનમા (કલકતે) જાહોજલાલી ભોગવી હતી, તાંહાંજ પોતાનુ ખાલી ખોખું બાપને

સપુરદ કરી નેકનામીની સુધંધી ભરેઆ પાક રૂહને પરવરદેગારની પનાહમા સોંફી દીધું; જેની ગંમખારીમાં કવીતા રૂપી થોડાક મરશીઆ જણાવી, આ અહેવાલને હવે હીઆજ સમપુરણ કરીએછે.

અજબછે ઓદાવંદી ઉતંમ કરાંમત–શું મગદુર કે તેપર કરે કોઈ મગામત,
જમાનો તે દાતારની કુંમક ધરેછે–ધરતીબી તેનાજ હોકમથી ફરેછે.
જેમ કુદરત પાણીમા પવન મલાવે–જાંહા ખુરાકીના ઝાહડોને થન થન હલાવે.
તાહાં ઈનસાન તે કેટલી તાકાત ધરાવે–જીહતેલાને પલમા બાઅેગ હરાવે.
તેનો આ મોતેબર દાખલો લઈ–જમાનાની ગીરદેસથી ડરતા રહી.
જોવો બનાજીનું કેહવું બોહોતું કુટબ–ચહડતી કલાપર ગણાએલું ઉતંમ.
કાવસજી બાવાના દીકરાઓ સાત–એકેકથી સરસ હતા પરખેઆત.
તેહવા નરબી જાહાજ ન બચી રહેઆ–ચારેક જણા પેહલે ચાલી ગયા.
ભોગવીતી તેઓએ જાહોજલાલી–કોઈતો વેપારમા, ને કોઈએ દલાલી.
પણ જીવેલા તરણોએ જોયોછે ગંમ–પાછલા દાહાડાનો ભારે શેતંમ.
જેઓને વાસતે ન ધારતું કોઈ–ખુવી થતા તેઓની લાએકી જોઈ.
રૂસતમજી નાહના, ફરામજી વરા–ગણાયાતા ખરશેદજી વચલા ખરા.*
હીકમતથી પઈસાને મેલવી લીધા–સખાવતમા હજારો વેરી દીધા.
જોકે પઈચો તો કાહાને કાહા વગે લાગો–ચોધવા જતાં નહીં મલતો થાગો.
ખરચેલ તેટલું ગવાએલછે–રામારગ ને બગીચે વવાએલછે.
અમર નામ તેઓના પરકાશેછે–ચોપાટીમા, ને તલાવ પાશેછે.
તગીજાએ કલકતે કીરતી બતાવી–કરોડપતી બાબુઓની હીંમત હટાવી.
પણ હવધ જારે તેઓની પુરી થાઈ–પેહલે શીધારેઆ ખરશેદજી ભાઈ.
તારથી બેહુઓની બાજુને ટોડી નાખી–રોસનીબી તેઓની પડી ઝાંહાંખી.
હતા પેહલાં તેવાજ પાછા થયા–ગંમની ગીરફતારી લઈને ગયા.
હતું જે ભવીસમા લખેલું સહી–ભલાં કામથી તેઓની યાદી રહી.
તે ઉપર જે કોઈ આપે લક્ષ–કરમથી ખોદા તેને રાહેત બક્ષ.



* આ તરણ સાહેબો પાછલથી ઘણું સુધી હઈઆત રહેઆને લીધે હાવી રીત ગણાયાછે.
ના. લ.

## શેઠ દાદાભાઈ-રૂસતમજી.

બંગાલી બાબુઓની સંફમા બીરાજી ગએલા સફરમી શેઠ રૂસતમજીનાં એ માહેલા આ વડા બેટાની જીંદગીનો થોડોક હએવાલ જે હમાગ જાંણુવામા આવેઓચ, તેની યાદગારી હીંઆં નોંધી રાખવા જોગ વીચારીએછે.

જે ધનસાને પોતાના ચાલતા વખતમા સારાં કામોને સાહે થાય સરંજામ પોંહચાડેલ હોએ, તેની છુપી વાતને તેમના પડતા વખત પર પારકો સખસ જાહેરમા આંણે, તો તથી જેમ તેને તેમજ વાંચનારી આલમને સરખી રીતે સંતોસ ઉપજેઆ વના રેહ નહી.

શેઠ દાદાભાઈની તોખમ બાપ તરફથી બનાજી, અને મા તરફથી હાજીનાની નીસબત ધરાવેછે; ઇઆને હાજીના શોરાબજીની ધનવાન પુતરી ધનબાઇજીને પેટથી રોજ ૨૮ મો માહ ૬ ઠો કદીમી સાલે ૧૧૮૦ ય૦ એ કોટ મધે સાપુરજી શેઠના ચકલા આગલ મરહુમ માણેકજી શેઠના ઘેરની પડોસે આવેલાં મમાવાને રેહવાના મકાંણુ અંદર મુબારક થએલો, તેનાની ૬૨ સાલે ચીન ખાતે થાતી વરસ ગાંઠની મેજબાંની ઉપરથી જાંણુવામા આવેઆછે. અને એજ સાહેબ આપણી ટાપુના માનવંતા શેઠ બેરાંમજી જીજીભાઇના મશીઆઇ ભાઈબી કેહવાએછે.

ઉધરતી વએનો સઘલો વખત સરીમંત બાપ તથા સાહસીક કાકાઓની પનાહ પકડીને, બનતી કોશેસથી ગુજરાતી તથા અંગરેજી વીદેઆની કેળવણી પાંમેઆ પછે, તે સાહેબોની શાહેતાથી સાલ ૧૧૯૬ મા પેહલ વેહેલા ચીનની સફરે શીધારેઆ; જાંહાંથી એકજ મોસમમા પાછા ફરી આંવેઆ પછે, કલકતે ગયા; અને બાપની આગના મેલવીને તાંહાંથી ૧૧૯૯ મા ચીન તરફ જઇ પોતીકા નાધલા ભાઈ માણેકજીના પંતીઆલા પણામા મી૦ દાદાભાઈ તથા માણેકજી રૂસતમજીને નાંમે આડત તથા વેપાર ખાતાંની એક પેહડી હુંગ્રાડી જાથુકના રેહવાશી થાઇ પડવાનો પેહલવેહલો પાએઓ નાખેઓ હતો; કારણ કે તે આગમજ જેખી પારશીઓ ચીન ખાતે જતા, તે એક, બે ઇઆ તરણ મોસમ રહીને અરાબાબ ઉઠાવી પાછા ફરતા; પણ આ સાહેબે તો સઘલી મોસમને સરખી ગણવા માંડી તોપણ ઘણા વરશો સુધી બીજાં કોઇબી પારસીઓએ ઉપર જણાવેલી રીત શેવાએ આ શેઠનો દાખલો પકડેલો જણાએઁઓ તો નહી. એ પેહડી પારશીઓમા લાંમબી મુદત સુધી પેહલા વરગમા ગણાઇને સારી રીતે જે વખણાઈ હતી, તે બાબેની શાહદતો તે વખતના જેખી સાહેબો સલાંમત હશે તેઓ સારી પેઠે આપી સખશે.

આ શેઠીઆની કારકીરદીમા હરેક દેસાવરોથી ગરીબ ધંધાદારી, તથા બીન રોજગારી પારસીઓ ચીનમાં આવતા, તારે તેઓનો ઉતારો ડેથેજ નહીં પણ તેમના મકાણુની અંદર નીરબાએ થતો હતો; અને જાંહાં સુધી તેહવા સખશો તે તરફ રેહતા, તાંહાં તુલીક આ સખી શેઠનો આસરો હાંશેલ કરીને, વલી

તેમને તાહા આવતા વાહાણોની મારફતે વગર ખરચે પાછા રવાને ની થતા હતા. આ રવઇઓ જાહા સુધી તેમની પેહડી સલામત રહી તાહા તુલીક જે ચાલુ હતો, તેટલા અરસામા ચીન જેવા દેસ ખાતે કેટલીક રકમ તેનાની ૧૧ રમાઈ હશે, તેનો સુમાર શેઆના વાચનારા સાહેબોનીજ મુનસફી ઉપર ચોકીએ કે

ચીન તરફ જારેબી રાજ દુઆરી બાબદોમા ગેર સહમજુતીથી પરદેશીઓ સાથે બીગાડ થાએ, તારે ચીના સતાવાળાઓના હાથમા શેહના ઉપાય એટલાજ હતા કે, ઉઠેલી ભાંજગડનુ શેવટ આવતા સુધી સઘળો વેપાર તદન બંધ પાડીને પરદેશીઓ પાશે રહેલા ચીના ચાકરોને તેઓને તાહાથી કાહડી મેલવા; અને વધારે જાસતી વાપડે તારે તો તેઓને તાહા જતી ખોરાકી વટીકબી અટકાવતા. હાવા વખત પર યુરોપીઅન ગરહસથો જેમા વેપારી તથા સરકાર તરફના અમલદારો સુધીના પેશામા ચીના સીવાએ બીજા કોઈજ ચાકરો, તથા એક દાહાડો ચાલેઆ ઉપરાત વધારે ખોરાકની ચીજો ન હોવાને લીધે જે દીકદારી તેઓને ભોગવવી પડતી હતી, તારે પારસી લોકો જેઓ પોતીકીજ કોમના એકથી વધારે ચાકરો ઉપરાત વરસ દાહાડો પોહચી વલે તેટલી ખોરાકીની જરૂરીઆત જણશો રાખતા હતા, તેઓ અગરેજો તથા બીજા યુરોપીઅનોને જે મદદ આપતા, તેમા મોટી આગેવાણી આ સદગુણી ગરહસથની ગવાએલી ઘણીવાર સાભલવા, તથા કોઈ વખતે જોવામા પણ આવી હતી.

શેઠ રૂસતમજી કાવસજીના હેવાલમા તેમના વેપાર ખાતાને લગતા જેટલા વાહાણો દાખલ કીધેલા છે, તે માહેલા કેટલાકોમા આ શેઠનો સબંધ હતો, અને "કારશીઅર તરનટ, થીસન, પરલ, પરીમાલીરા, બનાકજોક, મરમેડ, આગરેસ, રાએલ એકસચેંજ તથા લીનેટ" ના તો તેવન ખુદ માલેક* માલુમ પડેઆ; એટલુજ નહી પણ તે ઉપરાત ચો તરફના દેસાવરો ખાતેથી દર વરશે ઘણા વાહાણો તેનાની આડતે નોધાઈ આવતા હતા, જેમા ઉતાવળી ચાલની કલીપરો "ગીનફ" તથા "કાવસજી ફરેમજી" જારેબી ચીન આવે તારે તે દર એકને વલતા નોલમા રકમ નગદી તથા જથાબંધ કીમતી માલ મેલવી આપી (હવડાં જેમ મેલની આગબોટો ફેરેઅ તે મીસાલે) એક અઠવાડીઆની અંદર પાછા રવાને કરી દેવામા આ ગરહસથ ઘણીજ જહડફ વાપરતા જણાયા હતા.

વેપાર ખાતાનો સભાલ કરનારી મંડલી જેને "ચામબર આફ કામરસ" કરી કેહછે, તે કનતાનમા જારે ઈ૰ સને ૧૮૩૨ ની આખેરીએ પેહલવેહલી ઉભી થઇ, તારથી તે ૧૮૩૯ ની અધવચમા† ચીનની સરકારે સઘલા પરદ

* ચીનના બંદરમા અફીણ દાખલ થવાની સરકારી સખત મનાઇ ઉપરથી, તે માલ ખડકવા માટે લીનટીન તરફ વખાર તરીકે મી૰ જારડીન, ડેંટ તથા રસલ કંપનીવાલાઓના એકેકા વાહાણો અસલમા જથુક રેહતા હતા, તેમા આ શેઠે પેહડી સથાપેઆ પછે તેમની તરફના એક અથવા બે બારકશો તાહા હમેશાએ રાખી વેપાર ખાતાને સારી સગવડ થાઈ હતી નો૰ સ૰

† આ મંડલીનુ કામ તારપછે અગરેજી પરજા મકાઉમા જઈ રેહેઆને લીધે ઘણી મુદત સુધી બંધ પડેલ હતુ. નો. સ.

શીઆ પાશેનુ અફીન બલતવારીથી લઇ લીધું, તાંહાં તુલીક તે સભામા એક અધીકારી તરીકે તેવણ બીરાજતા રહીને, પરમાણીકપણાથી ઘણો સારો દેખાવ દીપાવતા હતા, અને તે ઉપરાંત નાંમીચા અંગરેજ, અમેરીકેન તથા ચીના હાંગમારચેંતો વગેરે મોટી પદવીના કેટલાક અમલદારોમા સારૂં માન પણ મેલવતા હતા.

શેઠ દાદાભાઇની પેહડીમાં પરથમ બેહુ ભાઇઓ પંતીઆલા હતા, તેમા તેમના મશીઆઇ ભાઇ શેઠ મેરવાનજી જીજીભાઈ મુંબઇથી મકાઉ તરફ જારે જઈ પોંતા, તારે તેવણને શાલે ૧૨૦૯ મા તરીજા ભાગીઆ તરીકે સાંમેલ કરીને આગલી પેહડી તે દાહડેથી મી॰ દાદાભાઈ તથા માણેકજી રૂસતમજીની કુંપનીને નામે ફેરવી હતી; અને તરણે ભાગીઆઓનો રોસન શીતારો બુલંદીપર પોંહચેઓ તાંહાંસુધી તેઓનો વેહવાર સારી આંટથી ચાલતો રહેઓ હતો.

તે વખતપર કેહવાતા આ જવાન શેઠીઆ પોતાની પેહડીને હમેશાં ચહડતા વરગમા પરકાસતી રાખવાના હેતુથી ખુદ જાતે ખંતીપણે અતીઅંત મેહનત લેતા હતા, (અને તેવામા કોઈબી વેપારીનુ મુશકેલીમા આવેલું કાંમ આગેવાન થઈ દરૂસતાઇપર લાવી આપવામા કાંઇજ કશુર રાખતા નોહતા) તેથી બીમારીએ તેમના સરીર ઉપર શાલે ૧૨૧૦ મા એટલો તો ગુલબો કરી મેલેઓ કે, એકવાર તેનાની જીંદગી મોટા જોખંમમા આવી પડી હતી; પણ કાબેલ તબીબોની રૂડી તરતીબથી તનદરોસતી પાંમેઆ પછે, થોડુંક સુધી તાંહાથી નીકલીને કલકતે જઈ રેહવા સારૂં સઘલો વહીવટ હાજર રેહેલા પંતીઆલા શેઠ મેરવાનજીને સાપુરદ કીધા પછે તેજ શાલમા રૂખસદ પાંમેઆ હતા.

કલકતામા થોડાક મહીના સુધી રહીને પોતીકા મા બાપ, ભાઈ તથા બેહેન ઉપરાંત મોહબતદાર મીતરોની મુલાકાતથી રાહેત પામેઆ પછે, તાંહાંથી ૧૨૧૨ ના કદીમી તીર મહીનાની આખરીએ વાંહાંણ "અલ્લાઅલવી" ની અંદર ચહડીને મુંબઇ સારૂં રવાંણે થયા. થોડાક દાહડા તુલીક પીઠનો પવણ લેતું વાંહાંણ સારી રીતે ચાલેઉં; પણ એકાએક તોફાંન લાગાથી વાંહાંણના આડકતરા મજરાએ પકડેલી ઉલટી વલાંણનુ કશુએ ભાંન કપતાંન તથા માલમોએ નહીં રાખેઉં, તેથી તરીંકામલાઇ તથા શેલાંણની વચે "વેંડલુસબે" નામના નવતરાં જંજીરા આગલ ખડક ઉપર વાંહાંણ જઇને અંધેરી રાતરે એવું તો છીટી બેઠું કે ઘણીબી તદબીર કીધા છતાં તાંહાંથી તે સલાંમત નીકલી સકેઉંજ નહીં. વાંહાંણ જારે સાંધામાથી છુટું પડવા માંડેઉં, તારે તે માહેલા સઘલા પરાંણીઓના બંચાવ માટે કપતાંન પાશે એકજ ઉપાએ જે હતો, તે અમલમા આંણીને નાઘલા મછવાઓની મારફતે તેઓને કટકે કટકે કરી કીનારે ઉતારી પાડેઆ; અને માલ તથા અસબાબથી ભરેલું બારકરા દરીઆ સાગરને સાપુરદ કરી દીધું. આ ટાંકણે શેઠ દાદાભાઇએ જીવતા રેહવાની આશેઆ ન રાખતાં અજબ તરાંહની હીંમત પકડીને પોતાની સાથે ચહડેલા બીજા ઉતારૂઓ, જેમા શેઠ હોરમજજી બેરાંમજી ગંણા, શેઠ ધનજીભાઈ રૂસતમજી વાહડીઆ, તથા બીજા પારસી દોસતો ઉપરાંત એક બીચારી ઘરડી પારસણ (આ બાપડી કીનારે ઉત-

રેઆ પછે જંગલમા મરણ પામી હતી) તથા વાહાણના માણસો મલી ૧૫૦ જણાઓ ઉપર ગુજરેલી મુશીબતમા સ્થીર રેહ્યાણથી તેઓને સધીઆરો આપતા રહેઆ, અને પોતેબી જે નીપજેલ તેના સંતોસથી સોકર ગુજારતા* દસ દાહાડાની સકત મુસાફરી કાપેઆ પછે, "મેતીડોલમ" નામના અંગરેજી હકુમતવાલા ગામમા પોહચીને, મુંબઈ તથા કલકતા ખાતે ખબર મોકલાવી. જોઈતી મદદ માટે સ્ટીમર "સર જેમસ રીવેટ કારનાક" જારે આ શેઠને હસાબે અતરેથી માકી મોકલેલી તાહા જઈ લાગી, તારે સફરમા નીપજેલુ સકટ ખમેઆ પછે તરણ મહીના ઉપલા ગામમા રહીને સરવે પગણી સહીત પોતે રોજ ૬ ઠો માહ ૭ મો કદીમી શાલ ૧૨૧૩ ને દીને હીંઆ સહી સલામત આવી પોહતા.

આટલી કજાથી વાહાણના અમલદારો, ખલાશીઓ તથા ઉતારૂઓ ઉપરાત શેઠ દાદાભાઈ પાસે જે કીમતી અસબાબ હતો, તે સરવે જલવાશી થઇ પડેઆને લીવે દરએકે મોટી મુશીબત ભોગવી હતી; તે છતાબી આ શેઠે મુંબઈ આવેઆ પછે રેહમની નજર પુગાડીને, પોતાની સાથના બીસમાર થએલા સરવે સખશોને પોતેની નુકસાણીનો બદલો સારી રેવેશે વાલી આપેઓ; અને તે શીવાએ જગા જગાએથી મગાવેલી મદદ માટે જે ખરચ થએઓ, તે એક ધરમાતમા પણાને શોભા પમાડવા લાએક વખનાયોછે.

શેઠ દાદાભાઇ ચીનથી નીકલીને કલકતે, અને તાહાથી મુંબઈ આવેઆ તેજ સફ્‌* તેનાની સરવેથી છેલી માલુમ પડીછે; કેમકે તે દાહાડા પછે કોઈ ઠેકાણે તેવન શીધારેઆજ નથી. એજ મુજબ તેમના ભાઇ મી૦ માણેકજીબી ૧૨૦૫ ની સાગમા ચીનથી મુંબઇમા આવીને તેની વલતે સાલ કલકતે જઈ બેઠાસ, તારના તેવન પણ તાહાનાજ રેહવાશી થયાછે.

મુંબઈમા થડીથામ થયા પછે ચીન ખાતેની પેહડીનુ વડુ મથક, પોતાના દરાતકમા લઈને, આ શેઠ દાદાભાઇ પેહલા વરગના વેપારી બની રહેઆ હતા; અને સરવે સાધે રૂડી વરતણુક વાપડીને બાબેરાકારી મેલવેઆથી તાહાની પેહડી ઉપર આડતનુ મોહોટું કામ પણ લેહેરા તરફથી જવા લાગુ હતુ.

ચીનની પેહડીના ઉપલા બે પંતીઆલાઓની ગેરહાજરીને લીધે, તરીકત ભાગીઆ શેઠ મેરવાનજી જે તાહા રહેલા હતા, તેવણબી જારે ૧૨૧૩ મા મુંબઇ આવેઆ તારે તે દાહાડાથી તાંહાનો વહીવટ શેઠ દાદાભાઈના કાકા તથા

---

* કીનારે ઉતરેઆ પછે જંગલીલોકોના એક ટોલાએ આવીને આ બીચારા માહાભાએગના ઉતારૂઓ ઉપર ઘેરો ઘાલેઓ હતો, પણ તેઓને પરેસાન હાલતમા જોઈને તથા સાહમજુતીના કાએક કરારો થયાથી કોઈબી રીતની જાસતી ગુજરાવેઆ વીના તેહસ કે, તે લોકોએ જંગલમાથી મદદ સહીત પસાર કરીને અંગરેજી હકુમતના "મેતીડોલમ" નામના એક ગામમા સલામત પોહચાડી આપેઆ હતા; જાહા દસ તથા તીનગા જેવાઓની ગુજ વસતી જોવામા આવી હતી. તાહાના અંગરેજી અમલદારે ઘણી સારી રીતે સરવેની બરદાસ જાતે કીધી, તારે આફતની મુશીબતને તેઓએ જાહેજ ઈઆદીમા લીધી નહીં. નો૦ સે૦

ફુઇના દીકરાઓ નામે દાદાભાઈ બેરામજી બનાજી, તથા ધનજીભાઈ બેરામજી રાણા* હસતકથી ચાલેઆ કીધો હતો.

ઇ૦ સને ૧૮૮૫ માં જારે પેહલવેહલી "બેંક આવ વેસતરણ ઇંડીયા;" તથા તે નામ જુજ• વખતમા બદલીને "ઓરીએંટલ બેંક" અતરે તથા ચીન ખાતે ચાલુ થઈ, તારે તેની આગેવાની આ શેઠે સરવે કરતાં સરસ રીતે કીધો હતી; એટલુંજ નહીં પણ તે સરાફી વહીવટ સારૂં લાએક માણશો વેલાત તરફથી આવેઆં તાંહાં તુલીક બેહુ ઠેકાણાની બેંકનો લેણદેણ સંબંધી બોહોલો કારોબાર આ શેઠને તાંહાંજ આડતીઆ તરીકે ચાલુ રહેલો હતો. એજ વરસમા પી૦ તથા ઓ૦ કુંપનીની મેલબોટોને ચીન ખાતે ફેરવવાનું મંડાણ જારે શેલાન તરફથી થએલું હતું, તારે તેનો મુંબઇ ખાતાંની શાખાનો વહીવટદાર કપતાંન ગરીબલે પોતાની ગેરહાજરીએ તેના હસતકનુ સરવે કાંમ આ શેઠને જે સોંફી ગયો, તેણી ઘણા મહીના સુધી સારી ચાલાકીથી તેનાએ ચલાવેલ હતું; અને તેવા રસાપર પોતાની પીછાનવાલા ઘણા સખસોને તે બોહલાં કારખાનામા રોજીએ વલગાવેઆ, તથા એકને દુબાસ બનાવેઓ હતો.

આ શેઠના વડા કાંકા, અને પેહલા સસરા શેઠ ફરાંમજી કાવસજી બનાજીએ પોતીકા મરહુમ પોતાને નામે આતસબેહરાંગ બનાવવાના નીસચેપણા અંદર સાંમેલ રેહવાની જે દરખાસત કીધી, તે સવાલ તેનાએ તતકાલ ઉચકી લીધાથી કાંમ જારે સરવે રૂડી પેરે સરંજામ પોતું, તારે તે ઉપર ખરચાએલી અડી લાખને સુમારેની રકમમા આ સખી શેઠે પોતા તરફથી રૂ૫૦,૦૦૦ આપેલા સંભલાએઆછે.

આ ઉદીયોગી શેઠે પોતાના હાથમા બોહોલા વેપારનો અરાબો હોવા છતાં થોડુંક સુધી મી૦ નીકલ કુંપની, મી૦ કોમબ કુંપની તથા મેકવીકર બરનની કુંપનીને (આ છેલી પેહડી ખાતે શેઠ ખરશેદજી કાવસજી બનાજીના ગુજરવા પછે લાગુ પડેઆ હતા.) તાંહાંની દલાલીનું માહભારત કાંમબી આસાંની સાથે ચલાવેલ હતું; પણ માહાં ભાએગે લાંમબા વખતવેર નીભી રહેલ નહીં.

લગભગ અઢાર વરસોવેર શેઠ દાદાભાઈને નામથી ચીનમા ચાલતો વેહવાર ખીલંદ શીતારાના પરકાસ સાથે જાહોજલાલી ભોગવતો હતો; અને તેટલી મુદ્દત સુધી તાંહાંના પારસીઓ વચે તે પેહડી જેમ પેહલા વરગમા ગણાઈ, તેમ ચીનાઓ, અંગરેજો તથા અમેરીકેણ વીગેરે બીજા બધા વેપારીઓમાબી મોહબાદાર કેહવાતી હતી.

પણ નસીબના રંમલ જારથી અવડા પાશે ફેંકવા માડેઆ, તારથી વેપારની ઉલટ પાલટ એવીતો સેહ ખવાડતો રહેઓ કે, અરસ પરસની ધીરધાર અથવા મદદ એકેદમ અટકી પડેઆને લીવે આ ગંભીર શેઠ દાદાભાઇને સાલે ૧૨૧૭ થી મુંબઇ ખાતાંનો પોતીકો વહીવટ બંધ કરવાની ફરજ પડી; અને તેનીજ આંચથી ચીનની પુરાંણી પેહડી પણ પાએમાલીએ પોંહતી; જેની મુશી-

* આ મામા ફુઇના ભાઇઓ કાંઇ ભાગીઆ તરીકે નહીં, પણ મુસારેદાર મુનીમપણામા હતા. નો. લો.

બતમા તે દાહાપી તે અતાર તુલીક સાનસારનું તથા રોજગારનું કાંઇબી સુખ આ એક મારગી શેઠીઆને મુલેગ, અથવા મલતું હોએ એવું બીલકુલ માલુમ પડતું નથી.

આ શેઠની આગલથી દરવીઅના દરવાજા જોકે હાલની ઘડી સુધી એકેદમ બંધ રહેલા આપણુ દલગીરાઇથી જોઇએછે, મગર તે વાતનો જહાજે ગંમ નહીં આણતાં પોતાની હોરમત જાળવવાની વીશેસ કાલજી રાખતા તેવન દેખાએછે.

બેહુ તરફની પેહડી ખાતે કચડાએલા વહીવટનો ફડચો થયા પછે, આ શેઠ પાછા ઘણો રોજગાર પાછો રચેઆ હતો, પણ તેમા તેનાએ કાંઇબી જેકારી જોએલી જણાઇજ નહીં.

આ વાત જેમ શેઠ દાદાભાઇના માનમાં વધારો કરનારી, તેમજ મુંબઇની વસતીને રાહેત પમાડનારી જે પસાર થઇસ, તેની નોધ લેતાં ખુશી ઉપજેછે કે, મસકતના ઇમામ તરફથી મોહમદ નુબીખાન જે કોનસલ તરીકે હીંઆં હતો, તે રાજદુઆરી કારણુસર યુરોપ ખાતે જારે ગયો તારે તેની ખાલી પડેલી એલચી ખાતાંની જગેઆ, રોજ ૧૦ મો માહા ૨ જો કદીમી સાલે ૧૨૩૮ થી કાંમ ચલાઉ કોનસલ તરીકે આ શેઠને એનાએત થઇ હતી; અને તે નેમણુક આપણી સરકારે ખુશી સાથે બાહાલબી રાખી હતી. આ એલચી ખાતાંનો ઓધો શેઠ દાદાભાઇએ એકાત વરસ સુધી ઘણીજ મનમાંનતી રીતે ચલાવીને ઇમામ તરફથી સાબાશી પણ મેલવી હતી. પોતીકા ભાગ્યેગવંતા ભાઇ માણેકજીને ઇરાંનની દરબાર તરફથી કલકતા ખાતે કાનસલનો ઓધો જે મલેઓ, તે પણ આએજ શેઠની લાગવગ તથા ભર ભલાંમણથી સાંભલેઆમા આવેછે.

શેઠ દાદાભાઇથી બીજાં ઘણાંક સારાં કાંમો થયા વીશે બોલાતું આવેછે, પણ તે બાબેતી ચોકસ હકીકત શોધ કરતાં કેથેથી મલી નહીં સબેઆને લીધે, તે માહેલી પરોપકારીપણાની જેટલી કીરતી જાહેરમા જણાઈ ચુકીચ, તે ઉપર સંતોશ પકડી પરજાની જાંણ માટે હીંઆં તેને નોધી લઇએછે.

પારશીઆને માટે વારસાહીસા, તથા લગણ તલાકના સતા ભરેઆ ધારા વડી સરકાર પાશેથી બંધાવી મંગાવવાના કાંમમા, આ શેઠે કલકતા ખાતે વગ ચલાવીને તેમના ભાઇની મારફતે સારી મદદ કીધેલી કેહવાઇછે; અને તે બેહુ સાહેબોના વગથી તાંહાંની લા આસોશીએસનના સભાસદોને હાવાં શુભ કારણમાં સારી સહમજ જે મળી હતી, તેથી કરી તેની વીરૂધવીચારવાલાઓએ મોકલાવેલી અરજીઓ એકેદમ અકારત ગઇ હતી. આ ધારો અમલમા આવેઆમ તારથી "પારશી મેતરીમોનીએલ કોરટ" આ નામધર સરકારે બખશેલો ડેલીગેટનો ઓધો તેનાએ હજીસુધી સાચવી રાખેઓછે.

ઇરાંન ખાતે સાલે ૧૨૪૦ મા પડેલા સકત દુકાલ વખતે તાંહાંના ગરીબ જરથોસતીઓ, તેઓના હમદીન ભાઇઓને આધારે આસરો પાંમવા માટે હીંદ તરફ ઉતરી પડેઆ, તારે બંદરઆબાસ ખાતેના ઇરાંની હાકમો જબરદસતી ચલાવીને તેઓ પાશેથી રાગેગીની દસતુરીને નામે કર ઉઘડાવી લેવા લાગા.

થોડાક સખતીવાલા શખશો તો તેવો જુલમી કર આપીને નીકલી આવેઆ, પણ જેઓથી અપાઈ નહીં સઆએથી તેઓને તાંહાંજ અટકાવી રાખેઆ હતા; આ વાતની ખબર સખી દીલના શેઠ દાદાભાઈને કાંને જારે પોંહતી, તારે તે બાબદમા સફકતની રાહે તાંહાંના સતાવાલાઓ ઉપર કોઈ સંજોગથી સેફારસ કરીને જેઓ પાશેથી લીધેલાં નાણા તેઓને પાછાં અપાવેઆં,* અને જેઓને તેજ કારણસર અટકાવી રાખેઆ હતા, તેઓનો છુટકોબી કરાવેઓ; એટલુંજ નહીં પણ હવે પછે જે કોઇ જરથોસતી તાંહાં આવે, તારે તેની માવજત પણ આ ધરમી શેઠની ભલાંમણ પરમાણે લેવાતી હતી. માટે હાવી રીતથી ગરીબ હમજાતીઓ ઉપર પાતલા વખતમાણી તેનાએ જે રેહમદીલી દેખાડી તે વાત ખરેખરી તેનાને માન મલવા જોગ થઈછે.

આ શેઠની જીંદેગીમા ચાર દીકરાઓની જે વરેધી થાઈ હતી, તે માહેલા મી° કેખસરો વડા, કાવસજી બીજા, તથા ફરાંમજી તરીજા મલી હઈઆતછે; અને સરવેથી નાંહલા મી° પેસતનજી જે લગભગ તેર વરશની ઊંમરમા આવીને ચંચલાઈથી પોતીકાં માબાપને અચરતી પમાડતો હતો, તે પરેલ ખાતે ચમારબાગની અંદરના પોતીકાં રેહઠાનની થોડેક દુર આવેલા વગર વરાના ધાસતી ભરેલા તલાવની અંદર સદાના શીરેસતા પરમાણે નાહવા ઉતરેઓ; જાંહાં અજલે તેનો અંત આંણીઆથી અકસમાત ડુબીને રોજ ૨૬ મો માહા ૭ મો કદીમી શાલ ૧૨૪૧ ય° એ મરણ પાંમેઓ; જેથી કરી જબરીએ પોંચેલાં તેને જનમ આપનારાંઓની જીંદેગી ગંમની ગીરેફતારીમા જે પેવસ થાઈચ, તેનુ દુખ તેઓથી ભુલાવવું મુશકેલ જણાએછે.

---

# શેઠ માણેકજી રૂસતમજી.

આપણા બંગાલી બાબુ શેઠ રૂસતમજીના બીજા બેટાનું જે નામ મથાલે જણાવેલુંચ, તેનાનો જનમ સાલે ૧૧૮૫ ના કદીમી પેહલા મહીનાને ૨૫ મે રોજે આ ટાપુ ખાતે મુબારક થએલો કેહવામા આવેછે.

વડા ભાઈ સાથેના બંનીઆલાપણામા ઘણા વરશો વેર પરોટાએલા હતા, પણ તે પછે માઠાં બાએગે જારથી તે પેહડી પડી ભાગી, તારથી કલકતામા રહી પોતાને ખાનગી હસાબે ધંધો રોજગાર કરતા દેખાએછે.

આ શેઠીઆ ઉપર બારેહકતાલાની જે બખશેસ ઉતરીચ, તેની નોંધ લેતાં જેમ હમોને ખુશી ઉપજેચ તેમ સરવે વાંચનારા સાહેબોના આતમા આનંદ પાંમતોજ હશે કે, ઈરાંન જેવાં દુરદરાજ શેહરના શાહની પીછાંણમા કોઇવાર નહીં આવેલા, અને બલવંત રાજની રઈએત માહેલા એક બેગાંના સખસને

---

* આ બાબેની એક સાખશી પતર ઓદાબક્ષ બીન મોબેદ ખસરૂ ઈરાંનીએ તા° ૨૧ મી જુન ૧૮૭૧ ના "મુંબઈ સમાચાર" મા છપાવેલો વાંચવામા આવેઓ છે, પણ તે લંબાન હોવાને લીધે હીંઆં લઈ શકાયો નથી. ગો. લે.

તે નામવર શાહ નાસરદીને પોતાની દરબાર તરફથી રાજદુઆરી કામ ચલાવવા માટે સાને ૧૨૩૯ ના કદીમી ૧૦ મા મહીનાને ૬ ઠે રોજથી હીંદના અંગરેજી પાએ તખત શેહેર કલકતા ખાતેના એલચી પણાનો માનવતો ઓહદો બખશીઓ; અને તે નેમનુક આપણી મેહેરબાન મલીકા માહારાણીની મોટી દરબારે ખુશી સાથે બાહાલ રાખી; જે વીશેની ખુસ ખબરી જારથી ચોમેરે પથરાઇચ, તારથી જરથોસતી ફીરકાને મોટી હીંમત હાશેલ થાઇછે; કેમકે રાજદુઆરી ખાતાના આવા નામીચા ઓહદાઓ ઘણું કરીને રાજ કરતી ગનાતનેજ મલતા રેહચ; અને તેરી રીત આપણી ઉપર હકુમત ચલાવનારાઓ તરફથી ગી સદા જોતા આવીએછે કે, એનગ્રી ખાતાના ઓહદાઓ તેઓનીજ ગનાતનાના અમલદારો શેવાએ પરકોમને કભુ આપેના સભલાયાજ નથી; માટે પારસી લોકો કોઇ સદીઓથી હીંદમા આવી વશીઆ પછે પરાઇ ગનાતની દરબાર તરફથી પેહેલવેહેલો ઓહદો મેલવનાર કોઇજ નહી, પણ આ સાહસીક શેઠ માણેકજી રૂસતમજી ખરા ભાગ્યેગસાલી માલુમ પડેઆછે.

આ ઓહદાની સતા ભરેલી સનદ શાહ તરફથી આવીઆ મુજબ સાલે ૧૨૪૦ ના કદીમી ૮ મા મહીનાને પેહલે રોજે, અને મુનતાની નારોજને મુભ મુહરતે તાહાના શેઠ સાહુકારો, તથા સરકારી ઓહદેદારોની એક દબદબા ભરેલી સભાની હજુરમા તેવનને સપુરદ થાઇ હતી; અને તેની ખુબીથી આ શેઠ તે તરફ રેહનારી ઇરાની પરજા ઉપર એક હાકમ તરીકેની હકુમત ચલાવતા રહીને સુગોલ ધજા પોતાને મકાને ઉરાડેછે; તે જાહો જલાલીનુ સઘલુ સુખ લામણી વએ સુધી સલામત રહીને પરમાણીક પણે ભોગવવાની હેદાએત જગત કીર તારથી તેનાને હાશેન થાએ આ ઓહદો મલેઆની ઘણા વરસ આગમજ તાહાના હાનરેની માજેસટરેટ ી એકવાર થયા હતા, અને હવડા શુલેહના અમનદારની સનદ પણ તેવણ ધરાવેછે.

શેઠ માણેકજીની લાએકી વીશે, જેબી સાહેબ કલકતે જઇ આવેઆચ, તેઓને મોહડેથી ઘણી સતુતી સભલાએછે; એટલુંજ નહીં પણ તે તરફ રહેલા જરથોસતીઓ ઉપરાત બીજી સગલી વરણના વરેપારીઓ વીગેરેમાબી તેવનનો મોહબો માહભારત વખણાએછે

આ સાહેબ તાહાની જરથોસતી અંજુમનમા સરવેથી વડા અફાબર તરીકે જે ગણાતા આવેઆચ, તેનુ પરોજન એ કોમને વાસતે વારસા લીસા તથા લગણતલાકના ધારા બનાવી વખતે એવુ દીપાવી દેખાડેલુ મેહવાલુચ તે, તે સમધી મુંબઇની કારોબાર મડલીના માનનતા મેમબરોની ખાએસ મુજબ પોતાથી બનતી કોશેસ તાહાની ધાગ સભામા લાગેવગે વાપડીને તેઓએ ઉઠાવેલુ માહભારત કામ પાર ઉતારી આપવાથી હરગેજ પછાત પડેઆ નોહતા, માટે એના કાએદાની સાથે આ શેઠની કીરતીબી જોડાઇને કાએમ રેહવી જોઇએ

મરહુમ શેઠ રૂસતમજીના વખત સુધી, અને તેપછે તેવનના બે બેટાઓ (જેમા એકતો આ સાહેબ અને બીજા શેઠ દાદાભાઇ) હસતકથી બીજા બાર વરસપેર તાહાના હમીનોની બનતી બરદાશ જે રૂડીપેરે લેનાતી હતી, તે બાબે

ય० ૧૨૩૩ મા જરથોસતી અનજુમનના ધરમ ખાતાંની એક થાપણ ઉભી કરવા માટે તે તરફ મલેલી અનજુમની સભા અંદર સરવે સાહેબોએ એકી અવાજે આ માનવંતા બાપ તથા બેટાઓનો બેહદ ઉપકાર માનીને, તે કીરતીવાન કુટંબને માથેનો બોજો* તાંહાંની અનજુમને તતકાલ ઊંચકી લીધો; જેની શાહદત તેજ વરસમા છપાએલાં ચોપાંનીઆંમા દાખલ થાએલી જોવામા આવેછે.

એજ ચોપાંનીઆં ઉપરથી જણાઈ આવેચ કે, આવું એક ધરમખાતું પરથમ ઉભું કરવાની સરૂઆત તાંહાં થઇ હતી; અને તે વખતપર ભરાએલાં નાણા મધેથી રૂ ૨૦૦૦ ની સરકારી ટરેજરીની નોટ, તથા ૫०० રૂપીઆ બેંકમા અનામત રાખેલા હતા, તે મલી રૂ ૨,૫०० નો અવેજ શેઠ માણેકજી પાસે જે સચવાએલો હતો; તે જારે ઉપર જણાવેલાં સાલમા નવું ઉઘરાંણુ થએઉં, તે વખતે ભરાએલા રૂ ૭,૧૨૩ ની અંદર ઊમેરી દીધા તારે બધા મલીને રૂ ૯,૬૨૩ ની એક સારી થાપણ જમા થઈ; જેના તરણ રખનદારોમા વડા તરીકે એજ શેઠને અનજુમનના અનુમતે ચુંટી કાહાડેઆ મુજબ, તે ખાતાંનો સંભાળ બીજા તરસટી ભાઈબંદોની સાથે સંપજમા રહીને સારી રવેશે તેનો વહીવટ ચલાવતા માલુમ પડેછે.

આપણા આ ઇરાની એલચીની અઓલાદથી ખોદાતાલાએ ઉતારેલા બે બેટાઓ મધે વડા હીરજીભાઈ, તથા નાધલા કાવસજી જાણવામા આવેઆછે; અને તેઓ માહેલા એકાદને તાંહાંબી ફરજંદ થાએલાં કેહવાએચ, પણ તે બાબેની ચોકસ હકીકત માલુમ પડી નથી; માટે બનાજીનાં બોહોલાં ખાનદાનનુ બયાંન સમાપત કરતી વખતે તેમની વણસથી ઉતરેલા નબીરાઓને માટે બારે હકતાલાની બખશેસ ચાહીએછે કે, તેઓ માહેલા કોઈબી નરોને તેમના નેઆગાંનોના જેવા નામવર કરે, કે જેથી એ કુટંબની કીરતી પાછી સજીવન થાએ.



## મી० લીમજી નવરોજજી નાનાભાઈ બનાજી.

શેઠ ફરાંમજી કાવસજી બનાજીના વંશીબાગ માહેલી એક ડાહાલી ઉપર ઉગેલું, આ ખુસનોમા ફુલ જે ખીલીને હવડાં પમરતું દેખાએચ, તેની પીછાંણત તો જોકે આપણી વસતીમા થોડી ઘણી થઈ ચુકેલીછે; તોપણ એક માનવંતા મરહુમ શેઠના પરીવારો માહેલો નબીરો, કાબેલીએતના બળથી નામવરીના જે નુકતાપર પોંહચવા લાગોચ, તેની ટુક નોધથી બનાજીના બોહોલાં ખાનદાનની બીનાને વધારે જલેહ આપેઆ વીના રેહશે નહીં. આ ગરહસથ ય० ૧૨૧૯ ના કદીમી પેહેલા મહીનાને ૨० મે રોજે જનમ પાંમેલો જણાયોછે.

---

* એ બાબેનુ માન શેઠ સોરાબજી શાપુરજી બંગાલીને ઘટેછે; કેમકે એ સાહેબ તે વખતે તાંહાં હતા, અને તેનાનીજ રૂડી કોશેસથી હાલાં નેક કામનો આરંભ થએલો મજકુર ચોપાંનીએ કહી આપેછે. નો. લે.

પોતીકા મોટા બપાવાની આગેવાની હેઠલ, આ ટાપુ ખાતે પેહલવેહલો પાયો નખાએલી સરકારી સંબંધવાલી કેળવણી ખાતાંમાં અંગરેજી વીદેઆનો અભીઆસ કીધા પછે, આ જવાન ગરહસથ ૧૮૬૩ ના મારચની ૨૮ મી તારીખે ઈગલાંડ ગયા હતા; જાંહાં ધાગની કાગેનીએત પુખત રીતે પાંમીને તાંહાંથી ૧૮૭૦ મા ૨૨ મી જાંનેવારીએ અતરે પાછા આવેઆ; અને તેજ મહીનાની ૨૮ મી તારીખે હાઇ કોરટની હજુર કાએદા પરમાણે સપત લઇને બારીસાટરના હોરમત ભરેઆ ધંધામા મસગુલ થયલા માલુમ પડેછે.

દેશી બારીસટરોમા આ લાએકી ભરેઆ લીમજીભાઈ જે ભાએગશાલી કેહવાએચ, તે એટલા ઉપરથી કે નામદાર કોરટના સંબંધમા એક વરસ પસાર કરી રહેઆ પછે, તાંહાંની "કલારક આવ ધી કરાઉન" યાને તાજના મેનાની ખાલી પડેલી જગેઆ ઉપર નામદાર નેયાયાધીસોએ તારીખ ૧૯ મી ફેબરવારી ૧૮૭૧ થી એવણને કામ ચલાઉ તરીકે નેમણુક કીધા, એટલુંજ નહીં પણ તેજ શાળના એપરેલની ૨૭ મી તારીખથી ડેપીઉટી રેજીસતરારનો ઓધોણી તેનાનેજ આપેઓ હતો.

એજ કોરટના નામદાર નેયાયાધીસ બેલીનો કલારક મી૦ બૅંટલી જારે રજા ઉપર વેલાત ગયો, તારે તેની જગેઆનુ માનભી આએજ શાકરમી સખસને તારીખ ૮ મી આગસટથી એનાયત થએલ હતું.

રજા પુરી થતા મી૦ બૅંટલી જારે વેલાતથી પાછો આવેઓ, તારે તેની ડેપીઉટી રેજીસતરાર, તથા જડજના કલારકની જગેઆ, તારીખ ૯ મી ફેબ-રવારી ૧૮૭૨ ઇશાવીએ આ ગરહસથે તેના સવાધીનમા સોંફી દીધી; અને તેટલી મુદત સુધી જે પરમાણીકપણું તેનાએ વાપરેલ હતું, તે બાબે વલતે દાહાડે ૧૦ મી તારીખની સાંહાંજરે હાઈ કોરટની કચેરી બરખાસત થતી વેલા નામદાર વડા નેયાયાધીસ સર વેસટરાપે પવીતર ખુરશી ઉપરથી જાહેર બાંગે બુલંદ સરવેને કહી સંભલાવેલ હતું કે, "મી૦ લીમજી બનાજીએ પોતાના બેહુ "ઓહધાનુ કામ ઘણુંજ મનમાનતી રીતે બજાવેલછે; અને તેટલા વખતમુધી "સરવે સાથે સાહલેસાઈ ભરેલી ચાલ ચલાવેઆથી આ કોરટ મોટા સંતોશ ઉપ-"જાવેછે, એટલુંજ નહીં પણ મી૦ જસતીસ બેલીને મી તેમના કલારકપણાનુ "કાંમ રૂડી રવેશે શાચવાયાથી બહુ ખુશી હાંશિલ થઇછે."

ઇનસાફ ખાતાંના સંબંધમા જોડાઇને આ મી૦ લીમજી બનાજીએ કોરટ તરફથી જે માન મેલવેલંચ, તેની શોભા જેમ તેનાને, તેમજ તેના નાંમીચાં કુટંબ તથા પારશીની આખી કોમને હાંશિલ થએલી સહમજની જોઇએ.

જે કાંમને માટે પોતીકા વડાને સંતોસ પમાડેઓ, તેની ખુબીમા આ જવાન પુરૂસ એટલેતો સમાઈ રહેલો માલુમ પડેઓચ કે, મી૦ બૅંટલી જારે ૧૫ મહીનાની વધુ રજા મેલવીને ૧૮૭૨ ના આગસટમા બીજીવાર વેલાત ગયો, તારે તેના ઉપલા બેહુ ઓહધાઓની માનવંતી જગેઆ પુરવા માટે નામ-દાર કોરટે એજ શાદગુણી ગરહસથને પાછો પસંદ કીધો; અને હોકમ મલેઆ મુજબ તેજ મહીનાની ૨૯ મી તારીખથી કાંમ ચલાઉ અમલદાર તરીકે તે

આતાંઓ ઉપર ગોઠવાઈ રહેલાછે; જાંહાં ૧૮૭૩ ના નવેમબરની આખેરી સુધી ચાલેઆ પછે, મી૦ બૅંટલી પાછા આવેઆથી તેવણ જારે ઉપલી જગેઆ છોડશે તારે આશાછે કે, આગલ કરતાં વીશેસ સાખાવીના શબદો નેયાયાધીસો પાશેથી સાંભલવા માટે ખરજ સખતીવાન થશે.

મરહુમ શેઠ ફરામજીના વખાતમા તેમની મુરાદ માફક જેટલા સખસો ઉમદા કેલવણી લઇને સારે દરજજે પોંહચેઆ, અને તેહવાઓને પોતાની નજરે જોઇને જેમ ખુશી થતા હતા, તેમ આ નબીરાને હાકેમ માન મેલવતો જોવા માટે તેવણ જો અતાર તુલીક જીવવા પાંમેઆ હોતતો, તે કરતાં અતીઘણી રાહેત હાંશેલ કરતે; કેમકે તેમના બેહોલાં પરીવારોમા હાવો નર નીવરવાની તેનાઓ કશીની વકી રાખી નહીંજ હશે, તે આશેઆ તેમના મરણ પછે ૧૯ વરશે જે સંમપુરણ થઇ, તે બાબે કુદરતી બેસારતથી શેસન મેહસતમા તેમનુ અશો રવાણ અરાનુદી મેલવનું રેહ એવી પરારથના સાથે આ ખુબીવંતાં ખાનદાનનો એહેવાલ ખતંમ કરીએછે.



## દાદી બરજોર.

આ શેઠીઆની જાહોજલાલી જોકે જમાનો વહી ગયાને લીધે ઘણી પુરાંણી થાઇ પડીછે, તોપણ તે વખાતની હકીકત સાથે સરખાવી જોતાંતો, તે અરેખરી જેબ આપનારી જણાએછે. હાલની વસતીના કોઈ કોઈ સાહેબો તેવણથી કદાપી અંજાંણ્આણી હોએ, તો તેમા કશીએ નવાઈ જેવું આપરે વીચારવું જોઇએજ નહીં; કારણ કે દેશી લોકોમા તેમના વડવાઓની, અથવા જાહેરમાં કોઇબી વખાણાઇ ગયલાઓની કીરતીનું વરણન નોંધી રાખવાનાં રૂડા રેવાજની ગેરહાજરીનો સબબ ઘણું કરી માલુમ પડેછે; પણ સોકરછે કે ઉપર ટપકેની સેહજ ઇશારતોનો આધાર પકડી કાઢેલી શોધનું જે પરીણામ આ શેઠના પરીવારો માહેલા કેટલાક અનુભવી નબીરાઓની મેહરબાંનીથી હાંશેલ થહુંચ, તેની નોંધ મોટી ખુશી સાથે હીંઆં દાંખલ કરીએછે.

પરીવારોમા પોતાની ઓલખ બાંધરી જણાતા આ શેઠીઆનું નામ દાદાભાઈ બરજોરજી હતું; અને તે સાહેબ સુરત શેહરમા કહે સાલ જનમેઆં તેની ઇશારત તો કાંઇજ મલી નથી, પણ ૫૦ ૧૦૬૯ મા* આ ટાપુ ખાતે તેમનું પેહલવેહલું પગલું મેલાએલું માતરે માલુમ પડછે.

દદી બરજોરેબી સારી આંટ સાચવીને સરૂઆતથીજ વેપાર વનજમા જેટલો વખાત શેકેઓ, તેટલો તેનાને બહુજ લાભકારીક જણાએઓ; અને તેનીજ બરકતથી થોડી મુદતમા સરવે મંડલીઓનો રૂડો ચાહ પોતા ઉપર ખેંચી લઇને મોટી હોરમત મેલવતા હતા.

વંશાવલીની પેહલી ટીપ જોતાં આ દાદી બરજોરનો માતરે એકજ દીકરો,

---

* પારસીઓની પધરાંમણીમા આ સાહેબને આવેઆનું સાલ ૧૦૬૭ નું જે જણાવેલુંછ, તેમા ભુલ થાએલી પાછલથી માલુમ પડીછે. ના૦ સ૦

અને તેટલાજ દોલતો હોવાને લીધે તેમનુ પરીવાર તે વખતપર જાહાજનું ફેલાવો પામેલું નોહતું; પણ શેઠ દોરાબજીને તાંહાં થએલી ચાર દીકરાઓની વસાતીથી તેઓનો વધારો ઘણોજ મોહોટો દેખાઇ આવેછેઃ હીંઆં સુધી ઉપના તરણે શેઠીઆઓની જીંદેગીનો આટલોજ હએવાલ જડેઆ છતાં, તેઓ દરએકનો મરણ દીવસખી આ કુટંબીઓના કોઇબી નબીગ પાશેથી મલી શીએઓ નથી.

શેઠ દોરાબજીના વડા બેટાનુ નામ બરજોરજી હતું, અને તેમના જનમનુ શાલ પ૦ ૧૦૯૯ જણવામા આવેલ છે.

આ ગરહસથબી પોતીકા વડવાઓની પેઠે રોજગારમા રોકાએલા રહીને સારા નશીબાને પોંહતા હતા. અને મરહુમ દાની બરજોરના પનોતાં નામથી પોતે પણ પરખેઆત થએઆમા કાંઈજ ખાંમી દેખાડી નોહતી.

દેશાવર ખાતેના વેપારશારૂં બે મોટા વાંહાણો આ શેઠે જે બંધાવેઆં હતાં, તે માહેલું "વીકટ્રી" ૧૧૫૮ સુધી, અને ૮૭૭ ટન વાળું "ઓરોઆરાતર" ૧૧૬૯ સુધી તેમને નામે સફરમા ફરતા સંભલાયા છે; અને તેપછે ઇઆતો તેઓ નાસ પામેઆં, અથવા જઇફીને લીધે વેપાર બંધ પાડીને તે વેચી નાખેઆં હોએ, તેની ચોકસ ખબર જાહેરમા રહેલી જણાઇ નથી.

દરીઆના જોરથી આ ટાપુ ખાતેની જુદી જુદી ઘણીક જાગીરો તથા મીલકતો જે તેનાએ મેલવી હતી, તેમા મરહુમ શર જમશેદજીએ કોટની અંદર બંધાવેલા મેહલવાળી જગેઆના માલેકબી પેહલવેહલાં તેવનજ હતા, અને પોતાનુ રેહઠાણખી તાંહાંજ કીધેલું કેહવાય છે; પણ તેમના ગુજરેઆ પછે ઘણી મુદતે બીજી અસકેઆંમતોની સાથે તેબી વેચાઇને પારકે હાથ જઇ બેઠીછે.

જેમ શેઠ બરજોરજી વેપારી મંડલીમા માન મેલવતા હતા, તેમ સરકાર દરબારમાબી સારો વગ ધરાવતા હતા; અને તેહવા વખતમા કોઇની ઉપરબી કાંઈ સંકટ આવી પડતું તો તે ટાલી આપવા માટે નાતજાતનો કસોએ ફરક તેવણ સાહમજતાજ નોહતા.

આ શેઠના ઉદાર મનની બાબદમા એકજ દાખલો ઇઆદીમા જે રહેલો છે, તે ઉપરથી તેનાની રેહમદેલી એવી વખણાએલી માલુમ પડીએ કે, એવનના દીકરા નામે ફરદુનજી પોતીકા દોસતોની સંગાથે વાડીએ મોજ મારવા હંમેશાં જતા હતા; જાહાં એકબીજા વચે મજાખ મશકરી ચાલતાં, એક દાહાડે કોઈ દોસતથી તેમની બોહરદારના પતીવરતાપણાની વીરૂધ લાજવીનાના કાંઈ ખરાબ સુખનો જે બોલાઇ ગયા, તે ઉપરથી અશો ખસલતના મજકુર ફરદુનજી જે ઘણાજ પરેહજગાર કેહવાતા હતા, તેનાઓ નાવાએક વાત સાંભલીને બુગ વેહેમમા એવાતો પડેઆ કે, પેલા દોસતની સાથે તેની બોહરદારે શરમ છોડીને સંબંધ સાંધેઆની વાત સાચી માની. આ બાબેનો બોજ ધરતા વાડીએથી* મોડી રાતરે ઘેર આવીને, તે નીરદોશ અબલાજદી જે પેહલવેહલી ધરભવંતી થાએલી હતી, તેણીના તથા પોતીકા કાલજાંમા પેહલી છુરીના કારી ઘાહા એવાતો જોરમાં

* રોજ ૨૨ મો માહ ૧૦ મો શેહનશાહી શાલે ૧૧૭૧ ૫૦ એ પોતે વરસ ૨૦ તથા બોહરદાર વરસ ૧૬ ની ઉમરેપર આવેલું આ જોડું મરણાદ થયુંછે. નો. લે.

દાદી બરજોરના વંશના માકી સરાફ ને તાંહાંની વંશાવલી.



કીધા કે, તેથી પનકીવારમા તરણ જણાઓનો પરાણ઼ઘાત, થયો. બુકી મજા થી નીપજેલા બીન કેફમરના મોહોતની માહેતમ ભરેલી વાત પરોહડીએ પડતા ફેનાઇ, અને તેનુ કારણ જારે માલુમ પડેલું, તારે જો કે પેલો નીરલાજી મજાખ કરનારો ગબાર તો જીવ લઇને ગામમાથી કેથે નાહશી ગયો; અને સરકાર તરફથી તેને સોધી કાહડીને સજાએ પોહચાડવાની મેહનતની થવા માંડી, તોપણ આ મઓઆનુ જીગરના માનતા દાદી બરજોરે બની તેટની કોશેશથી ધડા પકડીની વાત માંડી વળાળીને પેલા કરપીણનો જીવ બચાવિઓ. આ બાબદની સમાપ્તાની થવા છતાગી કેહવ કે, પેલો સરમમા પડેલો સખશ જે પોતાની મેલ દેશ નીકાળ ગયો, તેણે ફરીથી મુંમઇનું મોહોડુ પાછું જોએઉજ નોહતુ.

સઘલી વાતના સુખ સાથે જઘડી વખતે ઉપર જણાવેઆ જેવુ દુખ, ત્રન વરસ સુધી સંતોસથી સહન કીધા પછે શેઠ બરજોરજી પોતાની પાછલ પાચ નીકરાઓની વસાતીને હસાતીમા ગબી, રોજ ૩ જો માહ ૫ મો શેહનશાહી સાને ૧૧૮૭ ય૦ એ ૮૮ વરસની ઉમરમા આ જહાનથી જીદેગીનો અસબાબ બાધી લઇ મેહસાતનગીન થયા; અને તે દાહાડાથી દાદી બરજોરના નામની અટક સવાએ તેમના પરીવારોમા બીજું કાઇજ રહેલું માલુમ પડતું નથી.

દાદી બરજોરના દોરાબજીની તોખમથી અવતરેલાઓ માહેલા વડા બેટાની હકાઇત ઉપર આપીછે, અને તરીજા તથા ચોથા બાપેની કાઇજ ઇઆદી મલી નથી; માટે બીજા બેટા શેઠ માણેકજી પોતાની ઓલખ અપાહેથી લઇને, ઉપની સાખામાથી જે છુટા પડઆ, તેની તથા તેમના પરીવારોની પીછાનત માટે નીચલી નોંધ ઉપર નેધાહ પોચાડવા માગીએ છે.



## શેઠ માણેકજી દોરાબજી, ઊરફે માકી સરાફ.

દાદી બરજોરના વંશેરામાથી હસતી પામેલા આ શેઠ માકી સરાફનો જનમ ય૦ ૧૧૦૨ ની શાલમા મુબારક થયલો માલુમ પડઓછે. એવણને માટે એવું કેહવાએછેચ કે, પેહલવેહના શેઠ ખાનદાનવાલા મરહુમ મનચેરજી ખમનજીને તાહા કીલીદારીના ઓહોદા કારોબારપર રહીને, ઘણા વરસો રૂડી પેરે ગુજરેઆથી સરાફની અટકે પોહતા; અને તેજ ઓળખ હજીસુધી તેમના પરીવારોમા પથરાએલી જોવામા આવેછે.

એપછે સરકારી તરેજુરીમા વડા સરાફના ખાતા ઉપર જઈ બેઠા; અને જેમ જેમ તાહા માહીતી મેલવતા રહેઆ, તેમ સારા ભાયેગની મદદથી જો કે બીજા લાભકારી રંવાઓ* ઘણાની હાથ કીધા, તોપણ તરીજુરી ખાતાની

* તેમા એકતો એવો ઉપીઓગી થઇ પડઓ હતો કે, અગરેજોને નાણા ધીરવાનુ કામ ધુમધોકાર ચાલુ રાખેઆથી સરકારી મોટમોગ ઓહેદારો સગાથે સારી મોહબત સચાઈ, એટલુજ નહી પણ તેઓ દરએકના ઘણા વાહલા અને માણીતા થઇ રહેતા હતા. નો૦ લે૦

માન ભરેલી જગેઆ લામબી મુદત સુધી હોરમતની રાહે જાલવી રાખીઆથી માંકી સરાફની અટકે વધારે મજબુતી મેલવી લીધી.

આ શેઠીઆનો નસીબો જારે ચહડતી દરાપર દેખાવા માંડીઓ, તારે નીતી સાચવવા માટે કુદરતી કઉઅતને જેમ હાંશેલ કરતા રહેઆ, તેમ તવંગરીને પઇસો મલીઆથી નહીં પણ દાનાઈ હાંસેલ કીધામા, અને બુજેરગીને ઉમર ઉપર નહી પણ એલમની ઉલટ લીધામા સાગી સહમજ સદા વાપરવા લાગા; અને તેવાજ બંદોલનો વારસો પોતીકા એક બેટા તથા તે પછેના નબીરાને વાસતે જાણે આગમજથીજ સંઘરી રાખીઆ હોએ, તેવી આગમચેતી આલમમા આસકાર કરતા હતા.

સાંભલીઆ પરમાણે શેઠ માંકી સરાફ પરથમ ઘણા ગરીબી હાલતમા હતા, પણ નીતીની રાહે સાગ ઉદીઓગને આધીન રહી પગતી દરપગતી વધવા માંડીઓ; અને વખત જેમ હાથમા આવીઓ, તેમ રા કમાઈના મેલવેલા પઈસાનો થોડોક ભાગ સારાં કામોમા ખરચીઆથી નામદારીનો ખરો અધીઓ જે હાસેલ કીધો, તે માહેલી માતરે નીચલી બાબદો શીવાએ બીજીની ઇઆદગારી હસતીમા રહી નથી.

ચોપાટીખાતે પોતાના બંગલાની પડોસમા* એક અલાહેદું મકાણ પોતીકા ખુદ ખરચથી બંધાવીને તેમા આતશ આદરાંન સાહેબને ૧૧૯૦ ના શેહણશાહી અરદીબેહેસત મહીનાને આરાતાદ રોજે તખતનશીન કરાવીને જરથોસતી અનજુમનના ઉપીયોગ માટે ધરમખાતે ઓપી મેલીઆ હતા.

મરણ પામતા પારશીઓને અવલમનજેલ પોંહચાડવાની જગેઆ, જે ચોપાટીના ડુંગર ઉપર આવેલીછે; તાંહાં તે સોલાના લોકો તેમના ધરમ ફરમાન મુજબ ક્રીઆ કરવા હંમેશાં જાએચ, પણ તેઓને છાંએડો મલનારૂં કોઈબી બાંધેલું મકાણ તે તરફ પેહલાં બીલકુલ ન હોવાને લીધે, જેમ શીઆલાની સરદી, અને ધુપકાલાનો સખત તડકો, તેમજ ચોમાસાના ચાલુ વરસાદની વેદના ખંમવી પડતી હતી. એ બાબેનો વીચાર આ શેઠે ધારીને તાંહાં એક મકાણ, બાંધી આપવાની ગોઠવન કીધી, તેટલાં અજલની દોરીએ તેમની જંદેગીનો અંત આણેઆથી રોજ ૯ મો માહ ૧૦ મો શેહણશાહી સાલે ૧૧૯૩ ય૦ એ ૬૧ વરસની વએ પુરી કરીને ગુજરી ગયાથી તેમના દીલની નેક મુરાદ તેવનથી પાર ઉતરી નહી.

પોતે જે વશીએત કરી ગયા હતા, તેની ખુબીથી આ મરહુમ શેઠના તરણ દીકરાઓ નામે બમનજી, હોરમજજી અને ખરશેદજીએ ઉઠમનાને દાહાડે ક્રીઆ પુરી થયાછે પઢાવેલી તનદરેસતી મુજબ, ડુંગર ઉપર એક મકાણ બંધાવા માંડીઉં; અને તાકીદથી પુરૂં કરાવી તેનાની વરશીને દાહડે રોજ ૯ મો માહ ૧૦ મો સાલે ૧૧૯૪ ય૦ એ ઈજાવીને જરથોસતીઓના જાહેર

* એ મકાણ દોખમાઓના ડુંગરની હેઠાણમા દક્ષીનદરાપર અસલ ઉભેલું હતું; પણ તાંહાંની ખાલી જગેઆ હવડાં બેઆકબે કુંપની, અથવા તેઓની વતી સરકારના તાબાધીનમા થયલી સંભલાએછે. નો॰ લે॰

વાપરવારામાટે ઓલું મેલવામા આવેલછે. એ જગાપર, બંધાયલું આ પેહલ વેહલું મકાણ પોણાસોથી વધારે વરસનુ પુરાણું હજીસુધી સારી હાલતમા સલામત રહીને મરહુમ શેઠ માંકી સરાફના માનવંતાં નામની ઈઆદી આપણને આપતુ દેખાએછે.

આ શેઠના મરણ ટાંકણે હઈઆત રેહેલા તરણ બેટાઓ માહેલા વડા શેઠ બમનજી તો તેમની પુઠે આઠ મહીને રોજ ૮ મો માહ ૬ ઠો શેહણશાહી સાલે ૧૧૬૪ ય० એ મુંબઈમાં; અને વચલા શેઠ હોરમજજી વેપારને અરથે કલકતે ગયલા હતા, તાંહાં ખોરદાદ મહીનાને તીર રોજે ગુજરી ગયા, પણ તેના સનેની સનદ માલુંમ પડી નહી. હવે તરીજા અથવા નાધલા દીકરાએ જે સથીતીથી જીંદગી ગુજારીને જાહેરાંતમા માન મેલવેલ, તેનો હઅેવાલ હેઠલ આપીએછે.



## શેઠ ખરશેદજી માણેકજી સરાફ.

પારશી પંચાએતમા પરમુખની પદવી પામેલા આ શેઠીઆ ય० ૧૧૩૨ ના દે મહીનાને મોહોરરોજે જનમ લઈને, આ સરૂસતીમા પરકાશેઆ હતા.

આ સાહેબ પંદરેક વરસની ઉંમરમા આવેઆ, તારે તેમના પીતાએ પોતાના એક મોહબતદાર અંગરેજ દોસત નામે મી० એંદર રાંમશે,' જે તે વખતમા સરકારી જુદાં જુદાં ખાતાંઓ ઉપર ઓહદા બજાવેઆ પછે, પાછળથી આપણી ટાપુ ખાતે ગવરનરની ગાદીએ પણ બીરાજી ગયોછે; તેના હાથ હેઠલ તેનાને સોંફેઆ હતો; અને તે સાહેબે પોતાના બચાંપેરે કબુલ રાખીને અંગરેજીની સારી કેળવણી તેનાને આપેઆ પછે જે જે ખાતાંઓપર તે ગયો, તાંહાં આ શેઠને પણ પોતાના હાથ હેઠલ લખનારની આકરી આપી રૂડી રીતે નવાજેસ કરતો રહેઆ; અને તે સાહેબની અતીઅંત મેહરબાંનીથી આ શેઠ સરકારી કાંમકાજના મકતાઓ પણ મેલવવા લાગા.

કાંમકાજની ઉથલપર જેમ વધાંણો લેવા માંડી, તેમ ઓદાની બખશેસથી જાતી ઉદીયોગ ચલાવીને, વેપારી તથા વાંહાંણવટીઆેની* સંફમા સારી રવેશે બીરાજેઆ હતા; એટલુંજ નહીં પણ ખરી તવંગરી તથા બુજોરગી સામાછે, તે ઉપર મરહુમ માંકી સરાફના અહેવાલના તરીજા ફકરામા જણાવેઆ મુજબ સદા લક્ષ આપતા રહી જેવાં પગલાં પોતે ભરવા માંડેઆં, તેવીજ હાલતે પોંહચવા સારૂં પોતીકા સરવે સપુતરોનેબી શીખાડવામાં કાંઈજ કોતાઈ રાખી નોહતી; પછે જેમના કીસમતમા જેટલું હાંશેલ કરવાની સરજત હતી, તેટલું તેઓને પણ હાથ આવેલ.

* "રાંમશે" નામનુ ટન ૩૮૩ વાળું એક વાંહાંણ બંધાવીને, પોતીકા મુરબીની મેહરબાનગીનો બાર આ શેઠે હાલી વફાદારીથી વાળેઆ હતો; અને તે બારકસ તેમની પાશે વેપારના કારણસર ઈ० સને ૧૭૯૫ સુધી ફરતું માલુમ પડેલછે. ના. લે.

આ મયાલુ દીલના શેઠીઆએ જેવી પીછાંણત સરવે વરણના વેપારીઓમા પરમાથી દેખાડી, તેવીજ લાગવગ સરકાર દરબાર સુધી રૂડી લાએકાતથી ચલાવીને તેઓનો ચાહાબી પોતા તરફ ખેંચી લીધો હતો; અને એટલો બધો દરજ્જો વધારીઓ કે, કોઈબી મંડલીમા શેઠ ખરશેદજી માણેકજી વગર કામ આગલ ચાલી શકતુંતું નહીં.

પોતાની જીંદગીમા એક ઉકમાઈ જેવો અખતરો પઈસા ખરચીને પેહલ પેહલો નજરે જોઈ પરજાને દેખાડનારો ભાગ્યેગશાલી નર કહીએ તો, આ શેઠ શીવાએ બીજો કોઈજ ધીઆંનમા આવી સખતો નથી. ઇ૦ ૧૧૮૫ મા ચોતીકા ચોપાટીવાલા બંગલામા મી૦ ટામસ બાઈસ નામના એક અંગરેજની કોશેસ કાંમે લગડાવીને ગેઆસના દીવાથી ધોલા દીવસના જેવો ઝહલકાટ કરી દેખાડીઓ હતો; જે વખતની એક કેહવત રહેલીછે કે, આ શેઠની વાડી અંદર સાચાની મદદથી વગર તેલના દીવા થયા હતા. આપણા શેહરમા ગેઆસની રોસની રસતે રસતે પેહલપેહલી મેલાઈ, તેની લગભગ ૫૦ વરસ આગમજ, તે વખતના લોકોએ જોએલી અજાએબી ઉપરથી કદાચજ ધારેલ હોય કે, હાવો અખતરો પાછલથી સાધારણ થઈ પડશે.

ઇ૦ ૧૧૮૭ ના શેહરીવર મહીનાને હોરમજરોજથી, પારશી પંચાએતમા એક સાચા, સુધા, અને સવતંતર અધીકારી થઈ બીરાજવા લાગા, તારથી તે ૧૨૦૫ ના શાળ સુધી શું ગરીબ કે તવંગર, ભેરડ કે અશીલ, સરવેને સરખી આંખે જોઈ લોકોના ધરગતુ મુકદમાઓ વાજેબીની રાહે ચુકવતા રહેઆ. જરથોસતી લોકો મોહોત પછવાડે વગર કારણે એક બીજાની દેખાદેખીથી અગણીત ખરચ કરતા જણાયા, તારે તે માડો રેવાજ ચાલેઆને લીધે ઘણા ગરીબોને ફોકટમા તણાવું પડતું હતું; તેનુ દરદ હઈડે ધરીને ઇ૦ ૧૧૯૨ મા તેવા નીરઉપીયોગી ખરચના અટકાવ માટે સતા ભરેલો એક કાએદો આ સાહેબે બાંધેઓ હતો; પણ જાણવાથી દલગીરી ઉપજેછે કે, તેવણની સાથે બેસનારાઓ માહેલા કેટલાક ચોગલાઓને તે કાંમ અણગમતું લાગેલ, એટલુંજ નહીં પણ ઈનસાફની આડે વારમવાર હરકત નાખતાની તેઓ જારે માલુમ પડેઆ, તારે આ ઠાર વરસવેર જાળવી રાખેલી પંચાએતની સામેલગીરીમાથી જોકે તેવન બેધડક નીકલી ગયા; તોપણ જેબી કોઈ આવેઆવતા લોકો દાદ ચાહવા માટે તેમને દુઆરે જતા, તો તેઓને એક અધીકારી તરીકે નહીં, પણ ખાનગી મીતર અથવા મુરબી દાખલ વાજેબી ઈનસાફ આપતા હતા. હાવા ધરમી કામો માટે આ નામવર શેઠની બુજોરગી ભરેલી કીરતીને હજીસુધી તેમના ગરીબ હમદીનો ભુલેલા જણાતા નહીં.

હમારી પાશે જેટલી યાદદાસત એખીતી થાએલીછે, તે ઉપરથી કહી સખીએચ, અને તે વખતના કોઈબી ભાગ્યેગશાલી સાહેબો હજીતક હઈઆત રહેલા હશે તેઓબી સાબેશી આપશે કે, આ નામવર શેઠ ઇ૦ ૧૧૫૭ થી વેપાર વણજના વહીવટમા લાગુ પડીને ૧૧૯૭ મા ફારેગ થયા, તાહા સુધીક લગભગ ૪૦ વરસનો અવકાસ તેનાએ તેમા રોકેઓ હતો; અને તેપછેબી તેમનો એકાત

દાએકો ફુરસદમા પસાર થયો હોએ એવુ જણાતુ નથી, કેમકે મડલીઓમા મોટી ઓલખાણને લીધે હરએકનુ કાઇને કાંઈ કામ આ સાહેબની મુનસફી ઉપર સપુરદ થયા કરતુ હતું, માટે મરણની ચાર અથવા પાચ વરસ આગમજ એ કાત વાશે કરીને અમનો અમાન રહેઆ હોએ તો ભાએગે.

સરવે કોઈ એકમતથી કબુલ રાખતા આવેઆચ, અને તે વાતને સચાઇથી ખાલી નહીંજ સહમજવી જોઇએ કે, ઇનસાન માતર હરેક વાતની ખામી અથવા ખતાથી ભરેલુ હોએછે; પણ શેઠ ખરશેદજી માણેકજીમા, પરોપકારી ખુબીના બના ગુણ એવા હતા કે, જેથી કરી તેવી ઇઉગતીને પોતાની શેઠ બનતા સુધો આવવા દીધી નહીં જારથી દુનીઆના સનસારમા તેવણ પરોગાવા લાગા, તારથી તે તેમની હઇઆતીના છેના નુકતા સુધી આ પરીતી ભરેલા પરોહણા સાથે જે લોકોએ સબબ જોડઆ હતો, તેઓને મોહડેથી તારીફના સબદો સરખે આવાજે સાભલવામા આવતા હતા; તો જોકે તેવણને સવરગવાશી થએઆને પાચ સનીતો વહી ગઇછે, તો પણ તે વખતથી હઇઆતી પામતા આવેલા હાલના કેટલાક સાહેબોના ઉગરમા તેમની ખુબીનો પેહજરાત હજી તક જારીજ રહેલો હશે; અને તેમા આ નોધ લેનારની એક ભાગીયો થવા માગેચ, તે એરબાજ ઉપરથી કે તેના મરહુમ બપાવા તથા આ ભાએગસાલી નરની વચે હોએલી મીતગઆરીના સબધમા એક બાનક દાખલ પણ અછી સહમજ સખતી ધરાવીને તે શેઠીઆની પાશે જવા આવવાનો તેને સજોગ બનતો હતો; એટલુજ નહી પણ તે પછે ઇસવી સને ૧૮૨૮ થી તે ૧૮૩૨ સુધી (તે પછીના વરશો તો મુસાફ્રીએ ભટકવામા ગુજરેઆને લીધે તેટલી મુલાકાત બધ પડી હતી) એક નામીચા વકીલ મી० હેનરી વીલીએમ મારીસની આફીસમા નીઆઉ દાખલ રહેલો હતો, તે અરસામાની આફીસના વડા કારબારીના ફરમાવેઆ મુજબ કોઈ કોઈવાર કામકાજ સારૂ જારે આવજાવ થાતી, તારે વાત ચીતના દરગીઆનમા આ નેકનામ સાહેબની અની વણી ખુમી ભરેઆ અમીરી ખવાસના કેટનાક દાખલા જે નજરે જોએઆચ, તેની સાખશીમા નીરભએથી કહીએચ કે, આ શેઠ ખરશેદજી માણેકજી, મુફલેશોના મા બાપ, પરમાણીક લોકોના મીતર, લુછાઓના કટા વેરી, તથા અશાકતો।। મદદગાર થવામા બરા બાહાદર હતા

આ સાહેબે પોતાની કારકીરદીમા ધરમના ઘણાક છુપેઆ કામો કરી ગરીબોને સનતોશેઆ વીશે જે સાભલવામા આવેલેચ, (જેની કશી વીગત મલી સખતી નથી) તે ઉપરથીબી અટકલવાને બનેચ કે, લોકોમા મોગાઇ દેખાડવાની ઇતરાજી પણાને આ સાહેબ અસલથીજ પસદ નહી કરતા, ખોદાતાનાની પેદાએસ માહેના કોઇબી ભાઇબધને આસરો આપવામા પોતીશી ખાસ ફરજ સહમજી મુગે મોહડે બનતી શેવા બજાવીને બેહેસતનો તોશો એખતીઆર કરતા હતા આ બાબેની વીગત જોકે હાથ આવી નથી, તો પણ એક જાહેર પુનવતા કામની ઇઆદગારી જે પરકાસતી રહીચ, તે એજકે જરથોસતી ફીરકાના

ઉપીયોગ માટે તેમના મરહુમ પીતાએ ચોપાટીમા સથાપેલા આતસ આદરાન સાહેબના કેબલાને કોટ આતે લાવવા માટે, પોતીકા અસલી ઘેરની પછવાડે એક અનાહેદુ મકાન બધાવીને તાહા રોજ ૨૬ મો માહ ૨ જો શેહનસાહી સાને ૧૧૮૬ ય૦ એ લાવી રાખેઆ, તારથી તે આજદનસુધી તે પવીતર કેબનો તાહા સલામત ઉભો રહીને દરરોજ સેંકડો જણાઓને દરસણ આપેછે આ દરેમેહરનો ખરચ પોતાની હઈઆતી સુધી તો તેનાએ ચલાવેઓ હતો, પણ તે પછેથી ચદરોકાલ સુધીના નીભાવસ માટે, સાભલેઆ પરમાણે જે ઘરની અદર તેમના ભતરીજા શેઠ ફરામજી બમનજી રેહછે, તે મીલકત નોખી કાહડી ગયાચ, તે છતા તેનો ઉપીયોગ માલિકની મરજી માફક થતો માલુમ પડતો નથી, માટે એ બાબેનો કાઈ ચોકસ બદોબસત બધ બેસાડવાની ફરજ આ મરહુમ શેઠના વારેશો તથા કેબલાના વહીવટદારોએ જરૂર અન કરવી જોઈએછે

જમાનાની ગીરદેશીના ફાદામાથી ભાઈબી સખસ જો બચી શકેઓ હોત, તો આ શેઠીઆએ મેલવેલો દરવીવ, જઈફીના વખતપર તેમની પાશેથી રૂખસત લઈને ચાલતો થતા બચીત અટકતે, પણ ભવીસની વનાણે જારે વકરવા માટેજ, તારે તેને તેવુ બનવા દીધુજ નહીં, અને તેમ થતાની મનને મોકલુ રાખી ખરી મોટાઈ તથા બુજોરગીને શેવટની ઘડીસુધી જાલવવામા પોતાની જાતી બુધી સાથે ચચનાઈ તથા ગભીરાઈને પેતાની પાશેથી હરગેજ વેગલી રાખી નહીં.

વસાવતીમા જણાવેઆ મુજબ આ શેઠને તાહા પાચ દીકરાઓ જે અવતરેઆ હતા, તેમાથી તરીજા શેઠ હોરમજજી, બાપની પાચેક વરસ આગમજ રોજ ૨૧ મો માહ ૪ થો શેહણસાહી સાલે ૧૨૦૫ ય૦ એ ગુજરી ગયા આ ટના સબબથી શેઠ ખરશેદજીનુ જીગર જોકે જખમીતો થયુજ હતુ, તોપણ બાકી રહેના પરીવારોને સારા ઘેઆણથી સદા જોતા રેહવામા ૮૧ વરસની ઉપર ૧૦ મહીનાની મુસાફરી પુરી થયા પછે, ૧૧ મો મહીનો બેઠો તેજ દાહડે ય૦ ૧૨૧૪ ના ૮ મા મહીનાને ૧૨ મે રોજે, પોતાની તરફથી બજાવેના સારા કામોની ઈઆદગારી, આકેબત નાસત પામનારી આ દુણીઆમા મેલીને હમેસગીના રોસન બેહસતમા સીધારેઆ આ બાબેની ગમ ભરેલી ખબર ગામમા જારે ચોમેર ફેલાઈ, તારે તે મરહુમ નરના અશો રવણની લાએકીને છાજતુ છેલુ માન આપવા સારૂ છેક હનકેથી તે વચલે અને પેહલે વાગેના જરથોસતીઓની એટલી તો થઠ તેમને મકાણે ભેગી થઈ હતી કે, ઘેરની બેહુ બાજુના મોહલાઓના એકથી તે બીજા નાકાસુધીના રસતા મીચોબીચ ભરાઈ રહેઆ હતા, અને તેવીજ થઠ તેમના સચકાર સાથે તે એક પાદશાહી દરજાને અનુસારતી સવારી અવલ મનજેલ પોહચાડવા માટે સીધારી હતી.

આ મરહુમ શેઠના શોગનુ વરણન તે વખતના બધા દેસી તથા અગરેજી વરતમાણ પતરોમા જે આવેલ હતુ, તે બાબેનુ એક ચોપાણીઉ જોતા તેમા જુદી જુદી ઢપથી જણવેલી એબાગત બદી સાથે સરખાવતા આ હમારી નાકેસ કલમનુ લખાણ જોકે કાઈજ વજનદાર ગણતુ નહી, તોપણ સઘડુ

તપાશેઆથી તેમના સારાં કામો ઉપર થએલી ઘટતી સ્તુતી સંબંધી સઘરેની મતલબ એકની એકજ ઉતરેછે.

જાહોજલાલીમા પંકાઇ ગયલો આ શુરો નર અને ખરો જરથોસતી બંદગી ઉપર શદા સુસાત રહીને, જીવતાંજીવત જેવી રૂડી બુધીથી પોતીકી કોમ ઉપર સરદારી ભોગવી માન મેલવતો હતો; તેવાજ હેતુથી તેમની હઇઆતી બાદ, એક સુંદર બાહવલાંની મારફતે આપણી વસતી માહેલી સઘલી વરણની પરજાને સારાં ધેઆંનથી સંભાલવા માટે આજ ચારેક વરસથી કાંઇક વધુ થયું, આ માહપુરૂસ પોસાગ પેહડી આધીન બાંઆખલા, નાગપાડા, બેલાશીસ તથા ડંકન-રોડ પર જવાના ધોરી રસતાઓની વચોવચ એક ઊંચા મીનારા ઉપર ઘણીજ ગંભીરાઈ ભરેઆ બાપકાથી ઉભા રહી આલમને પોતાની પીછાણત આપેછે; એટલુંજ નહી પણ પોતાના કદમ નીચે ચાર બોરહુએ ગોઠવેલી પુતલીઓના મોહડાંમા આપેલી વાંસલીના આકારની નલીઓ વાટે ફુંવારામાથી ઉડતું નીરમલ પાંણી તેજ ઠેકાંણે પથરથી બાધેલી હોજની અંદર જીહીલાઇને શાહદાગીઓ ઉપરાંત તે તરફના રેહવાશીઓ વટીકની પેઆસને છીમાવેછે; માટે આ નામ-વરનું રેવાંન તેમના પનોતા (નાથલા) પુતર શેઠ માણેકજીની ભલી કોશેસથી રોસાન બેહસતમા જેમ ખુરા રેહતું હશે, તેમ આ નીચલી કવીતાની કેહવત મુજબ એક ઉતમ ઇઆદી હજારો લોકોનો આશીરવાદ લેતી હીંઆં જેબ આપેછે.

રખસ ગયો હીંઆંથી રાખીને ઘાસ—કરમાએલું ફુલ જેમ આપેછે વાસ.

શેઠ ખરશેદજીની રૂડી વરતણુકનુ ટુક વરતાંત, તેમની ખતમ થાએલી જીંદગી સાથે હીંઆંજ પુરૂં કરતીવલા થોડાક ખોલાસો નોંધી લઇએચ કે, જનમથી જોવાએલા ફાલ મુજબ આ મરહુમ શેઠનુ નામ ફારશીને કાએદે "ખુરસીદ" આપેલું હતું; જે શબદો માહેલા પેહલા "ખુર" નો અરથ સુરીય, અને છેલ્લા "સીદ" નો અરથ ઝહલકાર કરી થાએછે; પણ ગુજરાતીમા તેટલા શબદો બોલતાં ટોછડાઇ જણાયાને લીધે, તેને છેડે "જી" નો એક હરફ વધા-રીને ખોરસેદજી શબેશ, પછે તેના આસતે આસતે ગુજરાતીમા ખરશેદજી, અને અંગરેજીમા કરશેટજીના ઉચારથી વપરાતું રેહેલું છે.

આ શેઠનુ મુબારક નામ જે રોસની જેવું ઝહલકાટ પાંમતું હતું, તેવાંજ તેનાએ સવતંતરપણે બજાવેલાં કાંમોની વીગેસ યાદી હમારે હાથ નહીં આવેઆને લીધે, હાલ પરોપકારી શેઠીઆની જીંદગીનો અહેવાલ સંપુરન થએલો કેહવાઈ સખાતો નહીં.

હવે ખુરસીદના કીરણમાથી એક અનમુલું માણેક (જેને ઇઆકુત અથવા લાલ કરીંની કેહવામા આવેછે) જે પરકાશી નીકલેલું, તેની પરખ કરવાનુ કામ પરજાની શાનસુખ ધરતી વેલા ચાહીએચ કે, જે ખરો ઝહવેરી હશે તે તેની સાચી કીંમત આકેઆ વના રેહશેજ નહીં.

——⊃०।०⊂——

## શેઠ માણેકજી ખરશેદજી સરાફ.

અફીકમાથી હીરકણી, ને પુરે આપેછ લાલ,
  જનમ આપતાં માબાપોએ, જેયા રૂડા ફાલ.
હકીકત જેની ઉતપંતીની, રહેલી નથી છાંની,
  ખરી વાતની યાદી લેતાં, નથી કેહતા કાંહાંણી.
તવંગરી જેણે પાઇ નહી, પણ મેલવીચ વીદેઆથી,
  હારમત ન જોઈ વરસમા, પણ બુધી ભીદેઆથી.
અંતકરણથી એ વાતોનો, ગોખી રાખેઆ કલાંમ,
  હેવાજ નરની હીંમત ઉપર, પોંહચે સઉની સલામ.

માફી સરાફના મુલમાથી ઉતપન પાંમેલી ધણીક ડાહાલીઓ જે વંશસાવલીની હારમા દાખલ થઈછે, તે માહેલા શેઠ ખરશેદજીના સરવેથી આ નાધલા દીકરા સંસારની સરજત એખતેઆર કીધા પછે, પગતી પગતી ચહડીને છેક નાંખલી દેવાંની અદાલત (જે સ્માલકાઝ કોરટ કેહવાએચ) મા બીજા નેયાયાધીસની પવીતર ખુરશી ઉપર ઘણા વરશો સુધી બીરાજીને, તાંહાંથી હારમત સહીત હવડેજ પરવાર પાંમીને બેઠા મુસારાપર આસાએસ લેતા જણાએછે; તેનાની જીંદગીના અહેવાલ ઉપર રજુ થયા આગમજ તેમનો જનમ દીવસ જણાએચ કે, રોજ ૯ મો માહા ૬ ઠો શેહનશાહી શાલે ૧૧૭૭ ય૦ નુ સુભ મહુરત લઈને તે જગત કીરતારની બખશેસથી આ દુનીઆમા ધરતી ફરજ અદા કરવા સારૂં સવતંતરપણાની હીંમત સાથે અવતરેલા માલુમ પડેછે.

કેટલાક અનુભવી સાહેબોને મોહડેથી એવું સાંભલવામા આવેછેચ, અને પણોતા પુતની પરખથી તાંહાંથીજ જણાઈછે કે, આગલા વખતમાં લોકોના છઈઆંવા બાલ અવસથાને વીખરવા દઈ જેમ ખફોરી રમત તથા તાફાંન મસતીમા વખત ગુજારતા હતા; તેહવા અનઘટતા રેવાજથી શેઠ માણેકજી ઉલટાજ ખવાસ ગખતા હતા. જારે કેળવણી લેવા લાએકના થયા, તારે તેમના નેક પીતાએ પેહલવેહલા ય૦ ૧૧૮૯ માં સમે પરમાંણે ચાલતી પાઠશાળાને સપુરદ કરી દીધા; જાંહાં કેહએ કે, સાવધ મનને ઉતેજનનુ વલાંણ આપી વીદેઆના અભેઆસમાં મસગુલ રેહેઆ; અને જેમ જેમ ઉંમરે વધતા ગયા તેમ બીજી રીતના આડા અટારા લાડમા વખત ગુમાવેઆ કરતાં, એલમનોજ ભંડાલ સંઘરવા ઉપર પોતાનુ નીરમલ ધેઆંણ રોકવા લાગા; એટલુંજ નહીં પણ પોતાના માંનવંતા બુજોરગ પીતાને મોટે વાપેના યુરોપીઅન અમલદારો તથા સઘલી વરણના ગાંમઠી ગરહસથો સંગાથે હોએલી મીતરાચારીનો લાભ મેલવીને, જાતી ચનચલાઈમા એટલો તો વધારો કરી લીધો કે, તે વખતના વાવેલાં બીઈનુ રૂડું ફલ આપવા માટે આજ દીન તુલીક સઘલી પરકારની લાએકાત તેવણ ધરાવેછે.

ઈંગરેજી જુબાન બોલવામા એવણુની લઢણ અસલથીજ અગરેજોને મળતી જે જાહેર થએલીછે, તે હાંઆસુધી કે કોક સાથે હરેક ઓડ રહીને તેઓ જો વાત કરતા હોએ તો, અજાણીઓ સખસ એમજ સહમજે કે બે અગરેજો વાત કરેછે; અને જારે તેમની નજર પડે તારે તો તે અચરત પામીઆવના રેહજ નહીં. હમો કબુલ કરીએચ કે આ સાહેબના કરતા અગરેજી એલમ વધારે જાણનારા બીજા ઘણાબી ગામઠી ગરહસથો હાલ મોજુદછે; તોપણ બોલવાની ઉપની લઢણમા તેમની બરોબર કોઈબી ઉતરી સકેઓ હોએ તે વાતમા હજીસુધી સવે રહેલોછે; અને તે ઉપરાત એ જુબાન લખવામાબી તેમની સખતી કોઈ રીતે ઓછી જણાતી નથી. જેઓ સગાથે એવણને કાગલ પતરોનો વેહવાર ચાલેલોછે, તેમા સરવે લોકોએ એકીજ આવાજે તેવણની કાબેલીએતની અચ્છી પીછાન કીધેલીછે; અને તે બાબેના ચોપાનીઆઓબી જેઓએ વાચેઆ હશે તેઓને તેમાથી માલુમ પરેજીજ હશે, એટલુજ નહીં પણ હવડા જેબા સાહેબોને વાતચીતનો સબધ તેમની સાથે જોડાએલોછે, તેઓથીબી એવોજ અભીપરાએ મલતો રેહછે, માટે એ બાબે વધુ સરેહ કરવાની કશી અગત જોતા નથી.

આ શેઠીઆની કાબેલીઅતનુ ટુક વરણન આપેઆ પછે, જારથી તેવન પરજા ઉપીઓગી બાબદોમા પલાગાઈને જાહેર મંડલીઓથી માન મેલવતા રેહઆ, તેની ઈબારત જેમ હાથ આવીચ, તેમ હાંઆ નોધી લઈએછે.

પારશી કોમમા વારશા હીશાની વેંહચણી કરવાના ચોકસ કાએદા પરથમ નહી હોએઆને લીધે, કુટંબીઓ વચેના જધડા વારંમવાર કોરટે ચહડતા લોકોની દોલતનો ખરાબો થાએ, તેના અટકાવ શારૂ સતાવાલાઓની ભલામણ ધેઆનમા રાખીને, તે વખતની પચાએતના અકાબરો બારા ધારા બધારી મગાવનાની ગોઠવણ કરવા હમેશા ભેગા થતા હતા; પણ મત ફેર પડઆને લીધે તે માહેલા વડા અકાબર મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજીએ, એક ખરડો કરીને જાતે પંચાએત તરફથી કલકતે મોકલાવેઓ, તારે તેની સામને બીજો ખરડો તેજ મડલી માહેલા શેઠ બીકાજી મેહરજી તારાપોરવાલાએ ઘડીને તાહા જુદો રવાને કીધો. એકજ મડલીના અકાબરો પાશેથી ગએલા દસતાવેજોની બીના એકબીજાને આડ આવતી જોઈને, આ શેઠ માણેકજીએ ઈ૦ સને ૧૮૩૭ ના એપરેલની ૧૨ મી તારીખે મજબુત દાખલા દલીલથી તકરાર ઉઠાવીને તે બાબેનો મુશદો ઠેઠ કલકતાની ધારા બાધનારી સભામા પોહચાડેઓ; અને તે દાહડાથી આ શેઠ જાહેરમા આવતા જણાયા. પચાતના અકાબરો તરફથી એક મતનુ લખાણ નહીં ગએઆ ઉપરથી સતાવાલાઓએ તેને રદ કરી અગરેજી કાનુન મુજબ પણ થોડાક ફેરફાર સાથે એક કાયદો બાધીને વાગના આકારમા જે પરસીધ કીધો, તેમા ઘણાખરા બીચારો આ શેઠના અને પેસ પડેઆ હતા.

માડીખાતામા માહશુલ ભરાવનારના હાથ હેઠલ, વગર મનદી અમલદારનો સરકારી માન ભરેલો ઓહદો, સરવેથી પેહલવેહલો આ ગરહસથને

તા○ ૫ મી ફેબરવારી ૧૮૩૮ ઇશાવીએ દર મહીને ૨૨૫○ ના પગારથી મલેઓ; અને તે બજાવવાવાસતે મરાજેદ બંદર ખાતે જઈ બેઠા હતા. સાતેક વરસ તાંહાં ગુજારીઆ પછે, ૧૮૪૫ ના જુલાઇથી તેવોજ ઓધો બજાવવા માટે કોટની માંડવીના નીકાશખાતાં ઉપર બીરાજવા લાગા. એ અરસામા રૂઉની આયાત તથા નીકાસમા ઘણી ઘાલમેલ જે ચાલતી હતી તેના, તથા બીજી કેટલીક બાબદનાં સુધારા ઉપર એનાએ પુરતું ધેઆંન આપીને ચોરીના અટકાવ માટે પોતાના વડા ઉપર કેટલોક ખોલાસો લખી ગોકલાવેઓ હતો; જે ઉપર તતકાલ લક્ષ અપાએશ હોતતો સંધે નોહતો કે સરકારની ઉપજમાં અતી વધારો થાતે; એટલુંજ નહીં પણ ચાલતાં કાવતરાંબી સદનતર અટકી પડેઆથી બીજા કેટલાક સુધા વેપારીઓને ફાએદો મલતે; પણ તેહવો રૂડો મારગ માઠાં ભાગ્યેગે કોઈને ન સુજેઆથી ચોરીના કાંમમાં વીચેસ ઉલટપાલટ થવા માંડી તારે આ નીરદોશ અને સુધા અમલદાર ઉપર તે ખાતાંનાં વડાએ સરકારમાં ફરીઆદ લખીને ઓધો બજાવેઆમા ગફલતી કીધાનો અનેઆ મેલઓ; જે બીલકુલ નામનજુર રાખવામા આ હીંમતવાન અમલદારે ખરી બાહાદુરીથી તે બાબેના માકુલ દાખલા દલીલ સાથે ઘટતો ખોલાસો કરીને સરકાર પાસેથી વાજેબી ઇનસાફ ચાહેઓ, પણ બીરગસતે દાહાડાની સરજતથી તે ઉપર કસુંએ ધેઆન આપેઆવના ૫ મી એપરેલ ૧૮૪૭ ની તેરીખે સતા ભરેઓ કાગલ લખીને તેમની પાસેથી સરકારે ઓધો છીનવી લીધો; જે ઉપરથી પોતાના નીરદોશપણાંની સાબેતીમાં છપાવેલાં ચોપાંનીઆંની નકલો ઓલખાંણવાલાઓ વચે વેહચીને તે બાબેની ફરીઆદનો વાજબી પોકારો છેક વેલાત સુધી આ ચંચલ જેહેનનાં અમલદારે ઉઠાવેઓ હતો; તે વાતથી તો અલબતાં ઘણા સાહેબો વાકેફ હશે. આવા પોકારથી તાંહાંવાલા ગાંમઠીઓનું ભલું ઇછનારાઓએ વાજેબીની રાહે ઇનસાફ આપી, તેવણને માંથે અદેખાઇથી ચોટેલું ઉપલું બોહતાંન સફાઈ કરી-દીધું એટલુંજ નહીં પણ તે વખતના નામદાર ગવરનર ફલારકની ડાહી સરકારે તેવણની ચાકરીની કદર બુજીને ચહડતે દરજેનો કોઈ ઓધો બખસવાની કબુલાતબી જણાવી હતી; જે વીશે હવે પછે લખેઆમા આવશે.

આ ગરહસથના કાબેલીએતપણાની કદર બુજીને, શેહરના બોહભાદાર શેઠીઆઓ નામે ફરાંમજી કાવસજી બનાજી, નવરોજજી જમશેદજી વાડીઆ, જમશેદજી જીજીભાઈ, જાંગીર નશરવાંનજી વાડીઆ, બમનજી હોરમજજી વાડીઆ, ખરશેદજી કાવસજી બનાજી, તથા દાદાભાઈ પેસતનજી વાડીઆ, એઓએ સફકતની રાહે માજી સુપરીમ કોરટના વડા સરીફ ઉપર તા○ ૫ મી એપરેલ ૧૮૩૯ ઇશાવીએ કાગલ લખી તેનાનું નામ ગરાંડજુરીના અધીકારીઓની ટીપમા દાખલ કરાવેશ હતું; અને તેનીજ ખુબીથી આ શેઠ તે પછે જુજ વખતમા સુલેહના અમલદારોની સંફમા બીરાજીને તેનું માન આજ દન સુધી હોરમત સાથે જાલવી રાખેલું જણાએછે.

રાએલ એશીઆટીક સોસાઇટી ખાતાંની શાખામંડલીમા આ ચંચલ ગરહસથને એક અધીકારી ઠેડવવાની પેહલવેહલી દરખાસત, તે મંડલીના માનવંતા

અંગરેજ અધીકારીઓ તા○ ૧ લી ફેબરવારી ૧૮૩૪ ઇરાવીએ સભાની હજુર લાવેઆ હતા; પણ કોઇખા ગાંમઠીને દાખલ નહીં કરવાના એરાદાથી તેની વીરૂધ મત પડેઆને લીધે અરજદારોની ઇચ્છા અકારત ગઇ. આ બાબેની ખબર જારે લંડન પોંહતી, તારે તાંહાંની વડી સભાએ વાજેબીની રાહે હાવા કાએલ શેઠીઆને મોટાં માનથી કબુલ રાખીને, તા○ ૧૭ મી જાંનેવારી ૧૮૩૫ ની તેરીખે સરવે સભાસદોએ એકમતથી આ શેઠનુ મુબારક નામ ગેરહાજર રહેલા અધીકારી તરીકે દાખલ કીધું; અને તે દાખલો, પકડીને તારપછે હીંઆંની શાખામંડળીએ પણ તા○ ૨૯ મી જાંનેવારી ૧૮૪○ ઇરાવીએ શેઠ માણેકજીને મોટી ખુશીથી બાહાલ રાખેઆ. આવી માહભારત મંડલીની અંદર દેશી ગરહસથોમા આ શેઠ પેહલવેહલા આંમેજ થયા, તારથી તે આજ દન સુધી તે નામીચી સભામા સોભાવંતો દરજ્જો સાચવતા દેખાએછે.

આ ગરહસથ માંડવી ખાતાંના અમલપર હતા, તે વખતે સરકાર પાશેથી રજા મેલવીને ૧૮૪૧ ના મારચની ૧ લી તારીખે પેહલવેહલા, જારે વેલાત શીધારેઆ, તારે તે વખતના નામદાર ગવરનર સર જેમસ રીવેટ કેઆરનાકે નામદાર કોરટ આવ ડાએરેકટરના વડા ઉપર ભલાંમનનો પતર જે લખી આપેઓ હતો, તેની ખુબીથી કેટલાક વગવાલા ઊંમરાઓ સાથે આ શેઠને મીતરાચારીની અતીઘણી મોહબત બંધાઈ હતી; અને વલી હાવા હુનરમંદ મુલુકમા ગયાથી પોતીકા અનુભવમા વીશેસ હુંમેશ મેલવવાનુ બની આવેઉં હતું. માંડવી ખાતાંમા વેપારીઓના કાંમને જે સગવડ કરી આપતા હતા, તેનો હેવુ ઇછીને મુંબઇના કેટલાક વેપારીઓ તથા વાંહાંણવટીઓ મલી દોહોડસોથી વધારે શખ્સોએ (જેમા ૯૧ હીંદુ, ૪૨ મહમદીઆનો, તથા ૨૯ પારશીઓ હતા.) એક સુભાખીત માનપતરની ભેટ રવાનગી ટાંકણે આપી હતી. વેલાત ખાતે સહી સલાંમત પોંહતા પછે, બોરડ આવ કનતરોલના વડાએ આપણી નામદાર માહરાંણી સાથે સેંટ જેમસ મેહલમા આ શેઠની મુલાકાત કરાવી હતી. અને તે ભેટ માહરાંણીએ મેહરબાન દીલથી લીધી હતી.

અબલાજાદીઓના જીગરમા અંગરેજી વીદેઆ પેસાડવાની પેહલવેહલી ઉલટ આ ગરહસથે રાખેઆ મુજબ, વેલાતથી પાછા આવેઆ પછે ૧૮૪૨ મા પોતીકા મરહુમ ભાઇ હોરમજજીની દીકરીને મીસતરીસ ઉઆરડ નામની સદગુણી લેડીના સવાધીનમા સોંફી હતી; અને તેની બીજે વરશે પોતાની દીકરીઓને મીસ બરટન નામની આબરૂદાર લેડીના શીક્ષકપણા હેઠલ કેળવણી અપાવવા લાગા. હાવાં કામને જાહેરના ઉપીયોગમા લાવવા માટે, એક સ્કુલ ઉભી કરવાની ઇચ્છા આ શેઠના જીગરમા એજ વરસથી ભમતી રેહેલી હતી; અને તે વખત જોકે તેમના વડા પુતર મી○ હીરાજીના રોજ ૮ મો માહ ૧○ મો શેહનસાહી શાલે ૧૨૩૨ ય○ એ ગુજરી ગયાથી ઘણો કહવંગો આવેઓ, તોપણ ઉપજેલાં દુખને સંતોસથી સહન કરતાં તેમના ઉદમનાને દાહાડે કેટલાક મીતરોની મસલતથી બાલકીઓની તરબીએત સંબંધી ઉપીયોગી કાંમના આરંભ માટે આ શેઠે પેહલવેહલાં રૂ ૪○○○ ભરીને, જાહેરના હુશરાતથી કુલ રૂપીએ

૬૦,૫૦૦ ની એક ગજબુત થાપણ તતકાલ જમાની લીધી હતી. ઍ કેળવણીની વાતો જારે આપણી તરફ અંધારામા હતી, તારે કેહચ કે એકાત બે સરીમંત શેઠીઆઓને* તાહાની દીકરીઓ અનગેજનના સવાંગીનમા રહીને થોડીક કેળવની જે પામતી હતી, તેણી આ ગરહસથંનીજ કોશીશથી તેઓ એવુ ધારેઆ છતા તેણીઓનો અભેઆસ આગલ વધેલો જણાયોજ નોહતો; પણ આ શેઠીઆઓ તો ઘણી બાલકીઓને પાહવરની કરવાની કાળજી રાખેલી, તેથી ઉપલી થાપણને આધારે ઇ૦ સને ૧૮૬૩ ના જુલાઇ મહીનાથી "અલેકઝાનદરા નેટીવ ગેઆરલસ ઈંગલીસ સ્કુલ" પોતાની અગેવાની હેઠલ† ઉભી કીધી; અને તે વાતને આજે એક દાએકો પસાર થઈ ચુકોછે. આટલા વખતની વગે હાવા સુભ કામની સાંમણે જેમ ખાનગી તેમજ જાહેરમા જેટલી ચરચાઓ ચાલી હતી, તે ઉપર ટીકા કરવાનુ હમે કાંઈ ચાહતા નહીં; મગર તેનુ પરીણામ જે રૂડીપેરે પાર ઉતરતુ દેખાએચ, તે બાબે ૧૮૭૨ ના ડીસેમબરની ૧૯ મી તારીખે પરેલ ખાતે "લવજી કેઆસાર ત" મા એ સ્કુલની શીખેલી છોકરીઓને ઇનામ વેહચી આપવાની જે રામરાની ભરેલી કીરીઆ અગરેજ, હીંદુ, અને પારશી મરદો તથા સ્રીઓ મલી ૨૦૦ થી વધારે આસામીઓની હજુર થઇ તેની યાદી ખતરે નોધી લઇએછે. એ કીઆસકરાણાના મુનશી ડાકટર ધીરજરામ દલપતરામે જે રીપોરટ જાહેરમા વાચી સાભલાવેઓ, તે મુજબ સ્કુલ સથાપવામા આવી તારથી તે ઠેઠ તેરીખ સુધી સાઘલી મલીને ૧૬૧ છોકરીઓ તેમા દાખલ થઇઓ હતી; જેમાથી તેટલાજ અરસામા ૮૯ છોકરીઓએ નીશાળ છોડી, (ધારેઆમેલ શીખી રહેઆથી હશે) તે હસાબે ૭૨ જનીઓએ ઉપલે ટેકાણે હાજરી આપી હતી; એ મીજલેસની અદર થએના સુભાખીત ભાસાનોમા રેવરેંડ ડાકટર જાન વીનસનનાજ વીચારો નોધી લેવા જોગ જણાએચ કે, "આ (કેળવની) ખાતાએ જેમ હીંદુસતાનમા તેમજ "યુરોપમાબી સારો આસરો મેલવેઓછે; અને તેથી કરી એ ખાતું આજે એક "ખુસનોમા બાગની‡ મીસાલે ખીલેલુ દેખાએછે; કારણ કે તેને જનમ આપનાર પીતા (શેઠ માણેકજી) ની માન પામેલી મેહનતથી નીચે જણાવેના "નામીચા નર તથા નારીઓ પાશેથી આસરો મેલવવામા ભાગ્યેગરાલી ગણાએછે; જેમા.—

---

* તેમા એકતો શેઠ કુરામજી કાવસજી બનાજીની નાધલી બેટી મરહુમ પીરોજબાઇ માલુમ પડેઆછે, પણ બીજા શેઠીઆનુ તથા તેમની દીકરીનુ નામ જણાયુ નથી.

નો. લે.

† હેવીજ કીસમની એક ખાનગી સ્કુલ સાભલેઆ પરમાણે આ શેઠને રેહવાના "વીલા બીઓબધા" વાલા બગલા અદર ઇ૦ સને ૧૮૬૦ થી ચાલુ કીધામા આવી હતી.

નો. લે.

‡ એ કારણ માટેની થાપણ જે ઘટી પડીચ, તેને વધારીને ખરચ પુરતી ઉપજ થાએ તેટલી તખીઆપર જારે પાછી મેલાએ તારેજ તે આબાદી હાલતમા આવેલી ગણાએ.

નો. લે.

| | |
|---|---|
| નામદાર પરીનસ તથા પરીનસેસ આવ વેલસ. | લારડ મેઓ (મરણ પાંમેઓછે.) |
| | લારડ નારથબરૂક. |
| પુરશીઆ તથા ગરેટ બરીટેનની સાહજાદી. | ડીઉક આવ એડીનબરો. |
| | માહરાજા દુલીપસીંગ. |
| સાહજાદી લુઇસા. | ડીઉક આવ વેલીંગટન. |
| ડયેસ આવ કેમબરીજ. | કછના રાવ. |
| સાહજાદી મેરી. | કુપરથલાના રાજા. |
| ડયેસ આવ ટેક. | જામખંડીના રાજા તથા રાંણી. |
| ડયેસ આવ ઈનવરનેસ. | ધરાંગધરાના રાજા. |
| રાંણી સુજીની. | જુનાઘડના નવાબ. |
| ડયેસ આવ સાકસકોબરગ. | સર બારટલ ફરીઅર. |
| ડયેસ આવ ઓલડનબરો. | સર સીમોર ફીટઝરલડ. |
| લારડ લારનસ. | અને તે વગેરે બીજા ઘણાક ગરહસથો. |

હવે મોહભારત આસરો પામેલું એક કેળવણી ખાતું લોકોનું જેઆંન જેટલું ખેંચે તેટલું થોડુંજ કેહવાએ. એની થોડીક નબલી હાલતના વખતમા સરકારી નારમલ સ્કુલને તેમા જોડી લીધા ઉપરથી એટલીજ ખુશી ઉપજેછે કે, તેથી આ ખાતાંને હવે ફાએદોજ હાંશેલ થશે.

આગલ જણાવેઆ પરમાણે નામદાર ગવરનરે આપેલી કબુલાત પુરી પાડવાનો જારે વખત આવેઓ, તારે ઈ૦ સને ૧૮૪૭ ના મે મહીનાથી "કોરટ આવ રીકુએસટ" યાને તે વખતપર કેહવાતી નાધલા મેઅરની આફીસ ખાતે હલકી રકમના દેવાંની મુકદમા ચુકવવા માટે કાંમ ચલાઉ કમીસનરની જગેઆ સોંફી, જે માંડવીના ઓહદા કરતાં અલબતાં ચહડતે દરજ્જેની કેહવાઈ હતી. એ ઈનસાફી ખાતાંપર દર અઠવાડીઆમા બેવાર મુકદમાઓ ચુકવવા સારૂં આ શેઠને હાજર રેહેવું પડતું હતું, અને બાકી દીવસો પોતાના અનુભવને વીશેસ અભીઆસમા રોકવા લાગા. ઈનસાફના કાંમમા સરકારની પુર ખાતેરી જારે થઈ, તારે ૧૮૪૮ ના ફેબરવારીથી તે જગેઆ ઉપર આ શેઠને કાએમના ખાસ ઓહદેદાર તરીકે ગોઠવી બેસાડેઆ; અને તે ઉપરાંત ધારાની ખુબ માહીતી હાંશેલ કીધાથી, સદર અદાલતને તાબેખાની મુફશીલ કોરટોમા વકીલની એક પદવીબી સરકારની મેહરબાંનીથી તેનાએ મેલવી લીધી હતી.

ઈનસાંનને જો સઘલી વાતનું સુખ સાંમટુંજ મલતું હોતતો દુનીઆં અંદર તે સમાઇ સખત નહીં, પણ કુદરતે તેમાં અતાર લગે કોઇનેબી ફાવવા નહીંજ દીધાથી તે કીરતારનું માંહ ગનેઆંન માલુમ પડેછે; અને જેટલું તેને બખશેલું હોએ તેટલુંજ હાંશેલ કરી જે ધણી સંતોશ પકડી બેશે, તે જેહવો ડાહેઓ પુરસ બીજો કોઇજ નહીં કેહવાએ. હાવી સહમજ સખતીના વરગમાં શેઠ માણેકજીને જે મેલવા ચાહીએચ, તે એટલાજ ઉપરથી કે એવણને સંસાર તથા સંપજનું સદા સુખ આપનારી તેમની પતીવરતા મોહરદાર રોજ ૨૩ મો માહ ૧૦ મો શાલ ૧૨૧૮ ય૦ ને રોજે થોડીક માંદગી ભોગવીને બેહસતનશીન

થયા, તેના જખમનો જરબ પોતાની છાતીમા ચોગાનેઆ પડે તે મરદુમ બાઈના નામ લેનામા બખશેસ થએલા. છઈઆઓના પરીતી ભરેઆ એખલાસ ઉપર છેવટની ઘડીમુધી સબુરી પકડી બેસવાની ધારનાથી આજ દન તુલીક નીતી સાચવીને રહેઆચ, નેમા તેનાએ બઠેઅરી રૂડી બુધી વાપરેલી વખણાએછે

અમદાવાદની કોટવાલી ખાતાના માજી ફોજદાર મી૰ હીરાલાલ ગોવર ધનદાસને, બે સખશો પાશેથી રૂ૧૮૮૦ ઉપરાત સોનાની એક સાકલી લાચ દાખલ લીધાના અપરાધસર તાહાના શેસન જડજે પાચ વરસના કેદખાનાની સજા કીધી હતી; અને તે ઉપરાત એવીજ કીસમના બીજા ઘણાક મુકદમા તેની સામણે ઉભા થએલા હતા; પણ તે સઘલા અનેઆએ વીશે સાભળવા પરમાણે તે બીચારો તદન અણજાણીઓ હતો; માટે તેના સબાન સારૂં આ શુરા વકીલે તેની તરફથી મુખતેઆરનામુ મેલવી લીધા પછે; મુબઈની સદર ફોજદારી અદાલતમા અપીન કરીને, ધારાની રૂએ ઘણીજ પુખત કાબેલીએત વાપરી તકરાર લડેઆ હતા; જેની કેફીએતના છપાએલા ચોપાનીઆથી એક જીવતી સાખવી જે મલીચ, તે ઉપરથી કેહવાને બની આવેચ કે, પરથમના બે અપરાધસર થએલી કેદખાનેની નીખસા, મોટી અદાલત પાશેથી ઈનસાફની રાહે તદન રદ કરાવીને તા૰ ૨૯ મી સપટેમબર ૧૮૪૯ ની તરીએ તેને છોડી મેલાવેઆ હતા; અને બાકીના અનેઆની સામણે પણ તેવીજ બાહોશી સાથે લડત કરીને ૧૮૫૦ ના સપટેમબરની ૩૦ મી તારીએ તે ઉપરના સઘલા વાકની સફાઈ કરી આપેઆ પછે, તેની આગલી ફોજદારી નોકરી ઉપરણી પાછો રખાવેઆ વીશેનું કામ તેનાએ સરનજામ ઉતારેલુ સંભલાએલછે.

કોરટ આવ રીકુએસટ તથા સમાલકાઝ કોરટ (જે નાયલા તથા મોટા બેઅરની ઈનસાફી ખાતાની જગેઆ) એ બેહુને જોડી નાખી તેની એકજ "સમાલકાઝ કોરટ" મોટા પાયાપર સ્થાપીને તા૰ ૧૧ મી મારચ, ૧૮૫૨ ઠરાવથી ચાલુ કીધાને લીધે, પેહલી કોરટમાથી એવણની બેઠક જારે નીકલી ગઈ, તારે નામદાર સરકારે, એક વરસના પગારમા રૂ૬,૦૦૦ આપીને રાજી કીધા; અને તે પછે કોઈ ખાલી પડતી સારી જગેઆ ઉપર ગોઠવી બેસાડવાની કબુલાત દીધી હતી.

મુંબઈમા અગરેજી અમલ શરૂ થયો તારથી સેહરના વડા સરીફનો ઓહદો જે અગરેજ લોકોનેજ અપાતો આવેઓછે, તેમા પોતાનો નશીબો મેલવી લેનારા દેશી ગરહસથોમા પેહલપેહલા કોઈ નહીં પણ આ માનવતા શેઠ માણેકજી માલુમ પડેઆછે; અને તેમની લાએકી મુજબ નામદાર સરકારે સફકતની રાહે ૧૮૫૬ના શાલનો હાઈ સરીફ તેનાને બનાવેઓ; અને તે ઓહદો રૂડી વરતણુકથી બજાવતા પાચ મહીના પસાર કીધા, તેટલા તેજ શાલના મેની ૨૯ મી તેરીએ નવી "સમાલકાઝ કોરટ" મા તરીજા નેયાયાધીસની પવીતર જગેઆ તેણાને એનાએત થઈ. આ માન ભરેઆ મોટા અમલપર આવેઆને લીધે સરીફની જગેઆ તેણાને છોડવાની ફરજ પડી, અને તે ઓહદો મેજર પારકીનસના સવાધીનમા સોકાયો હતો. એ કોરટના બીજા નેયાયાધીસ મી૰ જાન-

સનની ગેરહાજરીમા તેની જગેઆ ઉપર ૭ મી ડીસેમબર ૧૮૬૩ ની તેરીખથી બીરાજતા રહીને કામ ચલાઊ બીજા નેયાયાધીસનો ઓહદો થોડુંક સુધી સાચવેઓ હતો.

આ શેઠને વેલાતની ઉપર એટલી તો મમતા બેઠી કે, એકવાર તે તરફ જઇ આવેઆ છતાં પોતીકા ઓહદા ઉપરથી થોડાક મહીનાની રજા મેલવીને બીજીવાર તા૦ ૨૯ મી એપરેલ ૧૮૬૨ ઇરાદીએ શીધારેઆ હતા; અને તેહવે રાખે પોતીકી બે બેટીઓ નામે આઇમાઇ તથા શીરીનબાંનુ ઉપરાંત મી૦ ખરશેદજી તથા જાંગીર નામના દીકરાઓને પણ તાંહાંની રચના દેખાડવા માટે સાથે લેઈ ગયા હતા. આ બબલાજાદીઓ જારે નામદાર રાંણીના દરસણ માટે ગઇઓ, તારે તે માનવંતી મલીકાએ, મોટી મોહબતની રાહે તેઓની મુલાકાત લઇને રાજધાણીના શેહરમા પારસણો પધારતી થઇ, તે બાબે ખુશી દીલથી મુબારકબાદી કહી સંભલાવી હતી. આ બેપે શેઠ માણેકજી પાંચેક મહીના ગુજારેઆ પછે પોતીકા બે દીકરાઓને ઊચે દરજેની કેળવણી લેવા માટે તાંહાંજ રાખીને બે દીકરીઓ સહીત તા૦ ૨૮ મી અકટોબરે અતરે સહી સલાંમત આવી પોંહતા હતા.

આ નર તે ખરેખરો ભાગ્યેગશાલીજ ગણાયોછે, કારણ કે ૧૮૬૩ ના વરસને માટે હાઈ સરીફની જગેઆ ઉપર નામદાર સરકારે તેણાને જે ચુંટી કાહાડેઓ, તે નેમણુક બીજીવારની માલુમ પડી હતી.

સવતંતરપણામા સમાએલા આ નીતીવાન નેઆધીસના રૂડા આચારની વીરૂધ, અદેખાઇની આંખથી જોનારાઓને સકતમા સકત વીચેરાણો લાગતાં જેટલો ઠપકો પોંહચે, તેટલો થોડોજ ગણાએ; પણ આ નોધ કાંઇ ખચીત કરી તેહવી અંડફાટા ચલાવવા સારૂં બનતી નથી, માટે જે બીના આબેહુબ નીપજેલી જણાઇચ, તેજ માતરે એક ઇઆની તરીકે હીંઆ દાખલ કરીએછે કે, આ સાહેબની હજુર કોઈ રાંમનાથ મગણીરામ નામના મારવાડી, જી. આઈ. પી. રેલવે કુંપની ઉપર કાપડની એકાત ગાંસડી ઓછી હવાલે આપવાનું દામ ભરી લેવા બાબેનો મુકદમો ૧૮૬૪ ના આગસટ મહીને લાવેઓ, તારે તેની સાંહમણી પરતીવાદી તરફથી મી૦ ફરાફરડ વકીલ હીમાએતી તરીકે હાજર થયો હતો. અરસપરસ તકરારો ચાલતાં ગાંસડીનો સવાલ નીકલેઓ, તારે તે ડાગીનો આખો નહીં પણ હરધીઆં જેવો જણાયો. અને તેની સહમજ શેહલ હોંવા છતાં મી૦ ફરાફરડે તે હરધીઆંને ઠેકાંને "હરદા" નો બોલ મોહમા લીધો, એટલુંજ નહી પણ તેનો અરથ નીસચે નહીં થાએ તાંહાં તુલીક મુકદમાનું શેવટ લાવવા થકી હટ પકડી બેઠો. આ જડજ સાહેબે ઘણાજ ગંભીરી સવભાવથી કહેણ કે "તમો જો ગાંમઠી હોત તો એ બોલનો અરથ શેહજમા સહમજી સખતે." હાવા બોલ્યા સવાલના ઉતરમા મી૦ ફરાફરડે જણાવેણ કે "પણ હું ગાંમઠી નથી, અને તે બોલ હું જાંણતો નથી." એ ઉપરથી જડજ સાહેબને પરતીઉતર આપવાની ફરજ પડી કે, "તારે તો આ મુકદમો હું મુલતવી રાખુંચ, માટે મારવાડી બજારમા જઇને શોધશો તો તાહાંથી તમો જાણશો,

અને તેટલા વખતમા ચોહોનાપોરથી સાખનીનેની મોકાવી મંગાવવાનો અવકાસ વાદીને મલશે." મીં૦ કરાફરડ જેવા કાબેલ વકીલ પરવીવાદીની પક્ષ ખેંચવા આવેઓ, તો તેની આગમજ એક સાદા સબદનો અરથ સહમજવાની તેહડીક તેને ફરી જોઈતી હતી; તેને બદલે એક નેઆયાધીસ. પાસેથી તેની સહમજ માગવા પર જબરી હીંમત ચલાવી; અને જારે એક ગામડી થઇને ગોરા સાહેબની સાહમને (ધરતા બોલાસાથી) મોરેઆ તારે મીજાજને એકદમ ખોહી દીધો, એટલુંજ નહીં પણ પોતીકા કુલના લાભની તો કશીએ દરકાર કીધાવગર, આડા અવડા ઉતરી પડેઆ; પછે જડજ સાહેબે વાજેબીની રાહે ઇનસાફનુ વજન તપાસીને વાદીના લાભમા હોકમનામુ કરી આપેઉં. આ ચુકાદા ઉપર નારાજી થઇને મી૦ કરાફરડ ફુલ કોરટમા તે છાડન પાછી લાવેઆ, અને તાહાબી વધારે એક પરીશી રહેઆ પછે કજીઆનુ શેવટ અને વાદીના લાભમાજ ઉતારી આપેઉં. અરસપરસની તકરાર ઉપરથી અપમાનની વાત તેને ફાકટમા ખેંચી લીધી, એટલુજ નહીં પણ બખેડા વધારવાની મતલબથી જાહેર વરતમાન પતરમા થોડીક બીના છપાવી; જે ઉપરથી એ બાજગડ નામદાર સરકારે ઊંચકી લઇને આ જડજ સાહેબ પાસેથી તે બાબેનો જેવો ખોલાશો માહેઆ, તેહવાજ ખુશી સાથે પોતાની કોરટમા બનેલી બીનાનો આબેહુબ ચીતાર નામદાર સરકારની ઉપર મોકલી આપેઓ. આના જવાબમા જે પતર સરકાર તરફથી વડા જડજની ઉપર આવેઓ, તેમા શેઠ માણેકજીની કાબેલીઅત તથા ઇમાનદારી ઉપરાત કીરતી ભરેલા બીજા ઉમદા ગુણોની જેમ પુરતી તારીફ કીધી, તેમ કોકવાર તેમની હજુર આવતા વકીલો તરફ સવભાવ ખોહીને જે સખત સખુનો કારણસર વપડાયા હશે, તે વીશે દલગીરીના આકારમા તેનાને ઠપકોબી આપેઓછે; અને બીજા હાથપર મી૦ કરાફરડ જેવા વીચારવાળા વકીલોનેબી તેહવા ઠપકામાથી મોકલો ન કરતા જણાવેલું હતું કે, "તેઓએ "એમ નહીં સમજવુ કે મી૦ માણેકજી એક દેશીછે, માટે તેમની તરફ "અપમાન ભરેલી ચાલ બતલાવવી; અને એક નેઆયાધીસના ઓહદાને "જેટલુ માન ઘટે, તેની બેપરવાઈ કરવી." જે ગુણોથી આ નામવર નેઆયધીસ પરકાશેઆછે, તેવનથી ચેહેજ વાતમા ઉપજેલા ગુસાને લીધે જો કદાપી તેહવી કોઇ ખામી થઈ હોએ તો, તે બાબે જે ધકા તેનાને મલઆ તે કોઇ રીતે ગેરવાજેબી ગણાયઓ તો જોઈએજ નહીં; પણ દલગીરી માતરે એટલીજ જણાઈ કે, જેમ એવણની ચાલ ઉપર સરકારે ટીકા કીધા, તેમ તેવનની હજુરમ આવતા અગરેજ વકીલો માહેલા કેટલાકો, તેવન તરફ જે અનઘટતી ચાલ ચલાવીને ઘણી વાર ફાવી ગયાચ, તે માટે તેઓને કાઈજ કેહવામા આવેઉ નહીં; અને બીજી વાત એવી બની કે તા૦ ૧૧ મી અકટોબર ૧૮૬૪ ની તેરીખનો સમાલકાઝ કોરટના (તે વખત ઉપર કામ ચલાઉ) વડા જડજની પાસે આવેલો ઉપલા ચુકાદા સબધી સરકારી કાગલ, મી૦ માણેકજીને તેજ દાહાડે અથવા તેની બાહરવણે મલવો જોઈએ; પણ તેને બદલો "બામબે ગેઝેટ" મા સામટો છપાઈને તે બાહેર પડેઓ હતો; માટે ઉપલી બે વાતે પોતા ઉપર

થયલી ગેરઈનસાફીની સામણે, આ ભલા નેયાયાધીશે વાજેબી ફરીઆદની એક મોટી મીનીટ, સર બારટલ ફરીઅરની નામદાર સરકાર ઉપર લખી મોકલાવી હતી; અને તે એટલી તો લંબાણ જણાઈએ કે, તે માહેલી સરવે ખીનાનો સમાસ લેવામા આ ટુંક નોંધનુ કદ પોસાતું નથી; પણ તેનો સાર માતરે એટલોજ જણાઇ આવેઓ કે, આ બાબદમા સરકારે જોઈતું ધ્યાંન ન પોંહચાડયા ઉપર નાશીપાસ થઈને પોતાનો ઓહદો છોડી દેવા બાબેનુ રાજીનામુ જારે આપેશ તારે તેના જવાબમા સર બારટલ ફરીઅરે તે નામનજુર રાખીને તે વાતથી તેણાને દોસતીની રાહે પાછા વાલેઆ. પણ જે ભાંજગડે તેણાનુ દીલ દુખયેલ, તેની સફાઇતો કોઈબી રીતે કરવાની કાલજી રાખી આ નેયાયાધાશે પોતાના ઓહદા ઉપર હાકુમની ભલાંમણ મુજબ ગોઠવાઈ રહેઆ છતાં, ધારા પરમાણેની રજા મેલવીને ૧૮૬૫ ના એપરેલની ૨૯ મી તારીખે ઉપડલા મેલ સાથે પોતાની નાથલી દીકરી શીરીનબાંનુને લઈ રવાને થયા; અને પોતાને પોહચેલી ગેરઈનસાફીની દાદ ઉમરાઓની સભા ચોડયા મેલવીને સરકારી શેર્વામા હમેસાં બતલાવેલી વફાદારીનો બદલો એજ કોરટની અંદર એક મહડતી પદવીના માનથી હાશેલ કરી લાવો હતો.

વખાણાયા, અને તેથી ફરી બીજે દાહાડે તે મડળીની ખાઓસથી તાહાં પાછા બીરાજીને હીંદુસતાન ખાતેની કેળવણીના ફેલાવા ઉપર એક કીંમતી ભાષાણ કરી રહેઆ પછે, તે સભાએ તેણાને આપેલા બેહદ માન સંબંધી તે સભાસદોનો ઉપકાર વઠીક કહી સંભલાવેઓ હતો.

એ પછે માઉથાંમપટન ખાતેની માહભાગત હોનરશાળા અદર શીખતાઓ માહેલા સરસ નીવરેલાઓને ઈનામ આપવાની જે સભા ૧૮૬૬ ના જાનેવારીમા મલી હતી, તાહા પણ આ નામીચા નરને નોતરી સભાના પરમુખ બનાવેઆ, અને તેણાનેજ મુબારક હાથે ઈનામની એનાયતબી કરાવી હતી. કીરીઆનુ કામ સમાપત થયા પછે, સભાસદોમા અરસપરસ ભાષાનો ચાલતાં ડાકટર જોશેફ બુલરે એવું જણાવેલું જાણવામા આવેલછે કે, "જે કેળવણી આપી "પરજન સાથે તાલુકો રાખે, તે કેળવણી કાઈ નીગાળો અથવા કાલેજોથી અ "પાતી નથી. ભલુ અને સાચ્ચુ શુછે, તેટલી ફરજો બજાવવાના મુલ કારણનો "માતાઓ શીવાએ બીજુ કોઈજ શીખાડી શકે નહીં; પણ તેહવી માતાઓ જો "પોતેજ અગનાન હોએ તો, તેણીના બચાઓબી તેવીજ અધુરી હાલતમા "ઉછરતા રેહે. આપરીજ મીશાલે આ મી॰ માણેકજીબી આપણી વાહાલી "રાણીની રઈઅતછે, અને આપરીજ મીસાલે એવણ પણ ઘણા આતુરછે કે, "તેમના દેશી ભાઈઓ પોતાની માતાઓના મોહમાથી ગનાન તથા કેળવણીનો "લાભ લીએ; વાસતે એવણનો ઉપકાર જે આપરે માનીએ તે તેનાએ "બજાવેલા સરનસીનના ઓહદા માટેજ નહીં, પણ તેણાઓ હીંદુસતાનની "સ્ત્રી કેળવણી મારે જીગરથી જે મેહનત લીએચ, તે માટેબી તેમનો ઉપ- "કાર માનીએછે."

વેલાત તરફની તરીજી સફર, વખાંણસહીત હાશેલ કરતા, આ કાબેલ સખસ તેમની દીકરીને લઈ તાહાથી મુબઈ રવાને થવા માટે, આલેકઝાનદ- રીઆની આગ ગાડીના મઠકપર જારે આવી પોહતા, તારે તાહા પણ તેઓને સારૂ માન મલેલ હતુ. રેલવે ખાતાના વડા ડીરેકટર મી॰ કુરવીટબેએ તેઓને વાસતે એક ખાસ ગાડી આગમજથીજ અજાહેથી તઈઆર રખાવી હતી, એટલુજ નહીં પણ બીજા નામાકીત પુરૂશોને જેવું માન મલેચ, તેવીજ હોર- મત આ શેઠને આપવા, તથા તેણાની પુરતી બરદાસત લેવા સારૂ તાહાના સરવે શેવકોને હોકમ ફરમાવેઓ હતો; અને તે ઉપરથી આ માનવંતા મુસાફર સારી માહવજત પામતા ૧૮૬૬ ના જુલાઈની અધવચમા આપણી તરફ સહી સલામત આવીને સરકારે જણાવેલા જાહેરનામા મુજબ તારીખ ૨૬ મી જુલાઈથી સ્માલકાઝ કોરટના બીજા નેયાયાધીશનો ઓહદો સવતતરપણે બજાવવા માડેઓ.

આ શાકરમી શેઠીઆએ સાચા સોચનાથી ઈ॰ સને ૧૮૬૭ મા વીસ હજાર રૂપીઆની સખાવત કરતા આ નોધ પાને ૩૮૩ મા જણાવેઆ મુજબ એકજ ઠેકાણાપર બે મતલબની મોતેબારીને જે મેલવી રાખીછે, તેમા એકતો એકે,

તાંહાંની વસતીને મીઠાં પાણીનુ* જાથુક સુખ કરી આપીને માહપુણ હાંશેલ કર્યું, અને બીજુ તો પોતાના નેક બખત બાવાની બુજોરગીને પરજા વચે પરકાસતી રેહવા માટે કુવારાને મથાલે તેણાનુ બાહાવલું ગોઠવીને નીમકહલાલીની વાજબી ફરજ બજાવી દેખાડીછે; માટે આટલી યાદગારીથી બાપ તથા બેટાની કીરતીને શેહેર કેઆમત સુધી કોઇથીબી ભુલાઈ જવાશેજ નહીં.

ઉપલો બનાવ બનવાનુ કારણ એવું માલુમ પડેઉછ કે, મી॰ તરીઅર કંપનીની શાખા દુકાણ, તથા વખારવાલા હાલના મકાણો જે ઉભેલાછે, તે ૫૦૦૦ ચોરસ વારના વીસતારની અસલ જગેઆ કોઇ મહમદીઆનના સવાધીનમા હતી; જેની ઉપર જોએ બાડાંનુ ચહડી ગએલું સરકારી દેવું તે આપી ન સખેઆને લીધે, કલેકટરે જપત કરીને ૧૮૪૨ અથવા ૧૮૪૩ મા જાહેર લીલાઉથી વેચી, તારે રૂ ૩૫૦ વાસતે આ શેઠે અથવા તેમના બાવાએ વેચાતી લીધી હતી. એ જગેઆ ઉપર કેહચ કે, જાહાવલીના ઝુપડાઓ જે બીચોબીચ હતા, તે તેની પડોસમા આગ લાગા પછે ધાસતી ઉપજાથી સારકારે બીલકુલ કાહાડી નખાવેઆ, તેથી ઉપલા વીસતારની જગેઆ વગર ઉપજ આપવે ખાલી પડી રહી હતી. આ માહેલી થોડીક જમીનની અંદર જારે કતર માલુમ પડેઓ, તારે તેને ખણાવી કાહડતા ભીતરમાથી મીઠું પાણી જે મલી આવેણ, તેને તાંહાની વસતીવાલાઓના વાપરવાસ સારૂં આ શેઠે ફરતો વરો બંધાવીને પોતાના મરહુમ બાવા ખરશેદજી માણેકજીના નામની યાદમા તલાવ કરી દીધો; અને તેની દેખરેખ તથા જાથુક મરાંમત શેહર સુધરાઇના ખાતાને સવાધાન સોકી આપી હતી. બાકીની ખાલી જગેઆ લેનાર મજકુર કુંપનીવાલા ઘરાકો મલેઆ, તેઓએ વેચાતી લઇને તાહા દુકાન બાંધી. ઉપલો તલાવ ઉપીયોગમા આવેઆ પછે, તેની અંદરના મીઠા પાણી કોકસંજોગે ખરાબ થઇ ગયાને લીધે વપરાતા બંધ પડઆથી તે તલાવ એવી હાલતમા આવેઓ કે, અંતે તેને પુરી નાખવા શીવાએ બીજો કોઇ એલાજ જડઓ નહીં; પણ તેના આ અસલી માલિકની પરવાનગી મેલવેઆવીના સતાવાલાઓ તે વાતમા અરાકત જણાયા. આ બાબે અરસપરસ સંધેસાઓ ચાલેઆ પછે, સાર એવો સોધો કાહડેઓ કે, પુરણી યાતી જગેઆ વેચેઆથી જે કીમત ઉપજે તેને મરહુમ શેઠ ખરશેદજી માણેકજીને નામના કોઇ ઉપીયોગી કાંમમા વાપરવી. એતેફાક એવો બનેઓ કે તે જગેઆ પુરયાપર જેટલો ખરચ શેહર સુધરાઈ ખાતાને થયો તે કરતાં ઓછી માગની મલતી જારે જણાઇ, તારે આ હીંમતવાન શેઠે ખરચાએલું દામ ચુકવી આપીને પુરેલી જગેઆ પોતાના સવાધીનમા લીધા પછે, કેહચ કે, ઉપલીજ કુંપનીવાલાઓને પાછલથી સારે ભાવે વેચી; અને તેની ઉપજમા બીજી રકમ ઉમેરીને પોતાના મુરબીનુ માન જાલવેણ, તેની જયકારી ચાહીએ છઇએ.

---

* શેહેર સુધરાઈના અમલદાર સાથે થએલા બંદોબસત મુજબ તે કુંવારામા વીઆરનુ પાંણી તથા રાતની વેલા તાહા ગેઆસના દીવાનો ઉજાસ વગર લવાજમો સેવ તેઓ જાથુક આપતા રેહછે. નો. લ.

એ પછે ૧૮૬૭ ના મેની ૧૬ મી તારીખે છ માસની રજા લઈને વળી ચોથીવાર વેલાતની ચેહલથા તેનાએ એખતેઆર કીધી હતી, જાહાથી પાછા તી વેલા ફરાનસ ખાતે શાહનશાહ નેપોલીઅનની સેર લઈને ઘીજે દાહાડે રવાને થનાર હતા; પણ તેવણને અતરગલનો મરજ કોઈ લામ ઘી મુદતથી લાગુ હોવાને લીધે, તેજ રાતરે (તા૦ ૧૭ મી જાનેવારીએ) પાછો તે એકાએક ભરાઈ આવેઓ, અને ભીતરના આંટરડા તેહલની કોથળીમા ઉતરી પડ્યાથી ચોડાકવાર તેણાનો જીવ ઠેક અતને આકે જઈ પોંહો. આ વાતની ખબર જેવી તાહાના અગરેજી એનચી લારડ લાયનને થઇ, તેવોજ સર જોસેફ ઓલીફ નામના કાબેલ તબીબને તેમની માહવજત માટે તેડાવીને તતકાલ મોકલાવેઓ, જેને પરોફેસર જારજેવે તથા ડાકટર કરીસતોફર સમીથની સાથે એકમત થઇ ઉમદા હીકમતથી બદનનો ભાગ ખોલી કરી ઉતરી પડેલા આંટરડા અથવા ગોનાને આસતે રહી તેની અસલી જગેઆપર જારે દરોગસત ગોઠવી બેસાડ્યા, તારે તેવણ સજીવન થયા; અને તે પછે પુર તનદરોસતી પામીને તાહાના નીકલેલા ૧૮૬૮ ના મારચની ૨૯ મી તારીખે પોતાના પેઆરા બગીવારો તથા મોહબત ભરેઆ મીતરોને પ્યારા ખુશી સાથે આવી મલેઆ, અને તેજ તેણાની ઉંચી સફર ગણાઇ રહેલીછે.

જેબી માહબારત કામો શેઠ માણેકજીના હાથ ઉપરથી પસાર થઈ ગયાચ, તેમા કેટલાક હસદખોરોઓની અદેખાઇથી તેમના અપક્ષપાત વીચાર, તથા વાજેબી હકને નુકસાન પોહચનારી નીચ યુકતીઓ ચાલેઆમા કાંઇજ બાકી રહી નોહતી; પણ પરમકીરપાલુ જગત કરતાની બખસેસ ભરેલી મદદથી પોતાનુ સત સાચવીને ખરી બાહાદુરીના બલવટે તેહાઓની સાહમને થઈ એકેકની પુઠે આવતા રહેના હોમલાઓને હવા ઉપર ઉડાડી દઈ મોટી સરફરાજી સાથે નીરદોસપણાની કીરતી હાશેલ કરી લીધીછે, અને તેની મુબારકબાદીના કેટલાક માન પતરોબી આપણા રાજકરતા અમલદારો ઉપરાત, અમીરલ ઉમરાઓ તરફથી આ લાએકીવાલા પારશી નેયાયાધીસને એરણુ એરણે મલેઆ કીધાચ; માટે હાવા એક બુલદ હીમતના શેઠીઆની કીરતી ભરેલી ફતેહ ઉપર આપણે કેટલા મગરૂર રેહવુ જોઇએ તેનો બેઆન વાચનારી આલમની મુનસફી ઉપર છોડીએછે.

નેયાયાધીસના ઓહદા ઉપર સવતતરપણુ સચવાયાથી, જોકે એકને સારૂ તેમ બીજાને અનગમતુ પણ હોએ તો, તે વાતમા તેવુ બનવુજ જોઇએ; પણ આ શેઠની સામણે આવેના મુકદમાઓને દએઆની દરસઠીથી તેવણ જોતા હતા, તેના ઘણાક દાખલાઓ માહેલો આ એકજ બતાવવો બસ ધારીએચ કે, ૧૮૭૨ ના એપરેલમા તેમની સાહમણે કોઈ હીદુ, દોરાબજી ખરશેદજી નામના પારસી ઉપર રૂ ૭૫ ની ફરીઆદી લાવેઓ હતો, જેનો ચુકાદો વાજેબી રાહે વાદીની તરફ તેનાએ કરી આપેઓ. નીકલેલા હોકમનામાની બુબાથી તે પારસીને નવેમબરની ૬ ઠી તારીખે પકડીને જારે તેનાની હજુરમા લાવી ઉભો રાખેઓ, તારે તે બાપડો આખે તદન અપગ, અને વલી તે સાથે ઘણીજ

માહી અવસથાને લીને પોતાનું ગુજરાન ચલાવવાને અસકત માલુમ પડીઆ, તેથી તે બીઆરાને છોડી દીધો; અને પેલા હીંદુના ઉપલા લેણા પોતે આપી મોટું પુન હાશેલ કીધું; માટે છેવી કારકીરદીના આ કીરતીબા હીંઆ નોધી રાખીએછે.

આ માનવંતા નેઆઆધીશની મનસાબતી જો કે હજી બીજાં દશ વરસ વેર પરજાની શેવા માટે પોહચી વલવા જેવી જણાએછે, પણ સરકારે કાએદામા ઠેહરાવેઆ ઉપરાંત વધારે ઉંમર થયાને લીધે ૧૯ વરસ સુધી નેઆયની પવીતર* ખુરશીપર બીરાજીને સરકાર તથા પરજાની ખાતરી ભરેલી શેવા સરખી રીતે બજાવેઆ પછે, તા૰ ૯ મી ફેબરવારી ૧૮૭૩ થી ઓહદો છોડીને બાકીની જીંદગી પેહા મુરારાપર ગુજારતા થયાછે. આ નેઆઆધીશની શાહમને આવેલા દરેક મુકદમાના ચુકાદા, સવતંતરપણુ વાપરીને કોઇનીબી રવાદારગી કે ખાતર ખાઇ રાખેઆવના તેવન સદા આપતા હતા; અને તેથી તેમની ઉપર પરજાનો વીસવાસ ઉસકેરાએ તે તો કુદરતીજછે. ઇનસાફમા જેમ મથાનો મસાલો તેમજ ધુરાનો ગરમાલો જે મિલાયેલો હોએચ, તેની ઇઆની હદ કરીને ગરીબો તરફ દયાં બતલાવવામા, અને તરકટથી ઉભા થઇ આવનારાઓનુ ખોટાં પકડી કાહાડવામા, આ શાહેબે કોઇબી જોગવાઇ વેઆરથ જવા દીધીજ નોહતી. ગરજવતા લોકોને વીઆજે નાણા ધીરવાનો ધંધો ચલાવનારા મારવાડીઓ, તથા બીજા સબબો, જેઓ નહીં બમી શકાએ તેવું આકરૂં વીઆજ ઓકાવેછે, એટલુંજ નહીં પણ તે ઉપરાંત ઠગાઇબા ચલાવી નાણા લેણારાઓને બનતાં સુધી કરજના દબાણમા હોમાવીને તેઓ ઉપર અણેક તરેહના ખોટા દાવાઓ લાવનારાઓના કરતુક પકડવા તથા તેઓની સુંગાનમા ગરીબો નહીં ફસે તે બાબેની જોઇતી સબાલ લેવામા, આ માજી નેઆઆધીશ કોઇવારબી ભુલેઆ નોહતા; અને તેથી કરી તેહવા લુટારાઓ બનતા સુધી પોતાના મુકદમાઓ તેમની શાહમણે લાવવાની આનાકાની કરતા ઘણીવાર જણાયા છે. કોરટમા જણારા કામદારોથી હેવુંબી જાણવામા આવેલુંચ કે, આ શેઠના ખીસજેઆ પછેથી તેવા કાવતરાના કામોમા ઘણે દરજજે ઘટાડો થયો હતો; પણ હવડા પાછી ધાસતી ઉપજેચ કે આ શેઠનો સંબધ તાહાથી નીકલી ગયાને લીધે રખેને તેવા કરપીણ કામોનુ બજાર તાજુ થાએ, તેથી માતરે હાલના બધા જડજોએ શેઠ માણેકજીનો દાખલો પકડીને શાહુચેત રેહવું જોઇએ.

ઇનસાફની કદરને અંતકરણથી પીછાનનારાઓ, આ વાતથી ઘણાજ દલગીર થઇને એવા મતો આપતા માલુમ પડેછે કે, મી૰ માણેકજીને તેમના ઓહદા ઉપર સરકારે રેહવા દીધા હોતતો બહુ સારૂં થાત; પણ તેહવા સબબોએ આટલુ તો ઇઆદ રાખવું જોઇએ કે વગરસનદી અમલદારોને માટે

* જેમા દશવરસ ને બે મહીના તરીજા, તથા ૯ વરસ ૯ મહીનાને ૧૨ દાહડા બીજા જડજ તરીકે રહેઆ, પણ સરકારી ચાકરીમા બધા મલીને ૩૫ વરસ તેનાએ ગુજારેઆ હતા. નો૰ લે૰

નામીચી માહીતકારી ફતેહમંદી સાથે હાંસેલ કરી આવીને ૧૮૬૮ ના સપટેમ બરની ૨૦ મી તારીખથી આપણી હાઈ કોરટમા બારીસટરના માન ભરેલા ધંધામા મશગુલ થયાછે. નાહાના ભાઈ જે કેમબ્રીડજ "ત્રીનીટી કાલેજ" મા કેળવણી લઈને પારઉતરેલા હતા, તેનાએ લશકરી રેજમા લાગુ પડવાની ખાએસ દેખાડીને તે બાબે "હારસ ગેઆરડ" ના "ફ્રાનડ મારસન" ઈઆને સઘલા લસકરના વડા શેનાધીપતી નામદાર ડીઉક આવ કેમબરીડજને અરજ કીધી; પણ તેના જવાબમા એવું જણાવ્યું કે "હીંદુસતાનના કોઈબી દેશીને "અગરેજી ગજની સનદી ચાકરીમા લેવાનો કાએદો બીલકુલ નથી." આ બાબે નીસફુલતાનો સમાચાર મલેઆ ઉપરથી શેઠ માણેકજીએ તે નામદાર ડીઉકની જનાબમા એક દસતાવેજ જે કરી મોકલેઓ, તેમા એવો દાખલો નખી દેખાડેઓ હતો કે, "જે વખતે નામદાર માહરાણીએ હીંદની સરવે સલ- "તનત કુંપની પાસેથી લઈ લીધી, તારે બાહેર પડેલા સતા ભરેલા જાહેરનામા "અંદર સઘલી વરણના દેશીઓને નાતજાતનો કશોબી ફરક ગનવા વીના બધા "હકો તથા ઓહદાઓ બખસવાની જે છુટ આપેલીછે, તેની રુએથી લશકરી "ચાકરીમા લાગુ થવાની જે અરજ ગુજારીચ તે બહાલ રાખવી જોઈએ." હાવો ખોલાસો આ શેઠીઆએ અતરથી લખી મોકલાવેઓ તે છતાબી જવાન શેઠ જાગીરભાઈની તરફ ચુકાદો નહીંજ મલેઆથી તેવણ બીચારા નાઊમેદ થઈ તારીખ ૯ મી એપરેલ ૧૮૭૦ ઈશવીના મુંબઈમા આવી બેઠાછે. સાંભ- લેઆ પરમાણે આ બાબદનેબી આપણા ગાજી જડજ સાહેબે હજી પડતી મેલી નથી, માટે દેશીઓના એકબાલ જે રોસન થનાર હશે તો તે ઉપર તેણાની રૂડી કોશેસ પણ આખેરસત ફતેહ મેલવીઆવીના રેહશે નહીં; અને તેનાએ વાપેલા બીના ગસાલ ફ્લોનો સવાદ સરવેને ચાખવા મલે તે બાબેની મુબારકબાદી આપવાની વલી કોઇ બીજી જોગવાઈપર રાખીને મરહુમ માકી સરાફના આ મેહરબાન નબીરાની જીદગીનો ટુંક એહવાલ હીંઆજ સમાપત કરતા તેમની હઇઆતીને લાંમબો વખતવેર સરવે પાલીના સુખ સાથે સચવાઇ રેહવા વીશે બારે દકતાનાની બખશેસ ચાહીએછે.

# જરાવાલાના કુટંબીઓની જીંદગીનો અહેવાલ.

આ ટાપુથી ૩૫ માઈલ દુરના કરાબા કલીઆની ખાતે રેહનારા શેઠ જરાજી જીવનજી સાલે ૧૦૫૬ મા જનમ પાંમેઆ પછે, ૧૦૭૯ ની આખેરીએ હીંઆં આવી વશેઆ, તે વાતને હવડાં ૧૬૪ વરસ થાએઆં તારથી તેમનુ પરીવાર જરાવાલાની અટક લઈને આપણુ વચે ઓળખાઈ રેહેલુંછે. આ ગરહસથની ગરીબી અવસથાનો ગુજારો સાંભલેઆ પરમાણે મેનતમરાગતથીજ લગભગ ખા સદીસુધી સચવાતો હતો; પણ તે પછે કોટના સંભાળસારૂં જારે કુલીચરો ઓદાવા માંડી, તારે તેના થોડાક ભાગના કામનુ ઉપરીપણું જે હાથ આવેલું, તેની મદદથી પાછલો વખત ઘણી સારી સ્થીતીમા પસાર પામેઓ હતો. જરાજીના જનમનુ સાલ તેમના એક નખીરાની ઉમરનો સુમાર પકડી જેમ જાહેર કીધુંચ, તેમ તેવનના મરણનો દાહડો વાર ઇઆદદાસતની ગેરહાજરીને લીધે હીંઆ દાખલ થાઈ શકતો નથી; તોપણ શોધ કરતાં આટલું તો સંભલાએલુંછ કે, તે સાહેબ તરણ દીકરાઓને હસતીમા રાખી ગએઆ હતા; જેઓના નામો વંશાવલીની ટીપ જોવાથી વાંચનારા સાહેબોને જણાઈ આવશે.

જરાજીના તરણ દીકરાઓ મહિલા માતરે વડા શેઠ રતનજીનો જનમ ૧૦૮૯ ની સાલમા થાએલો અટકલાએ છે. જહવેરાતના વરગમા જોડાએલાં નામનુ આ અનમુલું રતન, કોઈ હેવે ચહડતે ચોઘડીએ અજવાલે આવેલું કેહવાએછે કે, તેમના પગોતાં પગલાં આ સરસતીપર પરકાશેઆથી પોતાનુ ઘર સુખી હાલત પકડતું રહેલું. આ ગરહસથના ધંધાની સરૂઆત સાલે ૧૧૦૯ મા વેલાતી સામાણ વેચવાની દુકાન કાહાડી બેઠાથી થાઈછે; અને તેજ રોજગાર વંશેથી પરમપરા ઉતરતો આવીને, આજે તેનાની ચોથી પેહડીના પરીવારો પાશે બે ભાગમાં વેંહચાઇને સચવાઈ રહેલો આપણ સંતોશથી જોઈ શાખીએ છે. શેઠ રતનજી ૭૪ વરસની જઈફીએ પોંહચતાં તરીજા દીકરા રુસતમજીના મરનનો ઘાહ ખાઇને તેની છ મહીના પછે, રોજ ૭ મો માહ ૧૦ મો શેહનશાહી સાલે ૧૧૬૩ ય૦ એ બેહરાતનસીન થએઆ; અને તે વખતે વડા બીજા અને ચોથા મલી તરણ દીકરાઓ હઇઆત રહેલા હતા.

શેઠ રતનજીના હઇઆત રહેલા તરણ દીકરાઓ નામે કુંવરજી, રાનજી તથા હીરજીભાઈ, બાપની દુકાન સાચવીને માન ભરેઓ રોજગાર ચલાવતા હતા; પણ મરણ પાંમેલા રુસતમજીના દીકરા નશરવાંનજીએ પાછલથી પોતાને ખાનગી નામે જે વેપાર કીધો તેની વલાંણ માઠાં બાએગે અવડી ઉતરેઆને લીધે, સાંભલેઆ પરમાણે ૧૧૮૨ ની સાલમાં તેવણ નાદાર થઇ પડેઆ હતા; અને તેજ ગેમમા બારેક વરસ ગીરેફતાર રહીને રોજ ૧૮ મો માહ ૯ મો શેહેનશાહી સાલે ૧૧૯૪ એ ગુજરી ગયા.

આ કુટંબના વડવાઓથી જેમ પરજા ઉપીયોગી કોઇબી કાંમો થાએલાં જણાયાં નથી, તેમજ તેણાની અઓલાદથી ઉતરેલાઓએણી બજાવેલાં ઓળાતાં

નહીં; પણ એક પુરાંની વસતીમા પરએઆત થએલાં પરીવારેએ, તેઓના વડવાથી રચાએલા રોજગારને લાંમબી ઊંમરપર લાવી રાખેઓ, અને તેની જીંદગી વધારે વરસોસુધી નીભાવવાની ઉમેદમા તેઓ મરાગુલ રહેઆય, તેટલી યાદગારી સાથે જે જે ગરહસથો મરણ પાંમેઆં તેઓની નોંધ હીંઆં દાખલ કરીએછે; કારણ કે તે સાહેબો આપણી વસતીમાં એખલાસથી વીટલાઈ રહીને પરજા તરફથી સારો આહ મેલવી ગએલા માલુમ પડેઆછે. આ દુકાંણમા મરહુમ શેઠ અરદેશર્જી કુંવરજીના છોકરાઓનોબી હક તથા ઇલાકો હતો, પણ તેમાથી બધા ભાઈઓ સાંભલેઆ પરમાણે ઈ૦ સને ૧૮૫૧ ના સપટેમબરથી બીલકુલ જુદા પડીને અલાહેદી દુકાંણ કાહાડી બેઠા પછે, તેઓનો વહીવટ જાહાજેવાર નીભી રાએઓ નોહતો.

શેઠ કુંવરજી રતનજી રોજ ૧૧ મો માહ ૭ મો ૧૧૯૦, વરસ ૭૬ ના.
શેઠ એદલજી કુંવરજી રોજ ૨૬ મો માહ ૮ મો ૧૧૮૨ મા.
શેઠ અરદેશરજી કુંવરજી રોજ ૨૬ મો માહ ૭ મો ૧૧૯૫ મા.
શેઠ ફરાંમજી કુંવરજી રોજ ૬ મો માહ ૨ જો ૧૧૯૬ મા.
શેઠ જમશેદજી કુંવરજી રોજ ૮ મો માહ ૯ મો ૧૨૩૪, વરસ ૭૪ ના.
શેઠ હોરમજજી એદલજી રોજ ૨૦ મો માહ ૯ મો ૧૧૯૬ મા.
શેઠ બેરાંમજી ફરાંમજી રોજ ૧૭ મો માહ ૭ મો ૧૨૦૬ મા.
શેઠ મેરવાનજી નસરવાનજી રોજ ૨૪ મો માહ ૪ થો ૧૨૧૩ મા.
શેઠ નસરવાનજી અરદેશરજી રોજ ૨૮ મો માહ ૮ મો ૧૨૧૫ મા.
શેઠ ફરાંમજી મેરવાનજી રોજ ૯ મો માહ ૫ મો ૧૨૨૦ મા.
શેઠ બરજોરજી અરદેશરજી રોજ ૨૫ મો માહ ૨ જો ૧૨૨૧ મા; આ ગરહસથ સ્ટીમર "સુરત" મા સવાર થઈને કરાંચી જતાં, તોફાનથી આગબોટની સાથે ડુબી ગયા હતા.
શેઠ મેરવાનજી અરદેશરજી રોજ ૧૭ મો માહ ૫ મો ૧૨૩૪ મા.
શેઠ નવરોજજી જાંગીરજી રોજ ૨૯ મો માહ ૫ મો ૧૨૩૬, વરસ ૩૯ ના.
શેઠ ફરાંમજી રતનજી રોજ ૩૦ મો માહ ૩ જો ૧૨૪૨, વરસ ૨૫ ના.

વેલાતી અસબાબથી ભરેલી જરાવાલાની નામીચી દુકાંણ આ ટાપુ ખાતે અસલમા એકજ બીરાજતી હતી; જેમાથી મરહુમ શેઠ જમશેદજી કુંવરજીના સાહેબજાદાઓએ સંવત ૧૯૨૧ ના કારતક સુદી ૧ ને રોજે પોતાનો હક તથા ઇલાકો અરસપરસની સહમજુતીએ નોખો પાડીને, તેજ દીને તરણે ભાઈઓના પંતીઆલાપણામા જુની દુકાંણ જે કાહડીય, તારથી આ કુટંબીઓની બે દુકાંણ દુહજતી દેખાએછે; અને તેઓ દરએકના પેટાંમા જે જે દરાવરો ખાતે રાખ્યા ચાલુ રહીય, તેની વીગત હેઠલ જણાવીને, આ પુરાતંમ ખાનદાનના પરમાણીકપણા માટે મુબારકબાદી ચાહતાં તેઓનો ટુક અહેવાલ ખતંમ કરીએ છઈએ.

# શેઠ ફરામજી નોશેરવાનજી પટેલના વડવાઓ, કુટંબીઓ, તથા વારેશો.

- નાનાભાઈ કાહાનજીભાઈ પટેલ મ
  - અણુભાઈ મ
    - ભીમજી મ
      - જમશેદજી મ
        - દાદાભાઈ મ
          - નશરવાનજી મ
            - ફરામજી
              - ધનજીભાઈ
                - પેશતનજી
                - જમશેદજી
              - સોરાબજી
                - દાદાભાઈ
                  - પેશતનજી
                  - જમશેદજી
                - બાપુજી
                - બરજોરજી
                - અરદેશર
              - મેરવાનજી મ
                - અરદેશર
              - મંચેરજી
                - નશરવાનજી
                - જમનજી
              - માણેકજી
                - જમશેદજી
                - બરજોરજી
                - જાગીરજી
                - ફરદુનજી
                - પીરોજશા
            - મેરવાનજી
              - ફેરાતમજી
              - નશરવાનજી
            - હીરજીભાઈ
              - નશરવાનજી
              - ધનજીભાઈ
              - જાગીરજી
        - બેરામજી મ — રતનજી મ — ડોસાભાઈ મ
          - મંચેરજી મ
            - ફરામજી મ
              - મંચેરજી
              - બેરામજી
                - બરજોરજી
          - બરજોરજી મ
          - જહાંગીરજી મ
            - બરજોરજી
              - બેરામજી
              - જમશેદજી
          - (ડોસાભાઈ મ)
            - હોરમસજી મ
              - બરજોરજી મ
                - મનચેરજી મ
    - હીરાજી મ



શેઠ જાગીરજી ફરામજીની કુપણીને હસાબે ચાલતી સાત શાખા દુકાનોના હેઠલ જણાવેલા ઠેકાણા.

| | | |
|---|---|---|
| કરાચી. | પેસાવર. | ગવલપીંદી. |
| | મરીઈલિ. | |
| જેહલમ. | મુલતાન. | સકર. |

શેઠ જમશેદજી કુવરજીના છોકરાઓના હસાગની શાખા દુકાણો ૬ ના હેઠલ જણાવેલા ઠેકાણા.

| | | |
|---|---|---|
| જલદર. | ફીરોજપોર. | અનારકલી (લાહોર તરફ) |
| દીલ્લી. | મીઆનમીર. | શીઆલકેટ. |



## શેઠ જમશેદજી ભીમજી પટેલ તથા તેમનું પરીવાર.

સુરત શેહરને તાબેએ રેણા નામનુ એક ગામડુછે, તાહા નાનાભાઇ કાહાનજીભાઇ પટેલ પોતાના પરીવાર સહીત રેહતા હતા; જેની ચોથી પેહેડીએ ઉતરેલા, અને હાલમા આપણી ટાપુ ખાતે વખણાતા પારશી અતજુમનના બુજોરગ અકાબર શેઠ ફરામજી નોશેરવાનજી પટેલના બાપના બપાવા શેઠ જમશેદજી ભીમજી પોતાનુ ભાગ્યેગ અજમાવાની નેક મોરાદ રાખીને તાહાથી પેહલવેહલા ૫૦ શાલ ૧૦૮૯ મા અતરે આવી વશેઆ; અને તારથી તેમના કુટમીઓની મીલનસારીનો સંબંધ આ ટાપુની વસતી સાથે જોડાઇ રહેલો માલુમ પડેછે

કેહચ કે એ સાહેબે પેહલવેહલા ગામઠી દારની દુકાણ માંડીને પોતાનો વહીવટ ચાલુ કીધો હતો; અને જેમ જેમ વખત પસાર થાતો ચાલેઓ, તેમ તેની કમાનીમાથી તેઆર પછે અગરેજી દારુ કામ ઉપરાત બીજા અનેકતરેહના વેલાતી સામાણનો બેહેલો રોજગાર ફેલાવીઆથી, તે વખત ની ગતી પરમાણે થોડીક મુદતમા એક આબરૂદાર વેપારીમા ગણાયા હતા; અને તેવાજ જાહોજલાલી તેમના વંશસ પરમપરા ઉતરી આવેલી આજતુલીક આપણી નજર હજુર જેવી ખીલતી રહીય, તેવીજ તેની બરકતી આખેરત મુધી ચાહીએછે.

અહીલ કુલથી ઉતરી આવેલા, આ અસરાફ ગરહસથના જનમારાની વીગે વધારે હકીકત સોધ કરતા હાથ આવી નથી; મગર એક સતા ભરેલા દસતાવેજ ઉપરથી તેવણ શાલે ૧૧૩૧ સુધી સાહેક વરસની જઇફીએ પોહચીને આપણી ટાપુ ખાતે હઈઆત રહેલા કહી સખાએછે

જમશેદજીની અઓલાદથી ચાર બેટાઓની જે બખસેસ થઇ હતી, તેમા વડા શેઠ દાદાભાઈ શાલે ૧૦૯૭ મા અને નાધલા શેઠ બેરામજી ૧૦૯૯ મા જનમ પામેલા માલુમ પડેઆછે; અને તરીજા રતનજી તથા નાધલા ડોસાભાઈ વીશે કાઇજ જાણવામા આવેલ નથી. બાપના મરણ વખતે પેહલા તથા બીજા બેટાઓ પુખત ઉંમરના હોવાને લીધે, સાભલેઆ પરમાણે તેઓ સલાહ

સંપજમા રહીને તેમનો ચાલુ રોજગાર રૂડી વરતણુકથી આટોપી લેતાં, વખતના રવઈઆ મુજબ દાદા ગામડીઆ, અને બેહલા ગાંમડીઆને સાધારણ નામે સારી રીતે પરખેઆત થઇ ગયાછે; અને તેની યાદગારીમા મજગાંમ ખાતે, એજ સાહેબોના એકાદ નબીરા પાશે સચવાઇ રહેલી ઘણીજ પુરાંણી વાડી અંદર પરજાના ઉપીયોગ માટે બંધાવેલો "સુરજકુન" ને નામે ઓલખાતો બુલંદ તલાવ હજીસુધી સલાંમતી સાથે ઉભો રહીને, સાબેતી આપતો જણાએછે.

જાંહાંસુધી ઉપલા બેહુ ભાઈઓ વચેનો સંબંધ એખ્લાસમા બેલાઇ રહેઓ, તાંહાં તુલીક સઘલી કીસમનો બોહોલો વેપાર બેરાંમજી દાદાભાઇને નામથી ચાલેઆ કીધો; પણ તેઓ માહેલા વડા શેઠ દાદાભાઈ; રોજ ૧૧ મો માહ ૩ જો કદીમી શાલે ૧૧૬૨ મા, ૬૫ વરસની વએ પોંહચી મરણ પાંમેઆને લીધે, ઘેર સંસાર તથા વણજ વેપાર સંબંધી સઘલો વહીવટ આગલાંજ નાંમથી શેઠ બેરાંમજી ચલાવતા હતા. નરારવાંનજી જારે પુરતી વએ પોંહતા, તારે ૧૧૬૯ મા તે વખતની રીકારડર કોરટથી ધારા પરમાણે અખ્તેઆર નામુ મેલવીને, મરહુમ બાપની મીરાસ પોતાના તાબામા તેનાએ કરી લીધી; અને તે પછેનો રોજગાર બેરાંમજીને નામે જે ચાલેઓ, તે અલબતાં તેમના ખાનગી હીસાબનોજ હોયલો જોઇએ.

અનુભવ ઉપરથી જે અટકલ હમો ધારીએચ, તે જો ચોકસ હોએ તો, વારસાની વાંટણી થવા ટાંકણે ઘણે ઠેકાંણે 'કુટંબ કલેસના જુસાઓ જેમ ઉભરાઈ ઉઠેછે, તેમજ આ એકસંપી સગાઓમા પણ મીનાકીસાની બુરી જડ જે વવાઇ હશે, તેનો ઇઆતો કરીઠ ચહડાવીને, અથવા બેજાંના ખલેલની માઠી અસરથી, કેહવ કે, પોણોશો વરસની જઈફીએ પોંતેલા શેઠ બેરાંમજી છુરીના ઘાહ વડે આપઘાત કરીને રોજ ૨૬ મો માહ ૩ જો કદીમી શાલે ૧૧૭૩ ય० એ મરણ પાંમેઆ; અને તે બાબેની કમકમાટ ભરેલી બાંનગડ ઉઠ્યાથી, આ નામીચાં કુટંબીઓ વચે અપસ અપસમાં ગંથાએલો, એશીપણાનો એખ્લાસ બરેઓ સંબંધ જે છુટો પડઓચ, તે આજ દાહાડા તુલીક પાછો સંધાએલો સંભલાતો નથી.

શેઠ બેરાંમજીના તરણ દીકરાઓ માહેલા, વડા મનચેરજી ૧૧૮૫ ય० મા રોજગારને અરથે કલકતે ગએલા હતા; જાંહાં ૯ વરસ ગુજારેઆ પછે, રોજ ૨૯ મો માહ ૧ લો કદીમી શાલે ૧૧૯૫ એ વરસ ૫० ની ઉમરમાં બેહસતનસીન થયા; અને તેમનો માતરે એકપુરો દીકરો ફરાંમજી, જે ઘણોજ એકમારગી સવભાવનો, તથા સરવે સાથે મીલનસાર હતો, તેપણ આપણી તરફ ૫૫ વરસની વએ પોંહચેઆ પછે, બે દીકરાઓ ઉપરાંત એક નબીરો મેલીને રોજ ૧ લો માહ ૩ જો કદીમી શાલે ૧૨૪૧ ય० એ મરણ પાંમેઆછે. શેઠ બેરાંમજીના બીજા બે દીકરાઓ જે બાકી હતા, તેઓ માહેલા નાધલા જાંગીરજી એક દીકરાને હસતીમા રાખીને, રોજ ૬ ઠો માહ ૨ જો કદીમી શાલે ૧૨૧૮ ને દીને પેઉ વરસમા, અને વચલા ખરશેદજી ૬૫ ની ઉમરે પોંહચેઆ છતાં વગર વારશે રોજ ૨૯ મો માહ ૧૦ મો કદીમી શાલે ૧૨૨૨ માં ગુજરી ગયાછે.

શેઠ જમશેદજી બીમજીના નબીરાઓ માહેલા, નોશેરવાનજી વીશે જે જાંણવા તથા જોવામા આવેછેય, તે ઉપરથી કેહવાની કાંઈજ કશુર રેહતી નથી કે, એ સાહેબના હાથમા જારથી બાપીકી મીરાસ આવી, તારથી કોઈની રીતનો ધંધો ધાપો કીધાવના અઈઆશીપણામાં સઘલો વખત ગુજારવા લાગા; અને તે સાથે મોહોલાં કુટંબનો ખટલો જે માથે પડેલો હતો,તેઓનું પરતીપાલ કરવામા ઘણાક પઇસા મોકલે હાથે ખરચીને વડવાઓનુ માનપાન જાલવતા હતા; જેથી ફરી તેમની પાશેથી દોલત સફાઈ થાઈ; અને પોતે પણ ૭૩ વરસની બુજોરગી વએમા રોજ ૨૮ મો માહ ૧૦ મો કદીમી શાલે ૧૨૧૫ ય૦ એ ફુલગુજાર થાઇને જારે હકની દરઘાએ ચાલી ગયા, તારે તેમની પોઠથી અવતરેલા શેઠ ફરાંમજી, મેરવાંનજી તથા હીરજીભાઇ, મલી તરણ દીકરાઓ ઉપરાંત કેટલીક દીકરીઓ, તથા તેઓને તાંહાં થએલાં છઈઆંઓના મોટાં પરીવાર સાથે મજગાંમની એક પુરાંણી વાડી,* અને કોટ ખાતે પટેલના મોહલા માહેલું એક ઘેર સલાંમત મેલી ગયાછે.



## શેઠ ફરાંમજી નોશેરવાંનજી પટેલ.

પારસી ટોલાના અકાબરોની સંફમાં બીરાજી રહેલા, આ બુજોરગ શેઠીઆનું મુબારક નાંમ જે મથાલે પરકાશેય, તે બખતેબાલંદના જનમનો ચોકસ દીવસ રોજ ૧૯ મો માંહા ૧૦ મો કદીમી સાલ ૧૧૭૩ ય૦ નો જે સાંભલવામાં આવેઓછે, તે દાહાડાને દર વરશે થાતી તેમની સાલગીરી વીશે આપણા વસતી માહેલા ઘણા સાહેબો હરગેજ ભુલતા હશેજ નહી.

બાપીકા અઈઆશી પણાનાં અંમલમાં, આ સાહેબ ઉધરીને જેમ જેમ મોટા થતા ગયા, તેમ તે વખતની વલાંણ પરમાંણે ગુજરાતી, તથા અંગરેજીમા મલતી કેલવણી હાંશેલ કરીને છેક શોલ વરસની ઊંમરે જારે પોંહતા, તારે સાલે ૧૧૮૯ માં મીશીઉઅરસ સાટણ મલકમની કુ૦ ને નાંમે ચાલતી અંગરેજી વેપારી પેહડી ખાતે દર મહીને રૂ૩૦ ના પગારથી ચાકરીએ રહેઆ; જાંહાં કેહચ કે તેમના મરહુમ મીતર શેઠ માંણેકજી પીટીટજી તે વખતે પોતીકા સસરા શેઠ જીજીભાઈ દાદાભાઈના આસરાથી લાગુ પડેલા હતા. આ સાહેબની નોકરી તે વખતે એટલીજ હતી કે, યુરોપ તરફના આવતાં જતાં વાંહાંણો માહેલો માલ માંડવીમાંથી પસાર થાએ તેની ચીઠીઓ, તથા તેને

* એ વાડીની સાંમણે મરહુમ શેઠ દાદાભાઈ ગાંમડીઆએ, જરથોસતીઓને તાંહાંની કીરીઆ મારગના ઉપીયોગ માટે એક અગીઆરી જે બંધાવી હતી, તે મકાણ ઘણુંજ પુરાંણું થયાને લીધે, તેમના નબીરા શેઠ ફરાંમજીએ પોતાની પદરના મુબલક પઇસાથી એક નવી એમારત તેજ જગોપર બંધાવીને તેમા આતસઆદરાંન સાહેબને તખતનશીન કરાવેઆછે; તેની યાદી ધરમનાં મકાંણોની અલાહેદી ટીપમાં દાખલ કીધેલી હવે પછે જોવામા આવશે. નો. લે.

લગતુ સઘળુ કામકાજ કરવુ; અને તે બનાવ કારણસર બે વરસ સુધી તાંહાના દલાલ શેઠ જીજીભાઈની ટેબલ પાશેની એક બેઠકમા બીગજીને ચાકરીએ વનગી રહેના હતા. આ શેઠના સસરા મરહુમ શેઠ બરજોરજી નાનાભાઈ દાવરે સાલ ૧૧૯૧ મા તાહાથી તેનાને કાહડી લઈને પોતાના દસતકમા ચાલતી મી૦ કેંપની કુ૦ ના હાઉસમા લાવી રાખેઆ; જાહા વગર પગારે દરરોજ થાતા માલોના વેચાનની નોધ તેવન પાશે લેવારતા હતા, અને તેવી હાલતમા પાચ વરસ ગુજારેઆ, તેટલા અરસામા જોકે પગાર નહીતો પોતીકા આ દામાદની પરવરેશી પણ તે સાહેબે બખ્શીશ કીધીજ હશે.

શેઠ ફરામજીના સુબ શીતારાએ જારે ચહડતી દસા જોવા માડી, તારે પાચ વરસનો બગ એવી રૂડી રીતે વલવાના નુકતાપર વખત આવેઓ કે, તે વત પોતેભી સવપણે વીચારી નહીંજ હશે. ૧૧૯૬ મા મી૦ કેંપની કુ૦ ને નામનો વહીવટ જારે બેહુ પતીઆનાઓની રાજી ખુસીથી બધ પડ્યો, તારે તેવા વખતમા એક વાહાનો કપતાન નામે ગરેફીથ ફરીથ વેલાત તરફથી રોજ ગારને અરથે હીંઆ આવી લાગો. આ કપતાન શેઠ બરજોરજીની આગલી ઓલેસતાવાલો હતો, તેથી તેની સાથે બદોબસત કરીને પોતીકા વડા દીકરા બમનજી, તથા આ દામાદ શેઠ ફરામજીનુ પતીઆલુ જોડી આપીને, મી ફરીથ બમનજીની કુપનીને નામથી લીલાઉખાના ઉપરાત, કમીસનરૂમ, વેપાર ખાતાની આડતના કામો તથા તેવનાઓના રોજગારની એક પેહડી ઉભી કીધી. સરવે કરતા શેઠ ફરામજીએ પોતાનો બધો વખત એવી રીતે રોકવા માડ્યો કે, સહવારથી તે સજાકાળ થાએ તાહાતુલીક પેહડી ખાતાનો જેબી વહીવટ હોએ, તે મુગે મોહડે, અને ખડે પગે ચલાવતા રહેઆ, અને તેથી કરી દન ઉગત તેનાને નવો નવો અનુભવ જે મલવા લાગો, તેમાજ પોતાની સઘલી મોજ અને મહજા સારી રપેશે સમજતા હતા. અનેક તરેહનો માલ વેચવો, ખરીદ કરવો, અને બાહેરના બીજા ઘણાક દેસાવરો ખાતેના મુબનક ઘરાકો તરફથી આવતા હોકમો અદા કરવા, એટલુજ નહી પણ તે સબધીનો ચોકસ અને સઈ હીસાબ રાખવાનુ માહભારત કામબી તેનાઓજ એખીલે હાથે જે કરતા રહેઆ, તે વાતની કદરને દુકાનદારી કરનારા શેવાએ બીજો કોઈજ બુજી સખે નહીં.

ફરીથ બમનજીની કુ૦ ને નામનુ બોહોલુ કામ બરાબર ૧૦ વરસ વેર ઘણુજ મનમાણુ ચાલેઆ પછે, ૧૨૦૬ મા જારે શેઠ બમનજી મરણ પામેઆ, તારે તેમનો હક તથા ઈલાકો સદનતર નીકલી ગયાથી મી૦ ફરીથની સાથે અ પરમારથી શેઠ ફરામજી જોડાએલા રહીને આગલીજ ધોરન પર વહીવટ તેનાએ ચાલુ રાખેઓ. મી૦ વાલિસ નામનો એક અગરેજ ગરહસથ વેલાતથી આવી પોહતો તેને પણ આ બેહુ ભાગીઆએ સામેલ કરી લીધો, અને તરણ પતીઆ ળાઓની સારી સહમજથી વેહવારબી ઘણો વધી પડ્યો; જે વાતને આઠ વરસ થયેઆ તારે આ પેહડી ખાતેથી મી૦ ગરેફીથે ૧૨૧૪ ની સાલમા પોતાનો હક તથા ઈલાકો છોડી દીધો. લીલાઉ ખાતાનો વહીવટ જે આ તરણ જણા-

ઓની રાસમા ચાલતો હતો, તે મી० ગરેફીથે પોતીકા ભાઇ મી० રાબરત ફ્રીથને બીજા પંતીઆલાઓની મનજુરીએત મેળવી શોંફી આપેઓ, અને તેની સાથે એજ ખાતાંના અસલી કાંમદાર મી० ધનજીભાઈ જાંગીરજી દાવરનું પંતીઆલુંપી જોડી દીધું; પણ બાકીનું બધું કાંમ મી० વાલિસની સાથે આ શેઠ ફરાંમજીએ ચાલુ રાખેલ.

મી० ગરેફીથ કરીથ પોતાનો ભાગ કાહડી લઈને વેલાત ગઆેયા પછે, થોડીજ મુદતમાં આ શેઠે પેહડીનું આગલું નામ બદલીને મી० વાલિસની કુ० રાખેલ અને તેમાથી દુકાંનદારીનો જે ધંધો હતો તે સાબદો કાહાડી નાખીને આ નવે નામની પેહડીનો વેપાર ઓહોળા વીસતારમા વધારી દીધો.

બાર વરસ સુધી મી० વાલિસની સાથે પંતીઆલા પણામાં જોડાઇ રહેઆ પછે, આ શેઠીઆએ તેમાથી ૧૨૨૫ મા પોતીકો હક તથા ઇલાકો છુટો પાડીને, તેની જગોપર પોતાના વડા દીકરા શેઠ ધનજીભાઈનું પંતીઆનું જોડી આપેલ; તોપણ પોતાની મુરબીગીરી ચાલુ રાખી તે પેહડી ખાતાંને નાણાની જોઇતી મદદ કરતા રહેઆ.

મી० વાલિસની કુંપનીનો વહીવટ ભાગીઆઓની રાજી ખુશીથી ૧૨૩૨ મા બંધ કીધો; અને તેજ સાલમા મી० જાન શાંડસ નામનો એક અંગરેજ ગરહસથ વેલાતથી જારે આવી પોહોતો, તારે તેની સાથે પોતાના બે દીકરાઓ નામે શેઠ ધનજીભાઇ તથા શેરાબજીને પંતીઆલાપણામા લાગુ પાડીને, પોતીકા વગથી મી० ફરાંમજી શાંડસની કુંપનીને નામે પેહલા વરગની પેહડી ચાલુ કીધી; અને તેજ નાંગથી તેનો વહીવટ ફેલાવો પાંગીને અતાર તુલીક સારા પાયાપર સચવાઈ રહેલો સંભલાએછે.

આટલી હકાએત ઉપરથી માલુમ પડી આવેછે કે, શેઠ ફરાંમજીએ તરીસ વરસ તુલીક પરમાણીકપણું વાપડીને વેપારી મંડલીઓમા નીતીને સારી આંટથી સાચવી રાખતાં અથાગ મેહનત જે કીધી, તેના બદલામા બારે હકતાલાએ તેનાને ઘણી દોલત બખશીછે; અને તેહવી સકમાઇનો કેટલોક ભાગ સકરમીપણાથી સખાવતનાં કાંમોમા પોતાને મુંગે મોહડે, અને વગર ધોંધાટે જે બખશેલો ઓલાએછે, તેજ તેનાની બુજોરગીને બહુ છાજતો માલુમ પડેછે.

આગલા વખત પર આ ટાપુ ખાતે મોતેબર કેળવણીના કસાએ ફીરણો પરકાસતાં ન હોવાને લીધે, આ શેઠ જોકે તેહવો અભેઆસ પાંમી સએઆ નોહતા; તે છતાં જારે તેનુ બીઈ વવાએલ તારે કેળવણીની અસુલીઅ ખાંત માહેલ અખુટ ખજાનો જેમ પોતીકાં ફરજંદોને, તેમજ ભાઇભેંહુઓના બાલકોનેબી મેલવી આપવાના ઉપાએ સારૂં, આપણા કેટલાક શેહરી શેઠીઆઓની સાથે પેહેલવેહલા મેદાંન પડઆ; અને તેજ દાહાડાથી તેનાની નેક નામીનો આવાજ સઘલી તરફ ફેલાતો રહેઓછે. જે જે કીસમની જાહેર સખાવતના શુભ કાંમોમા પોતીકો સખીદસત આ શેઠે જે લંબાવેઓ, તેની વીગત જોકે હમારી ધારના મુજબ સંપુરન જણાતી નથી, તોપણ જેટલી હાથ આવી તેને અતી ઉપીયોગી સહમજીને હેઠલ જાહેર કરીએછે.

૧૨૦૪ મા, આપણી ટાપુ બાતે "નેટીવ એજુકેશન સોસાઈટી" નામની દેશી બાળકોને ગુજરાતી, મરાઠી તથા અંગરેજી શીખાડવા સારૂં સરકારના સંબંધમા ચાલતી સ્કુલની થાપણ વધારવા માટે જે હુંદરાનું થયું તેની ટીપમા આ શેઠીઆએ પોતાની શામેલગીરી રાખીઆ ઉપરથી દર શાલે ગરીબના ચાર છોકરા સુધી તેનાંની ચીઠીથી શીખવા માટે વગર લવાજમે દાખલ કરવાનો હક મેલવેઓ હતો, અને તેના બદલામા પરથમના પોહાક વરશો પેર દર શાલે રૂ ૧૨૦ લેખે, અને તે પછેના કેટલાક વરસો સુધી દર રૂ ૬૦ લેખે આપતા હતા, પણ તેની પુઠેના પાછલાં કેટલાક વરસોથી આજ દન તુલીક રૂ ૩૦ લેખે જે અપાએછે તે સઘલાનો એકદર સરવાલો . .. .. ૩,૦૦૦

૧૨૦૪ મા, આખના દરદીઓની દવા કરનારો નામીચો ડાકટર જેફરસન વેલાત ગયાને લીધે, તેની જગોપર કોઈ નહીં રહેઆથી જે લોકો બહુ હેરાન થતા હતા, તેઓના સબાબ માટે વેલાત તરફથી એજ શાલમા આવી પોચેલા ડાકટર લાકવરધીની નોકરી સાચવી લેવામા આ સાહેબે પેહલવેહલી આગેવાની હાથ ધરીને તેના ફંડમા ભરી આપેલા... .. ૨,૦૦૦

૧૨ ૪ મા, સરકારની આગેવાની હેઠલ ધોબીતલાવ આગલ ચાલુ કીધેલી "નેટીવ ડીસપેનસરી" નામના દવાખાનાની મદદ માટે આપેલા. ૧,૦૦૦

૧૨૧૫ મા, પોતાના મરહુમ બપાવા દાદાભાઈ ગામડીઆએ મજગામ બાતે જરથોસતીઓને લગતી કીરીઆ માટે એક અગીઆરી બધાવેલી હતી, તાંહા (પડોસની બીજી જગેઆ લઈને) સારા પાયાપર એક એમારત ઉભી કરાવીને, તેમા ૧૨૧૫ ના કદીમી ઓરદાદ મહીનાને ઓરદેદ રોજે આતસ આદરાન પરથેઆ તેની ઉપર સઘલા મલી ખરચેલા .... ૨૫,૦૦૦

એજ એબાદતખાંનાને સારી હાલતમા રાખવા, તથા દર શાલ ટેલ, કાથી, ઉપરાંત ધરમને લગતી કીરીઆ કરનારા મોબેદોનો પગાર તથા તેવનાએ અગત જોગ જથુક ખરચ દર શાલે રૂ ૧૦૦૦ જે થાએચ, તે આ સાહેબ પોતાને ખજાનેથી પુરો કરતા રેહચ તે ઉપર શાલે ૧૨૧૫ થીતે ૧૨૪૩ ના રોજ ૧૧ મો માહ ૩ જો કદીમી સુધી* વરસ ૨૮ મા ખરચાએલા કુલ . ૩૩,૬૦૦

* આ કારણ માટે એ સાહેબે પરથમથીજ એક વજીફો અથવા સરકારી નોટ અલાહેદી કાહડી આપી હોતતો, તેની ઉપજમાથી સઘલો ખરચ નીકલેઆ છતા તેટલીજ પુંજી કાએમની ગણાતે; પણ તેમ નહીં બનેઆને લીધે જોકે ઉપર જણાવેઆ પરમાણે મુદલ ઉપરાત વધારે ખરચાઈ તો ચુકાછે; અને તેમની હઈઆતીને બારેહકતાલા બરકરાર રાખશે તાહા તુલીક બીજા જે ખરચાશે તે જુદા વીચારી, આ બુજોરગ શેઠીઆને હમો એટલીજ એલતેમાસ કરીએચ કે, આ પવીતર કેબલાના જથુક નીભાવસ માટે એક થાપણ અલાહેદી કાહડીને ટરસટપણામા સોંફી આપે તો તેની ઉપજમાથી હાડુ શુભકામ સદા સંપુરણ થાતું રેહશે. ના. લે.

ઇરાંન દેશના ગરીબ જરથોસતીઓ ઉપર તાંહાંના ઇસલાંમી રાજ તરફથી નખાએલા જજીઆના જાલમી કરના ભરના માટે, તથા તેઓના છોકરાંઓની પરવરેશી સાથેની કેળવણી આપવા માટે તાંહાં હુશડકિલી બોરડીંગ સ્કુલની થાપણ જે અતરે ઉભી કીધી હતી, તેમાં તથા બીજી ખાનગી રીતે આ સાહેબે સરૂઆતથી ઘણી દીલસોજી ભરેલી આગેવાંની લઇને બેરણ બેરણે આપેલા કુલ.................. ૧૫,૦૦૦

૧૨૧૮ માં "સ્ટુડંટ્સ લીટરેરી અને સાયનટીફીક સોસાઇટી" ના સભાસદોની આગેવાંનીથી, જરથોસતી શેઠીઆઓ જણ ૪ ની મદદ મેલવીને સઘલી વરણની છોકરીઓને ગુજરાતી ભાશાનુ ગનાન આપવા માટે પેહલવેહલી એક સ્કુલ ઉઘાડી, તેમાં આ સાહેબે અબબાજાદીઓનાં ભલાં કાજે મુખીય ભાગ લીધો હતો; અને તેની થાપણમા પેહલવેહલાં ૧૫૦૦ રૂપીઆ ભરી આપેઆ હતા; પણ તે વાતને આથેક વરસ વહી ગયા પછે કોઈ કારણથી જરથોસતી છોકરીઓનો વરગ નોખો પાડીને તે સ્કુલો આ શેઠીઆએ પોતાના હસ્તકમાં લીધા પછે હજી-સુધી જે ચાલુ રાખીછે તેમાં વખતે વખત કીધેલી મદદના.. ૧૫,૦૦૦

આપણી ટાપુ ખાતે વીક્ટોરીઆ મીઉજીઅમ તથા ગારડન ઉભી કરવા માટે થએલાં હુમરાંણાની ટીપ મધે વારંમવાર ભરી આપેલા કુલ.................................. ૧૨,૦૦૦

કેટલીક જગોએ ચાલેલા દુકાલ ટાંકણે દેશાવરો ખાતે મોકલી આપેલા અથવા હુઘરાંણાંની ટીપમા ભરેલા કુલ ...... ૧૦,૦૦૦

નોસારી ખાતેની જરથોસતી મદરેસાને આપેલી મદદમા...... ૩,૦૦૦

છાસટીમાહેલાં પાહારી ગાંમ આગલ રેલવેના મઠક પાશે લોકોની સગવડ માટે એક ધરમસાળા બંધાવી આપી તે ઉપર ખરચેલા.. ૫,૦૦૦

૧૨૨૧ માં, પેહલવેહલી બોમબે આસોસીએસન નામની સભા પર-જાનાં સંભાલ માટે અતરે ઉભી થઇને ચાલુ રહી તાંહાં તુલીક દર સાલ રૂ ૨૦૦ લેખેનો લવાજમ આપેઆ કીધો તેના રૂ ૨,૦૦૦ તથા હુઘરાંણાની ટીપ પેહલાં ફરતી થઇ હતી તેમાં ભરી આપેલા રૂ ૨,૫૦૦ મલીને એકારણ માટે અપાએલા. ૪,૫૦૦

૧૨૨૧ માં, સઘલા જરથોસતીઓના હુઘરાતથી કોટ ખાતે ડાકટર બરજોરજી દોરાબજી ડોપરના ઉપરીપના હેઠલ પેહલવેહલું ધરમનુ દવાખાનુ ઉભું કીધામા આવેલું, તેમા વારંમવાર ભરી આપેલા કુલ........ ............ .... ૨,૦૦૦

૧૨૨૮ માં, શીતારેથી મામલેસવર જવાના રસતાની વચે મેહરા ગાંમમા મુસાફરો અથવા શેનઘાહ કરવા જનારાઓનાવીસાંમા સારૂ એક ધરમસાળા બંધાવી તે ઉપર ખરચેલા રૂ ૧,૨૦૦

તથા તેની જાયુક મરાંમત માટે ખેતીવાડીની એક જગેઆ ઉપરાંત દર શાલે રૂ ૫૦ લેખે આપતા રેહ્યા તેના આજ દન સુધી ખરચાએલા રૂ ૭૦૦ મલી કુલે અપાઈ ચુકેલા.... ૧,૯૦૦

૧૨૨૮ માં, ખેતવાડી મધે સઘલી વરણના છોકરાઓને અંગરેજી, ગુજરાતી અને મરાઠી ભાશાની કેળવણી આપવા માટે એક સ્કુલ લાએકનુ મકાંન જે વેચાતું લીધું, તેના રૂ ૫૦૦૦ અને તેની ઉપર બે મજલા ચહડાવીને બીજું બાંધકાંમ કીધું તેની લાગત રૂ ૫૦૦૦ મલી જુમલે ........................ ૧૦,૦૦૦

એ સ્કુલ મધે શીખવા આવનારા છોકરાઓ પાશેથી રૂ ૦॥ થીતે રૂ ૧ સુધી દર મહીને લવાજમો લીધામાં આવેચ, તે ઉપરાંત જાયુક ખરચની ખોટ પુરી કરવા માટે પેહલાં ૧૦ વરસ સુધી દર સાલે રૂ ૧૦૦ થી ૧૨૫ સુધી આપતા હતા, અને તે પછેથી તે આજ દન સુધી દર વરશે રૂ ૫૦ લેખે અપાએછે તે મલીને સઘલા ........................ ૧,૪૦૦

૧૨૨૮ માં, ફોરટ ઈમરૂવમેંટ લાઈબ્રેરી નામના કોટના પુસતક ખાંનાની મદદ માંટે આપેલા........................ ૬૦૦

સરકારના આસારા હેઠલ વાંદરા મધે ધરમનુ દવાખાનુ જે એજ સાહેબના વહીવટ હેઠલ ચાલુ રહેલુંછે તેમાં આપેલા...... ૧,૫૦૦

શેલર હોમ બાંધવાના હુંડરાંણામાં ભરેલા ................ ૫૦૦

મામલેશવર મધે એક ધરમશાળા બંધાવી, અને તેને હમેસાં સારી હાલતમાં રાખવાના ખરચની રકમ સરકારને સવાધીન કીધી તે ઉપર કુલે લાગેલા ........................ ૫,૦૦૦

એજ જગેઆના રેહવાશીઓને પાંણીનુ સદા સુખ મલવા માટે એક બંદ બંધાવી સરકારના સવાધીનમાં આપેઓ તે ઉપર ખરચેલા........................ ૫,૦૦૦

૧૨૩૦ માં, રોજ ૧૧ મો માહ ૩ જો કદીમી, બાબદ ગોદી ખાતાંના ગરીબ સુથારોને થોડો મુસારો આપવા માટે હુંડરાટથી ઉભી કીધેલી થાપણમા વીએસ મદદ મેલવી આપવાની મતલબથી મરહુમ વાહડીઆ નવરોજજી જમશેદજીના પુન સારૂ એક ફંડ થએઊ હતું તે મધે ભરેલા ................ ૭૫૦

૧૨૩૩ માં, રોજ ૧૪ મો માહ ૫ મો કદીમીએ, કદીમી ટોલાના વડા દસતુરને જાયુકનો મુસારો બાંધી આપવા કાજે થએલાં હુંડરાંનામા આ સાહેબે સખી દીલથી આપેલા ........ ૧,૦૦૦

૧૨૩૭ માં, બોંબે આસોશીએસનની સભા કોઇકસંજોગથી બંધ રહી હતી, તે હાંનરેબલ શેઠ મંગળદાસ નથુભાઈ શી. એસ. આઈના ચારનશીનપનાંમા તા૦ ૧૪ મી ડીસેમબર ૧૮૬૭ થી પાછી ચાલુ થઇ તેના નીભાવસ માટે એક અધીકારી તરીકે દર

| | |
|---|---|
| શાલ રૂ ૧૦૦ લેખે જે આપતા રેહ્યા તેના આજ દન સુધી કુલે વરસ ૬ ના અરસામો અપાએલા.............. | ૬૦૦ |
| આપણી ટાપુ ખાતેના સઘળાં પુસતકખાનાંઓમાં એ સાહેબે વારંવાર કીધેલી મદદનો એકંદર સરવાલો રૂ ૬૦૦૦ નો કેહવાએછે અને તે ઉપરાંત કોટ ખાતેની "ફ્રેરટ નેટીવ લાઇબરેરી" ને દર મહીને રૂ ૧૫ લેખેનો લવાજમો અપાતો રેહ્યા તે જુદો. | ૬,૦૦૦ |
| માતબર પારશીઓના છોકરાઓને ઊંચી કેળવણી આપવાંના હેતુથી કોટ મધે એક "પરોપરાઇટરી સ્કુલ" પરથમ ઉભી કીધી હતી તેના નીભાવ સારૂં થએલાં ફુધરાંણાની ટીપમાં આ શેઠીઆએ ભરી આપેલા .............................. | ૧,૫૦૦ |
| ઈરાંન દેશના લાચાર જરથોસતીઓ હીંઆં આવી વશેઆચ, તેઓની પરવરેશી કરવાનુ ખાતું આજ ઘણાક વરસોની વાતપર પેહલ વેહલું ચાલુ થએલું, તારથી આ માનવંતા શેઠે પોતાની ઉદારતા બતલાવીને, તેના વહીવટમાં સાંમેલ રહેઆ ઉપરાંત વખતે વખત નાણાની મદદ આપતી કીધી તેનો એકંદર સરવાલો .................................. | ૨૦,૦૦૦ |
| ચીમોરથી અણીક નામના પોતાના ગાંમ ઉપર જવાનો રસતો પરથમ ઘણીજ ખરાબ હાલતમાં હતો, તેની વચે આવેલાં મારવલી, વારવલી, અને માહવલના રેહવાશીઓને જે ઘણી હેરાંનગતી પડતી હતી તે મટાડી આપવાના હેતુથી આ સખી નરે એક રસતો બંધાવેઆ અને કુવો ખોદાવેઆ તે ઉપર સઘલા મલી ખરચેલા ....................... | ૧૨,૦૦૦ |
| એ ઉપરાંત કેટલીક કીસમના ખાતાંઓ જેવાં કે, સેંટપાલની ધરમશાળા, વેલાત તથા હીંદની જુદી જુદી જગોએ પડેલા દુકાલ વખતે, ગરીબ લોકોની પરવરશી સારૂં તથા તેઓને પરણાવી આપવા, જુદી જુદી જગોએ ઈનસાંનોની પેઆસ મટાડવા માટે કુઆઓ, અને ઢોરો માટે અવારાઓ બાધી અપાવેઆ, પાંજરાપોલના ઢોરો માટે મદદ મોકલી, કેટલાક દેશાવરો ખાતે બંધાએલાં દેવખમાઓ, અને દરેમેહરોની મદદ માટે, સુરતના ગરીબ રેહવાશીઓને પગાર બાંધી આપેઆ, મુંબઇ ખાતે શીખનારા ગરીબોને પગારની મદદ આપી, અને તેવણાએ ઘણીક બાબદોના જાહેર કાંમોમા કીધેલી સખાવત સંબંધી જે જાનવામા આવેલીઅ, તેની સંખેઆનો સુમાર...... | ૧૦૦,૦૦૦ |
| કુલ રૂપીઆ | ૨,૯૮,૮૫૦ |

આડતરીસ વરસના અરસાની અટકલ મુજબ આ શેઠીઆની જાહેર સખાવતનુ જે પરીણાંમ ઉતરેલું જણાએછે, તેમા જો કદાપી તેમના લાગતા

વલગતા કોઈબી સાહેબ પાશેથી ચોકસ વીગતનો પતો મલેઓ હોત, તો એથીબી કાંઈ વધારે રકમ અજવાળે આવી રાખતે; પણ સાભલેઆ પરમાણે આ શખી નેરે અદા કીધેલી ફરજનુ રણરંગિકું વજાડવવાનો કોઈબી હેતુ અસલથીજ રાખેઓ નથી, તે છતાં આટલી બીના જાહેરમા જણાઇ ચુકેલી હતી, તેજ માતરે હાથ કરી લઈ અતરે નોધો રાખવાનુ ધટારત જોયુંછે.

આ શકરમી શેઠીઆ પાશે જેટલી મીલકતોની માલકી હોય, તેની ખરી બાતેમીતો તેવણ જાણે; પણ છાસતી તરફ કેટલાક ફુહુજતા વછકાઓ જાહેરમા જે માલુમ પડેચ, તેની વીગત હેઠલ જણાવેઆ પરમાણેછે.

ચીમોર તરફ જવાના રસતાની જમની બાજુએ માહવલની પડોસમા દરીઆ કીનારાપર આવેલું અણીક નામનુ ગામ જે પરથમ શેઠ બેરામજી કાવસજી બનાજી પાશે હતું, તે તેમના ગુજરેઆ પછે ૫૦ ૧૨૦૬ મા સરકાર પાશેથી દર શાલે ચોકાની રકમ આપતી કરી ઇજારે લીધુંછે.

માનખુર્દ તથા માનખુદ નામના બે ગામો ૧૨૦૭ મા ખરીદ કીધેલા માલુમ પડેછે.

તુરંભાતી પાશે આવેલું બોરલું નામનું ગામ જે પરથમ શેઠ ધાકજી દાદાજીની મીરાસમા ગણાતું હતું, તે તેના માંગનાગઓને હસાબે ૫૦ ૧૨૧૯ મા કોરટ તરફથી જારે લીલાંઉમા વેચાએણ તારે લઈ લીધુંછે.

આ ચાર ગામોનો ભોગવટો શેઠ ફરામજી ઘણીજ રૂડી વરતણુકથી કરતા માલુમ પડેછે; અને હાવા નેકબખત શેઠીઆનુ પગલું જારથી તાંહાં દાખલ થએલુંચ, તારથી તે તરફના રેહવાશીઓની બરદાસત પણ સાંભલેઆ પરમાણે સારી રવેશે લેવાએછે; માટે તેઓના આશીરવાદથી પરમ કુરપાળુ પરમેસવરની બખશેસબી તેમની આબાદીમા સદા સમાઇ રેહવી જોઇએ.

જારથી આ સાહેબ પરજાની પીછાંનમાં આવેઆચ, તારથી કોઇબી સખશે તેણાની બાંનગી, અથવા જાહેરાંત મોલાકાત લીધી હશે; અથવા કાંઇબી કારણનો સવાલ નાખેઓ હશે, તો, તેની સંગાથે ગંભીરાઈ બતલાવીને તેનુ કામ રૂડી પેરે સરંણજાંમ ઉતારી આપવાથી હરગેજ પછાત રેહેલા સંભલાયા નથી.

જેહવી રીતે સરકી, તથા સોદાગરી મંડલીઓમા આ સાહેબ મસહુર થઈ રહેલાછે, તેમજ સરકાર દરબારીઓમાંથી વખતે વખત સારું માંન મેલવતા જણાએછે. સુલેહના અમલદારનો નાંમીચો ઓહદો પણ આ સાહેબ આજ ઘણાક વરસોથી ધરાવતા આવેઆચ, અને તે ઉપરાંત ધારા બાંધનારી પવીતર સભામાં પારશી અધીકારીની ખાલી પડલી જગેઆ શાલે ૧૨૩૫ મા નામદાર સરકારે આ સાહેબને જે એનાએત કીધી હતી, તાંહા બે વરસ સુધી "ધી હાંનરેબલ" ના એલકાબ સાથે મોટા દબદબાથી બીરાજેઆ હતા; અને તે મુદત પસાર થયા પછે જઈફીએ જીંદગી પોંહચવા આવેઆને લીધે, બીજીવાર મલતી બેઠકને ઘણીજ નમનતાઈની શહે નાકબુલ રાખીને ૧૨૩૭ માં પોતીકો અધીકાર રાજી ખુશીથી છોડએ હતો.

પારશીઓને વાસતે વારસાહીસા, તથા લગન તલાકના સતા ભરેલા ધારાની જે ખુટ હતી, તે આપણી નામવર સરકાર પાસેથી સંમપુરણ રીતે માંગી લેવા માટે આ ટાપુ ખાતે એ અશીલ કોમની નાહની મોટી અનજુમન ભેગી થઈને તેમાંથી ચુંટી કાહડેલા સભાસદોમા* પરથમ શેઠ માણેકજી નોશીરવાનજી પીટીટને સરનશીન ઠેરવેલા હતા; પણ તે સાહેબ શાલે ય૦ ૧૨૨૮ મા ગુજરી ગયા ઉપરથી તેમની ખાલી પડેલી જગેઆ, અનજુમનના અનુમતથી આ માનવંતા શેઠને રોજ ૩ જો માહ ૧૦ મો કદીમી શાલે ૧૨૨૮ ને દીને સપુરદ થાઈ, તારથી તે ઉપલા ધારાઓ બંધાઈને અમલમા આવેલા પછે રોજ ૧૮ મો માહ ૫ મો કદીમી શાલે ૧૨૩૮ મા એ સભાનુ કાંમ સમાપત થયું, તાંહાં તુલીક ૧૦ વરસની મુદતમા ઘણીવાર મલેલી સભાની શેવા આ શાહશીક શેઠીઆએ પરમુખની બેઠકે બીરાજીને ઘણી સારી રવેશે બજાવેલા કીધી હતી, તેટલી યાદગારી જરૂર કરી હીંઆં નોધી રેહવી જોઈએછે.

આપણા જમાને હાતંમ શાર જમશેદજી જીજીભાઈએ પારશીઓને વાસતે કીધેલી સખાવતના ધરમ ખાતાંઓનો વહીવટ ચલાવનારા અધીકારી મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇની ખાલી પડેલી જગેઆ, તે મંડલીના હઈઆત રહેલા બીજા સાહેબોની પસંદગીથી આ શેઠ ફરાંમજીને રોજ ૧૭ મો માહ ૧૧ મો કદીમી શાલે ૧૨૪૧ થી જે સપુરદ થઇચ, તારથી તેમા બીરાજીને તે ખાતાંઓનો વહીવટ પણ રૂડીપેરે બજાવતા સંભલાએછે.

આ બુજોરગ શેઠીઆ સરવે પરકારનુ સુખ જોતા જારે જઈફીએ પોંહતા, તારે ભગંદરના ભએંકાર દરદને ભોગે એવાતો ચહડેલા હતા કે, તેમાંથી બંચવાની આશેઆ બીલકુલ રહી નોહતી; પણ પરવરદેગારની પીરોજગરીથી કાબેલ તબીબો જે ટાંકણાસર મલી આવેલા, તેઓની રૂડી તદબીર કારગત લાગાથી, લગભગ બે મહીને આ એકમારગી શેઠ અસલી તનદરોસતી પાંમેલા; અને તે સાહેબને હવડાં પાછા શુખાકારીમા આવેલા જોઇ પારશીનો કીરકો જે શોકર ગુજારેચ, તેમા આ નોંધ લેનારબી ભાગ લઇ તેવણની હઈઆતીને દરાજી ચાહેછે.

---

## શેઠ ધનજીભાઈ ફરાંમજી પટેલ.

શાકરમી પીતાઓને તાંહાં સરજાએલા સેંકડો સપુતોની સંકમા બીરાજતા આપણા માનવંતા બુજોરગ અકાબરના આ વડા વીરાનો જનમ શોધ કરતાં, રોજ ૨૫ મો માહ ૧૦ મો કદીમી શાલે ૧૧૯૨ ય૦ એ મુબારક થએલો જે માલુમ પડેઓચ, તે હસાબે ૫૦ વરસની ઉમર તેનાએ રૂડીજ વરતણુકથી પસાર કીધેલી કેહવાએછે.

---

* એ સભા શાલે ૧૨૨૪ ય૦ એ પેહલવેહલી સરૂ થઈ તેજ વખતથી આ શેઠબી એક અધીકારી તરીકે દાખલ થએલા હતા. નો. લે.

આ શેઠીઆના જનમારાનો અહેવાલ બે ભાગમા જાહેર કરવાની ફરજ એટલા માટે પીઆરીએચ કે, એક શુખવાળી કુટંબના બચાંએ ઉપરથી વએથી બાબાપ તરફના લાડને તરક કરી વીદેઆનુ બલ મેલવવામા મસગુલ રેહવા માંડયુ; અને તેનો ઉપોયોગ જેમ પોતાના ખુદ લાભસર વાપરવા લાગા, તેમ પરજાની શેવા બજાવેઆથીબી હરગેજ ફરાંમોસ થયાજ નથી; માટે તેવાં કારણો એક બીજાથી અલાહેધાં પાડીને તે માહેલી તેમની થોડીક ફીલશુફી બાબદ સરવેથી પેહલાં અજવાલે આણવા સારૂં વાંચનારા સાહેબો પાશે રજા માંગીએછિ.

એવું જાંણવામા આવેછેઅ કે, આ શેઠ જારે ૧૨૦૫ થી ૧૨૦૯ સુધી ખાનગી સ્કુલમા માહભારત કેળવણી પાંમતા હતા, તેજ વખતથી જરથોસતી ધરમ સંબંધી તકરારો ચલાવી, તથા તે ઉપર રેસાલાઓ લખીને પોતાના ગનાનની અજમાએસ જાહેરમા આપી હતી; અને તે પછે વરતમાન પતરોમા "આપએખતેઆર" તથા "જરથોસતી" એવાં છુપેઆં નામે એજ ધરમને લગતી માકુલ બાબદોપર ચરચા ચલાવી તેની પવીતરાઈ પરકાસતી કરતા હતા.

માજી "બોંબે ટાંઈમસ" ના કાબેલ અધીપતી ડાકટર બીઉસત, પારશીઓના પેગંબરની હસતી વીશે વાધો ઉઠાવીને ઈ૰ ૧૮૪૯ થી ૫૧ સુધીના કેટલાંક પતરોમા સખ્ત બરેઆં લખાનો જે કરેઆ કરતો હતો, તેની સાંમણે આ બુંધી શેઠ ધનજીભાઇએ સુનાની, રોમેન, જરમેન, ફરેંચ, લાટીન, હીબરૂ તથા અંગરેજી ગરંથોના આધારથી ઘણાક દાખલાઓ આપીને હજરત જરથોસતની હસતી દુનીઆંને દરમેઆન જારે દેખાડી દીધી, તારે મજકુર ડાકટર એવોતો કાએલ થયો કે, તે પછે હાવી બાબદમા તેણે એક હરફ વઠીક ફરીથી કાહડુ-આજ નોહતો.

પારશીઓને એબાદત કરવાના અવસતાઓ, જે જંદ બારામા હોએચ; તેનો પેહલવેહલો અભેઆસ આ શેઠે ૧૨૧૨ ને શાલથી કરવા માંડયો; અને તેપછે જુજ વખત પસાર થતાં તે બારાને ગુજરાતીમા સેહમજવાની શેહલ રીત "કમપારેટીવ ફાઈલોલોજી" ના ફાએદાથી ઉકલાવવા માટેની સોધ ઉપર સરવેથી પેહલવેહલું ધીઆણ, સારી સતાથી સાંભલવા પરમાણે તેનાએ આપેલુ હતું; અને બનતી કોશેસથી આ વીદેઆનુ કઉઅત પુખત રીતે હાથમા જાહ-શેઆ પછે તે બાબે યુરોપખંડના ઘણાક આલમાઓની સંગાથે ૧૨૧૪ ની શાલથી સંધેસાઓ ચલાવીને પોતીકા અભેઆસમા અછો વધારો કરી લીધો; અને તેનો લાભ કેહચ કે, પોતાની પાશે સંતાડી રાખેઆ કરતાં તે વખતના ઘણાક દસતુરો, મોબેદો, તથા બેહદીનો વીગેરેને તે વીદેઆની ખુબી બતલાવા લાગા; એટલુંજ નહીં પણ "સર જમશેદજી જીજીભાઈ ફીલાસોફીકલ ઈનસટીટુસન" નામની એક જાહેર સભામા ઈરાંની અસલી બારાના પુરાતંમપણા વીશે જારે વાએજ કરી દેખાડી, તારેબી "કમપારેટીવ ફાઈલાલોજી" ની બાબદને આ ગરહસથે વીસતારી સહેમજાવી હતી. એ વખતપર તાંહાં હાજર રહેલા ઘણાક વીદવાનો ઉપરાંત સભાના પરમુખ ડાકટર ફરેજરે આ બાહોસ બુધીવાન અ-ભેઆશીને સારી શાબારી આપી હતી.

એજ સમાપર કેહચ કે, જરથોસતી ધરમ સંબંધી ચાલતી ભાંજગડો વીશે દસતુરો, મોબેદો તથા પડેલા બેહદીનોની ખાનગી મંડલીઓ જે મલતી હતી, તેની બેઠકમા પણ આ શેઠ ખીરાજીને "કમપારેટીવ ફાઈલાલોજી" ના ગનાનનુ પુખ્તન બળ તેઓને બતલાવેલ હતું, તે વાતને આજે જોઈશું તો પા શદીથી વધારે વરસ વહી ગયાંછે.

ઇરાનવેજના હાજીઆબાદ બોહમાથી મલેલી ઘણી પુરાણી તખતી જારે હીંઆં આવી હતી, તારે તે ઉપરના અસલી હરફો આ અભેઆશી ગરહસથે ય૦ ૧૨૧૭ અથવા ૧૮ મા મોટી ઉલટ સાથે પેહલપેહલાં ઉકલાવીને તેનો તરજુમો અતરેની "રાએલ એશીઆટીક સોસાઈટી"ને સપુરદ કીધો હતો; જેની તપાસ સાંભલેઆ પરમાણે તે માહભારત મંડલીના વીદવાન મેમબરોએ ઘણીજ બારીકીથી કરીને, પુરાતમ વખતની ભાશાનુ ઉકલાણ ખરું ઠેરવેલ હતું. આ ઉકલાણને છપાવી જાહેર કરવાની ઘણી મરજી થાઈ, પણ કેહચ કે તે વખતપર પેહલવી હરફોના ડીબાં મલી નહીં આવેઆને લીધે, ધારેલું કામ બની સખેલ નોહતું.

એજ વરસમા "વજર કરદદીની" નામની કોઇ પેહલવી કેતાબ પુરાતમ જમાનાની હોએ, એવાં રૂપથી જાહેરમા આણીને નામદાર સર જમશેદજી જીજીભાઈ તરાંનસલેશન ફંડને ખરચે છપાવા માંડેઆ વીશેની વાત, જારે આ ગરહસથને માલુમ પડી; તારે તે કાંઈજ નહીં પણ પાછલા વખતની બનાવટ થએલી તેનાએ સાબેત કરીને, તેનુ અસલીયતપણુ હવા ઉપર ઉરાડી દીધું હતું; અને તેથી કરી સાંભલવામા આવેલચ કે, તે બનાવટ ભરેઆં પુસતકની સેંકડો નકલો છપાઈ ચુકેઆ પછે, પંચાતના તોશાખાનામા ઉધાઈના ખોરાક માટે પડી રહીછે.

આ કાબેલકવીએ જંદબારાની ફરહંગ (જેને અંગરેજીમા ડીકસનેરી કહેછે) અંગરેજી તથા ગુજરાતીમા બનાવવાની સરૂઆત ૧૨૦૯ થી ચલાવીને લગભગ બાર વરસે વગર પોંગાટે પુરી કીધી હતી; અને તેની પુઠે "ધી ઓરીજીન એંડ આઉનતીશીટી આવ એરીયન ફેમેલી લાંગવેજીસ" નામની એક ચોપડી તેના પાછલા વધારાની નોટો સાથે અંગરેજીમા બનાવીને, તે બેહુ ગરંથમા "કમપારેટીવ ફાઇલાલોજી"ના કાએદાની ખુબી સંબંધી ઘણા મોતેબર દાખલા સારી કાબેલીએતથી દેખાડી આપેઆ હતા; એટલુંજ નહીં પણ ૧૨૨૪ મા "હુજવરસ" અથવા પેહલવી ભાંશાનુ વીઆકરણબી તેજ કાએદાથી આ શેઠીઆએ ગુજરાતીમા રચીને પોતીકા પોતાના ખરચથી છપાવેઆ પછે, તેની નકલો યુરોપીઅનો તથા જરથોસતી ગરહસથોને તાંહાં ભેટ મોકલી હતી; માટે હાવા માહભારત કામોમાં પાછલ જે સાહેબે તન અને મનની કસટ ઉપરાંત દરવીઅ ખરચેઓ તેની કદર કોઈએ નહીં પણ યુરોપખંડના માહ વીદવાનોએ બુજેલી માલુમ પડીછે.

જરથોસતી ધરમની સચાઇ વીશે માહતારપાખાડી ખાતે મરહુમ કાવસજી માંજરાની વાડીવાલાં મકાણ અંદર ય૦ ૧૨૧૩ ના સાલથી આ ઉસતમંદ અભેઆશીએ દર આઠવાડીએ સભાઓ મેલવીને (જેના પરમુખ વાડીઆ ડારા-

બાપ જમશેદજીને તેડવેલા હતા) તેની હજુર વાએજીઓ કરી તાંહાં સાંભલવા આવનારાઓના છગરમા પવીતર મજહબનો એતેકાદ ઘણી સારીરીતે ઠસાવતા હતા; અને તેઓ રાતેતો બનતી કોશેશથી બે વગતસુધી ચાલુ રાખેઆપતે, બીજાં કામોમા રોકાઈ રેહવાની કમ ફરસદે તેનાને જારે તાંહાં હાજર રેહવાનુ માડી વાલવું પડતું, તાતે તે વખતે હાવો કરો મારગ એખતેઆર કરનારા કોઈબી હમદીન ભાઈએ તે જગોઆ પુરી હોતતો, સંકે નોહતો કે તેમાથી એ અમીલ કોમને અગણીત ફાએદા હાંસલ થાત.

જંદ ભાશાની તદઆર કીધેલી ફરહંગ છપાવીને બાહેર પાડેઆ આગમજ તે માહભારત ગરંથનો નમુનો આપણી નામદાર સરકારની પસંદગીને માટે આ શેઠ જારે મોકલાવેઓ, તારે તાહાંથી તપાસ સારૂં કાલેજ મીશીઅનારી રેવરેંડ ડાકતર જાન વીલસનના સવાધીનમા તે સોંફાએઓ હતો; અને તે વીદવાને બારીકીથી તેની તપાસ લઈને તે ઉપર પોતાનુ ઉમદા મત નીચે મુજબ સરકારમા જાહેર કીધું હતું કેઃ—

"આ નમુનો હુંએ ચોકસ રીતે તપાસી વાલેઓછે; અને તે ઉપરથી "કેહવાને હવડાં ખુશી ઉપજાણીચ કે, આ શેહરના પારસીઓની કોમમા પુર- "વની વીદીઆ સંબંધી જે માહીતકારી ઘણું થાએશે હું જોતો આશેચ તે "કરતાં આ ગરંથ ઘણોજ માહભારત ગણાઈ શીખવા લાએકનો માલુમ પડી "આવેઓછે, અને તેના બનાવનારે જેમ ગુજરાતી તથા અંગરેજીમા સહી "તરજુમો કીધોચ, તેમ સંસકરતની તેમા સમાવે તો એ ગરંથ ઘણો વજન "પાંમશે." એટલી ભલામણ શેઠ ધનજીભાઈએ ઉચકી લેવાની ખાએશ દેખાડેઆ ઉપરથી કેહચ કે, તે વખતના નામદાર ગવરનરે આ ફરહંગની છપામણીનો બધો ખરચ સરકારને હસાબે આપવા જણાવેઓ; જે વાત મોટા ઉપકાર સાથે નામનજુર રખીને હાવો નામીચો, અને નવાઈ ભરેઓ પેહલવેહલો ગરંથ પોતાનુ પરતીપાલ કરનાર નેકબખત પીતાની નજર આગલ ધરવાની ધારના જારે સરકારને લખી વાલી, તારે સ૦ ૧૮૨૧ મા બાહેર પડેલી મહેહ નજરની ટીપમા સાંભલેઆ પરમાણે સરકારે તે ગરંથની સારી સંખીઆ ભરી આપી હતી; એટલુંજ નહી પણ ડાકતર વીલસન તથા માજી સુપરીમ કોરટના વખનાઈ રહેલા બે નેયાયહાધીશો (સર અરસકીન પેરી, તથા સર ઉલીએમ યારદલી) ઉપરાત બીજા ઘણાક વીદવાન અંગરેજોના નામોબી તે ટીપમા દાખલ થએલા જાણવામા આવેઆંછે.

આ ફરહંગનો એક બીજો નમુનો હીંઆની "રએલ એશીઆટીક સોસાઇટી"ની સભા અંદર જે દાખલ કીધો હતો, તાહાંબી તે રૂડીપેરે વખણાએથી સભાના સરનસીને મંડલી તરફથી આ કોશ-ગરંથકારીને શાબાશી આપતા તેની થોડીક નકલો ખરીદવાની ખાહેશ જણાવી હતી; અને તે બાબેનુ વીગતે બએઆન તે વખતના અંગરેજી તથા ગુજરાતી વરતમાન પતરમા વીસતારી જાહેર થએલું જે જોવામા આવેછેચ, તે સાબદુ ઉતારી લેવા માટે આ નાહનકરી નોધનુ કદ પોસાતુ નથી.

જરથોસતી મજહબને જસેહ આપનારી જંદ ફરહંગની મદેહનજર વીશે જરમેની ખાતે તાહાના માહપઠીત પ્રોફેસર સપીગલને જારે ખબર પડી, તારે તે વીદવાને પોતાની તરફનો વાજેબી વીચાર રેવરંડ મી૰ મરે મીચલની ઉપર જે લખી મોકલાવેઓ હતો, તે અતરેની "રોએલ એશીઆટીક સોસાઈટી"ની સભા હજુર તા૰ ૧૪ મી અકટોબર ૧૮૫૨ ની તેરીખે જારે રજુ થાએઓ, તારે તે સબદો હેઠળ જણાવેલા મુજબ માલુમ પડેઆછે. ડાકતર સપીગલ લખેછે કે "મી૰ ધનજીભાઈ ફરામજીની જંદ ફરહંગ બાબેની મદેહનજર બાહેર "પડેલી જાણી હુ ઘણોજ ખુશી થએઓછુ, અને દીલોજાનથી ઉમેદ રાખુછ "કે એ ગરથ વેહલો પુરો થાએ. હેને યકી હજીસુધી ખરીદદારો હુએ એ "બીતા કીધા નથી, પણ હવે નીકલનારા "જરમેન ઓરીએંટલ સોસાઈટી" ના "ચોપાનીઆના ૬ ઠા અંકમા એ બાબેની મદેહનજર દાખલ કરીશ, અને તે "ઉપરથી આસા રાખુછુ કે, તે ગરથની ઘણીક નકલો જરમેનીમા શેહલથી "ખપી જશે" ડાકટર સપીગલનો આવેલો પતર લઈને મી૰ મરે મીચલ કોઈ અડચણને લીધે સભામા હાજર થઈ નહી સકતા ઉપલી બાબદને પોતાના પતરમા સમાવેઆ પછે, છેવટે તેણે હેવો અભીપરાએ જણાવેઓ હતો કે, "મી૰ ધનજીભાઈની જંદ ફરહંગ બાબે પરોફેસર સપીગલ જે ખુશી બતલાવેછે, "તેથી પારસીઓને પોતીકી પુરાતમ ભાસાની શોધ કરવા ઉપર ઉશકેરની થાશે, "અને વળી આપણા ઘણાજ આએશમંદ મીજલેશી મી૰ ધનજીભાઈને, પોતાના "બાહેર પડનારા ગરથની બાબદમા, કાનતીનેંટના પુરવ તરફની પુરાતમ ભાસા "સહમજનારો સઉથી કામેલ સખસ જે ખુશી બતલાવેછ તે જાણીઆથી ઘણી "હીંમત આવશે."

હાવો માહભાગત મેરા ગરથ છપાઈને આલમમા આસકાર થયા આગમજ ફકત તેના ખરડાઓ ઉપરથીજ ઘણીક વીદવાન મંડલીઓમા વખણાઈ ચુકો હતો, તે છતા સાભલેઆ પરમાણે તેના બનાવનારની ઉલટને આડે આવનારા કેટલાક તેમના હમદીન ધરમગુરૂઓએ, તે ગરથની તપાસ આડકતરી રીતે ચલાવીને અસલી રચનાને બીગાડવા ચાહેઆ ઉપરથી, તેહવાઓની મરજી મુજબ ચાલીને પોતાની કામેઆબીતને જાહાખી પાડેઆ કરતા, તે ગરથ પરગટ કરવાનુજ માંડી વાળવાની આ શેઠને ફરજ થઈ; તો જોકે તેની ઉપર જેટલુ નાણુ ખરચાએ તેનો પા ભાગ વશુલ થવા જેટલા યુરોપીઅન ઘરાકો તો તેમના હાથમા તઈઆર હતા, પણ પારશીઓની પચાએત તરફનો પુરતો આસરો મળવામા ગેરરીતની તપાસ કરનારાઓના તોફેલથી જારે હરકત નડી, તારે આ ગરથકારીએ કેહવ કે, યુરોપીઅન વીદવાનોની કમેટી પાશે પોતાની બનાવેલી ફરહંગની, તથા તેની તપાસમા હરકત નાખનારાઓની કામેઆબીત સાબધી પડી પરસા કરવા માટે પચના અકાબર સાહેબોને સોચનાણી કીધી હતી; પણ તે કબુલ નહીં રહેઆને લીધે આકુ અતી ઉપીયોગી કામ અંજામે આવતુ અતે અટકી ગહેલુ.

પારશી ટોળાના છએક દસતુરોએ પેહલવીના અસલી હરફો ઉપર નુકતાઓ મેલવાની પુકતી જારે ય૦ ૧૨૨૦ અથવા ૧૨૨૧ મા કરવા માંડી, તારે આ વીદવાંન સખસે "પેહલવી ભાશાના અમેઆશી" ને છુપે નામે તે બાબેના ગેર ફાએદા, તથા અનઘટારતપણા વીશે માકુલ દાખલાઓથી જાહેરસંતમા તકરારો ચલાવી તેઓને કાએલ કીધા; અને તે વીશે આ કાબેલ શેઠનો અભીપરાએ ઓલમાઓને પસંદ પડતો હોવો જાહેર થયો હતો કે, વેઆકરણના કાએદા વડે પેહલવી ભાશા જેટલી સેહલથી વંચાઇ તથા શાહમજાઈ શકાએ, તેટલા નુકતા મેલાયાથી વાંચનારાઓ તથા શીખનારાઓને મોટી ગુચવનમા લાવી નાખે. આ બાબદશાર થએલી અરસપરસની બધી તકરારો જારે જરમેની ખાતે ડાક્ટર સ્પીગલની તપાસ માટે ગઈ, તારે તે માહ ગનેઆંની ફીલશુફેખી આ પેહલવી ભાશાના અમેઆશીનીજ તરફેનમા પોતાનો વાજેબી ચુકાદો કરી મોકલાવેઓ; અને તેથી કરી પેલા નુકતા મેલનારાઓની મરાલત મશાંણ તરફ નાહશી ગઈ; નહીંતર કેટલાક લોકોનુ એવું મતછે કે, તેઓની હાલી પુકતી પાર પડતે તો પેહલવી ભાશાનુ કઉઅત ઘટીને તેના પુરાતંમપણાની ખચીત પાએમાલી થયાવીના રેહતેજ નહીં.

યુરોપખંડના કોઈ વીદવાંનો તરફથી એવો સવાલ પુછવામા આવેઓ હતો કે, દુનીઆંમા સરવેથી પેહલપેહલો ટોળો કહેઓ હતો; અને ઈરાંની લોકોએ શીમીટીક ઉપરથી પોતાની ભાશા ઉપજાવીચ કે, શીમીટીક લોકોએ ઈરાંની ભાશામાથી લઈ લીધુંછે? આ બાબદ જારે ય૦ ૧૨૨૦ અથવા ૧૨૨૧ ની શાલમાં અતરે પોંહતી, તારે "સર જમશેદજી જીજીભાઈ ફીલાસોફીકલ ઈનસટીટુસન" ની અંદર એક માહવારી સભા જે મલી હતી, તાંહાં આ વીદવાન શેઠીઆએ લગભગ અડી કલાક સુધી ખડે પગે ઉભા રહીને, કીધેલાં સુભાખીત ભાશાંણથી સાબેત કરી દેખાડઉ કે, પુરથવીપર પુરાતંમમાં પુરાતંમ ટોળો ઈરાંનીનો સરવેથી પેહલાંછે; અને તેઓની ભાશાબી કદીમ જમાનાથીજ કુદરતે તેઓને બખશેલીછે; જેની શાહદતમા હેઠલ જણાવેઆ મુજબની શાત દલીલો ઉપર જે તકરારો ચાલી હતી તેઓના નામોની વીગત હીંઆં આપીએછે.

"જીઓગરાફીકલ પોસેસન" યાને પુરથવી ઉપર પેહલાં વસતી કાંહાં થઈ તે વીશેનું બગોલ વરણન.

"એથનાગરાફીકલ ડીવીજન" યાને અશલમા દુનીઆં અંદરનાં ઈનશાંનો કેટલા ટોળામા વેંહચાએલા હતા તેનુ પ્રકરણ.

"હીસટોરીકલ અકાંઉંટસ" યાને તવારીખોની સાહદતો.

"ધી શેકરેડ રીકારડસ" યાને ધરંમ પુસતકો સંબંધી નોંધો.

"મનીઉમેંટલ રીલીકસ" યાને તખતીઓ તથા ગોફાઓ માહેલા નકસો બાબેની દલીલો.

"ક્રોનાલોજીકલ ડેટા" યાને ગણીત વીદેઆ વીશેની તવારીખો.

"ધી શીઉર ટેસટીમોનીસ આવ લાંગીઉજેસ" યાને ભાશાઓની ચોકસ સાબેતી.

એ વખતે સભાના પરમુખ ડાકટર અલેકઝાંણડર ફરેઝરે આ બારાન કરતાનો માહભારત ઉપકાર માનેઆ હતો; અને તે માકુલ ખીના તે વખતપર ચાલતાં "પારશી ફરેંડ નામના ચોપાંનીઆં અંદર તથા અંગરેજી વરતમાન પતરોમા વીસતારીને છપાયલી હતી.

ઉપર જણાવેઆ મુજબ હુજવરસના પેઆકરણની છાપેલી ચોપડીઓની એક નકલ યુરોપ ખાતેના વીદવાંનો માહેલા આપણી કાઉનશીલના માજી અધીકારી, અને એકવાર કામ ચલાઉ ગવરનરના ઓહદા ઉપર બીરાજી ગએલા હાંનરેબલ મી૦ જાન રોમર પાશે જારે ગઈ, તારે તે નામદારે તે માહેલી પુરાતમ બારાઓની સામે એવો વાંધો ઉઠાવેઓ હતો કે, પારશી લોકોએ સંસકરત ઉપરથી તે ઉપજાવી કાહડેલીછે; આ વીચારની વીરૂધ કેહચ કે શેઠ ધનજીભાઈએ તકરારો ચલાવીને તેઓનુ અસલીઅતપણું સાબેત કરી આપેલ; તે છતાંબી મી૦ રોમરે છપાવીને બાહેર પાડેલાં ચોપાંનીઆં અંદર અતરેની "રાએલ એશીઆટીક સોસાઈટી," તથા તેના એક સભાસદ તરીકે આ શેઠને હારેલા જેવા સહમજી એવું જણાવેલ હતું કે, તેના લખાણનો જવાબ મનમાનતો તેને જો નહીં મલશે તો, તે ચોકસ ધારશે કે ઉપલી બારાઓ પાછલા વખતપર બનાવટ કીધેલીછે. આ તકરારો ય૦ ૧૨૨૯ મા જારે પુર જોસથી ઉભી થઈ તારે તે વખતે ઉપલી સભાનો સરનસીન હાંનરેબલ ડબલીઉ. ઈ. ફરીઅર હતો; તેણે આ વીદવાન ગરહસથ સાથે મી૦ રોમરના ચોપાંનીઆંનો જવાબ આપવા માટે ગોઠવેણો ચલાવી, તે ઉપરથી શેઠ ધનજીભાઈએ એક મહીનાની મુદતમા મજબુત દાખલા દલીલો સાથે તઈઆર કીધેલો જવાબ તે સભાસદોની હજુર ઓલે આવાજે બારાણની મારફતે વાંચી સંભલાવીને ઉપલી બારાઓનું પુરાતંમપણું પુખત રીતે પુરવાર કરી આપેલ હતું. આ જવાબ અતી લંબાણ થયાને લીધે જાહેર વરતમાન પતરોમા છપાવેઆ કરતાં પોતાના મુરબીને ખરચે પુસતકોમા પરશીધ કરીને તેની નકલો યુરોપીઅન વીદવાનો, તથા ગરહસથો ઉપરાંત, જરથોસતી ટોલામા વેંહચીને પોતાની કાબેલીઅતનું કઉઅત આલમની હજુર આશકાર કીધું હતું. "રાએલ એશીઆટીક સોસાઈટી" ના સરવે વીદવાન સભાસદોએ ઉપલો જવાબ સારાં ધેઆંનથી સવીકારીને આ ગરહસથને મોટી સાબાશી આપી હતી, એટલુંજ નહીં પણ તે પુસતકો જરમેની તથા ફરાંસમા એટલાંતો પસંદ પડઆં કે, તે માહેલી ખીનાઓ તાંહાંની મકતબો અંદર શીખનારાઓને સબક તરીકે અતીઉપીયોગી થઈ હતી; અને તે બાબે કેહચ કે ઘણાક વીદવાંનો તરફથી આ ગરહસથ ઉપર ઉપકાર સાથેના કાગલો વઠીક લખાઈ આવેલાં હાલ મોજુદ તેવન પાશે સચવાઈ રહેલાં સાંભલવામા આવેછે.

સાન પરસારક નામની મંડળીમા જારે ધરમ તથા સંસારને લગતી તકરારો ઉઠવા માડી, તારે કેહચ કે તે બાબેની કજીએહથી સારૂં આ શેઠે એક અલાહેદી સભા ઉભી કરીને તેની મારફતે મજહબ સંબંધી અજવાલું પરકાસતું રાખવાની જે દરખાસત ગુજારી, તે ઉપરથી "રેહનુમાએ માજદીઅસાની" સભાએ શાલે ૧૨૨૦ મા જનમ લીધો હતો; અને તેની અંદર આ શેઠ પાશ

સુધી સભાસદોની સાથે મીતરાચારીથી સાંમેલણી રહેલા માલુમ પડયા હતા; પણ તે પછે કેટલીક મુદતે કેહય કે, કોઈ કોઈ મીજાસેથીના વીચારો ધરમની વીરૂધ જતા તેણાને જણાયા, તારે તેનો કચવાટ પકડીને તે સભા સાથેનો પોતીકો સંબંધ દુર કરી બેઠા; અને તેની સામણે ૫૦ ૧૨૨૫ ની શરૂઆતમા "રાહેરાસતનુમાએ જરથોસતીઆન" નામની એક બીજી સભા ઉભી કીધી હતી; જે થોડુંક સુધી ચાલુ રહેઆ પછે બંધ પડી તેનો સબબ સમજાયો નહીં.

એવુંબી સાંભલવામા આવેછે કે,* આ વીદવાન શેઠ "જરથોસતી વેહવાર ઉપીયોગી ગ્યાન પરસારક" મંડલી, મરહુમ દાદીશેઠના આતસબેહરાંમની સાંમણે મુસાંફીરોના કેતાબખાનાની અસલી જગોપર સ્થાપીને તાંહાં એલમ તથા હોનરોની બાબદમા કેટલુંક સુધી ભાશાંનો ચાલુ રાખેઆં હતાં.

તારીખ ૨૯ મી એપરેલ ૧૮૫૨ ના "મુંબઈ સમાચાર" નામના પુરાના વરતમાન પતર ઉપરથી એવું માલુમ પડછેય કે, મુંબઈ ટાંઇમસના અધીપતી તથા આપણી વસતીપર વખનાએલા એક વીદવાન ગરહસથ વચે સત જરથોસતની હસતી વીશે ચાલેલી તકરારનું શેવટ જારે બરોબર ઉતરેલું આ શેઠ નહીં જોએશે; અને તેહવામા મજકુર અધીપતીએ પોતાને ફાવેલો વીચારી હેવો સવાલ કીધો કે "જરથોસતની હસતી સાબેત કરી આપનારો કોઇબી ઈરાંની બચોછે?" આ ઉપરથી શેઠ ધનજીભાઈએ "માથીતીસ ઇબ્લીસ"નું* નામ ધારણ કરીને એજ ટાંઇમસ પતરના અધીપતી સાથે, બારેહકતાલાથી બુજોરગી પામેલા બરહક પેગંમબર સત જરથોસતની હસતી વીશે ઘણી સભીઅતાથી તકરારો ચલાવવા માડી; અને થોડુંક સુધી અરસાપરસ વાદવીવાદ થયા પછે, છેલ્લાં તરણ પતરો (૩ જી નવેમબર, ૨૨ મી તથા ૨૮ મી ડીસેમબર ૧૮૫૧ ની તારીખે) ટાંઇમસે જે છાપેઆં, તેનો રદીઓ દાખલા દલીલશેતી તા૦ ૨૪ મી જાનેવારી ૧૮૫૨ ને રોજે આ શેઠે તઈઆર કરીને ટાંઇમસ પતરમા લાગુ પાડવા માટે જારે મોકલાવેઓ; તારે તે મજબુટ લખાણનો જવાબ વાલવાના જાણેઆમેલ સઘલા ઉપાએ પોતાની પાશે ખુટેઆને લીધે, તે પતર બીલકુલ છાપેઓજ નહીં. જે પછે તે પતર બીજાં અંગરેજી પતરોમા દાખલ કરવા મોકલેઓ, તો તેઓએબી જારે બાહાલ નહીં રાખેઓ, તારે આ કામેલ શખશે પોતાની ગીરોના ગુરથ ખરચી દફતર આસકાર છાપાખાનામાથી તે પતરના અંગરેજી ચોપાંનીઆંઓ છપાવીને સરવે ટેકાણે† મુફત વેહચી આલમથી વાજેબી ઈનસાફ જે ચાહેઓ, તે તો તેણાને મલી ચુકો; પણ તે માહેલું એક ચોપાંનીઉં ટાંઇમિસના અધીપતીને મલેઉં તેની પોંચ કબુલ રાખતાં તા૦ ૨૯ મી એપરેલ ૧૮૫૨ ના પોતીકાં પતરમા નીચે જણાવેઆ મુજબ જે લખી જણાવેછે, તેના તરજુમાની નકલ હીંઆં નોંધી લઈએછે.

---

* આ શબ્દ યુનાનીછે, અને તેનો અરથ ઈરાંની બચાનો થાએચ. "નો. લે.

† એ માહેલું એક ચોપાંનીઉં તેજ વખતપર આ નોંધ લેનારને તેના એક અશીલ મીતર પાશેથી મલેલું હાલ મોજુદછે, પણ તેમા જણાવેલી બીના ઘણી લાંમબી હોવાને લીધે, તેનો સમાસ હીંઆં હમો લઈ સકતા નથી. નો. લે.

"ગઈ તારીખ ૩ જી નવેમબર, અને ૨૨ મી તથા ૨૪ મી ડીસેમબર
"૧૮૫૧ ના "બાંબે ટાઈમસ"મા, જરથોસતીઓની સામણે એક પછે એક જે
"તરણ ટીકાઓ લખાયા હતા; તેનો જવાબ એવે નામનુ એક ચોપાનીઊ હુ-
"માને ફીરપાથી મલઊછે. એ પતર છાપવાની હમોએ ઘણા મજબુત કારણ
"ઉપરથી ના પાડી હતી, અને તે એટલા માટે કે જે હાલતમા હમારી ઉપર
"મોકલાવેલું પતર, તેજ પરમાણે રાખવા સારૂં તેનો લખનારો હમોને બરાજેદ
"થયો હતો; પણ જે બીના એકબી અંગરેજી વાંચનારને લાએક નોહતી, તે વાતને
"તેનો બનાવનાર એક શેહજ બાંહાણું કરી કેહછે. હમો જાંણીએચ કે, ઘણા
"ખરા વરતમાન પતરો બનાવનારા એમ ગણેછે કે, કોઈ બાબદ તેઓ ઉપર
"છાપવા આવે, અને તેના વાંચનારાઓ જારે તે નહીં વાંચે તારે તે કાહડી
"નાખવાને (યાને નહીં છાપવાને) દુનીઆંમા સરવેથી સરસ કારણછે; અને તે
"તરીકાથી તેઓ જો બીજી રીતે ચાલે (યાને છાપે) તો, તેઓના ઘરાકો ઘણા
"જલદી બંધ થાએ. એ બાબદ છાપવાનુ જે હમોએ બંધ કીધુંચ, તે વાતને
"હવે પાછી ફુંધાડવા હમો માંગતા નથી. "દનશીઆદ" ની અંદર (યાને બે
"વકુફોની માફક) ગોરા ભરેલા બનાવનારની પેરે હમારા લખનારે કહેલુંચ કે
"મરૂં પણ હું છાપીને મુરખ લોકોને સરમીંદગીએ પોંહચાડું, પછે વાંચનારાઓ
"તેમાથી પોતાનો વીચાર કરી લીએ." હમોને સારી પેરે માલુમછે કે, હમારો
"હમનબરદ કોનછે. તે એક ઘણો શીખેલો, શુધો, અને પારશી કોમમા ઘ-
"ણોજ રૂડો ગરહસથછે; જેને ખુશી કરવા સારૂં હમો ઘણાં લાંબણે જતે, પણ
"તેનુ લખેલું એક અંગરેજી પતરને પુરૂં લાએકનુ થયા અગાઉ તેની મંતકી
"એલમ તથા અંગરેજી એબારતમા થોડોક સુધારો થવો જોઈએછે. આ બનાવ
"જે એક પારશી જુવાનમા લખે તેને કશોબી ઠપકો નથી; અને તે ગરંથકારીના
"ધંધાને નવોજછે પણ હમારી પોતાની તરફને વાસતે તો એ પુરૂં વાજેબીછે."

ઉપલું લખાણ ગમે એવી કાબેલીઅત ભરેલ ડાકતર બીઉસટે વીચારેલ હોએ, પણ તે ઉપરથી આટલુંતો સાબેત થઈ ચુકુંચ કે, આ "ઇરાંની બચ્ચા" ના છેલ્લાં ચોપાનીઆંથી તે સજર શીકસત પાંમેઓછે; નહીંતર આગલાં લખાંણોના જેમ રદીઆ આપેઆ, તેમજ આ બાબદને તે હરગેજ બરી રેહવા દેતે નહીં; માટે આ શેઠીઆની એટલી તો ફતેહ થએલી માલુમ પડીચ કે, જુદ-દીન હરીફને કાએલ કરી પોતાના ટોલાને દીપાવી દેખાડેઓછે.

એજ શેઠને ખાસ ખજાંણેથી બેતવાડી ખાતે ય૦ ૧૨૨૯ મા એક વાંચણશાળા જે જાહેરમા ઉભી થાઈચ, તે આજ દંન સુધી ૧૪ વરસની ઉંમર પસાર કરી ચુકા છતાં બારે હકતાલાની બખસેસથી તે ઘણી લાંબણી જીંદગી સારી હાલતમા ભોગવતી રેહે હેવી આશીઆ રાખીએછે.

કેળવણીના બાબમા આ ગરહસથની કાલજી ઘણી સારી હોવાને લીધે, પોતીકા ભાઈબંદુઓના બચાંઓની તરબીએત સારૂં મજગાંમ ખાતે ય૦ ૧૨૩૨ ની શરૂઆતમા એક સ્કુલ પોતાના ખુદ ખરચે ઉઘાડીને લગભગ સાત વરસ સુધી સારા પાયાપર જે ચાલુ રાખી હતી, તે ઉપર દર મહીને રૂ ૭૫ થી ૨૦૦

સુધી થયના ખરચના પરમાણનો અટકલો આસરાફ વાચનાગઓની મુનસફી ઉપર સોફતા જણાવીએછે કે, એ મુદત પછે નામદાર સરકારે તે કેળવણીનુ કામ પોતાના સવાધીનમા લઇને આ શેઠને તેમાથી સદનતર મોકલા કરી દીધા હતા.

આ વીદ્યાના શોખી શેઠને રેહવાના બંગલા માહેના એક અનાહેધા મોટા ઓરડાની અંદર જે પુસતકખાનુ બીરાજેછે, તેમા ઘણીક કેતાબો અતી ઉપયોગી, અને ભારે કીમતદાર જાણુ[illegible]મા આવેછે. કેહ્ય કે આ પુસતકખાના ઉપર ફકત ૩૫ હજાર રૂપીઆને આસારે તેવણના શેકાએલાછે, (પછે વધુ યા ઓછાની ગણતરી એવણ નીવાએ કોઈથી જાણી શકાએજ નહી.) પણ તેના આધારથી કેટલીક તકરારોમા જે તેનાએ ફતેહ મેલવીચ, તેની કીમતતો હમો ધારીએચ કે શેહજમા વધી રહી હશે.

હમારી ધારણા પરમાણે શેઠ ધનજીભાઈની કાબેલીએત સબધીનુ વરણન જાહેર વરતમાન પત્રો ઉપરથી ઉતારી લીધેલુ જોકે પુરેપુર લેવાઇ શકાએલ નથી, તોપણ સાધારણ કેહવત મુજબ થોડે લખ્યે ઘણુ કરી જાણેઆ પછે, તેવણના સસાર સબધી કામોની થોડીક હકીકત જે અજવાલે આવીચ, તેની યાદી હીંઆ નોધી લઇએછે

સ્કુલ છોડેઆ પછે કેટલોક વખત સુધી મી૦ ફરીથ કુપનીને તાહા શીખાઉ દાખલ રહેઆ પછે પોતાના જનમથી ૨૧ વરસની વએના થયા, તારે ય૦ ૧૨૧૪ ની શાળમા પેહેલવેહલા તેજ આફીસમાથી લશકરી અમલદારોની મેસ ખાતાની આડતનુ કામ આ શેઠે જે માથે લીધુ, તેમા મી૦ ડ્યુઆગ, પોતાના કાકા શેઠ મેહરવાનજી પટેલ તથા મામા પેસતનજી બરજોરજી દાવર પતીઆલા તરીકે જોડાઇને ચારોની એકસફીથી સારો વહીવટ ચાલેઆ કીધો, અને તેમા લગભગ ૩ વરસ ગુજારેઆ પછે તાહાથી પોતે છુટા પડીને ય૦ ૧૨૧૭ મા મી૦ વાલેસની કુપનીને તાહાના કામમા લાગુ પડેઆ, અને તેજ ટાકણે મી૦ લાનકેઆસતર કુપનીને તાહાની દલાલીનુ કામ હાથમા લઇને ૧૨૨૦ સુધી સારી પેઠે ચલાવીને તેજ શાળની આખરીએ તાહાથી નીકલી ગયા

મી૦ વાલેસ કુપની મધેથી શેઠ ફરામજીએ ૧૨૨૫ મા પોતાનો હક તથા ઇલાકો જારે કાહાડી લીધો, તારે તે જગેઆપર આ શેઠ ધનજીભાઈનુ પતીઆલુ તેનાએજ જોડી અપેલુ હતુ, જે વહીવટ છએક વરસ પરમાણીકપણાથી ચાલેઆ પછે, સરવે ભાગીઆઓ રાજી ખુશી થઇને સલાહ સપજમા એક બીજાથી છુટા પડેઆ, અને તે નામની પેહડી સદનતર નીકલી ગઈ.

ય૦ ૧૨૩૨ મા મી૦ જાન સાનસ નામનો અગરેજ ગરહસથ વેલાતથી આવીને શેઠ ફરામજી સગાથે મલેઓ, અને વેપાર સબધી તેઓ વચે થએલા બદોબસત મુજબ તેની સાથના પતીઆલાપણામા આ શેઠ ઉપરાત તેમના ભાઈ સોરાબજી સામેલ રહીને મી૦ ફરામજી સાનસની કુપનીને નામે જે ખોલેલા

વેપાર ચાલુ કીધોય, તારથી તે પેહડી શેઠ ફરામજીની સાહેતા પાંગતી પેહલા વરગમા ગણાઈને વેપારી મંડલીમા સારો દરજ્જો ધરાવતી દેખાએછે.

સેરસટાનુ પેલાપણુ જારે આ ટાપુ ઉપર ચોમેર પંચરાએલ હતું, તે વખતે સાંભલીઆ પરમાણે આ શેઠીઆઓબી પોતાને ખાનગી હસાબે તેમા અતી ઘણી ઉથલપાથલ ચલાવીને લાખો રૂપીઆનો બંડાલ ભેગો કીધો હતો; પણ તે વહીવટનો ગુચવાડો એકબીજામા એટલો તો વીટલાઈ પડેલો દેખાએઓ કે, તેમાથી સફાઈ પામવાની જેમ ઈઉકતી કરવા ગએઆ, તેમ નવી વલગણમા તેવન ફસતા રહેઆ; અને ફુલાએલો પરપોટો જારે એકેદમ ફુટેઓ, તારે તેના ખાડામાં સઘલાઓની પેઠે તેનાને હાથ આવેલો મોટો દરવીઅ ડટાઈ જતાં શાંહામનુ કરજ માથે ચોંટી પેઠું; જેથી આ શેઠને થોડીક મુદતસુધી ઘણો મુહજાવરો સોસવો પડેઓ હતો; પણ શાહલેસાઈની સાથે સંતોશ એખતેઆર કરી બની તેટલી કોસેશથી તેહવા બોજો રફતે રફતે ઘટાડીને તેની હરોલમાથી એકેદમ મોકલાશ મેલવી લીધા પછે, હરગેજ થાઈને તેહવા ધાસતી ભરેઆ ધંધાની સોડ નહીં સાંધતાં પોતાની માનપંતી પેહડીના કામમા ખંતીપણે ગુતાએલા રહીને સારી શોભા હાંસલ કરેછે.

વીદિઆના બળથી આ શેઠીઆએ આપણી હજુરમાં જેટલું કરી દેખાડેશે, તેનો થોડોક ભાગ હમારી જાણમા આવેઆ મુજબ આ નોધમા દાખલ કીધોછે; અને બીજી બીનાઓ જે પછાત રહી હોએ તે માતરે હકીકત મલવાની ગેરહાજરીનો સબબ વાંચનારા સાહેબોએ સમજવો જોઈએ. હમો કબુલ કરીએચ કે શેઠ ધનજીભાઈ કરતાં બીજા ઘણા સખશો વધારે વીદવાન, અને ફીલસુફીને લાએકના આલમા હોશે; પણ દીન આઈનને લગતી બાબદમા જેટલું કામ આ ગરહસથે પોતાની કાએનાત મુજબ વગર ધામધુમે કરી દેખાડેલું કેહવાએશેચ, તેટલી ફતેહ બીજા સાહેબોએ મેલવેલી માલુમ પડતી નથી; અને એમ કરતાં તેવી વાત બનેલી સાંભલવામા આવશે તો તે બીનાને મોટી ખુશી સાથે આ નોંધમા દાખલ કરી, તેની સરખામની પરજાની મુનસફી માટે તેઓની હજુર મેલવાની ફરજ હમો ભુલસુ નહીં.

શેઠ ધનજીભાઈએ પોતીકા ચાલતા વખતમાં સખાવતના જાહેર કરતાં છુપેઆં કામો ઘણા કીધેલાં સાંભલવામા આવેચ, તેની વીગત જો મલી હોત તો ખુશી સાથે હીંઆં નોંધી લેતે; પણ તે બાબે શોધ કરનારની મેહનત અકારત ગએઆ છતાં, આટલો તો અટકલો જણાયોચ કે રૂપીઆ દોહડ લાખથી કાંઈક વધારે રકમ આ શેઠે સખાવતના ભલાં કામોમા એરણ એરણે ખરચેલીછે.

આ ગરહસથની પીછાણતનો સંબંધ જે જે જાહેરખાતાંઓ સાથે, સંધાઈ રહેઓચ તે હેઠલ આપેલી ટીપથી માલુમ પડશે, પણ તેના સનેની ઈઆદીવના કેટલી મુદત થાઈ તેવણ તેમા લાગુ પડેલાછે તેટલું જણાવી શખતા નથી.

શેહર સુધરાઈ ખાતાની અંદર સુલેહના અમલદારનો અધીકાર, કેટલાંક વરસ થયાં બજાવતા દેખાએછે, અને તેની ખુબીથી જારે વારો આવેચ, તારે પેઠીશેસનની કોરટમા મેજેસતરેટની સાથે બીરાજીને રજુ થતા મુકદમાઓ ઉપર સારી તપાસ રાખતા કેહવાએછે.

ગયલ એશીઆટીક સોસાઇટીની માનવતી શાખ મંડલીના એક સભાસદ થયાને આજે ૨૫ વરસ વટી ગયલા અટકલાએછે.

યુનીવરસીટી નામની માહભારત કેળવણી ખાતાવાલી મોટી સભાના "ફેલાસીપ" ના એલકાબ સાથે આપણા માજી ગવરનર સર બારટલ ફરીઅરે તેમની જદ અવસતા, તથા પેહલવી ભાશાની માહીતગારી સબધી સુબાખીત બાશાન જાહેર મંડલી હજુર કરીને તેમા એક સભાસદખી ઠેવેઆછે.

પારસીઓને વાસતે વારશાહીશા તથા લગણતલાક સબધી સતા ભરેઆ ધારાઓ સરકાર પાસેથી બધાવી મગાવવા માટે જરપીસતી અકાબરોએ જે સભા શાલે ૧૨૨૪ મા ઉભી કીધી હતી, તારથી તેનુ કામ ૧૨૩૮ મા સમાપત થયુ તાહા તુલીક, તેની અદર એક ખાસ અધીકારી રહીને તેને લગતા કેટલાક કામો સરકારી અમલદારોમા લાગવગ લગાડી પારઉતારી આ પવાની આગેવાની તેનાએ જે લીધી હતી, તેનો હેતુ ઇછીને જારે 'મેટરીમાનીએલ કોરટ" હીઆ ચાલુ થઈ, તારથી તેમા ડેલીગેટની બેઠક નામદાર ગવરનરની કાઉનશીલ તેમને આપેલીછે

જીઓગરાફીકલ સોસાએટી, તથા બોબે મેકાનીક ઇનસટીટીઉસન નામની ના મીચી મંડલીઓના મેમબરનુ માનખી આ શેઠ આજ કેટલાક વરસથી ધરાવતા આવેછે.

પચીસથી વધારે વરસ થયા, "આગરી-હારતીકલચુરલ સોસાએટી આવ વેસ ટરન ઈંડીયા" મંડલીમા સભાસદ થઇ રહેલાછે.

જુવીનીલ ઇમપરૂવમેંટ લાએબરેરીના ખાસ મુરબી તરીકે નેમાએનાછે.

મુલાફીરોઝ મદરેસા, તથા એજ નામના પુસતકખાનાની મંડલીના જાયુક સર • નસીન થયલા સભલાએછે.

નેટીવ જનરલ લાએબરેરીના સદાકાલ સભાસદ થઇ રહેલાછે.

એ ઉપરાત બીજી ઘણીક સભાઓ, પુસતકખાનાઓ, તથા જાહેર ખા તાઓ સગાથે આ શેઠીઆને જે સબધછે તેની ચોકસ ખબર જણાઈ નથી, માટે આટલીજ હદમા તેમની જીદગીનો બગકગરી ભરેલો અહેવાલ બધ કરવાની રજા લઇએછે.



## દારૂખાનાવાલાઓનો દેખાવ.

સુરત તાબેના મદરોઈ ગાંમમા રેહનારા શેઠ મનચેરજી મના જોગીનો જનમ, તેવણ પેહલવેહલા ૧૯ વરસની વએના ય૦ ૧૦૯૦ મા અતરે આવેઆ, તે હસાબે ૧૦૭૧ મા હોએલો જણાઈ આવેછે.

આ ગરહસથની અસલ અટક તેમના શેવદેશમા "મનાજોગી"ની હતી, પણ હીંઆં આવીને જે ધંધામા ઘણા વરસોસુધી લાગુ પડેઆ, તે નામપર ફેરવાઈને દારૂખાનેવાલાની ઓળખાઈ રહીછે.

સરકારી તોપખાનાને વાસતે બારૂત બનાવનાર એક પોરટીગીસ હતો, (જેનુ નામ આ કુટંબીઓ તદન ભુલી ગએઆછે) તેના હાથ હેઠલ શેઠ મનચેરજી હલકે પુરાારે ચાકરી રહેઆ; અને તેની મેહરબાંનીથી આવા અભેઆસામા જેમ વધારે માહીતી મેલવી, તેમ શીનોર શાહેબનો ઉપીઓગી હોનરબી શારીપેઠે સીખી લીધો. કજાએલાહીથી જારે તે સીનોર મરણ પાંમેઓ, તારે તેની જગેઆપર પોતે ગોઠવાઈને સરકાર માગે તેટલો સરસબારૂત તાકીદથી બનાવી આપવા લાગા, તેથી કરી તેવનના હસતકનુ કારખાનુ ઘણુંજ વખણાતું ચાલેઊં.

બારૂત બનાવવાનુ સરકારી કારખાનુ શેઠ મનચેરજીને હાથ આવેઊં, તારથી પોતાના દીકરાઓને તેમા લાગુ પાડીને તે ધંધામા દરએકને એટલા તો પાહવરદા કીધા કે એકના મરણ પછે બીજો અને તેની પુઠે પેદરપે ઉતરેલા વારેસોએ પેવરા રહીને માન ભરેલો રોજગાર ઘણા વરસોસુધી જાલવી રાખેઓ હતો.

આ રોજગારનો વારસો જારે શેઠ મેરવાનજીને ભાગે ય૦ ૧૧૬૬ ની સાલ ચોરેઓ, તારે તેનાની ઊંમર માતરે ૧૮ વરસની જાંણવામા આવીછે. એ સાહેબે સરકારી કારખાનાને ઘણી ચંચલાઈથી ચલાવીને અંગરેજી હકુમતના બીજાં મોટાં ગથકો કરતાં આ ટાપુના બારૂતખાનાને પેહલા દરજા ઉપર લાવી દેખાડેઊં હતું; અને તેના બદલામા કેહએ કે, બાંદ્રુપની પડોશે આવેલું હરીઆલી નામનુ અડધું ગામ સરકારે ઇનામ દાખલ તેનાને હીનાયત કીધું હતું. આ ગામનો ૦॥ ભાગ જે સરકારના હાથમા બાકી રહેલો હતો, તેનુ દરસાલ દેણુ આપવાની સરતથી ચંદરો કાલસુધીનો પટો તેજ ટાકણે લખાવી લઈને આખા વજીફાના પોતે માલેક થઈ પડેઆ. અને તે પછે ય૦ ૧૧૯૮ મા છાસઠી માહેલા વીઆર, ગુણગાંમ તથા શાઈ મલી તરણ ગામો સરકાર પાશેથી ચંદરો કાલસુધી ઈજારે લઈને તાહાંના જાગીરદાર કેહવાએઆ હતા; એટલુંજ નહીં પણ પોતે જાતે કસટ ખેંચીને તે ગામોને એવાંતો ફલદરૂપ કીધાં હતાં કે, દરસાલની ઉપજથી બીજા ધંધા કરતાં તે વજીફાઓ તેનાને વીશેશ લાભકારક માલુમ પડેઆ.

લગભગ પર વરસસુધી શેઠ મેરવાનજી આ કારખાનાના સંબંધમા લાગુ રહેઆપછે રોજ ૨૯ મો માહ ૫ મો શેહનશાહી સાલે ૧૨૧૮ ય૦ મા ૭૦ વરસની ઊંમરે પોંહચીને બેહશતનસીન થએઆથી, તેમની ખાલી પડેલી જગેઆ તેવનના વડા દીકરા શેઠ રૂસતમજીને હાથ આવી, તારના તે સાહેબ બારૂત બનાવવાના કારખાણા ઉપર વડા તરીકે અમલ ચલાવવા લાગા હતા.

બાપની અશરાકેઆમતનો વારસો શેઠ રૂસતમજીના વહીવટપણા હેઠલ આવેઆપછે, મુંબઈની પરજાને પાણીના સુખ માટે ગંજાવર તલાવ બાધવાની સરકારને જારે અગત પડી, તારે છાસટી માહેલી સરવેથી સરસ જગેઆ વીઆર તરફની જણાયા ઉપરથી અરસપરસ ચાલેલા સંઘેરા મુજબ શાલે ૧૨૨૩ મા વીઆર, ગુનગામ, તથા શાઈ મલી તરણ ગામો તેની કીંમત લઇ સરકારને સપુરદ કરી દીધા; અને ચોથું હરીઆલી જે બાકી રેહેલું હતું તેબી તેની પુંઠે દથેક વરસ પછે ૧૨૩૩ મા મરહુમ શેઠ બેરામજી હોરમજજી કામાને વેચેલું સાંભલવામા આવેછે.

હીંદની હકુમતના તરણે વડા મઠકો (કલકતા, મધરાજ તથા મુબઇ) ખાતે બારૂત બનાવવના કારખાનાઓની અંદર, વેલાત તરફ વીદેઆબળથી થાએલી નવી શોધ મુજબનો સાંચો લાગુ પાડવા માટે સરકારે જારે શોચના કીધી, તારે બીજા ખાતાંના ઉપરીઓની મુઆફેક આ શેઠ રૂસતમજીબી તેવા અખતરાની માહીતી મેલવવા માટે સરકાર પાશેથી રજા કાહાડીને તાંહાંના અમલદારો ઉપરના ભલામણ પતરો સહીત રોજ ૨૧ મો માહ ૮ મો શેહણશાહી સાલે ૧૨૩૦ ને દીને ઉપડેલી મેલ બોટમા બેશી સીધારેઆ હતા. તાહાં જઇને કારખાનાઓની તપાસ લીધાથી મુંબઇખાતે પોતા હસ્તકના કારખાના કરતાં કાંઈ નવી તરતીબ તો માલુમ પડી નહી, પણ માતરે સાંચાની મદદથી કામમા વોશેસ જાહડફ થાતી જે જણાઇ, તેનો અનુભવ મેલવીને ચાર મહીનાની અદર અંતરે પાછા વળી આવેઆ પછે, તે ઇઉકતી હીંઆના કારખાના અંદર લાગુ પાડવા વીશે સરકારને જાહેર કીધું; અને તે અખતરો ચાલવા લાગો.

બારૂત બનાવવાનુ કારખાનુ મજગામથી ઉઠીકાઈને બીરકી ખાતે ગએઉ તેની એક વરસ આગમજથી શેઠ રૂસતમજીએ વડવાઓનુ રચાએલું મથક હઈઆતી સુધીના બેઠા મુશારાપર એકેદમ છોડી દીધું; તે દાહાડાથી આ કુટંબીઓ માહેલો કોઈબી નબીરો તેમા લાગુ રહેલો જાણવામા આવેઓ નથી.

દારૂખાને વાલાના ખાનદાનો પાશે આગલા વખતપર છાસતીના ગામો ઉપરાંત બીજી જેજે મીલકતો હતી, તેઓમા માહલક્ષમી તરફ શેઠ બેરામજી જીજીભાઇના બગલા સાહમનેની જગેઆ, કોટના બજારગેટ મોહલામા ઘેરના તરણ ગાળા, હીરવાડીઆને નામે હવડા ઓલખાતી પોલ, પીઠાંના મોહલામા પારખવાળી આગલી પોલ (જાંહાં હવડાં શેઠ નીનસાજી માણેકજી પીટીટ, તથા મરહુમ મનચેરજી ધનજીભાઈ ફલાકુકાની મોટી હવેલીઓ બીરાજેછે,) અને ચરનીરોડ તરફ આનબલેસ બાગની સાહમનેનો જાહવાની બાગ (એક શો વરસથીબી વધારે વરસ પર લેવાએલો) જાણવામા આવેછે. આ માહેલી છેલી જગેઆ મી૰ નવરોજજી કાવસજી દારૂખાનેવાલા પાશે, તથા બજારગેટના મોહલા માહેલા ઘેરનો એક ગાળો તેમના ભતરીજા મી૰ મેરવાનજી બેરામજી દારૂખાનાવાલાના હાથમા મલીને બે મીલકતો આ કુટંબના નબીરાઓ, બારેહકતાલાની બખશેસથી સાચવી બેઠેલા જણાએછે; અને બાકીનુ બધું ઘણા વરશો થએઆ વેચાઇને પારકી મીરાસમા ગણાએઉછે.

——⟶◦◦◦⟵——

# શેઠ રૂશતમ માણેકના વડા દીકરાને તાંહાંની વંશાવલી.




આ કુટંબીઓનાં એટલાં નાંમો મળેઆં તેટલાં હીઆં દાખલ કીધાં છે, અને બીજાઓની શોધનો પતો હાથ આવી શકેઓ નહીં.

નો. લે.

# શેઠ ખાંનદાંનનો શરૂઆત.

આશરે ૬૦૦ વરસની વાતપર પરએઆત થઈ ગએલા, મોબેદાન મોબેદ નેરીઓસંગ ધવલની આઠમી પેહેડીએ ઉતરેલા, ફરેદુન હોમને તાંહાં આશા, માહીઆર તથા ચાંદા મલી તરણ દીકરાઓ જે હતા; તેઓ માહેલા શરવેથી નાધલાના નબીરા નામે ચાંઅંણા વીશે હેવું શાંભલીએછ કે, તે શાહેબ કોઇક શંજોગથી નૌશારી છોડીને મુગલાઈ શાહણશાહતને તાબેના શેહેર શુરતમા જઈ વશેઆ. આ બીચારા પોતાના વખતમા કોઈ રીતની જુરીઅત ધરાવેઆ વીના ઘણીજ કંગાલ હાલત પર રહીને કાલ ગુજારનારા હતા, પણ તે પછે થોડીજ મુદતે તેમની અઓલાદના વશીલાએ મથાલે જણાવેલા નામીચા દરજ-જાનો ઉશતવાર પાયો જે નાખેઓ, તેજ ઓલકાબથી આ કુટુંબ દુનીઆમા આશકાર થઈ રહેલુંછે.

મોબેદ ચાંઅંણાના દીકરા જંમશેદને પેટે માણેકસાહ નામના બરખુરદાર બેટાએ જે જનમ લીધો, તેના દીવશ તથા શંનેની નોંધ કેથે રહેલી નથી; પણ અટકલથી કેહવાઈ શાખાએ છે કે, બે તથા તરણશો વરશની વચેના કોઈ શાલમા આ નેકબખતની હશતી થઈ હશે.

માણેકસાહના જનમ વખતે કેહઅકે તેના બાપ પાશે પેરની શુવાવર સઅવાએ તેટલુંબી નાણું મહેરારનોહતું; પણ તે કરીમે કારશાજ ખોદાતાલા જેની ઉપર કુદરતથી નવાજેશ કરે, તેને કોઇ રીતની મુશકેલી જેમ નડતી નથી તેમ ચાલીશાંનુ શંકટ પણ તે શાહેબની શાહેતાથી પશાર થઈ ગએલ; અને તેમને તાંહાં અવતરેલા આ બાલકે જેમજેમ ઉછલીને મોટપણ પકડી, તેમ તેનાની સ્થીતીબી શુધરતીજ દેખાઈ.

ગરીબ મોબેદના ઉપલા બેટાને પેરે લીલાં લેહેર કરનારા રુશતમ માણેકનો જનમ ય૦ ૧૦૦૨ મા શુરત ખાતે કોઈ ઘણેજ શારે ચોઘડીએ મુબારક થએલો માલુમ પડેઓછે; અને તેમનીજ બુલંદ હીંમતથી શેઠ ખાનદાન હશતીમા આવીને, આજદંન તુલીક જે પરકાશતું દેખાએચ, તેની જીંદગીના હઅવાલનુ મેદાંણુ હીંઆંથી અજવાલે આવેછે.

આ શાહેબ શંશારને શંભારવા લાએકના થયા પછે, શુરતની શલતનતથી તે છેક દીલ્લીની શાહણશાહત શુધી પોતીકું નામ, તેનાએ હેવું તો મશહુર કીધેલું કેહવાએછે કે, શકરમીની શાહેતા જે પોતાની શાથે લાવેલા હતા, તેને નેક નઈએત તથા શતધરમથી શાચવીરાખીને મુગલાઈ હકુમતની બાહેર પણ કીરતી ભરેઆ કાંમો શંબંધી પાંથરેલી નેકનાંમી વીશે, શુરતવાલા મોબેદ જંમશેદ બીન કેકોબાદે ય૦ ૧૦૮૦મા ફારશી બેતો જોડીને જે કીશો બનાવેઓ હતો, તેના ગુજરાતી તરજુમાની શહી નકલ આ ખુબીવંતાં ખાનદાનના એક નેકબખત નબીરાની મેહેરબાંણીથી હમારા જોવામા આવીએ, તે ઉપરથી જાણવા જોગ બીના આ નોંધની અંદર દાખલ કરીએછે.

શેઠ રૂસતમ માણેક તથા તેમના બાવા માણેક જમશેદનો પેહેલવેહલો ધધો કહેવ્યો હતો, અને હાની ગંજાવર દોલત તેઓને સામાથી મલી તે વીશેની કોઈ કેફીએત ઉપના ડીસામા બીલકુલ જણાવેલી નથી એ બાબે પુછપરેછ કરવાની કેશેસમા આ નોધ લેનાર ઘણુ સુધી ચીવટથી રોકાએલો હતો, પણ તેનો કાઈજ મુદો જારે કેથેથી હાથ નહી આવેઆ, તારે તેટલુ પડત રાખીને તે ડીસા માહેની હકીકત ઉપરાત છુટી છવાઇ બીના તેમના કોઈ એક કુટમીને તાહા રેહેલી યાદી ઉપરથીજ હાથ આવીચ, તેજ માતરે વાચનારા સાહેબોની સાહમણે રજુ કરતા આ શેઠ મજકુરના જનમનો અડશટો, તેમના નબીરા શેઠ માણેકજી નવરોજજીની મરણ ટાકણે હોએલી ઉમર ઉપરથી ઉપજાવીને ઉપલા ફકરામા જે સાલ જણાવેલીચ, તે વાતને ૨૪૦ વરસ પસાર થાઈ ચુકેલા ચોકસ ઠરેછે

યુરોપખડ તરફથી પોરટુગીસ લોકો જારે વેપારને અરથે પેહલવેહના સુરતમા આવી વશેઆ, તારે આ સાહેબની જીદેગીએ હસતીબી જોએલી નોહતી; પણ જનમ પામેઆ પછે સનસાર ચલાવવાની સખતી ધરાવવા લાએકના થયા, તારથી તે સોદાગરોની કોઠી બાતે દલાલીનુ બોહોલુ કામ હાથમા લઇને તેવી ચચલાઈથી વેહવાર ચલાવેઆ કે, તે વીશેની ખુબી છેક તેઓની રાજધાનીના શેહેર લીસબન તુલીક વખનાઇ એના કારણમા એમ કેહવાએ લુછે કે પોરટુગીસ તથા દીલીના રાજ વચે હરવખતે ઉઠતા બખેડાની સમાધાણી આ શેઠે સારી તદબીરથી કરી આપેઆ ઉપરથી, મુગલાઈ વાવ[illegible]ના શોદાગરી વાહાણોને દરીઆવની સફરમા નડતી હરકતો સદનતર નીકલી ગઈ, અને તેના બદલામા આ રૂસતમ માણેકને દીલીની સાહનશાહત તરફથી શેઠના માન ભરેલા એનકાબ ઉપરાત સરીમતને લાએકનો સરોપાવબી હેનાએત થયો હતો.

અગરેજી રાજીઅ તરફથી નામદાર ઈસટઈંડીઆ કુપનીની વેપારી કોઠી, પોરટુગીસ પછે ઘણે વરશે સુરતમા આવેલી હતી, તેના કેટલાક વહીવટ દારો સાથે વખત પોહચતા આ શેઠને મીતરાચારીનો સબધ સધાએઆથી, તેઓને તાહાબી એક માનવતા દલાલ થાઈ પડેઆ હતા, તે એટના માટે કે વેપાર બાતાના વડાએ આ શેઠ મજકુરની પેહલવેહલી મુલાકાત લેતાવારજ તેમની શેઆણુપત બરોબર લાએકી, તથા કામ ચલાવવાની ચલાકી જેઇનેજ પોતાની મુરાદમા ફતેહ પામવાનો આધાર તેવન ઉપર રાખેઆ હતો અને વેહવારમા બેહુના વીચારો સરખા ઉતરતા રેહેઆથી એક બીજા વચે દોસતીનો ગાઢ ટેગો મજબુત નઢાયો કે, જાણે બેહુએ એક જીગરના હોએ તેમ એક બીજાને સમજવા લાગા, અને અરસ પરસના સુધા વહીવટની બરકતથી કમા ણીની સારી રીતે હાશેલ કરવામા તેવન સખતીવાન થયા પણ એક વાતની મોટી હરકત અગરેજોને હોવી નડતી હતી કે, સુરતના મુગલાઈ અમલદારો તેઓને કદારથી ગામમા રેહવા દેતા નોહતા, અને હરેક બાહાને તેઓના રોજગારને હરકત પોહચાડેઆ કરતા આ બાબે બેઉ સાહેબોએ હેવો ઘેડાવ કીધો કે, શેઠ શાહનશાહતમા ફરીઆદ પોહચાડીને તાહાથી દાદ માગવી વાત બધં

એઠાથી અંગરેજી કોઠીનો વડો તથા આ શેઠ મજકુર ય૦ ૧૦૨૯ મા દીલ્હી તરફ રવાંણે થયા. એ વખતે તાંહાના તખત ઉપર શાહણસાહ અઓરંગજેબ જે બીરાજતો હતો, તેની હજુરમા જઈને શેઠ રૂસતમે અરજી રજુ કરતાં હેવી ફરીઆદ ગુજારી કે, "આ કોહલાપોસ (અંગરેજ) એક શોદાગરછે; અને "પોતાના દુરદરાજ દેસ (ઈગલાંડ)થી મોટો દરીઆવ ઓલાંગીને હીંદ તરફ "આવી પોંતાઅ; મગર ગુજોરગ દરધાહના અમીરો તેમની કોઠીને શેહરમા "દાખલ કરવા દેતા નથી. આ અંગરેજ શોદાગર સગુણ નેક, ભલો તથા "સુધીરાહપર ચાલનારો છે; અને તમો નામદાર શાહણશાહના શાહેઆની "ઉમેદ રાખી હીંઆ તક તસદી બેંચીને માહરી સાથે આવેલાછે કે, શેહરે "સુરતપણાહમા તે લોકોને રેહવાની કોશાદ જગેઆ મલે; જાંહાં રહીને પોતાના "વેપારનું કામ ચેલાવે, અને તેઓનો જે માલ આવે તેને સલાંમતી સહીત "ખડકવા માટે વખારો તથા તેમનો વહીવટ ચલાવવા સારૂં કોઠી બાંધવાની "પરવાનગી હેનાએત થાએ."

ઉપલી અરજ ગુજારેઆની પેસતર, મુલાકાત વખતે આ મજકુર શેઠે કેટલાક કીમતી અધીઆઓ, જે પોતાની સાથે લાવેલા હતા, તે નામવર શાહણશાહ તથા તેના અમીરલ ઊમરાવો ઉપરાંત કારોબારી તથા અરજ બેગીઓની સનમુખ ધરી સરવેના દરજજા માફેક ભેટ કીધા; અને તે ઉપરથી આખી દરબારે મોટી હેરતમંદી સાથે શેઠ મજકુરની બેહદ વખાંન કીધા પછે, તેનાએ ગુજારેલી અરજને દરેક દરબારીએ ઉઠાવી લઇ, અંગરેજ લોકોના કામ માટે શેઠની તરફથી સાહણશાહની હજુર ઘણીજ બલાંમણ જારે પોંહચાડી, તારે તે ઉપર ઘટતું ધેઆન આપીને શાહણશાહ સલાંમતે પોતાના વડા પરધાન અરાદખાનને તાકીદ ફરમાવીને સુરતના સરસુબા ઉપર એવો હોકમ લખાવેઓ કે, "અંગરેજ શોદાગરને વેપાર કરવા માટે બાઆબરૂથી શેહરમા "દાખલ કરવા; તેઓને રેહવાના પેરો, કોઠીઓ તથા માલની વખારો બાંધવા "સારૂ જોઈતી જગેઆ આપવી; અને તે લોકો તાંહાં જેબી બાંધકાંમ કરે, તેની આડ કોઈજ આવે નહીં." હાવી રીતનું ફરમાન જે મલેણ તે લઈને શેઠ મજકુરે અંગરેજી કોઠીદારને સંપુરદ કરી દીધું, અને શાહનશાહ પાશેથી રૂખસત માંગી પોતાના મકાણ તરફની તલપ ચાહી.

દીલ્હીથી પાછા ફરતી વખતે આ બેહુ સાહેબો એક બીજાથી છુટા પડીને તે માહેલો અંગરેજ શોદાગર પરભારો સુરત તરફ ચાલતો થયો; અને આ રૂસતમ શેઠ આડકતરે રસતે પોતાની મુસાફરી લંબાવી; કારણ કે કેટલાંક નામીચાં શેહેરોની રચના જોવાનો શોખ ઉતપંત થયો, તે ઉપર ખુશીના નસીબાથી મોટી રાહેત સાથે મનજલ દરમનજલ રાહ કાપતાં દાનડા રાજપોરના એક ગાંમમાં આવી પોંહતા. શીદી ઈઆકુબ* નામનો એક નામીચો શુબો જે તાં-

* આ સખસ ધારેઆ પરમાણે તાર પછે અબશીનાં જંજીરાની હકુમત પર આવેઓ હતો, અને અંગરેજોના હાથમાથી એકવાર આપણી મુંબઈ તેણે છીનવી લીધી હતી. નો૦ લે૦

હાંની હકુમતપર બીગજતો હતો, તેણે આ શેઠની સારી મેહમાનદારી બજાવી એટલુંજ નહીં પણ થોડાક દીવસ પોતાને તાંહાં રાખીને અનેક તરેહની મોજ મજાહ તેવનને દેખાડાવી હતી; અને વીદાએ થવાનો વખત જારે આવેઓ, તારે કેટલીક તોફા ચીજો ભેટ આપી ખુશી સાથે તેવણુને રુખસત કીધા. બાગમા ખીલેલાં ફુલો મીસાલ પોતાના જીવને પમરાટ આપતા મુસાફરીને આગળ વધારેઆ પછે પોરટુગીસની હકુમતના શેહર દંમનમા આવી લાગા. એ વખતે તે લોકોનો એક પાદરી (પરમગુરૂ) જે રાજની હકુમત પર સરદાર હતો, તેની સાથે પેહલવેહલી મોલાકાત થઈ. આ શેઠ મજકુરને પોરટુગીસના દલાલ તરીકે પીછાણીને, તે હાકેમે ઘણી આબરૂ સાથે ખુશહાલ કીધા; અને છેક દીલ્હી સુધીની દુરદરાજ મુસાફરી ખેંચવાનુ જારે ખરૂ કારણ તે સરદારના જાણવામા આવેઊં, તારે તેણાની ચાલાકી તથા બાહાદુરીને સારી રૈવેરાથી વખાણી ને સુરત ખાતે રાજદુઆરી કારણુસર પોતાની તરફના ખારા આડતીઆ તેમને જે ઠેરવેઆ, તે માન સાહીત કબુલ રાખીને કીમતી સરોપાવની પેહરામણી સાથે વીદાએગીરી લઈ તાહાથી તેવણુ આગલ ચાલેઆ. આ નામીચા નર જારે નૌસારીને કરાબે આવી પોહતા, તારે તાહાના જરથોસતીઓ માહેલા કેટલાક દાનાવ દસતુરો, મોબેદો તથા મોહબાવાલા બુજોરગ બેહદીનોએ તેમને એરાતેકબાલ જઈને ઈજતથી આ શેઠના કદમને કરાબામા દાખલ કીધા. મુસાફરીથી આલુદે થએલાં બદનને દીનની શરીએત મુજબ પવીતર કીરીઆથી સફાઈ કરીને તાંહાંની સરવે સમસત અનજુમન સહીત આતસબેહરાંમ સાહેબની દરઘાએ જઈ બંદગીથી ફરાગાત પામેઆ પછે, પોતાનુ નેક કાંમ જે આબરૂ ઈજતથી પાર ઉતારી આવેઆ, તે બાબે બાહરેહકતાલાની જનાબમા શોકર ગુજારી માટે સર નમાવેઊં. દસતુરો તથા મોબેદો વગેરે જેઓ તાંહાં હાજર હતા, તેઓ સરવેને દરેકના દરજા મુઆફેકની દક્ષનાથી તરપત કીધા, એટલુંજ નહીં પણ એ કસબાનાં બીજા ઘણાએક ગરીબ લોકોનેબી એવી રીતે નવાજેસ બખશી કે, તે માહેલા કોઈનેબી સવાલ આ શેઠ રૂસતમ માણેકે રદ જવા દીધો નહીં. હાડી નાંમવરી ઉપરાંત તાંહાંના સરશુબા, દેસાઈઓ તથા બીજા સરીમંતોને માટે પણ તેઓ દરએકના મરતબા મુજબના તોફા અધીઆઓની ભેટ કરી પોતાની ખરેખરી નેક સુરતમાં અમીત સંતોસ પામેઆ. તાંહાંથી આ શેઠની જારે ચલ કુચ થાઈ તારે તે તરફના સઘલા લોકોએ જે તેમનાં અધીઆઓ લીધા હતા, તેઓ પરતેએકે આ શેઠના નેકનામને છાજતાં નજરાનાના વધાવા એટલા તો નવાજેસ કીધા કે, તે લેવાને આ સાહેબ કશુ ઘટમાંન નહીં જોતા પણ તેઓને માતરે રાજી ખુશી રાખવાની ધારણાથી તેઓના મોટા ઉપકાર સાથે કબુલ રાખેઆ પછે દરએકને છેલી સલાંમની ભેટ આપી પોતાનુ સવદેસ સુરત જે તાંહાથી બાર કોસને છેટેછે તાહાનો મારગ તેનાએ ધરેઆ.

શેઠ મજકુરને સુરતમા સહી સલાંમત આવી પોંહચેઆની જેહવી ખબર શેહરના સરવે લતાઓ તરફ ફેલાઈ, તેહવીજ તાહાં અતીઅંત ખુશાલી

બધી વરણના લોકોમાં પેવસ થઈ; અને તેની યાદગારીમા મોટાથી તે નાંધલા, તથા તવંગરથી તે ગરીબો સુધાંનુ એક દબદબા ભરેલું સાહજન તેમને સાંહમનાં લેવા માટે બાહેર પડઊં; જાંહાં અરસપરસ મોલાકાત થયા પછે લેવા આવનારી સવારીમાથી આશીરવાદના સુંદર સરોદો સાંભલતા તથા દીલને રાહેત પમાડતા તેઓની સાથે પોતાને ઘેરે પધારીને એવાતો આશુદા થએલા દેખાયા કે, જાંણે કોઇ રીતની મુસાફરી તેનાએ કીધીજ ન હોએ.

હવે પેલો અંગરેજ શોદાગર જે આગમજથી આવીને પોતાનાં કાંમને સરનજાંમ ઉતારી આપનારા આ શેઠની રાહ જોતો હતો, તે તેમનાં આવી પોંહતાથી બેહુ જણાઓ ભેગા રહીને શુબા સાહેબની દરબારમાં દાખલ થયા; અને પેલું શાહનશાહી ફરમાન જે દીલ્લીથી લાવેઆ હતા, તે તેની હજુરમા રજુ કીધું. હાવું હોકમનામુ જોતાંજ હાકેમે મોટાં માંનથી સરોચસમે ચહડાવીઆ પછે મોહર ખોલીને જારે વાંચેઊં, તારે તે માહેલા મેહરબાની ભરેલા હોકમો સાંભલીને દરબારના સરવે અમલદારો ઘણાજ અચરત પામેઆ; અને એ કારણશર જે મેહનત તથા રંજ રૂસતમ શેઠે એખતેઆર કીધી, તે વીશે તેમની હીમતને સ્તુતી સાથે સાબાશી આપવા લાગા. અંગરેજ શોદાગરને સપુરદ થાએલા શાહનશાહી હોકમ તાકીદ બજાલાવવાની સુરતના શુબાએ પુરતી જમાંનત આપી; અને તે અમલમા આવેઆથી તેઓની સઘલી મુશીબત દફે થાઈ.

આ વાતની ખુશ ખબરી વેલાત ખાતે પોંહચાડવા થકી પેલું અસલ ફરમાંન અંગરેજ શોદાગરે પોતાના રાજા ઉપર રવાંને કરી દીધું; અને તે સાથે શેઠ રૂસતમ માણેકની મેહનત વીશે પણ વાસતારી લખેઊં, તારે તે વાત વાંચીને તથા ફરમાંન માહેલી લાભજોગ બીના જોઇને શેઠ મજકુરની કાબેલીએત તથા દાંનાઈ ભરેલી હીમત ઉપર રાજા ઘણોજ ખુશી થયો; એટલુંજ નહીં પણ આ શેઠ, દલાલ તો અસલથીજ ઠેડવાએલા હતા, તે ઉપરાંત કેટલાક રાજદુઆરી વહીવટ વટીક સોંફીને થોડુંકસુધી પોતાની તરફનો એક વકીલબી તેમને ઠેડવેઓ હતો. આ શેઠની દાનાઈ તથા હોશીઆરીથી શાહનશાહ અઓરંગજેબનુ હાવું માહભારત ફરમાંન જે અંગરેજોને હાથ આવેઊં તારથી તે લોકો હીંદુસતાંનમા પગભર થઈને મોટી દોલત મેલવેઆ ઉપરાંત રફતે રફતે રાજ વધારવાના નશીબાને પોંહચેલા તેઓએ ખચીત સાહમજવું જોઇએ; અને તેમ તેઓ સમજતાબી હશે તેમાં તો કશો શક નથી.

અંગરેજોની એક વાત ઉપર મુજબ પુરી થયા પછે, બીજી ફરજ આ શેઠ મજકુરને માથે આવી પડી હવી. એવું જણાએઊંચ કે તુરકી ગનાતનો એક માલેતોજાર, અને મોટો શોદાગર ઉસમાંન ચલેબી સુરતમા રહીને (જેને સાધારણ રીતે "શાહ ચલેબી" ને નામથી હજીતક ઘણા સાહેબો પીછાંણતા હશે, કારણ કે, પાછલથી તેના વેચાએલાં કેટલાંક સફરી મોટાં વાંહાંણો હીંઆંના વેપારીઓએ ખરીદ કીધાં હતાં) વેપાર વણજનાં બોહલાં કાંમથી ઘણાક દેશોની અંદર જે મશહુર થાએલો હતો, તેનું એક મોટું વાંહાંણ જે ચાલમાં"

ઘણુંજ સરસ, અને દરીઆવરપી ખાતાંમા બલવંત ગણાતું હતું; તે જુદદાત-રફથી કીમતી માલ તથા નગદી મલી રૂપીઆ લાખ ચારથી વધારેનો અવેજ લઈને સુરત તરફ આવતાં મારગમાં પોરટુગીસ લોકોની "આરમાર" (જેને આપરે મનવાર અથવા લડાઈનુ બારકસ કહીએછે) સાથે કાંઈક બાબદનાં શે-હજ બખેડા ઉપરથી જોસ બરેલી લડાઈ થઈ; જેમાં પરથમ તો ચલેબી તરફ જીહીત હતી, કેમકે તે લોકોનાં મારાથી ફરંગીના ઘણાક માંણશો મારીઆં ગયાં પણ તેઓનુ બલ વીશેરા હોયાને લીધે, શેવટે વેપારી વાંહાંણ તે માહેલા માલ, તથા નગદી, ઉપરાંત સઘલાં માણશો સહીત "આરમાર"ના હાથપર સપડાઈને જપત થાએઊં. આ વીશેની દુખ ભરેલી ખબર જારે ઉસમાંન ચલેબીએ જાંણી,તારે તેની ફરીઆદ હાકમના કાંનપર તેણે પોંહચાડી. તે વખતે સુરતની હકુ-મતપર નવાબ અમાંણુતખાં કરી હતો, તેને હાવાં દીકટ ભરેલાં કાંમની સફાઈ શેઠ રૂસતમ માણેક શેવાએ બીજા કોઈથી થવી મુશકેલ વીચારી. આ સાહેબને નવાબે પોતાની હજુર બોલાવી મંગાવેઆ, અને મોટી હોરમત આપી ફરમાંસ કીધી કે, "આ સખત કાંમનો ઉપાએ તમારી રૂડી તદબીરથી કરીને ચલેબીનુ "બારકસ છોડવી આપો; કેમકે તમારીજ મારફતે એ લોકો સાથે કોલકરાર "થએલાછે કે, મુગલાઈ હકુમતના કોઈબી વેપારી વાંહાંણને એ લોકો દખલ "પોંહચાડે નહીં; તેહવા આપેલા કોલથી હવડાં એ લોકો એકેદમ જે ફરી ગયાએ "તેનો ખોલાશો થવો જોઈએ. તમો તેના વેપાર ખાતાંના દલાલ ઉપરાંત કે-"ટલાંક રાજદુઆરી કારણમાંબી સાંમેલ છેઓ, અને તે લોકો તમારા ઉપર "જે મંમતા રાખેચ તેથી હું ધારૂંચ કે તમારા સુખનથી આ મુશકેલ કાંમ "પાર ઉતરશે; માટે માહરે ખાતર તસદીફ લઈને તે હાકમ પાશે તમો પોતે "જાઓ, અને ચલેબીનુ વાંહાંણ છોડવી લાવો." આવો સવાલ હકુમત તર-ફથી આ શેઠને શીફારસ થયો, તારે તેને મોટાં માંન સહીત કબુલ રાખીને તેટલાં કારણસાર વલી બીજીવારની મુસાફરીને અંગેજી લીધી.

હીંમતવાન શેઠ રૂસતમ માંણેકે બીજીવાર આવી પડેલું માહદીકટ કાંમ ફતેહમંદીથી પાર ઉતારી લાવવાનાં નેક એરાદાથી સુરત શેહરની ગુલજાર વસતી છોડીને જંગલની મંજેલ કાપતા પેહલવેહલા દંમણ પોંહચવાનો કરાદ કીધો. મારગમાં નોશારી ખાતે ઉતારો લઈને પોતાની જાતી સખાવતના દસતથી તાંહાંના ગરીબ લોકોનાં સવાલો બર લાવેઆ, અને તેઓના આશીરવાદ પાંમતા તાંહાંથી આગલ વધેઆ. આ શેઠ મજકુર જારે દંમણની લગોલગ આવી પોંહતા તારે તે વખતનાં હાકેમ કપતાંન કરાંણને ખબર થઈ, તેહવાજ પો-

"માણેકની,) રૂહ બરૂહ થએલા કોલ મુજબ બારકસને અટકાવી રાખવું સ-
"જાવાર નથી; માટે ફોરમાની રાહે તેનાં અસબાબ તથા માણસો સહીત તે
"વાહાંણ માહરે હવાલે કરી દીધાથી મોટી સરફરાજી મને હાંશીલ થશે." એના
જવાબમા કપતાંન સાહેબ બોલેઆ કે "એ શુરતી બારકશમા તમામ તુરકી લોકો
"હતા, તેઓએ હમારી આરમારને અપમાંન આપેશ એટલુંજ નહીં, પણ સાં-
"મણી લડાઈ ચલાવીને હમારાં કેટલાંક માણશોને મારી નાખેઆં તથા ઘાહેલ
"કીધાં; તારે હમારી તરફથી સખત ઉપાએ ચલાવી તે બારકસને જપતીમા લઈ
"લીધું; જે હવડાં હીંઆંના બારાંમા લાંગરવાર પડલુંછે; પણ એ બાબે હમારી
"વડી સરકારને ગોવા ખાતે હુંએ લખેલંચ, તેનો હોકમ તાંહાંથી ફરી વલે અને
"તે ફરમાવે તારે એ બારકસ તમારા માંગેઆ મુજબ પાછું હવાલે થાએ." હાવો
જવાબ સાંભલી શેઠ મજકુર રાજી નહીં રેહતાં વળી વીશેસ આજેજી કરતી
વેળા એ વીશે તેમની સલાહ પુછી; તારે તે કપતાંને કહેલ કે, "અગરચે તમો
"એવુંજ ચાહતા હોવ કે તમારી મુરાદ જલદી હાંશીલ થાએ, તો માહારી (યાને
"તે કપતાંનની) સલાહ એવીછે કે તમો વગર ઢીલ ગોવા તરફ શીધારો; તાંહાં
"હમારો મોટો સરશુબો સીંઓર વીઝરેલછે તેની હજુર જઈ અરજ કરશો તો
"તાંહાંથી તમોને એ વીશેનો વેહલો ઓલાશો મલશે; અને હું ધારૂંચ કે વખત
"પર જપત થએલું બારકસભી તમારે હવાલે મલવાનો તે હોકમ આપશે;
"માટે એ બાબે માહરી તરફથી તાંહાંના વડા હાકેમ ઉપર તમારી ખુબી તથા
"ભલાઇ સંબંધી ભલાંમણનો કાગલ લખી આપું કે તેથી કરી તમારી મુરાદ
"વેહલી બર આવે." હાવી સલાહને સરણ થઈ ગોવાના ગવરનર જનરલ
સીંઓર વીઝરેલ ઉપરનો ભલાંમણ પતર લઈને શેઠ મજકુરે તે તરફ ચાલવા
માંડયું, અને થોડેક દાહાડે વરાઇ જે તે વખતપર પોરટુગીસનેજ તાએબે હતું,
તાંહાં આવી પોંહતા; જાંહાં શીનોર શેરાંણુ નામનો અમલદાર હકુમત ચલાવતો
હતો, તે પોતાના રેસાળા સહીત શેઠ મજકુરને એસતેકબાલ આવી મોટી જા-
હોજલાલી સાથે શેહરમા દાખલ કીધા; અને મોલાકાતની સઘલી ક્રીઆ
પુરી થઇ રેહેઆ પછે શેઠ મજકુરને મુસાફરીની તસદીક વીશે જારે શવાલ
પુછેઓ, તારે પેલી ઉરામાંણુ ચલેબીના બારકસની બાબદ જાહેર કીધી; જે
સાંભલીને શીનોરે પણ પોતાની તરફથી ગોવાના હાકેમની ઉપર ભલાંમણનો
એક કાગલ લખી આપેઓ. વરાઇ ખાતે કપતાંન સેરાંણુના નાદર બગીચાથી
સોભા પાંમતો જે બંગલો હતો, તેમાં શેઠ એક દાહાડાને આખી રાત તેમની
મેહમાંનદારીમા ગુજારેઆ પછે, બીજે દાહાડે તાંહાંથી રૂખસત પાંમેઆં; જે
વખતે તેમનાં દરજા લાએકનો એક શેભાએમાન સરોપાવ તેણાંને નજર
કીધો; અને મોટી ખુશી સાથે તે કબુલ રાખીને વીદાએગીરી લઇ ગોવા તરફની
રાહ એખતેઆર કીધી. શેહરથી થોડેક દુર પોંહચેઆ વીશેની ખબર ગવરનર
જનરલ વીઝરેલને થાઈ કે, સુરત ખાતેથી આપણા દલાલ શેઠ રૂસતમ માણેક
અતરે આવેછે; તારે તેમને લેવા માટે નામદાર સરસુબાએ પોતાની કાઉનશીલના
અધીકારીઓ તથા બીજા અમલદારોને સાંમણે મોકલેઆ; અને તેઓની સાથે

ઘણુંજ સારસ, અને દરીઆનરખી ખાતામા બલવત ગણાતુ હતુ, તે જુદદાત રફથી કીમતી માલ તથા નગદી મલી રૂપીઆ લાખ ચારથી વધારેનો અવેજ લઈને સુરત તરફ આવતા મારગમા પોરટુગીસ લોકોની "આરમાર" (જેને આપરે મનવાર અથવા લડાઈનુ બારકસ કહીએછે) સાથે કાઈક બાબદના શે હજ બખેડા ઉપરથી જોસ ભરેલી લડાઈ થઈ, જેમા પરથમ તો ચલેબી તરફ જીહીત હતી, કેમકે તે લોકોના મારાથી ફરગીના ઘણાક માણશો મારીઆ ગયા પણ તેઓનુ બલ વીશેશ હોયાને લીધે, શેવટે વેપારી વાહાણ તે માહેલા માલ, તથા નગદી, ઉપરાત સઘલા માણશો સહીત 'આરમાર"ના હાથપર સપડાઈને જપત થાએઉં. આ વીશેની દુખ ભરેલી ખબર જારે ઉસમાન ચલેબીએ જાણી,તારે તેની ફરીઆદ હાકમના કાનપર તેણે પોહચાડી તે વખતે સુરતની હકુમતપર નવાબ અમાણુતખા કરી હતો, તેને હાવા દીકટ ભરેલા કામની સફાઇ શેઠ રૂસતમ માણેક શેવાએ બીજા કોઇથી થવી મુશકેલ વીચારી. આ સાહેબને નવાબે પોતાની હજુર બોલાવી મગાવેઆ, અને મોટી હોરમત આપી ફરમાસ કીધી કે, "આ સખત કામનો ઉપાએ તમારી રૂડી તદબીરથી કરીને ચલેબીનુ "બારકસ છોડવી આપો, કેમકે તમારીજ મારફતે એ લોકો સાથે મેલકરાર "થએલાછે કે, મુગલાઈ હકુમતના કોઈબી વેપારી વાહાણને એ લોકો દખલ "પોહચાડે નહી, તેહવા આપેના કોલથી હવડા એ લોક એકેદમ જે ફરી ગયાચ "તેનો ઓનાશો થવો જોઈએ તમો તેના વેપાર ખાતાના દલાલ ઉપરાત કે "ટલાક રાજદુઆરી કારણમાબી સામેલ છેઓ, અને તે લોકો તમારા ઉપર "જે મમતા રાખેચ તેથી હુ ધારૂચ કે તમારા મુખનથી આ મુશકેલ કામ 'પાર ઉતરશે, માટે માહરે ખાતર તસદીફ લઈને તે હાકમ પાશે તમો પોતે "જાઓ, અને ચલેબીનુ વાહાણ છોડવી લાવો" આવો સવાલ હકુમત તરફથી આ શેઠને શેફારસ થયો, તારે તેને મોટા માન સહીત કબુલ રાખીને તેટલા કારણસર વલી બીજીવારની મુસાફરીને અગેજી લીધી.

હીંમતવાન શેઠ રૂસતમ માણેકે બીજીવાર આવી પડેલુ માહદીકટ કામ ફતેહમંદીથી પાર ઉતારી લાવવાના નેક એરાદાથી સુરત શેહરની ગુલજાર વસતી છોડીને જગલની મનજેલ કાપતા પેહલવેહલા દમણ પોહચવાનો કરાર કીધો મારગમા નોશારી ખાતે ઉતારો લઈને પોતાની જાતી સખાવતના દસતથી તાહાના ગરીબ લોકોના સનાલો બર લાવેઆ, અને તેઓના આશીરવાદ પામતા તાહાથી આગલ વધીઆ આ શેઠ મજકુર જારે દમણની લગોલગ આવી પોહતા તારે તે વખતના હાકેમ કપતાન કરાણને ખબર થઈ, તેહવાજ પોતાની તરફના કેટલાક માતબર ફરગીઓને તેમની સામણે લેવા માટે મોકલેઆ, જેઓની સાથે શેહરમા દાખલ થઈને કપતાન કરાણની હજુરમા આવેઆ, જાહા આરસપરસની મોલાકાત મુબારક થયા પછે, શેઠજી તોફાહ અધીઆ જે લાવેઆ હતા તે હાકમની સામણે ધરેઆ, અને પોતા તરફથી કેટલીક દાવા નવાજેશ કીધા પછે, પેના ઉસમાન ચલેબીના બારકસની વાત છેડી ઘણીજ લતીફ જુબાનથી અરજ ગુજારી કે "એહુ ગજ વયે માહરી (યાને રૂસતમ

"માંણેકની,) રૂહ બરૂહ થએલા કોલ મુજબ બારકશને અટકાવી રાખવું સ-
"જાવાર નથી; માટે ફીરપાની રાહે તેનાં અસબાબ તથા માણસો સહીત તે
"વાંહાંણ માહરે હવાલે કરી દીધાથી મોટી સરફરાજી મને હાંશલ થશે." એના
જવાબમા કપતાંન સાહેબ બોલ્યા કે "એ શુરતી બારકશમા તમામ તુરકી લોકો
"હતા, તેઓએ હમારી આરમારને અપમાંન આપેઉં એટલુંજ નહીં, પણ સાં-
"મણી લડાઈ ચલાવીને હમારાં કેટલાંક માણશોને મારી નાખ્યાં તથા ઘાહેલ
"કીધાં; તારે હમારી તરફથી શખત ઉપાએ ચલાવી તે બારકસને જપતીમા લઈ
"લીધું; જે હવડાં હીંઆંના બારાંમા લાંગરવાર પડેલુંછે; પણ એ બાબે હમારી
"વડી સરકારને ગોવા ખાતે હુંએ લખેઉંચ, તેનો હોકમ તાંહાંથી ફરી વલે અને
"તે ફરમાવે તારે એ બારકસ તમારા માંગેઆ મુજબ પાછું હવાલે થાએ." હાવો
જવાબ સાંભલી શેઠ મજકુર રાજી નહીં રેહતાં વળી વીશેસ આજેજી કરતી
વેળા એ વીશે તેમની સલાહ પુછી; તારે તે કપતાંને કહેઉં કે, "અગરચે તમો
"એવુંજ ચાહતા હોવ કે તમારી મુરાદ જલદી હાંશલ થાએ, તો માહારી (યાને
"તે કપતાંનની) સલાહ એવીછે કે તમો વગર ઢીલે ગોવા તરફ શીધારો; તાંહાં
"હમારો મોટો સરશુબો સીંઆર વીઝરેલછે તેની હજુર જઈ અરજ કરશો તો
"તાંહાંથી તમોને એ વીશેનો વેહલો ખોલાશો મલશે; અને હું ધારૂંચ કે વખત
"પર જપત થએલું બારકસબી તમારે હવાલે મલવાનો તે હોકમ આપશે;
"માટે એ બાબે માહરી તરફથી તાંહાંના વડા હાકેમ ઉપર તમારી ખુબી તથા
"ભલાઇ સંબંધી ભલાંમણનો કાગલ લખી આપું કે તેથી કરી તમારી મુરાદ
"વેહલી બર આવે." હાવી સલાહને સરણ થઇ ગોવાના ગવરનર જનરલ
સીંઆર વીઝરેલ ઉપરનો ભલાંમણ પતર લઇને શેઠ મજકુરે તે તરફ ચાલવા
માંડઉં, અને થોડેક દાહાડે વરાઇ જે તે વખતપર પોરટુગીસનેજ તાબેએ હતું,
તાંહાં આવી પોંહતા; જાંહાં શીનોર શેરાંણ નામનો અમલદાર હકુમત ચલાવતો
હતો, તે પોતાના રેસાળા સહીત શેઠ મજકુરને એસતેકબાલ આવી મોટી જા-
હોજલાલી સાથે શેહરમા દાખલ કીધા; અને મોલાકાતની સઘલી કીરીઆ
પુરી થઇ રહેઆ પછે શેઠ મજકુરને મુસાફરીની તશરીફ વીશે જારે શવાલ
પુછેઓ, તારે પેલી ઉશમાંણ ચલેબીના બારકસની બાબદ જાહેર કીધી; જે
સાંભલીને શીનોરે પણ પોતાની તરફથી ગોવાના હાકેમની ઉપર ભલાંમણનો
એક કાગલ લખી આપેઓ. વરાઈ ખાતે કપતાંન સેરાંણના નાદર બગીચાથી
સોભા પાંમતો જે બંગલો હતો, તેમાં શેઠ એક દાહાડોને આખી રાત તેમની
મેહમાંનદારીમા ગુજારેઆ પછે, બીજે દાહાડે તાંહાંથી રૂખસત પાંમેઆં; જે
વખતે તેમનાં દરજજાં લાએકનો એક શોભાએમાન સરોપાવ તેણાંને નજર
કીધો; અને મોટી ખુશી સાથે તે કબુલ રાખીને વીદાએગીરી લઇ ગોવા તરફની
રાહ એખતેઆર કીધી. શેહરથી થોડેક દુર પોંહચેઆ વીશેની ખબર ગવરનર
જનરલ વીઝરેલને થાઇ કે, સુરત ખાતેથી આપણા દલાલ શેઠ રૂસતમ માણેક
અતરે આવેછે; તારે તેમને લેવા માટે નામદાર સરસુબાએ પોતાની કાંઉનશીલના
અધીકારીઓ તથા બીજા અમલદારોને સાંમણે મોકલેઆ; અને તેઓની સાથે

આ શેઠ શેહર મધે આવેઆ. વાઇશરાએ દબદબા ભરેલી દરબાર આરાસતે કરીને તેમની મુલાકાત જારે લીધી, તે વખતે નામદાર હાકેમને લાએકનુ પોતાની સાથે હાજર રાખેલું કીંમતી નજરાંણું કુરનસ બજાવી તેમને મુબારક કીધું; જે મોટા પેઆરથી લઈને કબુલ રાખેઆ પછે મુસાફરી ખેંચવાની મકરાદ પુછવા લાગો. શેઠે પોતાની વીનંતી ગુજારી કહેણ કે "અમે નામવર "સરદાર, સુરતના સોદાગર ઉશમાંન ચલેબીનુ માલ તથા નગદીથી ભરેલું વાં- "હાંણ તમારી આરમારે પકડીને જપત કીધુંચ, તેનો છુટકારો મેલવવાની "આરજુથી હાવી સખત મુસાફરી સહન કરી હું અતરે આવેઓછું કે તમારી "મોટી મેહરબાંણીથી તે બારકસને ખાંમું." એટલું કહી પેલાં ભલાંમણના બેએનાંમાં શીનોર વીઝરેલને સપુરદ કીધાં; જેમા શેઠ મજકુરની નીહાએત ખુબી ભરેલી બીના વીગેનુ વરણન લખાએલું હતું, તે વાંચી મોટી ખુશી ઉપજાવી; અને ખુશ મીજાજથી હસતે મોહડે હાકેમ સાહેબે ભરોશો આપી કહેણ કે, "અએ રૂસતમ શેઠ, મુસાફરીની ,સખતીથી તમો ઘણાજ થાકેલાછો, માટે "થોડા દીવસ વીસાંમો પાંમવા માટે અતરે આરાએસ લઈ રેહવો; અને ખાતર "જમાં રાખો કે ચંદરોજમાં તમારૂં કાંમ હું પાર ઉતારી આપીસ." એટલો દીલાશો દઈને આરાસતે ભરેણ એક ખાસ મકાંણ શેઠને રેહવા માટે આપેણ; જાંહાં લગભગ નવ મહીના ઘુલીક હોરમત સાથે રહીને ગવરનર જનરલની અતીઅંત પરીતી મેલવી લીધી, એટલુંજ નહીં પણ તેટલા અરસામા સુરતથી તરેહ તરેહની તોફા ચીજો મંગાવીને તે સરશુબા ઉપરાંત તાંહાંના બીજા મોટ મોટાઓને ભેટ આપેઆથી ગોવા જેવાં શેહરમા રૂસતમ શેઠ આસકાર થાઈ પડેઆ. કેહચ કે આ શેઠ મજકુરે તે શેહરની અંદર એક નાહનકશો પણ રોનકદાર મેહલ પોતાને ખરચે બંધાવીને, સઘલી તરેહના શીનગાર સાથે એવો તો શોભા ભરેલો કીધો કે, તેની રચનાં જોઇ સરવે કોઇ હેરત રહેઆ. તે એમારત જારે સમપુરણ થઈ તારે તેમા તાંહાંના ગવરનર જનરલ તથા તેની કાંઉનશીલના નાંમીચા અધીકારીઓ ઉપરાંત બીજા અમલદારો વગેરેને ઉ.

ખાતે ઘણીજ તાકીદ ભરેલો હોકમ મોકલાવેઓ; તે ઉપરથી ગવરનર વીઝરેલ પેલું જપત કીધેલું વાંહાંણ; તે માંહેલો માલ તથા નગદીથી જેહવી હાલતમાં અસલ હતું તેવાજ આકારમાં સઘલાં માણસો સહીત દમણથી તતકાલ ગોવા તરફ બોલાવી મંગાવી શેઠ રૂસતમ માંણેકને હવાલે કરી દીધું. આ શેઠે ઘણા મહીના સુધી ગોવામાં રહીને પોતાની સખાવતથી કીરતી ભરેલી ભલાઈ જે કરી દેખાડી, તેના બદલામા ગવરનર જનરલે એક પાદશાહી લાએક પોશાકનો ઉમદા સરોપાવ તેણાને પેહરાવેઓ. હાવું માન મલેલું જોઈને તાંહાંના લોકોએ તેમની વીદાએગરી ટાંકણે પોત પોતાની મગદુર પરમાણેના હદીઆઓ જે નજર કીધા તે તેઓ દરએકના માહભારત ઉપકાર સાથે કબુલ રાખેઆ; અને સઘલાઓએ બજાવેલી પરોહનાગતથી સંતોસ પાંમેઆં પછે પોતાની નેક મુરાદમા ફતેહરૂપ થઈ પેલાં છુટકો પાંમેલાં વાંહાંણ મધે ચહડીને દરીઆની સફર કાપતા શેહજ દાહાડામા સુરતનુ આબાદ બંદર સલાંમત કીધું. શેહરમા જારે ચોતરફ ખબર ફેલાઈ, તારે શેઠ રૂસતમ માંણેકની ફતેહ ભરેલી કીરતી વીશે ખરાં જીગરથી લોકોએ આબાદી ચાહી. વાંહાંણમાથી ઉતરીને કીનારે આવેઆ પછે શેઠ મજકુર સરસુબાની હજુર હસતે મોહડે રજુ થયા, તારે તે નામદારે મોટાં માંન તથા પેઆરથી તેમની ભેટ લઈને ઘણીવાતે સરફરાજ કીધા; અને દોલતની તો જોકે આ સાહેબને કશી કોતાઈ નોહતી, તોપણ નવાબ મુસતેતાબની તરફથી એક ઊંચા સરોપાવની જે ભેટ થાએ, તે શાહનશાહ પાશેથી મલેઆ જેટલા મરતબામા લેખીને હાકમનો મોટો આભાર માંનેઓ.

પેલો મલકુલ તોજાર ઉસમાંણ ચલેબી, જે પેહલાં તો મોટી જાહોજલાલીમાં ચકચુર હતો; તે આ શેઠ રૂસતમ માંણેકના આભાર નીચે હવે ખરેખરો દબાઈને ખબર મલતાંવાર શેઠને મકાંને મોટી ઓજરખાઈ સાથે તેમની મોલાકાત લેવા સારૂં ચાલી આવેઓ; અને વીપતમા પડેલાં પોતાનાં ખારફસ વીશેની સઘલી કેફીએતથી વાકેફ થયા પછે, શેઠ મજકુરને પોતાને મકાંને તેડી ગયો; જાંહાં કેટલાક સોદાગરો તથા ઇસત મીતરોની એક મીજાલસ મેલવીને તેઓની હજુરમાં શેઠની ઘણી વખાંણ કીધા પછે તેનાએ ખેંચેલી રંજના બદલામા મોટી કીંમતનો સરોપાવ તથા ઘણી તરેહનાં બીજાં નજરાંણાનો અર્પીઓ આપેઓ; એટલુંજ નહીં પણ આ શેઠને તસદી પોંહચેઆ સાથે ઘણો મોટો ખરચ જે થયો હતો, તેવીશે નમનતાઈથી માંફી ચાહી તેમના હકમા શાદહજાર દુવા આફરીન ગુજારીને મીજલસ બરખાસત કીધી.

હાવી રીતનું પરોપકારી ભરેલ માહભારત કાંમ એક તરાહેતને ખાતર પોતાનો જર ખરચી, જીવને જોખમમા નાંખી જેહવું શેઠ રૂસતમ માંણેકે સરંજાંમ પોંહચાડેલ, તેહવું તે વખત ઉપર ઉસમાંણ ચલેબી પોતે સઘલી પુંજી ખરચીને ખુહાર થાતે, અથવા તેની તરફથી મુગલાઈ સરકાર લડાઇ ઉઠાવતે, તોપણ તેઓ હરગેજ બજાવી સખતે નહી; માટે એજ વાત ઉપરથી આપણને મજબુત સાબેતી મલેચ કે, જાંહાં પરજાનાં જાંન માલનો કશોએ સંભાલ નહી થાએ તેહવા ભરોસા વગરનાં રાજમા એવોબી એક સખી નર ઉગી નીક-

લખ્યો હતો કે, ખોદાની બખશેસ ઉપર સદા આધાર રાખીને કોઈનુંબી સંકટમાં પડેલું મુસકેલ કાંમ માથે ઉઠાવી લેવામા સારી સખતી ધરાવતો હતો. હાવી કીરતીના બદલામા છેક દીલીની શાહણશાહતથી આ રૂસતમ માણેકને સુરત મધે કોઈ સેંકડો વીંઘા ખાલી જમીનની નવાજેસ થાઈ. પરથમમા માંન ભરેલો ખેતાબ અને તેપછે જમીનદારીનુ માલિકપણું મલાથી તેમનું પરીવાર શેઠ ખાનદાનની અટકે આજે પરથવી ઉપર પરકાશી રહેલું જણાએછે.

ઉપલી બાબદોમાં જોકે ઘણું કરીને આ શેઠ મજકુરનો લાભબી સચવાએલો જણાઈ આવેઓછે, પણ હવે પછે નોંધાતી વાતો તેમની ખરેખરી સખાવત ભરેલી કીરતીનું બાંકું જે વજાડશે, તેમાંથી મનને રીજાવે એવા નીકલતા શુંદર સરોદ બચીત કરી આપરે સાંભલવા જોઇએચ.. દીલીનાં શાહણશાહ ઓરંગજેબનાં હોકમથી સુરત શેહેરનાં જરથોસતી લોકો ઉપર જજીઆનો જુલંમગાર કર હુલડાવવાનુ કાંમ જે સરૂ થયું, તે વાતને આપણ સારી પેઠે જાંણી ચુકેલા છઈએ કે, હેવા શેતમગાર વેરાથી ઈરાંન તરફ રેહનારા આપણા હંમદીનો ઉપર અગાઉ કેહવી સુશીબતો ગુજરતી હતી. અને તેનો છુટકો જો કદાપી મુંબઇનાં જરથોસતી સરીમંત સાહેબો નહીંજ કરતે તો, આજ દન તુલીક સખતીવનાનો એકબી ઈરાંની પારસી પછે જીવથી અથવા ધરમથી તે તરફ સલાંમત રેહવો મુસકેલ હતો; તેહવો અફશોસ ઉપજાવનારો હીંગાંમ સુરત શેહેરનાં જરથોસતીઓને માંથે ચોંહટી પોડો; જેનો બોજો સખતીવાલાઓને તો કચવાટ થયા છતાં કાંઇજ ભારે પડ્યો નહી, પણ ઘણા ખરા લોકો ગરીબ તથા મુફલશીમાં ગીરફતાર રહીને મોટી મુસકેલથી પોતાનો સનસાર ચલાવનારા હતા, તેઓ મલતા તેમના બચ્ચાં છોકરાંઓ ઉપર જજીઓ નહી ભરાઈ સખેઆની વીરૂધ અતીશીઅ શેતમ જારે ગુજરવા લાગો, તારે તેઓ સઘલા જણાઓ એખીટા થાઇ મોટી માહેતમ પોશી સાથે કકલાટ ભરેઆ પોકાર માંરતા શેઠ રૂસતમ માંણેક પાશે આવીને આજેજીથી અરજ કરવા લાગા કે, "આ આફતમાથી હમારો બચાવ કરો; નહીતર હમારી જીંદગીનો અંત ઘણી બેહોરમતી સાથે આવશે." જારે હાવી રીતનાં પડતાં દુખ ઉપર મીનત જારી થએલી સાંભલી તારે શેઠ મજકુરે પોતાનાં દીલમાં રેહમનો અંસ ઉતારીને વગર ઢીલ શેહરની કચેરીનો દીવાંન જે મોટો અંમીર હતો તેની પાશે ગયા, અને જે લોકો તદન ખમી નહીંજ સખે એવા કોઇ શેંકડો પારશીઓ ઉપર નખાએલા જજીઆનો જુમલો એખીટો કરી તેટલાં નાંણાંની મોટી રકમ પોતાની ખાસ પુંજી મધેથી સરકારમા આપી; એટલુંજ નહી પણ તેહવા મોહતાજ લોકોની તરફનો બીજો એક ભારે બોજો પોતાનેજ સર ઉઠાવીલઇ સરકારને અરજ કીધી કે, દરસાલનાં જજીઆની તેટલીજ રકમો તેવન જાથુક આપેઆ કરશે, માટે તેઓ પાશેથી હવે એ બાબદમાં કશી તેઓશીલ કરવી નહી. હાવી રીતનાં આરકતરા જુલમી કરની રકમનો કશો આંકડો કીસસામા લખેલો જણાતો નથી, પણ અટકલથી ધારી સખાએછે કે, દરવરશે ઓછાંમા ઓછા રૂપીઆ હજાર પાંચને આસરેના પરમાણ પરમાણે

થોડુંકસુધી ભરશે હશે. આ હાતંમ સરીખી સખાવતથી શેઠ રૂસતમ માંણેકે બીચારા ગરીબ હંમદીનોનો જે છુટકો કરી આપેઓ, તે જોઇ સઘલાઓએ ખરાં અંતકરણથી તેમના વઉસ પરંપરા સહીત ચાહેલી આબાદીના આશીરવાદ, હજી સુધી આ ખાંનદાંનમા ફલદરૂપ પાંમતા રહેલા આપણી નજર આગલથી ખીસેઆ નથી.

રૂસતમ શેઠની ઉપલી સખાવતનો આવાજ જારે શેહરમાં ફેલાયો, તારે એવા એક બુલંદ હીંમતનાં સખી દાતારનો આસરો પાંમવાની પુર ઉમેદ બીજી કોમવાલાઓનેબી થાઇ. ખરૂંછે કે એક ધણી કદાપી પોતાનાં પેશી અથવા તાલાના લોકોને જેબી બાંહાંને વખતસર કાંઈ નવાજેસ કરે, તેતો કુદરતથી ઉતરેલી તેની ફરજ અદા થાએલી કેહવાએ; પણ જે સખસ તેથીબી આગલ વધીને ખોદાની સરવે ખલકતને સરખી આંખે જોઈ તેમાં મિલાઇ જાએ, અને નેઆત જાતનો કશોએ ફરક નહી જાંણતાં પરકોમનેબી પોતાનાજ ભાઈબંદ જેહવા પીછાંની તેઓનાં દુખનુ નીવારણ શોધે, તે ખરેખરો માંહ ધરમી દાતાર અને ખોદાની રેહમતને પોંહચવા લાએકનોજ ગણાંએ. એવાઓની સંફમાં સમાઈ રેહેલા આ શેઠ મજકુરની હજુરમાં ઘણાએક હીંદુ ગનેઆતનાં ગરીબ લોકોની સંકટમાં સપડાએલી માતાઓ, બાએડીઓ, બેહેનો તથા છોકરાંઓ વગેરે, આંજુઓંના રેલા ઉતારતાં આવીને કરજોડીસાથે મીનતજારી કરવા લાગાં, કે "હમારા બાપ, ભાઈ, ભાએડા, તથા વીરાઓને, તેઓથી "જજીઆનો જુલમી વેરો અપાઇ નહી સખાયાને લીધે નીરદયાલું સરકારે "બલતવારીથી પકડીને કેદખાંને શેતંમ ગુજારતા ઘોંધી મેલઆચ; અને તે "ઉપરાંત ઘેરબારો ઉપરબી જપતી બેસાડીછે; તેમાંથી હમોને છોડવી આપવા"લાએકનો તમો શિવાએ હમારો ગંમખાર, તથા દાદનો લેનાર બીજો કોઇ "જણાતો નથી. માટે હમારાં જાંન તથા માલની સલાંમતી જે તમારીજ "મદદને આધારે લટકાઇ રહીઆ, તેને સંભાલી લેવો; કેમકે હમો બીનરાક"તીનાં લોકો ઘણીજ મુફલેશી તથા દુબલી હાલતમાં એવાંતો ગીરેફતાર "છઇએ કે, મેહનત મસાગત ખેંચીને મજુરી કરતાંબી હમારૂં પેટ ભરાઇ "સખાતું નથી, તાંહાં હાવો શેતમ ભરેઆ જજીઆનો જુલમી કર કેહાંથી "ભરીએ." જારે આવો માંમલો શેઠે જોયો તારે તેઓની હાલત ઉપરબી મેહરબાંણગીની નજર પુગારી, પોતાનો એક નાએબ નોશેરવાંનજી નાંમનો હતો તેમને સરકારનાં દેવાંન પાશે મોકલાવીને તેહકીક કરાવેઆ પછે, જેટલા હીંદુલોકો એ કારનસર કેદમાં પડલા હતા, તેઓને માંથે નાંખેલા કરના કેટલાક હજાર રૂપીઆ જે થયા, તે ચુકતે હસાબે તતકાલ પોંહચાડી સઘલાઓને જજીઆની જંનજાલીમાથી મોકલા કરી આપેઆ. લોકો બીચારા કેદખાંનેથી બલાશી પાંમતાં વારજ સઘલાઓ હંસતે મોહડે શેઠ મજકુરની હજુરમાં રજુ થાઇ તેઓને માથેથી દફેશધેલી મુશીબત વીશેનો બેહદ ઉપકાર માનેઓ; અને ખોદા સાહેબની જનાબમા આ શેઠના હકમો હજારો હજાર દુવા આફરીન ગુજારી પોતપોતાને મકાને આવતા થયા.

જજીઆના વેરાની વીનમનાગાથી ગરીબ લોકોને જાવેદાન સુધીની મોકલાશ મેળવી આપવાનો હેતુ ઈછી શેઠ મનજુરે અતે દીલ્લીખાતે દાદ પોહચાડીને તાહાથી માફી મગાવી તેઓના સર ઉપરનો બોજો તદન કાહડી નાખેઓ હતો.

આગલા વખતના જુલમી રાજની પરજા, માથે હાકમ ધણીઆ છતા સંભાલવના રહીને પારકે હાથે ઘણીવાર જે લુંટાએઆ કરતી હતી, તેહવો એક બનાવ ઈસવી સને ૧૬૬૪ મા જારે શીવા ગણી (શીવાજી) નામનો મરાહઠો લુતારો સુરતની આસપાસના ગામડાઓને ઘેરામા લઈ પડો, તારે તાહાના પારસી લોકો ઉપર બનેઓ હતો; જે વીશે ફીરાશાનો જોડનાર એવુ જણાવી ગએઓચ કે, એ જહનુની રાહ મારુએ ગામડાઓની વસતીના મરદો, ઓરતો અને બચાઓ ઉપર કરૂરપણાની મોટી જફા પાડી તેઓના ઘેરો ગયેથી જેબી હાથ આવેઉ તે સઘડુ લુટી લેતાબી જારે નહીં ધરાએઓ, તારે તેઓ ઉપર બીજો વીશેસ વેરો નાખેઓ. કેહચ કે એ ગીરદી વખતે ઘણાએક જખમી થએલા લોકો એની સુગાલમાથી છટકીને જે નાહાસી ગએઆ તેતો માલ ખોહતા જાનથી બચેઆ; પણ જેટલાઓ સપડાએઆ તેટલાઓને જાહા સુધી માગેલો વેરો નહીં આપે તાહાતુલીક પોતાની ડરામણી છાવણીમા તેઓને કેદ કરી મેલઆ; એટલુજ નહીં પણ ગામડાઓમા ચોઓ તરફ આગ સલગાવીને રેહવાસીઓને આપદામા નાખવા માટે તેઓના ઘેરબારો વટીક બાળી નાખેઆ. હવે જે લોકો બીચારા છતે હાકમે નધણીઆતા થાઈ લુટાઈ લગડાઈને શેતમગારના સેકનજામા સપડાઈ પડેલા હતા, તેઓ માહેલા કેટલાકોના નાહારાભાગથી બચેલા બાએડી છોકરાઓ ઉપર કેદીઓ તરફથી એવો પેગામ આવેઓ કે, આ નાપેકાર બારેસતીઓ તરફથી કેદખાનામા, તેઓ ઉપર જે અતીઘણો જુલમ ગુજરેચ, તેહવા બદકારોને હાથથી દંડ આપેઆ શેવાએ તેઓનો કદી છુટકો થાશે નહી; તારે તે વાત સાભળી બીચારા ઘણાજ અફસોસમા પડેઆ; કેમકે એકતો તેઓની સઘળી મીરાસ લુટાઇ ગએઆથી ફકીરે હાલ બનેઆ, બીજુ તો રેહવાના ઘેરવટીક આતરાને ભાગે ચહડીને બરામ થાઈ ગએઆ, તેમા વળી આ તરીજુ દુખ એ ઊભુરાએઉ કે, તેઓનો પરતીપાલ કરનારાઓ જુલમગારને હાથ બીનતકશીર કેદખાને પડેઆ. આ લોકોના છુટકારાનો એલાજ સોધવા માટે સઘલાઓ એબીતા થઇને પરેસાણી હાલતે શેઠ રૂસતમ માણેકની દેવડીએ દાદ માગવા ગએઆ; જે વાત સાભલતાજ દએઆલુ દીલના દાતારે તેઓ ઉપર રેહમની દરસટી પોહચાડી બીચારા બીનતકસીરો ઉપર નખાએલા વેરાના રૂપીઆ દશહજાર તતકાલ મોકલી તેઓને શીવાગણીના બંદમાથી છોડવી મગાવેઆ. અને તે ઉપરાત જે જે લોકો બીસમાર હાનતમે આવી પડેઆ, તેવા દરએકના ઘેરબારો જરૂરીએતની ચીજોથી પાછા ઉભા કરાવી આપીને પોહતેલી મુશીબતમા સનતોશ પમાડેઓ.

એ શીવાએ શેઠ રૂસતમ માણેકના બીજા કેટલાક ઉપીયોગી ધરમના કામો ઉપર નેધાહ પોહચાડતા એવુ માલુમ પડેઉચ કે, સુરતની બાહેરના

જીવાઓ તથા જંગલો તરફ રસાતાવએ આવેલી ખાડીઓ તથા નદીનાલાંઓની કેટલીક નડતથી રાહદારી તથા ભારબરદારી મુસાફરોને વરસાદનો દીવસોપર અતીઅંત હેરાનગતી જે પોંહચતી હતી; તેહવી દીકટ જગાઓ ઉપર આ શેઠે પોતાની ગીરોનો દરબીઅ ખરચીને ઘણે ઠેકાણે મજબુત પુલો બંધાવી આપેઆથી સઘલી અડચનો મટાવી દીધી. કેટલીક વેરાણ જગો વસાવવા માટે જાહાડ-પાનો ઉગાડીને બાગબગીચાઓની લીલાતરી એવી તો રચાવી દીધી હતી કે, તે જો-યાથી દુખીઆરાઓ જલદી આરાંમ પામે. શેહરની અંદર એક સુંદર અને કોશાદે મકાન જરથોસતીઓને સર અવસરે વાપરવા માટે બંધાવીને જોઈતા અસબા-બની આરાસતાઇ શીકે ધરમખાતે બખશીંદા કીધું; જાંહાં કેહચ કે, આજતુલીક તેનો લાભ તાહાંની અનજુમન લેતી આવેછે.· અને તે ઉપરાંત આસપાસના ગરગાંમડાંઓ, તથા બીઆબાન જંગલો તરફ જાંહાં મુસાફરો તથા પશુપરાણી-ઓને આવજાવ કરવાના મથકો હતાં, તાંહાં તેઓની પેઆસ મટાડવાના હેતુથી કોશાદે કુવાઓ* તથા અભાડાઓ ખોદાવીને મજબુત બંધાવી આપેઆ; એટ-લુંજ નહીં પણ તેઓની જાથુક મરામતના ખરચ માટે જાગીરો લઇને અલા-હેધી રાખેલી, હાલની ઘડીસુધી તે તરફના રખેવાલો પાશે સલામતી સાથે સચ-વાઇને તેની ઉપજમાથી આવું પુનનુ કામ ચાલુ રહેલું છે.

જે પાકીજેહ ધરમમા આ શેઠ જનમ લઇને દુનીઆ અંદર આસકાર થયા,-તેનુ માન જાલવી રાખવા માટે તેવન એટલાતો હોશેરામંદ હતા કે, મ-જહબનુ કોઈબી ફરમાન પોતાની જીંદગી સુધી વેઅરથ જવા·દીધું તો નહીંજ; પણ તે પછેબી તેવી કીરીઆનુ કામ હંમેશાં ચાલુ રાખવાના હેતુથી, પોતીકા વારેસોના હસતકમા એક મોટી પુંજી અલાહેધી આપીને તે વીશે એવી સખત વસીએત કરી ગયાચ કે, તેની ઉપજ તેજ કારણ વતરોગે બીજાં કોઈ કામમા બીલકુલ વાપરવી નહીં; અને તેજ કાએદાકાનુન મુજબ તેમની પેહડીથી ઉત-રતા આવેલા પુંજીના રાખનદારો પોતીકા મુરબીના હોકમને તાએબે રહીને અંમલ કરતા જણાએછે.

એ ઉપરાંત એક ઉતમ ઈઆદી શેઠ રૂસતમ માણેકની સખાવત સંબંધી જે આસકાર થાએલીછે, તે એકે, જે કોઇ આદમી ઘણીજ ગરીબી હાલ-તમા રહીને પોતાના ફરજંદો પરણાવેઆમા અસકત જણાયા, તેહવા સખસો ઉપર મેહરબાંની કરેઆમા એવાતો બંતી હતા કે,· કેટલાકો તો તેહવી ગીરેફ-તારી ભોગવેઆ છતાં આબરૂને ખાતર એક હરફ વટીક બાહેર કાહડવામા

* એ માહેલો એક કીરતીવાન કુવો બારકશના હજીરા આગલ તેમના નેક નામની ઈઆદી ધરાવતો જે હજીસુધી ઉભેલોછે, તે ય૦ ૧૦૬૮ મા કોઇ એવે રા-મુહુરતે બંધાએઓચ કે, આજે ૧૭૫ વરસની લાંમબી વએ પોંચીને જેવીને તેહવી હાલતમા સલામતી સાથે પેઆસાઓને સંતોશ પમાડેછે. એ ઉપરાંત બીજા કુવાઓ રૂશતમ પરામા, સચીનમા, લાજપોરમા અને અબુદરમા જેછે, તેઓની ઉમરની તેટલીજ ધારેઆમા આવેછે; પછે થોડાંક વરસ આગલ પાછલ હોએ તેની ચોકસ ખબર ગલી નથી.

નો૦ લે૦

સરમાતા હતા, તેહવાઓનેબી હરેક બાંહાંને પોતાને તાંહાં બોલાવીને ગુપતદાન દીધાથી દર વરશે તેમના આસરા હેઠળ ઘણાક નાવારેસ જેડાઓ બંધ બેસાતાં હતાં.

શેઠ રૂસતમ માણેકનુ આ કામ એવાતો ઉંસતવાર પાયાપર કરી ગેહેલુંછે કે, તેની સાથે તેનાનુ નેક નામ જે ચીકટ ચોટી બેઠુંચ તે કોઇનાથી મોહ-ડામાથી દર દાહાડાને એક કલાક પણ ભુલાતું તો હશેજ નહીં. આ મુબારક નામ તે સુરત શેરના રૂસતમ પરાંનું દીપેછે; અને તે વીશે એવું કેહવાએચ કે, દીલીની શાહણસાહત તરફથી આ શેઠને શેહરની આસપાસ મુબલક જગેઆ જે નવા-જેશ થએલી હતી; તે માહેલા કેટલોક ભાગ પોતાના ખેશીઓ, તથા ઈસ્ત-મીતરો વગેરે લાગતા વલગતાઓને અમલા બાધી રેહવા માટે તેનાએ જારે મુંફત આપી, તારે તેના હુએસાનમા વગતી કરી રેહનારાઓએ તે બાંધેલા પરાને તેમના નામ સાથે જેડુણ; અને તે દાહાડાથી તે ચંદરોકાળ સુધીની એક છબતી સનદ દુનીઆની હજુર પરકાશતી રહેલીછે. શેઠ રૂસતમ માણેકની હઈઆતી બાદ ઉપર જણાવેલી માહેલી કેટલી જગેઆ તેમના ફરજંદોમા વેહ-ચાઇ ગયા પછે, તે માહેના બે સાહેબોના હસતકથી તેવીજ રખાવતમા આપા એથાને લીધે "ફરામપરૂ" તથા "નાહનપરૂ" જે વશેછેચ, તેમા એકતો આ શેઠના વડા દીકરા ફરામજી, તથા નબીરા નાનાભાઇ બમનજી* ના નામો જોડાઈ રહેલા કેહવામા આવેછે.

બારેહકતાલાએ શેઠ રૂસતમ માણેકને જે અખુટ ખજાનો બખશેઓ હતો, તેની સાથે અઓલાદની આબાદી ફેલાવનાર તરણ બેટાઓની નવાજે-સબી દીધી હતી; જેમધે વડા ફરામજી, વચલા બમનજી અને સઉવેથી નાંહલા નવરોજજી હતા; જેઓ કેહચ કે બાપના નામને જેબ આપે એવા નામવર નરો એકેકથી સરસ વખણાઈ ગયાચ, પણ અફશોસછે કે તેઓ માહેલા એક (નવરોજજી શેઠનુ થોડુંક બયાંન હવે પછે આવશે) શીવાએ બીજાઓની કારકીરદી સબધી હકીકત નોધી રખવામા તેમના કુટુબીઓએ અતીશીઅ ગફલતી કીધેલી જણાએછે, નહીંતર તેટલી વીશેસ કેફીએતથી આ "બાહાર" અછો શીનગાર મેલવી સખતે.

બાપથી જનમ પામીને જીદેગી સુધી પાદસાહી લાએકની જાહો જલાલી ભોગવેલા સખી શેઠ રૂસતમ માણેકને આ જાહાનમાથી કુચ કરીને જાવેદાની જગેએ રવાને થયાનો રોજ ૧૦ મો માહ ૧૦ મો શેહણસાહી સાલે ૧૦૮૮ ય૦ નો હતો; અને તે ઉપરથી આ બીનાને મથાલે દેખાડેલા જનમ સાલનો મુકાબલો મેલવતા ૮૬ વરસની જઈફીએ તેવન પોહતેલા માલુમ પડેઆછે.



* એજ શેઠને નામનો એક મોહલો આ ટાપુની અંદર કોટમા "નાનાભાઈ બમનજી સ્ત્રીટ" કરી મસાહુર થાઇને દનરોજ આપણુને દરસાન આલેછે. નો૦ સ૦

# શેઠ નવરોજજી રૂસતમજી.

રૂસતમ માણેકના સરવેથી આ નાંધલા દીકરાનો જનમ ૪૦ ૧૦૩૨ નો અટકલવામા આવેલોછે. અશીલ માબાપની પીઠથી પરકાશેલાં તરણ ગોહેરો માહેલા આ નાહનકશ હીરાએ સુરતથી છેક ઈંગલાંડ સુધી, અને તાંહાંથી પછે મુંબઈ ઉપર જે રોશની દીપાવી હતી, તે વીરો સતાથી સાંભલેલી ખીના હીંઆં દાખલ કરીએછે.

આ શેઠ અસલ તો સુરતખાતે રહીને બાપના અંમલમા મોટી જાહો-જલાલીથી અંમીરી ભોગવતા હતા; મગર મોગલાઈ રાજની તરફ તેવનના બાપ વખતથી જે વફાદારી બતલાવતા રહેલા, તેનો બદલો આડકતરી રીતે પાંમેઆને લીધે તાંહાંથી તેનાને નીકલી જવા માટે મલેલા સબબની કેફીએત એવી કેહ-વાઇચ કે, અંગરેજી કોઠીવાલાઓ સાથે મરહુમ શેઠ રૂસતમ માણેકને દલાલીના મુબલક કામ સંબંધી બોહોલો હીસાબ જેમ ચાલેલો હતો, તેમ તેવનના મરણ પછે અરસપરસની ગેરસમજુતીએ ઉઠેલા વાંધાને વાસતે (આ શેઠે વેલાતમા જઈને કોરટ આવ ડાએરેકટરોની હંજુર જાહેર કીધા મુજબ) તે કોઠીદારોની ઉશ્કેરનીથી ઇ૦ સ૦ ૧૭૨૩ ની આખેરીમા તેમના બાપીકાં ઘેર ઉપર નવાબ મોમીનખાને વગર તેહકીકાતે એકાએક જપતી બેસાડી, એટલુંજ નહીં પણ મરહુમ શેઠ રૂસતમના વડા દીકરા ફરામજીને પકડી દરબારમા કેદ કીધા.

જાંહાંની રાહરુરાહતથી બા મુદત થાઈ જેઓ ઉપર ચાલતી આવેલી અપાર મેહરબાંણીનો તીરસકાર જારે તેનાજ હાકમે કરી દેખાડેઓ, તારે તેહ-વાની હકુમત હેઠલ રેહવાની ધાસતી ઉપજેઆથી વચલા ભાઈ બમનજીને મુંબઇ તરફ મોકલી દીધા, અને આ હીંમતવાન નર "શાલશાબીઉરી" નામની અંગરેજી મનવારમા ચહડીને પોતાની દાદ ચાહવા માટે લંડન ખાતે નીકલી ગયા.

તે વખતપર કેહવાતી સખતી ભરેલી સફર એખતીઆર૰ કીધામા, આ સુખવાશી શેઠે બે મતલબ જે સાઅવેલી સંભલાઇચ, તેમા એક ઇસ્ટ ઈંડીઆ કુંપનીના વેપાર ખાતાંની કોઠી સંગાથે તેમના મરહુમ પીતાએ દલાલ તરીકે ચલાવેલા બોહોલા વહીવટ સંબંધી તેઓના કારોબારીઓ વચે ઉઠેલા વાંધાની ફરીઆદ નામદાર કોરટ આવ ડાએરેકતરોની હજુરમા ગુજારીને, તેઓ ઉપર લેણા નીકલતા લાખો રૂપીઆ વશુલ કરવા; અને બીજું એકે ઉપર જણાવેલા નવાબે જાલમી દોર ચલાવીને તેમના બાપીકાં ઘેર ઉપર બેસાડેલી જપતી ઉઠ-ડાવેઆ ઉપરાંત વડા ભાઇને કેદખાનેથી છોડવવા વીશેની મદદ માગવી.

જેવી રૂડી નઇએત ઉસતવાર રાખી, તેનો બદલો આખેરસ તેણાને હેવો મલી આવેઓ કે, ઇ૦ સને ૧૭૨૪ ના એપરેલની આખેરીએ પોતાનુ પેહલ-વેહલું પગલું લંડનના કીનારાપર મેલ્યુ, તેજ વેલા શેહેરની વસતીમા હીંદ ત-રફથી એક અંજાંણીઆં પુરૂસને એકાએક આવેલા જોઈ મોટી અચરતી સાથે ખુશાલીની ઉપજી. ફરીહામ થયા પછે ધારેલ ઠેકાંણે જારે તેવણ હાજર થયા,

તારે કોરટના માનવંતા સભાસદોએ આબરૂની રાહે તેણાની ભેટ લઈને મુખ-જુબાંનીથી સઘળી કેફીએત સાંભલી તથા તેઓના વહીવટદારો તરફથી લખાઈ આવેલી બીના વાંચી ઘણાજ દલગીર થયા; અને થોહ્જ મુદતમા ઘટતા બંદોબસતથી આ શેઠનુ કાંમ રૂડીપેરે પાર ઉતારી આપેલું.

નામદાર ડાએરેકટરોએ હીંઆંની હકુમતના વડા (ગવરનર ફીપરા) ઉપર જે કાગલ લખીને આ શેઠ નવરોજજીને એશ્રે આપેઓ હતો, તેની કુપડાટ એજ ખાંનદાનના એક નબીરા પાશે સચવાઈ રહેલી કીરપાની રાહે હમારા જોવામા આવીચ, તેમા તેઓએ હેવું જણાવેલુંછે કે વગ લગાડીને શેઠ રૂસતમ માણેકના પેર ઉપરથી જપટી ઉઠાડી મેલાવીને શેઠ ફરાંમજીને છોડવવા, અને બમનજી શેઠ જો મુંબઈમા રેહવા ચાહે તો તેણાને કશી દખલ થવા દેવી નહીં. હાવ્રે તાકીદનુ ફરમાન તે વખતની અંગરેજી હકુમતના વડા સાહેબોએ પોતીકા વફાદાર દલાલથી વારંમવાર થયલાં હએસાનનો વાજબી હક જે પીછાંણેઓ, તે સંબંધી જેટલી સાબાશી તેઓને આપીએ તેટલી થોડી કેહવાએ.

ઉપલાં ફરમાનથી જોકે ગવરનર મજકુરનો સોફારસ પતર નવાબને પોંહચેઆથી પેર ઉપરની જપતી ઉઠી ખરી, પણ કેદ પડેલા શેઠ ફરામજી પાશેથી પચાસ હજાર રૂપીઆ દંડના લીધા; અને પેર ઉપર જપટીએ બેઠેલાં માણસોના ખાધા પીધાની રાતબને નામે દરરોજ રૂ ૨૦૦ લખે બીજા એોકાવેઆ પછે તે નીરદોસનો છુટકો કીધો છતાંબી તેમના પેર મધે નજરકેદ તરીકે રેહવાનો હોકમ આપેઓ હતો; જેથી કંટાલો ખાઈને તે શેઠબી પોતાના વચલા ભાઈની પેઠે બનતી જોગવાઈએ મુંબઈ તરફ નીકલી આવેઆ હતા.

મરહુમ શેઠ રૂસતમ માણેકના વખતથી ચાલેલા હીસાબ સંબંધી પાછલથી જે ભાંજગડ ઉઠી હતી, તેટલી બાબદ બેહુ તરફના એક વીચારથી ડાએરેકટરોની કોરટના અધીકારીઓ માહેલા ચાર ગરહસથોની લવાદી ઉપર જારે સોંફાઇ, તારે સરવે દસતાવેજો તેઓએ ચોકસાઇથી તપાશીઆ પછે વાજબી રીતે ચુકાદો કરીને ઈસ્ટ ઈંડીયા કુંપની પાશેથી સાત લાખ રૂપીઆને આસરે તેમને અપાવેઆ; અને નવરોજજી શેઠની ધારેલી બેહુ મતલબો સારી રવેશે સચવાઈને પાર પડી.

ઉપલાં કારણસર જેટલી મુદત આ શેઠ વેલાતમા રહેઆ, તાંહાં તુલીક ઘણાક ઉમરાઓ, તથા સદગુની ગરહસથો સંગાથે તેમને સારી પીછાંણત પડી એટલુંજ નહીં પણ પોતાની ખુબી ભરેલી ચાલથી સરવે ઠેકાંણે માનબી મેલવતા હતા; અને મુંબઈ ખાતે જારે પાછા ફરેઆ, તારે કેહચ કે નામદાર કોરટ આવ ડાએરેકતરોએ પોતા તરફની યાદગારી તેવણના જીગરમા યશી રેહવાના હેતુથી એક કીંમતી પોસાક (જેને અંગરેજીમા "કોટ આવ આરંમ" કરી કેહછે) ના સરોપાવની તેમને ભેટ પણ કીધી હતી; અને તેવાજ શુંદર શીનગારથી તે વખતપર ચીતારેલી તેનાની શોભાઈતી સબીઓ તેમના નબીરાઓને તાંહાં હજીસુધી જોવામા આવેછે.

આ શકરમી શેઠના વચલા ભાઈ બમનજી તો ૧૭૨૪ ની શરૂઆતનાજ સુરતથી પેહલવેહલા નીકલી આવેઆ હતા; જેની પુઠે શેઠ ફરાંમજી પણ તાંહાંથી છુટકો પાંમેઆ પછે પધારેઆ; અને આ શેઠ વેલાત તરફથી રવાંણે થયલા ૧૭૨૫ ની શરૂઆતમા આવીને પોતીકો કાએમ મકાંન હીંઆંજ કરી રહેઆ, તારથી શેઠ ખાનદાનની વસતી વધીને આજદન તુલીક સેંકડોની ગણાઈ શકાએછે; પણ શીરનીવાન તો રૂસતમ માણેકની પછે તેમના તરણ દીકરાઓ, અને એક નબીરા ઉપરાંત તેમનેજ તાંહાં શુરત ખાતે ચાકરીએ રેહેઆથી શેઠમા ખપેલા મનચેરજી ખરશેદજી શીવાએ બીજા કોઈબી સાહેબો જાહેરમા જણાએલા માલુમ પડેઆ નથી.

આ નવરોજજી શેઠના નામની યાદગારી દેવાડનારો મજગાંમ ખાતે એક દુહ્જતો ડુંગર જે દેખાએછે, તેની રખેવાલી તેમના વારેશોથી પેદરપે ઉતરતી આવેઆ પછે હવડાં એક જવાન શેઠ અરદેસર મેરવાનજીના હસતકમાં રહેલી છે; અને તેજ તરીકાથી શેહનશાહી ટોલાના સઘલા મોબેદો ઉપર વડા તરીકેબી તેજ ગરહસથ ગણાતા માલુમ પડેછે.

શેઠ નવરોજજી શેહનશાહી મેહેર મહીનાના બહમન રોજે બેહસતનશીનં થયા, એતો દરશાલે તેણાની થતી બાજ ઉપરથી ચોકસ થઉછે; પણ સને વીશે તેમના કુટંબીઓને કાંઈજ માલુમ નહીં હોવાનુ કારણ એવું કેહવાએચ કે, ઈ૦ સને ૧૮૦૩ મા કોટ ખાતે લાગેલી ઘણીજ હેબતનાક આગમા તેઓની કેટલીક એમારતોની સાથે પુરાંણા વખતના ઘણાંજ કાંમજોગ દસતાવેજો તથા દફતરો બલી ગયાને લીધે બીજી ઘણી હકીકતોની સાથે તે વાતબી અંધારાંમાજ રહી ગઈછે.

---

## શેઠ *મનચેરજી ખરશેદજી.

આ દુનીઆંમાં ફેલાએલો મહમદી દોર જારથી બીચારા મજદીઅસની મજહબવાલા પારશીઓ ઉપર ધરમસંબંધી ગજબનાક જુલમાત ગુજારવા લાગો, તારથી તેઓ સઘલી વાતે પાએમાલી પાંમીને ઈરાંનનુ અશલી વતન છોડેઆ પછે હીંદમાં આવેઆ; તાંહાં પણ તેજ પીડા તેઓને કપાલે જે ચોંટી બેઠી હતી, તે માહેલી એક વાતનુ વરણન એવું માલુમ પડઉછે કે, શુરત ખાતે મુગલાઈ અમલમા રેહનારા જરથોસતીઓએ પોતાને તાંહાંની મરણ

* આ સુરતવાલા શેઠ મનચેરજી કાંઈ એજ ખાંનદાનના નહીં, પણ બેહરાંમ ફરાંમના કુટંબથી ઉતરેલા હતા; એવણના બાવા ખરશેદજી વીશે એવું માલુમ પડઉછે કે, *મુંબઈવાલા મરહુમ શેઠ માણેજી નવરોજજીને તાંહાં તેવણ ફીલીદારની ચાકરી* પર હોવાને લીધે ખરશેદજી બજાંનચી કેહવાએલા હતા; અને તેમના આ નીકરા તો બમનજી રૂસતમજી શેઠની અઓલાદથી ઉતરેલા શેઠ સોરાબજી મનચેરજી તથા દાદાભાઈ ખરશેદજી જેઓ માણેકજી શેઠના જમાઈ નાહની ઉમરમા સુરત ખાતે હતા, તારે તેઓની જેહલખમાં ઘણી મુદત સુધી રહીને કામકાજ કીધા ઉપરથી પરજામા શેઠની ઓલખાંને પરએઆત થાએલા કેહવાયાછે. ના. લ.

ખામતી મઇએતને માટે આરામધાહની બાધેલી જગેઆ, જે દાખમાઓને નામે અસલથી ઓલખાતી આવેછે, અને તે મકાનને સરેસતા મુજબ એકજ દરવાજો હોયછે; જેની સામણે શાકરમી શેઠ રૂસતમ માણેકના મરણ પછે કોઇ ઘણી લામબી મુદતે શેઠ મનચેરજી ખરશેદજીના વખતમા તાહાની હકુમતવાલા ઇશલામી હાકેમોએ એવો હોકમ કાહડેઓ હતો કે, મરદો તથા ઓરતોના રવાણોને એકજ દરવાજેથી દાખમા અદર દાખલ કરવુ મલાહેજાથી ઉતરુછે, માટે બીજો એક દરવાજો મુકીને તેઓ દરએકની મઇએતને જુદે જુદે રસતેથી અવલમનજેલ પોચાડવી. હવો જુલમાત ભરેઓ ફરમાન અમલમા લાવવાની ઘણીજ તાકીદ જણાયા ઉપરથી જરથોસતીઓના ધરમને એજાલત પોચાડનાર થઉણી; પણ કેહવત મુજબ દોર તેનીજ દીન દીપી નીકલવા જેવી હાનત જારે જોઈ, તારે મજકુર મનચેરજી શેઠે નવાબને દાખલા દલીનથી ઘણાબી સહમજાવેઆ; પણ જેના મજબમા ઘુમરાહીનો જહનુની ધુઓ ભરાએલો, તેના નીરદયાલુ દીલમા તે વીશેની સહમજાવતે કાઇબી અસર કીધીજ નહી; અને નવાબે જોએણી કે આ શેઠને ગેલી તરફ મોટો વગછે, માટે તાહા તેવણુ નહીં જવા પામે હેવા ખેઆલથી તેમને બારને ચોકી પેહરાબી રખાવેઆ; પણ જેનુ નામ મનચેરજી શેઠ, અને જેનો હાથ એવી બાબદોમા સખી દીલથી સદા મોકલો, તેનાએ તેહવા અટકાવની કશીબી પરવાહ કીધાવના બાહરો બાહેરથી છુપી રીતે મુસાફરીની તઇઆરી કરાવી અને એક દાહડે તેવણ એવાતો ગુપચુપ તાહાથી નીકલી ગયા કે, પોતાનુ ધારેલુ કામ પાર ઉતારીને પાછા ફરી વલેઆ તાહાસુધી કોઇનેબી કશી ખબર પડવા દીધીજ નહીં; અને બીજા પારશીઓએ નવાબના હોકમને તેટલો વખતવેર અણેક તરેહના બાહના કાહડીને અટકાવેઆ કીધો. આ શુરા શેઠે દીલી જઇને શાહનશાહની દરબારમા અરજ ગુજારી સાથે દીનની સરીએતથી ખુલાશો કીધો; અને નવાબે અમલમા આણવા બાબેના બેહુદા હોકમની માફી ચાહી. જે વાત નામદાર શાહનશાહે બાહલ રાખીને સુરતના સરદાર ઉપર એવો ફરમાન લખી આપેઓ કે, પારશીઓએ બનાવેલી મઇએતની જગેઆઓને કોઇબી રીતે હરકત પોહચાડવી નહીં, અને એ લોકો પોતાના રવઇઆ પરમાણે જેમ ચાલતા આવેઆછ તેમજ તેઓને ચાલવા દેવુ. હવો હોકમ જારે શાહનશાહી સહી મોહોર શીકેનો લઇને સુરત ખાતે નવાબની હજુરમા આ મનચેરજી શેઠ એકાએક આવી ઉભા, તારે તે ઘણોજ ઓચબામા પડેઓ કે હવી જપતી રાખેઆ છતા શેઠ દીલી તુલીક એ જઈ આવેઓ, અને પોતાની સાથે ઘણીજ તાકીદનુ ફરમાનબી લાવેઓ, તેથી તેના જુલમાતની વાત જાહાની તાહાજ અટકી રહી; અને પારશીઓની ફીકર તથા ધાસતી ફતેહમદી સાથે ટલી ગઈ. હવા જાલમી રાજની સામણેબી વાજબીનીરાહે સરજોરી કરનારા શેઠીઆઓ જે સુરતમા થઇ ગયા તે માહેલા આ મનચેરજી શેઠની અપાર ખુબી સબધી ઘણીક વાતો માહેલી માતરે આ એકજ કીરતી પરકાશેલી દેખાઇ આવીછે.

| | |
|---|---|
| કલકતા તથા મધરાજ ખાતેના ગરીબોનું સંકટ ટાલવાની સોચનાથી મોકલેલા …………………… | ૧૦,૦૦૦ |
| ગરાંટ મેડીકલ કાલેજમા પોતીકે નામની બે સ્કાલરશીપ આપવા માટે તાંહાંના વહીવટદારોને સોંફેલા ……………… | ૧૦,૦૦૦ |
| ચોપાટી ખાતે રેહનારા ગરીબ ઈરાંની જરથોસતીઓ માટે બાંધી આપેલી ધરમશાળાની એમારત ઉપર ખરચાએલા…… | ૧૦,૦૦૦ |
| લંડન ખાતે જુદાં જુદાં ધરમખાતાંઓની મદદ માટે બેવાર મોકલેલા. | ૮,૮૦૦ |
| કોલાબા ખાતે બંધાએલાં "સેંટજાન" ના દેવલને માથે મીનારો બાંધવા સારૂં…………………… | ૭,૫૦૦ |
| મુંબઈના મેદાનમા પોરટુગીસના છોકરાઓની તરબીએત માટે "સેંટ ઝેવીઅર" સ્કુલ બંધાઇ તેની ઉપર મીનારો બાંધવા તથા ઘડીઆલ મેલવા સારૂં…………………… | ૭,૫૦૦ |
| સેંટ ટાંમસ દેવલના ચોકમા બાંધી આપેલા ફુંવારાનો ખરચ …. | ૭,૦૦૦ |
| "અલેકઝાંનડરા નેટીવ ગયારલસ ઈંગલીસ સ્કુલ" ની મદદ સારૂં પેહલાં રૂ ૫૦૦૦ આપેઆ હતા, અને તે પછે શીખેલી છોકરીને લારડ નારથબરૂકને નામે દરસાલ ઈનામ આપવાના હેતુથી મોકલેલા રૂ ૫૦૦ મલી …………………… | ૫૫,૦૦ |
| ગનદેવીના દવાખાના માટે મોકલેલા …………………… | ૫,૫૦૦ |
| નૌશારી ખાતેના મોટા ફલીઆમા દરદીઓને માટે દવાખાનુ ચાલુ કરી આપેલું હતું તે ઉપર ખરચેલા …………… | ૫,૦૦૦ |
| વીક્ટોરીઆ તથા આલબરટ મીઉજીઅમની મદદ માટે …… | ૩,૫૦૦ |
| સર જમશેદજી જીજીભાઈ ઈનસટીટુટમા મોકલેલા ……… | ૩,૫૦૦ |
| ચોપાટીની ધરમશાળામા રેહનારા ગરીબ જરથોસતીઓને દરસાલે પોતાની શાલગીરીને દાહાડે મેજબાંની જમાડવા સારૂં પંચાએત હસતક સોંફેલા …………………… | ૩,૫૦૦ |
| નામદાર પરીંનસ આવ વેલસ સખત બીમારીમાથી સલાંમત ઉઠેઆ, તેની ખુશાલીમાં લંડન ખાતે "ફીવર હાસપીટલ" ને મદદ કીધેલા …………………… | ૨,૦૦૦ |
| ફીમેલ નારમલ સ્કુલની મદદ માટે આપેલા…………… | ૧,૫૦૦ |
| મરહુમ શેઠ રૂસતમજી જમશેદજીના કીરતી ભરેઆં કાંમોની યાદગારી કાએમ રાખવાના હેતુથી થયલાં જાહેર હુલરાંણાની ટીપમા ભરી આપેલા…………………… | ૧,૪૦૦ |
| પેહલવી વેઆકરણ કેતાબની ૧૨૫ નકલ લીધી તેના દસતુર પેશોતનને આપેલા …………………… | ૧,૨૫૦ |
| મુંબઈ એશીઆટીક સોસાએટીની (બીજીવાર ઉભી થએલી) સભાને મદદ કીધેલા. | ૧,૦૦૦ |
| ડાકટર લીવીંગસટનની શોધ માટે જનારા કાફલાને આપેલી મદદના. | ૧,૦૦૦ |

૫૯

મુંબઈના બારાંની ભેટ સારૂં વેલાત તરફથી "ફલાઈંગ સ્કુઆદરાણ" નામની અંગરેજી મનવારોનો કાફલો જે આવેઓ હતો, તેના અમલદારો તથા સેલરોને જીઆફત આપવા માટે થયલાં હુઘરાંના અંદર ભરેલા ........................ ૧,૦૦૦

ખાનદેશ તથા નાસકમા આવેલી રેલથી પાએમાલ થયલાઓની મદદ સારૂં મોકલાવેલા ........................ ૧,૦૦૦

બોમબે "ફીલ હારમોનીક સોસાઈટી" ને ગાએન પુસતકો ખરીદવા સારૂં બખશેસ કીધેલા........................ ૬૦૦

કાંદાવાલા મોહલામાં પુસતકખાનાને બખશેસ કીધેલા રૂ૫૦૦ ઉપરાંત વેલાતના વરતમાન પતરો બે વરસવેર પોંચતાં પારેઆં તેનો લવાજમો મલીને કુલે સખાવત કીધેલા ........ ૫૮૯

શીતલા સારૂં ગાએની રશીનો અખતરો અજમાવનાર ડાકટર બલાંકને એક વરસ તુલીક ........................ ૫૪૦

કોટ ખાતેની "ફોરટ ઇમપરૂમેંટ લાઈબરેરી" નામની વાંચનશાળાને બખશેસ આપેલા ........................ ૫૦૦

સેંટવીનસેંટ–ડી–પાલના હુઘરાંણાની ટીપમાં ભરી આપેલા........ ૫૦૦

કસરતશાળાની મદદ માટે પરથમ ઘણીવાર આપેલાં નાણાની યાદી હાથ આવી નથી, પણ હવડાં પોંહચતા પાડેલા જે જણાયાચ તે. ૫૦૦

પોતીકા મરહુમ મીતર શેઠ દાદાભાઇ રૂસતમજી પટેલની નઇઅતે "કાવસજી જાંગીર મદરેસા" નામની મકતબમા શીખનારાઓને ધરમની કેળવણી આપવાના હેતુથી ભેટ કીધેલા .. ૫૦૦

પુણા ખાતે "કાનવેંટ સ્કુલ" પારશી બાલક સ્કુલ, નેટીવ જનરલ લાએબરેરી" તથા છાંવણી માહેલી સ્કુલના સંબંધમા સ્થાપેલી કસરતશાળા મલી ચાર ખાતાંઓને સરખે હીશે વેંહચી આપેલા કુલ ........................ ૫૦૦

પોતાને પેરના જઈફ પંથકી આ૦ નશરવાંનજી ખરશેદજી કાંગા મરણ પાંમેઆ, તેની નઇઅતે નૌશારી ખાતેની "કાવસજી જાંગીર જરથોસતી મદરેસા" મા જંદ અવસતાના વરગ ઉપર થતા ખરચની મદદ માટે મોકલેલા .......... ૫૦૦

મી૦ અરદેશર ફરાંમજી મુશી હીંદુસતાન તરફ કીધેલી મુસાફરીનુ પુસતક છપાવેલું તેની નકલ ૨૦ ખરીદ કરતાં આપેલા.. ૪૦૦

"મધરાજ મેલ" નામનુ અંગરેજી વરતમાન પતર તાંહાંના મેનેજરે કાંઈ કારણથી લેવું બંધ કીધું હતું, તે પોતીકે નામે કોઇ ગરીબ ખાતામાં વરસ ૧ સુધી પોંહચતું પડાવીને આપેલો લવાજમો ........................ ૫૨

હાથ આવેલી વીગત મુજબની આટલી સખાવત ઉપર રૂપીઆ ૧૪,૨૬,૪૩૧ થયાછે; પણ જાહેરાંતમાં પુરા પંદર લાખ પરકાશી ચુકેલા જે કેહવાયચ, તે

માહેલા ૭૩,૫૬૯ રૂપીઆ કહેવાં ઉપીયોગી ખાતાંના ખપમા આ સખી શેઠે આપેઆ, તેની પકી ખબર હમારી શોધે મેલવી આંણી નહી; માટે તેટલીજ બાબદ અધુરી રહેલી વીચારતાં ઉપલી સખાવતો મધેની કોઇ કામાથી તેમનો હાથ જે ખંચાયલો સાંભલીએ તેની નોધ લેવા ચાહીએચ.

નૌસારી તથા ગણદેવી ખાતેની જરથોસતી નીશાળો ૫૭,૦૦૦ રૂપીઆના ઉપકાર હેઠલ આણેઆ પછે કેહચ કે, આ શેઠે તેઓને માથેનુ મુરબ્બીગીરીપણું છોડી દીધાને લીધે, તાંહાંના વતણીઓ શેઠ હોરમજજી નવરોજજી રાબ્લાતવાલા, તથા જમશેદજી નસરવાંનજી ટાટા ઉપરાંત બીજા હમદીન ભાઇઓની આગેવાની હેઠલ તે કેળવણી ખાતાં ગયાંછે. એ ખાતાંઓ જો કદાપી તેવણની હીંમતનેજ આધારે નીભી રહેઆં હોતતો, તે કીરતીમા બીજાઓએ લીધેલો ભાગ ખચીત ઘટકી પડતે; પણ તેમ નહીં થવાના પુરતા સબબો અલબતાં આ સખી શેઠ પાશે કાંઇબી હશે.

એતવાડી ખાતે કાહડી આપેલી જરથોસતી છોકરીઓની નીશાળ બાવીસ હજાર રૂપીઆની બખશેસથી લગભગ ૧૨ વરસપેર નીભાવેઆ પછે, તેનો બોજો તાંહાંનાજ રેહવાશીઓએ ઉલટથી જે ઉચકી લીધો, તેઓએ આ શેઠનો બેહદ ઉપકાર માનતાં એજ શેઠને નામનુ એક પાટીઉ તે પાઠશાળાને મથાળે ટાંગીને પોતાની વફાદારી દેખાડી દીધીછે. આ નીશાળને આજેપત સુધી નીભાવવા બાબે થયલાં હુધરાંણાની ટીપમા (ઉપલી રકમ ખરચી ચુકા ઉપરાંત) બીજા ૮૦૦૦ રૂપીઆ આપેઆછે.

નૌસારીના મોટા ફલીઆ અંદર સ્થાપેલું દવાખાનુ બે વરસ સુધી ચાલુ રાખેઆ પછે, સાંભલેઆમા આવેલુંચ કે, તે ઉપીયોગી ધરમ ખાતુંબી તદન બંધ પાડીઉછે.

**ધરમ કરી ખાતું જે નીભાવે નહીં—ગરીબોની આશીઆ તે ખીખાવે સહી.**

અફલાકનુ ચોગાણુ જારે બધી તરફથી ખોલું હોએચ, તારે આફતાબી જહલકાટ ઇનરાંનોથી જેમ જોવાઇ શકાતો નહીં; તેમ સખી નરોની સખાવતબી બાબુક ભરેલી પરકાસતી રેહછે. પણ વાદલાં જારે ફરી વલીને તે ઉપર ગુબાર લાવેચ, તારે તેની જાંહોબ મારતી રોસનીપેરે ઉપલી થોડીક બાબદો જોકે જણાઇ આવીછે, તોપણ ધરમીપણાની ધારણા આ હાતમસાની શેઠ તરફજ ઢલતી જોતાં તે માહેલાં ઘણા ખરાં માહસુબ કાંમો વખાણ લાયકનાજ વીચારીએ છઇએ.

• જરથોસતી ફીરકાને પુરૂથવીની સપાટી ઉપર પરકાસતો કરી જનારા મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ પછે, જેટલાબી પારસી શેઠીયાઓ મુંબઈમાં દીપતા દેખાયચ, તેમા આ "રેડીમંણી" શેઠને પણ આલમ ભુલતીતો નહીંજ હશે. આ પરોપકારી દીલના સખી નરે, પોતાની દોલતનો એક મોટો ભાગ, સખાવત તરીકે ખરચેઆ સાથે, તેમાહેલાં કેટલાંક કામો માટે એવી તરતીબ વાપરીછે કે, તેમા જાત કે પરજાતનો કશોએ અંતરો બીલકુલ રાખેઓજ નથી; અને તેવી નેમથી ઉભા કીધેલાં કેટલાંક ધરમખાતાંઓ અ-

તાર તુલીક ચાલુ રહીને, આ શેઠીઆની હયાતી હજુર તેનાએ ધારેલી નેક નઈઅત મુજબ કામો કરતા દેખાએછે.

સરકારી સબંધમા સેહેર સુધરાઈના ખાતામા આશરે ઘણી મુદત થાઈ સુલેહના અમલદારનો ઓહદો મેલવીને પોતાથી બનતી કોશેસ પરજાની શેવામા સાચવી શકેલીછે; પણ જારથી શરીરની બીમારી ભોગવતા તેવણ થયાઅ, તારથી તે જાહેર ખાતામા જોકે કેટલુક થએલી હાજરી આપી સખતા નહીં, તોપણ તેવી ઉપીયોગી બાબદમા પોતાના રૂડા વીચારો જણાવી, તે સભાને સદા મદદ કરતા સંભલાયાછે; અને તેજ ખાતામા હવડા ટાઉન કાઉનશીલ જે દાખલ થાઈચ, તેબી તેનાની આગલી સુચના અતે પાર પડેલી આપણ દેખીયેછે.

ઈ૦ સને ૧૮૬૦ મા જારે હીંદની અગરેજી સલતનતને માથે આએપતના કરનો સરકારી બોજો પેહલવેહલો નખાયો, તારે આ શેહરની પરજા ઉપર તેઓની કમાની મુકરર ઠેરવવા માટે, બીજા દેશી ગરહસથોની સાથે આ સવતતર શેઠનેબી "આશેસર"નો એબતીઆર નામદાર સરકારે જે શોફ્યો હતો, તે ઓહદો પણ દીલોજાનથી કબુલ રાખીને પરમાણીક પણે બજાવતા પરજા તરફનો પેઆર પોતે ખેંચી લીધો હતો.

ઉપર જણાવેલીચ તેમ તેનાની શરીરશાકતી જો સારી રહી હોતતો, તેમની ઉમદા બુધીનું ઉતમ બલ આપણી ધારા બાધનારી સભા અદર કાઉનશીલર તરીકે બીરાજીને જરૂર બતલાવતે; પણ કુદરતથી એવોજ અટકાવ થયો કે-કચરાએલી તબીએત ચાલેઆ છતા ૧૨૩૪ ય૦ ની સાલમા ઘણીજ સખત બીમારીએ એકવાર જીંદગીને મોટા જોખમમા લાવી મેલી હતી; મગર ગરીબોની દુઆ, તે બારેહકતાલાની દરબારમા મનજુર રહેઆથી જીવની સલામતી પામેઆ અસતા ચાલવા હાલવાનુ તદન ઓછી બેઠાને લીધે પરજા તરફની તેટલી ઉમેદ પાર ઉતરીજ નહીં.

આપણા શેહરને શોભા પમાડવાના હેતુથી મેહલ જેવી રોણકદાર હવેલીઓ, જે "એલફીનસટન સરકલ"મા ઉભી થાઈઓચ, તે બાધવાની પેહલી સુચણા જોકે તે વખતના માજી કોટવાલ મી૦ ચારલસ ફારજેટની હતી, તોપણ તે માટેની ખાલી જમીનો વેચવાની સગલી ગોઠવણ કરી આપવામા, આ નામીચા નરની સારી સલાહ તથા મોટી મદદ તેને મલી હતી; અને તેથી તેનુ ધારેલુ સુભ કામ સરજામ પોહતુ હતુ.

"સતાર આવ ઈંડીઆ"ના* નામીચા એતાબો જારે આપણી મલકાને મલીકા માહારાણીની મેહરબાનીથી હસતીમા આવેઆ, તારે તેવા માનમા મેલવી લેવા માટે આપણી ટાપુખાતેના દેશી ગરહસથોમા સરવેથી પેહલવેહલા આ સરીમત શેઠને તે નામવરે ય૦ ૧૨૩૮ ના શેહણશાહી આદર મહીનાને ૨૪ મે રોજે ચુટી કાહડેઆ, અને તે દાહાડેથી આ સખી શેઠ "કાવસજી જાગીર

---

* એનો અરથ હીંદનો જહલકતો તારો થાએછે, અને તે તેમની સારી સખાવતની ઈઆદગારી માટે જે બખસવામા આવેઓચ, તે તેનાને લાંમબી જીંદગીની બરકરારી સાથે મુબારક હોજો.

નો૦ લે૦

રેડીમણી શી. એસ. આઇ" (યાને કમપાંનીઅન આવ ધી સતાર આવ ઈ-ડીઆ) ના એલકાબથી આપણી વસતી વચે પરએઆત થઈ રહેલાછે.

આ એતાબની ઇઆદગારીના ચાંનો જારે તઈઆર થઇને પાયા તખત તરફથી આવી પોંહતા, તારે તે ભેટ આપવાની ક્રીઆ તારીખ ૧૯ મી નવેમબર સને ૧૮૭૨ ઇ૦ એ મુંબારક થઈ, તેમા સામેલ રેહવા માટે આપણા નામદાર સરસુબો બારણે નારથબરૂક જે અતરે આવેલા હતા, તે નામવરને નામે આ શેઠીઆને રૂકાની મારફતે પુછાવેલ કે, તેવન જો થતી ક્રીઆમા હાજર રેહવા ચાહતા હોએતો, તેમની ઇજત તથા સુખાકારી લાએકની જગેઆ કરી રાખવામા આવે. પણ પોતાના સરીરની કાહેલીને લીધે તાંહાં જવાઇ ન સખાયા સંબંધી જવાબ વાળીને તે નામદાર તરફના નોતરાંને મોટા ઉપકાર સહીત પાછું વાલેલ હતું. કેહય કે ક્રીઆ પુરી થયા પછે નાંમીચા એલકાબનો શોભઇતો આન આ ગંભીર શેઠને ગલે ઓલવાચો હતો.

અંમીરીખવારાના આ શેઠીઆએ રાખી દીલથી દીપાવેલી ક્રીરતીની કદર, તેમના ભલાં કાંમો પોતીકી નજરે જોનારા સદગુણી દેશી તથા સાહસીક અંગરેજ ગરહસથો તરફથી જારે બુજવામા આવી, તારે તેનાની એક ઉતંમ ઇઆદગારીને આલમની હજુર પરકાસતી રાખવાના હેતુથી, તેઓ માહેલા મોટા નાંમદાર ધી હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ શી. એસ. આઈએ, આગેવાણી ઉઠાવી લઇ પોતાના મજગાંમ કેઆસટલમા રોજ ૨૦ મે માહ ૧ લો શેહેણસાહી સાલે ૧૨૪૧ ય૦ એ જે ખાનગી સભા બોલાવી હતી, તાંહાં સરવે ગણાતના શેઠીઆઓ ખુશી સાથે હાજર થયા હતા.

એ સભાની સનમુખ હેવી દરખાસત મેલવામા આવી, અને તે એટલીતો ઉલટથી બાહાલ રહી કે, આ સખાવતના સાહાની શાવરૂપી સીકલ પરજ વચે કાએમ સુધી જોવાઇ સકે, તેવું સંગેમરમરનું એક શુંદર બાહાવલું વેલાતથી બનવાવી મંગાવીને, જાહેરની કોઈ લાએક જગેએ ગોઠવી બેસાડવું. આ શુભ કાંમ માટે મીજલશીઓના અનુમતથી જે મંડલી ચેડવાઇ, તેનુ પરમુખપણું મજકુર બારોનેટ સાહેબે અને મુનશીનો મરતબો આપણી પોલીસ કોરટના તરીજા માજેસરેટ શેઠ ડારાબાઇ ફરાંમજી કરાકાએ, માનખાતર કબુલ રાખેઆથી તેઓની દેખરેખ હજુર થએલાં હુઘરાંણાંની ટીપમા બધા મલી ૩૨૦,૦૦૦ ભરાએઆ હતા. કેહય કે વશુલ થએલી રકમનાં ખરેજ સાથે બાહાવલું બનાવવાનો હોકમબી તાંહાં જઈ પોંહતોછે; માટે ધારેલું કાંમ સંમપુરણ થઇને તે બાહાવલું વેહલું આવી પોંહચવાની વકી રખાયા મુજબ, હમો ધારીએઅે કે આ નોંધ બાહેર પડઆ આગમજ પરજ વચે પરકાશી રેહશે.

હીંદના આ જહલકતા તારાની શેરાનીના વીચેસ કીરણો જારે નેક નામદાર માહ રાંણીની નજરે પડઆં, તારે તે માનવંતાં માવતરે તેમને વાસતે "નાઈટહુડ" નો એક અંમીરી એતાબ હેનાએત કીધો; અને તે બાબે સાતા ભરેલ જાહેર નામુ તા૦ ૨૪ મી મેહ ૧૮૭૨ ઈસવીએ (તે નામવરની શાલગીરીને શુભ દાહાડે) બાહેર પાડઆથી, આ શેઠ હવે સર કાવસજી જાંગીર રેડીમણી નાઈટ, શી. એસ. આઇને એલકાબે પોંહતાછે.

ઉપલો નામીચો એતાબ મેલવનારા પારશી કોમમા પેહલવેહલા મરહુમ સર જમશેદજી પછે, ૩૦ વરશે આ બુજોરગ શેઠ બીજા માલુમ પડેઆછે, અને તેની મુબારકબાદીમા તેવન ઉપર કેટલાક માનપતરોનો જે વધાવો થયે, તેની નોધ હીંઆ લેવાનુ લાજમ જાણીએછે

સરવેથી પેહલુ પતર વલસાડના જરથોસતીઓ તરફથી આવેલ, તેનો જવાબ રોજ ૧૮ મો માહ ૧૦ મો શાલે ૧૧૪૧ યઝ એ મોટા ઉપકાર સાથે વાલેઓ હતો

બીજુ અતરેની બાહેરકોટવાલી "ઈમપરૂવમેંટ લાઈબરેરી" ના અધીકારીઓ તરફથી રોજ ૧૯ મો માહ ૧૦ મો શેહનશાહીએ મોકલાવવામા આવેલ હતુ

તરીજુ ગણતી બાતેથી ૧૨૪૨ ના પેહલા મહીનાને ૧૦ મે રોજનુ લખાઈ આવેલ, તેનો જવાબ આ શખી શેઠે રોજ ૧૩ મો માહ ૩ જે વાલેઓ

ચોથુ મુંબઈની વસતી તરફથી બે હજારની ઉપર સહી શીકેનુ એક માન પતર જે તઈઆર થએલ હતુ, તે આ નામવરને હાથો હાથ સપુરદ કરવાની શુભ મતલબથી હેઠલ જણાવેલા ઘણા આબરૂવાના ગરહસથોનુ એક ડેપીઉટેસન રોજ ૧૧ મો માહ ૧ લો શેહનશાહી શાલે ૧૨૪૭ ને રોજે આ સાહેબને રેહવાનુ અશલી મકાણ જે કોટ બાતે દેવજના મોહલામા આબાદ હાનતે હુબેલુછે, તાહા મોટા દબદબાથી પધારેલ હતુ, જેમા —

આપણી હાઈ કોરટના એક નેયાયાધીસ હાનરેબલ મી૦ ગીબસ (પરમુખ) હાનરેબલ મી૦ ફારબસ, પોલીસનો વડો મજેસટરેટ મી૦ જાન કાનન, મી૦ જારજ ટેલર, મી૦ નીકલ, ડાકટર ડાલાસ, ડાકટર મેકેનજી, શેઠ ફરામજી નોશરવાનજી પટેલ, શેઠ દીનશા માણેકજી પીટીટ, શેઠ અરદેશર તથા હોમજી બરશેદજી દાદી, શેઠ બટાઉ મકનજી, શેઠ વીનાએકરાવ જગનનાથ શંકરશેઠ, દસતુર પેશોતન બેહરામ સનજાના, દસતુર શેરાબ રૂસતમ મુલાફીરોઝના, શેઠ શેરાબજી શાપુરજી બગાલી, શેઠ નવરોજજી ફરદુનજી, શેઠ અરદેસર ફરામજી મુસ, શેઠ ડોસાભાઈ ફરામજી કરાકા, અને તે ઉપરાત બીજા અડીશેને આસરે હતા.

આ સઘલા સાહેબોનુ સરઘસ પેર મધે દાખલ થઈને પોત પોતાની બેઠવેલી જગેઆપર બેઠા પછે, નામદાર મી૦ જસટીસ ગીબશે (હાથમા માનપતર લઈને) મીજલેસની હજુર એક સુબાખીત ભાસાણ કીધુ હતુ, જેમા તે નામવરે જણાવેલ કે, "હાવા સારા અને ઉદાર દીલના ખરા કામો કરનારા એક 'ગરહસથને માન આપવા સારૂ ભેગા થએલા મેલાવડા તરફથી આ અવસરે 'થોડુક બોલવાનુ જે મને જણાવવામા આવેલછ; તે શેવા બજાવવા માટે "ખરા દીલથી હુ તઈઆર છેઉં" એટલુ કહીને સર કાવસજીએ કીધેલી જુદી જુદી સખાવતોનુ વીગતે વરણન કીધુ, અને તે સખાવત કેટલી અગતીયની થાઇચ, તે વીષેના ઈશારા ઉપરાત હાલી રૂડી ચાલ ચલણની કીમત પીછાણી નામદાર માહરાણી વીકટોરીઆએ તેઓને "યુનાઇટેડ કીંગદમના નાઇટ" નો માન બરીઓ એનકામ જે બખશેઓ, તેના વાજબીપણાની સ્તુતીમા એ ના

મદાર જસટીસ બોલીઆ (હીંઆં ખુશાહાલીના ટાબડાઓ વાગેઆ), અને તેની મુબારકબાદીમા હાથ જાહલેલું પેલું શુભાખીત માંનપતર મી૦ ગીબશે ખુશી દીલથી સર કાવસજીને સપુરદ કીધું; જેની અંદર સરવેથી પેહલવેહલી સહી આપણાં હીંદી ઊમરાવ હાંનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ શી. એસ. આઈ. ની મુબારક થએલી હતી અને તેની હેઠલ,

હાઈ કોરટના નામદાર જડજો સર ચારલસ સારજેંટ, હાનરેબલો ગીબસ, મેલવીલ, બેલી, કેમબાલ, અને ગરીન. કાંઊનશીલરોમા હાંનરેબલો મી૦ ફારબસ, મેહેતુ* બાઈયલ તથા નારાએણ વાશુદેવજી.

મુંબઈના લારડ બીશપ, રેવરેંડ મીઊરીન, તથા દસતુર પેશુતન બેહરાંમ સંજાંના, અને સોરાબ રૂસતમ મુલ્લાંફીરોઝના.

શેહરી શેઠીઆઓ ફરાંમજી નોશેરવાંનજી પટેલ, નાબોદા મહમદઅલી બીન મહમદઅમીનરોગે, વીનાએકરાવ જગંનનાથ શંકરશેઠ, વરજીવનદાસ માધવદાસ, અને તે વગેરે સઘલી કીસમ તથા વરણના શેઠીઆઓ તથા રેહવાશીઓ.

આ માંનપતર અંગરેજીમાં લખી કાહડેલું જે સભાની સનમુખ નામદાર જસટીસ ગીબશે બીલંદ અવાજે અને હસતે મુખરે જે વાંચી સંભલાવેલો તેનુ બાસાંણુતર હેઠલ જણાવવાની રજા લઈએછે.

સર કાવસજી જાંગીર રેડીમની નાઈટ, સી-એસ-આઈ.

સાહેબ,—"આપણી નામદાર રાંણી વીકટોરીઆએ તમોને જે માનબ-"રેલો એતાબ બખશેઓછે, તે કારણ માટે હવડાં ચોતરફથી ખુસહાલીના "આવાજો નીકલેછે; અને તેવે સમે હમો તમારા હેતુ મીતરો, આ લખેઆથી "તમોને મુબારકબાદી આપીએછે.

"જોયાથી હમોને અતીઅંત સંતોસ ઉપજેછે કે તમારી હાતમ જેવા "દીલની સખાવતો કાંઈ આ તરફ પરસીધ થાઈછે એટલુંજ નહીં, પણ છેક "વલાતના મુલુકોમાંબી તે ફેલાવો પાંમીછે; અને તેજ સબબથી નામદાર "મલકાંનિમલીકા માહરાંણીએ તમોને નાઈટનો આલકાબ એનાએત, તમારી "બુલંદ અસલતની પીછાંણ તરીકે હેનાઇએત કીધોછે; કે જે હીંમતે બાહદુર "સખસ બા મુદત થાઈ પોતે સરીરે અસુખ હોવા છતાં સરવે ગણાતનાં ગરીબો "તથા કંગાલોની કદર બુજી તેઓની પીડાકારીનુ નીવારન કીધામાં પોતીકું "સવાબ સહમજેછે.

"તમારાં પરોપકારી કાંમો, દુનીઆંના લોકોમા જે આસકાર થાઇ ચુકાંછે, "તેનો વીસતાર હીઆં કરી તમોને તસદી આપવા હમો ચાહતા નથી; પણ "હમો તમારા હંમસેહરીઓ જે પરથમથી હેવાં કાંમના પરીણાંમ જોતા આવે-"આ છઇએ તેથીજ માતરે એટલું તો કેહવાની રજા લઇએચ કે, તમારી "સખાવતનાં કાંમો જેવાં પરોપકારી, તેવાંજ સારા વીચાર, તથા દુર અંદેશી-"થીજ થાએલાંછે.

---

* આ ગરહસથ તે વખતપર કાંમ ચલાઊ આડવોકેટ જનરલ હતો. નો. સ.

"મુંબઈ જેવા શેહરમા જે સખીનરો થાંઇ ગયેલાછે. તેહવા સખીનરોની સંક્રમા

"સર કાવસજી જાંગીરને

"જોઈ હમો અગણીત મધન છઈએ; વાસતે તમો સર કાવસજીને બારે-
"હકતાલા લાંબની જીંદગી બખશે, અને મુંબઇ શેહરને માથે તમોને સર-
"તાજ ભરેઆ રાખે, એવી હમારી અંતકરણની દુઆ તમોને આમીન હોજો."

ઉપલાં માનપતરનો જવાબ, સર કાવસજીની ફરમાંસથી ડાકતર મેકેન-
જીએ નીચે પરમાણે સભાની સાંમને વાંચી સંભલાવેઓ હતો.

"હાનરેબલ સાહેબો અને ગરહસથો—માહારા સરીખા ગરીબડા પણ
"એક વફાદાર, અને ઉપકારી પરજાને જે મોટો એતાબ નામદાર માહરાણીએ
"આપેઓ, તે માટે તમોએ ભેટ કીધેલી મુબારકબાદી માહરા જીગરના ઉપકાર
"સાથે હુ અંતકરણથી કબુલ રાખુકું.

"આજ દને તમોએ આપેલું માનપત્ર લેવામા માહરા દેશી ભાઈઓ તર-
"ફથી એક મોટામા મોટી હોરમત મલેલી હુ સહમજુંછુ; અને આ બીના
"જાણીને બેસુસ મને માહ સતોસખી ઉપજેછે કે, જુદી જુદી જાત નાતમા
"આટલા બધા માગ મીતરોછે; અને તે માનપતર મને આ દેસનાજ નહી
"પણ ગરેટબરીટન બાતેના હોરમત અને મોહબા ભરેલા ગરહસથોનાં નામો
"સમાએલાછે.

"સરવ સકતીમાન કીરતારની મરજીથી જે દરદની હું ઇજા ભોગવુંછ,
"તે માટે તમોએ કીધેલા ઈસારાનો જવાબ હું કેમ વાળું તેની મજને બીલકુલ
"સમજ પડતીજ નથી; પણ હું તમોને ખાતરીથી કહુંછ કે, ગરીબ લોકોને
"આસરો આપવાની મારી નબળી કોશેસમા મારા વડવાઓએ કીધેલાં નેક
"નામીના કામો, જેનો દાખલો આ પરેશીદણથી બાતે એકસો વરસથી વધા-
"રેની મુદતપર થાઇ ગએલા એક ગવરનરેની કબુલ કીધો હતો તેની હું નકલ
"કરકું. હું દુવા માગુચ કે માહરા નામનો વારશો મેલવનારાઓમા આ શો-
"ચના જારી રેહ, અને જેટલા જમાના સુધી રેડીમણીનુ નામ હઈઆત પામે
"તેટલા નેર આ નામ વફાદારી અને પરમારથના કામો સાથે જોડાઈ રેહ.

"માંનવંતા સાહેબો, અને ગરહસથો—આજે તમો તસદી લઇને
"હીઆ હાજર થયાચ, તે માટે તમારો ઉપકાર માંનુછું; અને અરજ ગુજારુંચ
"કે, મારી તરફની ખાતેરી તમોએ કબુલ રાખતાં સઘલા મારા મીતરો
"(આ માનપતરમા સહી કરનારાઓ) નેબી પોહચાડવી, કે આ માંનપતરને એક
"મોટી યાદગારી તરીકે માહારા કુટંબમા ઘણી ગરવી સાથે જાળવી રાખ-
"વામા આવશે."

હું છેઊં ઇતીઆદી,

તા॰ ૧ લી અકટોબર ૧૮૭૨.

(સહી) કાવસજી જાંગીર.

ઉપલી ક્રીઆ થાઈ રહેઆ પછે આપણાં આ નવા નાઇટના બાહલા બાને અપાએના પાયમા માન પતરનો ઉતર જે તેનાએ વાંચેઓ, તે પણ ડાકતર મેકેનજીએ હેઠલ જણાવેઆ મુજબ વાચી સભલાએ હતો.

"સાહેબો અને ગરહસથો—પરજાના લોકોએ જે માન મને આપીઉછે, "તે માટે તેઓનો ઉપકાર દીલોજાંનથી હું માંનુ છેઉ; કે તે વીશે મોટી મગરૂરી "સાથે હું જોઈસ, અને વીચાર કરીસ. હું હેવીબી આશેઆ રાખુચકે, માહરૂં "બાહવતું જારે ઉભું કરવામાં આવશે, તારે સઘલી જાત તથા નેઆતના મા- "હરા મીતરોને યાદ કરવાની હેવી ફરજ પડશે કે, લીધા કરતાંને આપવામા "મોટું, અને ખરૂં શુખ સમાએછે; અને આપણી ઉપર તે કીરતારે જે બખશેસ "કીધી હોય, તેનો એક ભાગ બખશેસમા આપવો, એજ આપણી આઈન ફરજછે.

"મંડલીના પરમુખ, અધીકારી, અને માનવંતા મુનશી, એઓએ મારા "વીશે આટલી બધી મેહનત જે કીધીછે, તેઓનો ઉપકારબી ફરીને હું માંનુછેઉ."

(સહી) કાવસજી જાંગીર.

સુરતના રેહવાશીઓ તરફથી ખેતાબની મુબારકબાદીમાં આપેલું એક છઠું માનપતર, તેજ વખતે શેઠ દીનસાજી માંણેકજી પીટીટે રજુ કીધું હતું; અને તેનો જવાબ આ ઝહલકતા હીરાની તરફથી શેઠ ડોસાભાઈ ફરાંમજી કરાકાએ હેઠલ મુજબ વાંચી સંભલાવેઓ કે,—

"સાહેબો—સુરત શેહરના વતનીઓની દીલદારી તથા ખેરખાહી માહરી "તરફ ઘણીછે, તે તમારાં મોકલેલાં માંનપતર ઉપરથી પરછીને હું ઘણોજ "હેસાંનમંદ થયોછું.

"ખોદાતાલાની મેહરબાંનીથી જે ધરમખાતાંઓ મારે હાથે ઉભાં થયાંછે, "તે મારા ભાઈબંદોની નજરમાં ફાએદાકારક લાગેછે, હેવો જરા ભરેઓ વીચાર "જુદાં જુદાં શેહરોના રેહવાશીઓની તરફથી જે મલેઆચ તેથી પણ મને "ઘણોજ સંતોશ ઉપજેઆછે.

"જે કાંઈ હુંએ કીધુંચ તે મારી ફરજ બજાવેઆ ઉપરાંત વધારે થાએઉ "નથી; અને એ ફરજો બજાવવાની સુચના, અને ઉલટ તે દાદગરદાદારે મારા "જીગરમાં ઉતારેઆથી એ કાંમો નીપજેઆંછે, તે વીશે ખચીત કરી તે સા- "હેબનો હું મોટો ઉપકાર માંનુછું.

"ખોદાતાલા સુરત શેહરને, અને તેના વતનીઓને સુખી અને આબાદી "સાથે રાખે. આંમીન."

હું છેઉ ઈતીઆદી,

(સહી) કાવસજી જાંગીર.

ઉપલી સઘલી કીરીઆ ખુશી ભરેઆ આવાજો વચે સંમપુરણ થયા પછે ડેપીઊટેસનના સાહેબો ફુલોના તોરા અને ગોલાબની પમરઠી ભેટ લઈને, જેહવી ખુશી સાથે દાખલ થયા હતા તેવીજ રાહેત પાંમતા ગોત પોતાને ઠેકાંણે ચાલી ગયા; ડેપીઊટેસનની મોલાકાત લેવાના દીવાનખાનાંમા સંજાકાળનો વખત હોવાને લીધે ઘણીજ ભભુકદાર રોસની કીધામા આવી હતી; જે રચના જોવા માટે હજારો તમાસગીરની મોટી ભીડ તેમના ઘેરની સાંમણેના ધોરી રસતા ઉપર ખીચોખીચ ઉભેલી હતી, અને સઘળો મેલાવડો સમાધાનીથી પસાર થયો હતો.

ખેતવાડી ખાતે શઠ કાવસજીએ સ્થાપી આપેલી છોકરીઓની નીશા મંડળીના અધીકારીઓએ એજ મહીનાને ૨૫ મે રોજે પોહચાડેલું માનપત સાતમુ સહમજવામા આવેછે; અને તેનો ઘટતો ઉતરની આ સાહેબે વાળ તેઓનો ઉપકાર માનેઓ હતો.

નૌસારી કસબાની અનજુમન તરફથી આઠમું માનપતર ઓરદીબેસ મહીનાને પાચમે રોજે, દસતુર સાહેબો પેમોતન બેહરામ સંજાણા, એરવ સોહરાબ મેહરજીરાણાવાળા, જમશેદ નોશીરવાન દારાબ પાહલણના, તથા શેઠ હોરમજજી નવરોજજી સબલાતવાલા ઉપરાત બીજા ગરહસથોના ડેપીઉટેસને કોટના ઘેરમા હાથો હાથ પોહચાડીને આ શેઠની હજુર વાચી સભલાવેલ હતુ જેનો સાર એટલોજ કે, તે તરફ મોટો દરવીષ ખરચી તેનાએ એક મદરેસા કાહડી આપી, તથા ગરીબ દરદીઓ માટે દવાખાનુ ઉઘાડીને બેહુ ખાતાએ કેટલીક મુદત મુધી જારી રાખેઆ હતા, તે બાબેની ઘટતી સ્તુતીના શબ્દો તેમા સમાવીને આ સખી નરના હકમા સારી દુઆ ચાહી હતી. આ માન પતરના જવાબમા લાએકાત ભરેઓ ઉપકાર વાનતા, પરમેશવરે બખશેલી સખતી મુજબ તેવણથી જે થઈ શકેલ, તેમા ઘટતી ફરજ શીવાએ બીજું વધારે કાંઈ નહીં કીધા વીશે જણાવીઆ પછે, આવેલા સાહેબોને ફુલ ગોનાબના વધાવાથી વીદાએ કીધા હતા.

ગરીબોની ઉપર ઉપકાર કરનારા સખી દાતારોની સ્તુતી ભરેલી હએસાન યાદ રાખવા, તથા વફાદારીના નવો દાખલાઓ તેની હુમેરવા થકી પરજા તરફથી જાહેરમા માનપતર લેનારને જેવી રાહત મલેછે, તેવીજ એબા માનપતર આપનારાઓને પણ હાશેલ થાએ એવી સાબેતી ઉપલા મેલાવડાએ આપણને બરેખરી દેખાડી દીધીછે; માટે સખાવતના આ શુરા શેઠની બાકી રહેલી જીદગીમા તેવણથી હજી રૂડા કામો વીશેરા થવાની આશેઆ રાખતા, જે બની ચુકાછે તેની યાદગારીના હેતુથી લખાએલી ઉપલી બાબદોનુ એક તાતપરીઅ કવીતામા સમાવી દઈ, આ "રેડીમણી"ના વર્ણસનુ વરતાત સમાપત કરીએછે.

જોવો કાવરાજી જાગીર રેડીમણી-દીધીચ તેને કીરતારે હીંમત ઘણી.
પલેછે જે દાતારથી સઘળી જગત-મદદગાર તેનો, તેજ ઈશવર ભગત.
બખશેઆ જનમથીજ સારા સગણ-રાખેચ તે ખાવંદ સદા મધન.
ધન તેની માતાનુ જીવેલ પરમાણુ-તે સાથે પીતાનુ જીનત રવાણ.
સખાવતમા હીરજી બપાવા જેવા-મમાવાના વડવાની હતા તેવા.
ખબર તેઓ મોહતાજોની લેતા-ગરજવતોને ઘેરે જઈને દેતા.
ગુપત દાણ જેઓનુ વખણાયલુછે-જગતમા સરવેને જણાયલુછે.
નેકનામીમા હતા જેહવા પોલાદ-ઉતરીછે તાહાથી આ ઉતમ ઓલાદ.
નખીરો તેઓનો જાહેર થાયો-સખાવતનો વારશોબી સાથે લાયો.
નીતીની રાહે કીધી કમાઈ-સતવાદી ઘર રહીછે લક્ષ્મી સમાઇ.
જે કીરતારે કીધો તેને સરફરાજ-કરે તેજ તેની ઊંમરદગજ
જીવેલા તે જગને ઘણો કામનો-આશીરવાદછે તે પર ખાશીઆમનો.

જે ઓળખતા હશે તેને બચપનથી—સપત લઈ તે કેહશે ખરાં મનથી.
હતો તે સઉ પર અતી મેહરબાંણ—જાલવીચ હજીતક તેવીજ વખાંણ.
સ્તુતી જો ગાઈએ તેની સજાવાર—ગરીબોનો થયોચ તેજ ગંમખાર.
સરીર ને સંસારનુ ધરનારો દુખ—ભોગવેછે તેનાજ આસરાથી સુખ.
કેળવણીમા પુગેછે તેનોજ દસત—ભાંજેછે કસરતશાળાની કસત.
સંતોરા ફીનાનસ (જુની) નેખી પમાડી—બે લાખ રૂપઈઆ દીધા જમાડી.
કીરતી તેમા તેની ઝહલકતી રહી—તે વાતખી કદુ કોઈથી ભુલાતી નહીં.
હાસપીટલ ને કાલેજ હવડાં દીપેછે—જેમ દુહજતા જહરામાથી અંમરત ટીપેછે.
ઠારેઠાર ફુંવારા તેને નાંમના—થયાછે સઉને અજબ કાંમના.
જેથી પેઆસાને પાંણીનુ સુખજ મલેછે—પશુ પરાંણીનુ દુખખી તળેછે.
ઇરાન સરજમીનનો જાલમ જજીઓ—શેતમ તેની મદદથી થોડો તજીઓ.
ઓછી થતી ગઈ તેની ચાપણ—પોંહચાઉણ તાંહાંખી તેનાએ ડાહપણ.
રખેવાલો કરતાતા બેશી વીચાર—જાંહાં દીધા રૂપઈઆ તેને દશ હજાર.
જેથી તેઓને ટેકો થયો—જજીઆનો કરખી ભરાતો રહેઓ.
આંખના દરદીખી શાહજા થાએચ—જીગરથી તેમને દુઆ દઈ જાએચ.
જાંહાં ઓદાના બંદાઓ સરખા જણાએ—તાંહાં કીરતીની ફતેહખી ઉતમ ગણાએ.
નાત જાતનો ફરક રાખતા નહીં—દીએછે તેની આ એકજ ધુઆઈ.
રૂપઈઆ તે કારણે લાખ પંદર—ખરચી દીધાછે સખાવત અંદર.
હજી કેટલાંક કાંમો તો થાવાનાછે—વધુ કીરતી સઉ તેની ગાવાનાછે.
પણ ચયલી સખાવત હેવી વવાઈ—કે મુંબઈથી લંડન તુલીક ગવાઈ.
તે વાત જારે રાંણીને કાંને ગઈ—જે સાંભલીને ખુશીથી પરસન થઈ.
એલકાબ બખસવાનો હોકમ કીધો—"સ્ટાર આવ ઈંડીઆ" નો મોકલી દીધો.
અરથ જેનો આપણામા સારો આએછે—હીંદનો જહલકતો તારો થાએછે.
તેપછે આવેઓ એતાબ "નાઈટહુદ" નો—વધેઓ મરાતબ સખી વજુદનો.
જો કેવુંછે અંગરેજી ઉતમ રાજ—ઇનસાફી અદલનુ ધરીને તાજ.
પરીનામ સખાવતનુ તેને આપેઊં—ધરમી કામ તેનુ જારે જાણેઊં.
તે ઉપરાંત હવડાં જે પગલાં નખાએચ—મુંબઈની વસતીનો સવાદ ચખાએચ.
કીરતી તેનાની રાખવા અંમર—તે યાદીમાં બાંધીતી સઉએ કેમર.
આખાં કદનુ બાહવલું ઉભું કરવા—બનાવીને લાએક જગો ધરવા.
જે મુકતીને ઉલ્લતથી કબુલ કીધી—પંચ બેસી વસતીએ ઉંચકી લીધી.
તે ખાતર ઉધરાતની ટીપો ફરી—રૂપઈઆ હજાર વીસ દીધા ભરી.
એરેજ સાધલો વેસાત ઉપર ગયો—બાહાવલું બનાવવાનો હોકમ થયો.
બની આવીને જારે જાંહાંખી થોભશે—આ સખી નરનો ચેહરો અતી શોભશે.
જગમા રેહશે તેમની પીછાંણ—આવતી ઓલાદોને માટે નીસાંણ.
તે જોવા થકી આ નર જો જીવતો રેહેશે—તો જગમા જીગરની દુવા મશે.
તે માટે ખુશીથી કાહડી કલામ—પોહચાડુછે તેમને આ વાછે સલાંમ.

## શેઠ જીજીભાઈ દાદાભાઈના વડવા, તથા વારેસોનું વરણન.

## શેઠ જીજીભાઈ માંણેકજી.

આ નાંમીચાં ખાંનદાનની વંશાવલીમા છેલ્લે જણાવેલા વારેશોની સાતમી પેહડીના વડા શેઠ જીજીભાઇ માંણેકજી, જે સુરત શેહરના કોઇ પરગણામા રેહતા હતા; તાંહાંથી શાલે ૧૦૯૮ ય૦ માં નીકલી આવીને પેહલપેહલું પણોનું પગલું મુંબઇ ખાતે કોઈ હેવે રૂડ ચોઘડીએ મેલણ હતું કે, તેમના નેકનાંમની યાદગારી સચવાઇ રેહવા માટે તેવણથી ઉતરેલા વારેશો માહેલા, કોઇએક સાહેબ તો આજે બારેહકતાલાની રેહમ ભરેલી બખશેસથી ચોમેર પરખેઆત થઈને પોતીકા વડવાઓની હસતીને ચમનમાં જે પમરતી રાખેછે, તે વાત કાંઈ ઓછી ખુશીની જણાતી નથી. આ શેઠના જનમારામાં કોઈબી અગતના કાંમો થએલાં હોએ તેની નોધ, તથા મરણનો ચોકસ દીવસ હાથમાં આવેઓ નથી; પણ શોધ ઉપરથી આટલું તો કેહવાને બનેછે કે, તે સાહેબને તાંહાં શાલે ૧૧૦૩ માં જનમ પાંમેલા મેરવાનજી નામના એકપુગ બેટા તદન મુગા હોયાને લીધે, તેજ અટકશી આ કુટુંબ હવડા સુધી આપણી વસતીમાં ઓલખાતું રહેલુંછે.

હાની મુંગી હાલતમા આ પુરૂથવી ઉપર પરવાસ પાંમેઆ પછે, ગરીબ માંબાપના આસરાથી ઉધરીને જારે મોટા થયા, તારે પોતાનો સંસાર ચલાવવાની યુકતી સોધતાં કાંઈજિ નહીં પણ શીવવાનો એક હોનર એવીતો ઝહડપથી એ સાહેબે હાથ કરી લીધો હતો કે, તે વખતપર સુરત તરફથી આવેલા તેમના એક અતલગ એશી શેઠ રાંતોકજી બરજોરજીએ* અતરેના લશકર ખાતાંના શીપાહીઓનો પોસાગ બનાવી આપવાનો જે મકટો રાખેલો હતો, તેમાથી તેણાને મલતું થોડું ઘણું કાંમ ઘેરમાં બેશીને શીવી દેતા; અને તે ઉપરજ પોતાની રોજીનો આધાર બંધ બેસાડી સારી રવેસથી ગુજરાંનબી મેલવી શકતા હતા. શેઠ ભીખાજી નામના ગરહશથને પેટે કેહવ્ચ કે એક દીકરી શેવાએ વારેસ દાખલ બીજું કોઇજ ફરજંદ નોહતું, માટે તેણીના આ મુગા દીકરાને પોતાનો દતક કરી લઈને કોટનાં ગોલવારની ગલીને નાકે હોરાબજારના રસતાપર હવડાં જાંહાં મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઈને નામથી હુબેલી મોટી હવેલીછે, તે જગોપર તેનાએ અસલમાં બાંધેલું એક નાહનું જેવું ઘેર તેણાને બખશેસ તરીકે સોંફી આપેલું હતું; જાંહાં નીરાંતે પડેઆ રહીને ઉપર જણાવેલા ધંધામા જીંદેગી ગુંજારેઆ પછે, રોજ ૧૭ મે માહ ૬ ઠો શેહનસાહી શાલે ૧૧૯૫ ય૦ માં ૯૨ વરસની જઈફીએ પોંહચી મરણ પાંમેઆછે.

એ શેઠ પોતાની પાછલ આખી જીંદેગીમાં માતરે એકજ° વારેસ મેલી ગયા હતા, તેવણનુ નામ વંશાવલીના મેલાવડામા દાખલ કીધા મુજબ દાદાભાઈ

* શેઠ પેસતનજી હોરમજજી સંતોકના વડવા.

## શેઠજીજીભાઈ દાદાભાઈને તાંહોની વંશાવળી.



# શેઠ જીજીભાઈ દાદાભાઈ.

આ નામવરની હકીકત જે ટીંઆથી શુરૂ થાઅેચ, તે પેહલા તેમના જનમની ચોકસ નોંધ જણાવીઅેચ કે, શાકે ૧૧૫૫ ય૰ ના શેહનસાહી દેએ મહીનાના સર્પંદારમદ રોજે આ સરૂસવતીમા પહેલુ પગલુ ધરેલું હતું.

પોતાના બાપ તથા બપાવાની તબાન હેઠલ દુધરીને જારે વીશેક વરસના થયા તારે જેહ્મ કે, પેહનવેહલા ય૰ ૧૧૭૫ મા મી૰ લીશ તથા મલકમને નામે સરૂઆતમા નીકલેલી અંગરેજી વેપર ખાતાની પેહડી અંદર ૨૦ ને પગારે અેક સાધારણ ગોદાઉનકીપરની ચાકરીઅે રહેઆ હતા, જે પછે ૧૧૮૯ મા જારે ઉપના પટીઆનાપણા મધેથી મી૰ માનકમ છુટા પડીને મી૰ સાતણુ માલકમની કુપનીને નામની પેહડી ચલાવના લાગો, તારે તેની સગતમા જઇને કાઇકિ વધુ હાસલથી તેવીજ કીસમની ચાકરી પેહલા સાચવી લીધી; જાહા સાતેક વરસ પસાર કીધા પછે, બાઅેગની વલાણ ચહડતી દેખાયાથી ૧૧૯૬ મા અેજ પેહડી ખાતે ખાસ દલાલ થયા; અને તે દાહડાથી વેપારીઓમા તેવણની પીછાણુત આબુરૂની રાહે પથરાવા માંડી હતી ઉપની જગેઆની દલાલી મોઈ હેવે સચોવડીઅે હાથ આવી, કે તેના પરતાપે ફરી ૧૧૯૮ મા મી૰ દાઅેરમ કેઆરટરની કુપનીઅે પેહલવેહલી પેહડી અંતરે હુઘાડી, તેની દલાલીનુ મોટેલુ કામજી આ બાઅેગસાની શેઠના સવાધીનમા સોંફાઅેલું હતું. આ સાહેબના પરમાણીકપણાને આધારે જેમ આત વધતી ચાલી, તેમ બીજી અંગરેજી પેહડીઓ જેહવી કે મી૰ ગીરાબરણ મેનજીસ, મી૰ જી. અેસ. કીંગ, મી૰ ઇગિલીંતન મેકલીન, ગામસ લાનકેઆસટર, ગેબરીઅેલ પોપ, અને મી૰ અેડમડ ગીબીની કુપનીના મુખીય દલાલ ગણાયા હતા, અેટલુંજ નહીં પણ તે ઉપરાત બીજા ઘણાક હાઉસો જેઓ ની ચોકસ યાદી હાથ આવી નથી, તેઓની સગાથે પણ તેવોજ સબંધ આ શેઠે જોડી લીધાથી દર શાકે હજારો રૂપીઅની દુહજટી આવગનો સંઘરહ કરી રાખેઓ હતો કેટલાક ફરેંચ વાવતાના વાહાણોની તેમની આડતે આવતા રહેઆથી જેમ આ ટાપુના તેમ બાહેર દેશાવરો ખાતેના મોટ મોટા સરાફો તથા સોદાગરોની મંડલીમા ભેલાઇને અતી મોટો વહીવટ ચલાવેઆથી પેહના વરગના નીતીવાન વેપારી કેહવાતા હતા; અને તેવા મોહલા રોજગારમા શરૂઆતથી તે શેવટ સુધી લગભગ ૪૦ વરસ મોઢી જા હોજલાલી સહીત આ સાહેબે ગુજારેઆ વીશેની વાત જે સરવે લોકોમા આ સંસાર થાઇ ચુકેલીછે, તેને વધારે લબાન કરેઆ કરતા આટલુ તો ખચીત જણાવી સખીઅેચ કે, આ સાહેબે જોકે કેટલાક અંગરેજી હાઉસો તથા બીજા વરવેપારમા અતીઘણા નાણા* ખોયા, તે છતાબી પોતાના રૂડા ઉદીયોગથી લાખો રૂપીઆનો મોટો ભંડોર મેલવીને ખરેખરા લક્ષાપતી ગણાયા હતા

---

* અટકલે સાભલેઆ મુજબ બે વરસના ટુંક અરસામા સોલ લાખ રૂપીઆની રાક્ષી રકમ ઘસડાઇ ગઈ હતી; તોહોબી આ સાહેબ શીતારાના બીલંદ હોયાને લીધે

આતલી યાદી નોંધી લેતાં અચરતીની સાથે અતીઅંત ખુશીબી હાંશેલ થાએછે કે, જેમના બપાવાએ ગરીબાઈમાં ગંમત ગુજારેલી, અને જેમના બાવાએ શઘલી જીંદેગી ચાકરીમાંજ ચાલુ રાખેલી, તેમના આ શકરમી દીકરાએ જોકે શુરૂઆતમાં નોકરી પકડેઆ પછે, થોડાંજ વરસમાં તેવણ ગરીબાઈની અશલી હાલતમાથી નીકલીને એક સરીમંત શેઠીઆના જે પેહલા વરગમા આવી પોંહચેઆ, તેમાં ઓદાની તો ખરેખરીજ બખશેસ ઉતરેલી, પણ તે સાથે પોતાના રૂડા આચારનોબી સબબ સંધાએલોજ હોવો જોઇએ. આ બાબદ ઉપર એક કેહવાતમા નીચલા દોહેરાઓ જે હમારા જીગરમા રમુજી તથા ગાણાંક ભરેલા ઉતપન થયાચ, તે આ નેકનામ શેઠીઆ તથા તેમના કુટુંબીઓનુ માન જાલવીને દાખલ કરવાથી તેમા વાપરેલી તોછડાઇ વીશે કશીબી બેઅદબી જેહવું સહમજતા નથી.

જીજાલાના થયા જીજીભાઈ, જે કેહવાતા અટકે મુંગા,
  ફીરપા ફીધી ફીરતારે, તો શેઠીઆ શંકમા પુગા.
સત વચંનને શાહે રહીને, વેહવાર શએઓ શીધો,
  બવીશ બેળાયું ઉદીઓગમાં, તો દરવબી મેળવી લીધો.
નીતીની રીતતો ઘણીએ છે, ને તેના ગુણ અપાર,
  ચતુર એટલુંજ ચેટી લસે, કે મુલ નીતી છે ગાર.
સતધરમને પાલતાં, જે સાચો વચંણ રાખે,
  તે લોક નમીને ચાલતાંજ, ગરવને ટાલી નાંખે.

આ કેહવત જણાવવાની જરૂરીઆત. એટલા ઉપરથી થાઈચ કે, આગલા દાહાડાઓમાં આ શેઠ તથા તેમના બાપની જાહોજલાલી હસતીમાં આવેઆ આગમજ, એકને મુગાનો દદો, અને બીજાને મુગાનો જીજપો કરી ઘણા લોકો જાહેરાતમાં કેહતા હતા; તે વાતની સાહાદત હમો ભુલતા નહીં હોઇએ તો તે વખતના પુરાંનાં સખશો આજેબી આપી સખશે કે, એમાં ટોછડાઈ વાપરવા જેવું તેઓ કાંઈજ સહમજતા નોહતા; પણ હાલનો સમો જે સુધરાઇને નુકતે ચહડેઓ જાએચ, તે માતરે એવાં બોલવાને તદન નાપસંદ પેડવેછે.

શેઠ જીજીભાઈ, જોકે ખરેખરી ગરીબાઈમાંથી કશુબી સંકટ સોસે આવના તવંગરના તરીકાપર આવી લાગા, તોપણ ઇનસાંનીએટપણામાં સંસારી લોકોને પોંહચતાં શુખ, તથા દુખ, અને ટઉકા તથા છાંએડાની કદરને એવા હેતુથી બુજતા જણાતા હતા કે, કોઈબી ગરજવંતો સખસ તેમની પાશે જઇને પોતાની વીપતની વાત કરતો, તો તે ઉપર રેહમદેલથી ધેઆંન આપી તેહવા ગરજવંતાને રહેત પમાડવામા આ સાહેબ હરગેજ પાછા હટતા નોહતા. હાવા આસરાથી

પોતાનો બોહલો વહીવટ સારી આંતથી સાચવીને ચાલુ રાખતાં જોકે તે વીશેની કાંઇબી દરકાર તેનાએ કીધીજ નોહતી, તોપણ ઓહોલી રકંમનો અડધ ભાગ કોઈબી ઉપોયોગી ધરમના કાંમોગાં સખાવતપણાથી આ સાહેબને ખુદ હાથે અપાયો હોત તો, કેટલીક બાબદોથી તેમની વખનાએલી નેકનાંમીની કીરતીમાં એટલો વીશેસ હુંલેરો બચીત થાતે. નો૦ લે૦

જેમ તેવણુના ગરીબ કુટુંબીઓ, તેમજ બીજા ઘણાક પરભારા લોકોની પરવરેશી પણ જાતગનાતનો કશોએ અંતરો ગેહવાવના રૂડીપેરે જે થતી હતી, તેનો માતરે એકજ દાખલો હીંઆં નોંધી લઇએચ કે, આ સાહેબની દુહજતી પેડી ખાતે શા૰ તાપીદાસ વરજદાસ નામનો એક શુરતી વાંનીઓ જે વાંનોતગીમાં ઘણાક વરસોલગી રહેલો હતો, તે તેમના સાહેઆ હેઠળ સઘલી વાતે પાહવગડો થઇને આપરી નજર હજુર એક સવતંતર શેરીઆ સારીઓ દેખાએછે; અને તે ઉપરાંત બીજા ઘણા સખસો એવણની ફીરપાના બહુજ આભારી જે થાએલા કેહવાએચ, તેઓ સઘલાનુ વરણુન હીંઆં સમાળી સકાતું નથી.

પોતાનો જાતી ખવારા તો ખરેખરો એક અમીરી શરીઓજ હતો; પણ શંનશારની શારજતમાં જેહવા આઆરનુ ઇણગાન તેવણુ જોતા, તેહવા વીચારથી તેને વરતવામા બરી બાહોશી શાથે ચપચ બુધી વાપરેઆને લીધે, કોઇનાંખી લાંહજા તરે આ શાએબ હરગેજ આવતા નોહતા; અને તેવા ઠગારાઓનો ઠાગબી તેઓની ગઠીએ પોહચાડી દેવામા માહા પુનનું કાંમ જે સહમજતા, તે શરવે વાતે વાજબીજ ગણાતું હતું.

પારશીઓનાં ઘેર કુઠવા શંબંધી શંણશારી મુકદમાંઓ ચુકવવાને માટે આગલા વખતની પંચાએતનાં એક ખારા ચેગલા તરીકે બીરાજીને ઘણાક લોકોનાં ટંકારાનું શેવટ શમાંધાણીની શહે લાવી આપવામા, અને તેવી ટકે અગત પડેને ગાથથી થોડાક પઇસા બખસવામા, મરહુમ શેઠ ખરશેદજી માંણેકજી સરાફની પછે, આ સાહેબે મોટી કીરતી જે મેલવી હતી, તે વાતને તેમનાં મરણ દીવશથી તે આજદંન તુલીક પંચાએટનાં ભાગી પડેઆની ગંમખારીમાં ઘણાંક ગરીબ પણ આબરૂદાર કુટુંબો જારે શાહમના શખશોનાં કલેશની અંદર સપડાઈને ફશેચ, તારે આ શેઠને ઇઆદ કરતાં તેઓ જણાએછે કે, તેવન જો અતાર તુલીક જીવતા રહેલા હોતતો, બીચારા પારસીઓની પંચાટી પારકે હાઠ હરગેજ જતેજ નહી.

આટલીજ વાતોથી એવણની ખુબી સમાંપત થાઇ શકતી નથી, પણ પોતીકી ગણાત ઉપરાંત બીજી સઘલી કોમોની સગવડ સાચવવામાં જેજે ઉપીઓગી કાંમો આ સખી નરે પોતાની સકમાઇના દરીઅમાંથી જે કરી દેખાડેઆંચ, તેની એક ટીપ શોધ કરતાં હમારે હાઠ સાંપડેલી હેઠલ જાહેર કીધાથી તેમની કીરતીમાં વીશેસ વધારો થાતો દેખાઈ આવેછે.

૧૨૦૫ મા, શેઠ ફરાંમજી કાવસજી બનાજી તથા સર જમશેદજી જીજીભાઇની સંગાથે પોતે સાંમેલ રહીને મુંબઈમાં ગરીબ નાવારેસ જરથોસતીઓના છોકરાઓને જંદઅવસતા શીખાડવા માટે પેહલવેહલી ચાલુ કીધેલી મકતબના ખરચ સારૂં પોતાની તરીજી પાંટીએ આપેલા ................ ૩,૧૦૦

૧૨૦૫ મા, રોજ ૧૭ મો માહ ૬ ઠો શેહનસાહીએ માટે કોલાબે બંધાવેલી દરેમેહરના પવીતર મકાંણની અંદર આતસ આદરાંણને તખતનસીન કીધા તેના બાંધકામ ઉપર ખરચેલા

તથા તેની જાયુકની જાલવની માટે અલાહેધા કાહડેલા મ-
લીને કુલ........................................ ૫૦,૦૦૦

૧૨૦૬ ના રોજ ૨૪ મો માહ ૧૦ મો. શેહેનસાહીએ, સુરત શેહે-
રનાં જરથોસતીઓ એ માંગીઆ મુજબ, તાંહાંનાં ગરીબ
મોબેદો તથા બેહદીનોના છોકરાંઓને જંદઅવસતાની કેલવણી
આપવા માટે એક નીશાળ ચાલુ કરી દીધી હતી; અને
તેની પુઠે તારપછે ભરૂચઆતેબી એવીજ એક નીશાલ
હુંઘાડી આપી તેઓ ઉપર આ સાહેબની હઇઆતી તુલીક
દરસાલે થએલા ખરચનો એકનદર સરવાલો.......... ૩,૦૦૦

૧૨૦૭ મા. આપણી ટાપુ ખાતે દાખમું* બાંધવાની જારે અગત
જણાઈ તારે અનજુમનમા ભુખરાંણાની ફરતી થએલી ટીપ
અંદર આ શેઠે ભરી આપેલા .......................... ૨,૦૦૦

આ સાહેબે રાંખી દીલથી બીજાં ઘણાંક ધરમ ખાતાંઓમા ના-
ણાની રકમો ભરી દીધા ઉપરાંત, ગુપત રીતે લોકોને જે
આસરો આપેઓ હતો, તેની ચોકસ ટીપ તો હાથ લાગી નથી,
પણ તેમનાં ઉદાર મણનું માપ તપાસનારાઓની અટકલથી
જે સંખીઆ જણાઈઅ તે કરતાં તો ઓછી નહીંજ હશે.. ૪૪,૦૦૦

જુલમે રૂ ૧૦૨,૦૦૦

એ ઉપરાંત બીજાં નેકનાંમીનાં ઉતંમ કાંમો આ શેઠની સાહેતાથી જે બનીને પાર ઉતરેઆંછે, તેઓ માહેલું એકતો સુરત તથા બીજાં દેસાવરોના રેહવાશીઓને મુંબાઈ આવતાં, તથા મુંબાઈથી દેસાવરો તરફ જતાં મુસાફી મા-રગપર ચોરીના દરોસાની, તથા મુસાફરીની અતીઅંત મુશીબત ગુજરતી હતી; અને જલ મારગે સઢવાલાં ગાંમઠી બારકશોમાં ફરતાં દરીઆવનો મોટો ડર રાખવો પડતો હુતો, તેટલા માટે એકમેકથી વધારે માઅલને સ્ટેરેની આવણ-જાવનમાં લગભગ એકથી બે અઠવાડીઆં ભાગતાં હતાં, તેમાં સવલ કરી આપવાની ભલી કોશેસથી બીજા શેઠીઆઓની સાંમેલગીરી મેલવીને "સ્ટીમ નેવીગેસન કુંપણી" નો એક વરગ ઉભો કીધો; અને તેને આધારે "સર જેમ્સ રીવેર કેઆરનાક" નામની એક આગબોટ બંધાવીને ઇરાવી સને ૧૮૪૧ થી સુરત તથા ગુજરાત જીલ્લાના બીજાં બંદરો ખાતે પેહલવેહલી ફરતી કીધી હતી. આ કાંમથી સઘલી વરણના સફરીઓને વખત તથા ખરચમાં ઘણોક ફાએદો થયો, એટલુંજ નહીં પણ સેહલ રીતે એકથી બીજે ઠેકાણે જવા આવવાની સારી જોગવાઈ સરવેને મલતી રહી; અને બીજું એકે પરજાની સગવડ માટે

* બાંધવા ધારેલાં દાખમાંનુ કાંમ મરહુમ શેઠ કાવરા બીસનીએ માથે ઉ-ઠાવીને, પોતાને ખરચે સામપુરણ કરી આપેઆથી તે વખતપર ઉભી થએલી રૂપીઆ ૯૦,૦૦૦ ને આસરેની થાપણ પંચાએતની પુંજીના રાખનદારો પાશે સચવાઈ રહેલી સાંભલવામા આવેછે. ના૦ સે૦

બીજા સખશોને પાંતીમાં રાખીને છેક વેલાત વેરથી મંગાવેલો "સાઈંગ મીસીન" નાંમનો બાફનાં બળથી કરાઈ લોકોની મદદ વીનાં લાકડાંઓ મધેથી પાટીઆં, તથા પેહડીઆં વગરે ઘણીજ સફાઈ તથા સેહલાઈ સાથે એક સરીખાં વેહરાએ તેહવો કરવતીનો સાંચો મજગાંમ ખાતે હેનસાહના ડુંગરની નજદીક એક અલાહેધાં મકાંનમાં ગોઠવાવીને ધરાવી સને ૧૮૪૩ માં પેહલવેહલો ચાલુ કીધો હતો; અને તે બેહુ કાંમનો વહીવટ આ સાહેબની દેખરેખ હજુર ઘણુંસુધી ચાલેઆ પછે, જોકે પારકે હાથ ગયોછે, તોપણ ગાંઠના ગુરથ પેહલાં શરૂઈને હાવાં માહભારત કાંમો ચાલુ કીધાં, તે વીશેનું માંન ખચીત કરી એજ સાહેબને હાંશેલ થએઉ; અને તે બાબેની કીરતી પણ હજીસુધી કોઈની યાદદાસતમાથી ખીશી નહીંજ હશે.

ઉપરના એકાદા ફકરામા જણાવેઆ મુજબ આ શેઠે અંગરેજી પેહડીઓની દલાલીનુ મોહોટું કામ પોતાના હાથમાં ગખીને, તેનો વહીવટ ચલાવવા માટે ચારો દીકરાઓને જુદે જુદે ઠેકાંણે ગોઠવી બેસાડઆ હતા; અને તે એટલાજ વીચારથી કે તેમની હજુરમા દરએકને અનુભવ મલે તો, તેવણની પછે પોત પોતાનો રોજગાર ઓપી લેવાની કશીએ હરકત તેઓને નડે નહીં. વડા દીકરા શેઠ મેરવાનજીને પાછલથી સફરનો શોક બાવેઆને લીધે, હીંઆંના કાંમમાંથી તેણાને નોખા પાડી ૪૦ ૧૨૦૮ ની શાળમા પેહલવેહલા ચીન તરફ મોકલાવેઆ; જાંહાં સહી સલાંમત પોંહતા પછે, તેમના મશીઆઈ ભાઇઓ નામે મી૦ દાદાભાઈ તથા માણેકજી રૂસતમજીની નાંમીચી પેહડી જે ઘણી જાહોજલાલીથી તાંહાં ચાલતી હતી, તેમા ઇ૦ સને ૧૮૪૦ ની શરૂઆતથી એક પંતીઆલા તરીકે તેણાને ગોઠવી આપેઆ; જે બાબેની ખીના તેમના અહેવાલમા અલાહેધી જણાવેઆમાં આવીછે. આ સાહેબને સરવે રીતના સુખ છતાં, જે વાતનુ દુખ એકાએક સોસવું પરુઉં, તેની ગમખારીની બીકટ બીમારીએ હેવી તો ભયંકાર અસર નીપજાવી કે, તેમાથી મોકલા થયાને બદલે રોજ ૧૮ મો માહ ૮ મો શેહનશાહી શાલે ૧૨૧૮ ૪૦ એ ૬૨ વરસની ઉપર ૧૦ મહીનાને ૧૪ દાહાડા, આ દુનીઆઇ દોરના પુરા કરી શેઠ જીજીબાઈ હજરત જરથોસતની પનાહ પકડવા માટે હકની દરઘા તરફ ચાલી ગયા; અને તે દાહડાથી પારસી ટોલાએ આ પરદુખભંજન શેઠીઓ ખોહી દીધેલો કેહવાયોછે.

બેહસતનસીનની નોબતે પોંહચેલા આ દયાળુ દાતાર શેઠે પોતાના વશીએત નામા અંદર રેહમની નજર પુગાડીને કેહ્યુ કે, પોતીકાં હમદીનો માહેલા જેબી લોકો લાચારી હાલતમા જણાએ તો, તેઓની પરવરેશી કરવા, તથા જરથોસતી ટોલાના ગરીબ બાલકોને કેળવણી આપવાના કેટલાંક ધરમ ખાતાંઓ પોતાની હઈઆતીમા જે ચાલુ કીધેલાં હતાં તેના સંભાલ સારૂં, અને તે ઉપરાંત બીજે કોઈ ઉપીયોગી ધરમ તેમના વારેશોની નજરમા રૂડા દેખાએ તેમા વાપરવા માટે પોતીકી રાકમાઈની પુંજીમાથી સખીતબેપણે રૂપીઆ બે લાખ અલાહેધા કાહડીને તેની ઉપજમાથી તેહવાં ખાતાંઓનો વહીવટ ચલાવવાની મુખતેઆરી પોતાના બધા દીકરાઓને વંશપરંમપરા જે સોંફીછે, તે બાબે તા૦ ૧૭ મી બે

૧૮૪૯ ના "મુંબઈ સમાચાર" નામના ગુજરાતી વરતમાન પતરમા જણાવેલી બીનાને એક સનદ તરીકે નીચે નોંધી લઇએછે :—

"એ સવરગવાશી ગરહસથની ઉઠમનાની કીરીઆ થઈ તે વખતે એ "મરનારના પુતને વાસતે ધરમ ખાતે આપવી કીધેલી મોટી રકમનુ એક કા- "ગલીઉં પારશી પંચાએતના મેતા' અરદેસર દાદાભાઇએ ભીજલશામા વાંચી "સંભલાવેઉં, તે ઉપરથી જાણેઆમા આવેઉંચ કે, એ સવરગવાશી ગરહસથ "દુખી, દલીદર તથા લાચાર માણુશોની મદદ અને દાદને વાસતે રૂપીઆ બે "લાખની એક મોટી રકમ પોતાના વશીએતથી ધરમ ખાતે મેલી ગયાછે ** "એ મરનારે પોતાના વશીએતથી આપેલી રકમના તરસટીઓ પોતાના છોકરા- "ઓને ઠેઉવેઆછે; અને તે પુંજીનુ વીઆજ જે ધરમના કાંમોમા ખરચેઆમા "આવે, તે કાંમોના વહીવટ ઉપર અંમલ ચલાવવાનો અખતેઆર તેઓના "હાથમા રાખેઆમા આવેઓછે; અને વીઆજની ઉપજનો જમે ઉધારનો દર "વરસનો હીસાબ તેઓના બાપના વશીએતમા ફરમાવેઆ પરમાણે મુંબઈની "પારશી પંચાએતના અધીકારીઓમાથી હરેક ૪ ગરહસથોને દેખાડવામા આવશે."

આ મરહુમ શેઠની સખાવત સારૂં અલાહેદી કાહડેલી ઉપલી રકમની કીંમત પોસાવી એક મોટી હવેલી જે કોટમા હારંબી રો તથા મેડોઝ્સ્ટ્રીટની વચે ઉભેલીછે, અને જેમા "બોમબે બરોડા તથા સેંટરલ ઈંડીયા રેલવે" ખાતાંની આફીસ તથા તેવનાએ બીજી દુકાંણોછે, તે મકાણુની બધી ઉપજ ઘણા વરશો સુધી વગર ઉપીયોગે વધેઆ કીધી, તેનુ પરીણામ પાછલથી શું નીપજએલું જે ભરોસા બરૅણ સાંભલવામા આવેઉછે, તેની નોંધ મોટા હરખથી હીંઆં સમાવી સખીએચ.

૧૨૩૪ મા, રોજ ૧૩ મો માહ ૨ જો શેહનશાહીથી પરેલ ખાતે સઘલી વરણના છોકરાઓને ગુજરાતી મરાઠી તથા અંગરેજીની કેળવણી આપેઆ ઉપરાંત જરથોસતીઓના બાલકોને જંદ અવસતાબી શીખાડવાનુ જે શુરૂ કીધુંચ તે ઉપર દર માશે રૂ૧૦૩ નો ખરચ અપાતો આવેછે.

૧૨૩૪ મા, રોજ ૧૯ મો માહ ૨ જો શેહનશાહીથી ભીંડીબજાર ખાતે સઘલી વરણુના છોકરાઓને ઉપર મુજબની કેળવણી આપવા માટે ચાલુ કીધેલી નીશાલ ઉપર દર મહીને રૂ ૧૧૧ નો ખરચ થતો સંભલાએછે. આ શીકાંણે મરહુમ શેઠે પોતાની હઇઆતી સુધી હેવું ધરમી કાંમ જે કીધું હતું, તે હવડાં પકા પાયાપર મુશાતડીમ રાખેશછે.

૧૨૩૪ મા, ભરૂચ ખાતે પરથમ એજ શેઠની સખાવતથી એક મુસારેદાર મો- બેદની આગેવાંનીમા જરથોસતી છોકરાઓને જંદ અવસતા શીખાડવામા આવતી હતી, તાંહાં આ સાલથી જથુકની નીશાળ કેહડાવી દીધી, તે ઉપર દર મહીને થતા ખરચની સંખીઆ રૂ ૬૭ ની કેહવાએછે.

૧૨૩૯ મા, રોજ ૧ લો માહ ૧૧ મો શેહનશાહીથી બેતવાડી ખાતે જરથો- સતીઓના છોકરાઓને જંદ અવસતા શીખાડવાનુ કામ આ મરહુમ શેઠના વખતથીજ ચાલતું હતું, તે ઉપરાંત તાંહાં સઘળી વરણના છોકરાઓને દાખલ કરીને ગુજરાતી, મરાઠી તથા અંગરેજીબી શીખાડવાનુ કાંમ

પુખ્ત પાયા પર લાવી આપેલછે; અને તે મકતબને માથે દર મહીને રૂ ૬૧ નો ખરચ જારી રહેલોછે.

૧૨૩૯ મા, રોજ ૧૫ મો માહ ૧૨ મો શેહનશાહીથી કોટ ખાતે જરથોસતી મોબેદોના ફરજંદોને, ખુરદેહઅવસતા, ઇજસને, વંદીદાદ, વીશપરદ તથા બાજધરના વીગેરે શુધ ઉચારથી શીખાડવા, તથા તે ઉપરાંત ગુજરાતી ભાશાની કેળવણી આપવા માટે એક નીશાળ, જે પરથમ તેમની હઈઆતી વખતે તેમના ખરચથી ચાલતી હતી તેનુ મંડાંન હીંઆથી મજબુત પાયા પર બેસાડી આપેલી, અને તે ઉપર દર મહીને રૂ ૧૦૧ નો ખરચ રાખવામા આવેઓછે.

એ ઉપરાંત કેટલાંક દેશાવરો ખાતેના ગરીબ જરથોસતી બાલકોને જંદઅવસતા શીખાડવા માટે એકેકો મોબેદ મુસારેદાર રાખેઓછે તેની વીગત :—

| | | | |
|---|---|---|---|
| ગોપીપરા ખાતે મોબેદને | રૂ ૫ | રાંદેર ખાતે મોબેદને ... .... | રૂ ૫ |
| બોરા શુમારી .. ,, .. | રૂ ૫ | શીંગનપોર .. ,, .......... | રૂ ૬ |
| એલાવ ...... ,, .. | રૂ ૧૫ | શીઆતપુરી (નૌશારીની નજદીક) .. | રૂ ૭ |

આ છ ઠેકાંણાની નીશાળમા પઢાવનારને માતરે દર મહીને જે પગાર મલેઅ તેની સંખીઆ રૂ ૪૩ ની થાઓછે.

ઉપર જણાવેલાં કેળવણી ખાતાંઓને માથે, આ શખી શેઠની સખાવતથી દર મહીને ખરચાતી રકમનો સરવાળો લેતાં, વરશે દાહડે રૂ ૬,૦૦૦ ની લગરીક ઉપર થવા જાઓછે; અને તે ઉપરાંત મુફલેશી હાલતમા આવેલા કેટલાકોને પગારો પોંહચતા થાએચ તથા કોઈકોઈના મોહોત ખરચને મદદ મલેચ, અને તે ઉપરાંત કચકંઈના બચાંઓને પરણવા માટે હવડાં જે અપાતું રેહઅ, તેનો અડસટો રૂ ૪,૦૦૦ નો અટકલીએ તો બધા મલીને દસ હજાર રૂપીઆથી મરહુમ શેઠ જીજીભાઇ દાદાભાઇનુ નેકનામ સજીવન રહેલું સહમજવું જોઇએછે.

આ મરહુમ શેઠના વશીએતનામા અંદર એક ફકરો હેવોબી લખાએલો કેહવામા આવેછે કે, અલાહેધી કાહડેલી ઉપલી થાપણની ઉપજમાથી, ફરમાવેઆ મુજબના ધરમ ખાતાંઓ સારી રીતે સાચવતાં જે કાંઇ વધારો રેહ, તે ચારો બાઈઓ સરખે હીશે વેંહચી લીએ. આ વાત જો સાચી હોય તો, જે બાબે આ મરહુમ શેઠીઆએ પોંહચાડેલી આકેબતની દુરઅંદેશી ઉપરથી હેવી સહમજ ઉઠેચ, અને તે વલી હાલને સમે વાજબી પણ વીચારી શકાએચ કે, તેમના સઘલા વારેશોને સરખી રીતે સારી બેઠે આપીને શુખી કરી ગયા છતાંબી, તેઓ માહેલા જેબી સખશો પાછલથી ધરેહની ગીરદેશીમા ફરી પડબાઓનુ સંકટ સાચવવા સારૂં, હાવાં ખાતાંઓમાથી બચેલી રકમ તેઓને અલી ઉપીયોગી માલુમ પડતી હશે.

આ ધરમ ખાતાંનો વહીવટ કેળવણી ખાતાંના ડેપીઉટી ઇનસપેકટર મી૰ જાંગીરજી હોરમજજીના સેક્રેટેરીપણા હેઠલ ય૰ ૧૨૪૦ થી જે ચાલુ પડેચ, તે ઉપરથી આશેઆ બાંધવાને બની આવેચ કે, તે કાબેલ ગરહસથની ભલી કોશેસથી સઘલાં શુભ કાંમો સારી રીતે સચવાઈ રેહશે.

# શેઠ મેરવાનજી જીજીભાઈ.

મુગા ખાનદાનનો ઉપલો નબીરો મરણ પાંમેઆ પછે, આ, મથાલે જણાવેલા શેઠ સરવેથી જે વડા ગણાયા હતા, તેમનો જનમ રોજ ૨૫ મો માહ ૧૧ મો શેહણશાહી શાલે ૧૧૭૮ ય° એ થયલો જાણુવામા આવેઓછે. હુધરતી વયથીજ સાધારણ કેલવણી પાંમેઆ પછે, સહમજમા આવેઆ તારથીજ પોતીકા પીતાની પક્ષમા સમાઈ રહીને, તેમના રોજગારની વલાણપર સારી નેધાહ પોંહચાડતા હતા. આ શેઠને જારે જલમારગની સફરનો શોક ઉસકેરાયો, તારે મરહુમ શેઠ જીજીભાઈએ હીંઆંના વહીવટમાથી તેમને નોખા પાડીને ૧૨૦૮ મા ચીન ખાતે રવાંણે કરી દીધા; જાંહાં પોંહચેઆ પછે પોતીકા મશીઆઈ ભાઈઆ નામે મી° દાદાભાઈ તથા માણેકજી રૂસતમજીની તે વખતપર ચાલતી જાહોજલાલી ભરેલી નાંમીચી પેહડી ખાતે વેપાર વહીવટના સંબંધમા ૧૨૦૯ ની સરૂઆતથી એક પંતીઆલા દાખલ લાગુ પડેઆ, અને તે દાહડાથી પેહડીનું નામ મી° દાદાભાઈ તથા માણેકજી રૂસતમજીની કુંપનીની અટકપર રાખવામા આવેઉં.

ચીનમા લગભગ આરેક વરસ ગુજારીને ૧૨૧૩ મા પેહડી ખાતાંના બીજા ભાગીયાઓની ગેરહાજરીને લીધે, તાહાંના વહીવટની મુખતેઆરી મી° ધનજીભાઈ બેરાંમજી રાંણા તથા દાદાભાઈ બેરાંમજી બનાજીને શોંફી પોતે પણ મુંબઈ તરફ આવી રહેઆ.

મજકુર પેહડી અસલથીજ સારા પાયાપર ચાલતી હોવાને લીધે, તેનો કારોબારબી અતી બોહલો ફેલાવો પાંમેઓ હતો; પણ ખરૂંછે કે કોઈનુબી ભાગ્યેગ સદાકાલ પાએદારી સાથે ઉસતવાર નહી રેહવાના ઘણા સખબો જે સહમજાએછે, તેહવા સંજોગથી પેહડીના વડા શેઠ દાદાભાઈ રૂસતમજી બનાજી જે મુંબઈમા હતા, તેનાની આંટ ઉપર ય° ૧૨૧૭ મા એકાએક ગજબ આવી પડેઓ, તારે તેની વરાર છેક ચીન સુધી જઈ પોંહતી હતી.

હીંઆના હુમલામાથી ચીનની પેહડીને સાચવી રાખવાની આશેઆ પર આ શેઠ મેહરવાનજી તેજ ટાંકણે તતકાલ તાંહાં ગયા, પણ દલગીરી સાથે જોવામા આવેઉં કે, તે તરફનો વહીવટમી નાદારીની હાલતમા થઈ પડેલો હતો; અને તમા વળી હીંઆંની માઠી ખબરે તેનો અંત હેવો આણેઓ કે, તેને ઉભી રાખવા ધારેલી કોઈબી ઈઉકતી પેસ પડીજ નહીં; કારણ કે માગનારાઓના તકાદા એવાતો તરાતરી પર ચહડી આવેઆ કે, તે માહેલા એક સખશે ફરીઆદી માંડીને મેલવેલાં હોકમનામાની ખુબીથી તે પેહડી ખાતાંની મીલકતો વેચાવી સઘલું લેણું રોકડ પાએકે વસુલ કરી લીધું; અને બીજી ઘણીક બાબદોમા આ અશીલ શેઠીઆને અનેક તરેહની વીટંબના જે નડેઆ કીધી, તે વીશેની માઠી ખબર જારે તેમના સરીમંત પીતાને થઈ, તારે ચીન ખાતાંની પેહડી ઉપર તાંહાંના તથા મુંબઈ તરફના બીજા માંગનારાઓ

સાથે દેવાનો હસાબ ચુકતે રૂપીઆનો અરધો આપીને તેઓના દાવાનો પતાવસ કરી પોતીકા પેઆરા દીકરાને દેનદારીના દબાણમાથી મોકલાસતો પમાડી, પણ કોઈબી વખતે સવપણે નહી ધારેલી વાત એકાએક એવીતો એખીટી થઈ કે, એક તરફથી દીકરાને દુખી હાલતમા આવી પડેલો જાણીઓ, અને વલી બીજી તરફ અતરેની કેટલીક અગરેજી તથા ગામઠી પેહડીઓ ખુટી પડ-આથી તેનાની મોટી દોલત જે દુબત ખાતે બરબાદ ગઈ, તેના જબુન દરદે તેમની જીંદગીનો અત આણેલો કેહવાયોછે.

બાપના મરણ ટાકણે આ શેઠ મેરવાનજી પેહડી ખાતાના ફેસલા માટે ચીનમા ગોવાઈ રહેઆને લીધે, પોતીકા પરતીપાલ કરનાર મુરબીના અશોરવા-ણુને રોજદો વટીક કરવામા નાસીપાસ થયા હતા; અને આવી નાખુસ ખબરે તેમના જીગરમા એવોતો ધાહ ચેમેઓ હતો કે, તેના જખમથી થોડુક સુધી પોતાની જીંદગીબી તેનાને અકારી જણાઈ હતી; કેમકે ખોવાએલી દોલત તો ઉદીયોગ કીધાથી કદાપી પાછીબી આવશે, પણ પાલી પોશીને પરીતી લગાડી ગયલા આવા સરીમત બાવા, આ દુનીઆમા તેમને હવે નહીં મલવા વીશેનો વતવતો કરતા, આ નોધ લેણારે તે વખત પર ચીનમા, અને તાહાથી તેમ-નીજ સાથે પ૦ ૧૨૧૮ મા ઉતારૂ દાખલ મુંબઈ આવતા સુધી આગબોટની આખી સફરમા તેનાને જોયા હતા; અને તે વાત હમારેથી હજી તુલીક ભુલી જવાઈ નથી.

આ શેઠની કારકીરદીમા ઉપર જણાવેઆ મુજબના થોડાક સુખની સાથે દુખ જોના સીવાએ, બીજી વધારે કોઈબી કેફીએત દાખલ કરવા લાએક પર-એઆત થયલી સાભલવામા આવી નથી, માટે એટલીજ વાતની સમાપતી ઉપરાત તેમની જીંદગીના અત વીશે જાહેર કરીએચ કે, ચીનથી આવેઆ પછે પોતાના વાહાના બાઈઓના એખલાસમા રૂડી, વરતણુકથી સમાઈ રહીને થોડાજ વરસ આસાએસમા ગુજારેઆ, તેટલા નાપેકાર બલેરાની ચુગાલે એકા એક ગુલબો કીધાથી, રોજ ૧૬ મો માહ ૩ જો શેહણશાહી શાલે ૧૨૨૩ ૫૦ એ પોતાના જનમથી ૪૪ વરસ, ૩ મહીના, અને ૨૭ દાહડાની ભર જવાણી વયમા પેઆરા પરીવારો તથા દોસત આસનાઓની મોહબતમાથી છુટા પડીને પોતીકા પીતાની પક્ષમા જઈ બેઠાછે



## શેઠ બમનજી જીજીભાઈ.

મરહુમ મી૦ મેરવાનજીથી ઉતરતા બીજા ભાઈનુ નામ જે મથાલે જણા-વેલુંઅ, તેવણુ રોજ ૨૮ મો માહ ૬ ઠો શેહણશાહી શાલે ૧૧૮૨ ૫૦ એ જનમ પામેઆ હતા આ શેઠીઆની સાથે હમોને બચગીના વખતથી પડેલી પીછા-ણતનો સબબ, ઘણુ કરીને ગુજરાતી તથા અગરેજી શીખવા માટે એકજ નીસાલે તથા સકુલે જઈને, તાહા એક બીજાના જોડીઆ થઈ રહેઆને લીધે

હતો; અને તારથીજ હમો જોતા આવેઆચ કે, સઘલાઓની સાથે તેમની અશીલાઈ, મીલનસારી, રેહમદેલી અને સખીઆતા પણાની કીરતી જે ચાલુ હતી, તેમા તેમની ઉંમરના વધારાએ વીશેસ દેખાવ દીપાવેઓ હતો; પણ જારનાં સનસારને અરથે એક બીજાથી હમો છુટા પડેઆને લીધે, જોકે તેમની મુલાકાતનો સંબંધ સચવાઈ નહીં રેહવા છતાં, લાંમબી મુદતે જારેબી એક નજરે થતા, તારે તેમની અસલી ખુબીમા કશીએ ખાંમી હમારા જોવા તથા જાંણુવામા આવતી નોહતી. આ વાતતો હમો વચેની ખાંનગી હોવાથી જાહેરાંતમા નીરઉપીયોગી કેહવાય, પણ તે ઉપરાંત આપણી વસતીના ઘણાક સાહેબોએ હરેક બાબદ સર તેવણ સાથે વેહવારની રાહે કાંમ પાડતાં તેમની લાએકાત વીશે રૂડી પેરે ખાતેરી કરી લીધેલીજ હશે; માટે તેની અંદર આટલી હમારી ખાનગી બાબદ મેલાએલી જો વાજેબી ગણાશે તો તેનાની ભલાઈ પણાની શોભનાને વીશેસ ટેકો મલેલો સહમજી હમો સંતોસ પાંમીશું.

બાપની હઈઆતી સુધી તો તેમના બોહોલાં કાંમમા પલોટાઈને એવો અનુભવ મેલવી લીધો હતો કે, તેમની વટી બીજા તરણ ભાઈઓની સાથે સંપજથી સામેલ રહીને વહીવટ ચલાવવામા અછી ચલાકી વાપરેઆથી, વેપારીઓના પેહલા વરગમા ગણાવા લાગા; અને તેમના મરણ પછે તો કુદરતે સરજેલા સંજોગ પરમાણે વારસામા તેમને હીશે આવેલો દઇવત લઈને એક સવતંતર રોજગારની મુઆફેક પોતીકે નામે વેપાર રચીને સારી આબરૂ મેલવતા રહેઆ. વડા ભાંઈના મરણ પછે પોતાના કુટંબીઓમા મોટાઈનુ માનબી એજ સાહેબને એનાયત થયું હતું.

આ સાહેબ જરથોસતી કોમના હોવાથી તે મજહબ ઉપર એટલા તો ચુસત હતા કે, તેવણના મરહુમ બાવાએ મોટે કોલાબે બંધાવેલી દરેમેહરમા દર માશે જસણો કરાવીને તાંહાં ઘણાક હમદીનોનો મેલાવડો મેલવતા હતા; અને તેથી કરી ઘણા લોકોને રોજદો કરવાની સારી તક મલેઆ કીધાને લીધે, સાંભલેઆ પરમાણે તેઓનો પગદંડો તાંહાં હજી સુધી જાથુક રહેલોછે.

હાવાં નેકી ભરેઆં કાંમની ખુબી ઉપરાંત, તેમનુ ડાહાપણબી વીશેસ દેખાતું રહેઆથી, ઘણાક વરસો થયાં આ શેઠ પારશી પંચાએતના એક ખાસ અકાબરને દરજે પોંહતેલા હતા; અને તે સાથે સુલેહના અમલદારોની સંફમા પણ તેવણનુ નેક નામ ખીરાજેલું જોવામા આવતું હતું.

શેઠ બમનજીની જાહેર સખાવત જોકે હસતીમા જાહાજી માલુમ પડી નથી, તોપણ તે વીશે જેટલી વાતો જણાઈ આવીચ, તેની વીગત નીચે દાખલ કરીએછે:—

પરેલ તરફની જુદી જુદી જગોએ, તથા માહીમ જવાના રસતા પર પરજાને પીવાનુ પાણી જાથુક મલવા માટે મજબુત ટાકીઓ બંધાવી આપી, તથા કેટલેએક ઠેકાંણે ફુંવારાઓ મેલાવીને શેહેર સુધરાઈ ખાતાંના સંભાલપણાને સપુરદ જે કરી દીધું, તે ઉપર ખરચેલા કુલ ........................ ૬,૦૦૦

ઇરાંન તરફના જાલમે દુકાલનુ દુખ ખમતા તાંહાંથી નીકલી આવેલા સેંકડો લાચાર જરથોસતીઓ, જે ચોપાટીની ધરમશાળામા આવી રહેઆ હતા; તેઓના ભોજન માટે એ લોકોના વહીવટદારો પાસેની પુંજી પુરતી નહીં જણાયાને લીધે, રોજના ચાલુ ખોરાક સારૂં દર મહીને રૂ ૧૦૦ ની રકમ એક વરસ સુધી પોંહચતી કીધી તેના .................................... ૧,૨૦૦

એ માહેલી છેલી બાબદ વીશે એવું કેહવામા આવેછે કે, કબુલાત મુજબનો ખરચ મોકલાવેઆને છએક મહીના થયા, તેટલાં આ દયાલું દીલના ગંભીર શેઠ બમનજી બે ચાર દાહાડાની માંદગીમા રોજ ૧૪ મો માહ ૧ લો શેહણસાહી શાલે ૧૨૪૧ ય૦ એ ૫૮ વરસ, ૬ મહીના, અને ૨૨ દાહાડાની ઉમરે પોંહચી આ જાંહાંનમાથી અંસબાબ ઉઠાવી મીનોઇ આલમ તરફ ચાલી ગયાને લીધે, જેમ એક તરફથી તેમના પરીવારે પોતાનો પરતીપાલ કરનારા પીતાની ગમગીની હાંશેલ કીધી, તેમજ બીજી બારદુપર આશેઆવંત ગરીબ ઇરાંનીઓએ દર રોજનો ખોરાક મોકલનારો મદદગાર ખોહવાથી જે હરકત જણાઈ હતી, તે આ મરહુમના નેક બખત બેટાઓએ બાપની કબુલાત, બાકીના મહીના સુધીનો ખરચ તેમની પુંજીમાથી પુરો કરી, પાર ઉતારી હતી.

આ મરહુમના ઉઠમનાને દાહાડે કીરીઆનું કાંમ કરી રહેઆ પછે, મીજલસની હજુરમા જાહેર થયા મુજબ હેઠલ જણાવેલાં ધરમ ખાતાંઓની મદદ સારૂં સઘલા મલી રૂ ૮,૩૫૧ ની જે રકમ ઉભી કીધી, તેમા ૫૦૦૦ એજ શેઠની ખાસ પુંજીમાથી લીધા; અને બાકીના ચાર દીકરાઓ ઉપરાંત તેટલીજ વહુઓ, વીધવા, દીકરી, તથા બેહનો વીગેરેના કુટંબીઓએ તેમા આપેઆ હતા.

આ મરહુમ શેઠ કેટલીક મુદત થઈ ઉદવારા ખાતે વસનારા આંધલા તથા પાંગલા ગરીબ જરથોસતીઓની પરવરેશી માટે પોતાની હયાતીમા જે મુસારો પોતે આપતા હતા, તે કાએદો કાએમ રાખવાના હેતુથી રૂ ૪,૦૦૦ ની સરકારી ટકા ૪ વાલી નોટ લઈને બેહેસતબેહેરે શેઠ જીજીભાઇ દાદાભાઈના ધરમખાતાંની પુંજી જાલવનારા ટ્રસ્ટીઆન સાહેબોના સવાધીનમા સોંપી આપીને તેના ઉપજતાં વીઆજમાથી તાંહાં જાથુક મોકલવાની તેઓને તાકીદ ફરમાવેલીછે તે થાપણના.......................... ૪,૦૦૦

મુંબઇમા મરણ પાંમતા જરથોસતીઓના રવાંણોને અવલમંજલ પોંહચાડવાની થાપણ ખાતે નોટ રૂ ૧૫૦૦ ની ટકા ૪ વાલી તેના વહીવટદારોને ઉપલી સરત મુજબહવાલે કીધીછે ......... ૧,૫૦૦

મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈને નામથી મુંબઈ ખાતે ચાલતી જરથોસતી છોકરાઓને ધરમ ખાતે જંદઅવસતા શીખાડનારી નીશાળની પુંજી રાખનારાઓને રૂ ૧૦૦૦ ની ટકા ૪ વાલી નોટ આપીને હેવી ફરમાસ કીધેલીછે કે, તેના વીઆજમાથી જે વી·

રૂઆરથી ઘણો ચંચલ નીવરે તેને આ મરહુમ શેઠને નામથી
ઇનામ આપવું .......... ............... ૧,૦૦૦
જુદાં જુદાં નવ ધરમ ખાતાઓની મદદ માટે વેંહચી આપેલા.... ૧,૮૫૧

સખાવત ખાતે જાહેરાત અપાએલા સઘલા મલીને કુલ રૂપીઆ ૧૫,૫૫૧ જે થયા, તેની અંદર આ મરહુમ શેઠની પુંજીમાથી તો માતરે રૂપીઆ ૧૨,૨૦૦ માલુમ પડેઆછે; અને તે ઉપરાંત તેમની હઇઆતીમા છુપી રીતે કોઇને કાઇ આપેલ હોએ, તેની ચોકસ ખબર જાણવામા આવી નથી.



## શેઠ શોરાબજી જીજીભાઇ.

શેઠ જીજીભાઇના આ તરીજા બેટાનો જનમ રોજ ૩ જો માંહા ૮ મો શેહણશાહી સાલે ૧૧૮૯ ય૦ એ થએલો જણાયોછે. આ સાહેબેબી બાપના મોહલા વહીવટમાં બચપણથીજ પરોટાઇને વેપારનાં કામની સારી સહમજ મેલવેલી હતી, અને તેટલાંજ કારણસર સઘલા ભાઇઓ તે વખતમા એકેકથી સરસ ગણાતા હતા. બાપની હઇઆતી બાદ જોકે વારસામો આવેલો દઉલત સઉએ સરખે ભાગે વેંહચી લીધો, તેમાં તો કાઇબી વધ ઘટ થાઇજ નોહતી; પણ આ સાહેબ નસીબનાં એવાતો નાંધલા નજર આવેઆ કે, સાંભલેઆ પરમાણે, રોજગાર ધંધામા જોઇતી સાહુચેતી વાપડીને નીતીની રાહને બનતી કોશેસથી આધીન રહી ચાલેઆ છતાં, દોલતે દોરાતી રાખેઆ પછે થોડીજ મુદતમાં એવોતો જબરો દગો દીધો કે, તે બાબેનુ કશુંએ વરણના હીઆં વીસતારી સકાતું નથી. આ શેઠીઆ પાસે જે જે અંગરેજી પેહડી ખાતાંની દલાલીનું કામ જારે આવેલ, તારેતો તે ઘણાજ મજબુત પાયાપર ચાલતી જણાતી હોએઆને લીધે, તેની સાથે રાખેતા મુજબ નાણા સંબંધી મોહલો વહીવટ નીરભએ પણે ચાલુ રાખેઓ; પણ તેમાં બીરગસતે બખતની તાસીર એવી નીવરી કે, તે સધર જણાએલી પેહડીઓ ચુટી પડેઆના જબરા આચકા સાથે, પોતીકા બીજા ખાનગી વેપારની મોટી નુકસાંણીએ તેનાને એવા તો ઊંચકી નાંખેઆ કે, તાર પછે એઓએલું નાણું પાછું હાથે કરવાના અનેક ઉપાએ શોધેઆ, પણ સાહું ભાગ્યોગ તેમની પાસેથી રૂસાઇને જે એકદમ રૂખસત પાંમી ગએલ, તેથી આ અસરાફ શેઠીઆની નેક મુરાદ કોઇબી રીતે બર આવેલી જણાઇ નથી. સારાં કુટુંબ માહેલા આવા એકમારગી શેઠીઆને માંઠી હાલતમાં રહેલા જોઇ મુંબઇની સઘલી પરબેઆત મંડલીઓમાં બારે ઉદાશી પેવસ થાએલી કેહવાએછે, પણ તે માહેલા કોઇબી સાહેબો પડી ગયલાનો હાથ પકડી તેનાને પાછો ઉઠાડી સખેઆ નહી, એ વીશેસ વીલાપ કરવા જોગ વીચારી પરમકીરપાલુ પરમેશવરની દયા તેમને માટે અંતકરણથી ચાહીએછે.



# શેઠ બેરાંમજી જીજીભાઇ.

હવે આ હકીકત જેનાની લખાએચ–હરફેની હારેમા હીરા નખાએચ.
જે નરને જો કોઈ ના ઓલખતું હોએ–તો શુભેથી તારદેવપર જઇને જોએ.
છે મુંગાના આનદાંનનો ચોથો નખીરો–શાકરમી જીજીભાઈ શેઠનો વીરો.
ફતેહમંદ પાંમેઆછે બેરાંમજી નામ–રેહછે તે ઉપર જણાવેલે ઠામ.
જેને કીરતારે ચાહીને પસદ કીધો–આ જગમા શોભાવંતો જનમ દીધો.
શાકરમીના લીધાંછે શુભ લક્ષણ–દયા, મયા, ને સત્ય વચણ.
જે જાલવીને પાશે સદા ગમેછે–રશીલાં ફુલનો સવાદ ચાખેછે.
જીવતર આ જગમા તેનુ પરમાણ–નેકનાંમીથી પરજામા પાંમે જે માણ.
સખાવતખી તેહવાજ નર ઘર સોભે–જાંહાં લક્ષ્મીખી તાબામા રહીને થોભે.
કેળવણીને જેથી ઉતેજન મલે–તે સાથે દરદીની પીડા ટલે.
જે કાંમોથી સદા તે રેહછે મથણ–સખાવતી પુનના મેલવી સગણ.
વરગ જે સરીમંતની સફનો પેહલો–દાનાઇથી મેલવીને લીધો વેહલો.
જે કેહવાયછે સુલેહના અમલદાર–તે પછે બીરાજેઆતા રાજ દરબાર.
“હાનરેબલ”નો એલકાબ ધારણ કીધો–કાંઉનશીલના હાલને સોભાવી દીધો.
થાએછે જાંહાં ધારા બાંધવાના કાંમ–બજાવીને મેલવોં પરજામા નામ.
હતી જેમા તેમની ખુબી અપાર–ખોદા રાખે તેમને સદા બરકરાર.
ખુશી દીલથી જીંદગીને ગુજારે સહી–દાદ ગરીબોની પુગારે જીવતા રહી.
આકેબતનો તેમાથી ફાએદોજછે–કુદરતનો એખી એક કાએદોજછે.
તે કાંનુનને સદા જે સાચવી લેશે–જેજેકાર કીરતીને સઉ કોઇ કેહશે.
આશીરવાદ દીદવીનો તેમને ફળે–આલમનો આવાજ તે સાથે મલે.

૫૦ શાલ ૧૧૯૩ ના શેહનશાહી આદર મહીનાનો મેહર રોજ, એવોતો રૂડ઼ે પાએ તલુ યયો હતો કે, તેના શુભ ચોઘડીઆંમા માનવંતા શેઠ જીજીભાઇને તાંહાં, ચેરાગોની રોસની અંદર એક ચોથું કીરણ દીપેઆથી, આ શેઠ બેરાંમજીને જનમ પાંમેઆની વધાંમની એજ દાહાડે આસકાર થઈ હતી.

આટલું તો આપણ જોતા તથા જાંણતા આવીએછે કે, સુખવાશી માબાપના લાડમા તેમના બચ્ચાંઓને કોઈ વાતની મોજ મજાહમા કશી કોતાઇ ન હોયાથી, કેટલીક વાતની છુટ જેઓને જારેબી મલીચ, તારે તેઓ માહેલા કેટલાક પંચીઓ તો શેઆનપતનો તરીકાથી વેગલા જણાયાચ બગ; પણ આ શેઠ બેરાંમજી જોકે સઘલી તરાંહની શુખી હાલતમા ઉછરીને મોટા થયા, તાંહાં તુલીક તેહવી કોઇબી માઠી ચલગતની અસર પોતા ઉપર લાવેઆવના, બુધી બળનુ વલાણ તેનાએ હેવી રીતે વાપરવા માટેલું કેહવાયુંછે કે, મોજ લોકમાથી ઘણો બરો અવકાસ ફાજલ પાડીને મંસારના શુખ સારૂં ઘટતા એલાજો સોધવામાં સદા રોકાઇ રેહતા હતા; અને જોઇતી કેળવણી હાંશેલ કીધા પછે, પોતીકા પીતાની પનાહમા સાબેત કદંમ રહીને તેમના રચાયેલા રોજગારની રાહ

ઉપર ચંચળ મન લાગુ પડવાથી થોડાંજ વરસના અરસામા બીજા ભાઈઓ કરતાં સરસ રીતે મોટા મદદગાર થઈ પડ્યા હતા. આ વાતથી બનેલ હેવું કે એકતો તેમનો મોહોલો વહીવટ સચવાયો, અને બીજું એકે તેમા સારો અનુભવ મેળવી લીધાથી, તેવણના ગુજરેઆબાદ આ શેઠ જારે સવતંતર થયા, તારે કોમકાજનુ કારખાનુ મોટી બુલંદીએ પુગાડવામા કોઈ વાતની હરકત તેનાને નડીજ નહી.

વેપાર વણજના કાંમોમા આ શેઠની સહમજ રાકતી સરવે મંડલીમા હુવીતો પરબેઆત થઈ રહીચ કે, તેને લગતી કેટલીક બેંકો, ફીંનાનસો, વીમાઈ પેહડીઓ, સ્પીનીંગો અને રેલવે કુંપની વતીઆદી ખાતાંઓ, આ સાહેબનો આભાર માનતાં આપણી નજર પડેછે. હાવા વહીવટની ઉપર જારથી એવણ ડાએરેકટરપણાનો અમલ ચલાવવા લાગા, તારથી તે જાહેર ખાતાંઓની સ્થીતી સુધરાઈને દરજ્જે પોંહચતાં, તેઓનુ સઘલું કામ સારી રીતે ચાલેઆથી, તેમા ભાગ રાખનારાઓના હકો વગર ધાસતીએ સચવાયછે; અને તેટલા ઉપરથી આ સાહસીક શેઠીઆને તે બાબેની સાબાશી પણ સદા મલતી માલુમ પડેછે.

સેહર સુધરાઈના ખાતાંની હાલત ઉપર દેખરેખ રાખવા માટે, જે હકુથી કેટલાક દેશી ગરહસથોને સુલેહના અમલદારનુ કમીસન આપણી સારકારે જે એનાએત કીધુંચ, તેના લાભમા પણ આ મેહરબાંન દીલના શેઠ ઘણા વરશો થયાં લાગુ પડેલા જણાયછે; અને પરજા ઉપોયોગી કાંમોમા જારે તેનાની વપરાતી ચાલાકી વખણાઈ, તારે તે ઉપર નેઘાહ પુગાડીને ધારા બાંધનારી મોટી સભાની અંદર, પારશીઓના હક સંભાલનારા વકીલ તરીકે, આપણી નામદાર સરકારે શાલે ૧૮૩૭ મા એક ખાસ અધીકારી ઠેહવીને "હાંનરેબલ" નો માન ભરેઓ એલકાબ તેનાને બખશેઓ હતો; અને તે દાહાડાથી આ સાહેબ રાજદુઆરી મંડલીમા બીરાજીને તાંહાંની સંકુના બીજા સભાસદોને પોતાની બાહોશી દેખાડતાં મરતબામા અતી ઘણો વધારો જે હાંશેલ કીધેલો જણાયો, તે આપણી વસતીના લોકોને ખુરાખખતી પમાડનારો કેહવાયલોછે; માટે હાવા હીંમતવાંન નરની જાહોજલાલી ભરેલી નેમણુક જેટલી મુદત તુલીક તેમા લાગુ રહી તાંહાં તુલીક કેટલાંક રાજદુઆરી કાંમોમાં સવતંતરપણાની આગેવાંનીના બળથી દેશની આબાદી ઉપરાંત પરજાના હકની અછી સંભાલ જે લેવાઈ હતી તેનુ ટુક વરણન હેઠલ જણાવીએછે.

આ શેઠે ધારા બાંધનારી સભામાં બેવાર ઓહદો લઈને ચાર વરસની મુદત તા૦ ૯ મી આગસટ ૧૮૭૨ સુધી પસાર કીધી, તેમાં જેમ પરજાની પક્ષ ખેંચવામાં તેમજ એક કાંઉનશીલર દાખલ સવતંતરપણાથી સરકારનો હકબી સાચવીને બેહુની સેવા સારી પરકારે બજાવી દેખાડી હતી. રૂઉમા થતા કાવતરાંને અટકાવવા સંબંધી ઘડાએલા કાએદાની સામજો થઈને દેશી વેપારીઓ ઉપર આવી પડતી જફા વીશે પુરતો બોલાશો સભાના ધેઆંનમા આ સાહેબે ઉતારેઓ હતો; અને તેપછે ટાંઉણ ડીઉટી લેવાતા ધારાની વીરૂધ બલતવારીથી બાથ લેવામા કાંઈબી બાકી રાખી નોહતી; કારણ કે અનાજ જેહવી ઉતમ

પદારથ જે ગરીબોનુ પોસણ નીભાવનારીછે, તેને માહશુનમાથી બાતલ કરીને તેને બદલે સઘલી જાતના પેનાતી દારૂ ઉપર કર નાખવાની ભલામન કીધી હતી, કે તેનો બોજો ગરીબો કરતા સકતીવાનાઓએ ઉચકેલો હરગેજ ભારે કેહવાએજ નહીં; અને તે ઉપરાત સીટી સરવેના કાએદા બાધતી વખતેબી પરજાની તરફદારી ખેંચવા ખાતર સભા િ સામણે મજબુત તકરાર ચલાવી હતી કે, હવો કાએદો અમલમા આણેઆથી તેની રૂહે શેઠોના પેરમા બેધડક પુથી જવાનુ સરકારી માણસોને ઘણુજ સવન પડશે માટે તેમા કાઈક સુધારો કરવા તથા જમીનો માપવા બાબદમા મુદત ઠેડવવાની આ સાહેબે સાવધ ધ્યાનથી બાહોશી બતલાવી હતી; એટલુજ નહીં પણ શેહર સુધરાઈના નવા બધાતા ધારાના ખરડાની વેલાએબી પરજાનુ નાણુ સભાલપણે વાપરવાની વાત સભાની સહમજમા પુર બલથી ઉતારી હતી. હાવી રીતના થોડા પણ અરા રકારક કામો માટે પરજાને પનાહ આપીને મેલવેલી કીરતી તેનાએ ઉપની તેરીએ હાવો પવીતર એહદો છોડેઆથી ચદરેશકાન સુધી વખાણ પામતી પર જાની પામે સમાઈ રેહી જોઈએ; અને તેવણની જગેઆ જે સાહેબથી પુરા ઈચ, તેનાઓ પણ પરજા પક્ષની વાજેબી ફરજ અદા કરીને આલમના આ શીરવાદ પામતા રેહ તેહવી અમા અતકરણથી ચાહીએછે.

ચાર વરસના અરસામા કાઉનશીલની અદર સભાસદોએ બજાવેલા અ ધીકાર સબધી જે અહેવાન છપાઈને બાર પડીઓ હતો, તે ઉપરથી આ હાન રેબલના એનકાબમા તે વખતપર બીરાજેલા શેઠની મનસકતીનુ માપ હેતુ માલુમ પડેછે કે, કાઉનશીલમા બધી મલીને બાર બેઠકો થઈ, તેમા તેનાએ બેવાર ભાશણો કીધા, બેવાર નાહની જેવી દરખાસતો ગુજારી, બેવાર બીજા અધીકારીઓના વીચારને ટેકા આપેઆ, અને બેવાર શીલેકટ કમીટીની અદર લાગુ પડેઆ હતા, પણ આટલી બેઠકોમા માતરે એકજ વખતે કોક સબબથી ગેરહાજર રહેલા કેહવાયા હતા.

ઉપર જણાવેઆ મુજબ આ શેઠે કાઉનશીલમા બીરાજતા રહીને, પરજા માટે બજાવેલી કીમતી શેવા સબધી લેવાએલી નોધ "મુબઇ જામે જમશેદ" ના અધીપતીએ કાઉનશીનમાથી મેલવીને તે િ નકલ તારીખ ૫ મી સપટેમ બર ૧૮૭૨ ના પોતીકા વરતમાન પતર અદર જે દાખલ કીધેલી હમારા જો વામા અ ાીચ, તેને એક સનદ તરીકે હીઆ ઉતારી લઈએછે

"તારીખ ૭ મી આગસટ ૧૮૬૮ ને રોજે પેહલવેહલા સપત લઈને
"તેની બીજી બેઠક તેજ મહીનાની ૨૮ મી તારીએ જે મલીહતી, તે વેલાએ
"શીતી સરવે"નુ બીન પેહલી વાર વાચવા માટે હાનરેબલ મી૦ એલીઅે કીધેલી
"દરખાસતની સાહમને થઈને, તે માહેલી કેટલીક કનમો જે વાધો લેવાજોગ
"જણાઈ, તે ઉપર એકેક પછે નબાનથી તકરારો ચલાવીને પોતાના વીચારો
"ફરી સભલાવેઆ હતા, કારણ કે કલેકટરના ચુકાદાની સાહમણે આપીલ
"કરવાની કોઈબી છુટ તે ધારામા જે તદન નોહતી, તેની જરૂરીઆત આ
"શેઠીઆએ બતલાવી, તથા જમીનના માલેકોનો હક જલવાએ તેવા અગતના

"ફેરફારો જુદી જુદી કલમોમા કરવા જણાવેલ હતું. આ તેમના વાજેબી "વીચારો સભામા બાહાલ રહેઆ, તે સઉની નોંધ ૧૮૬૮ ના ધારા બાંધનારી "સભાના પુસતક પાંને ૧૨ તથા ૧૩ મા લેવાયલી માલુમ પડીછે.

"ટાંઉન ડીઉટીના સંબંધમા બંધાએલા ધારાનુ બીલ હાંનરેબલ મી° "બેલીએ જારે વાંચવાની દરખાસત કીધી, તે વખતે અનાજ ઉપર નખાતા "કરોની વીરૂધ એજ શેઠીઆએ પોતાનું મત કહી સંભલાવેલ હતું કે, અનાજ "જે ગરીબોનો ખોરાકછે તેના ઉપર છાપો નખાયાથી, તેઓને ઘણુંજ ખમવું "પડશે; અને કનીઆં લોકો જગાતના બાહાંનાનો લાભ લઈ તે ઉપર ભાવણી "વધારે મેલવશે. આ મતને મી° એલીશે જે ટેકો આપેઓ હતો, તે બાબેની "નોધ ૧૮૬૯ ના ધારા બાંધનારી સભાના પુસતક પાને ૭૯ તથા ૮૦ મે "જણાવેલી છે.

"તારીખ ૪ થી અકટોબર ૧૮૬૯ મા થએલી બેઠક વખતે રૂઉની અંદર "થતાં કાવતરાંનો અટકાવ કરનારૂં બીલ તરીજીવાર વંચાવીને પસાર કીધામા "આવેલ, તારે પણ તેની સાહમણે આ શેઠે બલતવાલીથી બતલાવેલ હતું કે, "પરજાને પુરતા વખતની ખબર આપેઆવના ધારામા અગત્યના ફેરફાર માથે "જે વધારો કોંઇનશીલે કીધોછે, તે પસંદ કરવા જોગ ડડતો નથી; કારણ કે "કેટલાંક કાંમો અતાર તુલીક નીરદોસ પણામા ગણાતાં હતાં, તેને હવે ધારામા "ગુનાહ ભરેઆં ડેઠવેઆંછે; માટે તે લોકોને આ બાબદમા મત આપવા જે- "ટલો વખત મલવો જોઈએ; અને તેટલા સારૂં આ ધારો તરીજી વાર "વાંચવાથી બે મહીના થોભાવવો, કેમકે એકવાર તેને પસાર કીધો તો તે મા- "હેલી ભુલ સુધારવા માટે ઘણું અસુરૂં થવાનું. આ બાબે વધારે મત પડે- "આથી જોકે તે ધારો એકવાર પસાર તો થયો હતો, પણ તે અંમલમા "આવેઆ આગમજ છ મહીનાનીજ અંદર નામદાર વાઈસરાએ નામનજુર "કીધાને લીધે, તે હસતી પામેઓજ નહીં. એ સંબંધી તકરારની નોધ સને "૧૮૬૯ ના દફતરને સફે ૧૭૩ મા વીસતારી જણાવેલી છે.

"ચેઆંમબર આવ કાંમરસ નામની વેપાર મંડલીએ રૂઉની જગાત બાબે "સરકારને એવી સોચણા જણાવી હતી કે, મુંબઈથી નીકાસ થતા માલ ઉપર "જે છાપો લેવા ડેઠવેલછ, તેને બદલે જે જે બંદરો તથા મથકો તરફથી "હીંઆંને વાસતે રૂઉ રવાંણે થાએ તે ઉપર જગાત તાંહાંજ લેવી. હાલી ભલા- "મણ મુજબનો છાપો જો કદાપી તાંહાંજ લેવાયો હોત તો, બંદરો બાતેથી થતી "ચહડત ધીલમા પડતે, અને જે જગાઓ ઉપરથી આવતા માલની જગાત "લેવા માટે તાંહાં ચોકીઓ, અને માણસો રાખવાની સરકારને ફરજ પડતે; "એટલુંજ નહીં પણ તેના સંબંધમા બીજો વીસેસ ખરચ થાતે. ઉપલી મંડલી "વાલાઓએ પોતાની ભલામણના ટેકામા એમબી જણાવેલ હતું કે, મુંબઈની "સપીનીંગે" ઇઆને વનાવટના કારખાનાઓ દર વરશે ૬૦ હજાર ગાંસડીઓ "ખપમા લીએછે, માટે મુંબઈથી નીકાસ થતા માલ ઉપર જગાત લેવાએ તો "એટલી ગાંસડીઓની જગાત સરકારને મલશે નહીં; આના જવાબમા, આ

"હીંમતવાન નરે જણાવેલ કે, મુંબઈના કારખાના વાલાઓ ૯૦ નહી પણ
"૫૦ હજાર ગાંસડીઓ ખપમા લીએછે, અને ફકત એટલીજ ગાંસડીઓ ઉપર
"છાપો મેલવવાને ખાતર ઘણો વાંધો લેવામા આવે. માટે નીકાસ થતાં બંદરો
"અને જગાઓ ઉપરથી જગાત લેવી નામુનાશીબછે. એ બાબદમા કેટલીક
"તકરારો થવાબાદ આ શેઠની યોજના સભા અંદર બાહાલ રહી હતી, તે બા-
"બેની નોંધ કાઉનશીલ રીપોટને સફે ૨૦૫ તથા ૨૦૬ મી અંદર વીસ-
"તારી લખેલીછે.

"સરકારી બંદરો ઉપર દસતુરી લેવા બાબેના ધારાને શીલેકટ કમીટી
"તપાસી રહેઆ પછે, એ સભા અંદર ૧૮૭૦ ના અકટોબરની ૧૨ મી તારીખે
"નીકલેલી તકરાર વખતે આ શેઠ બેરામજીએ તેઓને ઓલાશો કરી કહેલ
"કે, ભાડુતી ગાડાંઓ ઉપર દસતુરી લેવા બાબે જે જણાવેલછ, તેને ઠેકાણે
"બાર બરદારી ગાડાઓ ઉપર લેવાનુ દાખલ કરવું જોઈએ. અને તેના દાખ-
"લામા હેવી દલીલ દેખાડી કે મુંબઈમા કેટલીક પેહડી વાલાઓ પોતાનો માલ
"લાવ લઈજાવ માટે પેરના ગાડાઓ જે રાખી બેઠાચ, તેઓ ભાડુતીનો બોલ
"કાએદામા કાએમ રહેઆથી દસતુરીના દબાનમાથી છટકી જશે. આ વાધો
"તમનો એટલો તો પેઆણુ આપવા જોગ વાજબી ઠરેઓ કે, ભાડુતીનો બોલ
"જો બાહાલ રહેઓ હોત તો મુકાદમો તથા બીજા લોકો પોતાના ઘરૂ ગાડાંઓ
"બનવાવીને દસતુરી આપવાથી સજર બંચી જતે; પણ આટલો ઓલાશો આ
"શેઠીઆએ કીધાથી કાએદાની અસલી કલમમા અગતનો ફેરફાર થયો. આ
"બાબેની નોંધ તાંહાંના રીપોરટને સફે ૩૪ તથા ૩૫ મા લેવાઈછે.

"૧૮૭૧ ની સાલમા જમન. ઉપર કર નાખવા બાબે એક બીલ સભાની
"આગલ જે રજુ થયું હતું, તે તદન કહડાવી નાખતાં જો વાજેબી જણાએ
"તો તેને બદલે લગણ જેવી સુભ તીરથો પર તેહવો છાપો નાખવાની શોચ-
"ણાબી આએજ શેઠે સભામા કહી સંભલાવી હતી; પણ તે ધારો તાર પછે
"અંમલમા આવતો અટકી પડ્યોછે."

ધારા બાંધનારી પવીતર સભામા આ રાકરમા શેઠીઆએ જેવી ચાંલાકી તથા હોશીઆરીથી પરજાની શેવા બજાવી, તેની નોંધ કાઉનશીલના દફતરો અંદર લેવાઈ રહીછે; પણ તે ઉપરાંત આલમ તરફથી તેવાં રૂડાં કાંમોની જે કદર બુજાએલી જાહેરાંતમા જણાઈછે, તે માહભારત ઈઆદીથી આ શેઠની કીરતી સદા પરકારાતી રેહશે તેમા તો કસો સંધે નથી.

જે ઈઆદગારીનો એસારો હમોએ કીધોચ, તેની શાહદતમા આ શેઠ ચાર વરસસુધી કાંઉનશીલની અંદર બીરાજેલા રહીને બતલાવેલી ચાલાકી પસંદ પરતી પીછાંણી જુદા જુદા દેશોની પરજાએ મંમતા ભરેઆં માનપતરો મોકલાવેલાં જેટલાં હમારી જાંણમાં આવેઆંચ, તેની એક ટીપ ઉપજાવી દેખાડીએ છે.

એ માનપતરોમા સરવેથી પેહલવેહલું મુંબઈના રેહવાશીઓ માહેલા મોટા ભાગ
તરફથી તારીખ ૭ મી સપટેમબર ૧૮૭૨ ને રોજે હાંનરેબલ શેઠ

નારાયણ વાસુદેવજીની ચીઠી સાથે એક સદગુની પારથી ગરહસથે પુણાખાતે તેમને હાથોહાથ પોંહચાડેલું હતું.

બીજું—નૌસારી તરફથી જલાલપોરવાલા શેઠ ગોપાલજી રતનજી, તથા બીજા ૯૯ ગરહસથોની સહી શીકે તારીખ ૧૩ મી સપટેમબર ૧૮૭૨ નુ આવેલું હતું.

તરીજું—નૌસારી કરાબાથી તારીખ ૨૧ મી સપટેમબર ૧૮૭૨ ઇસવીએ વડા દસતુર માહીઆર કેકોબાદની આગેવાની હેઠલ તાંહાંની જરથોસતી અનજુમનની સહીશીકે આવેલું હતું.

ચોથું—અમદાવાદથી તા૦ ૩૦ મી સપટેમબર ૧૮૭૨ ને રોજે લખાઇ આવેલું રાવસાહેબ બેહચરદાસ અમબાઇદાસની ચીઠી સાથે તેનાને પુણાખાતે જે પુગું હતું, તેમા તાંહાંની હીંદુ માહજણ તથા જરથોસતી અનજુમનની પુરાકલ સહીઓ સમાએલી કેહછે.

પાંચમું—નૌસારી કરાબાના મુખીઅ રેહવાશીઓ તરફથી તા૦ ૫ મી અકટોબર ૧૮૭૨ ની તેરીખનુ લખાઇ આવેલું હતું.

છઠું—એલાવખાતેની જરથોસતી અનજુમને તા૦ ૧૧ મી અકટોબર ૧૮૭૨ ને રોજે મોકલાવેલું હતું.

સાતમું—ભરૂચ તરફથી હીદુ માહજન તથા જરથોસતી અનજુમને ભેગા રહીને તારીખ ૧ લી નવેમબર ૧૮૭૨ ઇરાવીએ મોકલેલું હતું.

આઠમું—સુરત શેહરના વસનારા હીંદુ, મુસલમીન તથા પારસીઓએ એક મતથી મોકલાવેલું તારીખ ૨૫ મી આગસટ ૧૮૭૨ ની તેરીખનુ તાંહાંના વતણીઓ શેઠ રતનસાહ પેરાતનજી વકીલ, પીરોજશાહ સાપુરજી કેમીસરીવાલા, ડોસાભાઈ પેરાતનજી ડાકટર, હીરજીભાઇ જીવણજી ફોજદાર, અને તે ઉપરાંત બીજા ઘણાક ગરહસથો તાંહાં વેરથી તસદી લઇને જે માનપતર લાવેઆ હતા, તે ઘટતા શબ્દોથી કોતરેલા એક રૂપાના નલાની અંદર ઉતારીને તારીખ ૧૯ મી નવેમબર ૧૮૭૨ ને રોજે આ શેઠને હાથોહાથ પોંહચાડેલું હતું.

નવમું—સચીનના નવાબ સાહેબની સહી મોહરશીકેના શીનગારથી તા૦ ૨૯ મી અકટોબર ૧૮૭૨ ને રોજે લખેલું સુરતવાલા ઉપલા સાહેબો હસતકથી તેનાને મલેલું હતું, તે ઉમ્દાં કરાબી કીનખાબની અંદર લપેટાઇ આવેલું કેહવાયું છે.

એ ઉપરાંત બીજે ઠેકાણેના માનપતરોબી આ શેઠ પાશે ડોકબંધ આવેલાં હશે, પણ તેની ચોકસ ખબર નહી મલેઆને લીધે આ ટીપમા દાખલ થતાં અટકેઆં છે.

ઉપલાં પતરો જે જાહેરાત છપાયલાં જોવામા આવેઆંછે. તેઓની અંદર આ શાહેબના રૂડાં કાંમોની જુદી જુદી ઘપથી જણાવેલી ઘટતી સતુતી સરખી રીતે સમાઇ રહેલીછે; પણ તે બધાઓને હીંઆં દાખલ કરવા એટલી ફાલતુ

જગેઆ ન રહેઆને લીધે, તેઓ માહેલું સચીનના નવાબવાળું રશીતું બખાન નોધી દેખાડીશું તો તે ઉપરથી બીજાંઓની અપાર ખુબી વાંચનારા સાહેબોને શેહલથી માલુમ પડી આવશે.

## માનપતરની નકલ.

મોહબત વ મદતપનાહ, ઇશાતેહાક નીશાન

### હાંનરેબલ બેરામજી જીજીભાઈ, મુકાંમ મુંબાઈ.

દામે મોહબતહુ.

"અજદીલ એખલાસ સરકાર નવાબ સાહેબ શીધી હીબરાઈમ મહમદ "યાકુતખાન સાહેબ મુબાજરઉલ દઉલા નુસરત જંગબાહાદુરની સલાંમ બાદ. "લખવા મકશુદ એછે જે, સરકાર સવારી મુંબઇ આવી, તે વખતે તમારી "મુલાકાતમા જેમ લીઆકત, અકલમંદી તથા મીલનસારી તેમજ ખુશ મી-"જાજી તમારામા જોઈ હતી; વલી મુંબઈ ઈલાકાની ધારા બાંધનારી સભાથી "જઈફી વીગરેના કારણોને લીધે હાલમા તમો ફીનારેકસ થયા, તે સાંભલી સ-"રકારને નાખુશી ઉપજીછે; કારણ કે તેમ થવું મુંબઈ ઈલાકાની રઈયતના "હકમા નુકસાન કરતું દેખાયછે. જે સદરહુ સભામા ચાર વરસ સુધી તમો "સાંમેલ રહીને, તે દરમીઆન પોતાનો કીમતી વખત લોકોના લાભમા, તથા "તમારા ઉમદા વીચારો ગવરનર સાહેબને,તેમજ કાંઉનસીલના બીજા મેમબ-"રોને આપવામા ગુજારેઓ, અને જે ધારાઓ બંધાયા તે બાબે મુંબઈ ઈલા-"કાની તમામ રઈઅત તમારા હકમા શોકર કરેછે. હાવા મોટા જોખમ ભરેલાં "કાંમમા મશગુલ રહીને, લોકોની મરજી સંપાદન કરવી ઘણી મુસકેલછે; પણ "ખુદાના હોકમથી તમોએ તે બાબદને શેહલથી પસાર કીધી, તે વાત સાંભલી "સરકાર ઘણા ખુશ થયા. ખુદાતાલા તમોને, તમારાં બચાંઓના શીર ઉપર "કાએમ વ દાએમ રાખે, અને દુનીઆંનો હજ લાંમબી મુદત સુધી ઉઠા-"વવો તમોને નસીબ કરે. તા૦ ૨૨ મી માહે સાબાંન સને ૧૨૮૯ હીજરી."

સચીનના
દરબારની
મોહર.

દરએક ઠેકાંણેથી આવેલાં મોહબત ભરેઆં માન પતરોનો જવાબ, કેહવ કે, આ શેઠીઆએ ઘણી લાએક રીતે વાલતાં સરવે સાહેબોનો અતીઅંત ઉપકાર માનતી વખતે, કુદરતથી ઉતરેલી ફરજ બજાવેઆ શેવાએ બીજું વધારે કાંઈજ કીધેલું તેવન જણાવી સકેઆ નહીં; પણ તેનાએ બીનગરજે કરી દેખાડેલાં કેટલાંક કાંમોની જે નોધ હીંઆ દાખલ થયય, તે ઉપરથી જાહે-

રના મત એવાંબી માલુમ પડેઆંચ કે, આ દયાલુ શેઠ કાંઉનશીલમા. વધારે વખત બીરાજતા રહેઆ હોત તો મુંબઈ ઈલાકાની પરજાને તેવન વીશેસ ઉપીયોગી થાતે.

આ ગંભીર શેઠે પોતાની જીંદગીમા કુદરતથી સરજાએલી દુનીઆંદારીની ભલાઇ, બે વાર કરી લીધેલી જે જણાઈછે, તેમા સરવેથી પેહલાં ય० ૧૨૨૫ ને સાલ પોતાના પેઆરા દીકરા શેઠ નાનાભાઇને પરણાવેઆ તારે, અને તેપછે ૧૬ વરશે ૧૨૪૧ મા નબીરાંઓના લગણ ટાંકણે કપાલે કંકું ચોંટાડઓ હતો; જે માહેલી છેલ્લી શાંમસનીની યાદગારીમા કવીતારૂપી ચાંદલાની ભેટ હમારી તરફથી પરજાને આપવાની રજા લઈએચ.

પરનાવેઆતા પેહલાં નાનાભાઇને-હાંશેલ કીધી બીજી આ વધાઈને.
જે વાતને વરસ શોલ વહી ગયાં-તેપછે લગન દોતરાના થયાં.
ઓગણીશશો અથાવીસનો સંમત-તારદેવના મેહલમા થઈતી ગંમત.
માહ વદી અગીઆરસ ને મંગલ-જાંહાં હરીઆલી બાગપર હતું જંગલ.
માચ્ચ મહીનાની તારીખ પાંચ-અઢારશોને ઓંહતેર ઈશાઈ વાંચ.
તે સાથે સેહરીવર મહીનાનો રોજ-મેહરદાવરે સોભાવી ખુશીની મોજ.
હતું બારશોને એકતાલીસનુજ શાળ-તે પારશીના યજદેજરદીનો કાળ.
તે દાહડે રૂસતમના થયાં લગણ-મુબારકબાદીમા દીપેલ ગગંણ.
શાકરમી ખપાવાની નજર હજુર-ન રહીતી કોઈબી વાતની કશુર.
જોવાડશે તે કારણે મુહરત શુભ-પંચવાડીઆંની મુદતનુ આપેલતું ખુબ.
સરૂ કીધું તારથીજ સતરૂં જમન-મેહમાનોએ આવીને ભરેલ ચમન.
સોભાવેઓ તે કારણે જીંનતનો બાગ-રામસનીમા લીધોતો બધાએ ભાગ.
કોઈજ જે કહ્યુ તાંહાં ગયો નહી હોએ-શોભાવંતી રચનાને કાંહાંથી તે જોએ.
બે હફતા સુધી થઈતી ગંમતની વાત-ગુજારતાતા સઉ તેમા દીવસ ને રાત.
આ સઘળી શેઠને તાંહાંના ખરચની લેહર-જે માટે રેલાવીતી પયસાની નેહર.
બયાંન તેનુ હીંયાં જેટલુંબી થાએ-સ્તુતી કલમથી ન કહ્યુ સમાએ.
શેઠ મંગલદાસ તેમના મીતર એક-તેવણનીબી સોચના જણાઈતી નેક.
આ તીરથમા તેનાએ લીધોતો ભાગ-તે માટે સોભાવેઓતો પોતાને બાગ.
નોતરેઆતા હીંદુના શેઠીઆઓને-આપેલતું શુતરૂં જમન તેઓને.
જાંહાંથી સરવે સાહેબો ફારેગ થઈ-રાંમશનીના મેહલમા બીરાજેઆ જઈ.
મોલાકાત એકમેકની સારી લેવાઈ-ચેઆદીની સઉએ તાંહાં દીધી વધાઈ.
જે વાતને રાખીએછે હીંઆં યાદગાર-ને ચાહીએચ હેવાં કાંમો થજો અપાર.

લગન જેવી શુભ અને દુનીઆંને છાજતી તીરથ, ઈનસાંનોને સદા સુખ આપનારીછે, તેવી બીજી કોઈજ નથી; માટે તેહવે અવસરે જેબી કોઈએ પોતાની ગુંજાએસ અને મગદુર મુજબ કીધેલો ખરચ એટલોતો હરખ ઉપજનારો કેહવાએચ કે, તેની સાંમણે જેટલું બોલાએ તેટલું હરાદની આંખે જોવા સરીખું, અને નીંનદા ભરેલું થાએ. આ કારણ માટે શકતીવાલા સાહેબોને તો સઘલું સજાવારછે, પણ કોઇની દેખાદેખીએ મોટાઈ મેલવવાના કામથી

અરાકતો જેમ બીનકુલ વેગલા રેહ, તેમ તેઓના હકમા ફાએદાકારછે. કેટલાક સખશો ઊવ્હુની ધારેચ, અને તે વાતને હગો પણ એક મલતા થઈને કહીએચ કે, મોટાઓને જોઈને કેટલાક મુફલેસ લોકો ફોકટમા તણાએછે; પણ તે વાતમા ભુલતો તેઓનીજ માલુમ પડેછે; કેમકે તેહ કરવા માટે દરવીઆવાન સાહેબો કોઈબી નાતવાનોને કાઈ શીખાડતા, અથવા ફરજ આપતા નથી; માટે હાવી શુભ અવસરે સખીમતોથી ધામધુમ થઇ અથવા થનારી હોએ તો, તેઓને આડે આવીને તોહડાઈ ભારેઓ વધારે ઓછો લવાડો કરનારાઓની મતલબ કાઇજ નહીં, પણ કપટપણાની અદેખાઈ, હઠીલાઇ, અને બખીનાત જેવી જણાઇ આવેછે; અને તે ઉપર આ નીચલી કવીતા ખચીત કરી મુજરબ કેહવાઈ શકેછે કેઃ—

બખીલને બચાપો તેઓ બે વાતોથી—નહીં સખે દેખી રૂરૂ ન થાએ હાતોથી.
ભલાઇના કામો જેથી હરગેજ ન થાએ—હમેસા પીડા તે કરે હાએવાએ.
પણ તેમા તેનુ અંતે કાઇ નહીં વસે—શાકરમીના શાકુલ સખીનેજ મલે.
આ કેહવતપર જે કોઈ ન દીએ ધીઆણ—તેહવો જોઈએ તે તો ગદા અગણાન.

આ હીંમતવાન શેઠે પોતાને તાહાની શેઆરી ગમસનીમા જેણી, અને જેટલો ખરચ કીધો તે, અને તેટલો તેમના દરજ્જાને અનુસરતો ગવાએછે. જેમ આગલા દાહાડાઓ પર મરહુમ પટેલ રૂસતમ દોરાબ, શેઠ અરદેસર દાદી, શોરાબજી રેડીમણી અને નામદાર સર જમશેદજી જીજીભાઈ (પેહલા) બારોનેટ ઉપગાત, સુરતમા વખણાઈ ગયલા શેઠ બમનજી ભાવનગરીઆને તાહાંના લગનમા ગવાયલી વાખવાખીની વાસના ઘણે વરશે જે પમરતી થઈ, તેહવી રૂડી તક જારે ઓદાની બખશેસથી વલી કોઇ બીજો સાહેબ લાંમબી મુદતે શમસની રચાવશે, તારેજ તે જોવા તથા જાણવામા આવશે. આ શેઠે લગન ઉપર જેટલો ખરચ કીધો,- તે કરતાને દોહોડીથી વધારે રકમ જાવેદાનના પરમ ખાતે જારે સખાવતની રાહે અલાહેધી કાહાડી આપીછે, તારે તેવા સખીમતની સ્તુતી આપણાથી જેટલી ગવાએ, તેટલી થોડીજ કેહવાવી જોઇએ. આ લગન બાબેની નોધ આપણી તરફના જેટલા અંગરેજી તથા ગુજરાતી પતરોએ વીસતારી લીધેલી હમારા વાચવામા જે આવીચ, તેની મુખમતલબને માનસહીત હમો સવીકારતા કહીએચ કેઃ—

એ બાબદ લખવામા લીધોછે રસ—તે ઉપરાંત જોઇતો તો વીશેસ ચરસ.
આટલીબી મતલબ સરખી ગણાઇચ—સખાવતની સ્તુતી રૂડીજ થઈચ.

રાસ્ત ગોફતાર નામના એક ગુજરાતી પતરે આ કારણની નાપસંદગીમા કેટલાક ફીલશુફો, અને નીતીવાન સાસતરીઓના લખી દેખાડેલા માકુલ વીચારો જોકે ઘણાજ મોતેબર તથા ધીઆણ પોહચાડવા જોગ જણાએચ, તો પણ તે વાતતો જુરરાતવાલા સાહેબો કરતા પારકે પઈશે તેહવાર કરનારાઓ, અને ઉધાર ઉછીના કરજમા ફસનારાઓને માટે એક ઉપીયોગી ચાણાક સરીખીછે; બાકી જેમની પાસે પરમેશવરે દોલત બખસેલી હોએ; તેહવા સખીમતો લગન જેવી શુભ તીરથે પોતાને તાહાની ખુસાલીમા લાખો રૂપીઆ ખરચે, તો તેમાથી

કાંઈજ નહીં પણ એક તરેહનુ ગુપતદાંન કીધા જેહવી સહમજ નીકલી આવેછે; અને તે એ રીતે કે, હેવે અવસરે જે જે ચીજો બાહેરથી ખરીદ થાએ, તેમા જુદા જુદા ધંધાદારીઓને પદે થોડા ઘણો નફો પડેછે; અને તેથી તેઓના બચાંઓનુ પાલણપોશ થાએ; માટે એકનાં હાથમાથી પાંચ પચાસ હજાર નીકલીને સેંકડાને તાંહાં ગએલા પઇસો, કાંઈ ફોકટમા ગુમાએલા નહીં કેહવાતાં ગાંમની રેલછેલમાં ફેલાએછે; તેટલાસારૂં ઓદા સાહેબ સખતીવાલા શેઠીઆઓને હેવીજ રૂડી હેદાએત બખશે, અને દરસાલે સખતીવાલા બે ચાર કે પાંચ સાહેબો હવિ રૂડે અવસરે સખીપણું બતાવતા રેહતા, તેથી પરજાને ખરેખરા સંતોસ હાંશિલ થાએ.

આ શેઠને તાંહાંના લગનની રચનામા ફકત મુંબઈનાજ જરથોસતીઓ નહીં, પણ તે ઉપરાંત દખણના શેહર પુણા તરફથી તે છેક ગુજરાત જીલાના નોસારી, સુરત, ભરૂચ અને અમદાવાદ વીગેરે બીજા મલાકાના મુખીઆ રેહવાશીઓ વટીકીને પોતાને તાંહાંની રાંમસનીમા મેલાવેઆ હતા; અને એ ખુશાલીમાં ભાગ લેનારા સરવે મેહમાંનો, આ શેઠીઆના માનને માંનસહીત ઈજત આપીને પધારેઆ હતા. પોતાને તાંહાંની રલીઆમની મેજબાંનીમાં એક ઉતમ બનાવ કોઈએ સપણેબી નહીં ધારેલા હેવા પરકારી નીકલેઆ હતા કે, પારશી ટોલાના અસલી વતન ઈરાંન તરફથી દુકાલનુ દુખ ખમી આવેલા સઘલા ગરીબ હમજાતીઓને ધરમશાળા મધેથી આંમનીબશેઓમાં બેશાડાવીને એક રાતરે પોતાને દોલતખાને મેહમાન તરીકે બોલાવેઆ હતા; જાંહાં તેઓની પરોહનાગત સરીમંત શેઠીઆઓની થાએ તે કરતાંબી સરસ રીતે પોતે તથા તેમના બરખુરદાર બેટા શેઠ નાનાભાઈએ, ખરેખુદ આગલ રહીને બજાવતાં તેઓને હેવાતો પુરા કરી મેલેઆ હતા કે, તેઓ માહેલો દરએકજણ જાંહાંનેર જીવતો રેહશે તાંહાં તુલીક આ મેજબાંન શેઠીઆની ખુબીને જીનહાર ભુલશેજ નહીં. આપણ જોતા આવીએચ કે, લગન જેહવી શેહાંમની તીરથસર રાકતાઓને તો સઉ કોઈ નોતરેછે, પણ હાવી ઉદારતા જે બતાવે તેનીજ સ્તુતી દુનીઆની ચોખુન સપાટીપર જેટલી વખનાએ તેટલી થોડીજ સહમજવી જોઈએ. હવિ અવસરે જેમ આ સાહેબે પોતીકા હમજાતીઓને જેહવા સંતોશેઆ, તેહવાજ હેતુથી આપણા શેહરમાં વસનારા હીંદુ તથા મુસલમીન ગનાતના આગેવાંન ગરહસથો ઉપરાંત બાહેર દેશાવરો ખાતેના કેટલાક રાજવંશીઓ તથા સરદારોને પણ સાંમેલ કીધા હતા; અને જેઓને ખાનપાન ન ખપતું જોએશે તેઓને નાચની બેઠક સાથે બીજી ગમતોથી જોકે આ શેઠીઆએ સારી રવેશે પુરા કરી નાખેઆ, તોપણ હમારા સાંભલવામા આવેલી આટલી વાતબી સાખીજછે કે, તેમના જાંની મીતર, અને કાંઉનશીલની સભાના તે વખતપર રહેલા હમસરીક શેઠ મંગલદાસ નથુભાઈએ પોતાને મકાંણે આ સાજવારીની ખુસાલીમાં કેટલાક હીંદુ શેઠીઆઓને એક રાતરે નોતરીને તેઓના રેવાજ મુજબ શુતરે ભોજનથી જમાડેશ હતું.

લગનની મુબારકબાદીમા ખાનાપીના તથા નાચરંગની ધાંમધુમ, ઉપર જણાવેલા મુજબ લગભગ એક પખવાડીઆં સુધી ચાલુ રહેઆ પછે, તે કારણ માટે ઠેરવેલા દીવસની હકીકત આગલી રચનાને વીસરાવે એવી યાદગારી ભરેલી જે દેખાઈ હતી, તેના વરણુન ઉપર વાંચનારી આલમનુ ધેઆંન ખેંચવા ચાહીએછે કે, તે શુભ દાહાડાને પેહેલે ચહડતે પોહરે જરથોસતીઓના કાંનુન પરમાંણે નવજોતની કીરીઆ જે થાઈ, તે વખતેબી સઘલી વરણના શેહરી શેઠીઆઓ તાંહાં હાજર રહેલા જણાયા હતા; અને તે કાંમથી ફરાગત થાંમતાંવાર એક અગતીય બાબદસર જે અનજુમન પતર મીજાલેસની અંદર વંચાયો, તેનો સાર હેઠલ જણાવેઆ જેહવો માલુમ પડેઆથી સઘલી વાતોમા અતીઅંત ખુશાલી ભરેલું આખી એક શુભ કાંમ પરકાશી નીકલેઊં કે, તે ટાંકણે ખાનાપીના તથા બીજી બાબદો ઉપર જેટલો ખરચ થયો હોય, તે કરતાં સરસ રકમ તેમના નામને જલેહ પમાડવા જેવી સખાવત માટે રૂપીઆ ૨,૧૨,૫૦૦ ની, ધરમ ખાતે અલાહેદી કાહડી; અને તે ઉપર પોતાની સંગાથે શેઠ નાનાભાઈ બેરાંમજી જીજીભાઈ, ઓનરેબલ મંગલદાસ નથુભાઈ, શેઠ દીનસાજી માણેકજી પીટીટ, વાડીઆજી શેઠ હોરમજજી બમનજી, શેઠ મેરવાંનજી ફરામજી પાંડે, તથા મી૦ જેફરસન નામના અંગરેજ ગરહસથ મલી જન ૭ ને તરસટીઓ ઠેરવેઆછે. આ થાપણની ઉપજ પેહલે વરશે રૂપીઆ ૬,૦૦૦, બીજે શાલ ૨૬,૧૦૦, અને તેજ પરમાણ મુજબ દરશાલે એકેક શો રૂપીઆ વધતા રેહ, હેવી ઉપજની ગણતરી, આ શેઠે ઠેરવીને તેમાથી દર વરશે ૨૨,૦૦૦ નો ધરમ હઈઆતી તુલીક પોતાની મરજીપર એવી રીતે રાખેઓછે કે, તે માહેલા ૨૧,૦૦૦ જરથોસતી મજહબને લગતાં કારણમા વાપરવા, તથા ૨૧,૦૦૦ હરકોઈ સારાં કાંમોમા ખરચવા; અને બાકીની ઉપજ તરસટીઓની નજરમા જેમ સારૂં દેખાય, તેવા ઉપયોગમા નાનજાતનો કશોએ ફરક રાખેઆવના વાપડ; હેવા સતા ભરેઆં લખતથી તે સાહેબોને મુખતેઆરી આપીછે.

ઉપલી સખાવત બાબેનુ અનજુમન પતર* માલેકની ફરમાસથી આપણા શેહરી મીતર મી૦ નવરોજજી ફરદુનજીએ વાંચી સંભલાવેઆ પછે, આ સખી નરની સ્તુતીમા એક શુભાખીત બારાાંન કરેઊં હતું; અને તેવીજ મતલબપર આપણા માન પાંમેલા મેજેસતરેટ મી૦ ડાસાભાઈ ફરાંમજી કરાકા, તથા ઓરીએંટલ તરાનસલેટર મી૦ વીનાએકરાવ વાશુદેવજીએ તારીફ લાએક બારાંણો કીધાં.

---

* એજ ટાંકણે આ શરીમંત શેઠે પોતાના બચાંઓનો મોહબો કાએમ સુધી વંશ પરમપરા જલવાઈ રેહવાનો હેતુ ઈછીને, કેહચ કે, ૨ ૨૬ લાખનો એક મોટો બંડોલ પોતાની પુંજીમાથી અલાહેદો પાડેઓ; અને તેપણ ઉપર જણાવેલા શેઠીઆઓનાજ તરસટપણામા રાખેઓછે. એ બાબેની ગોઠવણ હેવી કીધેલી સાંભલવામા આવીછે કે, તેની સઘલી ઉપજનો પેહલો ભોગવટો શેઠ બરાંમજીની હઈઆતી સુધી તેનાને મલે; અને તેપછે શેઠ નાનાભાઈ તથા તેવણની પાછલ જે વડા વારેશો ઉતરતા રેહ, તેઓ દરએકને પેદરપે મલેઆ કરે. આ બાબદ જોકે તેમના સંસાર સંબંધી ખાંનગી હોવાને લીધે જાહેરમા આવવી તો જોઈએ નહીં, પણ એક નવાઈ તરીકે આલમની જાંણ માટે હીંઆં દાખલ કીધીછે. નો૦ સ૦

નવજોત વખતની વાત પુરી કીધા પછે, પાછલેપોહરની ઠાઠમાઠનો ચીતાર હાવી રીતે મેલાઇ રાખાએછે કે, લગનની મીજાલસમા સાંમેલ રેહવા થકી તે વખતના આપણા માજી ગવરનર ધી રાઇટ હાંનરેબલ સર શીમોર ફીટઝીરલડને જે ઇજન થએલ હતું, તે ખુશી સાથે કબુલ રાખીને નામદાર હાકમ પોતાના હમસરીક* કાંઉનશીલરને માંન આપવા માટે રીસાલા સહીત દબદબાથી હાજર થયા હતા; અને તે સાથે પોતાનુ ખાનગી વજંતરખી મીજલસની ગંમત માટે તાંહાં બોલાવેલ હતું; એટલુંજ નહીં પણ તે ઉપરાંત નામદાર રાંણીની ૮૩ મી રીજમીટનુ શુંદર વજંતરખી આવીને તેમાં સાંમેલ થએલ હતું. શાહાજનની મીજલશ એટલી તો ખીચોખીચ ભરાઈ હતી કે હેવો મોટો મહીમાં કોઈ કદાચજ કેથે મલી શકે, કેમકે તેમાં પેહલે અને વચલે વાંગેના સરવે દેશી શેઠીઆઓની સધલી વરણો જેમ આવી મલી હતી, તેમ ઘણાક યુરોપીઅન ગરહસથોણી તેઓની સુંદર બાંનુઓ સહીત તે મેહમાનીમા બીરાજેઆ હતા. એઓમાં મુખીઅ કરી લશકરી શેનાપતી, હાઇ કોરટના જડજો તથા કાંઉનશીલના મેમબરો વગેરે જોવામા આવતા હતા; અને તે પચરંગી મેલાવડાની રચના દરએક જોનારાને અરસપરસ ઘણીજ ખુશી પમાડતી હતી. સાંભલેઆ પરમાણે તેહવા રલીઆંમના મહીમાનો એક ફોટોગરાફખી આબેહુબ ઉતારી લીધામા આવેઓ હતો. લગનની રચના છેક પાછલાપોહરથી તે પાછલી રાત તુલીક ચકચકીત રહી હતી, પણ નામદાર ગવરનર સાહેબ તો માતરે ૮ વાંગતાંને શુમારે મોટું માનપાંન લઇને રૂખસત પાંમેઓ હતો; અને જેમ પધારતી વખતે, તેમજ રવાંનગી ટાંકને હાજર રહેલાં શુંદર વજંતરોના ખુશાહાલી ભરેઆ સરોદથી તે નામદારને સારૂં માન મલેલ હતું. આટલી વાત કેહવાની જે બાકી રહીચ, તેને અતરે સમાવવી જોઇએય કે, બંગલાના બોહલા ચોકમાં છેક બાહેરના દરવાજા આગલથી તે ઓટલા સુધી રંગ બેરંગી ગાલીચાએ પાંથરેઆથી અછી આરાસતગી દેખાઇ હતી.

હાવી રીતનુ શાન રચીલું કાંમ છેક ઇશાવી સને ૧૮૩૬ પછેથી લગભગ છતરીસ વરશે જે સમપુરણ રીતે સરનજાંમ ઉતરેલ તેની સરખાંમની ખચીત કરીને તે વખતપર પાદશાહી દબદબા લાએકનો મેલાવડો મેલવનારા આપણા પેહલા બારોનેટ સાહેબ મરહુમ સર જમશેદજીને તાંહાંના મોટાં લગનની સાથે થઈ રેહવામાં કશીબી કશુર દેખાઇ નોહતી, જેની સાખશી દાખલ ચાહેલ બોદાનુછે તો આ હમારી ગરીબડી નોંધ ઘણી લાંમબી મુદત સુધી સાચવી રાખનારા સાહેબોને વખતે વખત સાબેતી આપેઆ કરચે.

આપણાં જમાંને હાતંમ મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, પોતાની પુર જાહોજલાલીના વખતપર, વરસમાં એક અથવા બેવાર પોતીકા યુરોપીઅન મીતરોને મોઠી ધાંમધુમથી બાલો આપતા હતા; જેમાં ગવરનર, જડજો કાંઉનશીલરો, લસકરી તથા સીવીલ ખાતાંનાં મોટા અમલદારો, ઉપરાંત

* એ વખતપર આ શેઠ બેરાંમજી ધારા બાંધનારી સભા અંદર "ધી હાંનરેબલ" નો એલકાબ ધારન કરી બીરાજતા હતા. નો૦ લે૦

માટે થએના ધરમ ખાતાની મદદમા તાહાના દસાતુર ખાણ-બાહધર નોશીરવાનજી જામાસપજીને સપુરદ કરી લીધા હતા; અને તે પછેના બે વરસમા ઉપલા વીઆજના રૂ ૨,૦૦૦ ની એક નોટ ટકા ૪ વાની ખરીદ કરીને મુંબઈની યુનીવર-સીટીના સીંડીકેટની મડળી ઉપર તારીખ ૩૦ મી સપટેમબર ૧૮૭૧ ની તેરીએ મોકલાવીને એવી ખાએસ જણાવીછે કે, તેના વીઆજના દર સાલે ઉપજતા રૂ ૮૦ તે ખાતાં-મધેથી કેલવણી પામીને ફતેહમદી સાથે પસાર થતા સઘસ વીદ્યાઆરથીઓને આ મરહુમ બાઈને નામની સ્કાલરશીપ આપવી. આ પુંજીમાથી તરણ વરસની ઉપજના રૂપીઆ તરણ હજાર જુદા જુદા બે કામના ઉપીયોગમા આપેઆ પછે અસલ થાપણને સાભલેઆ પરમાણે લગણ ટાકણે ધરમ ખાતે અલાહેદા કાહડેલા બે લાખ ને સાહડા બાર હજારની રકમ અંદર મેનવી લીધાછે. .... :...... ૩,૦૦૦

૧૨૩૮ મા, બાબદએ જે ૧૨૩૭ ની સાલ ગુજરાત તરફ આવેલી રેલથી ખેડા તથા અમદાવાદના ગરીબો જે પાએમાલ થયા હતા, તેઓના આસરા માટે ઉભી કીવેલી થાપણમા હાંનરે-બલ શેઠ મગલદાસની સાથે આ સખી નરે નીમોનીમ બગી આપેલા કુલ રૂ ૫,૦૦૦ ખેડાના કલેકટર પાશે જે અણામત રહેલા હતા; તે બાબે તાહાના સતાવાવાઓ પેહલા નડીઆડ ખાતે આ શેઠના સવરગવાશી મોહરદારની ઇઆદગારીમા "માણેકબાઇ ધરમસાના" બાધવાની દરખાસત થઈ હતી; પણ પાછલથી તે વીચાર ફેરવીને મેહમુદાબાદમા ગરીબ દરદીઓને દવાની જે જરૂર પડી, તે બાબેનો બંદોબસત બેહુ સાહેબોએ બાહાન રાખેઆ મુજબ "માણેકબાઇ દીસપેનશેરી" નામનુ ધરમ ખાતે દવાખાનું તાહા સથાપેલ, તારે તેના કામમા વપડાએલી ઉપલી સગલી રકમ મધે આ શેઠી-આના અપાએલા .... ..... . ....... . ૨,૫૦૦

૧૨૩૮ મા, એલાવ ખાતે બધાએલી અગીઆરી ઈજાઈ, તેના જસાણમા સામેલ રેહવા માટે આ સાહેબ તાહા શીધારેઆ હતા; તારે તેની ખુસાલીમા તાહાના જરથોસતીઓએ તેવ-ણના પણોતા પગલા પેહલવેહલા મુબારક થયલા જોએઆ, તેની ઇઆદગારીમા એક સુભાખીત માન પતરની સાથે ચેઆનજોડાની તેનાને જે ભેટ કીધી હતી, તેનો પાર પાછો વાળી દેવા માટે તાહાના ધરમ ખાતે આ સખી શેઠે આપેલા. ૫૦૦

૧૨૩૯ મા, કરાફરડ મારકેટની સુદર એમારતની શોભા વધારવાના હેતુથી તરેહવાર ફુલોના જાહાડવાલા કુંડાઓ ભેટ મોકલા તેની કીંમત . . ............. .... ૪૦૦

૧૨૪૦ મા, સર કાવસજી જાંગીર રેડીમણી શી. એસ. આઈનુ બાહાવલું બનવાની મંગાવા થકી થાએલાં જાહેર હુધરાંણામા ભરી આપેલા .................................... ૪૦૦

૧૨૪૧ મા, રોજ ૧ લો માહ ૬ ઠો શેહણશાહીએ પોતાના નબીરા શેઠ રૂસતમજીને જરથોસતી મજહબના ફરમાન મુજબ બસતે કુસતીઆન કીધા, તેની ખુસાલીમા ઇરાનદેસના લાચાર જરથોસતીઓના ધરમ ખાતાંની પુંજીમા આપેલા...... ૫૦૦

૧૨૪૧ મા, રોજ ૧૬ મો માહ ૬ ઠો શેહણશાહીએ ઉપર જણાવેલા નેક બખત નબીરાની શેઆદી મુબારક થાઈ, તેની ખુસાલીમા આ નોંધને ૫૦૦ મે પાંને દાખલ કીધેલી હકીકત મુજબ ધરમ ખાતે અલાહેદા કાહડેલા (જેની અંદર તેમની મોહરદારના પુન માટે પરથમ આપેલા રૂ૨,૫૦૦૦ બી આંમેજ થયાછે)................ ............... ૨,૧૨,૫૦૦

૧૨૪૧ મા, મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઇના નેક નામી ભરૂઆં કાંમોની ઇઆદગારી જરથોસતીઓ વચે જલવાઈ રેહવાના કારણસર થયલાં જાહેર હુધરાંણાની ટીપમા ભરેલા ........................................ ૬૦૦

કેટલાક ગરજવંતા ગરહસથોની તંગદસતી ઉપર રેહમની નજર પુગાડીને આ સાહેબ છુપી રીતે તેઓને સંતોસતા રેહ્યા, તેમા બેરણ બેરણે આપાઈ મુકેલી રકમોનો અટકલો જે સાંભલ્યાછે તેની સંખીઆ.......................... ૧,૫૦,૦૦૦

ઉપલી યાદી મુજબ આ સખી શેઠની સખાવતમા અપાએલા રૂ ૩,૭૬,૯૭૫ નો સરવાલો, તેમના દયાલુ દીલગુરદાને મુકાબલે સમપુરણ કરી કહીએ, તે કરતાં વધારે-રકમો તેમના ખજાંણામાથી ખરચાએલી વીચારવી જોઇએ; પણ કેટલીક બાબદો ઇઆતો જાહેરમા આવતાં પછાત રહી હોએ, અથવા તેનાએ કોઈને જાણ પડવા ન દીધી હોએ તો તેવા સબબથી આ ટીપ અધુરી રહેલી સહમજાએછે.

આ સાહેબના બીજાં કેટલાંક પરમારથી કાંમોમા જે ઉતંમ નમુનો બેલાવાની વકીપર હતો, તે આ રીતે કે, ઇરાંન તરફથી દુકાલની આફત ખમતા ય૦ ૧૨૪૦ મા આવેલા લાચાર જરથોસતીઓ માહેલા આસાંમી જણ ૧૦ ને એક ચોકસ ગુસારો આપતો કરીને પોતીકા બોર ગાંમના* મોટા વજીફા અંદરની કેટલીક

* આ વજીફો પેહલાં મરહુમ શેઠ ખરશેદજી કાવસજી બનાજી પાસે હતો, જે પછેની માલકી મરહુમ શેઠ માણેકજી લીમજી બનાજીને હાથ ગઈ હતી; પણ તેમના બે દીકરાઓ પાછલથી દેનદારીના દબાનમા ફસી પડ્યા તારે તાંહાથી ઈ૰ સને ૧૮૬૮ અથવા ૬૯ મા નીકલીને આ ભાગ્યવંતા શેઠે વેચાતું લીધા મુજબ તેનાની મીરાસમા ગણાયોછે. એની અંદર સાત ગામો જેછે તેઓના નામો—બોરગાંમ, પાહાડી, પોઇસર, બાંનદોલી, માજાસ, મોઘરા, અને વારીરવા. નો૰ સ૰

આ ની જમીન તરણુથી તે પાચ વરસની મુદતે બેઠી ખાના ચોકી હતી. આથી ફગી બનતે એવુ કે, જાહા સુધી તે જમીન ઉપર આપના જોગ બેડાઇને તઈઆર થાતે, તાહા સુધી એકતો મનતો ગુસારો તેઓનુ આબરૂથી ગુજરાણ નીભાવતે, અને બીજુ એ કે, તેવા ઉદીયોગમા ઉતેજન ની તેઓને ઘણુ સારૂ હાથ આવેઆથી, આ ઉદાર શેઠનુ હાતમપણ વખાનાયા વીના રેહતેજ નહીં; પણ અફશોસછે તેઓની આનરસાઈ તથા બેરડાઇ ઉપર કે, તાહા થોડાજ મહીના રહેઆ તેટલા ગામના ગરીબ લોકો સાથે તટા ફીસાદો મચાવીને તેઓએ જે માગમાર કરવા માડી, તે ની પચાની પતારતા અને તેઓને સભાની ગમતા, આ માનનતા શેઠીઆને બહુ મેહનત પડી હતી, તોપણ કોઇ રીતે પોતાની જગલી તથા જહનુની ખવાસ તજેઆ વના તાહાથી તેઓ નીકલી જાઇને રહ જલતા થઈ પડઆ, તેને લીધે આ શેઠની રૂડી મેહેગ ડીગતી પાગી સકી નહીં.

ભરૂચ ખાતે મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઇએ પોતાની દઈઆતીમા સઘ ની વરણુના લોકોની કેલવણી સારૂ, જે સકુન તેમનીજ સખાવતથી સથાપેની ચાલુ રહીછે, તેને સારા પાયા પર લાવવાના હેતુથી તેમના આ પણેતા પુત વારમવાર રૂડી કોશેસ કરતા માલુમ પડઆછે; અને કેહચ કે તે તરફ ખેવાર થયની પોતાની શેનઘાહ વખતે નીસાનના વીદિઆ અભીઆસીઓને ઈનામો તથા બખશેશો પણ તેનાએ આપી હતી.

વાચનારા સાહેબોએ આટલી વાતની ખચીત કરી ધિઆનમા રાખવી જોઇશે કે, "બોમબે બરોડા અને શેનટરલ ઈંડીયા રેલવે કુપની" વાનાઓએ, પોતાનુ વડુ મથક પરથમ ગરાટરોડ ઉપરજ રાખેલુ હતુ આથી નગી બાહેર દેશાવરો તરફથી આગ ગાડીઓમા મોડી રાતરે આવી પોહચનારાઓને કોટ તરફ જતા ઘણી આપદા સાથે અગવડ ખમવી પડતી હતી, તે સાભલીઆ પરમાણે આ શેઠીઆએ તેના વડા વહીવટદાર ઉપરાત સરકાર ઉપર લખીને તાંહાથી ચરનીરોડ, મરીણુનાઈન તથા કોટ મલી તરણ મથકો નરરાવી આપના તથા ઉતારૂઓના આકરા દરમા ઘટાડો કરાવી આપનાની આગેવાની ખરી દીલશોજીથી લઇને પરજાને શુખ અને સવન બખશેલછે. આમા એક બીજો શમરો આટનો કરી દીધેલો કેહવાએછે કે, ૫૦ ૧૨૪૨ ના શેહનસાહી આદર મહીનાના પેહનાથી તે ૩૦ મા રોજસુધી, ઉદવારાના આતસબેહરામના પવીતર તથા પુરાના કેબલાને શેજદો કરવા જનારા પારસીઓ માટે, આ માનનતા અકાબર સાહેબે વગ લગાડીને તેઓ સાથે એવી ગોઠવણ બધ બેસાડી હતી કે, ઉપના આખા મહીના સુધી દરરોજ જતી તથા આવતી ટેન તરેનો તાહાના મથકપર તેઓને લાવ લઈ જાવ સરૂ તાહા થોભીઆ કરે આ શેઠીઆની હાવી રૂડી કોશેસ જો દર વરશે તેટલે ટાકણે ચાલુ રેહશે તો, તેમના હમદીનો ઉપર તેનાએ અગણીત ઉપકાર કરી બતલાવેલો કેહવાશે, એટલુજ નહીં પણ પાક અતસબેહરામની અજમતી ભરેલી બખશેસથી તેમના માન તથા મરતબામા છે, તે કરતા ની અતી મોટો વધારો થશે.

આ ગકરમી શેઠીઆની ઝીરગીનો મલી આવેલો ટુક અહેવાલ હીંઆ

સમાપત કરતા હતા, તેટલાં વલી એક માહભારત કામ સંબંધી માથે ઉઠાવી લીધેલી આગેવાની વીશેની યાદગારી ભરેલી જે વાત પરકાસતી જણાઈચ, તેને પણ ખુશી દીલથી સમાવેશમા આવેચ કે, આપણી સરકાર તરફથી હવડાં અનઘટતી ઉતાવલમા બંધાઈને પમાર થએલા કેટલાક સકત ધારાઓ (જેમા નીમખ બાબેનોબી લાગુ પાડ્યાછે) પરજાને જુલમાત ભરેઆ માલુમ પડ્યાછે, તેની ફરીઆદ ઘટતે ઠેકાણે પોંહચાડવા સારૂં તેવનના વાજબી વીચાર સાથે આપણી વસતી માહેલા પેહલે વાંધેના પારશી, હીંદુ, મુસલમાન, યાહુદી, પોરટુગીસ તથા અંગરેજો મલી સુમારે સવાસો ગરહસથો જે સાંમેલ થયા, તેટલા બધાઓની સહી શીકેનો એક પતર ૧૮૭૩ ના અકટોબરની ૨૭ મી તારીખે હાઈ સરીફ ઉપર તેનાએ મોકલાવીને ટાંઉનહાલની અંદર એક જાહેર સભા બોલાવવાની એલતેમાસ ગુજારીછે. આ અકારા ધારાથી પરજા ઉપર આવી પડતું દુખ દફે કરવા માટે સવતંતરપણુ સાચવીને જે વાત હીંમતથી ઉંચકી લીધીચ, તેને છેવટ સુધી પોંહચી વળી પાર ઉતારી આપશે તો, તેવણુની સારી સહમજ સરકાર તથા પરજા વચેના એખલાસમા સરખો લાભ પરાપત થએલી વખનાશે તેમા તો કશો સંશે નથી.

શેઠ બેરાંમજીની સખાવત ઉપર જેટલા સખશો સંતોસ પાંમવાની આશેઆ બાંધી બેઠા હશે, તે કરતાં અનેક કીસમના વીશેસ કાંમો હજી તે દયાળુ દાતારની કારકીરદીમા થવાના જે બાકી રહેઆંચ, તે રૂડી પેરે પાર ઉતારી દેવા માટે બારેહકતાલા તેમની હઈઆતીને દરાજી બખશે, હેવી દુવા મોહતાજોની વટી સરવે સજણોએ અંતકરણથી ચાહવી જોઈએ.

ગંભીરાઇમા મેલાએલાં આ ગવાહેરને તાંહાં તેમની આખી જીંદગીમા, માતરે એકજ ફરજંદની હસતી કીરતારે જે બખશેલીછે, તે ચીરનજીવીનુ નામ નહાનાભાઈછે, અને તેમનો જનમ રોજ ૧૬ મો માહ ૨ જો શેહનસાહી શાલે ૧૨૧૬ ય० મા મુબારક થએલો માલુમ પડ્યોછે. આ જવાન શેઠ જોકે પોતીકા મુરબ્બીની મેહરબાંની હેઠલ માહીતી મેલવીને સંસારી કાંમોમા ઘણું થયું સવતંતરપણે પરોટાએલા દેખાએછે, તોપણ તેમના હોદમને તાએબે રહી ઘટતી ફરજ અદા કીધામાં સારૂં ડાહપણ બરચેછે.

વેપાર ખાતાંની તથા બીજી કેટલીક જાહેર મંડલીઓ અંદર પોતાનો રૂડો દેખાવ દીપાવેઆ ઉપરાંત કેટલુંક થયું સુલેહના અમલદારોની સંકમાબી બીરાજતા રેહચ, એટલુંજ નહીં પણ શેહર સુધરાઈ ખાતાંનો વહીવટ ચલાવવા માટે જારથી ટાંઉન કાંઉનશીલ અતરે પરશીધ થાઇચ, તારથી પરજાની પસંદગી મુજબ તેઓનો હક સંભાલવાના ઓહદાનુ માનબી તેનાએ ખરી લાએકાતેથી મેલવી લીધુંછે.

સરકારી શેવીંગ બેંકની દેખરેખ માટે ચેઉવાએલી માનવંતી મંડલીના એક અધીકારી શેઠ વીનાએકરાવ જગંનનાથ શંકરશેઠના ગુજરી ગયાથી, તેમની ખાલી પડેલી જગેઆ પુરવા માટે જે લાએક ગરહસથની ગરજ હતી, તેવાજ

આ સદગુની શેઠીઆને નામદાર સરકારે ગોધીને ૧૮૭૩ ના અકટોબરની ૩૦ મી તારીખથી તેનાને નેમણુક કીધા તે વાત પરજાને પસંદ પડતી વીચારવામા આવીછે.

શેઠ ન્હાનાભાઇને તાંહાં બે નર વારશોની વસતી જે થએલી હતી, તેમા વડા દીકરા શેઠ રૂસતમજી રોજ ૨૯ મો માહ ૬ ઠો શેહનશાહી સાલે ૧૨૩૨ ય૦ એ જનમ લઇ પોતીકા નેઆગાંનોને ગુખ પમાડતા જણાએછે; અને તેમની પુઠે આવેલા દાદાભાઇના જનમ દીવસની તો ખબર મલી નથી, પણ મરણની ટીપ ઉપરથી માલુમ પડશે કે, તે ચંચલ બાલક સવાપાંચ વરસની વયમા રોજ ૬ ઠો માહ ૮ મો શેહનશાહી સાલે ૧૨૪૧ મા બેહસતનસીન થયું.



## શેઠ દોરાબજી તથા ખેરાંમજી ફરદુનજી લશકરી.

મથાલે જણાવેલા આ બેહુ ભાઇઓ, આપણી ટાપુના માનવંતા મરહુમ શેઠ હોરમજજી દોરાબજી લશકરીના બાવા તથા કાકા કેહવાતા હતા. આ બેહુ ભાઇઓના બાવા શેઠ ફરદુનજી નવરોજજી વીશે હેવું સાંભલીઇય કે, તે ગરહસથ સુરત શેહરની અંદર ય૦ ૧૦૮૮ ને શાલ અંધેઆર પંથના ગરીબ મા બાપને ઘેર જનમ લીધા પછે, ૧૫ વરસની વએ પોંહચેઆ તારે, ૧૦૯૯ મા પોતાની રોજી સોધવા સારૂ અતરે આવેઆ; પણ કહેઆ ધંધામા રોકાઈ રહેઆ તે બાબેની હકીકત હાથ આવી નથી.

મજકુર ફરદુનજીને તાંહાં ઉપલા બે બેટાઓની જે બખશેસ થએલી હતી, તેમા વડા ય૦ ૧૧૦૯ મા, અને નાધલા ૧૧૧૪ મા મુંબાઇ ખાતે જનમ પાંમેલા જાણવામા આવેઆછે.

આ બેહુ ભાઇઓ વીશે કેહય કે, તેઓના વખતની વલાણ મુજબ, અંગરેજી, વીદેઆની કેળવણી હાથ કરી લીધાથી ઘણા કાબેલામા ગણાતા હતા; અને તેટલીજ ખુબીથી સરકારી કમીશરી ખાતાંમા લખનાર તરીકેની ચાકરી લઈ રહેલા હતા. આ નેકબખતોના નશીબજોગે ટીપુ શુલતાનના બાપ મીર હઐધર સાથે આપણા રાજ કરતાઓને પેહલવેહલી લડાઈ ઉઠી, અને તે તરફ આ પરાંતનુ જે લશકર ગઐલ, તેની સાથે રવાંણે કીધેલાં કમીસરી ખાતાંનો હીસાબ રાખવાસાઇ નામદાર સરકારે તેઓને મોકલેઆ હતા. હાવાં માહભારત કાંમના સંબંધમા ઘણા વરશોવિર રહેઆને લીધે, તેઓની ઓલખ લશકરીના ઓલકાબથી જે ઓલખાઇય, તેજ તેઓના પરીવારો વચે સચવાઈ રહેલીછે.

કમીસરી ખાતાંનું કંટાલા ભરેલ કાંમ શેઠ દોરાબજીને નહી ભાવેલ હશે, તેના સબબથી પોતીકા ભાઇને તેમા જાયુક રેહવાનો બંદોબસત કીધા પછે, થોડીજ મુદતમા સરકારી ચાકરી છોડીને તેઓ મુંબાઈ આવેઆ; અને પાંચ પઈસા ગાંઠે થયા હતા, તેને રોજગારમા . . . સોદાગર બની રહેઆ.

# લશકરીનાં ખાનદાનની વંશાવલી.



આગલા દાહાડાઓ ઉપર પારશીઓને માથે હોઓલી પંચાએતના અકાબ-રોની ટીપમા આ શેઠ દોરાબજીનુ નામ ય૦ ૧૧૪૩ ને સાળથી જોવામા આ-વેછે, અને તે પવીતર ઓહદો પોતાના મરણની છેલી ઘડી શુધી કેહચ કે સારી વરતણુકથી અપક્ષપાતપણે સાચવી રાખીને પોતાની તથા પરાઇ કોમોમા અતીઅંત માન મેલવતા હતા.

વેપારી વરગમા શેઠ દોરાબજીનુ નામ ઈશવી સને ૧૭૯૩ ની અંગરેજી કેઆલેનડર આપણુને દેખાડેછે, પણ ૧૭૯૫ મા કાંઇજ નીશાંની જણાતી નથી; માટે ય૦ ૧૧૬૨ અથવા ૧૧૬૩ ના વરસની વચે તેવણ કદાપી વઇકુંઠવાસ થયા હોએ એવું અટકલવામા આવેછે.

આ ગરહસ્થ પોતાની પાછલ વંશાવલીમા દાખલ થયા મુજબ તરણ દીકરાઓ જે મેલી ગયો હતો, તે માહેલા બીજા તથા તરીજાની તો કાંઇજ યાદી હાથ આવી નથી; પણ વડાનો અહેવાલ જેવો જણાયોચ, તેવોજ હીંઆં નોધી લઇએછે.

# શેઠ હોરમજજી દોરાબજી લશકરી.

આ શકરમી શેઠના જનમનુ શાલ, તેમની મરતી વખતે જણાએલી વય ઉપરથી ય૦ ૧૧૩૩ નુ માનવામા આવેછે. સંસાર સરજવાની સહમજમા આ-વતાંજ, બાપને તાંહાંના વેપારી વહીવટમા વીટલાઈ પડ્યાથી જેમ ઉમર વધી, તેમ સારો અનુભવ મેલવા લીધો હતો; અને તેપછે થોડુંક સુધી આ ટાપુના માલેતોજાર શેઠ અરદેસર દાદીની સાથે, વેહવારનો સંજોગ મલ્યાથી, પોતાને મોટા ભાગ્યશાલી ગણાવા લાગા.

ઉપલા શેઠની સાહેતા પામીઆ તારે કેહચ કે, ઈશવી સને ૧૮૦૦ ના શાલથી. તે, સાહેબનુ આપત, સંબંધી. બોહોલું કંમાકાજ વાહેજે ચેહલચેહલા ચીનની સફરે શીધારીઆ હતા; અને તે પછે તાંહાંની કેટલી સફર એનાએ કીધી, તેની ખરી ખબર મલી નથી.

આ શેઠીઆનુ બોલવું એટલું તો આકલું અને ઉતાવલું હતું કે, સાહમનો સખશ જો તદન અજાણીઓ હોએ તો, તેનાને વરહકના અથવા કજીઆખોર કહેઆવના બીજો કોઇજ અલંકાર લગાડી સખેજ નહીં; પણ ખરેખરી રીત જોતાં તો તેમનુ ઉતાવલું બોલવું આકલાપણામા ગણાયું હતું, અને તે ઉપરથી ચીનમા ચીના લોકો પોતીકી જુબાનમા તેનાને "કાહુકાહુ ટાએપાન" (યાને વહડકના શેઠ) ને નાંમે ઓલખવા લાગા. ચીનમા ભીડાંની તરકારી તદન હતીજ નહીં, તાંહાં આ શેઠે તેના બીઇ મુંબઇથી લઇ જઇને વાવ્યાથી સર-વેના ખપમા આવનારી આ ઉતમ તરકારીનુ નામ ચીના લોકો પણ "કાહુ કાહુ છોઇ" શીવાએ બીજું આપી શકેઆ નહીં; અને તેથી કરી આ શેઠને નામની એક સારી યાદગારી ચીન દેશમા હજીસુધી સચવાઈ રહેલીછે.

આ શેઠનો ખુદ વેપાર જારે વધીઓ, તારે તેઓ કારણ ચાર વાહાણો રાખવાની પણ તેનાએ ફરજ વીચારી હતી, અને પોતાને નામે બે બારકશો જે ચીના, તથા કલકતા વીગેરેના બંદરો તરફ ફરતા હતા, તેમા ૬૫૩ ટન વાલુ "મીનારવા" બારુગી હસાબે સ૦ ૧૧૭૫ થી તે ૧૧૭૮ સુધી જણાયુછે; અને બીજુ ૭૮૫ ટન વાલુ "લારડ કેઆસલરેઅ" ગા૦ નાગરદાસ ઠીરજી મોરી ઠી ગરામા ૧૧૮૩ થી કેટલીક મુદત સુધી ચાલુ રેઆ પછે, પોતાને ખુદ નામે ફરતુ હતુ. આ છેલુ બારકશ ચાલમા એટલુતો સરસ હતુ કે તેની આઠ દીવસ અગાઉ ખુલા બારકો જેમ હીંઆથી તેમજ ચીનથી હંકારે તો તેઓને પછાત મુકીને વેહલુ પોહચી સકતુ હતું; અને તેથી કરી ઉતારુઓને તથા માલ ધણીઓને તે ઘણી ઉપીયોગી થાએતુ કેહવાતુ હતુ, કારણ કે તેની હઈઆતી સુધી આ બંદરના કોઈ બી બારકશે તેને ચાલમા હરાવેલીજ નોહતુ એ નામીચુ વાહાણ મીકુ મુધો એનની લડાઈમા મડાયુ હતુ તાહાથી ઈ૦ સને ૧૮૪૭ મા લસકર લઈને મુંબઈ આવતા બારાની બાહેર સકત તોફાનમા સપડાઈને તાનમા ઘસડાતુ એક ખડક ઉપર બાંધીને એવુતો જોરામા અફડાઈ કે, તેના જરબથી અંતે તે તદન ભાગી ગયુ, પણ તેના ચચલ કપતાન ટોકસની ખરી બાહાદુરીથી તે માહેના એકે એક પરાણીઓને તરાપાની મારફતે અંધેરી રાતરે કીનારા તરફ સલામત પોહચાડેઆ હતા

પારસીની કોમમા પરખેઆત થયના આ શેઠ હોરમસજી દોરાબજીની જાહોજલાલીના વખત પર તેનાથી જાહેરના ઉપીયોગી કામો એના તો નથી થયા કે, તે બાબેની કીરતીને હીંઆ દાખલ કરી દેખાડીએ, પણ એક વાત તે સાહેબની બની શોભનાથી જે પરકાશેની કેહવાઈચ, તેટલીજ ખુબીનો વેહોક પમરાટ હીંઆ સુંઘાડીએછે, અને તે એકે, આ શેઠ પોતાના નામીચા વાહાણની અંદર ૯૨ મોસમની સફરને સમે સારો પગાર આપીને, કામ કરી સખે તેવા ચુનનદા ખલાસીઓ લેતા હતા, કે તરતોફાની વેના બીજા બારકશોની પેઠે દરીઆવની જાહાજી નેકદારી ભોગવી પડેજ નહીં આ ગલા વખત પર આપણી ટાપુ ખાતે વાહાણો ચહડતા ખલાસીઓ ઠી સભાન રાખનારી સરકાર તરફથી "રીજીસતરી આફીસ" નેમાએલી નોહતી, તેહવા અઈઆમપર ખલાસીઓ પોહચાડનારા કેટલાક લુછા લોકો વાહાણ ધણીઓને તાહાથી જોઈતા માણસોનો મુસારો સારી રખે લીધા છતા, કામને સહમજનારા થોડાક સારા માણસોને સરવેથી પેહલા ચહડાવી આપે, અને બાકીના મીચાગ હેનકરી, ઈઆ ફકીરો, અથવા ટોલકડા વગાડનારા જેવાઓને ઠગ વીદેઆથી બારકસ નાગર ઉપાડીને સફરે ચાલતુ થાએ તારે તે ઉપર લઈ જઈને મેલી આવતા, અને જે બીચારાઓએ દરીઆવની મુશીબત કોઈ દાહાડે ન જોએલી, તેહવા લોકો કામ બની નહી સખે આની સજામા બેધડક માર ખાઈને હધમુવા થતા, આ નોધ લેનારે પોતાની ઘણીક સફરમા નજરે જોયાબીછે, પણ "લારડ કેઆસલરેઅ" તેવી બદનામીમાથી સદા મોકલુ રેહતુ માલુમ પડેલ હતુ

વાંહાંણના ખલાશીઓને સફરના ખોરાક માટે વગર ચાલેલા જાડા ચોખા, અને ગલું ખખરે તેવું થોડુંક ખારૂં ઘીઈ વાંહાંણ ધણીઓ પાશેથી દર રોજ દાહડામા તરણ વાર મલેઆ કરવાનો જે શીરેસતો હતો, તેમા આ શેઠના બારકશો અંદર ચહડેલા ખલાશીઓ ખરે ખરા ભાગ્યેગસાલી ગણાતા હતા; એનુ કારણ એવું કેહવાએલુંછે કે, દર મોસમે બારકસ ઉપડવાની થોડા દીવસ આગમજથી તેવા લોકોને બરના ઘણા જાડા નહીં પણ માફક સરના સારા ચોખા, તેવીજ કીસમની દાળ, તથા શોજનું ઘીઈ પોતાને તાંહાં મંગાવીને નજરે જોતા, અને અનાજને ચલાવીને સાફ સુફ કરાવેઆ પછે વાંહાંણ ઉપર મોકલાવતા હતા, તેથી ફરી બે વાતનું સુખ બીચારા દરીઆઈ દેડકાઓને જે પરાપત થતું તેમા, એક તો પુરતો પગાર તેઓને પલ્લે પડતો, અને બીજું સુતરૂં ભોજન સદા મલતું; તેથી જાંહાં સુધી બારાંમા "લારડ કેઆસલરેએ" હંકારવાની તઈઆરી પર હોએ, તાંહાં તુલીક બીજાં બારકશોની નોકરીમા કોઈબી ખલાશી જવા માગતો નોહતો.

આ શેઠની સાહેતા હેકલ પોતાના વડા દીકરા દોરાબજી, તથા શા૰ પરમાણુંનદાસ નાગરદાસની મજમુમાં "પરમાનંદ દોરાબજી"ની અટકથી જે બોહોલો વેપાર ચાલેઓ હતો, તેની જવાબદારી પોતાને સર હોવાને લીધે ઈ૰ સને ૧૮૩૫ મા જારે તે પેહડી દેવાનાં જબરાં દબાંણમા ફશી પડી, તારે તેની આંચે આ ખુબ્જોરગ શેઠનેબી હીસલાવી નાખેઆથી તેનાને તાંહાંનો રોજગાર થોડુંક સુધી ઓછવાતો રહીને પછે જપ્તીને લીધે સાબદો બંધ પડેઓ હતો, તે વાત જાહેરમા આણતાં ખરેખરી દલગીરી ઉપજેછે.

ઉપર જણાવેલાં વાંહાંણો શીવાએ આ શેઠની બીજી માહભારત મીલકતો બે હતી, તેમા એકતો દેવલની ભાગલો પસાર કરીને કોટ તરફ ઉગમને જતાં જમના હાતપર તેજ ઘપથી હવડાંસુધી ઉભેલું પેહલુંજ ઘર (તેને લગતી દુકાંણો શીદ્,) અને બીજી તારદેવ આગલ મી૰ કાવસજી નાનાભાઈ દાવર પાશે "અલાયન્સ સ્પીનીંગ કુંપની"નું જે કારખાનું ચાલુંછે, તે માહેલા અસલી બંગલા સાથેની મસ મોટી વાડીના ઘણા વરશો સુધી ખુદ માલેક હતા; પણ ભાગ્યેગના વીજોગથી સરવે નહીં સચીખુ થઈ જતાં, આ શેઠની જીંદેગી જારે ૭૮ વરસપર આવી અટકી, તારે દુનીઆંના દોરમાથી છુટી પકડીને રોજ ૪ થો માહ ૯ મો કદીમી શાલે ૧૨૧૧ ય૰ એ જીનત તરફ ચાલી ગયા; અને તે દાહાડાથી આપણી વસતીના પુરાતમ વેપારી, તથા લગભગ પા સદી સુધી ખરેખુત રહેલા પારશી પંચાયતના સવતંતર અધીકારીનુ નેકનામ ખતમ થઈ પડેલ છે.



## શેઠ બેરામજી ફરદુનજી લશકરી.

લશકરીની અટકનો પાયો નાખનારાઓ માહેલા આ બીજા ગરહસથનુ નામ મથાલે બીરાજેછે, તેનાને ઘણા ખરા લોકો "બેહલાઈ લશકરી" કેહતા હતા. ટીપુ સુલતાન ઉપરની લડાઈ જારે પુરી થયા પછે કમીસરી ખાતાની સાથે એવણ મુબઇ આવેઆ, તારે પોતાની મેહનતથી મેલવેલા ૫ ઈશા ઉપર કનાયત પકડી તેનો ભોગવટો કરવા લાગા; અને તેમાથી થોડો ભાગ કોટની અદર પીઠાના મોહલામા રોકીને એક ઘેર જે બધાવેલ હતુ, તે આજે લગભગ ૭૦ વરસનુ પુરાણુ થતા તેમના નાધલા દીકરા શેઠ મેહલુજી, પરવરદેગારની મીરેઆજનગીથી હઈઆત રહીને હવડા જઈફીએ પુગેલા જે જણાએચ, તેવણ પાશે સચવાએનુછે આ ગરહસથ ૮૦ વરસની બુજોરગીએ પોહચીને રોજ ૧૫ મો માહ ૯ મો કદીમી શાલે ૧૧૯૮ ય૦ એ બેહસતનશીન થયા, તે વખતે વંશાવલીમા જણાવેઆ મુજબ પાચ માહેના (વડા વતરોગે) ચાર દીકરાઓ હઇઆત હતા

આ બેહલાઇ લશકરીના બધા બેટાઓ બાબે એવુ બોલાયલુછે કે, તેઓ પોતાના વખત પરમાણે મલેલી અગરેજી વીદેયામા સારી માહીતકારી પામેઆ હતા; એ માહેના વડાની તો કશી કેફીએત માલુમ નથી, મગર બીજા જમશેદજીએ ઘણા વરસો બગાલ તરફ વેપારને અરથે ગુજારેઆ હતા; અને તાહાથી પાચ પઇશે શુખી થઈ આવીને મુબઇમા થોડુકસુધી રહેઆ પછે, દમન જઈને જીદેગીના બાકી દીવશો અમનોઅમાનથી પુરા કીધા હતા. દમણ ખાતેના જરથોસતીઓમા જે કોઈ મરણ પામતા તેનુ રવાણ છેક ઉદવારે લઈ જવુ પડતુ હતુ; અને તેથી કરી દુરદરાજ સુધીની મજલ ઘણીજ હેરાનગારી ભરેની જણાયા ઉપરથી, આ ગરહસથે પોતે નાધલી દમણમા એક દોખમુ પોતાના મરહુમ પુતર પેસતનજીની નઈએતે બધાવાનુ કામ ચલાવેલ હતુ, પણ તે તઈઆર થવા આગમજ, રોજ ૯ મો માહ ૩ જો કદીમી સાલે ૧૧૮૯ મા જનની જગતને દુર કરી મીનોઈ જાહાન તરફ ચાલી ગયાને લીધે, હાના પુનપતા કામને સરજામ પોહચેલુ જોવા પામેઆ નોહતા એ દોખમુ જારે બધાઈને પુરૂ થયુ, તારે તે મરહુમની વીધવા માણેકબાઈએ રોજ ૧૩ મો માહ ૮ મો શેહનશાહી શાલે ૧૨૦૦ ય૦ એ, મજહબના કાણુન મુજબ ઉદવારીઆ મોબેદો પાશે ઘટતી કીરીઆ કરાવીને, હમદીન ભાઇઓના રવાણોની આરાએસ માટે વાપરવા આપેઆથી ભલી બાઈએ પોતાના ભરથારની કીરતી પગ્કાસતી રાખીછે

તરીજા બેટા બરજોરજી જે ઘણા ખરા પીનાગ તથા ચીન વચે પોતાના રોજગારસર ફરતા હતા, તેવણ રોજ ૯ મો માહ ૮ મો કદીમી શાલે ૧૧૯૭ ય૦ એ ચીનમા જારે મરણ પામેઆ, તારે તેના રવાણને વામપુ તરફ લાલ પાહાડ નામની જગેઆછે તાહા ભોમીદા કીધામા આવેઆ હતા.

# શાઅરખાનદાનની વંશાવલી.



ચોથા ચીરણજીવી જે અરદેસર બેહેરાની અટકથી પરએઆત થઈ ગયાય. તેવણ કેહય કે અંગરેજી વીદ્યામા બધા ભાઈઓ કરતાં વીશેસ ખબરદાર હતા. આ ગરહસથની કાબેલીએત તે વખતપર વખનાયાથી મરહુમ વાહાડીઆ ખરશેદજી ફરાંગજી ઈ૰ સને ૧૮૧૯ મા પોતાની તરીજી બેપે તેનાને ચીન ખાતે લઈ ગયા હતા; જાંહાંથી તરણેક વરસમા પાછા વલી આવેઆ પછે ઈ૰ સને ૧૮૨૩ થી, આપણી માજી સુપરીમ કોરટ ખાતે દુભાશીઆ તથા તરજુમો કરનાર તરીકેની નોકરી મેલવીને, તે ઈનસાફી ખાતાંમાં મોટી મુદત સુધી જોડાઈ રહેલા હતા. આગલા૰ દાહાડાઓ ઉપર દેશીઓના ચીકરાઓને અંગરેજી પઢવામા જે અડચણો નડતી હતી, તે વાત આ ગરહસથે ધેઆનમા લઈને મી૰ મરેની બનાવેલી અંગરેજી ગરાંમરનુ ભાશાણતર ગુજરાતીમાં કરીને તે સાથે "વાકીઉબીબેરી" નામનુ એક પુસતક પણ હસતીમા આણેઆથી શીખનારાઓને સગવડ કરી દીધી હતી. અંગરેજી એલમમા વખત જતે જેમ યુરોપખંડથી સુધારો આવી પોહો, તેમ તેનાની આગલી કેળવણી નકાંમી પડવા લાગી; અને તે સાથે જઈફી પાંમતા જણાયા ઉપરથી, બેહદ મુસાફરની અરજ ગુજારી સાથે ચાકરીનુ રાજીનામુ જારે સરકારમા મોકલાવેલ, તારે ઈ૰ સને ૧૮૮૫ થી દર મહીને રૂ ૨૦૦ નુ પેનસન જે આપવું કીધું, તે ઉપર પાંચેક વરસ સુધી જીંદેગીને સંતોસ પમાડઆ પછે, રોજ ૨૦ મો માહ ૧ લા કદીમી સાલ ૧૨૨૦ ય૰ ઝ૰ આગલી કોરટનો આ અશીલ દુભાશીઓ ૭૦ વરસને સુમારેની ઉંમરમા બેહસાતનશીન થયોછે.



## સાઅર ખાનદાનની સરૂઆત.

આ કુટંબીઓની કેફીએત મેળવતાં પરથમ એવું માલુમ પડેલ હતું કે, શેઠ કાવસજી માણેકજી ય૰ ૧૧૭૨ મા સુરતના કોઈક ગાંમડાં તરફથી આવેઆ હતા; અને તેજ નામ પારસીઓની પધરાંમણીમાંભી હમો જણાવી ચુકા છઈએ. પણ પાછલથી એજ શેઠના એક દસતાવેજે એવું દેખાડી આપેલય કે, તેમના બાવા માણેકજી લીમજી પરીવાર લઈને પેહેલવેહેલા ૧૧૦૨ મા જારે અતરે આવેઆ, તારે તેમના બેટા કાવસજી માતરે તેજ વરસમા જનમ પાંમેલા હતા.

સાઅર સબદ જે અંગરેજી ("Sawyer")છે તેનો અરથ લાકડાં વેહેરનારા કરાઈનો થાએય, માટે એ ધંધો હાથ કરી લીધાથી ઉપલી અટકે જે ઓલખાતા આવેઆ, તે ખાનદાનને હવડાં સાહિરના સબદોથી પરજા પીછાણેછે.

ઉપલા ધંધામા વખત ગુજારીને શેઠ માણેકજીએ જારે આ દુનીઆની મમતાથી દુરી પકડી, તારે થોડી પુંજી ઉપરાંત કોટમા પટેલના મોહલા અંદર મરહુમ શેઠ પેશી કાકાની સાહમની હારમા એક ઘેર પોતીકાં બચાંઓને રેહવા માટે તેવણ મેલી ગયા હતા.

એવનની પીડીથી ઉતરેલા બે બેટાઓમા કાવસજીના જનમનો શને ઉપર જણાવેલો છે. પણ નાધલા શોરાબજી બાબે કાઈજ ઈઆદી હાથ આવી નહી.

શેઠ કાવસજી શાઅરે બાપીકી પુજીનો ઉપીયોગ ઘણી રૂડી રવેશે કરેઆ કીધો, તેથી થોડીજ મુદતમા એક સવતતર વેપારી બની રેહેઆ આ સાહેબે નાધલા પાયાપર ચાલુ કીધેલી અગરેજી શામાણની દુકાણ, પરમથ તો વાડી આજીના ચકલાપર જાહા હવડા ધધાદારી વોરાઓ તથા પારશીઓ બેશેછે, તે માહેલા એકાદા મકાણમા હતી; અને તેપછે કામ વધેઆથી તાહાના ઉંડેલા અંગરેજ બજારમા "મેડો સ્ટ્રીટ"વાલા મોહલામા અરમાણી લોકોના દેવલની સાહમને એમારત વેચાતી લઈને લાવેઆ, તારનુ તે પુરાનુ મકાણ હજીસધી તેમના એક વારેસ પાશે સચવાઈ રહેલુ સભલાએછે.

દુકાણદારીમાથી રૂડી વરતણુક વાપડીને સધરેલા દગ્વીઅને અગરેજો વચે વીઆજ વટાવે ફેરવવા લાગા, તેથી નાણા ધીરનારા સાહુકાર તરીકે તેનાઓ પરખેઆત થયા, એટલુજ નહીં પણ વેપારી મડલીઓમાબી એક માનવતા શેઠીઆ ગણાતા હતા.

શેઠ કાવસજી શાઅરે જારે મરણની છએક મહીના આગમજ વશીએત કીધુ, તારે તેવન પાસેની મીલકતો હેઠલ મુજબ માલુમ પડી હતી જેમા —

૧. પટેલના મોહલામા એદલજી વઈદની પડોશાનુ બાપીકુ ઘેર, જેની કેફી-એત ઉપર આપેલી છે, એ ઘેર અસલમા ઘણુજ ભાગી ગયલુ હતું તેને આ શેઠે પોતીકે પઈશે નવેસરથી બધાવેલુ હતુ

૧. એજ મોહનામા શેઠ દાદાભાઈ જમશેદજી પટેલ (ગામડીઆ) ની પડો-શામા, અને નસાખાનાની ગલી સાહામણે આવેલી મોટી હવેલી.

૩. અગરેજ બજારના મોગા ઘેરો અગરેજો જણ તરણ પાશેથી વેચાતા લીધેના.

૧. મજગામખાતે બગલા સાથેની મોટી વાડી

૧. બાહેરકોટ દાદીશેઠના આતશબેહરામની પછવાડે આવેલુ અમરતરીનુ છાપરુ.

એ ઉપરાત જરજવાહેરો, સરસામાણ, રોકડ તથા હુધરાણી વીગેરેનો દઈવત જુદો કેહવામા આવેઓ હતો.

પોતીકા ભાઈ શોરાબજીના કબીલાનુ પાલણુપી આ શેઠ કાવસજી સારી રવેશે કરતા હતા, અને જીદેગીનો અત જારે નજીક આવતો દેખાયો, તારે વશીએતનામાની રુએથી ઉપરી મીરાસ માહેલો થોડોક ભાગ, તેમના દીકરા પેશતનજી જે તે વખતપર વએ પોહગેના નોહતા, તેને વાસતે અનાડેઘો કાહ-ડતા બાકીનુ દઈવત પોતાના એક પુરા દીકરા દાદાભાઈને સપુરદ કીધા પછે, રોજ ૬ ઠો માહ ૧ લો કદીમી શાને ૧૧૬૩ ય૦ એ વરસ ૬૧ ની ઉમરે બેહ-શત નશીન થયા હતા.

એમની પછે શેઠ દાદાભાઈનો દોર ચાલેઓ તારે, બાપીકી દુકાણનો દબ-દબો અતીશીઅ વધારીને દરયીઅનો બડોન પણ તેનાએ મુબલક હાથ કીધો હતો. આ શેઠ જો કે પોતીકો સનસાર સભાનવા જેટલુ શીખેઆ લીવાએ

બીજી કોઇબી માહબારત કેલવણી તો પામેલાજ નોહતા, તોપણ માહવેરાથી મેલવેલી દાનાઈ એટલીતો ધરાવતા કે, ઘણીક બાબદોમા તેમના રૂડા વીચારો લોકોને ઉપીયોગી થાઇ પડતા હતા.

પારશી પંચાએતના અકાબરોની હારમા આ શેઠ ઘણા વરસોસુધી બીરાજતા રહીને સવતંતરપણાથી પોતાનો અધીકાર બજાવતા હતા, તેની શાહદતમા એક વાત જે વખણાએલી જાણવામા આવીછે, તેને હીંઆં નોધી લઇએ છે. કેહચ કે કોઇ ગરીબ પારશી પોતાની પરણી બાએડી જે બેડોલ હશે,' તેથી તેણીને તજી બીજી બાએરી કરવાની રજા લેવા માટે તેમની પાસે જારે ગયો, તારે સઘલી કેફીએત સાંભલી લીધાપછે, તેણીની ચાલચલણ તથા નીતી સંબંધી પુછપરછ સારી રવેસે કીધી; જેનો ઓલાશો મનમાનતો મલેઆ ઉપરથી, ફરીઆદ આવનારની હજુરમા પોતાની માનવંતી મોહરદારને તતકાલ તેડી મંગાવી, અને તેણીનો ઘટમ દેખાડતાં સવાલ કીધો કે, એના કરતાં તાહરી બાએડી કેહવા ઘટમ તથા રંગનીછે? જેઇને જવાબ આલેઓ કે સાહેબ તેણીના કરતાં તો લગાર સારીછે, પણ મને ગમતી નથી, માટે તેની સાથે છુટાછેડા કરવાની રજા આપો; હાવું સાંભલતાંવાર ફરીઆદ આવનારને નસીએતના નાદર સુખન સંભલાવી કહેલું કે, માહારી જાહોજલાલી છતાં તાહારાજ કેહવા મુજબ તાહરી કરતાં આ બેડોલ બાએડી ઉપરથી માહરો પેઆર હું દુર કરી સકતો નથી, તારે તને રજા તે કેમ અપાએ; માટે ગરીબને હાવો ગરવ કદી કરવો જોઇએ નહી. તાહરી આબરૂ ચાહતો હોએતો તે બાપડીને વગર વાંધે તાહરે તાંહાં લાવીને સનસારના સુખમા તેની સાથે રમાઇ રેહ, નહીંતર પંચની છતરાઇ ઉતરેઆથી તને ઘણું ખમવું પડશે. હાવા સરોપાવ સાથેનો શેઆનપત ભરેલો સુભ સુકાદો મલેઆથી, શેઠ દાદાભાઇની શીખામણની પેલાને એટલી તો અસર થઈ કે પોતાની અનગમતી બાએડી તેને અમુલીખ દેખાઈ, અને થોડુંક સુધી ઓરંબે પડેલું જોડું વગર ધાસતીએ સાહટવાતમા આમેજ થઇને અરસપરસના સુખથી સંતોશ પામેલું હતું. બાપના મરણપછે ૩૪ વરસ સુધી શાવધ પીઆણથી સવતંતર રહીને પોતીકો વણજ વેપાર* પરમાણીકપણે ચલાવતાં દરવીઆના જોડાવ સાથે તેનો ભોગવટો સાચવવા માટે જનમેલા ૪ બેટાઓમા માતરે બેનો† પોતાની પાછલ હઇઆત મેલીને શેઠ દાદાભાઈ શામ્બર રોજ ૨૬ મો માહ ૭ મો કદીમી શાલ ૧૧૯૭ પ૦ એ ૭૭ વરસની ઉમરમા જીનત સુજીન થયાછે.



* દુકાણદારી ઉપરાંત અંગરેજોને ચોકસ જામીનગીરી કબજે હજારો રૂપીઆ મુબલક વીઆજે આપી શરાફીમા નામ લખાવેલું હતું.

† બે બેટાઓ જે તેમની આગમજ મરણ પામેલા માલુમ પડેઆછ, તેમા વડા અરદેસર રોજ ૧૭ મો માહ ૮ મો કદીમી શાલ ૧૧૯૨ એ વરસ ૪૫ ને સુમારેની ઉમરમા, અને બીજા દીનશાજી રોજ ૫ મો માહ ૩ જો કદીમી શાલ ૧૧૯૫ એ વરસ ૪૦ ની વએ વઇકુંઠવાશ થયાછે. નો૦ લે૦

# શેઠ હોરમજજી તથા માણેકજી દાદાભાઈ સાહેબ.

શેઠ દાદાભાઈના હયાત રહેતાં આ બે દીકરાઓ માહેલા વડાની ૪૦, અને નાહાનાની ૩૫ વરસની વય તેવણ ગુજરેઆ તારે ગણાતી હતી; અને તે સાહેબો શાભલેઆ પરમાણે પોતીકા મરહુમ બાપઓના પરીવારોને સારી સંપ-જમા સમાવી રાખીને મુરબ્બીએ મેલવી આપેલી મોટી દોલત ઉપરથી માનવતા ગોરીઆઓમા પરખેઆત થએલા હતા.

આ બેહુ ભાઈઓએ પોતીકા મરહુમ પોતાની નઈએતે હમનીનોની સગ-વડ સાચવનારા જુદે જુદે ઠેકાણે બે મકાણો બધાવીને તેઓના ઉપીયોગ માટે જાહેરમા જાંહાં ઓપ્યા ગેલેઆય, તાહા ધરમનીમના કામો થતા રહીને શેઠ દાદાભાઈ કાવસજી સાહેબની યાદી નીચે મુજબ દેખાડેછે.

ચોપાટીના ડુંગર ઉપર જાહા મરણ પામનારાઓને માટે આરામધાહની એકાત જગેઆછે, તાહા દર વખતે બદગી તથા કીરીઆમારગ કરવા જનારાઓ સારૂં છાએડા જેવા મકાણુની તંગારા હતી, તે ગટાડવાની મતલબથી એક સગડી બધાવીને રોજ ૨૬ મો માહ ૭ મો કદીમી શાલ ૧૧૯૯ ય૦ એ ઈજાવેઆ પછે ઉપીયોગી કામના વાપરવાસમા ખોલી મેલીછે.

માહલક્ષ્મી તરફ પોતાની વાડીના ચોકમા એક શોભાએમાન એમારત બંધાવીને તાહા આતસઆદરાનને પરથાવેઆ, અને તેની કીરીઆ રોજ ૧૭ મો માહ ૭ મો કદીમી શાલ ૧૨૧૫ ય૦ એ કદીમી પંથના તરીકા મુજબ કરાવેઆમા આવી હતી.

એ ઉપરાત પરજા ઉપીયોગીના બીજા કોઈબી જાહેર કામોમા આ કુટંબીઓ જાહાજ પરખેઆત થએલા માલુમ પડેઆ નથી, તોપણ તેઓની ભીખનસારી તથા ગીતરાચારી ઘણે ઠેકાણે આબરૂથી પથરાએલી કેટલાકોના જોવા તથા જાણવામા આવેલીજ હશે.

ઉપના બેહુ ભાઈઓમા વડા શેઠ હોરમજજી ૫૭ વરસની વએ પોહચતા રોજ ૧૮ મો માહ ૭ મો કદીમી શાલ ૧૨૧૪ મા,* અને નાહાના શેઠ માણેકજી ૭૦ વરસની જીંદગી ગુજારીને ૧૨૩૨ ના કદીમી પાછમા ગાથાને રોજે બેહસતનશીન થયા પછે, આ કુટંબીઓમા જે કોઈ બાકી રહેઆય તેઓનાં નામો વંશાવલીની ટીપ જોવાથી જણાઈ આવશે.

---

* મરહુમ શેઠ આરદેશરના એકપુરા દીકરા મી૦ કાવસજી પણ સારા સવભાવના અશીલ પુરૂષ હતા, તે ૪૭ વરસની જીંદગી ખતમ કરીને રોજ ૧૭ મો માહ ૨ જો કદીમી શાલે ૧૨૫૪ ય૦ એ જીનત તરફ ચાલી ગયાછે. નો૦ લે૦

# ધનાપટેલની વંશાવલી·



# શેઠ હોમાજી પેસતનજી પટેલ.

સુરત જીલ્લાના મોરા સુમારી ગાંમની વસતી માહેલા આ હોમા પટેલનો જનમ ય૦ ૧૦૬૭ મા તે તરફ થયલો જાંણવામા આવેલોછે. કેહચ કે, આ ગરહસથ વડવાઓથી ઉતરતી આવેલી તાંહાંની પટેલાઇનુ કાંમ કરી પોતાનો સંસાર ચલાવતા હતા, પણ તે પછે પેશવાઈ રાજની જપતીએ બધો કારોબાર અફરા તફરી કરી નાખેઆને લીધે, તથા સરકારની ચહડી ગએલી ગરાસ આપી નહીં સખાયા ઉપરથી કેદખાનાની ધાસતી આઈ પોતાના પરીવારો સહીત તાંહાંથી નીકલીને ૧૧૦૩ ની શાળમા આ ટાપુ ખાતે પેહલવેહલા આવી વશેઆ અને તે દાહડાથી તેનાનો પેશો હીંઆંનો વતની થઇ રહેલોછે.

ગામના જેવી હકુમત તો આ શેઠીઆને હાથ હીંઆં આવીજ નહીં, પણ ગુજરાતી દરાકતની વલાણ મરોડદાર હોવાને લીધે, પારશીઓ તથા બીજી બાબદોની આગલી હકાએતોના નામાઓ લોકોને લખી આપવાના ધંધામા રોકાઇને પોતાનો ગુજારો કરવા માંડીઓ; અને તે ઉપરથી જેમ ઓલખાન પીછાન વધી તેમ તે વખતના શેઠીઆઓ સાથે દોસતીબી સારી રવેશે સાંધી લીધી, તેમા વાહડીઆજીના ખાંનદાનમા તો ઘણાજ પરોટાઈ પડીઆ હતા.

આપણા અસલી કોટની સંભાલ માટે ફરતી ચરો જારે ય૦ ૧૧૦૮ મા, બનવા માડી, તારે કેહચ કે તે માહેલા કેટલાક ભાગ તરફના કામનુ ઉપરીપણુંબી શેઠીઆઓની લાગવગથી તેનાએ મેલવીને રૂડીપેરે બજાવેલ હતું.

હોમા પટેલની અઓલાદથી ચાર બેટાઓ અવતરેલા હેવાતો ચુનંદા હતા કે, તેઓના નામની પરણેઆતી શીવાએ બીજાં કાંમોની કાંઇબી કેફીએત હસતીમા હોએલી જણાતી નથી; અને તે નામો આ ટાપુ સાથે હેવાંતો ચોંટી બેઠાંચ કે, તેઓના પરીવારોમા વડવા તરીકે નસલા પટેલ, છીબા (સોરાબજી) પટેલ, ધના પટેલ, અને કાઉ પટેલની અટક હજીસુધી ઉસાતવાર રહેલીછે.

આ બુજરગના જનમનો અટકલો, તેમના તરીજા દીકરા ધના પટેલની મરતી વખતે માલુમ પડેલી ઉંમર ઉપરથી લેવામા આવેલોછે; પણ ગુજરેઆના દાહડા નીશાની કાંઇજ યાદી તેમના પરીવારો પાસેથી મલી શકી નથી, માટે આટલીજ બીનાથી તેમની જીંદગીનો આ ટુંક અહેવાલ હીંઆં ખતમ થાએછે.

• •

---

# શેઠ ધનજીભાઈ હોમાજી, લકબે ધના પટેલ.

મરહુમ હોમા પટેલના ચાર મહેના આ તરીજા દીકરાનો જે અહેવાલ હાથ આવેલો છે, તેને અતરે નોધી લેવાની શરૂઆત કરતાં ય० ૧૧૦૭ મા તેનાનો જનમ થએલો જાહેર પાડીએછે.

આ ગરહસથે ઉધરતી વએ કેહવી ગતીમા ગુજારી હોએ, તેની આનેહુબ હકીકત જોકે માલુમ પડી નથી, તોપણ તે સાહેબ કોટના હોરાબજારની અંદર પરચુટણ સાંમાંણ વેચવાની એક નાહનકરી દુકાણ માડીને તેની ઉતપંતીમાથી પરીવાર સહીત સંસાર ચલાવતા હતા. પોતીકા પીતાને વાહાડીઆજીના ખાનદાન સાથે અરાલથીજ મીતરાચારીની મોહબત બંધાએલી હતી, તેની પીછાણત જાયીને તે વખતના માસતર બીલદર માણેકજી લવજી તથા તેપછે તેમના બેટા ફરામજી માણેકજી વાહડીઆની મેહરબાનીથી ગોદી ખાતે મરાંમતને માટે આવનારાં વાંહાંણો માહેલો રદ કીધેલો સામાણ કીફાએત ભાવથી મેલવી લઈને જે વેચતા, તેમાથીબી સારો નફો હાશેલ કરતા હતા.

વાંહાંણોને વાસતે દોરડાંઓનો ખપ જારે નીકલવા લાગો, તારે મજકુર વાહડીઆજીની સાહેતાથી, મરીન ખાતાંના કપતાન હેમીલટનની રાસમા બુમરાવરના લતા તરફ સારા પાયાપર એક કરદોરી ઉભી કરીને, વેલાતી તારના સફાઈદાર અને મજબુત દોરડાંઓ વણવાનુ કારખાનુ ઘણી મોટું વધારી દીધું; અને તે માટે વાંહાંણવટીઓ વગે ઓલખાન જમાવેઆથી આ ધના પટેલ સરવે ઠેકાંણે જાંણીતા થયા.

સારી સથીતીમા આવેઆ પછે આપણા આ ધના પટેલને પારશી પંચાએતના એક અધીકારી દાખલ, તે વખતની અંનજુમને ૧૧૪૭ થી ચુંટેઆ હતા; અને તે આવો હદ્દાની તુલીક પરમાણીકપણે બજાવીને સરવેનો સારો ચાહ મેલવી લીધો હતો.

છેલ્લા ઉપીયોગી ધંધામા ઘણું સુધી ગોવાંએલા રહેઆથી આ ધના પટેલની ઉમર ૭૦ વરસની જઈફીપર જઈ પોંહતી, પણ અજલના ફીરેસતાએ તેથી વધારે અવકાસ નહીં આપેઆને લીધે, રોજ ૨૮ મો માહ ૯ મો શેહનસાહી સાને ૧૧૭૭ ય० એ પોતાની અઓલાદથી ઉતારેલા માતરે એકજ બેટાને હસતીમાં રાખી જીનતવાસ થયાછે.

# શેઠ હોરમજજી ધનજી પટેલ.

આ ગરહસથ ગામમા ઘણુ કરી ધના પટેલના હોરમજજીને નામથી આસકાર થયલા હતા. એવનનો જનમ રોજ ૫ મો માહ ૪ થો શેહણશાહી શાલે ૧૧૪૩ ય૦ એ જાણવામા આવેલા હોવાને લીધે, બાપના મરણ વખતે ૩૪ વરસની વયપર તેવણ પોંહચેલા હતા.

બાપની પરવરેશી હેઠલ પલાઇને મુખત સહમજથી તેનાએ રચેલી કરદોરીનું કામ થોડુંક સુધી ચાલુ રાખેઆ પછે, તેની કીમત લાભકારીક ઉપજેઆથી કેહય કે, તે આખું કારખાનુ આપશી માજી કુંપની સરકારને વેચી નાખેલું; અને તે હાથ આવેલા અવેજ બીજા ધંધા રોજગારમા રોકીને સોદાગરોની સંફમા લાગુ પડેઆ હતા.

કરદોરીનુ કામ સરકારના હસતકમા દરોબસત નહી ચાલઆને લીધે, તે કારખાનું જારે પાછું વેચાએલું, તારે આ ગરહસથે મી૦ જે. એ. પોપ નામનો અંગરેજ ગરહસથ, જે આગલાં "બોમબે ગેઝેટ"નો અધીપતી, અને તે ઉપરાંત રીકારડર કોરટનો એક આાજદરમેનબી હતો, તેની પાંતીમા ખરીદી લઇને અસલી હાલત મુજબ સારી રવેશે ચલાવેલું; અને તે પછે પંતીઆલું છુટું પાડીને તેનો વહીવટ પોતાને એખીલ નામે ઘણા વરસો સુધી માન સહીત જાલવી રાખેઓ હતો.

મી૦ હેમીલટન મેકીનતાસની કુંપનીવાલા જે નેવીખાતાંના આડતીઆઓ હતા, તેઓની સંગાથે આ શેઠ ય૦ ૧૧૮૯ થી ભાગમાં જોડાઇ રહેલા હતા; અને તેપછે સર રીચરડ કીંગ આડમીરાલ થઇ આવેઓ, તારથી મનવાર ખાતાંનુ બધું કાંમ પોતે હાથ કરી લઇને તેની બદલીએ આવી ગયલા બીજા ઘણાક આડમીરાલોની શેવા સારી પેઠે બજાવતા હતા. આ કારણ માટેનો વહીવટ વડા દીકરા દીનસાહને જે સોંપેલો હતો, તે ઘણી લાંમબી મુદત સુધી તેઓ પાસે સચવાઇ રહેલો સંભલાયોછે.

બાહેરના દેશાવરો સાથે વેપાર જારે બોહોલો ફેલાવા માડેઓ, તારે કપતાન કરાફરડ, વાડીઆ મનચેરજી જમશેદજી તથા પોતે મલી જન તરણની પાંતીમા એક પેહડી સ્થાપીને, તેજ અરસામાં મજગાંમની ગોદી પાશેના ધેલાવ ઉપર "ચારલસ મલકમ" નામનુ ટન ૮૦૦ વાલું એક મોટું વાંહાંણ ય૦ ૧૧૯૮ મા બંધાવેલું હતું.

શેઠ હોરમજજીએ પોતાના શારા વખતમા ભેગા કરેલા દરબીયના ભંડોલનો થોડોક ભાગ હમદીનોના ફાએદા માટે જે રોકેઓય, તેની યાદી કોઈ દાહડે ભુલાએ નહીં તેહવી ઉસતવાર રહીને, ડંકનરોડની વચે આવેલા ઓબલીશાક રોડ નામના આડા રસતાને નાકે સઉનો શેજદો લેવા લાએક ઉમેદી દરેમેહર વીશે હેવું સાંભલવામા આવેલુંય કે, તેમના મરણ પામેલા નાધલા દીકરા ડોસાભાઈની નઇએતે પોતાની જગેઆ ઉપર એક એમારત બંધાવીને

તેની અંદર રોજ ૧૭ મો માહ ૫ મો શેહનશાહી શાલે ૧૨૦૩ ય० એ આતસ આદરાનને તખતનશીન કરાવેઆ; અને તે દાહાડાથી જરથોસતીઓની એબાદત સારૂં તથા ધરમને લગતી ક્રીઆઓ માટે જાહેરમા ખોલ્લા મેલેઆછે.

આ એબાદત ખાનાના જાથુક નીભાવસ માટે કેહવ કે, ગલાલવાડી આગલનું એક ઘેર અવાહેથું કાહડીને પોતીકા જમાઈ મી० શોરાબજી રૂસતમજી ગોખલીના સવાધીમા શોંકી આપેલુંછે; અને તેની આએપત વરશે દાહાડે રૂ ૬૦૦ ઉપજેચ, તેટલાથી તેનો માનમાન ખરચ પુરો થાઈ સએછે, પણ તકરે ખોદાને કોઇ અકસમાતથી વધારે કામ આવી પડે, તારે તેની મદદ માટે આ કુટંબીઓમા જે કોઇ સાહેબ જીુરરાતવાલા હોએ, તેઓએ તેનો વીચાર આગમજથી નકી કરી રાખવો સજાવારછે.

ઉપલા વખત મુવી શેઠ હોરમજજીનો શીતારો સારા પાસા પર બેઠેલો જે સંભલાતો હતો, તાંહાથી એકાએક ખસતો થવાની સરૂઆત હેવી-જણાઇ કે, એક હાથ પર વેપારમા નુકશાની નીપજવા માડી, અને બીજા હાથપર તેમનો અંગરેજ ભાગીયો કપતાન કરાફરડ વાહાણ "ચારલસ મલકમ" ને માલથી ચીકાર ભરાવી લઇને ઇ० સને ૧૮૩૫ મા જારે ચીન ગયો, તારે તાંહાંથી વલતા અરેજની સાથે મોસમસર મુબઈ આવઆને બદલે તે બારકસને લઈ પરબારો પેનાત તરફ ઉતરી પડેઓ. આ બાબેની ખબર હીઆ આવેઆથી મોટો ધબગટ ઉઠેઓ, અને ટાંકણાસર અપેજ ફરી નહી વલેઆની વેદના હેવી નડી કે, માંગનારાઓના અધીરાઈ ભરેઆ તકાદા જબરા આવવા લાગા; જે ધસારો જારે ખમાઇ નહી સએઓ તારે બાકી રહેલા બેહુ ભાગીઆઓને પોતાનો વેહવાર લાચારે બંધ કરવો પડેઓ. આ કારણમા કેહચકે, સરવે કરતાં વીશેસ સંકટ શેઠ હોરમજજીને માથે જે ચોંટી સેઠું, તેની સફાઇ નાદારી કોરટના આસરાથી મેલવેઆ પછે ૧૮૩૭ ના મે મહીનાની ૨० મી તારીખે દેનદારીના દબાનમાથી સદનતર મોકલાસ પામેઆ હતા.

હાની દલગીરાઇ ભરેલી હાલતે પોંહચેઆ ઉપરાંત જીંદગીએ વલી જઇફીની જંજાલી જોઇ, તેથી ખોહવાએલી દોલતને પાછી મેલવવાનો મારગ તેવણથી શોધી શકાયોજ નહીં; માટે વીશેક વરસ બેકારીમા ગુજારેઆ પછે રોજ ૩० મો માહ ૬ ઠો શેહનશાહી શાલે ૧૨૨૫ ય० એ આ દુનીઆના દોરમાથી દુરી પકડીને મીનોઈ જાહાન તરફ કુચ કરી ગયા; અને તે વખતે તેનાની ઉમરના ૮૨ વરસની ઉપર ૨ મહીના ને ૨૬ દાહાડા પુરા થયા હતા.

——⟹∘∘∘∘⟸——

# વાડીઆ ખાનદાનના વડવા, શેઠ લવજી નસરવાનજીનુ વરણન.

આ રવીઆમની ટાપુખાતે, જેમ આગલા વખતપર પેહેલ ખાનદાનનો પેહલવેહલો પાઓઓ નાખનારે શેઠ રૂસતમ જંદરાલે, અંગરેજી હકુમતને એક-વાર પોતાના પુરખલથી ખંચાવી લીધી; અને તેનીપર તરાપ મારવા આવેલા, જંજીરાના શીહદી સરદારને મોટી ખુહારીસહીત સીકસત દઈને કીરતી હાંશેલ કીધી હતી; તેમજ એ નામવર રાજનો દરજ્જો બુલંદીએ પોંહચાડવાની ઉતમ હીકમત વાપડીને લડવા લાએકની માહભારત મનવારો તથા શોદાગરી સફરમાં ફરનારાં બારકસો બાંધી આપવાની બાહાદુરીમા વખનાએલા આ નામીચા વાડીઆ લવજી* નસરવાનજીએ જે અતીઅંત બુજોરગી વરશાવીછે; તેના પુન પરતાપે તેમનાજ વશીલાથી ઉતરેલાઓ માહેલા કેટલાક નખીરાઓ હજીતક તેહવાજ સંબંધમાં ગોદીખાતે, અને કેટલાક સાહેબો વેપારની વલ-ણપર જોડાઈ રહીને પોતીકા વડવાઓની હસતીને રૂડીપેરે રોણક આપતા જણાએછે, તે કુટંબીઓની કીરતીના વરણનથી આ નોધના શીનગારમા વીશેશ હુંભેરો કરવા આકીએછે.

એ કીરતીવાન કુટંબીઓના નોંધલામાં નોંધલા નખીરાઓથી ગણતાં, છેક શાત પેહડીએ પરખેઆત થાઈ ગએલા, આ લાએકીવાલા શેઠ લવજીનુ અ-સલ વતન સુરત શેહરને તાએબેના રાંગનપોરમાં હતું; જાંહાં એક ગરીબ માબાપના ઉતંમ કુલને હસતીમાં દીપાવી દેવાનાં હેતુથી, બારેહકતાલાએ હાવા નાંમીચા બેટાની જે બખશેસ કીધી, તેના જનમ દીવસની ચોકસ ખ-બર જોકે પરીવારો માહેલા કોઇની પાસે સચવાઇ રહેલી જણાતી નથી; તોપણ એ સાહેબ પેહલવેહલા આપણી તરફ આવેઆ તે સાલનો સુમાર પકડીને શો-ધતાં પ૦ ૧૦૭૯ નો સને ખચીત હોએલો માલુમ પડેછે.

વાંહાણો બાંધવાનો અતી ઉપીયોગી હોનર જોકે ઘણાજ પરાચીનકાલથી સરૂ થએલો સંભલાએછે; અને જેમ યુરોપખંડના લોકો તે ઉપર પોતાનો દાવો કરેછ, તેમજ હીંદની સરજમીનવાલાઓબી તેહવોજ હક મેલવવાને પછાત પ-ડેલા જનાતા નથી; તોપણ આપણને આટલું તો મનજુર રાખવું જોઈએ કે, તેની કલાકુશલમા જેટલો સુધારો, અને વધારો ઈશાઈ કોમનાં રાજ્ય તર-ફથી આસકાર થયોછે, તેટલો પુરથવીના બીજા કોઈબી બાગવાલાએથી થાદો હોએ એવી સાબેતી કેઈથી મલી શકેજ નહીં.

દરીઆવના તોફાંની પવનથી ઉછલતા ભયંકાર મોજાઓની સહમને ટકર લડીને, સફરમા મારગ કાપતાં હાવાં બળવંત બારકશો બાંધવાનો હોનર, આપણી ટાપુ ખાતે પેહલવેહલો યુરોપખંડથી પોરટુગીસ લોકો જે લાવેઆ હતા, તે વાતને ૩૫૦ થી લગરીક વધારે વરસ થાએલાં કેહવાએછે; અને દેનો સબબ હેવો સહમતયોછે કે, એ લોકોના બારકશો જારે હીંદ તરફ ચાલી આવતા

* આ બુજોરગનુ અસલ નામ તો નવજી હતું. પણ ફક્કડપણે પેહેલો હરફ બદલાઈને લવજી કરી બોલાવા લાગું તેજ જાહેરમા આવેલું જણાએછે. [illegible]

લાગાં, તારે તેઓને દરીઆવની મુશીબતથી પોંહચતી વધારે ઓછી નુકસાનીની મરાંમત માટે કોઈ જગેઆ જે તેઓને જોઇતી હતી, તે સોધ કરતાં આ મુંબઈનો કીનારો ઘણોજ સરસ પસંદ પડ્યો, અને તે ભાગ થાનાના ગજા પાસેથી માંગી લઇને તે વખતના રવઈઆ મુજબની કાચી ગોદીઓ બાંધીને પોતાનુ કાંમ ચલાવતા રહેઆ, અને તે પછે તો આખા ટાપુના સરવંતર માલેકધી તેઓ થયા હતા.

એ પછે અંગરેજ લોકો જારે વેપારને અરથે હીંદમાં આવવા લાગા, તારે તેઓએ પોતાના બારકશોની મરામતનુ મકાન મુગલાઈ હકુમતને તાબેના સોદાગરી શેહર સુરતમા કીધું; અને તાહની વસતી ઘણી માતબર હોવાથી કેટલાક વાંહાંણવટીઓને તેઓના બારકશોની બાંધનીમાં સુધારો તથા વધારો કરવાની ઉત્તેટ ઉસકેરીઆ, તેને લીધે મુબઈ કરતા તાંહાની ગોદીઓનાં કાંમમા બોહલો ફેલાવો થાઇ પડ્યો હતો; અને કેહચ કે તાહાના શેરાબજી સબાંઓરા નાંમના એક કાબેલ પારશી, જે હાવા માહભારત હોનરમાં પેહલો દરજ્જો ધરાવતા હતા, તેમના હાથ હેઠલ ઘણાક લોકો ભેગા આ બાઓગરાની લવજી વાડીઆઓ પણ કેળવાએલા રહીને મનની ચાલાકીથી એ વીદેઆને હાથ કરી લીધી હતી; અને તેપછે થોડીજ મુદતે આ સાહેબના જે સબકતાં પગલાં મુંબઈમાં મુબારક થયાં, તેનુ વરણન હેઠલ જણાવેઆ મુજબ વખાંણવા લાએક માલુમ પડી આવેછે.

પેહલી વાત એવી સાંભલીએ કે મુંબઈમાં વાંહાંણોની મરાંમત માટે, છેક પોરટુગીસ સરકારના વખતથીજ બનાવેલી કાચી ગોદીઓ અંગરેજી અમલમાંબી કાંમ લાગતી હતી; અને તેની અંદર ઘણા ખરા હીંદુ તથા ઇસરાયલ લોકો ઇ૦ સને ૧૭૩૫ ની આગમજ સુધી મીસતરીમાં ખપતા હતા. એ વખતપર કેહચ કે એકાદી મનવારને તેમાં છુટેલું અગણીત ધાંમટ દુરસત કરવા માટે ગોદીમાં ઘણી વાર લઈને અનેક ઉપાએ ચલાવેઆ, પણ કોઈથી તેનો ઈલાજ જારે બીલકુલ થઈ શકેઓ નહીં; તારે તે સમાપર સુરતની ગોદી જે ચહડતો દરજ્જો ધરાવતી હતી તેથી તાંહાંના કોઇ કાબેલ મીસતરીને બોલાવવાની ફરજ પડી, અને સોધ કરતાં આ ભાગ્યવંતા નરને એ કાંમમાં આપણી સરકારે પસંદ કરીને મોટી શીફારસથી મુંબઈમાં ટેડાવી લીધા. બીજી વાત, મરીનખાતાંનાં સુપરીનટેનડેંટ ડબલીઉ. ટી. મની રકુઆએર ઇ૦ સને ૧૮૧૦ ના સપટેમબરની ૨૮ મી તારીખે નામદાર ગવરનરની કાંઉનશીલ જોગ લખેલાં કાગલના ઇનતેખાબ-ઉપરથી જણાઈ આવેછે કે, ૧૭૩૫ ની આગમજ મુંબઈમાં ગોદી મુલગી હતીજ નહીં; પણ સુરત શેહરમાં મજબુત પાયાપર ગોદી હોવાને લીધે આખી હીંદુમતાંનમા મોટું મહક ગણાતું હતું; જાંહાં નામદાર કુંપણીની ચાકરીને વાસતે "કુઇન" નામનુ એક વાંહાંણ બાંધવાના કારણસર આપણી સરકારે તે વખતના વાડીઆ ધનજીભાઈની* સાથે બંદોબસત કરવા

* ધારેઆમેલ સબાં ઓરાના મેરાબજી ગુજરેઆ પછે આ ગરહસથ તાંહાંની ગોદીના વડા વાડીઆ થએલા હશે.
ના૦ લે૦

માટે માસતર આટેનડંટ મી૦ ડદલીને તે તરફ મોકલાવેઓ હતો. બારકસ બાંધવાનુ કાંમ જારથી તાંહાં સરૂ થયું તારથી તેનાએ સોંફી આપેલા આ બાહોસ લવજી વાડીઆની ચાલાકી બરેલી જહડફ તથા હીકમતની હરીફાઇ જોઈ મી૦ ડદલી ઘણોજ ખુશી થાયો; અને વાંહાંણ બંધાઇને પાંણીમાં ઉતરેઆ પછે પોતાની સાથે થોડાક કાબેલ કારીગરો લઇને મુંબઇ આવવાનુ તેમને ફરમાવેલ; કેમકે સરકારની પુર મરજી હીંઆં ગોદી ચાલુ કરવાની જે ઉરાદેરાઇ, તેની કેફીએતથી તેવણને સહમજાવેઆ; પણ ઉપર જણાવેલા પોતાના શેઠની મનજુરીવના તે વાત કબુલ રાખી શકેઆ નહીં. મી૦ ડદલીએ વગ લગાડીને તેમના વડાનો હોકમ મેલવેઆ ઉપરથી આ લાએકી બરેઆ લવજી વાડીઆ ઇ૦ સને ૧૭૩૫ માં પોતાની સાથે વાંહાંણ બાંધવાના કાંમને સારી પડે સાહમજનારા પોતાના ભાઈ સોરાબજી ઉપરાંત બીજા થોડાક સુંથારોને લઈ પેહલવેહલા મુંબઈ પધારેઆ જે વાતને આજે ૧૩૮ વરસ વહી ગયાં તારનુ આ પુરાતંમ ખાંનદાંન આપણી વસતીમાં વીટલાઇ રહેલુંછે.

ઉપર જણાવેલી બે વાતો જોકે જુદી જુદી કીસમની જાહેર થએલીછે, તોપણ તેની મતલબમા કાંઇજ ફરક નહી રાખતાં આ સાહેબે હીંઆ આવતાંને વાર હવડાંની ગોદી તરફનો એક નાંહાંનો ભાગ પસંદ કરી લીધો, અને તાંહાં વાંહાંણો બાંધવાની અલાહેદી જગાઓ કીધા ઉપરાંત દરીઆ વરધી ખાતાંનાં અમલદારો તથા ખલાશીઓને રેહવાના મકાંણો ઉપરાંત બંધવાઓ માટે કેદખાનુ* વગેરેની કેટલીક એમારતોબી બંધાલી.

એ વખત ઉપર બારકશો બાંધવાના કાંમનેબરનો ઘણો થોડો સરનજાંમ હીંઆં મલતો હતો, પણ લાકડાંનો તો કોઈની જથો મુલગો હતોજ નહી; અને તેટલા માટે આ લવજી વાડીઆને અતરે આવેઆને એક વરસ વહી ગએઆં પછે, સરકારે ઉતર તરફ મોકલાવીને તાંહાંનાં દરીઆ સાથે એ બાબેનો વેપાર હુંધાડવાનો બંદોબસત કરાવેઓ; અને તાંહાંથી પાછા ફરતી વખતે સરકારની ફરમાસ મુજબ પોતાના પરીવારનેબી હીંઆંના વતની થાઈ રેહવા સારૂ સાથે લઈ આવેઆ હતા.

લાકડાંના વેપારીઓ જારે મોટા જથો લઇને આવેઆ, તારે આપણા વાડીઆજીને સરનજાંમની જોઇતી સગવડ મલેઆ ઉપરથી નામદાર કુંપણીને વાસતે દરીઆવમાં ફરનારી લડાએક ફરૂજશે બાંધવાનું કાંમ તેનાએ સરૂ કરવા માંડેલ, અને તે પછે જેમ જેમ વખત પસાર થતો ચાલેઓ તેમ ગોદીની જગેઆ તેમના પરીવારોમાથી પેડવાએલા વાડીઆઓના હાથપર મોટી થતાં આજે તેમાં અજબ તરેહનો ફેરફાર આપણને જે દેખાએચ તે લવજી વાડીઆના પરતાપથી સહમજવો જોઇએ.

વાંહાંણો બાંધવાનાં કાંમમા આ વાડીઆજીની કીરતી ચો તરફ એટલીતો ફેલાઇ કે તે વાત ધેઆંનમાં રાખીને પાદશાહી લડાએક બારકશોનબી તેનાં

* એ કેદખાંનુ તાંહાંથી ઇ૦ શને ૧૮૦૫ મા કાહડીને બાબુલાના તલાવ આગલ બંધાએલી કાંમન જેલ નામની જગોમાં લેઇ ગયાછે. નો૦ લે૦

અમલદારો મરાંમતને માટે તેવનના હસતક શોંકવા લાગા, એટલુંજ નહી પણ નવી નવી મનવારોબી બાંધવાનો હોકમ પાદશાહ તરફથી મલતો રહેઓ; અને તે સઘલાં કાંમોમાં તેવનની સાથે તેમના બે બરખુરદાર બેટાઓ માંણેકજી તથા બમનજીબો લાગુ રહીને, મોટી ચાલાકીથી ચાકરી બજાવતાં સરકારની ખાતેરી તેઓએ કરી આપી; જેના બદલામાં નામદાર કોરટ આવ ડાએરેક-ટરો તરફથી તેઓ બાપ તથા બેટાઓને સારી સાબાશી ઉપરાંત પગાર તથા ઇનાંમની વરધી મલતી રેહતી હતી.

મુંબઈ ખાતે આવીને ભાડેના મકાંણમા રેહતાં આ હાએકીવાલા લવજી વાડીઆએ ૧૧ વરસ પસાર કીધા, પણ કુદરતથી તેનાને-બેશારત થાઇ હોએ તેમ પોતીકાં પરીવારોને વાસતે કોઈ સદીઓ સુધી સમ્વાઇ રેહ, તેહવાં જાથુ-કના રેહઠાંણો કરી ગખવાની મકસદથી પેહલવેહલાં ઈ૦ સને ૧૭૮૯ મા મોદી ખાનદાંનના તરણ નબીરાઓ નામે હીરજીભાઈ, બોધાજી તથા માણેકજી જીજીભાઇ પાસેથી ઘેર એક રૂ ૧૩૭૫ ની કીંમતે વેચાતું લીધું; અને તેના પુઠે તાર પછે બીજું એક ઘેર ઇ૦ સને ૧૭૫૩ મા મરહુમ માણેકજી શેઠના વહી-વટદારો પાસેથી રૂ ૧૨૦૦ બદલે જે ખરીદેલું હતું, તે મલીને બે મીલકતોની પુરવથી તે પછમ સુધીની ચતુરદશી જે સાહેબોને જાંણવી હોએ, તો કોટમાં વાડીઆજીનો ચકલો તથા પટેલનો પરએઆત મોહલો તેઓને માટે સાખશી આપતો હજી તક સલાંમતછે. મોદી પાસેથી મેલવેલી મીલકત અસલમા કોઇ નાનાબા શીનાઇ નવરીકરની હતી; તાંહાં હવડાં મરહુમ શેરાબજી કરાંમજી, તથા મેરવાંનજી હીરજીભાઈ વાડીઆના વારેશોને વસવાની બીલંદ હવેલીઓ ઉગમનનુ દરસન લઈ ઉભેલીછે; અને પછમ તરફ પટેલના પુરાંના ઘેરની પડખે આવેલી હવેલીમા મરહુમ વાડીઆ નવરોજજી જમશેદજીના પરીવારો માહેલા કેટલાક સાહેબો સમાઇ રહેલા માલુમ પડેછે. એ બેહુ મીલકતોએ જોકે ઘણી વારના બાંધકાંમથી ફેરફાર ઘપ મેલવી લીધીછે, પણ તાંહાંની જગેઆ આ સકરમી સાહેબે જે લીધી તે વાતને તો સવાશોથી વધુ વરસ વહી ગયાંછે. એ મીલકતોના અસલી માલેકો માહેના એકનુ નામ તો ઉપર જણાવી ચુકા છઈએ, અને બીજો ગરહસથ મી૦ રીચરડ હાલીમાર નામનો અંગરેજ હતો; અને તેની પાસેથી કેહવ કે મરહુમ માણેકજી શેઠે વેચાતું લીવેલું હતું. ઉગમન તરફ આવેલી મીલકતોની ઉતર દશાએ હીરા પાંહલણ કાંમા,* તથા ધનજી ખરાસનાં ઘેરો હતાં, તે પણ વખત પોંહચતાં આ ખાનદાંનના નબી-રાઓએ પાછલથી ખરીદી લઇને પોતાની હવેલીમા મેલવી લીધાથી (માતરે ખગાસ ખાનદાંનના એક નબીરા નામે મરહુમ બેરાંમજી બમનજી, તથા તેમના પીતરાઇ વાલું પારકે હાથ પડેલુંચ, તે મલીને તાડ સ્ટ્રીટ તરફ મોહ કરી ઉભેલાં બે ઘેરો શીવાએ) તેઓનુ અસલીઅતપણું ગુરબ થઇ ગયુંછે.

---

* એ ગરહસથ મરહુમ શેઠ હોરમજજી એદલજી કાંમાના મમાવા હતા, તે કાંઈ કાંમા ખાનદાનના નહીં પણ તેમા વેહવાઈના સંબંધનું સગાઇપણું જોડાયાંથી તે અટકે ઓલખાતા માલુંમ પડ્યાછે.

નો૦ લે૦

ગોદી ખાતાંની માહીતીમાં આ બુજોરગ વાડીઆજીએ પોતાના બે બેટાઓને જેમ વાહુવરદા કીધા, તેહવીજ રીતરોજીથી તેમના મરણની થોડાંજ વરસ આગમજ ઇ૦ સને ૧૭૭૧ માં બે નબીરાઓ નામે ફરામજી માંણેકજી, તથા જમશેદજી બમનજીનેબી તેમાં જોડી લીધા; પણ તેઓ સુસતીપણામાં બેશી રહીને ફોકટની રોટલી નહીં ખાએ, હેવા એરાદાથી દરએકને બાર રૂપીઆ લએનાં દરમાંઆઓની ચાકરી આપીને બીજા શુંથારોની પેઠે હાથમાં અથી-આરો પકડાવીને તેઓ પાસેથી દરોબસત કામ લેતા હતા, અને તે માટેની સઘલી હીકમતોબી તેઓને શીખાવતા હતા.

આ નાંમીચાં ખાંનદાંનના થડને જાતે-બારેહકતાલાની તરફથી અજલનો ફરેસતો તેડવા આવેઓ તારે ૩૯) વરસ તુલીક સવતંતર પણે મોટી જાહો-જલાલી સહીત ઇમાંનદારી સાચવીને નાંમદાર કુંપણી સરકારની નોકરી તેવન બજાવી રહેલા હતા; અને જનમ ગાંઠનાં ચોઘડીઆંએ ચોંટાડેલી ૬૪ વરસને આસરેની વએ પુરી કરીને રોજ ૨૨ મો માહા ૯ મો શેહણસાહી સાલે ૧૧૪૩ ય૦ એ આકેબતનાં સુખમાં સામેલ થવા માટે હકની દરઘાએ ચાલી ગએઆ; તે વખતે કેહવ કે બજારમાં બાંધેલાં એક ઘેર ઉપરાંત વીસ હજાર રૂપીઆને સુમારેની રોકડ પુંજી શિવાએ, બીજું કશું દઇવત પોતાની પાછલ રાખેલ નોહતું; પણ પોતીકી હીકમતનુ પુર બલ તેમનાં પરીવારમાં હેવુંતો પેવસ કરી દીધું હતું કે, તેના પરતાપથી કેટલાક નબીરાઓ આજે સરીમેતની સંફમાં બીરાજી તેમનાં નેક નામની હસતીને વીશેસ દીપાવતા દેખાએછે.

ગોદીની સથાપણા થાઇ તારથી તે આ બુજોરગવાર બેહસત પાંમેઆ તાંહાં તુલીકમાં નાંમદાર કુંપનીની ચાકરીને વાસતે લડાએક મનવારો જેવાં ૨૦ તથા સોદાગરીને માટેનાં ૧૪ મલીને નાંધલાં મોટાં ૩૪ બારકશો, તેમની આગેવાંની તથા હકુમતની હજુર નરદમ નવાં બંધાયાં; અને તે ઉપરાંત આ-વતાં જતાંઓની જે મરાંમતો થઇઓ, તેનો તો કશો સુમાર જણાયો નથી; માટે આ બીનાંની સરૂઆતમાં જે જાહેર કીધામો આવેછેય, તે મુજબ જેમ આપણા રાજની, તેમજ તેની સાહેતા હેઠલ ચાલેલા બોહલા રોજગારની વરધી એજ સદગુણી શેઠીઆની અચરતી ભરેલી હીકમતે કીધેલી સારી મદદની સાખથી મલી રહેછે.

હાવાં માહભારત કાંમોની ધમાવ છતાં આ સાહેબ પાસે રહેલી ઉપર જણાવેઆ જેટલી ટુક પુંજી મરણ પાંમતી વેલા જે માલુમ પડી, તે ઉપરથી એકતો તેનાની ખરી પવીતરાઇ ભરેલી ઇમાંનદારીનો રૂડો દાખલો એવો દેખા-એછે કે, પોતાના વહીવટમાં વીસવાસને અંતકરણથી સાચવી રાખેઆ શિવાએ કોઇ રીતની લાલુચમાં કબુ લોભાએલાજ નહી; અને બીજું એકે પોતાની મેહેનતથી મેલવેલું, પરીવારો ઉપરાંત ગરીબ ગુરબાંઓની સંભાલ માટે મેહર-બાંનગીની રાહે મોકલે હાથે ખરચાએલ હશે; જે વીશેની કોઇબી નોંધ શોધ કરતાં હાથ આવી નથી, મગર પોતાની કોમમાં એક ઉતમ યાદગારી અતાર તુલીક એજલીજ રાખી ગયાછે કે, આ સાહેબ ય૦ ૧૧૦૪ ના રાજથી ૬૨

વરથે ગેહનસાની તીર મનીતાાા તરીજ ઘાહમણારનુ પુનનનુ કામ જાહેરમા સરૂ કરીને અનજુમન જમાડતા આવેઆ તે વખતપર જોરે પારશી ઓની થોડી વસતી સાથે મુકાન હોવાને લીધે, ટુક અરચથી મોટી વાખ વાખી ગવાતી હતી, અને તેજ રવઇઓ તેમના પરીવારો વચે એક વારરા તરીકે ઉતરતો આવીને, ખોહલી વસતીના વીસતારમા ગોઘવારી છતાખી મુબલક ખરચથી તે ધરમ પુખત પાએ જનવાઇ ગહેનોછે, માટે હાની ખુબીનુ વરણા જેટલું વખાણીએ તેટલુ થોડુ કેહવાએ

આ માનનતા વાડીઆજીનુ સઘલુ પરીવાર કાઈ તેમની મુઆરેક એકજ ધધા પર ઉતરેનુ નથી, પણ વખત પોહચતે જેમ જેઓને બાએગે ખવ બે સતો મારગ જણાયો, તેમ તેઓ જુરી જુદી વનાનમા વેહચાઇ ગયાછે; માટે તેઓનો અહેવાનખી તેવીજ રીતે નોખો પાડીને સરવેથી પેહલા ગોરી ખાતાના સબધમા લાગુ રહેનાઓની કીરતીને વગીસ દર વગીસ ઉતરેલી જાહેર કરવાની રજા લઇએછે

═══○ooo○═══

## શેઠ માણેકજી તથા બમનજી લવજી.

સરકારી ગોદીને શ્રનીએ પોહચાડી આપનારા આપણા મરહુમ વાડીઆ લવજી શેઠની ખાની પડેલી જગેઆ તેમના આ બે બેટાઓથી જે પુરાઇ તેમા માણેકજીને વડાની, અને બમનજીને તેમના હાથ હેઠલની નેમણુક થઇ હતી. આ બેઉ ભાઇઓએ સારા અખલાસથી અરસપરસનો સપજ સાચવીને, વાહાણો બાધવાના કામમા મોટુ માન મેનવેલું હતુ; એટલુજ નહીં પણ તેઓના પર માણીકપણાની ખુશીનો આવાજ ઠેઠ લડનના પાએતખત તુલીક પોહતાથી નામદાર કોરટ આવ ડાએરેકટરોએ ય૦ સને ૧૧૮૫ મા તેઓ દરએકના પગારમા વધારો કરવનુ ફરમાણ લખી વાલેઆ ઉપરાત વડા વાડીઆને વારાતે રૂપાની એક રૂલર તથા કીમત શેઅનની ભેર ઇનામ તરીકે મોકલાવી હતી.

તે વખતપર લડાઇનો જોશો વીશેસ ઉશકેરાએલો હોવાને લીધે, મુબઈની ટાપુને બલવત ટોપખાનાના સભાનમા રાખવાની અગત પડેઆથી, આડમીરાન સર એડવરડ હીઉજસની સરદારી હેઠલ મનવારોનો એક કાફલો અતરે આવી લાગો હતો, પણ તેમા મરામતનુ મોટુ કામ જે નીકલેલ હતુ, તે આ બેઉ બાપેરા ભાઇઓએ ઘણીજ જહદફથી હેતુ તો ઉસતવાર કરી દીધુ કે, તે મનવારો આખી દુનીઆના દુસમેનોની સામણે પુરી પડી શકે, અને તે ઉપરાત નામદાર કુંપની સરકારની ચાકરીને સારૂ દર ૯૦૦ ટન વાના બે બારકશો નવા તતકાલ બાધવા માડીને ટુક વખતમા તેઓએ તઇઆર કરી આપેઆ હતા

હાવી જહદથી સરકારની શેવા તતકાન બજાવેઆની યાદીમા, મજકુર આડમીરાલે પોતાની તરફથી દરએક ભાઇને ચાનોના ઇનામ આપેઆ પછે, તે બાબેની ખુશીનુ વરણન ચેનાત ખાતે લખીને તેના મદલામા દર શાલે ૮૦

મુડા (યાને ૩૨૦ ખાંડી) ભાત નીપજે તેટલી જમીન તેઓને ઈનામ તરીકે આપવાની મજબુત ભલાંમન કીધી હતી; જે ઉપર નામદાર કોરટે મેહરબાંની ભરેલી ધેઆંન પુગારીને, આ બેહુ ભાઇઓને પરેલ તરફ દર શાલે ૪૦ મુડાના પરમાણ જેટલી ખેતીની જગેઆ સાથે બાજી તેટલીજ ખાલી ઉજડ જમીન કશુએ મેહશુલ લીધાવના વઉસ પરંમપરા બખશીસ દાખલ આપવાનો હોકમ મોકલાવેઓ હતો. આ ફરમાન મુજબ ઈ૦ સને ૧૭૮૩ ના ડીશેમબરની ૨૯ મી તારીખે હીંઆંની સરકારે ઉપલી જાગીર સપુરદ કીધી હતી; જેની ઉપજ કેહમ કે તે વખતપર દર શાલે રૂ ૧૦૦૦ ને આસરે થાતી હતી; પણ તે પછેના પરીવારોની ભલી કોશેસથી વીશેસ ઉતપંતી જારે ઉપજતી જણાઈ, તારે સરકારી મેહશુલ હુધડાવનારાઓની ઉશકેરનીથી તાંહાંના જાહડપાંનો ઉપર કર નખાયો હતો; જેની સામણે એ કુટંબીઓએ જારે ઈ૦ સને ૧૮૪૦ માં વેલાત સુધી ફરીઆદ પોહચાડી, તારે તેમાં કાંઈક ઘટાડો થયો હતો; પણ ઉપલી સઘલી જગેઆ પાછલથી વધેલા વારેશોમાં વેંહચાઈ ગયા ઉપરથી તેના કકડાઓ છુટા પડેઆ; અને તે માહેલો મોટો ભાગ કેટલાક વારેશોના માઠાં ભાગ્યેગે વેચાઈને પારકે હાથ જઈ પડેલો આપરે હવડાં દલગીરીથી જોઈએછે; અને જેટલી જગેઆ રાકતીવાલા સપુતોના હાથમાં રાખવાઈ રહીચ, તેટલીજ યાદગારી તેઓના વડવાઓને મલેલાં ઈનામની નીશાંણ બતાવી રાખેછે.

આ બે સાહેબો માહેલા વડાની બીજી ઇઆદગારીનુ વરણન કરવાજોગ કોઈબી હકીકત મલી નથી; પણ વાડીઆજી શેઠ બમનજીબાવા વીશે એક બાબદસર વગર આધારની બદનામી આલમમાં આસકાર થએલી જે રહીચ, તેની પરપુછ કરતાં એવું માલુમ પડેછે કે, ઈ૦ સને ૧૭૮૨ માં ભરૂચ ખાતે થએલી મોઠી માગ મારીની અંદર હોમાજી નામનાં એક પારશી ઉપર ખુનનો અપરાધ આતરેની કોરટે સાબેત ઠેરવી તેને ફાંશી દીધી હતો, તે કાંમમા મજકુર વાડીઆજીએ મેનત લઈ તેને બચાવેઓ નહી; પણ તે વખત પર ચાલેલા મુકદમાંની કેફીઅત ઉપર નેધાહ પોહચાડતાં એ સાહેબ તરફની કોઈબી કસુર થએલી જણાતી નથી; કેમકે ધરમની વીરૂધ ઉઠેલા બખેડામાં કાંઈજ નહી પણ અરસ પરસનું કપટપણું એક બીજાના દીલમાં જે વધેલું હતું, તેમાં દાવાદાર તરફથી એક સંપીલી સાખશીઓ એવીતો મજબુત પુરાઈ હતી કે, તેને તોહમતવાલા કોઈ રીતે તોડી સંખેઆજ નહી; અને આટલુંતો સરવેને જાંણીતું છેકે અંગરેજી ઇનસાફ કોઈની ભર ભલાંમનથી નહીજ, પણ ઘણું કરી મુકદમાંની કેફીએત સાથે મલતી આવનારી સાખશીઓ ઉપર આધાર રાખેછે; અને તેમાં જેબી બાજુ લથરતી હોએ તેની વીરૂધ ચુકાદો થાએ; માટે ફાંસી ગએલા સખસ તરફનો બંચાવ ઘર પાએપીજ લુલો દેખાયો હશે, તારેજ તેની વચે પડવાના કાંમને (મેહનત થતી અકારત સહમજી) આં માંનવંતા અને મોહબાવાલા સાહેબે કદાપી ગાંથે નહી લીધું હોએતો. તે વાત વાજેબી ગણાવવી જોઈએ.

આ બેઉ ભાઈઓના ઉપરીપણા હેઠળ ચાલ વરસના અરસામા મુબઈની સરકારને સારૂ ૧૩, કલકતાની સરકાર માટે ૩, અને વેપારીઓને વાસતે ૧૩ મલીને નાહના મોટા ૨૯ બારકશો તેઓએ નવા બાંધેઆ ઉપરાંત, બાપના મરણ વખતે બનાતા સરકારી બે બારકોનુ અધુરૂ રેહેલુ કામ પુરૂ કરી આ પોને પોતાના હોનરની વખાણ બધી તરફ ફેલાવી લીધી હતી, અને સરવેની સાથે પરતીતીથી પરોટાઇ રહેતા દરએક વરણના શેઠ સાહુકારો તરફથી માન પામીને તેઓ માહેના બમનજી બાવા રોજ ૧૭ મો માહા ૭ મો શેહેનસાહી સાને ૧૧૫૯ ય૦ એ જારે ગુજરેઆ, તારે કેહવુ કે તેઓ ૫છે કાઇજ પુજી ફાજલ રેહેતી નોહતી.

ઉપના સાહેબની ૫૭ મ વરસમા ઝુજ દાહાડા બાકી હતા તેરના ફરજએ વડા વાડીઆ માણેકજી ઉપર તરાપ મારેઆથી, તેઓનમી રોજ ૧ લો માહા ૭ મો શેહેનસાહી સાને ૧૧૬૧ મા પોતીકા ૫રીવારોના પેસા માટે થોડુ નાણુ મેલીને મરણ પામેઆ, અને તેઓની જગા ઉપર દરએકના વડા દીકરઓ શેઠ ફરામજી તથા જમશેદજીની નેમનુક થાઈ

શેઠ હીરજીભાઈ માણેકજી વાડીઆ વીશે એવુ કેહવાઇઉ કે, તેઓનબી થોડુક મુદત ગોદી ખાતામા લાગુ રેહેના હતા, પણ જાતે મોજીલા હોવાથી ચાકરી જેવા સકત કામનો કંટાળો ખાઇ, તાહાંથી નીકલી ગયા પછે બાકીનો બખત ભાઈઓની મેહરબાનીથી આઇઆરામીપણાની મજાહ મેલવતા ય૦ ૧૧૭૩ ના શેહેનશાહી ૩ જા માહાને રોજે ૮૦ વરસના ઉમરમા ગુજરી ગયા છે



## શેઠ ફરામજી માણેકજી, તથા જમશેદજી બમનજી.

દરેક પીતરાઇએ પોતીકા પીતાઓની જગેઆ મેલવી લીધા પછે, તેઓના હોનરની અજમાએસ જે ચાલુ કીધી, તેમા વાડીઆજી શેઠ જમશેદજીના વખાણ એટલા માટે થવા લાગી કે, પોતાના વડવાઓ કરતા વીશેસ કદના મોટા વાહાણો તેણ જહડફથી, અને વળી સરસ ચાનના મજબુત બાંધતા રહેઆ પાદશાહી મનવારોનો જેબી ડાકુલો મરામત સારૂ આવે તેને કરી લીન પડેઅવના રૂડીપેરે દુરસત કરી આપવાનુ અતીઅત માન આ બેઉ સાહેબો જે મેલવતા હતા, તેની સાખશીમા મરીન ખાતાના વડા મી૦ પી૦ દદામે ઇ૦ સને ૧૮૦૧ મા પોતાને વતણ જતી વખતે તેઓની ચાનાકી બાબે લખેલા કાગલ ઉપરથી એવુ શીધ થાયછે કે, નામદાર કુપની સરકારની ચાકરી માટે ૭ વરસના ટુંક અરસામા તેઓના 'મારકુઇસ આવ કારણવાલીસ", "મરણીંગટન" "ટીંઇણમાઉથ", "ટરનેર, કામેર", અને "આનબરત" મલી ૬ બનપન બારક શોની બાનની છે વેલાત મુધી વખણાઈ હતી, અને તાહાની આડમીરાલ ટીના લાગેનુ વેઆણ થ્યાથી તેઓ માહલી "કારણવાલીસ" ની મજબુ

તાઈ જોઈ લાગલી તેને ૫૦ તોપની પાદશાહી મનવાર બનાવી લીધી; એટલુંજ નહીં પણ ૧૮૦૨ માં હીંઆંનીજ ગોદી ખાતેથી મનવારો બાંધી મંગાવવાનો વીચાર વટીક તેઓએ કીધો હતો.

ઉપલા વીચારની પેહલાં લારડાએ હેવો ઠેહાવ નીસચે કીધો હતો કે, વેલાતથી અંગરેજ મીસતરીઓ તથા વાડીઆને મુંબઈની ગોદી માટે મોકલવા; પણ તેઓની મંડલીનાં સર ટાંમસ ત્રૌબરીજ જે આ માંનવંતા વાડીઆ જમશેદજીના હોનરની રાખતીને સારી રવેસાથી પીછાણતો હતો, તેણે પાદશાહી સરકારને ખાતેરીથી હેતું કહી સંભળાવેઉ કે, એક ફીરગેટ તો શું પણ સફ ખેંચીને હારેદાર હુભી રેહે તેવી મનવારોનો મજબુત કાફલો અંગરેજી કારીગરોના વચે આવેઆ વના બાંધી આપવામા આ ગરહસથ ઘણા સખતીવાનછે. આ ઉપરથી તે લારડાએ અસલી ધારનાં ફેરવીને ૭૪ તોપવાલી એક ગંજાવર મનવાર બાંધવાનો તતકાલ હોકમ હીંઆંની ગોદી ખાતે લખી વાલેઓ. હેની આગમજ ૩૬ તોપવાલી તેનાએ બાંધેલી કેટલીક ફીરગેટો ઘણીજ વખણાઈ હતી; પણ જારે ૭૪ તોપની મોટી મનવાર બંધાઈને આપણાં બારાંમા ખીરાજી, તારે દરી આવરથી ખાતાંના અતીઉપીયોગી હોનર તથા સઘલી કીસમના ધંધામાં શેઠ જમશેદજી વાડીઆ ખરેખરા મગરૂર ગણાયા હતા.

આટલી વાતતો વખાંણવા જોગ વીચારવામા આવેછે કે આ બેહુ સાહેબોએ તેઓની આગલી જગેઆ ઉપર પોત પોતાના ભાઈઓ નામે રૂસતમજી માંણેકજી તથા રતનજી બમનજીને ૫૦ શાલ ૧૧૬૮ માં ગોઠવી રાખેઆ હતા; અને તેની પુઠે ચારેક વરસ પછે ૧૧૭૨ માં નવરોજજી જમશેદજીનેપી લાગુ કીધા હતા, કે જેથી કરી વડવાઓથી ઉસતવાર કીધેલી ગોદી ખાતાંની અમલદારી તેઓનાજ કુટંબીઓમાં લાંમબી મુદત સુધી હોરમતની રાહે સચવાએલી રેહે; અને તેજ ધોરણ હજી તુલીક ટકી રહેલી જોઈને સઘલાઓમાં સંતોશ ઉપજેલો સહમજાએછે.

ગોદી ખાતાંનો વહીવટ વધી પડઆને લીધે નામદાર સરકારે તેની એક શાખા મજગાંમ ખાતે ઈ૦ સને ૧૮૦૧ મા પેહલવેહલી હુંધાડીને તાંહાંનો વહીવટબી આ સાહેબોનાજ એખતીઆરમા સોંફેઓ હતો. આ બેહુ પીતરાઈઓએ ગોઠવણ બંધ બેસાડીને તાંહાંના ઉપરીપણાનો એખતેઆર વાડીઆ રૂસતમજીને આપાવેઓ; અને તે ઉપર થોડુંક સુધી પોતાની દેખરેખ ચાલુ રાખેઆ પછે, તેણાનો હોનર જારે પુખત થયો તારે તે ખાતાંનુ વડાપણુ તેણાને સપુરદ કીધેલું જે સંભલાઈચ, તેનુ વરણન હવે પછે લીખામા આવશે.

આ બેહુ પીતરાઈઓના અમલમાં કાંઈ એટલાંજ બારકશે બંધાયાં નોહતાં; પણ તેઓ દરએકની હઈઆતી સુધીમાં ઘણાંક સોદાગરી વાંહાંણો, અને લડાએક મનવારો જહડફથી બાંધી આપવાની કીરતી તે સાહેબોએ અતીઅંત મેલવી હતી; જેની યાદીમાં આડમીરાલટીના લારડો, કોરટ આવ ડાએરેકટરો તથા બીજા ઘણાક અમલદારો તરફથી વારંમવાર આવેલાં માંનપતરો અને બેહધ ઇનાંમો તેઓને એનાએત થયાં હતાં. ફરાંમજી વાડીઆ ગ્રજ ૯ મો

આ બેહુ ભાઈઓના ઉપરીપણા હેઠલ ચાલ વરસના અરસામા મુંબઈની સરકારને સારૂં ૧૩, કલકતાની સરકાર માટે ૩, અને વેપારીઓને વાસતે ૧૩ મલીને નાહના મોટાં ૨૯ બારકશો તેઓએ નવાં બાંધીઆ ઉપરાંત, બાપના મરણ વખતે બંધાતાં સરકારી બે બારકશોનું અધુરૂં રહેલું કામ પુરૂં કરી આપીને પોતાના હોનરની વખાણ બધી તરફ ફેલાવી દીધી હતી; અને સરવેના સાથે પરીતીથી પરોટાઇ રેહતાં દરએક વરણના શેઠ સાહુકારો તરફથી માંન પામીને તેઓ માહેલા બમનજી બાવા રોજ ૧૭ મો માંહા ૭ મો શેહેનસાહી સાને ૧૧૫૯ ય० એ જારે ગુજરેઆ; તારે કેહવ કે તેવન પાશે કાંઇજ પુંજી ફાજલ રહેલી નોહતી.

ઉપલા માહેબની પછે બે વરસમા જુજ દાહાડા બાકી હતા તેટલાં ફરનએ વડા વાડીઆ માણેકજી ઉપર તગપ મારેઆથી, તેવનબી રોજ ૧ લો માંહા ૭ મો શેહનશાહી શાને ૧૧૬૧ મા પોતીકા પરીવારોના પોસન માટે થોડું નાણું મેલીને મરણ પાંમેઆ; અને તેઓની જગા ઉપર દરએકના વડા દીકરાઓ શેઠ ફરાંમજી તથા જમશેદજીની નેમનુક થાઈ.

શેઠ હીરજીભાઈ માણેકજી વાડીઆ વીશે એવું કેહવાઉંચ કે, તેવનબી થોડુંક મુધી ગોદી ખાતાંમા લાગુ રહેલા હતા; પણ જાતે મોજીલા હોવાથી ચાકરી જેવાં સકત કાંમનો કંટાળો ખાઇ, તાહથી નીકલી ગયા પછે બાકીનો બધો વખત ભાઈઓની મેહરબાંણીથી અઇઆરીપણાની મજાહ મેળવતા ય० ૧૧૭૩ ના શેહણશાહી ૩ જા માથાને રોજે ૪૦ વરસની ઉંમરમા ગુજરી ગયાછે.



## શેઠ ફરામજી માણેકજી, તથા જમશેદજી બમનજી.

દરેક પીતરાઇએ પોતીકા પીતાઓની જગેઆ મેલવી લીધા પછે, તેઓના હોનરોની અજમાંએસ જે ચાલુ કીધી, તેમાં વાડીઆજી શેઠ જમશેદજીની વખાણ એટલા માટે થવા લાગી કે, પોતાના વડવાઓ કરતાં વીશેસ કદના મોટાં વાંહાંણો તેવણ જહડફથી, અને વલી સરસ ચાલના મજબુત બાંધતા રહેઆ. પાદશાહી મનવારોનો જેબી કાફલો મરાંમત સારૂં આવે તેને કશીબી ઢીલ પાડઆવના રૂડીપેરે દુરસત કરી આપવાનુ અતીઅંત માન આ બેહુ સાહેબો જે મેલવતા હતા, તેની સાખશીમાં મરીન ખાતાંનાં વડા મી० પી० દંદાસ ઈ० સને ૧૮૦૧ માં પોતાને વતણ જતી વખતે તેઓની ચાલાકી બાબે લખેલાં કાગલ ઉપરથી એવું શીધ થાયુંછે કે, નામદાર કુંપની સરકારની ચાકરી માટે ૭ વરસનાં ટુક અરસામાં તેઓનાં "મારકુઇશ આવ કારણવાલીસ","મરણીંગટન" "ટીંધણમાંઉઠ", "ટરનેટ, કાંમેટ",અને "આલબરત" મલી ૬ બલવંન બારકશોની બાંધની છેક વેલાત સુધી વખણાંઈ હતી; અને તાંહાંની આડમીરોલટીના લારડોનુ ધેઆંણ ખેંચાયાથી તેઓ માહેલી "કારણવાલીસ" ની મજબુ-

તાઈ જોઈ લાગલી તેને ૫૦ તોપની પાદશાહી મનવાર બનાવી લીધી; એટલુંજ નહીં પણ ૧૮૦૨ માં હીંઆંનીજ ગોદી ખાતેથી મનવારો બાંધી મંગાવવાનો વીચાર વટીક તેઓએ કીધો હતો.

ઉપલા વીચારની પેહલાં લારડોએ હેવો ઠેડાવ નીસચે કીધો હતો કે, વેલાતથી અંગરેજ મીસતરીઓ તથા વાડીઆને મુંબઈની ગોદી માટે મોકલવા; પણ તેઓની મંડલીનાં સર ટાંમસ ત્રૌબરીજ જે આ માંનવંતા વાડીઆ જમશેદજીના હોનરની સખતીને સારી રવેસથી પીછાણતો હતો, તેણે પાદશાહી સરકારને ખાતેરીથી હેવું કહી સંભલાવણ કે, એક ફીરગેટ તો શું પણ સફ ખેંચીને હારેદાર હુભી રેહે તેવી મનવારોનો મજબુત કાફલો અંગરેજી કારીગરોના વચે આવિઆ વના બાંધી આપવામા આ ગરહસથ ઘણા સખતીવાનછે. આ ઉપરથી તે લારડોએ અસલી ધારનાં ફેરવીને ૭૪ તોપવાલી એક ગંજાવર મનવાર બાંધવાનો તતકાલ હોકંમ હીંઆંની ગોદી ખાતે લખી વાલિઓ. હેની આગમજ ૩૬ તોપવાલી તેનાએ બાંધેલી કેટલીક ફીરગેટો ઘણીજ વખણાઈ હતી; પણ જારે ૭૪ તોપની મોટી મનવાર બંધાઈને આપણાં બારાંમા ખીરાજી, તારે દરી આવરથી ખાતાંના અતીઉપીયોગી હોનર તથા સઘલી કીસમના ધંધામાં શેઠ જમશેદજી વાડીઆ ખરેખરા મગરૂર ગણાયા હતા.

આટલી વાતતો વખાંણવા જોગ વીચારવામા આવેછે કે આ બેહુ સાહેબોએ તેઓની આગલી જગેઆ ઉપર પોત પોતાના બાઈઓ નામે રૂસતમજી માંણેકજી તથા રતનજી બમનજીને ૫૦ શાળ ૧૧૬૮ માં ગોઠવી રાખેઆ હતા; અને તેની પુઠે આરેક વરસ પછે ૧૧૭૨ માં નવરોજજી જમશેદજીનેબી લાગુ કીધા હતા, કે જેથી ફરી વડવાઓથી ઉસતવાર કીધેલી ગોદી ખાતાંની અમલદારી તેઓનાજ કુટંબીઓમાં લાંમબી મુદત સુધી હોરમતની રાહે સચવાએલી રેહે; અને તેજ ધોરણ હજી તુલીક ટકી રહેલી જોઈને સઘલાઓમાં સંતોશ ઉપજેલો સહમજાએછે.

ગોદી ખાતાંનો વહીવટ વધી પડઆને લીધે નામદાર સરકારે તેની એક શાખા, મઝગાંમ, ખાતે, ઈ૦ સને. ૧૮૦૧. મા. પેહલવેહલી. હુધાડીને. તાંહાંનો વહીવટબી આ સાહેબોનાજ એખતીઆરમા સોંફીઓ હતો. આ બેહુ ગીતરાઈઓએ ગોડવણ બંધ બેસાડીને તાંહાંના ઉપરીપણાનો એખતેઆર વાડીઆ રૂસતમજીને અપાવેઓ; અને તે ઉપર થોડુંક સુધી પોતાની દેખરેખ ચાલુ રાખેઆ પછે, તેણાનો હોનર જારે પુખ્ત થયો તારે તે ખાતાનુ વડાપણુ તેણાને સપુરદ કીધેલું જે સંભલાવુંચ, તેનુ વરણન હવે પછે લીધામા આવશે.

આ બેહુ ગીતરાઈઓના અમલમાં કાંઈ એટલાંજ બારકયો બંધાયાં નોહતાં; પણ તેઓ દરએકની હઈઆતી સુધીમાં ઘણાંક સોદાગરી વાંહાણો, અને લડાએક મનવારો જહડકથી બાંધી આપવાની કીરતી તે સાહેબોએ અતીઅંત મેલવી હતી; જેની યાદીમાં આડમીરાલટીના લારડો, કોરટ આવ ડાએરેકટરો તથા બીજા ઘણાક અમલદારો તરફથી વારંમવાર આવેલાં માંનપતરો અને બેહથ ઇનાંમો તેઓને એનાએત થયાં હતાં. ફરાંમજી વાડીઆ ગેજ ૯ મી

માહા ૩ જો ૫૦ શાલે ૧૧૭૪ માં ગુજરી ગયાથી શેઠ જમશેદજી વડા વાડીઆની જગોપર બીરાજવા લાગા; અને તેનાએ આ મરહુમના દીકરા ખેરામજી તથા લવજી ઉપરાંત રૂસતમજીના દીકરા ખરશેદજીને ગોદી ખાતાંની ચાકરીમાં ગોઠવી લીધા.

ગોદી ખાતાંમા વડાપણું ભોગવનારા શેઠ ફરાંમજીએ પોતાની રૂડી વરતણુકે સાચવીને પારશી પંચાએતના પરમુખની પદવી પણ ઘણા વરશો સુધી ધરાવી હતી; અને તેટલી મુદત માટે કોમના સંસારી હકનો સંભાળખી સારી રંપેશે લેતા હતા. એ ટોલાના લોકોને તાંહાં મરણ ટાંકણે તરણ દીવશો સુધી કુટંબીઓ ઉપરાંત લાગવગવાલાઓમા પથારી માંદીને ભાતી ખાવાની ભુંડી ચાલ, આગલા દાહાડાપર જે સાધારણ થઈ પડેલી હતી, તે પોતીકાં ખાનદાનમાથી આ માનવંતા વાડીઆજીએ કેહચ કે બીલકુલ કાહડી નખાવી, એટલુંજ નહીં પણ બાજ રોજગાર વખતે ઘેરે ઘેર ભોણાં વેંહચવાની રસમખી બંધ પાડીને, પોતીકા હંમદીન ભાઈઓને તેહેવા રવઈઓ વાપરવા માટે એક સારેઃ દાખલો દેખાડ્યો હતો; અને તે રૂડા રેવાજ જેણા સાહેબોને તાંહાં સચવાઈ રહેલા હોએ, તો તેઓએ પોતીકા પવીતર મજહબનું એક ઉતમ ફરમાન બજાવેલું કેહવાવું જોઈએ.

બાર વરસના અરસામા બેહુ પીતરાઈઓના હસતકથી બધાં ગણીને ૩૦ નવાં વાંહાંણો જે બંધાયાં હતાં તેની ટીપ હેઠલ મુજબ માલુમ પડીછે.

| | | | |
|---|---|---|---|
| નામદાર કુંપનીને વાશતે .. | ૧૪ | મસકતના ઈમામને માટે .. | ૧ |
| બંગાલાની સરકાર સારે .. | ૩ | વેપારીઓને હસાબે ...... | ૧૨ |

શેઠ ફરાંમજીનાં મરણ પછે જમશેદજી જારે વડા વાડીઆ થયા તે દીવસથી તે તેમના મરણ સુધી ૧૬ વરસની મુદતમા તેણાની ખુદ દેખરેખ હજુર ૫૬ બારકશો બંધાઈને ગોદીમાથી બાહેર પડ્યાં હતાં, તેઓમાં:—

પાદશાહી લડાએક મનવારો.......................... ૧૬

| | | | |
|---|---|---|---|
| ૭૪ તોપવાલી...... | ૬ | ૧૮ તોપવાલી...... | ૨ |
| ૩૮ „ ...... | ૩ | ૧૨ „ ...... | ૧ |
| ૩૬ „ ...... | ૨ | ૧૦ „ ...... | ૨ |

નામદાર ઈસ્ટ ઈંડીઆ કંપનીને હસાબે લડાએક તથા સોદાગરી માટેના..૨૧
બંગાલાની (આપણી વડી) સરકાર સારૂં બાંધી મોકલાવેલાં........ ૯
મસકતના ઈમામને માટે બાંધેલી મનવારો.................. ૨
વેપારીઓને વાસતે .... ....................... ૮

નાધલાં મોટાં મલી ૫૬ બારકશો જે બંધાયાં તે ઘણાજ તારીફ લાએક, અને તેને બંધાવનારાઓના હકમા હેવાંતો લાભકારક નીવરેલાં વખણાયાં હતાં કે, તેથી કરી આ માનવંતા વાડીઆજીની માહીતકારી પીછાંણીને તેની તારીફમા દરીઆવરધી ખાતાંના જુદા જુદા અમલદારોએ જે ઉમદા વીચારો જાહેર કીધેલા કેહવાયાચ, તે માહેલા એકાત બેને હીંઆં દાખલ કરીશું તો તે

બાબેની વાંચનારાઓને ખાતરી ભરેલી સાખથી મલેઆ ઉપરાંત, વાડીઆજીના પરીવારોને પણ સારો સંતોશ ઉપજતો રેહેશે.

વાઇશ આડમીરલ સર એડવરડ પેલીઉ બારોનેટ પલાઇમાઉથથી ૧૮૧૦ ના ડીશેમબરની ૨૫ મી તારીખે મરીણખાતાના સુપરઇનટેનડેંટ મી૰ ડબલીઉ. ટી. મની જોગના પતરમા હેવું જણાવેલું હતું કે, "તમો માહરા પેઆરા મ- "ણીને નમનતાઇથી હું જણાઉંચ કે, જમશેદજીએ લડાઈના જે જે બારકશો "સરકારને વાસતે બાંધેઆંચ, તેઓ વીશે તેનાએ ખરેખર મગરૂર રેહવું જો- "ઇએ. 'સાલસેટ' નામની મનવારને હુંએ જે જોઇચ, તે આપણી (વેલાત) "તરફ બાંધેલી ફીરગેટો કરતા ચાલમા જેમ કશી પાંતીએ ઓછી નથી, તેમજ "પાંણીની અંદર તેઓ કરતાં સારી ધપથી ઉભી રેહછે. બાલટીકના દરીઆ- "વમા નવ અઠવાડીઆં સુધી તે મનવારની આસપાસ પાણી બંધાઈ રહેલું હતું, "અને તે આગમજ તોફાંનમાં તેને હેવાતો આંચકા લાગા હતા કે, તે ઠેકાણે "આપણી (વેલાત) તરફ બંધાએલી મનવારો હોતતો તેથી કભુ ખમાઈ શકાતે "નહીં; પણ જમશેદજીએ બાંધેલું બારકસ જેહવીને તેહવી હાલતમા ટકી રહેલું "હતું. માટે તેમના હોનરથી વખણાએલી ફીરગેટ વીશેના આ માહારા વીચારો "ઘણી ઘણી સલામ સાથે તે શેઠીઆને જરૂર કેહજો."

બીજો દાખલો એછે કે તેનાએ બાંધી મોકલાવેલી "મીનદેન" નામની ૭૪ તોપવાળી મોટી મનવાર જારે વેલાત પોંહતી, તારે તેનું બાંધકામ ચોક- સાઇથી તપાશીને આડમીરલટીના લારડોએ એટલીતો ખુશી ઉપજાવી હતી કે, તેની તારીફમા તેને તાબે લેનારા કપતાંન ટાંમસ મેકઆરથર લોએ તા૰ ૨૬ મા ફેબરવારી ૧૮૧૩ ને રોજે એક માનપતર લખી વાલેલું હતું; એટલુંજ નહી પણ ઉપર જણાવેલા લારડો તરફથી રૂપાંનુ એક પેઆલું મોકલાવેલું સર- કારની મારફતે ૧૮૧૪ ના ડીશેમબરમા તેનાને ભેટ મલેલું હતું.

વાડીઆજી શેઠ જમશેદજીએ જેહમત ખેંચીને સવતંતર પણાથી સર- કારી ચાકરી સારી રવેશે બજાવી, તેના બદલામા જોકે મનપુરતા પગાર ઉપરાંત, કોરટ આફ ડાએરેકટરો તરફથી વારંવાર ઇનામોથી તેઓને મલેઆ કરતાં હતાં, તોપણ તેમનુ પરીવાર ચંદરોશકાળ સુધી પલતું રેહ તેથી ઉપજની કોઈ જાગીર મેલ- વવા માટે તેનાએ તલબ ચાહીને નામદાર સરકાર સાથે ઇ૰ સને ૧૮૧૮ થી સંધે- સાઓ ચલાવવા માડેઆ હતા. આ બાબદનુ શેવટ ઘણું અશુરે આવેલું હતું તેની આગમજ કેહચ કે, તેવણના ભાઈ હોરમજજી બમનજી પાશેથી છાસટી મા- હેલા કાલીકલીઆન તથા સાર નામના બે ગામો સરકારે કોઈ બંદોબસતથી ઉછીના લઈ તેણાને સધીઆરા માટે થોડુંક સુધી સવાધીનમા આપેઆં હતાં. એ ગાંમોની ઉપજ દર સાલે બધો ખરચ બાદ જતે નકી રૂ ૬૦૦૦ ની જે થતી હતી, તેટલીજ આએપતવાલાં એરલાપારલા, તથા મોજે જુહુઉ નામના ગાંમો ૧૮૨૨ મા સપુરદ કરી ઉપલી જાગીરો તેના આગલા માલેકને સવાધીન કરાવી દીધી હતી; અને પાછલથી તેણાને ચંદરોશકાલ મુધી મલેલાં ઇનામી ગાંમોની પેદાએસ તારીખ ૧ લી મે ૧૮૨૧ થી તેમને મલવાનો હક સરકારે જે થેડવી

આપેઓછે, તારથી તેનો ભોગવટો તેમના પરીવારો સાચવીને મેલવતા માલુમ પડેછે.

આ સાહેબે પોતાના વડવાઓથી ઉતરેલા ધંધામા જેમ માન મેલવેલ હતું, તેમજ પોતાની કોમમાથી કમાલીએત જાલવીને પંચાએતના પરમુખનો અધીકાર* ઘણા વરસો સુધી અપક્ષપાતપણે બજાવતાં નામવરી હાંસેલ કરી લીધી હતી; એટલુંજ નહી પણ આ ટાપુની બધી વરણમા પોતાની રૂડી વરતણુંકનેબી અતીઅંત વખણાતી હતી. ગોદી ખાતાંમા બધાં મલીને ૫૦ વરસ જે ગુજરેઆં તેમા છેલ્લાં ૧૬ વરસબેર વડા પણું ભોગવીને રોજ ૨ જો માહ ૧૨ મો શેહેણસાહી સાલે ૧૧૯૦ ય૦ એ ૬૭ વરસની ઉંમરે પોંહચી બેહસતનશીન થયા. આ જાહાંનથી કુચ કરી જવાનો વખત પાસે આવતો જોઈ, મરણની એક દીવસ આગમજ, આપણા બુજોરગ વાડીઆજીએ નામદાર ગવરનર તથા તેમના ચીફ શેક્રેટેરી ઉપર જુદાં જુદાં કાગળો પોતે લખીને સરકારે બખશેલી 'ધનામી જાંગીર, તથા તે ઉપરાંત બીજી બાબદોમા કીધેલી મોટી મેહરબાની માટે તેઓનો બેહદ ઉપકાર માંનીને, પોતાની જગેઆપર તેમના વડા દીકરાને ગોઠવવાની જે ભલાંમણ જણાવી હતી, તે મુજબ નામદાર ગવરનરની કાંઉનશીલે સતા ભરેઆં જાહેર નામાની મારફતે આ વડા વાડીઆના મરણ વીશેની દલગીરી દેખાડેઆ પછે, તેની ખાલી પડેલી જગેઆ પર શેઠ નવરોજજીની નેમનુક બાહાલ રાખી હતી.

આ ખાતાંના સંબંધમા વાડીઆ રતનજી બમનજી જે હતા, તેનાઓ ય૦ ૧૧૯૧ ના પેહલા માથા ઘહંમબારને રોજે ૫૮ વરસની વયમા ગુજરી ગયા પછે, તેનાતી જગોપર તેમના વડા દીકરા અરદેસર, તથા મરહુમ રૂસતમજીના બીજા બેટા ધનજીભાઈ ધારેઆ પરમાણે લાગુ પડેઆ હતા.



* આગલા દાહાડાઓપર પારસીઓને તાંહાં સર અવસરે થાતી જાહેર કીરીઆનુ મંડાંન દરએકને ઘેર તેડવાએલા પંથકી (ઘરંમગુરૂ)ઓ કરતા હતા, પણ તે વખતના અકાબર સાહેબોએ, નોસારીથી આવેલા દસતુર બોરજોરજી જમશેદજી જાંમાસપ આસાનાને, સરવે મોબેદો ઉપર વડાપણાનો હક અનજુમનના અનુમતે જે આપેઓ, તેની સરૂઆત પંચના આ માનવંતા પરમુખે પોતાની વડી વહુ, અને શેઠ પેસતનજી વાડીઆની દીકરી સુનાબાઈ ગુજરેઆં, તારે તેનીના ઉઠમનાની કીરીઆ ય૦ ૧૧૮૧ ના મેહર મહીનાને બહમન રોજે જાહેરાંતમા થતી વખતે, પેહેલવેહલી પતેત દસતુર મજકુર પાશે મંડાવી, અને શેસખી તેવન પાશેજ પઢાવી હતી. આ વાતની સરૂઆતને હવડાં ૬૨ મુ વરસ ચાલેચ, તારથી દસતુરોની પાશે પતેત મંડાવવા, નવજોત કરાવવા, તથા લગનના અશીરવાદ નખાવવા વીગેરેનો રેવાજ આ બુજોરગ વાડીઆજીની ઇઆદગારી સાથે હસતીમા રહેલોછે પણ અનજુમનના અનુમતનો કોઈ દસતુર તેડવાએલો હવડાં દેખાતો નહીં. નો૦ લે૦

# શેઠ નવરોજજી જમશેદજી.

બાપની જગેઆ સબીઅતાથી બજાવનારા આ શેઠનો જનમ, ય૰ ૧૧૪૩ ના શેહનશાહી બારમા મહીનાને પેહલે રોજે થયો હતો. ગોદી ખાતાંમા સવતંતર-પણુ ભોગવી ગએલા સરવેથી છેલા સખસને કહીએ તો, આ માનવંતા શીવાએ બાજે કોઇજ માલુમ પડશે નહીં; કેમકે તેવનની પછે જેબી વડા વાડીઆ તરીકે ગણાયાએ, તેઓ પાછેથી આ બુજોરગ વાડીઆજી જેટલી મુખતેઆરી આસતે આસતે ખોસતી ગએલી સાંભલવામા આવેછે.

સોલ વરસની ઉંમરમા વાહાણો બાંધવાની વીદેઆનો અભીઆસ કરવા માટે એવન જારે પેહલપેહલા ગોદીમા દાખેલ થયા, તારે પોતીકા વડવાઓની પક્ષમા પોસાઇને મનની ચંચલાઇથી નાગીઓ હોનર એપોતો પુખત રીતે હાંશેલ કરી લીધો કે, તેની ખુબીથી બારેક વરસના અરસામા મોટા પગારની ચહડતી જગેઆ ઉપર પોતાનો હક લાગુ પાડઓ હતો; અને બાપના મરણ પછે ઇ૰ સને ૧૮૨૧ થી વડા વાડીઆ તરીકે રૂ ૯૦૦ નો દરમાહ મેલવતા રહેઆ.

આ રેહમ દીલના વાડીઆજી પણ પોતાના હોનરને માંન સહીત બજાવતાં સરવે કાંમોમાં તેમનાં મરહુમ પીતાની બરાબર કાબેલીએત બતાવતા હતા; અને પોતાની કારકીરદીમાં જેમ ઘણાંક સડવાલાં તેમજ અગનીનાં સાંચાથી ચાલનારાં બારકશો બાંધી આપીને મોટી બુજોરગી મેલવી ગયાછે; જેઓ માહેથી "એશીઆ, બામબે" અને "કલકતા", નામની મોટી મનવારો ઉપરાંત "હીઉસીંડશે" નાંમની આગબોટની વખાણ છેક વેલાત પેર એટલીતો થાઇ કે, તેની ઇઆદગારી કાએમ રેહવાના હેતુથી નાંમદાર કોરટ આવ ડાએરેકટરોએ સાલે ૧૨૰૧ ય૰ માં રૂપાંની એક રૂલર તેમને માટે જે ભેટ મોકલાવી હતી, તે ઉપર નીચે જણાવેઆ મુજબનાં સબદો કોતરાવેલા કેહવામા આવેઆછે.

"નવરોજજી જમશેદજી મુંબઇની ગોદી ખાતાંમા નામદારી તથા ચંચ-
"લાઇથી વડા વાડીઆ તરીકે જે ચાકરી બજાવેછે તેના બદલામા "ઇસ્ટ
"ઈંડીઆ કુંપણીનાં એખીતા મશેલા ડાએરેકટરોની કોરટ તરફથી ભેટ કીધીછે.
"લંડન ૧૮૩૧."

(સહી) ઉલીએમ આસતીલ પરમુખ.
" રાબરટ કેમ્પાંમબેલ નાએબે સરનસીન.
" સર જોન મલકમ મુંબઇનો આગલો ગવરનર.

હેવીજ કીસમની એક બીજી રૂલર તેમના હાથ હેઠલના વાડીઆજી શેઠ બરશેદજી રૂસતમજીને મોકલી આવેલી હતી, અને તે સુંદર ભેટો બેહુ સાહેબોને મરીન ખાતાંનાં સુપરીનટેનડેંટની ફરમાસ મુજબ કાંમ ચલાઉ ગવરનર ધી હાંનરેબલ જાંન રોમરે પરશીઅન શેકરેટરીની આફીસમાં તા૰ ૨૮ મી ડીજેમબર ૧૮૩૧ ને રોજે દરબાર ભરીને માન સહીત સપુરદ કરતી વખતે તેની સાથે દરએક જણાને સરકારે એકેકી કીંમતી શેઆલ પણ હોશડી ખુશી દીલથી તેઓને વીદાએ કીધા હતા.

ગોદી ખાતાના આગલા સઘલા વાડીઆઓ કરતા, ધારીઆ પરમાણે, આ સાહશીક શેઠ નવરોજજીએ પોતાની લાએકાતથી, સરમાઈના મેલવેલા પઈસાનો ઘણો સારો ઉપીયોગ ચલાવી દરવીઆને જેમ અતીઆત વધારી દીધો હતો, તેમ તેનો મોકુલ હાથે છુપી રીતે ઘણા સારા કામો માટે ખરચખી કરતા હતા; જેની જાહેરમા કેહચ કે કશી નોધતો રેહી નથી, પણ એક માહભાગત કામ આ સાહેબે જે બજાવેલાછ તેની ઇઆગારી છાસટી માહેલા પોગબદરમા હજીતક રાહદારી મુસાફરો તરફના આશીરવાદ પામતી રહેલીછે. એ ધરમ શાના ય૦ ૧૧૮૭ મા જારે બધાવી, તારે તે વખત પર મુબઈ તથા ગુજરાત વચે ખુસકીને મારગે આવતા જતા સઘલી વરણના રાહદારી મુસાફરોને જે અતીઆત ઉપીયોગી થાઇ પડી હતી, તે હવડા રેલવેની સગવડ જોકે તેહવા કામમા જાહજી આવતી નથી, તોપણ તે તરફ પેનઘાહે જણારાઓનો વીસામો સચવાઇ શકેછે.

પાછલના સુધરતા વખતથી ગોદી ખાતામા અનેક તરેહનો વધારો પેવસ થયા કીધા, તોપણ આ સાહેબની પુરાણી કાબેલીએતની સાહમને નવી ધપથી કેલવાએલા સખશોખી હરગેજ પોહચી વલેઆ નોહતા; અને તેથીજ કરી નામદાર સરકારને જોકે તેનાની નોકરી ઘણીજ કીમતી જણાતી હતી, તો પણ આ દાહપણ ભરેલા શેઠીઆએ આકેબતનો અદેશો વીચારીને પોતાના એક દીકરા જાગીરજી તથા બાહેજ હીરજીભાઇ મેરવાનજીને નવી ધપનો અમે-આરા હાશેલ કરી લેવા માટે શાને ૧૨૦૭ ય૦ મા ઘેટ વેનાત સુધી મોકલા-વેઆ હતા; જાહા તરણ વરસપેર રહીને પુખ્ત રીતની કેલવણીમા પસાર થયા, અને તે બાબેની સતા ભરેલી સનદો તાહાથી હાથ કરી લીધા પછે ૧૨૧૦ મા જારે પાછા ફરી આવેઆ, તારે તેઓના આ મેહરબાન સુરબીએ ખરચેના હજારો રૂપીઆ એવાતો ગવાએઆ કે, પાછલા વખતપર તે બેહુ જવાન વાડીઆઓએખી તેઓની કારકીરદીમા પોતાને મલેલા ઓહધાનુ સારૂ માન જાલવીને સતાવાનાઓ તરફથી સાબાશી મેલવી હતી તે બાબેની બીના હવે પછે જણવેઆમા આવશે

સરકારી ચાકરીમા ૫૩ વરસ માન સહીત પસાર કીધા પછે, ય૦ ૧૨૧૩ ના શાનથી દર માહે રૂ ૫૫૦ નો પેંડો મુસારો નામદાર સરકારે બાધી આપેઆ ઉપરાત, ઓહવો બજાવતા વફાદારી સાચવી રાખેઆના બદલામા રૂ ૫૦૦૦ ઈનામ તરીકે જે બખશીદા કીવા, તે કબુલ રાખી બાકી જીદેગીને આરામ પમાડવા માટે તેનાએ નોકરી છોડી દીધી હતી.

ચાકરી બાબે જણવેલી ઉપલી મુદતની અંદર ૨૩ વરસ જે વડાપણામા ગુજરેઆ, તેટલા અરસામા આ માનવતા વાડીઆજીએ સઢ તથા બાફથી ચલનારા નાધલા મોટા મલી કુલ ૭૫ બારકશો નવા બાધી આપીને તેઓ દરએકની મજબુતાઈ ઉપરથી પોતાના હોનર વીશેની સાચી સાબાશી તેનાએ મેલવી લીધી હતી, તેની ટીપ હેઠલ દાખલ કરીએછે

પાદસાહી મનવારો...... ૫ જેમા ૪૬ તોપવાલી ૨ તથા ૮૪ તોપની ૩.
કુંપની સરકાર સારૂં ....૪૫ મસકતના ઈમામને માટે.... ૪
બંગાલાની સરકારને હસાબે.. ૫ વેપારીઓને વાસતે........૧૬

આં નામવર વાડીઆ નવરોજજીએ ચાકરી છોડવાની જીજ વખત આગમજ હેઠલ જણાવેલા પોતાના જવાન શેઠીઓને ગોદી ખાતે વાડીઆ પણાનો હોનર શીખવા માટે દાખલ કીધા હતા, જેઓમાંઃ—

રૂસતમજી અરદેશર વરસ ૧૬ ના.
જમશેદજી નવરોજજી વરસ ૧૫ ના—આ ગરહસથ તારપછે મરણ પાંમેઆ.
જમશેદજી ધનજીભાઈ વરસ ૧૫ ના—આ ગરહસથ હવડાં વડાતરીકેછે.
નશરવાનજી અરદેસર વરસ ૧૩ ના—આ ગરહસથ ચાકરીમા જણાતા નથી.
બમનજી નવરોજજી વરસ ૧૧ ના—આ ગરહસથખી પાછલથી મરણ પાંમેઆ.

આ જવાંનો દાખલ થયાથી તેઓને વાસતે કેહવું કે, મરીન ખાતાંના સુપરીનટેંનડેંટે સરકારના હોકમ પરમાણે હેઠલ જણાવેલો ઠેડાવ તા૦ ૨૦ મી એપરેલ ૧૮૪૪ ને રોજે નકી કીધો હતો કે,

પેહલે વરશે તેઓ કોઈનેખી લવાજમો ખીલકુલ આપવો નહીં.
પેહલા વરગમા શીખનારાને બીજે વરશે દર મહીને રૂ ૫ નો પગાર આપવો.
તરીજે વરશે તરીજા વરગના સીપરાઈટને દર મહીને રૂ ૧૨ નો પગાર આપવો.
ચોથે વરશે બીજા વરગના સીપરાઈટને દર મહીને રૂ ૧૬ નો પગાર આપવો.
પાંચમે વરશે પેહલા વરગના સીપરાઈટને દર મહીને રૂ ૧૯ નો પગાર આપવો.

ઉપલાં કારણ માટે દર વખતે તેઓની ચોકસાઈથી પરીક્ષા લેતા મજબુતાઈ તથા ઉદીયોગમા જેમ જે સરસ નીવડે, તેમ તેને ચહડતી પદવી આપવાનો બંદોબસતખી ફરમાવેલો સાંભલવામા આવેઓ હતો; અને તે છતાં પણ તેનુ પરીણામ હઈઆત રહેલા બે જવાંમરદોએ ફતેહમંદીથી ઉતારીને કમાલીએત હાંસલ કરી લીધી છે.

પારશીઓની પંચાએતના અકાબરોનો હક ઘણી લાંમખી મુદતથી જે જે ગરહસથો ભોગવતા આવેઆ, તેમા આ નાંમીચાં ખાનદાનના વડા શેઠ લવજીખી લાગુ હતા; અને તેમની પછે તેવણથી ઉતરેલા વારેશોએ પણ અનજુમનના અનુમતથી જે અકાબરી જાલવી રાખી, તે માહેલી એક જગેઆ શેઠ રતનજી કાકાના ગુજરી ગયાને લીવે, આ ખુજોરગવારને ય૦ ૧૧૯૨ ની શરૂઆતથી સપુરદ થઇ એટલુંજ નહીં, પણ એકેકતી પુઠે ગુજરી ગએલા પંચના પરમુખોની ખાલી પડતી જગેઆખી છેલે એવનથીજ પુરાઈ હતી. આ કાંમમા વીશ વરસ વેર કાંએમ રહીને પોતાની કોમના ઘર કુથલાની ભાંજગડો સમાધાંનીની રાહે પટાવી આપવામા આ સાહેબ ઘણુ ડાહપણ દેખાડતા હતા; અને તે ઉપરાંત સુલેહના અમલદાર થઈને ગગાંડ જુરીનો અધીકારખી રૂડી વરતણુકથી બજાવતા હતા; પણ પાછલથી જઈફીએ પોંહચેઆ, તારે નાતવાણીને લીવે બધો અખતીઆર ૧૨૧૨ થી તેનાઓ એકદમ છોડી બેઠા હતા.

ખરી મેહનતથી મેળવેલા પઈસાનો રૂડો ઉપીયોગ કરવામા ઘણા વરસ સુધી શાંતપણે જીંદગી ગુજારતા, માતરે એટલેજ વખત આ સાહેબને બીન ધારેલી હરકત એવીતો સબબ નડી હતી કે, ય૦ સને ૧૨૧૮ મા સજાડાએ તેમની બાગમા રેહવાની મોટી હવેલી સઘળા સરંજામ સહીત આગ લાગાથી બળીને ભસમ થઈ ગઈ હતી; જેને બચાવા માટે સરકાર તથા પરજા તરફથી અનેક ઉપાયો લેવાયા, પણ તેનારતની સામણે સરવેની તદબીરો વેઅરથ ગઈ તે છતાબી સોકરછે તે કીરતારની બખશેસના કે, એકાત બે અલકાનુ કામદારોના સરીરને ગેહજ જોખમ પોહચેઆ શિવાએ, આ બુજોરગ વાડીઆજીના પરીવારો માહેલા કોઇનાબી જીવને કશી અનવળ આવી નોહતી. હાવી અચીતી હરકતથી આ સાહેબને પોતીકા છઇઆ સહીત થોડુક મુધી પારકા ઘેરમા રેહડું પડુંઉં હતુ, પણ સામરથી હીકાર હોયાને લીધે તે બલેલી અસલી જગા ઉપર નવી ધપમા હવેલીને પાછી બનાવીને તાહા જઈ રહેઆ પછે, તાહાથી રોજ ૯ મો માહ ૨ જો શાને ૧૨૩૦ ય૦ એ ૮૯ વરસની ઉપર ૭ મહીના ને ૧૪ દાહાડાની ઉંમરમા જારે બેહસતને મકાણે ચાલી ગયા, તારે પોતાના નેકનામની યાદગારી તરીકે તેઓનીજ અઓલાદથી ઉતરેલી નાહના મોટા છઇઆની સખીઆ આસરે એકસો જણાઓની હાજર હોવાથી તેમના બોહલા કુટંબમા એજ સાહેબ આ જમાનાના એક ખરા મોટા બાવા કેહવાતા હતા.

આ બુજોરગ વાડીઆજી ગુજરેઆ તારે ગતનો સમો હતો, તેથી વનતે દાહડે જારે તેવણનુ અશો રવાણ ગેહરની આરામગાહ પર અવનમજલ પોહચેઉં, તે વખતે મુંબઈની ટાપુએ લીધેના સોગનો દેખાવ હેપોતો ડરામણો અને સહમસાણ જેવો દેખાયો હતો કે, તેનુ બયાન થઈ સકાતુંજ નથી. તેવણના દરજાને છેલ્લું માન આપવા માટે સતાવાલાઓના હોકમથી સઘલી ગોદીઓ આખો દાહડો બંધ રાખીને તેજ મુઆફેક બારામા લાગરનાર પડેલા સરકારી બારકસો પર દોલની અધવચમા સોગના વાવટા વટીક ટાગવામા આવેઆ હતા; એટલુંજ નહીં પણ તે ઉપરાત કુલ જરથોસતીઓએ તેઓની કોમના એ બુજોરગ અકાબર સાહેબની ગમીમા પોતાની દુકાણો તથા વેપાર ખાતાની પેહડીઓ જેમ બંધ રાખી હતી, તેમજ સર જમશેદજીવાલી તથા બીજી ખાનગી નીશાળોમી બંધ કીરામા આવી હતી પેડવેલ વખતે આ મરહુમનો સાચકાર તેમના રેહઠાણમાથી જારે રવાણો થયો, તારે મલેની મીજલેસામા ધારીએચ કે કોઈજ સબબ કોક સંજોગથી (તેમા આ નોંધ લેનારાની પોતાની દલગીરી જણાવી કેહવુ કે, આ માનવતા સાહેબને ગુજરવાની માતરે બેજ દીવસ આગમજ ચીનની સફરે ગએલો હતો, તેથી તેમના પાક રૂહને ગેજંદો કરવામા નીસફળ રહેઓછે) કદાચ આવેલો નહીંજ હશે હેવી ઠઠ માલુમ પડેલી કેહવાઈ છે.

જરથોસતી મજહબના રવાજઆ પરમાણે, આ મરહુમ ગેહના અશો રૂહ ઉપર તરીકે દાહાડે થાએલી ક્રીઆ વખતે, મીજલેસની અંદર એજ સાંજે પોતાની હઇઆતીમા તેમના કુટબીઓ જોગ લખી રાખેલો કાગલ જે જાહેરમા

ધણીઓની નીશાબત તેમની વણસાવલીમા જોડાયલીછે; અને તેજ ટીપની અંદર આ નેકનામના ૬ છોકરાઓ જે દાખલ કીધામા આવેઆય, તે બીજીવારની* મોહરદારે જનમ આપેલા જણાયાછે.



## શેઠ ખરશેદજી રૂસતમજી.

સરકારી ગોદી ખાતાંની શાખા જારે ઇ૦ સને ૧૮૦૧ મા મજગાંમ ખાતે ચાલુ થઈ, તારથી આ શેઠના બાવા રૂસતમજી માણેકજીને કોટ ખાતેના વડાં મહકમાથી લઈ જઇને તાહાં ગોઠવી બેસાડેઆ હતા; અને તેજ સાહેબે તારપછે પોતાની હયાતીમા આ શેઠ ઉપરાત ધનજીભાઈ મલી બેહુ બેટાઓને હાથ હેઠલ રાખીને તાંહાંનો અખતીઆર સાચવી લીધો હતો. વાડીઆ રૂસતમજીના ગુજરવાનો ચોકસ દાહડોવાર હાથ આવેઓ નથી, પણ આટલું તો માલુમ પડેછે કે તેવણની ખાલી પડેલી જગેઆ આ શેઠ ખરશેદજીએ પુરી લઇને, પોતાના હાથ હેઠલ નાખલા ભાઈ ધનજીભાઈ તથા અરદેશર નામના દીકરાને લાગુ પાડી રાખેઆ હતા.

આ શેઠીઆનો જનમ ય૦ ૧૧૫૭ ના શાળમા મુબારક થયો, તે હસાબે જારે સરકારી ચાકરીમા પેહલવેહલા લાગુ પડેઆ તારે ૧૭ વરસની વએના તેવન કેહવાતા હતા.

વડવાઓથી ઉતરતો આવેલો હોનર સારી રવેશે શીખી લીધા પછે, જારથી મજગામની ગોદીમા બાપના હાથ હેઠલ જઈ રહેઆ, તારથી પોતાની ચંચલાઇને હોંશે તો ચલકતી કીધી કે, તેમના ઉપરીપણા હેઠલ જેટલાં બારકશો નવાં બંધાયાં, તથા પુરાંનાઓની મરાંમત થઇ, તેટલાં દરીઆવરધી ખાતાંમા વખાંણ પાંમેઆં; અને તેની સાબાશીમા સરકાર તથા વાંહાંણ ધણીઓ તરફથી તેમને ઘણીવાર ઇનામો વઠીક મલેઆ કીધાં હતાં.

મજગામની શાખા ગોદીમા ઘણા વરશો ગુજારેઆ પછે, ઇ૦ સને ૧૮૪૪ મા જારે કોટની ગોદીના વડા વાડીઆ નવરોજજીએ મોટા મુસારાપર નોકરી છોડી, તે દાહાડેથી તાંહાંનો વડા ઓહદો આ શેઠને જે એનાએત થયો, તે પણ તેનાએ પરમાણીકપણે બજાવીને પોતીકા માલેકો તરફથી સારૂં માણ મેલવેલ હતું; તેના દાખલાઓ માહેલો એકજ જે જાણવામા આવેઓય તેને નીચે જાહેર કરીએ છઇએ:—

ઇસ્ટ ઈંડીઆ કુંપનીને હસાબે સ્ટીમ ફ્રીગેટ "ફીરોઝ" જારે બંધાતી હતી, તારે તેનું ઉપરીપણું આ વડા વાડીઆજીએ ચતુરાઈથી ચલાવીને સરસ ચાલની જે બનાવી આપી, તેના બદલામા સરકાર પાયેથી શાંબાશ મલેઆ ઉપરાંત

* આ બાઇ મરહુમ શેઠ ખરજોરજી નાનાભાઇ દાવરની વડી દીકરી હતાં; અને તેણીના ગુજરેઆ પછે તરીજીને પોતાના નેકામા લાવેઆ હતા, તે વીધવા બાઈ બીબીમારાની રેહવાસન હાલ હઈઆત રહેલાં માલુમ પડેછે. ના૦ લ૦

નામદાર કોરટ આવ ડાઇરેકટરોએ તેનાને માટે નકસા પાડવાના કાંમમા આવે તેવા રૂપાના ઓજારોનો એક બાકસ છેક વેલાત વેરથી ભેટ મોકલાવેલો હતો; અને તે સોગાદ નામદાર સરકારે ૧૮૫૧ ના જાંનેવારીની ૮ મી તારીખે ટાંઉન હાલમા મેલવેલી દરબારના દેખતાં મોટાં માન સહીત તેહુને સપુરદ કીધી.

ગોદી ખાતાંની માન ભરેલી નોકરી બજાવતાં, ૫૩ વરસ (જેમા ૧૪॥ વરસપેર વડાપણું ભોગવેલું હતું) રોકીને શેઠ ખરશેદજી જારે ૭૦ વરસની જઈફી પર આવી પોંહતા, તારે ઈ૦ સને ૧૮૫૮ ના સપટેમબરની ૨૫ મી તારીખથી પેઠા મુસારાની તલબ ચાહીને ચાકરી છોડવાની જે અરજ ગુજારી, તે નામદાર કોરટ તરફથી ખુશી સાથે બાહાલ રાખવામા આવી. આ ગરહસથને નોકરીના દર મહીને રૂ ૯૦૦ મલતા હતા, તેનો અડધ પગાર રૂ ૪૫૦, તથા તેનાએ સારી લાએકાતથી ગોદી ખાતાંનું માન જાલવી રાખેલું હતું, તેના બદલામા ઈનામ તરીકે રૂ ૨૦૦ વધારીને કુલ રૂ ૬૫૦ નો દરમાહ તેનાની હઈઆતી સુધી થેડવી આપેલો હતો; જેનો ભોગવાતો ૪॥ વરસ સુધી હાંસેલ કરીને રોજ ૮ મો માહ ૮ મો શેહનશાહી શાલ ૧૨૩૨ ય૦ એ પોણોશો વરસની ઉમરમા સાવરગવાસ થયાછે.



## શેઠ ધનજીભાઈ રૂસતમજી.

પોતીકા વડા ભાઈની પુઠે બારમે વરશે ય૦ ૧૧૬૯ ના શેહનસાહી તરીજા મહીનાને ૬ ઠે રોજે જનમ પાંમેલા આ ગરહસથની જીંદગીનો ટુક હએવાલ, અચરતી ભરેલો જાણીને તેહવા ધંધાદારીઓને ઠરો લેવા લાએક જે વીચારીએચ, તેની નોંધ કોઈનેબી અનગમતી લાગશે નહીં.

મજગાંમની ગોદીમા સરકાર તરફનું કાંમ ચાલુ રહેલું, તાંહાં તુલીકતો આ ગરહસથ પોતાને મલેલી જગાપર ગોઠવાએલા હતા; અને તે પછે આગા મહંમદ રહીમ શીરાજી નામના એક માતબર મોગોલ વેપારીએ તે તરફ ગોદી ઉભી કીધી, તારે તેનું ઉપરીપણુંબી એજ શેઠીઆએ વડા વાડીઆ તરીકે સવતંતર પણાથી ચલાવેઆ કીધું; પણ તેઓ વચે કોઈક સંજોગે ગેર સહમજુતી ઉઠેઆને લીવે, તાંહાંનો ઓહદો બીલકુલ છોડીને થોડુંક સુધી પોતે કોચી તથા કલકતા તરફની મુસાફરીએ ગયા હતા.

વાંહાણો બાંધવાના હોનરમા આ ગરહસથે મનની અલાકીથી એવી હીકમત મેલવીલીધી હતી કે, ઉપર જણાવેલ બધે ઠેકાણે તેનાએ કેટલાંક બારકશો ઘર પાએથી ઢેડાવ ઉપર બાંધીને સમુદરની સફરે જાએ તેવી રીતે દોલો તથા સઢો સાથે તાંહાંજ તઈઆર કીધા પછે શેહલાઈથી પાણીમાં ઉતારી દીધાં; અને તેવી તેનાની ઈલકતી જોઈ ઘણાક કાબેલ વાડીઆઓ હેરત પાંમેઆ હતા. હાવી હીકમતથી પાંણીમા ઉતારેલાં બારકશોની ટીપ મેલવવા માટે હમારી કોશેશ જોકે પેરથ ગઈ, તોપણ તલાસ કરતાં જેટલાંની ઈઆદી હાથ આવીચ તેના નામો નીચે જણાવીએછે.

આપણી તરફ મજગામના ઢેડાવ પરથી કલીપરો "જેડીગરાંટ" "સર હરબ-
રટ કામપટન" તથા "શાહી આવ શીરાજ."
કોચી ખાતે વાહાણો "એડીલેડ," તથા "રીજાઈના."
કલકતા તરફ વાહાણો "કાવસજી ફ્રેમેની" "રૂસતમજી કાવસજી" તથા
"ફ્રામજી કાવસજી."

એઓ માહેલા જેના બારકસને ઉતારતા કાંઈક અડચણ નડી હુવી, તે વીશે શોધ કરતા કોઈએ દુસમેન દાવાથી લાકડાની ડેની એવી તો સજર પેસારેલી માલુમ પડી કે, તાહાથી તે કાહડેઆ શીવાએ બારકસ પાણી તરફ ખેંચાઈ સકાએજ નહી. પછે તે નડટ જારે ખીસાડી તારે પોતાની હીકમતમા આ વાડીઆજી ફુલદરૂપ થયા હતા.

કલકતામા વાહાણ બાધવાનુ કામ જાહાજુ નહીં મલેઆને લીધે, શેઠ ધનજીભાઈ ઈ૦ સને ૧૮૪૨ ના ડીસેમબરની આખરીએ તાહાથી વાહાણ "અનાઅનવી"ની અદર સવાર થઈ મુબઈ આવતા હતા. મારગમા તોફાન લાગાથી તે બારકસ જારે ખરાબા પર ચહડીને તદન ભાગુ, તારે સમુદર તથા જગલોની મુશીબત તરણ મહીના સુધી ખમેઆ પછે, ૧૮૪૩ ને મારચ મહીને અતરે સહી સલામત આવી પોહતા, તે બાબેની વીગેસ કેફીએત માટે ખનાજી ખાનદાનના નેક નામ નબીરા શેઠ દાદાભાઈ રૂસતમજીના હએવાલ ઉપર વાચનારા સાહેબોને હવાલો શોકીએછે.

આ ગરહસથે મુબઈ આવેઆ પછે ૧૧ વરસનો લામબો વખત પોતાના અસલી ધધામા મસગુલ રાખીને પી૦ તથા ઓ૦ કુપનીવાલી મજગામની ગોદી ખાતે માન સહીત ગુજારેઓ હતો, તાહા તુલીકની ટુક બીના સમાપત કરતા દલગીરાઈ સાથે જણાવીએછે કે, વાડીઆ ખાનદાનના આ કાબેલ વીરા ૫૪ વરસની જીદગી ભોગવીને રોજ ૧૩ મો માહ ૧૧ મો શેહનશાહી શાલ ૧૨૨૩ ય૦ એ જીનત ગુજીન થયોછે.



## શેઠ અરદેશર ખરશેદજી.

ગોદી ખાતામા લાગુ પડેલુ સાચાનુ હીકમતી કામ શેહલાઈથી પેહલવેહલા અટોપી લેનારા આ હીંમતવાન ગરહસથનો જનમ દીવસ ય૦ સને ૧૧૭૭ ના શેહનશાહી પાચમા ગાથાનો તેમના પગીવારો પાશેથી જે પરીછવામા આવેઓછે, તે હસાબે હવડા તેવણ ૬૫ પસાર કરીને ૬૬ મા વરસની જઈફી પામતા (બેઉ મુસારો મેલવીને) લડન ખાતે અમનોઅમાનથી રહેલા જનાએછે.

અરકલ ઉપરથી હેવુ કેહવાઇગ્ય કે આ ગરહસથ પદર વરસની જવાની વયમા પેહલવેહલા હલકા પગાર પર શીખાઉ તરીકે ગોદીમા દાખલ થયા હતા. વીદેઆ અમેઆસની સાથે વાહાણો બાધવાના સેનરની પુખત કેળવણી લઈ રહેઆ પછે, આ શેઠ કોઇનીબી મદદ મેલવેઆવના સવતતરપણાથી સરકારની

શેવા બજાવતા રહીને, ઈનજીનીઅરની વીદીઆમાંથી સાંચા કામ બનાવવાના હીકમતી અખતરાની પુરવીણતાઈ હાંશેલ કીધાથી સરકારની સગવડ તેવણ ઘણે દરજ્જે સાચવી બેઠા હતા.

આ ચંચલ મનના વાડીઆએ કાબેલીએત વાપરીને પોતાના પીતા, જેવણ તે વખતપર મજગાંમની આગલી સરકારી ગોદી ખાતે વડા માસતર બીલડર હતા, તેણાને વાસતે "ઈંડસ" નામની એક નાહનકડી આગબોટ બાંધીને તારીખ ૧૪ મી આગસટ ૧૮૩૩ ને દીને શેહલંથી પાંણીમા ઉતારી હતી; અને તે બારકસમા વરાલ યંતરનો બધો સાંચો પોતાના ઉપરીપણા હેઠલ બનાવીને કોઈનીબી મદદ મેલવેઆવીના તેની ઘટતી જગોએ પોતેજ દરોબસત ગોઠવી બેસાડઓ, તે દાહાડાથી ઈનજીનીઅરીંગના કાંમમા તેણાની વખાણ થવા માંડી.

આપણી ટાપુ ખાતે ગેઆસના દીવાઓ જે હવડાં સાધારણ થઈ પડેઆચ, તેવી રોશની હીઆં સરૂ થયાની ઘણા વરસ આગમજ કોઇના ખેઆલમાબી જાહાજી નહીંજ હશે, તેહવો દીપાવલો અખતરો આ ગરહસથે પોતાની કાબેલીએતથી પેહલવેહલો ઈ૦ સને ૧૮૩૪ ના ફેબરવારીની ૨૦ મી તારીખે મજગામ ખાતે પોતાને રેહવાના બંગલામા દેશી તથા યુરોપીઅન મીતરોની હજુર પોતે કરી બતલાવેઓ હતો. આ અખતરો જોકે લગભગ ૧૮ વરશે* હીંઆં પાછો દેખાએલો બીજીવારનો કેહવાયો, તોપણ એક દેશીએ વતનમાજ રહીને પોતાનો હોનર ફતેહમંદીથી પાર ઉતારેલો પેહલીજવારનો ગણાયો હતો; અને તેના જહલકાતથી જોનારાઓ ઘણાજ ખુશ થએલા જણાયા હતા.

પોતાની ચંચલાઇથી મેલવેલા ઈનજીનીઅરના હોનરમા સુધરાઈ ભરેઓ વધારો કરવાના એરાદાથી, આ ગરહસથ ૧૮૩૯ ના સપટેમબરની ૧ લી તારીખે ઉપડતી મેલબોટની મારફતે પેહલવેહલા વેલાતની સફરે શીધારેઆ હતા; અને તાંહાં થોડાક મહીના સુધી અભીઆસ કીધા પછે, સ્ટીમરના સુધરેલાં સાંચા કાંમો નવા બનાવવા તથા બીગડેલાંની મરાંમત કરવા સંબંધી ખાતરી ભરેલી પરીક્ષામાં પસાર થઈને સતાવાલાઓ પાશેથી સનદ મેલવી લીધી હતી. પોતાની ધારનામા ફતેહ પાંમીઆ પછે નામદાર કોરટ આવ ડાએરેકટરો તરફથી મુંબઈની ગોદી ખાતાંમા વડા ઈનજીનીઅરની માન ભરેલી પડવી દર મહીને રૂ ૬૦૦ ના પગારથી હાથ કરી લઈને તે ઉપર અંમલ ચલાવવા માટે શેઠ અરદેશર ૧૮૪૦ મા પાછા ફરી આવેઆ હતા.

આ ગરહસથને ઈનજીનીઅરના ખાતાંપર વડાપણું મલેઆથી, તેમની હાથ હેઠલના યુરોપીઅન ઈનજીનીઅરોને અતીઅંત અદેખાઈ ઉપજવા લાગી; પણ જેની કાબેલીએટે તેનો વાજેબી હક ઉસતવાર કરી દીધો, તેને તેઓથી રોડાઈતો શકાયોજ નહીં; કેમકે ગોદી ખાતાંની અંદર તેમની કારકીરદીમાં સાંચા

---

* ઈ૦ સને ૧૮૧૬ મા મરહુમ શેઠ ખરશેદજી માણેકજી સરાફે પોતીકા "સંમર હાઉસ" નામના ચોપાટીવાલા બંગલામા, પેહલવેહલી ગેઆસની રોશની એક અંગરેજને હાથે કરાવી હતી. જુઓ આ નોંધ પાંને ૩૮૦ મે. નો૦ લે૦

સંબંધી જેણી ટીકત કાંમો નીકલીઆં, તેને આ ગરહસથે ઘણી શેહલાઈથી સરંજાંમ ઉતારી આપેઆં; અને લગભગ ૧૮ વરસના અરસામા મરીનબોરડના ખાતાં પર થઈ ગએલા મોટા તરણ અમલદારોની મનપતીજવી સરકારી શેવા બજાવતાં પોતાના દરજ્જાનુ સારૂં માન જે જાલવી રાએલ, તે બાબેની સાબાશી છેક વેલાત ખાતાંની વડી કોરટ વેરથી તેમને મલીઆ કીધી હતી.

ઈનજીનીઅર ખાતાં પર વડા અમલદારનો ઓહદો બજાવતા હતા, તે વખતે ઈ૦ સને ૧૮૫૮ મા ૭ માસની રજા મેલવીને આ ચંચલ વાડીઆ બીજી વાર વેલાતની ખેપ કરી આવેઆ હતા.

સરકારી ગોદી ખાતાંમા શેઠ અરદેસરે ૩૫ વરસ સુધી પરમાણીક પણાથી જે શેવા બજાવી, તેમા છેલો અઢાર વરસનો અરાબો સકત કામમા ગુજારેઆને લીવે, તેનાની તનદરોસતીમા એવો તો બીગાડો થયો કે, પોતાનો માન ભરેલો ઈનજીનીઅરી ઓહદો છોડવાની કુદરતે તેનાને ફરજ પાડી; અને તે બાબે નામદાર કોરટ આવ ડાએરેકટરોને ગુજારેલી અરજ, ઘણી દલગીરાઈ સાથે બાહાલ રહેઆ મુજબ ૧૮૫૭ ના આગસટની પેહલી તારીખથી દર માહે રૂ ૪૦૦ ના તેઓએ બાંધી આપેલા પગાર પર પોતાની જીંદગીના બાકી રહેલા દાહડા શાંતપણે ગુજારવા માટે વંસાવલીમા જણાવેલી વસતી વાડીને આબાદ મેલી ઈ૦ ૧૮૬૪ ના સાલથી* વેલાત.ખાતે તેવન જઈ રહેલાછે.

આ ગરહથના બે દીકરાઓ નામે રૂસતમજી તથા નસરવાંનજી પણ ઈ૦ ૧૮૪૪ થી ગોદી ખાતાંમા દાખલ થયા હતા, પણ તેઓ માહેલા નાંધલાએ ઘણું થડું તાંહાંનો સંબંધ છોડી પોતાનો ઈનજીઅરી ધંધો ખાનગી રીતે ચલાવવા માડેલો માલુમ પડછે. વડા ભાઈ જે અતાર તુલીક તાંહાં ગોઠવાઇ રહેઆય, તેનાઓ જારે તરીજા વરગમા હતા તારે પોતાની તબીએતના સુધારા સારૂં ૧૮૬૦ ના મારચની ૩૦ મી તારીખે નામદાર સરકાર પાશે વેલાત જવા માટે વરસ એકની રજા માંગી હતી; અને તે ટાંકણે એવી પણ ખાએસ દેખાડી હતી કે, "તાંહાં આલસપણે બેશી રયા કરતાં તાંહાની ગોદી ખાતાંઓમા લાગુ રહીને અભીઆસથી હોનરમા વધારો કરીસ." આ વાત નામદાર સરકારે ખુશી સાથે કબુલ કરતાં, દર મહીને મલતો આખો પગાર ચાલુ રાખીને આપેલી રજા વીશે તારીખ ૮ મી મે ૧૮૬૦ ના સરકારી છાપા અંદર જાહેરનામુ પણ પરશીધ કીધેલું જોવામા આવેછે.



* પેનસન મેલવેઆ પછે વેલાત શીધારેઆ આગમજ કરાંચી ખાતે જઈને તાંહાં ઈનદસ નદીમા શેહલાઈથી ફરી સકે તેહવી આગબોટો બાંધી આપવાનુ માહભારત કાંમ આ હોનરમદે માથે લઈને ફતેહમંદીથી પાર ઉતારી આપેલ હતું.

# શેઠ જાંગીર નવરોજજી.

સરકારી મોટી ગોદીમા વડા વાડીઆ તરીકે ઘણા થોડા વખત પેર ખીદમત ગએલા, આ ગંભીર ખવાસના ગરહસથ રોજ ૪ થે માહ ૬ ઠો શેહનશાહી શાલે ય૦ ૧૧૯૦ મા જનમ પામેલા જણાઈ આવેઆછે.

વીદઆ અભીઆશ કરવામા આ જાંગીરભાઇનુ જેહન ઘણુંજ ચંચલ જોઇ, તેમના પીતાએ ય૦ ૧૨૦૦ ના શેહનશાહી આવાં મહીનાના બહમન રોજથી, ગોદીખાતાંમા એક શીખાઉ દાખલ લઈ જઇ બેસાડેઆ હતા;* અને તે વખતે તેનાની ઉમર માતરે દશેક વરશની નોંધલી હતી.

ગોદીના કારખાના અંદર સાતેક વરસ રહેઆપછે, સુધરાઈપર આવેલા નવા હોનરોની માહીતી મેલવવા માટે તેમના પીતાએ મોટો દરીઅ ખરચીને સરેહમા જણાવેલા પોતીકા ભાંણેજની જોડે આ શેઠને પણ વેલાત ખાતે મોકલાવેઆ હતા; જાંહાં તરણેક વરશ વુલીક રહીને બેહુ મોશાઈ† ભાઇઓએ ઘણો સારો અનુભવ હાશેલ કરી લીધો હતો. આ ગરહસથ જારે તાંહાંથી પોતાની કાબેલીએત સંબંધી સતા ભરેલી સણદ લઈ મુંબઇમા પાછા આવેઆ તારથી તેમના વડવાઓએ રચાવેલાં માહભારત કારખાનાની કસોટી ઉપર (રૂ ૩૫૦ ના દર માહથી પેહલા આશીસટંટની પદવી મેલવતાં) પોતીકા ધંધાને તેઓ માહ બલથી કસતા રહેઆ.

હીંઆંસુધી હાથ હેઠલ રહીને શેવા બજાવતાં ૨૮ વરસ જારે પસાર કીધાં, તારે માજી વડા વાડીઆ શેઠ ખરશેદજીએ બેઠા મુશાશપર નોકરી છોડેઆપછે, રોજ ૧૪ મો માહ ૮ થે શેહનશાહી શાલે ૧૨૨૮ ય૦ થી તે વખતપર કેહવાએલા આ જવાન જાંગીરભાઈ વડા વાડીઆતો મુકરર થયા; પણ નશીબના ખીચારા એવા બલીઆ માલુમ પડેઆ કે, જે જગેઆપર અગાઉ થઇ ગયલા વડા વાડીઆઓ ૩૯૦૦ નો દરમાહ પામતા હતા, તાંહાં સરકારે વેહટીકાતર ચલાવેઆથી એ વરગના દેશી અમલદારોનો લવાજમો ઘટાડીને નામદાર વાઇશરાએ હેઠલ જણાવેઆ મુજબ કીધેલો ઠેડાવ તારીખ ૧૨ મી મારચ ૧૮૫૯ ના સરકારી છાપાની મારફતે જાહેર પડેઓ હતો.

---

* એજ ટાંકણે આપણા મરહુમ વાડીઆ નવરોજજીએ, પોતીકી બેહનના બેટા મી૦ હીરજીભાઈ મેરવાનજીનેબી દાખલ કીધા હતા; અને પોતાના ઉપલા દીકરાની જોડે વેલાત પણ મોકલાવી પાહવરડા કીધા હતા. આ ગરહસથેબી ઘણા વરશો પેર વાંહાંણ બાંધવાના હોનરમા બહુ હુશીઆરી બતલાવીને સરકાર તરફથી સારી મમતા પોતા ઉપર ખેંચી લીધી હતી; પણ તાંહાં જાહાજનું કામ ન હોવાથી તે ખાતાંમાં કેટલોક ઘટાડો થવાને લીધે ય૦ ૧૨૩૨ મા તેવણને બેથા મુસાશપર નોકરી છોડવાની ફરજ પડી; અને તેપછે વેપારીની સંકમાં બીરાજતા માલુમ પડેછે. નો૦ લે૦

† આપની તરફના એશીઓ જેમ પીતરાઇ કેહવાએચ, તેમ મામા ફુઇનાઓને મોશાઇ ભાઇમા લાગુ કીધાછે. નો૦ લે૦

વડા વાડીઆને રૂ૭૦૦, હાથ હેઠલનાને રૂ૫૫૦ અને તેની નીચેના બે માહેલા દર-એકને રૂ૧૫૦. હાવી રીતે ચાર જણાઓને દર મહીને રૂ૧૫૫૦ નો પગાર વેહચી આપવાનો બંદોબસત ધારેઆ મેલ હજીસુધી ચાલુ રહેલોછે, અને તેમાં કદાપી તારપછે કાંઈ વધઘટ થાઈ હોએતો તે વાત આપનાર તથા લેણાર શીવાએ બીજા કોઈનેબી જાણવાની કસી અગતીઅ સમજાતી નથી.

• આપણા આ વડા વાડીઆએ હોરમતની રાહે મેલવેલી જગેઆ જાલ-વતાં સઘલા વખતસુધી હેવીતો શેવા બજાવી દેખાડી હતી કે, તેથી તેવા કામોમા સંબંધ રાખનારા લશકર તથા દરીઆવરધી ખાતાંના નાહના મોટા અમલદારો હંમેશાં ખુશી રેહતા હતા; એટલુંજ નહીપણ સરકાર તરફથી શા-બાશી તથા ઇનામો વતીક મલતા હતાં. આ ગરહસથ હસતકના ખાતાં તરફથી ફરેંચ મનવારોપર થાએલી મરાંમતની માહવજાત રૂડી રવેશે લેવાયા કીધી, તેની મુબારકબાદીમા કેહચ કે, ૫૦ ૧૨૩૨ મા ફરાનસના માજી શાહનશાહ મરહુમ નેપોલીઅને તેનાને વાસતે સોનાનુ એક "પાકેટ કરાંનામીતર" નામનુ કીમતી ઘડીઆલ મોકલાવેલ હતું.

વડા વાડીઆનો ઓહદો સાત વરશાવેર વખાણલાએક બજાવેઆ તે સુધાં, બધાં મલીને ૩૫ વરસ સરકારની શેવામા પરમાણીકપણે ગુજારેઆ પછે, અજલનો હલકારો તેવણ પાશે એકાએક આવી ઉભો, તેને કશોણી વાએદો દીધાવના આ શેઠ જાંગીરજી રોજ ૨ જો માહ ૬ ઠો શેહનશાહી શાલે ૧૨૩૫ ૫૦ એ ૪૫ વરસની ઊંમરમા એક વીધવા ઉપરાંત તરણ દીકરાઓ અને એક દીકરીના ખુદ પરીવારને નીરઆસ રડતાં મેલી મીનોઈ આલમ તરફ કુચ કરી ગએઆ.

આ જવાન વાડીઆજીએ પોતાની હઇઆતી છતાં ૫૦ ૧૨૨૭ મા ગોદી ખાતાંના ગરીબ શુંથારોને બૈડા મુસારો સરકાર તરફથી બીલકુલ મલતો નોહતો, તે બાબેનુ દુખ હઇડે ધરીને તેહવાઓનો અશકત વખત સાંટપણે સચવાએ તેહવા હેતુથી પોતીકા પીતાની આગેવાની હેઠલ હેવી સંતલેશ શોધી કે, તાંહાના દરેક દેશી કામદારોના પગારમાથી થોડીક રકમ દર મહીને કાપી લેવી; ને તેની જે થાપણ થાએ તેની ઉપજમાથી જે શુથાર જારે અસકત દેખાએ, તારે પગારના પરમાણ મુજબનો બૈડા મુસારો તેને મલતો રેહ. આ ગોઠવણ દરોબસત ઉતરીને ઉપના શાલથી તેઓને બૈડા મુસારા આપવાનુ કાંમ સરૂ કીધુંચ; અને તે માટેની પુંજી અંદર જેબી કોઈ સખી સખસ સખાવત તરીકે નાણા આપે, તે તેઓનો ઉપકાર માની લેવાની જે છુટ રાખીછે, તેથી સાંભલેઆ પરમાણે તેમા સારો ભરાવો થાએછે; માટે એ બાબેની શાબાશી સાથે તેમની આ એક અની ઉપીયોગી યાદગારીને હીંઆં નોંધી લઇએછે.

# શેઠ જમશેદજી ધનજીભાઇ.

લવજી વાડીઆની વંશસથી ઉતરેલા આ છઠો નખીરો હાલમા ૯ મો માસતર ખીલદર જે બની રહેઓય, તેનો જનમ જાંણેઆમેલે રોજ ૧૩ મો માહ ૬ ઠો શેહનસાહી શાલે ૧૧૯૮ ય૦ એ થયોછે.

બાપના મામા મરહુમ નવરોજજી જમશેદજી વાડીઆની અપાર મેહેર- બાંનીથી, આ ગરહસથ ૧૫ વરસની વએ પોંહચતાં ય૦ ૧૨૧૩ મા ગોદી અંદર દાખલ થઇને વાંહાંણો બાંધવાના હીકમતી હોનરની તાલીમ લેવા લાગા અને તે વખત પર થયલા સરકારી બંદોબસત* મુજબ અભીઆસને જેમ વધારતા રહેઆ, તેમ પડથી દરપદવી ચહડેઆ કરીને છેલે મરહુમ વાડીઆ જાંગીરભાઈની ખાલી પડેલી વડા ખીલદરની જગેઆ પર તેવણ ગુજરેઆ તેજ દાહાડે નામદાર સરકારે તેઓનેં† ગોઠવી બેસાડેલા કેહવામા આવેછે.

આ ગરહસથને ગોદી ખાતાંમા પેહલવેહલા દાખલ થયાને હવડાં તરીસમુ વરસ ગણાએછે, તેટલા અરસામા વાંહાંણો બાધવાની વીદેઆ એટલી તો સુ- ધરાઇ પર પોંહચી વલીય કે, તે બાબેનુ ગણાન આ ગરહસથે કોશેસ કરીને આગમજથી મેલવેઆને લીવે, પોતાનો માન ભરેઓ અધીકાર બજાવતાં કાંઇજ મુસકેલ તેવણ જોતા નથી; અને તેમને તાબેના બધાં ખાતાંઓ ઉપર ખંતીપનાથી એટલી તો ચોંપ રાખતા સંભલાએય કે, આજનુ કામ આ- વતી કાલને ભરોશા રોકવા દેતા નથી.

આ જવાન વાડીઆજીના જમાનામા જોકે મનવારો તથા દેશી વેપારી વાંહાંણો બાંધવાનુ કાંમ બીલકુલ બંધ પડેઆને લીધે, વડવાઓના જેવી કીરતી તેવણ મેલવી શકેઆ નહીં; તોપણ ટુક અરસાની પોતીકી કારકીરદીમા જહ- ડથી જેટલી ચાલાકી તેનાએ ચલાવેલી એક શાહશીક રફીકની મેહેરબાંનીથી હમારા જાણવામા આવીય, તેની અચરતી ભરેલી યાદીને ટીપના આકારમા હેઠળ નોંધી દેખાડતાં કેહવાને મગરૂર છઇએ કે, કેટલાંક બારકશો તેમના નેઆમોંનો કરતાં કદમા કદાપી નાહનકરાં બણેઆં; પણ સંબીઆમા પુસકલ, અને વલી સુધરેલી કલાને શોભા પમાડે તેવાં વખનાયાંછે.

---

* જોવો આ નોંધ પાંને ૫૩૫ મે. નો૦ લે૦

† હમારા જાણવામા હેવું આવેછેયકે, વડા વાડીઆને દરજજે પોંહચવાનો વા- જબી હકતો મી૦ રૂસતમજી અરદેશરનો હતો; પણ તે ગરહસથે કોંઇ કારણથી મરહુમ શેઠ જાંગીરભાઈની હઇઆતીમા પોતાની જગેઆ બેઠા મુસારાપર છોડી દીધી હતી, તેથી તેવણની પુઠપર આ શેઠીઆ જે હાજર હતા તે વડા વાડીઆ થયા; અને મી૦ રૂસતમજી તારપછે ગોદીખાતાંમા પાછા જોડાયલા હવડાં તેવણના હાથ હેઠલ ગણાયાછે. વડા વાડીઆની જગેઆ સાચવી લેણારા હાલતો તેવણ જ- ણાએછે, પણ તેમની પછીને વાસતે એજ ખાનદાનના બીજા વધારે નખીરાઓ હવડાંથી ગોદીખાતાંમા ગોઠવાઇને અભીઆસ મેલવતા રેહતો ઘણુ સારૂં. નો૦ લે૦

| કહી કીસમના અને કાનને વાસતે. | ઇસવીના કહેલા સનેમા. | | | | | | | | જુમલે |
|---|---|---|---|---|---|---|---|---|---|
| | ૧૮૬૬ | ૧૮૬૭ | ૧૮૬૮ | ૧૮૬૯ | ૧૮૭૦ | ૧૮૭૧ | ૧૮૭૨ | ૧૮૭૩ | |
| મુંબઈ તથા બાહેરની સરકારને વાસતે બાધી આપેલી તરેહવાર નવી સરકારી તથા શોદાગરી વાહાણો અને આગબોટો બાધી ...ોટો | ૨૪ | ૧૯ | ૧૨ | ૮ | ૧૫ | ૩ | ૨ | ૫ | ૮૨ |
| મરામત કરી આપેલા સરકારી સડવાલા, તથા અગણી સચાના .... | ૨ | ૦ | ૦ | ૦ | ૧ | ૫ | ૦ | ૦ | ૮ |
| સરકાર તથા વેપારીઓને હસાબે વેલાતથી બની આવેલા કહાણો. અતરે ઉભા કરી આપેલા બારકશો ... ઓ જોડીને | ૧૬૩ | ૧૦૦ | ૧૪૦ | ૧૧૮ | ૯૪ | ૯૯ | ૧૩૫ | ૯૬ | ૯૦૯ |
| શેલાન તરફ લીટલબાસીસ નામના ખરાબા આગલ રાતરે બ... આપવા સારૂ બાધેલ ... ો શેરાની | ૩ | ૦ | ૦ | ૦ | ૬ | ૨ | ૦ | ૦ | ૧૧ |
| કરાચીને વાસતે નવી બાધી આપેલી સટીમટગ "મનોરા" .. | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| બારાના સભાલ સારૂ "સાડલબેઆક બારજો" બાધિઆ. | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧ |
| મોદી બે તરફની પુરની કરવાના કામ માટે બાધેલી બોટો ...... | ૯ | ૨ | ૧ | ૦ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૨ |
| લસકર લાવ લઈજાવ માટે ગોદીના માસતરને હસાબે બા... બારજ ... ો સાઢાનો | ૦ | ૧૪ | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૦ | ૧૬ |
| મુંબઈના બારાની બાહેર રાતરે દીવા દેખાડવા માટે બાધેલુ વાહાણ ...... | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| દકનડાક નામની ગોદીને વાસતે તરતો દરવાજો બનાવેઓ ..ું "બોમબે".. | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| .. ... . | ૦ | ૦ | ૦ | ૦ | ૧ | ૦ | ૦ | ૦ | ૧ |
| દર સાલની ભીઆ ... | ૨૦૩ | ૧૨૯ | ૧૫૭ | ૧૨૮ | ૧૧૯ | ૧૦૫ | ૧૩૭ | ૧૦૧ | ૧૦૮૩ |

ઉપલાં ખારકશોની બાંધણી, જોડની તથા મરાંમત માટે તેઓના માલેકો તથા લાગતા વલગતા તરફથી વખાણ સાથે આ વાડીઆજીનો વારંવાર મોટો ઉપકાર માણવામા આવેઓછે. આ માહેલા મનવાર ખાતાના કેટલાક નાંમીચા અમલદારોએ કીધેલી તેનાની સતુતી સંબંધી જે દસતાવેજો જાહેર વરતમાન પતરોમા છપાએલા દેખાયાચ, તેઓનો સાર એક ઇઆદગારી તરીકે હીંઆં એટલા માટે નોધી રાખીએછે કે, તેથી કરી હવે પછેના વખતપર તેમના બચાંઓને પોતીકા બાપે બતલાવેલી બાહોશીની એક સારી સાખશી મલી આવે.

મરીણ ખાતાંના કાંમ ચલાઉ સુપરીનટેનડેંટ જે. ડબલીઉ. બારકરે ૧૮૬૬ ના એપરેલની ૧૩ મી તારીખે આપેલાં એક ખાતરી પતરમા એવો સંતોસ જણાવેઓછે કે, તે ઉપલા ઓહધા ઉપર એક વરસ રહેઓ, તાંહાં તુલીક આ વાડીઆજીએ પોતાના હોનરનું બલ વાપડીને ગોદી ખાતાંના બધાં કાંમોમા વખતે વખત તેને મોઠી મદદ આપેઆ કીધી હતી.

નામદાર રાંણીની મનવાર "પેણકુઇણ"ની અમલદારી ચલાવનારા લફ્ટનૅંટ એડમંડ ગેઆરફેરથે, પોતાના કાંમાદાર હીલીઅર ઉપર એક કાગલ ૧૮૬૭ ના એપરેલની ૮ મી તારીખે લખીને એવી સતુતી ગાઈ હતી કે, ૧૮૬૪ થી મુંબઇમા આવીને ઉપલા વખત વેર તે રહેઓ, તેટલા અરસામા તેની સરદારી હેઠલની "પેણકુઇણ" મનવાર અંદર થાએલી મરાંમત આ વાડીઆજીએ હાજરી આપીને એવીતો ચંચલાઇથી કરી આપી કે, તેની મજબુતાઈ માટેનો મોટો આભાર માનવો જોઇએ.

ઉપલો કાગલ કામાંદારને પોંહતાથી તે નામદારે મરીણ ખાતાંના સુપરીનટેનડેંટ કપતાંન ઇઆંગ જોગ એક પતર તા૦ ૧૩ મી એપરેલે લખીને એવી રાહેત પમાડી કે, "નામદાર રાંણીની મનવારો "વીજીલાંટ" તથા પેણકુ-"ઇણની બારીકીથી તપાસ કીધા પછે ગોદી ખાતાંના વડા વાડીઆએ તેઓની "મરાંમત સારૂં ખબરદારી વાપરીને દીલશોજીથી જે મેહનત લીધીચ તે બાબે "તેનાનો પુરતો ઉપકાર માણેઆ વીના આ બારકશોને બાહેર હંકરાવી સખતો "નથી." આ સંબંધી પોતાનો સંતોસ તેનાને જણાવવાની શોઅના તે નામદારે કીધા મુજબ અસલ પતરની ખરી નકલ આ શેઠીઆ પાશે કપતાંન ઇઆંગે તતકાલ મોકલી આપી હતી.

આ કાબેલ વાડીઆએ લાઈટ-વેસલો, પાઇલટ બોટો, સકુનરો અને તેવનાએ આરકાટીઓના ઉપીયોગમા આવનારાં બારકશોની મરાંમત માટે પોતાની સારી કાબેલીએત વાપડીને, આપણા બારાં માહેલી પાઇલિટેજ બોરડને ખુશી રાખેઆ, તેની ઇઆદી ખાતર તે ખાતાં તરફથી તેમના વંધા લાએક રૂપાંના ઓજારોનો એક બાકસ તા૦ ૨૨ મી અકટોબર ૧૮૬૮ ને રોજે ઘટતાં માન સાથે તેનાને બેટ આપેઓ હતો* એ ઉપરાંત આ વાડીઆજીના હોનરની વખાણમા થાએલા

---

* એ બાકસ ઉપર આ મુજબના ઘટતા લેખો કોતરાવેલા જે જોવામા આવેઆચ, તેનો તરજુમો લઈએછે. "નામદાર રાંણીની ગોદી ખાતાંના વડા વાડીયા "જમશેદજી ધનજીભાઈ સકુઆયરે, બારકશો બાંધી આપવામા બારાં તથા આ-

બીજો વધારો હેવો સાંભળવામા આવેઓય કે, લંડન ખાતે "ઇનસટીટુસન આવ નેવલ આરકીટેકસ" -ઇઆને દરીઆવરધી ખાતાંની હોનર સાલાની માનવંતી મંડલીએ એજ વરસમા ભરાએલી છેલી સભા અંદર તે ખાતાંના એક અધીકારી તરીકે તેનાને બાહલ રાખેઆછે.

દેરાવરો ખાતેથી આવતાં વાંહાંણોને રાતની વેલા દીવાનો ઉજાસ આપવા માટે, દીવા દાંનડીની બાહેર પડી રેહનારૂં એક સરકારી બારકસ નામે "બોમબે", આ વાડીઆજીએ હેવી તો કાબેલીએત વાપરીને મજબુત બાંધી આપેલેય કે, તેને તા૰ ૯ મી મે ૧૮૭૨ ને રોજે પાંણીમા ઉતારતી વેલા મલેલી માનવંતી મીજલેસની અંદર મીરા રીડ નામની સદગુની લેડીએ પોતીકે કોમલ હાથે તેણાને શેઆલ હોરાડી સરફરાજ કીધા હતા; અને તે યાદગારીમા વધારો કરવા માટે બારાંનો બંદોબસત રાખનારી બોરડ તરફથી બે ફુટ લાંમબા રૂપાંની શોભયતી આંકણીનો એક બાકસ* ૧૮૭૨ ના આગસટની ૧૩ મી તારીખે ઘટતાં માન સાથે તેણાને ભેટ મલેઓ હતો. આ વડા વાડીઆજીની કાબેલીએતની કદર નામદાર સરકારે સારી રવેશે પીછાંની એજ શાલમા તેણાને "યુનીવરશીટીના ફેલાસ," યાને તે માનવંતી મંડલીના એક મીજલેશી ઠેડવેઆછે.

હીંદની હકુમતપર બીરાજવા માટે, વાઇશરાઓનો મોટો ઓહદો લઇને ઇ૰ સને ૧૮૬૮ મા પેહલવેહલો આપણી તરફ આવેલો, નેક નામદાર અરલ આવ મેઓ,† તારીખ ૨૯ મી ડીજેમબરે ગોદીની ભેટ લેવા જારે ગયો હતો, તારે તે વખતે તાંહાંની રચના તથા બનતાં કામોની જહેડફ જોઇને તે ઘણોજ ખુશી થયા ઉપરાંત મોટી અજાએબી હેવી દેખાડીને કેહવા લાગો કે, "હાવાં "માહભારત અને દીકત કાંમો માટે વાડીઆ ખાનદાંનના પારશીઓ, માતરે "તરણ અથવા ૪ વરસના ટુંક અરસામા અભેઆસ મેલવીને આસાંનીથી પાર "ઉતારેછે." એ પછે ગોદી ખાતાંની સધલી જગો આ વાડીઆજીએ લારડ સાહેબને દેખાડતાં, તે નામદારે જે જે બાબદનો શવાલ કીધો તેના ખોલાસા સહીત જવાણ દેતા હતા; બધું જોઇ રહેઆ પછે થોડાકવાર તે નામદારે આ વાડીઆ સાથે ઉભા રહીને બેર આકીએતની વાતો પુછી; અને તાંહાંથી રૂખ-

---

"રકાટીનો બંદોબસત રાખનારી મંડલીની કીમતી ચાકરી જે મનપુરતી રીતે "બજાવી, તેના માન ખાતર સને ૧૮૬૮ ના મેની ૨૩ મી તારીખે ભેટ કીધામા "આવેઆંછે.
નો૰ લે૰

* જેની ઉપર કોતરાએલા લેખનો તરજુમો આ રીતેછે. "બારાં તથા આરકા- "ટીનો બંદોબસત રાખનારી મંડલી તરફથી, નામદાર રાંણીની ગોદી ખાતેના વડા "વાડીઆ મી૰ જમશેદજી ધનજીભાઇએ બારાંની બાહેર રેસની દેખાડવા માટેનું "વાંહાંણ બોમબે જે પાંણીમા ઉતારી આપેલ, તેના બાંધકાંમ ઉપર તેનાએ સારી "દેખરેખ રાખેઆની યાદગારી સારૂં ૧૮૭૨ મા તેમને ભેટ આપીછે." નો૰ લે૰

† આ કીરતીવાન સરશુબો પોરટબલેર ખાતે સેહરઅલી નામના એક ખુની બંધવાની છુરીના જખમથી ઇ૰ સને ૧૮૭૨ ના ફેબરવારીની ૮ મી તારીખની રાતરે મરણ પાંમેઆછે.
નો૰ લે૰

સત લેતી વેલા, આ માસતર બીલડરનો મોટો ઉપકાર માનતાં હાથશે હાથ મેલવીને છેલ્લી સલામથી સંતોસ પમાડી ખુશી થતો છુટો પડ્યો હતો.

આપણા આ વડા વાડીઆની વખાંણ છેક ફરાંનસની ગજધાની તુલીક જે જઈ વળીચ, તેનુ કારણ હેવું કેહવાયુંછે કે, ફરેંચ વાવટાની સરકારી સ્ટીમરો નામે "મરશીઆન" તથા "દોર્ડોનાદાઈ" ની મરાંમત કરી આપતાં, તેઓના કપતાંનો તથા ખલાશીઓની સારી બરદાસત લીધી હતી, તેના બદલામા તાંહાંની સરકાર તેવણને વાસતે પેહલા વરગનો શોનેરી માંન માન ખાતર મોકલનારછે; જે આ નોંધ બાહેર પડતાં સુધી, અથવા તો તેની આગમજ આવી પોંહચવાની વકી રખાએછે.

શેઠ રૂસતમજી અરદેશર ખરશેદજી વાડીઆ પગતી દર પગતી ચહડતાં છેક સબ આશીસટંટ માસતર બીલડરને ઓહદે આવેઆ પછે, પોતાના હોનરમા સારી ચંચલાઈ બતલાવતા રેહેઆ, તે ઉપર નામદાર સરકારે ખુશી થઈ ૧૮૬૭ મા તેનાને એક પડલીએ વધારીને આશીસટંટ માસતર બીલડર પેડલી બેસાડેઆછે; માટે આપણા આ વડા વાડીઆની ખાલી પડતી જગેઆ પુરવાનો (વખત આવેઆથી) વાજબી હક તેવણનો લાગુ પડેલો જણાએછે.

ગોદી ખાતાંના કામનુ વડાપણ્ણ સાચવી રહેલા આ બે બીલડરો ઉપરાંત મરહુમ જાંગીરભાઈના વચલા વીરા મી॰ રૂસતમજી જે "દરાફટસમેન" નો ઓહદો બજાવતા દેખાએછે, તે મલીને માતર તરણ ગરહસથો કાંઈ પુરતા હોએ હેવું કોઈબી સાહેબ કબુ વીચારશે નહીં. વાડીઆ ખાનદાંનના નામીચા નબીરાઓને હાથ જે ઉતમ હોનર આવેલો આપણ સંતોસથી જોઈએછે, તેનુ ગણાન આગલ વધારવા તથા શુધારવા માટે એ કુટંબીઓ માહેલા બીજા જવાંનોએ હવડાંથીજ સામેલ રેહવું સજાવારછે; કેમકે જેઓના વડીલો સવા સદીની આગમજથી જેવી આબરૂ મેલવતા આવેઆચ, તેવીજ ઈજત હવડાં ચહડતી કલાના હીંગાંમપર તેઓએ પણ હાંશિલ કરી લેવી જોઈએ. જે જે જવાનીઆઓ વેપાર તથા બીજા ધંધા રોજગારમા કમાણી મેલવવાની આશાઆથી રોકાઈ રેહવા ચાહતા હોએ, તે સાહેબોને હમારી એટલીજ એલતેમાસછે કે, તેઓ માહેલા થોડાક સખશોએ વાંહાંણો બાંધવાનો હોનર પોતે શીખવો, અથવા તેઓના બેટાઓને તેમા લાગુ પાડીને જરૂર શીખાડવો. આ ધુકતી હવડાંથી ચાલુ રેહશે તો માસતર બીલડરની ખાલી પડતી જગેઆ એજ કુટંબીઓમા ઘણી લાંમબી મુદત સુધી જલવાઈ રેહશે એટલુંજ નહીં પણ તેમાં વીશેસ આબરૂ અને અગણીત કીરતીઓ મલેઆ કરશે.

આ નામીચાં ખાનદાંનના ગરહસથો માહેલા વાંહાંણો બાંધનારા હોનરમંદોની હકાએતનો પેહલો ભાગ ભરપુર કીધા પછે, વેપાર વણજમા વખણાઈને કીરતીવાન થએલા નબીરાઓની વારતા વાંચનારા સાહેબોની સનમુખ ધરીએછે.

—ooo—

## શેઠ નોશેરવાનજી માણેકજી.

આ નામીચાં ખાનદાનમા વેપારને વાવનારા પેહેલવેહલા નબીરાનુ નામ જે ઉપર જણાવેલુંચ, તે શીવાએ બીજો કોઇજ માલુમ પડ્યો નથી; પણ જેબી પરખ્યાત થયાચ, તે તાર પછે તેમના પગલાં પર ચાલનારા કેહવામા આવેછે.

૫૦ ૧૧૩૫ મા જનમ પાંમેઆં પછે વીશેક વરસની વએપર આવેઆ, તેટલાં કેહઅ કે આ શેઠીઆએ વેપાર ઉપર અતીશીઅ ઉલટ દોડાવી; અને પોતીકા બાપ તથા કાકાના વગનો આધાર પકડીને વેપારી મંડલીમા સારી આંતથી લેણ દેણનો વેહવાર ચાલુ રાખેઓ. એ વખત પર ફરેંચ વાવતાના વાંહાંણોનુ કાંમબી તેનાને જે મલેલ તે બરીબાહોશીથી બજાવી દીધાના બદલામા તાંહાંની સરકારી તથા વેપારી ખાતાંની બધી આડત તેનાને તાંહાંજ આવતી રહી; અને તે દાહાડાથી તેમનો શીતારો પણ રોસન થવા માંડ્યો.

વેપાર ખાતાંમા પોતાની નીતીને ઉસતવાર સાચવી રાખેઆનો લાભ તેવન હેવાતો મેલવવા લાગા કે, પાંચેક વરસ પસાર થયાં તેટલાં "બોમબે" નામનુ ૫૬૧ ટનવાલું એક વાંહાંણ બંધાવીને પોતાના ઉપીયોગ માટે ચીન તથા કલકતા તરફ ફરતું કીધું; અને તે પછે જેમ અગત જણાઈ તેમ એકેકની પુઠે વધારીને "હોરમજીઆર, કારણ વાલીસ તથા બોમબે મારચેંટ" મલી બીજાં તરણ બારકશોના ખુદ માલેક થયા હતા.

પારશીઓના પરમાણીકપણા સાથે પરથમના વખત પર ધંધા રોજગારની રૂડી વલાણ એવીતો જોડાઈ રહી હતી કે, તેના પરતાપથી આ શેઠ નોસરવાનજી વાડીઆબી આપણી ટાપુ ખાતે એક દરવીઅવાન વેપારીમા અતીઅંત વખણાયા હતા; અને સારી કમાઈના પઈસાને સખાવતના કાંમોમા તેનાએ મુબલક ખરચેલા કેહવાએછે; પણ તે બધાંની શોધમા ફરતાં જારે એકાત બે બાબદની ઈઆદી જે હાથ આવી, તારે તેનેજ માતરે ઉતમ વખાંણી હીંઆં નોધી લઈએછે.

સડતાલાના દુકાલનું દુહાર નામ આપણી તરફના પુરાંણા સખશો હજી ભુલેઆ નથી, તેહવા વખતમા ગરગાંમડેના નાંહના મોટા મલી શેંકડો પારશીઓ ભુખમરાને લીધે પોતાના ઘેરબારો છોડી હીંઆંનો આસરો પામવા માટે જારે આવી પડેઆ, તારે તેઓની પરવરેશી તરણ સખી દાતારોથી થાએઆ વીશેની જે બીના મરહુમ દાદીશેઠના હએવાલની અંદર આ નોંધ પાંને ૩૧૦ મા જણાવેલીછે, તે મુજબ ખરચાએલી રકમની તરીજી પાંતીએ રૂ ૫૮૦૦ આ સકરમી શેઠીઆએ આપેઆ ઉપરાંત, કેહચ કે, સુરત તથા બરૂચ ખાતેબી અનાજની હજારો ગુણો વાંહાંણો ભરી મોકલાવીને પોતીકા આડતીઆને એવી તાકીદ ફરમાવી હતી કે, સરવે ગણાતના ગરીબોને તેઓના ખપ પુરતો અણાજ ચેડવી મોકલાવેલા મુદલ બાવે પેહલાં આપવો; પણ કોઈબી ધંધાદારીને જથા-

બંધ શુનો હરગેજ વેચવી નહી. આવું ધરમીપણાનું કાંમ દુકાલ જેવે સખત સમે આ દયાલુ શેઠે જે બજાવેલ, તેથી તાંહાંની ગરીબ પરજાને કશી રીતે મુશીબત ખમવી પડીજ નોહતી.

દુકાલના દુખ ભરેલા દાહાડા તો વહી ગયા, પણ તેની કેહવત દુનીઆંની ઇઆદમા હેવી રહીચ કે, તેવી મુશીબતનું દુખ હઇડે ધરી પોતીકા ભાઇબંદુઓની રાગવડ માટે, લાખો રૂપીઆને વેપારના ઉપીયોગમાથી થોડુંક સુધી રોકીને, જે શેઠીઆએ હજારોના નફાની કશી દરકાર કીધીજ નહીં, તેહવા દાતારનો દીલશુરદો કેહવો દયાલું હશે; અને તેહવા શેઠીઆને પલે પડેલા રાંકડા આસાંમીઓએ કેટલું સુખ ભોગવેલ હશે, તે બાબે ઉપર જણાવેલી થોડીજ ખીનાની મુનસફી વાંચનારા સાહેબોની સેહમજમા શેહલથી ઉતરી સખશે.

પણ જમાનો એવો નીરદયાતું દેખાએચ કે, સખી તથા સુહુમનો કાંઇજ તફાવત રાખેઆ વના તેના જહપાતામા જે આવેચ, તેને પલકી વારમા પટકી પાડવાનું તે હરગેજ ભુલતોજ નથી. આ શેઠ નસરવાંનજીએ વેપારી મંડલીમા પા સદીબી પુરી નહીં કીધી, તેટલાં તેમના ભાગ્યેગને જાલમ જમાનાએ એવું તો ભારવેલ કે, વેપારનું ચકર એકાએક ઉલતાઇ પડેલ; અને મેલવેલી પુંજી પરાગંદી પાંમતાં કરજના કબજાનમા બહુ ફશેઆને લીધે ૫૦ ૧૧૭૯ ને સાલથી પોતાનો વહીવંટ બંધ કરીને બેકાર થઇ બેઠા. આવી દુખ ભરેલી વાત જાણવાથી તેહવી મંડલીમા ભારે દલગીરી ઉપજી, પણ વેપારનો ખાડો એવોતો ઊંડો જણાયો કે, તે પુરાએ તેહવી મદદ કોઇથી મલી સખીજ નહીં.

બીરગસટે દાહાડાનું દુખ લગભગ ચાર વરસવેર સહન કરતાં શેઠ નસરવાનજી વાડીઆ, ૪૮ વરસની વએ પોંહચીને રોજ ૨ જો માહ ૯ મો શેહનસાહી શાલે ૧૧૮૩ ૫૦ એ, આ જંજાલી જાંહાંનમાથી અસબાબ ઉઠાવી બેહસતનશીન થયા; અને તે ટાંકણે તેમના બે જવાન બેટાઓ નામે શેઠ જાંગીરજી વરસ ૨૬, અને નવરોજજી વરસર ૨૪ ની ઉમરે પોંહચેલા હતા. આ ઉપરાંત હોરમજજી નામના વડા દીકરા બચ્ચગીમા મરણ પાંમેઆ હતા, તેથી તેવણની કાંઇજ યાદી હસતીમા રહેલી નથી.

શેઠ નસરવાનજીની નોબત જારે વેપારના ખીલતા બાહાર ઉપર બીરાજતી હતી, તે વખતે ફરાંનસની સરકાર તથા વેપારી મંડલી તરફથી તેવણ ઉપર આવતું આડતનું બેહોતું કામ, પરમાણીકપણાથી બજાવેઆને લીધે, તાંહાંની દરબારમા તેવણને સારી હોરમત મલતી હતી; એટલુંજ નહીં પણ આરસપરશી દોસતીનો ગાંઠ ગંથાયાથી, પોતાનો દસતખી દબદબા સહીત લાગુ રાખેઓ હતો. આ ઉપરથી એક સખશે મેળવેલા લાભ વીશે સાંભલવામા આવેલી એક વાત હેવી યાદગારી આપેછે કે, ફરાંનસ તથા અંગરેજના રાજીય વચે છેલીવાર ઉઠેલી લડાઇ ટાંકણે આપણી ટાપુના એક પારશી વેપારી શેઠ રૂસતમજી મનચેરજી બંગાલી (લકબે મેટકી) અંગરેજી વાવતાના જે વાંહાંણમા સવાર થઇ ચીન અથવા બંગાલાની સફરે ફરતાં, તે માલથી ભરેલાં બારકસ સહીત ફરેંચ મનવારના સમાટામા સપડાઇ ગયા. કબજ થયલાં બારકસને તે

માકુલા માલ તથા ઉતારુઓ સહીત ફરાંનસ તાબેના કોઇ સંસથાન ખાતે લઈ જઈને લડાઇના બંધવા તરીકે સઘલાઓને રાખેઆ, તેમા મજકુર રુસતમજીની સામેલ હતા. આ ગરહસથ દેખાવે ઘણા શુકીઆના, તથા ડાહાપણવાલા માલુમ પડઆથી કેહસ કે, એક દાહાડે તાંહાંની દરબારમા તેણાને બોલાવેઆ. જાહાં જતાંવાર આ નેકનામ વાડીઆજીની એક મોટી તસવીર ટાંગેલી જોઇને નવ ધાર આશુ ટીપાવીને બેશુમાર રડવા લાગા; અને કલાપીતથી કહેણ કે, જેના સંબંધમા આ માહરા કાકા જાહોજલાલી ભરેલી દોલત બાંધી બેઠા તેનાજ કબજાનમા હું તેનો ભતરીજો હાવી પરેશાન હાલતમા કેડ પડઓ, તે વાત ખરેખરી દુખ ધરવા જોગ નીપજીછે. આ બોલવું દરબારીઓએ સાચું માનીને રાજ સભાને લખી વાળેઆથી, તેમના જપત કીધેલા માલ તથા અસબાબ સાથે તેણાને તતકાલ તાહાંથી આજાદ કીધા; અને કોઇ બીજાં વાવતાવાલાં બારકસમા સરકારના ખરચથી તેણાને ચહડાવીને તેમની ખુશી પડતે મુલુકે મોકલી આપેઆ હતા.

ઉપલી વાત કાંઈ કલપનાથી ઉભી થાએલી નથી, પણ ખરેખરી બનેલી ખુદ ધણીએ ઘણા ગરહસથો આગલ તે વખતપર કીધેલી આપણી તરફના પુરાતંમ સાહેબોના સાભલવામા જે આવી હતી, તેને આ નામવર નરની પારકાં રાજમા પરકાશેલી ખુબીની સાખશી તરીકે હીંઆ નોધી રાખતાં તેવણની જીંદગીનો ટુંક અહેવાલ હીંઆ ખતમ કરીએછે.



## શેઠ જાંગીરજી, તથા નવરોજજી નસરવાનજી.

આ નેકનામ ભાઈઓ માહેલા વડા ય૦ ૧૧૫૬ ના તરીજા મહીનાને બીજે રોજે, અને નાંધલા ૧૧૫૯ મા (જેનો રોજમાંહ જણાયો નથી) જનમ પામેલા કેહવાએછે.

બાપની હઇઆતી ખતમ થવા ટાકણે આ સાહેબોની ઉમર એટલી તો પુખત હતી કે, વેપાર વણજનુ કામ અટોપી લેવામા કોઇ વાતની મુશકેલી જણાઈજ નહીં; કારણ કે તેઓના પીતાના પડી ભાગવાથી, ફરાનસ તરફની આડતનુ કામ સાંભલેઆ પરમાણે આ બેહુ ભાઇઓના હસતકમા આવનુંજ રેહેણ; અને તેનો ઉકલો માલેકોના લાભમા ઉતારી આપેઆ કીધો, તેથી પોતીકા બોહોલા વહીવટને અતી મોટો વધારી દીધો.

બેહુ ભાઈઓની મજમુમા ખાનગી વેપાર ચલાવેઆ ઉપરાંત દરાવરો તરફથી આવતી આડત, અને હીંઆની અગરેજી પેહડીઓ તરફથી સોંપાએલું દલાલીનુ કામ* લગભગ એક દાએકાની ઉપર સંપજથી ચાલેઆ કરતું હતું

* મી૦ ઉલીઅમ નીકલની કુંપની જારે પેહલવેહલી ઇ૦ સને ૧૮૨૪ મા આવી, તારથી તેઓને તાહાંની દલાલીનુ કામ આ સાહેબોને મલેલું હતું; અને તાંહાંનો સંબધ જાંગીર શેઠ ગુજરેઆ તાહા તુવીક જોડાઇ રહેઓ હતો. બીજી મી૦ મેકવી

તેટલાં શેઠ નવરોજજી ૩૮ વરસની ભરજવાણીપર આવીને, બેઆર દીવસની બીમારી ભોગવેઆપછે, રોજ ૧૨ મો માહ ૯ મો શેહનશાહી શાલે ૧૧૯૭ ય૦ એ, માણેકજી નામના એકજ પુરા દીકરાને ભાઇના સવાધીનમા સોંફી, હકની દરઘાહ તરફ ચાલી ગયા. અને તેથી કરી હઈઆત રહેલા જાંગીર શેઠની બલવંત બાજુ તુટી તો ખરી, પણ તેમની આંખને ચંડક પમાડનારા ભતરીજા જે તેમના દાગાંદખા થતા હતા, તેની ઉપર હીંમતનો કોટ બાંધી સંતોરા પકડી બેસવાનુ તેનાએ મુનાશેબ જાંણેલું હતું.

મરહુમ શેઠ નવરોજજી જેમ વેપારવણજમા ચાલાકી દેખાડતા હતા, તેમજ બીજી બીશીઆર બાબદોમા પુર હીંમત વાપરીને લોકોનુ મુશકેલ કામબી આશાનીથી બજાવી આપતાં કોઇ વખતે કશી કશુર તેનાએ કીધી નોહતી; અને તેવી વાતોની ઇઆદગારી તેવણથી મદદ મેલવી ચુકેલા ઘણા સખસોના જીગરમાથી કેટલીક મુદતસુધી ભુલાઇબી નોહતી.

જાંગીર શેઠના સંબંધમા જોડાએલા તેમના ભતરીજા શેઠ માણેકજી, થોડુંકસુધી કાકાની સેંગાથે વેપારવણજમા સાચી સંપજથી લાગુ રહેઆ, અને તે પછે કોક રાબબની ગેર સમજુતીએ બેહુ વચેની સોહબતમા એકાએક ખલલ પડેલી જણાઈ હતી; પણ ઉકેલી ભાંજગડ સમાધાનીપર આવેઆથી એખલાસ પાછો શર થયો, તે બાબેની વાતો સાંભળી સુલેહના ચાહનારાઓએ અતીઅંત ખુશી ઉપજાવી હતી. શેઠ માણેકજી જારે ૨૮ વરસની ઉંગરે પોહચેઆ, તારે અજલના હલકારાએ આવીને એટલીતો તાકીદ કીધી કે તેમને વધારે વરસોર જીવવા દીધાજ નહીં; જેથી કરી કુદરતના કાએદાને આધીન રહી રોજ ૨૭ મો માહ ૨ જે શેહનશાહી શાલે ૧૨૦૭ ય૦ એ જીંદગીને ખતમ કરી જાવેદાંની આલમ તરફ ચાલી ગયા. હાવી રીતની જુદાઇથી પોતાના પેઆરાં પરીવાર ઉપરાંત, બોહલાં કુટંબ તથા દોસત આસનાઓને દલગીરીના દરીઆવની ગંભારીમાં થોડુંકસુધી ગીરફતાર રેહવું પડયું હતું. મરહુમ શેઠ માણેકજીના માનવંતાં મોહરદાર મોતલીબાઇ, જે જાંગીર શેઠની જીંદગીમા અવતરેલી માતરે એકજ પુરી દીકરી દેખાએછે, તેણીને પેટથી પેદા થયલા મી૦ નવરોજજી તથા નશરવાંનજી નામના બે દીકરાઓ, બાપના મરણ ટાંકણે ઘણીજ નાહની વએના હતા. આ બેહુ બાલકો બારેહકતાલાની બખશેસથી હવડાં પુરતી ઉમરે પોંહચીને પોતીકા વડવાઓના નામની હસતીને જે પાછી પરકાસતી રાખતા માલુમ પડેછે, તેટલીજ તેઓની ઇઆદી ઉપરાંત વધારે વાતોનુ વરણન લખવા લાએકનુ હજી જાહેરમા જણાયું નથી; પણ તેઓના માનવંતા મમાવાએ દીપાવેલી કીરતી જે વખણાઇ રહીએ, તેને હવે હીંઆંથી શરૂ કરવા પર રજુ થવા માંગીએછે.

બાઇ તથા ભતરીજાના જવાંની વએમા કવખતે એકેકની પુઠે થયલાં મરણથી, આ જાંગીર શેઠને ઉપજેલાં દુખનુ નીવારણ કરનારા ઉપલા તેમના

કરબરણની કુંપણીની પેહડીનુ કાંમ ઇ૦ સને ૧૮૩૦ થી ૧૮૩૬ સુધી, અને તરીજી મી૦ લાનકેઆસતરની પેહડી ૧૮૩૯થી ૧૮૪૧ સુધી તેવણ પાશે રહી હતી. નો૦ લે૦

મ દોતરાઓ જોકે બાર કરતા પાછી હતા, તોપણ તેણાની બાજુને હીંમત આ-પનારાઓની જુદાઇગીરીનો ગમ તે સાહેબ શેવટની ઘડી સુ'ધી ભુલેલા જણા-યાજ નહીં.

જેમ સરકારી મંડળીમા, તેમજ સાહુકારોની સભા અને રાજદુઆરી દરબારની અંદર આ જાગીર શેઠની જાહોજલાલી એટલી તો પરકાશી રહેલી હતી કે, તેઓ માહેલા કોઈબી ઠેકાણાપર અગતના કારણસર તેઓની સારી સલાહ ઘણીજ ઉપીયોગી થઇ પડતી હતી; અને તેથી કરી આપણી વસતીમા સઘળી વરણના લોકો તરફથી મોટું માન પામતા હતા.

ફરેંચ વાવટાના સરકારી તથા વેપારી વાહાણોની આડતનુ કામ આ સા-હેબ ઘણીજ ચાલાકીથી જે બજાવતા હતા, તેની યાદગારીમા તાહાંની રાજદુ-આરી સભા તરફથી તેમને ઘણી વખતે ઇનામ સાથે આભાર પતરો આવેઆ કરતાં હતા; જે માંહેનુ એક ઉતમ માન માજી શાહનશાહ લુઇ ફીલીપે ઇગવી સને ૧૮૪૦ મા જે મોકલાવેલ હતુ, તેને હીઆ નોધી લેવા જોગ વીચારીએછે કે ઘટતા શબદો કોતરાવેલો શોભાનો સોનાનો એક ચાન આ શેઠીઆને ભેટ કીધો; અને તે ફરેંચ કોનશલ મોનસીઓર બારોતે એક રૂબરૂ ભરેલી સભા મેળવીને તેઓની હજુરમા મોટી હોરમત સાથે તેવણના ગળામા ઓરેઓ હતો.

આ શેઠીઆને હાથે તેમના દરજા પરમાણે ઘણી સખાવતો થએલી સમજાયછે, પણ બનતા સુધી કોઈની જાણમા જાહેર લાવેઆ નોહતા. એવ-ણની હયાતીમા નીવ ખાતેના હમદીન ભાઇઓને એમદાદ કરવા તથા ધરમ નીમના બીજા રૂડા કામો માટે આતશ આદરાનનું એક પવીતર મકાણ પોતાને ખાસ ખરજ ખજાણેથી બંધાવીને રોજ ૨૬ મો માહ ૫ મો શેહનશાહી શાલે ૧૧૯૯ ય૦ એ મજદ ના ફરમાન મુજબની કીરીઆ સાથે ઈજાવેઆ પછે તેઓના ઉપીયોગ સારૂ જે સપુરદ કરી દીધુય, તેથી તેમની યાદગારી સદરોકાળ સુધી લેવાતી રેહશે. આ કારણસર સઘળા મળી રૂ ૧૪,૦૦૦ ખરચાયાછે, અને તે ઉપરાત તેના જાથુક નીભાવસ માટે અનાહેથી કાહાડેલી રૂ ૨૦,૦૦૦ ની શરકારી વીઆ જુકી નોટો તેમની વડીલાતણો શેઠાણી માણેકબાઈ તથા મોતલીબાઇના સવાધીનમા જે સચવાએલીછે, તેમાથી દર શાલ જોઇતો ખરચ પોહચતો રેહછે. એ બાતખાનાની પુઠે તેજ ગામના મરણ પામતા જરથોસતીઓને માટે ય૦ ૧૨૦૭ મા એક દોખમુ બધાવી આપેલ, તે ઉપર રૂ ૯૦૦૦ થયા. માટે એકજ ગામના હમદીનોની સગવડ સાચવતા આ શેઠે સખી દીલથી રૂ ૮૩,૦૦૦ ની સખાવત કીધેલી કેહવાયછે.

મુંબઈમા અનજુમનના ઠરાવથી એક દોખમુ બાધવાની અગત જારે ય૦ ૧૨૦૭ મા જણાઈ, તારે તેની ફરતી ટીપની અંદર આ સખી નરે પોતાને નામે રૂ ૧૦,૦૦૦, અને તેમના મરહુમ ભતરીજા શેઠ માણેકજીની નઇએતે રોકડા રૂ ૫૦૦૦ ઉપરાત દોખમાની દેવાન પાયેનો ડુગર મરહુમ શેઠ ફરદુનજી સીમજી પાડેના પાયેથી વેચાણ કરી લીધેલો પચાએતને ધરમ ખાતે આપેઓ, તે મળી રૂ ૨૦,૦૦૦ ની બખશેસ કીધી હતી; તો જોકે દોખમુ તો તે પછે

રહીને બાહેર કાહડી નખાવી હતી. આ બાબદસર જરથોસતી કોમમા થોડીક અરચા ચાલી હતી, પણ જેમ જેમ લોકોના ધિઆનમા તે બાબેની સહમજ ઉતરવા માંડી, તેમ તેઓએ એકેકની પુઠે લાદીઓને રવાણનીજ સાથે ઘેરમાથી બાહેર કહડાવી નાખવાની ચાલ એખતેઆર કરી લીધેલી કેહવાએચ, તોપણ હજી ઘણે ઠેકાંણે અસલી રેવાજ તેઓની સાહમજ સાથે વલગી રહેલો માલુમ પડેછે; તે છતાં આટલીતો અસર થાએચ કે મહીનાનું પાંથરનુ આર દાહાડાપર આવી અટકેલુંછે; અને થોડક ઘેર દસ દાહાડા બેઠેઅ તો તાંહાંથી ઘણા વેહલાં ઉઠી જાએચ; માટે આ બાબદમા થોડોક સુધારો જે થયોચ, તેની સરૂઆત કરનારા આ જાંગીર શેઠ શીવાએ બીજું કોઈજ માલુમ પડતું નથી.

ઉપર જણાવેઆમા આવેલચ તે મુજબ, આ જાંગીર શેઠને તાંહાં એક બેઠી શીવાએ, નરવારેસની કોઈબી અઓલાદ હસતીમા નહીં હોવાને લીધે, તે બાઇને પેટે પેદા થએલા બે બેટાઓ મધેથી નાધલા નસરવાનજીને પોતાના પાલક તરીકે ઓલે લઈને કાએમનો હકદાર વારેસ થેડેઆ પછે, થોડા દીવસ સુધી સખત માંદગી ભોગવીને રોજ ૨૩ મો માહ ૮ મો શેહનસાહી સાને ૧૨૧૨ ૫૦ ની પાછલી રાતરે કલાક બેને આમલે ગુજરી ગયા, તારે તેનાની ઉમર ૫૬ વરસની ઉપર પાંચ મહીના ને ૨૨ દાહડાની માલુમ પડી હતી.

જાંગીર શેઠ જેમ પઈસે પુર હતા, તેમ ગરીબ ગુરબાંઓ ઉપર મયા મેહરબાણી રાખવામા બીન કસુર કેહવાતા હતા; અને ગંભીરી સવભાવની સાથે નમનતાઈ ભરેઆ ખવાસને સલુકાઈમા સમાવેઆથી, મુંબઈની વસતીમા એક મોહભાદાર શેઠીઆ તરીકે સરવેનો સારો ચાહ મેળવી ગયાછે.

---

## શેઠાંણી મોટલીબાઈ.

આ સદગુણી બાનુની ઓલખ ઉપર આપી ચુકાય તે પરમાણે મરહુમ જાંગીર શેઠની એક પુરી પુતરી, અને શેઠ માણેકજી નવરોજજી વાડીઆનાં વીધવા થાએછે.

બાપના મરણ ટાંકણે તેનાએ કરી લીધેલા પાલક, તથા ભરથારનો હકદાર વારસ મલી બેહુ નાહની ઉમરના બાલકો હોવાથી તેઓના વહીવટનુ સતા ભરેલું વકીલાતન પણું ચલાવવામા આ નેક બખત બાઈ એટલાંતો ચાલાક માલુમ પડયાંચ કે લાખો રૂપીઆના લેનદેન સંબંધી બેહોલી ઉથલ પાથલ એક મરદ નહી કરી સખે તે કરતાં સરસ રીતે સરાફી કામ બજાવીને બેહુ મરહુમ સાહેબોની અસલી થાપણને અતીશીઅ વધારી મેલેઆથી તેઓને તાંહાંનો દરવીઅ હવડાં કરોડની કીરતીએ પુગેલો સાંભલાએછે.

આ બાહોસ બાઇના બેહુ બેટાઓ (શેઠ નવરોજજી માણેકજી, તથા નસરવાનજી જાંગીરજી વાડીઆ) પુરતી વએ પોહચીને વેપાર વણજ ચલાવવા લાએકના થયા, તારથી તેઓને જુદા જુદા વહીવટનુ કાંમ તેનીએ શોંકી

આપેછે; તોપણ તે દરએક ઉપર વડાપણાનો હક પોતીકો રાખીને બેહુ ભાઈઓને સારા સંપજમા રાખવી બેઠાંછ, તે ખુબી ખરેખરી વખાણ લાએકની બીચારવામા આવેછે.

રખાવતના સુભ કામો જેના કીસમતમા જેટલાં સરજાએલાં હોએ, તેટલાંજ તેનાથી બની સકેછે; પછે આલમને જોઈએ તેવી સેહમજ દોડાવીને તે સંબંધી ઈઆનો જાહેરાત અથવા બાતેનમા ગમે તેટલા સબકો સંભળાવે તેની અસર કદાચજ થાએછે; પણ આ સકરમી શેઠાણી જે ધરમમા જનમ પામીઆંછ, તેની તાસુબી હઈડ ધરીને માહપુણના કામો જે રાખી તબેથી તેનીએ પાર ઉતારી દીધાંછ, તેટલીજ તેનીની ઈઆદગારી હેઠલ જણાવેઆ મુજબ વખણાઈ રહેલીછે.

પારસીના ધરમગુરૂઓનુ વડું પંથક કસબે નૌસારીમા સૈંકડો વરસથી સચવાઈ રહેલુંછે, તાંહાંની અગીઆરી વાલી પુરાંણી એમારત ઘણીજ બોસમાર હાલતમા આવેલી તથા સંકડારા ભરેલી જણાયા ઉપરથી, આ બાઈએ અસલ મકાંણને પડએની બીજી જગેઆ મેલવી લઈ મોકલાસ ભરેલી માહભારત એમારત બંધાવી આપી; અને તેમા આતસ આદરાનના પવીતર કેબલાને, રોજ ૨૬ મો માહ ૮ મો શેહનસાહી સાલે ૧૨૨૦ ય૦ એ પાછા તખતનસીન કરાવેઆ, તે ઉપર તેનીને ખાસ ખજાંણેથી કેટલા હજાર રૂપીઆ ખરચાયા તેની સંખીઆ સાંભલવામા આવી નથી.

આપણી ટાપુ ખાતે કોટમા પરચોતંમ ચીમાજી, અથવા પીઠાંના મોહલા અંદર, મરહુમ હીરા લાહેરના પેરથી તે છેક પારખની ચાલ સુધીની બધી મીલકતો ખરીદ કરીને તે ઉપર એક મજબુત એમારત જે બંધાવીછ, તાહાં રોજ ૨૦ મો માહ ૯ મો શેહનશાહી શાલે ૧૨૩૨ ય૦ એ પોતાના મરહુમ પીતા શેઠ જાંગીરજીની નઈઅતે આતસ આદરાંણને તખતે બેસડાવી તાંહાંના તમામ જરથોસતીઓની સગવડ સાચવી આપતાં સવાબનો મોટો હીસેરો હાંશેલ કરી લીધોછે; અને તે કાંમ સંપુરણ થતાં સુધી સગલા મલીને રૂ ૬૪,૩૦૦ જે થયા, તે ઉપરાંત તેના જાયુક નીભાવસ માટે રૂ ૪૦,૦૦૦ ની સરકારી વીઆજુની નોટો અલાહેદી કાહડીછ તેની ઉપજમાથી દરસાલે જરૂરીઆત જોગનો બધો ખરચ મલેઓ જાએછે. આ નેક કાંમમાથી મજકુર બાઈની સાથે તેનીના મેહરબાંન માતાજી માણેકબાઈએ પુનનો હીસો હાંશેલ કીધેલો સંભલાએછે.

એ ઉપરાંતબી શેઠાંણી મોટલીબાઈની મયાવંતી મેહરબાંણીથી મુરતના કેટલાંક પરગણા તથા દમન ખાતેના આતસઆદરાન અને દાદગાહનો ખરચ જે ચાલુ રહેઓછ, તેનોતો ચોકસ હીસાબ મલેઓજ નથી. અને તેનીની હઈઆતી સુધી હજી બીજાં ઘણાક પુનવંતાં કાંમો જે થવાના હોએ, તેની અગમચેતી આપેઆ કરતાં આવેઆવંતાઓને તે બાઈના આસરાની વાટપર રાખવાનુ બેહતર સેહમજીએ છઈએ.

---

# શેઠ પેસતનજી બંમનજી.

પારશી કોમની ઇઆદીમા હજીશુધી પડાઈ ગએલા આ હીંમતવાન નર, અને રાવતતર શેઠીઆનો જનમ ય૦ ૧૧૨૭ ના શેહનશાહી બહમન મહીનાને રામશેરોજે મુબારક થએલો માલુમ પડેછે આ શુરા શેઠ ની કીરતી વીશે ઘણી વાતો બોલાએછે, અને તેની શાબેતી માટે શોધ કરતા જેટલી હકીકત ખાતરી ભરેલી જણાઇચ તેટલીનીજ નોધ લેવાનો વીચાર કરીને હીંઆથી તેમનુ વરણન વીશાતારી કરીએછે

વીશેક વરસાની ઉમર પસાર કીધી તાહાશુધી તેનાની જીદેગીના અહેવાલ કેહવું પરીણામ ઉતારેલ, તે બાબેની ખરી ખબર અજવાલેથી દુર રહેલી દેખાઇછે, પણ ય૦ ૧૧૪૯ મા મી૦ બરૂસ ફાસતની કુપણીએ, (જે હવડા મી૦ રીમીંગટનની કુપણીને નામથી ચાલેછે) અતરે પેહલવેહલી પેહડી, ..ધાડી, તે દાહડેથી તેઓને તાહાની દલાલીનુ કામ આ શેઠ લઈ બેઠા, અને તેહવો સજોગ સધાયાથી થોડી મુદતમા ખુબ વેપારી તથા વાહાણવટીને દરજે પોહતા.

પોતાના વેપારને વાસતે આ શેઠીઆએ બધા મલીને પાચ વાહાણો આ પરી ગોદીમા જુદે જુદે વખતે બધાવેઆ હતા, તે મધે —

- ય૦ ૧૧૫૦ મા "બાહમનીઆર" ટન ૭૫૦ નુ એ બારકસ ૧૧૬૦ ને શાલ ભાગામા આવેલછે.
- ય૦ ૧૧૫૪ મા ' મીનફરડ" ટન ૬૨૫ વાલુ. આ બારકગ ૧૧૭૯ સુધી સફરે ફરતુ હતુ.
- ય૦ ૧૧૫ મા "આના" ટન ૭૪૯ વાલુ, તથા "હીરા" મલી બે બારકશો ૧૧૭૧ સુધી એવણની માલેકીપણામા રહેલા હતા.
- "ટાઝબક્ષ" ટન ૮૧૫ વાલુ કેઆરે બધાયુ તેની તો ખબર નથી, પણ સફર કરતા લડાઇ વખતે ૧૧૮૪ મા ફ્રેંચ મનવારના સપાટામા સપડાઈ ગયુ હતુ

રૂઉની ગાસડીઓ દાબવાના સ્કુરૂઓ હવડા સેંકડો ભાગીદારોની મદદથી બધાઇને ચાલુ થતા આપણ જોઇ રાખીએછે, તેહવા સ્કુરૂઓનુ એક માહભારત મકાણ આ શેઠે પોતાને ખુદ ખરચે ય૦ ૧૧૫૪ અથવા ૧૧૫૫ ની શાલ, કોટ માહેલા સેંટ ટામસ દેવલની સામણે અવેલી આરમેનીએન લેન નામની ગલી અદર બધાવેલ હતુ, જાહાથી તે વખતની ઢબ પરમાણે "બફલુબેલ" નામની મોટા ઉઠાવવાની હજારો ગાસડીઓ દબાવીને દેશાવરો ખાતે એવણ મોકલાવતા હતા એ કારખાનુ શેઠ દાદાભાઈ તથા મ ચેરજી પેસતનજીની જાહોજલાલી ભરેલી કારકીરદી સુધી તેઓ પાશે રહેલુ હતુ, અને તે બાદ પારકે હાથ ચહડીને તેજ મકાણપર હવડા "ફોરટ પરેસ કુપણી" ને નામે વરાળ યતરથી ચાલતા નવી તરેહના સ્કુરૂઓ ગોઠવાએલાછે.

જાહાશુધી ઉપના બચેલા બારકશો આ શેઠના શવાધીનમા રહેઆ, તાહા તુલીક તેનાને ઘણાજ લાભકારી થયા હતા; પણ તે પછે ઇઆતો વેપારમાથી

ફરાગતપાંમી તેનાએ વેચી નાખેઆં, અથવા તો તોફાંને તેઓનો અંત આંણેઓ હોએ, તે ચોકસ કહી શકાતું નહી.

આ શેઠના હયઆત વારેથી માહેલા એક ગરહશથ પાશે જે ૯-શતાવેજ શચવાઈ રહેલાછે, તે જોવા ઉપરથી તેનાની જાહોજલાલી હેવી જણાય આવીચ કે ઇ૦ શને ૧૭૮૯ મા એક વાંહાણ બાંધવા થકી તે વખતના ગવરનર, મેજર જનરલ મેડૌસ પાશેથી ગોદીની રજા મંગાવી, તારે તેનો જ-વાબ પરથમ એવો મલેઓ હતો કે, બીજા લોકોના બારકશો માટે બધી ગોદીઓ રોકાઇચે તેથી તમોને જગેઆ મલી સકશે નહીં. આ બાબેની બાબર કાહડતાં હેવું માલુમ પડશે કે, તેણાનો કાગલ પોંહતો તે વખતે એક ગોદી ફાલતુ હતી, પણ લાગવગથી કોઈ બીજા શેઠીઆને વાસતે સાચવી રાખવાના હેતુથી એવણને જારે નાપાડશે, તારે એક બીજે પતર આ હીંમતવાન નરે ગવરનરની ઉપર લખીને કોઇની ખાતરદારી સારૂં તેમના કામને પછાત નાખવા સંબંધી ઠપકો આપેઓ; અને તેની અસર હેવી થઈ કે, તેજ કાગલની હેઠલ ગવરનરે પોતાના ખતવટે ફાલતુ રહેલી ગોદીની પરવાંનગી તતકાલ લખી મોકલાવી હતી. સાંભલેઆ પરમાણે આતો માતરે એક શાધારણ બાબદ હતી, પણ તે ઉપરાંત પરજા ઉપીયોગી ઘણાક માહભારત કારણો વાસતેબી સરકારની સાંમણે કાએ-દાની હધમા રઈને, બલતવારીથી સરકશી કરતા અને તેમા આ શેઠ વારંમવાર ફતેહમંદ ઉતરતા હતા.

ઘરડા ગરહસથોથી હેવી વાતબી સાંભલવામા આવેલીછે કે, હરેક બાબ-દના સરકારી ધારા જારે પરજાની વીરૂધ નીકલતા જણાએ, તારે તેની શાંમણે આ સાહેબ સવતંતરપણાથી થઈને તેહવા કાએદા કહડાવી નખાવતા, અથવા તો તેમા કાંઇક સુધારો કરાવેઆવના રેહતા નોહતા; અને તેથી કરી તેણાને ગવરનર ડંકન સાથે સદા અનબનાવ ચાલતો હતો. હાવે સમે આપણા પુરાતંમ પટેલ ખાંનદાનના નબીરાઓના હાથમાથી, સરકારે સોંફેલી પોડીક હકુમતને અખતરા મેલવવાની મતલબ સાંધી, કોઈ સાહેબોએ મજકુર ગવરનરને ઇ૦ શને ૧૮૦૪ મા અરજી કીધી હતી., તે વાતની ખબર આ શેઠને જેવી મલી તેવાજ તેઓને સાથે લઇને ગવરનર પાશે પોતે ગયા. બેહુ સાહેબોની મુલા-કાત થતાંજ અરસપરસના અનબનાવની વાતો થોડાકવાર તેઓ તદન ભુલી ગયા, અને જે કારણસર રજુ થયા તેના ખોલાસામા શેઠ મજકુરે સહમજાવી કહીને સાથે લઈ ગએલા શેઠીઆઓનુ કાંમ પાર ઉતારી આપેશે, તે બાબેની બીના આ નોંધ પાને ૨૬૨ મા જણાવેલીછે, તાંહાંથી વાંચનારા સાહેબોને તેની સાહદત મલી આવશે.

શેઠ પેસતનજી વાડીઆના સાહસીક કાંમોની સાથે તેવણથી થાએલી સ-ખાવતો સંબંધી જે સમાચાર હાથ આવેઆચ, તેનો સમાસ હેઠલ કીધેલો જોકે ઘણો થોડો જણાએચ, તોપણ અગતના કારણ માટે તેટલો ધરમ માહ-પુણવંતો ગણાયછે.

ઉદવારાની પાશે પારડી નામના ગાંમ મધે રાહદારી મુસાફરોના વીસામા

સારૂ એક ધરમશાળા પોતાની પેહલી બાએડરદારની નઈઅતે ૫૦ ૧૧૫૭ મા રૂ ૨૦૦૦ ખરચીને બધાવી હતી. એ મકાણ આગલા દાહાડાઓ ઉપર મુમબઈ તથા ગુજરાતની વચે આવતા જતા મુસાફરોને ઘણુંજ ઉપીયોગી હતુ, પણ હવડા આગ ગાડીઓ ફરતી થવાને લીધે તેનો જાહજે લાભ લેવાતો નથી

મરણ પામેલા પારસીઓના રનાછાને અવનમજન પોહચાડનારા ચોપાટીનાના પાહડી મકાણ ઉપર ચહડવાનો અરાન રસતો ઐવોતો દીક્ટ હતો કે, સચકારને ઉચકનાર નીવાએ સાથે જનાગઓથી ઉપર વેર જવાઈ શક્તુ નોહતુ, અને તેથી ફરી તે લોકો લાચારે રેહવાઈની વાડીમાહેલી ધરમની જગાપર જઈ પોતાની ફરજ અદા કરતા હતા દાદુ ડામ મજહબના ફરમાનથી ઉનટુ થતુ જોઈ, આ ગફરમી શેઠ તેનો કોઈ ઉપાએ શોધતા હતા, તેટવામા તેમના મેહરબાન મા તાજી અમામાઈ રોજ ૭ મો માહ ૭ જે શેહનશાહી ગાને ૧૧૫૯ મા મરણ પામેઆ તારે તેઓની નઈઅતે ડુંગરવાડીની રેહનાહથી તે ટેક ઉપર સુધી પથરની પગથીઓ પોતાના ખુદ ખરચથી મજબુત બધાવીને તે વખતની પચાએતને સવાધીન કરી દીધી, તારથી સચકાર ની સાથે હમસફીક થતા જરથોસતીઓ છેક દોખમા સુધી જઈને રવાણોને છેલો શેજદો કરેઆ, ઉપરાત લાવેલી બાજ દરોબસત મુકવા પામેઆછે એ શીહડીઓના બાધકામ ઉપર આ સખી શેઠ રૂ ૧,૩૦૦ ખરચેઆ હતા, પણ તારપછે જેમ સગો બદલાતો ગયો, તેમ પચા એતના ખરચથી ઘણીવાર મરામત થવાને લીધે અસલી હાલતમા ફેરફાર પા-મીને આજ દન સુધી તે સલામત રહેની મલુમ પડેછે

સડતાનાના કાળ ની વખતે ગરગામડા તરફથી સેંકડો ગરીબ જરથોસ તીઓ ભુખમરાને લીધે બચા છોકરાઓ સહીત ૫૦ ૧૧૬૦ મા અતરે ઘસડાઈ આવેઆ હત, તેઓનો પરતીપાલ કરવા સાર આ શેઠે પોતાની સાથે મરહુમ દાદી શેઠ તથા નસરવાનજી વાડીઆને ભેગા લઈ માણેકજી શેઠની વાડીમા સગનાઓને ઉતારો આપની દસ મહીના સુધી રાખેઆ હતા. એ મુસાફરોને તેટલા વખત સુધી દાહડામા બે વાર પુરતા ભોજનથી તરપત કરવાનો વહીવટ પોતાની આગેવાની હેઠલ સાચવી ગએઓ, અને સારી તરદુદ વાપરી જે ખરચ થયો, તેનો જુમલો કુલ રૂ ૧૬,૮૨૧ાાપા રોકરાનો જણાયો હતો* ખરચા એલી રકમને તરણ ભાગે વેહચતા રૂ ૫૬૦૭)ાાડાા રોકરા પોતે આપેઆ, અને બાકીના ઉપર જણાવેલા બે સખીમત શેઠીઆઓએ સરખે ભાગે ચુકાવી દીધા હતા આ વાતનો વખત તો જોકે વહી ગયો, પણ એક સારા કામની કીરતી ભરેલી કેહવત જે રહીઅ, તે આ સુધા તરફે સકલ ગુણી સખી દાતારોના પરીવારોને બહુ સતોસ પમાડવા લાએક સાહમજાએછે.

* એ બાબેના હીસાબનો આકડો આ શેઠના એક વારેસની પાસે સચવાઈ રહે એલ ત હાથી હમારા જોવામા આવેઓછે, અને ખરચમા જે કરકસાર કીધેલી જણુએઅ, તનો એ નાયો એજ હીસાબ દેવો દેખાડેછે કે તેટલી મુદતમા પરશી ઓન તાહા ઘણીવાર થએલા જમણોના ભોના આવતા રહેઆ, તેથી તેટલા દાહ ડામા ખરચ કરવો પડઓ નોહતો
નો૦ સે૦

સુરત તથા ભરૂચની વચે આવેલાં મોજે અકલેસર મધે રેહનારા જરથોસતીઓના રવાંણોને આરાંમ ધાહ માટે, એક દોખમુ આ સખી નરે બંધાવીને રોજ ૧૯ મો માહ ૬ ડો શેહનશાહી શાલે ૧૧૭૯ માં ઈજાવેઆ પછે, તાંહાંની અનજુમનને સવાધીન કરી દીધું તે ઉપર ખરચેલા રૂ ૬૦,૦૦૦ જાંણવામા આવેઆછે.

સડતાલા કરતાં મરસાકાવ ઓગણોતેરમા* (તેની આગલે સાલ વરસાદ ખીલકુલ નહી પરથેઆને લીધે) ઉતર તરફ ગજબ નાક પડેઓ હતો, તેની મુશીબત પાંમતા તાંહાંના હજારો હીંદુઓ તથા મુસલમીનો જારે આપણી તરફ ઉતરી આવેઆ, તારે માહજનના શેઠીઆઓ શા૦ દેવીદાસ હરજીવનદાસ, તથા નાગરદાસ હીરજી મોદીની સાથે આ સાહેબ સખી દીલથી સાંમેલ રહીને, તે ભુખેમરતાઓના આસરા માટે પેર પેર ફરી મોટાં હુગરાંનાથી સુમારે સવાલાખ રૂપીઆ જે ભેગા કીધા, તેની અંદર પોતે પણ રૂ ૧૦,૦૦૦ ની સખાવત સમાવી દઈને સવાબનો હંમેશા હાશેલ કરી લીધો હતો.

આ શેઠની સદગુણી બેઠી મુનાબાઈ રોજ ૩૦ મો માહ ૬ ડો શેહનશાહી શાલે ૧૧૮૧ ય૦ એ ગુજરી ગયાં, તારે તેનીની નઈઅતે જાયુક પુન કરવાનો હેતુ ધરીને અંગરેજ બજારની અંદર ફારબસ સ્રીટ માહેલું વીથેક હજારને આસરેની કીમતનું એક ઘર, પોતાની અસકેઆંમતમાથી અલાહેદું પાડીને, તેના દસતાવેજો સહીત તે વખતની પંચાએતના અકાબર શેઠ ફરાંમજી નાનાભાઈ દાવરના સવાધીનમા સોંકવા માટે એક લખત તઈઆર કીધું હતું; પણ સાંભલેઆ પરમાણે તે દસતાવેજ તેનાને આપેઆ વના તેનો વહીવટ હઈઆતી સુધી પોતેજ રાખીને, તે ઘેર ભાડાના વરશે દાહાડે બંધો ખરચ બાદ જતાં નકી ઉપજતા રૂ ૧૧૦૦ હેઠલ જણાવેલાં ધરમ ખાતાંઓમા પોંહચતા કરતા હતા. તેમાઃ—

જરથોસતીઓમા જે લાચાર લોકો હોએ, તેઓના બચાંઓને પરણાવી આપવાના કારણસર ........................ ૪૨૫
ઓથીજ હાલતના હમદીન મરદ તથા ઓરતોની પરવરેશી માટે.... ૪૨૫
બેશી વગરના નાતીલાઓ મરણ પાંમે તેના મોહતપર ખરચવા સારૂં.. ૨૫૦

આ શેઠીઆની હઈઆતી બાદ ઉપલાં ધરમ ખાતાંનો વહીવટ તેનાએ કરી લીધેલા ખાનગી માહેલા શેઠ દાદાભાઈ તથા મનચેરજીના સવાધીનમા આવેઓ, તારથી કેહવ કે ઘણી મુદત સુધી દરોબસત ચાલેઆ કીધો હતો; પણ પાછલના પતલા વખતને લીધે તેની ઉપજનો જો ગેર ઉપીયોગ થતો હોએ તો, તે બાબે હમારી શ્રઅના ધેઆનમા લઈને તે ધરમ ખાતાનું ઘેર મેહુ શેઠીઆઓએ પોતાની હઈઆતીમા તરસદ દીડ કરી પંચાએતની પુંજી સાચવનારા અકાબર સાહેબોના સવાધીનમા શોંકી દેવું જોઈએ, કે જેથી કરી તેઓની મેહરબાન માતાજીના નેક નામની ઉતમ સખાવત ચંદરોકાન સુધી હસતીમા રેહ.

* એ દુકાલ સંવત ૧૮૬૯ ની સાલમા ગુજરાત તરફ પડેલો સહમજવો. નાં૦લે૦

આ શોખીલા શેઠીઆએ પરેલ ખાતે ય૦ ૧૧૬૦ મા બનાવેલા "લાલબાગ" નામનો એક રંગીઆમનો ચમન, તેના પુર બાહાર પર એટલો તો વખનાયો હતો કે, બાહેરના દેશાવરો તરફથી આવનાર મુસાફરો ખાખસુસ તાહાની ભેટ લઈને* આરાસતે કીધેલા બંગલા, તથા બગીચાની ગમતથી મોટી ખુશી ઉપજાવતા હતા; પણ કેહવાને દલગીરી ઉપજેછે કે, જમાનાના જાલમી દોરની સાહમણે તેનો દબદબોબી કાએમ રેહેઆ નહીં તો નહીં, પણ તેની માલેકીબી હકદાર વારેશો પાશેથી સદનતર નીકલી ગઇછે.

શેઠ પેસતનજીની પેહલી પરણી બાએડી (બનાજી ખાનદાનના મરહુમ શેઠ નાનાભાઈ બેરામજી દાવરની દીકરી માણેકબાઇ)ને પેટે મુનાબાઈ નામની દીકરી સીવાએ કોઈબી નરવારસ નહી થયા ઉપરથી તે બાઈ હઇઆત છતા આ શેઠ બીજી ઓરત પરણી લાવેઆ, તારે તેનીને પેટેબી કોઈજ ફરજંદની વરધી થાઈજ નોહતી; પણ તે સાહેબ કોઇ હીંદવાની અબલાને છુપી રીતે પોતાની મોહબતમા મેલવી લીધાથી તેનીએ એક દીકરો અને એક દીકરી મલી બે ફરજંદો જે જણી આપેઆ,† તેઓને એવાતો ગુપતમા રાખેઆ હતા કે, તે બાઇ બેહેનો મોટા થઈને મજહબમા આવેઆ, તથા મકતબમા જઈને વીદેઆ હાશેલ કરવા લાગા, તે છતા પણ પોતાના મરણ સુધી બે વીસવાસુ માણસો સીનાએ કોઈનેબી ખબર પડવા દીધીજ નહીં. આ વાત અધારામા રેહેઆને લીધે, તે સાહેબ જારે રોજ ૨૦ મો માહ ૧૧ મો શેહનશાહી શાલ ૧૧૮૫ ય૦ એ બરોબર ૫૮ વરસની ઉંમર પુરી કરીને ગુજરી ગયા, તારે તેનાની દીકરી સુનાબાઇને પેટથી અવતરેલા શેઠ દાદાભાઈ તથા મનચેરજી ઉપરાંત, જરબાઈ, બચુબાઈ અને ધનબાઈજી નામની તરણ દીકરીઓ મલીને પાચો ફરજંદોને તેઓના સાવકા મમાઇએ પાલક દાખલ લઈ હકદાર વારસ ગણેઆ હતા; અને તે પછે કેહચ કે કોઇ લામબી મુદતે પેલી મોહબતવાલી હીંદવાનીને પેટથી પેદા થએલા બાનકો જાહેરમા જણાઈ આવેઆ હતા.

આ સુખવાલી શેઠીઆ જોકે કોઈ ભએંકાર મરજની સકત બીમારીમા કેટલુકસુધી ઘણા હેરાણ રેહેઆ અને તે દરદની પીડા પોતાથી નહી ખમાઈ સકી, તોપણ સેવટની છેલ્લી ઘડીસુધી તેમાથી તેવન આરામ પામસે, હેવી ઉમેદ બતલાવીને પોતીકા બેસીઓ તથા મીતરોને સદા સધીઆરો આપતા હતા;

---

* એ વખત પર મુંબઈમા માતરે પરેલ ખાતેના તરણ મકાણો જે તારીફ લાએક જણાતા હતા, તેમા સરકારી મેહલ, સીતારીબાગ, અને આ ગુલજાર બગીચો હતો; જે જોવા જનારા દેશીઓને આ સખી શેઠીઆથી તે છેક શેઠ દાદાભાઈની જાહોજલાલીના વખત સુધી છુટ મલતી હતી, એટલુજ નહી પણ ૧૮૦૩ ની આગથી ઘેરબાર વી ।। વેરાણ થઈ પડેલા પારસીઓને કેટલીક મુદત સુધી તાહાના ચોકમા વીસામો આપી તેઓની બરદાસત વટીક લેવાએની માલુમ પડીછે.

† દીકરાનુ માણેકજી અને દીકરીનુ આવાબાઈ નામ રાખેલ હતુ અને તે બેહુનુ પાલણબી આ મરહુમ શેઠના પઇસાથીજ તેઓ દરએકની હઇઆતી તુલીક ચાલેઆ કીધુ; જે પછે થોડુક થયુ બેહેન (મુબઈમા) અને ભાઈ (પુના તરફ) ગુજરી ગયા તેનો દાહડોવાર જાણવામા આવેઓ નથી. નો॰ સ॰

પણ મરણની થોડાજ કલાક આગમજથી તેનાને માલુમ પડીઊ કે, અજલની દોરી તુટવાનો વખત હવે નજદીક આવેલોછે. આટલી પેસારત ચેતીઆથી પેલી જાહાન તરફ જવાસારૂં પોતાને પેદા કરનાર પરમેસવરના દાહપણ, તથા તેની કુદરતી કરામત ઉપર પુરતો આધાર રાખીને તેમની પાસે આવી બેઠેલા એ-સાનદોની હજુરમા હીંમતથી પોતે સતોસ પકડતા જણાયા હતા.

, જીંદગીની આખરી વખતે પણ પોતાનુ ચીત ઠેકાણે રાખીને, ઘણા પેઆર તથા જે વીસે તોણ આગમજથી વખણાએલા હતા, તેવી સલીસ ભાસાથી પાસે બેઠેલાઓને કહી સભલાવેઊ કે, "ભાઈઓ માહરો વખત આવી પોહોતો મને "માલુમ પડેછે, માટે જગત કીરતારની મરજી મુજબ તે ખાવંદની હજુરમા "જવા સારૂ તેના હોકમને તાબે થાઊંચ. આ દુનીઆમા અદા કરવાનુ છેલ્લુ "કરજ મરણછે, અને તે ફરજ કુલ ઇનસાણોને જે લાગેલીછે તે મોડ઼ે ઘણા "વેહલે મરપેને બજાવવી પડેછે. ખોદા જારે જે દીવસ ચેઠવે તારે, અને તે "વખતે વગર ધીલ આપણને જવુજ જોઇએ. તુએ જોયુ કે આ માંદગીમાથી "આરામ મલવાની* ઉમેદ જાતે ફોકટછે, તારે કોઇબી મનુસથી કદાચજ બની "સખે હેવી રીતે જીવવાની આસેઆ હું બીલકુલ રાખતો નથી; અને તેજ "પરમાણે તમો સરવે જણાઓએમી વખત આવતા તાબેહ થવા સારૂં માહરી "નકલ કરવી (યાને મરણ ટાંકણે તેમના જેવી હીંમત રાખવી); માહરી જીંદ- "ગીમા તુએ જે કાંઇ ડીઠુચ, તે ઉપર તમારી નજર દોડાવજો, અને તે જીં- "દગી તુએ સારી રીતે ગુજારી હતી હેવી તમારી ખાતરી જો થાએ તો, માહરા "ગયા પછે તેટલી યાદદાસતને તમો સતોસથી સભારજો; કેમકે તે ખાવંદની "મેહરબાનીભરેલી મદદથી માહરા કામોમા સદા મહને ફતેહ મલતી હતી; "અને હીંદુસતાનથી તે છેક ઇંગલાંડ સુધી મહને હેવાતો બલવત મીતરો મ- "લ્આ હતા કે, તેઓની મમતાથી શેવટે સારૂજ પરીનામ તુએ ઉતારેલુછે. જેવી "સાન તુએ મલાઈચ તેવીજ તમોની જાગી રાખજો, અને આ દુનીઆમા "હવે માહરે કાંઇબી ઇછવાનુ બાકી રહેઉ નથી; શીવાએ કે ખોદાતાલાએ જેવી "મેહરબાની માહરા ઉપર કીધીછ; તેવીજ મેહરબાની માહરા તથા આપણા જે "કીરતાર પાશે માગુચ કે માહરા કબીલા ઉપર તે સાહેબ સદા રાખે."

જરથોસતી મજહબ ઉપર ચુમત રેહેનારાતી મરતી વખતે હાી ગભીરાઈ બરેલી નેકી, અને ખોદા ઉપરનો પકો બરોસો હતો. એનણના મરણથી એ-બીલા કબીલા અને દોસતોમાજ નહી, પણ દરેક કીસમના દેશીઓને તેમની ખુટ બચીત માલુમ પડી હતી. પોતાની જાતી હુશીઆરીથી મેલપેલા દર-વીય તથા વગ વાપડતા તેવણ હેવાતા બનવંત થઇ પડેઆ હતા કે, કોઈબી રીતની લાલુચ રાખેઆવના હીંમતનો ઉપીયોગ સખીપણાથી કરતા હતા. પો-તાની ભરજવાણીના વખતથી વેપારના કામની અંદર જે પરેઠાઈ રહેલા હતા, તે વીશેનુ વરણન તો ઉપર સગાથી ચુમ છઇએ, પણ તે ઉપરાત સાભલેઆ પરમાણે યુરોપીઅન ગરહસથોને જે જે ઓળીઆટીઓ મલેઆ, તેમા આ મર-હુમ શેઠ અગરેજી ભારા, દાહપણ ભરેલા વીચારો, સસારી તથા સરકારી

કાએદા કાંનુનોથી સારી રીતે વાકેફકારીમા ઘણા સરસ જણાયા હતા; અને તેહવા સદગુણો સમાલી રાખેઆને લીધે પોતાના હંમદીનો માહેલા ઘણા માતબર સોકો વચેના ટંટાઓનો ફૈસલાબી તેવણ હેવીતો સંતલસથી ઘેરમેલ કરી દેતા કે, તેમ જો નહીં બનેઈ હોતતો કેહમ કે તેવા વખતપર તેઓ પાએમાલ થઈ ગએઆ હોત.

શીકલ ઉપરથી શેઠ પેસતનજીનો દેખાવ જેમ ઘણો ભલો, તેમજ દબદબાથી ભરપુર સંભલાયોછે, અને તે સાથે જાતી ગનાન તથા પુખ્ત વીચારથીજ તેવણ પરકાશી ગયાછે. સકમાઈથી મેલવેલી દોલતનો મોટો ભાગ જારથી તેનાએ એમારત બાંધવામા રોકવા માડેઓ, તારથી તે છેલીવાર બીમાર થયા તાંહાં તુલીક બેસુમાર બંગલાઓ અને બાગો બનાવીને આ મુંબઈ ટાપુની કેટલીક ઉજડ જગાઓને ગુલજાર કરી દેખાડી; અને તેથી કરી દેશીઓની દોલત યુરોપીઅનોના મુખ્ય માટે રોકવાની તબેહ જાણે આ ગરહસથીજ પડી હોએ તેવું તે વખતપર કેહવાતું હતું. જે જે યુરોપીઅનો આ સખી શેઠના બંગલાઓમા રહી ગયાઅ, તેઓની મરજી મુજબ મીલકતમા સુધારો તથા સગવડ કરી આપવામા જે ઘણાજ ઉલટમંદ દેખાતા હતા, તે પેસતનજી વાડીઆ ઉપર જણાવેલાં વરસ તથા મહીનાને રોજે આપણી વસતીમાથી અસબાબ ઉઠાવી મીનોઈ આલમમા જઈ મલેઆછે.

---

## શેઠ દાદાભાઈ તથા મનચેરજી પેસતનજી.

મમાવાના પાલક થએલા આ બેહુ ભાઈઓ માહેલા વડા રોજ ૧૨ મો માહ ૮ મો શેહનસાહી સાલ ૧૧૭૧ મા, અને નાહાના રોજ ૨૬ મો માહ ૪ થો શેહનશાહી સાલ ૧૧૮૬ પ॰ એ જનમ પામેલા માલુમ પડેઆછે.

ધરંમ બાપની મોહલી અસકેઆંમતો હવાલામા આવેઆ પછે, તેને ઉપીયોગમા લાવતાં ભવીસના માહબલની મદદથી આ સાહેબોએ દરવીઅંનો બંડોલ એટલો તો વધારી મેલઓ હતો કે, તેની જડ જાણે પાતાલ સાથે લાગીને ઉપજતાં ફલો તરાંબાંની તરેજુરીમા સચવાતાં હોએ, એવો આવાજ આલમને મોહડેથી વગર સંધે સંભલાયા કરતો હતો; એટલુંજ નહીં પણ પઈસાના પરતાપથી વેપાર ખાતાંના મોટમોટાં મથકોમા મી॰ દાદાભાઈ તથા મનચેરજી પેસતનજીનાં નામો પરખેઆત થઈ રહેઆં હતાં.

મુંબઈના એકથી તે બીજા છેડા સુધીના વીસતાર માહેલી કોઈબી જગેઆ, આ સાહેબોની મીલકત વના ખાલી હોએ એવી જણાઈજ નોહતી; અને તેથી કરી અડધું શેહર તેઓની એમારતો સારૂં રોકાઈ રહેલું કેહવાતું હતું.

પોતીકા સારા વખતમા આ સાહેબોએ ખજાંણાની થેલી માહેથી કેટલીક રકમો કાહડીને ધરમનીમના સારાં કામ સારૂં જે સદકે કીધેલાછે, તે વીગેની

બધી બાતમી તો હમોને મલી નથી; પણ જેટલી હકીકત જાહેરમા જણાઈ ચુકીચ, તેનોજ સમાસ હીંઆં નોધી લેવા ચાહીએછે.

ય० ૧૧૯૯ મા ઉદવારા બાતેના શરવેથી પુરાંના, અને સંજાનવાલા પેહલ-વેહલા આતસબેહરાંમના કેબલા વાલું અસલી મકાન ખીસમાર હાલ-તમા આવેલ હતું, તેને નવેસરથી બંધાવીને અસલ કરતાં મોટું કરાવેલ તે ઉપર રૂ ૨૫,૦૦૦ ખરચેઆ હતા.

ય० ૧૨૦૦ મા વાડીબંદર તરફ રેહનારા જરથોસતીઓને તાંહાંના ધર-મનીમના કામો માટે એક અગીઆરી* બંધાવી આપી તે ઉપર ખરચેલા રૂ ૨૦૦૦

ય० ૧૨૦૩ મા પરેલ બાતેના લાલબાગની અંદર એક અલાહેધી જગોએ એમારત બંધાવીને તેમા આતસ આદરાન† તખતે બેસાડેઆ હતા, તેના કાંમ સારૂં બધા મલી ખરચેલાનો સુમાર રૂ ૬,૦૦૦ નો સાભ-લવામા આવેલેછે.

ય० ૧૨૦૫ મા વસાઈ બાતે ગામની બાહેર હવાવાલી જગેઆ ઉપર મુંબઈ તથા ગુજરાત વચે ફરનારા મુસાફરોને માટે બંધાવેલી ધરમસાલાને માથે ખરચેલા રૂ ૪,૦૦૦–આગગાડીઓ ફરતી થાઇચ તારથી એ મકાંન મુસાફરોના કાંમમા તો આવતું નથી, પણ જે જે સાહેબો તાં-હાંની શેલધાહ સારૂં શીધારેચ, તેઓને અતી ઉપીયોગી માલુમ પડેછે; અને તેટલા માટે તેને હમેસાં સારી હાલતમા રાખવા તથા તેની નીઘેદાસતી સારૂં બેસાડેલાં માણસનો ખરચ હજી સુધી તેનાને તાંહાંથી પુરો પડતો કેહવાએછે.

ય० ૧૨૧૩ મા સુરતના સઇએદ પરાંની અંદર તાંહાંના જરથોસતીઓનાં ઉપીયોગ માટે એક અગીઆરી બંધાવીને અનજુમનને હવાલે સોંફીચ તેની લાગટના રૂ ૪૦૦૦ થએલાં સંભલાએઆછે.

ય० ૧૨૧૫ મા બેસાન નામના ગાંમડાંના જરથોસતીઓને વાસતે એક અગીઆરી પોતાના બેહેવી મરહુમ વાડીઆ સોરાબજી કરોમજી રોજ ૧૧ મો માહ ૫ મો શેહનશાહી શાલ ૧૨૧૪ ય० એ મરણ પામેઆ, તેની નઈઅતે રૂપીઆ બે હજાર ખરચીને તે બનવાવી આપી, તે તેનાની વરશીપર ઈજાવી તાંહાંની અનજુમનના સવાધીનમા સોંફી દાધીછે.

---

* વાડીબંદરની બધી જગેઆ જાહેરના ઉપીયોગ માટે સરકારે ઈ० સને ૧૮૬૪ અથવા ૧૮૬૫ મા વેચાતી લઈને તાંહાના અંમલાઓ ભાંગી નાખેઆ, તે વખ-તથી એ અગીઆરી સદનતર નીકલી ગઈછે. નો० લે०

† માઠાં બાએગે આ આદરાંન સાહેબને ય० ૧૨૨૧ મા તાંહાંથી કાહાડી લઈને-દશેક વરસ સુધી વાડીઆ હોરમજજીના આતસબેહરામ વાલાં મકાનની અંદર અલાહેધી જગોપર લાવી રાખવા પડેઆ હતા; અને તે પછે પરેલ તરફ મર-હુમ શેઠ મનચેરજી જમશેદજી વાડીઆએ બધાવેલાં બીજાં મકાનમા ૧૨૩૨ ય० એ તખતનસીન કીધા, તાંહાં હવડાં સુધી સચવાઈ રેહેલાછે. નો० લે०

આટલીજ બાબદોમા ખરચાએલા માતરે આડધાલાખ રૂપીઆની અંદર જાહેરમા જણાયાય, તે હસાબે છુપેઓ ધરમ કેટલો થયો હોઅે તેની મુનસફી વાચનારા સાહેબોએ કરી લેવી જોઇએ.

ચહડતી દસાનો દસત જાંહાં સુધી લંબાતો રહેઓ, તાંહાં સુધીક આ સેઠીઆઓની સરીમંતમા ગણાયા કીધા; અને મમાવાના મરણ પછેથી તે છેક ય૦ ૧૨૧૯ સુધી લગભગ ૩૪ વરસપેર સારી આંટથી સરાફી તથા સોદાગરીના વહીવટ ઉપરાંત કેટલીક અંગરેજી પેહડીઓ ખાતાની દલાલીના કામો ચાલુ રાખેઆં; પણ નસીબ ઉપર નાનીપાનીની સેહ આવી નડેઆથી જણાવવાને અતીઅંત દુખ ઉપજેય કે, તેઓનો ચાલુ વેહવાર ઈ૦ ૧૮૫૦ ના ડીસેમબરની ૩૦ મી તારીખથી એકેદમ આટકી પરેઓ; એટલુંજ નહી પણ દેનદારીનું દબાંન સફાઇ કરવા માટે જે તરસટીઓ ઠેરવાયા, તેઓના હસતકમા સઘલી અસકેઆમત તથા અસબાબ જઈ પરેઓ; અને તે દાહાડાથી તે આજદન સુધી આ બેહુ ભાઈઓ પોતાનો અસલી જાહોજલાલી ભરેઓ પરકાસતો દાહાડો પાછો જોવા પામેઆ નહી.

મરહુમ શેઠ પેસતનજી વાડીઆએ મેલવેલી દોલતને આ સાહેબોએ સવાધીનમા લીધા પછે અતીઅંત વધારી, અને તે માહેનો જેટલો ભાગ ધરમના કામોમા ખરચેઓ, તેટલીજ ઇઆદગારી હાલના જમાના સાથે જોડાઈ રેહેલી આ બેહુ ભાઇઓને તેઓની હઈઆતી સુધી જેમ સતોસ પમાડનારી સહમજાએય, તેમજ તે પછે તેઓના નેક નામોની કીરતીબી કેહવાતી રેહશે તેમા તો કશો સખ નથી.

# શેઠ હોરમજજી બમનજી.

બમનજી બાવાના પાંચ પુતરો માહેલા સરવેથી આ નાધલાની નેક નામીનુ વરણન વરતાવેઆ આગમજ, તે નામવરનો જનમ ય૦ સાને ૧૧૩૫ મા થએલો જણાયોય, તે હીંઆ જાહેર કરીએછે.

વાડીઆ ખાનદાનના નબીરાઓમા વેપારની વચન પકડનાર આ સકરમી શેઠીઆ જે તરીજા કેહવાએય, તેની સરૂઆત ય૦ ૧૧૫૫ થી સાભલવામા આવીછે; અને તે દાહાડાથી પોતાની બની જીંદગી દુનીઆના ઘણાક મુખીઅ બાગો ઉપર રોજગાર રચવામા તેનાએ ગુજારી હતી. તરીસથી વધારે વરસો સુધી મી૦ ફારબસ કુંપનીની નામીચી પેહડીના વડા સર ચારલસ ફારબસ બાગેનેટ સાથે* ભાઇચારો સાધીને અરસ પરસના વેપારમા જોડાયાને લીધે, મુંબઈ ખાતાનો વેપાર જે જે જગોએ ફેલાએઓ, તે તરફ પેહલે વાગેનો એક નામીચો સેહરી સોદાગર તરીકે વખણાએલો હતો.

* જાણવા મલે ય૦ ૧૧૬૩ મા શેઠ હીરજી રેડીમણી ગુજરી ગયા પછે આ સાહેબનો પગ કોઈ પણોતે ચોધડીએ પેઠો હતો.

નો૦ લે૦

પુરાંણી કેમ્પાલિણરિમા બારકસોની જે ટીપો નોધાઇચ, તેમાંથી હેઠલ જણાવેલાં સફરી મોટાં વાંહાંણો આ શેઠીઆની માલેકીમાં બંધાએલાં માલુમ પડેઆં છે.

સઉથી પેહલું "લવજી ફેમેલી".. ટન ૯૨૫ નુ ય૦ સને ૧૧૬૦ મા
બીજું—"અપટન કેઆસલ".. ટન ૬૨૭ નુ ય૦ સને ૧૧૬૨ મા
તરીજું—"એશીઆ" ...... ટન ૭૪૦ નુ ય૦ સને ૧૧૬૭ મા
ચોથું—"ડંકન" ...... ... ટન ૪૦૦ નુ ય૦ સને ૧૧૭૨ મા
પાંચમું—"પગાઈમ" (બરીગ).. ટન ૧૫૩ નુ ય૦ સનેની ખબર નથી.
છઠ્ઠું—"મીલફરડ" ટન ૬૫૫ વાળું મરહુમ વાડીઆ પેસતનજીના ગુજ- રેઆ-પછે વેચાયું, તારે વાડીઆજી શેઠ નવરોજજી જમશેદજીની પાંઠીમા પોતે ખંડી રાખેલ હતું.

એઓ માહેલાં કેટલાંક બારકશોના પોતે ખુદ માલેક હતા, અને કેટલાં- કોમા તેમના ધસટમીતર મી૦ ફારબસ કુંપનીની નામીચી પેહડીની પાંઠી હતી; પણ સરવેની જીંદગીનો જેમ અંત આવેછે, તેમ આ માહેલું એકપી બારકસ આજે સલાંમત રેહલું નથી.

વેપારને વાસતે જેવાં વાંહાંણો કીધાં, તેવાજ રુઉ દાબવા માટે પેરના રૂફુર- આની એક એમારત આ શેઠે કોટના મરીન સ્રીટ નામના મોહલામા બંધાવી હતી; અને તાંહાથી હજારો ગાંસડીઓ પોતાની, તથા બીજા વેપારીઓની ચંપાઇને દેસાવરો ખાતે જતી હતી.

આ શેઠીઆની સખીપણામા સમાએલી ઘણી વાતો માહેલી માતરે એકજ યાદી જે ઉતંગ જાણવામા આવીચ, તેને હાવના ઠીંગાંમપર જાહેર કરવી જોઇએચ કે ઉપલાં બારકશો માહેલાં એકે ય૦ ૧૧૭૨ ના ગાવની મોરામમા જે ઘણો નફો મેલવેઓ, તેમાથી રૂ ૩૦,૦૦૦ પોતાની તરણ બેહણોને સરખે હીશે બેટ કીધા હતા; જેમાં ગુલબાઈ તથા જાઇબાઈને સરકારી વીઆજુકી નોટો, અને ગેહરબાઇને માટે દોરડાં વણવાની કરટોરી આગલ એક પેર લઈ આપીને જાઈપણાનો સાચો હક અજવેઓ હતો. હાં શેઠ રો એકે તેમની ઉદારતા મુજબ પોતાના કુટંબીઓ તથા અતલક દોસતો ઉપરાંત ગરીબ ગુર- બાઓમા ઘણીવાર થાઇ હશે, પણ જેટલી હકીકત હાથ આવી તેટલીજ હીંઆં ટાંકી દેખાડીએછે.

શેઠ હોરમજજી વાડીઆનો દેખાવ, તેમની માદાઇથી અંજાંણીઆ લોકોની પીછાંણમાં કુછ ખીસાદ ધરાવનારો નોહતો; પણ જેમ તે ભોળો તેમ ભલાં મનનો અને મોહબાવાનો હતો. બાહેરના હાવા દેખાવની સાથે આ સાહેબ અકલમા એક માહપુરસ જેવા, અને બધી બાબદોની ખબર અંતર રાખેઆથી પોતાની બાજી સંભાલાવામા ઘણાજ સાહુચેત કેહવાતા હતા.

સઘળી વરણના દેશીઓનો લાભ શોધવાની મોહનાથી તેઓની રીતભાત તથા દરેક વરગના કાએદા કાંણુનો સંબંધી જે તજવીજ રાખતા હતા, તેથી આ રાકરગી શેઠ તેઓને એટલા તો અગતના થઇ પડેઆ હતા કે, જેણી

કોઈ પોતાનો ઈનસાફ ખાનગી રીતે તેમને સોંફતા તો, તેમના ફડચાથી બેહુ બોરદુવાલાઓ રાજી થાઇને સંતોસ પાંમતા હતાં. એ ઉપરાંત આ શેઠીઆ હેવીબી કાલજી રાખતા જણાયા હતા કે, કોઇબી કીસમના દેશીઓ તથા યુરોપીઅનોનુ બને તેટલું શુખ શોધવું; અને તેવી સારી ખાશીએતને લીધે આ શેઠનુ નેકનામ સારીમંતોની સંફમા સરવેથી પેહલો દરજ્જે ધરાવતું હતું.

ઇ૦ સને ૧૮૦૩ મા આપણી ટાપુ ખાતે લાગેલી બહ્યેંકાર આગથી કોટનો પોણો ભાગ બલીને ભસંમ થયો હતો, તે વખતે કેહચ કે, સરકાર તરફથી હેવો હોકમ નીકલીઓ હતો કે, કોઇબી દેશીએ હવે કોટમા રેહવું નહીં; પણ તેની બાહેર મકાંણો સોધી લીએ તાંહાં ગુલીક પોભવા ફરમાવેલ હતું. આ ઉપરથી આપણા શકરમી શેઠે, ચંદનવાડી તરફ એક મોટી જગેઆ તતકાલ હાથ કરી લઇને, તેના થોડાક ભાગપર ચાર ગાલાની એમારત* પોતાના રેહવા માટે બાંધવા માંડી; અને બીજી તરફ વેલાત ખાતે મુકદમો મોકલાવી હેવી દરખાસત ચાહી હતી કે, દેશીઓને કોટમાથી ખશેડવા નહીં જોઇએ. કેહચ કે હાવી અરજ કીધામા આ શેઠની સંગાથે બધા દેશીઓ સંપજ રાખી સાંમેલ રહેઆ; અને તેની અસર હેવી ઉપીયોગી થાઇ કે, હીઆંની સરકારનો હોકમ વડા સતાવાલાઓએ રદ કરીને દેશીઓ જે કોટમા વસતા આવેઆચ, તાંહાંજ તેઓને જાયુક રેહવા દેવાનુ ફરમાન મોકલાવીઆ મુજબ બધા દેશીઓ ભેગા આ શેઠબી કોટ માહેલાં પોતાના અસલી મકાણમાં કાએમ રહેઆ; અને ઉપલી ચાલીઓ તથા તેની પછવાડે ૧૭ ગાલાની બીજી ચાલીઓબી† બંધાવીને પોતીકા હંમદીન ભાઇઓને તેમા ભાડે રાખેઆ.

એ ઉપરાંત મારવાડી બજારને નાકે, અને મુંબાદેવીના દેહડાંની સાહમણે, "અલાઇ બાગ"ને નામે ઓલખાતું એક માહબારત મકાંનબી આ શેઠીઆએ (ખબર નથી કે કહેઆ શાળમા) બંધાવેલું હતું; અને તે સર અવસરે જરથોસતીઓને વાપરવા માટે અપાતું હતું; જેની લંમબાઇ, હાલમા રા૦ મોતી રૂગનાથની હવેલીને નામે ઓલખાતી એમારતથી તે તેની પાછલ ૧૧ મોટી એમારતો ઉપરાંત

* આ મીલકતો મરહુમ વાડીઆજીના નબીરાઓ માહેલા શેઠ હોરમજજી બમનજીના વારસામા આવેલી હતી, પણ જમાનાની ગીરદેશીથી તેમના કરજ માટે કોરટના આફીશીઅલ આસાંઇનીએ ઇ૦ સને ૧૮૭૩ ના સપટેમબરની ૧૦ મી તારીખે જાહેર લીલાંઉમા જારે વેચાવી, તારે આ મરહુમ શેઠના સકરમી તથા સદગુણી પુતર શેઠ અરદેસર હોરમજજીએ રૂ ૫૦,૦૦૦ બદલે આતસ બેહરાંમના હસાબની થાપણમાથી ખરીદી લઇને, પોતાના મુરબીનો મરતબો જેમ દીપતો રાખેઓછે; તેમ એની પાછલ આવેલી બીજા નબીરા શેઠ જમશેદજી બમનજી હસતકની ૧૭ ગાલાવાલી ચેહલીબી, એજ ઉપીયોગી ધરમ ખાતાંમા હવડાંથી તે જવાન શેઠ પોતાને નામે, અથવા વેચાણ તરીકે તરસટપણામા શોંફી આપશે તો, નેઆગાણોના નેક નામની સાથે તેનાની કીરતીબી ગવાતી રેહશે. નો૦ સ૦

† એ ઉપરાંત સામસામી એક ચેહલી આ શેઠે કોટમાબી બંધાવેલી હતી, તે જો કે ઘણું થયું વેચાઈ ચુકીચ તોપણ તેનુ અસલી નામ હજીસુધી હસતીમાંથી તદન ખશેલ નથી.
નો૦ સ૦

હીંદુઓએ બંધાવેલા ધરમ ખાતાંના ઓટલાઓ (જેઓના મોહડાં કાલકાદેવીના રસતાપર ખીરાજતાં દેખાએચ) સુધી હતી. એ મકાંન અસલમા ધરમ ખાતે અપાએલું ન હોવાને લીધે, કોઇ સંજોગથી ઈ૦ સને ૧૮૩૧ અથવા ૧૮૩૨ મા આ શેઠના સાહેબ જાદાઓને વેચી નાખવાની ફરજ પડી, તારથી એકની પાછેનુ મોહોલું મકાન અનેક હાથમા જઇને તે ઉપર મોટમોટી હવેલીઓ બંધાવી મેહુંછે.

ચરનીવાડીની ચાલીને પડએ બાકીની જગેઆ રહી, તે ઉપર એખાદત-ખાના માટે એક અંમલો ઉઠાવીને, તેમા રોજ ૨૦ મો માહ ૨ જો શેહનશાહી શાલે ૧૧૭૭ ય૦ એ પોતાના મરહુમ બાવા બમનજી લવજીની નઈઅતે, અને તેમના પુન માટે આતરા આદરાનને તખતનશીન કીધા; અને તેજ ચોકની અંદર જરથોસતીઓને સરઅવસરે વાપરવા કાજે જમનવારના ઓટલાઓ બંધાવી આપેઆથી લોકોની સગવડ આજતુલીક સચવાઈને આ સકરમી શેઠની કીરતી ગવાતી રહીછે.

મુંબઇની રચનાને શોભ આપનારો "શીટોરી બાગ" નામનો એક રલી-આંમનો મેહોલ, આ સકલગુંણી શેઠીઆએ પરેલ ખાતે ય૦ ૧૧૬૨ ની સાલમાં બંધાવીને રેખ્યો તો સીંગારેઓ હતો કે, તેહવા વખતપર બાહેરના દેશાવરો તરફથી જે લોકો હીંઆં આવતા, તારે મુંબઇની અજનવી ચીજોમા પરેલ ખાતેના સરકારી મેહેલ તથા લાલબાગ ઉપરાંત આ ગુલજાર ચમનની ભેટ પણ તેઓ મોટા હરખથી લઇને તરપત થતા હતા; કારણ કે તેહવે સમે એ શીવાએ બીજાં કોઇબી મકાંણો ગંમત આપનારાં હીંઆં હતાંજ નહીં. આ મકાણ "લવજી કેઆસટલ" ને નામે પરએઆત થઇને તેમના સકરમી દીકરા શેઠ અરદેશર પાશે હેવી તો જહોજલાલીના પુર બાહારમા સચવાઇ રહેલીચ કે, ફકત બાહેરનાજ દેખાવથી જોનારાઓના દીલને સંતોશકારક કરેચ, તો તેની અંદર જઇને જે જોએ તેને ગનશે જંનત શીવાએ બીજું કાંઇજ માલુમ પડે નહીં. આ શીટોરી બાગની તારીફમા આપણી ટાપુ ખાતે ગાનારીઓમા વખ-ણાઇ ગએલી ભાગી તથા ગંગા નામની મરાહઠણ રાંમસગરેએ જે લાવણી જોડી હતી, રે. બેપી તો જખત બ્હી ખબને વીત્તે જુસાયાયા પઉતિ‌ પણ જે ગંમત આપનારૂં આખું ગાએણ ઘણા વરસો સુધી ગવાતું હતું; તેનુ મથાલું આ રીતે હમોને યાદ રહેલુંછે:—

"મુંબઇ શેહર ગુલજાર, ઉશીમે માહીંમ પરેલકા બંગલા,
દરમીઆને ખુબ જોર હવા, હોરમજજી શેઠકા બંગલા."

પારસી પંચાએતમા ય૦ ૧૧૬૮ ની સાલથી પરમુખ તરીકે બીરાજીને પોતાના ગરીબ ટોલા ઉપર ઘણો રૂડો ચાહ રાખતા હતા. ધરમખાતાંની પું-જીઓ તે વખતના રશેતા મુજબ એક સખી નરના સવાધીનમા જે રેહતી હતી, તે આકેબતનો અંદેસો કરી ય૦ ૧૧૯૩ ની સાલમા પોતાને તાંહાંથી કાહડીને, એજ કોમના ૪ શેઠીઆઓના વીસવાસ હેઠલ સોંફી; જેનો વહીવટ ચલાવવા માટે વડા તરીકે પોતે, બીજા શેઠ ફરાંમજી કાવસજી, તરીજા વાડીઆજી શેઠ

નવરોજજી જમશેદજી, અને ચોથા શેઠ (તે પછે થએલા બારોનેટ) જમશેદજી જીજીભાઈ મુકરર થઉઆ હતા; અને તે થાપણ જે રૂપીઆ અઠાર હજારને આસરે હતી, તે એઓમાહેલા છેલા શરીમંત સાહેબની શોચનાથી મી૦ ગ્રીમીંગટન કરાફરડની કુંપનીમા વીઆજે જમે કરાવી, તારથી તે આજ દાહાડા તુલીક એ નામીચી (હવડાં મી૦ ગ્રીમીંગટની કુંપણીને નામે ચાલતી) સરાફી પેહડી આપણી પંચના આડતીઆ તરીકે રાખવાએલીછે.

જેમ એક બરથાર અને પીતાનો પેઆર મેલાએલા હોએથ, તેમજ આ શેઠીઆ પરજામા એટલા તો પરોટાએલા હતા કે, જારથી તેવણ શેહજ માંદગીના બીછાંણાપર પડઆ, તારથી તેણાની શરીરસાણતી સંબંધી આશીરવાદ ચોતરફથી વરસવા લાગા; પણ દીન ઉપર દીન વધતી ગએલી બીમારીની મુસીબત લગભગ ૭ અથવાડીઆ સબુરી સાથે ખમેઆ છતાં, કુજાએ જારે તેણાને તનદરોસતીપર તદન આવવા નહીંજ દીધા, તારે આ શેઠ સાહઠ વરસની વએ અમનમા ગુજારેઆ પછે, પોતાની અઓલાદથી ઉતરેલાં વંશાવલીની ટીપમા જણાવેઆ મુજબ તરણ દીકરાઓ ઉપરાંત, આઇમાએ તથા ખરશેદબાઇ નામની બે દીકરીઓ મલી, પાચ ફરજંદોને, જનમ આપનારી એક હીંમતવાન વીધવા નામે મેહરબાઈની રખેવાલી હેઠલ સોંફીને રોજ ૬ ઠો માહ ૬ ઠો શેહણસાહી સાલે ૧૧૯૫ ય૦ ની બામદાદે, પોતાનુ પવીતર રૂહ બારેહકતાલાની બખસેસપણામા અરપણ કરીને મીનોઇ આવમનુ સુખ સરજવા માટે આ જાહાનથી ચાલી ગયા; અને તેથી કરી તેમના ઘણાક તાબેદારો, અતલકીઆ મીતરો ઉપરાંત દુરના ગરીબ બેસીઓમા તેઓના આ પરતીપાલ કરનારની ખુટે થોડુંક સુધી અતીસીએ દુખ ઉપજાઉ હતું; એટલુંજ નહીં પણ આ મરહુમના નેકનામની ઇઆદ તેમના હીંદ તથા યુરોપખાતેના મોહલા મીતરો, તેમા અગત કરી જેઓ તેમની સાથે કામકાજના વહીવટમા અરસપરસ ગુથાએલા હતા, અને જેઓ તેણાની ઇમાનદારી તથા સાહલેસાઈ ભરેઆ ચોખા વેહવારથી લાભ મેલવતા હતા, તેઓના જીગરમાથીબી લાંમબી મુદત સુધી ભુલાઇ નોહતી.

આ સરીમંત શેઠીઆએ દરવીઅનો બંદોબ ખરચીને જેટલી આસકેઆંમતો મેલવી, તેમા છાસતી માહેલાં મોટા વીસતારવાળું કુરલાનું ગાંમ સરકાર પાસેથી ઇજારે રાખીને અતીઅંત વધારો કીધો હતો. કેહચ કે એ રસીલું ગાંમ ય૦ ૧૧૮૫ મા ૯૨ સાલે રૂ ૭૦૦૦ ના થોકાનુ ભરનુ કબુલીને સવાધીન લઇ લીધું, અને તેની આએપત લગભગ ૧૦ વરસ વેર ઉપજાવેઆ પછે બાકીનો ભોગવટો, પોતીકા હકદાર વારેસોને વાસતે જે મેલી ગયા, તે વીસેનુ વરણન ઘટતી જગોએ જણાવેઆમા આવસે.

# શેઠ બમનજી હોરમજજી.

આપની કીરતીને પરકાસ પમાડનારા, અને પોતાની નેકનામીને બુલંદ દરજ્જે પોંહચાડનારા એ બરખુરદાર બેટાઓ માહેલા આ વડા શેઠ બંમનજી આવા, ય૦ ૧૧૭૭ ના સેહણસાહી ૪ થા મહીનાને આસતાદ રોજે જનમ પામેલા ,જણાઈ આવેઆછે.

તેમનો પરતીપાલ કરનારા પીતા જારે ગુજરી ગયા, તારે આ શેઠ માતરે ૧૮ વરસની ખીલતી જવાંણીના બાહાર ઉપર આવેલા હતા; અને જોકે મનની ચંચલાઇથી એલમનો અભીઆસ, તથા સંસારની સરજત સહમજવા ઉપર તેવણ ભાર કોસેસ કરતા હતા, તોપણ કાએદા પરમાણે તેનાની ઉંમર પુગતી નહીં ગણાયાને લીધે, મરહુમ વાડીઆ હોરમજજીએ પોતાના વેપાર ખાતાંનો પોહોલો વહીવટ મગણ ટોકણે આપણી ટાપુપર પરખેઆત થઈ ગએલા મરહુમ શેઠ મોતીશાહના વીસવાસપનામા (એક વકીલ તરીકે) સપુરદ કીધેલા હતો; અને તે સરીમંત શેઠીઆએ પરમાણીકપણુ જાળવીને, મુરબી તોલના એક મેહરબાંણ મીતરના માન ખાતર તેનાને તાંહાંનો કારોબાર ઘણીજ દરુસતાઇથી બજાવતા રહેઆ પછે, આ શેઠ જારે કાંમ ઓટોપી લેવા લાએક જણાયા તારે મરહુમ વાડીઆજીની બધી અસકીઆંમત તેમના હવાલામા સોંફી દીધી; અને તે છતાંબી આ શેઠીઆની મોહબત શેઠ મોતીશાહ ઉપર એટલી તો ઉસકેરાએલી હતી કે, તે સાહેબ જાં-હાંશુધી જીવતા હતા, તાંહાં તુલીક તેમને તાંહાંના કામ ઉપર નીતીની રાહે સારી દેખરેખ રાખતા હતા.

બાપીકી મીરાસ હાથ આવેઆ પછે, પોતાના બાઇઓ નામે રૂસતમજી તથા અરદેસરની સાંમેલગીરીમા, મી૦ બંમનજી તથા અરદેસર હોરમજજીને નામે વેપાર તથા આડતખાતાંની પેહડી સથાપીને તેનો વહીવટ એટલો તો બુલંદીએ પોંહચાડેઓ કે, હીંદ તથા યુરોપથી તે છેક ચીન શુધી પેહલે વાગેના સુધા, સેઆણા તથા નીતીમાન વેપારી તરીકે વખનાયા; અને તે પછે તેવીજ કીરતી એખીલા શેઠ અરદેસરના માલેકપણાંથી તે પેહડીએ આજ દનસુધી હોરમતની રાહે જાલવેલી આપણ સંતોસથી જોતા રહીએસ.

પોતાને તાંહાંના વેપાર ખાતાંનો વજન વધારવાના હેતુથી, આ સાહેબોને નામે ય૦ ૧૧૯૭ માં બંધાએલાં ટન ૭૫૭ વાલાં એક વાંહાંણનુ નામ "હોરમજજી બમનજી" રાખવામા આવેલ હતું; જે સાતેક વરસ સુધી ચીનની સફરે ફરેઆ પછે, આખરી ખેપ માટે ય૦ ૧૨૦૫ અથવા ઈ૦ સને ૧૮૩૬ માં હંકારી ગએલું, ચીનના દરીઆવ તરફ તોફાંનની આફતમા સપડાઈને માલ તથા જાંણ સહીત જલવાશી થયું, તેની કાંઈબી નીશાંણી હાથ આવી નોહતી.

તરણે બાઇઓ ય૦ ૧૨૧૭ સુધી વેપાર વણજમા વીટલાઇ રહેઆ પછે, તે માહેલા વચલા બાઈ રૂસતમજી રોજગારમાથી પોતાનો લાગભાગ તથા બા-પીકી મીરાસનો હીસે આવેલો વારસો ચુકાવી લઈને છુટા પડેઆ; અને આ શાકરમી શેઠની સાથે તેમના નાંહલા બાઈ અરદેસર બાબુક જોડાએલાજ રહેઆ.

મરહુમ બાપે વશીઅતનામામા એવી ઇચ્છા જણાવેલી હતી કે, તેમને નામે આતસબેહરામનો એક માહભાગત કેબલો તેમનીજ થાપણમાથી બનાવવો. તેહવો સુભ વખત જારે સાંપડે થયો, તારે આ ગુણવંતી બહાદૂર શેઠીઆઓ પોતાના બેહુ શાહનીક ભાઈઓના એક વીચારથી, બાપનો હોકમ અમલમા આણવાની તઈઆરી કીધી; અને ચંદનવાડી તરફ જાહા એજ મરહુમ શેઠે આદરાન ગોઠવેલા હતા, તાહાથી તે કેબલાને પછવાડેની એક એમારતમા કાએમ મકાણ કરીને, આગલા અમલા માથે પાછે આવેલી દક્ષીણ દરા તરફની ખાલી જગે આનો થોડો ભાગ બાધકામમા લીધાથી એબાદતખાનુ વધારેઆ પછે, મજહબની સરીઅત મુજબ આગલા વરરા સુધીની સમપુરણ કીરીઆ સમાપત થયાથી આતસબેહરામ સાહેબને* રોજ ૧૭ મો માહ ૨ જો શેહનશાહી શાલે ૧૨૦૦ ય૦ એ જરથોસતી નાથલી મોટી અનજુમનની હજુરમા તખતે બસાડેઆ. મરહુમ દાદીશેઠની ૫૨ ૪૭ વરસને ૯ મહીનાની મુદતે સ્થાપેલા આ બીજા કેબલાને હવડાજ ૪૩ વરસ પુરા થવાઅ, તાહાતુલીક તેને હસતીમા આણનારા શકરમી શેઠીઆઓના નેક નામો, પોતાના પુન માટે જેમ પમગતા છે, તેમજ એ મુબારક કેબલો† સલામત રેહતા સુધી તેઓની કીરતી પરકાશેઆ કરશે. એ કેબલા ઉપર મુતવલીપણાનો અખતીઆર આ શેઠે પોતાની હઇઆતી સુધી જેવી વરતણુકથી વાપરેઆ હતો, તેવોજ સતા તેણાની કજાબાદ તેમના વડા દીકરા શેઠ હોરમજજીના હવાલામા સોપાઈ્યો સભલાએછે.

આ શેઠીઆના અમીરી ખનાસ તથા ગભીરાઇ ભરેલા જીગર વીશે જેટલું સહરાવી લખીએ તેટલુ થોડુજ કેહવાએ, અને તે બાબેની બધી બીના હજીસુધી ઘણાક સાહેબોને અજાણી નથી, માટે ટુકામા એટલીજ ઈઆદી હીઆ આપવી બસ ધારીએચ કે, આ જમાનેના બમનજી બાવા વેપાર વણજની સાથે રાજદુઆરી કામોમા ભેલાઇ રેહતા તેવણનો આખો જનમારો વહી ગયાને લીધે હેઠલ જણાવેલી કોઈબી મંડળી તેવણની હાજરી વના ખુબ ખાલી દેખાતીજ નોહતી, જેમા,—

સરકારની સાહેતાથી સ્થાપણ થાએલી કેળવણી ખાતાની બોરડમા ય૦ ૧૨૧૮ ની આબેરીથી મરહુમ શેઠ કરામજી કાનસજી બનાજીની બદલીએ એક અધીકારી બેઠવાએના હતા

ય૦ ૧૨૨૧ મા પેહલવેહલી ઉભી થાએલી આગલી બોમબે એસોશીએસનની સભાના નાએબ સરનશીનનુ માન ની એનાએજ મેલવેલુ હતું.

---

* ઉપલી એમારતનુ કામકામ મરહુમ મીસતરી ભીખાજી સંતોકજીના ઉપરીપણા હેઠળ થયુ હતુ, અને તેમા આતસબેહરામને તખતે બેસાડવાની કીરીઆ શેહનશાહી તોળાના વડા દસતુર મરહુમ એદલજી દારાબજી સજાનાએ કીધી હતી

† જેની સાચવણી માટે બોહોળી પેદાએસવાળી અગડેઆમતો અલાહેદી કાહડીને તેના ગંજ દારો પાચે આપેલી એટલી તો બાશીઆર સભલાએછે કે, આ ધરતી ઉપર કોઇ જાતની આફત નહી ગુજરે તો સુરીજ પરકાશતો રેહે તાહાસુધી તેને નીભાવવાનુ તેઓથી બની સખશે.

નો૦ લે૦

ગુનેહના અમલદારની જગેઆ સાથે, માજી ગરાંડ જુરીનો અધીકાર પણ તેણાની પાશે હતો.

કોલાબા કુંપની, તથા પરોપગાઇતગી સ્કુલનુ ડાએરેકતરપણુંખી તેનાએ ચલાવેલું હતું.

એલફીનસટન ફંડના તરફથી ઉપરાંત, પારશીઓને માટે વારસાહીસા તથા લગણ તલાકના ધારા સરકાર પાશે બંધાવી મંગાવવા સબંધી ઇ૰ ૧૨૨૮ મા સ્થાપેલી "લા આસોસીએસન" નો ઓહદો બી હઈઆતી તુલીક માનથી તેનાએ જાલવી રાખેઓ હતો.

એ સીવાએ બીજી કેટલીક જાહેર સભાની અંદર આ શેઠને સમાઈ રેહવા વીશેનું સાંભલેલ છે, પણ તેની ચોકસ ખબર નહી મલેઆને લીધે હાથ આવેલી ઇઆદીનેજ માતરે ઉપર જણાવીછે.

"કોરટ આવ રીકુએસટ" નામની નાધલી દેવાંની અદાલત, જે આગલા વખત પર દેશીઓમા નાધલા મેમ્બરની અફીસને નામે આસકાર હતી; તેમા નેધાય ચુકવવા માટે આ કાબેલ શેઠને નાંમદાર સરકારે ઇ૰ ૧૨૧૦ ની સાલમા દર મહીને રૂ ૪૦૦ ના પગારથી કમીસનર તરીકે નેમેઆ હતા. હાવો માન ભરેલો ઓહદો મુંબઇમા દેશીઓને માટે પેહલવેહલો જે જાહેર થયો, તે લગભગ ૧૧ વરસ વેર સવતંતર પણાથી સાચવીને સરકાર તથા ગરજ તરફનો એકસરઓ આહ તેનાએ મેલવી લીવો હતો. ઇ૰ ૧૨૨૧ મા નાંધલા તથા મોટા મેમ્બરની આફીસો, જે જુદી જુદી કીસમના નાધલી રકમના દેવાંની મુકદમાઓ છાંડનારી "કોરટ આવ રીકુએસટ" તથા "સમાલકાઝ કોરટ" હતી; તે બેહુને એબીઠી કરીને એકથી તે એક હજાર રૂપીઆ સુધીના ચુકાદા માટે મોટા પાયાપર "સમાલકાઝ કોરટ" ઉભી કીધી, તારે આ સાહેબની નોકરીની ગરજ નહીં રેહેઆને લીધે, તેનાએ પોતાના ઓહદા પર દેખાડેલી ચાલાકી માટે નામદાર સરકારે જાહેરમા મોટો ઉપકાર માનતીવેલા વરસ એકનો પગાર ભેટ દાખલ એનાયત કરીને બંધ પાડેલી ઉબલી કોરટના કમીસનરપણાપરથી માન સહીત તેનાને રૂખસત આપી હતી.

ધનસાફના કાંમમા કીરતી પાંમેલા આ શેઠ બમનજીને નામદાર સરકારે બીજી વાર ઇઆદ કરી ઇ૰ સને ૧૮૫૯ ના વરસને વાસતે આ શેહરના હાઈ સરીફનો સરફરાજી ભરેઓ ઓહદો બખશેઓ હતો. આગલા વખતપર એવાં માનનો લાભ ઘણુ કરી અંગરેજોનેજ મલતો હતો, પણ વેલાત ખાતાંની રાજદવારી મંડલીઓની મેહરબાંણી ઉતરેઆથી તેમા દેશીઓનેબી સાંમેલ કરવાની જે ફરમાસ સરકારને થઇ, તેની પેહલવેહલી નવાજેસ ઇ૰ સને ૧૮૫૫ મા શેઠ માણેકજી બરશેદજીએ મેલવી હતી; અને બીજા બાએગસાલી ગરહસથ આ નરે નેક નામ ગણાયા હતા.

કુરલાંનુ ગાંમ આ સકરમી શેઠના સરતાજે પેહલવેહલાં વરશે દાહાડે રૂ ૭૦૦૦ ના ધોકાણી જે ઇજારે રાખેલ હતું, તેની માહસુલ, માલુમ પડેઆ મુજબ ૨૩ વરસમા દોહોડ લાખથી વધારે રૂપીઆ સરકારને અપાઇ ચુકા હતા;

અને તેહવોજ પેરો વરસો વરસ આવતુ રેહતો લાબણી મુદતે લાખોની સંખ્યા થઈ જાએ; માટે આ શેઠીઆએ એક અછી ગોઠવણ શોધી કાહડીને, જે વખતે આપણી ઉપર હકુમત ચલાવનારા ગવરનર સર જેમસ રીવેટ કેઆરનાક અતરે હતો, તારે ઈ૦ ૧૨૦૮ ની સાલમા મજકુર ગામના પીકાને હસાબે રૂ ૨૦,૦૦૦ નો ઉમકો એકેદમ સરકારમા ભરેઆપી તાડ તથા ખજુરાંની ઉતપંતીનુ માહસુલ લેવાનુ સરકારે જાગી રાખતા બાકી તાહાની બધી ઉપજની માફી સતા ભરી સનદથી ચદરોકાલ મુધીની કરી આપેલી રેહવામા આવેછે.

શેઠ બમનજીના ઉદાર મનની વલાન પરમાણે તેવનથી રાખાવતના કામોની બીજીઆર થયાજ હશે, પણ તેની વીગતવાર ટીપનો થાગ ન જડે-આથી જે વાત જાહેરમા જણાઈઅ, તેનેજ માતરે હીંઆ નોધી લઇએચ કે, ઉપર જણાવેલા ગામના ગરીબ રેહવાનીઓને તેઓની બીમારી વખતે અઉશદની અથડા જારે બહુ પડવા લાગતી પોતે જોઈ, તારે તે ઉપર દાતાર દીલની દયાથી ધેઆન પોહચડીને ઈ૦ ૧૮૨૫ મા પોતાના મરહુમ માતાજીના પુન માટે ધરમનુ એક દવાખાનુ ઉગાડીને ચાલુ કરી આપેલું; અને તેવનના મારેઆથી દરદીઓની માહવજત માટે તે વખતના આપણા નામવર ગવરનર લારડ એલફીનસટને સરકારના ખરચથી એક તબીબને પણ તાહા રોકી દીધાથી, હાલ માહપુનનુ કામ તેમની નેક નાગી સાથે હજી મુધી નીબાહ રહેલું માલુમ પડેછે. કેહસ કે, તે દવાખાનાનો આસરો પામવા સારૂં સારી મોસમમા દરરોજ ૩૦ જણાઓ, અને કચડાએલી રતુપર સવાઓથી વધારે આવતા રોગીઓને સરખી મદદ મળેછે.

હરેક બાબદના સુધારા ઉપર આ શેઠની ચોચના જે સદા ઉસકેરાતી હતી, તેની સાબેતીમા એકજ દાખલો તેમની ઇઆદગારી માટે મલી આવેઓચ કે, આપણા માજી કોટવાલ તથા શેહર સુધરાઈના કમીસનર મી૦ ફારજેટે ઈ૦ સને ૧૮૬૧ મા કોટના મધીઅભાગને શોભાનતો કરવાનું કામ જારે ઉઠાવેલ, તારે શેઠ બમનજી બાવાની બાહાધુરી ભરેલી મદદ તેને નહીં મલી હોતતો, પોતાની ધારનામા તે કદાચજ ફતેહમંદ થાતે; પણ આ સાખી નરે બાપીકી મીલકતો ભાઈની મસલતથી મધેઅમ ભાવે વેચી, અને તેથી કરી તે તરફ "એલફીનસતન સરકલ" બનાવવાનુ તેને સવલ પડ્યું. ટાઉનહાલની ખાશે માડની, તથા હેનસાહવાલી અફીનની વખારને નાકે થઈને મી૦ ફારબસ કુપની નામીચી પેટડીને પડખેની એમારતો સાહમને આવેલા અસલી ગરીન ચોકથી* તે આ વાડીઆજીની પુરવ તથા પછમની પુરાણી હવેલીઓ ઉપરાત, તેની

* એ જગેઆના મધીઅ ભાગપર રૂઉનો, અને માડવીની બાહેરના લતા તરફ લોઢાનો જથો, આગલા વખતમા પડી રેહતો હતો; તે ઈ૦ સને ૧૮૨૩ મા તે જગેએ લાગેલી આગ પછે રૂઉનો જથો તાહાથી તતકાલ ઊચકાઈને પાલવાની બાગલ બાહેર ગયો, અને ટાઉનહાલ તઈઆર થયા પછે લોઢાનો જથોબી કાહાડીને બજારની બાગલ બાહેર લઈજવામા આવેઓ હતો; પણ સમો ફેરવાયાને લીધે તે બેહુ કીસમના માલની જગેઆ દરેક ઠેકાણેથી બદલાએલી માલુમ પડેછે. નો૦ લે૰

આશેપાશે આવેલી સરકારી મીલકતો ભાંજવામાં લીધાથી, હાલની ગોલાકાર મીલકતો તરફ આગલી ધપની કશીએ નીસાંન હવે બાકી રહેલી નથી.

આ શેઠીઆએ પોતાની કાબેલીઅત ભરેલી કારકીરદીમા જનમ દીવસથી ગણતાં ૫૮ વરસ, ને પાંચ મહીના પસાર કીધા પછે, જમના પગ ઉપર રસવીકારનો મરજ એકાએક હેવા તો શેતંમ લાવીઆ કે, તેની મુશીબતમા બીજા અઢારેક દાહાડા સુધી ભારે પીડાકારી ભોગવી રહીને, રોજ ૧૩ મો માહ ૧૦ મો શેહનસાહી શાલે ૧૨૩૧ ય૦ એ બારેહકતાલાની રેહમત પાંમવા બેહસતનસીન થયા.

જરથોસતી ટોલા માહેલા એક જહલકતો હીરો જે જતો રહેઓ, તેનો શોગ સાંભલેઆ પરમાણે મુંબઇની વસતીના મોટા ભાગે પાલેઓ હતો; અને જે જે કારખાંનાઓ સાથે તેનાનો સંબંધ જોડાએલો હતો, તેઓએ તથા તે ઉપરાંત બીજા ઘણાક કાંમદારો અને બેપારના મથકોએ એક દાહાડા તુલીક પોતપોતાનો વહીવટ બંધ રાખીને આ મરહુમ તરફ માનની છેલી નીસાંની બતલાવી હતી.

મરહુમ શેઠ બમનજી બાવા પોતાની પાછલ એક વીધવા, બે દીકરાઓ અને તરણ દીકરીઓ ઉપરાંત બાઇ ભતરીજાઓ ભેગા ઘણાક પીતરાઇઓ તથા બેશીઓને, દરએકના છઇઆંઓ સહીત જે મેલી ગયા, તેઓ બધાઓને હાથું અનમુલું જહવેરાત ખોહવાયાથી થોડી મુદત સુધી મોટી ગમગીની ઉપજી રહેલી હતી.

મરણને તરીખે દાહડે થએલી ઉથમનાની કીરીઆ વખતે તેમની ખાસ પુંજીમાથી રૂપીઆ અડી હજારને આસારે પારસીઓને લગતાં જુદાં જુદાં ધરમમા વેહચાયાને લીધે તેહવાં ખાતાંઓને ઉપોયોગી મદદ મલી હતી; પણ તેનાની લાએકી મુજબની કોઇબી યાદગારી કાએમ રાખવાનો હેતુ ધરીને, જાહેર હુલરાતથી ઉભી કીધેલી થાપણ જે વીઆજ શીકે લગભગ રૂ ૧૩,૦૦૦ ને સુમારેની હજી સુધી વગર ઉપોયોગે પડી રહીચ, તે જોઇને ખરેખરી દલગીરી ઉપજેછે. આ બાબે નેમાએલા કમીટીના સાહેબોને સાંભલવા પરમાણે ઘણી વાર પુછવામા આવેછેંચ કે, આટલો વખતવેર એક સારાં કાંમને શા માટે તેઓએ અટકાવી રાખેછે? અને તેટલા તેના ખોલાસાની ગેરહાજરીને લીધે આ મરહુમની નેકનામી સંબંધી છેલી નોંધ હમારેથી સંપુરણ રીતે હીંઆં લેવાઇ સકાતી નહીં.

⟶○○○⟵

# શેઠ અરદેસર હોરમજજી.

લવજીના ખાનદાનને વીસેસ જહલે આપનારા આ મુખવામી શેઠનો જનમ ય૦ ૧૧૮૧ ના મેહનસાહી બહંમન મહીનાને આસતાદ રોજે મુબારક થાએલો માલુમ પડેછેકે.

આ શેઠીઆએ પોતાના વડા ભાઇની સગાપે લામબી મુદત સુધો જોડાઇ રહીને મી૦ બંમનજી તથા અરદેસર હોરમજજીને નામથી જે રોજગાર ચલાવેલો હતો, તેજ ભાગેગરસાની નામ તેમના મરણ પછેથી તે આજ દન સુધી કાએમ રાખીને કોઈબી ભાગીઓ રાખેઆવના પોતાને ખાનગી હસાબનો વહીવટ મોટા પાયાપર હેવોતો ઉસતવાર કરી દેખાડેઓય કે, તેથી કરી મેહરના શેઠીઆઓમા એ પણોતી પેહડી ઘણીજ નામીચી, અને વળી પેહલા વરગમા વખણાઇને આબાદ હાલતથી સગ્ગેને નતેસ પમાડેછે.

વડા ભાઇની હઈઆતીમા તેવન સગાપે થએના બદોબસત મુજબ, કુરવા ખાતેના બાપીકા વજીફાની માલેકી મેનયેઆ પછે, તેની ઉતપની આ સાહેબે એટલી તો વધારીય કે, છાસટીના બીજા ઘણાક દેશી જાગીરદારોમાથી કોઈબી સાહેબ તેમના જેટલી પેદાએસની ખરોબર પોહચેલા માલુમ પડેઆ નથી. આ વાતની સાબેતી સારૂ તારીખ ૩ જી ફેબરવારી ૧૮૭૩ ના "મુંબઈ સમાચારે," આરગસ નામના અગરેજી વરતમાન પતર ઉપરથી લીધેલી ખીનાનો સાર હેવો સહમજી સખાએય કે, તાહાના ડુંગરમાથી મરોડું ખણી લેવા બાબતનુ જે લખત પરથમ "એલફીસટન લાડ કુંપની" સાથે આ સાહેબને થયું હસે, તે જગેઆ પાછળથી સરકારે ખરીદ કીધા પછે કેહય કે, મરોડાંની કશી ગરજ નહી જણાઈ હોએ તેને લીધે અથવા તો કોક સબબથી લખત જે ટોડાયુય, તેની સાહમણે હીંદુસતાનના સ્ટેટ સેકરેટરી ઉપર આ હીંમતવાન નરે લગભગ ૧૪ લાખ રૂપીઆની જે ફરીઆદી માડીછે; તેનો ચુકાદો જો તેવનની તરફેન ઉતરે તો આપણને જાણવાનુ બની આવસે કે, જે જાગીર માહેલા મરોડાની હાલી રાક્ષી રકમ પોસાએ, તારે તેની બીજી ઉતપંતી કેહવી મોટી હસે, તે સહમજવાનુ કાઈજ મુસકેલ પડસે નહીં.

આજના બારીક હીંગામ પર આ સરીમંત શેઠની સખાવતો જાહેરમા જેટલી જણાઈય, તે કરતા વીસેસ દાનપુણ તેવણથી છુપાં થએલાં હેવા કેહય કે, આપનાર તથા લેનાર સીવાએ તગહીત સખસને માલુમ નથી; અને તેથી કરી તેનાને આસરે પડેલા ગરીબી હાલતના ઘણાક ગીરહસથ કુટબોની આબરૂથી જે ગુપત બરદાસત લેવાએય, તેનો બદલો બારેહકતાલાની બખસેસથી તેમને સદા પાછો મલતોબી રેહછે; માટે સખાવત કરવા ચાહનારાઓને આટલો ધડો હમેસા ધેઆનમા રાખવો જોઇએ કેઃ—

સખી નરનો ઓરાછે હંમેસા પાર–ભલું નામ રેહછે તેથી બરકરાર.
સખાવતનો સાથી સદા સરફરાજ–ખોદા તેની કરેછે ઉમરદરાજ.
મોહતાજો ઉપર જે દયા રાખસે, રહીમા કજ તે સદા રાખસે.

આપણા આ સખાવતે બાહાદુરથી જેટલાં જાહેરના ઉપીયોગી ધરમખાતાંઓને આસરો મલેઓય, તેની ટીપ વરતમાન પતરો ઉપરથી શોધ કરતાં જેટલી હાથ આવીછે, તેટલી હીંઆં દાખલ કરતાં જોકે મોટી ખુશી ઉપજાવીએય; તોપણ તેમાં ભુલ ચુકથી વધુ યા ઓછું થયું હોએ તો, તે વીશેની દરગુજર એટલા માટે ચાહીએછે કે, એ બાબેની ચોકસ ખબર મેલવી આપનારો કોઈ રફીક મલી શકેઓ નહીં; અને તેથી કરી પરબારૂં જે મલણ તેનં હેકલ જાહેરમા લાવવું પડણ છે.

| | |
|---|---|
| ૧૨૩૭ માં, કુરલા ખાતેના દવાખાનાની મદદ માટે સરકારને સવાધીન કીધેલા | ૩૨૦,૦૦૦ |
| ૧૨૩૬ માં, "નેટીવ જનરલ લાઈબરેરી" ને ઉપીયોગી પુસતકોની જે ભેટ કીધી તેમા આપેલા | ૫૦૦ |
| ૧૨૩૮ માં, પરેલ ખાતે સ્થાપાએલી "લવજી વાડીઆ ડીસપેનસરી" ખાતે દર મહીને આપતા કીધેલા રૂ ૨૫૦ ને હસાબે વરશે દાહાડે રૂ ૩૦૦૦ જે થાએછે તેને વાસતે ટકા ૫ ની લોનમા જો રોકેલા હોએ તો તેની સંખીઆ | ૬૦,૦૦૦ |
| ૧૨૩૮ માં, મારવાડ ખાતે પડેલા દુકાલ ટાંકણે બંગાલી ચોખાની ગુણ ૧૮૦૦ મોકલાવી હતી તેની કીંમતતા | ૧૦,૦૦૦ |
| ૧૨૩૯ માં, નૌસારી ખાતેના દવાખાનાની મદદ સારૂં દર મહીને રૂ ૧૫૦ જે મોકલતા રેહય, તે હસાબમા કદાપી રોકાએલા હોએ તા તે | ૩૬,૦૦૦ |
| ૧૨૩૯ માં, ઓલાવ નામના ગાંમમા દવાખાનુ બાંધવા સારૂં સરકારને આપેલા | ૧૦,૦૦૦ |
| ૧૨૩૯ માં, મારવાડ તરફ ચાલુ રહેલા દુકાલમા ગરીબોને મદદ કરવા માટે બીજીવાર મોકલી આપેલા | ૫,૦૦૦ |
| ૧૨૪૦ માં, બેલગામ જીલ્લાના સટલીલ ગાંમ મધે લાગેલી આગથી તાંહાંના રેહવાશીઓના જુહફડાંઓ જે બલી ગયાં હતાં, તેઓને આસરો આપવાના હેતુથી કલેકટર ઉપર મોકલી આપેલા | ૨૦૦ |
| ૧૨૪૦ માં, ઈરાંનમા પડેલા સખત દુકાલ ટાંકણે તાંહાંની પરજાને મદદ કરવા માટે પરથમ રૂ ૫,૦૦૦ આપણી સરકારની મારફતે તે તરફ વાલેઆ હતા; અને તે પછે તાંહાંથી દુખ ભોગવતા અતરે આવી પડેલા ગરીબ જરથોસતીઓની પરવરેશીને વાસતે વરસ એક સુધી બખશેસ કીધેલા રૂ ૪૮૦૦ મલી જુમલે | ૯,૮૦૦ |
| ૧૨૪૧ માં, સર કાવસજી જાંગીર રેડીમની નાઈટ, સી. એસ. આઈની ઇઆદગારીમા તેવણનુ બાહવલું બનાવવા સંબંધી હુધરાંતુ થયું તેની ટીપમા ભરી આપેલા | ૫૦૦ |

૧૨૪૧ માં, કુરલા ખાતેના દવાખાનામાં વસતીના વધારાથી જે તંગાસ પડવા માંડી તેને દુર કરવાના હેતુથી તાંહાં એક હાસપીતાલ બાંધવાના કારણસર કાહડેલા.............. ૧૦,૦૦૦

૧૨૪૧ માં, મારવાડ તરફ બીકાનેર તથા રતનઘડની વચે એક તલાવ (જેની લંબાઈ ફુટ ૪૫૦ તથા પોહલાઈ ફુટ ૧૮૦ ની જાણવામા આવીછે, અને તે વરસના માતરે ૯ મહીના સુધી તાંહાંની વસતીને, તથા પશુ પરાંણીઓને અવીઉપીયોગી થતો જણાએછે) બનધાવીને જે તઈઆર કરાવેઓ તે ઉપર ખરચેલા.............................. ૧૫,૦૦૦

૧૨૪૧ માં, પુણાની મીઉનીશીપાલીટીની કમીટીના પરમુખ મી૰ બેલની ઉપર એક પતર લખીને તેના હાથમા નાણાની એક ચોકસ રકમ આપતી કરીને તેમાથી તાંહાંની વસતીના લોકોને પાંણી પોહચતું પાડવાના કાંમમા વાપડવાની એલતેમાસ ગુજારી હતી. આ સુભ સખાવતથી જોકે બીચારા પુણેકરોને માથેથી ટીપણીનુ દુખ તો બેશક ટલેલું, પણ તે કારણસર કેટલા રૂપીઆ સદકે કીધા તેની તો સંખીઆ જાણવામા આવી નથી..................................

૧૨૪૧ માં, આ શાલ ગરમીની મોસમપર પોતાની નેકબખત ધણીઆંણી સાથે પેતે મામલેરાવરની શેલઘાહ માટે શીધારેઆ હતા, તારે મારગના કેટલાક ગરીબ લોકોએ ગુજારેલી અરજ પરમાણે તેઓને નડતી અડચણો ટાલવાના હેતુથી તેમની નેકનામ મોહરઘરે તાંહાંના વેહતા જહરાઓ માહેલું પાણી સાંચવી રાખવા સારૂ જુદી જુદી બે ટાંકીઓ બંધાવી આપી તે ઉપર ખરચાએલા........................ ૫૦૦૦

૧૨૪૧ મા, તારીખ ૨૫ મી સપટેમબર ૧૮૭૨ ના "મુંબઈ સમાચારે" ટાઈમિસ આવ ઈંડીયાની સતા ઉપરથી હેવું જણાવેલંછ કે ગરાંટ મેડીકલ કાલેજની અંદર દાઈપણાની ઉતમ કેળવણી લેનારી ૮ ગુજરાતી ઓરતોને દર માશે એકેક જણીને રૂ૧૦ લેખેનો પગાર અથવા સકાલરસીપ આપવા માટે પોતાનો એરાદો જણાવેઓ હતો તે મુજબ જો આપતા હોએ તો તે માટે દર શાલે રૂ૭૨૦ જે ખરચાએ; અને તે સારૂ દર ટકા ૪ લેખેની લોનમા રોકેઆ હોએ તો તે રકમની સંખેઆ.. ૧૮,૦૦૦

ઉપલી સખાવતનો સરવાલો માતરે એકજ રકમની સંખીઆ માલુમ.પડ્યા વતરોગે રૂપીઆ લાખ બેનો જે થાએચ, તેની અંદર આ સખી નરની હીંમતના પરમાણ મુજબ ઘણું વધારે હુંમેરાવવું જોઈએ; પણ આગલ જણાવેલંછ તેમ હકીકતની ગેર હાજરે તેમની સખાવત સંપુરણ નહીં કેહવાયા છતાં, એટલુંતો ધારવામા આવેચ કે શેઠ અરદેસરની જાહેર તથા છુપી સખાવતની

જુસેરી આજ દન સુધી દસ લાખની સંખાઈપર પોંહચેલી હશે, અને તેવનની જીંદગી જાંહાં સુધી બારેહકતાલા બરકરાર રાખશે, તાંહાં તુલીક બીજાં ઘણાક સારાં કાંમો ઉઠાવી સરફરાજી હાંશિલ કરવાબાબે તેમને વાસતે સઉએ ઉમેદવાર રેહવું જોઇએ. એસવાએ ખાતાંનુ દવાખાનું તો, ખરેખરી રીતે જોતાં. તાંહાંના લોકો ઉપર આશીરવાદ સરીખુંજ થઈ પડેલુંછે, કેમકે તેનો લાભ આસપાસના બીજાં ૪૦ ગાંમડાં સુધીના લોકો લેતા જણાએછે; અને દરરોજ દોહોડયો દરદીઓની દાદ, સાંભલેઆ પરમાણે તાંહાં સારી રવેશે લેવાએછે. નૌસારીના દવાખાંનાંની અંદરથી કેહવ્ય કે દર દીવશે ૩૦૦ વેઆધીઓને અઉશડ પાણીની મદદ મલતી રેહછે.

જેમ શેઠ અરદેસર ગુપતદાન દેનારા કેહવાએય, તેમજ વીશેસ કરીને એકાંત રેહનારા જણાએછે; કારણ કે હાલી જાહોજલાલી છતાં કોઇબી જાહેર કાંમોની અંદર આ સાહેબની સામેલગીરી જોવામા આવતી નથી, તોપણ ભીતરથી પોતાની તથા પારકી કોમની ભલાઇ ઇછવા માટે તો ઘણુંજ ખંતી રેહતા સંભલાએછે.

આપણી ટાપુ ખાતે આજદન સુધી હજારો પુસતકો તથા ચોપાંણીયાંઓ છપાઇને પરશીધ થએલાં કોઇબી કીસમના પુરશોનેજ અરપણ કરવામા આવેઆંછે, પણ તારીખ ૧૩ મી ડીશેમબર સને ૧૮૭૨ ના "જાંમેજમશેદ"મા જણાવેઆ પરમાણે કોઈ ગરંથકારીએ રચેલી "વીમન ઈન બલુ કલોક" નામની એક વારતા પોથી આ શબી નરના નેકનામ ધણીઆંણીને અરપણ કરતાં અબલા જાતીને જે પેહલવેહલું માન આપેલુંછ, તે સંતલેસ સરવેમા સરસ વખણાઈ હતી; માટે હાલી સદગુણી બાઇઓને અંતકરણના માનથી જે કોઈ ધન્યાદ કરવા ચાહતા હોએ, તેઓને ઉલટ આપનારી આ વાત ઘણીજ ઉપીયોગી સહમજી અતરે નોંધી લઇને શેઠ અરદેસારની હકાએતનો અંત આંણીએછે.



## વાડીઆ ખાનદાનના થોડાક વીરાઓનું વરણન.

હેઠલ જણાવેલા કેટલાક સાહેબો, પોતપોતાના વખતપર પરજાની પીછાંનમા હતા, અને જે છે તેઓની ટુક ઇઆદી હીંઆં દાખલ કરીએય.

શેઠ ફરામજી માણેકજી વાડીઆના વડા દીકરા અરદેસર બીશે એવું સાંભલેલુંછે કે, તે સાહેબ ય० ૧૧૮૯ મા શેઠ પીરોજી મેહરજી તથા હોરમજજી બીખાજી ચીનાઈની સાથે પંતીઆતું જોડીને પાંચ વરસપેર વેપાર પણજમા રોકાઇ રહેલા હતા. એ મુદત વહી ગયા પછે તે તરણે સાહેબો એકબીજાથી રાજી ખુશી થઇને જુદા પડેઆ હતા, પણ આ શેઠ કહેઆ વરસમા મરણ પામેઆ તેનાં દાહાડાની ચોકસ ખબર જાણવામા આવી નથી.

શેઠ મનચેરજી જમશેદજીનો પેહલવેહલો વેપાર ય० ૧૧૭૬ અથવા ૧૧૭૭ થી થતો સંભલાયોછે, અને ૧૧૭૮ મા તો "દાદેસાપ" નામના એક સફરી

વાહાણની માલેકી મેલવી હતી. એજ નાગહસથ તાર પછે શેઠ હોરમજજી ધનજી પટેલ તથા કપતાન કરાફરડની સાથે, પતીઆવા પણામા જોડાઈને ઘણા વરસો સુધી બોહોના રોજગારમા રોકાએલા હતા, પણ પાછળથી તે પેહડી પાએમાન મલી તેમા ગુહારી પામીને ય૦ ૧૨૦૨ થી ચીન તરફ તેનાએ જવા માડીઓ, જાહાની તરણેક સફર કીધા પછે, ય૦ ૧૨૦૭ મા મુંબઈ આવી રહેઆ; અને સારા બાએગે પોતાના એશી વાડીઆજી જાગીર શેઠની સાહેતા મલે આથી એકાત બે અગરેજી પેહડીના બોહોના કામની દલાલી મેલવીને છેલો વખત ઘણી સારી સથીતીમા ગુજારેઓ. લાલબાગ માહેલુ આતસઆદરાણ અનાએધા મકાનપર કાએમ કરી રાખવાના હેતુથી એ સાહેબે પરેલ ખાતે પોતાની ખાલી જગેઆ ઉપર એક એમારત બધાવા માડી હતી, પણ તે તઈઆર થવા આગમજ પોતે ગુજરી ગયાને લીધે તેમના સાહેબ જાદાઓ શેઠ નસરવાનજી તથા ખરજોરજીએ તે કેબલાને રોજ ૨૦ મો માહ ૧૧ મો શેહનસાહી સાલે ૧૨૩૨ ય૦ એ તખતનસીન કરાવેઆ; આ એમારત ઉપર કુળ રૂ ૫૭,૦૦૦ ખરચાયા ઉપરાત, ખાલી જગાની કીમતના રૂ ૩૦૦૦ ગણતા બધા મલી રૂ ૬૦,૦૦૦ થયા કેહવાએછે, અને તે ઉપર દર શાળે થતા ખરચના રૂ ૭૫૦ શેઠ ખર જોરજી પુરાપારતા સભલાએછે. આ શેઠીઆની બીજી સખાવતો સબધીના સબદો સાભલવામા આવેઆ નથી, પણ એટલુજ માલુમ પડેછે કે બે બેટાઓ ઉપરાત, કેટલીક બેટીઓ તથા ખીલીઆર દોતરાઓ સાથે મોટી દોલત મેલીને, ૮૨ વરસની ઉમરમા રોજ ૮ મો માહ ૨ જો શેહનસાહી સાલે ૧૨૩૨ ય૦ એ બેહસતનસીન થયાછે. એ સાહેબ આપણી ગોદી ખાતાના માજી વડા વાગીઆ મરહુમ શેઠ નવરોજજીના ભાઈ હતા આ મરહુમના પુન માટે તેમના દીકરાઓ શેઠ નસરવાનજી તથા ખરજોરજીએ, પરેલ ખાતે "લવજી વાડીઆ દીસ પેનશેરી" નામનુ એક દવા ખાણુ બધાવીને રોજ ૧૧ મો માહ ૪ થો શેહનસાહી શાલે ૧૨૩૪ ય૦ થી ચાલુ કીધુ હતુ એ કારણ સારુ પોતીકી બાપીકી જગેઆ-માથી ૮૯૦ ચોરસવાર જમીન રોકી, તેની કીમતના રૂ ૨,૯૦૦ ઉપરાત અમલો બધાવેઆ તેની બેઠક રૂ ૨૩૫૦૦ મલી કુલે રૂ ૨૬,૧૦૦ નુ દવાખાનુ તઈઆર થયુ હેના જાયુક નીભાવસ માટે કેહચ કે, તેમના બેરાઓ તરફથી એક સારી થાપણ ઉભી કીધામા આવી હતી, અને તેની ઉપજમા જોઈતી રકમ ઉમેરીને બેહુ સાહેબે એ ય૦ ૧૨૩૭ ની આખેરી સુધીનો ખરચ સારી રવેશે ચલાવેઆ કીધો, પણ તે થાપણ ડુબત ખાતે ગઈ, અને તેઓબી અસખત થઈ પડેઆથી સાભલવા પરમાણે દર મહીનાનો ચાલુ ખરચ રૂ ૨૫૦ જે થાએચ, તે એજ ખાનદાનના સકરમી શેઠ અરદેસર હોરમજજી બમનજી વાડીઆ ય૦ ૧૨૩૮ ની સરૂઆતથી આપતા રેહચ તેને લીધે તાહાનુ ઉપીયોગી ધરમ ખાતુ સચવાએલુછે.

શેઠ ફરામજી વાડીઆના પાચ માહેના તરીજા દીકરા શેઠ ખરશેદજી વીશેની એટલીજ ઈઆરી જણાઈચ છે, તેનાએ વેપાર તથા આડતના કારણસર ચીન ખાતે પેહલી સફર ય૦ ૧૧૮૭ મા કીધી હતી; અને તેની પુઠે બીજી

ઘણીવાર તેવન તાંહાં જતા આવતા રહેઆ; જાંહાં પરમાણીક પણાથી વહીવટ ચલાવીને મોટું માન મેલવેલ હતું. છેલ્લી એપે તેનાની જીંદગી ખતમ થવાનો વખત જારે નજદીક પોંહચેઓ, તારે લાગુ પડેલી બીમારીમાથી આરાંમ પાંમવા માટે કનતાનથી નીકલીને મકાઉ ખાતે જઈ રહેઆ; તાહાં રોજ ૧૭ મો માહ ૬ ઠો શેહનસાહી સાલ ૧૧૯૮ ય० એ પચાસ વરસની વયમા ગુજરી ગયા. જાંહાં દોખમું ન હોવાને લીધે શેહરની બાહેર, દરીઆવના કીનારાની શોડ આવેલી ઉંચાણ જગો* પોરટીઉગીસ સતાવાલાઓએ સફકતની રાહે મુફત આપી, તાંહાં આ ગરહસથના અશો રવાંણુને ભીમીદા કરીને પથરની એક કબર બાંધીછે; અને તે ઉપર આ લાએકીવાલા શેઠીઆના મરણ દીવસની સાથે આકેબતની ઇઆદગારીનાં ગંભીરાઇ ભરેઆ લેખો જે કોતરી રાખેઆચ, તેની નકલ નીચે મુજબ વાચવામા આવેછે.

The sign is sweet, and a pleasant thing; it is for the eyes to behold the sun: But if a man live many years, and rejoice in them all; yet let him remember the days of darkness for they shall be many. All that Cometh is vanity. આ લખાણના સબદો જાણે કબરપાથી પોતે કાહાડતા હોએ તેવી રીતે સમાએલાછે; અને તેનો અરથબી શેહલથી સહમજાઇ સકેછે કે, "શુરીઅ ઉપર નજર "કરનારી ચસમોને વાસતે આ નીસાંન મીઠી અને ખુશી આપનારી ચીજછે; "પણ કોઇ ઇનસાન કદાપી ઘણાક વરશોવેર જીવે, અને બધી વાતે ખુશી વ "ખુરમી ઉપજાવે, તો તેને પણ ગમીના ઘણાક અંધકાર દીવશો જે આવશે તેવીશે "તેને ઇઆદ રાખવું જોઇએ. કાંજે જેબી સગલું આવેચ તે ખાલી અભેમાનીછે."

શેઠ હીરજીભાઈ માણેકજી વાડીઆના એક પુરા ધીકરા મેરવાનજીના માન ભરેઆ ધંધાની ઇઆદીવના કાંઇજ ખોલાશો નોધી લેવાતો નથી, પણ તે સાહેબ ૪૩ વરસની ભર જવાંણીનો ખીલતો રોપો કુમલાવીને રોજ ૨૦ મો માહ ૪ થો શેહનસાહી સાલ ૧૧૯૬ ય० એ ચાર દીકરાઓ ઉપરાંત એક દીકરીને. વીધવાના. અવાધીનમા છોડી આ જાંહાંનથી કુચ કરી ગયા, તેનું દુખભરેલ મરતીઉક માતરે જણાવવું પડેછે. આ ગરહસથના વડા દીકરા શેઠ ડોસાભાઇએ, ઘણું સુધી વાડીઆજી શેઠ બમનજી તથા અરદેસર હોરમજજીની નામીચી પેહડી ખાતે ગોડાંઉન કીપરની માનવંતી નોકરી પરમાણીક

* આ શેઠનુ રવાણ ભીમીદા થયાને લગભગ ૧૧ વરસ વહી ગયા પછે જેબી જરથોસતીઓ મકાઉમા મરણ પાંમેઆ, તેઓના આરાંમઘાહ માટે તાહાંની સરકારે તેનીજ પડોસ માહેલી જગેઆ આપેઆ કીધી; અને રવાંણોનો ભરાવો થોડાંજ વરસમા વધી પડેઆના સબબથી, તે તરફની આસેપાસે આવેલી બીજી ખાલી જમીનો વખતે કોઇ પરકોમના મુડદાં માટે લેવાએ, તેની ધાસતી ઉપજાવી છેક કીનારાની હેડવાન સુધી ચીનના પારશીઓએ ઇ० સને ૧૮૪૭ મા સરકાર ખાતે શેહજ દેણુ ભરીને પોતાના હમદીનોના મઇએતખાના માટે અંદરોકાળ સુધીના પટાથી માંગી લીધેલી તાંહાંની અનજુમને સાચવી રાખીછે. નો० લે०

પણાથી બજાવેઆ પછે, પોતાના બીજા ભાઈઓ તથા ભતરીજાઓની સામેલગીરીમા મી૦ ડોસાભાઈ મેરવાનજીની કંપણીને નામે મુંબઈ તથા કરાચી તરફ આડત ખાતાની વેપારી પેહડીઓ સથાપીને ઘણા વરસો સુધી માન મેલવેલ હતું. ફુણીઆદારીને સહમજનારા આ શેઠ ડોસાભાઇએ, લાએકી સાચવીને સાએસતગી પણામા સારી રીતે જીંદેગી ગુજારી હતી; અશીનાઇ ભરેલું અસરાફપણું તેવનમા અતીઅત સમાએલું હતું, અને તેમા વળી એક ખુબી હેવી જણાતી હતી કે, ગરવ તથા ગોચો તદન નહી રખતા ગરીબોને પેઆરથી ચાહવા, તવંગરોને મુરવતથી રીજાવવા, મીતરોને માનથી જોવા, અને સુદઇઓને હમેસાનથી બોહવા સબંધો સારી સહમજ તેવન ધરાવતા હતા, એટલુંજ નહીં પણ તનની પરેહજગારી, અને મનની એકીનદારીને ઉસતવાર રાખી નીતી ભરેલા ધધાની અદર રોજીમા રસ, અને કામકાજમા જસ મેલવતા ગરીબી હાલતમાથી નીકલીને ઠેક તવંગીરીના તખ્તપર ચહડી બેઠેલા બની રહેઆ હતા. એટલી ખુબીઓને પોતાના જીગરમા સમાવેલાથી, ઠેક અમે રીકા ખંડ સુધી પોતાની કીરતી વખણાવીને, તાહાના બેહોલા કામોની મોટી આડત પોતા તરફ ખેંચી લીધી હતી. પેનકીનર નામની ઉતમ દવાઓ આ શેઠને તાહા આવતી રેહતી, તેનો ફાએદો ગરીબોમા હેવો તો ફેલાની દીધો કે, તે દવાની સેંકડો શીશીઓ અતરે તથા કરાચી તરફ ધરમ ખાતે બોગાદ કરી હજારો પરાણીઓના અશીરવાદ પોતે મેનની લીધાછે. આ શેઠ ૫૮ થી વધારે વરસ જીવવા નહીં પામતા, હકની દરબારના કુદરતી નોતરાને માન આપી રોજ ૧૯ મો માહ ૮ મો શેહનશાહી સને ૧૨૩૪ ય૦ એ બેહસતનસીન થયા. આ ગરહસથે પોતાની હઇઆતીમા કેહવી રીતની અને કેટલી રકમની સખાવત કીધી, તેની વીગત તો અમવાલે આવી નથી, પણ મરણ પછે તેવનના ભતરીજા શેઠ બેરામજી ધનજીભાઇએ પેતીકા આ મરહુમ કાકાની પુંજીમાથી, હેઠળ જણાવેલા ધરમના બે કામો કરાચી ખાતે તેમને નામે બજાવેલા જે માલુમ પડેઆછ, તેટલીજ ઇઆનગારીની નોંધ હીંઆ લઈ સખીએછે —

તાહાના જરથોસતી બાલકોને કેલવણી માટેના મકાણની જે હાજત હતી, તે પુરી પાડવામાટે બધાવી આપીને રોજ ૧૯ મો માહ ૯ મો શેહનસાહી સાલે ૧૨૩૭ ય૦ એ તેહવા ઉપીયોગ સારૂ ખોલી મેલી તે ઉપર ખરચેના રૂ૫૦,૦૦ સભલાય છે

એજ મકાનના હમદીનોને તાહાની ધરમને લગતી ક્રીઆ, તથા તેઓને બંદગી કરવા સરૂ એક અગીઆરી બધાવીને રોજ ૮ મો માહ ૯ મો શેહનસાહી સાને ૧૨૩૮ ય૦ થી તેઓના વાપરવાસ માટે તાહાની આંજુમનને સવાધીન કરી દીધીછે

આ ગરહસથના મરણ પછે તેમની પેહડી ખાતાનો કારોબાર કચરાયાને લીધે, હઈઆત રહેના ભાગીઆઓએ વેહવાર તદન બંધ પાડીને, તેના વહીવટ ફડચો કરનારા બેઠવી તેઓના સવાધીનમા સોંપેલા હતો, અને તેજ સાહે

બોઓ પાછલથી આગલાંજ બાઓગસાલી નામે નવો રોજગાર રચાવેલો સાંભલવામા આવેઓછે. એવનની પુઠના બીજા ભાઈ ધનજીભાઈ જેવન મી૰ ઉલર કુ૰ ને તાંહાં ગોડાઉન કીપર હતા, તેવન ૫૭ વરસની ઉંમર ગુજારેઆ પછે, રોજ ૨૨ મે માહ ૧૨ મે શેહનસાહી સાલે ૧૨૩૬ ય૰ એ મરણ પાંમેઆ, તે સાહેબને સાંભલેઆ પરમાણે ઉપલી પેહડી સાથે અસલથીજ કશો હક તથા દાવાકો બીલકુલ હતોજ નહો. એ મરહુમબી સવભાવે ઘણા સાહસીક, અને સરવે સાથે મીલનસાર હોવાથી દોસત આસનાઓ, તથા કુટંબ કબીલાઓ તેનાને ઘણાજ હેતુથી ચાહતા હતા. હવે તરીજા ભાઈ ખરશેદજી, જે ઉપલી પેહડીના એક પંતીઆલા હતા, તે સાહેબની તબીએત જે નાદુરસત ચાલેઆ કરતી હતી, તેમા સાંનતી મેલવવાની મતલબથી પુણે શીધારેઆ; જાંહાં એકજ દાહાડો રેહતાં બીમારીમા ઘણા હાલહવાલ દેખાયાથી તતકાલ પાછા વલી આવેઆ; અને અતરે પોંહતા પછે માતરે એકજ કલાકમા પોતાના એસાવંદો તથા પરીવારોની ભેટ લઈ, ને રોજ ૧૯ મે માહ ૯ મે શેહનસાહી સાલે ૧૨૩૮ ની સાંહજરે ૭ વાગતે જંનત તરફ આપઇ વાટો મેલવવા માટે ચાલી ગયા; અને તે વખતે તેનાની ઉંમર ૫૬ વરસની માલુમ પડી હતી. હાવા બનાવથી એક વાત અજાએબ જેવી જણાઈ આવીછે કે, કુદરતથી જેઓ જેટલો ફરક રાખીને એકેકની પુઠે જેમ જનમેઆ હતા, તેમ તેઓ દરએકની પાછલ તેટલેજ તફાવતે મરણબી પાંમેઆ; હઆને આ ભાઇઓ જે એકેકથી તરણ વરસ નાહના હતા, તેઓ બબે વરસનો ગાલો રાખીને ચાર વરસમા આ દુણીઆંથી દુરી પકડી ગયાને લીધે, તેઓના પરીવારોની અંદર ભારે દલગીરી ઉપજી હતી. મરહુમ મેહરવાંનજી વાડીઆના ચાર માહેલા માતરે એકજ નાધલા દીકરા હીરાજીભાઈ જે હઈઆત રહેલાછે, તેનાની ટુંક તવારીખ આ નોધ પાંને ૫૪૩ માં નોટની અંદર જણાવીછે; અને તે ઉપરાંત બીજી ઈઆદી જાહેર કરવા જોગ હાથ આવી નથી.

હાલ જમાનેના જવાન વાડીઆઓ માહેલા એક નાંમીચા નબીરા શેઠ નવરોજજી માણેકજી જે આપણી વસતીમા હવડાંજ વખણાતા જણાએચ, તેવનના સવતંતર પણાની હાથ આવેલી એક સારી ઈઆદીને સનદ તરીકે હીઆં નોધી લઈ આ ખાનદાંનની ખુબીનું વરણન ખતંમ કરીએછે.

કોઇબી સાહેબોને અંજાંણેઉ નથી કે, પારશીઓના દોખમાવાલી એકાંત જગાપર વગર જરૂરીઆતે પોલીસ ખાતાંએ પેશીને જે ગેર ઇનસાફી ગુજારી હતી, તે સંબંધી સરકાર પાસેથી દાદ માગવા માટે પાંચ હજાર પારશીઓએ સાહી કરીને એક અરજી પંચની પુંજીના રાખનદારો પાંચ અકાબર સાહેબોની સેવામા જે મોકલી હતી; તેની આગેવાણી આપણાં મરહુમ બારોનેટના નાધલા દીકરા શેઠ શેરાબજીની સાથે આ શેઠીઆએબી ઉઠાવી લીધી હતી. પણ તે અરજીનો આવેલો જવાબ અરજદારોની માગણીને અનુસરતો જારે નહીં મલેઓ, તારે તે બાબેની કેફીએત અનજુમનને જાહેર કરીને તેઓનો વીચાર પુછવાની સોઅનાથી તે બેહુ સાહેબોએ ય૰ ૧૨૪૩ નો નવાં વરસની બાહરવણે

જરથોસતીઓની જાહેર સભા "આલબલેસ બાગ" મા બોલાવી હતી. એ વખતે સરનશીનની ખુરશીએ બીરાજેલા, શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈની અરજ ઉપરથી, શેઠ મનચેરજી હોરમજજી કાંમાંજીએ પોતાનો અપક્ષપાત વીચાર જણાવતાં, અકાબર સાહેબોનો જવાબ નાપસંદ પેડવીને સભા તરફની દલગીરી જે જાહેર કીધી, તે દરખાસતને ટેકો આપવા માટે આ શેઠ નવરોજજી માણેકજી વાડીઆએ બે હજારથી વધારે મલેલા ગરહસથોની હજુરમા બુલંદ આવાજે કહી સંભલાવેલ કે:—

"મીજલસના સાહેબો,

"શેઠ મનચેરજી હોરમજજી કાંમાંજીએ જે દરખાસત હવડાં વાચી સંભ-
"લાવી, તેને હું ટેકો આપુંછું. પાચ હજાર સહીનું અથવા બરાબર બોલીએ તો
"આખી પારસી આલમનું જે રીકુવીજીસન તરસટી સાહેબો જોગ મોકલવા
"સારૂં તેની સાથે મારૂં નામ જોડવાનુ મને માન હતું, અને હું ખાતરીથી
"કહુંછ કે, જારે તે રીકુવીજીસન મોકલવાની ચીઠી ઉપર શેઠ શોરાબજી જમ-
"શેદજીની સાથે મેં મારી સહી કીધી, તારે મેં જુદુંજ ધારેલ હતું. એ રીકુ-
"વીજીસન મોકલતી વેલા તેને તરસટી સાહેબો આ પરમાણે "ડોનટ કેર" કરશે
"(યાને તુછકારી નાખશે) હેવું આપણ કોઈ માનતા નોહતા. માહરી ખાતરી
"હતી, અને માહરી ખાતરી કરવામા આવી હતી કે, ટરસટી સાહેબો રીકુવી-
"જીસન માહેલી માંગણીને જરૂર બાહાલ રાખશે, અને આપણી પવીતર મી-
"લકત ઉપર પોલીસ ખાતાંએ જે આજાબ ગુજરેઓ, તેને માટે તે સાહેબો
"સરકારમા જરૂર અરજ કરશે. તેવા ભરૂસા સાથે આ રીકુવીજીસન મોકલતી
"વેલા ટરસટી સાહેબો તેને આ પરમાણે તુછકારી કાહડશે એમ મને લાગતું
"નહીં હતું. મેં આસા રાખી નોહતી કે, જે ટરસટી સાહેબોને આપણે માન
"આપી એટલા મોટા કીધા, તેઓજ સામું આપણુને એટલું અપમાન આપશે
"કે આપણી માંગણી બજા નહીં લાવશે. એટલુંજ નહીં પણ તેનો ઘટતો
"જવાબખી તેઓ ઉડાવશે. હું ફરીથી કહુંછ કે હેવી વકી મને નહીં હતી.
"આ રીકુવીજીસન મોકલવા પછે, આજના સરખી એક મોટી સભામા સામેલ
"થવાની ઉમેદમા હું હતો ખરો, પણ તે આજની સભાથી તદન જુદીજ સ-
"ભાની ઉમેદ રાખતો હતો, અને તે એકે ટરસટી સાહેબો તરફથી બોલાવેલી
"સભામા આવવાની આસા હુંએ રાખેલી હતી; અને તેને બદલે આપણુનેજ
"આ સભા આજે બોલાવવી પડશે હેવું મારા એઆલમાખી હતું નહીં.

"ડુંગરવાડી આગલની બાસતીના સંબંધમા પોલીસે જે દુખ ભરેલી રીતે
"આપણુને માઠું લગાડેલછે, તેને વીશે સરકારને ફરીઆદ કરવાની સભામા
"હાજર થવાની માહરી ખાએસ હતી, અને તેને બદલે ટરસટી સાહેબોની
"પોતાનીજ ફરીઆદ કરવા આપણ ભેગા મલશું એમ હું વીચારતો નોહતો,
"પણ અફસોસ કે રીકુવીજીસન મોકલતી વખતની આપણી બધી મતલબ
"અને મરજીથી તદન ઉલટીજ રીતે આપણુને મલવું પડેલછે.

"એવી રીતે શેઠીઆઓના કાંમની સાંહમે આપણને વીચાર આપવા પડેછે, "તે ઘણું દલગીરી ભરેલુંછે, પણ જ્યારે એ દલગીરી ભરેલી ફરજ આપણે "માથે આવી પડી, તારે તેમા આપણે હટીજવું નહીં જોઈએ.

"પારશીઓની હાલત હાલમા ઘણી માઠી ચાલેછે, તેવામા સતાવાલાઓ "આપણી સાંમે વીચાર ધરાવેછે તે દુખમા, વલી ટરસટી સાહેબો પણ આપણી "માંગણીની સાંમે થયા, એ શઉથી મોટું દુખછે; અને ટોલાના લોકો જે વેલા "સંપમેલ ચાહેછે, તે વેલા એ સાહેબોએ આખા ટોલાને અપમાન લગાડી "મતફેર ઉભો કરેઓછે તથા કુસંપ પેદા કીધોછે, એ ખરેખર પારશી ટોલાના "માઠાં નશીબ સમજું છેઉં.

"બીજા હાથ ઉપર આજની સભામા એક ખુશાલી તથા દીલશોજી જે "હુ જોઉંચ તે એછે કે, મુખીઅ શેઠીઆઓનુ કાંમ અગરચે નાપસંદ પડે તો "તે શેઠીઆઓની ખુસામત કરવાને બદલે પોતાના ખરેખરા તેઓની વીરૂધના "વીચારો, જાહેર કરવા સારૂં લોકો વગર ધાસતીએ ભેગા મલે હેવું પારશીઓની "તવારીખમા પેહલીજ વાર બનેઉછે, અને તે ઉપરથી લોકોમા સવતંતરપણાનો "ઘણો વધારો થવાની નીસાન મલેછે.

"હું પણ સંતોશ પાંમુછું કે, આપએખતીઆરીને સરસ નીસાન તરીકે "આજની સભા દેખાડી આપશે કે, પાંચ હજાર માણસોનો પોકાર દાબી દેવાને "પાંચ શેઠીઆઓ ચાહતા હશે તો તેમા તેઓ ફાવશે નહીં. શેઠીઆઓએ "કદાચ આપણ વીશે ધારેલ હશે કે, એ લોકો શું કરવાનાછે? પણ આજની "સભા દેખાડશે કે, આપણ આ અપમાન ખમીને મુંગા બેશીશું હેવી ધાર-"ણામા ટરસટી સાહેબો ભુલેઆછે.

"તેઓના જવાબે દેખાડેઉંચ કે, આપણા ધરમના પવીતર મકાંણની બા-"બત ઉપર, એ શેઠીઆઓ મરતા ઉપાયો લેવાને ડરેછે, તો જે વેલા ટોલા "ઉપર કાંઈ વધારે (ખોદા નહીં દેખાડે) આફત આવી પડે તે વેલા એ સાહે-"બોથી હીંમત ભરેઆં કાંમો થવાની આપણે કેટલી થોડી આશા રાખવી જોઈએ. "આ ઠીકાણો આપતાં મને ઘણું દુખ લાગેછે, પણ ફરજને ખાતર એ ઠીકાણો "જે આપવા પડેછે, તે જણાવીને શેઠ મતચેરજીની દરખાસતને હું ટેકો આપુંછું."

મરદ બચો પોતે હોએ જે સુરો-તે લાખો હજારોને પડે પુરો.
હેવા નરને કહીએ ખરા અપક્ષપાત-તજવીજથી કરે ભલાઓને માહાત.
ન ધારતુંતું કોઈ આ નરની હીંમત-થઈછે જેની તે સભામા કીંમત.
અશીલ લોકની આલછે ભલાઈ નેકીની-ન થાએ વાતો તેથી કાંઈ લેખીની.
પરીણામ તેવુંજ દીપાવેઉછે-આલાકીનુ પાંણીબી શીપાવેઉછે.
શોકર કરો તે પર વાંચનારા ઇઆર-ખોદા રાખે તેમને સદા બરકરાર.

ઉપલા ટેકાની બાબદમા આ શેઠનું બોલવું પુરૂં થયા પછે, સરનસીન શેઠ મનચેરજીની દરખાસત ઉપર સભાના જારે મત માંગેઆં, તારે સરવે સભ-

ઓએ બેહુના બાપાંનો સરખી રીતે બાહાલ રાખેઆપીથી તેવનના સવતંતર પણાની સનદને મોટું માન મલેલ હતું.

આ કુટંબની કીરતીને વીશેસ કઉઅત આપનારી એક વાત જે પરકાસ પાંમતી દેખાએચ, તેને જો હીંઆં દાખલ ન કરીએ તો આ અહેવાલ અધુરો કેહવાએ. મી૰ હોરમજજી અરદેસર ધનજીભાઈ વાડીઆ, જેણાએ અંગરેજી વીદેઆ સારી રપેશે હાંશેલ કીધેલી છે, અને જેવન બારીસટરનો અભેઆસ કરવાસારૂં વેલાત સુધી ગયા હતા; જાંહાં પોતાની ધારણામા ફતેહમંદ ઉતરેઆ પછે, તે બાબેની સનદ તાંહાંથી મેલવી લાવીને ઇ૰ સને ૧૮૭૧ ના મારચની ૨૧ મી તારીખથી આપણી હાઈ કોરટ ખાતે પોતાનો પવીતર ધંધો ચલાવતા રેહે-આને લીધે તેમના નામીચાં ખાનદાનની હોરમતમા અતી ઘણો ઉમેરો થયોચ; અને તેથી કરી તેમના અસરાફ માબાપને તેઓની જઈફીએ પોચવાના વખતપર આવેલી જીંદગી માહ સંતોસ પામતી હશે તેમાતો કાઈજ સંધેહ સાહંમજાતો નથી.

આ કુટંબીઓની કીરતી ભરેલી કેફીએતનો સમાસ હીંઆ થઈ રેહેઓ, તેટલા એક ખુશ ખબરી હેવી જણાઈછે કે, વાડીઆજી શેઠ અરદેસરની સખાવતથી "ગરાંટ મેડીકલ કાલેજ" ની અંદર દાઇપણાનો હોનર શીખવા રહેલી દેશી સ્ત્રીઓ માહેલી પાચ પારસણોએ ડાકટર રૂસતમજી નસરવાંનજી બોરીના હાથ હેઠલ લીધેલી સુકૃત કેલવણી સંબંધી પરીખશા આપેઆ પછે, સનદો મેલવીને સુવાવડીઓને સંતોસ પમાડવાનો રોજગાર શોધવા સારૂં ઇ૰ સને ૧૮૭૩ ના ડીસેમબર મહીનાથી જાહેર થઈઓછે. આ શેઠીઆના સખી દીલની અજમાએસનો ઉતંમ અખતરો ઘણો વેહલો અજવાલે આવેઆથી, હાવો વરગ જેમ પેહલો વખણાયોગ્ય, તેમ તે છેલો નહીં કેહવાવા માટે બીજી બાઇઓનેબી તેવું ઉતેજન સદા અપાતું રેહશે તો, સંધે નથી કે જન-વાના કુદરતી કાંમની અંદર અગત વેલા કેલવાએલી દેશી દાઇઓની મદદ અતી ઉપીયોગી થઈ પડશે; અને તેથી કરી બાલહંતીઆની ધાસતી કાંઈક દરજે ઘટેઆ વીશેનું માહ પુન તેમને અંદરોકાલ સુધી મલતું રેહશે.



## જવજી વાડીઆના ભાઈને તાંહાંની વંશાવલી.



# શેઠ સોરાબજી નોસરવાનજી વાડીઆ, તથા તેમનું પરીવાર.

વાંહાંણો બાંધવાના હોનરમા વખણાઈ ગએલા મરહુમ લવજી વાડીઆ પોતાની સાથે તેમના આ ભાઈને જે અતરે લાવેઆ હતા, તે સાહેબથી કેહચ કે ભાઈની પક્ષમા મેલાઈને જીંદગીના છેડા સુધી ગોદી ખાતાંની નોકરીમા રહેલા હતા; પણ તેવનના ગુજરી ગયા પછે તેમના તરણ માહેલા એકબી બેટાએ બાપીકો રોજગાર હાથ નહી ધરેઆ વીશેનો સબબ અજવાલામાથી દુર રહેલો જણાયોછે.

વંશાવલીની ટીપમા દાખલ થએલા તેમના બીજા તથા તરીજા બેટા-ઓને તાંહાંના ફરજંદો તો હસતીમા આવેઆંજ નોહતાં, પણ વડા માણેકજી માતરે એદલજી નામનો એક દીકરો, મેલી જે મરણ પાંમેઆં, તેના દાહડા વારની યાદીબી તેમના પરીવારો ભુલી ગએલાં માલુમ પડેઆંછે.

મરહુમ એદલજીને તાંહાં ફરાંમજી તથા જમશેદજી નામના બે બેટાઓ જનમ પાંમેઆ હતા, અને તે સાહેબોથી વસતીનો ઉતરેલો વેલો તેઓના પરી-વારો તરીકે ગણાએછે.

ફરામજીએ બધો જનમારો જાણવા મુજબ પોતીકા એશી મરહુમ વાડી-આજી શેઠ હોરમજજી બમનજીને તાંહાં, અને તારપછે તેમના બેટાઓ શેઠ બમનજી તથા અરદેસરની ચાકરીમા રહીને ૭૨ વરસની જઈફી સંતોસથી પસાર કીધા પછે, રોજ ૨૯ મો માહ ૭ મો શેહનશાહી શાલે ૧૨૨૭ ય૦ એ હકની દરઘાહનો રસતો પકડી લીધોછે.

જમશેદજી જારે નાહની ઉંમરના હતા, તારથી આપણી વસતીમા પર-બેઆત થઈ ગએલા કાપડના નામીચા વેપારી ઠકર દાંમજી ચતુરની ચાકરીમા રહેઆ હતા. કામકાજમા જેમ ચાલાક દેખાયા, તેમ વધતાં વધતાં તેજ વખનાએલી પેહડીના સંબંધમા એક પરમાણીક પંતીઆલા તરીકે જોડાઈને બધો ભવ તેમાજ રોકી રાખેઆને લીધે, વાડીઆને બદલે દામજી ચતુરના જમશેદજીની અટકથી હીંઆં ઓલખાએલા હતા. એ સાહેબથી પોતાના વડા ભાઈની પુઠે ૭૨ વરસની વએ પુગીને, રોજ ૮ મો માહ ૭ મો શેહનશાહી શાલે ૧૨૩૩ ય૦ એ બેહસતનસીન થયાછે.

ઉપલા મરહુમ ગરહસથના વડા દીકરા મી૰ માણેકજી, જે બચગીથીજ બાપની તાબેદારીમા રહીને કાપડના ધંધામા મશગુલ હતા, તેવણથી આજ કેટલીક મુદત થાઈ એજ પેહડી માહેલા આગલા વહીવટદાર ઠકર લખમીદાસ દામજીની સાથે પંતીઆનું જોડીને મી૰ લખમીદાસ માણેકજીની અટકે સારી આંટ સાચવી કાપડનો વેપાર પરમાણીકપણાથી ચાલુ રાખી બેઠાછે. એજ ગરહસથના એક બીજા ભાઈ, તથા કાકાના દીકરાઓની બાબદમા કાંઈ જાં-ણવાજોગ બીના નહીં હોવાને લીધે, વંશાવલીની ટીપમા તેઓના નામોની માતરે યાદી આપી આ નામીચાં ખાનદાનનો અહેવાલ હવે બંધ પાડીએછે.

## કાંમાંજીના કુટંબની કફીઅત.

ખબર કાહડતાં હેવું માલુમ પડેછ કે, મથાલે જણાવેલી અટકવાલું અસલ નાંમ ધરાવનાર શેઠ કાંમાંજી કુવરજી* સુરતની પશ્ચમે પેલે પાર આવેલાં "ટેણા" ગાંમના રેહવાશી હતા. તે સ૦ ૧૧૦૮ મા વાડીઆ ખાંનદાનને પરએઆત કરનારા વડા શેઠ લવજી સાથે ગહના સાથી થઇને પોતીકા ખાંનગી કારણે વતન છોડી પેહલવેહલા જારે મુંબઇમા આવેઆ, તારે તેમની ઉમર વરસ તીશેકની હતી; અને તે હમાને જોતાં સને સ૦ ૧૦૮૮ મા જનમ થએલા જે ધારીએછે, તે એટલા માટે કે એવણની જેડ અને કોઈનુ પેર ૬૦ સને ૧૦૨૬ મા વેચાએશ હએ, તેના ખત ઉપર તે વખતના રેવાજ પરમાણે આ સાહેબે મહોરી દાખલ કીધેલી સાખની શેઅહત એજ કુટમબીના એક બાએગરાલી શેઠીઆએ હમોને દેખાડીય, તેને પુરતી રીતે ખહલ રાખી કહીએચ કે કાંમાંજી શેઠ તારે પકી ઉમરના મુબઇમા પરએઆત થએલા જણાતા હતા. મુંબઇમા આવેઆ પછે કેહચ કે સરકારની તરેજુરી ખાતે કોઈ પરજુ વડા કાહરેખારી હતો, તેના હાથ હેઠલ જુજ પગારે ચાકરી રહીને પોતાનો સંસાર ચલાવતા હતા; અને વખત સારા તેથી ટુક મુદતમા ખોદાની મેહરબાની પાંમી થોડાક સુખીખી થયા હતા. આ શેઠ મુંબઇમા આવેઆ તેની ઘણાક વરસ આગમ-જથી અતરે વતન કરી રહેલા શેઠ જમશેદજી ભીમજી ગામડીઆ (આપણાં હાલના મુજેરગ અકાબર શેઠ ફરામજી નોશેરવાનજી પટેલના વડવા) તેમના મામા થતા હતા.

આ કામાજી શેઠના એદલજી તથા મનચેરજી નામના બે દીકરાઓ હતા તેઓના જનમ અતરે અથવા ગામમા થયા તેની પકી ખબર મલી નથી, પણ એટલું તો ચોકસછે કે તે સાહેબો પોતાના બાપની સંભાલ હેઠલ હુધરીને જે મોટા થયાચ, તારે તો અલબતાં હીંઆજ અવતરેલા હોવા જોઇએ. એ માહેલા

---

* એવણની સાથે એકજ વખતે આવેલા (દીનીઆર ધાંધીના બાવા) શેઠ કાવસજી હીરજી, ધાધીની દુકાણ કાહડી બેઠા; અને તે પછે બીજા ધધામા પડીને જે પરએઆત થયા, તે બાબેની ચોકસ હકીકત હાથ આવી નહીં. પારસીઓની પધરાંમણીના મથાલા હેઠલ આપેલી ટીપમા મરહુમ લુલા વાડીઆનું નામ જણાવેલુછે તેવણ નહીં, પણ તેમના બાવા શાપુર રતનજેખી પાછલથી ખબર મલેઆ મુજબ લવજી વાડીઆ ગોદીના કામ સારું પોતાની સાથે પેહલવેહલા સુરતથી લાવેઆ હતા. એજ ટીપમા દાદા જંટલમેનને દીનીઆર ધાધીના બાઇ જણાવેઆચ, તેમ નહીં પણ પાછલથી પકી ખબર મલેઆ મુજબ તે સાહેબો એક બીજાના વેહવાઇ હતા; અને તેવણના બાવા કાવસજી આદરજીનો અસલ ધંધો કડીઆનો હોવાથી કેહચ કે, કેટલાક ઘેરોની ભીત વગેરેનું કામ તેનાએ બાંધીને સંપુરણ કરી આપેલું હતું. દાદા જંટલમેને સાભલેઆ પરમાણે બાપથી નીરાલા રોજગારમા રોકાઇને પોતીકા બાઇ માણેકજીની સાથે પેહલવેહલુ લીલાંઉઆનુ કાહડેલું હતું, અને તે દાહડાથી તેઓનુ પરીવાર લીલાંઉ વાલાની અટકથી પરએઆત થએલુંછે.

નો૦ લે૦

# કામાજીનાં કુટંબની વંશાવલી.



## કામાજીનો કુટંબની વંશાવલી.
(૧.)



# કામાજીના કુટંબની વંશાવલી.

## ( ૩ )



એદલજીની કારકીરદી વીશેની કેફીએત તો હાથ આવી નથી, મગર મનચેરજી વીશે એટલુંજ સાંભલીએંચ કે તેવણ ચીન સાથે મોહોલો વેપાર ચલાવીને એકવાર વાંહાંણવટીના દરજ્જા સુધી પોંહતા હતા. જમાંનાની જાલમીએ કોઈને સદા ઇઆરી આપી નથી તેમ મનચેર કાંમાજી તેની ગીરદેશી ચુંગાલમા આવી પડેઆથી, પાછલે દાહડે ઘણુંજ સંકટ ખમીને મરણ પામેઆ હતા. તેમના વડા ભાઈ એદલજી તેણાની પછે અથવા આગમજ મરણ પાંમેઆ તેની, તથા મજકુર શેઠ મનચેરજીના મરણ દીવસની સનદ બેહુ ભાઇઓના પરીવારો માહેલા કોઇબી ગરહસથની પાસે સચવાઈ રહેલી નથી.

એદલજી કાંમાંના બે દીકરાઓ મધે એક હોરમજજી અને બીજા સોરાબજી નામના હતા જે માહેલા વડાનો જનમ તેમના મરણ વખતે હોએલી ઉંમરના પરમાણ મુજબ શાલે ય० ૧૧૩૫ મા થએલો મુકરર થડેછે; અને બીજા સાહેબના જનમ તથા કારોબાર વીશેની કેફીએત જાણનારો તેવણનો એકજ પુરો દીકરો કાંમાંજી નામનો હજીસુધી હઈઆત રહેલો હોતતો, તેવણ થોડીક નોંધ આપો શખતે; પણ તે બીચારો ઘણી મુદત થઈ ગુજરી ગયાને લીધે તેમની હકાએતની સાથે નસલબી ખતમ થઈ ચુકીછે.



## શેઠ મનચેરજી વલદે કાંમાંજીના પરીવારોની પરખેઆતી.

ઉપલા બુજોરગ જારે ગુજરી ગયા તારે તેમણે તાંહાં ઓલાદતાલાએ બખશેલા તરણ પુતરો હઈઆત હતા, જેઓ મધે શેઠ ફરાંમરજ, હોરમજજી, અને નાશેરવાનજી કાંમાંને નાગથી આપણી ટાપુ પર ઓલખાઇતા હતા; એ માહેલા વડા ભાઈએ તો ચીન ખાતે અફીણ તથા બીજા માલનો મોહોલો વેપાર ચાલુ કીધો હતો, કેમકે તેહવા વખત ઉપર પરચુટન જીનસનો તાંહાં ખપ સારો હતો, અને તેનો રોજગાર કરનારા થોડા જણાં હોયાથી તે સાહેબને તેમાં નફોબી મન માંગતો મલતો હતો. તેમનાં વચલા ભાઈ આપણી ટાપુ ખાતે મરહુમ શેઠ બરજોરજી ન્હાનાભાઈ દાવરને તાંહાં અસલથીજ મેહતાગીરીમાં જે મસગુલ રહેલા હતા, તેથી તેમને એજ ઓલખાન વણાં કોઈ પીછાંણતું નોહતું, અને નાંધલા ભાઈ વીશે સાંભલીએંચ કે, મરહુમ શેઠ નાશેરવાનજી પીટીટના હાથ હેઠલ દુબાસનું કાંમ કરતા હતા; પણ તેમના વડા ભાઈ શેઠ ફરાંમરજ કાંમાંનો વેપાર જારે વીસેસ ફેલાયો, તારે પોતાના બેહુ ભાઇઓને તેમાં સાંમેલ રાખીને એકસંપીથી વહીવટ ચલાવવા લાગા. ઇંચાં બીલારફાંમ વીગેરે વેલાતી સાંમાંણનોબી ધંધો એકવાર તેઓએ પોતાને હાથ હેવાતો કરી લીધો હતો કે, જે ચીજ કેપે નહીં મલે તો કાંમાંને તાંહાંથી હાથ આવી સખતી. એ તરણે ભાઇઓ મધે દરએકને તાંહાં ચાર ચાર દીકરાઓ ઉપરાંત કેટલીક દીકરીઓએબી જનમ લીધો હતો, અને તેઓ સઘલાઓ વસતીવારીથી આજે એટલાતો ભરપુર થાએલા દેખાએચ કે, આ કાંમાં ખાંનદાંનનાં નાંધલાં તથા મોટાઓને

અખીતાં કીધાં હોઅે તો, ખોદાતાલાની બખસેસથી અેક નાંધલાં સારીખાં ગાંમડાંની વસતી જેટલાં દેખાઇ આવે. ઉપલા તરણે ભાઇઓ માહેલા વડા શેઠ ફરામરજ રોજ ૧૪ મો માહ ૧૦ મો કદીમી શાલે ૧૧૯૨ મા વરસ ૪૩ ની ઉમર ભોગવીને, તથા વચલા શેઠ હોરમજજી ૧૧૯૭ ના કદીમી ઓથા ગાથાને રોજે ૪૮ વરસની વએ ગુજારીને મરણ પાંમેઆ છે. આ બેઉ ભાઇઓના વહીવટનો બધો બોજો તેઓના બાલક છઇઆંઓના સંભાલ સહીત, હઇઆત રહેલા નાધલા ભાઇ નોશેરવાંનજી કાંમાને શીરે જે આવી પડો, તે મુજબ તેનાએ પરમાણીકપણે સધલું કામ આટોપી લઇને છોકરાઓ તથા ભતરીજાઓને અછી કેળવણી આપેઆમા કશી કશુર રાખી નોહતી. ભતરીજાઓને જેમ ઉમરે પોંચતા જોયા, તેમ તેઓના બાપીકા વારસાનો હક દરએકને હવાલે કરી તે બાબેના જર જોખંમમાથી ફારગ થયા પછે, શેઠ નોશેરવાંનજી કાંમાંએ પોતાના વેહવારને સારી આંતથી સાચવીને સરાફી ધંધાની સાહેતાથી મોટા દરવીય મેલવી લીધો હતો. ઘણા વરશો સુધી કાંમાં કુટંબમા વડાપણું ભોગવીને રોજ ૨૦ મો માહ ૪ થો કદીમી શાલે ૧૨૨૫ ય० એ ૭૨ વરસની જઇફીએ પોંહચી બેહસતનશીન થયા. આ ગરહસથની પુંજીમાથી તેવણના હકદાર વારશોએ હીશે પડતો દઊલત જે વેહચી લીધો, તે આગમજ પોતીકા પીતાની યાદગારી કાંએમ રેહવાના હેતુથી રૂપીઆ સવા લાખની અેક થાપણ અલાહેદી કાહડીને અેશીઓ માહેલા શેઠ દાદાભાઈ હોરમજજી, પેસતનજી હોરમજજી અને મરહુમના દીકરા ખરશેદજી નોશેરવાંનજી મલી તરણ* સાહેબોના સંભાલ હેઠલ રાખી. અે બાબેના લખતમા હેવો બંદોબસત કીધેલો કેહવાએછે કે, ઉપલી થાપણની ઉપજમાથી મલતી જોગવાઇએ શેઠ નોશેરવાનજી કાંમાંને નામે ઉપીયોગી ધરમખાતાંમા ટરસતીઓ ખરચતા રેહ, અને મુદલને સંભાલથી સાચવી રાખે. હાલી સુભ સરત મુજબ મરહુમ શેઠ નોશેરવાંનજી કાંમાંની નઇઅતે ઘણાક ગરીબ કુટંબોનો સંસાર સચવાયા ઉપરાંત તે મરહુમના નામથી તેવણની હઇઆતીમા સ્થાપેલી જરથોસતી છોકરીઓને મલતી કેળવણી બાબેની નીરાળનું ખાતું પણ સારા પાયા પર ઉસતવાર રહેલું સંભલાએછે. શેઠ નોશેરવાંનજીના વારેશોએ પોતીકા પીતાના પુન સારૂં કુલ રૂ૨૮૦૦૦ ની અેક રકમ આપસ અપસમા ભેગી કરીને, જુદાં જુદાં ધરમમા વાપરવા માટે તે ખાતાંઓના દરઅેક વહીવટદારોને સપુરદ કરી દીધી હતી.

ઉપર જણાવેલા ત્રણે ભાઇઓનાં હઇઆત રહેલા મધેથી કેટલાઅેક દીકરાઓએ તેમને હાથ વારસામો મલેલાં નાંણાનો ઉપીયોગ કરવા માટે વેપારની સરૂઆત પેહલવેહલી ય० ૧૨૧૦ ની સાલથી ચલાવી. જાંહાં સુધી દાહાડા પોહચેઓ તાંહાં તુલીક, સધલા પીતરાઈ ભાઇઓ અેકેક ઉપર સરસાઈ મેલવીને અેવાતો ઉગી નીકલેઆ હતા કે, અેકવાર વાંહાંનવટીઓખી થાઇને ચીન, કલકતા, સીંગાપોર, વેલાત, તથા માહેલા કેટલાંક પરાંતો મધે દરઅેકે પોતાને નામની

* પાછલથી તેમા શેઠ મનચેરજી હોરમજજી તથા કેખસરૂ રૂસતમજી કાંમાં ઉમેરાયા, તેઓ સુધાં એ ધરમખાતાના હવડાં પાંચ ટરસટીઓ કેહવાએછે. નો०લે०

સાખા પેહડીખી પેસારી હતી; અને કાંમકાજની ચાલાકીએ સરાફી બજારમાં એવીતો આંટ દીપાવી દીધી કે, તેઓની સાથે સંબંધ રાખનારા કેટલાક વેપારીઓને કોઈ કોઈ વખતે તેઓનાં નાંમની જાંમીનગીરી મેલવવાની અગત પડતી, તો તેહવાઓનું કામખી કરી આપવાની આગેવાંણી એ સાહેબો ભુલતા નોહતા. પણ આસમાંની દોરનું ચકર જારે ખદલાએલ તારે ઇ° સને ૧૮૬૫ માં સેરસટાની આફત ભરેલી કાલી વાદલી કોઈએ સપણેખી નહી ધારેલ હશે તેહવી જહડફથી એઓ માહેલા કેટલાક જણાઓને માથે એવીતો આવી બેઠી કે, છતી પુંજી ઉપરાત વેપાર વણજથી મેલવેલો મુખલક નફો ખોહતાં ગાંમનાં મોટાં કરજમા સપડાઇ ગયાને લીધે, તેહમાંથી તેઓ સમાંધાંણીની રાહે પાર ઉતરી સખેઆજ નહી. એ ખાંનદાંનનાં ચાર અથવા પાંચ સાહેબો જેઓ અસલથીજ તેમનાં રૂડાં ભાએગે તેહવા લાભમાં પડઆ નોહતા, તેઓજ માંતરે આબરૂ સાથે બચી રહેઆ, અને બાકીનાં સઘલાઓને પોતપોતાનો વહીવટ બંધ કરવાની જે ફરજ પડી, તેમાં સેકડો જણાઓની રોજીનો નશીબો તેઓને હાથ હતો તેગી સદનતર નીકલી ગયાથી તે બીચારાઓ એકેદંમ નીરાશ પાંમીને બીનરોજગારે ઘણુંક સુધી રહજલતા રહેઆ; જે વીશેની વાત જણાવતાં અતીઅંત દુખ ઉપજેછે. એ કાંમા કુટંબના નબીરાઓ મધેનાં થોડાક જણાઓ હાલ પહેલી આફતમાથી એકવાર મોકલા થાઇને પાછો ધનધો રોજગાર ચલાવતા હવડાં માલુમ તો પડેચ, પણ ગઈ ગુજરેલી જાહોજલાલી તેઓને હાથ આવતાં ઘણી લાંમબી મુદતનાં વાએદાની વકી રાખવી જોઇએ.

---

## શેઠ હોરમજજી એદલજી કાંમાંજી.

આ શેઠની હકાએત જેટલી ટુકમા જણાવીશું, તેટલી તેમની નેક નાંમી ભરેલી કારકીરદીનું વર્જન ઘણુંજ ખોજદાર તથા માન ભરેલ વખણાશે. બારેહકતાલાએ તેનાને બખશેલી સખતી, તથા નીતી ઉપર હયાતીની છેલી ઘડી સુધી પોતે એવાતો ઉસતવાર રહેલા હતા કે, તેટલીજ બરકતથી સંકટના વખતામાખી સંતોસ પાંમતા જેઓએ તેવનને જોયા હશે, તે સાહેબો તેનાની સુધીની કીંમત પીછાંણી રાખશે; માટે વીશેસ સરેહ કરેઆ કરતાં તેમના સનસારી સમાચાર લેવાનીજ માતરે રજા માંગીએછે.

આપણી ટાપુ ખાતેના મરહુમ શેઠ એદલજી બમનજી (ઉરફે એદલકાકા) જારે ખોહલા વેપારની આડતનુ મુખલક કાંમ લઇને ચીન જતા હતા, તારે આપણા આ હોરમજજી કાંમાએ તેણાને તાંહાં વાણોતરીની ચાકરી મેલવીને શાલે ૧૧૫૫ ય° મા પેહલવેહલી સફર તે તરફની એખતેઆર કીધી એટલુંજ નહીં, પણ તેમની સંગતમા ઘણા વરસો સુધી રહીને વેપારના કાંમની સારી માહીતી મેલવી લીધા ઉપરાંત, મનની ચંચલાઈ વાપરીને ચીના લોકોની સખત ખોલી સહમજવાની વલાંણ હેવીતો પુરતી પકડી હવી કે, તેથી કરી તેવણને

"પાહાવા" ની અટક હાસેલ થાઈ; કેમકે કોઈબી પરદેશી એકમાથી બીજી જુબાનનો તરજુમો કરી સહમજાવે તેને ચીના લોકો "પાહાવા" કરી કેહછે. આટલી માહીતીને લીધે ઘણીવાર આપણી માજી ગીકાગર, તથા સુપરીમ કોરટમા આ સાહેબ ગામમા હાજર અસતાં ચીના બંધવા અથવા ગાબડીઓને સહમજાવા માટે તેમનુ કામ અતીઉપીયોગી થઈ પડતું હતું; અને તે બાબે નેયાયાધીસો તરફથી તે ગ્રુહસ્થને બહુ માનબી મલતું હતું.

એ ઉપરાત શેઠ હોરમજજી બીજી અટકથીબી આપણ વચે જે ઓલખાએલા હતા, તે આટલા માટે કે તેવણ ઘણી મુદત સુધી એદલ કાકાને તાહા મેતાગીરીમા મશગુલ રેહ્યાને લીધે ચીના લોકો તેવણને "શેચા"* કરી કેહતા હતા. આ સાહેબના પરમાણીકપણાની ખુબી વીશે, ઘણાક ચીના વેપારીઓ તથા ગરહસથોને મોહડેથી આ નોધ લેનારે ચીનમા વખાણ સાભલી હતી; અને તે વખતપર આપણી તરફના જેબી સાહેબો તેવણની સગાથે વસેલા હતા, તેઓ માહેના જો હઈઆત હશે તો, તેઓબી તેની શાહેદત આપવાને કભુ ભુલસેજ નહીં.

દાહાડાએ જારે પડતી દશા દેખાડી તારે આ શેઠ હોરમજજી કામાં ચાકરીમાથી મોકલા થઈને સવતંતરપણે પોતાનો ખાનગી વેપાર તથા લોકોની તરફથી મલતી આડતનુ કામ ચલાવવા લાગા; અને તેવા સબબથી વેપારી મંડલીમા એક નીતીમાન ગરહસથ દાખલ પરબેઆત થઈ પડ્યા હતા. કેહચ કે આપણી કોમના મરહુમ અકાબર સાહેબ વાડીઆજી હોરમજજી બમનજીના બોહલા વેપારના કામની આડત મેલવીને ઘણાક વરસો સુધી તેનાએ જાલવી રાખેલી હતી; અને જાતી મેહેનત ઉપરાંત બલકી ભીલનસારી, અને ચોખી દેઆનતદારીનુ રૂડુ ફલબી તેનાએ હાસેલ કીધું હતું; પણ હોનાગત ઘણી વખતે ઇનસાનને હેવી સકટમા એકાએક ફસાવેચ કે, તેનું ભાણ હાથમા નહીં રેહ્યાને લીધેબી ન ધારેલી પીડાને ભોગે તે પડેચ, તેહવીજ કોઈ ભુંડી નડત આ અથો ખસલતવાલા હોરમજજી પાહવાના ભવીસ ઉપર આવી બનેઆથી સંભલાએલચ કે, શેહજ વાતની બોલા ચાલીના અતસનો વેરભાવ રાખી, તેમના આડતીઆઓ માહેના કોઈએકે કેટલાક વરશો તુલીક કોરટમા તેમની સામણે વાધાઓ હુભા કરી જે મુકદમો ચાલુ રાખેઓ હતો, તેની સફાઈ વાસતે જવાબ આપી નીતીનો સંભાલ કરતા જતા દોલતની/ પાએમાલી સાથે આ બીચારા દીનદાર જરથોસતીની ખાલ નીકલી ગઈ હતી; જે ઉપર કશોબી ગમ પરડ્યા વના ધીરજથી સતોશને સવાધીનમા રાખી અસલનીજ મુબારેક દયા, દાતારપણુ, તથા પાક દેઆનતદારીને ઘણીજ ઉસતવારીથી વલગી રહેલા હતા; એટલુંજ નહીં પણ તેહવા સકટના સમાપર જેબી કોઇ આપેઆનતો તેમની દેવડીએ ખેરાત માગવા આવે, તેને ખાલી હાથે કભુ જવા દેતા નોહતા; અને

* ચીનાની બોલીમા "શે" લખનાર, અને "ચા" કાગલને કેહછે; અને તે બેઉ શબદો જોડાયાથી "શેચા" યાને લખનાર અથવા મેતાનો ખરો અરથ થાએછે.
નો૦ લે૦

તે એટલાં વેરકે પઈસાની તંગાસમાં ઘણાજ આવી ગયા છતાં પેર માંહેથી કો-ઇભી ચીજ વસત આપી તેહવા મોહતાજોની દુઆ આતમાંનો ગુપત આશીર-વાદ પાંમતા હતા. આટલી સખાવતના બદલામાં તે જગત કીરતારની જારે અપાર કીરપા પાછી થાઈ; તારે તેમનાં એક ભલા મીતર મરહુમ શેઠ ફરાંમજી કાવસજી બનાંજીનાએ આપેલી ઉલટથી આ નેકબખત પાહલા સાહેબે જબકી વખતે ય૦ ૧૧૮૮ મા ચીન ખાતેની સફર જારે પાછી એખતેઆર કીધી, તારે આપણી ટાપુના કેટલાક વેપારીએાે તરફથી આડતનાં કાંમની તથા તાંહાંના મોટ મોટા હાંગવાલા ચીનામીતરોની અછી મદદ મલી; અને તેથી થોડાંક વરસ તાંહાં રહીને અસલ જેહવા તો નહીંજ પણ પોતાના બચાંઓનુ સુખ ચેનથી પાલણ થાએ તેટલું મેલવીને ય૦ ૧૧૯૨ માં સવરગી રાંનની વસતીને છેહી સલાંમ કરી મુંબઈ ખાતે પાછા પધારેઆ. જાંહાં સાત વરસ તુલીક બાકીની જીંદગી જાહોજલાલી સહીત પુરી કરીને તાંહાંથી જાવેદાંની આલમમા નીરાંતે વાઞો લેવા સારે રોજ ૭ મો માહ ૧૧ મી કદીમી શાલે ય૦ ૧૧૯૯ માં ફોત-ગુજાર થયા તારે તેમની ઉમર વરસ ૬૪ આસરેની જણાઇ હતી. આ સા-હેબ ગુજરેઆ તારે શેઠ નસરવાનજી, દાદાભાઈ, મનચેરજી તથા બેરાંમજી નામના દીકરાએાે ઉપરાંત એક દીકરી મલી તેમના પાંચ ફરજંદો જે હઇઆત હતાં, તેઓમાથી વડા તથા નાથલા મલી બે દીકરાએાે તારપછે એકેકની પુઠે મરણ પામેઆ; અને બાકીના ફરજંદો તથા બીનાં પરીવારો કીરતારના ફજલો કરંમથી બરકરારી સાથે આપણી વસતીમા મેલાએલાં માલુમ પડેછે.



## શેઠ મનચેરજી હોરમજજી કાંમાં.

કેખસરો પેજદીઆર નામના ઇરાંની જરથોસતી સાથે તાંહાંથી આવેલી તેમની ૪ માહેલી નાજબાનું નામની તરીજી દીકરી, જે શેઠ હોરમજજી એદ-લજી કાંમાંજી* સાથે પરણેઆ પછે, તેનીને પેટથી એકેકની પુઠે પેદા થએલા ૭ માહેલા આ તરીજા સપુત ય૦ ૧૧૮૪ ના કદીમી પેહલા મહીનાને છઠે રોજે જનમ પાંમેલા માલુમ પડેઆછે.

આ શેઠની જીંદગીના હએવાલની શરૂઆતમાં આટલી વાત અતરે દાખલ થવી જોઈએ કે, એવણ જારે વેહવાર વરતવા લાગા તારે તેનો ઉદ્યે-ગ હાથ ધરીને પેહલવેહલા પોતાના બેથી શેઠ નસરવાનજી મનચેરજી કાંમાંને તાંહાં, ૧૨૦૩ ના કદીમી બોરદાદ માહથી તે ૧૨૦૭ ના કદીમી અરદી બેસત

* તેમની પેહલી બોહરદાર નસરવાનજી નામના એક દીકરાનો જનમ આપીને મરણ પાંમેઆ પછે, ઉપલી ઇરાની અબલા સાથે પરણેઆ હતા; અને તેનીનું અસલી નામ બદલીને કેહસ કે હીંઆંના રેવાજ પરમાણે સીરીબાઈ રાખવામા આવેલું હતું. જુવો "નીસાલે એજ હારે સીઆતે ઇરાન" નામના પુસતકને પાંને ૧૬૨ મે. નો૦ લે૦

માહ સુધી, અને તે પછે શેઠ ખરશેદજી કાવસજી બનાજીને તાંહાં તેજ સાલના કદીમી શેહરીવર માહની સરૂઆતથી મુનીમગીરીમા રહીને ૧૨૧૩ ના કદીમી તીર મહીનાની આખરી તુલીક નોકરી કીધી હતી. આ બેહુ ઠેકાંણેના બોહોલા કારોબારનો ઘણો સારો અનુભવ હાંશેલ કરી લીધો હતો; અને તેનો પરતાપ એવો ઉસકેરાયો કે, પેહલ ઠેકાંણેની વાંણોતરીમા જારે હતા, તારથીજ પોતાના વડા ભાઇ શેઠ દાદાભાઈના પંતીઆલા પણામા થોડો થોડો વેપારબી સરૂ કરવા માંડ્યો; અને તાંહાંથી પછે વખતની વલાણ જેમ હાથ આવતી રહી, તેમ વેપારની અંદર આપણી વસતીમા વખણાએલા શેઠ નસરવાનજી બમનજી મોદી, બરજોરજી ફરામજી કોહીદારના* તથા પોતીકા નાધલા ભાઇ બેરાંમજીને સાંમેલ કરી કારખાનાને† મોટા પાયાપર એવુંતો રચાવી દીધું કે, મુંબઇથી ચીન તથા તાંહાંના કોસતાઓ વચે "એમા" નામની એક સકુનરબી તેમની પેહડીએ ઇ૦ સને ૧૮૪૩ અથવા ૧૮૪૪ મા વેચાતી લઈને ઘણી મુદત સુધી ફરતી રાખી હતી.

મુંબઈ વસીઆ પછે ઘણીક વરણના સરીમંત સાહેબો લાખો અથવા કરોડો રૂપીઆનાં વેપારની ઉથલપાથલ કરી ગએઆચ, પણ તે માહેલો કોઇબી દેશી શેઠીઓ વેલાત તરફ પોતાનાં નાંમથી વેપાર, અથવા આડત ચલાવવાની પેહડી લઈ જવાને કબુબી હીંમતવાન થઇ સજેઓ નોહતો. હાવું કીરતીવાન કાંમ ઉઠાવી લેવાનું બીડું જહડફનારા પેહલવેહલા પરમાણીક પુરૂસ મથાલે જણાવેલા ગરહસથ પરબેઆત થયા, અને તેમા તેવનના ભાઈઓ ઉપરાંત કેટલાક પીતરાઇઓ એક* મતથી ભેગા મલીઆમા, નહીં બનેલું કાંમ કાંમાં ખાનદાને શેહલથી બજાવીને બીજાઓની આંખો ને ખોલી કરી આપી, તે વાતને જરૂર કરી હીંઆં નોધી રાખવી જોઇએચ કે, આ સકરમી શેઠ પોતાની સાથે શેઠ કેખસરૂ રૂસતમજી કાંમા તથા પરોફેસર દાદાભાઈ નવરોજજીને પંતીઆલા દાખલ લઇને પેહલવેહલા ય૦ ૧૨૨૪ મા મી૦ કાંમાં કું૦ ને નામની પેહડી હુંઘાડવા માટે કોઈ એવે રૂડે ચોઘડીએ લંડન ખાતે ગયા હતા કે, લગભગ ૯ વરસ તુલીક તાંહાં માન ભરેલી રીતે વહીવટ ચલાવીને જારે ૧૨૩૩ ની સાલ (ઉપલા બે સાહેબોતો મુદતની ઘણાક વરસ આગમજથીજ પંતીઆલું છોડીને જુદા પડેલા સાંભલવામા આવેઆચ તેઓ વતરેગે બીજા) સઘલા પંતીઆલાઓની રાજી ખુશીથી પેહડી જારે કાહડી નાખી, તારે દરએક ભાગે વધારા તરીકે લાખો રૂપીઆ તેમા લાગતા વલગતાઓએ વેંહચી લીધા.

---

* આ ગરહસથબી ઘણા વસશેવેર જોડાઈ રહેઆ પછે મરણ પાંમેલા માલુમ પડેઆછે. નો૦ સ૦

† આ સાહેબોના સંબંધમા મુંબઇ ખાતે મી૦ દાદાભાઈ તથા મનચેરજી કાંમાની કું૦ ચીન ખાતે (૧૮૪૨ ના સાલથી) મી૦ દાદાભાઇ તથા નસરવાનજી મોદીની કું૦ સીંગાપોર ખાતે (૧૮૪૯ મા) મી૦ બેરાંમજી હોરમજજી કાંમાની કું૦ તથા કલકતા ખાતે મી૦ બરજોરજી ફરાંમજીની કું૦ મલી ચાર ઠેકાંણે ચરસપરસના વેપાર તથા આડત ખાતાંની પેહડી ઉભી કરીને ઘણા વરશો સુધી ચાલુ રાખી હતી. નો૦ સ૦

પેહડી ઊચકેઆની આગમજ તેના ભંડાળ માથી આ શેઠીઆએ પોતાના ખાનદાનની ઈઆદગારી તે તરફ કાએમ રાખવાનો હેતુ ઈછીને, રૂ ૪૫૦૦૦ ના બે મોટાં ધરમખાતાંઓ જે ચાલુ કરાવેઆં; તેમા એકતો એ કે, "યુની-વરસીટી કાલેજ" ને ઈ૰ સને ૧૮૬૩ મા આપેલા રૂ ૩૦,૦૦૦ બાબે તેની કાંઉનશીલને એવું લખી વાલેઊછે કે, "કેલવણી ખાતાંને આગલ વધારવા સારૂં કાંઉનશીલની નજરમા દુરસત આવે તે રીતે રકમને રોકવી." આ એટને કાંઉનશીલમા મોટા ઉપકાર સાથે કબુલ રાખતાં એવો ઠેઠાવ નોધાયોછે કે, "જે વીદઆરથીઓેાના લાભ માટે અપાએલી રકમ વપડાશે તેમા મી૰ કાંમાં "કું૰ ના આ ભલાં કાંમ તથા ઉતેજનથી હીંદુસ્તાંનના વધારે દેશીઓ વીદઆ "અને હોનરો હાંશેલ કરવામા અતરે (ઇઆને લંડનમા) સાંમેલ થાશે." બીજી સખાવત એવી સંભલાઇછે કે, આ શેઠે લંડનને છેલ્લી સલાંમ કરી મુંબઈ આવતી વખતે આપણા દેસની ખેરખાહી ચાહી ગયલા મરહુમ સર ચારલસ ફારબસ બારોનેટના બરખુરદાર બેટા ઉપર રૂ ૧૫,૦૦૦ મોકલાવીને એવી દર-ખાસત કીધી હતી કે, તેમના પીતા સર ચારલસની ઈઆદગારી માટે આ રકમમાથી તેને ગમે તેહવી ગોઠવણ કરવી. આવી સખાવત પોંહચતાં વાર તે અંગરેજ ગરહસથે, પોતાને રેહવાના ગાંમની આસપાસ વસનારી ગરીબોની છોકરીઆેને શીખવા સારૂં એક પાઠશાલાની જે ખુટ હતી, તે પુરી પાડતાં "કાંમાં ફ્રૅમેલી સકુલ" નુ નેક નામ રાખેઊછે; માટે આ સાહસીક અને સક-રમી શેઠીઆઓની સખાવતથી ઉપલાં માહભારત કાંમો તે તરફ હસતી પાંમેલાં જોઈ અંગરેજો મલતા અતરેના દેશીઆેએ ખરેખરી ખુશી ઉપજાવેલી માલુમ પડછે.

જો કે કાંમાં કુંપનીના કસાએલા કુટંબી બાગીઆઓ, વેલાતના કાંમમા લાખો રૂપીઆ કમાઈને એક બીજાથી છુટાતો પડઆ; પણ ઉપલાં બે ઉપી-યોગી ધરમખાતાંઓ જાંહાં સુધી સારી હાલતથી સચવાઈ રેહશે, તાંહાં લુલીક તેઓની સંગત માહેલા આ શેઠ મનચેરજીની કોશેસથી તેમા સખાવત તરીકે અપાએલાં નાણા વીશેની કીરતી ભરેલી નેક નામી તાંહાં જાયુક જોડાએલીજ છે.

વેલાત ગયા પેહલાં ય૰ ૧૨૧૮ મા આ ગરહસથ સીંગાપોર ખાતે પોતાના સંબંધમા મી૰ બેહરાંમજી હોરમજજી કાંમાંની કુંપનીને નામે પેહડી સ્થાપવા માટે સીધારેઆ હતા, જાંહાં તરણ વરસ રહેઆથી પોતાની પેહડીને આબાદ હાલતપર લાવેઆ પછે તાંહાંથી ય૰ ૧૨૨૧ ની સાલમા અતરે પાછા આવેઆ હતા.

હમારી ઈઆદદાસતમા હમો જો ભુલતા ન હોઈએ તો, આ ગરહસથે બધો મલીને બે સફરો વેલાતની કીધેલી કહી સખાએછે. તાંહાંથી જારે છેલ્લા રૂખસદ પાંમી મુંબઈ આવેઆ, તારે પોતાના પાક મજહબને લગતા જંદ અવસતાના પુરાતમપણાની સાબેતી સંબંધી, જરમેનીમા થાએલા તરજુમા ઉપરથી અંગરેજીમા છપાવેલી ઘણીક નકલો જે લાવેઆ હતા, તે પુસતકો અતરેના મોહબતદાર મીતરો, તથા ખેરખાહ ખેસાલંદો વચે સોગાદ મોકલાવીને, સરવે ઠેકાંણે તેની શોસાની દીપાવી દીધી હતી; અને તેથી કરી કેહબાને ખુશી ઉપ-

જેછે કે હંમદીન બાઇઓ ઉપરાંત પરાઇ કોમના પરમાણીક પુરૂશોએ પણ જરથોસતી દીનની પવીતરાઇને સારી રપેમથી પીછાંણી લીધીછે.

મુંબઇ આવેઆ પછે આ ગરહસથની કાબેલી સાથે કમાલીએત એટલીતો ફાએદા થાઇચ, અને તેની સાખસીમા હમારી બઅગી વખતથી હમો જે જોતા આવેઆચ તેને બીન દેહસતે અતરે જાહેર કરીએ છેકે, શેઠ મંનચેરજી ઉપરતી વએપીજ કોઈનીબી સવારથ અથવા ખુસામંદ રાખેઆ વના ખાલેસ મનથી સવતંતરપણું જેવું સાચવતા હતા, તેવોજ કાએદો હવડાં જઈફીએ પોંહચતાં સુધી સવાધીનમા જાલવી બેસીને સારી મનસાખતીથી જાહેર હીંમતના બલ વડે સરવે પરાંણીઓનુ ભલું ચાહતા માલુમ પડેછે. હમારા આ બોલવા ઉપર જેબી સાહેબ સખમંદ હોએ તો, તેઓની ખાતરી સારૂં માજી ઇસટ ઈંડીઆ કુંપનીની આગલી બોરડનો એક ડાએરેકટર, અને પાછલથી નામદાર રાંણીના "સ્ટેટસ સેક્રેતેરી ફાર ઈંડીઆ કાઉંસીલ"ના અધીકારી કપતાન ઇસટવીક જેવા નાંગીચા નરે લંડનની કોઈ જાહેર સભામા કહેલા સબદોનો સંઘરહ* એક મીતરની મેહરબાનુીથી હમારા જોવામા આવેઓ હતો, અને તાર પછે તે તારીખ ૭ મી સપટેમબર સને ૧૮૭૨ ના "જાંમે જમશેદ" નામના દેશી વરતમાન પતર અંદરથી જે છપાએલાછે, તેટલીજ બીના તેનાજ બોલોમા અતરે દાખલ કરીએછે. "I am not personally acquainted with Mr. "Muncherjee Cama, but I know him well by character, and "that he bears a high reputation for integrity, ability, public "spirit, and generosity." હેનો અરથ એમ થાએચકે, મી॰ મનચેરજી કાંમાં સાથે રૂહબરૂ બોલચાલની તો મને કાંઇજ બાબેશકારી નથી, પણ તેમના આચરણથી હું તેનાને સારી પેઠે જાંણુંછું કે, પરમાણીકપણા, સાંમરથી જાહેર હીંમત, અને ઉદારતાને વાસતે તેવણ મોટું માન મેલવવા લાએકનાંછે.

જરથોસતી મજહબમાં જનમ પાંમેલા કેટલાક જવાંણીઆઓ જે પર કોમનો એલમ એખતેઆર કરી લીધાથી, તેનુ કઉઅત વાપડીને પોતાના પાકીજેહ મજહબની બારીકીને પીછાંણીઆંવના તે ઉપર અનેકતરેહની નુકતેચીની ચલાવતા જારે આ ગરહસથને માલુમ પડેઆ, તારે તેઓના જીગરમા તે વીશેની સારી સહમજ ઉતારવાની શોચનાથી આ દીનદોસત કાંમાંજીએ જાહેર વરતમાન પતરોમાં ઘણુંસુધી દાહપણની રાહે દાખલા દલીલના દરંગ વટે કલમ કશીને પોતાનુ કઉઅત પરજા વચે પરખેઆત કીધું; જેની સાખશીમા "જાંમે જમશેદ" તથા "સુરીયોદએ" નામના કોઇ બેશુમાર ગુજરાતી પતરો આજે હસતી ભોગવતાં આપણી નજર આગલ ઉભેલાંછે. હાલાં કારણ સારૂં "સુરીયોદએ" નામનું પતરતો એજ સખી શેઠના ખરચે તારીખ ૧ લી જાંનેવારી ૧૮૬૪ થી લાગતાગ તરણ વરસ તુલીક ચાલુ રાખેલું હતું, અને તે

* એનાની ખુબી સંબંધી ઘણાક ગરહસથો તથા ઉમરાવો તરફથી આવેલાં કોઇ કુડીબંધ કાગલો કેહએકે, આ શેઠ પાસે સનદ તરીકે એખીતાં થયલાંછે, પણ તે જાહેરમા લાવવાને ફુરસત જોતા જણાતા નથી. નો॰ લે॰

માહેલી માકુલ ખાબદો વરથી વહીગયાથી મબાદા પેશંણ થાએ, હેવી ધારના પોંહચાવતાં દરેક શાલના જુદાંજુદાં મલી તરણ પુસતકો પાછલથી પોતાને ખરચે પરસીધ કરીને, પોતાનાં હમદીન ભાઈઓ સારૂં મજહબની મોતેબરી સાચવી આપીછે; અને તે બધો કેતાબો ઘણે ઠેકાંણે તેવણની તરફથી એક ઈનામગીરી તરીકે ભેટ પણ થાઈઓછે.

સરકાર તરફથી ચાલતાં રાજદુઆરી કાંમોના સંબંધ શીવાએ, કેટલીક સંસારી સભાઓમા સાંભલેઆ પરમાણે આજ ઘણું થયું, શેઠ મનચેરજી સમાઈને સારૂં માન મેલવેલુંછે; જેમા સુગીઅ કરી સુલેહના અમલદારની, પારસી મેટરીમોનીએલ કોરટમા ડેલીગેટની, નામદાર સર જમસેદજી જીજીભાઈ પેહલા બારોનેટની સખાવતથી પારસીઓને વાસતે ઉભાં થએલાં ધરમ ખાતાંની મંડલીના આધીકારની, તથા બીજાં ઘણાક ધરમ ખાતાંઓની પુંજી જાલવનારી સભાની જગેઆ હોરમતની રાહે સાચવી રાખેલીછે; એટલુંજ નહીં પણ લેણદેણના કાંમોમા વાંધાનુ ચેરવસાવી લડનારા લોકોની લવાદીઓ જેમ નામદાર કોરટ તરફથી, તેમજ ખાનગી રીતે આ શેઠના સવાધીનમા જે સોંફાએલ, તેનો ફડચો એવી સંતલેસાથી કરી આપતા સંભલાયાચ કે, તેવણના ચુકાદા ઉપર બેહુ વારદુવાલાઓ રાજીપણાથી સંતોશ પામેછે.

માજદીઅસાની મજહબ ઉપર આ શેઠ અંતકરણથી એતલાતો સુરાતછે કે, તેના ફરમાન મુજબ દરસાલની ફશલના છ ઘાહંબારો માહેલા કદીમી અરદીબેસાત, તથા તીર મહીનાની બે તીરથોનો એકેક દાહાડો સાચવવા સારૂં એવન પેલાતથી છેલા આવેઆ પછે પોતાના બે ભાઈઓ નામે શેઠ દાદાભાઈ તથા બેરામજી* ને સાથે મેલવી લઈને ૫૦ ૧૨૩૪મા નાણાની એક મોટી રકમ તેઓએ ઉભી કીધી. આ થાપણની ઉપજ જે વસુલ થાય તેમાથી ઉપર જણાવેલી તીરથ ટાંકણે પોતાના મરહુમ બાવા શેઠ હોરમજજી એદલજી કાંમાંને નામે દર વેરને માલેમાલ તથા એરડ એરેડ બા આબરૂથી નોતરાં ફેરવીને જરથોસતીની આખી જમાતને જસંનનુ ભોજન જમાડવા માટે બોલાવેછે; અને તેમા ગરીબથી તે તવંગરો સુધી ઘણાક સાહેબો હાજર થઈ તેમના ઈજનને સદા ઈજત આપેછે.

ઉપરના એકાદા ફકરામા જણાવેઆ મુજબ આ શેઠ પોતીકા ધરમને જેમ પેઆરો ગણેચ, તેમજ પારકા મહજબને વગોવી તે ઉપર એતેકાદ રાખનારાઓના દીલ નહીં દુખાવવા પીશેનો એરાદો તેવણથી ઘણીવાર જણાઈ આવેઓછે; પણ તેમ છતાંબી દોકસંગાથે જારે તે સંબંધી તકરારમા તેનાને ઉતરવું પડેચ, તારે કાંઈજ નહીં પણ માતરે વાજેબી ફરજ અદા કરવા માટે લગાર છુટ લેવાતી રેહછે; તો જોકે તે વખતેબી સભીઅતાના કાએદાથી તેવણ હરગેજ વેગલે જતા જણાતા નથી. જેબી ઉપાધીઆઓ પોતાના ધરમની ખાંમીઓ છુપાવીને, પરકોમમા નશે હતી ખોડ ખાપણ કસપણાથી ઉતપંન

* આ શેઠ તારપછે જે મરણ પાંમેઆ તે વાતને હવડાંના બે વરસ વહી ગયાંછે.

નો- ક-

કરીને તે જાહેર લાવવામાજ પોતાની તથા પોતાના ધરમની બુજોરગી વીચારેછે, તારે તેઓને એખીલા એટાશંજ નહીં પણ તે સાથે મોટી ખતા કરનારા સમજેછે; અને તે એટલાજ માટે કે, તેથી કરી એકતો તેઓની તેહવી ફરેબી મનતરી કોઈનાની નબલાં મન ઉપર નરસ અસર પુગેઆથી, તેના અસલી એતેકાદ અધરમીપણાને આધીન નથાએ; અને બીજું એકે, જેમ એક હઠીલા અને હસદખોરો સખસ બીજાથી થતાં સારા તથા સવાબી કાંમની બરાબરી કરવાથી બેનસીબ હોએ, તેમ લાચારે બલ્લાઓની નેકી તથા ફીરસ્તાનો ઉનરો ચીતાર આપવા પર તેનુ મન સદા દોડઆ કરે, તો તે વાતથી આ ગંભીર ગરહસથ જેમ નાખુસ રેહેછે, તેમ તેવનના આ ઊમદા મતને રૂડાં ધિઆનથી સવીકારનારા ઘણા સાહેબોની મળતા થતાજ હશે.

શેઠ મનચેરજીના સવતંતર પણાના ઘણા માહેલો આ તરતનો એકજ દાખલો એવો નીપી નીકલેઓચ કે, પારસીઓમા મરણ પામતાઓને આસાએસની છેલ્લી આરામધાએ પોહચાડવાની પાકીજેહ જગોઆ ઉપર ૯૦ સને ૧૮૭૩ ના મારચની ર૭ મી તારીખે પરકોમ વાલા કોઇ સખશોની ઉસકેરનીથી આપણી તરફનું પોલીસ ખાતું તે મકાનના મુતવલીઓને કશીખી ચેતવણી આપેઆવના, અને તે બાબેની ખરી કેફીઅત જાણેઆ છતાં, એકાએક ધુશી ગયું, અને પોતાની સતાનો ગેર ઉપીયોગ એવો કીધેલો કેહવાયો કે, નામદાર માહશંણીને અંતકરણથી ચાહનારી વફાદાર પરજાની અથીલ કોમને અપમાન આપવાની મતલબથી તાહા બદગીમા મસગુલ રહેલા આસરે પોણોસો પારસીઓને બીન તકશીરે હાથમા લોહાના દસતકલા ઠોકેઆ પછે, બે હોરમતી સાથે કેદ પકડી લઈ ગયા હતા. આ બાબેની તુલોતવીલ બીના તો આ નોંધમા ઘટતી જગોપર જણાવવામા આવશે, પણ તે વાતનું દરદ હઈડે ધરીને શેઠ મનચેરજીએ કોઈનીખી ખાતરદારી રાખેઆ વના સવતંતર પણાનુ જે પગલું ભરેલું, તેનીજ ઈઆદી અતરે દાખલ કરીએછે કે, પોલીસની આપખુદી ચાલ બાબે નામદાર સરકાર ઉપર અરજીની મારફતે ફરીઆદ ગુજારવા સારૂં પાંચ હજાર પારસીઓની સહીનું એક અરજ પતર નેકનામ શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઈ, તથા શેઠ નવરોજજી માણેકજી વાડીઆની આગેવાણી હેઠલ પારસી પંચની પુંજી જાલવનારા પાંચ અકાબર સાહેબોની શેવામા જે મોકલાવેલ હતું, તેનો તાંહાંથી આવેલો જવાબ અરજદારોની ઈચ્છા મુજબનો જારે નહીં મલેઓ, તારે તે ઉપર અનજુમનનો વીચાર લેવા માટે ઉપલા બે આગેવાન સાહેબોએ બોલાવેઆ પરમાણે ૧૮૭૩ના સપટેમબરની રર મી તારીખે બે હજારથી વધારે જરથોસતી ગરહસથોની એક મોટી સભા "આવબલેસ બાગ"ની અંદર મલી હતી, તેની હજુર આ બુજોરગ શેઠીઆએ સભીઅતા પણું સાચવીને બાગે બુલંદ કહી સંભલાવેલું હતું કે, "આપણી અનજુમનના ૫૦૦૦ "આસાંમીઓએ ગયા (૧૮૭૩ ના) આગસટની ૬ ઠી તારીખે આપણી "અનજુમનનાં ફંડના તરસટી સાહેબો જોગ ડુંગરવાડીની આપણી પવીતર "જગા ઉપર જે જાસતી ગુજારવામા આવીછે તે સંબંધી, આપણા તરસટી

"સાહેબોની મારફતે નામદાર સરકારથી દાદ ચાહવાને રેકુવીજીસન મોકલેલ "હતું, તેનો પરતીઉતર તે તરસટી સાહેબોએ ચાલતા (૧૮૭૩ ના સપટેમબર) "માસની ૪ થી ને દીને મોકલેઓછે, તે આપણી માગણીનો ખરોબર ઉતર "નથી, તેથી આ સભા દલગીરી જણુવેછે." આ દરખાસતને વાડીઆજી શેઠ નવરોજજી માણેકજીએ ટેકો આપતાંવાર* આખી મજાએ ઉલટમા આ-વીને બાહાલ રાખેઆથી પારશીનો ટોલો આ ટાપુ ખાતે આવી વશેઆ પછે, પંચના અકાબરો સાહમણે તે સાહેબોની હોરમત જાલવતાં ફતેહમંદીથી તેઓએ બજાવેલો સકો પેહલવેહલો માલુમ પડ્યો, તેનુ માન ઘણુંકરી આ હીંમતથી ભરપુર કેહવાતા કામેલ કાંમાંજીને ઘટેછે; અને તેમનીજ સાથે, વાંચનારા સાહેબો, હમોને બોલવા દેવો કે, બનાજી ખાનદાંનના એક નેકબખત નબીરા શેઠ નુવરોજજી ન્હાનાભાઈએબી તેમા સરખો ભાગ હેવો લીધો હતો કે, સભા તરફના ઉપલા વીચારો, અથવા પરોટેસતને અકાબર સાહેબોના અખતેઆરમા અનજુમનના દફતરો જે સચવાઈ રેહચ, તેની અંદર નોંધાવી† રાખવા વીશે તેનાએ મેલેલી દરખાસતબી સરવે સભાસદોએ એકમતથી સવીકારી હતી. આટલા ઉપાએબી વખતસર જો નહીંજ લેવાયા હોતતો પરકોમ તરફથી પારશીઆને પોંહતેલાં દુખની ઉપર એક જબરો ડાંહાંમ દેવાએલો કેહવાતે.

કાંમાં ખાનદાંનના આ કામેલ નબીરાને આજ કેટલીક મુદત થઈ, કોઈજ નહીં પણ ફકત "રાસત ગોફતાર" વાલાઓજ, "સ" હરફના માત્રાને મથાલે મીંડું મેલી "સૌંચા" કરી આલમની ઓલખાંનમા લાવતા જણાએછે. એન, ઓલાસા માટે હમારી સહમજ શકતીને વાપડવાની હમો અગત જોઈએચ કે, તેઓએ ઉતપંત કીધેલા ઉપલા સબદનો કાંઈજ અરથ થતો નથી; પણ સૌંચાની ખરી અટક તેમના મરહુમ પીતાએ ચીનમા મેળવેઆ વીશેનુ બયાન તેવણના અહેવાલની અંદર હમોએ ઉપર જણાવેલુંછે, તે મુજબ ચીનાઈ ભાસાનો અરથ ગુજરાતીમા મેતા શીવાએ બીજો છેજ નહીં. આ શેઠોબી આપણી ટાપુ ખાતે મણુ. વરસો. મુધી. બે. રોકાંણે. મેતાગીરી. કીધેલીછે, ને. ઉપરથી. જોતાએતો તેમને. મેતા નહીંતર કુટંબોમા સચવાઈ રહેલી અસલી કાંમાંજીની અટકથીજ ઓલ-ખવું અથવા ઓલખાવવું સરવેને સાજવારછે.



* એ વીશે તેનાએ કીધેલાં ભાશાંણુની નકલ આ નોંધને પાને ૫૮૮ તથા ૫૮૫ મા વીસતારી જણાવેલીછે. નો॰ લે॰

† આ છેલ્લી સોઅનાબી સાંભલેઆ પરમાણે તરસટી સાહેબોએ વુછકારી કાહડીછે. નો॰ લે॰

## શેઠ બેરામજી હોરમજજી કાંમાં.

ઉપલા કામેન કામાના આ નાંધલા ભાઈનો જનમ ઇ૦ ૧૧૯૭ મા થએલો તો ચોકસછે, પણ મહીના તથા દાહાડાની ખબર મલી નથી. આ ભોલા દીલના અશીલ ગરહસથ બાલપણુમા બાપનો લાર તો તદન લેવા પામે-આજ નોહતા, પણ બાખ્તેગરાણી ભાઈઓની પનાહ પકડતા ઉધગતી વએ ઘણી ખરી રમતની અંદર રોકેઆ પછે, મનની સકતી જારે સમજ ઉપર આવી તારે શેઆણપતને પોતાના સવાધીનમા સાચવતા રહેઆ; અને ભાઈઓની ભલુ-મનસાઈ ભરેલી અસર પોતા ઉપર એવીતો ખેંચવા માડી કે, થોડીજ મુદતમા કમાલીએતની કશોટીને બાહોનીના બાહાર પર ચહડાવી બેઠાથી ભાઈઓને તેઓના વહીવટ અંદર ઘણાજ મદદગાર થતા જણાયા.

ભાઈઓના સંબધમા વેપાર તથા આડત ખાતાની જે પેહડી શીંગાપોર ખાતે ઇ૦ સને ૧૮૪૯ મા ઉભી થઈ હતી, તે આ શેઠના સફરમી નામની પેહલવેહલી આબાદી ભરેલી નીસાણી હતી; અને તાહા તથા કલકતા ખાતેની થોડીક એપ પોતે જાતે કરીને સારી નામદારી મેનવેલી સરને કોઇને માલુમછે માટે વધારે લખવાની જરૂર જોતા નહીં.

ઇ૦ સને ૧૮૬૨ મા જારે પોતાના ભાઈઓ તથા બીજા ભાગીઆઓ સાથેનો સમન એક બીજાથી છુટો પડેઓ, તારે કેહચ કે સીંગાપોરવલી પેહડી પોતે ખડી રાખી; અને ચીન માહેલા હાંગકાંગ, ફુચાઉ, તથા સાહંગાહી ખાતે તેમના બેટાનું નામ દાખલ કરીને મી૦ હોરમજજી બેહરામજી કામાની કું૦ ની અટકથી પેહડીઓ ચાલુ કીધી હતી.

વેનાત ખાતાની કામા કું૦ માંથી આ શેઠનો કાઇક ખાનગી હક તથા ધલાકો હતો તે વીષેની ચોકસ વાત કહી સકતા નથી, પણ મુંબાઈની પેહડી તો સામેલજ હતી; અને તેની ખુસીથી જારે સધા ભાગીઆનાઓ લાગભાગ લઈને ખુલી થતા તાહાનો વહીવટ બધ કરી બેઠા, તારે તેના નફામાથી ના-ણાની મોટી રકમ આ શેઠને હીશે આવેઆ ઉપરાત પોતાનો ખાનગી વેપારખી તે તરફ બેહોલો કરેઆ કીધો હશે તેનો નફો મેલીને બે કરોડ રૂપીઆને શુમારેનો દરીઅ તેમના હાથમા આવેલો સભલાયો. આગળાવર દોલતના બલ ઉપર પોતાના બીજા બેશી ભાઈઓની પેઠે, વેનાત ખાતે પોતાને નામની પેહડી ઉઘાડીને ઘણાજ ચહડતા ભાવના રૂઇની રમત બેધડક કરતા રહેઆ, એટલુંજ નહીં પણ તે વખતપર મુબઈ ખાતે જોસથી જાગેલા સેર સટાના દેવાનાપણામાથી પોતાનો પવીતર હાથ લબારી રાખેઓ. બવીસ રૂડા હતા તાહાતુલીક તો વેપારનો પાશો સવડો ફેકાતો રહેઓ, પણ ગામમા જારે ચોમેરથી અતેરૂ થવા માડઉં તારે કુદરત તરફનો કેહર ૧૮૬૫ ની સરૂઆતથી હેઠો ઉતરેઓ કે તે કદરૂપા શાન-ની જેહરી હવા તેમના પાદશાહી ખજાનામાથી જઈ પેઠી; અને જે સાહેબ તેની આગમજ મોટી વાખવાખી સાથે વખણાયા હતા, તેજ બીચારાથી માથા બાખ્તેગનું ભાણ સચવાઈ ન સખાયાને લીધે દરીઆવના મોજાની છોલ જેમ

કીનારા આગલ પડેલી પહારપો ધસડી લઈ જાએ, તેહવી રીતે તેનાએ ટુક વરસના અરસામા ભેગો કીધેલો દરવીઅ નુકસાંનીના ખાડામા સાખદો ડુબી જતાં સાહમના દેવાદાર થઇ બેઠા; અને કાંઈજ નહી પણ તેનાજ ગંમની ગીરેફતારીમા લગભગ બે વરસપેર જહલંદરના જીઆંગાર રોગની મુશીબત ભોગવીને ૪૪ વરસની ભર જુવાંણી વએમા ય૦ ૧૨૪૧ ના કદીમી ગાથા ખીજા ને રોજે બેહસતનસીન થયા. નાંમીચાં કુટંબના આ સોભાવંતા નબીરાનો જીવ તથા જીવનગારો ઘણો વેહેલો જે ઘસડાઈ ગયો તેની ગમગીનીમા થોડીક અસર કારક કવીતાથી આ શેઠની જીંદગીનો હએવાલ ખતમ કરવા ચાહીએછે.

પઇસો મેલવેલો કારે કેહવાએ-સંતોસથી સાચવીને તેપર રેહવાએ.
૧પણ જેનો જીવ પઈસાની ઉપર લોભે-તાંહાં આવેલી લછમી કભુ નહીં સોભે.
જેના બાવાને ઘણું તો મલવંતું નહી-પણ કનાયત પોડાં પર હતી સહી.
તેના બેટાએ બેથી તે તરણેક કરોર-મેલવી દેખાડીતી ભારે મરોર.
પણ ખરૂં છેકે પેહેલાં મલે એક જેને-દસ પર આશેઆ દોડે તેને.
લલચાએ છે લેવા સો ને હજાર-તેની પુઠે જાએછે લાખપર વીચાર.
પણ આ શેઠતો કીધા કરોડો કબજ-તોબી લોભેઆ દોડી મેલવવા અબજ.
જુંઉંમમા તેની બધું જનું ગયું-બલીસમા હતું તેવું અંતે થયું.
જેને હોએછે થોડાંની ઉપર સબર-સુખી જીવથી જગમા તે રેહછે જબર.
બેલી અડધી, આખી ને લેવા જે જાએ-તો હોએ જે પોતાનું તે પારકુંજ થાએ.
જે ઉપરથી લેવી જોઇએછે સીખ-લોભી હવસને વીચારી વીખ.
થોડાં પરખી સબુરી ધરવી જોઇએ-રાખવી આ ઇઆદીને સઉ કોઇએ.

આ મરહુમ શેઠ જારે ઘણી સારી સ્થીતીમા હતા, તારે અનેક તરેહની છુપી સખાવતમા હજારો રૂપીઆં જે ખરચેઆ કીધા તેની વીગત તો કેથેથી મલીજ નથી, પણ એક કામ જે જાહેરમા તેવણથી થયુંચ તેટલીજ ઇઆદીને અતરે ખુસી દીલથી નોંધી રાખીએછે કે, રોજ દો માહ પનો કદીમી સાલ ૧૨૩૨ ય૦ એ પોતાને તાંહાં થએલી કોઈ ખુસખબતીની કીરીઆ ટાંકણે કેહચ્છે, એક લાખ રૂપીઆની સરકારી ટકા ૪ વાલી નોટ પોતીકા મરહુમ પીતાના પુન, માટે બીચારા ગરીબ હમદીન ભાઈઓને આસરો આપવા, તથા બીજાં તેવાંજ ધરમના કાંમો કરવા સારૂં અલાહેદી કાહડીને, એક પકા ખેદાબસતથી પોતાની સંગાથે તેમના ભાઈઓ નામે શેઠ દાદાભાઈ તથા મનચેરજીના સંભાલપણામા સોંપી હતી. આ ગંભસી રકમની ઉપજમાથી સાંભલેઆ પરમાણે ધણીની ઇચ્છા મુજબના કાંમો જે નીતીની ગહુ જારથી ચાલું થયાંચ, તારથી તે અસલ પુંજી સચવાતાં ગુલીક તેનાંની નામદારી ઘણી સારી રૂપેશે પરકાસતી રેહસે તેહમાતો કમો રાંધે જણાતો નથી. આ કારણ સારૂં નેમાએલા તરસટીઓ મધેથી પોતે મરણ પાંમેઆ પછે, તેનાની ખાલી પડેલી જગેઆ તેવનના ભતરીજા શેઠ રૂસતંમજી દાદાભાઈ કાંમાંથી પુરાએલી જાંણવામા આવીછે.

# શેઠ ખરશેદજી નસરવાનજી કાંમાં.

મરહુમ શેઠ મનચેર કાંમાંના નાથલા દીકરાની નસલથી ઉતરેલા આ નામવર ગરહસથનો જનમ, રોજ ૧ લો મહા ૫ મો કદીમી સાલે ૧૧૮૬ ય૦ એ મુંબઈમા મુબારક થએલો માલુમ પડ્યોછે. બાલક બુધીના બંધાંનમાથી બદલાઈને જારે સહમજના સમાપર આવેઆ, તારે નેકબખત પીતાના પરતાપથી કેલવણીના લાભમા મનને એવુંતો રોકી રાખેઊં કે, ૧૭ વરસની ઊંમરના થયા, તેટલાં વેપારનો અભેઆસ હાથ કરવાના હેતુથી પેહલવેહલા મી૦ ફરીમ બમનજીની કું૦ ના લીલાંઉખાનામા સીખાઉ તરીકે ચાકરીએ રહીને તાંહાં ૭ મહીના ગુજારેઆ.

ઉપલાં ખાતાંનો અનુભવ અંચલ જેહનથી ટુક મુદતમા મેલવી લીધા પછે, પોતાના બાવા તથા કાકાઓની મજમુમાં મી૦ હોરમજજી તથા નસરવાંનજી કાંમાંની કું૦ ને નામે બીલાર તથા કોરી કામનો મોટો વેપાર જે ચાલતો હતો, તેનો અભેઆસ હાંસેલ કરવા માટે તાંહાં લાગુ પડેઆ; પણ તે વખતપર એવું બનેઊં કે, આગલી પેહડીનું નામ બદલાઈને તેજ રોજગાર મી૦ મનચેરજી ફરાંમજી કાંમાંની કું૦ ની અટકે ચાલેઓ; અને તેમા આ શેઠ તેવનના હાથ હેઠલ થોડુંક સુધી રોજીએ વલગી રહેઆ હતા.

વેપાર ખાતાંનુ બોહોલું ખેતર ખેરવા ઉપર મન લલચાયાથી પીતરાઈ ભાઈનો સંબંધ છોડીને આ ગરહસથ શેઠ ખરશેદજી કાવસજી બનાજીની આફીસમા ને જઈ રહેઆ, તેની સરૂઆત ય૦ ૧૨૦૪ ની જાણવામા આવીછે. એ ટાંકણે મુંબઈની ગોદી ખાતે શેઠ મજકુરને માટે કલીપર અરદેસર બાંધવાનો પઠાણ નખાયો હતો, અને તેના બાંધકામનાં વહીવટ અટોપી લેવા સારૂં તેમને તાંહાં પારશી એદલજી પોસા નામના એક મેતા હતા, તેના હાથ હેઠલ આ ગરહસથને તેમના માલેકે સોંફી આપેઆ. વાંહાંણ બંધાઈને તઈઆર થએઆ પછે, કેહચ કે પોતીકા પીતરાઈ ભાઈઓ શેઠ પેસતનજી તથા ડોસાભાઈ હોરમજજી કાંમાંજીએ બોલાવેઆથી તેનાની પેહડી ઉપર ચાકરી મેલવીને આ શેઠ થોડુંક સુધી જઈ બેઠા હતા.

સફરનો જારે શોખ થયો, તારે ય૦ ૧૨૦૫ ની સાલમા પીતરાઈ ભાઈઓની નોકરી છોડીને, શેઠ ખરશેદજી કાવસજી બનાજીએ ચીન ખાતે મોકલાવેલી પેહડી અંદર વાંનોતરીની જગેઆ મેલવી તે તરફ શીધારેઆ; અને તાંહાં દોહોડેક વરસ રહીને ય૦ ૧૨૦૭ મા પાછા વલી આવેઆ, તેજ તેનાની પેહલી અને સરવેથી છેલી સફર સહમજાઈ છે.

ચીનથી આવેઆ પછે પાંચ વરસનો અવકાસ આ શેઠે કહેઆ વહીવટમા રોકેઓ, તેટલી વાત, હકીકતની ગેર હાજરીને લીધે વાંચનારા સાહેબોની જોવામા રજુ થાઈ સખતી નથી; પણ તે પછેનો હએવાલ જે માલુમ પડ્યોચ તેની સરૂઆત હેઠલ જાહેર કરીએછે.

પેહલવેહલી વેપાર ખાતાંની પેહડી ય૦ ૧૨૧૨ મા નાંખલા પાયાપર હીંઆં ઉભી કરીને, તેની અંદર પોતીકા નાથલા ભાઈ રોગણજી ઉપરાંત બીજા ગર-

હસથીને ભાગીઆ તરીકે ભેગા લીધા; અને વહીવટ વધારવા માટે તેજ વરસમા એક સાખા પેહડી ચીન ખાતે મોકલાવીને તેનું નામ મી૦ પેસતનજી* તથા દોરાબજી નસરવાનજી કાંમાંજીની કુ૦ રાખેલી, તથા મુંબઈ ખાતેનો વહીવટ મી૦ અરદેશરજી નસરવાનજી કાંમાંની કુ૦ ની અટકે ચલાવેઓ.

વેપાર તથા આડતનું હાય આવેલું મુબલક કાંમ આરોપી લેવા માટે, ચીનની ઉતરે શેહાંગાહી સુધી એવનની પેહડી પોંહચી હતી; અને તેજ અરસામા કલકતા તરફની એક પેહડી સથાપેઆ ઉપરાંત, આપણી ટાપુને તાલુકેના કેટલાંક માહેલાં પરાંતોપર પણ પોતાનો વહીવટ અતીઅંત ફેલાવેઓ હતો.

એવનના અતલક એથી શેઠ મનચેરજી હોરમજજી કાંમાં સાથે મોહબત મલેઆથી, અને બીજા પીતરાઈઓ વચે અરસ પરસનો મનશુબો બંધ બેઠાથી, વેલાત તરફ આડતની એક માહભારત પેહડી ઉભી કરીને તેમા પણ આ શેઠે હાથ ભેલી રાખેઆમા તાંહાંની કમાણીથી પોતાને હીશેપરતું ઘણું નાણું ઘેરમા આવેલું હતું; જે બાબેનું વરણન વાંચવા થકી મજકુર શેઠ મનચેરજી કાંમાંના હએવાલ ઉપર હવાલો શોંપીએછે.

રૂડી યુકતીથી મેલવેલા પઈસાને આ સાહેબે એવાં પરમાણીક પણામા વાપરેલા સાંભલવામા આવેઆય કે, તે બાબેની ચોકસ હકીકત જો જડી હોત તો તેની નોંધ મોટી ખુશીથી હીંઆં વીસતારી દાખલ કરતે; પણ હમારી શોધનું સાધન સમપુરણ નહીં થયાથી જેજે ધરમ ખાતાંઓમા તેનાની આગેવાણી સમાઈ રહેલી જણાએચ તેતીજ માતરે એક ટીપ નોંધી લઈએછે.

- કોટમા, તથા વાંદરામા ચાલતાં દવાખાનાઓમા.
- ઈરાન દેશના ગરીબ જરથોસતીઓની હાલત સુધારનારી મંડલીમાં.
- મુંબઈમા વસનારા ગરીબ ઈરાંની જરથોસતીઓને સંભાલવાના ખાતાંમા.
- કદીમી જરથોસતી અંનજુમનના દસ્તુર બાબેની થાપણ જાલવનારાં ખાતાંમાં.
- મરહુમ શેઠ કાવસજી પેશંમજી પનાજીના આતસબેરાંમમા થતા કદીમી ઘહુંબારની પુંજી સાચવનારી મંડલીમાં.
- નૌસારી ખાતે કાવસજી જાંગીરવાલી જરથોસતી મદરેસા ઉપર દેખરેખ રાખવામા.
- મઉ ખાતેની જરથોસતી મદરેસાની મદદમાં.
- મુલાંફીરોઝ મદરેસા, તથા પુસતક ખાનામા.
- સ્ટુડંટ લીટરેરી એંડ સાયનટીફીક સોસાઈટી હસતકની છોકરીઓની સ્કુલમાં.
- અલેકઝાંનદર નેટીવ ગેઆરલસ ઈંગલીસ ઈનસ્ટીટુસનમાં.
- જરથોસતી છોકરીઓની સ્કુલમાં (મુંબઈ ખાતે).
- ભરૂચ ખાતેની છોકરીઓની સ્કુલમાં.
- સુરત ખાતેની ફારશી સ્કુલમાં.
- રાહનુમાએ માજદીઅસની સભાની પુંજી જાલવનારી મંડલીમા.

---

* આ ગરહસથ શેઠ પેસતનજી નવરોજજી પોહોંચા તે વખતથીજ તાંહાંના પંતીઆલા પણામા સમાએલા હતા.

નેટીવ જનરલ લાઇબરેરી તથા સ્ટુડંટ સોસાઇટીમાં.
વેઆરા તથા સુનધડમા બંધાએલાં દાખમાનો વહીવટ ચલાવવામાં.
તારાપોર ખાતે બંધાએલાં દાખમાનો વહીવટ ચલાવવામાં.
સમાચાર દરપણ નામનું ગુજરાતી રોજીંદુ પતર પેહલવેહલું ચાલુ કીધામાં.
ગ્નાન પ્રસારક નામની મંડલી ઉભી કરવામાં.
દર અઠવાડીઆનું રાસ્ત ગોફતાર પતર ઉભું કરવામાં.
બોંમબે આસોસીએસન (પેહલવેહલી) ઉભી કરવામાં.
ફરામજી કાવસજી ઈનસ્ટીટુસન ઉભી કરવામાં.
પેરી લાઆ કલાસ ઉભો કરવામાં.
પારસીઓને વાસતે વારસાહીસા તથા લગન તલાક સંબંધી ધારા બંધાવી
મંગાવવાની મંડલીમા સરૂઆતથી તે શેવટ સુધી સાંમેલ રહેલા હતા.
વીકટોરીઆ મીઉઝીઅમને ઉભું કરવાના કામની આગેવાણીમાં પણ
એઓણ સમાએલાછે.

એ ઉપરાંત વેપારને ઉતેજન મલનારા કેટલાંક જાહેર ખાતાંઓ જે ઉભાં થયાં તેમા, તથા બીજાં ઉભાં કરવાના કામમા પણ આ રાકરમી શેઠની આગેવાની ઘણીજ ઉપીયોગી ગણાએલી જે જણાઇચ તેની ટીપ નીચે મુજબછે.

પાણી પર ઉભેલું વાંહાંણ સાંચાની મદદથી સુકાં પર ચહડાવી બેનારી
વેગાસ સલીપ કુંપની ઉભી કરવામાં.
ફરીઅર લાંડ કુંપની ઉભી કરવામાં.
વીકટોરીઆ પેટંટ બરીકસ યાને ઈંતરડી બનાવનારી કુંપની ઉભી કરવામાં.
યુનાઇટેડ વીકટોરીઆ કુંપની ઉભી કરવામાં.
સેંટરલ બેંક આવ વેસટરણ નામની સરાફી પેહડી ઉભી કરવામાં.

| | |
|---|---|
| રાએલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીમાં.<br>ઓરીએંટલ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીમાં.<br>ગરેટ ઇસટરણ સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીમાં.<br>અલેકઝાંનડરા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીમાં.<br>યુનાઇટેડ સ્પીનીંગ તથા વીવીંગ કુંપનીમાં.<br>સુરત ખાતે જાફરઅલી સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીમાં.<br>કોલાબા સ્પીનીંગ એંડ વીવીંગ કુંપનીમાં. | આ ખાતાંઓમા ડાએરેક્ટરનો ઓહદો પણ એઓ શેઠ ભળવતા માલુમ પડછે. |

ઉપર જણાવેલાં કાંમોની આગેવાની (જેમા કેટલાંક ખાતાના અધીકારી, અને કેટલાંકોના ખજાનચી તરીકે રેહેલાછે) ઉપરથી શેઠ ખરશેદજી કાંમાં કેટલા ખુબીવંતા કેહવાએચ, તે સંબંધી સરાહગત હમો જણાવીએ તે કરતાં તેની મુનસફી વાંચનારા સાહેબોનેજ સાંફીએછે; અને તેની સાબેતી સારૂ હેવી સાબશી પણ મોતેબર દાખલાથી નોંધીએચ કે, તેવણના ઘણાંક કાંમોની અંદર મે બાબદોની સરવેથી સરસ યાદગારી કોઈ કાલેબી નહીંજ ભુલાએ તેવી પરકાસતી રેહશે; જેમા એકતો, આપણા બુજોરગ અકાબર સાહેબ મરહુમ શેઠ ફરામજી કાવસજી બનાજીની મોટી આરાદેઆંમતનો ફેસલો કરવામા હેવી

મંચસાઈ, અને તરદુદ વાપડી હતી કે, તેણાની બધી મીલકતોના શીકાર દાંમ ખંતીપણે ઉપજાવેઆ પછે બધા માંગનારાઓને કાંઈબી કાપકુપ કીધાવના ૪ ટકાના વીઆજ શીકે પુરેપુરૂં આપી તે મરહુમને માથેનું કરજ ફીટાડઉં, અને પવઈનું આપ્તું ગામ તેમાથી બંચાવી રાખેલું તેમના પરીવારોના પોશાણ માટે તેઓને સપુરદ કરી દીધું; અને તે બાબે શેઠ ફરાંમજીના અશો રવાંણને જીંનતની અંદર સંતોસ પમાડવા સારૂં તેમનીજ વાહલી વીધવા સાથે* સંદેશો મોકલાવેઓં હતો; અને બીજું એકે, આપણી સરકારી સ્કુલમાથી વીદઆ હાંશેલ કરીને બાહેર પડેલા સઘલી વરણના સખસોને તેઓના અભીઆસ તથા ઉદીયોગમા વીશેસ ઊતેજન મલનારાં સાંધણો કરી આપવા કાજે પોતાની સક્રમાઈના દરવીય મધેથી પઈસા પેરવાની કાંઈજ કશુર કીધેલી જણાઈ નથી; અને તેટલી ખુબીથી આજે ઘણા સાહેબો પંડીતપણાના વરગમા ખપેલા માલુમ પડેછે.

શેઠ ખરશેદજી કાંમાંની પરખેઆતી પરજામા પંયરાવી છેક સરકારી સલતનત સુધી જેમ પોંહચી, તેમ તેણાની કદર તાંહાંબી જાણવામા આવી; અને તેથી કરી પેહલવેહલાં તેણાને ગરાંડ જુરીનો† અધીકાર તથા સુલેહના અમલદારનો મલી બે ઓહધા એનાએત કીધાં; અને તેપછે રાએલ એશીઆટીક સોસાઇટીની માનવંતી મંડલીના સભાસદ, યુનીવરશીટીના ફેલોઝ, અને પારસી મેટરીમોનીએલ કોરટના ડેલીગેટની જગેઆ જે બખસીદા થઈ, તે સુધાં પાંચ ઓહધાઓનો અધીકાર તેવણ હજીસુધી સાચવી રહેલા સંભલાએછે.

આપણા આ કાંમાંજીની કીરતી એટલાંમાજ સંમપુરણ નહીં કરતાં હજી આગલ વધીને કેહવા માંગીએચ કે, રોજીના કારણસર ચીનની સફરે શીધારી આવેઆ પછે, મુસાફરીનો શોખ થવાથી આરવાર માહેલાં મથકોના જુદા જુદા ઘણા ભાગોમા જે ફરી વલેઆ, તેમાં:—

ય૦ ૧૨૦૯ મા, પુણા, આમદનગર, એઓરંગાબાદ, દોલતાબાદથી છેક ઇલોરા સુધીની શેહલશાહ કરી આવતાં માસ ૧॥ રોકેઓ હતો.

ય૦ ૧૨૨૯ મા, સ્ટીમર "વીકટોરીઆ" ની મારફતે ગોવે ગયા હતા; જાંહાં સેંટ ઝેવીઅરનો તેહવાર જોઇને તાંહાંથી કોમટા, હોનાવર, ગેરસપા (આ ઠેકાંણે પાહડ ઉપરથી જોસબંધ ધોતનું પાંણી જોગ નામની નદીમા જે પડેચ, તેપણ તેનાએ જોઉં હતું), શીદાપોર, ચંદનગુપતી, બનવાશી, સરશી, એકંમબી, પાલાં, મંદગુગ, તથા તરસ તરફ થઇને ઉબલી ગયા; જાંહાંથી ધારવાર ધલતા તેગુર તથા મુગુતબાનમાં ફરી પાછા ઉબલીમા આવેઆ; અને તાંહાંથી બેલગાંમ, સુતકતીત, ઉકરી, કોનુર, ગોડાક (જાંહાંનો ધાતર ફાલ જોઇને), કલાડગી, મધરાજ,

---

* એ બાબેનો ખોલાસો આ નોંધ પાંને ૩૪૭ મે શેઠ મજકુરના અહેવાલમાં વીસતારી જણાવેલોછે. નો૦ લે૦

† રાજા પરમાણે જુરીની ધોરણ બદલાઈને ઈ૦ સને ૧૮૬૫ મા કાંમન તથા સ્પેશીઅલ જુરી નીસચે થઇ તે માહેલી છેલી બેઠકનું માનબી તોહાહડાથી તેવણને મલેલું જછે. નો૦ લે૦

જાંમખંડી, બીજાપોર, તથા શોલાપોર થઈને પુણું પકડતા બે માસની મોજ મારી પાછા મુંબઈ આવેઆ હતા.

ય૦ ૧૨૩૨ મા, મુંબઈથી નીકલેલા પેહલાં પુણા ખાતે જઈને પછે તાંહાંથી સોલાપોર, ખાનપોર તથા નલદરૂ સુધી ગયા; અને તે તરફથી પાછા ફરી કલીઆંણી ખાતે આવેઆ; જાંહાંથી નીજામના શેહર હેધરાબાદ ગયા, પછે કરનુલ, કડાપા, તરીપતી થઈને આગ ગાડીની મારફતે મધરાજ ઉતરી પડેઆ હતા; અને તાંહાંથી આગબોટમા સવાર થઈને જલવાટે કલકતે ગયા હતા; જે પછે બરદવાન, રાંણીગંજ, પટના, બનારસ, આગરા, મથુરાં, બીંદરાબીન, ગોકુલ, દીલ્હી, લખનોર, કાંહાંનપોર, ગોઆલીઅર, ઈંડોર, બરાંહણપોર, અને ચાલીસગાંમ થઈને પાછા મુંબઈ આવેઆ, તારે તે મુસાફરી ૪ મહીનાની કીધેલી કેહવાઈછે.

ય૦ ૧૨૩૩ મા ગુજરાતની ભેટ લેવા માટે સીધારેઆ, તારે પેહલ વેહલા હીંઆંથી વજરાબાઈ ગયા; અને તાંહાંથી વસાઈ, સોપારા, અગાસી, દનતોરૂં, તારાપોર, દંમન, ઉદવારા વલસાડ, ગંનદેવી, બીલીમોરા, નૌસારી, સુરત, રાંડેલ, ભરૂચ, વરોડરા, તથા અંમદાવાદ સુધી પોંહતા હતા; અને તે મુસાફરીબી જુજ મહીનાની માલમ પડીછે.

ઉપલી મુસાફરીઓમાં કાંઈ પોતીકા જીવ સાપેજ મોજ મેલવી હોએ તેમ, નથી, પણ ઘણેક ઠેકાંણે પોતાની મગદુર મુજબ ઘટતી બેરબેરાતોબી કીધેલી કેહવાઈછે.

પોતાની કારકીરદીમાં આ શેઠ જેબી કાંમો આગેવાની હેઠલ ઉચકી લીધાં, તે માહેલાં ( ભાગ્યેગનો પરતાપ પરરસન થયાથી ) કેટલાંક ફતેહમંદી સાથે પારબી ઉતરેઆં; અને કેટલાકો જે નીસફલ ગયાં હોએ તે ઉપર તેનાનો એલાજ નહી પેસપડઆનો સબબ સહમજાએછે. હીંદુના માહરાજોમાં અનીતીના કાંમો થતાં જે સંભલાએચ, તે બીલકુલ બંધ પાડવા, તથા વીધવામા પુનરવીવાહાનો રેવાજ પેસાડવા સારૂ આ સાહેબે ખરી દીલસોજીથી મોઠી મદદ કીધી; પણ તે બેહું કાંમો સમપુરણતાથી હજીતક પસાર નહી પાંમેઆંછતાંબી કેટલેક દરજે તેમા જે સુધારો સમાએલોછે, તેથી આશેઆ રખાએચ કે મોડ ઇઆ વેહલે તે બાબેનો કોંપારો તદન નીકલી જશે.

આ શેઠીઆના સવાધીણમાં બેહોલા વહીવટની બરકતથી કેહચકે લગભગ હેસીલાખની પુંજી તેણાને પલે પડી હતી, અને સમો જો થોડુંકસુધી સારી રવેસે સચવાઈ રહેઓ હોતતો, સેહેજમા તેવણ કરોડ પતીની કીરવીબી પાંમતે; પણ સેરસટાના ઘેલાપણાનો ઘેરાવો તેનાને ઘેરબી દોડતો આવેઓ, તેથી ભેગો મએલો બંડોલ કાંહાં નીકલી ગયો તેનુ થાગ કે ઠેકાંણું કાંઈજ માલુમ પડતુ નહીં; અને તેના વીજોગથી વેપાર ખાતાંની પેહડીબી બધેથી ઉચકી નાખી; તો જોકે તેહવું બનેઆં છતાંબી સંતોસ પકડીને હરેક રોજગારમા પોતાની કોસેસ કામે લગાડી કાંઇને કાંઈ રસતો સોધતા માલુમ પડેછે; એટલુંજ નહી પણ પોતાની ચાલાકીથી ઉપર જણાવેલાં જાહેર કાંમોના વહીવટબી હજીસુધી સાચવી મેલા સંભાવાએછે.

જે મજહબમા પોતે જનમ લઇને તેની બરકતથી જાહોજલાલીના પુર બાહાર ઉપર આ શેઠ આવેઆ હતા, તેજ કોમના લોકોનો કેટલોક રેવાજ અસલી ફરમાન કરતાં તેનાને જારે ઉલટો જણાયો, તારે તેને સુધારવા સારૂં રૂડી નેમથી પેહલવેહલાં કમર કસતા માલુમ તો પડેઆ; પણ પાછલથી એ ફીરકાના મોટા ભાગની હેવી ફરીઆદ સંભલાતી રહીચકે, આ સાહેબ સુધારા બાબેની સહમજ વાપડવા જતાં ઇઆ તો કોઈ દીન દુસમનોએ ખોટા ફરેબ ખવાડેઆથી, અથવા પોતાની બીન માહીતીથી ધરમ નીમના કેટલાંક કાંમો ઉપર સખ નાખવા લાગા, તેથી તેઓના દીલ અતીસીઅ કમકમેછે. આટલી વાતતો ખરીજછે કે, હરેક બાબદના સારાં કામોની સંગાથે માઠા બનાવનો જોડીઓ જે ગુપત રહીને સદા હરકત કરતો ફરેચ, તે ઉપર ઇનસાંણોનુ ભાન કરવીઅને જોરે અથવા તો કોઈ બીજા સંજોગે જારે ઉસતવાર ન રેહ, તારે તેનાં ઉઠાવેલાં સુભ કાંમોની વલાંણને આડા મારગ પર ઉતારી પાડતાં કેટલાક લોકોને કાંઇજ વીલમ લાગતો નથી. માટે તેઓના કેહવાની મતલબ હેવી માલુમ પડેછે કે, પારસીઓના કેટલાક જવાંણો સુધરાઇને બાહાને આપખુદીથી સવતંતરપણું ભાગવવા જતાં કેટલાક સાહેબો મજહબના મામુલથી ઉલટી ચાલ પર જે ઢલી પડેઆચ, તેના આગેવાનબી આ શેઠજછે; પણ તે બાબેનો ઠપકો આપનારાઓએ આટલું તો ધેઆણમા રાખવું જોઇએકે, જમાનાનુ ચકર જારે ઉલટું ફરેચ તારે કેટલીક સારી વાતોની વચે બીનધારેલી હરકતોબી એકાએક આડે પડેછે; માટે જે જવાંણીઆઓ પોતીકા મજહબના તરીકાથી ઉલટા જતા તેઓને જણાતા હોએ, તો તેવાઓને સુધારવા સારૂં આ શેઠ ઉપર દોસ નાખેઆ કરતાં કાબેલ ધરમ ગુરૂઓ અથવા મંચલ દીન દોસતોની માએરફતે જાહેરમાં વાએજો કરાવીને હેવી રીતનો બોધ સીખાડવો જોઇએ કે, તેની રૂડી અસર તેઓના જીગરમા પાછી ઠસીરેહ; કેમકે આપણા તોલામા એકતો ઉપલી બાબદો હસતીથી તદન દુર રેહચ, બીજું એકે ઉછરતાં બાલકોને સરૂઆતમા દીનઆઇનની કેલવની સહમજ સાથે પુરતી રીતે મલતી નહીં, અને તે સાથે અદબ પકડીને અંદાજાથી ચાલવાનો રેવાજ જે બીલકુલ નીકલી ગયોચ, તે ગલીને તરણ બાબદો (જેઓને વાસતે આ સદગુની શેઠ અસલથી ઘણાજ ખંતી માલુમ પડેછે) જો ઉસતવારીપર લાવનારો કોઇ હોએ, તારે ધારેલું કામ સેહલથી સફલ થાએ.

ચુસતપણે મજહબપર જેથી રેહવાએ—તેજ નરબી ભાએગ સાલી કેહવાએ.
તે સાથે સખાવતનુ જે બીઇ પોશે—જીંનતનુ સુખ તે આકેબત જોશે.

આટલી ટુક કવીતાની માહભારત મતલબ જે શેહેલથી સહમજાઇ સખાએચ, તેનો બોધ આ શેઠને નહીં પણ જેઓને માથે ગુમરાહી ઘેરાએલી હોએ, તેઓને વાસતે આસકાર કરવા ચાહીએથ કે, આકેબતની ખેર તથા ઇમાનની સલાંમતી સાચવીને તેઓ માહેલા જેબી સખસ તે ઉપર લક્ષ આપશે તો તેનો સીતારો જીવતાં ગુલીક રોસણ રેહશે, અને જીંદેગીની આખેરીએ પેલી જાહોનનુ સુખ પણ તે હાંશેલ કરશે.

આ શેઠીઆએ તેમના ફરજંદોમા કેળવણીનો જે પરકાસ પેવસ કીધોચ,

તેનો લાભ લઈને તેઓ માહેલા ચોથા દીકરા શેઠ જમશેદજી અંગરેજી નેચાય ખાતાના કાએદા છેક વેલાત વેર જઈને હેવાતો પકેપણે શીખી આવેઆચ કે, તેટલી પુરવીણતાઈનો પરતાપ મેલવી ઈ૦ સને ૧૮૭૨ ના એપરેલની આધવચથી વકીલનો વહીવટ ચલાવી મુકદમો લડનારા ઘરાકોની શેવા, માન જાલવીને મનપુરતી બજાવતાં પોતાના આ બુજોરગ પીતાને સંતોશ પમાડતા જે માલુમ પડેચ, તેની મુબારકબાદી જણાવી તેણાની જીંદગીનો ટુક અહેવાલ હીંઆં સમાપત કરી દઇએચ.



## શેઠ કેખસરૂ રૂસતમજી કાંમાં.

કાબેલીની સાથે કાંઇક કમાલીએત ધરાવનારા આ જવાન શેઠજી મરહુમ મનચેર કાંમાના નબીરાઓ માહેલા એકના બેટા ગણાએછે; અને તેનાનો જનમ ય૦ ૧૨૦૧ ના કદીમી આરદાદ મહીનાને ખોરશેદ રોજે થએલો જાણવામા આવેલોછે.

બાલવએમા બાપને ઓહવાથી તેની ગેરહાજરે વીધવા માંતા ઉપરાંત કાકાઓની પક્ષમા પરોટાએલા રહીને જાતી કોશેસથી વીદેઆ ઉપર ભારે અભેઆસ રાખી અવલમા ગુજરાતી, અને તે બાદ અંગરેજી જુબાનને તેનાએ સારી રવેશે હાંસલ કરી લીધી.

પુખત ઊંમરપર આવેઆ તારે કાકાઓએ મી૦ હોરમજજી મનચેરજીના છોકરાઓની કુ૦ ના સંબંધમા ચીન તરફ મી૦ રતનજી હોરમજજી કાંમાંજીની કુ૦ ને નામે હુંધાડેલી પેહડી ખાતે ય૦ ૧૨૨૦ ની સાલ ભાગીઆ થઇને ૫ વરસવેર તાંહાં જઈ રહેઆ હતા. મુદત પુરી થયા પછે મુંબઈ તરફ પાછા આવેઆ, અને ય૦ ૧૨૨૪ મા મી૦ કાંમાં કુ૦ ને નામની પેહલવેહલી પેહડી વેલાત ગઈ, તારે તાંહાંબી પોતાનું પંતીઆલું જોડી શેઠ મનચેરજી હોરમજજી કાંમાં, તથા પરોફેસર દાદાભાઇ નવરોજજીની સાથે રવાણે થયા હતા. એઓ વચે થએલા બંદોબસત પરમાણેની મુદત પાકેઆથી તાંહાંનુ પંતીઆલું છોડી ય૦ ૧૨૨૮ મા અતરે પાછા આવી રહેઆ પછે, બાપોકી મીરાસ ઉપરાંત બેહુ તરફની કમાનીનો દરવીઅ જે મલેઓ, તેના બલથી વેપાર વનજને બીલકુલ તજી દઈ અનેક તરેહની વીદેઆ ઉપર પોતાંનો વખત જે રોકવા માડેઓ, અને જંદ પેહલવી, ફારસી, જરમેની, તથા સંસકરૂત વીગેરેની બાસાઓનો સારો અભીઆસ જે કીધો, તેમા બારેહકતાલાની બખશેસથી ફતેહ પામીને કાબેલોની સંદમા પંડીતની પદવી લાએકના ગણાવા લાગા.

જરથોસતી તોવા અંદરથી તેઓનો ઘણો પુરાનો એલમ અગણીત હાદસાને લીધે અંધારાંમા છુપાઈ રહેઆને કાંઇક સદીઓ વહી ગઇછે, તે છતાં તેને કેટલેક દરજજે અજવાને આણવા માટે કાંઇક વરશો થયાં અંતકરણથી એવણ મસગુલ રહેલા જણાયાછે; પણ તેમા જોકે હજી સુધી પુરતી રીતે પાર

ઉતરેલા કેહવાયા નહીં, તોબી એ ફીરકાના દસતુરો તથાં મોબેદોની કોશેસને ખરેખરી રીતે પાછલ નાખીને આગલ વધેલાથી ઓલમાઓ વચે તો તેવણ બચીત વખણાયા છે.

કાંમાં ખાનદાંનના આ જહેલકતા હીરાએ ઇબ્નાતો ઓલમના કઉઆતથી, અથવા તો કોઈ ઉસતાદની સાગરેદી કીધાથી, "કમપારેટીવ ફાઇલાલોજી" ના કાએદાનો અછો અભીઆસ હાથ કરી લઇને, ય૦ ૧૨૩૧ થી જંદ તથા પેહલવી બાશાનો તરજુમો ગુજરાતીમા ઘણી શેહલ રીતે કરવા શીખેઆ; અને તેહવોજ કાએદો પોતાને તાંહાંની એકાદ મકતબમા આપુ રાખીને બીજા મોબેદોનેબી તેની તાલીમ આપતા માલુમ પડઆથી, જરથોસતી કોમના દરશીઆવાન દીકરાએ માહેલા શેઠ ધનજીભાઈ ફરામજી પટેલની પછે, આ જવાન કાંમાંજી બીજા ગણાઈને વીદવાનના દરજજામા આછી રીતે પરકાસ પાંમેલા સાબેત થયાછે. આવા ઓલમાઓની સાથે એ ટોલાના દસતુરો તથા મોબેદો અપસ આપસની હસદખોરી, તથા અંટરા ભરેલી દુસમનાઇ એકેદમ તજી દઇને એખલાસથી એક વીચાર થાએ તો સંધે નથી કે, શેહજવારમા આ પુરાંણા ટોલાનો અસલી ધરંમ પાછો ઉસતવારી પકડતો રાખે મજહબો ઉપર સરદારી ભોગવે.

પોતીકા મજહબની ખુબીનો પરકાસ આએસમંદોના જીગરમા ઠસાવવાનુ હેત ઇછીને, આપણા આ જવાંણ કાંમાંજીએ પોતાની સહમજ સકતી મુજબ ખોલ કરતા રહી ઘણાક રેસાલાઓ, તથા ચોપાંનીઆંઓ છપાવીને જે આસકાર કીધાંછે, તે બધાંની નોધ તો ટીપની ગેરહાજરીને લીધે હીંઆં તુલોતવીલ લેવાઈ સકાતી નથી; પણ જેની હમોને ઇઆદછે તેજ માતરે દાખલ કરીએચ કે, ય૦ ૧૨૩૫ ના કદીમી ૬ ઠા મહીનાના ૧૨ મા રોજથી "જરથોસતી અભીઆસ" નામના ચોપાંણીઆં છપાવતા રહીને ૧ થી ૯ આંક શુધીનુ એક પુસતક પુરૂં કીધું; અને ખોલાંની સરૂઆત ૧૦ મા આંકથી ચલાવીને ૧૧ મો બાહેર પડઆ પછે, તેને ઉતેજન આપનારાં પુરતાં ઘરાકો ન મલવાને લીધે, તે અતી હુપઆેગી ચોપાંણીઉં, બંધ કરવાની રેતાને, ફરજ પડી. બીજો ગ્રંથ "જરથોસત નામા" નો ય૦ ૧૨૩૮ મા પરગીધ કરીને, તેમા પેગંમબર જરથોસતના જનમારાનો અહેવાલ અવસતા ઉપરથી ઉપજાવી જાહેરમા મેલઓ હતો. એ ઉપરાંત ઘણીવાર મુંબઇ તથા દર દેશાવરો ખાતે હમદીનોની અનજુમન એકઠી કરી, તેઓની હજુરમા ધરમ સંમંધી સભીઅતાથી વાઆજોબી તેનાએ કીધી હતી; પણ તે માહેલી કેટલીક બાબદો તેઓના મતથી વેગલી જણાયાને લીધે, તેનાએ આપેલા વીચારો વાજેબી ગણાયા નોહતા; અને તે છતાંપી હાલાં કાગદો માટે તેમની કાશેશીએતના પરતાપથી ઘણીક છુપી વાતો જાહેરાંત આવેલથી એ ટોલામા સુધરાઈ દાખલ કરવા ઉપર વીચેસ સાહુચેતી લેવાએલી જે માલુમ પડીછે, તે બાબે તો એ કોને તેમનો ઉપકાર સદા માનવોજ જોઇએ.

આ કાંમાંજીએ પોતાની સોહોબ ઉપરથી હેવી મહમજ મુદીય, અને સેઆંના સખસો તેને સવીકારતાંબી સંભવાયાચ કે, જરથોસતી લોકો પોતાના અસલી વતન શેહર ઇરાંનમા જારે જાહોજલાલી ભરેલુ રાજ ભોગવતા હતા

તારે તેઓના મજહબને મલતી પવીતર ફીરીઆ વરસની છ ફસલ જેને તેઓ ગાહંમબાર કેહછે, તે ઉપર આધાર રાખતી હતી; અને દર વરસની સરૂઆત મેસના પેહલા બરૂજમા સુરીઅને પેસવાના સમાપર થતી (જેને નૌરોજનુ મુબારક નામ રોજે અવલથી અપાએલું કેહછે); અને તે પછે દર શાલે આવતી પાઆ દાહડાની કસરનો જુમલો લઇ એકથીને વીસમુ વરસ જે તેર મહીનાનુ કરતા, તેથી કુદરતે સરજેલી રતુમા કશો ફરક પડતો નોહતો; પણ જારથી રાજ ખોહીને જલાવતન થયા, તારથી અનેક તરેહના હાદશાઓ તેઓનો અશલી રેવાજ હેવો તો ઉલટાવી નાખેઓ, અને તેમા વલી તેઓના ધરમ ગુરૂઓની અંટસ ભરેલી ગાફેલાઓ એટલી તો ગુમરાહી પકડેલી માલુમ પડીચ કે, ઘણીક સદીઓ સુધી તેઓ પાશે કસરના દાહડા સચવાઈ ન સએઆને લીધે હીંદના તથા ઇરાંનના જરથોસતીઓની પાદમા જે રોજ માહ રહેઓ, તે ઉપરજ એતેકાદ રાખતાં ફસલના મેહલપરથી આસતે આસતે ખીશી જઇને હવડાં શીઆલાની રૂતમા તેઓ નવું વરસ બદલી રપીથવન (યાને ગરમી) ની ફીરીઆ કરતા જણાએછે. આ વાતનુ દરદ હઇડે ધરી તેઓને અસલી રેવાજપર પાછા લાવવા માટે* દીનના દફતરો તથા બીજી પુરાંણી હકાએતોમાથી ચોકસ બાબદો સોધી કાહડીને દાખલા દલીલ સાથે આ ધુંધી ગરહસથે આલમની હજુર જાહેર કીધી, તે બાબે તો તેમની કાબેલીઅતને ઘણીજ સાબાશી પોંહચવી જોઇએછે; અને તેમ બનેઊચબી ખરૂં; પણ તેમા બે વાતે તેવણની એટલીજ ભુલ જણાઇ આવી કે, એકતો અશલી રેવાજની વીરૂધ ઉતરીને ૧૨૦ મે વરશે એક મહીનો અદીક કરાવાને બદલે દર ચોથે વરશે એક દાહડો વધારવા વાસતે પોતાના વીચાર ઉપર વીશેસ ભાર મેલઆ કીધો; અને બીજું એકે જે કારણ સારૂં હીંદથી તે ઇરાંન સુધી દેશે દેશની અનજુમનના અકાબરો મલતા દીનના દાનાવ દસતુરો ઉપરાંત માનવંતા મોબેદો તથા રોજદાયરેગરનુ કામ કરનારા એરવદોના ઘેઆનમા ચોકસ ગણતરી ઉતારીને પોતાની સાથે તેઓનેબી સાંમેલ કરી લેવા જોઇતા હતા; તેટલાઓને પડતા મેલીને હાવું માહભારત કાંમ એખીલ હાથે ઉઠાવી લેવાની પોતેજ હીંમત ચલાવી, તેને લીધે ગયાં બે તરણ વરસપર અનજુમનને એક તરીકાપર લાવવાનો ખરો હીંગાંમ હાથ આવેલો અકારત ગયો.

આ રોજ માહને ફસલપર લાવવા સંબંધી તકરારો ચાલતાં, એવુનની ઉલટ ઉપર અનેક તરાંહના અતીઅંત અલાપો જે લેવાયાચ, તેમા કેટલાક વજન પાંમવા જોગબી વીચારવામા આવેછે; અને તેથી કરી આ વીદવાન ગરહસથ પોતાની કોશેસને જો હટાવી બેઠા હોએ તો, તે બાબે તેનાને એટલીજ એલતેમાસ કરીએચ કે, જેજે સાહેબોએ સભીઅતા સાચવીને સવાલો પુછે-

* એ બાબદ સર મરહુમ શેઠ વીકાજી મેહરજી તારાપોરવાલાએ ય૦ ૧૨૨૨ મા પંચાએતના અકાબર સાહેબો ઉપર દાખલા દલીલથી ભરેલી એક દરખાસત ગુજારી હતી; પણ બારીક બાબદના બખેડા વચે પડવાનો કંટાલો ખાઇ તે ઉપર કશુંએ લક્ષ નહીં આપતાં તે દસતાવેજ પંચાએતની પેટીને તલીએ તુઆ ખાતો નાખી મેલેલો માલુમ પડેઓછે.

ના૦ જી૦

## શાંતોક વણીંશાની વંશાવલી.



આછે, તેનો ઉતર માકુલ દાખલાથી તેઓને આપી પોતાના બોલવાની વધારે સાબીતી દેખાડવી, અને પોતાના હમદીનોને એકજ રોજ માહપર લાવી મેલવા તેવણ ચાહતા હોએ તો, અવલમા બેહુ પંથના અપીરનાનો જે અપસ અપસમા અંટસ રાખી અપડેઆ કરેચ, તેઓને સહમજુતીથી સમાધાની પર લાવી બેસાડવા; અને પછે આ વાત ધેઆનમા રાખવી કે આખી પુરૂથવીપર ફ્રાંએસ થઈ ગએલા ફીલશુફોના સરદાર, સત વખશુરોને વખશુર જરથોસતે જારે શાહનશાહ ગુસતાસપ, તથા તેની દરબારના અમીરલ ઉમરાવો ઉપરાંત ઓલ-માઓના જીગરો પોતાની તરફ ખેંચીને તેઓની મદદ મેલવી, તારે માજદીઅ-સની ભલી દીનને આલમમા આસકાર કરવાપર જેમ તે અશો નર ફાવેઓ હતો, તેમ હમેએ ઉપર જણાવેઆ મુજબ દેશે દેસના દાનાવ દસતુરો, મોબેદો, એરવદો અને બેહદીનોની બાહેધરીમા રહીને, તેઓની મદદથી ધારેલું કામ તેવન આગલ ચલાવશે તો બારેહકતાલાની બખશેસથી તેમા ફતેહ પાંમેઆ વના રેહેશે નહી. જો કદાપી તેમ કરવા જતાં હરકત જેવું જણાતું હોએ તો બેહતરછે કે શોશીઓસના સમા સુધી એ ટોલાને તેઓના ધરમગુરૂઓની હઠી-લાઈનો આધાર પકડી ભુલાવામા પડેલા રેહવા દીધાની ગણીમત સહમજવી.

## શેઠ સંતોકજી બરજોરજી.

ઉપલાં નામવાલો નર પોતીકા સવદેસ (સુરત તાલુકાનુ કોઈ પરગણું કેહછે) મા જનમ પાંમેઆ પછે, ય૦ ૧૧૧૪ ની સાલ આપણી ટાપુ બાતે રોજી સોધવા સારૂં આવેલા માલુમ પડીઆ; અને તે દાહાડાથી તેમના પરી-વારો અંદર સંતોકની ઓલખ ચોંટી રહેલીછે.

આ શેઠીઆનુ સગપણ મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈના વડવાઓ સાથે અસલમા સંધાએલું હતું, પણ તારપછે પણસોની સાખા વધી ગયાને લીધે જોકે બેહુ કુટંબો એકેકથી અલાહેધી અટક લઈ બેઠા છતાં, તેઓના એસી-પણાનો થોડાક સંબંધ જાંણ પીછાણવાલાઓ વચે સચવાએલો સંભલાએછે.

હીંઆં આવીને શેઠ સંતોકજીએ સરકાર તરફથી લસકરી સીપાહીઓના પોસાક બનાવી આપવાના કામનુ ઉપરીપણુ હાત લીધેલું હતું, અને તેની ક-માનીમાથી પોતીકાં પરીવાર સહીત સુખી હાલતમા વખત ગુજારતા હતા. બજાર ગેટવાલા મોહલામા તેમની તોખમથી ઉતરેલા વારેસો જાંહાં હવડાં વ-સેછે તે જગાપર પરથમ એક ઘેર તેનાએ જે બંધાવેલ હતું, તે તેમના ગુજ-રેઆ પછે ઘણે વરસે ઇ૦ સને ૧૮૦૩ ની નાસકારક આગના બોરાકને ભાગે ચહડી ભસમ થયા વીસેની ઇઆદી એક દસતાવેજથી દેખાઈ આવેછે.

પોતાની અઓલાદથી ઉતારેલા બે બેટાઓમા વડા. દાદાભાઈ, તથા ના-ધલા ફરામજીને હસતીમા રાખીને તેવણ કહે સાલ ગુજરી ગયા, તેની સણુદતો કેથે સચવાઇ રહેલી નથી; પણ ય૦ ૧૧૩૧ શુધી આ વસતીમા હઇઆત રહેલા હતા હેવું સાંભલવામા આવેલછે.

## શેઠ દાદાભાઈ સંતોકજી.

સંતોક ખાનદાનના આ પેહલવેહલા પણોતા વીરા ય૦ ૧૧૧૪ મા જનમેઆ ઉપરથી હેવી અટકલ બાંધી સકાએછે કે, એજ વરસે તેમના માતા પીતા હીંઆં પધારેઆ પછે પેદા થયા હોએ.

બાપની બાહેધરીમા ઉધરીને મોટા થયા પછે તેમનાજ ધંધાપર, અથવા બીજા રોજગારમા આ ગરહસથ રોકાયા વીસેની વાત કેહનારો તે વખતનો કોઇબી ઘરડો સખસ સલામત નહીં રહેઆને લીધે, તેટલી બાના ચોકસ જણાઇ સકાતી નહી; પણ ય૦ ૧૧૫૦ મા અરબસતાનથી પેહલ વેહલા અરબી ઘોડાઓ આ ટાપુ બાતે વેચાવવા આવેઆ, તેના માલેકોને પોતાના વછીઆત પણામા લીધા, અને કોટના મોદીખાના તરફ એક તબેલો ઉભો કરીને ઘોડાઓની દલાલીનો ધંધો સરૂ કરવા માડેઓ; અને તે દાહાડાથી હીંઆના અંગરેજ તથા દેશી ગરહસથોમા દાદી સતોકને નામે સારી રવેસે પરખેઆત થયા.

વછીઆતોના ઘોડા વેચવાનો આ પેહલવેહલો તબેલો અસલી મકાનપર બાવીસ વરસ સુધી રહેઆ પછે, તાહાથી ઉંચકાઈ જવાનો સબબ હેવો સમજાયો કે, મુબઇના કોટની અદર ઇ૦ સને ૧૮૦૩ મા જારે ભઅંકાર આગે ગજબ ગુજારેઓ, તારે કેહચ કે એ તબેલો તદન બલી ગયો હતો; પણ પોતાની રૂડી કોસેસથી તેમા બાંધેલા ઘોડાઓને સલાંમત કાહડીને થોડુંક સુધી બાહેરની કોઈ બીજી જગાપર સાચવી રાખેઆમા વછીઆતો તરફથી સારી સાબાસી પામેઆ હતા. સમાધાની થયા પછે પોતાની અસલી જગાપર તબેલો પાછો બાંધવાની સરકાર પાસે જારે પરવાંનગી માંગી, તારે તે નહીં આપેઆ ઉપરથી ધોબીતલાવના લતાપર હાલમા ઓલખાતા નવા સોનાપોરના રસતાની દક્ષીને આવેલી ખાલી જગેઆ તતકાલ વેચાતી લઇને તેનો મોટો ભાગ તબેલા સારૂં રોકેઓ, અને તેની પડખે પોતાને રેહવાનુ એક ઘેર ઉપરાંત આસેપાસેની જગોએ ચાલો બાંધી દીધી. આ મીલકતો આજે ૭૦ વરસ થયાં તારની સલાંમત રહીને તેમના નબીરાઓ પાસે સચવાએલી સંભલાએછે.

એ ઉપરાંત દાદી સંતોકની બીજી બીસીઆર જગા ચંદનવાડી તરફ હતી,* અને તેની ફરજંદારીનો હક છેક પોતીકા દીકરાના વખત સુધી ભોગવાતો રહેઆ પછે તેનીજ હઇઆતીમા વેચાઇને પારકી મીલસ થયાથી હવડાં તાંહાં સેઠોની મોટ મોઠી હવેલીઓ ઉભલીછે.

દાદી સતોકે કોઈબી સખાવતનાં કામોમા સરફરાજી કીધેલી સાંભલી નથી પણ આ ટાપુ બાતે ઘોડાની દલાલીમા પરમાણીકપણું વાપડતા રહી પેહલા વરગનું માન મેલવેનું ચોકસ કેહવાસુંચ; અને તેટલીજ તેમની ઇઆદગારી

* જે મહોલ્લી માતરે એકુજર નીસાંણી ફકીરાના તબેલાની ઉતરે આવેલી જગેઆ હજી "દાદીસતોક લેન"ને નામે ઓળખાવા માટે સેહર સુધરાઈ ખાતાએ ઘણા વરસ થયાં માડેલા પાટીઆં ઉપરથી માલુમ પડેછે; અને તે સચવાઈ રેહસે તાંહાં તુલીક મરહુમ દાદીસંતોકનુ નામ ભુલાએજ નહી.
નો૦ સ૦

સાથે તેવણ ૭૯ વરસની વએમા સોરાબજી નામનો એક દીકરો હસતીમા રાખી, રોજ ૨૪ મો માહ ૭ મો સેહનસાહી સાલે ૧૧૯૩ ય૦ એ બેહસતનસીન થયા, તેનું મરતાઉક નોંધી લઇએછે.

એવણના દીકરા સોરાબજી બાપના મરણ વખતે માતરે ૨૩ વરસના હતા, તેનએ બધો વહીવટ હાથ કરી લઇને તબેલાનુ કામ ઘણા વરસો સુધી ચલાવેલો, અને બાપની પેઠેજ યુરોપીઅન તથા દેશી ગરહસથોમા પોતાનું નામ પરખેઆત પાડેલું હતું. આ ગરહસથ કુદરતી બનાવથી આંખે તદન અંધાપો લઈ બેઠા હતા, પણ સારાં ભાગ્યેગે કવી ડાકતર કેઆરટરની કલાથી ભીતરમા થએલા મોતીઆ કાહાડેઆ પછે, થોડાંક વરસ પેર પાછા જોતા થઇને રોજ ૭ મો માહ ૧ લો સેહનસાહી સાલે ૧૨૩૨ ય૦ એ ૬૨ વરસની વએમા મરણ પાંમેઆ, તારે વંસાવલીની ટીપમા જણાવેઆ મુજબ તરણ દીકરાઓને જે હઇઆત મેલી ગયા, તે માહેલા વડા દાદાભાઈ તેવણની પુઠે પાંચ વરસની અંદર, રોજ ૫ મો માહ ૯ મો સેહનસાહી સાલે ૧૨૩૬ ય૦ એ ૩૯ વરસની જવાની ભોગવી જંનતનુજીન થયો. હાલ હઇઆત રહેલા બે દીકરાઓ નામે સંતોકજી તથા ધનજીભાઈ બાપ દાદાનો ધંધો હાથ ધરી બેઠાછે, પણ તેઓના વખત જેવી આવદાંણી જણાતી નથી.



## શેઠ ફરાંમજી સંતોકજી તથા તેમનુ પરીવાર.

આ ગરહસથના જનમારાની કાંઈજ હકીકત હાથ આવી નથી. તેમના બે દીકરાઓ માહેલા ખરસેદજીની નોંધણી નહીં મલતાં, હોરમજજી નામના-વડાની વાત એટલીજ જણાએછે કે તેવણ મરહુમ વાડીઆજી શેઠ જાંગીરજી નસરવાંનજીની સાહેતા હેઠલ રહીને દલાલીનો ધંધો કરતા હતા; પણ એક અસીલ પુરૂસ તરીકે સરવે શેઠીઆઓમા સારૂં માન મેલવેલું હતું. એ સાહેબ જારે ય૦ ૧૨૦૬ ના સેહનસાહી ૧૨ મા મહીનાને પેહલે રોજે ૬૫ વરસની ઉંમરમા મરણ પાંમેઆ, તારે અરદેસર તથા પેસતનજી નામના બે દીકરાઓને હઇ-આત રાખી ગયા હતા.

ઉપલા બેહુ ભાઇઓ કેહવ કે, મી० ઉલીઅમ નીકલની કુંપણીની નાંમીચી અંગરેજી પેહડી ઇ० સને ૧૮૨૪ મા આતરે ચાલુ થઇ, તેજ દાહાડાથી તેઓને તાંહાં ગોડાઉનકીપરનો ઓહદો હાથ ધરીને ઘણા વરસો સુધી રહેલા હતા; પણ રજક પાણીએ તાંહાંથી રૂખસત લેવાડી તેથી ૧૮૫૮ મા તે જગેઆ છોડીને વેલાત ખાતાંનો પોતીકો રોજગાર કરવા લાગા, તેજ વેપારને નાઘલા ભાઈ પેસતનજી સારી આંટથી હજીસુધી વલગી બેઠાછે; અને વડા અરદેસર તો રોજ ૧૫ મો માહ ૮ મો શેહનસાહી સાલે ૧૨૨૯ ય૦ એ ગુજરી ગયા, તારે તેમની ૬૨ વરસની વએ વરનવામા આવી હતી.



# શેઠ બરજોરજી શાપુરજી મેજરના.

સુરતની સોડ આવેલાં ઉમરા ગાંમના પટેલ મનજી જીવાનો આ નબીરો, પોતાના વતન તરફ ૫૦ ૧૧૦૦ મા જનમ પામીને ગરીબી હાલતને લીધે રોજી ધુંદવા માટે ૧૧૨૦ મા મુંબઈ આવેઆ પછે, લસકર ખાંતાની અમલદારી ધરવનાર કોઈ મેજરની નોકરીમા રહેઆથી મેજરના બરજોરને નામે આસકાર થઇને, તેજ અટક પોતીકાં પરીવારમાબી પાંથરી ગયા મુજબ તેઓ પણ મેજરનાજ કેહવાતા રહેઆછે.

આ શેઠે જેમ ચાકરી કરીને આબરૂથી જીંદેગી ગુજારી, તેમજ તેવણના બધા વસીલાઓનું વરણન જણાઈ ચુકેલુંછે; પણ તેમા ખુબી માતરે એટલીજ કેહવાઇએ કે, તે સાહેબોની હાલી સ્થીતી છતાં પોતાની તથા પરાઇ કોમમા તેઓ સારૂં માન પાંમતા હતા.

મથાલે જણાવેલા શેઠ ૫૦ વરસની વએ પોંહતા પછે રોજ ૯ મો માહ ૧૧ મો સેહનસાહી સાલ ૧૧૫૦ ૫૦ મા મરણ પાંમેઆ. તેમના બેટા એદલજીબી તેટલીજ ઉમર ભોગવીને ૧૧૮૭ ના સેહનસાહી ૧૨ મા મહીનાને ૧૦ મે રોજે જીંનતગુજીન થયા. આ ગરહસથનાબી એકજ પુરા દીકરા સોરાબજી નામના હતા, તેનાઓ પાંચ પઇસાના સુખ સાથે બાપ તથા બપાવા કરતાં અહારેક વરસ વધારે જીવેઆ પછે ૯૮ ની ભરતીમા આવીને રોજ ૭ મો માહ ૧૨ મો સાલ ૧૨૩૦ ૫૦ એ બેહસતને બારે ચાલી ગયા.

શેઠ સોરાબજી મેજરના ચાર દીકરાઓમા શેઠ ખરસેદજી જે વડા હતા, તેની સાહલેસાઇ તથા મીલનસારી વીસે હમારા કરતાં આ ટાપુ ખાતેની બધી વરણના ગરહસથોને વીશેસ માહીતી મલી ચુકી હશે; તોપણ તેમની ખુબીનુ થોડુંક બયાંન હીંઆ નોધી લીધેલું ખોટું તો કેહવાસેજ નહીં. આ ગરહસથે નાદારોનો છુટકારો કરનારી કોરટના કલારકની આફીસમા વડા વહીવટદારનો ઓહદો ઘણા વરસો સુધી હેવીતો ચંમલાઈથી જાલવી રાખેઓ હતો કે, તેના સંબંધમા જેબી કોઈ પીછાંનવાલા અથવા અંગંજેઆનું કાંમ તેમની પાસે જતાં કસોબી અંતરો નેયાવના બજાવી આપવાની દીલ તેનાએ કબુ કીધેલી સંભલાઇજ નોહતી; અને તે સાથે બીજી ખુબી તેવણમા એ હતી કે, હાવાં કારણસર કોઇને કાંઈ ગુચવણ પડેઆથી તેવણની સલાહ જોઇતી તો, તેપણ મેહરબાંનગી તરીકે આપીને કાએદા મુજબનો ખરો ખુલાસો કરી દેતા હતા, તેથી ઘણા લોકો દેનદારીના દબાનનુ સંકટ ભોગવેઆથી બંચી ગયાછે. હાવા ગુણવંતા ગરહસથને માટે ગાંમના નાધલાથી તે મોટા મુલીકમા સારી વખાણ થતી હતી, માટે આ દુનીઆંમા વધારે વરસ તેવણ જો જીવવા પાંમેઆ હોતતો, પરજાને તેથી અગણીત રાહેત ઉપજતે; પણ અફસોંસછે જમાનાના ચવીતરાં ચકર ઉપર કે, આ અસીલ ખવાસના ખસર મેજરનેબી થોડાક દીવસ બીમારીના બીછાંણા ઉપર ગફલતીમા પડી રેહવા દીધા પછે, જંમદુત આવીને રોજ ૧૪ મો માહ ૭ મો સેહણસાહી સાલ ૧૨૪૧ ૫૦ એ પેલી દુણીઆં તરફ ખેંચી લઈ ગયો; અને તે વખતે તેમની ઉમર ૫૪ વરસની ગણાઈ હતી.

મેહરના બરજોરની વંશાવલી.



# તબાકુબાનદાંનની વંશાવલી.



આ મરહુમ ગરહસથના વડા દીકરા મી૦ હોરમજજી જે નામદાર રાંણીની ગોદીને લગતાં "સ્ટોરકીપર"ના ખાતાંમાં માન ભરેલી નોકરી બજાવેચ, તેવણની બાપનાજ જેવો ગંભીર ખવાસ રાખી સરવે સાથે સાહલેસાઇથી મીતરાચારી મેલવતા માલુમ પડ્યા ઉપરથી, આસેઆ રખાએછે કે આગલ આજતાં તે બાઇ પણ ભાગ્યેગસાલીઓની સંફમા બીરાજવા જોઇએ; અને તેહવો રૂડો દા-હડો તેમને વેહલો મુબારક થાઓ.



## તબાક ખાનદાંનની તફસીલ. શેઠ માણેકજી નવરોજજી,

## લકબે માકા તબાક.

નૌસારી કસબામા, નવરોજજી નામના ગરહસથ સાત છોકરાઓ ઊપરાંત, કેટલીક દીકરીઓ વીગેરેનો મોટો કબીલો પક્ષમા લઇ વસતા હતા; પણ રોજગાર રૂડા ન હોવાને લીધે પરીવારોના પોસન માટે કેહચ કે, તાંહાંના દેસાઇઓ પાસેથી કરજે નાણા કહડાવી પોતાનો સંસાર તેનાએ ચલાવ્યા કીધો.

તેવન જારે ગુજરી ગયા, તારે પરીવારની પરવરશીનો બોજો આ શેઠ જે તેમના વડા દીકરા હતા, તેનાને માંથે ચોંટી બેઠો; અને ગરીબાઇની વમાસ-નથી વખતને વીચારમા લેતાં મેહનત મસાગત ખેંચી જેમ તેમ ઉદર પોરાન મેલવવા લાગા, પણ તેટલાંમા બાપના કરજ વીશેની જબરી તેહશીલ દેસાઇ તરફથી થવા માંડી. ખરૅછે કે તાંહાંના દેસાઇઓ તંગદસતીમા ફશી પડેલા હંમદીનોને આગલા દાહાડાપર અંગઉધારે નાણા ધીરવામા જેમ બાહદુરી બતાવતા હતા, તેમ તેઓના બચ્યાં કચ્યાંઓ પાશેથી પાછાં મેલવી લેવામાબી જબરા ચપલ હતા. આ માકા તબાક ઉપર તકાદા જારે વીશેસ થવા લાગા, અને તેટલો હક અદા કરવાની પોતામા સકતી બીલકુલ ન જોઇ, તારે સાહમની તરફથી કાંઇ જબરદસતી થાએ તેની ધાસતી ખાઇને ય૦ ૧૧૨૫ ની સાલમા પોતાના ૭ બાઇઓ ઉપરાંત બધા કબીલા સહીત તાંહાંથી અચણુચ નીકલી મુંબઇમા જાયુકનું રેહઠાણ કરી બેઠા.

આ કુટંબીઓની અટકમા મથાલે જણાવેલાં નામની આગેપાછે મેલાએલા તરણ હરફો અસલ પોરતુગીસ જુબાનના જે જણાએચ, તેનો અરથ ગુજ-રાતીમા તંબાકુનો થાએછે. એ બાબેનો ખુલાશો શોધતાં એવું સહમજાયુંચ કે, મરહુમ માંકા તબાક પોતાનું સવદેસ છોડી હીંઆં આવેઆ તારે પેહલવેહલો ધંધો તંબાકુના ઇજારાથી તેનાએ સરૂ કરીને ઘણો ખરો વહીવટ પોરતુગીસ લોકોની સાથે રાખેઓ હતો; અને તે ગુતો લાંમબી મુદત સુધી તેવણ પાશે જલવાઇ રહેઆથી એ ઓલખ પોતાના પરીવારોમા જે પાંયરી ગયાચ, તેની ખબરદારી હજી સુધી તેઓ ખુલેબા માલુમ પડ્યા નથી.

આ માકા તબાક તથા તેમના ભાઈઓ ઉદીયોગી હોવાથી મનની વલાંનને નીતીના આધાર પર ઉસતવાર રાખી, તંબાકુ ઉપરાંત બીજા માલનો થોડા થોડા ધંધો કરવા લાગા; અને સરવે સાથે અશીલપણાથી ચાલતા રહી ટુંક મુદતમા પોતાના હાથમા મોટો વેપાર જારે તેઓએ વાળી લીધો, તારે આગલી ગરીબી હાલત પસાર કરતા તવંગરીની નોબતે પોંચેઆ.

જે કારણથી પોતાની જનમભુમી તજી દીધી હતી, તે વાતને હાવા સારા વખતમા હમો ધારીએચ કે આ માકા તબાક તથા તેમના ભાઈઓ ભુલઆતો હશેજ નહીં; કેમકે સાંભલેઆ પરંમાણે ઘણી વાર તે સાહેબો એકેકની પછે અવાર નવાર તાંહાં જઈ આવેઆ હતા, માટે પોતીકા બાપના કરજનો ચુકાદો તે તરફ ગયા આગમજ અલબતાં તેઓથી થએલોજ જોઈએ, નહીં તર તાંહાં જવાનું તેઓને બારે પડેઅ હોત.

માકા તબાકનો વેપાર જારે પુર જોરપર આવેઓ, તારે ફુરદરાજ દેસ સુધી તેનો સંબંધ સાંધવા માટે, તેમના નાધલા ભાઇ શેઠ શાપુરજી પેહલવેહલા ય૦ ૧૧૫૦ મા ચીન તરફ રવાંને થયા;* અને તેવાંજ કારણસર તાંહાંની દર મોસમે એકેક પછે અઢાર સફર તેનાએ કરીને વેપારી વરગમા મોટી વખાન વરસાવી હતી.

તબાક ખાનદાનના ફકત નામ શીવાએ તેઓ માહેલા કોઈનાબી આગલાં તથા પાછલાં રૂડાં કાંમોની હસતી વીશે કશી ઈઆદી કેયે જલવાએલી નહીં જણાતાં, મુંબઈના કોટની અંદર સાહમસામા સાત ગાલાવાલી એક પરબેઆત પોલ પુરાંણી થઈને તેમનાજ પરીવારો પાશે સમ્યવાઈ રહેલી માલુમ પડેછે. એ મકાન પોતીકા બધા ભાઈઓનો તેઓના પરીવાર સહીત સમાસ થાએ તેવી તરહુદથી બાંધવા માડેઅ, પણ તે તઈઆર થયા આગમજ પોતે બોચારા ૭૦ વરસની જઈફીએ પોંહતાથી રોજ ૨ જો માહ ૧૦ મો શેહનશાહી, સાલે ૧૧૭૦ ય૦ એ તરણ દીકરાઓની વસતી આબાદ રાખી બેહસતનસીન થયા; અને તેમની પુંઠે તેવનના નાધલા ભાઈ શાપુરજી પણ રોજ ૧૨ મો માહ ૧૦ મો સાલે ૧૧૭૧ ય૦ એ કાવસજી નામના એક દીકરાને મેલી ૪૧ વરસની વએમા મરણ પાંમેઆ. આ બેહુ ભાઈઓના મરણ પછે પોલનું બાકી રહેલું બાંધકાંમ પુરૂં થયું, તારે હઈઆત રહેલા ભાઈઓ ઉપરાંત બધાઓનું પરીવાર ય૦ ૧૧૭૨ ની શરૂઆતથી તાંહાં જઈને જે વશેઅચ, તે વાતને હવડાં ૭૧ પુરાં થઈને ૭૨ મું વરસ ચાલુછે.



* એજ કારણ માટે "જેમસ દરંમમંડ" નામે ટંન ૬૪૩ નું એક વાંહાણ પણ તેનાએ દંમનથી બંધાવી મંગાવીને તાંહાંની સફરમા ઘણા વરશો સુધી ફરતું ગએઅ હતું.
નો० સ०

# શેઠ મેરવાનજી માણેકજી તબાક.

મરહુમ માકા તબાકના તરણ માહેલા આ વડા દીકરાનો જનમ ય૦ ૧૧૩૭ મા થએલો અટકલાયાથી, બાપના મરણ ટાંકણે ૩૩ વરસની પકી વએના તેવન કેહવાના હતા. બાવીસ વરસની ઉમરથી પોતાના કાકા સાપુરજીની સાથે ચીન જવા લાગા, અને પેહલી સફર ય૦ ૧૧૫૯ મા તેનાએ કીધી હતી.

બાપની હઈઆતી છતાંજ તેમને તાંહાંના બેહોળા વહીવટમા વીટલાઈ રેહેઆનો લાભ તેનાએ એવો મેલવેઓ કે, કાકા સાથે થોડુંક સુધી સફરની સરીગત ગએઆ પછે, તેવને જારે તાંહાં જવાનું બંધ પાડણ, તારથી આ મયાનું દીવના મેહરબાન શેઠની ઉલટ વધારે ઉસકેરાઈ; અને પોતીકા ઘરના બેહોળા વેપાર ઉપરાંત બાહેરની મુબલક આડતનું કાંમ હાથમા લઈને ઘણા વરશો સુધી ચીન ખાતેના એક સવતંતર સોદાગર* બની રહેઆ હતા.

વેપારનુ કામ જારે ઘણું વધેશ તારે હાથ હેઠળના કામદાર માણસોબી તેણાને ચીઠેસ રાખવાં પડેઆં હતાં, પણ પોતાની બાજુ સંભાળનારાની અગતીઅ જણાયા ઉપરથી તેમના મરહુમ કાકા શાપુરજીના બેટા મી૦ કાવસજીને પેહલવેહલા ય૦ ૧૧૭૫ મા, અને તેપછે ૧૧૮૦ મા મલી બેવાર ચીનની સફરે લેતા શીધારેઆ; અને મુબઈનો વહીવટ તેમના ભાઈઓ તથા પીતરાઈઓ આતાપી લેતા હતા. .

તબાક ખાનદાનનો તોર તુટવાનો મોઠો વખત જારે તેઓની દેવડી પર દોડી આવેઓ, તારે ચોતરફથી નીપજાએલી નુકશાંનીએ વેપારને હેવી તો સેહ બાવાડી કે, તેના વીજોગથી દરએક ભાઈ તથા પીતરાઈની અંચલાઈ ભરેલી હીકમત કાંઈજ પેસ નહી પડતાં, ઘણા વરસોથી માન સાથે ચાલતો તેઓનો વેહવાર તદન બંધ થયો; અને તેની ગીરેફતારીમા બધાઓની સાથે આ શેઠનેબી ઘણા વરસો સુધી બેકાર બેની રેહવું પડણ હતું.

સારાં બખ્તેગે સર જમશેદજી જીજીભાઈ બારોનેટ જેવા સરીમંત સોદાગર તે વખતે વેપારીઓના વરગમા સમાએલા હતા, તે સાહેબે પોતાનો લાગવગ વાપરીને કેહવ કે આ તબાક ખાનદાનના તુટેલાં દીલને રાહેત મલે તેવી તરફદથી તેઓના કચડાએલા કારોબારનો નીવેરો લાવી આપેઓ. આ શેઠનુ મોટું અહેસાન તેવણ જે માણતા હતા, તેનો બદલો રૂડીપેરે વાળી આપવાના હેતુથી તેમના હસતકમા કેટલુંક કાંમ સોફીને પેહલાં પીનાંગ ખાતે મોકલાવેઆ

---

* આપણી વસતીમા બલકે આખી પરથવીપર વખાણાઈ ગએલા મરહમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટને, આ શેઠ પેહલવેહલા ય૦ ૧૧૬૮ મા પોતાની સાથે ચીન ખાતે લઈ ગયા હતા; અને તે સાહેબ મશીઆઈ ભાઈ તરીકે ગણાતા ઘણીજ ગરીબી હાલતમા હોવાને લીધે, તેનાની બનતી બરદાસ રાખી વેપાર વનજના કામથી તેમને હેવાતો માહેત કરી દીધા કે થોડીજ મુદતમા તે નામદારબી વેપારીના વરગમા ગણાયા તારથી આ શેઠનુ અહેસાન કદી ભુલેઆ નોહતા. નો૦લે૦

હતા; પણ તે તરફ કાંઈ ફાએદા જેવું નહીં જણાવાને લીધે તાંહાથી તેણાને પર-
બારા ચીન રવાંણા કરી પોતાના આડતીઆ તરીકે રાખેઆ હતા; જાહાં કેટ-
લાક વરસ સુધી તેમની સેવા બજાવેઆમા હકસાઈની હાલેતથી સતોસ પાંમી
મુંબઈ આવેઆ; અને પાછલો વખત જોકે અરાબના જેવી જાહોજલાલી ભ-
રેઓ નહીંજ, પણ થોડીક સુખવાની હાલતમા ભોગવતા ૬૨ વરસની વએ
પોહચી, રોજ ૨૨ મો માહ ૧૨ મો શેહનસાહી સાને ૧૧૯૯ ય૦ એ પેસતનજી
નામના એકજ પુતરને આબાદ હાલતમા હઈઆત મેલી મરણ પામેઆછે.

એજ ખાનદાનના એક નબીરા નામે શેઠ રૂસતમજી હીરજીભાઈ તબાક,
જેવણ ઘણા બરા રૂસતમ શેઠરની અટકથી મશાહુર હતા; તે સાહેબ ઘણા
વરસની બેકારીમા બેઠા બેજાર પામેઆ પછે, સર જમશેદજીની સાહેતાથી ઈ૦
સને ૧૮૩૮ મા વાહાણ "હોરમજજી બમનજી" ની અંદર સવાર થઈ ચીન
ગયા હતા; પણ કજાએ તેનો કાળચદર આણેઆથી ચીનના દરીઆવમા તેજ
સાલના જુલાઈની ૩૧ મી તારીખે "ટાએફુન" નામના આફીએતી તોફાંનમા
જાન તથા માલથી ભરેલા મજકુર બારકસની સાથે તેવણ બીઆગ જવવાની
થઈને જાપેદાની જાહાન તરફ પોતાના જીવને મોકલાવી દીધો; અને તેથી તેવ-
ણના દીલની મુરાદ દીલમાંજ રહી ગઈ.

ઉપલાજ સબબથી શેઠ કાવસજી સાપુરજી તબાકબી અતરે તવાઈ રહેલા
હતા, તેણાને પણ એજ સરીમંત સાહેબ સર જમશેદજીએ પનાહ આપી ય૦
૧૨૦૬ ની સાલ ચીન ખાતે મોકલીને સુખી હાલતપર લાવવા માડેઆ; પણ
થોડીક મુદત ગુજરેઆ બાદ ભાવીએ તેણાને બીજીવાર ભારેઆથી કામની
વલાણ ઉલટી રીતે થવાનુ સંકટ બેએક વરસપેર ભોગવીને બીચારા મકાઉમાજ
રોજ ૨૮ મો માહ ૮ મો શેહનશાહી સાને ૧૨૧૮ ય૦ એ મરણ પામેઆ.
આ ગરહસથના એક કાનમા સોનાની કડી જડેલી હતી, તે ઉપરથી ચીના
લોકો તેણાને "કમથાઉ" ની અટકથી ઓલખતા હતા.

એ પછે માકા તબાકના બાકી રહેલા બે દીકરાઓમા નવરોજજી ય૦ ૧૨૧૮
ના શેહનશાહી ૪ થા ગાથાને રોજે, અને નશરવાનજી રોજ ૨૧ મો માહ ૬ ઠો
સાલ ૧૨૧૯ ય૦ એ ગુજરી ગયા; અને તેઓ દરએકની ઉમર વરસ ૭૨ થી ૭૫
સુધીની કેહવામા આવી હતી. તબાક ખાનદાનના જે નબીરાઓ હવડાં હઈ-
આતછે, તેઓની જીંદગીનો અહેવાલ જાંણવાજોગ કાંઈજ નજર નહીં આવે
આથી આ બીના બંધ કરતી વેલા તેઓના નામોનો હવાલો વંશાવલીની ટીપ
ઉપર સોફીએછે.

# શેઠ ભીમજી ધનજી ઉમરીગર ની વંશાવલી



# શેઠ ભીમજી ધનજી ઉંમરીગર.

સુરત જીલામાં ઉમરા ગાંમછે, તાંહાં મથાલે જણાવેલા ગરહસથનો જનમ સાલે ૧૧૧૫ ય૦ મા થએલો, તેમના વારેશો માહેલા એક અશીલ મીતરથી માલુમ પડેઓછે. આ ભીમજી શેઠના વડવાઓ અસલ વતનમા કહેઓ ધંધો કરતા તેનીતો કશીએ કેફીએત કોઇને યાદ નથી, પણ કેહવ કે એવણ પોતે પંદરેક વરસની વએના થએઆ તારે સાલે ૧૧૩૦ મા પેહલ-વેહલા મુંબઇ ખાતે આવીને, પોતાના પેટનું ટુક ગુજરાંણ શોધવા માટે ચાકરી કરતા હતા; જેમાં થોડાંક વરશો પેર રોકાઈ રહેઆ પછે ભાએગ ખીલવાની જારે નોબત આવી, તારે મલબાર કોસતા તથા કોએલાનના બંદરો વચે પોતે ફરતા રહીને ટુક રોજગાર કરવા માંડેઓ; અને બખતે તેનાને રૂડી વલાંણ દેખાડેઆથી કરાટ ભરેલી કોયેસના રશીનાં ફલો સારાંજ પાંમવા લાગેઆ; એ પછે કાંહાંનાનોર ખાતે જાધુકનું મથક ગોઠવી બેસાડીને તાંહાંના રાજાની બોહલી આડત પોતે મેલવી લીધો; કારણ કે તેની પાશે થોડાંક સફરી વાંહાંણો હતાં, તેમાં વેપારજોગ માલ ભરાવી તેઓને મસકત તથા ચીન તરફ પોતાના હસતકથી મોકલાવેઆ કીધાં; જાંહાં માલ વેચાએઆથી મલતી હકસાઈનો હીશો તથા પોતેબી આંનગી રોજગાર કીધો તેના નફાથી થોડીક મુદતમાં તે તરફ લખસા-પતીમાં ગણાવવા લાગા; અને તેટલાંમાં પોતાને તાંહાં ફીરતારે બખશેલા દીકરાઓબી એકેકની પુઠે જનમ લઈને જેમ મોટા થએઆ, તેમ આ બુજો-રગ ભીમજી શેઠનાં કાંમોમાં અતીઅંત મદદ મલતી રહી. આ સાહેબે પોતાની જીંદગીમાં એકની કજાબાદ બીજી બાએડી પરણીને તેનીઓથી આઠ દીકરા-ઓની હસતી જે હાંસલ કીધી, તેઓના નાંમો વંસાવલીની ટીપમાથી વાંચનારા સાહેબોને માલુમ પડશે કે, તે સઘલા ભાઇઓ મોટા થાએઆ પછે બાપને મુંબઇમાં એસ અરાંમ પમાડતા રાખીને તેનાએ રચાવી આપેલો રોજગાર આટોપી લેવા લાગા. આ શેઠ રોજ ૧ લો માહ ૧૨ મો સાલે ૧૨૦૭ ય૦ એ ૯૨ વરસની ઉમરનાં થાઇને ગુજરેઆ પછેબી, ઘણીક મુદત સુધી સારા એખલા-સથી બધા ભાઇઓ સંપજમા સમાએલા રહીને કાંહાંનાનોરની પેહડી ચાલુ રાખી; અને એક બીજાની બદલીએ એકેક બબે અથવા કોઈવાર તરણ ભાઇઓ તાંહાં સાથે રહીને રોજગારનો રસ સારી પેઠે મેલવી લેતા હતા; પણ બવીસ જારે અસત પાંમવા પર આવેશ, તારે તેઓ માહેલા કેટલાક ભાઈઓ એકેકની પુઠે ગુજરી ગયાને લીધે, બાકી રહેલાઓ વચે અરસપરસ ગેરસહમજુતી ઉઠવા લાગી; અને તેમાં પેઠેલા સડાએ એટલોતો વીનાસ વધા-રેઓ કે, વારસાની વેહચણી અને હકાંણોના લાગભાગ સારૂં ભાઈ ભા-ઇઓ વેરશી થાઇને માજી સુપરીમ કોરટમા લગભગ પાંચ વરસ પેર કજીઓ લડેઆ; જેગા કાંઇજ નહીં પણ રૂપીઆ હજાર વીસને આસારે વકીલ બારી-સટરો વચે ખવાઇ ગયા, એટલુંજ નહીં પણ તેના વીજોગથી ધંધો ધાપોબી સાદનતર જતો રહેઓ. લડવાના વંમલમા વીટલાઈ પડેઆથી જારે બેહુ બો-

રહુવાલાઓ બેજાર થયા, તારે કોરટ તરફનો ચુકાદો મલેઆ મુજબ બાર્પાકો પઈશો આથ બાઈઓ અથવા તેઓના વારેશો વચે જે વેહચાયો, તે કરતાં એ સાહેબો આપસ આપસમા આગલોજ એખલાસ સાચવી રાખીને સહમજુતીની રાહે વાંટી લીધો હોતતો સંધે નોહતો કે કુસંપમા કતરાએલી રકમનો હીશાબી તેઓનેજ પલ્લે પડતે; પણ તેમ નહીં બનતાં આ બુજોરગ શેઠીઆએ મેલવેલી દોલત ઉપર જે દુખ પડેઊ તેટલીજ વાતની દલગીરીમા થોડીક કવીતા નીચે જણાવીને આ બીના બંધ કરીએછે.

બુરોછે સઊથી કુટંબમા કલેસ-સંપજ દુરાથી સરજાએછે નેહેસ.
થાએછે લક્ષમી ને રોજીનો નાસ-ભવા ઘરમા દલદર કરેછે વાસ.
પામેછે વેરાંણ પરીવાર બહુ-તે વીશે વાંચનારને કેટલુંક કહું?
દાખલા જેના જો જાણવાજ હોએ-તો ઘણા ઘેરમા ઊડેલા કંકાશો જોએ.
તે પરથી જઘડાને રાખશે જે દુર-ભાગ્યેગવાનમા કેહવાશે તે ભરપુર.



## શેઠ લવજી શોરાબજી લાકડાંવાલા.

ભરૂચની સલતનતનો ભોગવટો જારે નવાબી નોબતપર હતો, તારે ય૦ ૧૧૧૯ ની સાલમાં મથાલે જણાવેલા ગરહસથ તે તરફ જનમ પામેઆ પછે, ગરીબાઈને લીધે બાર વરસની બાળવએ પોંહચતાં ૧૧૩૧ મા તાંહાંથી નીકલીને આ ટાપુ અંદર આવેલા માલુમ પડેઆછે. આ અંજાણી ટેકડીપર તેમના વાલી કોઈજ નહીં હોવાને લીધે, એક પારસી પસટાકીઆને તાંહાં પોતાના પરાલબનો પાયો નાખી હલકે પગારે ચાકરી રહેઆ; જાહાં થોડીક મુદત ગુજરેઆ પછે એક દાહાડે એવો બનાવ બનેઓ કે, તેવણના શેઠે ફરમાવેઆ મુજબ તેની ગેર હાજરીએ ઘરાકોને કેહેલી તરકારી તદન નહીં વેચી, તેથી તેની ઈતરાજીમા આ શેઠ હેવાતો આવી પડેઆ કે અરસપરસ બોલચાલ થતાં શેઠે આપેલી ધ-મકીને ધીકારી તાંહાંથી ચાકરી છોડી ગયા.

એવા બનાવતાં પરમાણીકપણુ બાલવેઆથી જોકે, શેઠને તો અનગમતું થયું, પણ લોકો તરફથી તેમની નીતી જે વખણાઈ તેટલોજ સંતોશ પાંમી કોઈ લાકડાંના વેપારીને તાંહાં વગ લાગાથી તેની ચાકરીમા જઈ રહેઆ. તે સખરા કોઈ બાલવાના નહીં પણ ઘેરો તથા એમારતો બાંધવાને બરના લાંકડાંનો રોજગારી હતો, જાંહાં પોતાની ગપજ બુધીથી તે વેપારનો અનુભવ મેલવીને, માહેલાં મુલકો તરફ પોતે ફરવા લાગા; અને વેપારીઓમા ગોઓ વેહવાર વીટ-લાવીને તે ધંધો પોતાને હાથ કરી લીધો તે દાહડેથી આ લવજી શેઠે લાકડાંવાલાની અટક જે ધારણ કીધી, તેજ એલકાબથી તેણાનુ પરીવાર'ઓલખાઈ રહેણછે.

લાકડાંના રોજગારને વાસતે આ શેઠ લવજીને પોતાનુ મથક વસાઈ ખાતે રાખવાની અગતીય સહમજાયા ઉપરથી તાંહાંના બનદરની બોગદુપર પોતાને રેહવાનુ એક નાંધલું ઘેર, અને તેની પછવાડે તે વખત પર પગ

# શેઠ લવજી શોરાબજી લાકડાંવાલાની વંશાવલી.



વાટે મુસાફરી ફરનારા પારસીઓના ઉતારા માટે ધરમશાળા પોતાના પઈસાથી બનાવીને તે બેહુનુ વાસસ્તુહગત રોજ ૧ લો માહ ૩ જો શેહનશાહી શાલે ૧૧૫૮ ય० એ કરીને ઉપર જણાવેલા કારણો સારૂ વાપરવાસમા જે લાવ્યા, તે વા તને હવડાજ ૮૫ વરસ વહી ગયાછે.

ધરમશાળાની અન્દર મુસાફરો કામ આવે તેવા તગળાઆ પુરતા વાસણો વીગેરે મેલાવીને, તેઓની મદારત માટે એક મુસારેદાર પારશીને ચાકરીએ રાખેલો હતો. (તે પરમાણીક પારસીને આપણી તરફના ઘણા સાહેબો એદલ દઉઆને નામે ઓળખતા હતા, અને તે જારે ફુરસદ પામી મુબાઈ આવતો તારે કેટલેક ઠેકાણેથી તેની લાએકી મુજબનુ ઈનામબી તેને મલેઆ કરતુ હતુ) હાવી રીતની ગોઠવણ શેઠ લવજી પછે તેમના દીકરાઓ, અને નબીરાઓએની ઘણી લામની મુદત સુધી ચાલુ રાખેઆથી વસાઈ જેવા ગામમા તેઓની અપાર કીરતી વખણાતી હતી; પણ અફસોસછે કે તે સાહેબે એકેકની પુઠે મરણ પામેઆ પછે, બાકી રહેના વારસોએ તે મકાણોની માલિકીપણાનો હક જાનવી રાખેઓ નહીં હાતુ છતાની ઉપલો નીમક હલાલ નોકર તેની સાચવણી સારી ગ્યેસથી જે કરતો હતો, તે ઉપર એકાએક હેવો ગજબ ગુજરેઓ કે, તે બી આરાએ મસાગતથી મેનવેતુ થોડુક દઈવત પોતાની પાસે સઘરી રાખેતુ હતુ, તે લુટી લેવાના એરાદાથી ઘણા વરશોની વાતપર કોઈ અદાન ચોરોએ તેને કતન કરી નાખેઓ; અને તે દાહડાથી ધરમશાળા પુનચાણી થતી જણાઈછે, આમા વળી બીજુ આટલુ બનેરાયુ કે, જારથી બરોડા કુપનીવાનાઓની આગ ગાડીઓ ફરતી થઈ, તારથી રાહદારી મુસાફરોબી તેનો લાભ લેતા બધ પડેઆ; અને માલે ના હઈઆત રહેના વારેસો તરફથી નીધેદાસતી ભુલાતી જોઈ પારકા પુરશો તે મકાણોના ઘણીધોરી થઈ બેઠેલા સમલાએછે, એટલુજ નહીં પણ જેનો વગ ફાવેઓ તેઓએ તાહાના વાસણો વીગેરે સરજામ ઉપરાત તે મીલકતોના બારીબારણા વટીક ચોરવાનુ અચુક રાખેલ નથી, હજાગે ગહદારીઓના આશી ર્વાદ પામેલુ એક માનવતા ગરહસથનુ પુરાણુ મકાણ છતા વારસે હવડા આવી અવસથામા આવી પડેલ છે, તેને સારી હાલતમા સાચવી રાખવા સારૂ આ શેઠના નબીરા મી० અરદેશર બરજોરજીને સઘવાર બવકે ફરજછે કે, પોતાના બુજોરગ બપાવાની ઉતમ ઈઆદગારી ભરેલા ઉપના બેઉ મકાણોને બનતી કોશેસથી સવાધીનમા લઈ જરૂરજોગ મરામત કરાવે, અને તે તરફ ચાલતાછે જારા સાહેબોના વીસામા સારૂ વપરાતા રાખશે તો તેઆગળના નેકના મની એટલી પુરાતમ કીરતી સાથે તેઓનુ ઘણીપણુબી ચદરોકાળ સુધી પર- કાસતુ રેહશે

ઉપલા મકાણો સીવાએ શેઠ લવજી લાડવાલાએ કોટના "ગાડ સ્ટ્રીટ" નામના મોહનામા એક હવેલી બધાવેલ હતુ, જેમા તેમનુ પરીવાર ઘણા વરસો વેર રહેઆ પછે વસતીના વધારાએ જાતે અગવડ પાડી, તારે પીતરાઈઓ વચે વેચાણની ઉછામણી થતા વખત મુજબની કીમત આપી ઉપર જણાવેલા નબીરા મી० અરદેશરે ખરીદી લીધુ, અને તેપછે તેની ઉપર વધારે મજલા બ

ધારીને પોતા પાશે જનરી ગએઆથી એ. પેર હજીગુંધી લવજી લાકડાવાલાની યાદી આપવું ઉમેદુંછે.

વણસાવરીની ટીપ ઉપરથી હેવું માલુમ પડેછ કે આ લવજી શેઠને તાહા ચાર દીકરાઓ જનમ પામેલા હતા; જે ઉપરાત કેટલીક દીકરીઓ અને તેઓ માહેલાં કોઈ કોને તાહા થએલા બચાઓની બીબીઆર આબાદી સાથે તેઓના પોસાણ પુરતા પઇસા મેલી ય૦ ૧૧૭૪ ની આખરીના પાચમા ગાથાને રોજે* ૫૫ વરસાની વએમા વઈકુંઠવાસ થયાછે. આ મરહુમ શેઠ પોતાના વખતમા સભીઆતા ભરેલી લાએકાતથી જરથોસતી અનજુમનમા સારૂં માન જે મેલવતા હતા, તેની યાદગારીમા કેહેછ કે, તેવણના મરણને ચોથે દાહડે ચેહારમની કીરીઆ થઇ તારે ગામની નેઆત તેમના દીકરાઓએ જમાડી હતી.



## નારીએલવાલાનો નકશો.

અંકલેસરની પાસે આવેલા દાંસોત ગામમા રૂસતમજી હીરજીભાઈ નામના એક ગરહસથ રહીને તાહાની પટેનાઇ ચલાવતા અને ઉનનો રોજગાર કરતા હતા. તેવણ જારે સારી દોલત સાથે છ અથવા સાત દીકરાઓ મેલી તાહાજ મરણ પામેઆ, તારે બધા ભાઈઓએ બાપનો વારસો સલાહ સંપથી વાટી લીધો; પણ તે પછે કેહેછ કે કોઈક સંજોગથી તેઓ વચે વીનાસ લેવો તો જબરો ઉઠેઓ કે, તેનો ફેસલો પોતપોતાની તરફેન મેલવવાની મકસદથી એકેકની મોહોસ પર સરકાર દરબારમા પુસકલ પઇસા ખરચી પાએમાલ થયા. તે છતાબી કોઈના લાભમા તેનુ રૂડું પરીણામ તો અતે ઉતરેઉંજ નહીં.

મરહુમ શેઠ રૂસતમજીના ઘણા છોકરાઓમા માતરે એકનુજ નામ તેમના પરીવારો પાસે ઈઆદી તરીકે જે રહેલુંય, તે કાવસજીનુ કેહવામા આવેછે; અને તે સાહેબબી ઉપલા કંકાસની અંદર ભેલાઇ રહેઆમા પઈસાની ખુટાગીને લીધે ઘણા લાઈલાજ થઈ પડેઆ. જોકે તેમને તાહા છોકરાઓની વસતી સારી રપેઠે થએલી હતી, પણ તેઓનુ પોસણ પુરૂ પાડવા જોગ પાસે કાઇજ નહીં રહેલું, તારે લાચારીએ ઘેર ખટલાને ગામમાજ પડતો મેલી કોઇનેબી કેહવાડીના તાહાથી પગવાટે નીકલી ગયા; અને મનજલ દરમનજલ રાહ કાપતા ય૦ ૧૧૩૫ ના સાનમા આ ટાપુને છેડે આવેલા માહીમ અંદર દાખલ થઈને કોઇ પરભુની વાડીમા† ઉતારો લીધો. હાવા અજાણીઆ સખસને દુબલી હાલતમા

* એજ દાહડે આપણી વસતીના સરીમત શેઠ શોરાબજી રેડીમણીબી ગુજરેઆ હતા, અને તેવણ સાથે આ શેઠને સારી મીતરાચારીનો સબધ હોવા છતા અચરત બાબે આટલુજ જણાએ કે તે સખાવતનો સાહ પોતાના બાપીકા અલાહેદા દોખમા અંદર ગયા, અને આ શેઠ અનજુમનના રવાણો સાથે આમેજ થયા હતા.

† એ વખત પર કોઈબી પારસીની વસતી માહીમમા બીલકુલ ન હોવાના સબબથી આ દુખીઆરા મુસાફરને પરકોમનો પરોહણો થવાની ફરજ પડી હતી.

નો૦ લે૦

ધારીને પોતા પાસે જાતની ગમીઆથી એ પેર દછગુંરી લવજી લાકડાવાલાની યાદી આપતુ ઉભુ છે.

વડીસાલાની ટીપ ઉપરથી એવું માલુમ પડેછ કે આ લવજી શેઠને તાહા ચાર દીકરાઓ જનમ પામેલા હતા; જે ઉપરાંત કેટલીક દીકરીઓ અને તેઓ માહેના કોઈ કોને તાહા થએલા બચાઓની બીજીઆર આગાળી સાથે તેઓના પોસાણ પુરતા પઇસા મેલી ય૦ ૧૧૭૪ ની આખરીના પાચમા ગાથાને ઉંમેર* ૫૫ વરસની વએમા વઇકુંઠવાસ થયાછે. આ મરહુમ શેઠ પોતાના વખતમા સખીઆના ભરેલી લાએકાતથી જરથોસતી અનજુમનમા સારૂ માન મેળવતા હતા, તેની યાદગારીમા એહવુ કે, તેઅણના મરણને ચોથે દાહડે ચેહારમની રીતીઆ થઇ તારે ગામની નેઆત તેમના દીકરાઓએ જમાડી હતી.



## નારીએલવાલાનો નકશ.

અંકલેસરની પાસે આવેલા હાંસોત ગામમા રૂસતમજી ભીખાજીભાઈ નામના એક ગ્રેહસથ રહીને તાહાની પટેલાઇ ચલાવતા અને ઉનનો રોજગારબી કરતા હતા. તેઅણ જારે સારી દોલત સાથે છ અથવા સાત દીકરાઓ મેલી તાંહાજ મરણ પામેઆ, તારે બરા ભાઇઓએ બાપનો વારસો સલાહ સંપથી વાટી લીધો; પણ તે પછે એહવુ કે કોઇક સંજોગથી તેઓ વચે વીનાસ ભેદો તો ભાંજગડો ઉઠેઆ કે, તેનો ફેસલો પોતપોતાની તરફેન મેલવવાની મકસદથી એકેકની નોહોસ પર સરકાર દરબારમા પુસકલ પઇસા ખરચી પાએમાલ થયા. તે છતાબી કોઇના લાભમા તેનુ રૂડુ પરીણામ તો અંતે ઉતરેઉંજ નહીં.

મરહુમ શેઠ રૂસતમજીના ઘણા છોકરાઓમા માતરે એકનુજ નામ તેમના પરીવારો પાસે ધણી તરીકે જે રહેઉંચ, તે કાવસજીનુ કેહવામા આવેછે; અને તે સાહેબની ઉપલા કજીઆસની અંદર ભેલાઇ રહેઆમા પઇસાની ખુહારીને લીધે ઘણા લાઇલાજ થઇ પડેઆ. જોકે તેમને તાહા છોકરાઓની વસતી સારી રવેશે થએલી હતી, પણ તેઓનુ પોસણ પુરૂ પાડવા જોગ પાસે કાઇજ નહીં રહેઉં, તારે લાચારીએ પેર બટલાને ગામમાજ પડતા મેલી કોઇનેબી કેહવારીના તાહાથી પગવાટે નીકલી ગયા; અને મનજલ દરમનજલ રાહ કાપતા ય૦ ૧૧૩૫ના સાલમા આ ટાપુએ છેક આવેલા માહીમ અંદર દાખલ થઇને કોઇ પરભુની વાડીમા† ઉતારો લીધો. હાવા અજાણેઆ સખસને દુબલી હાલતમા

* એજ દાહડે આપણી વસતીના સરીમત શેઠ સોરાબજી રેડીમણીબી ગુજરેઆ હતા, અને તેવણ સાથે આ શેઠને સારી મીતરચારીનો સબંધ હોવા છતા અચરત ભરેલુ આટલુજ જણાયુ કે તે સખાવતનો રાહ પોતાના બાપીકા અનાહેઆ લોભમા અંદર/ગયા, અને આ શેઠ અનજુમનના રવાજો સાથે આમેજ થયા હતા.

† એ વખત પર કોઇબી પારસીની વસતી માહીમમા બીલકુલ ન હોવાના સબબથી આ દુખીઆરા મુસાફરને પરભુમનો પરોહણો થવાની ફરજ પડી હતી.

નો૦ લે૦

# નારીએલવાલાની વંશાવલી.



સાતે ચાકરી રહેઆ, અને થોડુંક સુધી તેની પક્ષમા પરોટાયા પછે તેનેજ તાહા કરાણીના કામ પર ઘણા વરસ ગુજારેઆ હતા. એ શેહની પાછલથી વેપારીના વરગમા પરએઆત થઇને ય૦ ૧૧૯૦ સુંધી હઇઆત માલુમ પડેઆ, પણ તેપછે તેણાનુ નામ સાભલવામા બીલકુલ આવેશંજ નથી. બીજા ભાઈ જમશેદજી વીશે કેહનારે એવી ખબર આપીચ કે, તે સાહેબ વઇદુ જાણતા હતા તેથી તબીબપણાનો ધંધો કરી પોતાની જીદેગી સંતોસથી ગુજારતા હતા. આ બે બેટાઓ ઉપગત તેઓના મરહુમ બાના કહેઆ વરસમા વઇકુંઠ વાસ થયા તેનો ચોકસ દાહડોવારગી તેમના કુટંબીઓ આપી સકેઆ નહીં માટે એટલીજ વાત લગાર અચારે રેહેવી પીચારીને શેઠ કાવસજીના ચોથા ચીગણજીવીની જીદેગીના આહેવાલ ઉપર રજુ થવાની રજા લઇએછે.

## શેઠ નવરોજજી કાવસજી નારીએરવાલા.

નારીએર વાલાની નોક જાનવનારા આ નેકનામ નર પોતીકા સવદેસ બાતે ય૦ ૧૧૧૯ મા જનમેઆ પછે લગભગ અઢારેક વરસના થયા, તારે બાપના બોનાવેઆથી ૧૧૩૭ ને સુમારે મુંબઇ આવીને વતન કરી રહેઆ હતા.

બાપના વંધામા પોતાની અગત પડવા જેવુ નહી જનાયાથી કેહવ કે, તે વખતપર વાડીઆજી શેઠ માણેકજી લવજીને તાહા હલકા મુસારાની ચાકરી મેલવી થોડુંક સુધી રહેઆ; અને તે પછે કીસમતે તેનાને કલકતાની કસર* ખેંચવા કાહડેઆ, તારે તવકલ કરી ય૦ ૧૧૪૦ મા તે તરફ શીવારેઆ હતા. હાવા અજાણેઆ દેસમા એક અગરેજ સાથે તેનાને દોસતીનો સબધ સધાયો, અને તેની સલાહથી તાહાના બરનો થોડા થોડા માલ મુંબઇથી મગાવીને જે વેચવા માંડેઓ, તેમા તેનાને સારો નફો પરાપત થયો. વેપારમા જેમ અનુભવ મલતો રહેઓ તેમ તેને વધારવાની જોગવાઈ હાથથી તેનાએ હરગેજ જવા દીધીજ નહી; અને તેમા મદદની જારે જરૂર જણાઈ તારે પોતાના ભાઈ પેસતનજીની સામેલગીરી મેલવી લઇ, તેનાને મુંબઈમા રાખેઆ, અને પોતે કલકતામા કેટલીક મુદત સુધી રહેઆથી અરસપરસના વેહવારે સારો વહીવટ ચલાવેઆ કીધો.

કલકતેથી સારી કમાઇ કરી લઇને શેઠ નવરોજજી મુંબઇ આવેઆ પછે, કેટલાક ગામઠી બારકસો જેહવાં કે બટેલા તથા ફતેમારીઓ બધાવીને, તેની મારફતે બાહેરના દેસાવરો તરફ પોતાનો રોજગાર લબાવા લાગા; અને તેનો વહીવટ પોતીકા પરમાણીક ભાઈ પેસતનજીના સવાધીનમા સોંફી આપેઓ હતો.

---

* આગલો સમો દરીઆવની સફર તથા ખુશકીની મુસાફરી સારૂ હવડના જેવો શેહલ નહીં હોવાને લીધે, જતા આવતાઓને માહ મુસકેલીઓત ભોગવવી પડતી હતી.

નો૦ લ૦

સબબ એવો સાંભળાયો કે જે બતેલામાં મજકુર શેઠ પેસતનજી હતા, તે બારકોએ મુંબઈ છોડ્યા પછે મારગમાં સખત તોફાન આવ્યું; અને તેના ટંડેલે આગળ વધવાનું બીનફાયદેમંદ જોખમ ભરેલું જોતાં જે કીનારો નજદીકમાં મળ્યો, તેને જાન તથા માલની સલામતી સાચવનારો સહેમજી સહી કરી લીધો, પણ ત્યાહાં જઈને જોયું તો તે મલબાર કોસ્તા માહેનું તીરવેનદરમ નામનું એક આબાદ બંદર માલુમ પડ્યું.

એવું કેહવામાં આવે છે કે ઉપલું બંદર અસલમાં અંગરેજી રાજની રઈએત માટે બીનહકુ ખોલું મેલાએલું નોહતું, અને તેથી કરી તોફાનની મુસીબતમાંથી બચવાની મતલબે તે બંદરમાં દાખલ થએલા બતેલાને ત્યાહાંના રાજના માણસોએ જપત કીધો; અને તે માહેલા સોદાગર શેઠ પેસતનજીને પકડી દરબારની હજુર લઈ ગયા. ખરૂં છે કે ભાગ્ય જેના રોશન હોએ તેને કોઈ વાતનો જોખમ કેઈ ભએ રેહતોજ નથી, તેમ શેઠ મજકુરે મુસીબતની વાત જ્યારે રાજાને નીરભએ સહેમજતથી કહી, ત્યારે ધીઆનથી તેને સાંભળ્યા પછે પોતાના જીગરની ખાહેસ એવી જણાવી કે, “મોંહારા બંદર સાથે તમો વેહવાર “ચલાવો તો વેપાર જોગ જીણસોમાં સાગલી લાકડાં, મરી, એલાએચી અને તે “ઉપરાંત તરાવેનકોરમાં ઉતપન થતો જેવો માલ જોઈએ તે હલકી જગાતે “પસાર થવા દઈસ.”

રાજા સાહેબની ફરમાસ શેઠ પેસતનજીએ લાભકારી વીચારી માન રાજીત બાહાલ રાખ્યાથી, જે બારકસમાં તેઓનો માલ હતો તે માગેલા ભાવ મુજબ રાજાએ ખરીદી લીધો, અને તેને બદલે ત્યાહાંનો જોઈતો (જેમાં સાગલી લાકડાંનો જથો વિશેસ હતો) માલ ભરી આપેઓ, જે લઈને તેઓ મુંબઈ આવેઆ, અને તેજ કારણ માટે પોતા પાસેના બધા બારકસો સાથે તેઓ તતકાલ ત્યાહાં રવાને થયા. પોતાના ઉપીયોગ માટે આનપાઈનું બંદર સારૂં મત જોયા ઉપરથી રાજાની પરવાનગી મેળવી તેને વસાવેઉં, અને ત્યારથી કેટલીક મુદત સુધી તેઓ ત્યાહાંના રેહવાસી થઈ પડ્યા હતા.

સાગલી લાકડાંઓને વાહાણો તથા મછવાઓ બાંધવાના કામમાં આવતાં જોઈ શેઠ નવરોજજીએ તેનો જથો જથુક પોહચતો કરી આપવા વીશે આપણી માલજી કંપની સરકાર સાથે બંદોબસત કેઓ, અને રાજરાજાના મીનાતીઓથી તેઓ પણ આનપાઈમાં જઈ રહ્યા.

શેઠ નવરોજજી આનપાઈમાં રેહઠાણ કરી બેહાથી રાજા તથા તેની દરબાર સાથે તેઓને દોસતી દાવો એવો તો વધતો ચાલેઓ કે, પોતાની ખાનદાઈપણાના સેખવાસથી તેઓની મોહોબત પોતા ઉપર ખેંચી લીધી. એટલે ક એવો બનેઓ કે રાજાની એક રાણીજી હતી, તેઓને ચામડીપર કોઈ ખુજરો મરજ લેવો લાગ્યો કે, કોઈ ઘણી રીતે દવાઈ કરતા જરે ફાઈદો ફેર પડ્યો નહીં, ત્યારે દરબાર તરફના કોઈ સખસે રાજાને એવો ભમાવેઓ કે, આ નવરોજજી પાસે દવાઈ તે જો માગી લેઓ તો તેથી રાણીસાહેબ આરામ પામે. આ વાત જોકે સંબાદથી બીનફકત બેગલી હતી, પણ તેઓ ઉપર રાજાની

વધેલી મોહબત દેખી નહી શખનારો દીલમા કપટ રાખી ઓટુજ બોલીઓ; અને રાજાએ તે સાચું માની શેઠ નવરોજજીને ફરોં કે, આ રોગીસ ઓવા સારૂ તમારી પાશેની દવા આપવી. શેઠ મજકુરે સાફ દીલથી ના પડેઆ હતા રાજાએ જારે વધારે બોહોરા કરવા માંડી, તારે તેમાથી કાઇ માફ પરીણામ નીપજવાની ખાતેક પકડતા રાજા પાશેથી રૂખસત પામીને ઘેર આવેઆ પોતે જાતે પરેહજગારી સાથે અશો ખાસલત ધરાવતા હતા, તેથી નીંદરા તજીને આતશ ઉપર સુખડ લોબાનની ખુશબો મેલતા આખી રાત અને રાતા પડેઆ કીધા; અને પાછલી રાતરે જારે જ્ઞુડુકણનો ગુસનો થયો, તારે બીછાણાપર જઈ શુતા. દવાઈ વીશેનુ વમારાણની બીચારમાજ ભમેઆ કરતું હતુ, તેથી નીંદ લાગતાજ વાર સ્વપણામા એવુ કેહવાનુ તેનાએ સાંભલીઉં કે "થોડા દીવસ સુધી મોહમા પીગલાવેલી ખાંડ રોગીસના બધા બદનપર ચોપડી "તેનીને તડકે બેસાડેઆ કરે, અને તે સુકાયા પછે શોહજા પાણીએ તેનીને "નહવાડ઼ તો રોગની સફાઈ થાએ."

સવપણાની વાત સાચા દીલથી ધીઆણમા રાખી શેઠ નવરોજજી સહવારના રાજા પાશે જઈને ઉપરો ઉપાએ કરવા ફરમાવેઉં, અને તે તરતીબથી નામદાર રાજાની ભાણેજ ચ્ચ્દરોજમા ચગી થવાથી રાજા તથા પરજામા તેનાનો સગતમો કીરતી સાથે ચ્ચ્તીઆત વધી પડેઓ હતો.

આ શેઠીઆના ફજલો કદમથી કેહએ કે મલબાર તરફ પારસીઓના પગલા જારે વીશેસ પથરાવા લાગા, તારે તેઓના ધરમ નીમની સાચવણી સબધી શોચના રાખી આનપાઇમા એક અગીઆરી તથા એક દોખમુ મળી બે મકાનો પોતાને પઇશે બધાવેઆ હતા; અને તે જોકે હજી સુધી આ પુનવતા શેઠની ઈઆદગારી જણાવતા ઉભેલાછે, પણ તેના સને વીશેની સનદ ગુમ થવાને લીધે ખબર નથી મલતી કે, તે કેટલા વરસના પુરાણાછે.

ધણા વરસ આનપાઈમા ગુજારેઆ પછે શેઠ નવરોજજી જારે જઈફીએ પોહચતા જણાયા, તારે તે તરફ પોતાના વીસવાસુ માણશો (જેમા શેઠ ફરદુનજી તથા દાદાભાઈ પેસતનજી આનપાઇવાના મુખીઆ હતા) ને મુખતેઆરી શોંપી મુંબઈ આવેઅ; અને વેપારનો વધારો આગલ કરતા વીશેસ હોવાને લીધે બતેલા તથા ફતેમારીઓ મલી રાખડી ૨૮ બારકશો મલબાર તથા મુબઈ વચે ફરતા રાખેઆ હતા.

એવનનો વેપાર ચીન તથા કલકતાના મુખીએ મથક સુધી પોહચેલો હતો, અને તેટલા માટે તેમને તાહા હેઠલ જણાવેલા મોટા બારકશોએ સફરની શેવા ધણી મુદત સુધી બજાવી હતી. જેમા —

"શાહ બેહરામ" (અમેરીકા તરફ બધાએલુ) ટન ૨૫૦ નુ વ૦ ૧૧૬૦ થી તેરનના ભાઈ પેસતનજી કાવસજીને નામે જે લેવાએલું હતુ, તે કાહા સુધી સચવાઈ રહેઉં, અને પાછ નથી તેનુ શુ થયુ તેની ખબર મલી નથી.

સુરત ખાતે વ૦ ૧૧૮૬ મા શેઠ બેરામજી કાવસજીએ બાધેલુ ટન ૭૫૪ વાડુ "જાન બાનરમેન" કહેઆ સાલમા વેચાતુ લીધુ તેની ઈઅદીબા

> હાથ આવી નથી; પણ ય૦ ૧૧૮૯ થી પેહલાં પોતીકા વડા દીકરા હોરમજજી તથા રા૦ બીજલાલ હરખચંદની રાસમા ફરતું જણાયું, અને તેમના ગુજરી ગયા પછે પોતાના નામથી ફરતું રાખેલ હતું. એ બારકસ મુંબઈ આવવા માટે ઈ૦ સને ૧૮૩૯ ના ડીસેમબરની આખરી તારીખે ચીનથી ઉપડ્યા પછે, પારાસેલના ખરાબા સાથે અથડાને તદન ડુબી ગયું હતું.

ખરા ઉદીયોગથી મેલવેલા દરલીઅનો મોટો ભાગ, કેહવ કે, આ શેઠે મીલકતો ખરીદવામા રોક્યો હતો; તે સંધાંની સનદ તો હાલ અપાઈ સકાતી નથી મગર જેટલી જાંણવામા આવીએ, તેટલીજ હકીકતને અજવાલે આણીએ કે, કોટમા મરહુમ સર જમશેદજીના મેહલ વાલું અસલી મકાંન દાદી બરજોરના બેટાઓ પાશેથી વેચાંણ કરી લઈ પોતાને રેહવા લાએકની હવેલી ઉઠાવી હતી; અને તેનેજ પડખે પોતીકા મેહતા મરહુમ સાપુરજી પેસતનજીને* વાસતે એક પેરગી તેનાએ બાંધી આપેલ હતું. આ બેહુ મીલકતો જોકે જમાનાના દોરે તેઓના વારેશો વચે જલવાવા નહીંજ દીધાથી, ઉપલા મેહલને માટે ય૦ ૧૨૦૦ મા વેચાઈ ગઈ; પણ બીજું મકાણ જે મોઠમા લીધું હતું તે ધરમના કારણસર રોકાયાથી તેમના નબીરાઓ પાશે સચવાએલું સંભલાએછે. મોઠ તરફ રેહનારા જરથોસતીઓને સર અવસરે મજહબને મલતી ક્રીઆ કરાવવાની જે અગવડ પડતી હતી, તે ટાલવાના હેતુથી આ સખી નરે પઈસા ખરચી મજકુર જગામા એક દરેમેહર બંધાવી; અને તેમા રોજ ૩ જો માહ ૧૦ મો શેહનશાહી સાલ ૧૧૯૧ ય૦ એ આતસઆદરાંન તખતે બેસાડીને, પોતાના હમદીન ભાઈઓની સગવડ માટે ખોલા મેલેઆથી પોતાના પુણની પકી યાદગારી આ જાંહાંનમા જોડી રાખીછે. એ ઉપરાંત બરૂચમાબી એક અગીઆરી તેનાએ બંધાવી આપી હતી, પણ તેનો દાહડોવાર તેમના વશીલ રોની પીડાંનમાથી બીછી ગયાને લીધે હીંઆં નોંધવાને બનેણ નથી.

શેઠ નવરોજીના વેપાર ખાતાંનો વહીવટ સંભાલનાર તથા હીસાબ દફ્તર બસત રાખનારા મુંબઈમા તથા મલબાર તરફ મલી પોતાની કોમના ૧૮ નેતાઓ ચાકરીપર હતા, તેમા મુખીઆ બે માહેલા એકતો ઉપર જણાવેલા સાપુરજી અને બીજા હોરમજજી ફરાંમજી નામના જાણવામા આવેઅછે. એ બેહુ સદગુણી ગરહસથોએ ઘણા વરસ સુધી પોતાના માલેકની સેવા રૂડી વરતણુકથી બજાવેઆ કીધી, તેનો બદલો તેઓને કુદરતની બખશેશથી સારોજ મલેઓ; એટલુંજ નહીં પણ શેઠ સાપુરજી તથા હોરમજજી નેતા પાછલથી વેપારી મંડલીની પીછાંણમા પરખેઆત થઈ રહેઆ હતા.

નારીએલીના જહાજમાથી ઉતપણ થતી બધી વેપનુઓ ઉપરાંત તેનુ થડની

* આ ગરહસથ મરહુમ દાદાભાઈ તથા ફરદુનજી પેસતનજી ...વાલાના બાઈ હતા.

અકારત જ્યાવીના* ઈનસાંણોના વેપાર વાસતે જેમ અતીઉપીયોગી થઈ પડેચ, તેમ તે પરથી ઉતરેલાં નારીએલનો ધંધો કરીને તેની અટક પોતાના પરીવારોમાં પાંથરી જનારના, આ નેકબખ્ત દીકરા નવરોજજી ગરીબાઈમાથી તવંગર થયા; અને નીતી સાચવીને જે જે ઉદીયોગમા પડ્યા, તેમા બરકત પાંમેઆથી બાવીસ લાખ રૂપીઆને આસરેનો દરવીય મેલવેઓ હતો, પણ માઠાં ભાએગે લાકડાંના વેપારમા પાછલથી પોંતેલી અતીઅંત નુકસાંનીએ પુંજીનો મોટો ભાગ ધસડી નાખેઆ છતાંબી પોતાની આંટને આંચકો આવવા દીધો નોહતો; પણ પેંદા કીધેલા પઈસામાથી જેટલા જતા રહેઆ તેની ગમીમા ૭૫ વરસની બુજોરગીએ પોંહચતાં ય૦ ૧૧૯૪ ના શેહનશાહી દેએ મહીનાને ૩ જે રોજે પોતાનુ પાક રૂહ પરવરદેગારની પનાહમા સોંફી દીધું; અને આ જંજાલી જગતથી દુરી પકડી મીનોઈ લોકોમા ચાલી ગયા.

ખરૂંછે કે જે નેકબખતનુ સબકતું પગલું જારે જતું રેહચ, તારે તેની પાછલના પરીવારોમા અનેક તરેહના અવગણો જેમ સામે આવેછે, તેમ તેની નડતથી જેખી કાંમો થાએચ તેની વલાણબી ઉલટાતીજ જાએછે. જોકે શેઠ નવરોજજીના મરણ પછે તેણાને તાંહાનો વહીવટ સાચવનારા, ઉપર જણાવેઆ મુજબના બે માનવંતા મુખીય મેતાઓની મદદ તે મરહુમના દીકરા મેરવાનજીને મલતી હતી, અને બાપ હસતકના ગામઠી બારકસો ઉપરાંત એક મોટું સફરી વાંહાણ "જાન બાનરમેન" છતાં ય૦ ૧૨૦૧ મા "અરલ આવ કસેર" નામનુ ૯૧૦ ટનવાળું એક બીજું બારકસબી તેંનાએ બંધાવીને વેપારને ચાલુ રાખેઓ, તોપણ કીસમતની કરાંમતે અવડા પાશા ફેંકેઆ કીધા તેને લીધે નારીએલ વાલાને તાંહાંનુ બધું નહીં સરખું થઈ ગયું; અને શેઠ મેરવાનજી બીમારા ગરીબી હાલત જોઈને રોજ ૧૭ મો માહ ૮ મો શેહનશાહી શાલે ૧૨૧૧ ય૦ એ વરસ ૫૦ ની વએમા મરણ પાંમેઆ.

વર્ણસાવલીની ટીપ તપાસતાં શેઠ કાવસજી નારીએલવાલાના છ માહેલા માતરે આ ચોથા દીકરાને તાંહાંનીજ વસતી હસતીમા રહેલી માલુમ પડેચ. શેઠ મેરવાંનજીના વારેશો પાશે મોઠવાલી દરેમેહેર તથા તેને લગતી જે જાગીરછે, તેની વીપતનુ થોડુંક વરણન વાંચવા જોગ સહમજી હીંઆં નોંધી લઈએછે.

મોઠની જગેઆ પરથમ ઈ૦ સને ૧૭૫૮ મા માજી ઇસ્ટ ઈંડીયા કુંપની

---

* એના જાહાડમાથી દુહુજતો રસ તાડીને નામે ઓલખાઇને તે તથા તેનો બંનતો દારૂ પીધામા આવેછે. ઉતપંન થતાં નારીએલની અંદરનો મવાદ જે કોપરૂં કેહવાએચ, અને જેમ તે ઈનસાંણોના ખોરાકમા લેવાએચ, તેમ તેઓનાજ ઉપીયોગ માટે તેમાથી કોપરેલ તેલબી બનેછે. કાટલીઓ બલતનમા ખપેચ, અને હુકા સારૂં પાણી ભરી રાખવાના કાંમોમાબી આવેછે. ઉપરના છુંછા અથવા તરફડાંના સાકાથી દોરડાં વનાએછે. તરસારાંની જાહવલી તથા તે માહેલી શોટીઓના ખુતારા બનેછે, અને હડનુ લાકડું એક તરફથી કોતરી કાહડીને માછીમાર કોલીઓ નાંખેલાં હોરકા બનાવેછે, અને તે ઉપરથી જણાઈ આવેચ કે એ માહેલી કોઇબી ચીજ કશુ અકારત જતીજ નથી.

નો૦ લે૦

સરકારે મી૰ લીફિક્સ આસબરનર નામના અંગરેજ ગરહસથને ૯૯ વરસને પટે આપેલી હતી; અને તે માહેલો "નારેલ વાડી" ને નામે ઓલખાતો ભાગ જે સરકારી માહશુલ ખાતાંની માપણી મુજબ ૪૬૨૨૦ ચોરસવાર કેહવાએછે, તે, તેની પાશેથી શેઠ નવરોજજી રૂસતમજી નાદરસાએ ખરીદેઆ પછે, તેનાએ જારે વેચેઓ, તારે ઈ૰ સને ૧૮૧૨ મા આ મરહુમ શેઠ નવરોજીએ દરસાલ સરકારી ભોંએભાડાંના રૂ ૫૦ ના ભરણા સાથે વેચાતો રાખેઓ હતો. એ વાડીની અંદર ઈ૰ સને ૧૮૨૨ મા એબાદતખાનાનો જે કેબલો બનાવેઓ, તેની બીના ઉપરના ફકરામા જણાવી ચુકા છઇએ. આ બાબદમા આટલી વાતતો ચોકસ જણાએલીછે કે, આપણી ટાપુનુ માલેકપણું જારથી અંગરેજી સલતનતને સપુરદ થયું, તારથી ઇંડીઆ કાઉનશીલે પસાર કીધેલા ધારા મુજબ તેઓની હકુમત પેહલાં બની રહેલાં, તથા તે પછે બંધાતાં આવેલાં સરવે મજહબવાલાઓના ધરમના હરકોઈ મકાંણોના ભાડાં વીગેરેની માહશુલ સખી તરેહથી માફ થએલીછે, તેજ કાએદે ઉપલા કેબલાની માહશુલબી લેવાવી તો જોઈએજ નહીં; પણ તેનુ ઉલટું હેવું બનેલછે કે, મજકુર જગાના પટાની મુદત ઈ૰ સને ૧૮૫૭ મા પુરી થાઈ તાંહાંતુલીક તો ઉપલા ઠેહરાવ પરમાણે ભોંએભાડાંની રકમો અપાતી રહી; અને તેપછે તાંહાંની બધી જગેઆ સરકારે પોતાના સવાધીનમા લીધી, તારથી તે વખતના કલેકટરે તેમા આગલ કરતાં અતીઘણો વધારો કરી દીધો, જે આપવાનુ હાલના વારેશોને ઘણુંજ ગેરવાજબી જેવું દેખાયું, અને વલી ભારેપી પડએ. હાવા સબબને લીધે વરસો વરસની વશુલાત અટકી પડઆથી જારે તેઓ ઉપર સરકારના જે લેણા થયા, તે અદા કરવા સારું કલેકટર મી૰ ઉઇલીએ ઈ૰ સને ૧૮૬૯ ના મારચની ૫ મી તારીખે ધરમના મકાંણ શુધાંની સંઘી જગા હરરાજથી વેચી કાહડવા વીશેની જાહેર ખબર છપાવી, તારે મોટી મુશકેલે કારસાજી કરી ચહડી ગએલું દેણું તો ચુકાવી દીધું; અને તેનો બોજો હલકો થવા અથવા ધરમના મકાનની માહશુલ માફી કરાવવા બાબેની ધારનાથી ૧૮૭૨ મા આપણા માજી ગવરનર સર શીમોર ફીટઝરલડની સરકારને શેઠ નવરોજજીના નબીરા મી૰ રૂસતમજી મેરવાનજી નારીએલવાલાએ એક અરજી આપી હતી; તેનો જવાબ જોકે તે નામદાર ઓહદો છોડી ગયા પછે આ શેહરની હકુમત સર ફીલીપ ઓડહાઉસને હાથ આવેઆને બે વરસ થવા આવેઆં, તાંહાંતુલીક ઉપલા આશેઆવંતાને બીલકુલ મલેલો સાંભલેઓ નથી; માટે પારશીની પંચના માનવંતા અકાબર સાહેબોને સજાવાર બલકે ફરજ છે કે, આપણા આ પુર્શતમ શેઠ નવરોજજી નારીએલવાલાના નાંમ તથા માનખાતર આગેવાન થઇને તેનાએ સથાપેલાં ધરમના મકાંણની માહશુલને માફી બખશાવી અથવા તેમાં કાંઈ કીફાએત કરાવી આપવી જોઈએ.

## શેઠ જમશેદજી નાનાભાઈ ગનધર (ઊરફે સપલા*)

ગાએકુઆરી હકુમતના ગાંમ ગનદેવીમા હોસંગજી દોરાબજી નામે એક ગરહસથ રેહતા હતા, જાંહાં પેરા તથા વાંહાંણો બાંધવાને બરના સાગલી લાકડાંઓ જે વેચાએ, તેની ગજ તથા દોરી વટે માપણી કરવાના કાંમમા મસગુલ રહીને તેમાથી જે મલે તે ઉપર પોતાનો ગુજારો ચલાવતા; અને તે વખતથી પોતીકી અટક ગજધરની ઓલખાવીને, પરીવારોમાથી પરકાસતી રાખી ગયાછે. હોસંગજીની પીઠથી પાંચ પુતરો જે પેદા થયા, તે માહેલા ચારના પરીવારોએ ઉપર જણાવેઆ મુજબની અટક સાચવી રાખીછે; અને સરવેથી નાધલા બેટા રતનજીની પીછાંનત "મુસ"ની કેહવાતી આવેઆને લીધે, તેઓનું પરીવાર તેજ એલકાબે અલાહેદું ઓલખાઈ રહેછે. ગજધર આનદાનને હસતીમા આનનારા હોસંગજીનો જનમ ય૦ ૧૦૭૦ ની સાલને સુમારે થએલો અટકલવામા આવેલોછે, પણ તેમના મરણની ઇઆદી કોઈ પાસેથી મલી નથી. એવણના વડા દીકરા ધનજીભાઈને ત્યાંહાં થએલાં ફરજંદો 'માહેલી એક દીકરીને, હીરજી રેડીમણી સાથે પરણાવેઆથી તે સરીમંત શેઠને પોતાની સગાઇમા સાંમેલ કીધા હતા અને નાનાભાઇ નામના બીજા બેટા, જેવન ય૦ ૧૧૦૬ ની સાલમા જનમ પાંમીને તરણ દીકરીઓ† ઉપરાંત મથાલે જણાવેલો એક દીકરો મલી ચાર ફરજંદો પેદા કીધા પછે, ૧૧૩૮ મા મરણ પાંમેલા માલુમ પડેઆછે.

શેઠ જમશેદજી રોજ ૧૧ મો માહ ૫ મો શેહનસાહી સાલે ૧૧૩૩ ય૦ એ પોતાના ગામ ગનદેવી અંદર જનમ પાંમેઆ હતા. પાંચેક વરસની ઊમરના થયા તેટલાં, તેમના બાવા ગુજરી ગયાથી બીચારી વીધવા માતાને માથે આ દીકરા ઉપરાંત વગર પરણેલી બે બેટીઓ, તથા મરણ પાંમેલી વડીનું એક દુધમલ બાલક મલી ચાર જણાઓના પાલણનો બોજો આવી પડેઓ; અને તેના નીભાવસનો કશો દીરગ ગામમા નહીં દેખાયો, તારે ધણીના મરણ પછે જુજ દાહાડે (ય૦. ૧૧૩૮ મા) ઉપલાં ફરજંદો લઈને બાઇ બીચારાં આ ટાપુ ખાતે આવી લાગાં; એ વાતને એકશોની ઉપર ૪ પસાર થઈને હવડાં પાંચમુ વરસ ચાલેછે.

---

* એ બાબે એવું સાંભલવામા આવેલેંચ કે, આ શેઠ સારી સથીતીપર આવેઆ પછે મરહુમ હોરમજજી વાડીઆ સાથે દોસતી સંધાયાથી તેમની વાડીમા જતા આવતા હતા; જાંહાં વાતચીતના દરમીઆન ભોલાઈ પણાથી ઠાવકી ચોકસાઈ ન રાખતાં કોઇની છુપી વાતો ખોલી કરી નાખતા હતા, તેથી તેમના બોલવાને કેટલાક મીતરો સીફલા સરખું રાહમજી મસાકરી કરવા લાગા; અને તે ઉપરથી અસલી સખૂદો ફેરવાઈને સપલાની અટક આસકાર થઈ રહી. નો૦ લે૦

† જે માહેલી વડી મોતીબાઇ વલસાર ખાતે ભીખાજી નામના ગરીબ મોબેદ સાથે પરણેઆં હતાં, અને તેનીને પેટે અવતરેલો એક દીકરો આપણી ટાપુ ખાતે હોરમજજી ચીનાઇને નામે પરખેઆત થઈ ગયોછે; તેને જનેઆ પછે થોડેજ મહીને ગાંમમા તેવન ગુજરી ગયાં. નો૦ લે૦

# ગનધર ખાનદાનની વંશાવલી.



મુફલેશી હાલત ઉપર સંતોસ પાંમતાં આ શેઠના માવતરે હીંઆં આવીને એક કોથડી રૂપીઆ બેને ભાડે લીધી અને પરીવારો સહીત તાંહાં તેવન રહેઆં. કાચના દાંણા જેને મનીઆરૂં કરી કેહવામા આવેછે, તેનો વેપાર આગલા વખત પર વીશેસ હોવાને લીધે, તે ઉદીયોગી બાઈએ તેની શેરો ભરી આપવાનો ઉદંમ ચલાવેઓ, અને તેમાથી જે મલે તે વડે પોતા સાથે પરીવારોને પોશન પુગાડતાં રહેઆં. હાની કાંહાંની ફીરતથી આ શેઠને તેમના માતાજીએ ઉધારીને જારે બારેક વરસના કીધા, તારે કોઈ વાણીઆ સરાફની દુકાન ઉપર શીખવા બેસાડેઆ; જાહાં ચંચલ જેહનના બલથી તેવનને ચાલાકી વાપડતા જોઈ, તેમના શેઠે સાત રૂપીઆનો પગાર આપતો કીધો.

આ દીકરાની આટલી કમાણી છતાં તેમના માતાએ પોતાનો ઉપલો ઉદંમ ચાલુજ રાખેઓ, અને વીશેસ ઉપર વધારેઆને લીધે પેહલાં મુંબઈ આવેઆં તારની હાએલી સથીતીમા પણ લગરીક સુધારો થતો રહેઓ. એમ કરતાં આ શેઠની ઉમર જારે વીસ વરસની થઈ, અને ચાલાકીમા ચપલ, તથા શીકલે શોહાંમના દેખાયા, તારે આ ટાપુના પુરાતંમ શેઠ દાદાભાઈ ગાંમડીઆએ* નવાજબાઈ નામની પોતીકી નેક બખત દીકરીને તેવન સાથે ય૦ ૧૧૫૩ મા પરણાવી દીધી.

કુદરતે બખશેલું આ જોડું પાંચેક વરસવેર એક બીજાની મોહબતમા એખલાસથી હલી મલી રેહેણ; અને તેટલા પરતાપના પરીણામે શેઠ જમશેદજીનું ભાગ્યેગ એવું ફેરાણ કીધું કે, એક તરફ તેમના મોહરદાર ગરભવંતાં થયાં, અને બીજી બોરદુપર આગલા સરીમંત તથા માલેતોજાર દાદીશેઠે તેનાને બોલાવેઆ; અને વાતચીત થતાં તેવન વીસવાસુ નજર આવેઆ, તેથી પોતાના વેપાર ખાતાંની આડત શોંફી ય૦ ૧૧૫૮ માં† તેનાને ચીન તરફ મોકલાવેઆ.

જે કારણ સર શોદાગરી શેહરની સફરે શીધારેઆ, તાંહાંથી જારે પેહલીજ બેપે સારૂં નાણું લઈને આવેઆ તારે, તેમની વીધવા માતાથી બેચાએલી રંજનો બદલો ખોદાતાલાએ બખશેલા થોડાક રંજથી તેનીને વાલી આપેઓ અને તેમા વલી આ શેઠની મોહરદારે આગમનજથી જની આપેલા અરદેસર નામના દોતરાની હસતી જોઈ બેવડી ખુસહાલી તેનીને હાંશેલ થઈ.

ચીન તરફ બીજી મરતબે જઈને આ શેઠ પાછા આવેઆ, તારે પોતીકી બે કુંમારી બેહણો જે માથે પડેલી હતી, તેનીઓ માહેલી મેહરબાઈને ફરાંમજી દાદાભાઈ ગણદેવીગરા નામના એક ગરહસથ સાથે, અને આવાંબાઈને શેઠ હોરમજજી ધનજી (ધણા) પટેલ સાથે પોતે પરણાવી દઈને, બાપ તરફની ફરજ અદા કરતાં મેહરબાન માતાજીને રાહેત પમાડી હતી.

---

* આપણા બુજોરગ અકાબર શેઠ ફરામજી નસરવાનજી પટેલના તેવન બાપાવા હતા.
નો૦ લે૦

† ઉપલી એપતો પેહલી હતી, પણ બધી મલી તેનએ સાત સફર દાદીશેઠની સાહેતાથી કીધેલી કેહવાએછે.
નો૦ લે૦

ધધા રોજગારના બાબમા આગલા વખત એવાતો લાભકારક હતા કે, તેની બરકતથી શેઠ જમશેદજી તરીજી સફર મુધીમા મોટા દરજીઆવાન થયા; અને તેનો રૂડો ઉપીયોગબી પોતાના ગરીબ બેહેનીઓની સભાલ સારૂ જે કરતા ર્‌હેઆ, તેથી તેઓના અંતકરણનો આસીરવાદ પામવા લાગા. આ વખતપર તેમનો એક પુરો દીકરો અરદેસર જે લગાર મોટો થએલો હતો, તેને વાસતે પોતાના કાકા રૂસતમજીની દીકરીને કદખુદાઇમા લીધી; એટલુંજ નહી પણ પોતીકા મામાની તરણ દીકરીઓને, બીજા કાકાના તેટલાજ દીકરાઓ સાથે સગાઇમા જોડીને વર કનેઆ મલી આઠ જણાઓ (ચાર જોડાઓ)ને સારી ધામધુમથી પરણાવી વધારે પરખેઆત થયા હતા.

ઉપરી સાજવારીની ખુસહાલીમા કેટલાક દીવસ આગમજથી ખાનાપીના તથા રગરાગ રચાવિઓ, અને લગનને દાહાડે ઘેર કુટબીઓ તથા ગામનાં બધા ગરહસથો વીગેરેની મીજલસ પોતાને તાહા એવીતો મીલાવી હતી કે, તે વખતના હઇઆત રહેલા કોઇ ની સાહેબો તેમના સાજનની રલીઆત રચણાની વાત કબુ ભુલતા નહીંજ હશે. આ અવસરે એક રમુજી બનાવ બનેલો હેવો સાભલવામા આવિઓય કે, સાજનની મીજલસમા તેમના માનવંતા મુરબી દાદીશેઠની આવી બીરાજેઆ હતા, તેનાએ શેઠ મજકુરને એવી ફરમાસ કીધી કે ઉપલા પરણતા જોડાઓના આસીરવાદ કદમીમા સરાવવા; એ બાબે સાજન મેલવનાર શેઠ પોતાની માતાનો હોકમ લેવા ઘેરમા ગયા, તેવાજ તે બાઇ બાહેર આવીને બીનંદ આવાજે ભર મીજલસની હજુરમા દાદીશેઠને વીનંતી કરવા લાગા કે, "બાપા મરીનાજીરે ચુરીગરના આસીરવાદ નહીં થાએ, જો તેમ "કરીએ તો આ બધા કુટબીઓ જે હાજરછે તેઓ બધા હમો મા તથા દીકરા "ઉપર લેઆનત નાખી હીંઆથી ઉઠી જશે." આટલુ સાભલતાજ દયાલુ દીલના દાતાર દાદીશેઠે જવાબ દીધો કે, "વારૂ વારૂ બાઈ જેમ તમારી ખુશી." બાઈ બીચારા શેઠના સધીઆરા ભરેઆ સખુનથી સંતોસ પામેઆ, અને લગણનો મહીમા ખુશી સાથે સંપુરન ઉતરેઓ.

હેવુ સાભલવામા અવેછેય કે દાદીશેઠ મરણ પાંમતા સુધી દસ વરસના અરસામા સાત સફર ચીનની પુરી કીધી, અને તે પછે આ શેઠ પોતાનો ખાનગી વેપાર લઈ ય૦ ૧૧૭૦ની સાલ ગોવે ગયા. થોડાક મહીના તાહા ર્‌હેઆ તેટલા તેમનો એક પુરો દીકરો અરદેસર, જે બારેક વરસની બીવતી કુવીના બાહર પર આવેલો હતો, તે કજાએ નાહીથી મરણ પામેઆની શેની દુખ ભરેલી ખબર મલેઆથી પોતે પણ સરીરમા ગમનું પીડાકારક દરદ લઈને તાહાથી પોતાનો અસબાબ ઉઠાવી મુબઇ આવેઆ

જાહાસુંધી મીતારો શેસાન હેઓય તાહાં તુલીદ ઇનસાણમા સરવે વાતનુ સુખ સરખી રીતે સમાએલુ રેહેછે; પણ એકાદો ઘરેહ જાડે વકરવા માડેય, તારે તે અનેક તરેહનો અવગણ તેના એસઆરામમા જેમ હરકત નાખેછે, તેમ આ શેઠબી તેવાજ સપાટામા ચાપડાવાથી દરવીઆના દમામ આગળ એક તો દીકરના મોહોતે દગો દીધો, અને બીજુ એકે પોતાની મોહરગરે પણ

દેહમા ચમક વા, અને તેવાંજ અવગણ ભરેઆં દરદો અંગેજી લીવેલાં માલુમ પડેઆથી પોતાની જીંદગીને થોડાકવાર અકારત ગએલી જોવા લાગા; કેમકે તથી ફરી પોતાને તાંહાં વારસની વસતીનો સજર અટકાવ થઇ પડ્યો હતો.

ઉપલાં બે કારણોથી શેઠ જમશેદજી સરીરે જારે વીઇસ કાહેલીઆલેઆ કીધા, તારે તેમના માતાજીએ ખસનેદ થઇ ફરમાવેઆ મુજબ હવાની ફેર બદલી માટે પોતે સુરત તરફ ગયા; જાંહાં પાણી મુંઆફેક આવેઆથી થોડુંકમા સાંણતી પાંમેઆં પછે, વસતી વધારવાના હેતુથી તે તરફ રેહનારા કાવસજી ડોસાભાઇ ડોપરની કુમારી દીકરી હમાબાઇ સંગાથે પેઆર બાંધી પરણેઆ. લગન કીધા પછે સાસરીઆં વાલાં શેહરમા ૭ મહીના સુધી એસઆરામથી રહેઆનેલીધે તાંહાંના સાહુકારો, શોદાગરો તથા સરીમંત શેઠીઆઓ સાથે દોસતી દાવાનો સારો સંબંધ સાંધેઓ હતો; અને થોડાંક નાણાં ગરીબોમા પુણ માટે દાન કીધાથી પોતાની કીરતીબી દીપાવી દીધી હતી.

શેઠ જમશેદજી પોતાની બીજી બાએડીને લઇ મુંબઇ તો આવેઆ, પણ તે વાત પોતાની પેહલી મોહરદારને અનગમતી લાગાથી તેનીએ રડી કુટીને ઘેરમા મોટું તોફાંન જારે મચાવેઉં, તારે તેનીના આ ગંભીર ખાવંદે દાહપણ વાપરી તે બાઇને પોતાના એખલાસમા હેવાં તો સમાવી લીધાં કે, થોડા વખત પર કંકાસનું જે વાદલ ઉતરેઉં હતું તેને એકદમ વીખરાવી દીધું, અને પોતે જેજે કબુલાતો તેનીને આપી હતી તે વફાદારી સાથે શેવટ સુધી પાલેઆ કીધાના બદલામા, એએલું સણસારી સુખ તેનાએ પાકું હાથ કરી લીધું.

આટલી મુદત સુધી તો પોતે ભાડના ઘેરોમા રહી વખત ગુજારેઆ, તેમા પાછલના થોડાંક વરસ ફેટના મોહોલામા કાવસજી સાપરના ઘેરની સાહમે, અને નસાખાનાની ગલી પાશે આવેલું દાદાભાઈ આવપાઇવાલાને નામે હાલ ઓલખાતું ઘેર જે પરથમ હોરમજજી વાડીઆનું હતું, તે તેવન પાસેથી આખું ભાડે રાખેઉં હતું. જારે પોતાની મીલકત કરવાનો વખત પોંહચેઓ, તારે તેજ મોહલામા હવડેના નસાખાનાની સાંહમે આ૦ બેરામદારુ દોરડીની જોગ્આ વેચાતી લઇને તાંહાં હવેલી ઉઠાવવાનું કાંમ ચાલું કીધું; અને તે તઇઆર થએઉં તારે તેમા પોતીકાં પરીવારો લઇને વાશો કીધો; જે ઘણા વરસ થયાં તારનું સચવાઇને તેવણ પછે દીકરાના હાથ પર થતું દોતરાઓના સવાધીનમા રહેલુંછે. એજ ઘેરની પાછલ આવેલાં ધીઠાંના મોહલામા જગ્આ લઇને તાંહાંના જરથોસતીઓને માટે બાજ ઈજવાના ઈઠાલા, તથા એબાદત સારૂ આતસ દાદગાહની અગીઆરી આ શેઠીઆએ બંધાવી હતી; અને તાંહાં દરરોજ પોતે બંદગી માટે જવાની ધારણા રાખી ઉપલાં ગેહઠાણુમાથી એક મારગ પણ કીધો હતો. તે અગીઆરીએ ઘણા વરશો સુધી તાંહાંના મોહલદારોની સગવડ સારીરીતે સાચવી હતી, પણ તેપછે ય૦ ૧૨૩૨ મા શેઠાંણી મોતલીબાઇએ તે તરફ આતસ આદરાંણ તખત નસીન કરાવેઆ તારથી ઉપીઓગમા આવતું ઉપલું મકાંણ બંધ પડેઉં, અને તેના પાછલા માલેકે તેમા ફેરફાર કરી લોકોને ભાડે આપવા માંડેઉંછે.

એક ગમથી પેર તઇઆર થતું હતું, અને બીજી બોરદુ પર તેમા વસનારા વારેસોબી નવી બાએડીને પેટથી જનમ પાંમવાં લાગાં; જેમા પેહલે બોરેની દીકરી મેહરબાઇ સરવેમા વડાં માલુમ પડઆંછે; અને તેની પુઠે તારપછેબી પેદ- રૂપે બીજી ચાર દીકરીઓજ* આવેઆ કીધાથી શેઠ જમશેદજીને લગરીક દલ- ગીરી તો ઉપજી, પણ ખોદાના બખશેલાં ઉપર સબુરી પકડી સંતોસ પાંમેઆ, તેનો બદલો તે કીરતારે હેવો વાલી આપેઓકે, તેપછે તેનાને તાંહાં દીકરાઓની જે વરધી થઇ તેની વીગત વંસાવલીની ટીપ તપાશેઆથી જણાઈ આવશે.

શેઠ જમશેદજીની વડી બેહનના બેટા હોરમજજી બીચારા બાપની મુશ્- કેલ હાલતને લીધે બચપણથીજ મમાઈ તથા મામાની પક્ષમા પેશીને બધી વાતે પરવરેસ થએલા હતા; તેવન જારે વીશેક વરસની પુખ્ત ઉંમરે પુગઆ, તારે વાડીઆજી શેઠ હોરમજજી બમનજીને તાંહાં પોતે ભલામણ કરી તેણાને ચાકરીએ રખાવેઆ; અને તે સાહેબે તેવનને લાએક જોઈ પોતીકાં વાંહાણમા ચહડાવી ય૰ ૧૧૬૯ મા પેહલવેહલા ચીન મોકલાવેઆ, તારથી તેવન ચીના- ઈની અરટકે ઓલખાવા લાગા.

સદ્દમાઈના પઈસાનો કેટલોક ભાગ આ શેઠ સારાં કામોમા જે ખરચતા રેહેઆ, તેની થોડીક ઇઆદી તો ઉપર જણાઈ ચુકીછે; પણ સરવેથી એક માહભારત કામ પોતાની જનમભુમીના ગામ ગનદેવીમા બજાવેલાં તેની કેફીએત હીંઆં નોધી લઈએછે કે, મરણ પાંમતાં જરથોસતીઓને માટે આરાંમધાહની એકાંત જગેઆ, જેને દોખમું કેહછે, તે બંધાવીને રોજ ૬ ઠો માહ ૧ લો શેહનસાહી સાલે ૧૧૮૬ ય૰ એ મજહબ મુંઆફ્કની કીરીઆ કરાવેઆ પછે, તાંહાની અનજુમનના સવાધીનમાં શોંફી આપેલાં, તેને હવડાંજ ૫૮ વરસ વહી ગયાંછે.

ગનદેવી ગાંમથી બાલવએમા સંકટ ખમતા હીંઆં આવેઆ પછે, સારાં બાએગની સાથે ઉદીયોગના બલવટે શોદાગરોની સંફમા સમાઈ રહેલા, આ શેઠીઆએ આઠેક લાખ રૂપીઆનું દઊલત જે એખીતું કીધું હતું, તેને શોહારી લેવાનો સમો હેવા સંજોગથી આવેઓ કે, મજગાંમ ખાતે આપણી અંગરેજ સરકારની દેખરેખ હજુર નવાબ૰નીજાંમ્ અલીખાન, રહીને જે નવાબ હઈઆતને નામે ઓલખાતો હતો; તેને પોતાનું કરજ ફીટાડવા માટે નાણાની જારે અગત પડી, તારે કેહચ કે, તેનો ગોલાંમ મોજદીન મેતો, તથા રણછોડદાસ નામનો વાણીઓ દલાલ. મલી શેઠ જમશેદજી ઉપર જાલ પાંથરી તેમને લાભમા

* એ માહેલી મેહરબાઇ, શેઠ હોરમજજી ખરશેદજી સરાફ સાથે; બીજી મા- ણેકબાઇ, શેઠ હોરમજજી ફરાંમજી ચીનાઈ સાથે; તરીજી ભીખાઇજી, શેઠ ધન- નજીભાઈ નસરવાનજી બનાજી સાથે; ચોથી રતનબાઇ હાલના સર કાવસજી જાંગીર રેડીમણી નાઈટ શી. એસ. આઈ. સાથે; અને પાંચમી અથવા સરવેથી નાહલી મોતીબાઇ, શેઠ ધોરાબજી હોરમજજી પુણેકર સાથે પરણેઆં હતાં. એ મા- હેલી બીજી તથા ચોથી બાઈઓ ઘણા વરશો થયાં એકેકની પુઠે મરણ પાંમેઆં, અને તરણ બાઇઓ વીધવા થએલાં હઈઆતછે.
ના॰ સં॰

લપેટી લેવા આવેઆ. શેઠ મજકુરને ભોલાઈપણામા ભોરવાતા જોઈ તેઓએ તેઓને કહેઠું કે, નવાબ સાહેબે એક સારે ઠેકાંણે હુઅરાલ અવેજ આરાદમા આપીને દસલાખ રૂપીઆ જે કરજે લીધાછે, તેટલી રકમ તમો આપો તો તે બધો અવેજ તાંહાંથી કાહડી લઈ તમારે સવાધીન સોંફાવીએ; અને તેમા તમોને ઘણોજ ફાએદો થશે. હાલી રીતની ઘણીક વાતોથી તેનાને કમાઈની લાલુચમા જારે લાએઆ, તારે તે ઉપર ભોલાઈ પણે વીસવાસ રાખી, આ શેઠે ઉપલો કરાર કબુલતો કીધો; પણ પોતા પાશેની પુંજી તે કારણસર પુરતી ન હોવાથી શીકારપુરને લીધે અંગઉધારે બે લાખ રૂપીઆની ફાસ્સાજી બે ઠેકાણેથી કરી લઈને દસ લાખ રૂપીઆ ઉપલા સખશોની મારફતે નવાબને ધીરીઆ.

રૂપીઆ આપેઆ તેની આગમજ જાંમીનગીરી વીશે ચોકસાઈ રાખી હોતતો, આ શેઠને છકડ આવી પડતેજ નહીં; પણ બવીસમાથી થોડેક દરવીઅ દોડી જવાની સરજત હુથી તેથી પારકાઓના બોલવાને ઓટલાજ ઉપરથી સાચું સહમજેઆ કે જે સાહેબને તાંહા પરથમ જમાનત મેલાએલી હતી તેને મનમા પુરતી સહમજેઆ; તેનો અવગણ પાછલથી તેનાને એવો માલુમ પડેઓ કે, ધીરેલાં નાણાની સાણમા નવાબ પાશેથી મલેલી જાંમીનગીરી સમપુરણ નહીં ગણાતાં હેઠલ જણાવેઆ મુજબની જાહેર થાઈ.

માજી કુંપની સરકાર પાશેથી મજકુર નવાબને દર મહીને મલતા રૂ ૨૦૦૦ ના પગારમાથી રૂ ૧૫૦૦ વીઆજને પેટે લેવાનો કરાર કીધામા આવેઓ હતો.

રૂપાના વાસણો જેની કીંમત રૂ ૬૦૦૦ ની અંકાઈ હતી.

ચીચપોકલી તરફની તથા મજગામની તલાવવાલી મલી બે વાડીઓ કીંમતે રૂપીઆ બે લાખની અટકલવામા આવી હતી; અને તે ઉપરાંત શોના, મોતી તથા હીરાની જર જવાહેર વીગેરે જે હતું, તેની કીંમત સંબંધી કશી આંકની તે વખતપર ખરેખર થાઈજ નોહતી.

ઉપલાં કારણમા શેઠ જમશેદજીના બધા નાણા રોકાવાથી ચીનનો વેપાર જે તેવન કરતા હતા, તે કામ તદન બંધ પડેશે. લોકોના કાનઉપર જેમ વાતો પોંહચેઆથી તેઓ કેહવા લાગા કે ધીરેલાં નાણા પાછાં કરનાર નથી, તેમ આ શેઠના જીગરમા ધાસતીએ બહુજ બેકરારી પેસાડી, અને તે સબબથી સખત માંદગી પાછી ભોગવવા લાગા; તો જોકે જીવને સંતોસ આપવા માટે એકથી બીજી અને તાંહાંથી તરીજી વાડીએ જઈ રહેઆ, તોપણ સરીરને કશો સધીઆરો નહી મલતાં અજલનો હલકારો એકાએક આવી પોંહતો તેની સાથે રોજ ૧૩ મો માહ ૧૦ મો શેહનશાહી સાલે ૧૧૮૯ ૫૦ એ વરસ ૫૬ ની ઉપર પાંચ મહીના ને ૩ દાહડાની ઉમર પુરી કરી હકની દરઘા તરફ ચાલી ગયા.

શેઠ જમશેદજીની જીંદગી આખર આવેઆ પછે, માજી કુંપની સરકાર પાશેથી મજંકુર નવાબને મલતો પગારથી બંધ થયાને લીધે, દુકાલમા અદીકમાસ આવેઆ જેવી હરકત નડી. આ બાબે મરહુમ શેઠે વશીએતનામા અંદર નેમેલા

વકીલ શેઠ હોરમજજી ભીખાજી ચીનાઈ, તથા વકીલાતન વીધવા હમાબાઈએ વાડીઆજી શેઠ હોરમજજી બમનજીની મદદ મેલવી મરહુમ સર ચારલસ ફારબસ બારોનેટ જે વેલાતમા હઈઆત હતો, તેની મારફતે નામદાર કોરટ આવ ડીરેકટરો ઉપર ફરીઆદ ગુજારી, તારે મોટી મુસકેલે રૂ ૨૦,૦૦૦ ની રકમ તાંહાંથી હાથ આવી; અને નવાબે કબજાનમા આપેલી મીલકતો, તથા જર-જણુશો વીગેરેનુ દઇવત તજવીજથી વેચેણ તારે તેની કીંમતના મલી ધીરેલાં મુદલ નાણાનો માતરે અડધો અવેજ સંઘરહ થઈ સખેઓ હતો.

જીવનગારાની સાથે જીવ ઓહેલા શેઠ જમશેદજીના બાહોસ ધણીઆંની હમાબાઇએ કેહયકે, પોતીકા ખાવંદનો વહીવટ ઘણા વરસો સુધી સાવધ-પણાથી સવાધીનમા રાખીને ચલાવીઓ હતો; અને આપ લે કરતાં જે બચેણ તે હકદાર વારેશોને વખતસર હવાલે સોંફી આપેઆ પછે તે બાઇબી ગુજરી ગયાં.

ગજધર ખાનદાનની એક અબલાજાદી, અને મરહુમ શેઠ જમશેદજીની વડી દીકરી મેહરબાઈ વીશે હેવું સાંભલેઉંચ કે, તે બાઇએ ગુજરાતી વીદિઆના ગણાત સાથે અંગરેજી એલમનો થોડોક અભીઆસબી કીધેલોછે; અને પાર-શીઓમા અબલાજાદીઓ જે સવતંતરપણું હવડાં ભોગવેછે, તેની સરૂઆત પણ એજ મેહરબાઇથી થએલી માલુમ પડેછે. આ બાઈ ય૦ ૧૧૭૩ ના શેહનસાહી સપંદારમદ મહીનાના માહારાસપંદરેંજે જનમ પાંમેલાં જણાયાંચ, તે ગણતરી ઉપરથી હવડાં ૬૯ વરસની વએ પસાર કરી ચુકાંચ; અને આટલી જઇફી છતાં મનની સકતી હજી જેમની તેમ સચવાઈ રહેલી જોઇ તેનીના પરીવારો સંતોસ પાંમતાં દેખાએછે.

શેઠ જમશેદજીના તરણ માહિલા વચલા વીરા નાનાભાઇએ બીજા ભાઇઓ કરતાં વધારે ઉમર ગુજારેલી જોવામા આવીછે. તેનાની કારકીરદીમા એક ધરમનું કામ જેહવી હીંમતથી ઉઠાવીને મજગાંમ તરફ એબાદતખાનાનું મકાણ બાંધવા માડેણ, તેવીજ ઉલટમા કામ વેહેલું સમપુરણ થયું હોતતો, તેથી તેવન લગરીક રહેત પાંમતે; પણ અજલની તાકીદ આમલ એટલી ઉમેદ બર નહીં આવતાં, રોજ ૧૪ મો માહ ૮ મો શેહણસાહી સાલે ૧૨૩૫ ય૦ એ ૫૨ વરસની ઊમરમા ગુજરી ગયા; અને તે પછે ઉપલી દરેમેહરનું બાંધ કામ બધું પુરૂં થયાથી ૧૨૩૬મા વરસીને દાહાડે તેમના હઈઆત રહેલા બે બેટાઓએ અન-જુમનની હજુર મજહબ મુઆફેકની કીરીઆ સાથે તેમા આતસ આદરાન તખ્તનસીન કરાવીને જરથોશતીઓના ઉપીઓગ માટે ઓલી મેલવામા આવીછે.

મરહુમ જમશેદજી સપલાની જીંદગીનો હએવાલ હીંઆ પુરો થયોચ, તાંહાંતુલીક તેમની સકમાઇના પાઈસાએ જેટલી ઇઆદગારી જાગતી રાખીચ, તેમા ગણદેવી ગાંમનું દોખમું, અને આ ટાપુ ખાતે પટેલના મોહલા માહેલું તેમને રેહવાનું ઘર તથા મજગાંમ ખાતે તેમનીજ વાડીના એક ભાગ પર બાંધેલી એબાદત ઘાહ માલુમ પડેછે; અને બારેહકતાલાની બખ્શેસથી તે બરકરાર રેહશે, તાંહાંતુલીક તેઅનનું નામ કોઇથી કદુ ભુલાશેજ નહીં.

# શેઠ હોરમજજી ભીખાજી ચીનાઇ.

વલસાડમા વસનાર ભીખાજી નામના એક ગરીબ મોબેદની સાથે ગણ-દેવી ગામના નાનાભાઈ હોસંગજી ગજધરની વડી દીકરી મોતીબાઈ પરણેઆ પછે, તેઓના સંબંધથી આ શેઠનો જનમ ય૦ ૧૧૩૭ ની સાલમા થયો; અને તે દાહાડાથીજ મમસારની મયામા પલોટાઈને મોટા થયા તાંહાં તુલીક બધી વાતની પરવરેશી પણ તેઓથીજ પાંમેઆ હતા. મા તથા મમાવાના મરણ પછે વીધવા મમાઈની સાથે ય૦ ૧૧૩૮ મા જારે પેહલવેહલા મુંબઈ આવેઆ, તારે તેમની ઉમર માતરે એક વરસને આસરેની હતી. પેહલાં થોડાંક વરસોપેર મમાઈ, અને તે પછે માંમાની સાહેતા હેઠળ પોસીંદા થઈને વીશેક વરસની વએપર આવેઆ, તારે તેમનીજ ભલામણથી આપણી ટાપુના સરીમંત શેઠ હોરમજજી બમનજી વાડીઆને તાંહાં ચાકરી રહેઆ, અને તેપછે તેનાનોજ આસરો પકડી પેહલવેહલા ય૦ ૧૧૬૯ મા ચીન ખાતે ગયા. એ શેઠીઆના સંબંધમા કેહય કે કેટલુંક સુધી સમાઈ રહેઆ પછે, બાકીની મુદત સવતંતરપણાથી પોતાને ખાનગી હસાબે તાંહાં જયા કીધા, તે મલી ઘણીક સફર તેનાની ગણાવામા આવીછે.

શેઠ હોરમજજી ચીનાઇએ જારે પોતાનો રોજગાર ચાલુ કીધો, તારે તેનાની સરીગતમા તેમના મુરબી હોરમજજી વાડીઆએ તારાપોરવાલા શેઠ વીકાજી તથા પેસતનજી મેહરજી, અને પોતાના પીતરાઈ શેઠ અરદેસર ફરાંમજી વાડીઆને પતીઆલા થેડવી આપેઆ; તે મુજબ ચારોની રાસનો રોજગાર ય૦ ૧૧૮૬ ની સાલથી પાંચ વરસની બાંધી મુદતનો સરૂ થયો; અને તે અરસામા "એશીઆ" નામનું એક સફરી વાંહાંણ વેચાતું લીધું, અને બીજું ૬૧૭ ટનનું ય૦ ૧૧૯૦ મા કલકતા ખાતે બંધાવીને તેનુ નામ "ચારલસ ફારબસ" કરી રાખેલ હતું.*

ઉપલી મુદત પુરી થયા પછે બધા પતીઆલાઓ એક બીજાની રાજી-ખુશીથી ભાગલાગ ચુકતો કરી ય૦ ૧૧૯૧ મા છુટા પડેઆ, અને રાસ ખાતાંના ઉપલાં બેહુ બારકશો પોતાને હસાબે આ શેઠે ખંડી લીધાં.

આ શેઠીઆએ રોજગારીથી દરવીઅના બગા કીધેલા ભંડોલનો કેટલો ભાગ સારાં કાંમોમા વાપરેઓ હોએ, તેની તુલોતવીલ વીગત મલી સકી નહીં; મગર એક જાહેર ધરમનું કાંમ તેમને હાથે જે બનેલું માલુમ પડેલ, તેનેજ હીંઆં નોંધી દેખાડીએછે કે, પોતીકા મમસારી ગાંમ ગનદેવીમા જરથોસતીઓને માટે એબાદત કરવા, તથા ધરમની બીજી કીરીઆઓ કાજે એક મકાન બનાવીને તેમા ય૦ ૧૧૯૦ ના શેહનશાહી આદર મહીનાને સરોસ રોજે આતસઆદરા-નને તખતનસીન કીધા હતા. એ દરેમેહેરના નીભાવસ માટે દર સાલે

---

* આ બખતાવર બારકસ ઘણા વરસો સુધી શેઠ હોરમજજી ચીનાઈ પાશે સચવાઈ રહેલ હતું, પણ તેની અજલ જારે આવી તારે ઇ૦ સને ૧૮૫૧ મા અત-રેથી ચીન જતાં મલાકાના દાનદાપર ચહડીને તદન નાસ પાંમેલ. નો૦ લે૦

રૂ ૩૦૦ થી ૪૦૦ સુધીનો જોઈતો ખરચ શેઠ મજકુરે પોતાની હઈઆતી તુલીક પોહચતો પાડેઓ હતો, અને તેપછે તેમના વારેસો હસતકથીબી બાથુક આપાયા કરતો હતો; પણ કેહવાને દલગીરી ઉપજેછે કે, તે સાહેબો બીરગસતે દાહાડાની બુરી સુંગાબમા ફશીને પાએમાલ થઈ પડઆના સબબથી તેનો સંબાલ રાખવાનું કામ ય૦ ૧૨૪૧ થી શેઠ હોરમસજી કાવસજી કપતાન નામના એક સદગુણી ગરહસથને આસરે રેહેછે.

વેપારની વલાંણ સારી રવેશે સચવાઇ રહેઆને લીધે આ શેઠ જેટલા સકરમી હતા, તેટલા, એક વાતે હેવાતો કમનસીબ કેહવાયચ કે, તેમને તાંહાં બાવીસ બાલકો જનમ પાંમેઆ છતાં તેમની ચેરાગ રોશન રાખી વસતી વધારનારો એકબી નરવારેસ જીવેઓ નહી; પણ છેલે દાહાડે એક દીકરી, અને બીજી મરણ પાંમેલીને પેટના બે દીકરાઓ મલી તરણ ફરજંદો જે હઈઆત હતાં, તેઓ ઉપરજ શોકરગુજારી સાથે જીંદગીને ૭૪ વરસની ઊંમર પર આણેઆપછે રોજ ૩૦ મો માહ ૯ મો શેહણસાહી સાલે ૧૨૧૧ ય૦ એ આ જાહાંનથી અસબાબ ઉઠાવી મીનોઈ લોકમા વસવા માટે હકની હજુર રવાંણે થયા.

ઉપલા ફકરામા હઈઆત દીકરી જે જણાવવામા આવીછે; તેણીને આ શેઠ પોતીકા મામા શેઠ જમશેદજી નાનાભાઇ ગનજધરના નાધલા દીકરા દોરાબજી સાથે પરણાવેલી હતી, તેનીને પેટે એકજ પુતરી પેદા થએલી જણાએછે; અને બીજી બેઠીને મરહુમ શેઠ દોરાબજી હોરમજજી લસકરીની કદખુદાઈમા જે સોંફી હતી, તેણીએ જનીદીધેલા બે બેટાઓ નામે ખરશેદજી તથા જાંગીરજી ને આ સાહેબે દતક કરી લઈ સરવે અસકેઆંમત તેઓને સપુરદ કરી ગયા; પણ ઉપર જણાવેલા સબબથી તે બીચારા અસરાફ, એકમારગી અને ભોલાભંનના બેહુ બાઈઓ લાઇલાજ થઈ બેઠેલા જે માલુમ પડેછે, તેઓ ઉપર બારે હકતાલાની બખ્ખશેસ બરેલી રેહમત ચાહી આ ટુક હએવાલનું હીંઆં સમાપત લાવીએછે.

---

## શેઠ રતનજી હોસંગજી સુરા.

ગણદેવી ખાતે ગનજધર ખાનદાનને હસતીમા આંણેલા શેઠ હોશંગજી દોરાબજીના, આ સરવેથી નાંધલા બેટા ય૦ ૧૧૧૯ મા જનમ પાંમેલા જણાયાછે; અને ૨૧ વરસની વએના થયા, તારે ૧૧૪૦ ને સુમારે આ ટાપુની પેહલપેહલી ભેટ તેનાએ લીધી તારથી તેમનું પરીવાર હીંઆંની વસતીવાલું કેહવાતું આવેછે.

આ શેઠના નાંમની સાથે જણાવેલી નવી અટક જે જોડાઇચ, તે વીશે શોધ કરતાં હેવું સમજાયછે કે, એ સાહેબ ઘણું કરીને લાકડાંના વેપારી છતાં બાપનીજ મીરાશે ગજ તથા દોરી પકડવાના ધંધામાબી પરથમ રોકાએલા હતા; પણ તેવનની મોહબત તે વખત પર વાડીઆ ખાનદાંનમા ઘણી સંધાએલી

## ગજધરના વારશમાથીઉતપંનથએલી સુરાખાનદાનની વંશાવલી.

- રતનજી સુરા મ
  - હોરમનજી મ
    - મેરવાનજી મ
  - મંચેરજી મ
    - રતનજી મ
      - મેરવાનજી
        - રતનજી
          - મંચેરજી મ
      - બમનજી
        - ફરામજી
      - હોરમસજી
        - ફરામજી મ
    - કુંવરજી મ
      - નાનાભાઈ મ
    - જમશેદજી મ
      - નાનાભાઈ
        - જમશેદજી
        - દાદાભાઈ
        - પેશતનજી
    - અરદેશીર મ
      - ડોસાભાઈ મ
        - પેશતનજી
          - કૈખશરો
          - ડોસાભાઈ
          - હોરમસજી
      - ફરામજી મ
      - નશરવાનજી મ
      - મંચેરશા મ
        - હોરમસજી
        - બમનજી
      - જાગીર મ
    - ખરશેદજી મ
      - ખરશેદજી મ
      - બેરામજી મ
      - દાદાભાઈ
        - પેશતનજી
        - માણેકજી
      - રતનજી મ
  - જીવનજી મ
    - જમશેદજી મ
    - શોરાબજી મ
  - પેશોતનજી મ
    - ભીખાજી મ
      - માણેકજી
      - રતનજી
  - નશરવાનજી મ
    - શાપુરજી મ
      - સોરાબજી
        - ફરામરજ
        - કૈખસરો
  - જીજીભાઈ મ
  - ફરામરજ મ



હોવાને લીધે તેઓને તાંહાં ડચ તથા ફરેંચ વાવટાના વાંહાંણો જે આવતાં હતાં, તેના કપતાંનોનું કાંમકાજ કરવા લાગાથી, તે લોકો પોતાની જુબાનમાં તેનાને "મોસીઓ" કરી બોલાવતા રહેઆ; અને તે ઉપરથી રફતે રફતે અસલી ઉચ્ચાર બદલાઇને મુસની ઓલખ આસકાર થઈ.

વંસાવલીની ટીપમા મુસ ખાનદાનનું મંડલ જોતાં આ શેઠીઆને તાંહાં સાત દીકરાઓ જનમ પાંમેલા માલુમ પડેછે, જેમા પાંચ પુતરોતો ગણદેવી ખાતે અને છઠા તથા સાતમાનો જનમ આ ટાપુ પર થએલો હતો. ગણદેવીથી જારે શેઠ રતનજી મુસ મુંબઇ આવેઆ, તારે પોતાની સાથે ચાર છોકરાઓને બી લાવેઆ હતા; અને સરવેથી વડા શેઠ મનચેરજી જે ગાંમમા રહેલા હતા, તેવણ પણ તારપછે હીંઆંજ આવી વશેઆ. શેઠ રતનજી મુશે પેહલું રેહઠાણ કોટમા હાલના નસાખાનાની સાંમણે જાંહાં નાધલાં પેરો હતાં, તે માહેલી એકાત એમારત અંદર કીધેલું કેહવામા આવેછે; અને તે પછે ચરનીવાડી આગલ વાડીઆજી શેઠ હોરમજજી બોમનજી એ બંધાવેલી ચાલીના (અસલી આદરાનની પડાસ માહેલા) બે ગાલા ૫૦ ૧૧૭૭મા ભાડે લઈને તેની અંદર પોતાના પરીવારસહીત જઈ રહેઆ હતા; અને તેજ મકાંણમા પોતે મરણ બી પાંમેઆ, પણ તેનો દાહાડો વાર જાંણવામા આવેઓ નથી.



## શેઠ ફરાંમરજ રતનજી મુસ.

મુસ ખાનદાનનું માન જાલવનારા આ શેઠનો જનમ રોજ ૨૦ મો માહ ૪ થો શેહણસાહી સાલે ૧૧૫૪ ૫૦ એ મુંબઇ ખાતે મુબારક થએલો માલુમ પડેઓછે. બાપના મરણ વખતે જો કે તેમના ૭ ભાઈઓ તેવણ કરતાં મોટા હતા, તોપણ શેઠ ફરાંમરજની ચંચલાઈ અને હોસીઆરી હેવી તો પરકાશી નીકલી કે, તેના પરતાપથી પોતાના ભાઇઓ તથા તેઓના છોકરાં છઈઆંઓની ખનતી કોશેશથી બરદાસત રાખવામાં કાંઇજ કસુર તેનાએ કીધી નોહતી. અને તેથી કરી બધાંઓનો સારો પેઆર તેનાએ મેલવેઓ હતો.

આ શેઠે જારે શોદાગરીનો સંજોગ સાંધતા પોતાની સંગાથે પોરબંદરવાલા સરાફ શા૦ જેઅચંદ લાલચંદ ઉપરાંત મનચેરજી ફરદુનજી વજીફદાર તથા માણેકજી જમશેદજી મુલાંને પંતીઆવામા મેલવી લીધા, તારે તેમની ઉંમર માંતરે ૨૪ વરસની હતી. તે ચારો ભાગીઆઓના બંદોબસત મુજબ શેઠ મજકુર ૫૦ ૧૧૭૮ની સાલમા પેહલવેહલા ચીનની સફરે સીધારેઆ, જાંહાં તરણ વરસ રહીને સારો નફો હાંશિલ કીધા પછે મુંબઈ આવેઆ; અને પાછી પરમાણે, તેમના બીજા પંતીઆલા શેઠ મનચેરજી તે તરફ ગયા. તેવણે જારે તેટલીજ મુદત પુરી કીધી તારે તરીજા ભાગીયાની વારી આવી, પણ તેનાએ જવાને નાપાડઆથી શેઠ ફરાંમરજનેજ તાંહાંની સફર પાછી અખતેઆર કરવી પડી; અને તેહની રીતે બધી મલી પાંચ વખાત તેવન ચીનની સફર

કરી રહેઆ પછે, સરવે ભાગીઆઓ એક બીજાની રાજી ખુશીથી, તથા સ-લાહસંપ સહીત છુટા પડીને પોતપોતાનો રોજગાર અલાહેદો કરવા લાગા, તેમા પણ વખતની સુભ વલણે શેઠ ફરામરજે એકવાર લખસાપતીમા ગણાઇને સઘલી વરણના વેપારી તથા સરાફોની મંડલીમા સારૂં માન મેલવેલું હતું.

શેઠ ફરામરજ પોતાના ભાઇઓ તથા ભતરીજાઓ ઉપર એક પીતા તરીકે ઘણીજ પરીતી રાખતા હતા, અને પોતાના વગથી તેઓ માહેલા કેટલાકોને ચીનના વેપારીબી બનાવી દીધા હતા. આ શેઠ જારે દરીઆના પુર બાહર પર આવેઆ, તારે ચરણી વાડી તરફ (શેઠ હોરમજજી બંમનજી વાડીઆજીના આતસ બેહરાંમની દક્ષીણ બાજુએ) તરણ ગાલાની મોઠી હવેલી* પોતીકે પઈસે બંધાવીને તેમા કેટલાક ભાઈ તથા ભતરીજાઓને દરેકના પરી-વારો સહીત રાખી તેઓનું પાલણ તેવણે કીધું હતું; અને એ પરમાણે ઘણા વરશો સુધી તેઓને સાચવી રાખેઆં હતાં, પણ જમાનાની જાલમીએ તેમના ભવીસનો ભક્ષ કરી નાખેઆે, તેથી તેમના પક્ષમા સમાઈ રહેલું મોહોટું કુટંબ વીખરાઇ પડેલું; અને વલી આ સાહેબખી જાઇફીનો થોડાક વખત બે કારીમા રહેઆ પછે, બે નર વારેશોને હસતીમા મેલી રોજ ૧૪મો માહ ૧૨ મો શેહનસાહી સાલે ૧૨૨૭ ય૦ એ બેહસતનસીન થયા તારે તેમની ઉમર ૭૩ વરસની ઉપર સાત મહીનાને ૨૫ દાહાડાની ગણાઈ હતી.



## શેઠ અરદેસર ફરાંમજી મુસ.

પોતીકા બાપને તાંહાં ખરકરાર થએલા બે માહેલા આ નાંઘલા બેટા, રોજ ૨૦ મો માહ ૯ મો શેહનસાહી સાલે ૧૧૯૬ ય૦ એ જનમ પામેલા જણાયાછે.

બાલપણની પેહલી કેલવણી કેહ્ય કે એક પંતુજીની નીસાલે બેશીને તેનાએ લીધી હતી. તાર બાદ ચંચલ જેહેન હોવાથી એલફીનસટન સાલા અંદર ય૦ ૧૨૦૮ મા દાખલ થઇને તેની વલતે સાલથી અંગરેજી વીદ્આની કેલવણી સારી રીતે હાંસલ કરવા લાગા. આસરે ૧૬ વરસની ઉમર પર આવેઆ તારે, ય૦ ૧૨૧૨ મા પેહલી પરીક્ષા આપીને પસાર થયાથી દસ રૂપીઆના દરમાહવાલી "વેસટ સકાલરસીપ" હાથ કરી લીધી; અને તેમા તરણેક વરસ ગુજારેઆ પછે ૧૨૧૫ મા વધારે પરીક્ષાસાનો બદલો રૂ ૧૫ ના પગારથી "કલેર સકાલર-સીપ"ના દરજામા પાંમેઆ.

* આ હવેલી બંધાતી વખતે આતસ બેહરાંમની એમારતનુંબી બાંધ કામ ચાલતું હતું, તેથી તે પવીતર મકાણના ઉપીયોગ માટે મજકુર હવેલીની પસછમ દસા તરફ આવેલી જમીનનો એક મોટો ટકડો, તથા હવેલીને લગતા ઉતર બાજુ પર આ-વેલા કુવાનો અડધ ભાગ, કેહય કે શેઠ ફરાંમરજે અરપણ કીધેલોછે. નો૦ લે૦

આટલી વાતતો ખરે ખરી દલગીરી ભરેલી જણાઈ આવીચ, અને તે બનાવ વળી હેવે ટાંકણે બનેલો સંભલાયોચ કે, જે વખતે પોતાના અભેઆસને વધારવાની પુર ઉલટપર આવેઆ તેટલાં ય૦ ૧૨૧૬ મા તેવનના બાવાનો વેપાર વહીવટ ઘણીજ તંગી ભોગવતો દેખાયો; અને ઘેર ગુજરાંણની બાબદ જારે માઠી જણાઈ, તારે તેના સંભાલ સારૂં અને તે ઉપરાંત પોતાની કેલવણીને ઉતેજન મલવા માટે આ ગંભીર ગરહસથે તેજ સ્કુલમા આસીસ્ટંટ માસતરનો ઓહદો મેલવવાની માંગણી કીધી; તો જોકે કલેર સ્કાલરસીપમા રહીને તરણ વરસ પુરાં કરવાં, અને તે પછે નારમલ સ્કાલરસીપની રૂ ૩૦ ના પગારવાલી પરીક્ષામા પસાર થયાવના કોઈબી સખસને આસીસ્ટંટ માસતરની પદવી ઉપર નહીં રાખવાનો કાએદો અસલથીજ બંધાએલો હતો; તે છતાં તે વખતના પરીનસીપાલ ડાકતર હારકનેસના જીગરમા એકતો ઉપલી હાલત બાબેની ખીના અસરકારક ઉતરી, અને તે સાથે તેવનની સીખવા સંબંધી સારી ચંચલાઈબી તેને પસંદ પડતી રહી, તેથી તે પરોપકારી સાહેબે મેહરબાંન થાઈ દર માંહે રૂ ૪૦ ના પગારવાલી આસીસ્ટંટ માસતરની જગેઆ તેનાને તતકાલ હેનાયત કીધી; અને તે સાથે એટલીબી છુટ બખશી હતી કે, માસતરના કાંમમાથી થોડોક અવકાસ પોતાના અભેઆસ માટે ફાજલ પાડીને નારમલ સ્કાલરસીપની પરીક્ષા જરૂર આપવી.

ઉપર જણાવેલી છુટનો લાભ લઈને શેઠ અરદેસરે ય૦ ૧૨૧૮ મા નારમલની પરીક્ષાબી સંપુરણ રીતે પાર ઉતારી આપી હતી; અને હાવાં કામમા રોકાયા છતાં તેની એક વરસ આગમજ "સ્ટુડેંટસ લીટરરી એંડ સાયનટીફીક સોસાઈટી"ને હસ્તકથી ઉઘડેલી પારસી છોકરીઓને કેલવણી આપવા માટે પેહલી નીસાલો જે ચાલુ થઈ તે માહેલી ચંદનવાડીની નીસાલ પોતાના બાપોકા ઘેરની અંદર ઉઘાડીને તેનું સીક્ષકપણું પણ તેનાએજ ચલાવેલું હતું.

આસીસ્ટંટ માસતરનો માન ભરેલો ઓહદો કેટલાંક વરસવેર બજાવેઆ બાદ એલફીનસટન કાલેજની અંદર પરોફેસરોનું કાંમ વધી પડેઆથી, ચાર જવાંન દેશીઓ* પસંદ કરી, તેઓને મલતા મુસારા વધારી આપતાં "આસીસ્ટંટ ટુ ધી પરોફેસર"ના એલકાબ સાથે મદદનીસ દાખલ જે ઠેરવેઆ, તેમા આ એક જહલકતા જવાન મીતરેબી ૧૨૨૭ થી લાગુ રહીને દોહોડક વરસ સુધી બહુ બાહોશી સહીત પોતાનું કાંમ બજાવેલું હતું; અને તારબાદ તે જગા સદનતર કાહડી નાખેઆથી તેવન પાછા આસીસ્ટંટ માસતરના પોતીકા આગલા ઓહદાપર બીરાજતા રહેઆ.

ગુજરાતી ગ્યાનપ્રસારક મંડલીનું માનવંતુ કાંમ જારે ય૦ ૧૨૨૭ મા સરૂ થયું, તેનું મુનશીપણું પેહલવેહલું મેલવનારબી એજ સદગુણી ગરહસથ હતા; અને તે જગેઆ પણ તેનાએ બરોબર પાંચ વરસ સુધી પરમાણીકપણે બજવી

* જેમા એક પોતે, બીજા મી૦ જાંગીરજી બરજોરજી વાછા, તરીજા મી૦ નવરોજજી નાનાભાઈ બનાજી, અને ચોથા મી૦ કાવસજી એદલજી પંભાતા માંબલવામા આવેઆછે.

રાખી હતી, એટલુંજ નહીં પણ તે મંડલીને લગતું પેહલવેહલું બાસાંણખી ગુજરાતીમા તેનાએજ આપેલ હતું; અને તે પછે ઉપર જણાવેલી મુદત સુધીમાં વીદ્દેઆ તથા હોનરો અને રસાયન શાસ્ત્ર* ઉપર મલીને કુલે ૫૦ બાસાંનો બેરણ બેરણે તેવન આપતા રેહેઆ; અને તે ઉપરાંત ગાન પરસારક નામનાં ચોપાંણીઆંઓ જે પરસીધ થતાં તેના અધીપતી પણાનું કાંમખી કેટલાંક વરશોવેર તેનાએ સારી રીતે ચલાવેલ હતું. એજ સમાપર રાસતગોફતાર નામનું ગુજરાતી પતર જે એવતની નીસાલ મંડલી તરફથી પેહલવેહલું ચાલુ થયું. તેમાણી આ શેઠ લાંમખી મુદત સુધી ઘણી સારી એબારતથી રસીલાં લખાણો કરતા હતા, તેટલી વાતતો એલમની કદરને બુજનારા સાહેબો સીવાએ બીજાઓ કદાચજ સંભારી સખશે.

સ્કુળની અંદર માસ્તરપનામા રહેઆ તાંહાંતુલીક છોકરાઓને શીખવવા બાબે તેનાએ વાપરેલી કલાથી તરબીએત આપવાની જાબજા તારીફ થાયછે. આ ગરહસથ પોતે જેવા દલશોજછે, તેવીજ દેલ સોઝીથી પોતીકા ચેલાઓને કેળવની આપી જે પાહવરદા કરતા હતા, તેના આજે ઘણાક નાદર અને ધનેતર દાખલાઓ જોનારાઓની સનમુખ દીપતા રહેલાજછે; અને તેવા કેળવણી પાંમેલા બેસુમાર ચંચલ જવાનોને હવડાં કાંઇને કાંઈ કીરામના આબરૂદાર ઉદમમા ઇજત સાથે પોલા જોઈ મી૦ મુસા પોગા મગરૂર થતા નહીં હશે.

આપણી ટાપુખાતે પેહલવેહલું તારખાતું ઇ૦ સને ૧૮૫૩ મા જારે ઉભું થયું, તારે તે ખાતાંની અંદરખી મી૦ મુસા સઉથી પેહલા (દેશી ઇનસપેકટર તરીકે) દાખલ થયા હતા. એ ખાતાંમાં દેશીઓ મુદલ ચાલી શકવાના નથી એવો તેના વડા ડાકટર ગરીનનો અભીપરાય હતો, અને તેથી તેણે દરેક નાહાનાં મોટા ઓધાઓ ઉપર ઈંગરેજો તથા ઇનડો યુરોપીઅનોને મુકરર કરીઆ હતા; પણ મી૦ મુસે રસાયનશાસતરના સંબંધમાં વીજલી વીદીઆનો બહુ સારો અભીઆસ કરેલો હોવાથી, તથા તે બાબેની માહીતગારી એલફીનસટન કાલેજના કેમીસટરીના પરોફેસર ડાકટર જીરોને હોવાથી તથા મી૦ મુસની એ શાસતરોના સંબંધની પેહેલે દરજાની કાબેલીઅત વીશે ડાકટર જીરોનું ઘણું ઉંચું મત હોવાથી તથા મી૦ મુસ જેવા એક કાબેલ ને સઘલી વાતે લાયક ગરહંસથને તાર ખાતાંમાં માનવંતો હોદો મલેલો જોવાની તેની બહુ ઈંતેજારી હોવાથી ડાકટર જીરોએ મી૦ મુસ બાબે ડાકટર ગરીનને મોટી શીફારસ કરવાથી તેણે આપણા આ લાયકીવાલા પારસી વીદીઆરથીની મુલાકાત લઈ તેમનામાં કેલવણીનું કઉઅત, તથા વીશેસ કરી રસાયન શાસતર અને વીજલી વીદીઆનું કેટલું જહુરછે તે વરતી લઈ તુરત પોતાના હાત એઠલ એક ઇનસપેકટર મુકરર કરી મુંબઈ ખાતેની વડી આફીસના વડા તરીકે તેમને ગોઠવી સઘલું કામ તેમને હવાલે સોંફી દીધું. મી૦ મુસે એકાદ બે માસાની ટુક મુદતમાં

* પોતીકા ચઢતા અભીઆસ વખતે આ એલમમા ઘણો સારો અનુભવ મેલવેલ્આથી આજની ઘડી સુધી એક અછા રસાયન સાસતરી તરીકે તેમની એોલખ આપણી વસતીમા સારી રવેશે જલવાઈ રહેલી જાણવામા આવેછે. ના૦ સ૦

ડાક્ટર ગરીનની ખાતરી કરી આપી કે તેણે નહી ધારેલું એટલું સાન' મુસે પોતાના હુનર પાછલ વાપરીશ જેથી તેણે તેમના કોઈબી કામ' વચે ન પડતાં આર સઘલો જરજોખમ પણ તેમને સરજ રાખીઓ તથા બીજાં માણસો વગેરે રાખવા કરવાની સઘલી મુનસફી તેમનેજ સોંપી પોતે લાગલા ફરવા નીકલી પડીઓ તથા પોતાનું વડું મથક બેલગામ તરફ કીધું.

આણી તરફ મી० મુસે પોતાની જાનપછાનના ને જેઓની રાકતી તથા કાબેલીઅત વીશે પોતે આગમજથી ખબર ધરાવતા હતા તેવા ઘણાક પારસી જવાનોને સગલા ટેલીગરાફ ખાતાંમાં દાખલ કરી નાખીઆ અને તેથી બનીજ એમ કે બેચાર માસમાં લગભંગ આખું ટેલીગરાફ ખાતું જુદી જુદી પદવીના પારસી અમલદારોથી ભરાઈ રહેલું; અને' તે ટુક મુદતમાં આ મી० મુસ તથા તેમના નવા મદદનીશોએ પોતાના ખાતાનું કામ બારે ઉલટ તથા ચોંપથી એટલું તો સરસ રીતે બજાવી દીધું કે જેથી એ ખાતાનાં વડા ડાક્ટર ગરીને તેમને શાબાસી આપવા સાથ પોતાનો આગલો વીચાર ફેરવી ઘણાક દેશીઓને તે ખાતામાં દાખલ થવાની છુટ આપી હતી—અને વચે જો કંઈક ગેર સમજુતી થઈ નહતે અને ડાક્ટર ગરીનના ગરમી ભરેલા તુંદ સવભાવને લીધે કેટલીક નાપસંદ બીકરીઓ ઉભી ન થઇ હતે તો આજની ઘડી-સુધી ટેલીગરાફ ખાતામાં ઘણાક ઓધેદાર પારસીઓ અને બીજા દેશીઓ આપણ જોઇ શકતે. ઉપર બેસારો કરવા જેવો કંઇક માડો સંજોગ બનવાથી મી० મુસે ટેલીગરાફ ખાતાંની નોકરી તતકાલ છોડી, અને તેનાની સાથેજ જેટલા પારસીઓ તે વખતે એ ખાતાંમાં હતા તેઓએ પણ એકીવારે પોતાના રાજીનામાં આપી પોતપોતાની નોકરીઓ છોડી હતી. ટેલીગરાફ ખાતું છોડ-વાથી વરસેક સુધી બીન નોકરી રેહેવાબાદ મી० મુસ પાછા એલફીનસટન ઇસકુલમાં આસીસટંટ માસતર તરીકે સામેલ થયા હતા અને તેપછે તાંહાંની બાઆર સકુલમા હેડ માસતર તરીકેબી બીરાજીને છેક ય० ૧૨૨૯ સુધી તાંહાં રેહેયા હતા. ઇ० સને ૧૮૬૨ માં ઉભી થયલી બોમબે રાયલ મીલના ડરેકટરોએ મી० મુસની કાબેલીઅત ઉપરથી તેમને પોતાની મીલમા સેક્રેટ-રીના હોદા ઉપર મુકરર કરીઆ હતા. હમારા ધારવા મુજબ તે વખતપર કોઇબી મીલો ખાતે સેક્રેટરીની જગા દેશીઓને મલતી નોહતી, પણ એજ બાઓગવંતા નરને પેહેલવેલી એવી માન ભરી જગા હાથ' આવી હતી. એ મીલના ખાતાંમાં પણ સરૂઆતથી તે મીલ બંધાઇને પુરી થયા પછે કામ ચાલવાવિર એક ટગરે અને એક નીશટાથી મી० મુસે ઘણીજ વફાદારી તથા નીમકહલાલીથી પોતાના હોધાની ફરજ બજાવી હતી. મી० મુસની એફીન-દારી ઉપર બાગીદરો તથા ડરેક્ટરોનો એટલો તો વીસવાસ બેઠો હતો કે તેઓ ફક્ત તેમના એક સખુન ઉપર એતબાર રાખી પોતાની મીલના સંબંધમાં સઘલું કામ કરતા હતા. સકરેટરીઓને કેટલીક હકસાઈ લેવાની છુટ ચાલતી આવેલી હતી તેની સાંમે મી० મુસે અવલ વાંધો લીધો—પગારદાર સકરેટરીને પગાર શીવાએ બીજી કોઇબી જાતની હકસાઈ અથવા દસતુરી આપવાનું કામ

આગલ ચાલતાં મીલના હકમાં નુકસાન ભરીણ છે એમ તેઓએ પોતાના અંતકરણના ફરમાવવાથી જાણીઉં હતું તેથી તેનાએ ડરેકટરોને સાફ જણાવીઉં હતું કે તેવન તે કસું લેવા ચાહાતા નથી. અગરજો તેનાએ ચાલતા આવેલા શીરસતા મુજબ તે હકસાઇ લેવા માંડી હોત તો પાંચ છ વરસની એ મીલ સાથની તેમની કારકીરદીના શંબંધમાં તેઓએ ઓછામાંઓછા લાખ બે લાખ રૂપીઆ પોતાના ખીસામાં નાખીઆ હતે. પણ જે નરનો મજબુત ઠરાવ પોતાની પવીતર ફરજો અદા કરવા શીવાએ બીજી કશી વાતપર નહી તેજ આવી લલચાવનાર રકમો પડતી મુકે, અને તે સાથે એ દસતુરી કે હકસાઈ કાપી લેવાની વાત કંઇ ચોરીછુપીની કે હરસેની નહીં હતી–ધમધુકાર લેહો લેતા આપતા, અને ડરેકટરો તથા ભાગીદારો તે જાણુતાખી હતા–તોપણ એવણને તો તે લેવીજ નહી એટલે થયું.

એનાજ સંબંધમાં એક બીજી નોધી લેવાજેવી વાત જે જાણવામા આવીચ, તે એછે કે એ મીલનું કામ હાર પડી ચુકા પછે તુરતજ રૂઉ રાજાના બાવ ઘણા ચઢી જવાથી મીલમાં પુરતું કામ ન થઈ શકવાને સબબે બાગીદારોને માથે ઘણો ખરચ ચાલી જતો હતો તેને સમે આ મી૦ મુસે કોઈના પણ કહેવા વગર પોતાનાં મનસુજીઉજ પોતે ડરેકટરોને લખી વાલીઉં કે તુરતવેલા મીલના કામમાં હાંસલ જેવું કંઈ જણાતું નથી પણ ઓર ખરચ ધમધુકારે ચાલીઓ જાએછે તે વાત બાગીદારોને નુકસાન કરનારછે માટે જાંહાવેર મીલનું કામ સુધરે તાંહાંવેર તેઓ પોતે હરપે પગારે નોકરી કરવાને ખુશીછે. અલબતાં દર માસે પોતાના ગીરોના બસોથી હડીસો રૂપીઆ મુકી બેસવાની હીંમત સઉ કોઇને આવતી નથી. બીજાઓ જારે પોતાના પગારો વધરાવવાની શીફારસનાં કાગલો લઈ રખડે, તારે મી૦ મુસ જેવા મયાવંતા ગરહસથ પોતે પોતાનો પગાર ઘટરાવા નીકલે એ બનાવથી ડરેકટરો, બાંગીદારો તથા મીલના તમામ માણસોમાં કંઈ ઘણીજ નવાઈ લાગી–ગમેતે થયું પણ મી૦ મુસેતો તાર પછે ફકત હરપોજ પગાર લેવા માંડીયો. આ મામલો જોઈ ડરેકટરોએ તેટલી મુદતની પોતાની ફી મુકી દીધી તેમજ ઈંજનેરે તથા બીજા અમલદારોએ પણ અરધા પગાર પર જવાની પોતાની ખાએશ જણાવી, જેથી બનીઉં એમ કે મહીને દાહાડે લગભગ રૂપીઆ હજાર અથવા બરસોની કસર થઇ.

સાંભલેઆ પરમાણે શેઠ અરદેસરે ઊપલી મીલનું કાંમ ઇઆતો ય૦ ૧૨૩૮ અથવા ૧૨૩૯ થી બીલકુલ છોડી દીધુંછે, અને તે પછે પોતાને ખાનગી હસાબે રોજગાર ચ્યતા રહીને પરમાણીકપણાના પરતાપથી સોદાગરોની સકમા દીપતા દેખાએછે.

મી૦ મુસ સવબાવે ઘણા રાંક, નમાના તથા પરોપકારી કેહવાએછે. તેઓ સવારથ કરતાં પરમારથ સાંધનાર સરવેમા જણાઇ ચુકાછે. તેઓ જારે એલફીનસટન ઇસકુલમા હતા તારે અને તાર પછે પણ ઘણુ સુધી અને આજ સુધીબી, ઘણાક ગરીબ છોકરાઓને ઇસકોલના પગાર, ચોપડી, અને કાગલ વીગેરે ખરીદવા નાણુ તથા કોઇ કોઇને ખાધાખરચ

પટીક તેવન પુરો પાડતા આવીઆછે. અને તેટલા ઉપરથી એમની ભલમણસાઇ તથા ભીનનસારી જાબજા વખાણાએછે.

એવણે ગ્નાન પ્રસારક મંડલીના સંબંધમાં આગલાં વરસોપર રસાયન શાસતર ઉપર અને પાછલાં વરસોમાં નીતી શાસતર ઉપર આપેલાં ભાશણોની એક આવાજે તારીફ થઇછે. સર જમશેદજી ફીલાસોફીક ઇનસટીટીઉટની સભામાં એનાએ વાચેલા સગાઇ વીશેના નીબંધે લોકો ઉપર અતી જબરી અસર કીધી હતી.

આ શેઠીઆની ઉતંમ કેલવણી તથા સાહસીકાઇએ કેટલાક જાહેર ખાતાંઓ ઉપર જે સરદારી મેલવી આપીચ, તેની એક ટુક ટીપ મોટી ખુશી સાથે હીંઆં નોધી લઇએછે.

ખ૦ ૧૨૨૮ થી નેટીવ જનરલ લાઇબરેરીમા શીકરેટરીપણું લીધેલુંછે.

ખ૦ ૧૨૩૧ મા સર કાવસજી જાંગીર રેડીમણી નાઇટની સખાવતથી ખેતવાડી તરફ પેહલવેહલી ઉભી થએલી ધરમખાતાંની નીસાલના શીકરેટરીપણાનું કાંમ આ શેઆંના શેઠ પાશે તેજ વખતથી સમ્પાએ રેહેલું જેમ સંભલાએછે, તેમ તે શરીમંત સાહેબની સાહેતાથી ગણદેવી તરફ ખ૦ ૧૨૩૩ મા ધરમ ખાતે સથાપેલી અંગરેજી તથા ગુજરાતી નીસાલો ઉપરાંત, તેવીજ કીસમના દવાખાનાનો વહીવટ પણ બીજા સાહસીક શેઠીઆઓની સાથે તરસટી તરીકે ભેગા રહીને, તથા શીકરેટરીમા સમાઇને આ ગરહસથ તેજ દાહાડથી જે ચલાવતા આવેઆચ તે વીશે એવું સંભલાએચ કે, ઉપલાં ખાતાઓ તેવન મલતા શેઠ હોરમજી સખલાતવાલા તથા નાનાભાઇ માણેકજી ગનધરની દેખરેખ હજુર હવડાં ઘણીજ આબાદી હાલત જોતાં રહીને ગરીબોના આશીરવાદ પોતા ઉપર વરસાવેછે.

ખ૦ ૧૨૩૪ થી મુસેહના અંમલદાર તથા સ્પેશીઅલ જુરીના અધીકારનો ઓહદો નામદાર સરકાર તરફથી હેનાયત થએલોછે.

ખ૦ ૧૨૩૬ મા શેહેર સુધરાઇ ખાતાંના વહીવટનો હીસાબ તપાસનારા તરીકે આડીતરનો ઓહદો પેહલાં એકજ વરસ ચલાવેઓ હતો; અને તારબાદ ૧૨૪૦ થી તે ખાતાં ઉપર મવકલ થઇને અતાર તુલીક બીરાજતા માલુમ પડેછે.

ખ૦ ૧૨૪૦ મા યુનીવરશીટીના ફેલોસીપની જગેઆપર નામદાર સરકાર તરફથી નેમનુક થમાછે.

હવે આ બીના બંધ કરતાંમા એટલીજ આશેઆ રાખીએચ કે, મી૦ મુસ પાશે સમવાએલા માનવંતા ઓહદાઓ, અને તે ઉપરાંત બીજાં કોઇબી સાંધણો હોએ, તેનો ભોગવટો તેવન લાંમબી ઉંમર સુધી જીવીને ઘણા સુખ સાથે મેલવતા રેહ. આ શેઠે પોતાની કસાએલી કલંમ વટે ઘણાક રેસાલાઓ રચેલા, અને પુસતકો પરસીધ કીધેલાં હશે, પણ તેઓની એકંદર ટીપ શોધ કરતાં હાથ નહીં આવી; તે છતાંબી એકાત એ વાતની જે ઇઆદી હમોને મલીચ.

તેમાં એકતો "ઓલાદે જાદુ" નામના ચોપાંણીઆંએ લાગટાગ બે વરસ સુધી પોતાને ખાનગી ખરચે છપાવીને પરજામા ભેટ તરીકે વેંહચેઆં હતાં; જેની અંદર કાંઇજ નહી પણ વીદીઆ તથા હોનરથી બનતા અખતરાએ કરી બતાવીને લોકોના દીલમાથી જાદુ તોના તથા ભુત પલીદ અને ડાકણ વીગેરેના વેહમ બરતરફ કીધેલા કેહવાયોછે; અને તેની અસર આગત કરી પારસીઓ ઉપર ઘણીજ સારી થઇ હતી. બીજું પુસતક હીંદુસતાંન ખાતેની પોતીકી મુસાફરીમા મેલવેલા અનુભવનો આબેહુબ હએવાલ ૫૦ ૧૨૪૦ મા પરવર તાવીને તેની કેફીએત આલમની હજુર આસકાર કીધી, તેજ તેનાની છેલ્લી ઇઆદગારી હમારા સાંભલવામા આવીછે.



## શેઠ હોરમજજી શાપુરજી ડોલાખાઉ.*

આ ગરહસથની જનમભુમી ખંભાતમા કેહવાએછે, અને તાંહાં એક ગરીબ મા બાપને પેટે, રોજ ૧૭ મો માહ ૩ જે શેહણશાહી સાલ ૧૧૨૧ ૫૦ એ તેવન અવતરેઆ હતા. એવનના બીજા બે ભાઇઓબી તેમની સંગાથે અથવા આગલ પાછલ અતરે આવીને તે મોહેલા વડા કાહાનજી તો ગોદીમા સુથારને ધંધે લાગેલા હતા; અને નાંધલા સુખલાજી થોડુંક સુધી ફુબાસપણામા ફરીને પછે ચીન તરફની છએક સફર કરી આવેઆ હતા, પણ તેના સનેની ચોકસ ખબર જણાઇ નથી. એ સુખલાજીના છ મધેથી માતર પાંચમા દીકરા બેનેટના પેસાતનજીને નામે ઓલખાતા પોતાના પરીવાર સાથે હવડાં સુધી સુખવાળી હાલતમા હઇઆત રહેલા માલુમ પડેછે. આ હોરમજજી ડાલાખાઉ ૫૦ ૧૧૪૧ મા પોતાનુ વતન છોડી એકેદમ મુંબઈ આવી વશેઆ પછે, તરણેક વરસ રહીને ૧૧૪૪ મા રોજગારને અરથે પેહલવેહલા ચીનની સફરે ગયા; અને ૧૧૯૪ મા છેલા મુંબઈ આવી રહેઆ તાંહાંસુધી લગભગ ૫૦ વરસના અરરામા ૩૦ થી વધારે સફર તેનાએ કીધેલી કેહવાઇછે. આ બાપડાને કોઇબી જુબાણનો એક હરફ વટીક લખતાં અથવા વાંચતાં આવડતો નોહતો, પણ નશીબના હેવાતો બીલંદ હતા કે પોતાના રૂડાં પેઆણની સખતીથી જેબી વેપાર કીધો તેમા નફોજ મેલવી લીધો હતો. આ શેઠ મનથી જેવા ભોલા, તેહવા સખુનના એટલાતો સાચા હતા કે, તે ઉપરથી ચીના લોકોએ તેમનુ નામ પોતાની જુબાણમા "ચાઉછુંગ† ટામેપાન" આપેલ હતું, જેનો અરથ નીખાલસ દીલનો ભોલો શેઠ થાએછે.

---

* એવું સાંભલવામા આવેછેંચ કે તેમના બપાવા ચાલતાં હાલતાં કુદરતી સંજોગથી જખરા જોંહોંકા ખાતા હતા, તે ઉપરથી ડાલાખાઉની અટક તેમના પરીવારો અંદર પંથરાઇ રહેલી છે. નો૦ લે૦

† આ નામ તેઓના એક દેવતાનુ કેહવાએ છે. નો૦ લે૦

# ડોસાભાઈના ખાનદાનની વંશાવલી.



આપણી ટાપુના જાંણીતા મીતર શેઠ શોરાબજી શાપુરજી બંગાલીના બપાવા, મરહુમ શેઠ નવરોજજી શોરાબજી ઉમરીગર પણ આ ભોલા ડાલાખાઉની સાથે મેતાગીરીની ચાકરી લઇને પેહલવેહલા ઇ૦ સને ૧૮૦૦ મા ચીન તરફ ગયા હતા; અને કેટલીક મુદતસુધી તેમની પાશે રહેઆ પછે, તેવનથી છુટા પડી પોતાનો રોજગાર ચલાવેઓ તે છતાંબી આ ભોલા માલિકને હઇ-આતીની છેલ્લી ઘડીસુધી તેવન મોટું માન આપતા હતા.

આ ગરહસથની કારકીરદીમા તેવનથી કીરતી ભરેઆં કાંમો તો કાંઇજ નીપજેલાં જણાયાં નથી, પણ એક અભણ પુરશે જીગરની ઉલટ લઇને રચેલા રોજગારની મારફતે ગરીબાઇમાથી સુખવાળી હાલત જે જોઇ, તેની શેહજ ઇઆદી નોધી લીધીછે. આ શેઠના ભોલાપણાની રમુજી વાતો જે ઘણીક સાંભલવામા આવીચ તે માહેલી બે બાબદો હીંઆં ટાંકી દેખાડીએછે કે, જારે ચીનાઓ પાશેથી ખરીદેલો જેબી માલ પોતે તોલાવી લીએ, તારે તેનું બારદાંણ વજનમા ભારી વલાવવું જોઇએ તેને ઠેકાંણે તેઓ રમુજ ખાતર તેનાને એછું કેહ, તો તેથાનેબી એછું કરાવાની પોતે ઘણીજ ચીકજીક કરે; પણ તે વીશેનો ખોલાશો પોતાના મેતાથી હાંશેલ થાએ તારે વાતને સહમજમાં ઉતારીને તેમના કહેઆ મુજબ ચાલે. હાવી ભાંજગડો જોકે ખાચાસની ભોલાઇને લીધે ઘણી વખતે ઉઠેઆ કીધી, પણ તે વખતના સતવાદી ચીના વેપારીઓબી પોતાને રમુજ મેલવેઆ સીવાએ બીજી કોઇ રીતની ભુલથાપ તેમને આપતાજ નોહતા. બીજી વાત હેવી જણાઇચ કે એક વખતે ચીનથી મુંબઇ આવતાં મારગમા સીંગાપોરનુ બંદર કીધું, તાંહાં પોતાની સાથેના બીજા ઉતારુઓ સહીત તેવનબી કીનારે ઉતરેઆ; અને તે વખતે વાંહાન માહેલો કેટલોક માલ તેહવે ઠેકાંણે વેચવાનો જે સીરેસતો હતો, તે મુજબ થોડાક માલ સાથેના ઉતારુઓ માહેલા કોઇએ એકના દોહોડા થતા સહમજાવેઆ ઉપરથી ડાલરના ૧॥ રૂપીઆને ભાવે વેચવાનુ સાટું કીધું; અને ખરીદનારા સખશે રમુજ ખાતર હેવુંબી કહેણ કે, આટલા ટુંક મારગમા એકના દોહડા થાએચ માટે બધો માલ હીંઆજ વેચી કાહડીને તેને બદલે મુંબઇ બરનો માલ લઇ જાવો કે તાંહાંબી તમો તેટલોજ નફો મેલવશો. આ વાત પોતાના ભોલાં મનમા ઉતરેઆથી વાંહાંણના કપતાન પાશે તેવણ ગયા, અને પટાવીને પોતાના હસાબનો માલ હવાલે લેવા માંગેઓ; પણ કપતાંને જારે એકના દોહડા થવાનો હીસાબ કોબીની રીત તેનાને સહમજાવી કહેઓ તારે પોતાની ભુલ જોઇ, અને તે વાતનીબી તાંહાં ઘણી હસાહસ થાઇ હતી; અને તેમા પણ સારાં ભાએગે રમુજ સીવાએ કોઇએ તેણાની સાથે દગો કીધોજ નોહતો.

હાવી ભોલાઇ અસતાં પોતાનો મોહભો ઘણા માનથી તેનાઓ જાલવી રાખતા હતા, અને તેના પરતાપથી સારી સારી આસાંમીઓ સાથે પોતે જે મીતરાચારી મેલવેલી હતી, તેમા મુખીઅ કરી પોતાનાજ જેટલી વએવાલા બુજોરગોની મંડલીમા તેવનને સમાયા વીશેની ઇઆદી મુગાના દાદાભાઇની હકીગત અંદરથી વાંચનારા સાહેબોને જણાઇ આવશે.

આ શેઠની અશીરવાદથી ચાર દીકરાઓ હસતી પામેઆ હતા, તે માહેલા એદલજી નામના નાહના દીકરાતો બાલવએમાજ મરણ પામેલા માલુમ પડે-આછે; અને તરીજા ડોસાભાઈ તો દુબાસના કામમાજ પરથમ સતોરા પામતા હતા; પણ વડા નવરોજજી તથા બીજા જમશેદજી જે ગુજરાતી નામુ થામુ લખવે બરા બાહોસ હતા, તેઓને પોતાના આવતા વખતમા પાછે ગએઆ કરતા મરહુમ વાડીઆજી શેઠ ખરશેદજી ફરામજીને તાહા મેતાગીરીના કામ ઉપર ચોકી દીધા હતા; જેઓ વીશે એવુ બોલાએચ કે તે બેહુ ભાઈઓ ઈ૦ સને ૧૮૨૪ મા ચાકરી છોડીને અપસના પંતીઆના પણામા બેડોલો રોજગાર કરવા લાગા

પોતાના બે દીકરાઓને વેપારી વેસમા આવેલા જોયાથી, ખુશી ઉપજવતા આ ભોલા ડોનાબાઉબી જઈફીએ પોહચેઆને લીધે ઉપલા વરસથી મુંબઇમાજ રહેઆ, અને તરીજા દીકરાને દુબાસના ધધામાથી કાહડી તેમના બે ભાઈઓના આસરા હેઠલ જે ચોકી આપેઆ, તે ડોસાભાઈએપી ઈ૦ સને ૧૮૨૫ થી ચીન તરફ જવા માડેઁ.

ડોનાબાઉના બે દીકરાઓનો બોહોલો વેપાર લગભગ તરણેક વરસ ચાલેઓ, તેટલા તેઓના ભાએગ માઠી હાલત પર આવેલા એવા માલુમ પડેઆ કે, એક તરફ આ જઈફ ડોલાબાઉએ ચાર દીવસના તાપની માંદગી ભોગવીને રોજ ૧૯ મો માહ ૧૨ મો શેહનશાહી સાલે ૧૧૯૬ ય૦ એ ૭૫ વરસની ઉપર ૯ મહીના ને ૩ દાહાડાની વએમા તેવણ મુબઇ ખાતે મરણ પામેઆ, અને બીજી તરફ તેમના બે બેટાઓ ચીન ખાતે દેનદારીના દબાણમા આવેઆથી પોતાનો વેપાર બધ કરી બેઠા; અને દેવુ અદા નથઈ સકેઆને લીધે કેટલીક મુદત સુધી ચીનમા બેકાર પડી રહેઆ પછે માગનારાઓની મનજુરીએત મેલવી તેઓ એકેકની પુઠે તાહાથી નીકલી મુંબઈમા આવી રહેઆ, પણ તે દાહાડા પછે બીઆરાઓએ સારી હાલત પાછી જોઈજ નોહતી.

એવનના તરીજા દીકરા ડોસાભાઈ,* જેવન ચોતીકા બેહુ ભાઈઓની ચાકરીમાથી બેકાર થઇ પડેઆ, તે ઉપર આપણી વસતીના માહ વગ્મી મરહુમ શેઠ મોતીસાહ, અને શેઠ અમરચંદ બીમચદ દમણીએ દયા દેખાડેઆથી તે સાહેબોનુ તથા બીજા વેપારીઓ પાશેથી આડતનું સારૂ કામ મલવા માડેઁ; જે લઈને ઈ૦ સને ૧૮૨૮ થી સવતંતર પણે પોતે ચીન જવા લાગા. આ ગરહસથ ઈ૦ સને ૧૮૫૨ મા જારે છેલી ખેપ પુરી કરીને મુબઇ આવી બેઠા, તારે તાહા તુલીકના ૨૪ વરસની મુદતે તેનાની અઢારેક સફર થએલી ગણાઈ હતી. એવનની સાથે આ નોધ લેનારે વાણોતરીમા રહીને ઈ૦ સને ૧૮૩૭ થી તે તરફ જવા માડેઁ, તારથી તે ૧૮૪૯ સુધી બાર વરસ હંસીખુશીથી જે ગુજારેઆ, તેની ઈઆદગારીમા આ ભોલા કુટબનો ટુક હએવાલ હીંઆ નોધી

* આ ગરહસથને ચીનાલોકો "આઉક્રુગચાઇ" (ઈઆને બોના શેઠના દીકરા)ને નામે પેહલા બોલાવતા હતા, પણ તે પછે તેનાઓની બાપના જેવાજ ઓળીઆ દેખાયા ઉપરથી "ફુસાર" નામના એક દેવતાના એલકાબથી ઓળખાવા લાગા. નો૦લે૦

## ફકીરાભાઈજીના વડવા તથાં વશીલાની વંશાવલી.



લેવાની ખરી ફરજ અદા કરતાં આટલીજ દલગીરી ઉપજાવીએચ કે હમારાં પુરાંના દોસત શેઠ ડોસાભાઈ લગભગ ૭૦ વરસની જઈફીએ પોંહચેઆ પછે, સરીરની નાતવાનીને લીધે કેટલુંક થયું બીમારી ભોગવતા જે માલુમ પડેછે, તેના સંભાલ માટે પરમેસવરની પરારથના કરીએચ કે, તે કીરતાર તેમની જીંદેગીના બાકી દીવસો સુધી સુખ ચેનમા તેનાને અરાંમ પમાડે.

આ ખાનદાનના એક નબીરા મી૰ હોરમજજી પેસતનજી (ઉરફે બેનેટના), અંગરેજી વીદેઆ અતરે હાંસલ કરી રહેઆ પછે, નેયાયખાતાં સંબંધી કાએદાની કેળવણી પાંમવા માટે છેક વેલાત સુધી ગયા હતા. જાંહાં પોતાની રૂડી ધારણા પારઉતારેઆથી સતા ભરેલી સનદ મેલવી લઈ હીંઆં આવેઆ, અને તેની ખુબીથી આપણી હાઈ કોરટની અંદરં એકાદ નેયાધીસની હજુરમાં ઈ૰ સને ૧૮૭૧ ના આગસટની ૧૦ મી તારીખે ધારા પરમાણે સપત લઇને તે દીનથી બારીસટરનો માન ભરેલો ધંધો જે ચલાવવા લાગા, તેથી પોતાના કુટુંબીઓની વચે તેનાએ સારો પરકાસ દીપાવી દેખાડેઓછે. પોતાનો ધંધો બાહેરના દેશો તરફ ફએલાસ પાડવાની મતલબથી, મી૰ હોરમજજી, ૧૮૭૩ ના મેની ૫ મી તારીખે ઉપડતી મેલબોટમા સવાર થઈ ચીન ખાતે ગયા હતા, પણ તાંહાંની અંગરેજી અદાલતોમાં કાંમ મલવાની કાંઈજ ઊમેદ નહીં જણાયા ઉપરથી ચારેક મહીના થોભિઆ પછે, તાંહાંથી તેજ સાળના અકટોબરમા આસટરેલીઆ તરફ રવાંણે થએલા માલુમ પડેઆછે.



તેના સંબંધથી બે બેટાઓની વસતી થએલી જોઈ ઘણાજ સંતોસ પાંમવા લાગા. એઓમા વડાનું નામતો મથાલે જણાવેલુંજછે, અને નાથલાનું ડોસા-બાઇ ગએલ હતું.

બાઇજીનો ધંધો જોકે ઘણોજ સાધારણ હતો, પણ તેમના ઘરાકોમા એટલા તો પરમાણીક પણે વખણાતો રહેઓ કે, દરેક અમલદારો એકેકથી સરસ ચાહ તેવન તથા તેમના બે બાલક બેટાઓ ઉપર બતલાવવા લાગા; અને તેથી ફરી આખા કોલાબાની વસતીમા સરવેના માનીતા મીતર થઇ રહેઆ પછે જઇફ ઉમરમા ગુજરી ગએલા કેહવાએછે, પણ તેના સનેની સનદ કોઇ પાસે સચવાએલી સાંભલી નથી.

બાપના વગથી સેઠ ફકીરા તથા તેમના ભાઈ લસકરી મોટા અમલદા-રોને તાંહાં કેહઅ કે, કોચમેન પણામા રહીને આબરૂથી ગુજરાંન ચલાવતા હતા, તેમા નાથલા ભાઇએ તો પોતાનો બધો જનમારો તેજ ધંધામા પુરો કીધેલા કેહવાએછે, પણ આ ભાગ્યેગસાલી ફકીરાનું બવીશીઅકાલ જારે ઉચી કલાપર ચહડવા માંડી, તારે કોચમેનનો ધંધો છોડીને ખંધારી ઘોડાઓ વેચવાની દલાલીનો વહીવટ ઇ૦ સને ૧૮૨૨ ના ડીસેમબરની ૯ મી તારીખથી સરૂ કીધો; અને તે કારણ માટે જુના સુનાપોરની ગલી માહેલો મરહુમ દાદા માઇનો તબેલો ભાડે રાખેઓ હતો.

આ બાબેની ખબર અરબસતાનથી ઘોડા આણનારા અરબોમા ફેલા-વાથી તેઓ માહેલા થોડાક જણાઓએ પોતાના ઘોડાઓ વેચવાનું કાંમ સેઠ ફકીરાને જારે સોંપેઉ, તારે ઉપલા તબેલાની નાહની જગેઆ તેનાએ છોડીને ચરણી વાડીના રસતાપર સેઠ ખાનદાનના નખીરાએ હસતકનું મોટું મકાન ઇ૦ સને ૧૮૨૩ મા ભાડે લીધું;* અને તે દાહાડાથી તેવનનુ પરીવાર એજ ઠેકાંણે હજી સુધી પોતીકા વડવાઓએ રચેલો રોજગાર હાથ જાહાલી બેઠેલું જોવામા આવેછે.

ગરીબ માબાપને પેટે અવતરેલા આ ફકીરા સેઠની કમાલીઅત એટલી સાંભલવામા આવીછે કે, તેનાએ જાતી મેહનતથી અરબ વછીઆતોની સેવા જે પરમાણીક પણું સાચવી બજાવેઆ કીધી; તેથી તેવનને તાંહાં ઘોડાઓની આવદાખુી એટલીતો થવા માંડી કે, દર મોસમે તેમના તબેલાનું ઘસ મોટું મકાન ભરપુર રહેઉ; અને જણાવરોના વકરાબી જેમ શીકાર ઉપજેઆ, તેમ તેના માલેકોની મમતા પોતા ઉપર ખેંચતા રહેઆ. આ સેઠ જારે ૬૦ વર-

* આપણી ટાપુ તરફ તથા દેશાવર ખાતેના મોટમોટા અંગરેજ અંમલદારોમા પરખેઆત થાઇ ગએલો અરબ સોદાગર હાજી અબદુલ વાહાબ પણ આ ગરહસ-થના ગુજરેઆની પાંચેક વરસ આગમજથી તેવણના એક બેરખાહ વછીઆત તરીકે જે બંધાઇ રહેઓ હતો, તેની મોહબત હીજરી સને ૧૨૮૭ ના સફર મહી-નાની ૧૦ મી તારીખે તે મરણ પામેઓ તારે તેમના પરીવારો વચેથી છુટી પડી હતી.

ના૦ લ૦

સતી બરતીમા આવીને રોજ ૨૮ મો માહ ૧૧ મો શેહનસાહી સાલે ૧૨૧૦ય૦ એ ગુજરેઆ, તારે તેમની પીઠથી જનમ પાંમેલાં તરણ બેટાઓ અને તેટલીજ બેટીઓ મલી છ ફરજંદો ઉપરાંત તેઓ માહેલાં કોઇકોને તાંહાં થએલાં છઇઆંઓખી હઇઆત હતાં.

# શેઠ બેજનજી ફકીરજી.

મરહુમ ફકીરાના તબેલાનો વહીવટ ફતેહમંદી સાથે ફેલાવનારા તેમના આ વડા બેટા, રોજ ૧૦ મો માહ ૯ મો શેહનસાહી સાલે ૧૧૭૯ ય૦ એ જનમ પાંમેઆ હતા. આ ગેરહસથ બચગીથીજ ચંચલાઇ પકડતા રહેઆને લીધે, પંદર વરસના થયા તેટલાંમાં બાપીકા ધંધા ઉપર ખંતીપણે ધેઆણ આપતા રહેઆ; એટલુંજ નહીં પણ અરબ વઘીઆત ઉપરાંત સઘલા વરગના અંગરેજ અંમલદારો તથા વેપારીઓ વચે પરમાણીક પણુ બતલાવીને તે બધાઓનો વીસવાસ એટલોતો મેલવી લીધો હતો કે, તેમના ભરોસાપર ઘણી ઘોડાઓ વેચાએ તથા ખરીદાએ, તે શોદામાં સરવે સખશોને સરખી આંખે જોઇને, પોતીકા તબેલાની કીરતી મુંબઇ ઉપરાંત બાહેરના બીજાં દેશાવરો સુધી તેનાએ આસકાર કીધી હતી; અને તેટલી લાએકાતથી તે તરફના ઘણા ઘરાકોબી તેનાએ હાથ કરી લીધાં હતાં.

બાપના મરણ સુધીતો તે તબેલો તેમનેજ નામે ચાલતો હતો; મગર તે પછેનો વહીવટ આ ગેરહસથે પોતીકાં નામપર કરી લીધો, અને તેમની કજા બાદ તેવનના એક પુરા દીકરા નવરોજજી (જેનો જનમ રોજ ૯ મો માહ ૨ જો શેહનસાહી સાલે ૧૨૦૯ ય૦ એ થએલો જે જણાએચ તે હસાબે તેવન હપડાં ૩૪ વરસની વએ પસાર કરી ચુકેલા કેહવાએછે) તે સપુરદ થયો, તે છતાંબી ફકીરાના તબેલાનું અસલી નામ જાહેરાતમાં તાલુકો રાખવું હજી સુધી ફરાંમોસ પાંમેલુંજ નથી.

મથલે જણાવેલા માનવંતા મીતર જેમ પોતીકા ધંધાને સર સરવેમા પેઆરા હતા, તેમજ એસ કબીલા ઉપરાંત દોસત આસનાઓ સાથેની તેનાએ ઘણીજ મીલનસારી ભરેલી મોહબત જોડેલી હતી; અને વચન ઉપર એટલીતો સચાઇ સાંધેલી જણાઇછે કે, જે સખશોબી તેમની સાથે કાંમ પાડતા હશે, તેના મોહડાંથી વખાણ સીવાએ બીજો કોઇબી સબદ સંભલાએજ નહીં. હાલા મોહલા વહીવટ છતાં એવનની આટલી ખુબી તો પરકાસતીજ દેખાઇએ કે, કોઇબી વઘીઆત સાથે વાદવીવાદ, તથા ઘરાકો વચે ગેર સહમજુતીનો સબબ તેનાએ કોઇવારબી આપેઓજ નોહતો; માટે હાવો સદગુણી સખસ જો આ સરરાઠી પર લાંમબો વખતવેર જીવતો રેહતે તો પરજા તરફની પરીતીબી તેવણ આસાંનીથી ખેંચી લેતે, પણ અફસોસછે જેમરાની જાલમી ચુંગાલ ઉપર કે, તેવાની જીંદગી, જઇફીએ પુગાડઆ આગમજ માતરે પચાસ વર-

'સની વચ્ચે પુરી કાગવેઓ* વીના જે ખતમ કીધી, તેના વીજોગથી રોજ ૭ મો માહ ૫ મો શેહનશાહી સાલ ૧૨૨૯ ય૦ એ ફકીરાના બેજનજી પોતાના બેહધ વહીઆતો, ઘરાંકો, પરીવારો તથા મીતરોથી જુદા પડી ચંદરોકાલની પવીતર દુણીઆ તરફ ચાલી ગયા.



## મુંબઈવાલા શેઠ ભીખા મેહરજીનું મંડાંણ.

સુરતની અસલી મુગલાઈ સલતનતને તાબેના ઉમરા ગાંમમા, શેઠ મેહરજી† જીવનજી રહીને, તાંહાં પટેલાઇનો અમલ ચલાવતા હતા. એ ગરહસથને પેરે સાત દીકરાઓ જે જનમ પાંમેલા જણાયાચ, તે માહેલા છેલા તરણોની હકીકત તો અજવાલે આવી નથી; મગર ચાર બાઈઓ (જેમા ભીખા મેહરજી, નવરોજજી મેહરજી, દોલી મેહરજી અને હીરજી મેહરજી)ની થોડીક પીછાંણ આપણી ટાપુપર પંથરાઈ રહેલી માલુમ પડેછે.

આપણા આ ભીખા મેહરજી તેમના સવદેશની અંદર ય૦ ૧૧૨૪ મા જનમ પામેઆપછે, વીસેક વરસના થયા તારે આ ટાપુ સાથે પોતાનુ નશીબ ચોંટાડવા માટે ય૦ ૧૧૪૪ મા આવેલા કેહવાએછે. એ વખતપર પારશી કોમના અકાબર શેઠ ફરાંમજી નોશરવાનજી પટેલના બપાવા શેઠ દાદાભાઈ ગાંમડીઆ જે મોટા વેપારમા વખણાએલા હતા, તેનાને તાંહાં ગોદાંઉણ કીપરની ચાકરી મેલવી રહેઆ હતા. દુકાંણદારીના કામનો અનુભવ મેળવી લીધામા ઘણા ચાલાક જણાયાથી કેહચકે, થોડુંક સુધી માલિકની સંગાથે પંવીઆલું જોડુંઉ; પણ તેપછે તાંહાંથી તદન છુટા પડી પોતાને નામનો વેપાર ચલાવી સરવેમા મશહુર થઈ પડઆ હતા.

ઉપર જણાવેલા એવણના તરણ ભાઈઓ તેવણની સંગાથે સાંમટા, અથવા એકેકની પુઠે અલાહેદા આવેઆ તે વીશે સુકરર માલુમ પડતું નથી; પણ આટલી વાતનો ચોકસ છે કે, પોતાનો વેપાર મોહોલા વીસતારમા ફેલાયો તારે તેનો લાભ આપવાના હેતુથી તેઓનેબી કાંમની અંદર સામેલ રાખીને સલાહસંપજથી ઘણા વરસો સુધી રહેઆ હતા.

શેઠ ભીખા મેહરજીની સઘલી કીસમના અંગરેજી સાંમાનની દુકાણ મેડોસ સ્ત્રીટ નામના મોહલાની પુરવદશા પર આવેલી ટાંમરીન લેન નામની ગલી આંગલથી તે હંમમ સ્ત્રીટ નામના મોહલા સુધીના ચોરસ ભાગમા જેટલી હવેલીઓ હવડાં ઉભેલીછે, તાંહાં પોતાની મીલકત ઉપર મોટી જાહોજલાલી સ-

* જનમ તથા મરણ વચેનો મુકાબલો મેલવતાં ૪૯ વરસ, અને ૮ મહીનાની ઉપર તરણ દાહડા વહી ગએલા માલુમ પડેઆછે. નો૰ લ૰

† આ ગરહસથના બીજા બે ભાઈઓ નામે ભીમજી તથા રૂશતમજી હતા, પણ તેઓની હકીકત હસતીમા સચવાઈ રહેલી જણાતી નથી. નો૰ લ૰

# ભીખા મેહેરજીના કુટંબીઓની વંશાવલી.



હીત ધીકતી હતી; અને તેવનની સંગાથે સામેલ રહેલા ભાઈઓ ઉપરાંત પોતાના દીકરા, ભતરીજાઓ, બેહેનો તથા બાહિરના બીજાં ઘણાક આસામીઓ રોજીએ જે વલગેલા હતા, તેથી કરી તેમનુ નામ આ ટાપુમા એમેર મશાહુર થાએલું હતું.

એવું સંભલાએચ કે શેઠ ભીખા મેહરજી પાસે પુશકળ પુંજી થઈ, તારે તેમના તરણ ભાઈઓ પોતપોતાની પાંતી પરમાણેના પઈસા ચુકાવી લઈ જુદા પડેઆ; અને દુકાણનો વહીવટ વડા ભાઈના ભરોસ ઉપર સોંફી દીધો. પતી-આલાપણાનો હીસાબ નકી થયા પછે, શેઠ ભીખા મેહરજી ૫૦ વરસની વએ પોંહચી રોજ ૪ થે માહ ૩ જે કદીમી સાલે ૧૧૭૪ ય૦ એ હોરમજી ના-મના એક દીકરાને હઈઆત મેલી મરણ પાંમેઆ; અને તેવનની પુઠે શેઠ નવરોજજી મેહરજી રોજ ૧૦ મો માહ ૩ જો કદીમી સાલે ૧૧૮૧ મા,* તથા શેઠ દોસી મેહરજી રોજ ૧૧ મો માહ ૧૦ મો કદીમી સાલે ૧૧૮૪ ય૦ એ ૭૦ વરસની વયમા ગુજરી ગએલા જણાયાછે; પણ શેઠ હીરજી મેહરજીના મગતીઉકની ઇઆદી માલુમ પડી નથી.

---

# શેઠ હોરમજી ભીખાજી મેહરજી.

આ ગરહસથનો જનમ જાંણવા મેલે મુંબઈ અંદર ય૦ ૧૧૫૫ મા થયો હતો. બાપની દુકાણમા ઘણા વરસો સુધી રગડાઇને કાંમકાજમા જે માહીતી મેલવી હતી, તેથી તેમના મરણ પછે તેજ દુકાણનો વહીવટ પોતાના નાંમપર કરી લઈ એવીતો બાહાદુરીથી ચલાવિઓ કે, તેમા બવીરાની મદદ જાંહાંસુધી મલેઆ કીધી તાંહાં તુલીક તો કાંમકાજની ફીરતીને જેમ બની રાખી; અને તેટલી હીંમત ઉપરથી પોતાના દોસત આસનાઓમા પીનાપારટની આટકે તેવન ઓલખાવા લાગા. પણ જમાનો તેવન સાથે બાથુક પાએદાર ન રહેઆને લીધે, ફરાંનસના ઉપના નામવાળા પદભરાત શાહનશાહનીજ ફે અસત પાં-મતાં ય૦ ૧૧૯૬ મા ચાલતો વેહવાર બંધ પાડીને બેકાર હાલતમા દેહને ઘણા વરસો સુધી બેસવું પડેલ હતું. આ શેઠ પાસે બાપીકી ઉપરાંત પેતે મેલવેલી બીલીઆર મીલકતો આ ટાપુપર જે ઉભેલી હતી, તે ફરજમા દણુઈને અંતે પારકે હાથ જઈ પડી; અને તેની ગમીમા નવેક વરસ એકાંત ગુજાગીને ૫૦ વરસની વયમા ય૦ ૧૨૦૫ ના કદીમી ૨ જા મહીનાને ૧૨ મે રોજે બેહસત-

---

નસીન થયા પછે, તેમની પુઠે બે દીકરાઓના મરણથી ભીખા મેહરજીના ફકત નામનીજ હસતી દેખાડનારા વંશાવલીની ટીપમા એકેકથી ઉતરતા માતરે બે નબીરાઓ શીવાએ હવડાં બીજું કાંઈજ બાકી રહેલું જણાતું નથી.



## શેઠ ખરશેદજી હોરમજજી.

ભીખા મેહરજીના નબીરાઓમા આ વડાનો જનમ ઈ૰ ૧૧૭૭ મા યએલો અટકલવામા આવેઓછે. આ ગરહસથ ઉતંમ કુલની અઓલાદથી જીંદગીને હસતીમાં આવેઆ પછે, ઉધરીને મોટા થતાંજ વીદેઆનો અભેઆસ કરવા માટે જે જે મકતબોમા જઇ મશગુલ રહેઆ, તેમા ગુજરાતી, અંગરેજી અને ફારશી બાશાનું સારૂં ગ્નાન મેલવેલું માલુમ પડેછે; અને તેટલાંજ કઉઅતથી તેમના ડાહાપણમાં કાંઈજ ખાંમી જોવા તથા જાંણવામા આવીજ નોહતી. આ શેઠનો મીજાજ જેમ મયાળુ તેમજ સવભાવમા તેવન શેઆંણપતથી સમપુરણ, દેખાવે સાદે દેલ, અને નમનતાઈમા નેક પુરૂસ હતા; એટલુંજ નહીં પણ તેવણમા એક બીજી ખુબી એટલી વીશેસ સમાએલી સંભલાઈચ કે, સંસારનો દરદી કોઇબી સખસ તેમની પાશે આવે તો, તેના ઈલાજ માટે પોતાથી બનતી કોશેસમાં હરગેજ ભુલતાબી નોહતા; અને તેથી કરી આ ટાપુમા બીજા ગરહસથોની પેઠે એક ગુણવંતા મીતરમા ગણાએલા હતા. આ શેઠથી બનેઉ તેમ અનેક તરેહના રોજગારની અંદરં પોતાના અવકાસને રોકેઆ કીધો. ઈ૰ સને ૧૮૩૪ મા ચીન સુધીબી એકવાર જઈ આવેઆ, અને તેપછે મુંબઇમા એક અંગરેજ સાથે પંતીઆણું જોડીને મી૰ બલાકવેલ ખરશેદજીની કુંપણીને નામે હકસાઇ દાખલ આડતની તથા લીલાંઉખાનાની દુકાણબી મોટા પાયાપર થોડુંક સુધી સારી રવેશે ચલાવી મેલી હતી, પણ બાએગની મદદ તેણીને કોઇ વાતમા મનમાંગતી મલી શકીજ નહીં. મુંબઇ સમાચારનું છાપાખાનું જે પોતાના ભાઈની રાસમા લીધેલું હતું, તેમાથી નીકલતાં વરતમાન પતરના એક મુધા અધીપતી તરીકેનો એોહદો જે પાછલથી ચલાવેઓ, તેમાબી કાબેલીએતનું કઉઅત વાપડી સારૂં માન જારે મેલવવા લાગા તારે સરીરમા માંદગી હેવીતો પેવસ થઇ કે તેની બેકરારીમા થોડા દીવસ બેજાર પાંમી રોજ ૧૧ મો માહ ૭ મો કદીમી સાલે ૧૨૧૪ ય૰ એ આ વગર ભરોસાની, અને ખોટી મયાવાલી દુનીઆં અંદરથી પોતાની જીંદગીનો અસબાબ ઉઠાવી આકાસ વાશી લોકોમા જઈ વશેઆ; અને તે વખતે તેણાની ઉંમર માતરે ૩૭ વરસની જાંણવામા આવી હતી.



# શેઠ મેહેરજી હોરમજજી.

મરહુમ શેઠ હોરમજજીના બે મોહેલા આ નાહના દીકરા ઉપલું નામ લઈને ય૦ ૧૧૮૦ ના કદીમી ૪ થા મહીનાને ૧૩ મે રોજે જનમ પાંમેલા જણાયાછે. બાપની જાહોજલાલી વખતે ઉછરીને જવાંનીના બાહરપર આવતાને વારજ ચંચલ જેહનથી તેવણ અનેક કીસમની વીદેઆ હાંશેલ કરવા લાગા; અને તેની અંદર ઘણાક વરસો પેર રોકાઈ રહેઆથી ગુજરાતી, અંગરેજી, પોરટુગીસ, લાટીન, ફારશી વીગેરેની ભાશાઓનું પુખત ગ્નાન મેલવી લીધું હતું. અંગરેજી વીદેઆમા નેયાયસાસતર તથા તવારીખને લગતી મોઠી માહીતી મેલવેઆ ઉપરથી આપણી ટાપુ ખાતે મી૦ જેમસ પાટન નામનો એક પરખેઆત વકીલ હતો, તેની આફીસ ખાતે આ ગરહસથે ય૦ ૧૨૦૦ ને સુમારે વહીવટદારની નોકરી મેલવી લીધી; અને તાંહાં મુકદમા લાવનારા ઘરાકોનુ કાંમ પોતાની કાબેલીયેતના કઉવતથી હેવું તો સંભાલવા લાગા કે, તેથી કરી આખી આફીસ ઉપર તેવણનીજ સના ઉસતવાર થઇ, એટલુંજ નહીં પણ તેમની રૂડી કોશેસનો આવાજ ચોમેર ફેલાયાથી મી૦ પાટનના ઘરમા અગાઉ કરતાં મુબલક ઘરાકી વધી પડી હતી. મુંબઈ સમાચાર નામનું પુરાંણું છાપખાંનું તેના આગલા માલિક મરહુમ મોબેદ ફરદુનજી મરજબાનજીના દેવાંમાં ય૦ ૧૨૦૨ ની શરૂઆત શાલે હરરાજ થઇ વેચાએલું, તારે આ ગરહસથે પોતાના વડા ભાઈ ખરશેદજીની શસમા તે ખરીદ કરી લઇને ઘણી મુદતસુધી ચાલવી રાખેલું હતું; અને તે પછેનો વહીવટ તેમના બરખુરદાર બેટા મી૦ પીરોજશાહની માલેકીપણામા ઘણું વેર ચાલેઓ હતો. અંગરેજી કાંનુન પરમાણે કજીઆ લડવાના કાએદા સંબંધી મી૦ મેહરજીભાઇના ગ્નાનની કીરતી મુંબઇથી ફેલાતી છેક વરોડરાની ગાએકુઆરી સુધી જારે જઈ પોંહતી, તારે તે વખતપર તાંહાંનો દીવાંન વેનીરાંમ, અંગરેજ સરકારની સાથે વાંધો ઉઠેઆથી રાજીય ખટપટની મોટી મુશીબત ભરેલાં તોફાંની વાદલી વચે જે ફસેઓ હતો, તેનો ફેસલો કરી આપવાનો પકો બંદોબસત કરી તેની સાથે આ શેઠ ય૦ ૧૨૦૭ ની શાલમા મુકદમો લઇને ગવરનર જનરલની પાશે રજુ થવા સારૂં તેના એક વકીલ તરીકે કલકતે ગયા હતા; જાંહાં થોડુંક કાંમ ચલાવેલું, અને તેમા ફલદરૂપ પાંમવાની વકીખી થાઇ, તેટલાં બેહુના નશીબા ઉપર કુદરતથી હેવી કેહેર ઉતરી કે આ ગરહસથ ભગંદરના દરદની થોડા દીવસ બીમારી ભોગવેઆ પછે, રોજ ૩૦ મો માહ ૬ ઠો કદીમી સાલે ૧૨૦૮ ય૦ એ ૨૮ વરસની ઉપર બે મહીના ને ૧૮ દાહાડાપર આવેલી ભરજવાની બરબાદ કરી તે તરફ મરણ પાંમેઆથી દીલમા ધારેલી તેવણની નેક મોરાદ તેવણના દીલની અંદર રહી ગઈ.

## શેઠ પાલનજી દોરાબજી, લકબે દોલી મેહેરજીના.

મરહુમ ભીખા મેહેરજીના કુટુંબીઓના બીજા ઘણાક બેટાઓ આગલા વરશો પર જનમ પામીને જે જીનતવાસ થઈ ગયાચ, તેઓ માહેલા મથાલે જણાવેના માતરે એકજ ગરહસથની થોડીક હકાએત હમારે હાથ આવેલી હીઆ દાખલ કરીએછે.

આ શેઠનો જનમ તેવણના મરણ ટાકણે કેહવાએલી ઉમર ઉપરથી ય० ૧૧૫૯ મા થએલો જણાયોછે. પરથમની ઉછરતી વએમા તો પોતાના પીત રાઇ ભાઇ શેઠ હોરમજજી ભીખાજીની દુકાણ અંદર રહીને વેપાર વણજનો સારો અનુભવ મેલવેઓ હતો; પણ તેપછે જારે ૨૮ વરસના થયા, તારે ય० ૧૧૮૭ મા પેહલવેહલા કલકતાની સફરે શીધારેઆ હતા.

સારા બાએગે તે તરફ શા० રણછોડદાસ મનજી, શેઠ મેરવાનજી લીમજી બીરીમોરીઅ, અને શેઠ કાવસજી ધનજી પાઉવાના સાથે તેવણને નીસબત સધાઇ, તેથી તેઓના પતીઆનાપણામા સચવાઈને વેપારને ઘોહોના વીસતારપર ફેલાવી દીધો; અને અરસ પરસની સનાહ સપજથી જાહાસુધી સરવે ભાગી આઓ જોડાઈ રહેઆ, તાહાનુલીક વેપારીના મોટા વરગમા વખણાયા હતા

કલકતે જઇ થરીયામ થયાને તરણેક વરસ વહી ગયા, તારે ય० ૧૧૯० મા તાહાંથીજ પરભાર ચીન તરફની સફરે પણ આ શેઠ સીધારેઆ હતા, અને થોડુક મુધી તાહાનો લાભ પોતાના નસીબ સાથે સારી રવેશે સાધી લીધા પછે, બાકી રહેલુ તથા તે પછે જાધુક જણાર કામ સભાલવા સારૂ એકાત આડતીઓ બેસવી તાહાથી પાછા ફરેઆ હતા આ સાહેબોને તાહાના રોજગારનો ઉપીઓગ સાચવનારા જે સફરી વાહાણો હતા તેઓમા "અગણીમ ગીઓનીબસન, સટાલફરટ, અને પરીણસ આલબરટ" મલી ચાર બારકશોના નામો જાણમા આવેઆંછે, અને વખત પોહચતા જેમ વેપારને ઓછો કરતા ગયા, તેમ તેઓને એકેકની પુઠે વેચી નાખેઆ હતા.

જારથી એવણે કલકતે જવાની સરૂઆત ચલાવી તારથી તાહા જાધુ નુ રેહઠાણુ નહીં કરતા દર જોગવાઇએ બેર તરફબી ફેરો મારવા ની નેમ રાખી હતી, અને છેવટ એપે ય० ૧૨०૭ મા જઇને લગભગ પાચ વરસ જે રહેઆ, તેટલી મુદતમા પેહડી ખાતેના પતીઆબાપણામાથી પોતાનો હક તથા ઇલાકો બીલકુલ કાહડી લઇને ય० ૧૨૧૨ માં મુબઇ આવી બેઠા પછે કોઇબી દેશાવર તરફ તેવણ ગયા નોહતા.

પરદેશ ખાતાના વહીવટમા પચીસ વરસ સુધી રોકાઇને જેટલી રજ ખેંચી તેટલો તેમાથી ગજ મેળવી લીધા પછે તેનો ઉપીયેગબી સાતપણે રહીને આ શેઠ સારી રવેશે કરવા લાગા. હેવા વખતપર બાહેરકોટ તરફ રેહનારા જર-થોસતીઓને સરઅવસરે વાપરવા વાસતે જાહેર મકાણની જારે જરૂરીઆત જણાઇ, અને જે બાબેનો સવાલ પોતાને થયો, તારે તે વાત સરજામ પોહચાડી આપવાના હેતુથી તે તરફ મરહુમ મનચેરજી શેઠની અગીઆરીવાલા મોહોલાની

અંદર એક કોસાદ જગા ઊપર મજબુટ એમારત વગર ધીલે બંધાવા માંડી; અને તે તઈઆર થઈ તારે રોજ ૧૧ મો માહ ૧૧મો કદીમી સાલે ૧૨૧૪ ય૦ એ મજહબના ફરમાન મુજબની ક્રીરીઆથી પોતીકા હમદીન ભાઈઓની સગવડ માટે તે મકાણને ધરંમ ખાતે જે ખોલ્યું મેલીઉં, તારથી તેની અંદર અશેક તરેહના ધરમનીમનો રૂડો ઉપીઓગ થતો રેહવાને હવડાં ૨૯ મું વરસ ચાલેછે. એ મકાણનું મુતવલી પણું આ શેઠની હઈઆતી તુલીક તેનાએ જાલવી રાખેલ હતું, અને તે પછે તેમના સપુત ધીકરાઓ પાછે સચવાઈ રહીને તેઓના હસતકથી જોઈતી મરાંમત, તથા અગતજોગ ખરચ સેતું સારી હાલતમાં જેમ ઉભેલુંછે, તેમજ તે ચંદરોકાળ સુધી નીભે તેહવો બંદોબસતભી તેજ સાહેબોએ કરી રાખેલો કેહવાએછે.

એ ઉપરાંત તેવણથી બીજી સખાવત જાહેરમા થએલી જણાઇ નથી; પણ ગુપત રીતે જે કાંઈ આપાયું હોએ તો તેટલી બીથેસ ખુબીને આ દુનીઆં અંદર પરકાસતી રાખતાં, દોસી મેહરંજીના આ તરીજા દીકરા ૬૭ વરસની વએ પોંહચીને રોજ ૮ મો માહ ૧૨ મો કદીમી સાલે ૧૨૨૬ ય૦ એ બેહસતનશીન થયાછે.



## શેઠ એદલજી ફરાંમજી કરાંણી, અથવા આલબલેસ.

આ ગુણવંતા ગરહસથના બાવા ફરાંમજી માણેકજી સુરતમા રેહતા હતા, તાંહાંથી ય૦ ૧૧૪૯ મા પેહલવેહલા મુંબઈ આવીને મરહુમ શેઠ માંકી સારફને તાંહાં અને તેવણ ગુજરેઆ પછે તેમના દીકરા શેઠ ખરશેદજી માણેકજી શારફ હસતકના એકાત ગાંમઠી બારકસની અંદર કરાંણીના કાંમની ચાકરી મેલવી રહેઆ ઉપરથી, મથાલે જણાવેલી પેહલી અટક તેમના પરીવારોમા પેધરાએલી હજીસુધી ગચવાઇછે; અને બીજી એલખ આ ગરહસથથી જે કેહવાવી આવીચ, તેની કેફીએત હેઠલના કોઇ ફકરાથી વાંચનારા સાહેબોને માલુમ પડશે.

કરાંણીની ચાકરીમાથી શેઠ ફરાંમજીએ જોકે કાંઇબી દરવીય તો મેલવીઓજ નોહતો, પણ પોતાના ભલા ઉદીયોગમા ઘણા વરસો સુધી મસગુલ રહેઆથી પરીવારોનું પાલણ આબરૂ સાથે કરતા હતા; અને જીંદેગી જારે જઈફીની નોબતપર આવવા માંડી તારથી પોતાના બે બરખુરદાર બેટાઓના* સંભાલ હેઠલ સુખ ભોગવીને ય૦ ૧૨૦૪ ના શેહનશાહી ૪ થા ગાયાને રોજે જારે મરણ પાંમેઆ, તારે ૮૧ વરસની બુજોરગીએ પોહોંતેલા કેહવાયા હતા.

શેઠ એદલજીનો જનમ રોજ ૧૯ મો માહ ૭ મો શેહનશાહી સાલ ૧૧૫૮ ય૦ એ થએલો સાંભલેઆછે; પણ મુંબઇમાં અથવા સુરત તરફ તેની ચોકસ ખબર મલી નથી.

પોતાની પરવરેશી હેઠલ ઉછરીને, પંદરેક વરસના થયા, તારે તેમની ગરી-

* જેમાં વડાનુ નામ તો મથાલે આપેલુંછે; અને નાઘલાનુ જે બેજનજી હતું તે સાહેબ રોજ ૧૪ મો માહ ૫ મો શેહનસાહી સાલે ૧૨૨૧ ય૦ એ ૭૦ વરસને આસરેની વએમા ગુજરી ગયાછે. નો૦ સે૦

બાઈ હાલત ઉપર નભરવસપણે બેશી રહેવા કરતાં કોઈબી ઉદમ સોધવાસારૂં ઉલટથી જે મેદાંન પડ્યા, તેમા પેહલી જોગવાઈએ આપણી ટાપુ ખાતે વખણાઇ ગએલા તે વખતના મી॰ (પણ પાછલથી બારોનેટ થએલા સર) ચારલસ ફારબસને તાંહાં ખાનસામાની ચાકરી તેનાએ મેલવી લીધી; જાંહાં ૫॰ ૧૧૬૯ મા રહીને હાથ આવેલા દયાળુ શીનોર તથા તેમની મયાવંતી સેઠીની તાબેદારી હેવી તો ચાલાકી ચલાવીને પરમાણીકપણાથી બજાવવા લાગા કે, તે મયાવંતાં માટીબઇએરનો ચાહ પોતા પર દનઉગત ખેંચતા રહેવા; અને તેટલી ખુબીએ હેવો સંજોગ ઉતારેઓ કે, આ ગંભીરાઈ ભરેલા નોકરને પોતાની પાશેથી બીસાંમો લેવાના વખત શીવાએ એક ઘડીભરની તેઓ વીહીલો મેલતાંજ નોહતાં.

યુરોપીઅન ગરહસથોએ કેટલીક તરેહના પકવાનોના જુદાં જુદાં નામો જે આપેલાં હોએચ, તે માહેલું "આલબલાસ" નામે ઘણીક વસતુઓની મેલવણીનુ એક સવાદીસ પકવાનબી તેઓમા પરબેઆત પાંમેલું કેહવાએછે; અને તે ઉપર આ શેઠીઆના શીનોરની મમતા વીશેસ જણાતી જોઇને, યાતો તેવુંજ લેહજતદાર પકવાન રાંધનીઆ પાશે વારંગવાર તઈઆર કરાવી તેવણ ખવાડવા લાગા ઉપરથી, અથવા તો "આલ" અને "બલેસ" ના અંગરેજી જુદાજુદા શબદોને એખીટા જોડવાથી "આલબલેસ" નો અરથ ગુજરાતીમા સાહમના સખસને બખશીસ ભરેલા આશીરવાદ ચાહવા માટે જે બોલાએચ, તેવી રૂડી વાણી કદાપી આ શેઠીઆના મોહમાથી વખતે વખત નીકલેઆ કીધાની યાદગારી સારૂં "આલબલેસ" નો એક નવો એલકાબ તેણાને એનાયત થયો હોએ, તો તેને વાસતે શક વના કહી શખાએચ કે બે માહેલા કોઈબી સબબથી તે સુભ શબદની ઉતંમ ઓલખબી તેમના પરીવારો વચે વગર ભુલપે પરકાસતીજ રહેલી આપણ જોઇએછે.

ચપલબુધીના નામવર ચારલસ ફારબસની ચાકરીમા આ ગરહસથે ૯ વરસ માનસહીત ગુજારેઆં પછે, તે સાહેબ ૫॰ ૧૧૭૮ મા પોતીકે શવદેસ ઈંગલાંડ તરફ શીધારેઓ; અને તેજ વખતથી શેઠ એદલજીએ પણ ઉપલી નોકરી છોડી દીધી હતી.

પરીવારના પાલણ માટે રોજી તો સોધવીજ જોઇએ, માટે સંજોગ બનેઆથી તે વખતપર મી॰ તાસકર નામનો એક અંગરેજ વેપારી હતો, તેને તાંહાંનો વહીવટ ચલાવવા સારૂં આ ગરહસથ દલાલ તરીકે લાગુ પડ્યા; અને પોતીકા ભાઈ બેજનજીનેબી તાંહાં સરાફના ખાતાં પર બેસાડી દીધા.

હાથ આવેલું કાંમ અતોપી લેવામા કેટલોક વખત પસાર કીધો તે વાતની ચોકસ હકીકત નહીં મલતાં એટલું તો જાંણવામા આવેછેચ કે, તેવણની ઉપર કોઈ બીજા સખસે સરસાઇ મેલવીઆને લીધે બેહુ ભાઇઓ તાંહાંથી રૂખસદ પાંમી પોતાના ખાનગી વેપારમા વીટલાઈ પડ્યા; જેમા શેઠ બેજનજીએ કોટના અસલી વોહોરા અને હાલના પારશી બજારમા એક બાંક માંડીને પરચુરણ વેચવાનો સરાફી ધંધો ચલાવેઓ, અને આ શેઠ તો હવડેનાજ મકાન ઉપર નાધલી રેકમનો અંગરેજી દારૂ તથા તેવીજ કીસમનો બીજો સામાણ વેચવા માટે એક

સાધારણ દુકાણદારી લઇ બેઠા. શોકરછે કે આ શેઠે જે જગાપર પોતાનો પેહલવેહલો રોજગાર રચવા માટે બેઠક કીધી, તેને હઇઆવદિ સુધી જાલવી રાખતાં અડધી સદીની ઉપર કાંઇક વરસો વહી ગએલાં ગણાયાંછ; એટલુંજ નહીં પણ તેપછે તેમના પરીવારો પણ આજની ઘડીસુધી તે મુબારક મકાણનેજ પકડીને રહેલા જણાએછે; માટે એ ખુબી કાંઇ જેવી તેવી વખાણાતી નથી.

એદલજી બાવાની દુકાણદારીનો વહીવટ નાધલા પાયાપરથી ઉછલીને જેમ પગતી દર પગતી વધવા માંડ્યો, તેમ તેણાનુ પરમાણીકપણું હેવુંતો પરકારાતું રહેણી કે સફરી વાંહાણોના કપતાંનો સાથે મોટી રકમોની ઉઠલપાઠલ ચાલીઆ કીધી; અને તેહવી કીસમના સેંકડો અમલદારો તેમના વીસવાસ ઉપર હજારો રૂપીઆની થાપણો જે મોકલવા લાગા, તેમા તેઓનેબી ફાએદો કરી આપતાં પોતાના કાંમનો વહીવટ સારી રીતે ચાલવીને ખરેખરા કીરતીવાન થયા.

વહીવટ જારે વધતો ચાલીઓ, તારે તેની સાચવણી માટે પોતાના ભાઇ બેજનજીનેબી તેમની દુકાણ છોડાવી પોતાની સંગીતમા લઇ લીધા; અને બેહુ સાહેબોની એખલાસ ભરેલી સરખી કોશેસ કારગત લાગાથી સનસારમા તેઓ સુખી પણ કેહવાયા.

બેદાતાલાએ દરવીઅની સાથે આ બેહુ ભાઇઓને દીકરાઓ જે બખ્શીઆ, તેઓ ઉંમરે પોંહચતાં એવાતો સકરમી નીવડ્યા કે, પોતીકા પીતાઓનુ કાંમકાજ ચાલાકીથી ચલાવી લેતાં તેઓને રાહેત પમાડતા રહેઆ; એટલુંજ નહીં પણ વેપારને આગલ વધારવાની શોચનાથી ચીન જેવાં શોદાગરી શેહર તરફ નજર પોંહચાડી. આ કારણ સારૂં ય૦ ૧૨૧૪ ની સાલમા શેઠ બમનજી તથા દાદાભાઇ મલી બે ભાઇઓએ પેહલવેહલી સફર એખતીઆર કીધી, અને તાંહાં દાખલ થયાથી મી૦ એદલજી ફરાંમજીના છોકરાઓની કુંપનીને નામે હકસાઇ દાખલ આડતીઆ, તથા વેપાર વનજની એક પેહડી સ્થાપી.

ચીન તરફનો વહીવટ અટોપી લેવા માટે જે ગોઠવણ બંધબેસાડી હશે, તેની ખુબીથી પેહલે ગએલા ભાઇઓની મુદત જારે ભરાઇ, તારે તેઓની બદલીએ શેઠ ધનજીભાઇ તથા હોરમજજી ગયા; અને તેવીજ તરતીબથી ચારો માહેલા હરેક ભાઇ પાલી પરમાણે તાંહાં જતા રહીને તે રવઇઓ છેક ય૦ ૧૨૩૧ ની સાલ સુધી ચાલુ રાખેઓ હતો; પણ તે પછે તેઓ માહેલા કોઇબી સાહેબનું પગલું તે તરફ જણાતું નથી. આ બાબે એવી અટકલ પોંહચેચ કે તેઓના જઇફ પીતાની જીંદગી જે થોડાજ વખતને વાએદે હતી, તેટલો વાર કોઇબી ફરજંદને પોતા પાશેથી વીહીલો મેલવા તેનાએ કદાપી ચાહેલું નહીંજ હશે; માટે ચીનનો વહીવટ હાથ હેઠલના વીસવાશુ બેશીઓ તથા માણશોથી* ચાલુ રાખેલો સહમજાયોછે.

ચીનનો વેપાર જારે બેહોલા વીસતાર પર ફેલાયો, તારે તેના ઉપીયોગ સારૂં વાંહાણો નામે "અરલ આવ કલેર"ને આપણા હીંદી ઉનગવ મરહુમ સર

---

* પાછલથી મી૦ જાંગીરજી ફરાંમજી બખશીને તાંહાંના વહીવટની મુખતેઆરી શોંપી મોકલાવેલા માલુમ પડ્યાછે. ના૦ શે૦

જમશેદજી જીજીભાઇ બારોનેટની રાસમા, તથા તેપછે "જમશેદજી જીજીભાઇ" ને પોતીકે હીસાબે વેચાતું લઇને બેહુ બારકશે ઘણા વરશે સુધી રાખેઆં હતાં; પણ પાછલથી તેઓ નફો આપનારાં નહીં જણાયાં, તારે પેહલાંમાથી પોતીકો ભાગ કાહડી નાખેઓ; અને છેલાંને વેચી કાહડેલું કેહવાએછે.

. આ સદગુણી શેઠ ખરેખરી ગરીબી હાલતમાથી ઉદીયોગના બલવડે વધીને તવંગર થયા હતા; અને અગત કરી સરવે મનાતના સખશો સાથે સારી વરતણુંક સદા સાચવી રાખેઆને લીધે મોટું માન પણ મેલવેલ હતું. સવભાવે જેમ થંડા, તેમ બોલવે મીઠાસ ભરેઆ, સહમજુ અને મીલનસાર હતા, એટલુંજ નહીં પણ પોતીકા ધરમની સાથે તોલાની રાહ રસમનેબી ઘણા દીલ ગુરદાથી વલગી રહેલા હતા. પંઇસાવલીની ટીપમા જણાવેઆ મુજબના બચાંકચાંઓના બોહલા કબીલાને પોતાની પાછલ આબાદ હાલતમા રાખીને સુખ ચેનથી અમર જગોએ અખાઈ વાસ પાંમવા માટે રોજ ૨૨ મો માહ ૯ મો શેહનશાહી સાલે ૧૨૩૪ ય૦ એ જારે ફુલગુજાર થયા, તારે તેમના જનમ દીવસથી ગણતાં ૮૦ વરસ, અને ૨ મહીનાની ઉપર ૪ દાહડા વહી ગએલા માલુમ પડેઆછે.

એવણના ગુજરેઆ પછે તરીજે દીને ઉઠમનાની ક્રીઆ જારે પુરી થઈ, તારે તેમના બરખુરદાર બેટાઓએ તંદરોસતી પઢાવેઆ મુજબ તે મરહુમની પુંજીમાથી દોહડ લાખ રૂપીઆ જે અલાહેધા કાહડેઆ હતા, તે માહેલા એક લાખ ને પાંતરીસ હજાર ખરચીને ગીરગાંમ આગલ ફુરંગીના દેવલની સાહમને આવેલી ચરનીરોડ નામની ગલીને નાકે "આલબલેસ બાગ" નામનુ એક શોભાવંતું અને કોસાદ મકાંન બંધાવેઊં; જે તઇઆર થયા પછે રોજ ૨૨ મો માહ ૧ લો શેહનશાહી સાલે ૧૨૩૮ ય૦ એ મજહબના ફુરમાણ મુજબ જસનની ક્રીઆ કરાવીને જરથોસતીઓને સર અવસરે વાપરવાના કારણસર આલું મેલઊંમ,* તારથી અનેક તરેહના રૂડાં કાંમો તાંહાં જે થતાં રેહચ તેના પુણનો હંમેશો તેમના અશોરવાણને પોંચેઆ કરેછે; અને જેને

---

* આ બાગની બુઝોરગીને વીશેસ બુલંદીપર જોવાની મકસદથી તેના મુતવલીઓની શેવામા હેવી અલતેમાસ કરવા ચાહીએચ, અને તે વાતને સવીકારનારા ઘણાક સાહેબો ટેકો બી આપી શકશે કે, "ગેઆસ લાઇટ" નામની બજુકદાર રોસની માટે તાંહાંની એમારંત વચેના ચોકમા કીધેલા કેઆરાની બાહેરથી ફરતી ગોસ નલી મેલાવીને તે ઉપર કાંચીઆઓ સમાઈ શકે તેટલી જાતની ઝુંગલીઓ જડાવવી; અને તેની આસપાસ એક બીજાની સનમુખ સોભઇતાં ફાંનસો તથા નલીઓ સાથેના બાર સથંભો તે સાહેબો બનતી જોગવાઇએ ઊભાં કરાવી રાખે, કે, સરઅનસરે જેઓને જોઇએ તેઓને પોતપોતાને ખરચે તેવી ઝહલકતી રોસનીના લાભથી મેલવેલી મીજલસને સોભા પમાડવાનું બની આવે. આટલી આરાસતા, માલેકોની મેહરબાંનીથી જો થાએ તો, તેથી કરી એકતો ઠંમલર તથા કનીરનાં ટેલવાલા બોલા દીવા જોર હવાથી બુજાઈ જવાનો કમકમાટ ભરેઓ આજાબ દુર થશે, અને બીજું તો "આલબલેસ બાગ" ની રોણક હવડે કરતાં વધારે વખણાશે.

નો૦ લે૦

લોકોની સગવડ સચવાએચ તેઓ તરફથી તેમના નેકબખત પુતરોનો અગણીત ઉપકારણી મનાતો માલુમ પડેછે. આ આહબારત મકાનને જાથુકની મરાંમતથી સારી હાલતમા સદા રાખવા સારૂં ૧૫૦૦૦ ની પાંચ ટકાવાલી સરકારી નોટ્સ જે લઇ રાખીચ, તેથી તેની મદદ માટે કોઈ રીતની હરકતથી હરગેજ નડેશે નહીં.

એજ ટાંકણે રૂ ૨૦,૦૦૦ ની એક મોટી રકમ પારસી પંચાએતની પુંજીના વીસવાસુ રખનદાર અકાબર સાહેબોના સવાધીનમા સોંફીને, તેની ઉપજ દર સાળે હેઠલ જણાવેલાં ધરમખાતાંઓની મદદ માટે ખરચવાની જે ભાએસ કીધી, તે મુજબની સખાવત સદા ચાલુજ રહેલીછે.

| | |
| --- | --- |
| પંચાએતના જનરલ ફંડમા આપેલા ..... ............ | ૮,૦૦૦ |
| મુંબઇના આંધલા પાંગલા, તથા લાચાર જરથોસતીઓની પરવરીશી ખાતાંની પુંજીમા આપેલા ....... ....... .... | ૬,૦૦૦ |
| કુલે જરથોસતીઓના રવાંણોને અવલમંજલ પોહચાંડવાના ખાતાંની મદદ માટે આપેલા ........................ | ૬,૦૦૦ |

સકમાઇનોજ પઇશો જે પાશે હોએ—સમારગે ખરચવાનું શુખબી તે જોએ.
પુનનું કાંમતો આહબારતછે—દરરોજ તેમની તાંહાં જારતછે.

વીઆરના નીરમલ પાંણીનો લાભ જોકે આ શેહરની સગલી જગોએ ફેવારનો લેવાઇ ચુકો, તે છતાં ખીચારા સીઇમ તરફના રેહવાસીઓ તેથી બેનસીબ રહેલા આ મરહુમ શેઠના સાહસીક દીકરાઓને જેવા માલુમ પડેઆ, તેવુંજ તેઓએ દયાલુ ધેઆણ પુગારીને તે બતાની વસતીને જાથુક પાણી મલતું રેહવાની મતલબથી તે તરફ ય૦ ૧૨૮૦ ના શેહનશાહી મેહર મહીનામા એક મજબુત ટાંકી બંધાવીને તેની અંદર, ઉપલા તલાવનો સરકારી નલ લાગુ પડાવેઆ પછે, તેના સંભાલપણાની દેખરેખ શેહર સુધરાઇ ખાતાંના કમીસનરને સાપુરદ કરી દીધી. એ બાંધકાંમ ઉપર જોકે થોડાક શો રૂપીઆ ખરચાયા હશે, તોપણ તે હેવાતો સમારગે અને સારાં કાંમમા વવાયાચ કે, તેથી તાંહાંના ગરીબ રેહવાશીઓને મનશે તો લાખો લાખની બખશેસ થાઇછે; અને તેની મુબારકબાદી માટે હમારી નાકેરા કલંમે કવીતાનો જે સુભાખીત સરોદ કાહડેઓચ, તે આ સખી સાહેબોની કીરતી ગાવાને પુરતી લાએક સહમજી હીઆં દાખલ કરીએછે.

છીમાવીચ જેઓએ પાંણીની પેઆસ—તે ઉપર દાંણાઓ કરેછે કેઆસ.
કે બાગેછે જેથી લોકોની તરસ—પીછાંણેછે એબી ધરમને સરસ.
જાંહાં જાંહાં ફુંવારાઓ આવેલાછે—તાંહાં સખીઓએ પઇસાને વાવેલાછે.
તે કરતાંબી આ એક ઉતંમ ગણાએચ—જંગલમા ગહેરાત તરીકે જણાએચ.

આ નામીઆ નરના છોકરાઓને નામની પેહડીએ ચીનમા બાર વરસ પુરાં નહીં કરતાં તે માહેલાં પાછલાં થોડાંક વરશોપેર શું આડતના કાંમથી, કે ધર વેપારમા ગેરફાએદા જારે જોયા કીધા, તારે તાંહાંનો અસબાબ સંવત ૧૯૨૯ ના આશો વદી ૦)) થી (ય૦ ૧૨૪૩ ની સરૂઆતમા) તદન ઉચકી નાખેઓ, તે વાત ઘણીજ દાહાપણ ભરેલી વીચારવામા આવીછે.

———

## નેક નામદાર સર જમશેદજી જીજીભાઈ બારોનેટ.

જરપોશતી તોલા માહેલા જે તલવારીઆએ પોતાનું પહેલું પગલું આ ટાપુની અંદર પેહલવેહલું પેસાડીને તેના મુખતક નાતીલાઓને વાસતે મારગ ખુલ્લો કરી આપેઆ વીશેની યાદગારી જેમ પરકાસ પાંમેચ, તેમજ તે મજહબના એક માનવંતા માહપુરૂસે પોતાની ખરી જાહોજલાલી પુરૂથવીના એકથી બીજા છેડાસુધી પાંથરતાં તેવણના હમદીનોના નામને જે આસકાર કીધું, તેણાની જીંદગીનો આ અહેવાલ સરવે ઉપર સરદારી મેલવવા લાએકનો માલુમ પડી આવશે.

મસહુરછે નામ જેનું કસબે નોસારી–પંથકની કીરતી ન કોઇએ ઓસારી.
મલેસરફલીઓ* તાંહાં આવેલાછે–આ સરીમંતે તેને સોભાવેલાછે.
જેને સરૂઆતમાં નોહતું કશુંએ માન–તાંહાં વાદલાંની અંદર છુપાએલો ચાંન.
નીકલેઓ જારથી તે પરકાશી બાહેર–શકરમીની શીકલને દીપાવી જાહેર.
વતણીઓ તો તે વીશે જાંણતા નોહતા–સંતોસથી સરજાએલી હાજત જોતા.
પણ ખોદાની કુદરત હતી બે શુમાર–ન બાકી રહેઓ તેની બખશેસનો પાર.
તે ખાવંદનો જારે થયો હોકમ–શીતારાએ ખેંચેઓ બારી જોખંમ.
લાવી દેખાડેઓ શુરો જમશેદ–સરફરાજીમાં કીધોતો સઉપર હેદ.†
જેના વડવાએ જનમ લીધોતો જાંહાં–જઇને મકાણખી કીધોતો તાંહાં.
શીકલ જેની જોઇએ તો શુરીય ધસે–ખુબસુરતીપર પરીઆંખી પડ ગસે.
સુધીવંત પુરો, ખવાશે આમીર–સરાફીમાં સુરો, ને વેપારનો વીર.
સખાવતમાં હતો જે હાતંમ નીસાંણ–દુખ બંજંન જેવો વીકરમ જાંણ.
ધરમીનાં કોટપર ટેકાવીતી ઢાલ–તે ખાતર ખજાંનાથી બચીને યાલ.
આપી દીધી પારકાની સંભાલપણે–ન રાખી એક કોરીખી પોતા કણે.

હાવા ધરમીદાતાર, અને માંનવંતા માહપુરૂસની કીરતી વીશે જો કદાપી કોઈ અતીઘણા કાબેલ કવીની કસાએલી કલંમવડે, રશીલી એબારતથી લખાઈ આવેલ હોતતો, બચીત કરી કહીએચ કે, હમારી આ નાકેરા નોંધના શીનગારને એક શુંદર અજુબન મલેલું વીચારતે; પણ તેમ ન બનેઆથી ફીદવીનાં ફીકા હાથ ઉપર કાંઇજ નહીં પણ એક વાજેબી ફરજ જે ઉતરીચ, તેનો હક ખુશી

---

* હેને વાસતે હેવું કેહવાયુંચ કે, નૌશારીનો કસબો જારે દીલ્હીની સલતનતને સવાધીન હતો, તારે મલેક નામના કોઈ શુબા અથવા અમલદારે પોતાનું રેહેઠાણ કીધાથી અસલમા તો તેણે "મલેકસરાહ" નું માન મેલવેલું હતું; પણ પાછલથી ઉચ્ચારમા ફેરબદલ થવાને લીધે મલેસરફલીઆને નામે તે ઓલખાઈ રહેઆછે.

† આ શબદ અંગરેજી જુબાંનનો (Head) છે; જેનો અરથ વડો કેહવાએચ. એ સાહેબનો જનમ મુંબઇમા થયા પછે, બાલવએમા પોતાના માબાપની સાથે મલેસર તરફ જઇ રહેઆ હતા, તેની ઈઆદી સારૂં ઉપલી કવીતાઓ સમજવી.
નો૦ સ૦

સાથે અદા કરતી વેલા વાંચનારા શોખીલા સાહેબોની શેવામાં આટલીતો અરજ ગુજારીએચ કે, આ નાંમીચા નરની ખુબીના બયાંનમા મજથી કાંઇબી ખુટ પડલી દેખાઈ આવે તો સફ્કતની રાહે તેની દરગુજર કરવી.

પુરૂથવીના ઘણાક ભાગો ઉપર રોજે અવલથી કોઈ બીશીઆર લોકો હેવાબી થઈ ગએલા આપણ સાંભલતા આવીએચ કે, જેઓ માહેલા કેટલાએકો મુફ્લેશી હાલતનાં મા બાપને પેટે જનમ લઈને ઉધરતીજ વએથી સારી નીતીની સાથે સાચવટને આધીન રેહવાનું કદીબી ભુલેઆ નોહતા; અને તેનીજ બરકતથી કોડીનું મણુશીઅ કરોડ પોસાઈને જેમ એક રાજવણશીને માહભારત દરજ્જે પોંહચી વલેલાંચ, તેમજ આ નાંમવર ઊંમરાવની સરૂઆતને તેહવા વરગમાં કુદરતે દાખલ કીધેલા જણાયા વીશે જેમ જેમ તેમનાં નેકી બરઆં કામોની નોંધ લેવાતી જશે તેમ તેમ તેવણની ખુબોરગી દીપીજ નીકલશે.

ઉપલી કવીતામા ગોઠવી બેસાડેલા એલકાબવાલા એક ખરા જરથોસતી નાંમે ચાંણજીભાઈ રતનજી વાછા, નૌસારી કસબાનાં મલેસર ફલીઆમા રેહતા હતા; તેવન જોકે કોઈબી રીતે પરખેઆત થએલા નોહતા, તોપણ સારી આબરૂ સાચવી પોતાને સરજાએલા ગરીબી સનસાર ઉપર તવકલ પકડી વખત ગુજારતા હતા. તેમને પેટે જારે જીજીભાઈ નામનાં એક પુતરે જનમ લીધો, તારેણી કાંઈ તેહવી કોઈ રેહલછેલ તેનાએ જોએલી સાંભલવામા આવી નથી; પણ* જેહવી હાલતમાં પોતે હતા તેહવોજ વારશો ફરજંદ માટે મેલીને જાવેદાંણી આલમમા અખઈથી રેહવાસારૂં તેવણ શીધારેઆ. જે પછે જીજીભાઈ પોતાની પુરતી વએ પોંહચેઆથી જારે સંસારને સપુરદ થયા, તારે હોકમ યજદાંતાલાનો એવો ઉતરેઓ કે, કોક સંજોગથી તે સાહેબ પોતાની મોહરદારને લઈ આ ટાપુ તરફ નીકલી આવેઆ; પણ તેના સનેની ઈઆદી કેહવાઈ સકાતી નહીં. એ વખતપર કેહઅકે બાહેરકોટ તરફના મેદાંનમા, જાંહાં "કરાફરડ મારકેટ" ભારે ભપકાથી હવડાં ઉભી રહીને તે લતાને શોભાવેચ, તેના વીસતારમા પારસીઓને રેહવા માટે "અથાહુવેનીઓ" નામનો એક મોહલો હતો (જે જાણીઆ મેલે ઈ૦ સને ૧૭૯૪ મા મેદાંનને છેલીવાર મોકલું કરવા કાજે તાંહાંની વસતીને સરકારે સાખડી બીસાડી તારે તેપણ તાંહાંથી નીકલી ગયો.) તાંહાં એકાદ જગેઆ ભાડે લઈ તેનાએ રેહઠાણ કીધું હતું. શેઠ જીજીભાઇની ધણીઆંણી જીવીબાઈ હમેલદાર થયાં, અને બારેહકતાલાની બખશેસથી જનવાનો વખત જારે નજદીક આવેઓ, તારે તેનીને પેરનાં ચેરાગની રોસણી આપી દુણીઆંમા દીપી નીકલે, તે મુજબ રોજ ૬ ઠો માહ ૧૦ મો શેહનસાહી સાલે ૧૧૫૨ ય૦ ને* મુંબારક ફાલે, સુભ ઘડીકાએ, અને રૂડે ચોઘડીએ આ પનોતા જમશે-

---

* પારસીઓની પધરાંમણીમા જણાવેલી ટીપની અંદર આ ઊંમરાવને ય૦ ૧૧૬૫ માં આવેલા દાખલ કીધાચ, તે પાછલની પકી શોધે બીજી વારના સહમજાવેઆછે; અને તે સાહેબનો જનમ જે મુંબઈમાજ થએલો ચોકસ માલુમ પડેઓછે, માટે તેમને આવેઆનો સનેબી તે દીવસથીજ જાંણવો જોઈએ. આ સખી નરના જનમ વીશે જે સાહેબો હજી એનુંજ જાંણતા હોએ કે નૌસારી કસબા તરફ થયોચ,

દજી પોતાનું નેકી ભરેલું નાંમ સાથે લઇને અશીલ કુલની ખુબી દીપાવતા પેદા થયા; એ ઉપરાંત જીજીભાઇને તાંહાં બીજા બે દીકરાઓ નાંમે માંણેકજી, તથા રૂસતમજી અને દીકરીઓ મધે નવાજબાઇ તથા બાઈઆઈ મલીને સધલાં પાંચ ફરજંદોની બખશેસ થાએલી હતી; અને તેઓ માહેલા તરણ નર વારશોનાં નામો વંસાવલીની ટીપમા જે દાખલ કીધાંચ, તે ઉપરથી આ માનવંતા ઉમરાવ સરવેથી નાધલા દેખાઇ આવેછે.

તે વખતનું આ ઉધરતું બાલક પાંચેક વરસ પર પોંહચવા આવેલું, તેટલાં શેઠ જીજીભાઈ હીંઆથી ધેરબટલો ઉચલી પોતાને સવદેસ તરફ જે ગયા, તે પાછા અતરે પધારેઆજ નોહતા.

જાહાડની કલી ઉપર ઊગેલું ફુલ જેમ પુખત થાએ, તેમ આ જમશેદજી શેઠ સોલેક વરસની વએ પોંહચેઆ, તેટલાં તો તેવનના મેહરબાન મા અને પરતીપાલ કરનારા પીતા બેહુ જણા એકજ વરસના અરસામા મરણ પામેઆં હતાં; પણ તેની આગમજ તેઓને કાંઇ સારૂં શુજ પડેલું કે બખતગીરીજ પોતાના આ બીજોર જેવા બાલકને મુંબઇ મોકલી દીધા; જે વખતે સાંભલવામા આવેલુંચ કે તે નાંમવરની ઉમર માતરે ૧૩ વરશની હતી. આ સાહેબ બીજી વાર અતરે આવેઆ તારે તેમનાં મામા, અને પાછલથી થએલા સસરા શેઠ ફરાંમજી નોશેરવાંનજી બાટલીવાલા એવણ નાહની ઉમરે નૌસારી ગયા પછે હીંઆં રેહઠાણ કરી રહેલા, અને કોટમા સરકારી દારૂ તથા બીજા સરંજાંમની વખાર સાંહમને અસલના પદરખાંનાની પડોસમાં ખાલી બાટલીઓ વીગેરે વેચવાની એક નાંધલી દુકાન કાહડી બેઠેલા હતા. શેઠ ફરાંમજીએ પોતાનાં આ ગરીબ પણ રૈસનતાલેની નોબતે પોંહચનારા ભાંણેજ અથવા જમાઈને ઉતારો આપેઓ, અને તેથી કરી તેમના કાંમકાજમાં ઉદીયોગી શેઠ જમશેદજી ધણાજ મદદગાર થાઇ પડેઆ. સસરાનાં વેપારમા સફરમી જમાઇ લપેટાવાથી ગરીબી હાલતબી ભુલવા લાગા; કેમકે એ વખત ઉપર કેહએ કે જમશેદજી શેઠ ગુજરાતી લખવા તથા વાંચવા શીખેઆ ઉપરાંત આલાક પેઆંનનાં જેહનથી તે વખતની કેલવણી મુજબ અંગરેજી જુબાંનનીબી શેહજ માંહીતી મેલવી સએઆ હતા.

લગભગ તરણ વરસ સુધી પોતાના મેહરબાંણ સસરાની સાથે પરોટાઈ રહેઆ પછે, ય૦ ૧૧૬૮ ના શાલમાં તેવણના મશીઆઈ શેઠ મેહરવાંનજી માંણેકજી તબાક, જેવણ બોહોલા વેપારના બાહરમા પંકાઇને મોટા સફરી સોદાગર ગણાતા હતા, તેવણની સાથે પેહલવેહલા ચીનની સફરે શીધારેઆ; અને તાંહાં થોડુંકસુધી તેવણના હાથ હેઠલ વેપાર વણજની કલા તથા કુહનેમા

---

તો તેઓની વાકેફકારી સારૂં ખરી જગેઆની બાતમી બતલાવનારા, તથા વંશાવલીની ટીપમા વડવાઓના નામો વધારી આપનાર તેવનના સપુત શેઠ શોરાબજી જમશેદજી જીજીભાઇનો અપરમપાર ઉપકાર એટલા માટે માનવો જોઈએચ કે, જે બાબદમા આપણે ભુલાવો ખાતા આવેઆચ તેમાથી મોકલા થઇને હવે ખરી ખબર યાદ રાખતા રહીશું.

નો૦ લે૦

આરછી ચંચલાઇ એખતેઆર કીધા પછે, તેવણથી છુટા પડી સવતંતરપણે મેલવવાને, જારે થોડાક સાંમરથવાંન થયા, તારે પોતીકા સસરા શેઠ ફરામજી નોશેરવાંનજીની પક્ષમા પતીઆલાપણું જોડીને ચીન ખાતે જવા લાગા; અને તે દાહડેથી શીતારો રોશણ થવાની વકી તેણાને હાથ આવતી જણાઇ. જોકે તે વખતે તેણાની પાસે ભેગા થાએલા રૂપીઆ હજાર વીસની ઉપરાંત વધારે પુંજી નોહતી, તોપણ સારી આંટના પરતાપે કરી સસરાની મદદથી ઉછીકું નાણું જારે મલેલ, તારે જુમલે રૂ ૩૫૦૦૦ ના ભંડોલવડે વેપારને રૂડી કોશેસથી વધારતા ચાલેઆ.

પોતાના સસરાને મુંબઇમા રાખી આ જમશેદજી શેઠ ચીનની સફરે જવા લાગા; અને તાંહાંથી ૧૦ ૧૧૭૨ મા પાછા ફરતી વેલા કેહચ કે, "ઇસ્ટ ઇંડીઆમેનસીપ" યાને કુંપણીના સોદાગરી વાંહાણો જે લડાઇનાં કામમાંબી આવી શકે, તેહવાં એકાદાં આદમીરાલ સર નાથાનીએલ દાશણની સરદારી હેઠલના બારકસમા ઉતારૂ થાઇ મુંબઇ આવતા હતા; જે વખત ઉપર અંગરેજ તથા ફરેંચ રાજ વચે ઉઠેલા જધડાને લીધે બેએ આવ બેંગાલના દરીઆમાં ફરેંચ મનવારની સાથે જમશેદજીવાલાં બારકસને બારે લડાઇ થઇ, તેમાં અંગરેજી વાવટાએ ફતેહ મેલવીને વાંહાણ સહીત મુંબઇનું બંદર સલાંમત કીધાથી આ કહલકતા શેઠ જમશેદજી ખુશી સાથે પોતાનાં બેરીઆને હસતે મોહડે આવી તો મલેઆ, પણ એક વાતે અપરાગણ થએલા જોઇ અતીઅંત દલગીરી હાંશેલ કીધી હતી; કારણ કે તેથી કરી તેવણના આબાદાંનીપર ખીલતા વેપારને હરકત નડવાની જે ધાસતી પેદા થાએ, તેહવો એક ગંઠો બનાવ એ વરસની (યાને ઇશાવી સને ૧૮૦૩ મા લાગેલી) આફત ભરેલી મોટી આગે બનવેઓ હતો; અને તે વીશે કોઇનેબી અંજાંણેગ નથી કે તેઆરે કોટ માહેલા લગભગ પોણો ભાગ બલીને બરબાદ થયો હતો; તેથી કરી એવ-ણના પતીઆલાપણાનો ઘણોક માલ આતસના ભોગે ખપાવી દીધા ઉપરાંત, આ શેઠને થોડુંક ખાંનગી નુકસાંનબી પોહતું હતું; પણ મનસની તે ભેઉ સાસરા તથા જમાઇની હેલીતો રૂડી હતી કે, તેના આધાર ઉપર સંતોસ પકડેઆના બદલામા બાહેદરતાલાએ તેહવો અઇઆંમબી ઘણી આસાંની સાથે જે પારઉતારી આપેઆ, તેબી એક તેવણની ચહડતી દસાનું મુલ સહમજાયું હતું.

ગણતરી ઉપરથી હેવે અટકલી સખાએચ કે, જમશેદજી શેઠે સાધની મલીને ચીન ખાતે કીધેલી પાંચ માહેલી ચોથી સફર ઇશાવી સને ૧૮૦૭ ની હતી; જેમાં એક શીવાએ સાધલી તો દરોબસત પસાર થઇ, પણ ચોથી એવે તાંહાંથી મુંબઇ આવતાં જે વાંહાણની અંદર એવણ ચહડેલા હતા, તેને મારગમાં ફરેંચની બે મનવારોએ ઘેરીને પકડી લીધાથી તેમનાં આંગ ઉપર પેહરા-ણનાં વસાતર શીવાએ સાથેનો સરવે દઇવત દુસમનોને હાથ લુંટમા ગયો; એટલુંજ નહીં પણ તાજનાં બંધવા દાખલ તે વાંહાણના બધાં માંણસો સહીત ચોકી પેહરામા કબજે રાખી કેપ આવ ગુડ હોપ તરફ લઇ ચાલેઆ પછે તા-હાંને કીનારે છોડી મેલેઆ હતા; જાંહાં બીચારા તે વખતના જમશેદજી ગમરં

ઓફ્રીન ફક્ત ખાલી હાથે જારે જઈ પોંહચેઆ, તારે કેપનું સંસથાંણ ડચ વાને વલંદાના રાજતલે હતું. હાવાં સંકટમાં સપડાએલા આ સકરી ગોરની, તાંહાની કેટલીક કોમલ મનવાલી દયાળુ લેડીઓએ જો મદારત કીધી ન હોતતો, તેણાને ઘણીજ વેદનાં ખમવી પડત; પણ તેનીઓની સાહેતાથી ગીરદેશીમા ફશી પડેલા એક પરદેશીનું થોડુંક સંકટ દુર થયું; અને તેહવામાં વલી તેમના સાંભલવામા આવેઊ કે તે લેડીઓ દેનીસ વાવટાના વાહાણમા સવાર થઈ કલકતે જનારછે. સાધારણ રીતે બોલીએ તો તે વખતે રખડતા થઇ પડેલા આપણા આ હંમવતની ઊંમરાવે તેનીઓની સંગતમા રહીને તાહાંથી નીકલવા માટે પોતાની ખાએશ કહી સંભલાવી અને તે વાતની તાહાના અંગરેજી કોનસલને ખબર કીધી, તારે તે મયાવંત અમલદારે વીએક ડાયર રોકડા અને થોડાક ખોરાકની મદદ આપી પેલી દયાળુ દીલની અબલાજાતીઓની સાથે સોંફી દઇને તાહાથી કલકતા ખાતે રવાણે કીધા; જાહા સહી સલામત પોહચેઆ પછે થોડુંએક મુંબઇમા આવી લાગેઆ. ચીનથી રવાણે થયા પછે બારકસ બાબેની કશીએ બાતમી નહી મલેઆ ઉપરથી મોટી ધાસતી રાખી આ સખી વજાદ શેઠીઆને જીવતા જોવાની આશાઆ જેઓ તદન મેલી બેઠા હતા, તેઓએ તેમના એકાએક આવી પોતાથી અગણીત ખુશી હાસેલ કીધી.

જમાંનાની ગીરદેશીમાં કેટલીકવાર સપડાઈ ગયા ઉપરથી દુનીઆંદારીના સુખ તથા દુખની સાથે હરેક કામની ઉતમ પીછાણતના માહભારત ઘડા, આ માહપુરશના જીગરમા હેવા તો ઠશી બેઠા હતા કે, તેની ઉપર સદા લક્ષ આપી હરકોઈ બાબદને માથે ઉઠાવી લીધામા, અથવા કોઈને આપેલા વચન પાલવામા ગમે હેવી મુશીબત ખમવી પડતી તો, તેની કશી પરવા રાખેઆવના તેહવાં શુભ કાંમને પાર ઉતારી દેવાને હીંમતથી તેવણ કબુ પાછા હટતા નોહતા; એ બાબદમા આ એકજ દાખલો જે હમારા સાભલવમા આવેઓચ, તેજ તેવણનાં દીલગુરદાની સાખદી માટે ટાકી લઈએચ કે, ઉપર જણાવેલી પાંચ માહેની એકાદી ખેપે ચીન જતાં જે વાંહાણમાં આ સાહેબ ચહડેલા હતા તે બારકસ સમાતરાના કોસતા તરફ કોઇ ખડક સાથે જારે અથડીને તદંન ભાગું, તારે તેમાથી બંચીને કીનારે પોંહચવા સારૂં નાંખેલા મછવામા ઉતરતી વેલા તેવણ પાશે ભારે કીંમતી મોતીના શુરાઓ જે વીમો ઉતરાવેઆ વના પાશે રાખેલા હતા, તેને બંચાવી લેવા સારૂં તેવણની સાથે ચાકરીમાં હાજર રહેલા હોરમજજી ખરશેદજી બગણી નામના એક પરમારથી પારશીએ પોતાનો જીવ જોખંમમાં નાખીને ધણીની ચાકરી માટે ઘણીજ મરદાનગી બતાવી હતી; જેના બદલામાં આ નામવર નરે તે બાહધર પારશીના મરણ સુધી સઘલી વાતનાં સુખથી તેનો સારી રવેશે પરતીપાલ કીધો, એટલુંજ નહી પણ પોતાની આગલથી એક ઘડીબી તેને વીહોસો મલ્યો નોહતો; અને પાછલથી પોતાની પણોતી પેહડીનીજ પડોસમાં ઉતરદરાએ આવેલી એક ખાલી જગેઆ વેચાતી લઈને તેના કુટંબોને આરાએસથી રેહવા માટે બે મજલાનું એક મજબુત ઘેર વટીક આ પરોપકારી બુધીના બુજોરગ સાહેબે બંધાવી

આટલુ તો ચોકસજછે, અને તે ઉપર આ નામવર શેઠની પુર ખાતેરીબી હતી કે, આ સરૂશટીમા મણુશીઆને કેવલ પઈશો મેલવીને શુહમની પો સઘરી રાખવા, તથા પોતાના જીવને એબ્બલપેટાપણાનું સુખ દેખાડવા માટેજ પરમેશ્વરે સરજેલુ નથી, પણ તે ઝરને રૂડા ઉપીયોગમા વાપડી ઈનસાનીએતના કાએદાથી લોકોનુ ભલુ થાએ તેહવી ફરજ સોંપેલીછે; કે જેથી ફરી તે કીરતારની બખસેશનો વાજેબી લાભ સાચવાઇ શકે. હાવા ઉમદા વીચાર ઉપર ઉસતવાર રહીને શેઠ જમશેદજીએ પોતાની તથા પરાઈ ઝાતના ભાઈઓનું સઘ ભલુ ઈછવા વડી, અને તેઓનુ દુખ ભરેલા સંકટ ટાલવાના ખરા હેતુથી સખાવતનો દસત લંબાવેઆ વીશેની નેકનામી જગતમા આસકાર કરીને જે ફીરકામા તેવણ પેદા થયા, તેની ઈજ્જતને અતી બુલંદીએ ચહડાવી આપીછે.

જેમ જેમ વખત વેહતો ચાલેઓ, તેમ તેમ વેપારના કામોને વીશેસ મદદ મેલવવાનો એરાદો રાખી ઈ૰ સને ૧૮૧૮ થી વાહાણવટીની તરફમા જમશેદજી શેઠ ખીરાજવા લાગા; અને જેમ બનેલ તેમ તેની સબેઆમાબી હુમેશ કરતા રહીને "ગુડ શકશેસ, (એ સરવેમા પેહલુ અને ઘણુંજ બખતાવર ગનાએલુ હતુ) બેહરામગોર, બોમબે કેઆસતલ, ચારનત, ફોરત ઉલીએમ, માર, એણાનીમા, અને લાણરીક મલીને આઠ વાહાણોના માલિક ગણાયા હતા, જે માહેલા પેહલા ૫ તો ૪૫૦ થી ૧૨૫૦ ટણના ભરત સુધી રૂઈ, અફીણ તથા બીજો વેપારજોગ માલ ઉપાડી શકે તેહવાઓના ખુદ માલેક પોતેજ હતા, અને છેલ્લી તરણ કલીપરો ૨૫૦ થી ૩૫૦ ટન સુધીની ફકત અફીણનો જથો ચીન લઈ જઈને તાહાંથી નગદીનો ખજાણો લાવી આપવાના કામ સારૂ તેમના ઘણાજ એરબાહ અને ઈસ્ટ મીતર મી૰ રીમીંગટનની કુ૰ તથા ચીનના નામીચા આડતીઆ મી૰ જારદીન માથીસણની કુ૰ સાથેના ભાગીઆવાપણામા ફરતી હતી. વેપાર તેણાનો બોહોલો ફેલાઈ ગયાને લીધે એટલા બારકશો છતાબી દરરાજ બીજા ચેઆર અથવા પાચ મોટા વાહાણો નોલ માડવાની તેમને ગરજ પડતી હતી, અને પાછનથી વાહાણ "અરલ આવ બાનકારસ" તથા "અરલ આવ કલેર"* બી આ સાહેબની નોકરીમા ફરતા હતા; અને તે ઉપરાત ચીનના કોસાતા તરફ અફીણના કામસાર ફરતી કેટલીક કલીપરો મધેની તેવણનુ કાંઈક લાગતું વલગતુ જાણવામા આવેલુછે.

આ સાહેબના પરમાણીકપણાની વરતણુકનુ બયાન જેમ જેમ ઈઆદ કરીએચ, તેમ કાંઈજ નહીં પણ તેહમાથી ખરી મોટાઈ પોતાની મેલે પરકાશી નીકલેછે; અને કોઈબી કામ એવણનુ હેવુ નથી દેખાતુ કે, તે વાખવાબીનો પમસાટ પમાડેઆ વનાએ ફોકટમા પસાર થયુ હોએ, એ વીશેના કોઈ બેસુમાર મધેથી આ નામીચી બાબદોના બેજ દાખનાઓ જે નોધી લેવા જોગ વીચારીએચ, તે માહેલી એકતો એવણ જારે પેહલવેહલા શેઠ મેરવાનજી તબાકની મેહરબાની હેઠલ થોડુકસુધી ચીન જતા આવતા હતા, તારે તેનાએબી

* એની અદર થોડુક સુધી શેઠ એદલજી ફરામજી કરાણીનો ભાગ હતો, પણ પાછલથી પોતાનેજ હસાબે આ સાહેબે રાખેલ હતુ. ના૰ લે૰

પોતાના મરહુમ માલિકની જાહોજલાલી સારી પેઠે જોઇ હશે; પણ જમાણાની ગીરદીશીના ફાંદામાથી કોઈબી છટકી ગયું નથી, તેમ બીરગસતે દાહડાનુ ચકર તેમને માંથે ચોંટી બેઠાથી પાછલો વખત જારે ઘણોજ સંકટ ભરેલો થઈ પડ્યો તારે, તે વેલા ઓદાતાલાએ જમશેદજી શેઠને સઘલી વાતે જે સુખ બખશેલું હતું, તે ઉપર કશીબી અભેમાંની રાખેઆવણા પોતાના માલેકનો પડેલો હાથ ખરી ઈમાંનદારીથી ઉંચકી લઈને પેહલાં પીનાંગ તથા તેઆર પછે તાંહાંથી બાધરા ચીન ખાતે પોતાના કાંમની આડત સોંપી મોકલેઆ હતા; અને તેણાંને એટલું તો માંન આપતા હતા કે, જેમ એક ગુમાસતો પોતાના માલેકને લખે તે કરતાં વીશેસ તવાજાથી જમશેદજી શેઠ પોતાના અરાલી શેઠને કાગલ પતરોમા "મુરબી સાહેબ" કરી લખતા હતા; અને તેજ રીતે પરવી હાલતમા આવેલા શેઠબી પોતા ઉપર અહેસાંન મેલનારનાં કાંમ પછવાડે ખરી દીલશોજીથી થોડુંક મુધી શેવા બજાવીને પરથમ જેટલો તો નહીંજ, પણ પોતાનું પરીવાર સુખ ચેનથી સંસાર ગુજારી સખે તેટલો દઉલત પાછો હાથ કરી મુંબઈ આવેઆ હતા; જેના પરતાપથી આજે તેમના એકપુત્ર દીકરા પેસતનજીને અમણ ચમણમા રહેલા સઘલા સાહેબો જોએછે. અને બીજું એકે પોરટુગીસ જાતના ગરહસથ સર રાજર ડે ફારીઆ નામના એક નાંમીચા વેપારીએ આ નામવર શેઠનો પરથમ કાંઈક સંભાલ રાખેલો હશે, તેનો રૂડો બદલો પોતાના ઘણાજ પડના વખતમા હઈઆતી સુધી તો તેવણુથી તે પાંમેઓ હતો; પણ મરણ પછેબી તેના છોકરાંઓ મજગાંગ ખાતે એક મોટા બંગલા અંદર વગર બાડે રહીને તેજ સખી નરની પુંજીમાથી જેમ પરવરેશી પાંમેચ, તેમ તેઓની જીંદગી સુધી તેઓને બાધુક મલવા વીશે આ હીંમતે બાહાદુર નરે એક થાપણ અલાહેદી કાહડી ગયાથી તેણાની પરોપકાર બુધીનુ પરમાંણીકપણું બઈંજ પરકાસતું રહેલુંછે.

મરહુમ. શેઠ. ફરદુનજી પેસતનજી પારેખને. બાબતે. એહવું માલુમ. પડેછે કે, તેવણ પરથમતો અતરે આલતી શા૦ તલશીદાસ માંણેકજીની પેઢીમાં એક કારભારી તરીકે હતા; પણ કોકસંજોગથી તેનાનુ અરૂં બોલવું માલિકોના હકમાં વીરૂધ ઉતરેઆને લીધે, તાંહાંનો સંબંધ છોડાવેલો આ સખી શેઠીઆએ જેવો જોયો, તેવોજ તેનાનો હાથ પકડીને પોતાની પક્ષમાં ખેંચી લીધો; અને ઘણા વરસો પેર સાથે રાખેઆથી તેનાની કોશેસનુ પરીણુમ જે રૂડું નીવરેલું, તેની ઇઆદગારીમાં તેનાને બી પોતાની પરુંની પેઢી ખાતે સાલે ૧૨૦૫ ય૦ થી એક પંતીઆલા તરીકે દાખલ કીધા હતા; અને દેરા હક તેનાની હઈઆતી તુલીક આ શેઠીઆએ સાચવી રાખેઓ હતો; એટલુંજ નહી પણ તેમના ફરજંદો વડીકને બી પોતાના હોઆ તેવીજ મમતાથી પાલીપોશીને પરબીઆત કરી મેલેલા માલુમ પડેછે; અને તેજ ભીસાબનો ચરોબો આ બેહુ સાહેબોનાં પરીવારમાં હજી તક અરસપરસ નંબાબ રહેલો જણાએછે.

"બોનાલએ પંચાએત" નાંમનુ જે ગુજરાતીમાં છપાએલું એક પુસ્તક ય૦ ૧૨૧૨ ના સાલમા આ માહ ફુરસની પહેલી કલમથી લખાઈને

પરશીધ થયું હતું, તેની સાતા પકડી જણાવીએચકે ૧૧૯૨ ના સાલથી પારશીની પંચાએતમા એક અધીકારી દાખલ પોતાનો સંબંધ જોડીને આપણી અનજુમનની સેવા મન પુરતી રીતે બજાવવામા તેનાએ કાંઇજ કાએલી અથવા કશુર કીધી નોહતી; તો જો કે પોતીકા બોહોલા વેપાર વણજના જોખંમ બારેઆં કાનોમા રાત અને દીવસ રોકાઈ રેહતા, તોવી તેંમાથી કાઇજ નહીં પણ ગરીબ તોલાના બાવા કાજે દયાને હરકે ઘડી પુરતો અવકાશ મેળ- વતા હતા; અને કોઈ બી વાર ખાનગી બેઠક થાતી, અથવા જાહેરમા નાથલી મોઠી અનજુમન ભરાતી તાહા પણ જાયુક બીરાદરીને સરવેને એક સરખી રીતે વાજેબી ઇનસાફ આપતા હતા; જેથી કરી તેમના હંમ સાથીકોને અચ્છી મદદ મલતી હતી, અને તેમા વલી શેઠ ખરશેદજી માણેકજી જેહવા સંચલ જેહનના ધુનથી અકાબર સાહેબ જે આ ઉંમરાવની ઘણા વરસ આગ- મજના લાગુ રહેલા હતા, તેનાની સાંગતાથી ઘણાક કામો રૂડી પેરે સારંજામથી પોહચતા હતા; પણ જારથી મંડળીના બંધાનમા કાંઇક ખામ પડતી જોવામા આવી તારે શેઠ ખરશેદજીએ તો જોકે ૧૨૦૫ થીજ પોતાનો ઓધો એકદંમ છોડી દીધો હતો, પણ આ હાતમ શેઠીઆએ મન મોટું રાખીને પોતાની શુભ નેમમા કશી પાતીની બે પરવાહી દેખાડીજ નહી; અને જારથી તેમને લાએ- કનાં બીજા શેઠીઆઓણી હાએસતે હાએસતે અલગ થતા ગયા, અને બીજાઓમા વધારે ઓછી રાબરઆવત ગી આનવા લાગી તારે તેની નાપસંદગી વીચારીને વીસ વરસ તુલીક આથગ મેહનતનો કચવાટ પકડી સાલે ૧૨૧૨ મા તેવનબી નીકલી ગએઆ; અને તે પછે પંચાએતમા બેશવાનું જોપણ તેનાએ તદન બંધ કીધું, તોપણ બાકી રહેલા નામનાં બે ત્રણ અકાબર સાહેબોને તે વીશે પોતાનો વીચાર કહી સંભળાવેઓકે, "જો કદાપી સારી આબરૂ વાલા તથા દાનાવ શુધીના ઘણાક "અપક્ષપાત શેઠીઆઓ પંચાએતની મંડળીમા સામેલ - રહીને અગતવેલા "હાજર થવાની ચોકસ કબુલાત આપેતો, મોટી ખુશીથી હું પણ તેમા પાછો "ભેગો રહીશ; નહી તર હવેથી પંચાતમા કભુ બેસનાર નથી." હાવો રૂડો અભીપરાએ કોઇના દીલમા અસર નહી થયાને લીધે, ગરીબ અનજુમને આ સુંના બે માનવંતા અકાબરોને જોપણ ખચીત ખોહી દીધા; તોપણ સદરેહ- મત કે જમશેદજી શેઠના દીલગુરદાને કે, એટલા કારણસર પોતાના સુખણને ચીવટથી વળગી રહેઆ છતા, ધરમ ખાતાની જે પુંજી હતી તેની જાલ- વણી માટેતો પોતાની હઇઆતીની છેલ્લી ઘડી સુધી કશીએ કસુર રાખીતીજ નહી; એ વીશેનો એક જીવતો દાખલો એવણનીજ કલમ વટે લખાએલી છપી કેતાબના ૧૪૭ મા સફા અંદર સમાઇને જે સરૂ થપોચ, તાહાથી ઉતારી લઇને વાચનારી આલંમની હજુર ધરીએછે.

"મુબઇ મધે જરથોસતીઓની વસતીને ૧૦૦) થી વધારે વરશો થાએઆં "હવે; અને એટલી લાંબી મુદતમા ઘણા એક મોટા કુટંબ તથા જુરાત- "વાના સાહેબો થાઇ ગએઆછે કે તેહના ધણીઓના નામ આજ દનસુધી "આસકારાછે અને તે સાહેબો આપડી કોમને વાસતે ઘણા એક સારા સારાં

"કાંમો કરી શક્યાછે તે કાંમો હાલ મોજુદછે તથા લખો રૂપીઆ બીજે
"મારગે ખરચેઆછે. પણ કોઇ સાહેબની હેની નજર નહીં પોંહચી કે આપરા
"ગરીબ તોલાને સારૂં કાંઇક પુંજી આપડી કોમનાં લોકોમાંથીજ મેહનત લઇને
"એખઠી કરે કે પાછલ હરેક તેહવાં સારાં કારણ સર કાંમ લાગે. એવા
"દુરદેશાજ અને લાંમબા અંદેસાથી કોઇએ તેહવી નજર પોંહચાડી નહી અને
"જે ધણીનાં હાથમો પંચાતનુ જુજબી આંમદ રફતનુ નાંણું રહીઊં તેની કોઈ
"સાહેબે તજવીજ રાખી નહી કે શું ઉપજેઉ તથા કેટલો ખરચ પાડ્યો અને
"કેટલાકોના હાથમાં મેનીજ રહી તેની તજવીજ તથા ખબરદારી કોઇએ રાખી
"નહી ને સરવે વાતે રૂપીઆ બારેવાટ થવા દીધા ને જેને તાંહાં હતા તેનેજ
"તાંહાં પંચાતના રૂપીઆ રહી ગયા તે વીશેની કોઇને આજની ઘડી સુધી
"ખબરખી નથી જે તે પુંજી શું હતી ને તેની પાશે શું રહી ગએઊં. એવી
"બેદાનીને આપરા જરથોસતીઓએ સુધારી નહી તેથી હરેક. સારા વખત ઉપર
"ધરંમ ખાતે આપવાની કોઈ સાહેબની ઉમેદ થાએ પણ તે તરત હટી જાએ
"ને ધારે જે જેને આપીશું તો તે ખાઇ જશે તેહવું સમજીને ધરંમ ખાતે
"આપવાની કોઇની મરજી થાએ નહી. અને વખત ઉપર પંચાએતના ધરંમ
"ખાતાંમાંથી કાંઇક ખરચવાને જોઈએ તો પઇસા વગર બેશી રેહ ને એક
"બીજાનું મોહડું જોએ અને કદી કોઇની ધરંમ ખાતે આપવાની મરજી થા-
"એતો તે ધણી તનદરોસતી પઢાવીને તે નાંણું પોતાની પાશે અનાંમત રાખે
"ને તે સાહેબ પંચાત વાલાને કેહેજે તમો રશીટ આપીને લેયો આપવાને હાજર
"છેઊ–તો તેને કોઇ રશીટ આપે નહીં કે રખેને બંધાંનમો આવશું એવો પેલો
"પેલો વીચાર કરીને વાતને પડતી મુકે પણ આએ એક વાત મુકરર ખરીછે
"કે જે ધણીને તાંહાં એ ધરંમ ખાતાનો પઇયો તેના પોતાનાં ખરચમો
"આવેએછે.-તેનુ પેર સલાંમત રહેઊં નથી અને એ ધરંમનો પઇશો રાખવો
"ઘણું નેહસતછે. કાંએજે પાછલથી હેવી ઘીતે મરચેના જોવામો આવેઊછે. તે
"ઉપરથી વાડીઆજી ,શેઠ હોરમજજી બમનજી પાશે પંચાતની કાંઇક મેનીજ
"સંવત ૧૮૬૮ (૫૦ ૧૧૮૧) ના સાલથી હતી તે ફકત લગનસરાનો લવાજમો
"આવતો હતો તેખી પંચાતના તે વખતનાં અંધેઆરૂનાં ખાતાં પીતાં વધે તે
"વરસ દાહાડે તે અંધેઆરૂની નજરમાં આવે તેટલાં 'નાંણાં તાંહાં ભરે અને
"એ વતરોગે એવતને તાંહાં પોતાની આગલી ધણીઆંની બાઈ મેહરબાઇનાં
"પોતાનાં તથા બાઈ વાડીઆજી રતનજી બમનજીનાં ઉકીઆંનામો તનદરો-
"સની પઢાવીને તે નાંણાં પોતાની પાશે રાખેલાં હતાં તે બાગે પંચાતનાં સાહે-
"બોને વાડીઆજી હોરમજજીએ એક ચીઠી લખી જે હવેથી એ પંચાતના
"રૂપીઆ માંહરે રાખવા નથી તારે એ બાબે એવણનાં પેર મધે તા૦ ૨૮ મી
"નવેમબર સને ૧૮૨૩ ને દને પંચાતનાં મેમબરો મલીને ઠરાવ કીધો જે એ
"રૂપીઆ તથા બીજા બાહેર લોકો પાશે અનાંમત પડેલાછે તે રૂપીઆની
"રશીટ લીધા શેવાએ તે લોકો કોઇને આપતા નથી વાસતે તેનો ચોકરા પેડાવ
"પેડબીને પંચાતની પુંજી રાખવા સારૂં તરમટી જણ ૪) મધે વાડીઆજી હોર-

"મનજી બમનજી, શેઠ ફરામજી કાવસજી, વાડીઆજી નવરોજજી જમશેદજી "તથા શેઠ જમશેદજી જીજીભાઈને મુકરર કીધા તે મધે શેઠ ફરામજી કાવ- "સજીને ખજાનચી ઠેરવેઆ તે એવી સરતથી કે હુંઘરાતનાં જે નાંણાં વશુલ "થાએ અને રૂપીઆ એક હજારની રકમ બંધ બેશે તે એજ કારનસર બેંક- "વેલા આડતીઆ મી॰ રીમીંગતન કરાફરડની કુ॰ ને તાંહાં પારસીની પંચાએ- "તને નાંમનું ઉપર જણાવેલા ચાર તરસટીઓ હસતક જે ખાતું પરેઈન્ તાંહાં "ભરીને જમે કરાવે."

આવી રીતનો પકો બંદોબસત આ માહ ધરમી શેઠ જમશેદજીની ઉદાર કોશેસથી નકી થયાથી વાડીઆજી સાહેબ હોરમજજી બમનજી પાશે પંચાતની પુંજીમાં એખોટા થાઈ રહેલા રૂ ૧૫,૮૬૩ા૧૬ા દોકડા, તથા સરકારી ટકા ૫ ના વીઆજની નોટ ૧ રૂ ૨૦૦૦ ની મલી કુલ રૂ ૧૭,૮૬૩ા૧૬ા દોકરા ઉપરાંત વાડીઆજી સાહેબ નવરોજજી જમશેદજી પાશેથી તેમના બાવા જમશેદજી બમનજીના ઉઠમણામાં ભરાએલા રૂ ૨૦૦૦ હતા, તે પણ તેના વીઆજ શીકે એખટા થાએલા રૂ ૨,૧૯૮ા। મલી જુમલે રૂ ૨૦,૦૬૨ા૬૬ રેસ લઈને તે માહેલી રૂ ૨૦૦૦ ની નોટ પંચાએતમાં અણાંમત રાખીને રોકડા રૂ ૧૮,૦૬૨ા૬૬ રેસ તા॰ ૩ જી ડીસેમબર ૧૮૨૩ ઈસવીએ પકા બંદોબસતથી તે વખતની મી॰ રીમીંગટન કરાફરદની કુપનીને તાંહાં વીઆજે મુકેઆ; અને તે પછે સર અવસરે જરથોશતી અનજુમનનાં સઘલે વાંગેના સાહેબો પાશેથી ભરાવવાની રૂડી મેહનતબી એજ સાહેબે આગેવાંના થાઈને લએઆ કીધી તો, તેના પરતાપથી ગએઆં સંવત ૧૯૨૮* નાં આશો વદી ૦)) સુધી ૪૯) વરસના અરસામા ઉપજ નીપજ થતાં પરાંત ખાતે પંચાએતની પુંજી રૂ ૫,૯૬,૯૬૮ા૧૬ા દોકડાની, અને તેમનાજ હસતકમાં એજ કોમના જુદા જુદા સાહેબો તરફથી ધરમના ૨૪ ખાતાંઓ જે તાર પછે ચાલુ થયાંચ, તેની થાપણ રૂ ૬,૯૬,૯૨૦ા૨૧ દોકડા મલીને કુલ રૂ ૧૨,૯૩,૮૮૮–૧૪ આનાનો એક પાદસાહી ખજાંણો બાહેર પડેલા છેલા હીસાબ ઉપરથી માલુમ પડેછે; અને આપણ તેને મોટી ગરૂરીથી જોઈ સખીએછે.

સુરતમાં વસનારા જરથોસતીઓના દોખમાંઓને વાસતે, જમીનનો એક મોટા કકડો તેમની પંચાએત તરફથી માંગેઆ મુજબ દીલ્લીના શાહનશાહ અકબરે જે મુફત બખસીંદા કીધો હતો, તે ઉપરાંત તારપછે તેનેજ લગતી આસપાસની કેટલાંક વીંઘા બીજી ફાલતુ જમીન મુગલાઈ રાજમાં ૬૨ સાલે રૂ. ૧૧૦ લએનુ દેણું આપવાની સરત કરીને પાછલથી મેલવી લીધેલી માલુમ પડીછે. તે કરાર માફકનો કર જોકે તાંહાંની પંચાએત વાલાઓ ઘણી મુદત સુધી ભરતા રહેઆ; પણ તે તરફ વરાનારાઓની પાછલી હાલત જોતાં કદાપી

* જરથોસતી લોકાના ધરેમ ખાતાંની પુંજીનો હસાબ તેઓના ૬૨ સાલે બદ-લતાપજદેજરદી સનેથી ચાલુ રેહચેતો, તેથી કરી તેમાં ભરાતી રકમો, જે તેઓના રોજ માહ સાથે તાલુકો રાખતી જમે થાએચ, તેનો મુકાબલો મલતો આવે; અને બીજું એકે એ અશીલ કોમનાં કેટલાક સાહેબો પોતાની તારીખોને હવડાં ફરામોસ રાખતા દેખાએચ, તે પણ તેઓની ઈઆદીમાં સદા સમાએલી જણાએ. નો॰લે॰

એવું થાઈ પડે કે, હવે પછે તેઓ હયાતકની પુંજીમાથી એ દેણાનો બોજો કદાપી ઉપાડી નહીં સખાએ તારે મોટી મુસકેલ નડે; માટે તે ઉપર આ સખી શેઠીઆએ લક્ષ આપીને આપણી મયાલુ અંગરેજ સરકાર, જેઓ તાંહાંની હકુમતના હવડાં ખુદ માલેકોછે, તેઓ પાશેથી આટલાં દેણાની માંફી કરાવી લેવાની જે અરજી ઈ૦ ૧૨૧૭ ના સાલમાં ગુજારી હતી, તેને મુંબઇની નામવર સરકારે આ સખાવજુદ ઊંમરાવની બેહદ સખાવત ઉપર નજર પુગાડીને તે જમીન ઉપરનું દેણું ચંદરોકાલ સુધી માંફ કરવા સંબંધી ફરમાંન સુરત ખાતે લખી મોકલાવેલું. આ સાહેબના આસરાથી એક અપરંમપાર સખાવત એવીતો ઉત્તમ થાઇઅ કે, પરદેસમાં રેહનારા પોતાના હેંમદીનોની આવતી હાલતનેબી તેનાએ આગમચથીજ સંભાલી લેવાની દયા દેખાડી.

ઈનસાંણોની કંગાલીએત સાચવવાનાં રૂડાં સાંધણો આ માહપુરૂશે જેમ કરી દીધાં, તેમજ વગર વાચાનાં અસકત પશુ પરાંણીઓનુ પાલણબી જાયુક થાએ તેવા ખરા હેતુથી, મુંબઈમાં તથા તેને લગતાં બીજાં દેશાવરો ખાતે પાંજરાપોલો ઉભી કરાવા સારૂં પોતાના ઘણાજ હેતુ ભીતર મરહુમ શેઠ મોતીસાહની સંગાથે પકી ગોઠવણ બંધ બેસાડીને હીંદુ માહજનોને તેહવાં શુભ કાંમમાં સાંમેલ કરીલીધા; અને તે બાબદનો સઘલો વહીવટ (પોતા પાશે વેપાર વણજનુ બોહોલું કાંમ હોવા છતાં) સંવત ૧૮૯૧ થી સરૂ કરીને ૧૬ વરસ પેર બંતી પણે પોતે ચલાવેઆ પછે, સંવત ૧૯૦૬ ના સાલની આખરીએ જારે તે ખાતું છોડીને પોતાનીજ દેખરેખ હજુર ઉપલી માહજનને શોંફીઆ, તારે તેની ઉપજાવેલી આવકમાંથી મોકલે હાથે ખરચ ખુટન કરતાં બાકી સવાચાર લાખ રૂપીઆને સુમારેની રોકડ પુંજી ઉપરાંત માહજનના હુધરાતથી અસલમાં ખરીદી લીધેલી મીલકતોને તેમાં સારી ઉપજ થાએ હેવો વધારો લાગુ પાડીને તેઓના સવાધીનમાં સંધું શોંફી આપીલું; જેથી કરી તે ઉપીઓગી ખાતુંબી આજની ઘડી સુધી આ સાહેબની સખાવત ભરેલી કોશેસને આશી-રવાદ દેતું આબાદ હાલતમાં હઈઆતી ભોગવતું ચાલુ રહેલુંછે.

આ માંન પાંમેલાં માહ પુરૂસને જારે પેહલવેહલો "નાઈટહુડ" નો ખેતાબ હેનાયત થયો, તારે તેની ખુસાલીમાં પોતાને ખાસ ખજાંનેથી તરેણ લાખ રૂપીઆ રોકડા તથા બેંગાલ બેંકના શેરો ૧૫ ગરીબ જરથોસતીઓની મદદને માટે આ દુખભંજન સાહેબે સખાવત તરીકે જે અલાહેદા કાહડેઆ હતા; અને તેમાં એજ બેંકના શેરો ૫ તેમના નેકબખત મોહરદાર શેઠાંણી આવાંબાઈએ, તથા ૭૫ શેરો પારશી પંચાએતની પુંજી માહેલા તેના વહીવટદારોએ જે ઉંમેરેઆ, તે મલીને એક માહભારત આપણને રૂડી વરત-ણુકથી ચંદરોકાલમુધી નીભાવી રાખવાની સુભ મતલબ વીચારીને પોતાનીજ હઈઆતીમા તે વખતની નામદાર ઈસ્ટ ઈંડીઆ કુંપની સરકારનાં આસરા તલે શોંફી; પણ તેનો વહીવટ ચલાવવા ચકી પંચાતના અકાબરોનીજ નેમણુક બેડવી આપીને તે ઉપર સરનસીનપણાનો હક હઈઆતી તુલીક પોતે જાલવેઓ હતો. એ બાબેનો સતા ભરેઓ એક લેખ રોજ ૧૫ મો માહ ૪ થો શેહનસાહી સાલ

૧૨૧૮ પ૦ ને મુકાબલે ઈ૦ સને ૧૮૪૯ ના જાંનેવારીની ૯ મી તારીખનો કરાવી લીધોછે. તે કરારનામામા હેવી કબુલાત બાહલ રહીચ કે, અનામત રૂપીઆ તરણ લાખનુ નામદાર સરકાર દર શાલે સેંકડે ટકા ૬ લેખેનુ વીઆજ બાબુક આપે, તે, અને બેંગાલ બેંકનાં કુલે સેરો ૫૫ ના નફાની જે પેહચણી મલે તેની એકંદર આમ્યેપત મધેથી જરૂરીઆત જોગનો થાતો ખરચ બાદ જતે બાકી વધારાને દર વરસ હેઠલ જણાવેલાં જરથોસતીઓના કારણમા વાપરવા માટે ૪૦૦ હીસામા વેંહચી આપવાનો અખતીઆર વહીવટદારોને શોંપેઓછે.

| કહેઆ કારણમાં ખરચવા. | મુંબઈ માટે. | ઉદવાડા માટે. | નવસારી માટે. | સુરત માટે. | ભરુચ માટે. | કુલ હીસાં. |
|---|---|---|---|---|---|---|
| ૭ થીતે ૧૪ વરસ સુધીની છોકરીઓ તથા છોકરાઓને વીદેઆની કેળવણી આપવા તથા બને તો તે ઉપરાત એક ઠેકાણે રાખીને તેઓની પરવરેશી કરવા માટે .............. | ૧૮૦ | ૨૦ | ૧૦ | ૩૫ | ૫ | ૨૫૦ |
| કંગાલ તથા મુફલેસ જેઓ બુઢાપાથી, આંધાપાથી, બદનની બીજી ખાપણ-થી અથવા મગજ ફરી ગયાના સબ-બથી જેઓ ગુજરાંણ ચલાવાને અ-શકત હોઅ તેઓને એકાંત મકાંનમાં રાખીને પરવરેશી કરવી, અથવા હ-લકા જેવા પગારો આપવા સારું .. | ૨૦ | ૧૦ | ૧૦ | ૩૦ | ૮ | ૭૮ |
| ગરીબ છોકરીઓને પરણાવવા ઉપર દર એકને માટે રૂ૧૦૦ સુધી ખરચવા... | ૨૦ | ૭ | ૭ | ૧૦ | ૪ | ૪૮ |
| નાવારેસ મરણ પાંમે તેઓ જણ એકના મોહોત ખરચમાં રૂ૨૫ લેવા .... | ૧૦ | ૩ | ૩ | ૫ | ૩ | ૨૪ |
| દરએક ઠેકાણે વાપરવાના એકંદર હીસા. | ૨૩૦ | ૪૦ | ૩૦ | ૮૦ | ૨૦ | ૪૦૦ |

આ મરહુમ નાંમદાર બારોનેટ સાહેબની સખાવતનાં ઉપલાં ધરમ ખાતાંની સ્થાપનાને પા સદી પસાર થઈચ તેટલા અરસામા અસલ પુંજીની ઉપજમાંથી ખરચ કીધા છતાં કારોબાર મંડલીની દાહપણ બારેલી દેખરેખથી તે થાપણમાં એટલોતો મુબલક વધારો થાયો કે, તેનેજ આસરે કોટમાંહેલા આ મરહુમનાં મેહેલની ઉતર બાજુએ જરથોસતીના છોકરાંઓને ગુજરાતી તથા અંગરેજી શીખાડવાની સ્કુલ માટે તરણ મજલાની ગંજાવર અને સુંદર હવેલી બંધાઈને જે વપરાતી થઈચ, તે ઉપર (છપાઈને બાહેર પડેલા હસાબ મુજબ) ખાલી જગેઆની ખરીદી માટે અપાએલા રૂ ૯૪,૪૪૪)૯–૩ પઈ, તથા મકાંન બાધનાર મકતેદારોને તા૦ ૩૦ મી જુન ૧૮૭૩ સુધીના અર-

સામાં ખેરણ ખેરણે આપેલા બધા રૂપીઆ ૨૧૧,૨૩૧)૫–૮ પઈ મલીને જુમલે રૂ ૩૦૫,૬૩૫)૧૪–૧૧ પઈ તો ખરચાઈ ચુકા, અને બીજાનો હસાબ હવે પછે જાહેર થયાથી એ માહભારત મકાંન ધારેઆમેલ સવા તરણ લાખ રૂપીઆને સુમારેની કીંમતનુ ચોકસ કેહવાશે; અને આ સકરમી શીકબના સરીમંત સાહેબની સખાવતનું દુહજવું થઈ (ઈઆને અસલ થાપણ) તો જેહ-વીને તેહવીજ આબાદ હાલતમાં ઉપજ આપતું સચવાએલુંજ રેહશે.

* ઉપલી રોણકદાર એમારતના બાંધકાંમની સરૂઆતમા કાએદા પરમા-ણેની જાહેર કીરીઆ જે થવી જોઈએ, તેની કીરતી આપણા માનવંતા માજી ગવરનર નામદાર ધી રાઈત હાંનરેબલ સર શીમોર ફીટઝરલડના બાએગને ચોંટી હતી; માટે. તે હકુમતના પેસવાએ દબદબા બરેલી સભાવી હજુર કેલવણી ખાતાંની શેવા આ રીતે સંપુરણ બજાવી હતી કે, કાચની એક બરની અંદર મરહુમ સર જમશેદજીની સવરૂપી તસવીર, તથા તેના દરસ-ણનો નકશો, સ્કુલ સ્થાપણા સંબંધી છપાએલી ટુક તવારીખ, ટાંઈમિસ આવ ઈંડીઆમાથી નીકલેલું ઈ૦ સને ૧૮૭૧ નુ નાહાંનુ અંગરેજી કેલેનડર, પ૦ ૧૨૪૦ ના સાલનુ પારશી કેલેનડર, ગુજરાતી પંચાંગ, મુંબઈ ગેઝટ, ટાંઈમસ આવ ઈંડીઆ, જામે જમશેદ તથા સમાચાર વીગેરેના અંગરેજી તથા ગુજરાતી વરત-માન પતરો, ઉપરાંત શીકાઓમા સોનાનો એક સાવરન, રૂપાં નાણામા એકેક રૂપીઓ, અધેલી, પાવલી તથા બેઆંની; અને તરાંબાના ખુરદામા એકેક ઢબુ, દોહોડીઓ; અને અરધી; એટલું બરીને તે બરણીને પાયાની નીચેના એક ખાડામા ઉતા-રીને તે ઉપર ગુજરાતી, અંગરેજી તથા પેહલવીમા કોતરેલી તખતીવાલો જે પથર ગોઠવેલોછે, તેની વીગત હેઠલ જોવાથી માલુમ પડશે.

## પાક દાદાર હોરમજદની મદદથી

નામદાર

## સર જમશેદજી જીજીભાઈએ પારસીઓને વાસતે કરેલી

સખાવતના ધરમ ખાતાંની

ઈમારતના મુખીઅ ખુણાનો આ પથ્થર

રોજ ૩ જો માહ ૬ ઠો શેહનસાહી તથા માહ ૭ મો કદમી

સાલે ૧૨૪૦ ઈઅજદેજરદી,

તારીખ ૨૧ મી ફેબરવારી ૧૮૭૧ ને દીને

મુંબઈના નામદાર ગવરનર સાહેબ

સર ઉલીએમ રાબરટ સીમોર વીસી ફીટઝરલડ. જી. સી. એસ. આઈ.

બાહાદરે પોતાને હાથે બેસાડ્યો.

બાયગસાલી નર, જે પાલે દુ:ખી દુ:ખીઆરાં,

આપે અન ને કેળવણી, તે કરે તેમને સુખીઆરા.

નામદાર ગવરનરે રૂપાંની થાપી તથા રૂપાંથી મઢેલું હાથીદાંતનુ સાંધન અને ઓલંબો હાલના નેકબખત બારોનેટ સર જમશેદજીના હાથમાથી લઈને ચુનો પાંથરી તથા તે ઊપર તખતી કોતરેલો પથ્થર તેની બેઠક પર ગોઠવેઆ પછે ઓલંબો તથા સાંધન લગાડી તથા રૂપાંથી મઢેલી હાથીદાંતની હથોડી વડે તેને થોકેઓ તારપછે તે પથ્થરને દરોબસત મેલેઆ વીશેની વધાંમણી હાજર રહેલી મીજલસને જે કહી સંભળાવી તેજ વખતે તેની મુબારકબાદીમા ખુસાહલીના સરોદા સરવે તરફથી નીકલેઆ, અને પાયો પુરવાનુ શુભ મુહરત સંમપુરણ રીતે પસાર થયું.

કેલવણી ખાતાંના આ માહભારત મકાંણનું બાંધકાંમ જે વખતે થોડુંજ બાકી રહેલું હતું, તે ટાંકણે હીંદુસતાનની હકુમતનો નામદાર સરસુબો બારોણ નારથબરૂક જે આપણી ભેટ માટે અતરે પધારેઓ હતો, તેને પહોતે હાથે વાસમહુરત કરાવાતી નેક ધારણા રાખીને એ ખાતાંના પરમુખ ધી હાંનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ સી. એસ. આઇએ, જે ઇછા નામદાર વાઈસરાએને જણાવી હતી, તે મોટા હરખથી કબુલ કરીને રોજ ૧ લો માહ ૩ જો શેહનસાહી સાલે ૧૨૪૨ ય૦ ની સહવારે પોતાની સાથે આપણા ગવર- નર સર ફીલીપ ઓડાહુસ, મેજર જનરલ નારમણ, લારડ દેનોગમોર, હાનરે- બલ મી૦ ટકર, ડાકતર જાંણ વીલસન, મી૦ લી વારનર તથા એડીકાંગોને લઇ બીરાજેઆ હતા; અને ઉપર જણાવેલા પરમુખની સાથે સ્કુલ ખાતાંની મંડલીના માનવંતા અકાબરો તથા બીજા કેટલાક દેશી શેઠીઆઓબી તાંહાં હાજર રહેલા હતા; જેઓની હજુરમા પરોફેસર બરજીશે* આ કેલવણી ખા- તાંની ઉતપંતીનો હએવાલ જે વાંચી સંભલાવેઓ, તે ઉપરથી જણાઈ આવેછેચ કે, આ સખાવતની સાહિતાથી મુંબઈમાં તરણ અને દેસાવરોમા ૮ મલીને ૧૧ સ્કુલો મધે ૧૪૩૦ છોકરાઓ, અને બેહુ ઠેકાંણેની તેહલીજ બીજી ૧૧ સ્કુલોમાં ૧૨૮૦ છોકરીઓ મલી કુલ ૨૭૧૦ જરતોસતી છોકરાઓ કેલવણી પામેછે; જેમા ૧૬૦૦ જણા મુંબઈમાં અને ૧૧૧૦ જણાઓ દેસાવરો ખાતે કેહવામાં આવેછે; અને તે ઉપરાંત બીજું ખુશી ઉપજવા જોગ એમબી કહી સંભલા- વેલ હતું કે, એજ કેલવણી ખાતાં મધેથી અગાઉ ઘણાક નીસાલીઆઓ પાહવરદા થાઇને જે બાહેર પડેઆછે, તેઓ આબરૂથી પોતાનું પોસન પણ કરી સખેછે; અને તે માંહેલા કેટલાકો તો માનવંતા ઓહદાઓ ઉપરબી બીરાજેછે. આની ઉપીયોગી બાબદનું વરણન વીસતારીને કહેઆ પછે, આ નવાં મકાંણને હુંઘાડતી વેલા નાંમદાર વાઈસરાએ પોતાની અતીઅંત ખુશી જણાવીને માન સહીત રૂખસત લીધી હતી. આ મકાંન સઘલું સમપુરણ હાલતમા તઇઆર થાઈ ચુકેઆ પછે રોજ ૧૯ મો માહ ૫ મો શેહનસાહી સાલે ૧૨૪૨ ય૦ ને

* આ ગરહસથ ચાકરી છોડી ગયા પછે તેમનો ખાલી પડેલા પરીનશીપાલનો માનવંતો ઓહદો મી૦ ડાસાભાઈ નસરવાનજી વાડીઆને ઇ૦ સને ૧૮૭૩ ના ડીસેમબરની ૧ લી તાહરીખથી દર માહે રૂ ૩૦૦ ને પગારે મલેઆછે. ના૦ સે૦

મુકાબલે તા० ૧ લી ફેબ્રવરીથી ૧૮૭૩ ઇસાવીથી નીસાલીઆઓની કેલવ-ણીના ઉપીયોગ માટે જે વાપરતું થાહુંચ, તેની કેફીએત નીચલા ફકરાથી જણાઈ આવશે.

સ્કુલવાલી નવી હવેલી જમીનની સપાટીથી તે છેક મોભ સુધી ૮० ફુટની ઉંચાઇએ જે ઉભેલીછે, તેણે લંબાઇમા ફુટ ૧૭૨, અને પોહલાઇમા આગલી તરફથી ફુટ ૮૯ તથા પાછલી તરફથી ફુટ ૪૨ ની જગેઆ બાંધકાંમમા લપેટાવી લઈ બધી જમીનને ૧૬૯૭ ચોરસવારના વીસતારમા ઘેરી રાખીછે (જેમા એમારતે રોકેલી ૧૩૨૨, તથા ગલી અને ચોકની ખાલી જગેઆ ૩૭૫ જાંણવી;) અને તે અમલાની અંદર જેટલાં મકાંણો જુદા જુદા બાગોમા વેંહચેઆંય, તેની તફશીલ હેઠલની બીગત મુજબ જણાઈ આવીછે.

ભોંએતલીએ—રસતા આગલ ઉભાં કીધેલાં આંરકાંઓની ૧૨ ફુટને છેટે આવેલી સીડીડીપરથી ચહડી જતાં આગલી તરફ વચોવચમા એક કોસાદ ઓરડો, અને તેની બેહુ બાજુએ એકેક ઓવડો દેખાએછે. વચલા ખાનમા દક્ષીણ દરાએ જે ટાકમા મરહુમ સર જમશેદજીનું શોભાવંતું બાહવતું બેસાડેલંય, તાંહાંથી તે માહપુરસના દરસન લઈને માલા-પર ચહડવાનો દાદર, અને બાકીની સલગ ચાલ રાખેલીછે. પા-છલા ખનમા પેસતાં ડાહવી બારુએ બે ઓવડા બનાવીને, તેની પડખે તેટલીજ જગેઆ કસરતશાળા માટે કાહડેલી કેહવાએછે, અને તેની સનમુખ આવેલી (જમેની તરફ) ખાલી જગેઆ રમ-તને વાસતે ("પલે ગ્રાંઉડ" તરીકે) એલાહેધી રાખીછે.

પેહલા તથા બીજા માલા ઉપર આગલી તરફ તરણ, તથા પાછલી તરફ ચાર મલી દરેક ઠેકાંણે સાત સાત ઓવડાઓ કીધાછે.

તરીજે માલે—આગલી તરફ સલગ દીવાણખાનું રાખીને, પાછલીગમ પાંચ ઓવડાઓ બનાવેલા, હવડાંતો ધરમ ખાતાંના મેતા મુતસદીઓના વપરાસમા આવેછે; પણ તેની મુલ મતલબ હેવી માલુમ પડીય કે, શીખનારાં છોકરાંઓની શંખીઆમા વખત જતે હાલ કરતાં વીશેસ વધારો થાએ* તારે તેઓની સગવડ સાચવવાને સવલ પડે.

આગલી તરફના મોટા દાદરો ઉપરાંત છેક ભોંએતલીએથી તે તરણ મજલાઓ સુધી પાછલા બાગના ઓવડાઓની વચોવચ એકેકો દાદરો, અને સરવેથી છેડેના બાગપરણી તેટલાજ દાદરા જે મેલવામા આપેલાછે, તે એટલા માટે કે સેંકડોબંધ છોકરાંઓને સ્કુલમા આવતી, તથા તાંહાંથી છુટી લઇને ઘેરે જતી વખતે ચહડવા ઉતરવાની અડચણ

---

* એનો દાખલો હવડાંથીજ એવો દેખાયોછે કે, દરેક ઠેકાંણેના ઓવડાઓ ભરાયાને લીધે તેવા વરગોના છોકરાંઓને વાસતે ભોંએતલીએથી તે બે માલ સુધી-ની ચાલો અંદર એકેક પરદો કરી લઇ તાંહાં તેઓને બેસાડેઆંછે. નો० સે०

નહીં પડતાં છોકરાઓ તથા છોકરીઓ ભેલાભેલ થઈને એક બીજા સાથે મેલાપ કરી સકેજ નહીં. અને બાંધકામનો દેખાવ ઉપાવવાની મતલબથી દરેક મજલે આગલી તરફ મોટી, અને પાછલી તરફ નાહની ગેઆલરીઓ પણ કાહડીછે, કે જેથી કરી હવા તથા ઉજાસનો સરખો લાભ સરવેને મલતો રેહે.

હાવી રીતના જુદા જુદા ભાનો જે બનાવેઆય, તેમા ભેંઓતલીએ ગુજરાતી શીખનારા છોકરાઓના બધા વરગો જેમ ગોઠવેલાછે, તેમજ પેહલો આખો માલ બધી છોકરીઓના વરગો વાસતે રાખીને બીજા માલાપર અંગરેજી અભ્યાસવાલાઓના વરગોનો સમાસ કીધેલો જણાએછે. ઉપલી તરતીબથી સેંકડો બંધ છોકરાંઓનો સમાસ જેમ સગવડ સાથે સમવાએય, તેમ તેઓની કુદરતી હાજતોબી પુરી પાડવા સારૂં છેક ભોંએતલીએથી તે તરણ માલો તુલીક પાએખાના, તથા તેઓનીજ પડખેના દરેક ઓરડામા મોરી પણ બનાવેલીછે; અને તેથી કરી કોઇ રીતની અડચણ જોવા તથા જાંણવામા આવતીજ નથી. આ સખી સાહેબની સખાવતથી તઇઆર થઇને બપકામા ઉભેલાં ધરમ ખાતાંના માહબારત પણ અતી રોનકદાર, અને મજબુતાઇમા સંપુરણ બાંધનીના મકાંનનો નકસો બનાવનાર મી૰ દીનસાહ દોરાબજી બતુસાહ, અને તે ઉપરથી રલીઆંમણી હવેલી બાંધી આપીને પોતાના કીસબમા ફતેહ મેલવનાર મીસતરીઓ નામે જીવનજી જાંમાસપજી, તથા દોરાબજી શોરાબજીની કાંપેનીએત જે પરખાઇ આવીઅ, તેની નોંધબી મોટાં માનથી હીંઆં લઇએછે.

ખરી દીલસોજીથી જીગરમાં રાખેલી ખાએસ મુજબનુ આ અતીઘણું શુભ કાંમ, જારથી સરૂપયુંચ; તારથી તેજ ધોરણ ઉપર ઉસતવાર રહીને આજની ઘડી સુધી થાપણનાં સંભાલ સાથે જેમ સચવાતું ચાલેછે, તેમજ પારસીની પંચાએતના હસતકમાં રહેલી બીજી પુંજીનાં વહીવટ સંબંધીનો બંદોબસત પણ એજ સાહેબે પોતાની સાથેનાં બીજા આકાબરોના અનુમતથી પુખત પાએ જે કરી આપેઆછે, તેબી તેજ રીતે હવડાંની મુઆફેક જો ચાલેઆ કરશે તો ઇનસાઅલા જરથોસતી અંનજુમનની હવે પછેથી વધતી જતી પુંજીને કશોએ ધોકો લાગનાર નથી; માટે એ બાબેનાં સઘલાં રૂડાં વાના નેક નામદાર, અને માંહધરમી દાતાર, મરહુમ સર જંમશેદજીનીજ અતીઘણી દીલશોજી ભરેલી કોશેસનાં બચીત વીચારીને તે પાકજાદના એશો રવાંણ ઉપર હજારો દરૂદ અને લાખો સેપારા દરપલ પોંહચાડવાની અંનજુમનનાં મોટાથી તે નાધલા સુધીના સરવે સાહેબોને સજાવર બલ્કે ફરજછે; અને તેવીજ શોકર ગુજારી તેમની પછે થાઇ ગએલા એ કાંમના મદદગાર સાહેબો વીશેબી ચાહતી વેલા, હાલના આગેવાંણો ઉપરાંત, હવે પછે થનારાઓને વાસતેબી એ કાંમની મદદગારી સંબંધી નેક હેદાયતની બખશેશ તે પરમકુરપાલુ પરમેસવરની દરગાહથી માંગવી ઘોગીઅછે.

આ નાંમવર ઉમરાવ ધોડાક પગભર થયા પછે પરથમતો બાહેરકોટ

"અબદુલ રેહમાન સ્ટ્રીટ" નામનાં મોહલામાં રેહતા હતા; જાંહાં ઘણી મુદત ગુજારેઆ પછે કોટ મધે "હારંબી રો" આગલ ગોલવારની ગલી પાશે દખણ બાજુએ મરહુમ શેઠ નવરોજજી કાવસજી નારીએલવાલાની (દાદી બરજોરવાલી અસલી) મોટી હવેલી વેચાતી લઈને તે જગા ઉપર નવે પાએથી બાંધેલા સુંદર મેહલ મધે સાલ ૧૨૦૩ થી પોતાના પરીવાર સહીત આવી વશેઆ હતા; તે વાતને હવડાં લગભગ ૪૦ વરસ થયાં.

ધરમખાતે ગરીબ લોકોને સખાવત કરવાની આદતે આ દયાલુ દીલનાં દાતાર શેઠીઆમા અસલથીજ રેવાજ પાંમેલી હતી; તો જોકે તે વેલા તેવંન પાશે ગોટા દરવીઅ નોહતો; તો પણ તેની વકીએ થોભી રેહવા કરતાં હાયસો જેબી આવતું તેમાંથી, થોડોક ભાગ ખોદાનાં નામ ઉપર ગરીબોને ખેરાત સારૂં ખરચતા હતા; તે એટલે તુલીક કે બાહેરકોટથી જારે પગે ચાલીને દર-રોજ કોટમાં આવતા તારે મેદાંન મધે હારેકતાર બેઠેલા મીસકીનોને તે વખતની ગુંજાએશ મુજબ એકેક અરધીનું દાંન બખસતા હતા; તે વીશે હેવું જાંણવામાં આવેછેકે, હીંઆંથીજ તેમની સખાવતે સરૂઆત કીધેલી હતી; અને તારથીજ એક સાધરણ રીતે બાટલીવાળા શેઠને નાંમે તે લોકોમાં તેવનની પીછાંનતખી થાએલી આજની ઘડી સુધી એક સનદ તરીકે છાપો મારી રહેલીછે; તો જોકે બારોનેટનો નાંમીચો એલકાબ હાંશેલ થયો તોબી રઈએતને મોહડે ચડેલા એતાબમાં કસું અપમાંન જેવું આ સાહેબ સમજતા નોહતા; અને તેહવાં દાંનની બરકતથી જેમજેમ રોજીમાં વધારો થતો ચાલેઓ, તેમ તેનાની સખાવ-તોબી પગતી દરપગતીએ ચહડવા માંડઉ; અને તેપછે જોકે, આપણા આ દીલેહાતેમ ઊમરાવ વેપારી મંડલીમાં ગોટું માંન મેલવતા રહીઆ તોપણ આ ટાપુની સઘલી વસતીના ઓળખાનમા ઈ૦ સને ૧૮૨૨ સુધી જાહાજ પરખેઆત જણાતા નોહતા; પણ તે સાલમાં તેવણના વડા પુતર (ખોદાએ આપણે વાસતે બર-કરાર રાખેલા હાલનાં બારોનેટ સાહેબ) શેઠ ખરશેદજીનાં પેહલાં લગન મોટી ધાંમ-ધુમથી કીધાં, તેની ખુસાલીમાં કાળીટી જેલ મધે કેટલાએક હલકાં દેવાં માટે પડેલા કેદીઓને તેમનુ કરજ આપી છોડવેઆ, તારથી સરફરાજી હાંશેલ કરતા રહેઆ; એટલુંજ નહી પણ એ સાલ પછેથી જમશેદજી શેઠની પાદસાહી સખાવત નાંધલાં નાલાંમાથી વેહતી નીકલીને નદીના મોટા રોહની મુઆંફેક રેલાતી ચાલી અને તે માંહેલી વલી કેટલીકતો હેવા મજબુત પાએઆ પર ઉસતવાર રાખી ગએ-આચ કે જાવો મંદરો કાલસુધી જેઓના લાભ માંટે જે છે તેમાંથી તેઆ કબુબી નીસફળ થાશેજ નહી. આ સાહેબની સખાવતથી પેહલાંતો પોતાનાં ગરીબ સગાંઓને, પછી હમજાતીઆને રાંતોસથી પાલવા લાગા; તેમાં કેટલાક જણાઓને તો ખાંનગી રીતે હેવું ગુપત આપતા કે, તે વીશે પોતાના ફરજં-દોબી તદન અણજાંણેઆ રહેલા સંભલાયાછે; અને તે બાબેની ચોકસ ગણતરી નહી મલેલી પડત રાખીને હેઠલ જણાવેલી વીગત મુજબ માહભારત જાહેર ધરમખાતાંની પરજા ઉપીઓગી સખાવત જે બધી વરણ માટે રેલાઈચ તેનીજ માતરે નોંધ મોટી ખુશી સાથે લઈએછે.

૧૧૯૧ ય૦ મા ઉપર જણાવેલાં લગન તાંકણે, તથા તારપછે ૧૧૯૫ અને ૧૨૧૧ મા હલકી રકમના દેવાદારોનો છુટકો તેઓની વાતી કરજ આપીને કરાવેઓ હતો તેમા ખરચેલા કુલે રૂપીઆ.. ૩,૦૪૦

૧૧૯૭ મા, રોજ ગાયા પેહલાથી દર સાલના છ ધહમબારો મા-હેલા દર વખતનો એક દાહડો જસણ કરીને મુંબઈથી તે ભરૂચ, સુરત, નૌસારી, ઉદવાડે, ગણદેવી, બીલીમોરા, વલસાડ તથા પુણા સુધીના જરથોસતી અનજુમનને (જેમા કેટલેક ઠેકાણે વરસના ૬ અને કોઈ જગેએ એકજ વખત) જમાડવા માટેના ખરચ થકી અલાહેદી કાહ-ડેલી થાપણમા રોકેલા.................... ............ ૧,૭૫,૦૦૦

૧૨૦૫ મા, રોજ ૧૫ મો માહ ૧૧ મો મુંબઈ મધે પારશીઓના ગરીબ તથા નાવારેસ છોકરાઓને જંદ અવસતા શીખાડવા માટે એક કામ ચલાઉ મકતબ શેઠ ફરાંમજી કાવસજી બનાજી, તથા જીજીભાઈ દાદાભાઇની સાથે ભેગા રહીને આ સાહેબે પેહલવેહલી હુંધાડી આપી હતી, તેના ખરચ માટે પોતાની તરીજી પાંતીમાં ભરેલા ................ ૩,૦૦૦

૧૨૦૭ મા, મુંબઈ ખાતે અનજુમનના ખરચથી એક દોખમું બાંધ-વાની જારે અગત જણાઇ, તારે તે વખતપર જાહેરમાં થએલાં હુધરાણાની ટીપમા ભરીને આપેઆ હતા; પણ તે દોખમું તો મરહુમ શેઠ કાવસા બીસનીએ બંધાવેઊં તેથી હુધરાતની એખટી કીધેલી બધી રકમ અનજુમન તરફથી વહીવટ ચ-લાવનારા અકાબર સાહેબો હસતક સચવાઈ રહેલી સંભલાએછે. ૧૧,૬૫૦

૧૨૦૮ મા, રોજ ૨૪ મો માહ ૫ મો, બાહેરકોટ ખાતે આ ઉમ-રાવના અસલ રેહઠાણની સાંમણે એક કોસાદ જગેઆ ઉપર જરથોસતીઓને સરઅવસરે જમનવાર તથા કીરીઆ માર-ગના કાંમોમા વાપરવા સારૂં બાંધો આપેલી એમારત જેનુ નામ "અલાહીબાગ" રાખીને ધરમ ખાતાંનો વહીવટ ચ-લાવનારા તરસતીઓના સવાધીનમાં સોકી દીધી અને એજ મકાંણપર ય૦ ૧૨૧૨ ના રોજ ૧૬ મો માહ ૧૦ મો એહ-નરાહીથી પોતાને તાંહાંના ધહમબારોનુ જરાણબી સરૂ કરેઊ છે જેની આગમજ કોટ ખાતે મરહુમ શેઠ માંણેકજીની વાડીમા સદા થતું હતું. આ નવી એમારત ઉપર રાધલા મ-લીને જે ખરચાયા તેની સંખેઆ ................ ૭૦,૦૦૦

૧૨૧૩ મા, રોજ ૨૬ મો માહ ૮ મો પુણાની પરજાને પાંણીની ઘણીજ તંગી ભોગવવી પડતી હતી, તે થકી તેઓના આતમા સંતોરાવા સારૂં મુલા નદીનુ પાંણી નલવાટે ગાંમમાં લાવી આપેઊં તે ઉપર ખરચેલા ...................... ૧,૮૦,૨૭૦

૧૨૧૪ મા, રોજ ૩ જો માહ ૩ જો પુણા ખાતે જરથોસતીઓની સગવડ માટે આતસઆદરાંણુ કરાવી આપેલું, તથા જમન વાર માટેના મકાણો બાંધી દીધાં તેઓ ઉપર સઘલા મલીને ખરચેલા ........................................ ૪૫,૦૦૦

૧૨૧૪ મા, રોજ ૧૧ મો માહ ૭ મો, ગણદેવી ખાતેના જરથોસતી રેહવાશીઓને હરેક દીરચસર જમનવાર સારૂં તરાંબાના વાંસણો મેલવવાની બારે અડચણો જે નડતી હતી, તે બાબે તેઓની અરજ ઉપર આ મયાલુ દીલના મેહરબાન ઉમરાવે વેઆન પુગાડીને જોઇતાં વાંસણોની ફરાગત કરી આપી તેની લાગટ ........................................ ૧,૦૦૦

૧૨૧૪ મા, રોજ ૧૩ મો માહ ૭ મો, માંહીમ તથા વાંદરાની વચે આવેલા દરીઆવની ઉપર એક મજબુત પુલ બાંધી છારાઢી ને મુંબઇ સાથે જોડી લીધી. એ કામ ઇનજીનીઅર ખાતાંના કપતાંન કરૂકસાંકના ઉપરીપણા હેઠલ રોજ ૧૩ મો માહ ૫ મો શાલે ૧૨૧૨ થી સરૂ થયું હતું; જે ઉપર કુલ રૂ ૨૦૩,૮૫૩–૦–૫ પઇ ખરચાઇ, તેમાં રૂ ૪૮,૦૫૩–૦–૫ પઇ નામદાર સરકારે, અને બાકીની મોઠી રકમ નેકનામ લેડી આવાંબાઇને નામે આ હાતમ ઉમરાવે આપીને તે પુલ એજ બપ્પતાવર બાઈ સાહેબની યાદગારીમાં પરજાના ઉપીયોગ સારૂં મોઠી ફોરીઆ કરી ઓલો મેલઆથી દરસાળના ચોમાંસાં ટાંકને સેંકડો ઇનસાંનો દરીઆવની મુશીબતમાથી ડુબતાં બેંચી સકેઆછે ........................................ ૧,૫૫,૮૦૦

૧૨૧૪ મા, રોજ ૬ ઠો માહ ૮ મો, બાબુલાના તલાવ તથા બાંઅખલાની વચે આવેલી એક દોસાદ જગેઆ ઉપર સઘલી વરણના દરદીઓને તનદરોસતી બખ્સવાના કારણસર બંધાવેલી "જમશેદજી હાસપીટાલ" જે તઇઆર થઈને રોજ ૩ જો માહ ૯ મો સાને ૧૨૧૪ થી પરજાને માટે વપરાસમાં આવવા માંડીછે, તે ઉપર સરકારની આગેવાનીપણાથી રૂ ૨૯૨,૪૨૮ જે ખરચાયા તે મધે આ નામવર નરે પોતાનો સખી દસત લંબાવીને આપેલા .... ........................ ૧,૬૦,૫૦૦

૧૨૧૮ મા, એજ હાસપીટાલના ચોક મધે એક શુંદર એમારત ઉભી કરીને તેમાં "ગરાંટ મેડીકલ કાલેજ" નામની મકતબ દેશી લોકોને વઇદાનો એલમ તથા હોનર શીખાડવાના હેતુથી જે આલુ કીધી, તેના બાંધકાંમ સારૂં નામદાર સરકાર તથા પરજા તરફથી અપાએલાં નાણાં ઉપરાંત એક શુવાવડખાતું તેજ ઠેકાંણે બંધાવી આપેલ તે ઉપર આ રાણી શેઠીઆએ પોતાને ખાસ ખજાંનેથી આપેલા રૂપીઆ તરીસ હજાર

માલુમ પડેછે. [ઉપલી હાસપીટાલ ઉપર રૂ ૨૯,૦૦૦ તથા આ કાલેજ ઉપર રૂ ૧૫,૬૦૦ મલી દર સાલના ખરચ સારૂ રૂ ૪૪,૬૦૦ નાંમદાર સરકાર તરફથી જાદુક આપાતા રેહના, તે સરવે રૂડાં વાના આ ધરમી દાતાર શેઠીઆની ભલી કોશેશનાં ફરકાંચેછે] ........................ ૩૦,૦૦૦

૧૨૧૪ મા, રોજ ૧ લો માહ ૧૨ મો, વાંહાંણુ "લારડ કેઆસટલ રે" ના મરહુમ કપતાંન ટોંકસની લાચાર થઇ પડેલી વીધવા માટે ઉભાં થએલાં હુંડણાની ટીપ મધે જાહેરાંતમા આ સાહેબે રૂ૧૦૦૦ ભરી આપેઆ ઉપરાંત બીજા રૂ૬૦૦૦ એ બાઈ ઉપર પરભારા મોકલાવીને આડીની મારફતે તેણીને હેવું જણાવેલું હતું કે "મરહુમ કપતાંને અગાઉ બજાવેલી ચાકરીને હસાબે હમારી પાસે એટલા બાકી રહેલા હતા તે તમારે લેવા." આ સબાવત હેવી હીકમતથી કીધામા આવી કે તે લેવા સારૂં પેલી વીધવાને કશી અડચણ પોંહતીજ નહીં, અને વલી તેની હોરમતબી અડી જાલવીને જે આપેઆ તે સઘલા મલીને........ ૭,૦૦૦

૧૨૧૪ મા, માહીમના અગર આગલ મરહુમ વાડીઆજી શેઠ જાંગીરજી નશરવાંનજીની વાડીપરથી છેક પુલ સુધીનો એક પાધરો નવો રસતો પરજા માટે બંધાવી આપીને તેનુ નામ "લેડી જમશેદજી રોડ" રાખીલછે તે ઉપર ખરચેલા.... ૨૨,૦૦૦

૧૨૧૫ મા, રોજ ૨૨ મો માહ ૭ મો શેહનશાહીએ આ સાહેબના બેન નવાજબાઈ ગુજરેઆં, તારે તેણીના જાદુક પુણ માટે એક રકમ પંચાએતના સવાધીનમાં સોંફીને હેવો કરાર કરાવી લીધેલો છે કે, મુદલ રૂપીઆ અનામત રાખીને તેનુ દરસાલ ઉપજતું વીઆજ નૌસારી ખાતે નાવારેસ જરથોસતીઓ ગુજરે તેના મેહોત ઉપર ખરચવા, અને તે ઉપરાંત આંધલા પાંગલા તથા લાચાર જરથોસતીઓની પરવરેશી માટે મુસારો બાંધી આપવાના કારણસર તે તરફ જાદુક વાલવું અને તે બાબે પંચાએતના દફતરમાં એ મરહુમ બાઈને નામનુ ખાતું પડાવીને જમે કરાવેઆછે........................ ૫,૧૦૦

૧૨૧૬ માં, ૧૯ મો, રોજ ૮ મો, પારસી વતરાગે સઘલી વરણના ગરીબ આંધળા, પાંગલા, તથા તેહવાજ લાચાર નાવારેસ લોકોને આસાએસથી રાખીને તેમની પરવરેશી સરકારનાં ઉપરી પણામા ઠંકણરોડને નાકે અને બેલાસીસ રોડપર જવાના રસતાની ડાહવી બાજુએ, આવેલી "ડીસતરીકટ બેનીવોલેંટ" નાંમની ધરમશાલા જે ઈસવી સને ૧૮૩૪ નાં મે મહીનાની ૯ મી તારીખથી પેહલવેહલી ચાલુ થાઇ હતી; પણ તેમાં પુરતા આશરાની ખુટને લીધે કામ હાલ હવાલ

ચાતું જોઇ, આ નાંમવર ઊમરાવે તેજ ઠેકાંણે એક શોભા-
એમાન મકાંન બંધાવી આપેલું, તથા તેમાં રેહનારાઓની
પરવરેશી થકી ચાલેલાં ઉગરાંણાની ટીપ મધે બીજા ભરી
આપેઆ તે સરવે મલીને...................... ૧,૫૦,૦૦૦

૧૨૧૭ માં, રોજ ૨૨ મો, માહ્ ૯ મો, "ગરાંટમેડીકલ કાલેજ"
મધે તબીબપણાની કેલવણી લેનારાઓ માહેલા પરીક્ષામાં જે
ચહડતા નીવરે, તેઓને ઇનામો આપવાની નેક ધારણાથી
બખશેસ કીધેલા .. ...................... ૧૫,૦૦૦

૧૨૧૭ માં, રોજ ૭ મો, માંહ્ ૧૨ મો, આ મરહુમ બારોનેટનાં
અતલગ દોસટમીતર, સુરતવાલા અસલી શોદાગર શેઠ મન-
ચેરશાહ એદલજી ધનજી મેતાના મુંબઇમાં ગુજરી ગયા,
તારે તેવનના પુન માટે સુરતની જરથોસતી અનજુમનના
હસતકથી તે મરહુમને નામે દરસાલ લાયુક ધરમનાં કામો
કરવા સારૂં રૂપીઆ ૯૦) ખરચાઇ સકે તેટલું ટકા ૦॥ લએનુ
વીઆજ ઉપજનારી થાપણ તેઓને સવાધીન કરી દીધી.. ૧,૫૦૦

૧૨૧૭ માં, નૌસારી મધે જરથોસતીઓને માટે સર અવસરે જમ-
નવારનુ એક મોટુ મકાંન, તથા તેને લગતી ચાલ બંધાવી
આપી તે ઉપર ખરચેલા...................... ૨૦,૦૦૦

૧૨૧૮ માં, રોજ ૧ લો માહ ૨ જો, પોતીકા વડા ભાઇ મરહુમ
શેઠ માણેકજી જીજીભાઇ વાછાનાં વહુ મીઠીબાઇ મરણ
પામેઆં, તારે તેનીના પુન સારૂં નૌસારી ખાતેનાં આંધલા,
પાંગલા ગરીબ જરથોસતીઓની પરવરેશી કરવા માટે એક
થાપણ અલાહેદી કાહડીને મુંબઇની પારસી પંચાએતના હવા-
લામાં આપીઓ તેના ...................... ૨૦,૦૦૦

૧૨૧૮ મા, મુંબઇના પારશીઓને વાસતે કીધેલી સખાવતના ધરમ
ખાતાંનુ એક ફંડ સથાપેલું તેમા .................. ૪,૪૦,૦૦૦

૧૨૧૯ માં, નૌસારી ખાતે વસનારા ગરીબ પારસીઓને માથે
ગાએકુવારી સરકારે "અંનતોબાનો વેરો" એવે નાંમનો એક
જુલમી કર જે નાખેલા હતો, તે આપવાની સાંમરથી તેઓમાં
ન હોવાને લીધે આ સાહેબ પોતાને ખજાનેથી દર સાલ મોક-
લીને તેઓ ઉપરનું દુખ ટાલતા હતા; પણ જારે એ સાલમા
મરહુમ માહરાજા ગણુપતરાવ મુંબઇમાં આવિઆ, તારે તે
નામદારની સાથે સહમજુતી કરીને આ વેરાની માંફી ચંદ-
રોકાલ સુધીની લખાવી લઇને તેના અવેજમાં એકેદમ
આપેલા ...................... ૧૭,૦૦૦

૧૨૨૦ મા, રોજ ૪ થો માહ ૨ જો, પોતાના મરહુમ ઇસ્ટ મી-
તર, અને આગલા બાગીઆ શેઠ મોતીચંદ અમીચંદના

પુન સારૂં એક ધરમ ખાતું પોતે ઉભું કરીને મુંબઈની પાંજરાપોળની રખેવાળી કરનારી મંડળીના સવાધીનમા હેવી સરતથી સોંફી આપેગછે કે, તેની ઉપજ માતરે દરશાલે મુરત તથા ખંભાએતના ગરીબ અને લાચાર હીંદુઓની પરવરશી સારૂંજ ખરચવી, અને મુદલને સંભાલી રાખવા; એ કારણ માટે આપેલા ........................ ૩૦,૦૦૦

૧૨૨૫ માં, મુંબઈના મેદાંન મધે એક કોશાદે કુઓ બંધાવી આપેઓ તે ઉપર મેડેલા ........................ ૨,૧૦૦

**હેઠલ જણાવેલી માહભારત રકમો જે ધરમ ખાતે અપાએલીછે તેનો સને તથા રોજ માહ મલી સખેઓ નથી.**

મુંબઈની પારશી પંચાએતના પરચુટન ધરમ ખાતાંઓમાં જુદી જુદી વખતે ભરી આપેલા કુલ ................ ૧૫,૦૦૦

સુરતના પારશીઓને વાસતે કીધેલી સખાવતનાં ધરમખાતાંનુ એક ફંડ સ્થાપેગ તેમા ........................ ૧,૨૫,૦૦૦

સુરત, તથા નૌસારી ખાતેની પારશી અનજુમનના ફંડમાં જુદી જુદી વખતે ભરેઆ ઉપરાંત, સુરતમા મોટી આગ લાગી તે વેલા રવાંગે કીધેલી બખશેસ, તથા ગુજરાતના ગરીબ પારશીઓના ફાએદા સારૂં આપેઆ તે સરવે મલીને...... ૨,૫૦,૦૦૦

જુદાં જુદાં દેશાવરે મધે અગીઆરીઓ તથા દોખમાઓ બંધાવા સંબંધી થાએલાં હુધરાંણાની ટીપમા ભરી આપેલા કુલ .. ૪૭,૦૦૦

મુંબઈમાં પાંજરાપોલની સ્થાપના આ સાહેબની ભલી કોશેસથી થઈ તારથી તે પોતાની હઈઆતી તુલીક દરશાલે પેડવેલા લવાજમા મુજબ પોંચતા કીધેલા કુલ........................ ૭૩,૦૦૦

પાતન ગાંમની પાંજરાપોલ ખાતે મદદ તરીકે મોકલેલા ..... ૩,૦૦૦

દેશીઓના કુટંબને આપેલા આસરામા........................ ૪૪,૦૦૦

ભાંએખલાના રસતા ઉંપર દીકવાલો એક પુરાંણો તલાવ, જે ધણી માઠી હાલતમા આવેઓ હતો, તેને નવેસરથી બંધાવી આપેઓ તે ઉપર ખરચેલા ........................ ૨૩,૦૦૦

પુણે જતાં ખોરધાટની ઉપર ખંડાલા ગાંમ મધે બંધાવેલી ધરમશાળા ઉપર ........................ ૨૦,૦૦૦

મુંબઈ મધે ચીતાર તથા બીજી ઉમદા કારીગરીનો ઉતમ હોનર દેશી લોકોને શીખાડવા માટે ઉભી કીધેલી "સ્કુલ આવ આરટસ" ને માથે જે રકમ રોકાઈછે, તે હોનરશાળાનુ કાંમ સુમારે ૧૨૩૪ થી સર થએલું સહમજાએછે, પણ તે માટેનુ ચોકસ મકાંણ હજીસુધી તઈઆર નહીં હોવાને લીધે પરથમ બાહેરકોટ તરફ આ મરહુમ સાહેબને રેહવાના જુના

| | |
|---|---|
| પેર મધે રાખેલ હતું; જાંહાંથી કાહડીને પછે મેદાંણ માહેલી કરાફરડ મારકેટમાં લાવેઆ; અને તે જગેઆ પણ બદલીને સાલ ૧૨૪૧ ના મેહેર મહીનામા ધોબીતલાવ આગલથી કોટ તરફ જવાના વમલા રસતાની ડાહવી બાજુએ આવેલા સરકારી છાપડાંની લાંમબી હારવાલાં મકાંણની એક જગોએ લાવીને જે રાખેલીછે તે ખાતું જાયુક નીબી રેહવાની નેમથી સરકારને આપેલા.................... | ૧,૦૦,૦૦૦ |
| મુંબઈ ખાતેની પરસુટણ જગોએ જોઇતા કુવાઓ તથા તલાઓ બંધાવી આપેઆ તે ઉપર ખરચેલા.................. | ૧૫,૦૦૦ |
| સુરતની નજદીકના ભાઠાં ગાંમ મધે બંધાવેલા પુલ ઉપર ખરચેલા. | ૭,૬૦૦ |
| એલફીનસટન કાલેજ મધે "પરોફેસર સીપ" ના ફંડ મધે બખશેલા. | ૧૧,૦૦૦ |
| નૌસારીના પારશીઓને વાસતે કીધેલી સખાવતના ધરમ ખાતાંનુ એક ફંડ સ્થાપેલ તેમા ........................ | ૬૨,૫૦૦ |
| નૌસારીના ગરીબ આંધલા પાંગલાઓના ફાએદા માટે આપેલા.. | ૫,૦૦૦ |
| નૌસારી ખાતેના પારશીઓને વાસતે ધરમ સંબંધી બાબદમા બંધાવી આપેલી એમારત ઉપર ખરચ કીધા ............... | ૮,૪૦૦ |
| નૌસારીનાં દોખમાંઓની ચારે બોરફ ફરતી દીવાલ બંધાવી તે ઉપર. | ૮,૬૦૦ |
| નૌસારી મધે બંધાવેલા "જમશેદ બાગ" ઉપર થએલી બેઠક.... | ૨૨,૫૦૦ |
| નૌસારીમા મકતબને માટેની એમારત બંધાવી આપી તે ઉપર.... | ૧૨,૦૦૦ |
| નૌસારીની કાલીઆવાડી તરફ નવો રસતો બાંધેઓ તથા વીકટોરીઆ ડીસપેનશેરી બાંધી તે ઉપર..................... | ૨૧,૪૦૦ |
| નૌસારીમાં કરવા ધારેલાં દવાખાના માટે અલાહેદા કાહડી રાખેલા. | ૬૫,૦૦૦ |
| ગણદેવી ગાંમના ગરીબ પારશીઓના રવાંણોને અવલમનજેલ પોંહચાડવાનાં ખરચની થાપણ મધે ભરી આપેઆ .... | ૫,૦૦૦ |
| સુરતના રસતમપરાં મધે બંધાવી આપેલી ધરમશાળા ઉપર .... | ૩,૪૦૦ |
| સુરતના રસતમપરાની અગીઆરીમાં થાતી ધરમની કીરીઆને આસરો આપવા થકી મોકલાવેલા.................. | ૫૫,૦૦ |
| સુરતના કરારીમતવા (બારકરાના હજીરા આગલ) નામની જગોએ એક ધરમશાળા બંધાવી આપી તેમા ખરચેલા ......... | ૪૫૦ |
| યુરોપીઆન મરદોને બેડા મુસારા તથા તેજ ગનાતની વીધવાઓને આસરો આપવા બાબે થએલી ઉધરાંણાની ટીપ મધે ભરેલા. | ૫,૦૦૦ |
| ભાંએખલા વાલી અંગરેજી સ્કુલની થાપણમાં મોકલેલી મદદના. | ૧,૦૦૦ |
| મુંબઈ ખાતે આંધલા પાંગલાઓની પરવરેશી કરનારી થાપણમાં. | ૧૦,૦૦૦ |
| મુંબઈ ખાતે બંધાએલાં "શેલરસ હોમ"નાં ફંડમાં ભરી આપેલા. | ૨,૦૦૦ |
| ટાંઈમસનાં માજી અધીપતી મરહુમ ડાકટર બીરડઉડના હસતકથી સીવરી ખાતે જે ઉદીયોગ સાલા પેહલવેહલી હુંડી હતી, તેને મદદ કીધેલા........................ | ૧,૫૦૦ |

કલકતા ખાતે ચાલતી ધરંમની સ્કુલના ફંડમા આપેલા...... ૨,૦૦૦
વેલાત ખાતેનાં દુકાલ ટાંકણે સ્કાચ તથા આઈરીસ લોકોને મદદ
આપવાના હુઘરાંણા મધે કીધેલી બખશીસ .......... ૧૦,૦૦૦
દીવાન પોરત ખાતેની "નેવલ સ્કુલ"ના ફંડ મધે.......... ૧,૦૦૦
નામદાર ફીલડ મારસલ ડીઉક આવ વેલીંગટનની ઇઆદગારી
કાએમ રાખવા માટે થએલાં હુઘરાંણાની ટીપમાં ભરી
આપેલા .................................... ૭,૦૦૦
ગરીબ લાચાર લોકોને માટે થએલાં "પેઠરીઆટીક" નામના
ધરંમ ફંડમાં ................................ ૫,૦૦૦
સંકટમાં સપડાએલાઓનો છુટકો કરનારાં "રીલીફ ફંડ"માં .... ૨,૦૦૦
મરહુમ જનરલ હેવલાકની ઇઆદગારીના ફંડમાં આપેલા .... ૧,૦૦૦
વાંદરા મધે એક નવો રસતો બંધાવીઓ તે ઉપર ખરચાએલા.. ૩,૧૨૦
વાંદરામાં એક તલાવ બંધાવીઓ તે ઉપર ૬૫૦૦ તથા એરલા પાર-
લાની ખીન ઉપર પુલ બંધાવીઓ તેના રૂ ૪,૦૦૦ મલીને. ૧૦,૫૦૦
બેલાસીસ રોડ આગલની "દીસતરીકટ બેનીવોલેંટ સોસાઇટી"
નાંમની ધરમસાલા જે આ મરહુ શેઠે બંધાવી આપી તેની બાબ-
દમાં બીજા વધારે બખશીસ કીધા.............. ૨૦,૦૦૦
ગરાંટ મેડીકલ કાલેજનાં વીદેઆરથીઓને "સ્કાલરશીપ" આપવા માટે. ૪,૪૫૦
ઇરાંન દેશનાં ગરીબ જરથોસતીઓ ઉપર તાંહાંની ઇસલાંમી સર-
કાર જજીઆનો જાલમીકર જે રોતે આવલથી લેતી આવેચ,
તેનુ ભરનું કેટલાક અસકત લોકોથી થાઈ નહી સખાયાને
લીધે, હીંઆંવાલા જરથોસતી સાહેબો તેઓની વટી જે વાલતા
રેહચ, તેના હુઘરાંનાની ટીપ મધે આ સાહેબે સખી દીલથી
ભરેલી રકમ કાંઇક ગેર સમજુતીને લીધે અપાઇ નોહતી,
તે પોતાની હઇઆતીમાં (મરતી વખતે) આપવાનો હોકમ
પોતીકા વારેસોને કરી ગયા હતા, તે મુજબ પાછલથી અપાએલા. ૨૫,૦૦૦
"એ જ હારે શીઆતે ઇરાંન" નામના પુસતકને પાંને ૫૬ મા જણા-
વેઆ મુજબ ઇરાંન તરફના ગરીબ જરથોસતીઓ વચે
વેંહચી આપવા માટે રૂ ૫૦૦ નુ કાપડ આ સાહેબે પરથમ
મોકલાવેલ હતું, અને તે પછે તેમની મરહુમ પોતરી જીવ-
નબાઈની નઇઅતે તાંહાંની કુંવારી કનેઆંઓની કદખુદાઇ
કરાવી આપવાના એરાદાથી રૂ ૫૦૦૦ ની સખાવત બખશી
તે મલી કુલ ................................ ૫,૫૦૦

આ સાહેબથી હઈઆતી સુધી થએલી સખાવતનો સરવાલો. ૩૨૬,૩૪,૦૮૦

સકરમી માબાપના સપુતો જારે હાવી રીતનાં માહભારત કાંમો ઉઠાવી લેવાતી હીંમત કરે, તારે તેહવા નરોને મોટાંમાં મોટી હોરમત આપવાની રાજ કરતાઓ ઉપર કુદરત તરફથી ફરજ ખી ઉતરેછે. આ સખી શેઠીઆએ

સઘલી વરણના પોતીકા ભાઈબંદુઓ તરફ બીનગરજે રૂડી સોચણાથી કીધેલી ઉમદા સખાવતનો બુલંદ આવાજ જારે ગરેટબરીટેનની માહબલવંત, અને મોટા દરજાની મલીકા નેક નામદાર માહરાંણીને કાંને પોચેઓ, તારે હીંદ ખાતે વસનારી પોતાની પરજાના પંદર કરોડની સંખીઆમાથી એક કોહેનુરના જેવા ઝહલકતા આ માહપુરૂસને ચુંટી કાહડી, તેમને વાસતે તાજ તરફથી "નાઈટહુદ" નો નાંમીઓ અંમીરી એતાબ* તે નામવર માંવતરે પેઆરની ઈઆદદાસત તરીકે મોટી મેહરબાંણી સહીત હેનાયત કીધો. એ વીશેની પેહલવેહલી ખુસ ખબરી તા૦ ૪ થી મે ૧૮૪૨ ઈસવીએ આલમમા આસકાર થઈ, અને તાર-બાદ તેની સતા ભરેલી સનદ જારે મુંબઈમાં આવી પોહચી, તારે તેજ મહીનાની ૨૫ મી તારીખે તે વખતનાં કાંમ ચલાઉ ગવરનર ધી હાંનરેબલ મી૦ આંનદરસને પરેલના સરકારી મેહલ મધે દેશી તથા યુરોપીઅન ઘરહસ-થોની એક દબદબા ભરેલી સભા મેલવીને, તેઓની હજુરમાં આપણા આ સખીવજુદ શેઠ જમશેદજીને તેમની બેમુલી સખાવતના બદલામાં આવેલો બાહ-દુરીનો અધીઓ એક મુબાખીત ભાસાંણ કરીને સોફી આપેઓ, તે દાહાડાથી શેઠમાં લખાએલા "સર જમશેદજી જીજીભાઈ નાઈટ" કેહવાતા રહેઆ.

આપણે માંથે રાજકરતા કોઈ ઘણા રાજાઓ ગરેટબરીટનની ગાદી ઉપર બીરાજી ગયાચ, તેના વંશસવસીલાથી ઉતરી આવીને સઘલા ધરમનો રાંભાલ કરનારી નેક નાંમદાર માંહરાંણી વીકટોરીઆ તરફથી આખી હીંદનાં કોઈબી સખસને "નાઈટહુદ" નો પેહલવેહલો એતાબ જો બખસાયો હોએતો (જે માટે મોટી ખુશી સાથે મુસતાક રહીને હમો કહીએચ, અને વાંચનારા સાહેબોએબી પરછી લીધુંચ કે) તે કોઈનેજ નહી પણ આ માનવંતા શેઠ જમ-શેદજીનેજ મલેઓછે; જેની મુબારકબાદીમાં તેજ દીને એક મોટી બાદસાહી ટબની જીઆફત એજ પરેલનાં સરકારી મેહલમધે આપણા આ હીંદી ઉમ-રાવે આપીને એ કારણસર તરાદી લઈ સભાની અંદર બીરાજેલા યુરોપીઅ-નોનો પાડ વાલેઓ હતો.

જોકે આટલાં બધાં માહભારત કાંમો માંથે ઉઠાવેઆ સાથે પોતાનાં બેહોલા રોજગારની રોકાંણમા સદા મસગુલ રહેઆ છતાં, આ નાંમદાર ઉમરાવે એક ગરંથકારીની સંકળાબી પોતાનુ મુબારક નામ નોધાવેલછે. એ વાત કોઈથી છાંની તો નહીંજ હશે કે "બોલાસએ પંચાત" નામનુ એક નાદર પુસતક પોતાની કલમથી તઈઆર કરીને "જામે જમશેદ"નાં મંતરખાનામા છપાવેઆ પછે રોજ

---

*એની ઘણા વરસ આગમજ દેશી ગરરહસથો પેહલવેહલા પીટીટ, અને તે પછે ગરાંડજુરીમા જારથી બેસવા લાગા; તારથી આ સાહેબબી મુખીઅ અધીકારી તરીકે તેમા બીરાજતા રહેઆ; અને પુલેહના અંમલદારનો ઓહદો પણ તેજ વ-ખતે પોતાના જેવા બીજા બોહબાદાર શેઠીઆઓની સાથે પેહલવેહલો તેનાએજ હાથ કીધેલો હતો. "રાએલ એશીઆટીક શોસાઈટી"ની અતરે ઉભી થએલી મંડલી અંદર તેના યુરોપીઅન અધીકારીઓએ એજ સાહેબને ઈ૦ સને ૧૮૪૦ મા માન-વંતા સભાસદ તરીકે દાખલ કીધા હતા. નો૦ લે૦

૨૨ મો માહ ૮ મો શેહનસાહી સાલે ૧૨૧૨ ય૦ એ બાહેર પાડેલ હતું. તે કેતાબની અંદર પારશીની અનજુમનના આગલા સાહેબોની સલતનત વખતે જે કાંઈ બનેલ તેની નોંધ પંચાતના પુરાંના દફતરો ઉપરથી ઉતારી લઈને તેજ ટોલાની સંસારી બાબદોને લગતી બીજી કેટલીક ઉપીઆગી ખીના વીસતારી જણાવેલીછે; પણ તેની નકલો હવડાં ઘણીજ કમઇઆબ નજર આવેઆ ઉપરથી આ પુણીઆતમા સાહેબના સપુતો માહેલો કોઈબી સજ્જણ જો કદાપી ફરીને છપાવી આસકાર કરશે, અથવા તે બાબે કોઈ તરાહેત સખસને છુટથી પરવાંનગી આપશે તો, તેથી આ મરહુમ બારોનેટની એક સારી ઇઆદદાસત આપણી વસતીમાં પાછી તાજી થાશે.

"નાઇટહુડ"નાં નામીઆ એતાબની મોટાઈને માંન મલવા માટે આપણી નામદાર રાહેણીએ સોનાનો એક સુંદર ચાંન (જેની એક બોરહુએ તે મલકાણે સલીકાની સવરૂપી તસવીર, અને બીજી તરફ "સર જમશેદજી જીજીભાઇને તેવનની સખાવત તથા દેશહીતકારી પણાના માન દાખલ બરીટીસ સરકારે ભેટ આપેલોછે" હેવી રીતના લાએક સબદો કોતરાલીને) રાજ તરફથી ભેટ મોકલાવેઓ હતો, તે આપવા માટે પરેલવાલા સરકારી મેહલમધે ફરીને એક મોટી બપકાદાર સભા તા૦ ૧૫ મી ડીશેમબર ૧૮૪૩ ને દીને તે વખતનાં નાંમદાર ગવરનર સર જારજ આરથર બારોનેટે ભરી હતી; જેમાં ગામનાં દેશી તથા યુરોપીયન ઘરહસથો ભેગા કલકતાનો બાબુ દ્વારકાનાથ ટાગોર અતરે આવેલો હતો તે પણ પોતાના રસાલા સહીત એક મેહમાંન દાખલ તાંહાં હાજર હતો. સભા જારે સમપુરણ ભરાઇ તારે તેઓની હજુરમાં આપણા પણેતા હાકેમે મીઠા સબદોથી એક સુભાખીત બાસાણ કરીને તે ચાંન આ સાહેબને સપુરદ કીધો; અને તેની મુબારકબાદીમાં મુંબઈનાં જરથોસતી ગરહસથોએ પોતપોતામા રૂ ૧૫,૦૦૦ હુંધરાવીને તે થાપણથી "સર જમશેદજી જીજીભાઈ તરાંનસલેસન ફંડ" હેવાં નાંમથી પુસતકો પરશીધ કરાવા સારૂં એક ખાતું જે ઉભું કીધું, તે હજીસુધી નીભેલું નજર આવેછે.

સર જમશેદજી નાઘપણમા એકવાર નોસારી તરફ જઇ-આવીને જારનાં મુંબઇમા રેહઠાંણ કરી રહેઆ, તે વાતને જોકે અડધી સદી ઉપર ગુજરી ગઇ તાંહાંતુલીક,કોઇબીવાર તે તરફ પાછા ગયાજ નોહતા;પણ અન અંને જલ આપ્પવાની સરજત જેવી યાઇ તેવોજ તાંહાંનો એરાદો દીલમા દાખલ કરીને રોજ ૨૭ મો માંહ ૫ મો શેહનસાહી સાલે ૧૨૧૯ ય૦ એ પોતાના બેહોલાં કુટુંબ પ્રીવાર, તથા દોસત આસનાઓ વીગેરેનો એક મોટો સંઘ સાથે લઇને સાહની મુંઆરેકના દબદબાથી ગાએકુવારી રાજીઅની ધરતી ઉપર પોતાના બાએગસાલી કદમ મુબારક કરવા સારૂં શીધારેઆ હતા; જાંહાં ૨॥ મહીનાસુધી થોભી રહીને તેટલા અરસામાં રૂપીઆ લાખ પાંચની રકમ લોકોને સરશેગાત ઉપરાંત એરબેરાત, અને જમનવાર કીધામા સખાવતપણાથી ખરચીને, તેના બદલામાં તાહાંની ગરીબ વસતી પાસેથી અંતકરણના રૂડા આશીરવાદનો ઉતંમ અધીઓ પાંમેઆ હતા; એટલુંજ નહી પણ ઉપલાં કારણસર પોતે ધારલી

મુરાદમા અમનોઅમાંન સહીત જે ફતેહરૂપ થયા તે વીશેની કીરતી ભરેલી નેકનાંમી હાંશેલ કરી લીધા પછે, તાંહાંથી પાછા ફરેલા રોજ ૧૦ મો માહ ૮ મો શેહણશાહીએ મુંબઈ ખાતે આવી મલેઆ હતા.

આ હીંદે નાઇટે છડકાપેલી બેહદ સખાવતની કદર જેમ હીંઆંની પરજાએ બુજીછે, તેમજ આપણુથી ઘણાજ દુરદરાજ, અને મોટી રાજધાણીનાં શેહર લંડન ખાતે વસનારા અંગરેજ ગરહસથોએબી બરોહેતુ પીછાંણીને, પોતાના શેહરમાં ભોગવાતા છુટાપણાનો ઘણોજ નાંમીચો, અને આબરૂ ભરેલો, "ફ્રીડમ આવ ધી શીટી આવ લંડન" નાંમના સાવતંતરપણાનો હક તા૦ ૧૪ મી એપરેલ ૧૮૫૫ ને રોજે તાંહાંની "કાંમન કાઉનશીલ" નાંમની દરબાર મધે તે સભાના અધીકારીઓએ સર જમશેદજી જેહવા પંકાએલા માહાપુરૂસને આપેઓ, તારે તે પરસંગે આલદરમેન કેનેડીએ, ડપીઊટી ડાકીને, મી૦ ડેવીશે, મી૦ એનદરસને, અને મી૦ રોજે એકેકથી સરસ સબ્દોમાં જે નાંમાકીત ભાસાંનો કહી સંભલાંવેઆં હતાં, તે સંધલાંઓનો સાર હેઠે ખેંચી લઇને અતરે દાખલ કરીએછે કે, જે, પરમારથી પુરૂસ પોતાના આદમજાતી મધે ટુકાં નસીબના સખસોને સારૂં ધાનાઇથી પોલીકો પથથો ધરમખાતે ખરચે, અને ઇસાઇ, હીંદુ, મુસલમીન, તથા પારસીઓને પેદા કરનારા સખતીમાન એકજ ઇસવરની પરારથના કરે, એટલુંજ નહી પણ મુંબઇમાં જે મંડલી મલી હતી તેમાં પોલીકા હોટની ઉપર નાંમદાર રાંણીના નામપર ફીદા થાઇને ઇમાન-દારીથી આપણી બાહાદુર ફોજ, તથા વાંહાંણખાતાંના માણસોની વીધવાઓ ઉપરાંત બાપવીનાના બચાંઓ સારૂં પોતાના હાથમા એક ઉમરાવ સરીખી બખશેસ સાથે આવી બારાજે;* તેહવાં માણસની આબરૂમાં વધારો કરવા જેવી કોઇ માનભરેલી ચીજ રાંણી આપી સકે તેહવી તેણીની પાશે નથી. રાંણીની છાતી ઉપર હેવો કોઈ તારો ચમકતો જણાતો નથી કે, જે તેણાને આપેઆથી તેવણની આબરૂછે તે કરતાં બીશેસ દીપે; માટે હેવા સકલગુણી સખસ કે જેની હકીગતથી મગરૂર રહીને તેઓનાં દેશી રેહવાશીઓના નાંમાકીત દફતરોમા મોટમોટા રાજ કારભારીઓ ઉપરાંત ગાજી મરદો, અને કાબેલીએત ધરાવનારા વીદવાનો જોકે સમાઇ રેહેલાછે, તોપણ (તેઓએ જણાવેલ કે) આ મુંબઈ વતની પારશી વેપારીના વખણાએલાં કાંમ કરતાં વધારે લાએક નાંમનો બીજો કોઇજ મલવાનો નથી. ભાસાંણો થઇ રહેઆપછે કીધેલી દરખાસત સરવે સભાસદોના ખુશી ભરેઆ એક વીચારથી બાહાલ રહેઆ મુજબ, કરાબાનાં મે-

---

* આપણી ટાપુખાતે "પેતરીઆટીક ફંડ" નાંમની એક થાપણ જાહેર ઉઘરાતથી ઉભી કરવા માટે ઇ૦ સને ૧૮૫૫ નાં જાનેવારીમાં જે મોટી સભા ટાઉનહાલ મધે નાંમદાર ગવરનર મરહુમ લારડ એલફીનસટનના પરમુખપણાથી મલી હતી તે વખતે આ બાહાદુર નાઈટ શરીર જઇફીને લીધે તાંહાં અવી સખેઆ નોહતા; પણ જે કાગલ તેનાએ લખી મોકલાવેલો તેમના બેટા શેઠ કોરાબજીએ વાંચી સંભ-લાવેઓ હતો, તે ઉપરથી સવાામા થાએલાં ઘણાક મુબારખીત ભાસાંણો કરતાં આ ઉમરાવના બખાનમા રાંણીની ઉપર વીશેસ ચાહ રાખીને દુખ પાંમનારાઓને સારૂં જેટલી દયા દેખાડી; તેટલી બીજા કોઈથી સાંભલવામા આવી નોહતી. નો૦ સ૦

તાની સહી સાથે નકશીદાર ચોખ઼ટાંમાં શીંગારેલો ઉપલો એલડ્રાખ જે એનાયત થઈ આવ્યો, તે સવતંતરપણાની નાંમીચી ભેટ આ માંણવંતા સાહેબે પોતાની જીંદગી સુધી જાહોજલાલીથી જાલવી રાખી હતી.

સર જમશેદજીએ પોતીકી નાત ઉપરાંત બીજી બધી વરણનો ફાએદા ઇછીને જે માહબારત અને નાંમીચાં કાંમો બીનગરજે કીધાં, તેની વફાદારી બતલાવવા માટે આપણા ટાપુના સઘલા યુરોપીઅણો તથા દેશી લોકોની સરવેથી એક મોટી જાહેર સભા આ માહપુરસનું સુંદર બાહપતું બનવાવી મંગાવીને લાએક જગોપર ગોઠવવા સારૂં રોજ ૩ જો માહ ૧૦ મો શેહનસાહી સાલે ૧૨૨૫ ય૦ એ ટાંઉનહાલમાં મલી હતી, તારે તેના ચેરમેનની બેઠક આપણા નેક નાંમદાર માજી ગવરનર લારડ એલફીનસટને મોટી દીલશોજીથી બાહાલ રાખીને સભા અંદર જે સમાચાર મુબારકબાદ સબદોથી કહી સંભલાવેઆ હતા, તે સર જમશેદજીને ઘણાંજ માંન આપનારા તથા પરજાને અતીઅંત ખુશી ઉપજાવનારા વીચારી હેઠલ નોંધી લઈએછે.

"આ સભામાં ખુરશી લેવાની જે અરજ મને કરવામાં આવી તે કબુલ "રાખતી વખતે હું અતીઅંત ખુશી ઉપજાઉંચ, કારણ કે આજે સર જમશેદજી "જીજીબાઇને માંન આપવા સારૂં આપણ જે મતલબથી હીંઆં ભેગા મલેલા "છઈએ, તે સઘલાઓને પસંદ પડશે તો જે સાહેબો આ દેશનાં રેહવાશીઓની "હાલત સુધારવાનાં કાંમ પછવાડે ઉલટ લીએંચ તેઓ તેમાં વીશેસ મદદ "પાંમશે. જે વખતે સવદેશીઓ પોતાની રાજી ખુશીથી તેમના વતની એક "પરોપકારી ભરેઆ સખી નરનાં કાંમોની કદર પીછાંણી તેને માંન આપવા "કાજે સભા ભરી મોટી ઉલટથી તેમા સાંમેલ રહેઆ, એ સારા વખતની "ઉતંમ નીસાંનીછે; એટલુંજ નહી પણ તેટલા માટે તેઓ પોતાના દીલનેબી "મોટી જેબ આપતા જણાયાછે. આ સભા આજે એખીટ્ઠી થાઇચ તે "પોતાનીજ મેલ બોહોલી રીતે કહી આપેચ કે, સર જમશેદજી જીજીભાઈ "ઉપર લોકો કેહવી રીતનો ચાહ રાખી તેમનાં નાંમને તેઓ કેટલુક મોટું માંન "આપેછે; અને તે માંન એ ઉમરાવે જે હાંશિલ કીધુંચ તેનો સઘલો આધાર "તેમની સખાવત ઉપરછે. એ ઉમરાવની સખાવતથી ફકત આએજ "ટાપુનાં રેહવાશીઓને ફાએદા થયાચ, એટલુંજ નહી પણ આખા ઇલાકાનાં "લોકોએ તેનો બેહધ લાભ જે હાંશિલ કીધોછે, તે બાબે બોલીને તમારો "કીમતી વખત રોકવા હું ચાહતો નથી; પણ ટુકમા એટલુંજ જણાવવાની "રજા લઉંચ કે, તેનાએ પચીસ લાખ રૂપીઆ* સખાવતનાં કાંમ પછવાડે "જે ખરચેઆછે, તેવી પાદશાહી સખાવતનો દાખલો આપણને કહેઆં દેસની "અંદર, અને કહેઆ જમાંનામા એથી બીજો વધારે તે શું મલી આવશે? "આપણી ટાપુ ખાતે પાંણી લાવવાનાં બાંધકાંમ સારૂં ખરચનો અડસટો "પચીસ લાખ રૂપીઆનો જે અટકલાયોછે,† તેની આગમજ બે કરોડ

---

* સરવાલો તો તેથી વધારે કેહચે. નો० લે०

† પાંણીતો તે પછે ઉપની કરતાં દુબારાલબીબી વધારે રકમ ખરચાઈને આવેલછે. નો० લે०

"રૂપીઆની મોટી દોલત ખરચીને ગરેટ લીવરપુલ, માંનચેસતર, અને ગલા-
"સગો મલી ત્રણે નાંમીચાં સેહરો મધે પાંણી લાવવાનાં બાંધકાંમ તઈઆર
"કીધામા આવેઆંચ. એ ત્રણે શેહરોની દોલત આપણી ટાપુ માહેલી દોલત
"કરતાં આઠ ઘણી વધારેછે ખરી, પણ તે શેહરો મધેથી એવો કોઈ એકણી
"નર પેરકાશી નીકલેઓ નથી કે, જેણે સખાવત પછવાડે પચીસ લાખની
"મોટી રકમ સર જમશેદજીની મુઆફેક ખરચી હોએ. સર જમશેદજી
"જીજીભાઈ વીશે જે સારો વીચાર માંહારોછે, તે કાંઈ એ ઉમરાવની ફકત
"સખાવતમાં ખરચાએલી મોટી સંખેઆને લીધે નહીં, પણ તેમાં કોશેસ કર-
"વાની ભલી રીતથી છે. બે હજાર વરસની વાતપર ખુદ ધરંમ પાલનારા
"લોકો તથા થોડીક સદીની વાતપરનાં ખરીસતીઅનો પોતાના ઘેરબાર તથા
"કુટંબો તજીને જાતભાઈઓનુ કલેઆંન કરતા, તથા પોતાની દોલત જે બખ-
"સેસ આપતા હતા; તેની સાથે સર જમશેદજીની સખાવતનો મુકાબલો
"કરવાનો માંહરો વીચાર નથી. સર જમશેદજીની સખાવતનાં સઘલાં જાહેર
"કામો 'પારશી બેનીવલેંટ ઈનસટીટીઉસન' વતરેગે એખીલા પારશીઓનેજ
"સારુ નથી, પણ હીંદુ, મુસલમીન, કરીસટીઅન, યાહુદી, અને તે ઉપરાંત
"બીજી ઘણીક વરણના લોકો સારુ ઉભાં કરવામા આવેઆછે. સર જમશે-
"દજી જીજીભાઈની સખાવતના ઉપલા સારા ગુણને લીધે, તથા તે સખાવત
"જે ગરીબ ગુરબાંના દુખ ટાલવાની ધારનાથી કીધામા આવીછે, તેને લીધે
"એ ઉમરાવનું નેક નાંમ સઘલે ઠેકાણે પંથરાઈ ગએલછે; અને તે નામને
"સઘલી કોમના લોકો એક સરખી રીતે માંનથી આપેછે; માટે હાવા અમીરી
"ખાણસના ગરહથને માંન આપવા કાજેજ આપણ સઘલાંએ આ જગોપર
"આજે એખટા મલેઆ છઈએ. જેવી મોટી સખાવતથી આ ગરહસથે પોતાનુ
"નાંમ પરશીધ કીધુંચ, તેહવીજ રીતે તેમનું નાંમ દુનીઆંમા વખણાએલુંછે.
"પરમાણીકપણાથી પોતાના ધંધામા જાતી ઉદીયોગ અને ચાલાકી વાપરીને,
"તેનાએ મોટી દોલત મેલવીછે; તે ઉપરથી કેહવાને બની આવેચ કે દોલત
"મેલવવાનો રસતો એવા ઉમદા ગુણો ખુલા કરેછે તે બાબે સર જમશેદજી
"જીજીભાઈનો દાખલો એક નકલ કરવા લાએકનો થએછે. આ ગરહસથને
"આપણે સામાટે માંન આપવું જોઈએ, તે બાબે માહરે જેટલું બોલવું ઘટે
"તે કરતાં હું ઘણુ થોડું બોલઆકું; તોપણ એ નાંમીચા ગરહસથની ઈઆદ-
"દાસત કેહવી રીતે કાએમ રાખવા સારું આપણ આજે આ સભામા આવે-
"આચ, તે બાબે થોડાક બોલાશો કરવાની તમો પાશેથી હું રજા માંગી લઉંચ.
"માંહરા સાંભલવામા આવેલચ કે કેટલાક લોકોનો વીચાર સર જમશેદજીના
"કાંઈક ઈઆદદાસત કાએમ રાખવા માટે તેમનું એક પુતલું બનાવવાનો નથી;
"પણ તેના બુજોરગ નાંમને જેબ આપે એવાં કોઈ પરોપકારી કાંમ માટે
"જોડવાનો જે વીચારછે, તે સાથે માહારો અભીપરાએ મલતો આવતો નથી;
"કારણ કે એ ઉમરાવ ગરહસથે દરેક પરોપકારી કાંમની અંદર પોતાને હાથેજ
"પોતાંની સખાવત કાંમે લગાડેલીછે; જેહવી કે હાસપીટાલ, કેળવની ખાતાંની

"નીસાલો, કુવા તથા તલાવો, પુલો અને તે ઉપરાંત બીજા ઉપીયોગી કાંમો "પોતાની જાતી કમાઈના પઈસાથી બંધાવી ચુકાછે; અને તે સઘલાં એ ઉમ- "રાવની ઇઆદદાસત કાએમ રાખશે; પણ ટાઉનહાલ મધે તથા મોહલાઓમાં "જે માંહાં પુરૂષોનાં પુતલાં મુકવામા આવિઆછે, તેઓની સંકૃમાં આ પરખે- "આત નરનું એક સુંદર બાહાવલું ગોઠવવાનો વીચાર મને ઘણોજ પસંદછે. "સર જમશેદજીએ સઘલી કોમના લોકોને સારૂં જે ફાએદા કીધાચ તે તથા "સકમાઇથી મેલવેલા પઈસાનો રૂડો ઉપીયોગ કેમ કરવો, તેનો એક ઝહલ- "કાટ ભરેઓ ચીતાર, આ ઉમરાવનું બાહાવલું આવતા જમાંનાના લોકોને "બતલાવશે. અસલી તથા હાલ જમાંનેના લોકોમા નાંમાકીત તથા ખુબી- "વંતા પુરૂશોને માંન આપવા કાજે તેઓને જાહેર જગેઆમાં ગોઠવી બેસાડ- "વાની જે ચાલ પડેલીછે, તે મુજબ સર જમશેદજીનું બાહવલું તેમના દેશીઓની "પરીતી સાથે ભેલાએલા જાતીગુણોની એક આછી ઇઆદદાસત આવતી "અઓલાદ માટે જેબ આપશે." આવા કીમતી વીચારથી આ સાહેબના માહા પરતાપી કામોની ઇઆદગારીમાં સઘલી વરણના નાંધલાથી તે મોટા લોકો સુધીના હુશરાતને આધારે તેવણના આખા કદનું બનેલું સંગેમરમનુ એક ઓહાંમનું બાહાવલું આપણી ટાંઉનહાલ મધેની લાએક જગોએ (આપણા માંજી ગવરનર સર જાન મલકમનાં બાહાવલાંની સાહમને) તા૦ ૨૩ મી જુલાઈ ૧૮૫૯ ને દીનેથી ગોઠવી બેસાડેલછે; જાંહાં તે સાહેબની ગંભીરાઈ ભરેલી સવરૂપી શીકલ જોઇ હાલની વસતીના લોકો જેમ આનંદ પામેછે, તેમજ હવે પછેની અઓલાદનેબી તેથી કાંઈ ઓછી ખુશી હાંસેલ થાશે નહી. આ બાહવલાંની બેઠકના પથર ઉપર "સર જમશેદજી જીજીભાઇ બારોનેટ ૧૮૫૭" એવી રીતે કોતરેલી તખતી જે જોવામાં આવેચ, તે, તેને સમપુરણ હાલતમાં તઈઆર થયાનો સને સહમજાએછે. એ ઉપરાંત તેવનની સવરૂપી શીક- લના બીજાં બાહવલાંઓ જે જુદી જુદી જગોપર જેબ આપતાં ગોઠવાયાંચ, તેમા એક ગરાંટ મેડીકલ કાલેજમાં બીજું આ સાહેબની સખાવતથી બંધાઇને વપરાતી કોટ વાલી મોટી શીખસક શાલા અંદર, અને તરીજું સુરત ખાતે એજ સખી નરના સપુત શેઠ શોરાબજીની સુરત વાલી સ્કુલમા નજર પડેછે, અને તે તરણો શેઠ શોરાબજીનાજ પઈસાથી બની આવેલાં કેહછે.

"નાઈટહુડ"નો એતાબ જોકે ઘણો માંન ભરેલો માણવામા આવેછે, પણ જેને એ એલકાબ મલેચ તેનો ભોગવટો તેની જીંદગી સુધીજ કાએમ રહેઆ ઉપરાંત તેનાં કુટંબીઓ તેનો લાભ લઇ સખતા નથી. હાવા સબબને લીધે સર જમશેદજીએ કીધેલાં એકેકથી સરસ કાંમોની હોરમત તેવણના વંશસ પરમપરા ચાલુ રેહ તેટલા સારૂં નેકનાંમદાર રાંણીએ તે કરતા એક પદવી ચહડતો "બારોનેટ"નો એતાબ રોજ ૧૯મો માહ ૧૧ મો શેહનસાહી સાલ ૧૨૨૬ ય૦ એ જે બખશીઓ, તે આ નાંમવરનાં પરીવારમાં વડા દીકરાથી તેમની હઈઆતીબાદ ચાલુ રહેઓછે; અને તે અંમીરી એતાબના ભોગવટા સારૂં પચીસ લાખ રૂપીઆની એક મોટી થાપણ, તથા મજગાંમ કેઆસતલ

નાંમનો મેહલ પોતાની ખાસ પુંજીમાંથી છુટો પાડી આપેઓ; અને તે વીશે હીંદુસતાંનની ધારા બાંધનારી સભાએ, બાંધી દીવેલા સતા બરેઆ કાએદાથી હેવા બંદોબસત મુકરર કીધોછે કે, રોકડ પુંજીની દરસાલે રૂપીઆ એક લાખની જે ઉપજ થાએ તે બારોનેટનો એલકાબ ધરાવનારને જાથુક મલેઆ કરે; અને ઉપલા મેહલમાજ તે રીહે સઈ.

સર જમશેદજી જીજીભાઈ બારોનેટની ખરી મોટાઈ દુનીઆંની સપાટીપર જે ચોતરફ ફેલાવો પાંમી ચુકેલીછે, તે વીશેની ખુબીમાં અવલ એકે તેમની ખોહોળી સખાવત, બીજું તેણાની સાથે સંબંધ રાખનારાઓનો પેઆર મેળવી લેવા લાએકના સારા ગુણો, તરીજું પોતાની તેમજ પરાઈ કોમના કુટંબો વચે પડેલા બીકટ તંટાઓમાં ગુચવાએલાં કાંમોનો આશાંની સાથે પતાવસ કરી આપતા હતા; એટલુંજ નહીં પણ કોક વખતે તેહવા કોઈ ગુંથારામાં પોતાની ગીરેથી કાંઇ નાંણા વઠીકખી આપીને સમાધાનીપર લાવી દેતા; અને ચોથું અથવા છેલ્લું એકે તંગદસત હાલતની મુશીબતમાં ફશી પડેલા પોતાના ઘણાક દોસતો, અને ખાંનદાનવાલા બીજા તરાહેતોને તેઓના કુટંબ સહીત પાળતા હતા; અને તે સઘલાં ગુનગારાં કાંમો પોતીકી હઈઆતીની છેલી ઘડી સુધી આ નામવરે જે ચાલુ રાખેલા હતાં તેટલી તેણાની અપાર ખુબીની યાદગીરી ચંદરોકાળ સુધી કોઇથીબી હરગેજ ભુલી જવાશેજ નહીં.

જેવી મોટાઈ ઉપલાં કારણોથી આ માનવંતા શાહ પુરૂષે મેળવી લીધી હતી, તેવીજ મયાળુ દીલની તાશીરબી એજ ઊમરાવ પોતીકાં જીગરમાં હેવી તો ગંભીગાઇથી સાચવી રાખતા હતા કે; તે સરવેનુ વરણન બીસતારી કહેઆ કરતાં માંતરે આ એકજ વાત જે ખરેખરી બનેલી કેટલાક માહેનોની યાદીમા હજીસુધી સમાએલીજ હશે તે નોંધી લઇએઅ કે, ઇસવી સને ૧૮૫૧ માં એક દાહડે સાંહજરે વેલાતી મોટા ખુબસુરત ઘોડાની જોડી જોતરેલી સુંદર રથમાં બેશીને આ સાહેબ પોતાનાં નાંધલાં રોતગંઓની સાથે માહલક્ષુમી તરફથી કોટનાં મેહલ ખાતે જતા હતા, તે વખતે ગીરગાંમના રસતા આગલ આવી પોંહચતાં કાંદાવાડીની ગલીમાંથી નીકલેલી એક ભાડુતી બગી બેદરકારપણે સાંહમની દોડી આવીને તેવનના ઘોડાઓ સાથે હેવી તો જોરમાં અથડી કે, તેથી કરી તે બગીનો ઘુસ તે સાહેબના એકની છાતી અંદર પેશી ગએઆથી બીચારું અશીલ જાનવર તેજ જગોએ લોહીલોહાન થયું અને તેથી પોર દાહાડે તે મરણબી પાંમેઉં હતું. એ સમે જોકે સર જમશેદજીનો પેઆરો જીવ તેમના ભુલકાંઓ સહીત ઘણા ધાસતી ભરેઆ જોખંમમા આવેલો જણાએઓ હતો; પણ બારેહકતાલાની પુર બખશેસથી, અને રાહદારીઓ ઉપરાંત ગાડી ઘોડ કરનારાઓ ટાંકણાસર આવી પોંહતાથી એટલી તો મદારત થાઇ કે તે કીમતી મોડોજ માંતરે જખમ પામેઆ શીવાએ બીજી વાતે ખેર ગુજરી હતી. હાવા ધભરાટની વખતે પોલીસખાતું જે તાંહાં હાજર હતું તેણે અપરાધ કરનાર બગીવાલાને તેના બાગ-કસ સહીત પકડી લીધો, અને ઈનસાફમાં અલબતાં તે તકશીરવાર થાઇને મોટી સજા ભોગવતે તેમાંબી કશો સંધે નોહતો; પણ તેની ઉપર આ સાહે-

બની જેહવી નજર પોહતી તેવુંજ પોતાનું મયા ભરેલું મન દેખાડી સકટના સપાટામાંથી તેને સલામત બચાવીને એકદમ છોડાવી મેલ્યો, તારે આ માનવતા સાહેબને બેહુ હાથે પગે લાગીને મોટી આજીજીવાઈથી માફ માગતો ચાલી ગયે, અને પોતેની પેના જુનકાઓ સહીત તાહા હાજર હોએલા શેઠ ફરદુનજી હોરમજજી.લસકરીની નાનકડી ગાડીમા બેસી માહાલક્ષમી તરફ પાછા ફરેઆ હતા. પોતાનુ સકટ ભરેલું ચોવડીશું આ સખી દરે સતોસ પકડઆથી જે હેવુ સમાચારની રાહે પસાર થયુ તેવાજ તેના ચોકર ગુજારતા ખરા અપરાધીને દુખ દીધાને બદલે તે ઉપર જે દયા દેખડી તેમાજ તેનાની ખરી ખુબીએ ઉતમ કીરતી પમાડી હતી.

પરજા ઉપીયોગી જાહેર કામોમા જાહાસુધી સરીરની મજબુતાઈ તેવણની સાથે સરીક રહી, તાહા તક દરવીય તથા દેહથી લોકોને મદદ આપનારબી એજ ઉમરાવ આગેવાન હતા મુંબઈ ઉપરાત બીજા દેસાવરો ખાતે જરથોસતી અનજુમનની ધરમાદા પુંજી આજે ઘણીજ સલામતી ભરેલી સચવાઈ રહીય, અને તેના સભાલ માટે ખરી દીલસોજીએ જે પુખત બદોબસત થએઓય, તે કામોબી એજ બુજોરગવારની રૂડી કોશેસથી બનેલાછે. પોતાની કોમના બાનકો તથા બાનકીઓને કેલવણી આપવાના કામની આગેવાણી કરનારઓના ઉપીયોગી મીતરબી એજ સર જમશેદજી થાઈ ગહેલા હતા, તે સઘલાની જીવતી સાખશીઓ આપણી આઓ હજુર હઇઆત રહેલી જોઈને સરવે વાચનારા સાહેબોમાથી જેબી કોઈ આ ઉમરાવના સદગુણોનુ ગનાન જીગરમા ગોખી ચાનવા ચાહશે તો ઈનસાફના મદરેશમા તેમના જેવી બુલદ હોરમતે પોહચી દુનીઆને દરેમીઆન આસકાર થાઈ સખશે

આ એક કેહવત મુજબ હરેક સારા વાનાને માથે જેમ સાતરૂઓ સદા લાગેલા હોએછે, તેમજ સર જમશેદજી પોતાની સઘલી ખુબી છતા કેટલાક વરશોની વાતપર બે હુમલે હમદીનોમા લગરીક અનગમતા જે થઈ પડઆ હતા, તેના મુલ કારણો તો તેજ વખતે કોઈનેબી માલુમ પડેલા નહીં જણાયાને લીધે, પારશી ટોલાના ઘણાક લોકોએ હુલડાન મચાવી મેલીને હાવા માહ પગતાપી પુરૂમના રેહમદીલને ફોકટનો કચવાટ આપેઓ હતો એ બે કારણોમા એકતો ઇશવી સને ૧૮૩૨ મા કુતરા મારવા બાબેનુ મોટુ હુલડ, અને તેની પુઠે તારપછે બેએક દાએકે ૧૮૫૧ મા મુસલમાનોનુ પારશીઓ સામણે ઉસકેરાએનુ જહનામ ભરેલું રમખાણ પરખેઆત થઈ ગયુછે આ માહેલી પેહલી તકે પરજાને માથે આગેવાન નહીં થતા લોકોના કેહવા મુજબ આ ઉમરાને સરકારને મદદ કીધી હોએ તે, તેમા મજકુર ઉમદા ડાહપણ વાપરેલુ પાછલથી તેઓને જ માનુમ પડેલુ જોઈએ કે, ૧૮૩૨ ની આગમજ ઘણા ખરા હલકે વાગેના પારસીઓ લુછા લોકોની સગતમા રહીને પોતાના ટોલાને દીનપસતીમા નાખવા જેવા ફીસાદ મચાવતા હતા, તેમાથી તેઓને એહ બચાડીને સારી હાલતપર લાવવાની આ શેઠીઆએ ઘણુ થએલ રાખેલી ધારણા તેહને પગસરે જોગસલાત બધ બેથી, અને તારથીજ તેઓમા રહતે રહતે જેમ

સુધારો પેસતો ગયો, તેમ ગીલ્લો કરનારાઓનેબી તે વીશેનું થોડુંક સાન મલતું રહેલું. અને તેહવીજ મતલબથી પાછલી બાબદમાંબી જોકે જાહેર રીતે બખેડાની વચે નહીં આવેઆ, તોપણ છુપી ગોઠવણ હેવી બંધ બેસાડી હતી કે, તેનુ શેવટબી સરકારી મોટા અમલદારોને હાથે લેવાડીને તેનાઓજ સમાધાંની કરી આપી; માટે હુલેરાઈની વગે જાહેરાત નહીં આવેઆથી પોતાના જાતભાઈઓને તેવણ કદાપી અનગમતા થઈ પડ્આબી હોઓ, તોપણ તેમના અતીઘણા બીજા ગુણોને મેલવી જોતાં તો તે બાબે એક રતીભારનો ડપકો સર જમશેદજીને અંગે લાગી સખતો નથી; કેમકે જે લોકો અગાઉ ફકત એટલાંજ કારણથી નરસા બોલતા હતા, તેજ લોકો પાછલથી પોતાની ભુલ જોઈને વીશેસ પેઆરથી આ માહપુરસને માંન આપવાનું ભુલેઆજ નોહતા.

આ સખી દાતારની કીરતીનુ બયાંન સમાપત થાઓ તેની આગમજ આટલું તો હમારે નોંધી લેવું જોઇએચ કે, જે સાહેબ એલમને વધારવાનો ચાહ રાખનાર, અને એલમનીજ વાતો ધીરજથી સાંભલીને તેના ફેલાવા માટે પુસતકો છપાવી બાહેર પાડવાનો બાઓસદાર, એટલુંજ નહીં પણ જે ધણીએ હજી બીજાં ઘણાંક રૂડાં કાંમો કરવાની વીએસ ઉલટ રાખેલી તેજ માનવંતા નરની જીંદેગીને જાણે અજલના હલકારાએ મગરેબ તરફ ખેંચવા માંડી; તારીખ જહલંદરના મરજની થોડા દીવસ સખત બીમારી ભોગવીને રોજ ૨૨ મો માહ ૭ મો શેહનશાહી શાલ ૧૨૨૮ ય० ની રાતરે કલાક ૨ ને અમલે આપણા હાતમ સરીખી હીંમતના હીંદી ઉમરાવ ૭૫।। વરસની ઉપર ૨૨ દાહડામા થોડાજ કલાક ઓછાની વએ પુરી કીધા પછે, આપણી આબાદ વસતીને એકાએક જાંહાંબી કરી નાંખી; એટલે જે તેમનુ પાક રૂહ બાકી કાલબુદમાંથી નીકલીને હંમેસગીના મોટાં શેરસન બેહસતને મકાંણે જે શીધારૂ, તેની માહેતમ પોસીમાં નીચલી કવીતા અંદર જણાવેલી ચેતવણી મુજબ જે નરે અતી મોટી દોલત બરચીને લાખો માણસોનો પરતીપાલ કીધો, અને જે નરે એક માબાપ તરીકે મોહતાજોને મદદ આપી; તે બુજોરગવાર જો પણ હાવી પાકી ઉંમરે પોંહચીને ફુલગુલ્જારી પાંમેઆ; તોપણ તેમનાં મોહોતનો સંતાપ કોઇનેબી લાગેઆવના જેમ તે વખતે રહેઓ નોહતો, તેમ કોઇ કાલેબી ભુલાવો જોઇએજ નહીં.

મેલવેઓછે શીરતીમા જબરો ટેકો—બેસકછે કે તેપર ન પડશે છેકો.
હેવો નરબી અંતે તો ગયો ઉઠી—છોડી દીધી દુનીઆંની માયા જુઠી.
પરશોને જુગોબી જશે વહી—તાંહાં તક તેવણ કોઇથી ભુલાશે નહીં.
મોહતાજો તે માટે રડેઆ કરેચ—તેહવા નરને જગમા સોધતા ફરેચ.
જે મલે તેની ઉપર આહાજો દુવા—કે થાઓ તેહવા સખીના સાંમણા ઉવા.

ગંભીરાઈની ઘડામા લંમપટ થાઇને આ સાહેબ જે ચાલી ગયા, તેની ગંમખારીના સોગની એક છેલી યાદગારી જે નોંધી રાખવાજોગ જણાઈ હતી, તે એકે આ નામવર ઉમરાવનું અશો રવાંણ અવલમનજલ પોંહચેલું તે દાહડે, તથા તેની બારવને ઉઠમનાને દાહડે મલી આખા બે દીવસ મુધો બધા પારશી

વેપારીઓ તથા દુકાંનદારોએ પોતાનો ધંધો બંધ રાખેઓ હતો; એટલુંજ નહીં પણ પેહલે દીવશે તો બધી બેંકો ઉપરાંત સંધી વરણની ગાંમડી તથા યુરોપીઅન પેહડીઓ, અનાજવાલાઓના જથાઓ, રૂઉના સ્કુરૂઓ, નીશાંણો અને તે વીગેર સરવે વહીવટના જાહેર મથકો જેમ બંધ રહેલાં હતાં; તેમજ સરકારની દબદબા ભરેલી પાદશાહી સવારી જારે સેવટની જગોએ જવા સરૂ આ નેક નામદારના કોટ માંહેલાં મેહલ મધેથી રવાંણે થાઈ, તારે દેવલનાં મોહલાને નાકે તે વખતપર સલાંમત ઉભેલા શેહરી દરવાજાઓ પસાર કરીને બાહેર નીકલતાં જોયા તો સઘલી વરણના તથા દરએક કીસમના કાંમદારો તે ઠેકાંણેથી તે છેક ધોબીતલાવની હધસુધીના રસતાની બેઉ બોરદુએ સફ ખેંચીને હેવાતો ગંભીરાઇથી હારબંધ ઉભેલા જણાયા હતા કે, જાંણે કોઇ મોટા અમલદારના આવકાર માટે લશકર આવેલું હોએ, તે કરતાંબી સરસ ઢપથી જેમ જેમ રવાંણુ તેઓની નજદીકથી પસાર થાતું ચાલેઉં તેમ તેઓ દરએક જણાઓ પોત પોતીકાં કોમનાં હથીઆરો ખાંધ ઉપર ઉંચલી તે મરહુમ ઉંમરાવના સરકારને નમી નમી ઉભેલા નમસકાર કરતા આ નોધ લેનારે તથા પાએદસ સાથે બીરાજેલા હજારો જરથોસતીઓએ જોયા હતા; અને તે ઉપરાંત વલી આટલું કાંમબી ધાર્યુંજ નેક થએલું હતું કે, ઘેરને આંગણેથી તે ઘેડની મનજલે પોંહચતાં સુધી; આ મરહુમના માંન સારૂં તેમની પદવી લાએક પોલીસ તરફના બંદોબસતે મારગ હેવો તો મોકલો રાખેઓ હતો કે, તેથી કદી પારકી કોમનું કોઇબી ઇનસાંન વચમાં ફટકી રાખેલોજ નોહતું; જે બાબે તે વખતના ધુંપી કોટવાલ મી○ ચારલસ ફારજેટનો મોટો ઉપકાર જરથોસતી ટોલાને માંથે ચોંટી રહેલો કોઇ કાલેબી ભુલાવવો તો જોઇએજ નહીં.

સખાવતનાં શાહ શર જમશેદજીએ કીધેલી વશીએત મુજબ તરીજે દાહડે તેમનાં ઉઠમણાની કીરીઆ પુરી થઇ રહેઆ પછે, તે નાગધરનાં પણોતા પુતરો માહેલા શેઠ શોરાબજીએ મીજલસની અંદર બીલંદ આવાજે એક અંનજુમન પતર વાંચી સંભલાવેઓ હતો; તેની કેફીએત પરમાંણે તારપછે આ મરહુમ સાહેબને નાંમના હેઠલ જણાંવેલાં બીજાં નેકી ભરેલાં ધરમના છેલાં કાંમો જે સંમપુરણ રીતે પાર ઉતરેઆંછે તેમાં ખરચાએલી રકમને એજ નાંમદારની હઇઆતી છતાં તેણાને હાથે થએલી સખાવતની ગંજાવર સંખીઆમા ઉમેરી લઇએછે.

આ પુસતકને પાને ૬૮૦ થી શરૂ થાઇને ૬૮૬ સુધીમાં સમાઇ ચુકેલી સખાવતનો સરવાલો ........................ ૨૬,૩૪,૦૮૦

૧૨૨૮ મા, રોજ ૨૪ મો માહ ૭ મો, ગોદીનાં સુથારોને પેંશ્ન મુસારો આપવા બાબે થએલાં હુધરાણાની ટીપ મધે ભરી દીધેલા ........................................ ૫,૦૦૦

૧૨૨૯ મા, રોજ ૨૨ મો માહ ૭ મો, મુંબઇના કોટ મધે ગોદાવરા મોબેદોને મણાંક વરસોની વાતપર પંચાએતે બાંધી આપેલી દરેમેહરનુ મકાંણ, વસતીના પરમાંણ મુજબ હાલને

રાગે સંકડાસ ભરેલ જણાએલ હતું; એટલુંજ નહીં પણ તે ભાગવા જેવી બીસમાર હાલતે દેખાયા ઉપરથી પાછીની બીજી જગેઆ લઈને નવેસરથી મોકલાસ ભરેલ મકાંણ બંધાવી આપેલ, તેની લાગટ હીંઆં જણાવેલછે, પણ એ દરેમેહરની જોઈતી મરાંમત ઉપરાંત તેલ, લાકડાં વગેરે દરરોજના ચાલુ ખરચ માટે વરસ દાહડે રૂ ૭૦૦ થાએચ તે, આ નેક નાંમે પરથમ જરથોસતીઓને સારૂં કીધેલી સખાવતની થાપણ મધેથી બાયુક પોંહચાડવા સંબંધી થેલી આપેલા બંદોબસત મુજબ મલતું રેહછે ........................ ૩૨,૨૦૯

૧૨૩૨ મા, રોજ ૧૨ મો માહ ૫ મો, નૌસારીના દાખમાં આગલ જવા સારૂં વચે આવેલી ખાડી ઉપર એક મજબુત પુલ બાંધવાની પરથમ ધારનાં હતી; પણ તે બાબે પાછલથી ચોકાશી કરતાં હેવું માલુમ પડેલ કે, ફકત ચોમાસાંને ટાંકણે કોઈ વેલા જારે ઘણો જોરમા પરસાદ પડેગ, તારેજ બે અથવા તરણ દીવસ સુધી ખાડીમાં પાંણીનો પુર ચહડેછે; અને તેહવે સમે કોઈબી રવાંણ જો નહી થાએલ હોએ તો તે બાંધેલા પુલ કસાબી ઉપીયોગમાં આવેજ નહી; માટે તે ઉપર રૌકડનો ખરચ કરેઆ કરતાં બીજા કોઈ ઓતંમ પરગનું કાંમ શોધીને તે મરહુમ બારોનેટ સાહેબની ડાવજર લેડી જમશેદજીએ પોતીબ બેહસાતનસીન બાવંદની નેક નાંમીને વધારવાની શોઅનાથી અતરે વસનાગ જરથોસતી મોબેદોનાં છોકરાંઓને જંદ, પેહલવી, તથા ફારસી વગેરે બીદઆની પુખત કેલવણી સાથે દીન ધરંગના રૂડા કાએદા કાંનુનો શીખાડવા માટે રૂ ૪૦,૦૦૦ ની થાપણ પારસી પંચાએતની પુંજી સાચવી રાખનારા સાહેબોનાં સંભાલ પણામાં સોંફી આપીને "જરથોસતી મદરેસા" ચાલુ કરાવી; જેનું પેહલપેહલું મુબ કાંમ ઉપલા નીવસથી સરૂ થાએલછે. એ કારંણસર ઉપલી થાપણને વધારે મજબુતી પર રાખવાનાં હેતુથી જે જે સાહેબોએ મરહુમ બારોનેટના પુનની ઈઆદગારીમાં નાંણા આપેઆં તેઓ મધે મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ જે તે વખતપર હઈઆત હતા, તેનાએ પેહલાં તરણ વરસ તુલીકના ખરચ માટે દર મહીને રૂ૧૦૦ લખે આપતા કીધા હતા; અને તે ઉપરાંત શેઠ ખરશેદજી ફરદુનજી પારખે બે વાર મલીને સરકારી ટકા ૫ વાલી પીઆજુકી નોટો રૂ ૫૫,૦૦૦ ની, તથા શેઠ નોશેરવાંનજી બહમનજી મોદીએ ટકા ૪ વાલી નોટ એક રૂ ૫૦૦૦ ની જે આપી તે ઉપલી થાપણમાં હુંમેરનાં કુલે રૂ ૧૦૦,૦૦૦ ની

સારી પુંજી થાઇ, તોપણ તેમા સર અવસરે જરથોસતી ટોલાના કોઈબી સાહેબો તેઓની ખુશીથી જેબી રકમ મોકલેચ, તે તેમના ઉપકાર સાથે લેવાની છુટ રાખેલીછે; કે જેથી કરી હાવુ નેક કામ અદરોકાન સુધી નીભાએલુ રેહ. એ મદરેસા મધે શીખવા આવનારાઓને બેસવા માટે વાડીઆજી હોરમજજી બહમનજીના આતસ બેહરામના ચોક માહેલા એક મકાણને મથાલે ફોસાદ જગો તે કેબલાના મુતવલી સાહેબે વગર લવાજમે વાપરવા આપી તાહા આજ દન તુલીક કાએમ રહેલીછે ૧૦,૦૦૦

૧૨૩૮ મા, રોજ ૨૯ મો માહ ૩ જો શેહનશાહી, મુબઈના દોખમાઓની આજુ બાજુએ બબાલા તરફના ડુંગરની ખાલી જગોઆેા જે હતી, તે વેચાતી લઇને પચાએતના સવા ધીનમા સોંફી આપી, તથા તે તરફથી એક નવો રસતો ગાડી ઘોડાઓ શેહલથી ચેઠ ઉપર સુધી જઇ સકે તેહવો બધાવીને વપરાતો કીધો તે ઉપર ખરચાએના .. ૩૩,૭૨૫

મરહુમ સર જમશેદજીએ કીધેલી જાહેર સખાવતની સખેઆ રૂ ૨૭,૪૫,૦૧૪ ની ચોકસ થાએલી સહુમજાઈછે, પણ તે સાહેબના ગુપતદાનની ખબર તો તે નામવરના વારેશોનેમી ધારેઆ પરમાણે થાહવી ન હોવાને લીવે કોઈના જાણવામા આવીજ નથી; તેહોણી તે મરહુમ સાહેબના હાતેમ સરીખા દીલગુરદા ઉપરથી આટલુતો અટકનાઈ સખાએછે કે ઊપલી સખેઆના સરવાનાને લગભગ મલતી તેટલીજ રકમોથી તો આેાછી હસેજ નહી

આ માહપુરૂષે, જેવુ માન પોતાની હઈઆતીમા માહભારત કામો બજાવી મેલવેણ હતુ, તેવીજ તેમના જીગરની ખરી સોગના જરથોસતી અનજુમનના દફતરોની અદર એક યાદદાસત તરીકે નોધી રાખવા માટે રોજ ૨૦ મો માહ ૮ મો શેહનશાહી સાલે ૧૨૨૮ ૫૦ એ નાધલી મોટી અનજુમન આ મરહુમ ઊમરાવના "અનાહીબાગ"મા ભરાઇ હતી, તાહા તેમની ખુબી વીશેની ઘણીજ નાદર વાખવાખી આપણા અકાબર સાહેબોએ જાહેર કીધી હતી; એટલુજ નહીં પણ સઘલી બાબદોમા તે માનવતા મરહુમે આપેલી મદદનો અતીઅત ઉપકારબી જાહેરમા કરી સભલાવેઓ હતો, અને તે સાથે આ સાહેબના મરણથી જે દુખ આખી આલમ ઉપરાત તેમના કુટુંબીઓમા ઉપજેણ, તે બાબેનો એક દીનાસા પતર લખી તેમના સાહેબજાદાઓ ઉપર મોકલવાનો ઠેઠાવ નકી કરી ઉઠેઆથી, આ માનવતા માહપુરસની કીરતીનુ વરણન હીંઆજ સમાપત થઈ રેહછે.

વશેસાવલીની ટીપ તપાસતા આ નામવર ઉમરાવને તાહા પરવરદગારે મુબનક ફરજંદોની બખશેસ કીધેલી કેહવાએછે, પણ તે માહેસા ઘણા ખરા તો ઊેર નાનપણુથીજ એકેની પુઠે મગણ પામેઆ હતા, અને જે

સકરમી શેઠીઆઓ તેમના મરણ વખતે સલાંમત હતા, તેઓએ, પોતાના મેહરબાંણ સુરખીનાં કાશ્તતલે મોઠી હોરમત સાચવીને સઘલી તરેહના ગુણો મેલવી લીધેલા આપણી નજરમાથી જે ખીસનાર નથી તેથીજ ફરી જઈફીની વખતે આ માહપુરૂસને અખુટ દરવીઆની સાથે દીલને ખુરા કરનારા તરણ દીકરાઓ, ઉપરાંત તેઓને તાંહાં વધેલી વસતીનુ સંતોસ ભરેલ સુખખી હાંસેલ થાતું હતું. એ દીકરાઓ મધે વડા શેઠ ખરશેદજી (જે સાહેબ હવડાં સર જમશેદજી જીજીભાઈ બીજા બારોનેટનાં એતાબથી આપણી વસતીને જેબ આપેછે), વચલા શેઠ રૂસતમજી (જેવણ થોડુંક થયું આલમને મયા લગાડી મરણ પાંમેઆછે), અને નાધલા શેઠ સોરાબજી ઉપરાંત દીકરીમાં સરવેથી છેલી જનમ પામેલી શેહાંણી પીરોજબાઈ, મલી તે વખતપર હઈઆત રહેલાં ચાર ફરજંદો, તથા તેઓને તાંહાં ઓધાતાલાએ બખશેલી પોહોલી વસતીવારીની આબાદી પોતાની પાછલ સલાંમત મેલીને ફકત નેકીમાં ભરપુર કીધેલાં મુબ-લક ધરમી કાંમોના પુણનો માહભારત અધીઓ સાથે લઈને જીનતમાં શીધા-રીઆય તો ખરા; પણ તેથી તેવણનુ નેકનાંમ ખતમ થયાને બદલે બચીત કરીને જે બે બાબદોથી સદા અમર રહેલુંછે, તેમાં એકતો આ સાહેબને મલેલો બારોનેટનો નાંમીચો એલકાબ જે તેવણના વડા પુતરને ભાગ્યેજે જેમ હવડાં ચોંટેઆછે, તેમજ તે પછેનો વારસો તેવણના વડા પુતરને, અને તેની પુઠે તેજ રીતે પેદરપે વંશપરંમપરા ઉતરી આવનારા વારેશોને જાંહાંતુલીક તેમના પોહોલાં પરીવારને પાક પરવરદેગાર બરકરાર રાખશે તાંહાંતુલીક ઉતરતો રેહશે. અને બીજું એકે બાંમ્બેબલાપર ઉભેલી ગંજાવર હાસપીટાલે આ બુજોરગવારનુ મુબારક નાંમ જે લીધેલુંછે, તે મધે આસરો મેલવવા માટે જનારાઓની બાબદ હેવી તો જોડાઈ રહીએ કે, દરરોજનો એક કલાકબી હેવો નહીં ગુજરતો કે તેમા સર જમશેદજીનુ સુભાખીત નાંમ કોઈને મોહડેથી લેવાયાવીના ખાલી જતો હોએ; માટે ઉપર જણાવેલી મુસતકીમ યાદગારીઓ હસતીમા સલાંમત અસતાં સુધી તો પારસી ટોલાના આ માહપરતાપી માંજી બારોનેટ સાહેબ આપણી દુનીઆની આસપાસ સરપેની હજુર જીવતાજ રહેલા ખચીત જણાશે.

ઇનસાનની જીંદગી આકેબત સુધી સદા બરકરાર નહીં રેહવાનો વીચાર દોડાવીને આ મરહુમ બારોનેટ સાહેબે પોતાની હઇઆતીમા કીધેલું વસીઅત નાંમુ જે તે વખતની આપણી સુપરીમ કોરટમાં નોધાએલ હતું તે ઉપરથી આ માહપુરૂસની પુંજીમાં; (મેલવેલા દરવીઅનો ઘણી રૂડીપેરે લાંમબી મુદત સુધી મનમાંનતો ઉપીયોગ કીધા પછે) ૮૫॥ લાખ રૂપીઆ રહેલા માલુમ પડેઆ હતા; અને તે રકમને હેઠલ જણાવેઆ મુજબની વેંહચણી પણ કરી દેખાડી હતી, જે મધે:—

બારોનેટનો એતાબ વંશપરંમપરા કાએમ સચવાઇ રેહવા માટે
મજગાંમ કેઆસતલ નામના નાંમીચા મેહલ ઉપરાંત, દર
શાલે એક લાખ રૂપીઆની ઉપજ થાએ તેટલી રકમ અલા-
હેદી કાહડી આપીને નાંમદાર સરકારનાં સંભાલપનામા આ-

ગમજથીજ સોંફી હતી, તે બાબેના આંક ૨૦ મા વાળો એક
ખાસ ધારો ૬૦ સને ૧૮૬૦ ના મે મહીનામા પસાર થયોછે
તે મુજબ ભરેલાં રૂપીઆ ....................૨૫,૦૦,૦૦૦
પોતાન વડા પુતર શેઠ ખરશેદજી (હાલના બીજા બારોનેટ) એ
તેમનાં કાંમકાજમા અતીશીઅ દીલસોજી બતાવી હતી, તેના
બદલામા તેણાને બખશેલા.................... ૩,૦૦,૦૦૦
પોતાના કુટંબીઓ તથા બીજાઓને વારસા દાખલ વેહચી આપવા
ફરમાવેલા................................ ૩,૫૦,૦૦૦
તરણ બેટાઓને સરખે હીશે આપેલા.............. ......૫૮,૦૦,૦૦૦

જુમલે રૂ ૮૫,૫૦,૦૦૦

એ ઉપરાંત લંડન ખાતે આ નામદાર સાહેબની મીલકત ૧,૮૦,૦૦૦ રૂપીઆની જે જણાઇ હતી; તેનો ઉપીયોગબી વારસો વચે થએલો સંભલાયોછે.

સર જમશેદજીના બીજા બે ભાઈઓમા શેઠ માંણેકજી જે સારવેથી વડા હતા, તેણાનુ થોડુંક વરણુન હેઠલ જણાવવામા આવશે; અને વચલા ભાઈ રૂસતમજી, જેવણ કલકતે જઈને તાંહાંથી શાલે ૧૧૯૨ મા પાછા મુંબઈ આવતાં તાંહાંની ખાર્ડીમાજ ડુબી ગએલાં વાંહાંણની સાથે રોજ ૨૧ મો માહ ૧૨ મો શેહનશાહીએ ફરજંદની કાંઇબી નીશાંણ મેલઆવના જલવાશી થઈને હકની દરધાહે શીધારેઆ તારે તેમના પાનક આપણા આ માંનવંતા બારોનેટ સાહેબ થયા હતા. જે ઉપરથી ધરમની જાહેર કીરીઆ તથા ઉઠમણાની મીજલશોમા તે સાહેબનુ નામ જંમશેદ બેહદીન રૂસતમ કરી લીધામા આવેછે.

---

## શેઠ માણેકજી જીજીભાઈ વાછા.

આ ગરહસથના પરીવારો પોતાના નામની સાથે હવડાં વાછાની અટક જે દાખલ કરતા દેખાએસ, તે ઘણુ કરીને તેઓના એક વડવાના અસલ નામ ઉપરથી તો ચોકસજ ધડેછે; પણ વચમા કોઈ હેવો સબબ બનેઓ હોએકે તેની અડચનથી અટકની છબાગી તેમના પાછલાં પરીવારો તદન ભુલી ગયાં; કેમકે પુરતી રીતની તપાસ ઉપરથી સાબેત થએલું સહમજાએછે કે, આ સાહેબ પોતે મરણ પાંમેઆં તાહાંતુલીક તેમના નામ સાથે વાછાની અટક જે વલગેલી નોહતી, તે બાબે તેવનના ઊઠમનામા ભરાએલા ધરમખાતાંના રૂપીઆની નોધ તે વખતપર પંચાએતના હીસાબમા એમ લેવાએલીછે કે, "બાઇ માણેકજી જીજીભાઇની નઇઅતે રૂ ૩૦૦ ભરેઆછે;" માટે તેહવે ટાંકણે વાછાની અટક તે સાહેબો માહેલા કોઈનબી ખબર હતે તો પોતાના નામ સાથે તેઓ જારી રાખતે; પણ ઉપર જણાવેલીચ તેમ કોઇ હોનારતથી ભુલાઈ હોએ તો તેની જાગરતી આ નોધ લેણારના મરહુમ બપાવાથીજ થએલી

માલુમ પડેછે. હમારા તે બુજોરગવારનુ નામ એદલજી કરી હતું, અને તે સાહેબ છઠી પેહડીએથી વાછાની ઓલખ ધરાવતા હતા; એટલુંજ નહીં પણ તેમના બાપ બપાવાઓ નૌસારી કરાબાની અંનજુમનમા પરબેઆતબી થઈ ગયાચ, તેમના નબીરા (જે એદલ વાછાને નામે મુંબઈમા સરવેની પીછાણમા હતા) પાશે આ સાહેબના કોઈ વડવાને હાથનો લખેલો એક દસતાવેજ સચવાઈ રહેલો હતો, તે આજથી છેંતાલીસ વરસની વાતપર તેનાએ માનવંતાં સાર જમશેદજીને સપુરદ કીધા ઉપરથી, પોતીકા નેઆગાંનોની ગુમ થએલી પીછાંણુત તેઓને હાથ આવીછે.

શેઠ માણેકજીના જનમ તથા તેવનને સુંબધંમા આગી રહેઆ વીગેની ચોકસ નોંધતો મલી નથી, પણ આટલુંજ માલુમ પડેછેકે હીંઆં આવીને રોજી શોધવા માટે ધાંધીની દુકાંણ ગંમબાના કુવા સાહમને પુરવ તરફની ગલીમાં જાંહાં હવડા ધાંધીઓ બેશેછ તે માંહેલાં એક મકાંણમાં માંડીને ઘણા વરશોવેર આબરૂથી ધંધો ચલાવતા હતા; તે રોજગાર તેમના બાઓગસાલી, અને સરીમંત બાઈએ મેળાવીને બાકીનો સઘલો વખત તેનાને પોતાની પનાહમા સંભાળી રાખેઆ હતા, એટલુંજ નંહી પણ તેવન જારે રોજ ૧૧ મો માહ ૯ મો શેહણશાહી સાલે ૧૧૯૬ ય૦ માં ગુજરી ગએઆ, તારપછેથી તેવણના સંઘલાં પરીવારોનેબી સારી રવેશથી તેનાએ પાલીપોશીને દરવીઆવાન કરી દીધા હતા.

આ શેઠના બોહોલાં પરીવારમાં માતરે તરણુ દીકરાઓ હતા. જેઓ શીરતીવાન કાકાની કુંમકથી થોડા ઘણા પરબેઆત થએઆ પછે બાર મહીનાના ટુક અરસામા એકેકની પુઠે જે મરણ પાંમેઆંચ, તેઓ મધે સરવેથી નાધલા દાદાભાઈ રોજ ૪ થો માહ ૨ જે સાલે ૧૨૩૯ ને દીને વરસ ૫૩ ની ઉંમરમાં એક પુરા નીકરાની બતમ થએલી જીંદગીનો દાહ આપો પછે ઘણે વરશે ગુજરેઆથી તેનાની પાછલ પાલક શીવાએ કોઈજ વારેસ નહી હોવાને લીધે, પોતાની દોલતનો મોટો ભાગ (શુમારે એક લાખ રૂપીઆ) પારશીઓને લગતાં જુદાં જુદાં ધરમખાતાંઓમાં આપવાનુ વશીએત કરી ગએઆછે. જીવાજી નામનાં વડા રોજ ૯ મો માહા ૧૦ મો સને ૧૨૩૯ મા ગુજરેઆં તારે તેનાની વએ ૬૦ વરસની જણાઈ હતી; અને તેમની પાછળ સને ૧૨૪૦ નાં પેહલા મહીનાને ૬ ઠે રોજે વચલા ભાઈ બરજોરજી ૫૮ વરસની ઉંમરે બેહસતનસીન થએઆ પછે હવડાં જે વસતી રહેલી જણાએચ, તે તેઓ માહેલા પેહલા અને બીજા ભાઈઓને તાંહાંની સમજવી જોઈએ.

# ડોવેજર લેડી આવાંબાઈ.

ધણીના ઘેરમા લીનાલેહેર કરનારા આ પતીવરતા, અને સદગુણી શેઠાણીનો જનમ જારે નૌસારી કસબાના મલેસર ફલીઆ મધે રોજ ૯ મો માહ ૫ મો શેહનસાહી સાલે ૧૧૬૨ ય૦ મા થયો, તારે, અને તે દીનથી તેનીના નેક નામ પીતા શેઠ ફરામજી નાશેરવાનજી બાટલીવાલાને તાહા ખરે ખરી એક લક્ષમી માતાના રૂડા પગલા નજર આવવા માંડેઆ હતા; જે વીશે વધારે સરાહગાત જણાવેંઆ કરતા, તેનીના જાહોજલાલી ભરેઆ નામવર ખાંનદની સાથે ભલાએની કીરતીથીજ સઘલી વાતની સાબેતી પરજામા જે પરસીધ થાઇ ચુકીછે, તેનેજ મુખનક વીચારી હીંઆ નોંધી લઇએછે.

એક માહ ધરમી દાતાર, અને દયલુ ભરથારની ખાસ મોહરદાર, તથા એક દરવીઅવાન બોહલા કુટબના મેહરબાન માતા; આ દુનીઆમા આસકાગ થયા તેની આગમજ એ વર બઇએરનુ જોડુ બચગી વએથીજ ગરીબી હાનતમા હતુ, તારથી સનસારમા સરજએલી કડવાસ તથા મીઠાસ તેઓએ સાથેજ ચાખેલી હતી; તે વાતને છેલી ઘડી સુધી હરગેજ નહી ભુલતા જેમ અગાઉ ગરીબી હાનતમા, તેમજ પાછલથી સરીમતને દરજ્જેની જાહો જલાલીમા આ માહબાનુ શેઠાણી એક સરીખી રીતે સરવે ઉપર સારી નીયેહ દાસતી રાખતા હતા.

એ ઉપરાત તેનીની વધારે કીરતી જે જે સખાવતમા દોડીય, તે તેનીના પરીઅ પરેમી ભરથારના સખી પણાની એક બીજી નકલ પરકાસતી રહીય, કેમકે પારસીની કોમમા તો જોકે સખાવત કરનારા અગાઉ ઘણાબી ગરહસથો નામવરી પામી ગએલા આપણ સાભલતા આવીએચ, તોપણ સર જમશેદજીનો બરાબરીઓ આજ સુધી કોઇજ સાહેબ જેમ નીવરેઓ નથી, તેમજ માનુઓમા શેઠાણી આવાબાઈ કરતા વીશેસ દરવીઅવાન બીજી બાઇઓ હોવા છતા તેનીના સરીઓ પરજા ઉપીયોગી સખી દસતબી કોઈએ લખાવેઓ નથી

આગલા વરસોપર જારે હજારો રૂપીઆ લાખોમા લખાઇને ખરા લક્ષાપતીઓ થોડાજ સાહેબો કેહવાતા હતા, તારથી આ શેઠાણી બાઈનુ ઉદાર મન જે પરકાસતુ રહેલું તેની સાબેતી કેટલાક દાખલાથી પમરતી માલુમ પડેછે. માહીમ તથા વાદરા વચે એક માઇલથીબી વધારે લબાઇને તફાવતે બોહોલો દરીઆવ હોવાને લીધે, હોડીઓની મારફતે આવજાવ કરનારા રાહદારીઓ માહેલા કોઈ સેંકડો આસામી તાફાન વખતે હેરાણગતી ભોગવીને કેટલાકોતો ડુબી પણ જતા હતા, તે બાબે પેહેલો વીચાર સાલે ૧૨૦૬ ય૦ મા મરહુમ શેઠ ખરશેદજી કાવસજી બનાજીનાતી આગેવાણી હેઠલ પુલ બાધવા ઉપર જારે થયે, તારે તે વખતે તેના ખરચનો અટકલો રૂ ૬૭,૦૦૦ ના કીધામા આવેઓ હતો, પણ તેની અડધ રકમ ગી તે પછેના પાચેક વરસસુધી ફુઘરાતથી ફુભી થાઈ ન રાકીઆને લીધે તે વાત તાહાજ અટકી રહી. થોડીક

અંદર ૪ દીન કમતી રાખીને પોતાનો પેઆરો આતમાં તે કીરતારની રેહમતને સવાધીન શોંફી દીધો, અને નેકનાંમીની ખુસબો હીંઆં પમરતી મેલીને એવી દુનીઆંનાં સદા રેહવાસન થયાં કે, જાંહાં પાદશાહ તથા અમીરો, અને શોદાગરોથી તે ફકીરો સુધાં સરવે સખશો પોત પોતાની કીરતીનો કર હાંશેલ કરી રાખેછે. અને એ સરજત તો સઉની ઉપર રોજે અવલથીજ ચોંટેલી આપણ સદા જોતા આવીએચ કે આકેબત સરવેને એકવાર મરવું તો છેજ, પણ એક પરોપકારી અને સઘલી ખુબીઓથી ભરપુર માંનવીના જીવઆમા હજારો પરાંણીને લાભ પરાપત થતા હોએ, તેહવા નર અથવા નારીના મરણથી તો ખચીત મોટો તોટો કોઇથી ખમાઈ સખાએજ નહીં; કેમકે તેનાં ઉપર જારે જમદુત આવીને ઝુંગાળ નાખે, તારે સંધે નથી કે ઘણોજ ગંમગીની ભરેઓ બનાવ બનેછે.

આ બાઈ સાહેબની નઈએતે તેણીની પુંજીમાથી રૂ ૧૦,૦૦૦ હેઠલ જણાવેલાં ધરમ ખાતાંઓની મદદ સારૂં ય૦ ૧૨૪૦ ના શેહનશાહી ૬ ઠા મહીનાને બીજે રોજે પંચાએતના નાણાં સાચવનારા તરસતી સાહેબોના સંભાલપણામાં સોંફીને હેવી સોચના કીધેલી કેહવાએછે કે, તેનુ ઉપજતું વીઆજ દર શાળ તેઓના પરમાણ પરમાણે અપાતું રેહ; અને મુદલને કોઈ છેડેજ નહીં.

| | |
|---|---|
| નામદાર સર જમશેદજીની યાદગારી માટે ઉભી કરેલી જરથોસતી મદરેસાની થાપણ ખાતે .................... | ૫,૦૦૦ |
| જરથોસતી જંદ અવસતાની નીશાળ ખાતે .............. | ૨,૦૦૦ |
| મુકતાદ ટાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસતીઓને વેંહચી આપવા સારૂં.......................... | ૧,૨૦૦ |
| કુલે જરથોસતી રવાંણોને અવલમનજલ પોંહચાડવા માટે .... | ૧,૦૦૦ |
| શેહનશાહી ગાહંભારતી થાપણમાં આપેલા.............. | ૮૦૦ |
| આ બાઈથી થએલી સખાવતની ઉપલી સંખીઆમા .... | રૂ ૧૦,૦૦૦ |

જે ઉમેરાયા તે મલી કુલ રૂ ૩,૯૮,૫૦૦ જાણવામા આવેઆછે.

જરથોસતી કોમમાં પેહલા દરજાનુ નાંમ રાખનારી આ માનવંતી માવતર આવાંબાઈનાં દુખદાએક મરણથી તેમના ઓજદાર કુટુંબ ઉપરાંત જરથોસતીની આખી કોમે સખાવતી ખાંણને જે ઓહી દીધીચ, તે તેમને હાથ પાછી આવતાં કોઈ જુગ વહી જવો જોઇએ. પણ એક ઉમેદ તેમની બરખુરદાર બેટી પીરોજબાઈનો થોડાક સદગુણ જે હવડાં વખનાએલા જણાએછે; તે ઉપરથી આસા રેહચ કે, જો કદાપી તે બાઇની હયઆતી ઓદાતાલા બરકરાર રાખે, અને રેહમનો અંશ તેણીનાં પવીતર જીગરમાં પેવસ્ત થયા કરે તો આગલ ચાલતાં પોતાના નામવર માતાજી સાહેબે હાંશેલ કીધેલી કીરતીનો વારશો શેહજમાં તેવણ ઉપાડી સખશે.

---

હેુલ જણુવેલાં બીજાં ધરમખાતાંઓથી આ નેકબખત નારીનો મોટો આભાર માંનેછે; અને તેની ટીપ જે હાથ આવીચ તેને હીંઆં ઉતારી લઈએચ.

| | |
|---|---|
| ઉપલી વીગત પરમાણે થાએલી સખાવતની સંખેઆ ........ | ૨,૦૧,૦૦૦ |
| ૧૨૩૩ મા, સુરત ખાતે ચાલેલી મોંઘવારી ટાંકને ગરીબ લોકોને મદદ આપનારાં હુંઘરાંણાની ટીપમા ભરી દીધેલા ...... | ૧,૫૦૦ |
| ૧૨૩૪ માં, કલકતા મધે થાએલાં ભયંકાર તોફાનથી જે લોકોની ઉપર સંકટ નીપજેલું હતું, તેઓને આસરો મલવા માટે ટીપમાં ભરી આપેલા.......................... | ૭,૫૦૦ |
| ૧૨૩૮ માં, ઉદવાડ ખાતે એક ધરમસાલા બંધાવી તેના કારનસર નાંમદાર સરકારને સવાધીન કીધા હતા, જે મકાંન તઈઆર થયા પછે રોજ ૧૦ મો માંહા ૮ મો ચેહનગાહી સાલે ૧૨૩૯ થી વાપરવામા આવેછે તેની લાગટના.. . .......... | ૨૦,૦૦૦ |
| ૧૨૩૫ માં, સર જમશેદજીએ સ્થાપેલી હુંનર સાલાને વીથેસ મજ- બુતી મલવા માટે સરકારનાં સવાધીનમા સોંપી આપેલા.. | ૧,૫૦,૦૦૦ |
| ૧૨૩૬ મા, રોજ ૧૯ મો માહ ૧૦ મો ચેહનસાહીએ પોતાની બીજી વહુ નામે શેઠાણી સુનાબાઈ સવરગવાસ થયાં, તારે તેનીના પુન માટે નામદાર સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટની સખાવતથી હીંઆં ઉભી થઈને ચાલુ રહેલી નીસાલોમા શીખનારી છોકરીઓમા જે લાએક જણાએ તેની- ઓને "સુનાબાઈ સકાલરસીપ" આપવા માટે ટકા ૪ વાલી વીઆજુકી નોટ સરકારને સપુરદ કીધી............. | ૧,૫૦૦ |

આ નેક નામ લેડી આવાંબાઈએ હઈઆતીમા કીધેલી સખાવતમા રૂ૩,૮૮,૫૦૦ ની સંખીઆ જાહેરાંતમા ઘણીજ ઉપીયોગી ગણાઈછે; પણ સાંભલેઆ પરમાણે તે ઉપરાંત ગુપતદાંનની બીજી પુષ્કલ રકમો લોકોને જે આપતાં હતાં, તે વીશે ફકત લેણાર શીવાએ બીજા કોઈનેબી ખબર પડેલી જણાઈજ નથી; અને તે બાબે આલેમમા સંતોસ માતર્ એટલોજ રહેલોછે કે, પોતીકે હાથે કીધેલી સખાવતના ફલ હઈઆતીમાંજ આ સદગુણી શેઠાંણી જોવા પાંમીને તે બાબેનું પુરતું માનબી તેવણ હાંશેલ કરી ચુક્યાં હતાં.

પણ આવી જાહો જલાલીનાં ભોગવટા સાથે માટું દઈવત ધરાવેઆ છતાં ઘડપણને ટાંકણે સવપનેબી કોઈએ નહી ધારેલું દુખ એકાએક તેનીનાં ઉપર જે ઉતરી પડયું, તેમાં એક તો તે બાઈની સાથે બચપણથી કદખુદાઈનો સંબંધ જોડીને સુખ પાંમતાં છતરપતી ધણી સર જમશેદજી ગુજરી ગયા, તારથી શોહવાસન પણાનો સવરૂપી સીનગાર ઓઢવાથો; જેનાં ગમથી જેમ તેમ કરી પેઆરાં પરીવારનું સુખ જોવાની ઉલટમાં લગાર ફરાગત પામેઆં, તેટલાં જીંદગી ખતમ કરનારો જમદુત આવી ઉભાથી થોડીક માંદગી ભોગવીને રોજ ૫ મો માહ ૫ મો શેહનશાહી સાલે ૧૨૩૯ ૫૦ એ પોતાની ઉમરથી ૭૭ વરસાની

અંદર ૪ દીન કમતી રાખીને પોતાનો પેઆરો આતમાં તે કીરતારની રેહમતને સવાધીન શોંફી દીધો, અને નેકનાંમીની ખુસબો હીઆં પસરતી મેલીને એવી દુનીઆંનાં સદા રેહવાસન થયાં કે, જાંહાં પાદશાહ તથા અમીરો, અને શોદાગરોથી તે ફકીરો સુધાં સરવે સખશો પોત પોતાની કીરતીનો કર હાંશેલ કરી રાખેછે. અને એ સરજત તો સઉની ઉપર રોજે ,અવલથીજ ચોટેલી આપણ સદા જોતા આવીએચ કે આદેખત સરવેને એકવાર મરવું તો છેજ, પણ એક પરોપકારી અને સઘલી ખુબીઓથી ભરપુર માનવીના જીવેઆમા હજારો પરાંણીને લાભ પરાપત થતા હોએ, તેહવા નર અથવા નારીના મરણથી તો ખચીત મોટો તોટો કોઈથી ખમાઈ સખાએજ નહીં; કેમકે તેનાં ઉપર જારે જમદુત આવીને સુંગાલ નાખે, તારે સંધે નથી કે ઘણોજ ગંમગીની ભરેઆ બનાવ બનેછે.

આ બાઈ સાહેબની નઈએતે તેણીની પુંજીમાથી રૂ ૧૦,૦૦૦ હેઠલ જણાવેલાં ધરમ ખાતાંઓની મદદ સારૂં ૫૦ ૧૨૮૦ ના શેહનશાહી ૬ ઠા મહીનાને બીજે રોજે પંચાએતના નાણાં સાચવનારા તરસતી સાહેબોના સંભાલપણામાં સોંફીને હેવી સોચના કીધેલી કેહવાએછે કે, તેનુ ઉપજતું વીઆજ દર શાળ તેઓના પરમાણ પરમાણે અપાતું રેહ; અને મુદલને કોઈ છેડેજ નહીં.

| | |
|---|---|
| નામદાર સર જમશેદજીની યાદગારી માટે ઉભી કરેલી જરથોસતી મદરેસાની થાપણ ખાતે ...................... | ૫,૦૦૦ |
| જરથોસતી જંદ અવસતાની નીશાળ ખાતે .................. | ૨,૦૦૦ |
| મુકતાદ ટાંકણે દેશાવરો ખાતેના ગરીબ જરથોસતીઓને વેંહચી આપવા સારૂં.............................. | ૧,૨૦૦ |
| કુલે જરથોસતી રવાંણોને અવલમનજલ પોંહચાડવા માટે .... | ૧,૦૦૦ |
| શેહનશાહી ગાહંભારની થાપણમાં આપેલા.................. | ૮૦૦ |

આ બાઈથી થએલી સખાવતની ઉપલી સંખીઆમા .... રૂ ૧૦,૦૦૦ જે ઉમેરાયા તે મલી કુળ રૂ ૩,૯૮,૫૦૦ જાણવામા આવેઆછે.

જરથોસતી કોમમાં પેહલા દરજાનુ નાંમ રાખનારી આ માનવંતી માવતર આવાંબાઈનાં દુખદાએક મરણથી તેમના ખાનદાર કુટુંબ ઉપરાંત જરથોસતીની આખી કોમે સખાવતી ખાંણને જે ખોહી દીધીચ, તે તેમને હાથ પાછી આવતાં કોઈ જુગ વહી જયો જોઇએ. પણ એક ઉમેદ તેમની બરખુરદાર બેટી પીરોજબાઈના થોડાક સદગુણ જે હવડાં વખાનાએલા જણાએછે; તે ઉપરથી આસા રેહચ કે, જો કદાપી તે બાઇની હઈઆતી ખોદાતાલા બરકરાર રાખે, અને રેહમનો અંશ તેણીનાં પવીતર જીગરમાં પેવસ થયા કરે તો આગલ ચાલતાં પોતાના નામવર માતાજી સાહેબે હાંશેલ કીધેલી કીરતીનો વારશો બેહજમાં તેવણ ઉપાડી સખશે.

# શેઠ ખરશેદજી જમશેદજી

## અને તેપછે

## ધી હાંનરેબલ સર જમશેદજી જીજીભાઈ (બીજા) બારોનેટ, સી. એસ. આઈ.

રાકલ ગુણી બાપના આ રાકરમી બેટાનો જનમ રોજ ૩ જો માહ ૧ લે શેહનરાહી શાને ૧૧૮૧ય૦ એ મુંબઈમા મુબાર્ક થએલો મુકરર રેહવાએછે. આ પણોતા પુતની પીછાનુત વીશે કેટલાક અનુભવી સાહેબો હેવું કેહતા આવેઆય કે, એવણ જનમ પામવાની તઈઆરીમા હતા તારથીજ મરહુમ બારોનેટ સાહેબની દરાબી દનપરદન ચહડતી કલાએ પોહચવા માંડી હતી. આ સાહેબની કારકીરદીમા તેવણથી બનેલા કામોની કેફીએત જાહેર કીધા આગમજ આટલું તો કબુલ રાખવુ જોઈએચ કે જે ધરમ ખાતાઓ તેમના મરહુમ પીતાની સખાવતથી પરકાસતા રહેઆચ તેના સબાલ ઉપર ઘણીજ દીનસોજીથી કોશેસ લેતા માલુમ પડેછે; એટલુજ નહીં પણ તે સાથે ઈનસાનપણાની બરી લાએકાતને આધીન રહી રાઘલી વરણની મડળીઓમા, તથા સરકાર દરબારમા જે અતીઅંત ગાન મેલપેચ તે વાતની આનગમા આસાકાર થઈ રેહેલીજછે.

એવણના પીતા બેહસતનસીન થયા પછેથી તે મરહુમનો નામીચો (બારોનેટનો) એતાબ સવાધીનમા લીધો, તેનુ માન બખસનારી આપણી નામવર મલકાનેમલીકા નામદાર માહરાણીનો ઉપકાર માનવા માટે આ સાહેબે પોતાના જનમારામા પેહલવેહલીજ સફર ઈંગલાંડ દેસની કીધી હતી; અને ફકત તેટલાજ કારણસર રોજ ૬ ઠો માહ ૮ મો શેહનશાહી શાલે ૧૨૨૯ ય૦ એ ઉપડેલી મેલબોટમા સવાર થઈને થલ મારગ ઓલાગતા ઠેઠ પાએતખતના શેહર લંડન ખાતે સીધારેઆ હતા; જાહા શાહી વ સલામત પોહચેઆ પછે, ઈંડીઆ ખાતાના "સ્ટેટ સેક્રેટેરી" સર ચારલસ ઉડ (હવડા બારડ હાલીફાકસને નામે બોલાવાએછે) ની મારફતે રોજ ૨૯ મો માહ ૯ મો શેહનશાહીએ નેક નામદાર માહરાણી વીકટોરીઆના દરસણ લીધા; અને તેહવીજ બેટ તારબાદ સ્કાટલાંડના પાએતખત શેહર એડીનબરો ખાતે મોટા આદરમાનથી એ નામવરે બીજી વાર લીધી હતી; પણ તે માનમા એક અચરતી ભરેઓ ઉમેરો અનચીતેઓ હેવો થયો કે, તાહાની ૭૮ મી હાઈલાન્ડર (ચાઘરાવાલી) રેજમીટના સઘલા અમલદારો તથા સોલજરો, આ હાદી ઉમરાવની મુલાકાતે તેમના મકાનપર ગયા હતા. એ ઉપરાત તાહાના કેટલાક ઉમરાઓ, તથા નામાકીત ગરહસથોની મુલાકાતથી આ મુસાફર સાહેબને અછી રાહેત હાસેલ થાતી હતી. તે તરફની જાહેર સભાઓ તથા અચરતી પામવા જોગ મકાણો વગેરેની મેટથીણી આ સાહેબે દરએક ઠેકાણે મોટુ માન મેલવેલ હતુ, એટલુજ નહી પણ ૭ મહીનાની ટુક મેહમાનદારી અનરીત હોરમત સાથે પસાર કરીને તાહાથી રવાણે થાએલા ૧૨૩૦ ના શેહનશાહી ૮ મા મહીનાને ૮ મે રોજે પોતાના પેઆરા પરીવારમા ખુશી ખેરેઆ પાછા આવી મલેઆ હતા.

બીજી મુસાફરી કલકતા ખાતે જઈ આપણી માનવંતી માહરાંણીના બીજા પુતર નેક નાંમદાર શાહજાદો આલફરેડ હીંદની પેહલપેહલી ભેટ માટે આવીઆ તારે તેના દીદાર જોવા તથા તેને મુંબઈ પધારવા માટે પરજા તરફનુ નોતરૂં દેવાના હેતુથી પોતાના બે દીકરાઓ શેઠ માંણેકજી તથા કાવસજીને સાથે લઇ રોજ ૧૬ મો માહ ૩ જો શેહનશાહી શાલે ૧૨૩૯ ય૦ એ આગ ગાડીની માર્ફતે શીધારેઆ હતા; જાંહાં સઘલે ઠેકાંણે પોતાના દરજ્જા પરમાંણેનુ મોટું માન મેલવીને તાંહાંથી હીંદુસ્થાંન માહેલાં નાંમીચાં શેહરોની શેલગાહ માટે તે તરફ નીકલી ચાલેઆ હતા; પણ મારગમા કોઇક ઠેકાંણે તેવણના મેહરબાંન માતાજી સાહેબ (ડાવેજર લેડી આવાંબાઇ) ની બીમારી એકાએક ઘણી.વધી ગયાની દલગીરી ભરેલી ખબર તેવણને જેહવી મલી, તેહવાજ બધી મોજ મજાહ પડતી નાખીને પરભારા મુંબઇ ખાતે રોજ ૩૦ મો માહ ૪ થે પાછા ફરી આવેઆ પછે, તરીજીવારની લાંમબી મુસાફરી કરવાનો સબબ હેવો થયો કે, નામદાર.ગવરનર જનરલ બારણ નારથબરૂકે આગરા ખાતે રાજવણશી-ઓની મોલાકાત લેવા માટે જે દબદબા ભરેલી દરબાર ભરી હતી, તેની રચ-નામા સાંમેલ રેહવા સંબંધી તે નામદારે કીધેલાં નોતરાંને સવીકારી પોતાના તરણ દીકરાઓ ઉપરાંત પીછાંણવાલા પુરૂશોના રીસાલા સહીત ય૦ ૧૨૪૩ ના શેહનશાહી બીજા મહીનાને ૨૧ મે રોજે, આગ ગાડીમા સવાર થઇ શીધારેઆ હતા; જાંહાં આપણા લાએકીવાલા સરમુખાએ, તથા અનેક કીસમના અમલ-દારોએ, અને કેટલેક ઠેકાંણેના રાજીઅ કરતાઓએ• આ ઉમરાવની માનપુરવક મુદારા કીધેલી કેહવાઇછે. એ ટાંકણે સારો અવકારા મલેઆથી આ સાહેબ હીંદુસતાનના ઘણાક જાણીતાં દેશો તરફ ફરી વલીને દોહડેક મહીના સુધી તાંહાંની આબાદીથી ખુશી હાંસલ કરી લીધા પછે પોતાના પરીવારોમા હસતે મુખડે આવી મેટેઆ.

માન ભરેઆ એતાબના દરજ્જાની જાલવણી માટે આગમજથી નોખા કાહડેલા ઉપરાંત બાપીકા વારસામા આવેલી સાથે .પોતાની પાશેનો ખાંનગી દઊલત જે હોએ તે સુધાં આપણા આ બીજા બારોનેટ સાહેબ લગભગ અધ કરોડની નાંમોચી પુંજીનાં ખરા માલેક થયા હતા; અને તે પુંજી વલી દર વરશે મુબલક ઉપજ ઘેરમાં ચાલી આવે તેહવી કીસમની કુહજતી ગાએ જેવી હતી; જે સઘલી સચવાઇને વધેઆ કીધી હોતતો, તેમાંથી મોકલે હાથે ફરાગતી સાથે સારાં કાંમોમા ખરચતાંબી આજ દનસુધી તે દરવીયનો દરંગ કરોડની ઉપરનુ કઉઆત પકડતે; પણ આ લખનારને જેમ અતીઅંત દલગીરી ઉપજેસ, તેમાં સાચાંનાં સરીગતોબી સાંમેલ થયાવના નહીંજ રેહતા હશે કે, પેલા નાસકારક અને એબલગાંમના સટ્ટાના પરપોટાઓ હુભા કરનારા કેટલાક ગારોરીની નજર બંદીમાં પોતાની જાતી ચંચલાઈ સાથે ઘણા વરસો તુલીક જોએલા કચકાંઈ કાવાદાવાનો અનુભવ તેમના ભાએગે ભુલાવેઆથી એકેદંમ ફસી પડેઆને લીધે જે શુલતું હતું, તેનુ ઉલતું હેવું બનેલ કે શેહજવારમા દોલતનો મોટો ભાગ ઘસડાઈ ગયાથી પોતીકા મરહુમ પીતાના પગલાંપર ચાલીને કેટલાંક નેકનાંમીના

રૂડાં કાંમો કરવા ધારેલી સઘલી ઉમેદ તેમનાં દીલની અંદરજ રહી ગઈ. હાવાં ફ્રુસાંનમાથી નીકલવા બાબેનો પતાવસ કરતાં આ અશીલ તોખમનાં ગંભીર ઊમરાવને અતીઅંત મેહનતમાં થોડુંક સુધી જે વીટલાવવું પડુંઉ, તેમા ઓઘતાલાની બખસેસ તથા મરહુમ બારોનેટ સાહેબના માહપરતાપી પુણની ઇચ્છાગીથી બની તેટલી જાતી કોશેસ વગે લગાડીને પોતાને માંથે ભમેલું તોફાંની વાદલ વીખરી નાંખેઉ, માટે સત રેહમતછે તેમની હીંમતને કે ગઈ ગુજરે-લીનો કશોબી ગંમ યાદમાં નહીં લેતાં પોતાના એતાબને જેબ આપનારી થાપણ જે કાએદા મુજબ સચવાઈ રહેલીછે, તે ઉપરજ કનાહેત પાંમીને મોટી જાહો-જલાલી ભરેલી હોરમત સાથે સંસાર ચલાવતાં પોતાની તથા પરાઇ કોમને સઘ રાહેત આપેછે.

શેહર સુધરાઈ ખાતાંની સંફ્રમા આ સાહેબ જેકે ઘણી મુદતથી સુલેહના અમલદાર તરીકે સમાઈ રહેલાજછે, પણ તે ઉપરાંત મુંબઇની પરજા માંહેલો મોટો ભાગ એવી ખાએસ દેખાડવા લાગો કે, આપણા આ હીંદી બારોનેટ સાહેબ કોઈબી રાજદ્દુઆરી ખાતાંમા અતલગનો સંબંધ રાખે તો તેથી જરથો-સતી ટોલાને આ નાંમવરના માંહધરમી પીતાની બેહદ ખુબ્બાથી જે માંનછે, તેમાં બેવડો હુંમેશ થાએ; અને બીજું એકે સઘલી પરજાનાં હકબી સચવાએ. મુરાદ મુજબ તેહવો હીંગામ જારે આવી પોંહતો તારે રોજ ૨૪ મો માંહ ૧૧ મો શેહનશાહી સાલે ૧૨૩૯ ને દીનેથી આપણાં માનવંતા ગવરનર નેક નાંમ-દાર સર શીમોર ફીટઝરલડનાં દાહાપણ ભરેઆ ઊંમદા ચેઆવથી આ ઊમરાવને મુંબઇની "લજીસલેટીવ કાંઉનશીલ" ઇઆને દેશનાં બંદાબસત સારૂં સરકારી ધારા બાંધનારી પવીતર સભા અંદર મોટી ખુશી સાથે દાખલ કીધા; અને તાંહાંની બેઠક મલેઆથી તેવણનાં ખેતાબમાં "ધી હાંનરેબલ" નો એક માંન ભરેલો બીજો વધારો થયો; અને તે વીશેની ખુશખબરી આલમે જારે જાંણી તારે આ ગંભીર સવભાવના માનવંતા અક્કાબર સાહેબને તે વીશેની ખરાં દી-લથી મુબારકબાદી આપવામાં આવી; એટલુંજ નહીં પણ સરવે કોઈ એકી આવાજે કેહવા લાગા કે, બીજા શેઠીઆઓ સાથે સરખાવતાં કાંઉનશીલના ઓહદો ઉપર બીરાજવાનો સઉથી પેહલો હક સર જમશેદજીનોછે; અને તેહવો હક વાજેબીની રાહે તેવણને મલેઆથી જોવાનુ માતરે એટલુંજ બાકી હતું કે, આ સાહેબ કાંઉનશીલર તરીકે હવે કેહવો આકાર પકડશે; અને તે માટે હેવીબી આસા રખાઈ હતી કે, હાવા મોટા ઓહધાની રૂહે શેહરી ભાઇઓના હક સં-ભાલી તેઓની જોઇતી હાજતો બાબે રાજકરતાઓને વાકેફ કરવામાં પણ સવ-તંતરપણાથી પુરતી ચાલાકી બતલાવતા રહી ગરીબ આલમ ઉપર જેહવી મીઠાસ ભરેલી રેહમ નેજર આપણા મરહુમ બારોનેટ સાહેબ કરી ગયાચ, તેહવીજ નેક નજરથી તેમના આ રાપુત અને રાકરમી સાહેબજાદા સરવેની દાદને પોંહચશે. પણ આ સાહેબની પેહલી નેમણુકની મુદત પુરી થઈ તાંહાંનુલીકની કારકીરદીમાં ગરીબોના રક્ષણ માટે રખાએલી આસા જાહેરમા આવેલી હકીક-તેથી જે નીસફ્લ ગઇછે, તેમાં એકતો શેહર શુધરાઈ ખાતાંના માજી કમી-

સનર મી○ કરાફરડ કરી મેલેલા કેટલાક ધુંટાલાની વીરધ સુલેહના અમલદારોની સભા અંદર જોસા જોશીપર ચાલતી બાંજગડવેલા પરજા-મત હેવું બોલાયું હતું કે, બનેણ તાંહાંસુધી આ સાહેબે તેનીજ પક્ષ ખેંચેઆથી આલમના લાભની કાંઇજ દરકાર કીધી નહી; અને બીજું એકે ધારા બાંધનારી સભામાં બે વરસની મુદતસુધી બેશુમાર કાએદાઓ પસાર કરવા સંબંધી થએલી તકરારો વચે આ સાહેબે પરજાની તરફમા પોતાનો મેહરબાંણી ભરેઓ આવાજ બીલકુલ કાહડેલો કદી સંભલાયોજ નોહતો. એ બાબદસર હમારી તરફથી કાંઈબી કહીએ, તે કરતાં આપણી ટાપુ ખાતે સરવેથી પુરાંના અને પેહલવેહલાં પરશીધ થએલાં "મુંબઈ સમાચાર" નામના ગુજરાતી પતર મધે તા○ ૧૭ મી જુલાઇ ૧૮૭૨ નાં આંકમાં તેના ચાલાક અધીપતીએ "મુંબઇ ઇલાકાની ધારા સભા, અને દેશી સભાસદો" નાં સંબંધમાં સમાવેલી બીના માહેલાજ ફકરાને આ નોંધમાં દાખલ કરવાનુ દુરસત વીચારીએછે. એ ફકરાની સરૂઆતમાં ધી હાંનરેબલ સર અબદલા દાઉદસાસુન શી. એસ. આઈ. ની કારકીરદીનુ થોડુંક વરણન કરી રહેઆ પછે, તેમની પાછે આપણા આ સરીમંત સાહેબને લેતાં હેવું જણાવેલછે કે "તેમને જાતે ઓલખનારા સાહેબો જેવા કે "મી○ જમશે-"દજી પાલનજી કાપડીઆ તેમની કાબેલીએત માટે ગમે તેહવી અજમાએશ "ધરાવતા હોએ તોપણ તેઓને જેટલા ગવરનર સાહેબને રાજી કરવાને ખંતી "આપરે જોયાછે, તેટલા પરજાના લાભ ખાતર ખંતી જોયા નથી. આ લા-"એકીવાલા પારશી બારોનેટને મંડલીના શીનગાર તરીકે કબુલ રાખીને, તથા "તેમની તરફનુ પુરતું માન ધરાવીને હમો જણાવીએછે કે, તેમને માટે પરજાનુ "ખરૂં, અને અંદરખાનેનુ મત જોતાં પરજાના લાભ સંબંધમાં સરકારના મતની "વધારે દરકાર કરતાં તેવણ વારંમવાર જોવામાં આવેછે; અને ધારા સભામા "તેનાએ (પેહલી નેમણુકની) બેઠક લીધા પછે તે (પોતાના આગલાં) મતને "ફેરવવાનો સબબ આપેઓ નથી."

આ બાબદમાં ઉપલાં મતને મલતો પરજા તરફનો આવાજ જે ચોમેર ફેલાઈ ચુકેલોછે, તે પરમાંણે તેવણનનાજ વીચારથી દેશીઓના વાજબી હકને જો હરકત પોંહચી હોએ તો, તેનો ખંગ વાલી આપવા થકી એક બીજી તક તે નાંમદારને તારબાદ જે પાછી હાથમાં આવી, તેનું થોડુંક પરીણામ રૂડીપેરે પાર ઉતરેલું આપણ જોઇબા રાકેઆમ કે, સભાસદોની મુદત પુરી થયા પછે બીજા અધીકારીઓની નવી નેમણુક કરતાં નામદાર સર ફીલીપ ઓડહાઉસની ડાહપણવાલી સરકારે એજ સાહેબને પાછા પસંદ કરી ધારા બાંધનારી સભા અંદર રોજ ૨૩ મો માહ ૧૧ મો શેહનશાહી શાલે ૧૨૪૧ થી બીજીવારની બેઠક આપેઆ પછે, શેહર સુધરાઈ સંબંધી ઇ○ સને ૧૮૬૫ માં બંધાએલો બીજો ધારો પાછલથી ખામી ભરેલો જણાયાને લીધે ૧૮૭૩ નો તરીજો ધારો જારે નવેસરથી બાંધવામાં આવેઓ, તારે તેની તપાસ માટે બીજા સભાસદોની મુઆફેક આગલી બેઠકોમાં આ માનવંતા સાહેબ પોતાની ઉપર કુટંબ સંબંધી અકસામાત આવી પરેલાં દુખને લીધે હાજર થઈ રાખેઆ નોહતા; તોપણ

સાંભલેઆ પરમાંહે તે અંનગમતા નવા ધારાની સઘલી કલમો બેવાર વંચાયા ઉપર પરજા તરફથી ધી હાંનરેબલો મી૦ ફારબસ, બાઇઠલ, મંગલદાસ નથુબાઈ અને નારાએણ વાશુદેવજીએ ડાહપણ ભરેલા દાખલા દલીલોથી જે ઘટતી રીતે બાથ લીધી હતી, તે મતને આ સાહેબે સઘલી પાંતીએ સવીકારેલાં હતાં; તો જોકે તેહવું છતાંની સભાસદોનાં વધુ મતથી તેઓની ઘણી ખરી તકરારો પસાર થઈ નોહતી. એજ પ્રકારે પડેલું બીલ ફરીથી તરીજીવાર તા૦ ૧૭મી અકટોબર ૧૮૭૨ ને રોજે જારે વંચાયું, તારે તે વખતે ઉપર જણાવેલાઓ માહેલા બે હીંદુ ગરહસથો બીમારીને લીધે ગેરહાજર હતા; પણ આ નામવર નરે બીરાજીને જે કારણસર આગલી બેઠકમાં નહીં અવાયાની ખોલાસા સહીત દલગીરી દેખાડેલા પછે, પોતાના સવતંતર વીચારો કહી સંભલાવેલા કે "આ "બીલની તરફેન મત તેનાઓ આપી સખતા નથી; અને લોકોની મરજી વી- "રૂધનો-હાવો ધારો પસાર કરવાની જરૂરબી નથી." એટલું છતાં પણ જો કે ઉપર જણાવેલા પરજાને અનગમતો ધારો તરીજીવાર વંચાઈને વધુ મતથી પસાર થયો; તોપણ તે માહેલી કેટલીક બાબદોમાં પાછલથી જે ફેરફાર કીધેલા કેહવાએચ, તેના રૂડાં વાનાનો પરતાપ કંઈક દરજે આ રાકરમી સાહેબની કોશે- સથી સહમજીને સઉએ સંતોસ પકડવો જોઇએ. તાર બાદ ધારા બાંધનારી સભામાં, મરણ પામેલાંઓની લાસને ઠેકાણે પાડવાની જગાઓ નકી કરવાને લગતું એક બીલ રજુ થએું હતું તારે તે બીલની ખામીઓ ઉપર સખત ટીકા કરતી વેલા કેહચ કે આ બાહાદુર બારોનેટ સાહેબે પોતાનાં બોલવા તથા ટીકાને મજબુત કરવા માટે પારસીઓનાં દોખમાં બાબે ઇ૦ સને ૧૮૫૫. માં નીકલેલું એક હોકમનામું પણ સભાની હજુરમાં વાંચી સંભલાવી તે બીલની સાંમે જબરી બાથ ભીડી હતી.

પેહલીવારની બેઠકના બે વરસ સર જમશેદજીએ મુગે મોહડે જેમ પસાર કીધેલાં કેહવાયાંચ, તેમ બીજીવારની નેમણુક તેહવીજ રીતે અકારત નહીં ગયા વીશેના દાખલામાં તેણાનો ઉપર જણાવેલો આવાજ પરજાની તરફેન જે પેહલવેહલો ઉતરેઓછે, તેજ સાખથી તેમની કીરતી ગજાવવાને કાંઇ કમતી નથી.

ઉપર જણાવેઆ મુજબ કાંઉનશીલરની પેહલી નેમણુક બરકરાર થઈ, તેની વલતે સાલ ૧૨૪૦ ય૦ ની અધવચમાં આપણી નેક નામદાર માહરાંણી તરફથી આ ઉમરાવના માંનને છાજતો "કંમપેનીઅન આરડર આવ ધી સતાર આવ ઇનડીઆ"નો નામીચો, અને જેબદાર બેતાબ જે એનાએત થયો તેથી તેમનાં અગણીત દરજાામા આટલો વધારો વીશેશ હુંબેરાએઓ; અને તે દાહાડા પછેથી આ સાહેબ "ધી હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારો- નેટ, શી. એશ. આઇ. ના એલકાબથી સરૂસવતીની પીછાણમાં જેમ આવી ચુકા, તેમ તેટલા એલકાબો ઘણી લાંમબી જીંદગી સુધી સુખચેનથી જીવીને રાદ ભોગવતા રેહ. એ છેલો બેતાબ સપુરદ કરવાની કીરીઆ રોજ ૧૩ મો માહ ૮ મો શેહણશાહી શાલે ૧૨૪૧ ય૦ એ પરેલખાતેના સરકારી મેહ- લમાં એક દબદબા ભરેલી દરબારની હજુર તે વખતપર ઓહદો છોડી જનારા આપણા માનવંતા ગવરનર ધી રાઈટ હાનરેબલ સર સીમોર ફીટજીર-

લઇ નવા આવેલા (હવડનાં) ગવરનર સર ફીલપ ઓડાહુરાને પોતાની પાશે રાખી ફીધી હતી; જેની માન ભરેલી નીરાશાીને આણ પેહેરાવતી વેલા આ નામવરના કુટંબની બાબેકી ભરેલી સ્તુતી કહી સંભલાવતાં એ એતાબને લાંબખી ઉમર સુધી જીવીને ખુશી સાથે વાપરવાની નેક દુવા ચાહી હતી; અને તેનાં બદલામાં આ સાહેબે સુબાખીત બારાણુથી મેહરબાણ માહરાણીનો બેહદ ઉપકાર માણ્યો હતો.

સખાવતનાં બાબમાં જો કે આ સરીમંત સાહેબ પરજાના વીચારેઆ પરમાણે જાહેરમા જાહાન્ન દેખાવા નથી; તોપણ જેટલી ખબર હમારી જાંણમાં આવેલી છે, તે ઉપર સંતારા પામીને કેટલીક બાબદસર જે કાંઈ રકમો સખીપણાના ઉપીયોગ સારૂં તેનાએ વાપડી છે, તેની હાથ આવેલી એક ટીપ વાંચનારી આલમની વાકેફકારી માટે નીચે નોંધી લઇએછે.

૧૨૨૪ મા, લંડનખાતે પેટરીઆટીક ફંડની મદદમાં પોતાના મરહુમ પીતાની હઈઆતી છતાં આપેલા.............. ૨,૫૦૦

૧૨૨૯ મા, લંડનખાતે "રામ્બેલ નારાનલ લાઇફબોટ ઇનસ્ટીટીઉશન"ની મદદ સારૂં મોકલાવેઆ હતા, પણ તેની સંખીઆ સાંભલવામા આવી નથી.... ....................

૧૨૩૦ મા, વાડીઆજી શેઠ નવરોજજી જમશેદજી મરણ પામેઆ તારે તેવનનાં પુન માટે ગોદીખાતેનાં ગરીબ સુથારોને વખતસર બેઠો મુસારો મલવા માટે ઉભી કીધેલી થાપણુની મદદમા આપેઆ........................... ૧,૧૦૦

૧૨૩૦ મા, મરહુમ સર જમશેદજીને લંડન શેહરના શીટીજનનો માન ભરેઓ આજાદગીનો એતાબ મલેઓ હતો, તેની ઇઆદગારી માટે આ સાહેબ જારે લંડનખાતે હતા તારે ત્યાંહાંના લારડ મેમ્બર ઉપર જુદાં જુદાં ધરમખાતાંઓમા વેહેંચી આપવાસારૂં મોકલી આપેલા પાંઉડ ૨૦૦ તેના.... ૨,૦૦૦

૧૨૩૩ મા, પોતાના પરમારથી પીતાની સખાવતથી દેસાવરો ખાતે ચાલુ કીધેલી સાખા સ્કુલોમાથી લાએક વીદેઆરથીઓ જે મુંબઇની મુખીઅ સ્કુલમા અભીઆસ કરવા આવે, તેઓને માટે ચાર સકાલરસીપની સ્થાપણાસારૂં સખીદીલથી આપેલા. ૧૦,૦૦૦

૧૨૩૪ મા, કલકતાખાતે થાએલા ગજબનાક તોફાનમાં ત્યાંહાંના લોકો જે બીરગસત હાલતે પોહતા, તેઓને આસરો આપવાનાં હેતુથી ટાઉનહાલમા ભરાએલી એક દબદબા ભરેલી સભાનાં સરનશીનની ખુરશી સઘલા સભાસદોનાં એકમતથી આ સરીમંત સાહેબને આપવામાં આવી હતી; જે વીશે રેવરેંદ મી૦ ફલેચરે હેવી ઉલટથી કહી સંભલાવેજ હતું કે "હાવી મોટી સભામાં જાંહાં મોટા દરજ્જાના યુરોપીઅનો, "તથા દેશી શેઠીઆઓનો બેસુમાર જમાવડો થયોચ, "તેમાંથી હાવો એક નામીચો નર પરમુખની ખુરશીએ બી-

"રાજેઓ તેનો આ પેહલવેહલો* દાખલો બનેઓછે; એટ-
"લુંજ નહી પણ તેથી ગોયા એક નવો સને ચાલુ થયોછે."
એ સભાનુ કામ આ ઉમરાવે ઘણીજ ચંનચલાઈ સાથે
ચલાવેઆ પછે થએલાં ઉઘરાણીની ટીપમાં પોતાની તરફથી
જે રકમ તેનાએ ભરી હોએ, તેપણ માલુમ પડી નથી ..........

૧૨૩૬ મા, ખરીસતી લોકોનાં નાતાલના તેહવાર ઉપર બાંએખ-
હાની સ્કુલમા શીખનારા ખરીસતીઓના છોકરાઓને ખંડા-
લાની શેહલધાએ ગંમત માટે મોકલાવેઆ તેના ખરચ સારૂં
સખીપનાથી આપેલા .............................. ૫૦૦

૧૨૩૭ માં, પુણા મધે દખણ કાલેજની એમારત બંધાઇને તા૦
૧ લી જાણીવારી ૧૮૬૮ થી વીદઆરથીઓના ઉપીયોગ માટે
ખોલ્લી મેલવામાં આવી, જે આ સાહેબની એક ઉતમ
યઆદગારીને જેબ આપતી જણાએ છે તે ઉપર ખરચાએલા. ૧,૨૫,૦૦૦

૧૨૪૧ માં, સર કાવસજી જાંગીર નાઈટ; શી. એસ. આઈ. નુ
બાહવલું બનાવી મંગાવાસારૂં થએલાં જાહેર ઉઘરાણાની
ટીપમાં ભરેલા .............................. ૫૦૦

કેટલાંક પરચુટણ ખાતાંઓને નાહાની રકમો બખશેશ તરીકે આપેલી
જણાઇચ તેની એકંદર સંખીયા.................. ૮૫૦

જેટલી રકમો જાહેરમા અપાએલી જણાઇચ તેનો સરવાળો રૂ ૧,૪૨,૪૫૦ નો માલુમ પડેઓછે; અને તે ઉપરાંત જે સખાવત વધુ થઈ હોએતો તે બ-ચીત કરી જુદીજ કેહવાવી જોઇએ.

આ ઉમરાવના માનમાં જેમ જેમ વધારો થતો દેખાએચ, તેમ પરજાને સારી રાહેતખી ઉપજતી જણાવવી જોઇએ કે હાલનો આપણો નવો સરસુબો બારણ નારથબરૂક પોતાની હકુમતપર બીરાજવા માટે કલકતે જવા સારૂં શાલે ૧૨૪૧ ય૦ મા પેહલપેહલો અતરે પધારેઓ હતો, તે વખતે શેઠ રૂસતમજીના મરણનો અતીશીઅ સોગ હોવાને લીધે દબદબા ભરેલી રીતે જા-હેરના મેલાવડામા આ સાહેબ મલી શખેઆ નોહતા; પણ તે નામદારની રવાં-ણગી ટાંકને સાંભલેઆ પરમાંણે સરકારની ખાએશ ઉપરથી પોતીકા બે બેટાઓને સાથે લઇ પરેલના સરકારી મેહલમાં ખાંનગી રીતે મુલાકાતે ગયા હતા; જાંહાં એકાદ કલાક સુધી બેહુ નામદારોએ એખલાસથી વાતચીત કરતાં, તેમનાં પેઆરા ભાઈના મરણ વીશે લારડ સાહેબે પોતાની ઘણી દલગીરી જણાવેઆ પછે તે બેહુ સાહેબો એક બીજાથી છુટા પડેઆ હતા; અને જેવું માંન આ-પણા આ હીદી બારોનેટને મેહલમાં દાખલ થતાં આપેલ, તેહવીજ હોરમત સહીત તાંહાંથી તેમને રૂખસદ કીધા હતા.

---

* જાહેરની મોટી સભા અંદર સરનશીનપણાનુ પેહલવેહલું માન આ સરીમંત સાહેબને ઇ૦ સને ૧૮૬૪ ના મારચની ૮ મી તારીખે મલેલ હતું. જોવો આ પુસ-તકને પાંને ૯૨ નો બીજો ફકરો.
નો૦ લે.

પારશીઓનાં ધરમ ખાતાંની પુંજી જાલવનારા અકાબર સાહેબો મધે મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈનુ પેહલું નાંગ હતું, તે તેવણના ગુજરી ગયાથી ખાલી પડેલી જગેઆ પુરવા સારૂં બાકી હઈઆત રહેલા તરસદી સાહેબોએ તે મરહુમ શેઠના આ માનવંતાં વડા ભાઈ સાહેબને એકમતથી ચુંટી કાહડેઆ; અને તે સંબંધી તેવણ ઉપર એક લાએકી ભરેઆ પતર લખીને હેવી સોચના ગુજારી હતી કે "તમો નાંમવર સાહેબના નેકબખત "કુટંબો તરફથી ધરમ ખાતાંની પુંજીને મોટો આસારો મલતો આવેલોછે, તેની "યાદગારીમાં હાલનો વહીવટ ચલાવવા માટે તેઓની સાથે સાંમેલ રેહવાનુ "કબુલ રાખવું." એના જવાબમાં આ ખુબીવંતા બારોનેટે એક ઘટતો કાગલ લખી ઉપલો અધીકાર, ઉપકાર સાથે બાહાલ રાખતાં હેવો બોલાશો કીધો હતો કે "પંચાએતના ફંડના તરસદી તરીકે સાંમેલ રેહવામાં તેવણની પોતીકી ફરજ "છે, અને જરથોસતી અનજુમનની ખીદમત બજાવવામા તેવણ મોટું માન "સહમજેછે." આ લાએકીવાલા ઊંમરાવનો હાવો વીચાર તે વખતે ઘણોજ તારીફ લાએક થઈઆ હતો, તે એટલા ઉપરથી કે તેમનુ પંકાએલું ખાનદાન અસલથીજ જરથોસતી ટોલાને માથે એક સરદાર તરીકે જે વખણાતું આવેંચ તેમા આ સરીમંત સાહેબની સાંમેલગીરીથી તો હમદીનોને સારી સોભા સદા મલતીજ રેહશે; અને તેમ થતુંબી દેખાએછે, પણ વચમા નડેલી એક દુખ ભરેલી વાંતથી તે ફીરકાને હીનપસતી પોંહતેલી જાહેરમા જે જણાઈ આવીચ, અને તે બાબેનો દોસ આ શેઆનપતના શાહને સર ચોંટાડવાનુ જેઓ ચુકેઆ ન હોએ, તેઓને વાસતે દરએકના વીચારને વસવસામા નાખવાની કશીબી મતલબ ધરાવેઆ વીના, અને આ ખીલંદ શીતારેના બારોનેટ સાહેબ તરફ પુરતું માન રાખી સહમજ સકતી મુજબનો ખોલાશો કરવા ચાહીએચ, અને ખુધીવંતા બાહોસ સજનોએ તેને સવીકારવુંબી જોઈએ કે, જરથોસતીઓના રવાંણોને શેવટની મનજલે પુગાડવાના સરવેથી પવીતર મકાંણો જે દોખમાઓને નામે પરખેઆતછે, તેના ચોકમા ફકત એજ મજહબવાલાઓ શીવાએ કોઈબી કોમના સખસથી તે મકાણના મુતવલીઓની પરવાંનગી મેલવેઆવના દાખલ થઈ સકવાનો કાએદા મુજબ કશો હક અથવા અખતેઆર હોએજ નહીં; તાંહાં આપણી પંકાએલી પોલીસના સુપરીનટેનડેંટ મી૦ શુટર જેવો શેઆંનો સરદાર, જે જગા ઉપર ખોટી ખતપટ ઉઠાવનારાઓની વાત સારી પઠે જાંણેઆ છતાં, દીન દુસમેન દાવાદારોની ઉસકેરની* ઉપરથી પોતાની ફોજ લઈને બેધડક ધુશી ગયો, અને નામદાર માંહરાંણી તરફ સાદ વફાદારી દેખાડનારી અશીલ કોમના કેટલાક જરથોસતીઓ જે બંદગી કરવા માટે તાંહાં ભેગા થયા હતા, તેઓને બલવાખોર તરીકે પકડી બેઆબરૂગતી સાથે કેદ લઈ ગયો હતો. આ બાબદનો ફેસલો તો જોકે ફોજદારી મોટી અદાલતમા બધા બંધવાઓની તરફ થયાથી તેઓની શોભા સારી પેઠે સચવા-

---

* એ બાબેની વીગતવાર બીના આ મુંબઈના બાહરનાં બીજાં પુસતકમાં તેની ઘટતી જગોએ વીસતારી દાખલ કીધામા આવશે. નો૦ લે૦

મુછે, પણ જે લોકોએ ધરમના ઉપલાં મકાંનમા જઈને આ સાહેબના બાબા ફીરકાને હીનપરતી ભરેલી આપમાન આપઈ, તે બાબે નામદાર સરકારની શેવામા ફરીઆદ ગુજારવાની અરજ પાંચ હજાર પારશીઓએ તેઓની અનજુમનનાં માનવંતા પાંચ અકાબરો (જેઓમા આ શરીમંત સાહેબ પરમુખછે) ને જે શીધી હતી, તેનો તેઓ તરફથી ફરી વલેલો જવાબ અરજદારોને જેમ બીલ-કુલ નાપસંદ પડીઓ, તેમ તેઓની ઇચ્છા મુજબ અકાબર સાહેબો નહીં ચાલીઆ તેમાબી એક સાચો સબબ સમાએલો એવો સહમજાએચ કે, નામ-દાર સરકારે પોતીકા શેવકના હએવાલો આગમજથી સાંભલીને તેઓની બાહા-દુરીના ફુકાએલાં બાંકાં સંબંધી જે સાબાશીઓ આપેલી હતી, તેહવા તાતા હીંગાંમપર આ સાહેબે કદાપી કાંઈબી ઉપાએ લીધો હોતતો તે કોઇબી રીતની રૂડી અસર કરી સકતેજ નહીં. આટલુંતો ખરૂંછે કે તેઓના હસતકમા આવેલાં ધરમના મકાણો માહેલા જે બાગને જબરીથી કબજ લેણારા દાવા-દારો તરફથી રમખાન ઉભું થવાની તઇઆરી જારે માલુમ પડી, તારે લોકોના વીચારવા મુજબ તેજ તકે આ માનવંતા સાહેબે નામદાર ગવરનરના કાનપર વાત લઈ જાઇને પોલીસ ખાતાંને તે તંટામા લાભ લેતી અટકાવાની તાકીદ કીધી હોતતો તેનાની રૂડી કોશેસથી જરથોસતીઓની જાહો જલાલીને કશી જાંહાંબ પોંહચતેજ નહીં. વધાણુમા પડેલી જગેઆ બાબેનો દેવાંની દાવો જે સાહમના સબબો ઉપર ચાલેછે, તે મુકદમા સંબંધી સાંભલવા પરમાણે જારથી બખેડા સરૂ થયોચ, તારથી બીજા બાઇબંધ અકાબરોની સાથે સાંમેલ રહીને આ સાહેબ સરવેથી સરસ મેહનત એવીતો ઉલટથી લીએછે કે, તેનુ પરીણા-મબી વખી રાએઆ મુજબ અંતે રૂડીજ પેરે તેવણ લાવી આપશે; અને તેટલાજ માટે તેની આગમજ એક તરફની વાત સાંભલેઆથી ઉસકેરાએલી સરકારની સાંહાંમને સીંગડાં દેખાડવાનુ ના મુનાશેબ સહમજી અરજદારોને એવો જવાબ વાલીઓ હોત કે "ભાઈઓ આ દુખ ભરેલી બાંજગડ બાબેના "દાવાનો ફેસલો થયા પછે જો જરૂર જેવું જણાશે તો, તમારી એલતેમાસને "અમલમા લાવવા ઉપર ધેઆણ આપવામા આવશે, માટે તેટલા વખત સુધી "સંતોસ પકડયા જોઈએ;" તો તેથી તેઓને મોટો સધીઆરો, અને આ સકરમી સાહેબને તે બાબેની સાબાશીબી મલતે; પણ પરજાના ચારલબે તેથી ઉલટો સંજોગ ઉતારેઓ, તેની ખફગી પકડેઆ કરતાં આ નામીચા નરની રૂડી કોશેસથી વાંધામા ફશેલી જગેઆ ઉપર તેઓનો વાજેબી હક કાએદાની રેહે ઉસતવાર થાએ તે બાબે પરમેસવરની પરારથના ગુજારવી સરવેને સજાવારછે.

હીંદ ખાતેની અંગરેજી હકુમતનો સરસુબો નાંમદાર બારણ નારથબરૂક, જોકે પેહલવેહલી પધરાંમનીમાંજ એકવાર પોતાના નેક દીદા આપણને જે દેખાડી ગયો હતો, તેહવોજ રૂડો હેતુ જીગરમાં ધારીને પોતાના ઓહદાની રેહે આખું હીંદુસતાંન ઓલાંગતો આપણી ભેટ માટે બીજીવાર ઇ૦ સને ૧૮૭૨ નાં નવેમબરની ૧૪ મી તારીખે હીંઆં આવેઓ, તારે તે વખતની રચણાંમાં આપણા આ હીંદી ઉમરાવે જાહેર રીતે સારો ભાગ લીધો હતો. તાર બાદ

મજકુર ગવરનર જણરલ હીંઆંથી છેલી રૂખસત લઈને પુણે શીધારેઆ, તાંહાં તેજ મહીનાની ૨૫ મી તારીખની સાંહાંજરે લસકરની લડાએક રમત જોયા પછે નામદાર ગવરનર સર ફીલીપ ઓડાહુસ તથા રેસાલાના અમલદારો સહીત આપણા આ લાએકીવાલા ઉંમરાવ (જે હીંઆંથી તેજ વખતે તાંહાં શીધારેલા હતા) ના મેહલમા તેની મુલાકાતે પધારેઓ હતો; જાંહાં આગમનથી નોતરેલા કેટલાક દેશી શેઠીઆઓથી તેમાં સાંમેલ રહેલા હતા; અને તેથી કરી તે વખતનો મેલાવડાબી દબદબા સાથે રચણા ભરેઓ શોભીઓ હતો; કારણ કે જેમ મેહલની અંદર તેમજ બાહેરના બગીચામા રોશાણીને ચારેચાર ગોઠવેઆથી ઘણીજ દીપક દેખાડેલી હતી. લારડ સાહેબે સધ્ધલાઓની મુલાકાત ઘટતા દરજજાથી લીધા પછે પોતાના આ મેજબાંન બારોનેટ સાહેબની સાથે થોડાક વાર મુધી અરસ પરસ ગોફતેગો ચલાવી, ફુલપાંણનુ માંન પાંમીને તાંહાંથી રવાંણે થયા હતા; જેથી કરી આપણને મગરૂબી ધરાવવી જોઇએચ કે, પારશીની પુરાંણી કોમને ખરેખરી શોભા હાંશેલ થાએછે; અને એ માંન અકાબરના એક તુરાને જે મલેશ, તે જાંને આખી અનજુમણને હેનાઈએત થયું હતું.

પોતીકા નેક નામ પીતાના પગલાં ઉપર ઉસતવાર રહી કીરતીને જેબ આપવાના હેતુથી આ બારોનેટ સાહેબ ય૦ ૧૨૪૨ ના શેહનસાહી તીર મહીનામા ઉદવારા ખાતે હીંદના સરવેથી પુરાતંમ અને પેહલવેહલા "ઈરાંનસાહ" નામના આતસ બેહરાંમ સાહેબના કેબલાને શેજદો કરવા સારૂં બરખુરદાર બેટાઓ તથા અતલગ મીતરો લઈને શીધારેઆ હતા; તે વખતે તાંહાંના તથા આથેપાથેના ગાંમડાંઓના ગરીબ જરથોસતીઓને પેઆરથી નોતરીને સુકીઆંની મેજબાંણી સાથે સરવેને રૂપાંનાણાની ભેટથી ખુશી કીધા હતા; અને તેજ મુઆંકેક તેઓને તાંહાંના બઈરાં છોકરાંઓને પણ જમાડીને જેના ભાગ્યેગની જેહવી સરજત હતી, તેવી આશોદાદ આપી આશીરવાદને આધીન થયા, તે ઉપર સાંભલેઆ પરમાણે આ સખી નરે સારી રકમ ખરચી હતી; પણ તેની સંખીઆ જણાઈ નથી. એજ સાહેબે પોરટુગીઝની સલતનતનાં શેહર દમણનીબી ભેટ લીધી તારે તાંહાંના નામદાર ગવનાદોરે તેમના દરજજા લાએકનુ ઘણું સારૂં માન તેવનને આપેલ હતું.

પારશી કોમના પેસવા અને બરીટીસ તાજને તાબેના હીંદની સર જમીનપર બીરાજતા આ ઉંમરાવને આપણા તથા પરાયાં રાજીઅ કરતાઓ તરફથી દર જોગવાઇએ જે માન મલતાં રેહચ, તે તેવણની ખરી લાએકીના ઉતંમ પુરાવા માટે સરવે દેશીઓએ સંતોશ પાંમી પરમેસરવરની પરારથના ગુજારવી જોઈએ કે તે સાહેબની હોરમતમા કુદરતી બખશેસથી વધારો થઈને તેમના વણસ પરંમપરા તેનો વારશો ઉતરતો રેહ; અને આ સકરમી સાહેબની જીંદગી સુધીમા કોઈ પરોપકારી ભરેઆં અગણીત કાંમો તેવણથી બનીને મરજાના લાભ સારૂં પાર્ ઉતરતાં રેહ. (આંમીન).

## શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈ.

આ હીંમતે બાહાદુર શેઠીઆ વીશે અસલથીજ પરજામત એવું ઠસાઈ રહેલું હતું કે, પોતીકા મરહુમ પીતાની જગેઆ એવન કદી ખાલી પડવા દેશેજ નહી; અને તેમ જારે થોડુંક સુધી બનીરહેણ, તારે તે બાબેની ઇઆદગારી ભરેલી ફીરતી પોતાનીમેલ દીપી નીકલી હતી. આપણા મરહુમ બારોનેટની બીજી* પેરાગ તે આએજ નર, કે જેણે રોજ ૨૨ મે માહ ૪ થે શેહણસાહી સાલે ૧૧૯૩ ય૦ એ આ દુનીઆંમા રોસની છડકાવી હતી. બાપના લાડમા ઉધરીને જેમજેમ ઊમરે પોચતા ગએઆ, તેમ, સણુસાર સરજવા જેટલી તરબીએતબી લેતા રહેઆ; અને જારે ૨૧ વરસની વએ પસાર કરીચુકા તારે રોજ ૮ મે માંહા ૧૧ મે શેહણસાહી સાલે ૧૨૧૩ ય૦ થી તેમના મેહરબાંન મુરબીની નાંમીની પેડીખાતે એક ભાગીઆ તરીકે સામેલ રહીને વેપારવણજના બોહલાં કાંમકાજમાં સારી ચાલાકી દેખાડવા લાગા. વેપાર ખાતાંએ ઉપજાવેલાં મોટા નફામથી પોતાનો હીશો હાંશેલ કીધા ઉપરાત બાપીકા વારસામાથી જે મલેણ તે લઈને એક દોલતમંદ શેઠીઆ ગણાએઆ.

આ તુજાર શેઠનાં માહધરમી કામોં માહેલું સરવેથી પેહલવેહલું નેકનાંમી ભરેલું, અને પોતાના હજારો ગરીબ હમદીનોથી આશીરવાદ પાંમનારૂં એક અતી ઉપીઓગી કાંમ હેતું તો થાઉં થાએલુંછે કે, ખોદાની મેહરબાંણીથી જાંહાંસુધી તે સાહુચેતીના રૂડા ઉપાએથી નીભેણ રેહશે, તાંહાંતુલીક એવણના નાંમની ઇઆદગારીને હરગેજ ઝાંહાંખ પોંચશે નહીં; કારણ કે તેવા ઉપાએ પોતાની કોમના અસકત લોકોને માંપેથી એક મોટો જુલમાત ભરેઓ મરણનો કર સદનતર નાબુદ કીધોછે. લાંમબી મુદતથી એવો રેવાજ પડેલો હતો કે, તેઓમાં મરણ પાંમેલાં રવાંણોને શેવટની મંજલે પોંહચાડનારા નસાસાલારો, પંચાએતનાં હસતકમાં રહેલી ધરમખાતાની પુંજીમાથી પગાર લીધા ઉપરાંત ગરીબ અથવા તવંગરનો કશોબી ફરક સમજેઆવના સરખે પાએથી ઊસ-કાંમનીની મજુરી તરીકે દર રવાંણ દીઠ રૂ ૧૫ થી ૩૦ સુધી, અને કોઇવાર તો તેથી બી વધારે રકમ જબરદસતી ચલાવી લેતા હતા; અને તેમાં સખાવી-વાલાઓ તો તેમની આબરૂ સાચવવા માંટે જોકે થોડા ઘણા કગલાનેબી આપતા પણ જેઓમાં તેવી જુરરાત નહીંજ હોએ તેવાઓનાં દુખની ઉપર તે બોજો ડાંહાંમ દેવાયા જેવો દેખાતો હતો; અને તે બાબે ઘણાંક વરશો થયાં જોસથી ફરીઆદો ચાલેઆ છતાં કશોબી બંદોબસત કોઇજ કરી સકેલ નહીં, તેથી તવંગરો કરતાં ગરીબો ઉપર ઘાતકી પણાનો શેતમ વીશેસ ગુજરતો હતો; જેનાં અટકાવસારૂં બાહેરકોટના રેહનારા કેટલાક પચસે પાંગેના જરથોસતીઓએ ગરીબોના દુખમા સરીગત થાઈને તે વીશેની વાત આ શેઠીઆના કાંન ઉપર

* વંશાવલીની ટીપ તપાસતા તો આ સાહેબ છઠા કેહવાવા જોઇએ, પણ એવણના જનમની આગમજ કેટલાક ભાઇઓ નાહની વયમાં ગુજરી ગયાને લીધે હયાત રહેલાઓમા બીજા ગણાયા હતા. ના૦ લે૦

જારે આણી, તારે મોટી ઉલટથી આ સાહેબે પંચાતનાં બીજા અકાબરોની સાથે સાંમેલ થાઈ તે બાબેની આગેવાંણી પોતે બાહાલ રાખી; એટલુંજ નહી પણ બીજા કેટલાક શેઠીઆઓ ઉપરબી તેવીજ ફરજ ઉતારીને, તે કારણસાર હુંધરાંણાની પેહલપેહલી એક ટીપ ફરતી કીધી, તેમાં સરવેથી મોટી રૂ ૭,૦૦૦ ની રકમનો આસરો પોતે આપેઆ ઉપરાંત બીજાઓ પાશેથી ભરાવી લીધેલા મલી કુલ રૂ ૨૦,૧૫૦ ની એક મોટી પુંજી જમાવી દીધી. અને વલી તે સાથે અકાબરોનાં અનુમતથી બીજો એક ઠેડાવ હેવો પસાર કરાવેઓ કે, હરેક જરથોસતી સર અવસરે ધરમખાતે પોતાની ગુંજાએસ મુંઆફેક જેબી મવસાર થાએ તે ભરતો રેહ. હાવી રીતના ઠેડાવથી દરસાલે તેની થાપણ વધવાના ઉપાઓ લીધા, પણ કામ તતકાલ ચાલુ કરવા સારૂં જમાવ કીધેલી પુંજીની ઉપજ, ખરચ પુરતી નહીં જોઇને આ સખી નરે તરણ વરસ સુધી તેમાં જેબી ઘટાડો થાએ તે પુરી દેવાની જારે કબુલાત પોતે આપી, તારે તે કારણસર નસાસાલારો, તથા ખાંધીઆઓ વગેરેને પંચાતનાં આગેવાનો તરફથી જાથુકના મુસારેદાર થેડવીને તેઓ સાથે પક્કાં લખતથી હેવો બંદોબસત કીધો કે, થેડવી આપેલા પગાર ઉપરાંત કોઈબી મરણ પાંમેલાને ઘેરથી ઊચકાંમનીને બાહાંને, અથવા બીજી આડકતરી રીતે દોકડો એક લીએ નહી; અને જો કદાપી બંદોબસતથી જેબી કોઇ ઉલટો ચાલે તેને માથે મોટા દંડની સજા થેડવીને આ સાહેબે ગરીબ હમજાતી ઉપર બીજી એક ઘણીજ મોટી મેહરબાંણી એ કીધી કે, હરેકોઈ જરથોસતીને તાંહાં જે મરણ પામે તેની લાસ ઊચકાંમણી મોટી ગેહાંનને માટે રૂ ૫ નાંધલી એક દાંનડાવાલી માટે રૂ ૨ તથા પતરાંને માટે રૂ ૧ નો ગરીબ અથવા તવંગરો પાશેથી એકજ સરીખો લવાજમો ડુંગરવાડી આગલ તે થાપણનો વહીવટ ચલાવનાર તરફથી રાખેલો એક પારસી કારભારી વસુલ કરીને તેની સતા ભરેલી પોંહચ લખી આપે. હેવી રીતે સઘલું નકી કરીને એ રેવાજ રોજ ૨૩ મો માંહા ૮ મો શેહણસાહી સાલે ૧૨૨૯ ય૦ થી અમલમાં લાવેઆ, તેનુ સઘલું માન ખચીત કરી આ શેઠીઆને તથા તેવનની સાથે સંપજથી સામેલ રહેલા સઘલા અકાબર સાહેબો તથા તે કારણ માટે અથાગ મેહનત લેણારા મરહુમ શેઠ જીવાજી માણેજી વાછા ઉપરાંત બાહેરકોટના એક ગરહસથ પેસતનજી પાલનજી માકાબચાના (જેવન પેસીબાઈને નામે પરખેઆતછે) ને ઘટેછે, અને તે બાબે તે સાહેબોનો સરખી રીતે ઉપકાર ગરીબ જરથોસતીઓ ઉપર થાએલોછે. આ વાતને જોકે એક દાએકા ઉપર થોડાક વરસો થયાછે, પણ તેટલા ટુક અરસામા પંચાતના અકાબર સાહેબોની રૂડી કોશેસથી તે ખાતાંમા, સંવત ૧૯૨૮ ના આશો વદી ०)) સુધીનો હસાબ છપાઈને બાહેર પડેઓચ તેમા જણાવેલી વીગત મુજબ, પોણા તરણ લાખ રૂપીઆની થાપણ ફાજલ પડેલી જોવામા આવેછે; અને દર સાલ તેની ઉપજ જે વધતી જશે તે બાબે અનજુમનમાથી તેવનની ઇઆદગારી હરગેજ ભુલાશે નહીં.

આ સાહેબની બીજી સખાવત એ થાએલી જણાઇછે કે, નૌસારી મધેનાં ગરીબ દરદી લોકોને દવા તથા વઇદકની સલાહ મુંફત મલવાના હેતુથી સ૦

૧૨૨૯ ના મેહર મહીનામા બંદોબસત કરીને એક પારશી ગરાડીઉએટ નામે રૂસતમજી હોરમજજી હાથીરામને તે તરફ મોકલાવેઓ; અને તેનો પગાર તથા દવા દારૂ વીગેરેના કારણ માટે આ શેઠીઆએ કુલ રૂપીઆ પાંચેક હજાર ને આશરે ખરચેઆ હતા; માટે ગરીબ દરદીઓની દુઆ હાંશેલ કરવાનો એથી બીજો કોઈજ સરસ ઉપાએ મલી સખેજ નહીં. આ કારણસર જોકે આપણા મરહુમ બારોનેટ સાહેબે પરથમ રૂ ૬૫,૦૦૦ ની એક પાદસાહી રકમ અલાહેદી કાહડલી તેમના સખાવત ભરેઆં કાંમોની ટીપમા બીરાજેલીછે, તો પણ તેનો આરંભ મુસતકીમ પાએ થાએ તેટલાં ગરીબોનાં સંભાલની રૂડી શોચના તેમના આ સપુત સાહેબજાદાએ કરીને અતી મોટું માંન મેલવેલ હતું.

પોતાના મરહુમ પીતાના જેહવો સખીપણાનો ખાશ રાખી ચાલનારા આ શેઠીઆનો શીતારો એકવાર હેવીતો બીલંદીએ પોંહતો કે, અમેરીકામા ચાલેલી માહોમાહેની લડાઈને સમે રૂઉનો અતી બોહલો વેપાર ફેલાવેઓ તેમાં લાખો લાખ રૂપીઆનીં નફાની રેહલચેલ તેણાને જારે હાશેલ થઈ, તારે તે વખતપર અચરતી સાથે લોકો હેરત પામી કેહતા હતા કે જેમના બાપે લગભગ અધડી સદી સુધીની હેજગારી ભરેઆ રોજગારમા જેટલું મેલવેલ હતું તે કરતાં ચોઘણું નાંણું માતરે બે તરણ વરસના ટુક અરસામા તેમના આ બેટાએ ઘણીજ શેહલાઈથી સંઘરહ કીધું; અને તેથી તેવણ એક ખરા કરોડ પતી ખચીત ગણાઈને તેની ખુસાલીના પુર બાહારમા જે જે નેકનાંમીના જાહેર કાંમો બજાવી દીધાં હતાં તેની કેફીએત હવે પછેનો ફકરો જારે કહી આપશે તારે તેમની કીરતીની યાદગારી દરએક વાંચનારના જીગરમાથી જીનહાર જુદાઈ પાંમશે નહીં.

ગાએકુઆરી હકુમતનો નોસારી કસબો જે આ શેઠીઆના વડવાઓની જનમભુમી કેહવાએચ, તેને જેબ આપવા માટે શાલે ૧૨૩૨ મા પોતીકા હેતુસરીગત શેઠ ખરશેદજી ફરદુનજીની સંગાથે, અને તે પછે બીજી વાર ૧૨૩૩ મા પોતાના મેહરબાંન માતાજી સાહેબ ડાવેજર લેડી આવાંબાઈ ઉપરાંત કુટંબ કબીલા તથા દોસત આસનાઓને લઈને છેક ગુજરાત સુધીની શેલપાહ સારૂ શીધારેઆ, તારે તે તરફ સખાવતનાં કેટલાંક સારાં કાંમો સંમપુરણ રીતે બજાવીને સઘલી જગોએથી સાબાશીના જેજેકાર ભરેઆ આશીરવાદ પાંમેઆ હતા; તે માહેલાં કેટલાંક જાહેર કાંમોની નોંધ તો જેટલી હાથ આવીઅ તેટલીજ તેમના ધરમખાતાંની ટીપ મધે સમાવી લીધીછે; પણ તે ઉપરાંત સાંભલેઆ પરમાણે ખાનગી રીતે ઘણાકોને છુપી મદદ પોંહચાડી તથા બીજી રીતે આપવામાં આવેલ હોએ, તેની ચોકસ વીગતો જોકે ભરંમમા રહી તોપણ તેવનના દુલા દીલગુરદાની સાહદત ઉપરથી એટલુંબી કેહવાઈ સખાએછે કે બે લાખ રૂપીઆની અંદરતો હશેજ નહી.

૫૦ ૧૨૩૫ ના સાંલમાં આ નામવર શેઠ પોરટીઉગીસની રાજધાંણીના શેહર ગોઆખાતે શેલપાએ શીધારેઆ હતા, તાંહાંથી રાજકુઆરી અમલદારો તથા દેશી ગરહસથો તરફથી સારૂ માંન મેલવીને પાછા ફરતી વખતે સદાની ઉદારતા

મુજબ રૂપીઆ પચીસ હજારની એક રકમ તાંહાંનાં ગવરનર જણરલના સવાધીનમા શોંફીને હેવી ખાએસ દેખાડી હતી કે, તે માંહેલા રૂ ૧૨,૫૦૦ ગોવેકરીઓનાંજ ફાએદા સારૂ કોઈ જાપુકનાં ઉપીઓગી કાંમમા રોકવા, અને બાકીની તેટલીજ રકમ લાચારી હાલતમા આવી પડેલાં આબરૂદાર કુટંબીઓમાં વેંહચી આપવામાટે વાપરવી; જે મુજબ સાંભલેઆ પરમાંણે કીધામા આવેઆથી તાંહાંનાં લોકોના આશીરવાદબી આ સાહેબ પાંમેઆ હતા. એ રકમ માહેલા રૂ ૭,૧૦૦ જાહેરનાં ધરમખાતાંની ટીપમા જણાયા ઉપરથી હેવું અનુમાંન થાએચ કે, બાકીનાં ખાંનગી રીતે આપેઆ હશે તો તે ઉદારતા ખરેખરી વખાનવા લાએક થએછે; અને હેવીજ છુપી સખાવતની ખુસખબરી જાંણેઆ ઉપરથી પોરટીઉગાલના રાજાએ આ સાહેબને માટે પોતાના રાજીઅ તરફથી "તોરેસ તથા એસપેડાનાં નાઈટ"નો નાંમીચો ખેતાબ પણુ હેનાઈએત કીધો હતો.

એ ખેતાબની ઈઆદગારીના એક ચાંણની ભેટ તે નામદાર રાજાએ જે મોકલી હતી, તે રોજ ૧ લો માહ ૧ લો શેહેણુશાહી સાલે ૧૨૩૪ ય૦ એ નાંમદાર મરહુમ સર જમશેદજીવાલા કોટના મેહલ મધે પોરટુગીસ ગણાતના ગરહસથો તથા દેશી શેઠીઆઓ વગેરેની એક દરબાર ભરીને તેઓની હજુરમાં પોરટુગાલનાં કોણસલે હેનાએત કીધો હતો એજ તાંકને ગોવાના વાઈસરાએ પેઆરની નીસાંન તરીકે બે પીતલી ટોપો જે ભેટ આપી હતી તે બાબેનુ સાંભલતાંજ તેના પાદસાહે એ ઈઉકતી સાબાશીના સરોદથી પસંદ રાખી હતી.

આ સખી નરની સખાવતના બુલંદ આવાજે સાંભલેઆ ઉપરથી તેની ઈઆદગારી માટે લંડન ખાતેનાં સાહશીક રેહવાશીઓએ પોતાના પાદસાહી શેહરનુ જે "ફ્રીદંમ" ય૦ ૧૨૩૩ મા આપેલું હતું, તેનો અરથ આજાદગી અથવા સવતંતરનો થાએછે; અને હાવું માંન અગત કરી ધરમાતુઓનેજ તાંહાંવાલા સાહેબો મોટી ખુશી સાથે સદા આપતા રેહચ, માટે આપણા આ હમદીન અકાબરને તેમાં ભેલાએલા જોઈ સધલાઓનાં દીલને અતીશીઅ રાહેત ઉપજી હતી.

હીંદુસતાંનની અંગરેજી હકુમત નાંમદાર કુંપની સરકાર પાશેથી તાજને તાએબે આવેઆ પછે, તરણ ડેકાંણેના વડાં મહકો (કલકતા, મધરાજ તથા મુંબઈ) ખાતે ધારા બાંધનારી જુદી જુદી કાંઊશીલોની જે નેમનુક થાઈ, તેમા દર કોમ માથી મોટે વધેના એક દેશી શેઠીઆનેબી સાંમેલ કરવાની પરવાંણગી મલી હતી, તે ઉપરથી પારશીઓની તરફનાં અધીકારી તરીકે આ નેકનાંમ શેઠીઆને તે વખતનાં નાંમદાર ગવરનર સર જારજ રસલ કલારકે પેહલવેહલા ચુંટી કાહડેઆ મુજબ, "ધી હાંનરેબલ"નો માંન ભરેલો ખેતાબ ધારણ કરીને રોજ ૧લો માંહા ૫ મો શેહણુશાહી સાલે ૧૨૩૧ ય૦ થી મુંબઈની લેજીસલેટીવ કાંઉનશીલમા બીરાજવા લાગા હતા.

ઉપલી બેઠકમા બીરાજવા બાબે ઠેરવાએલી મુદત જારે પુરી થવા આવી, તારે બીજી વખતના સભાસદોની નેમનુક કરતી વેલા નામદાર ગવરનરે એવણનીજ પસંદગી બતાવીને રોજ ૧૫ મો માહ ૬ ઠો સાલે ૧૨૩૫ ને રોજે

તેમાં પાછા દાખલ કીધા હતા; પણ કાયાની અસુખાકારીને લીધે દરબારમા હાજર રેહવાનુ બની નહી સકેઆનાં સબબથી તેજ સાલનાં ૯ મા મહીનાને ૧૧ મે રોજે માંન ભરેલો ઓહદો પોતાની ખુશીથી છોડેઓ, અને તે બાબેનુ રાજી નાંમુ નાંમદાર ગવરનરની દરબારે ધણી દલગીરાઈ સાથે કબુલ રાખેલ હતું.

ધનશાંનોના જીગરમા જેમ તેના વડીલોનો ખવાસ એક વારસો દાખલ ઉતરતો આવેચ, તેમજ આ સખી નરની સખાવતનુ પરમાણુ તેમના પરો-પકારી (મરહુમ) પીતાના માહપરતાપી કાંમોને જેબ દેનારૂં દુનીઆંની દરસાટી પાડેછે; તેનો સંધરહ પમરતો રાખવાના હેતુથી આ સફાઓ ઉપર સમાવીએછે.

### કેલવણી ખાતાંમા વીદેઆ તથા હોનરોને ઉતેજન આપવાના હેતુથી કીધેલી સખાવત.

| | |
|---|---|
| મુંબઈ* તથા ગુજરાત પરાંતમા સ્કુલની સથાપના માટે, અને તેજ કારણસર દંમણ મધે એક એમારત બંધાવી આપી તેનાં મલીને કુલે રૂપીઆ.... | ૧,૫૯,૦૦૦ |
| મરહુમ સર જમશેદજી જીજીભાઈ પેહલા બારોનેટને નાંમે ચાલતી હોનર શાલાની મદદ માટે આપેલા. | ૧,૫૩,૦૦૦ |
| શેલાંન તરફનો જે દેશી વીદેઆરથી કલકતે જઈને તાંહાંની મેડીકલ કાલેજમાં તબીબપણું શીખે તેને સ્કાલરશીપની મદદ આપવાસારૂં બખશેસ કીધેલા. | ૩૧,૦૦૦ |
| કલકતા, મધરાજ અને મુંબઈ મલી તરણે ઠેકાંણેથી એકેક ગાંમઠી વીદેઆરથી વેલાત જઈને બારીસટરના ધંધામા પસાર થાએ તેઓની મદદ માટે† | ૩૦,૦૦૦ |
| યુરોપ ખંડના હોનરોનો ફેલાવો મુંબઈમા આંણવાના હેતુથી સખાવત કીધેલા .............. | ૨૩,૦૦૦ |

---

* નામદાર સર જમશેદજી જીજીભાઈએ પારશીઓને વાસતે કીધેલી સખાવતના ધરમ ખાતાંને લગતી છોકરાઓની સ્કુલ અંદર શીખનારાઓની સંખીઆ ય૦ ૧૨૩૨ મા જારે વધતી જણાઇ, તારે તેની અસલ થાપણને વધારવાની મકસદથી આ સખી નરે રૂ ૭૦,૦૦૦ સરકારને સવાધીન કીધેલા ઉપલી રકમમા દાખલ થયાછે; અને તેની ઉપજમાથી ચંદનવાડી ખાતેની એક સાખા સ્કુલ જે ચાલુ રહીય તેનુ, તથા સુબીઆ સ્કુલને મલતી મદદનુ માહ પુણ એવનનેજ ધરેછે.
નો૦ લે૦

† આ નામવરની સખાવતના સાહેઆ તલે રહીને આપણી ટાપુ તરફથી પેહલ-વેહલા મી૦ પીરોજશાહ મેહરવાંનજી મેતા, ઈ૦ સને ૧૮૬૪ ના ડીસેમબરમા, અને કલકતા ખાતેથી તાંહાંની હાઈકોરટના વકીલ બાબુ ગીરીસચંદર બાંનરજીના બેટા મી૦ ડબલીઉ. શી. બનારજી ઈ૦ સને ૧૮૬૭ ના જુલાઈમા, મલી બે સાહેબો વેલાત શીધારેલા સાંભલેઆ હતા; પણ તે પછે જે કોઈ ગયા હોએ તે વીશેની વાત જાહેરમા જણાઈ નથી.
નો૦ લે૦

| | | |
|---|---|---|
| સર જમશેદજી જીજીભાઈ પાંરસી બેનીવોલંટ ઈન સટીટીઉસન મધે શીખનારી છોકરીઓને સ્કાલરશીપ આપવા માટે કાહડેલા............ | ૮,૦૦૦ | |
| સુરત ખાતેની ફારસી મકતબનાં ફંડમધે ભરી આપેલા. | ૬,૦૦૦ | |
| મુંબઈની નેટીવ જનરલ લાઈબ્રેરી નામનાં પુસતક ખાંનાને નવી કેતાબો પોહચતી પાડવાના કારણસર આપેલી મદદનાં ............... | ૨,૦૦૦ | |
| મુંબઈની એલફીનસટન કાલેજને મદદ તરીકે આપેલા. | ૧,૭૦૦ | |
| માગરોલ ખાતેની સ્કુલનાં ફંડમા............. | ૭૫૦ | |
| સુરત ખાતેની એંદરૂસ લાઇબરેરીનાં ફંડમાં ..... | ૩૦૦ | |
| | | ૪,૧૪,૭૫૦ |

## સઘલી વરણના બીન સકતીવાલા લાચાર લોકોને આસરો આપવા માટે કીધેલી સખાવત.

| | |
|---|---|
| દખણ તરફ પડેલા સકત દુકાલ વખતે થએલાં દુધરાંણાની ટીપ મધે ભરેલા રૂ ૧૦૦,૦૦૦ ઉપરાંત બંગાલી ચોખાની સાત હજાર ગુણ ધરમ ખાતે મોકલી આપી હતી તેની કીંમત રૂ ૫૦,૦૦૦ મલી જુમલે રૂપીઆ ................ .... | ૧,૫૦,૦૦૦ |
| સુરતના જરથોસતીઓ તથા બીજી ગનાતવાલાઓને વેહચી આપવા વાસ્તે મોકલેલા .......... | ૩૦,૦૦૦ |
| માનચેસટરના વણકર લોકો અમેરીકાની લડાઇ ટાંકણે બીન રોજગાર થાઈ પડેઆ હતા તારે તેઓને આસરો આપવાનાં ફંડમા ભરી દીધેલા .... | ૩૬,૦૦૦ |
| લંડન તરફ જુદાં જુદાં ધરમખાતાઓના આસરા માટે મોકલી આપેલા કુલ ................ | ૩૪,૦૦૦ |
| કલકતા મધે થએલાં સખત તોફાંનથી હેરાંણ પામેલાઓને મદદ માટેનાં ફંડમા રૂ ૧૫૦૦૦ તથા તાંહાંના સપેસીઅલ ફંડ આવ ધી શેલર હોમને આસરો આપવાની ફરતી ટીપમા ભરી આપેલા રૂ ૧૦,૦૦૦ મલી જુમલે રૂપીઆ ........ | ૨૫,૦૦૦ |
| મધરાજ ખાતેના વણકરોની બેરોજગારીને મદદ આપવા મોકલેલા ................. | ૧૨,૫૦૦ |
| બુદેલખંડના દુકાલમા થએલાં દુધરાનાની ટીપ મધે ભરી આપેલા ..................... | ૧૦,૦૦૦ |
| કલકતાના તોફાનથી બાગેલાં વાંહાંણોના ખલાશીઓ વગેરેને આસરો આપવાના ફંડમા ........ | ૭,૫૦૦ |

| | | |
|---|---|---|
| ગોઆ ખાતેનાં ગરીબ લોકોમાં વેંહચી આપેલા.... | ૭,૧૦૦ | |
| પુના ખાતેના પરચુટણ ધરમ ખાતાઓમાં ભરેલા . | ૪,૭૦૦ | |
| દમન ખાતેના ગરીબોને વેંહચી આપેઆ ...... | ૪,૭૦૦ | |
| મછલીપાટાંમનાં ગરીબોની મદદ માટે થાએલાં હુધ-ધરાંણાંની ટીપ મધે ભરેલા............ | ૨,૦૦૦ | |
| પોરબંદર ખાતેના આંધલા તથા પાંગલાઓની પર-વરેશી સારૂં મોકલાવેલા ............... | ૧,૫૦૦ | |
| કછમાંડવી તરફનાં દુકાલમાં આપેલી મદદના .... | ૧,૦૦૦ | |
| પરાયા લોકો જેઓ "સ્ત્રેનજર" કેહવાએછે તેઓની મદદ માટે આપેઆ .... ........... | ૧,૦૦૦ | |
| ડીસનટીકટ બેનીવોલેંટ શોસાઈટીનાં ફંડમા ભરેઆ.. | ૧,૦૦૦ | |
| મુંબઈખાતેનાં શેલર હોમ મધે મોકલાવેઆ...... | ૧,૦૦૦ | |
| મુંબઈની ગોદીના ગરીબ સુંથારોનાં પેનશંન ફંડમા મર-હુમ વાડીઆ નવરોજજી જમશેદજીના પુણ સારૂં આપેલા ..................... | ૭૫૦ | |
| મલબારકોસતા તરફના રીલીફ ફંડ મધે ભરી આપેઆ. | ૫૦૦ | |
| | | ૩,૩૭,૨૫૦ |

### બીમારોને આસરો આપનારી હાસપીટાલો તથા તેને લગતાં દવાખાનાંઓની મદદ માટે કીધેલી સખાવત.

| | | |
|---|---|---|
| મુંબઈખાતે સર જમશેદજી હાસપીટાલના ચોક મધે રગતપીતના દરદીઓને અલાહેદા રાખવાની એક એમારત બંધાવી આપી તે ઉપર થાએલી લાગ-ટનાં કુલ ........................ | ૮૫,૦૦૦ | |
| ગુજરાતખાતે જુદી જુદી ૧૨ ઠેકાંણેની હાસપીટાલો માટે મોકલાવેલા .................. | ૮૧,૦૦૦ | |
| તેજ તરફ ૮ ઠેકાંણેનાં દવાખાનાંઓની મદદ સારૂં મોકલાવેલા ....................... | ૨૮,૦૦૦ | |
| ઉદવારા તથા દંમણ ખાતેનાં દવાખાનાંઓને મદદ તરીકે આપેલાં ...................... | ૧૨,૦૦૦ | |
| બીલીમોરાના રેહવાશીઓને માટેના દવાખાંના સારૂં મોકલાવેલા ........................ | ૪,૬૦૦ | |
| નૌસારી મધેની "વીકટોરીઆ ડીસપેનશરી" નાંમના દવાખાનાંનું કાંમ તેમના નેક બખત મરહુમ પીતાને નામે શરૂ થયા આગમજ તાંહાંના લોકોને દવાઈ પુરી પાડી હતી તેનાં કુલે.... | ૪,૭૦૦ | |
| | | ૨,૧૫,૬૦૦ |

### ફરજ ઊપીઓગના જાહેર મકાંણો તથા મુસાફર આનાઓ વગેરે બંધાવી આપીને કીરતી મેલવી તેની કીંમત.

| | | |
|---|---|---|
| પુણા ખાતે સર જમશેદજીએ બંધાવેલા બંદને ફરીથી સુધારીઓ તથા તેમા નવું સાંચાકાંમ કરાવીજે તે ઉપર થાએલા ખરચ કુલ રૂપીઆ........ | ૭૧,૦૦૦ | |
| ગુજરાતપરાંતમા જુદે જુદે ઠેકાંણે કુવા તથા તલાવો બંધાવી આપેઆ તેના........ | ૨૯,૫૦૦ | |
| ભરૂચ ખાતે રેલવેના મઠક આગલ બંધાવેલી ધરમ સાલા ઉપર ........ | ૨૦,૦૦૦ | |
| બાથાં ગાંમ મધે પુલ બંધાવી આપેઓ તેમાં ખરચેલા........ | ૧૪,૬૦૦ | |
| મુંબઇ ખાતેની વીકટોરીઆ ગેઆરદન નાંમનાં જાહેર બગીચા સારૂં થાએલાં હુધરાંણાંની ટીપ મધે ભરી આપેલા........ | ૧૦,૨૫૦ | |
| મુંબઇ ખાતે બરોડા રેલવેના ગરાંટરોડ ઉપર કીધેલાં મઠક આગલ મુસાફરોની સગવડ સાચવવા માટે બાંધેલી ધરમ સાળા ઉપર ........ | ૧૦,૦૦૦ | |
| પારડી ગાંમના રેલવે મઠક આગલ બંધાવી આપેલી ધરમસાળા ઉપર ........ | ૧૦,૦૦૦ | |
| અંડાલા મધેનો તલાવ સુધારી આપાવેઓ તે ઉપર થાએલા ખરચ ........ | ૭,૦૦૦ | |
| | | ૧,૭૨,૩૫૦ |

### હેઠલ જણાવેલાં ગાંમો મધે ઢોરોની પરવરેસી માટે સથાપેલી પાંજરા પોલને મદદ આપી તેની વીગત.

| | | |
|---|---|---|
| ઘોઘા તથા ભાવનગર ખાતે મલી દરએક ઠેકાંણે પાંચ પાંચ હજાર મોકલેઆ ........ | ૧૦,૦૦૦ | |
| રાંધનપોર ખાતે રૂ ૩,૭૫૦ તથા વધવાંન તરફ રૂ૨,૫૦૦ મોકલેઆ તે મલી કુલ ........ | ૬,૨૫૦ | |
| માંગરોલ ખાતે રૂ૨,૦૦૦ તથા મહુવવા ખાતે રૂ ૧,૫૦૦ મોકલીઆ તે મલી કુલ ........ | ૩,૫૦૦ | |
| ધરાંગધરા, લીમડી, અને સાએલા તરફ મોકલેલા એકેક હજાર તેના કુલ ........ | ૩,૦૦૦ | |
| | | ૨૨,૭૫૦ |

## જરથોસતી ધરમની જાળવણી માટે આપેલી મદદ.

| | |
|---|---|
| મરણ પાંમનારાં રવાંણોને અવલમનજલ પોંહચાડવાની બાબદ આ પુસતક પાંને ૭૧૯ મા જે વીસતારી જણાવીચ તે કારણસાર પેહલવેહલી મદદ આ સાહેબથી થાઈ હતી, અને તે ઉપરાંત બેરન બેરને આપેઆ કીધા તે મલીને કુલ રૂ.... | ૩૨,૭૦૦ |
| પરચુરણ ઘણાક ધરમ ખાતાંઓમાં છુટક આપેઆ તેનો જુમલો .................... | ૫,૦૦૦ |
| ઈરાંન દેસનાં લાચાર જરથોસતીઓના છોકરાંઓને સુદરેહ કુસતી પેહરાવવા તથા પરણાવી આપવાના કારણ સર ખરચેલા .................. | ૪,૧૦૦ |
| બીલીમોરા ખાતેનાં દોખમાઓની આશે પાશે ફરતી દેવાલ બંધાવી તેના .................. | ૪,૦૦૦ |
| મરહુમ સર જમશેદજી જીજીભાઈ ની ઈઆદગારી માટે ઉભી થાએલી મદરેસાની મદદમા .... | ૩,૦૦૦ |
| ગણદેવીના નસાસાલારો માટે થાએલાં ફંડને મદદ કીધી તેનાં ........................ | ૨,૩૦૦ |
| ગણદેવીમાં દોખમુ બાંધવાના કાંમને મદદ આપવા સારૂ. | ૧,૫૦૦ |
| તવરી ખાતે બંધાએલાં દોખમાની ટીપમા ભરી આપેલા ........................ ... | ૫૨૫ |
| બીલીમોરાની સમસત અનજુમનના ફંડ મધે ભરેલા. | ૫૦૫ |
| | ૫૩,૫૩૦ |

હમોએ મેલવેલી ખબર મુજબ આ નાંમવર શેઠને હાથે થાએલી રૂ૧૨,૧૯,૨૩૦ ની સખાવત જે જાહેરમાં જણાઇચ, તેમાં તો કાંઈજ સંપે નથી; પણ તે ઉપરાંત આ સાહેને ગુપત રીતે ઘણા લોકોને જે સંતોશેઆચ, તે વીશે આલમનો અલંકાર ભેગો કરી લેતાં બીજા એટલાજ રૂપીઆ તેમાં ઉમેરાવા જોઈએ. એક નેકનાંમ નરના આ મયાવંતા બેટાએ પોતાની જાહોજલાલીના વખત ઉપર લગભગ પચીસ લાખનુ સુખ પોતાના માણવી ભાઈ બંધોને આપેલું જેમ ઘણુજ વખાણાઉંછે, તેમ જો કદાપી તેવંનની જાહોલાલી જેહવી ને તેહવીજ રૂડી હાલતમાં બરકરાર રહેલી હોત તો, આજદન સુધી અધ કરોડની ઉપર તેનાની સખાવત આ સરૂસવઠોને અચીત જેબ આપેઆવના હરગેજ પછાત રેહતેજ નહીં; પણ જમાનાની ગીરદસીનુ કાલું વાદલ ઈનસાંનોને માથે જે ભમતું ફરેચ, તેનુ કસુંએ ભાંન આ સાહેબથી રહી નહી સખાવાને લીધે જારથી તેની ચુંગાલમા એવણ ફશી પડઆ, તારથી પોતાના વેહવારની વલાંણ હેવી તો ઉલતપાલત થાઈ કે, બાપના

મરણ પછે છએક વરસની અંદર કરોડપતીને દરજ્જે જેટલી તાકીદે પોંચેઆ તેટલીજ ઉતાવલથી ઘણી તંગ હાલતમા આવેઆ; અને તે વેદનાનો જબરો ગમ પકડીને પોતાનાં અમીરી ખવાસને હેવા તો અફસોસની અંદર એકાએક લાવી મેલ્યો કે, ઉપર જણાવેલાં પરજા ઉપીઓગી કામો જે એવનની સાહેતાથી બની ચુકાં તે વીશેની કોઇબી વાત જાહેરમા આવેતો તે સાંભલતાંજ ઘણો કચવાટ ઉપજાવવા લાગા; અને જે વાત હમારા સાંભલવામા આવીચ તે મુજબ તો એ સંબંધી જેટલી સતુતી તે વખતનાં વરતમાંન પતરો મધે છપાતી હતી, તેને પણ જાહોજલાલીના હીંગાંમપરખી પોતે જારે પસંદ કરતાજ નોહતા; તારે પાછલા સંકટ ભરેઆ સમેમા હમારી આ નોંધ તે સાહેબની હઇઆતીમાં છપાઇને બાહેર પડી હોત તો તેનાને તે બચીત ઘણીજ અનગમતી લાગેઆવના રેહત નહી; પણ હાવાં નેક કામોની ચોકસ યાદગારી, હવે પછેનાં જમાનાંમા પરકાસતાઓને એક ધડો ધેઆનમાં ગોખી રાખવા માટેની સોચના ઉસકેરાયાથી આ સખી નરના નેક કામોની નોંધ હીંઆં દાખલ કરવાનીજ માતરે ઉલટ હમોએ લીધીછે,

આસમાનનાં જાલમી દોરનુ ચકર, ફરતાં ફરતાં જેમને નહીંજ ઘટે તેહવા આ ગરીબનાં દુખ ભંજન શેઠીઆને માથે હેવુંતો સખત આવી બેઠું કે તેની વેદનાંમા પેહલાં તો કાયાથી પછડાઇને ધાસતી ભરેઆં દરદને આધીન થયાને લીધે પોતાનો બેહોળો વહીવટ જે સંકટમા સપડાયો તેનો ફડલો કરવાની કસી નીપેહદારાતી તેવનથી રહીસખી નહી; અને જારે પુર તંનદરોસતી પાંમેઆં તારે તેહવા ગુચવાડામાથી નીકલવાનો ઉપાએ શોધતા હતા, તેટલાં કોઈ મતલબીઆઓની મસલતે એવું ગોંદલ દેખાડયું કે તેથી (અફશોસછે-ઓ બેવફા જમાંના તાહરી ગીરદી ઉપર કે કોઇએબી તુને જીનહાર જીહતી લીધો નથી.) બાપીકી સકમાઈની મીરાસ મધેથી મલેલા મુબલક વારસા ઉપરાંત શેસંન બાએગે ભેગું થાએલું સઘલું એકેદંમ કાંહાંને કાંહાં શેહજ વારમાં ઘસડાઇ જઇને સાંહમની કરજની જાુહસડી ગલ ઓલવાઇ. માંઠા બનાવ બાબેનો ઠપકો ગાંમનાં લોકોથી આ સાહેબને જે મલેઓ હતો, તેમાં તેટલી વાત કરનારાઓની મોટી ભુલ જણાઇ આવીછે; કેમકે કોઈબી જમાંનાંમા નહીં બનેલ હોએ તેહવો તે સમો હેવોતો લોભ ભરેઓ વહી ગયોચ કે, તેની ચુંગાલમાં ભલ્લા ભલ્લા યુરોપીયન તથા દેસી સાહુકાર અને વેપારીઓ સાથે, ધારાની બારીકીને સહમજી લોકોને ફતવા આપનારા વકીલ બારેસટરો ઉપરાંત, સંભળાયુંચ કે ન્યાની પવીતર ખુરસીએ બીરાજી નરસાં કાંમ કરનારાઓને શારાંણ આપનારા કેટલાક નેઆએઆધીશો વઠીકબી ફસી પડેઆ હતા; તેહવા આફત ભરેલા હીગાંમમા એબીલા રૂસતમજી શેઠ જેવા એક ભોલા મનનાં ધરમી પુરૂશનુ કશુંએ ચલણ નહીં રહેલું બેસકછે. હમો બચીત થાઈને કાંઈ હેવું કેહવા માંગતા નથી કે તે હીંગાંમમાં મુંબઈ સેહરની વસતીનાં બધા લોકો દટવાઈ ગયા હતા, પણ જેની ઉપર પરમેશાવરની પુર બખશેસ ઉતરેલી તે લોકોજ ઇઆતો હેવા લોભી કાંમથી સદંનતર દુર રહેઆ, અથવા તો તેહવાં ફસાંણમાથી થોડું ઘણું

ભમીને તતકાલ નીકલી ગયા હોએ, તેજ માંતરે બંચી સખેઆ ઉપરથી તેઓની કોઈબી અનચલાઈ નહીંજ પણ ફકત બાએગની ઈઆરી તેનાને કાંમ આવેલી સહમજવી જોઈએ. ખરેછે કે ઘણે સારે સારે પેરમાં કોઈ મુદત સુધી સંઘરહ થાઈ રહેલા દરવીઅ લોભમા બલઆયાને લીધે તેઓને-તાંહાંથી એકેદમ જે નીકલી ગયો, તેમાં તો કશો સંધે નહીં જાંણતાં આલમને મોટો અફશોસ અને બારે ફકલાટ ઉપજેઓગ કે, તેઓ માહેલાં સખાવતે બાહાદુર, અને માહ ધરમી દાતાર મરહુમ સાર જમશેદજીનાં પેરનો સઘલો દરવીઅ જો કદાપી તે નાસકારક પાપી પવણના જહપાટામાથી બંચીને સલાંમત રહેલો હોતતો તેનાં આધારથી પુનનાં બીજાં ઘણાંક કાંમો જે હજુતક બજાવવાનાં બાકી રહેલાં હતાં તે તેમનાં નેક બખત પુતરોને હાથે સંપુરણ રીતે પાર ઉતરી સખતે; પણ તેહવી સખાવત પાંમનારી ગરીબરી પરજાનાં રૂડાં બવીસની ગેરહાજરીને લીધે હાવાં પુણવંતાં સકરમી પેરનેબી નહી ધારેલો મોટો ધોકો પોંહચેઓ તેથી સઘલી ઉમેદ બરાર થાઈ પડીછે.

જે નર નાંમીચી સખાવતથી પુરૂથવીનાં સઘલા બાગમાં મોટી નાંમવરી પાંથરી ગયા, અને જેમની મીરાસ મધેથી હીસશે પડતું લઈને તે સાથે તેમનાં સખીતપેહ ભરેલા દીલનો વારશો એક નવાઈ જેહવી રીતે મેલવેલા આ શેઠ રૂસતમજી પોતાના ટોલા ઉપરાંત પરલોકોમાંબી મોટું હએસાંણ કરીને મરહુમ પીતાની જગેઆ સાચવી રાખવાની દીલશોજી દેખાડતા રહેઆ; તેહવા એક ઉદાર મનનાં શેઠીઆનુ સંકટ જોકે એટલાંમાથીજ ખતંમ થાઈને અટકેલ નહી, પણ તે ઉપરાંત કેહવતછે કે દુખની ઉપર ડાંહાંમ પડે, અને નબલે દાહાડે વીપત નડે; તેહવો એક બીજો ગજબ એવાતો ઉતરેઓ કે, હાવા બારીક વખતમાં તેમને દીલાસાથી સુખ આપનારી નેક કેરદાર, અને અશો ખસલતની પેઆરી મોહરદાર જે પતીવરતા બાનુંનુ નાંમ સુનાબાઈ હતું; તે બાપડી થોડાક દીવસ સુધી ભયંકાર પાશાંનાં દરદની મુશીબતે પોંહચેઆ પછે ૪૨ વરસની ઉમરે રોજ ૧૯ મો માંહા ૧૦ મો શેહનશાહી સાલે ૧૨૩૬ ય૦ એ પોતાનાં પેઆરા અને સરવેથી વાહલા બરથારને વેદનાંનાં વમલમા હોમાતો મેલીને આ જંજાલી જાંહાંનની જુસડી છોડી જીંનતવાશી થાઈ ગયાં; તેથી પણ આ શેઠીઆ મલતાં તેમના બોહોલાં કુટંબ, તથા પારસીની સમશત અનજુમનને મોટો સંતાપ ઉપજેઓ; અને તેઆરથીજ આ સાહેબની તબીએતબી સદા બીગડેલી જે ચાલુ રહી, તેમાં કોઈ પખવાડીઉ એવું નહી ગયું હશે કે, રૂસતમજી શેઠે પુર તનદરોસતી મેલવી હોએ; તો જોકે તે વાતને એકાત વરસ ઉપરતી મુદત વહી ગયા પછે, દુણીઆંને શીરસતે તનની બીજી બાગીચનબી એક અશીલ ફુલ અને ઉનચાં ખાંનદાંનમાથી એમને હાથ આવી હતી; તોપણ જે ગઈ તેની જગો તો ખાલીજ રહેલી કેહવાઈ. એક સાએક બાએડી તેનાં દીલપસંદ બરતારને આખી દુનીઆંનાં અખુટ ખજાણાં કરતાંબી બેશુલી હોએછે, અને એક શાંહનશાહતનાં સગીખું રાજ જવાથી જેટલું તેને નહી લાગે તે કરતાં જેની એક શોહબતન જવી રેહ તો તેની જુદાઈથી કાલજાંમા

કારી ધાહનાં વીશેસ ચોખા પેવરા થાએ; તો, જોકે પેહલી ખુટનો ફરી કોશેસ કીધાથી કોઇવાર પાછી પુરતાં કાંઈજ વીલંબ લાગે નહી; પણ બીજીની રવાનગીથી તો એક સુખી કબીલામા હમેસનો ખાડો પડી રેહછે; ઇખાને દોલતની ગેરહાજરીથી ઉપજતી બેચેની અથવા ખમાંતું દુખ જીંદગીની સલામતી હોએ તાંહાં તુલીક તો શેહજમાં મટાડી સખાએ, અને તેહવી આશેઆ દીલના દીલાસા સાથે મતને ધીરજખી આપવામા ઉપીયોગી થએછે; પણ હીંઆંતો શેઠ રૂસતમજીનાં હાંથમાથી ઉપર જણાવેઆ મુજબની બેહુ બખશેશો એહવાઇ ગઇ તેમાં એખીલા પારસી ટોલાનાંજ નહીં પણ આખી મુંબઇનાં કમનશીબ સહમજવાં જોઇએ. આ મરહુમ શેઠાંણી સુંનાબાઈની અશીલાઈ, વફાદારી તથા ગરીબોની ઉપર એક માનવંતી માવતર તરીકેની રેહમની નજરે જોવા વીશે પારસી લોકોને મોહડેથી ઘણીજ તારીફ સંભલાઇછે; અને તે સાથે એવુંખી કેહવાતું આવેછેઍ કે પોતાનાં ખાવંદનાં સારા વખતમા જેમ તેવનનું સુખ વધારવામા તેમજ તેમનાં સંકટમાં સરીગત થાઇને દુખ ઘટાડવાની સરવેથી પેહલી અને પાકીજેહ ફરજ તેવન બજાવતાં હતાં. આવા એખલાસમા એકાએક હરકત નડઆથી આ શેઠને પોંહચેલી દુખદાઇ ખોટની ગીરેફતારીએ સરવેનાં જીગરમા દુખ પેસાડેલું તો ખરૂં પણ જાંહાં કુદરતનીજ સરજત હોએ તાંહાં માનવીનાં સઘલા વીચારો સદા વેઅરથ જાએછે; માટે તેની શોકરગુજારીમાં કાંઇજ નહી પણ તે મરહુમ બાઇનાં અશો રવાંણ ઉપર બાહરેતાલાની રેહમત ચાહેઆ વના બીજો કશો એલાજ રહેઓ નથી.

જારે રૂસતમજી શેઠ દ્રવીઅથી ભરપુર, અને બોહોલા વેપારમાં ચકચુર હતા તારે હજારો જણાંઓ પછે શું થોડા કે ઘણાં માતબરો તેમની આશેપાશે મીઠારાની ઉપર માંખીપેરે હેવાતો બંમતા હતા કે, તેઓ માંહેલા કોઇનેખી દીવસમાં એકાત વેલા આ શેઠની ભેટ નહીંજ થાઈ સખી હોએ તો તેની ઇનતેજારીમાં રહીને મુલાકાત મેલવવા માટે હરતરેહની કોશેસ કરતા હતા; અને તે સાથે કેટલાક વેપારીઓ તથા વેઆજખોરાઓ પોતાની ઉપજ શેહલથી વધારવાની ઉલટમાં તેમને તાંહાં હજારો અને લાખો રૂપીઆની થાપણ તેખી ઘણીજ મીનતજારીથી ખુશી થાઈ મેલી જતા કે જેની તેમને કોઈવાર તો કશી ગરજખી નહીં હશે; તે છતાં પોતાનો ગંભીરી ભરેઓં અમીરી ખવાસ વાપડીને તેઓ ઉપર હએસાંણ ઉતારવાનાં હેતુથી લઈ રાખતા, એટલુંજ નહી પણ જારે રૂના ભાવ કોઇએ સવપણેખી નહીજ ધારેઆ જેટલા ઉનચા ચડેઆ, તારે તેવનને જે જે લોકોએ ઓછા ભાવમાં વાએદાનો હજારો ખાંડી માલ આવતો દેવો કીધેલો હતો, તે લોકોને માલની અછતને લીધે તે શોદામા ઘણીઘણી નુકસાંણી પોંહચી ગઈ; અને તો જોકે તે ખમી સખે તેહવી સધર આસાંમી હોએઆ છતાં પણ તેઓએ કાકલુદી કરી માંગી લીધા મુજબ રેહમ દીલથી લાખો રૂપીઆની સખાવત બરેલી છુટ સાંભલેઆ પરમાણે આ સાહેબે મેલી હતી; તેનુ હએસાંણ, એવણ જારે અફલાકની ગીરદેશીથી સંકટમાં સપડાએઆ, તારે તેજ લોકો માહેલા કેટલાકો તદન ભુલી જઇને પોતાનુ લેણું

વશુલ કરી લેવા માટે સખત ઉપાએ શોધવાની યુકતી ચલાવવા લાગા; પણ ખોદાતાલાની અપરમપાર કીરપાથી આપણા મરહુમ ઊમરાવ સાર જમશેદજીનાં કીરતી ભરેલાં પુણ્યે આડ આવેઆમા તેહવાઓની કોઈબી કપટ યુકતી પેસ નહીજ પડઆ છતાં થોડી ઘણી વીપત ગુજરેઆ પછે સઘલો વહીવટ ઇસવી સને ૧૮૬૬ ના ક્રાઆદા મુજબ તરસઠ પણાંમા જે ઠોકાએઓ હતો, તેહમાંથી કોઈ મુલતાંનીએ કેટલાક અદેખાઓની ઉસકેરનીને ભોગે ચહડી આ ગંભીર શેઠને ગેરવાજબી પણે સતાવવાની ધારનાંથી બે વાર કોરટમાં ઘસડી લઈ ગએઓ હતો; જાંહાંથી નીસફલ થયા ઉપરાંત સાંહમની તરફના ખરચનો બોજો માંથે હોરીને બદનાંમીનો દાહાઘ બીચારો કપાલે ચોંટાડી બેઠો; અને વધુ મેલવવાની લાલચમાં હોમાઈને જેટલો ખરચ ફોકટમાં ધુમાવેઓ, તેટલું મલેલા ફાલા માથી તે ઓછુંજ પાંમેઓ; માટે એવી કુદરત તરફની શાખસાનો એક ચાંણાક ભરેઓ ઘડો બીજા સાહેબોએ શીખવો જોઈએચ કે, કજ એલાહીથી કોઈબી પરમાણીક સખસ કદાપી સંકટમા આવી પડે, તારે તેમનાં માંગનારા, અથવા તેમની સાંહમને આગલી પાછલી દુસમેની ધરાવનારાઓને સજાવાર બલકે ફરજછે કે; તેમાંથી બને તેટલા રૂડા ઉપાએ વાપડી તેનો સંભાળ રાખવો; કે જેથી કરી એક તો તેહવા દેણદારોને પુરતો આસરો મલે, અને બીજું એકે તેહવાં કાંમમા મદદ કરનારાઓની કીરતી દુણીઆમા વખાણાતી રેહ.

હમારા સાંભલવામા હેવુંબી આવેછેચ, અને તે ખચીત કરી નોથી રાખવા જોગછે કે, જેટલા મીઠો આ શેઠને સંકટમાં સતાવવાની જેમ પેરવીમાં હતા, તેમ વલી કેટલાક સદગુણી સાહેબો તેમની બેરખાહી ઇછનારાબી ટાંકણાં સર જે મલી આવેઆ, તે રૂડાંવાંણાં તેમનાં પુણની ઇમારીનાં જણાવાછે; અને જે જે સાહેબોએ કાંઈજ નહી પણ આ ધરમી શેહના કચડાઈ ગએલા વહીવટનો ગુચવાડો ઘણાજ સંભાલથી સફાઈ કરી આપેઆમા સેવટ સુધી ખરી દીલશોજી બતાવી, તે સાહેબોને પરજા તરફથી અગણીત સાબાસી પોંહચવી જોઈએ; અને તેટલા માટે તેઓની વતી આ નોધ લેણાર ફોદવી ખરા હેતુથી તેહવા સાહેબોનો ઉપકાર માંનવાનુ ભુલતો નથી.

આ સાહેબે પોતાનાં ઘણા સારા વખતમાં સુભ મતલબ જાચીને પોરટીઉગીસ તાબેનાં શેહર દમણ મધેની વસતીનાં લોકોને શીખવા માટે એક સ્કુલ બાંધાવાની સરૂ કરાવી હતી; તે મકાંણ સારાં ભાએગે સમપુરણ બંધાઈને જારે તઈઆર થયું, તારે તેને ધારેલા ઉપીઓગમા લાવવાની કીરીઆ રોજ ૯ મો માંહા ૫ મો સાલે ૧૨૩૬ ય૦ એ તાંહાંનાં માનવંતા ગવનાહોરે (ઇઆને સુબાએ) મોટી ધાંમધુમથી કીધી હતી જે ઉપર આ માંનવંતા માજી હાંનરેબલ સાહેબને થાએલી બેઠક ધરમ ખાતાંની ટીપ મધે જણાવેઆમા આવેલીછે અને તે મકાંનનુ નાંમ પોરટીઉગાલના નામદાર રાજા "ડાન લુઇસ પરેમીઅર ઇંગલીસ સ્કુલ" આ નાંમવર શેઠની ખાએંસથી આપેલછે. એ ઉપરાંત સ્કુલ ચાલુ રાખવાનો ખરચબી આ સાહેબની હઈઆતી તુલીક સેવનનીજ પદરથી પોંહચેઆ કરતો હતો, પણ જાણવાથી મોટી દલગીરી ઉપજે છે કે, તેવણ બેહસતનસીન થયા

પછે હેવું બનેઉં કે, તાંહાંના માસતરનો પગાર જારે નહી મલવા લાગો, તારે શીખવવાનુ કાંમ તે બંધ કરી બેઠો. જાંહાં સુધી આ સાહેબની સખાવતનો આશરો પકડી જે લોકો ધરમ ખાતે કેલવણીનો લાભ લેતા હતા, તાંહાંતુલીક તો તેઓને સવલ પડઉ; પણ તે કાંમમા અકસમાત અટકાવ થયાથી સાંભલવામા આવેઉંએકે માસતરના ઠેડાવ પરમાણે પગાર આપનારાઓનાજ થોડાક છોકરાઓ શીખી સકેછે; અને જેના મા બાપો પોતાનુ તથા પરીવારોનુ પોસન કરવાને કેવલ અસાક્તછે, તેઓનાજ બચાંઓ તેથી બેનસીબ રેહયે; માટે તાંહાંની સરકાર કાંઈ સુકતી વાપડીને તે ધરમ ખાતું ચાલુ રાખે તો કેલવાએસી પરજાથી તેના રાજીઆને ઘણોજ ફાએદો હાંશેલ થશે.

આટલી વાત સાંભલેઆ ઉપરથી આ માનવંતા મેહરબાન શેઠના સુભ ધરેહ પાછા સજીવંત પાંમવાના ચીનેહનો એક અડસટો હેવો દેખાઈ આવેઓ હતો કે, કલકતા મધે ચાલતી "રીલાયંસ મરીણ ઈનશુરેંસ" નામની વીમાઈ પેહડી હેસતકથી મુંબઈ ખાતેના એક ખાસ આડતીઆ રોજ ૧૭ મો માહ ૮ મો શેહનુસાહી સાલે ૧૨૪૦ ય૦ થી તેનાઓ થઈઆ હતા; પણ તે ઉપરાંત બીજા કોઈબી ઉપીઓગી ઉદંમ તેઆર બાદ તેવણનો સગીગત થએલો નહીં જાણ્યાને લીધે પરજાએ તે વખતપર જાગેલી રૂડી વકી જાંહાંની તાંહાંજ ઠરી રહી.

શેઠ રૂસતમજીને ૧૮૭૨ નાં જાંનીવારીની ૨૭ મી તારીખે ગાડીમાં બેશીને કેથે જતાં આ નોધ લેનારે છેલ્લા નજરે નજર ભરે જોયા, તારેજ તેવનનો ચેહરો ઉદાશીની નોબતપર ઉડતો જણાયો હતો; પણ તે ઉપરથી કાંઈ એવી વકી રખાઈ નોહતી કે, તે પછેનાં તરણેક મહીનાંની અંદર તેનાની જીંદગી છેક મગરેબને છેડે જઈ પોંહચશે. આ સાહેબની તબીએત કેટલુંક થાઉં કચરાએલી ચાલેઆજ કરતી હતી, પણ નબરવસ પણામા રેહનારાઓને નજર ભુલાવો ખવાડીને શેહજ બીમાંરીમાથી જાલમ જહલંદરનાં પલીદ રોગે એવુંતો પેર મજબુત કીધું કે, તેમનાં જીગરમાથી પાકીજેહ હવા લીધા વના તે બાહેર નીકલેઓજ નહી. આટલુંતો ચોકસ જાંણવું જોઈએચ કે ઈનસાંન જાતની જીંદેગીનુ શેવટ આખનદે મોહતબીજ આવેછે; અને આકેબતનો છુટકારોગી તેથીજ પાંમી સકાએછે; વલેકીન તેને આધીન રેહતાં મોટાંમા મોટા એક અમીરી ખવાસના માંનવીની મોહબતે, અને કીરતીનાં કાંમો તરફની નેધાહએ આલમને એવાંતો દરદમંદ કીધાંચ કે, જરથોસતી ટોલાના અમીલ આકાબરોમાહેલો એક ઝેહલકાટ ભરેઓ હીરો ગાંહબ માંરીને દુનીઆંની નજર આગલથી ય૦ ૧૨૪૧ ના શેહનશાહી ૭ મા મહીનાના ૨૫ મા રોજની પાછલા પોહરે જે ગુમ થઈ ગયો, તેનાં દુખ ભરેઆં મરેણુની ગમખારીમાં નીચલા મરશીઆને કવીતાનો આકાર આપી પરજાની હજુર ધરેઆ શીવાએ તેમનાં કુટંબીઓના સખીઆરા, સારૂં એ કરતાં બીજો કયો ઉપાએ હમોને શુજતો નથી.

ખોદા તાહરી કુદરતની તુને ખબર—કાએદા તાહરાપર રાખી સબર.
આ માહેતંમ પોશાનું કરતાં બયાંન—નું સરજનારની હીકમતનું ધરતાં ધેઆંન.

દેખાએછે કરાંમત જગને અપાર-હોનારત કુંદાવેછે સઉના કપાર.
પણ તે ક્રોધામાથી વલતું નથી-કલાપીટથી કાંઈએ મલતું નથી.
જોઈએચ તો રૂસતમ આ હતો કેહવો-ન થાયો ને થાશે જગમાં તેહવો.
ખરેછે કે તેથીબી હતા સરસ-હપાતોબી કેહવાતા નથી નરસ.
પણ જાએ તેની જગેઆ તો ખાલીજ થાએ-તારેજ તેની વખાંણુબી જગમા ગવાએ.
હતો તે ખુબીનો એવો બરેલો-ખલકતે ખુશીથી પસંદ કરેલો.
સરીમંતનો સાથી ને વેપારનો કોટ-સખાવતમા દરવનો રલ્યોછે ચોત.
પરેહજગારીમા જાંણે કે પીરાંણુ પીર-નમનતાઈમા ખવાસ શખતો અમીર.
બેટો સર જમશેદજી જીજીબાઈનો-તે સાથે લેડી આવાં બાઈનો.
જનમથીજ પાંમતોતો બીશીઆર સુખ-ભોગવેલછે પાછલા દાહાડામા દુખ.
ઈનસાનતો પોતે રૂડું ચાહેછે-પણ કુદરતનું કરવું અંતે થાએછે.
ગણાયાતા રૂસતમ સરીમંત શાહ-પકડીતી કચ કંઈએ તેમની પનાહ.
બવીસના લેખ જારે ગયા ભુસાઈ-તદબીરબી તારે તેવણથી રૂસાઈ. *
ગયો તેમનો દરવ હવાપર ઉડી-નાપેકાર દરદબી આવું કુદી.
જહલંદર તેમનો થયોતો જંસ-ઉપજેઓછે તેનો સરપેને ગંમ.
૧૩ મી એપરેલ ને સનીનો વાર-પાછલે પોહોરના વાગેલા ચાર.
અદારશોને બોંહોતેર ઈસવી સને-તે સાથે જો યજદે જરદી ગણે.
જણાયો તે બારશો એક પર ચાલીસ-ઉંમર જેની અદારની ઉપર તીસ.*
મેહર મહીનાનો આરદે સંગરોજ, (યેહનરાહી)-બાંધેઓ આહીંનત બાહરુરે બોજ.
બલું નામ મેલીને ગયોછે સહી-નેકી તેની દુનીઆંમા પરકાસતી રહી.
કાલબુદતો મટીમા મલી ગયું-પણ રૂહ તેનુ જીનતમા અંમર થયું.
આ લખનાર કેહછે તે સાંભલો ભાઈ-સ્તુતી તેવણની જેઓથી થાઈ.
કે અદનાને આલા ધણી એક વાર-જતાતા કામસર, તેમને દુઆર.
જાંહાં તેવણથી મલતું સરવેને માન-ગવાઈછે નેકીની જબરી વખાંણ.
બોલાયુંછે તેમની નમનતાઈ વીશે-જે જાએ તેઓ તાંહાંથી ન વેહલા ખીશે.
ઈઆરીમા રહેણચ તેમનુ હએરાન-થતું નહીં ખુબીનું વીશેસ બયાંન.
પણ આટલું તો ખચીત કહીએછે ખરા-કે પાછળથી પરજામા પહજરેછે ઠરા.
એવો નર ફરી નહીં કોઈબી જોએ-મયા તેમની ઈઆદીમા સદા રોએ.
ચહીઆ સવભાવે હતો ધીરા-અનજુમને એવો ચહલકતો હીરા.
તે સાથે બાઈઓની બાજુ તુટી-જનમની મોહબત જોડએલી છુટી.
ગરીબોની થઈછે જે પુરી અભાગ-તેઓ તો શોધશે કેયેબી થાગ.
પણ વીધવા બીચારીનો હેથો વીલાપ-મલેઓછે ધુલમા ધણીનો મીલાપ.
લીધો સુખ ખાતર ફરી શીણગાર-ભવીશે તજાવેઓ હઘડાંનો હાર.
કરમમા ન સરજેલું સનસારી સુખ-મેહુ ઘરના એખલાશમા પાંમીછે દુખ.

---

* ઈઆનેં ૧૨૪૧ ય० મા ૪૮ વરસની વએ ઉપલી કવીતાથી જણાએછે, પણ તે સાહેબના જનમ દીવસનો મુકાબલો મેલવતાં તેની ઉપર તરણ મહીના ને ૪ દાહડા વધારે પસાર થયા હતા.
નો० સે०

પણ કુદરતનો એવોજ છે કાએદો–ન જોતાં ગમીમા કાંઈ ફાએદો.
મારચના કરવી ધસવરની પાસ–જે બાખેક પુરેછે સરવેની આસ.
આહો યારો ધરડા, અદાર ને જવાન–કે ખુશી રાખે જીંનતમા તેમનુ રવાન.
તે સાથે કુટંબપરથી ઉતારે કેહર–કુદરત કરે તેઓપર મેહર.
એટલીજ છે, મીસકીનની ખરી અરજ–તે માટેની અદા કરીછે ફરજ.

એ ઉપરાંત આપણી વસતીમા વખણાએલા શેઠ શેરાબજી શાપુરજી બંગાલીએ પોતાની કસાએલી કલમ વટે આ મરહુમ શેઠની યાદગારીમા ચીતારેલા ટુક દોહેરા જે તારીખ ૨૧ મી એપરેલ ૧૮૭૨ ના "રાસતગોફતાર"ની અંદર છપાએલા હમારા જોવામા આવેઆચ, તેને પણ થોડાક ફેરફાર સાથે એક નોંધ તરીકે એટલા માટે હીંઆં દાખલ કરીએચ કે, તે કાબેલ કવીની જોડનીના થોડાજ સબદોમાથી માહભારત મતલબો સહમજાઇ સકાએછે.

લાખો ખરચી, લાખો ખવાડી, ને લાખો કીધા બખશેસ,
તાહડક દીધી હજારોને, પણ તેણે તેને કલેસ.
બાપના કદમ પર ચાલી, ને લીધો તેનો પેસ,
પીતા જેહવો નહી ભાએગ સાલી, થયો દુખી દરવેસ.
ખોદાએ કીધી એટલી રેહમ, કે ટાલેઉ તેમનું દુખ,
બોલાવી લીધો જીંનતમાં, આલેઉ અખઈ સુખ.

આ મરહુમ શેઠે સારા સમેમાં સઘલાંઓની સાથે અનેક તરેહની ખુબીઓ જે કીધી હતી, તેની ઇઆદી પાછલનાં પાતલા વખત પર જોકે ભુલાતી ચાલેલી આપણ સાંભલતા હતા; તોપણ તે સાહેબની તેહવી અપાર ખુબીનો જેટલો પરકાસ હવે ચોમેર ફેલાતો જાએચ, તેટલો સંતોસ તેમના માંનનંતાં કુટુંબીઓને બસ થાતો હશે. આ સાહેબે જેટલાં પરોપકારી કામો જાહેરમાં કરી દેખાડેઆં હતાં, તેટલાંની ઇઆદી બનીચ તેટલી કોશેસથી મેલવીને આ નોંધમાં દાખલ કીધેલીછે; પણ તે ઉપરાંત ગુપત દાંનમા તેનાએ અચરતી પમાડવા જેહવી દયા ખરેખરા ગરીબોની મદદ માટે જે વરસાવી હતી, તેથી તો આલમનો મોટો ભાગ અણજાંણેઓ હોએ તેની કાંઇજ નવાઈ નથી; કારણ કે આ સાહેબ પાશે દોલતનો દરંગ ,થાયો તારથીજ પોતાનાં સગાં સંમધીઓ ઉપરાંત દોસત આસનાઓ, અને નોકરોમાંજ નહી, પણ પોતાની સાથે બાલપણમા નીસાલે બેસીને સીખનારાઓ વઢીકનેબી સાંભલેઆ પરમાણે સખાવત કરવાનુ તેવન ભુલેઆ નોહતા; જેની સાબેતીનો એકજ દાખલો વરતમાંન પતરોની મારફતે જાહેર પડેઆ ઉપરથી જણાઈ આવેછેચ કે, એક દાહાડે આ શેઠ પોતાની ગાડીમાં બેશીને જતા હતા તેહવામાં તેમનો એક નીસાલીઓ જે રસતામા ચાલતો મલેઓ, જેણે વાંકોવલી સલાંમ કરતાંજ તતકાલ પીછાંનીને ગાડી થોભાવી પોતાની આગલ બોલાવી તે સાથે વાતો કરવા માંડી; અને પુછપરેછથી તેનાને માલુમ પડેણે કે, આ સાહેબ જારે પાદસાહી દોલત ધરાવેચ તારે તેનાનો આ ગરીબ નીસાલીઓ પેટના રોટલા માટે જુદે જુદે ઠેકાંણે મેહતાગરીનુ વહીતરૂં શોધતો ફરેછે; જે ઉપરથી આ

બાઓગવંતા માતબર નીસાલીઆએ બીજે દાહાડે પોતીકે પેર તેને બોલાવીને વગર માંગવે બે હજાર રૂપીઆની નોટ એક પરબીડાંમા બીડીને ભેટ દાખલ આપી હતી. આ તો માતરે એટલુંજ થયું, પણ તે ઉપરાંતબી હેવા ઘણાક અસલી દોસતોને જે ઈઆદ કીધા હતા તેની કશી ઈઆદી કોઈ પાસેથી મલી સખી નહી. આ શેઠ જારે ગુજરાત તરફ ફરવા સીધારેઆ હતા, તારે ફકત સુરત શેહરમાંજ આગલની જાહોજલાલી ખોઈ બેઠેલા કેટલાક મોહતાજોના નામો મેલવીને ગુપત રીતે દસથી તે પાંચ, અને બબે હજાર રૂપીઆ સુધીની રકમો આપી હતી; તે વલી હેવી સંતૂખસથી કે તે લેનારાઓને પોતાના નાંમની કશી નીસાંણી બી ઓલખ પડવા દીધી નોહતી. આપણા શેહેર મધે આગલા વખત પર મોટી દોવત સાથે માહબારત મોજકતોની મજેકી ભોગવનારો એક આબરૂદાર ગરહસથ જે હાલસાના દોરમા કચડાઈ બેઠોછે તેનાને માટે કેહબેકે, આ સખી શેઠીઆએ પોતાની જાહોજલાલી વખતે દર મહીને એક હજાર રૂપીઆનો પગાર બાંધી આપેઆ ઉપરાંત, રેહવા માટે એક બંગલો પણ વગર ભાડે દીધો હતો; જે વાતને તે સાહેબ હજીસુધી સંતોસથી ઈઆદ કરતા રેહછે. અને હેવી હેવી ગુપત સખાવતોથી ઘણા આબરૂદાર મુફલીસ કુટંબોને જે સંતોસતા હતા, તેનુ બયાંન થાઈ સખોતુંજ નહી; માટે હાવી સખાવતનો આવાજ તેમનાં મરણ પછે બાહેર પડે, તેમાં આ મરહુમની અપાર ખુબીઓ રોસની પકડતીજ જાએછે. મુંબઈથી તે છેક ગુજરાત, કોકન, અને દખણના છેડાસુધી એટલુંજ નહી પણ તે ઉપરાંત યુરોપખંડના રેહવાશીઓ વટીક તેનાંની સખાવતની સતુતી ગાવામા ભુલતા નહી. આ સખી શેઠના મરણની દુખ ભરેલી ખબર સાંભલેઆથી જગોજગોનાં જરથોસતીઓએ ગમખારી બતાવીને તેમના ઉઠમનાંની કીરીઆઓ કીધી હતી; અને કેટલાક પંઠકવાલા અધીરનાનો એ તો અનજુમનની એલટેમાસને વાહાલ રાખીને જાહેરની કીરીઆ વખતે લેવાતાં બુજેરગવારોની આસાધનાં સાથે આ મરહુમ દાતારનુ નાંમ પણ લેવાનુ સારૂં કીધુંછે; માટે જાંહાંસુધી જરથોસતી તોલાની મલાંમતી હકતાલા સાચવી રાખસે, તાંહાં લુલીક તેમનાં અશો રવાંણુની ઈઆદી મોબેદોનાં મુખમાથી દનરોજ લેવાતીજ રેહસે.

પંચાએત બારો પારસી અનજુમનની સચવાએલી પુંજી સંબંધી દરસાલના શીરેસતા મુજબ સંવત ૧૯૨૮ ના હીસાબની ચોપડીઆ જે છપાઈને બાહેર પડીછે, તેમા આ સવરગવાશી શેઠના મરણીઉક બાબે તેવણના હમસરીક અકાબરોએ કીધેલી ઘણી મોતબર નોંધો જેવા ઉપરથી જણાઈ આવેછેજ કે, આ મરહુમ શેઠનો સંબંધ પંચાએતના એક અધીકારી તરીકે પેહલવેવલો ય૦ ૧૨૨૩ મા જોડાયો હતો; અને તે પછે તેવણ ૧૨૨૮ ના શેહનશાહી બહમન મહીનાના બેહરાંમ રોજથી પંચાએત હસતકની પુંજીના તરસાટી પણામાં સાંમેલ રહીને તેનો અધીકાર હઈઆતીની છેલી ઘડી સુધી દીલચોજીથી માન સહીત જાલવી રાખતાં પોતીકા ભાઈબંધ અકાબરો સાથે બારે ઉલટથી પરબખાતાંઓનો વહીવટ ચલાવેઓ હતો.

આ સખીવજુદ નરે નીપજાવેલાં સારાં કામોની એક ઉતંમ ઇઆદગારી આકેબત સુધી પુખ્તપાએ નીભાવી રાખવાના ખરા હેતુથી તેનાનેજ નામે કોઈ ઉમદા ધરમ ખાતું ઉભું કરવા માટે જરથોસતી અનજુમનની સભાએ નેમેલા માનવંતા મુનસીફો શેઠ અરદેસર ફરામજી મુસ, તથા શેઠ કુંવરજી રૂસતમજી મોદીએ તા૦ ૧૫ મી મે ૧૮૭૨ થી હુધરાંણુ લેવા માંડયું હતું, તારથી તે ૧૮૭૪ ના જાંનીવારીની ૧૫ મી તારીખે છેલો હીસાબ તેઓએ છપાવી પરગટ કીધો, તાંહાંતુલીક ટીપમા ભરાએલા રૂ ૨૭,૧૪૮–૧૯–૪ પઈને પેટે, રૂ ૨૬૫૯૯ ૧૪–૮ પઈ જે વસુલ થઇ ચુકા, તેની કેમેટીના તરણ સાહેબોને નામે વીઆજ આહડતી સરકારી નોટો લઈ રાખેલી છે; અને હુધરાંણી બાકીના રૂ ૫૪૫ જે જે લોકો ઉપર લેણા બોલતા કેહ્ય તેપણ ટુક વખતમા મલી રેહેઆ પછે અથવા તેની અગમજ તે બાબેનો કોઈ રૂડો ઠેડાવ થવાની વકી હવે કાંઈજ વેગલી જણાતી નથી. બીન સવારથથી બજાવેલાં આ માહામુબ કામની અંદર ઉપલા બે બુધીવાન ગરહસથોએ દીલ શોજીથી કીધેલી કોશેસ જેવી માન લાએક વખણાઈએ, તેજુંજ તેનુ પરીણામબી કેમેટીના માનવંતા અધીકારીઓ પાર ઉતારી આપીને સાબાસીનો અધીકો સંધરી લેશે, તારે આ મરહુમ શે-ઠીઆની ઇઆદગારી પ્રચીન પરકાસતીજ રેહેશે. પોતીકા આ માહધરમી હમદીન અકાબર ઉપર આકેબત સુધીની પેઆર નીભાવી રાખવાની ઇઆદીમા ચીનના જરથોસતીઓએ જે હુધરાંણુ અપસ અપસ વચે કીધું હતું, તેમાથી રૂ ૧,૨૦૦ હીંઆંની થાપણમા ઉમેરવા મોકલેઆ, તે ઉપલી સંખીઆમા સમાઇ ચુકેઆછે; અને બાકી રકમ ખરચીને આ મેહરબાન દીનદોસતની આબાં કદની એક સુંદર તસવીર ચીતરાવીને જે અરપણ કીધી, તે હીંઆં સહી સલામત પોંહતા પછે રોજ ૯ મો માહ ૪ થો શેહનસાહી સાલે ૧૨૪૨ ય૦ એ વાડીઆજી શેઠ હોરમજજી બંમનજીવાલાં આતસબેહરાંમ સાહેબના દીવાનખાનામા મેલાવાથી, એકતો દુરદરાજ દેસમા બીરાજતા હમદીન ભાઈ-ઓના સારાં કામની કીરતી, અને બીજુંતો ચીનાઈ હોનરની કમાલીએત વખણાઇ રહીછે.

રૂડી વરતણુકને લીધે આ સાહેબ આપણી સરકારી સેવીંગબેંકમા એક નામીચા અધીકારી તરીકે ઘણી લાંમબી મુદતથી નેમાએલા હતા; તે જગેઆ તેવણના કવખતના મરણે જે ખાલી પાડી, તેથી તાહાંના વહીવટદારોએ હેવી તો ગમગીની ઉપજાવી હતી કે, તે બાબેનુ બયાંન જેટલું લખાએ તેટલું થોડુંજ કેહવાયા વીના રેહ નહીં.

આ આથો નરની કોઈ ઉતમ ઇઆદગારી ઘણું કરી જરથોસતીઓએ પોતામાજ કાએમ રાખવાની કલપનાથી, પરકોમના કોઇબી સખસને સાંમેલ કીધાવીના, જે સભા મેલવી હતી, તે વીશે પરથંમ હેવી ચરચા ચરવાએલી જણાઇ કે બધી વરણના લોકોની એક માહભારત મંડલી મેલવી હોતતો, આ સખી શેઠની સખાવતે કોઇબી નાંતજાતનો કશો તફાવત નહીં જોયાની ઇઆદ-ગારીમા તેમના માન લાએક મોટી રકમ શેહજમા જમાવ થઈ સકતે.

ઉપલી બાબત બોલવામા જો સચાઈ સમાએલી હોતતો, જે વખતે પારસીઓનો સમબ સમજાપો તેજ ટાંકણે તેહવી દલગીરી દેખાડનારા સાહેબોએ તેઓ દરએકની કોમ ઉપર આ શેઠીઆએ કીધેલાં અગણીત હએસાંનનો બદલો વાળી આપવાના હેતુથી, બધાઓ ભેગા મલી એક થાપણ જરૂર ઉભી કરી સખતે, અને તેટલી વાત તેહવાઓની સાહમણે કાંઈજ મુસકેલ જણાતેબી નહી; પણ પારસીઓના આવાહેધાપણાનુ ખાલી બાહાંણુ વચે લાવી ભલાં કામની કીરતી મેલવવાથી જેઓ બેનસીબ રહેઆ, તેઓની સુકરી ખરેખરી ઠપકા લાએક જણાઈ આવેઆ વીશેની દલગીરી સાથે આ માનવતા મરહુમ શેઠીઆના હએવાલની હીંઆ સમાપતી લાવીએછે.



## શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ.

આપણા મરહુમ બારોનેટના આ સરવેથી નાહાના પુતરનો જનમ રોજ ૨૦ મો માહા ૧ લો શેહનશાહી સાલ ૧૧૯૫ મા થાએલો મુકરર જણાયોછે. આ સાહેબ જોકે પોતીકા તોંગર બાપના ગજમા ખરા લાડથી હુધરીને જેમ ખુશી વ ખુરમી ભોગવતા હતા, તેમજ વીદેઆની રૂડી કેલવણી હાશેલ કરવામા મનને સદા રોકી રાખવાની કશી આનસાઇ રાખતા નોહતા; અને તેથી કરી પુખત ઉંમરે પોહચેઆ પછે ગરંથકારીઓની સંકમાં પોતાનુ બાએગસાલીનામ નોંધાવીને બીજા દરવીઅવાન શેઠીઆઓના દીકરાઓ માટે કાબેલીઅતનો એક શીકાર નમુનો જાહેર પાડ્યોછે. કેહવ કે આ સાહેબે જીંદગીની સુખવાળી હાલતમાં, અને તે પછે મલીને સઘળા ૫ પુસતકો પોતાની ખુદ કલંમથી લખી પરગીધ કીધા; તે કાંઇ રોજી મેલવવાની મતનમે નહીંજ, પંણ રાખતી ખેંચીને સંઘરેલી વીદેઆના જાહાડ મધેથી નીપજાવેના હીકમતી ફલનો થોડો શવાદ પોતાના માનવી ભાઈબંદોને ચખાડવાની માતરે હોંશ પુરી પાડવા માટે માલુમ પડેલુંછે. એ પુસતકો મધે:—

શરવેથી પેહલવેહલું "ફીલીદ દાનેશ" નામનાં એક ફારશી રેશાલાનો ગુજરાતીમાં તરજુમો કરીને ય૦ ૧૨૧૮ માં બાપના આશરા હેઠલ પરગટ કીધું, અને તેનુ નામ "તોહફએ જમશીદ" રાખેલ હતું.

બીજુ—"તકવીઅતે દીને માજદીઅશના" નામનુ ૧૨૨૧ મા.

તરીજું—"રાહેબારશા" ૧૨૨૨ મા.

ચોથું—"જોહરે જીંદેગાની" ૧૨૨૫ મા.

પાચમુ—"તૌસીફે જરથોશત" ઈઆને પારસીઓના પેગામબર સત જરથોશતની તારીફમા કેટલાક ફારસી બેહતો જોડાએલા હતા, (જે માહેનાં ૩૭ નો અસન બનાવનાર તો બેહરાત બેહરે દશતુર મુલ્લા ફીરોઝ હતા; અને બાકીના બીજા બેહતોનો બાંની તરજુમો કરનારને માલુમ પડેઓ નોહતો) તે સઘલાઓનો તરજુમો ગુજરાતીમાં રચીને

સાલે ૧૨૩૮ મા બાહેર પાડેલું એક પુસતક કોઈ એવા સખસને અરપણ કરવામાં આવેલું જણાયુંછે કે, આ સાહેબના પાછલા વીપત અને સંકટના દાહડાઓ ઉપર તેમની સાથે એક દોસત અને ખરા હેતુ થાઇ પડેઆ હતા; માટે પોતાનુ ભલું ઇછનાર મદદગારનુ અગણીત હએસાંન માંનેઆ છતાં, તેહેવા ઇસતમીતરનું નાંમ તેમના મરજીને આધીન રહી જાહેરમા લાવેઆજ નહીં.

છઠું—"તજકરીએ ડોસાભાઈ શોરાબજી મુનશી" ઇઆને મરહુમ ડોસાભાઈ મુનશીના જનમારાનો એહેવાલ "ઇલસટરેટેડ લંડન નીઉસ" નામના અંગરેજી પતરમા છપાયો હતો તેના પોતે કીધેલા તરજુમાના ચોપાંણીઆં ૫૦ ૧૨૪૧ માં.

આ ઇઆદી કાંઈ ગરંથમા ગણાઈ નથી, પણ કાબેલીએતની એક ઉતંમ નોધ તરીકે જણાઇછે કે ઇ૦ સને ૧૮૫૭ મા હીંદની આખી અંગરેજી સલતનત સાહાંમણે તેમના નીમકહરાંમ લસકરી સીપાઇઓએ નાફરમાન થઇને ગજબનાક બલવો જે કીધો હતો, તેનું સમાધાન મોટી મુસકેલે આવેઆ બાબે જગત કરતા પરમ કુરપાલુ પરમેશાવરનો ઉપકાર માનવા માટે આપણે માથે હકુમત ચલાવનારાઓના વડા, વાઇસરાએ કીધેલા ઢંઢેરા મુજબ આ ટાપુ ખાતે સગલી વરણના વફાદાર લોકોએ પોતપોતાના ધરમ મકાંણોમા એખીતા થઈ જાહેરમા પ્રારથના જેમ ગુજારી હતી, તેમ પારસી અંનજુમનના અદનાથી તે આલા સાહેબો રોજ ૭ મો માહ ૧૧ મો શેહનસાહી સાલે ૧૨૨૮ ને પેહલે પોહરે કલાક ૯ ને અંમલે વાડીઆજી શેઠ હોરમજજી બમનજીના આતસબેહરામમા એખીતા થયા હતા; જાંહાં તેઓના મજહબને મલતી જસનની પવીતર કીરીઆ પુરી થયા પછે, આ માનવંતા શેઠીઆઓ પંચના અકાબર, સાહેબોની અરજથી ગુજરાતીમાં પોતે જોડેલી બંદગી બુલંદ આવાજે જે વાંચી સંભલાવી હતી તેની નકલ નીચે મુજબ જાહેર વરતમાન પતરોમા છપાએલી જોવામા આવીય.

બંદગી.

"ઓ! સરવ સકતીવાંન દયાલુ દાતાર—તું હમેસગીનો એક ખોદાછે—અને
"તુંજ એક ખરો અને પરસતેસને લાએકનો સાહેબછે—અને તાહરા જેવો
"બીજો કોઈ નથી અને તાહરા શીવાએ બીજો ખોદા પણ નથી—તું એબાદત
"તથા બંદગી સરજાવનારનો સરવેથી મોટો ખાવંદછે—તાહરી જાતે પુર સીફાત બે
"મીસલો માનીનદછે અને સરવેને માથે સાહેબીનો કરનાર તુંજ એક ખરો
"ખાવંદછે—શું બેહસતમા ઇઆ શું આએ જેહાનમા વસનારા લોકો ઉપર તાહરી
"મરજીમા આવેછે તે અએ સાહેબ તું કરેછે—તાહરી કુદરતના હાથને કોઈની
"મકદુર નથી કે અટકાવી સકે અથવા કોઈની તાકાત નથી કે તુહને એમ
"કહી શકે કે "તું શું કરેય" ઓ! ખાલેક બેનીઆજ તાહરી સરૂઆત
"તથા આખેરત છેજ નહીં અને તું હમેસગીનો સાહેબ હતો તથા છે અને
"હવે પછે રેહશે. તાહરી જાત પાકીમા બુલંદ તથા વખાણ નહીં થાઈ સકે તેહવીછે.

"વાસતે ઓ! કરીમે કારસાજ ઓ! બનદેહનવાજ આઅે વખતે હમો
"તાહરી દરગાહમા આજેજી કરતા આવીઅેચ અને એખલાસથી તાહરી જના
"બમા બંદગીને વાસતે હમારૂ સર નમાવીઅેચ. અઅે! બખશેસ તથા દાદના
"ખાવંદ હમો ભારે કુદરતની તથા સરમીનદગીથી હમારા કરેલા ગુનાહોની તો-
"બેસ ચાહીઅેચ—હમો અેટલા સુધી તાહરા ફરમાનથી દુર ગયાચ કે જે
"તેં કરવા ફરમાવેલ તે મારગ તરત છોડી દઈને જે મારગ ગુમરાહી તથા
"બદકારીનો હતો તે એખતીઆર કરેઓચ તેથી આ પરસગે હમો અેટલા તો
"સરમ તથા લાજથી ગરક થઈ ગયાચ કે તાહરી દરગાહ તરફ આઅે હમારી
"આખો ઉઠાવી નેગાહ કરી નહીં સકીઅે—લેકીન અઅે દયાલુ સરવ સકતી-
"વાન દાતાર હમો જાણીઅેચ કે તુ પેઆરમા પુરો અને દયામા રૂડો છે અને
"જે ગુનેહગારો પોતાનુ સીહા મોહડુ તાહરી દરગાહ તરફ કરેચ તેઓને તુ તાહરા
"સરવદા રેહેમથી માફી બખશે છે તેવી હમારા નાપાકી ભરેલા દીનને ધીરજ
"આપીને ભારે નમનતાઈ તથા એઆજરખાહીથી હમારા દીનની મુરાદ તાહરેથી
"ચાહીઅેચ તે તુ બર લાવશે—તુહને ભુલી જવાથી તથા પાપના કરમો કરવાથી
"હમોઅે હમારી ઉપર તાહરો કોફ ખેંચી લીધો તેના અવેજમા હમારી ઉપર
"કેહેર ગુજરેઓ અને હજારો બલકે લખો પરાણીઓ આ ભુમી ઉપર સમસેર
"તથા તુફગનો ભોગ થઈ પડેઆ અને તેમ થવાથી સઘળા પરાણીઓમા ગોયા
"એક આફત પડી અને કોઇને કશુ સુજ પડેલ નહી પણ જેવારે તુ ગુના-
"હોના બખશનાર ખાવંદની દરગાહમા તાહરા કમીના બંદાઓઅે ભારે નમન
"તાઈથી ઘરતો પસતાઓ કરી બંદગી ગુજારી તેવારે અઅે! રેહમના સાગર-
"તુઅે તાહરો કેહેર નરમ પાડેઓ અને તાહરી બે ઇનતેહા બખશેસથી
"હમોને પાછા હમારા દુખમાથી છોડવી મોકલા કરેઆ—અને આઅે સર જમીન
"ઉપર તુઅે પાછી સુલેહ તથા સુખ બખશી અને હમો હવણા તાહરી અપ-
"રમપાર બખશેસ તથા રેહમતથી પાછા અમનો અમાન ભરેના થયા છઈઅે
"એટલુંજ નહી અઅે! કરદેગાર તુઅે તાહરા ગએબના ખજાનાથી હમારે
"વાસતે વરસાદ વરસાવીને આઅે આફત તથા બલામા આવી પડેલી જમીનના
"માથા ઉપરની સઘળી કીસમના દુખ તથા દરદનુ નીવારણ કરીને સરસ
"રીતે હમારા નાતવાન તન ઉપરથી જેહમત તથા દરદ દુર કરેઆ અને
"તાહરા લુતફથી હમારા દુખીઆરા દીનને ખુશીથી પાછા તાજા કરેઆ—તેની
"સુકર ગુજારીમા હમો સઘળા એક દીલથી તાહરી બારગાહમા એક આવાજે
"તાહરી બંદગી કરીઅેચ.

"ઓ! દાવરે દાદગર—ઓ કીરપાળુ સાહેબ હમારા ગુનાહોથી દર ગુજરથા
"અને હમોને નેક તથા ભલે મારગે ચાલવાની પાછી હેદાયત બખશ કે તેમ
"થવાથી હમોને ભુડા કરતુકોથી દુર રહીને તાહરી બખશેસથી જે આઅે
"જીંદેગાની ભોગવીઅેચ તે તાહરી ઇબાદ તથા સારા કામો કરવા પછવાડે
"ગુજારવામા આવે.

"અઅે! પરવરદેગાર હમારી નામદાર રાણીને વાસતે તાહરી બાર-

સખાવતના કામોમા આ સાહેબે સખી દીલથી ખરચેલી રકમો વીશેની ચોકસ સંખીઆ તો તેવણના જીગરનેજ રોસન હોવી જોઇએ; પણ જેટલી વાત જાહેરમા આવીચ, તેટલીનેજ હીંઆં નોધી લેતાં જોકે તેનો એકંદર સરવાળો રૂ ૧,૬૫,૩૫૫ નો જણાએછે, તોપણ તેટલાંથીજ તે સંપુરણ થએલી કેહવામાટે હમો લગરીક અચકાઇએછે; કેમકે તેથીબી વીશેસ ગણાવવી જોઇએ, પણ વીગત વીના માલુમ પડી સકેજ નહીં

૧૨૨૪ મા, લંડન ખાતે "પેટરીઆટીક" ફંડની મદદ માટે મોકલેલા રૂ ૨,૫૦૦

૧૨૨૮ મા વીકટોરીઆ મીઉઝીએમ તથા ગારડનના હુધરાંણામા ભરી આપેલા ............................ ૧૨૫

૧૨૨૯ મા, પોતાના મરહુમ પીતાની વરશીને દાહડે મુંબઈની સમાલકાઝ કોરટના હોકુમનામાથી કરજ માટે કેદખાને પડેલા ૩૬ જણાઓને છોડવેઆ તેમા આપેલા રૂ ૬,૦૦૦ અને તે પછે ૧૨૩૧ મા એજ સાહેબની ચોથાં વરસની બાજને દાહાડે કેટલાકોનો કરજમાથી છુટકો કરી આપેઓ તે સખાવતની સંખીઆ રૂ ૩૦૦૦ ની જણાઇછે તે મલી.............................. ૯,૦૦૦

૧૨૩૦ મા, મરહુમ વાડીઆજી સાહેબ નવરોજજી જમશેદજીના પુણ માટે ગોદી ખાતેના ગરીબ સુંથારોનાં પેણસન ફંડમા ભરી આપેલ................................... ૭૫૦

૧૨૩૨ મા કછમાડવી તરફ લાગેલી આગ અંદર પાએમાલ પાંમેલાઓને પેરો બાંધી આપવાની મદદ માટે રૂ ૫,૦૦૦ તથા ખોરાકી પોંહચવાની તેમા ખરચાએલા રૂ ૧,૫૦૦ મલી કુલ.. ૬,૫૦૦

૧૨૩૨ મા સેંટવીનસેંટ-ડી-પાલના હુધરાંણાની ટીપમા ભરી આંપેલા. ૭૦૦

૧૨૩૨ મા વરોડરા ખાતે અમરોલી ઉતરાણના રેલવે મડક આગલ "લીટરેરી તથા મીકાંનીકસ ઇનિસટીટુટ" વાલાઓના માગેઆ મુજબ "હારમોણીઆં" નામનુ વજનતર અપાવેઉં તેના .. ૭૦૦

૧૨૩૨ મા કલકતા ખાતેના સીપચાંડલર કપતાન ગારદન તથા તેની બાએડી મરણ પાંમેઆને લીધે તેઓના છોકરાંઓ જે બીન આસરાના થઈ પડ્આં હતાં, તેઓની પરવરેશી માટે થાએલાં જાહેર હુધરાણાની ટીપમા ભરી આપેલા.................. ૧,૦૦૦

૧૨૩૩ મા નામદાર સર જમશેદજી વાલી, તથા એલફીનસટન હાઇ સ્કુલના પારશી છોકરાઓને ટાંઉન હાલની અંદર ભેગા કરીને, અંગરેજી ગવઇઆઓએ કીધેલી ગમત દેખડાવી તેનો ખરચ એનાએ આપેઓ ........................................ ૧,૦૦૦

૧૨૩૩ મા, આ સાહેબ જારે વરોડરાની શેહલથાએ શીધારેઆ હતા, તે વખતે વરતાલ નામની જગેઆ આગલનો એક પુરાંણો તલાવ જે ઘણીજ બીસમાર હાલતમા જણાયો, તેની મરાંમત કરાવી આપી ........................................ ૫,૦૦૦

૧૨૩૩ મા, જમશેદી નારોજની ખુશાલીમા વરોડરા ખાતેની જેલમા પડેના ગરીબ દેવાદારોને તેઓનુ કરજ આપી છોડવેઆ, તથા તે ઉપરાત શેહરમા, અને લસકરી મદદ આગલ એકેડી ધરમગના બંધાની આપી તેના મળી બધા............ ૧૫,૦૦૦

૧૨૩૩ મા, નવસારી કસબા પાશેના ટવરી ગાંમમા બંધાએલું નવું દેખમું શેહનશાહી ૭ મા મહીનાને ૨૯ મા રોજે ઈજાયું, તે વખતે જસણમા સામેલ થએલા પારસીઓને માટે રેલવેની આવની તથા જની તરેણી આ સાહેબે મેલાવેઆ કીધી, તથા તે ઉપરાંત તીરથ ટાંકણે ગાંમની નેઆત જમાડી તેના.... ૧,૫૦૦

૧૨૩૩ મા, આમદાવાદની "વરનાકીઉલર સોસાઇટી"ના સીકરેટરી મી૦ ટી. બી. કરટીસને એક રકમ સપુરદ કરતાં હેતું ફરમાવેલ હતું કે, જે વીદેઆરથી સરસ નીબધ લખે તેને દરસાલ રૂ ૧૦૦ નુ ઇનામ (આ શેઠના નામથી) હેનાયત કરે. [આ કરાર મુજબ કેહચકે ૧૨૩૬ મા ગુજરાતી ભાશાની ઉતપતી સંબંધી સરસ નીબંધ લખનારા તાહાના શાસ્ત્રી વીરજલલા કાલીદાસને રૂ ૧૦૦ નુ એક ઇનામ આપવામા આવેલ હતું, અને તે મુજબ બીજાઓનેબી આપેલ તો હજેજ પણ તેની ખબર માલુમ પડી નથી.] ઇનામની રકમ ઉપજે તેટલા આપેલા.. ૨,૫૦૦

૧૨૩૩ મા, અંમદાવાદ તરફ જનારા પારસીઓના ઉતારા માટે એક ધરમશાળા બંધાવી તથા તેમા સામાન સરંજામ ગોઠવી આપેઓ તેના મળી કુલ આપેના........................ ૧૦,૦૦૦

૧૨૩૩ મા, સુરતની જેલ અંદર હલકી કીસમના કરજદારો જે કેદ હતા, તેઓના છુટકારા માટે કીધેલી સખાવતના.. ....... ૧,૫૦૦

૧૨૩૩ મા, રાદેલ તથા વરોડરાની સ્કુલ ફંડમા નીમોનીમ ભરી આપેના........................................ ૧૦,૦૦૦

૧૨૩૩ મા, ભરૂચ ખાતે હાસપીટલ બંધાવી આપી તે ઉપર ખરચેના ૩૦,૦૦૦

૧૨૩૩ મા, પુણાખાતે મલકમના તલાવની પછવાડે આવેલી રોમન લોકોની "કેઆથોલીક કનવેંટ" મધે રેહનારા ગરીબ ખ્રીસતીઓના છોકરાઓને પોતાની વરસ ગાંઠને દાહડે નવા કપડા કરાવી આપેઆ તેમા ખરચાએલા રૂ ૨૫૦૦, તથા તે મકાનના ફંડ માટે મદદ તરીકે આપેલા રૂ ૧,૦૦૦ મળી કુલ...... ૩,૫૦૦

૧૨૩૩ મા, મીઆવક્ષ બીન હોરમજદીઆર નામનો ઇરાંની જરથોસતી, જે આ શેઠને ફારસી શીખાડનારો મુનશી હતો, તેને મઝગાંની વાડીના તથા અનજીર બાગના ભાહડપણો ઇજારે આપેનાં હતા, તેની બધી પેદાએસ પોતે પચાવી દીધા છતાં કરાર મુજબ નાણાં નહી ભરેઆં તેની માફી બખશેલા .............. ૩,૦૦૦

૧૨૩૩ મા, અમદાવાદ ખાતે હેમાભાઈ ઈનસટીટુટની મદદ માટે રૂ ૧,૫૦૦, તથા તેની અદર અગરેજી વીદ્યાનો અભીઆસ કરનારાઓ માહેલા સરસ નીવરે તેઓને ઈનામ તરીકે પહોચી આપવાના રૂ ૫૦૦ મળી કુલે ........................ ૨,૦૦૦
૧૨૩૫ મા, ઓરીસા તરફ પડેલા ભયંકાર દુકાલ ટાકણે તાહાના રીલીફ ફંડમા ભરી આપેલા ........................ ૨૦,૦૦૦
૧૨૪૧ મા, સુરત ખાતે એક લાખેક નીસાન આ સખી નરના આસરાથી બધાઈને તઈઆર થઈ, તેની બીના હેઠળના અલાહેદા ફકરામા વીસતારી જણાવેઆમા આવશે, તે ઉપર એવણથી ખરચાએલાની વીગત નીચે જાહેર કરીએછે.

| | |
|---|---|
| મકાણ બાધવા માટે સરકારને સોફી આપેલા.... | ૩૫,૦૦૦ |
| સ્કુલ તઈઆર થવા આગમજ જે પેઠની અદર ગરીબના છોકરાઓ સરકારને આસરે શીખતા હતા, તેનુ ભાડુ દર મહીને રૂ ૩૦ લેખે તરણ વરસવેર જાથુક આપેઆ કીધું તેના કુલ.... | ૧,૦૮૦ |
| નવું મકાણ બાધવા માટે લેવાએલી જગેઆ ઉપર અસલમા કાટપોતેઆ લોકો જે રેહતા હતા, તાહાથી તેઓને કાહડી બીજે ઠેકાણે રેહવા માટે આ શેઠે બંધાવી આપેલા ઝુપડાઓ ઉપર ખરચેઆ. | ૩,૦૦૦ |
| | ૩૯,૦૮૦ |

આ શેઠીઆની જાહેર સખાવતમા જણાઈ આવેલા રૂપીઆ ૧,૬૫,૩૫૫

સુરત શેહરમા જાહેર કેલવણી માટે સ્કુલની સરૂઆત, સાભલવા પરમાણે ઈ॰ સને ૧૮૪૨ ના જાનીવારીની ૨૭મી તારીખથી થઈ હતી, જે વેલા આપણા માનવંતા હીંદુ મીતર મી॰ દાદોબા પાંડુરંગના હસતકમા માસતરનુ વડાપણ જારે સોફાણુ, તારે તેમની પાશે શીખવા આવનારાઓની સખીઆ ૩૦ ની હતી. ૧૮૪૩ મા જારે મરહુમ મી॰ ગ્રીને તેનો હવાલો લીધો, તારથી છોકરાઓ વીસેસ આવતા રહીને પેહલા ૫૮ જણાયા, પણ તે પછે ૧૮૪૪ થી દરસાલે વધારો થતા ૧૮૪૮ મા વડા શીખશકે સુરત છોડીઓ તે વખતે બધા મલી ૩૦૦ છોકરાઓ તેમા સમાઈ રહેના કેહવાયા હતા. એ વખતપર કેહછેકે, તાહા ગણીતનુ ગનાન બહુ અપાવાને લીધે ઉપની સખીઆમાથી વીશેસ વધારો થઈ ૧૮૫૬ મા મી॰ ગ્રીને તાહાનો હવાલો બીજાકુન છોડીઓ તાહાતુલીક ૪૧૪ છોકરાઓ ઉભાઈ જવા લાગા; પણ તેના શીધારેઆ બાદ પાછી તેમા ઓટ થતી જણાઈ ૧૮૫૮ તથા ૧૮૫૯ મા મી॰ નદરાકર પાશે સ્કુલના હવાલા વખતે ૩૪૧ છોકરાઓ આવતા માલુમ પડતા હતા એજ વખતે મુબઈ ખાતે યુનીવરસીટી નામની મોટી મદરેસાની સથાપણા થવાને લીધે ગણીત વીગેરેનો કેટલોક અભીઆસ જો પણ તાહાની સ્કુલમાથી ઘસડાઈ જવા લાગો તો પણ કેલવણી એટલી તો જહડફથી અપન આલતી હતી કે તે માહેના પેહલા ૪

છોકરાઓએ ૧૮૬૩ મા મેટરીકીઉલેસનની પરીખસા પસાર કીધી હતી; એજ વરસમા તે સ્કુલની બે સાખા થેડવીને તે માહેલી એક ગોપીપરા મધે કાહડી હતી, તેઆરથી તે ૧૮૭૨ સુધીમા કેહવકે સઘના મલીને સુરતની હીખસક સાલાએ ૮૪ છોકરાઓને મેટરીકીઉલેસનની પરીખસામા પસાર કરાવેઆ હતા, જેઓ માહેલા ૨૮ જણાઓએ જે પદવી મેળવી તેની વીગત નીચે આપીએ છઈએ.

૩ એમ. એ. ની. ૪ એલ. એલ. બી. ની.
૧ એલ. સી. ઈ. ની. ૮ બી. એ. ની.
૧૨ એફ. એ. ની.
૨૮

હાવી રીતનુ માન મેળવનારાઓ ઉપરાત કેટલાક જણાઓ ડેપીઉટી માજેસટરેટ વીગેરેના ઓહદા ભોગવેછે, એટલુજ નહી પણ આખી ગુજરાતમા ઘણુ કરીને સુરતીઓજ સરકારી નાખવા મોટા ઓહદાનો હક મેળવી સકેઆછે; કેમકે તે લતામા કેળવણીનુ બીઈ પરથમ તેઓના શેહેરનીજ રોપણીમા વવાએલુ હતુ.

હાવી માહભાગત કેળવણી લેવા આવનારાઓના સમાસ માટે એક જાદુકના મકાણની જે ખુટ દેખાઈ, તે પુરી પડવાનુ સરેનેથી પેહલવેહલુ માન આપણા હીંદી ઉમરાવના આ હાતમ દીનના નાખવા પુતરે જે હાશેલ કીધું, તેમ જો તેવનનો સખી દસત લંબાયો ન હોત તો તે રૂડુ કામ કદાચજ પાર ઉતરતે. તે મીલકતનુ કામ વલી હેવા વખતપર જારી કીધામા આવેલ હતુ કે, એમારતોના બાધકામના સઘળા સરનજામ ઉપરાત કારીગરો તથા બેગારીની અનીઅત મોઘવારી ચોતરફ ચાલુ રહેલી હતી, તોપણ આ સુરા શેઠ સોરાબજીએ પેહલવેહલા જે રકમ ઉદાર મનથી સરકારને હવાલે ચોકી, તે સઘલી બાધકામમા પેસી જતા વધારે નાણા જે જોઈતા હતા, તેપણ બીજી વાર આપોને ઉપલી ટીપમા જણાવેઆ મુજબ રૂ ૩૫,૦૦૦ ની એક પાનસાહી રકમ મુગની ભાઈબહેનોના સુખ સારૂ સદકે કીધી, તથી આ પુનવના ગરરમથની નામદારી તેમના વંસપરમપરા તુલીક વખાણ પામતી રેહશે.

એ મદરેસાને માટે મકાન બાધવાનુ કામ ઈ॰ સને ૧૮૬૯ થી સુરૂ કીધામા આવેઆ પછે ૧૮૭૧ ની આખરીએ સઘલું સમાપત થયુ તેનાં શેઠ સોરાબજી તથા નામદાર સરકાર પાસેથી મસેલી નીનોનીમ ર॰ને રૂ ૭૦,૦૦૦ ઉપરાત તાહાના લોકલ ફંડમાથી ૧૭,૦૭૩, જે લેવા પડેઆ, તે દુનેઉના કુલ રૂ ૮૭,૦૭૩ ની કીમતે એ સકુલ ગણાયા પછે તેના વાસ્તે મહુરતની કીરીઆ તા॰ ૮ મી જાનુઆરી સને ૧૮૭૨ ને રોજે મોટી ધામધૂમથી તાહા થાઈ હતી; જે વખતે હાવા સુભ કામને પેહલેટ રૂ ઉધરાણી દેનાર શેઠ સોરાબજીની સતુતી ઘણા માનથી ગવાઈ; અને તાહાના ડેપ્યુટી કલેકટર નીચ॰ નરનદાસ સાકરે દોહેરાના આકારમા જે બાસાન કરી સબંધવૃત્ત ર્દુ, તે નાહેરો દેખી એકજ દોહેરો જે ગુજરાત મીતરે છાપી ચુકેલ તેનો નોંધ મોટા હરખથી અતરે લઈજીએસ.

મંદીરના વસાહુંતાસું; પુરણ થાઈઊ સુભ કાજ,
નરમદ કહે જેમ્બ જેમ્બ ભણો, શારસવતીનું આજ.

સ્કુલની બાપકાદાર એમારત વીશે તાંહાંના સેઠો એટલીતો તારીફ કરેચ કે, આખાં સુરત શેહરમા એ જેહવું શોભાએમાંન અને સુંદર મકાંન બીજું કોઈજ જોવામા આવતું નથી; અને તેમાં બીજી શોભા એ સમાઈચ કે એ સ્કુલના મોટાં દેવાંનખાંના મધે આપણા હાતમસાની મરહુમ ઊમરાવ સર જમશેદજી જીજીભાઇ બારોનેટનુ એક રલીઆંમનુ બાહવલું* મોટાં આદરમાન સહીત ગોઠવાયુંચ; જાંહાં પોતાની હઈઆતી વખતે તેમને હાથથી તથા તેઆર બાદ તેવનના બરખુરદાર બેટાઓથી થએલાં ધરંમનાં અગણીત કામોની એક ખરી ઈઆદદાસતનો ઊતંમ નમુનો રોજે રસતા ભેજતાંઊ ખીરાજતો રેહશે.

આ શેઠ જેમ સુલેહના અંમલદારોની સંક્ મા ઘણી મુદતથી સમાએલાછે, તેમ યુનીવરશીટીના ફેલોઝનુ ફીરતી બરેઊ માનબી મેળવતા રેહછે; અને તે ઉપરાંત બીજા કોઈ ઉપીયોગી ઓહદા તેવન ધરાવતા હોએ તેની ખબર જાહેરમા જણાતી નથી.

શેઠ શોરાબજી સારી વરતણુકની સભીઅતા સાથે સવતંતરપણું જે અસલથીજ દેખાડતા આવેચ, તેના કોઈ બેસુમાર દાખલાઓમાથી હાલનો છેલોજ જાહેરમા મેલશું તો તેથી બધાની સાહદત એકજ સરીખી સાહમજાઈ સકાશે. પારશીઓના દાખમાંનાલાં પવીતર મકાંણની અંદર આપણા પોલીસ ખાતાએ ઇ૦ સને ૧૮૭૩ના મારચની ૨૭ મી તારીખે મજદીઅસની મજહબનો કાએદો તોડીને બેધડક દાખલ થયાથી એ પુરાતંમ કોમને જે અતીઅંત દુખ ભરેઊ અપમાન પોંહચાડેઊ, તે બાબેની ફરીઆદ નામદાર સરકારની હજુરમા નમનતાઈની રાહે મેલવા બાબે અનજુમન તરફથી આ સાહેબે વાડીઆજી શેઠ નવરોજજી માણેકજીને પોતાની સાથે ભેગા રાખી જે આગેવાણી ઊચકી લઈને પાંચ હજાર સહીનુ એક રેકુવીઝીસન પંચના માનવંતા પાંચ અકાબર સાહેબોની શેવામા મોકલેઊ હતું; તેનો તાંહાંથી આવેલા જવાબ જાહેરમા ખાતરી ભરેઆ નહીં જણાયા ઉપરથી એજ હીંમતવાન શેઠ, જોકે પંચના પરમુખ તરીકે પોતાના વડા ભાઇસાહેબ હોવા છતાં, સારી સલુકાઇને સવાધીનમા સાચવી રાખી પરજાનીજ પક્ષ ખેંચવામા શેવટ સુધી સાંમેલ રહેલા સંભલાયાછે. એ જવાબ ઉપર વીચાર કરવા સારૂં સપટેમબરની ૧૨ મી તારીખે શેઠ શોરાબજીએ થોડાક ગુણવંતા ગરહસથોને પોતાને દોલતખાને નોતરેઆ હતા, તે વખતે તેઓની હજુરમા (આવનારા સાહેબોનો અવલમા ઉપકાર માણેઆ પછે) જે ભાસાંણ વાંચી સંભળાવેઊ તે નીચે મુજબ માલુમ પડેઊછે.

---

* એ ઉપરાંત બીજાં બે બાવલાંઓ શેઠ શોરાબજીના ખાસ ખરચથી બનેલાં જુદે જુદે મકાણે મેલાએલાં જે માલુમ પડેચ, તેમા એક સર જમશેદજી હાસપીટલ અંદરની ગરાંટ મેડીકલ કાલેજમા, અને બીજું સર જમશેદજીની સખાવતથી કોટમા બંધાએલી મોટી સ્કુલની અંદર જોવામા આવેછે. ના૦ શે૦

"આપણા જરથોસતી ફીરકાની તરફથી ૫૦૦૦ સહીનુ જે "રેકવીજીસન"
"આપણા માનવંતા અકાબર સાહેબો ઉપર પારસીની પંચાએતના ફંડના તરસ-
"ટીઓ દાખલ તા૦ ૬ ઠી આગસટ (૧૮૭૩) ને દને રવાંણા કરવામા આવેલ
"હતું, તેનો જવાબ ચાલતા માસ (સપટેમબર)ની ૪ થી તારીખે વાડીઆજી
"શેઠ નવરોજજી માણેકજી તથા હમારા જોગનો પુગાથી તરસટી સાહેબોના
"માંગવા મુજબ હમોએ ગુજરાતી તથા અંગરેજી વરતમાન પતરોની મારફતે
"પરસીધ કરાવેઓ. તેવાર પછે હમારા જોવામા આવેલ કે તરસટી સાહે-
"બોના વાલેલા જવાબથી આપણા રાંક તથા એક મારગી ટોલાના ઘણા બરા
"ભાગના દીલ દરદમંદ થઈ આવેઆં અને ચોમેરથી પોકાર ઉઠેઓ કે આપણી
"દાદ પંચાએતના ફંડના તરસટી સાહેબોએ કશી લીધી નહીં.

"એ સાહેબોને "જે રીકવીજેસન" આપણે મોકલેલ તે મધે કોઇબી રીતનુ
"દબાંન એઓ ઉપર આપણા તરફથી મુકવામા આવેલ નોહતું. આપણે
"એવણ સાહેબોને આપણી કોમના આગેવાંન સહમજી જે માગણી લાએકી
"ભરેલી રીત કરી હતી તેથી તમો સરવે સાહેબો જાંણીતાછો. આપણે જે મત-
"લબ ધારી હતી તે એઓ સાહેબોની મરજી ઉપર રાખી હતી, તેમા આપણી
"મતલબ એ હતી કે આલબલેશ બાગમા એક જાહેર સભા બોલાવવી અને
"જો તેમ કરવાનુ તરસટી સાહેબોની નેક નજરમા દરુરાત નહીં દીસે તો
"ડુંગરવાડીની મીલકતના તરસટીઓ દાખલ તમોએ નામદાર સરકારની ઉપર
"મોકલવા, એક અરજી તઈઆર કરાવીને જેમ તેઓ સાહેબોને સલાહ મલે
"તેમ તે અરજી ઉપર તેઓએ પોતે સહી કરીને અથવા તેઓ સાથે અન-
"જુમનના બીજા કેટલાકોની સહી લઇને આપણી નામદાર સરકારના ઉપર
"મોકલી આપવી.

"હવે હાવી સલુકાઈ ભરેલી આપણી અરજને જારે તરસટી સાહેબોથી
"વકી નહી રાખેલા જેવો વગર આકારનો જવાબ મલે તારે કોઈબી શેઆણા
"પુરુસનુ દીલ દુખેઆ વના રેહ નહી. તરસટી સાહેબોએ હાવી કીસમનો
"જવાબ મોકલવાનો સબબ આપણને કાંઈ માલુમ પડતો નથી તેથી કરીને
"આપણી માંગણી રદ જવા બાબે જે ગુસ્વારો પેદા થાએછે તથા આપણા
"ટોલામા જે નારાજી પેદા થઇછે તે ઉપરથી આપણને સજાવારછે કે અતરે
"ભેગા મલી અપસ અપસમા ખાનગી રીતે ઘટતી મસલેહત કરવી તથા
"હવડાંજ ઇઆ હવે પછે કાંઈ ઘટતો બોલાશે મેલવવા અથવા ટોલાનાં લોકોને
"ધીરજ પેદા થાએ હેવા કાંઇ ઉપાયો વીશે વીચાર કરવા તમોને તસદી આપીચ,
"તે ઉપાયો શું કરવા તે હમો પોતે જણાવા માંગતા નથી; લેકીન તે બાબે
"તમારી નેક સલાહ તથા મસલેહતની ઉમેદ રાખી જણાવીએચકે તમો દર
"એક સાહેબોએ છુટથી જે કાંઇ મુનાસેબ મારગ દીશે તે વીશે વીચાર આપવા.
"આ જગોએ હમોને જણાવવાની ફરજછે કે આ માંગણી જે હમોએ તમો
"સાહેબો આગલ રજુ કરીચ તેની મુલ મતલબ માતર તરસટી સાહેબોના
"તરફથી મલેલા જવાબની ઉપરજ વીચાર આપવા વીશેછે."

નીખાલસ મનથી શેઠ શોરાબજી બોલી રહેઆ પછે બીજા ઘણાક સાહેબોએ પોતપોતાના છુટ ભરેલા અભીપરાએ કહી સંભલાવેઆ, તેમાથી સાર અંતે હેવા નીકલ્યોકે પેહલાં "રેકુવીજીસન" ઉપર સરવે સહી કરનારા, તથા તે લખાણની મતલબને મલતા બીજા સાહેબોની એક જાહેર સભા આએજ શેઠીઆએ બોલાવવી.

ઉપલા ઠેરાવ પરમાણે આ શેઠીઆએ તેમના હમસરીક વાડીઆ નવરોજજી માણેકજીની સાથે જાહેર ખબરની મારફતે જરથોસતીઓને તારીખ ૨૨ મી સપટેમબરે આલબલેસ બાગમા હાજર રેહવાના નોતરાં કીધાં; જેને માન આપી બે હજાર સખશો તાંહાં આવી મલેઆ હતા. જોકે એ વખતે ધરમની પવીતર જગાપર પોંહોચેલાં અપમાનનુ દુખ ખમનારા બધી કીસમના (જેમા પેહલા તથા બીજા વાગાનો ભાગ વીશેસ સંભલાયોછે) પારશીઓનો જુરશો જબરો ઉસકેરાયલો કેહવાતો હતો, તોપણ સત રેહમતછે તેઓના ગંભીરી ખવાસને કે હાલા જથામા જમાવ થએલા ગહરસથોએ સરૂઆતથી તે શેવટ સુધી એકજ સરીખી રીતે તારીફ લાએકની ચુપકીદી પકડીને સભાની અંદર કેટલાક સાહસીક સખશો હસતકથી થતું કાંમ સાંતપણે જે સાંભલેઆ કીધું, તે બાબેના આગમજથી કરી રાખેલા બંદોબસત વીશેની બધી સાબાશી સભા મેલાવનારા આ બેહુ સાહેબોને મલેલી માલુમ પડીછે.

સરવે સભાસદો પોતપોતાની બેઠક પર બીરાજેઆ પછે સરનસીનનુ માન આ સકરમી શેઠને મીજલસ તરફથી જેવું હીનાયત થયું, તેવાજ પરમુખની ખુરસી લઈ સભાનુ કાંમ હેઠલ જણાવેઆ પરમાણે પોતે સરૂ કીધું.

"મીજલસના સાહેબો,

"આજ રોજે તમોને તસદી આપવાનો સબબ જાહેર ખબરો તથા "હેંડબીલોની મારફતે તમો સાહેબોને બાખુબી રોસન થયો હસે, અને હમો "આસા રાખીએછે કે તમો પોતે કબુલ કરસો કે, જે કારણસર આપણે "આજ દને અતરે ભેગા મલેઆ છઈએ તે સવભાવીક રીતે જોતાં, ગંભીર "અને જોખમ ભરેલો સબબછે. જોખમ ભરેલો કાંઇ એમ નહીં કે તે "કારણને હાર પાડતાં આપણે કાંઈબી ધાસતીમા આવી પડતા હોઈએ ઇઆ "આપણા સર ઉપર કોઈનો દરોકો ઇઆ ડર હોએ; પણ હમો આજના મેલાવ"ડાને જોખમ ભરેલો એટલાજ માટે ગણીએછે કે, આપણા એક મારગી અને "અસરાફ ટોલામાના ચોકસ માનવંતા ગરહરાથો જેઓ તરફ આપણ સરવે "ઘટતી રીતે આબર તથા ઇજતની નજરથી જોઈએ છઈએ, અને જેઓ "તરફ હમારી પરીતી. તથા ચાહ અકસર કરીને દોડેછે, તે સાહેબોની મર"જીથી વેગલા જઈને તેઓની રાહ અને તેઓના મતથી ઉલટા વીચારો "જાહેર પાડવાને આપણ અતરે મલેઆ છઈએ; તેથી કરીને મીજલસના "સાહેબો, આપણ એક તરેહનો જોખમ માંથે લઇએ છઇએ. અને તે "જોખમને ધેઆનમા રાખીને આજનુ કાંમ જેમ કરીશું તેમ, તે કાંમને "વધારે આસાંનીથી તથા વગર ધાસતીએ સરંજામ પોંચાડવાને આપણ સાંમ-

“રયવાન થઈશું. જે આગેવાન સાહેબોના આવેલા જવાબ ઉપર આપણુ વીચાર
“કરવાને એખતા મલેઆ છઈએ, તે સાહેબોની સાહમે એવી રીતનુ જાહેર
“સભા ભરી કદીની પગલું ભરાએલું નહીં હોએ એવું હમો હમારી સાધારણ
“અજમાએસ ઉપરથી કહી સકીએછે. તે સાથે આપણ હીંદુસતાનમા આનેઆ
“પત્રેની આ પેહલીજ અને હમો આસા રાખીએછે કે છેલી સભા હશે.

“બીજું આપણા ટોલાની તવારીખમા હેઠું કદમ ભરેલું પણ નહીં હશે,
“વાસતે હેઠું એક કદમ પેહલી અને હમોએ ઉપર જણાવેલ તે મુજબ છેલી
“વેલા ભરતી વખતે, આપણુને ઘણી ફીકર અને ભારે સભાલ રાખવાની
“જરૂરછે. આપણને આ માનવંત અફામર સાહેબોની આબરૂ ઈજત તથા
“હોરમતનો પુખત વીચાર ધેઆનમા રાખવો સજાવારછે; એ સાહેબો આપણા
“ટોલાના ફંડો તથા-આપણા ફીરકાની મીલકતો, જે આપણા બુજોરગવારો
“એકઠી કરી ગયાછે, તે સઘલાંની દેખરેખ વગર હાંસલ રાખીને તેનો વહી-
“વટ કેહવી મનમાનતી રીતે ચલાવેછે, તે તરફ નેગાહ પોંહચાડતાં, આપણને
“એ સાહેબોની જાહેર બજાવેલી શેવાને યાદ કરી તેમના તરફ મસતાની નજરથી
“જોવું ઘટમાનછે. આપણા નેઆગાનોની તથા હવે પછે થતી આપણી છેલી
“આગમગાહની મીલકતો ઉપર ગુજરેલી જાસતીની વેના, આપણા ટોલાના
“ફસી પડેલા ભાઈબંદોની મદદ તથા તેવણની યારીએ પોહચવાને વાસતે, એ
“તરસદી સાહેબોએ જે મેહનત ઉઠાવી ખરચ કરેઓછે, તેનુ હેસાંન આપણે
“ભુલી જવું ન જોઈએ. એવી તેઓની સઘલી સફકતો તથા મેહરબાંનીઓ
“સાથે આપણે યાદ રાખવું કે, એવા બીન ગરજાઉ માનવત તરસદી સાહેબોથી
“એનાહેધા પડી મસલવરત કરવા માટે આપણે જે ભેગા મલીઆ છઈએ, તે
“બાબે આપણી પાસે પુરતા અને ખાતરી ભરેલાં કંઈ મજબુત કારણ હોવા
“જોઈએ. આપણા ફીરકાની હાલત કેટલીક વીચાર કરી જોતાં બારીક માલુમ
“પડેછે. આપણા જરથોસતી ટોલાને માથે કંઈ મુસકેલી ધમા ધાર આવી પડી
“હોએ તેમ ઘણી તરફથી ઈનતેજારી ખતાવેઆમા આવેછે; તેહવા મુસીબત
“ભરેઆ હઈઆમમા આપણા તરસદી સાહેબોને એ દુખ ભરેલી બાબદ સાથે
“અતલગનો સંબંધછે તેઓથી જુદા પડતાં આપણથી જાહાંમુધી બને તાંહાંમુધી
“પરહેજ રેહવું; અને એમ કરતા આપણી અતલગની ફરજ અદા કરવા જતાં
“કદાચ આપણને તે સહેબોના વીચાર તથા તેઓની મરજી વીરૂધ જવું પડે
“તો, તેમ કરવા જતાં પણ ઘણીજ સંભાલ રાખી લાએકી ભરેલી રીતે
“વરતવું સજાવરછે.

“હમોને જણાવવાને ભારે દલગીરી ઉપજેછે કે માઠા બાએગે હાલ જે
“સબબથી આપણ એકઠા મલીઆ છઈએ, તે સબબ એક હેરી કીસમનો થઈ
“પડેઓછે કે, તેની ફરજ આપગેસર આવી પડેઆથી આ મોટી સભા મેલ-
“વવાની જરૂર પડીછે. આપણા ૫૦૦૦ સહીના રેકુઈજીસન તથા તરસદી
“સાહેબો તરફથી તેનો ફરી વલેલા જવાબ અતરે તનો માહગ મેહરબાંણોની

"સાંમે વાંચવાની હમો રજા લઈએછે; કે જેથી આ સમે તેની મતલબ
"તમારાં મગજમા તાજી થાએ.

(આ ઊઆંના સરનશીન સાહેબે ૫૦૦૦ સહીવાળું રેકુવીજીસન તથા તેનો તરસટી સહેબો તરફથી આવેલો જવાબ જે વાંચી સંભલાવેઓ, તે બેહુ દસતાવેજો બીજાં પુસતકની અંદર તેની ઘટતી જગોએ દાખલ કીધામા આવશે.)

"એ બનાવથી તમો સાહેબો વાકેફ થયાછો એટલુંજ નહીં, બલકે આખા
"હીંદુસતાંન તથા આપણી પુગતમ સરજમીન ઇરાંનનાં જરથોસતી ભાઇઓનુ
"ધીઆંણ પણ એ અગતના દસતાવેજ ઉપર ખેંચાયુંછે–તે હીંઆં વેર કે, એક
"વરતમાન પતરના જણાવેઆ મુજબ, ઇરાંનના સાહે આપણી તરફના રેકુવી-
"જીસનની બીના સાંભલવા પછે, પોતાના વજીરને એવી મરજી જણાવીછે કે,
"આપણી ડુંગરવાડીને લગતી સઘલી બીનાનો અંગરેજીમાથી ફારસી જુબાનમા
"તરજુમો કરી તે નામવર પાદશાહને વાકેફ કરતો રેહ. ડુંગરવાડીની આપણી
"મીલકત ઉપર કુલે પારશી આલમનો હક તથા ઇલાકો પોંહચેછે એટલુંજ
"નહીં, પણ હમે આગલ જણાવેલ તે મુજબ, આપણા માનવંતા બુજોરગવારો તથા
"બેસાવંદોના અથો રવાણોએ એ આપણી પવીતર મીલકત ઉપર વાશો કરે-
"એછે, તેથી કરીને એ જગા ઉપર ઉભેલા બબેડાથી આપણો આખો ટોલો
"એ મીલકત તરફ ભારે અદબ–માન–અને પાક મનસાનીથી જુએછે. એટલાજ
"માટે તરસટી સાહેબોને મોકલી આપેલાં આપણાં પાંચ હજાર સહીના રેકુવી-
"જીસન ઉપર કુલે જરથોસતી આલમની ઇનતેજારી વધોછે, તેમા હમો કો-
"ઇબી પરકારની નવાઇ જોતા નથી. આપણી એ ધરમસંબંધી મીલકત ઉપર
"જે જાસતી ગુજરીછે, જેમા ચાર જુદદીનવાલા સખશો નહીં પણ સરકારી
"ખાતાંના કેટલાક આસાંમીઓએ તેમા ભાગ લીધોછે, તે જોઇ તેવા સતાવા-
"લાઓની સાંમે ફરીઆદ કરાવવા તથા ઘટતી દાદ આહવા એ મીલકતના
"રખેવાલ તરીકે તરસટી સાહેબોને આપણે રેકુવીજીસન કરેલ હતું, અને
"તેનો જવાબ એ માનવંતા સાહેબો તરફથી જે ફરી વલેઓછે તે હમોએ વર-
"તમાન પતરોની મારફતે પરશીધ કરાવેઓ હતો, અને તે હમણાજ તમો
"ભાઇઓની હજુર હમે વાંચી સંભલાવેઓ કે તે ઉપર તમો સાહેબોને પેતાના
"નેક વીચારો બાંધવા તથા જણાવવાની જોગવાઈ મલે. અને હમો ઉમેદ
"રાખીએચ કે તે મુજબ કરવાને સરવે સાહેબોને પુરતો વખત મલેઓ હશે,
"અને અતરે તે વાંચી સંભલાવેઓ તેથી તમો ભાઇઓની યાદદાસત તાજી
"થઈ હશે. વાસતે તમો સાહેબોને વગર વખત બોહવે મત બાંધવાને બની
"આવેઆ વના રેહશે નહીં હેવી હમારી પકી ખાતરીછે. હવે આસપાસ નજર
"કરતાં હેવું માલુમ પડેછે કે, એ જવાબ વકી રાખેઆ જેવો બીલકુલ આ-
"પણી કરેલી અરજીને મલતો નથી. હેવો બેઆલ એ જવાબ મલવા પછે
"હમોને પણ ઉતપંત થયો હતો, તેથી હમારા મીતર-ભાઈ નવરોજજી માણેકજી
"વાડીઆની સાથે મસવરત કરવા ઉપરથી હેવો સાર માલુમ પડ્યો કે, હમારા
"માહલક્ષમીના રેહવાના બંગલામા એ રેકુવીજીસન ઉપર સહી કરનારા, તથા

"ના સબબોથી આપણને વાકેફ કરવા હતા; પણ તરસટી સાહેબોએ જારે
"આપણી અરજ બાહલ નહીં રાખી તો તેની સાથે આપણને પોતાના વીચારો-
"થી બે નસીબ રાખેઆ તે વાતથી સરવે કોઇ દલગીર થયું હશે. હવો
"જવાબ આપણને મલવા બાદ જો આપણે મુગા બેઠી રહીએ તો, તેથી આપણી
"ચુપકીદી અખતીઆર કરી રેહવાના તરેહવાર અરથો કરવામા આવશે કોઈ
"એમ કેહશેકે આપણે વગર વીચારે કરેલી માગણીની ભુલ હમના જોઈ
"તેથી અમોલા બેઠ. બીજી તરફથી હેવું કેહવાશે કે આપણા ઉપર ગુજરેલા
"શેતમની જે જે. ફરીઆદો આપણે કરી હતી તે સરાહગાતથી ઇઆ વધારીને
"ઇઆ ખોટી કરી હતી તેથી આપણને આગુથી અખતેઆર કરવી પડી
"તરીજી તરફથી હેવું ગુમાન લઇ જવામા આવશે કે, પાંચ તરસટી સાહેબોના
"વીચાર આપણથી વેગલા હોવા છતાં આપણ તે સાહેબોથી દબી ગયા છઇએ.
"ચોથી તરફવાળાઓ હેવું અનુસરશે કે, આપણે આપણી ઘટતી ફરીઆદનો
"પોકાર ઉઠાવવામા કોઈ ચોકસ તરફનો ડર કરી ઇઆ પાસતી ખાઈ આપણી
"હીંમત હારી બેઠા છઇએ. હેવા બેઆલિખામનો અટકાવ કરવાની જરૂરછે
"તેથી આ ન ધારેલા જવાબને ચુપકીદીથી પસાર થવા દેવો નહીં, પણ તેના
"તરફની ના પસંદગી તથા ગીરાંની તે સાથે આપણા આખા રાંક તથા અશરાફ
"ટોલાને ઉપજેલું દુખ અને દરદ ઘટતી રીતે તરસટી સાહેબોને જાહેર કરવું
"અને તેમ કરતાં સારી સલુકાઇ તથા નમનતાઇ વાપરવી આપણને સજાવાર,
"લાએક, તથા ઘટમાનછે.

"મીજલસના સાહેબો તમો મેહરબાંણીએ આ મોટી તથા દબદબા
"ભરેલી સભાના સરનસીનની કુરશી હમોને અરપણ કરી મોટું માન બખશેલ,
"તેને માટે હમો તમારો બારે આભાર માણીએ છઇએ, લેકીન તમો મેહરબાં-
"ણીએ હમોને જેવારે આ મરતબો એનાયત કરેઓ તેવારે હમારી પુરતી
"ખાતરી છે કે, આ સભાના કાંમને હેવીજ લાએકી, ખુબી તથા ઇજત
"ભરેલી રીતે વરતણુક કરી સલાહ સંપજથી પારપાડશો. તે સાથે આ
"સભામા સમાધાની તથા મજલસનો તરીકો જાલવવામા તમો સાહેબો હમોને
"મદદ કરશો. આપણને ગમે હેવો જુસાશો ઉતપંત થતો હોએ અને ગમે
"હેવાં દુખ ભરેલાં કારણ સારૂં આપણ એગા મલેઆ હોઇએ, તોપણ તમો
"સરવે દાનાવ, અકલમંદ તથા વીચારવાળા સાહેબો મજલસના તરીકાને સહ-
"મજનારા,"માઠાં પરીણામની બુજ તથા ડાહાજ ધરાવનારાછો, માટે હમો પકી
"ખાતરી તથા ઉમેદ રાખીએ છઇએ કે, તમો સાહેબો, જે બાબત સર આપણ
"અતરે એગા મલેઆછઇએ તેજ બીનાને વલગી રહી બીજી તકરાર વચે
"લાવવા વગર તે ઉપર પુરતી સલુકાઈ તથા માન ભરેલી રીતે સભાનુ કાંમ
"ભજાવી તમારી ઇજતમા વધારો કરશો, એટલુંજ નહીં બલકે તે બારેહક-
"તાલાની તમામ ખલકતનો પેઆર મેલવવાની આ તક જે હાથ લાગીછે તેનો
"પુરતી રીતે લાભ લઈ બીજી ગનાતના સાહેબોને તમારી કદી નહી ભુલી
"જવાએ તેવી નેકચાલનો દાખલો નકલ કરવાનો મારગ ખુલ્લો કરી આપશો."

આ સફરમી શેઠીઆએ પોતાના શુભાખીત ભાસાણમા મીજલસનો તરીકો જનવવા બાબે ઓાજરબાહીથી સભાસદોને કહી સબનાવતા જેટલુ સવતતર પણ સભારેઊં, તેગની સાગાશી તેઓ તરફની તાની વચે પામેઆથી પોતીકા પરોપકારી મરહુમ પીતાની પીછાણતને જોડે પારસી કોમમા પાછી તરોતાજગી બખ્શી દીધી; તોપણ તેનાની હાની દીનશાજીનુ પરીણામ નીઅલી ખીના મુજબ નીવરેઊં, તેટલીજ વાત વાચનારા સાહેબોથી સતોસકારક સમજાશે નહી.

ઉપલી સભાની અંદર આ શેઠની પુઠે બીજા ઘણાક સાહેબો અપક્ષપાત બોની રહેઆ પછે સરવેના અનુમતથી હેવો ઠેડાવ નીસચે થયો કે તરસટી સાહેબોએ મોકલાવેના, જવાબની ના પસદગી અનજુમન તરફથી તેઓને જાહેર કરી, તથા તે બાબેનો પરોતેસટ પચના દફતરમા નોધાવી રાખવો, પણ તેની વીરૂધ વાત તેવી જણાઈ કે આ સાહેબે પોતીકા હમસરીક શેઠીઆની સહી લીધેનો જે કાગજ તરસટી સાહેબો ઉપર રવાણે કીધો તેને તી અકાબર સાહેબોએ કાઈજ વજણ આપેઊ નહી; તેથી પરજા તરફનો પોકાર તો જોકે જેમનો તેમ રહેઓ, તોપણ તેઓ તરફથી આ શેઠીઆએ અગેજી લાધેલી આગેવાનીની કીરતી આકેબત સુધી દરેક પારસીના જીગરમાથી જુનાવવી મુસકેલછે.

શેઠ સોરાબજીની જીંદગી (જે વીષે આપણે અતકરણથી ચાહવુ જોઈએ કે) બારેહકતાના ઘણી લાબી મુદત સુધી બરકરાર રાખે અને તેગલા અરસામા પરજા ઉપોઓગી બીજા ઘણાક રૂડા કામો સારૂ તેવન પાશે સચવએનુ સવતતરપણુ વાપડીને પોતાના મા તથા સતસારી મુખમા જેજેકારી પામે. આ ગુનીવાન ગરહસથનો દાખો બીજા સરીમત સાહેબો લેતા રેહતો, પારસી કોમમા હાલના જેહવી ખીન ધારેલી પીડા કદી પેનસ થાએજ નહીં. જે કારણ માટે આ સાહેબની કીરતી પામેલી કમાન કોશેસની ધઆગને હીંઆ પરકાસતી દેખાડઆ ઉપરાત તેવણની હઈઆતી બાકીનો બીજે હએવાન તેટલા સમા સુધી જે અધુરો રેહશે, તેને સમપુરણ કરનારા કોઈબી ભાગ્યેગસાલીના સુભ વીચાર ઉપર શોકતી પેના હમોએ બજાવેની ફરજ સાથે આ મેહરબાન શેઠની શેનામા હમારી સલામ પોહચાડીએછે.

# શેઠાંણી પીરોજબાઇ.

સર જમશેદજીના ખુદ ફરજંદો માહેલી આ બખતે ખીલંદ બાંનુ પીરોજબાઈ (જેનીને પીરોજા બાઈ કરી કહીએ તો તે વધારે જેબદાર ગણાએ) સરવેથી છેલી બેટીનો જનમ બાહેરકોટના જુનાં ઘેર મધે રોજ ૫ મો માહ ૪ થો શેહેણસાહી સાલે ૧૨૦૩ ય૦ એ થએલો સાંભલવામા આવેછે. પોતાના મરહુમ મામા ધનજીભાઈ ફરામજી બાટલીવાલાના તરીજ (પણ હાલ હયાત રહેલાઓમા ગણાતા બીજા) બેટા મી૦ સાપુરજીની સંગાથે પરણેઆ પછે, કુદરતની બખશેસથી આજે ઓહતાં બચાંઓની એક ભાગ્યેશાલી માતા ઉપરાત, તેઓ માહેલી તેનીની કોઈ કોઈ દીકરીઓને પેટે અવતરેલા છઈઆઓના મોટાંમાએ પણ થએલાં માલુમ પડેછે

સબી તરના સકરમી છોકરાંઓને સખાવત કીધાથીજ જેવી સગ્ગુરાજી સરજાએલી સંભલાતી આવેછ તેહવા વરગમા આ સદગુણી બાંનુ બી પોતીકા ભાગ્યેવંતા ભાઇઓની પેઠે સમાએલાં માલુમ પડેછે; પણ તે બાતેની શોધ કરતાં આ બાઇનુ દાંન ઘણુકરી ગુપત થતું સંભલાયાથી જાહેરની બાતમી જાહાજી નહીં મલેઆને લીધે તે સંબંધી પુરેપુરો ઇનસાફ આપવાનો અટકાવ થયા છતાં, જે કાંઈ જણાંયુંછ તેનેજ હીંઆ નોધી દેખાડીએછેકે, ય૦ ૧૨૨૯ મા જરથોસતી રવાંણોને અવલમનજલ પોંહચાડવાનુ કાંમ અનજુમનના અકાબર સાહેબોએ ખુબત બંદોબસતથી અતરે ચાલુ કીધું, તારે તે બાબેની પુંજીને મદદ આપવાની મકસદથી પોતીકા માનવંતાં મેહરબાંણ માતાજી (મરહુમ ડોસેજર લેડી આવાંબાઇ) ની સાથે મેગાં રહી રૂ ૧૨,૦૦૦ પોંહચતા કીધા, તેમા નીમોનીમ રકમ તેનીએ ભરેલી જે કેહવાએછ તેના રૂ ૬,૦૦૦ તથા ૧૨૪૦ મા ઇરાંન તરફ પડેલા જબરા દુકાલની આફત ખમનારા ગરીબ જરથોસતીઓની મદદ માટે થએલાં હુંદરાંણાંની ટીપમા ભરી આપેલા રૂ ૧,૦૦૦ મલી કુલ સાત હજારની સખાવત આ પીરોજાબાઈ જેવાં મેભાદાર નારીના દીલ ગુરદા આગલ ધણીજ અધુરી નજર આવેછે; પણ તેની સંપુરણતાઈ સારૂં સાંભલેલી વાતને નોધી રાખીએછ કે, ઉપર જણાવેલી સનતલસ મુજબ ગરીબગુરબાંઓની બરદાસ ઘણી સારી રીતે લેવણ લીએછે; અને તેમા ખરચાએલી રકમનો સરવાળો જે લાખની ઉપર થવા જાએછ, તેટલીજ હકીકત વાંચનારા સાહેબોની સનમુખ સંતોસ પાંમનારી શાહજીને સર જમશેદજીના પેરની કીરતી ભરેલી નોધ અતરે સમાપત કરતાં, આ અમો ખાસલતની સકરમી બાઇને તેનીની વસતી વાડી સહીત સદાનુ સુખ ખરા અંતકરનથી જે ઇછીએછ તે તેનીને આંમીન થાએ.

—⊃o‡o⊂—

# પીટીટખાનદાનની વંશાવલી.



# પીટીટ ખાનદાનની પીછાંનત.

સુરત શેહરમાં રેહનારા શેઠ નોશેરવાનજી કાવસજી પીટીટ વ૦ ૧૧૫૪ ના સાલમાં પેહલવેહલા મુમબઇ ખાતે આવી વશેલા માલુમ પડેઆછે. એ સાહેબનાં વહીવટની ઉતપંતીનો હઅેવાલ એવો જણાયોછે કે, હીંઆં આવતાને વાર પરથમ કોઈને તાંહા ચાકરીએ રહીને જાતી ખુશીથી થોડાક અનુભવ મેળવેઓ હતો. યુરોપ ખંડ તરફથી આવતા અંગરેજી તથા ફરેંચ વાવટાવાળાં વેપારી વાહાણોના નાધલા અમલદારો સાથે જારે ઓળખાન થઇ તારે ચાકરી છોડીને તેઓનુ કામ એક દુબાસ તરીકે કરવા લાગા; અને જાતે મજબુત બાંધાના મેહનતુ હોવાને લીધે, તેજ ધંધામાં પરોટાઈને તેનાને કામ શોંપનારાઓ તરફથી ઘણીજ સાબાની હાંસલ કરતા રહેઆ. એ સાહેબની અમલ ઓળખ વીશેતો કાઇજ માલુમ પડતું નથી, મગર પોતે હાડ ઘણાજ ઠીંગના, અને વળી ઉપર જણાવેઆ મુજબ ફરેંગ વાહાણોના નાધલા અમલદારોનુ ઘણું ખરૂં કાંમ કરતા હતા, તેથી તેઓ પોતીકી ભાસામાં તેનાને "પીટાટ" (જેનો અરથ નાધલાનો થાએછે) કરી જે કેહતા હતા તે ઉપરથી એ ખાનદાનની ઓળખ એજ સબદો સાથે આજ દન સુધી જોડાઈ રહેલીછે.

આ શેઠીઆની સાથે બીજી વારના પુનરલીવાહમા આવેના ધણીઆંનીના બાવા શેઠ જમશેદજી બકરા કરી હતા, તેવન કલકતામાં ગુજરી ગયાથી તે મરહુમના વહીવટનો સંભાલ લેવા માટે નજીકના એક એસી તરીકે તાહાં જવાની તેનાને જે ફરજ પડી, તેને લીધે કેહઅ કે દુબાસનુ કામ છોડી દઇને અથવા તો કોઈ સરીગતના સવારીનમા શેફો આપીને પોતે તે તરફનો સફર સારૂં સાલે ૧૧૬૦ મા પેહલવેહલા લીધાઉઆ હતા; જાહા થોડાં વરસ ગુજારીને પાછા મુમઇ આવી રહેઆ પછે, નવા ધંધામા અછો અનુભવ મલેઆને લીધે તેજ પગાન સાથે પોતાનો રોજગાર ચાલુ રાખેઓ હતો; અને તેની બરકતથી થોડાક સુખવાળી હાલતમાંની આવેલા જણાએઆ હતા; પણ પાછલથી આસમાણી ચકરનુ બપકાર દગાન એકાએક એવૂં આવી પડયું કે, જે વાંહાણમા એ સાહેબનો માલ ચહડેલો હતો, તે બારકસ મુમબઈ આવતા સારગમાં કજાએનાગીએ જોખમાઇને તદન દુબી ગએલું; જેનો વીમો જોકે તે વખતની રીત પરમાણે એક સધ્ધર પારસી વેપારીને તાહાં આગમજથી ઉતરાવી રાખેલો હોયા છતા મતું કરનારે આ સાહેબને ફાંદામા રમાડીને કેહઅ કે નુકસાંણીના નાણા તદન આપેઆજ નહી. જોકે તે બાબે અરસપરસ ઘણો જઘડાની વધી પડેઓ હતો, પણ સાભલેઆ પરમાણે મતું કરનારના હાથમાં કોઇ સંજોગે વીમાની પાલેસી કબજ થાઈ પડેઆને લીધે શેઠ નસરવાનજીથી કશો ચોકસ પુરાવો અપાઈ સકાયો નહી, તેથી ખરા હકનુ સાચકું નાખું ખોહીને સાહમના કરજદાર થયા હતા.*

---

* આ શેઠના સફરમી બેટા શેઠ માણેકજીએ પોતાની હાલત જેમ સારી જોઈ, તેમ બનતી કોશેસથી બાપના દેવાનો પટાવસ તેમની હઇઆતી બાદ કરી દઇને સાફીજેહ કરજ બજાવી હતી. નો૦ લે૦

આવા ટુંક હેવાલ ઉપરથી કુદરતના બનાવની ચમતકારીક તાશીર એવી પરખાઈ આવીછે કે જે ગરદીસથ અવલમા ગરીબી ની હાલતમાથી નીકલીને એક વાર વેપારી થયા તેજ શખસનો દરજજો એક ઈનસાનના તોફેલથી હાદી સુખીગતે પોહતે; અને તેના દુખની ગીરેફતારીમા થોડીક મુદત પસાર કરતા જારે જીદગી ખતમ થવાનો વખત નજીક આવેઓ, તારે સાતપણે સર નમાવીને રોજ ૧૭ મો માહ ૩ જો શેહનશાહી શાલે ૧૧૮૯ ય૦ એ વરસ ૫૦ ની વએમા બેહસતનસીન થયા.

શેઠ નોશેરવાનજીને તાહા અસલ બે દીકરાઓ જનમેલા હતા; જે માહેના વડા બમનજીતો બાપની હઈઆતી અસતાંજ નાહાની ઉંમરમા ગુજરી ગયા; અને એક દીકરો તેવન શખી ગએલા જે જાણવામા અવેઆય, તેનાની જીદગીના હેવાલ તરફ રજુ થવા ચાહીએછે.

## શેઠ માણેકજી નોશેરવાનજી પીટીટ.

આ શેઠ, આપણી, ટાપુ ખાતે, રોજ ૨૨મો માંહ ૧૧મો શેહણશાહી, શાલે, ૧૧૭૨ ય૦ એ જનમ પામેઆ હતા. બાપના લાડમા સતોશથી ઉધરીને તે વખતની રીત પરમાણે થોડીક વીદેઆ જે હાશેલ કરતા હતા, તેટલાં તેમને માથેનુ છતર એકાએક ઉડી ગયા ને લીધે બાલ વએમાં પોતાનો સરાર ચલાવતા થોડીક મુશીબત તો અનભતા ખમવી પડીજ હશે; પણ શારા ભાગેગે મરહુમ શેઠ જીજીભાઈ દાદાભાઈની વડી દીકરી સંગાથે, એનણુની શગાઈ જે સંધાએલી હતી, તેથી તેમના સસરાએ તેનાને જાહાજી દુખ શેહન થવા દીધુંજ નહીં.

મરહુમ શેઠ નોશેરવાનજી જે જે વાંહાણોનુ દુબાસપણુ કરતા હતા, તે માહેના એક બારકશનો કપતાન, વાહણોઓ ઉપર ચહડાઈ લઈ જનારી અગરેજી મનવારોના કાફલાની સગાથે ચોખાનો જથો ભરીને મરાકત તરફ વેચવા જવાની ધારણાથી અતરે આવીને, પોતીકા વીશવાશુ દુબાસની શોધ કરતો હતો; પણ આ શેઠ માણેકજીથી તેને ઠેક માલુમ પડીઉ કે, તે શાહેબતો થોડાજ દાહાડા થયા ગુજરી ગયાછે; જે વાત તે કપતાને જાણતા વાર ઘણી દલગીરી ઉપજાવી, અને તેનાને બદલે આ શેઠને પોતાની સગાથે માલ વેચવા કાજે જાઉ જવા કહેઉં, તારે તેનાએ પોતીકા સસરા શેઠ જીજીભાઈની આગનેઆ મેલવીને શાલે ૧૧૮૯ મા પેહલવેહલા અરગસતાનની શફરે તેવણ સીધાવેઆ; જાહા ચોખનો જથો જડતે નફે વેચાયાથી તેજ વાહાણની સાથે થોડા મહીનામા મુંબઈ તરફ પાછા ફરી આવી ને કપતાન પાશેથી મલેલી હકશાઈનો રૂડો ઉપીઓગ કરતા રહેઆ; અને તે પછે જલ અથવા થલ મારગની કોઈબી મુસાફરીએ આ શાહેબને કોઉબી જવા દીધાવતા તેમના સસરાએ તેજ શાલથી પોતાની પક્ષમા રાખીને મીં૦ સાટણ મલકમની આફીસ ખાતે એક ગીબાઉ દાખલ લાગી બેસાડેઆ હતા;

જે વાતની શાબેતી હમો ધારીએચ કે આપણી ટાપુ ખાતે, વખનાતા બુજોરગ અકાબર શેઠ ફરામજી નોશેરવાંનજી પટેલ શારી પખે આપી રાખશે; કેમકે તે શાહેબખી એમની સંગાથે તેજ ટાંકણે તાંહાં ચાકરી કરતા હતા.

બાલ અવશાથામા રગડાયા પછે મોટા થાઈને શરીમંતની સંફમાં બીરાજવાનુ આ શેઠીઆએ પોતે તો શું, પણ બીજા કોઈએખી કજુ વીચારેલ નહીંજ હશે; પણ, કુદરતની અપાર બખશેસ તેહવીજ ઉતરવાની શારજતે હેવી અગાંમ ચેતી દેખાડી હતી કે, જારથી તેવણ ઉપલી આફીશમાં પેહલવેહલા શીખવા બેઠા તારથીજ હરેક કાંમકાજમા રગડાવવા થકી પોતાની ઉલટ વધારે દેખાડવા લાગા; અને નહીં બનતું કાંમખી બજાવવાનો અખેઆર મેલવવામા કશી કોતાઈ ન રાખેઆ ઉપરથી, પોતાને માટે દરવીઅના દરવાજા ખોલા થવા સંબંધી શરારાની શાહેતાએ જોકે આગાહી તો દીધી, પંણ તેની ભીતરમાં પેશવા થકી માંતરે અજવાલું મલવાંની જે ખોટી હતી, તે માટે જારે ઘણી કોશેશ કીધી તારે બખ્તગનાં જોગથી તેમાં શંધલીવાતે તેવંન ફલદરૂપ થયા, અને ઉપલી આફીશમાં પાંચ વરશ ગુજારેઆ પછે ય૦ ૧૧૯૪ ના શાલમાં જારે મી૦ ઘઅરંમ કેઆરટરની કુંપનીને નાંમની અંગરેજી પેહડી પેહલ પેહલી અતરે ચાલુ થાઈ, તારે તેની દલાલીનુ કાંમ શેઠ જીજીભાઈ પાશે આવેઆ ઉપરથી તેનો વહીવટ ચલાવવા માટે આ શેઠને તે જગોએ ગોઠવી બેશાડેઆ હતા; અને તે દાહાડાથી તેવન પરખેઆત થતા રહીને થોડીજ મુદતમાં દેશીઓ તથા યુરોપીઅનોની સંફમાં બીરાજીને શારૂં માન મેલવવા લાગા, એટલુંજ નહીં પણ ચપલ બુધીના બલથી ઘણાએક દેશી ગરહશથોનાં કાંમ કાજની આગેવાણી કરવામાં સરવેથી પેહલા આગલ પડવા, તથા તેઓનાં ઘણાક બીકટ ગુચવાડાઓ શેહલ રીતની તદબીરથી શફાઈ કરી આપવામાં આ શાહેબે જે જસ મેલવેઓછે, તેની ઇઆદગારી હજી તક તેમા ઇલાકો રાખનારાઓ હરગેજ ભુલેલા જણાતા નથી.

ઈરાંન દેશથી વાખાના મારેલા આવી પડેલા ગરીબ જરથોશતીઓના સંભાલ શારૂં ધરંમ ખાતાંની જે શભા અતરે ઉભી થાએલીછે, તેમાં આ માંનવંતા શેઠ માંણેકજી પણ એક મેહરબાંણી ભરેઆ મીજલશી, અને તેના શરનસીન તરીકે શદા લાગુ રહીને તેઓ માટેનાં શારા બંદોબશત કરતા હતા અને તે ઉપરાંત એ બીચારાઓ ઉપર જજીઆનો જાલમી કર દર શાલે જે શેતંમ ગુજારતો રહેલોછે; તેનુ નીવારન લાવવા માટે બીજા સભાસદોની સાથે આ શાહેબ ઘટતા ઈલાજો લેવામા સામેલ રહીને હુન્નરાતથી ઉભું કીધેલું નાણું અતરેથી તેઓને હશાબે તેહરાંનની દરબાર ખાતે દરશાલે જાયુક મોકલવાની રૂડી ગોઠવંણ બંધ બેશાડવામાં જીંદેગી શુધી મુખીઅ હતા.

પારશીઓમાં રેવાજ પાંમેલી આગલી પંચાએતનો અધીકારખી આ શાહેબે થોડાં વરશપેર શવતંતર પણાથી બજાવેઓ હતો; અને તે નાતાંથી કેટલીકવાર લોકોનાં ઘરગતુ કુથલાનાં કંટાલો ઉપજતા કજીઆઓ પંણ બનતી કોશેશથી સમાંધાંનીની શહે શારંતંમ પોંહચાડી આપવામાં તે વખતે પરખેઆત થાઈ

પડુઆ હતા. આ બાબદમાં વારસા હીસા, તથા લગણ તલ્લાક રાંધી ચોકરા ધારાઓની જારે અતી અગત માલુમ પડી; તારે એજ કોમનાં બીજા અકાબર સાહેબોની સાથે સંપજથી સામેલ રહીને નાંમદાર સરકાર પાસેથી સાતા ભરેલા કાએદાઓ બંધાવી લેવાના ઉપીઓગી કાંમમાં અનજુમનની તરફથી ઉભીકીધેલી કારોબાર મંડલીએ જે સબ કમેટી ચેડવી હતી, તેના પરમુખ પણાનો માન ભરેલો ઓહદો રોજ ૭ મો માહા ૯ મો યેહનસાહી સાલે ૧૨૨૭ ય૦ થી સાવાધીનમાં લઈને આ સાકરમી સેઠીઆ જે સાચવી બેઠાહતા, તે કામ જોકે તેવન ગુંજરી ગયા પછે કેટલીક મુદતે પાર પડીને ચાલુ થયું; તો પણ તે વખતે તેનાએ બજાવેલી મંનમાંનતી ચેવાની ઉતંમ ઇઆદગારીમા તેનાનુ નેક નાંમ તો બચીત જોડાઈ રયુંછે.

આપણી ટાપુ બાતે રૂઉનો રોજગાર જારે વધતો ચાલીઓ, તારે તેની ગાસડીઓ ચાંપવાના સ્કુરૂઓની જેમ તંગાસ પડવા લાગી તેમ તેના દરમાં અતીશીઘ્ર વધારો થતો રહેઆથી વેપારીઓ ઘણાજ કંટાલેલા જણાયા; અને તેઓને તેમાં સગવડ તથા કીફાએત કરી આપવાની સોચના રાખીને આ ચેઠીઆએ પોતાની સાથે કેટલાક અંગરેજ તથા દેશી વેપારીઓને સાંમેલગીરીમા લઇને "કોલાબા લાંડ" નામની દરીઓ પુરીને તઇઆર કીધેલી જગા પર નવી ઢપના સાંચાઓથી રૂઉની ગાંસડીઓ દાબવા માટેના સ્કુરૂઓ ગોઠવાવી દીધા; જેની સરૂઆત ય૦ સાલ ૧૨૧૩ થી કરીને તે બાબેની આગેવાંણીનુ માનબી ઘણું કરીને તેનાએજ મેલવેલ હતું.

"ઓરીએનટલ સ્પીનીંગ કુંપની" નામનુ સાંચાથી સુતર વણવાનુ એક કારખાંણુ ૧૨૨૧ થી કેટલાક ભાગીદારોની સાસમાં જે ચાલુ થયું તે તારદેવ આગલ હજીતુલીક સારી હાલતમાં નીભી રહેલછે. એ કારખાનાને હસતીમા આંણનારાબી પેહલવેહલા ગરહસથ એવણ હતા, અને પોતાની આગેવાની હેઠલ તેનો વહીવટ ઘણી સારી તદબીરથી ઓટોપી રાખીને ભાગીદારોને જે સારો નફો કરી દેખાડેઓ, તેના બદલામાં કેહચ કે આ સાહેબ ગુજરેઆ પછે તે વખતના સઘલા ભાગીદારોએ એકમતથી પસાર કીધેલા ઠેડાવ મુજબ તેણાનુ આખા કદનુ એક શુંદર બાહવચું તેઓએ વેલાતથી બનાવવી મંગાવીને તેજ કારખાંણાના મુખરા આગલ સાહદારીઓની સદા નજર પડે તેહવી રીતે તેમના ભલાં કાંમની ઉતમ યાદગારી દેખાડતું મોટા દબદબાથી ગોઠવી રાખેલુંછે.

આ વાત આપણ હજી ભુલતા નથી કે કેટલાક હલકે વાંગેના મુસલમાંનોએ ય૦ ૧૨૨૦ માં એક નજીવે બાંહાંણે પારસીના આખા ટોલા ઉપર વેરભાવીક બલવો ઉઠાવીને કેટલીક જગોએ લુંટફાંટ ચલાવી હતી; તે વખતે એ જહનુની લોકોને જેર કરવા માટે આપણી તરફના પોલીસ ખાતાંનો સાહગોટ અંધેરપણાને લીધે ઘણો નબલો જણાયા ઉપરથી આ હીંમતવાન ચેઠીઆએ સાંભરેઆ પરમાણે મરહુમ સર જમશેદજીની સાથે ભેગા રહીને સરકારની મદદ મેલવવામાં સરેથી પેહલી આગેવાંણી જારે લીધી, તારે તે દુખ ભરેલા બખેડાની સમાધાંની થાઇ; અને તે બાબે એનાએ લીધેલી મેહનતબી રૂડીપેરે

વખનાઇ હતી; એટલુંજ નહીં પણ તેટલા ટુંક અરસામાં બાહેરકોટ તરફના કેટલાક અગવડ ભરેલા લતાઓ ઉપર રેહનારા અશક્ત પારશીઓને બીજા ધરમાવુ સાહેબોની પેઠે પરમાણીકપણાથી સઘલી વાતનો આશરો આપતાબી સંભલાયા હતા.

ઉપર જણાવેલાં સાહસીક કામો જોકે, આ ટાપુ તરફ બધી વરણના લોકોને માટે તેનાએ બજાવેલાં દેખાયાંછે, પણ તે ઉપરાંત બાહેર દેશાવર ખાતેના જરથોસતીઓની સગવડ સાચવવાનો હેતુ ઇછીને કેટલેક ઠેકાંણેની ઉમેદ બર લાવી આપવામાં ઘણીજ કીરતી ભરેલી આગેવાંણી લેવાથી હરગેજ પછાત રહેઆ નોહતા; અને તે સગવડમાં મુખીઅ કરી તેઓને વાસતે એબાદતખાના અને કીરીઆ મારગને લગતાં મકાંણો, તથા ગુજરેલાંઓને ઠેકાંણે પાડવા સારૂ આસાએરાની છેલી જગેઆ જેને દોખમાં કેહછે તે બંધાવી આપવાના ખરચ તથા મેહનતમાં પોતાની સાથે બીજા હમદીન ભાઇઓને સાંમેલ કરી લેવા સારૂં આ સાહેબે મોટું કાંમ બજાવેલું કેહવાએછે; તે સંબંધી સઘલી વીગતો જો હાથ આવી હોતતો આ નોધમા ખુશી સાથે સમાવી રાખતે.

હાવા રૂડા ગુણના બદલામા આ સાહેબને કુદરતથી જે બખશેસ ઉતરેલી હતી, તેમાં આપણી નામદાર સરકાર તરફથી પણ તેમની વરતણુક સારી રીતે પીછાંણીને પરજાનો હક જાલવનારાં શેહર સુધરાઇ ખાતાંમાં સુલેહના અમલદાર, તથા ફોજદારી ઇનસાફ ખાતાંમા તે વખતપર ચાલતી ગરાંડજુરીનો અખીકાર મલીને બે ઓહદાઓ જે સોંકવામાં આવેઆ હતા, તેબી તેનાએ ફતેહની જેજેકારી સાથે પાર ઉતારીને રાજ તથા રઇએત તરફથી સારો ચાહા મેલવતા હતા.

આ શેઠીઆએ પોતાનાં રૂડાં ભાએગે ભેગા કીધેલા દરવીઅનો કેટલોક ભાગ સખાવતી સોચનાથી જાહેરના ઉપીયોગ માટે અલાહેદો કાહડી આપેઓચ તેની વીગત સોધ કરતાં હમારે હાથ જેટલી આવી તેટલીની એક યાદી આ નોંધમાં દાખલ કરવાની વાંચનારા સાહેબો પાસે રજા માંગીએછે.

નીચે જણાવેલી ટીપ ઘણા પાછલા વખતની સખાવત સંબંધી માલુમ પડેછે, પણ આ સાહેબના સખીતમેહ ભરેઆ દીલગુરદા ઉપર નેઘા પોંહચાડતાં તેની આગમજ તથા તારપછેનાં વરશોની વચે બીજી ઘણીક રકમો જે નવાજેસ થાએલી સંભલાઇચ તે વીશે હેવું કેહવાયુંછે કે તે વાતમાં કુદરતથી સરજાએલી ફરજ સહમજીને હાથનુ કીધેલું હઇડાંમાંજ સમાવી રાખેઆ ઉપરાંત કોઇને જણાવવાનુ આ સાહેબ મુનાસેબ સહમજતા નોહતા; માટે તેટલી રકમોને તેની ગેરહાજરીમાં રેહવા દીધા શેવાએ બીજો કશો એલાજ જોતા નથી.

૧૨૨૦ મા, આ સાહેબના મોહરદાર, શેઠાંણી હમાંબાઇ ગુજરી ગયાં
તારે જરથોસતી ટોલાને લગતાં કેટલાંક ધરમનીમના કાંમોની
મદદ માટે રૂપીઆ તરીસ હજારની એક થાપણ અલાહેદી
કાહડીને પોતાની પાસે જે રાખી હતી; તેની ઉપજમાંથી જોઇતો
ખરચ ઘણેક સુધી જાયક કીધા પછે જારે તેનો હીસાબ પા-

છલથી ઉપજાવેલ્યો તારે કેહય કે તેની મુબલક આવકમાથી મોકલે હાથે ધરમ ખાતે ખરચ કરતાં અસલ થાપણ સાથે રૂ ૪૪,૦૦૦ જે ભેગા થયા તેમાં આ બેહસતન બાઈના બરખુરદાર બેટાઓ, શેઠ દીનશાજી તથા નોશેરવાંનજીએ બાર હજાર ઉમેરીને કુલ રૂ ૫૬,૦૦૦ ની એક મોટી પુંજી દીપાવી દેખાડી; અને તે રકમને એક મીલકતમાં રોકીને વરશે દાહડે રૂ ૪,૮૦૦ જે ઉપજતા કીધા, તેમાથી જરથોસતી ધરમને લગતો હેઠલ જણાવેલ્યા મુજબનો ખરચ આ મરહુમ બાઈ સાહેબના પુન સારૂં દર વરશે જાથુક થાતો રેહછે તેની વીગત.

| | |
|---|---|
| નીરંગદીન બનાવવા ઉપર થાતી ક્રીઆ સારૂં .... | ૩૦૦ |
| હમાએસત નાંમની ક્રીઆ કરાવવામાં ........ | ૨૦૦ |
| પરચુટણ પઢાંમની માટે આપતા ક્રીવેલા ...... | ૨૫૦ |
| એજ રોઝાના ગરીબ આંધળા, પાંગળાઓને દર મહીને રૂ ૫૦ સુધી વેંચી આપવા .......... | ૬૦૦ |
| લાચાર ઇરાંનીઓની હાલત સુધારવાની થાપણમા દરસાલ તેના વહીવટદારોને પોંહચતા કરવાનાં.... | ૧૫૦ |
| ભીમજી જીવણજી ચૌંટેલીઆ જે સઘલી વરણના ગરીબોના ભાગેલાં તથા લચકાએલાં હાડ દુરસત કરેછે તે કાંમમાં ઉતેજન આપવાનાં હેતુથી દર વરશે તેને તાંહાં મોકલવાનાં.................. | ૧૦૦ |
| ગરીબ છોકરીઓ, તથા છોકરાઓને મજહબના ફરમાંન મુજબ સુદરો પેહરાવવા, તથા પરણાવી આપવા ઉપરાંત મરણ પાંમતાંઓને ઠેકાંણે પાડવા, અને હઇઆત રહેલાઓની પરવરેશી કરવામા............... | ૧,૫૦૦ |

આટલાં કારણ માટે દર વરસે જાથુક અપાતા રૂ ૩,૧૦૦ હમો ધારીએચ કે બાકીની રકમો બીજાં કોઈ ઉપીઓગી ધરમમા ખરચાતી હશે; અથવા અસલ થાપણમાં જો ઉંમેરાતી હોએ તો, તેથી કરી આગલ ચાલતાં એ ધરમ ખાતાંની પુંજી ઘણા મજબુત પાયાપર ઉસતાવર રહેલી સહમજીને આ શેઠ પાસેથી અપાએલી અસલ રકમ અતરે જણાવીએછે ...... ૩૦,૦૦૦

૧૨૨૬ મા રોજ ૧૨ મો માંહા ૭ મો શેહણસાહીએ ઇરાંન દેસનાં ગરીબ જરથોસતીઓની હાલત સુધારવાની થાપણને મદદ આપવા માટે રૂ ૭,૦૦૦ ની ટકા પાંચ વાલી નોટો લઇને હેવી સરતથી તેના વહીવટદારોને સપુરદ કીધીચકે, અસલને અણાંમત સાચવી રાખવી, અને તેનુ જે વીઆજ ઉપજે તે દરસાલ ઉપીઓગમાં લેવું. ઉપલી નોટની લાગત રૂ ૭,૨૫૦ ની થાયછે;

અને તે ઉપરાંત ઇરાન ખાતેના રાજદુઆરી અમલદારોને અગત
સર નજરાણાં મોકલવા માટે થએલાં હુંઘરાણાની ટીપમા રૂ ૧૦૦
ભરેઆ, તે મલીને કુલ રૂપીઆ જે આપેઆછે તેની સંખીઆ ૭,૩૫૦

૧૨૨૮ મા રોજ ૨૯ મો માહ ૫ મો શેહણસાહી; ઇરાંન દેસમાં રેહ-
નારા ગરીબ જરથોસતીઓના છોકરાંઓને પરણાવી આપવાની
મદદ માટે ઉપલીજ સરત પરમાણે બખશેલા.......... ૨,૦૦૦

૧૨૨૮ મા રોજ ૬ ઠો માહ ૭ મો શેહણસાહીએ વીકટોરીઆ મીઉ-
ઝીએમ તથા ગારદનના ફંડમાં આપેલા .............. ૧,૦૦૦

કુલ રૂપીઆ ૪૦,૩૫૦

ચાલીસ હજારની જાહેર સખાવત ઉપરાંત કેટલાંએક ગુપત દાંનો જે કોઇને જણાવેઆ વના કીધાં તે સઘલાં પુણનો હમણેશ સાથે લઇને થોડુંક સુધી અંગરોગની પીડા ભોગવેઆ પછે, આ માનવંતા શેઠ માંણેકજી પીટીટ વરસ ૫૫ ની ઉપર ૯ મહીના અને આઠ દાહાડાની ઊંમરમાં રોજ ૨૯ મો માહ ૮ મો શેહનસાહી સાલે ૧૨૨૮ ૫૦ ની રાતરે બારેહકતાલાની જનાબમાં પોતે બજાવેલી ફરજનો હીસાબ આપવા થકી શેઠ દીનસાજી તથા નોશેરવાંનજી જેહવા બે દીપતા દીકરાઓને હીંઆં હસતીમા રાખીને જેનતવાસ થયા.

આ મરહુમ સાહેબનાં પુન માટે તેમના સપુતો, અને સકરમી સાહેબ જાદાઓએ રૂ ૫૦,૦૦૦ ની એક રકમ પોતાને મલેલા વારસામાથી એલાહેદી કાહાડીને ધરમ ખાતાંના ઉપલાં પેટાંમા જણાવેલા રૂ ૫૯,૦૦૦ ની પેહલી રકમ અંદર આમેજ કીધા; અને તેની ઉપજમાંથી ઉઠમનાની મીજલેસમાં જાહેરાંત કહી સંભલાવેઆ મુજબ દર સાલે ૩,૧૦૦ રૂપીઆ જે ખરચાએછે, તે ઉપરાંત વધતી જતી પુંજીને સારાં કાંમોમા વાપડવાના હેતુથી એક દરેમેહર બંધાવી આપવાનો વીચાર પરથમ કીધો હતો; પણ તે કાંમ માતરે એકજ કોમના ઉપીયોગમાં થાતું જોયા ઉપરથી આગલી ધારણા ફેરવીને સઘલી વરણના લોકોની સગવડ સાચવવા સારૂં બાહેર કોટની માડવી તરફ રેહનારા લોકોમાં જેઓ દરદી હોએ, તેઓની સરીર સાંણતીને સંભાલવાની શોચનાથી સાલે ૧૨૩૪ માં એક દવાખાનુ હુંધાડીને સઘલી કીસમનુ ઓસાદ તાંહાં જાયુક પોંહચતું પાડઆ ઉપરાંત, એક કાબેલ તબીબને મુસારેદાર બેઠવી રાખેઆ; અને તે શીવાએ બીજો ખરચ મલી સાંભલેઆ પરમાંણે દર સાલે રૂ ૫,૦૦૦ નુ પુણ પોતાના મરહુમ મા બાપને એ સાહેબો પુગાડતા રેહછે.

આ શેઠીઆનુ વશીએતનાંમુ જારે માંજી સુપરીમ કોરટમા ધારા પરણાંએ પુરવાર થયું તારે તે વખતે સઘલી મલીને તેમની ૨૪ લાખ રૂપીઆની અસકેઆંમત નોધએલી જે જાંણવામાં આવી હતી, તે ઘણીક મુદત સુધી ખેંચેલી રંજ ભરેલી હેનગારીના પરીણાંમમાં કાંઇજ નહી પણ પોતાની જીંદગીનાં પાછલાં પંદરેક વરસની માંયા પુંજી એખીતી કીધેલી કેહવાઈ; જેમાંથી પોતીકા

વારેસોની વસતીમા (દીતરાઓને) રૂ ૨૭,૦૦૦ ઉપરાંત, બેહન તથા ભાણેજાઓ વચે રૂ ૧૨,૦૦૦ વરસો દાખલ અપાવેઆ, અને બાકીનુ દઈવત બેઉ ભાઈઓએ સરખે હીસે વાટી લેવાનો હોકમ ફરમાવીને આ દુનીઆથી જેણાઓ દુરી પકડી ચાલી ગયા, તેનાની જીંદગીનો ટુક હેવાલ અતરે સમાપત થાઇ સબેલો સમજવો.

—⁂—

# શેઠ દીનસાજી માંણેકજી પીટીટ.

આપણી આ ઓદ ટાપુને જેબ આપનારાઓની સફમા સચવાએલા બે ભાઈઓ માહેલા આ વડા શેઠનો જનમ રોજ ૩૦ મો માહા ૯ મો શેહેનશાહી સાને ૧૧૯૨ ય० એ મુબારક થએલો વીચારવામા આવેછે. આ જવાન શેઠની જીંદગી જોકે સઘરમી બાપના સારા મુખમા સમાઈને ઉછરેલો પામીછે, તોપણ સનસારની સરજાતમા જરથી લાગુ પડેઆ, તારથી વેપાર વણજની વનાણમા ઘણી તરેહની વલગણો જે આડે આવેછે, તેટલુ વટીક જોયાવના તો એવણ શેહલ રીતે તેમાથી કજુ પસાર થયા નહીજ હશે.

બાપની હઈઆતીના વખતથીજ પોતાના માનવતા ભાઈની સાથે એક સરખી એખલાસમા સામેલ રહીને આ સાહેબ વેહવારીક ઉદીયોગ એવોતો ચલાવતા રહેઆ કે, તેના પરતાપથી નામદારીએ પોહચવાની નોબત જાણેઆ છતા પોતાનુ છતર માથા ઉપર સનામત હતુ તાહા તુલીક તો તેમનીજ તાબે દારીમા સાબેત કદમપર ઉસતવાર રહીને કુદરતે બખશેલી વફાદારી જે જાનવી બેઠા હતા, તેના રસીલા ફલ આજે ઘણાજ સતોસથી તેવન ચાખતા માલુમ પડેછે.

આવી ચપળ બુધીને લીધે સઘલી કીસમના સોદાગરી, તથા સરાફી કામોમા પરમાણીક પણથી આ સાહેબ એવીતો ચાલાકી ચલાવતા દેખાએછે કે, તેના બળથી આપણી ટાપુ ખાતે ઘણીક બેંકો, તથા સપીનીંગો, અને વીમાઈ પેહડીઓ વગેરેની બીજી ઘણીક જાહેર મડલીઓને, વારમવાર એવનની જરૂર પડેછે, અને તેટલાજ ઉપરથી જણાઇ આવેછે કે, આ શેઠીઆ કાંઈ થોડા માન લાએકના ગણતા નથી. 'ઓરીએનટલ સ્પીનીંગ કંપની" નામનુ સુતર વણવાનુ એક કારખાનુ આ શેઠીઆના મરહુમ પીતાએ પરથમ સ્થાપેલુ હાલ જે ચાલેછે, તેનીજ પડોસમા આ સખી નરે સુતર તથા કાપડ વનવાનુ એક બીજુ કારખાનુ ઈ० સને ૧૮૬૧ મા કેટલાક ગરહસથોની સાસમા પોતે આગેવાન થાઇને જે ચાલુ કીધુ, તેનુ નામ "માણેકજી પીટીટ સ્પીનીંગ એંડ વીવીંગ કું०" નુ આપેલુછે જાહા સેકડો ગરીબોની જગાડેલી રોજીના રૂડા આશીરવાદ તેવન હરરોજ લેતા જણાએછે

આપણા શેહેર સુધરાઈ ખાતાની દેખરેખ માટે નામદાર સરકારે ટેવી શેઠીઆઓને જે સુલેહના અમલદારો ચેડવેલાછે, તેમા પણ આ માનવતા શેઠની નેમણુક ઘણા વરસોથી થએલીછે પણ તેનો સને માલુમ પડતો નથી.

પરજા ઉપીયોગીના કોઇબી કાંમમાં આ સાહેબની આગેવાંણી સમાએલી હોએ તે પોતીકા અધીકારના હકથી પેટીસેશણ નાંમની ફોજદારી નાંહાંની કોરટમાં કોઈ કોઈ વાર મેજેસટરેટની સાથે બીરાજીને ધનસાફના કાંમમા જે ચાલાકી દેખાડેચ તે ઘણીજ કીમતી કેહવાએછે.

જમાંણો જેમ પસાર થાતો જાએચ, તેમ તેની સાથે નવી નવી સખાવતોનો પરકાસબી પુરથવીપર મંયરાતો ચાલેછે; માટે તેટલી વાત પરજાને જેવી સંતોસ કારક સહમજાએચ, તેવીજ તે સબી નરોને રાહેત પમાડનારી પણ જણાઇ આવેઆ ઉપરથી આ ઉદાર મનના શેઠીઆની સકમાઇનો દરસીઆ જે સારે મારગે જાહેરાંતમા વપરાયોછે, તેનુ વરણન હીંઆથી હવે સરૂ કરવાની રજા લઇએછે.

૧૨૨૦ મા, સઊથી પેહલવેહલી સખાવત પોતાના મેહરબાંન માંતાજી અમાબાઈના પુણ માટે પરથમ મરહુમ શેઠ માણેકજીએ સથાપેલાં ધરમખાતાંની પુંજી વધારવાના હેતુથી કીધી તેમા આપેલા ........ .............. ૬,૦૦૦

૧૨૨૮ મા નેકનામ બાવાજી બેહસતનસીન થયા તારે તેમની નઈંઇએતે ધરમખાતે વાપરવાની ધારણાથી તેમની ઉપલી થાપણ મા લાગુ પાડી દીધેલા ........................ ૨૫,૦૦૦

૧૨૩૬ મા રોજ ૨૧ મો માહ ૮ મો શેહણસાહીએ છોકરાઓની શેહાદી થઇ તેની મુબાકરબાદીમા મુકતાદ ટાંકણે દેસાવરેખાતેના ગરીબ જરથોસતીઓને વેંહચી આપવાથકી મોકલવા માટે રૂ ૫,૦૦૦ ની સરકારી નોટ પંચાએતની પુંજી રાખનારા સાહેબોને સોંફીને તેના વીઆજનો ઉપીઓગ કરવા તથા મુદલને સંભાલી રાખવાની ફરમાસ જણાવીછે ........ ........... ૫,૦૦૦

૧૨૩૬ મા "નેટીવ જનરલ લાઇબરેરી" ને કેટલીક કેતાબો લઇ આપી તેમા ખરચેલા .................. ૧,૦૦૦

૧૨૩૬ મા મુંબઈની કસરતસાલાને કીધેલી બખશેસ ........ ૫૦૧

૧૨૮૦ મા ઈરાંનમા પડેલા દુકાળની આફત પાંમી આવેલા ગરીબ જરથોસતીઓના આસરા માટે થએલાં હુંડરાંણાની ટીપમા પોતીકે નામે રૂ ૧,૦૦૦ તથા શેઠાણી સાકરબાઇને નામે પોતે આપેલાં રૂ ૫૦૧ મલી........................ ૧,૫૦૧

૧૨૪૦ મા સર કાવસજી જાંગીરજી રેડીમણી નાઇટનુ બાહાવલું બનવાવી મંગાવવા સારૂં થએલાં જાહેર હુંડરાણામા ભરી આપેલા. ૫૦૦

૧૨૪૦ મા ચીકલીના દોખમાનો ટાણો પુરાએલો જોવા સારૂં આ સાહેબ જારે તે તરફ ગયા, તારે તાંહાંથી પાછા ફરતી વખતે વલસાડમા હેડલ જણાતેલાં કામો બનાવી દેવા થકી આપેઆ તેની વીગતઃ—

. દવાખાના કાજે એક મકાંણ પોતીકા નામથી બાંવધા માટે ૮,૦૦૦

પરજાની પેઆસછીમાએ તેવા બે કુવા બાંધવા સારૂં.. ૪૦૦
તાંહાંના પુસતક આંનાને બખશેસ કીધેલા ........ ૫૭

૧૨૪૧ મા રોજ ૧૧ મે માહ ૨ જે શેહનશાહીથી વરસ એક સુધી ઈરાંનથી દુકાલનુ દુખ પામી આવેલા ગરીબ જરથોસતીઓની પરવરેશી કરનારા કાહરેબારીઓને દર માશેર ૧૨૫ લખે તે કારણમા ખરચવા સારૂં આપેઆ કીધા તેની એકંદર સંખીઆ.................................. ૧,૫૦૦

૧૨૬૧ મા રોજ ૭ મે માહ ૬ ઠો શેહનશાહીએ આ સાહેબને તાંહાં બીજાં છોકરાંઓની શેહાદી મુબારક થઈ, તેની ખુસાલીમા મુંબઈની બાહેર જુદે જુદે દેસાવરે બાતે ગરીબ જરથોસતીઓ જે વશેછે તેઓને દર સાલે મુકતાદ ટાંકણે પોહચતા કરાવાની મકસદથી રૂ ૫,૦૦૦ તથા નારગોલના જરથોસતી બાલકોને માટે જંદ અવસતાની નીસાલ નીભાવી રાખવાના હેતુથી રૂ ૨,૫૦૦ મલી કુલ રૂ ૭,૫૦૦ ની ટકા ૪ વાલી સરકારી નોટો તે કાંમના વહીવટદારોને સવાધીન આપીને એવી ફરમાસ કીધીછે કે, તેની ઉપજ માતરે ઉપીયોગમા લેવી, અને મુદલ રકમને સલાંમતી સાથે સાચવી રાખવી. ૭,૫૦૦

૧૨૪૧ મા મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની ઈઆદગારીના ફંધરાંણામા પોતે તથા પરીવારોને નામે ભરી આપેલા ૬૦૦

૧૨૪૨ મા નાસક તથા ખાનદેસ બાતે રેલથી પાએમાલી પાંમેલા લોકોને મદદ આપવાના ફંધરાણાની ટીપમા પોતાને, ધણીઆંનીને તથા દીકરાઓને નામે ભરી આપેલા કુલ...... ૬૦૦

૧૨૪૨ મા તારાપોર તરફ દવાખાનુ ચાલુ કરવાના એરાદાથી પરથમ રૂ ૧૦,૦૦૦ ની એક રકમ આપવા ધારી હતી, પણ સાંભલેઆ પરમાણે તેમની ગોઠવનને આપણી નામદાર સરકાર એક મતલી નહીં ઉતરેઆને લીધે તે સાબદી રકમ વલસાડબાતે વસનારા ગરીબોના દરદનુ નીવારણ કરવા માટે કાંમે લગાડી; જે વીશે તારીખ ૨૯ મી જાંનીવારી ૧૮૭૩ નાં "જાંમે જમશેદ" ઉપરથી જાણવામા આવેલછેકે તે ધરમ ખાતું ગયા અગવાડીઆંથી તાંહાં ચાલું થએલછે ........ ૧૦,૦૦૦

૧૨૪૩ મા રોજ ૧૭ મે માહ ૧લો શેહણસાહીએ દોખમાઓની અંદર દર રાતરે દીવાનો ઉજાસ પોંચતો પાડવા માટે મરહુમ શેઠ હીરજીભાઈ વવદે વાછા ગાંધી નામના માનવંતા મોદીએ ગયાં બશે વરસની વાતપર બંધાવેલી સગડી, તેના મુતવલીઓએ ભંજાવીને હાલના વખતને શોભા આપવા લાએકની જે નવી બંધાવી, તેનીજ પડોસમા જરથોસતીઓને એબાદત કરવા માટેનુ એક કોસાદ દીવાનખાનુ આ સખી શેઠે પોતાના મર-

| | |
|---|---|
| હુમ પીતાની નઇઅતે બનવાલીને મજહબની ક્રીઆ કરાવેઆ પછે પંચને હવાલે શોંપી દીધું તે ઉપર સાંભલેઆ પરમાણે ખરચેલા .......................... | ૧૮,૦૦૦ |
| ૧૨૪૩ મા, દમન ખાતે તાંહાંના શેઠ માણેકજી હસતકથી ઉભાં થએલાં દવાખાનાની ટીપમાં ભરી આપેલા ......... | ૧,૧૫૦ |
| જાહેરમા થએલી સખાવતના | ૨૮૩,૯૦૩ |

ની શંખીઆ આ રાખી શેઠ દીનસાહજીના દીલ ગુરદાને મુકાબલે મેલવતાં હમો જો માહભારત કહીઍ તો તેની અંદર બીજી' તરણ ઘણીથીબી વીશેરા રકમો સમાએલી હોવી જોઇએ; પણ સાંભલેઆ પરમાણે તે શાહેબ પોતીકે હાથે થતી શખાવતને બનતાં શુધી જાહેરમા લાંવવાનુ લાએક ગણતા નહી, તેથી આટલીજ બાબદોની શોધ ઉપર સંતોશ પાંમેઆ છઇએ; અને તેમાંબી વખતે કાંઇ વધઘટ જેવું દેખાએ તો તેનો ખોલાશો ખુદ માલિકના મન શીવાએ કોઇને માલુમ પડેજ નહીં.

આ શાહેબે ૫૦ ૧૨૪૧ની શાલમા કીધેલાં છોકરાંઓના લગણ ટાંકણે તેવણને મોકલે હાથે જે ખરચ થયો, તેમા એકજ વાતની ઉતમ ઇઆદગારી હેવીતો જેબ આપતી માલુમ પડી હતી કે, ઇરાંન તરફથી દુકાલની પીડા ભોગવીને આવી પડલા સેંકડો ગરીબ જરથોશતીઓને ધરમશાલામાથી આંમની બસોની અંદર બેશાડાવીને વાલકેશ્વર ખાતે પોતાના દરીઆઇ મેહલમા જીઆફત માટે બોલાવેઆ હતા; અને જેવી તરદુદથી બીજા માલેતાજરોની મદારત કીધામા આવી, તેજ મુંઆફેકની માહવજત શાથે તે ગરીબ હમજાતીઓની હજુરમા પોતે હાજર રહી તેઓને સંતોશેઆ એટલુંજ નહીં પણ ખુરશીએ બેશાડીને મેજ ઉપર મુકાવેલાં મીથાઇ તથા મેવા શાથે અનેક તરેહના સુતરાં ભોજણથી દરએકને તરપત કીધા હતા; અને તેટલા વખત શુધી તેમની સંગાથે બીજા સરીમંત શેઠીઆઓમા તેમના ભાઇ નશરવાંનજી, શેઠ બેરાંમજી જીજીભાઇ, વાડીઆજી શાહેબ અરદેશર હોરમજજી બમનજી, તથા શેઠ મનચેરજી હોરમજજી કાંમાંજી, અને તે ઉપરાંત બીજા ઘણાક ગરહશથોએ આ નવા મેહમાંણોની જેહલખમા ખડેપગે ઉભા રહીને ઉદાર મનની મેહરબાંનગીથી તેઓની ઇછા પુરી પાડી હતી. બીચારા દુર દરાજથી તરતના આવેલા અંજાંણીઆ હોવાને લીધે ઉપલા શાહેબોને તેઓ તદન પીછાંણતા નોહતા, તેથી તેઓની ઓલખાંણ આગા અરદેશર મેહરબાંણ નામના ઇરાંની ગરહશથે સઘલા મેહમાંણો વચે કરાવી હતી; અને તે દુખીઆગઓને હાવી બીન ધારેલી હોરમત તેઓના આખા જનમારામાં મલી હોએ તો આ પેહલવેહલીજ મદારતથી જે હાશેલ થઇ, તેના બદલામા હજાર દરહજાર તરેહની સોકર ગુજારીને આ મેજબાંણ તથા તેમની સંગાથે હાજર રહેલા શેઠીઆઓના હકમા અંતકરણના આશીરવાદ દેતા એવી ખુશાલીથી જમવા ગયા, તેવીજ ઉત્કટ ભરેઆં ખુશી દીલથી પોતપોતાને મકાંણે પડા કરેઆ હતા. આ વાતમા શેઠ દીનશાજીએ ચંદરોજ શુધીની ખરેખરી નેકનામી જે હાંશેલ કીધી, તે તેઓથી કદાપી કોઇ સુજાણ ઇનશાન દ[illegible]

તોપણ તે બાબેની ફીરતી ભરેલી નોંધ આ શકા ઉપરતો શદા શચવાઇજ રેહેછે; અને તે ઉપરાંત બીજાં અગનીત ઉપીઆગી કાંમો જે તેનાએ પારેલાં હોએ, તે સંમપુરણ રીતે પારપડવા માટે પરજા તરફથી પરમેશવરની પ્રારથના થવી જોઇએચ કે, તેમની જીંદગીને સરવે પાંતીના શુખ શાથે લાંમબી મુદત શુધી તે ખાવંદ સંભાલી રાખે.

---

# શેઠ નસરવાનજી માણેકજી પીટીટ.

મરહુમ શેઠ માણેકજીના આ બરખુરદાર બીજા બેટા, કેહચકે રોજ ૯ મો માહ ૬ ઠો શેહણુસાહી સાલ ૧૧૯૯ વ૦ ને મુબારક ફાલે જનમ પાંમેઆ હતા. વડા ભાઈનીજ પેઠે એવનની જીંદગીબી બારેહકતાલાએ સુખવાસી હાલતમા બખશેલીછે; અને તેવીજ રીતે ઉછરેઆ છતાં સરવે સાથે બચગીના વખતથી હેવાતો પલોટાઈ રહેઆ હતા કે, તેઠલી અશીલાઈની બરકત મલેઆને લીધે મોટા થઇને સણસારી વહીવટમા પડેઆ તારથીજ મેહરબાણ દીલની મીનનસારી પોતાની પાશે જે જાલવી રાખેલી સંભલાવી આવેચ, તેની વખાણ ગરીબો તથા તવંગરો વચે એક સરખી રીતે થતી રહેઆ ઉપરથી કેહવું સમજાએચકે, સકરમીના સારા ગુણો જાંણે જનમતીવેલાજ પોતાની સાથે એવન લેતા આવેઆ હોવી સાહદત મલેછે.

શેઠ દીનસાજીના હએવાલમા જેમ જણાવેલચ તેમ આ શેઠ પોતીકા પરમ ફીરપાલુ પીતાની હયાતીમાજ તેવનના કાંમકાજ બાબે વડા ભાઈની સાથે સારા એખલાસથી મેલાઈ રહીને પુરતી રીતે મદદ કરતા હતા; અને તેનાજ તોફેલથી હાલની આપણી વસતી અંદર એક લાએકીવાલા લએસરી શેઠીઆ તરીકે પરબેઆત થએલા જણાએછે.

સખાવતના બાબમા આ શેઠીઆએબી બનતી કોશેસથી જેટલા હાથ લમબાવેલા કેહવાએછે, તેટલો તેનો ચોકસ હએવાલ જાણવા બાબે આ નોંધ લેણારની શોધ નીસફલ ગયા છતાં જાહેરમા આવી ચુકેલી વાતને સંતોસથી હીંઆં દાખલ કરીએચ, તોપણ તેમના દીલ ગુરદાનુ વજણ તપાસતાં તેમા બીજા બે ભાગતો બચીતકરી આંમેજ થવાજ જોઇએ.

| | |
|---|---|
| ૧૨૨૦ મા પોતાના મરહુમ માતાજી આમાબાઇના પુણ સારુ શેઠ માણેકજીએ પરથમ સથાપેલાં ધરમખાતાંની પુંજી વધારવાની શેઅનાથી જે આપેઆ તેની સંખીઆ ........ ... | ૬,૦૦૦ |
| ૧૨૨૮ મા પોતાના બાવા બેહસતનસીન થયા તારે તેમની નઈએતે ધરમખાતે વાપરવાની ધારણાથી તેમની ઉપલી થાપણમા ઉમેરેલા ................................ | ૨૫,૦૦૦ |
| ૧૨૩૩ મા રોજ ૨૯ મો માહ ૮ મો શેહણુસાહીએ પોતાના દીકરા જમશેદજીને સુદરો પેહરાવેઓ તેની ખુસાલીમા ઇરાંન | |

# બીરાની ખાનદાનની વંશાવલી.



દેસના ગરીબ જરથોસતીઓની હાલત સુધારનારી મન્ડલીને રૂ ૨૫૦૦૦ જે ઓકૈંઆ, તે બાબે હેવી સરત જણાવીચકે તેની ઉપજ તાહાંની બોરડીંગ સ્કુલના ખરચ સારૂં જાયુક આપવી અને મુદલને સાચવી રાખવા ... .. ... ... ૨૫,૦૦૦

૧૨૪૦ મા ઈરાનખાતે પડેના ગજબનાક દુકાલની આફત ખમનારા ગરીબ જરથોસતીઓની મદદ માટે થએલા હુધરાણાની ટીપમા ભરી આપેલા . . . . ૧,૦૦૦

૧૨૪૧ મા રોજ ૧૧ મો માહ ૨ જો શેહનુસાહીથી વરસ એક સુધી હીંઆ આવી પડેલા ગરીબ ઈરાનીઓની પરવરેશી કરવાના હેતુથી તેના વહીવટદારોને દર માશે રૂ ૧૨૫ લેખે જે આપતા કીધા હતા તેની સખીઆ ૧,૫૦૦

૧૨૪૧ મા મરહુમ શેઠ રૂસતમજી જમશેદજી જીજીભાઈની ઈઆ-દગારી રાખવા માટે થએલા હુધરાણાની ટીપમા ભરી આપેના. ૬૦૦

આ શેઠની જાહેર સખાવત જે જણાઈચ, તેની સખીઆનો સરવાલો રૂ ૫૮,૧૦૦ નોજ હીઆ લેવાઈ શકાયોછે, પણ તેનાની પાએદારી સાથે હઈઆતીને બારે હકતાના બરકરાર રાખતા તુલીક ઉપરી સખીઆમા વીશેસ વધારો થતો રેહશે તો તેગલી નેકનામીનો વીશેસ આવાજ સારી કીરતી પામશે; અને તેવો રૂડો દાહડો જોવા તથા જાણવાની આશેઆથી આ કુટબીઓની હકાએતને હવે હીંઆ અટકાવીએછે.



## બીસની ખાંનદાનનું બયાંન.

શુરત શેહરની સલતનતને શવાધીનના નાહનપરામા રેહનારા ઉપરી અટકવાના શેઠ બેરામજી રતનજીને તાહા બે બેટાઓ જે હતા, તેમા વડા એદનજી ય૦ ૧૧૩૮ મા, અને નાધલા રતનજી ય૦ ૧૧૪૮ના શેહનુશાહી બારમા મહીનાની પાછન આવતા ગાથા ધહબારને પાચમે દાહડે જનમ પામેલા જાણવામા આવેઆછે

ગરીબી હાનતને લીધે આ બેહુ ભાઈઓ સાથે અથવા એકેકની પછે મુંબઈ આવેઆ વીશેની વાત જોકે તેહકીકથઈ રાખતી નથી, તોપણ આટલુતો ચોકશ કેહવાઉચ કે વડા શેઠ એદલજીએ જારે ય૦ ૧૧૫૪મા હીંઆની ભેટ પેહલવેહલી લીધી તારે ૧૬ વરસની વએના તેવણ હતા.

ઉપર જણાવેઆ જેટલી ઉંમર વાલાઓ હવડા ઘણુકરીને વીદેઆ અભીઆસ ઉપર પોતાના મનને રોકતા રેહછે, પણ આગલા વખતમા તેટલા જવાણીઆઓ આવી પડેલા સણસારનુ સકટ દુર કરવાની શોમનાથી હરકોઈ ધધામા ધિઆણ લગાડી રોજી શોધવા સાર છેક દુર દરાજ દેસાવેરથી કુટબ પરીવારોમા મેનવાતો પેઆર તજીને જેઓ હીંઆ આવી વશેઆચ, તેહવા વર-ગમા આ શેઠ એદલજી બીસાનીબી દાખલ થએના માલુમ પડેઆછે.

બીરાનીના આ બેહુ બેટાઓ મુંબઈ આાવીને કહેઆ ધધામા મસગુ રહેઆ, તે વાત જાહેરની જાંણમા રાચવાએલી નથી; પણ પેહલાતો તેઓ હીંઆ રહીને વેપારીના વરગમા રફતેરફતે પરખેઆત થયા હતા. આ માહેલા નાધ ભાઇએ કલકતા, ચીન, બરમા, તથા મલાઈ ટોસતાઓની મુસાફરી ફરતા તરફના વેપારમા ઘણા વરશો ગુજારેઆ, અને તે પછે છેલ્લુ મથક કલકતા પસંદ કરી તેવણ તાહાના જાથુક રેહવાસી થઈ પડેઆ હતા.

આ સાહેબો, ઉપર જણાવેઆ મુજબની અસલી અટક ઉપરાંત "કાપી બાઉ"ના એલકાબથી જે ઓનખાતા રહેઆચ, તે બાબેની શોધ કરતા હે સાભલવામા આવેછેછે કે શેઠ એદલજી ઉપર કોઇ માગનારે અતરેની કોરટ ફરીઆદી માંડીને પકડવા સારૂં "રીટ આવ કેઆપીએસ" નામનુ હોકમનામુ મેલ વેલું; પણ કેહચ કે તેવણ એટલાતો હીંમતવાન હતા કે તેને કશી રીતે ગણ કારેઆવણા ઘણી મુદત મુધી જાહેરમા ફરતા રહી માગનારને હીકમતથી જે હંફા વેઆ કીધો, તે ઉપરથી ગામમા અચરતી સાથે હેવી વાતો ફેનાઈ કે અ પારવી જબરો કે કેઆપીએસનેબી બાઈ ગયો; અને તેમ બોલતા ઉસ્મા બદલાઇને "કાપીસ બાઉ" જે કેહવાતા રહેઆ તે અટકબી તેમના પરીવારોમ સાધારણ કેહવાતીછે, પણ લખેઆમાતો બીરાનીજ લેવાતી માલુમ પડેછે.

આ બેહુ ભાઇઓ જારે સુખવાની હાલતે પોહતા, તારે પોતાની જનમ ભુમીના નાહનપરામા અગત જણાયા ઉપરથી તેઓએ નીમોનીમ પઇસા કાહ ડીને આતસ આદરાનનો એક પવીતર કેબલો બનવાવા માડેઓ; અને તેનુ બાધકામ સમાપત થઇ રહેઆ પછે મજહબને મલતા ક્રીઆ સાથે ય० ૧૨૦૭ ના ચેહનરાહી તીર મહીનાને સરોસ રોજે આદરાન સાહેબને તખત-નસીન કરાવી તાહાની જરથોસતી અનજુમનની સગવડ સાચવી લીધાથી તેટલી કીરતી તેઓના નામ સાથે તાહા જાથુક જોડાઇ રહેલીછે.*

---

* એ ધરમના મકાનનો જોષતો ખરચ, બેહુ ભાઇઓ પોતાની હઇઆતી સુધી જેમ નીમોનીમ પોચતો પાડતા હતા તેવોજ રાઇઓ તેઓના પરીવારો તરફથીબી ઘણુ સુધી ચાલુ રહેઓ હતો; પણ આગલી વાત નોધી લેતા દલગીરી ઉપજેછે કે શેઠ રતનજીના તગણી સાહેબજાદાઓ પાચેથી દઇવત બોહવાઇ ગયાને લીધે, ઉમ્લા ધરમી કામમા તેઓ સામેલ રહી ન શકેઆથી શેઠ એદલજીના બે નગીનઓ નામે એદલજી તથા બેરામજી ઉપર તે પાક મકાણને સભાલવાનો બધો બોજો જે પડેઓછે, તેને ય० ૧૨૩૯ ના સાલથી તે સાહેબો નીભાવતા રહીને પોતીકા વડવા ઓના પુનને સાચવી લેતા જણાએછે. એ મકાણના સભાલપણાનો પુખ્ત બદે-બસત આ સફરમી સાહેબોએ જો આગમજથી કરી રાખેઆ હયે તો ઘણુ નેકછે, નહીતર તેઓને એટલીજ એલતેમાસ કરીએચ છે, તે કેમવાના ખરચ સારૂ પુરતી ઉપજ થાએ તેટલી એક થાપણ પોતાના સારા વખતમા અનાહેથી કાહડીને તગસટ પણામા શોફશે તો, તેથી તેઓની કીરતીબી વડવાઓના નામ સાથે જોડાઈ રેહશે.

નો० દ०

શેઠ એદલજી તથા રતનજીએ પોતપોતાનો રોજગાર નોખો ચલાવીને એકેકથી સરસ રીતે સવતંતર પણું એવુંતો સાચવેલું સંભલાયુંચ કે, હરેક બાબદમા બલા ધનેતરોનીબી રાબરબાવત અથવા બરખુસાંમદ નહીં કરતાં વાજબી વીચારથી તેઓ હરગેજ વેગલા જતા નોહતા. આટલી ઈઆદગારી રાખી જણારા આ બેહુ ભાઈઓ જેમ એક બીજાની પુઠે જનમ પાંમીને દુણીઆંની હસ્તીમા આવેઆ હતા, તેમ એકેકની પછે ઝંદેગીને જે ખતમ કરી ગયા. તેમા વડા ભાઈ રોજ ૫ મો માહ ૧૦ મો શેહનશાહી સાલે ૧૨૦૮ ય૦ એ વરસ ૭૦ ની વએ પુગીને આ ટાપુ ખાતે, અને નાધલાં જે કલકતે રેહઠાણ કરી રહેલા હતા તાંહાં રોજ ૧૭ મો માહ ૨ જો શેહનશાહી સાલે ૧૨૨૯ ય૦ એ વરસ ૮૦ ની ઉપર એક મહીનો ને ૧૮ મે દાહાડે મરણ પાંમેઆછે.



## શેઠ કાવસજી એદલજી બીસની.

ગંભીર બાપના આ ધપેરં બેટાનો જનમ ય૦ ૧૧૭૬ નાસાલમા આપણી ટાપુ ખાતે મુબારક થએલો માલુમ પડેઓછે.

વીશેક વરસની વએ પોંહતા તારે બાપીકા રોજગારની આહત લઈને ય૦ ૧૧૯૬ મા પેહલવેહલા ચીનની સફરે શીધારેલા જે સંભલાયા, તાંહાં ઘણી લાંમગી મુદત તેનાએ ગુજારી હતી. થોડુંક સુધી બાપનાં સંભાલપણામા રહીને, તથા તે પછે પોતાને ખાનગી હસાબે વેપાર વધારી જોકે સારાં દરવીઅ ભેગો કરી લીધો, તે છતાં મુંબઈ આવવાપર પોતાના મનને લલચાવેણજ નોહતું; પણ એક તરફથી ચીનની સરકારે પરદેશી વેપારીઓ પાશેનુ અફીન લઈ તેઓને કનતાનમાથી કાહાડી મેલઆ, અને બીજી બોરદુપર તેમના પોતાના મરણની ખબર પોંહતી, તેથી પોતાના વહીવટની સફાઈ કરી લઈ તાંહાંથી તેર વરશે રખસુદ થએના ય૦ ૧૨૦૯ મા મુંબઈખાંતે આવી રેહેઆ; અને તે પછે તાંહાંનો કસદ કોઈવારબી તેનાએ કીધોજ નોહતો.

આ ગરહસથ મુંબઈમા આવેઆ તારે તે વખતે મરણ પાંમતા પારસીઓને માટે એક નવું દોખમું બાંધવાની અગત જણાયા ઉપરથી અનજુમનમા હુંધરાંણાની જે ટીપ કરતી હતી, તે એવણ પાશે જારે ગઈ, તારે તેમાં કાંઈબી ભરેઆ વીના તે વખતની પારશી પંચાએતના એકાદા અકાબર આગલ પોતીકા મરહુમ બાપની નઈઅતે દોખમુ પોતે ખુદ ખરચથી બાંધી આપવાની ખાએસ દેખાડી; અને તે બાબે પંચ તરફથી જેવી પરવાંણગી મલી, તેવુંજ તેનુ કાંમ ચાલુ કરીને એક લાખ રૂપીઆના ખરચથી તેને સરંજાંમ પોંહચાડયું.

જરથોસતી મજહબની રીરીઆ મુજબ તે પવીતર મકાણને રોજ ૧૨ મો માહ ૮ મો શેહણસાહી સાલે ૧૨૧૩ ય૦ એ, નાહની મોટી અનજુમનની હજુર ઈજાવીને તેઓના વપરાસ સારૂં પંચાએતના સવાધીનમા જે શોંપી આપેલું

તે આ માનવતા શેઠ કાવસજીની કીરતીના પરકાસ સાથે (પરજાતને પેટથી અવતરેલા, આપઘાતથી તથા ફાંસીથી મરણ પામેલા સ્વાંણોને તેમાં નહીં નાખવાનો જે બદો બસત કીધેલો કહેવાએચ તે વતરોગે) સરેના ઉપીઓગમા આવેછે

સપુત કેહવાઈ કાવસસાએ, બાપનુ નામ ઉગાડેઊં,
લાખ રૂપઈઆ ખરચી, તેમનુ જીનત રેહ પુગાડેઊં.
કીરતી રહીછે નેકનામીની, ભુલતા નથી કોઈ,
આણનંદ પામેચ સ્વાંણોના, એની જગેઆ જોઈ.
આરામબાહને મોટે જેથી, થઓસ બહુ ઉપકાર,
ઓદા ગએ ખુશાબખતીમા, તેમનુ પરીવાર.
જે હોએ જગમા ધરમી, તેથીજ પુણ લેવાએ,
જીંદગી તેની ખતમ થતા, તે જીવતો કેહવાએ.

શેઠ કાવસજી બીસનીએ આટલાજ માહ ઉપીઓગી કામની સાથે પોતાનુ નામ જોડી રાખતા જીંદગીનો જારે અંત ઓનતો જોયો, તારે કુદરતી કાએદા સાહમે સર નમાવીને રોજ ૧૯ મો માહ ૧૦ મો શેહણસાહી સાલે ૧૨૨૬ ય૦ એ વરસ પચાસની ઉમરમા બે બેટાઓને મુખવાસી હાનતમા હયાત મેલી તેવણ મીનોઈ જાહાન તરફ કુચ કરી ગયાછે.



# શેઠ નવરોજજી શોરાબજી ઊમરીગર.

ગભીર ખવાસના આ ગરહસથ આપણા શેહરની સભાઓમા સમાએલા શેઠ શોરાબજી સાપુરજી બગાડીના ધુન્તેરગ બાપાવા હતા આ સાહેબનો જનમ સુરત શેહરની પડોસમા આવેલા ઉમરા ગામ ની અંદર ય૦ ૧૧૪૯ મા થયો હતો, અને તેથી કરીં તેમના પરીવારોની પીછાણુત પરથમમા મથાલે જણાવેલી અલનખથી આપણુ વગે બે નાતી હતી, પણ પાછનથી ઘણો વખત કલકતા તરફ કાહડવાથી "બગાડી" ની અટકે તેવણ જે ઓનખાવા લાગા તેજ રીતે તેમના ઉપલા નબીરાને હાન પરબેઆત થએલા આપણ જોઈ સખીએછે.

આ શેઠનુ ખાનદાન મેટમકે ઉમરા મધે નગ્સગ પટેનના એલકાબથી ઓલખાતુ હતુ, અને તે કુટુબના ઘણાક સખસો આજે ઉમરા, સુરત, અને મુબઇમા બીરાજેછે.

શેઠ નવરોજજી જારે સાતેક વરસને સુમારેની વએના બાલક હતા, તારે માબાનની સાથે ય૦ ૧૧૫૮ મા આ ટાપુ ખાતે પેહનેહલા અવેઆ, જાહા તેમનુ પરતીપાલ કરનારાઓ ઘણીજ ગરીબ હાનતમા હોવાથી પોતાના દીકરાને ગુજરાતી પતુજીની નીમાલે બેસાડેઆ ઉપરાત તેઓ વધુ કાઈજ કરી સકતે નહીં, પણ આ શેઠને ઈઆદ રાખવા જોગ બનાવથી અંગરેજી વીદેઆની જે કેલવણી મલી હતી, તે હેવી સનતલેસથી કે, નવરોજજીના માતાએ પોતાના ખાવદને એક દાહડે કાઈ નાણુ આપી વરસ દાહડાનો અનાજ

ઘેરમા ભરી રાખવા સારૂં ખરીદ કરવા કાજે બજારમા મોકલીઆ, પણ તેવનનો સવભાવ હેવો હતો કે પોતાના ધીઆંણમા કોઈ વાત આવી જાએ તો તેજ પરમાણે કાંમ બજાવતા હતા; તેથી રૂપીઆ હાથમા આવેઆ તારે મનમા હેવું વમાશેઉ કે છોકરાને અંગરેજી શીખવું. હાવા વીચારથી અનાજ વાલાની દુકાંણે જવાને બદલે પોતીકા આ બાલક દીકરાના પંતુજીની પાથસાલે ગયા, જાંહાંથી શેઠ નવરોજજીને તેડી લઇ અંગરેજ બજારમા કોઇ માસતરની એક નાધલી સ્કુલ હતી તેની સાથે લવાજમાનો બંદોબસત કરી દીકરાને અંગરેજી શીખવા સારૂં તાંહાં બેસાડેઆ, અને પોતાના હાથમા અનાજ લેવા માટેના જે રૂપીઆ હતા, તે પઢણના પેટાંમા માસતરને આગમજથી લાગલા આપી દીધા. ઘેરમા જારે દાખલ થયા તારે ધણીઆંનીએ અનાજ વીશે પુછેઉં, તેનો જવાબ હેવો આલેઓ કે "હું તો છોકરાને અંગરેજી-સ્કુલમા બેસાડી "આવેઓ, અને તે રૂપીઆ તો માસતરને આપેઆ." જોકે ગરીબી હાલત પરમાણે હેવી રીતે એકાએક વાપરેલું નાણું અલબતાં તેણીને મુસકેલ સરીખું માલુમ પડેઉં, પણ તેનુ ફલ પાછલથી સારૂંજ જડેઉં; અને તે વીશે આ નવરોજજીના માંએ ઘણી વખતે પોતાના કુટંબમા વાતો પણ કીધી હતી.

આગલા વખત પર કેહચકે થોડાજ પારશીઓ અંગરેજી ભાસા શીખતા હતા, અને જેઓ શીખેઆ તેઓ હરેક રીતે આગલ વધેઆ હતા. આ નવરોજજી શેઠ જારે વીસ વરસની વએના નકી થયા તેટલાં ઇ૦ સને ૧૮૦૦ ની સાલમા શેઠ હોરમજજી સાપુરજી ડોલાબાઉની સાથે ચીનખાતે મેહતા ગીરીની ચાકરી ઉપર પેહલવેહલા ગયા હતા. આ સાહેબે પોતાની એકાદી સફર આપણા હીંદી ઉમરાવ મરહુમ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ ભેગા એકજ વાંહાંણની અંદર ઉતારૂ દાખલ કીધેલી કેહવામા આવેછે.

ચીનતરફની થોડીક સફરો કીધા પછે આ શેઠને મરહુમ વાડીઆજી શેઠ હોરમજજી બંમનજીની સાથે પીછાણ થયાથી એક બીજા વચે આડતનુ અરસપરસ કાંમ થોડુંકશુધી ચલાવતા રહેઆ. આ શેઠ હેવાતો ગુણવંતા માલુમ પડેઆ કે પોતાની છેલી ઘડી શુધી જેમ તેમના આગલા માલેક ઉપર મમતા દોડાવતા રહેઆ, તેમજ વાડીઆજી મજકુરને પોતાના મુરબી તરીકે ગણવાનુ હરગેજ ભુલેઆજ નહીં; અને તેવોજ ચાહ તેનાએબી એવણ ઉપર રાખેલો હતો. હાવી પરીતી ભરેલી પાએદારી ઉપરથી શેઠ નવરોજજીને ય૦૧૧૭૯ ની સાલમા પરબેઆત થવાની એક સારી જોગવાઇ હેવી મલી કે, મી૦ ફારબસની કુંપનીના વડા સર ચારલસ ફારબસ બારોનેટે પોતીકી પેહડીના સંબંધમા કલકતા ખાતે મીસીઉઅરસ હટનની કુંપનીને નામે એક પેહડી જે સથાપી હતી, તેમા આ શેઠને એક ભાગીઆ બેડવી દીધા, અને હેવી માહબારત પેહડી અંદર પોતાના ભાગજેતું નાણું આપવાની આ શેઠમા તે વખતે જુરૂરાત નોહતી, તેથી તે પણ સર ચારલશે તેવનની વટી આપેઉં હતું.

સરવેમા જાંણીતુંછે કે સર ચારલસ ફારબસ આપણા દેશીઆનો એક ખરો ખેરખાહ દોસત હતો, જેની ઇઆદગારીમા તેનુ સંગે મરમરનુ બાહાવલું

આપણી ટાઉનહાલ મધે ગોઠવાએલુછે, તેવીમે કોઈબી સખશ ફરામોસતો હસેજ નહીં. એ મરહુમ અગરેજ ઉમરાવના ગુજરીગયા પછે તેવખતપર અતરે પરગટ થતા "જગતપરેમી" નામના ચોપાણીઆ અદર તેનો બનાવનાર આ શેઠ નવરોજજીનો જે નગીરો થાએલ, તે મી॰ ચોગાગજીની કનમથી ઈ॰ સને ૧૮૫૦ના ફેબરવારીના આકમા તેની જીંદગીનો હએવાલ જે આપેઆમા આવેલ, તેમા આપણા દેશીઓ તરફ તેની ખેરખાહી બરેલી રૂડી વરતણુકનુ વાજેબી વરણન વીસતારી જણાવેલુછે.

મી॰ હટનની કુંપનીની પેહડી ઘણા વરસ સુધી કલકતામા તેના બાગીદારોને લાભકારી રીતે ચાલી હતી, અને તેનાજ સબધમા આ શેઠ મજકુરે તે તરફ એક દેશી વેપારી તરીકે ઘણુ સારૂ માનબી મેલવેલુહતુ.

યઝ॰ ૧૧૮૮ની સાલમા શેઠ નવરોજજી મુબઈ ખાતે આવીઆ હતા, પણ થોડાજ મહીના રહીઆ પછે પાછા કલકતે ગયા. તે તરફ જરથોસતીઓની વસતી વીસેસ થતી જોઈને કજા એવાહીથી તેઓ માહેના મરણ પામતાઓને માટે એક દોખમુ બાધવાનુ શુભકામ આ સકરમી શેઠીઆએ સરૂ કીધુ; અને તેમા કામ લાગે તેવા પથરનો સગલો સરજામ મુબઈથી તઈઆર કરાવી મગાવીઓ હતો. એ દોખમુ બધાઈને તમામ થયુ તારે તેના ખરચનો સરવાલો રૂ ૩૫,૦૦૦ નો ગણવામા આવેઓ હતો, અને તે આકેબતની આસાએસનુ પવીતર મકાન જરથોસતી મજહબને લગતી ક્રીઆ રોજ ૨૭ મો મહ ૪ થો શેહણસાહી સાલે ૧૧૯૧ યઝ॰ એ મુબઈથી બોનાનેના મોબેદો પાસે કરાવીને પોતીકા હમદીન ભાઈઓની અગત વેનાના ઉપીઓગ માટે જે વાપરતુ રાખેલ, તેને આજે ૫૨) વરસ વહી ગયા, તાગનુ તે સારી હાલતપર સચવાઈને દુસતીમા આણનારની કીરતીને જેબ આપેછે, એ દોખમાના સબધમા એક સગડી પણ તારપછે તેમનાજ કુટબીઓએ તાહાં બધાવી આપેલી હજીસુધી બીગજેછે.

આ શેઠીઆ ગરીબાઈમાથી નીકલીને તવગરીના દરજાને પોહચેઆ, તે છતા આગલી હાલતની કદરને ઘણી સારી રીતે પીછાણતા રહેઆ; અને તે સાથે એક ખરા ધરમાતુ હોવાથી માહલેસાહી પણ સાચવીને જેમ પોતાની તેમજ પરાઇ કોમના કેટલાક લોકોની બનતી કોશેસથી ખરદાસતબી તેવન રૂડી પેરે લેતા હતા.

પોતાની સકમાઈના પઈસામાથી ઉપના માહબારત કામની કીરતી જાહા હાથેન કીધી તાહા કજા જારે સાહમને આવી પોહચી, તારે થોડાક દનાક માદગી ભોગવી યઝ॰ ૧૧૯૪ ના શેહણસાહી પેહલા ગાથાને રોજે ૮૫ વરસની વએગા ગુજરી ગયા; અને તે વખતે તેમના બે દીકરાઓ નામે દાદાભાઈ તથા સાપુરજી મલી હાજર હતા.

આ મરહુમ શેઠની નેકનામીનુ વરણન તેમના મરણની નોધ દેતા તારીખ ૩૦ મી સપટેમબર ૧૮૨૫ ઈસવીના "બેંગાલ હરકારૂ" નામના અગરેજી વરતમાન પતર મધે જે દાખલ થયુચ, તેની સાબદી નકલ એક સાહદત તરીકે નીચે ઉતારી લીધાથી ધારીએચકે તેમના પરીવારોને તેથી સારો સતોસ પરાપત થશે.

"He was a Parsee Merchant, and one of the first of his nation "that settled in Calcutta. His career in life was fortunate, and he "evinced a peculiar shrewdness of mind and quickness of talent in all "the situations of trust in which he was placed. In Bombay, in Can-"ton, and in Calcutta, he formed friendship with Natives, Chinese, "and Europeans, and was deservedly held in great respect.

"Whatever may be the peculiarities of different forms of religion, "it may be generally remarked that the man who sincerely and "piously observes the ordinances of his faith will be a good member "of Society. Nowrojee was a striking illustration of this fact. He "lived in the most strict observance of the forms of his religion and "most of his leisure was devoted to the sacred offices which are held "in importance by the Parsees. That he spared no expense in his "attention to these matters is best evinced by the very liberal share "he contributed towards the establishment of a burying ground for "his nation in Bengal, a piece of duty which cost him no less than "35,000 Rupees. Pious without cant, liberal without affectation, he had "the dignity and urbanity of the gentleman, and he was no less re-"markable for the generosity of his disposition which procured him the "gratitude of many distressed Christians as well as other objects of "compassion, than he was for those mild and respectful manners "which gained him the esteem of the Mercantile Community of this "place, and his Memory will long be cherished with feelings of un-"mingled regret."

બંગાલી બાજુના વરગમા વખણાઈ ગએલા આ ગરહસથના બે બેટાઓના નામો જે ઉપર જણાવેઆંછે, તે સાહેબો બાપના મરણ પછે મુંબઈમા આવી વશેઆ હતા; અને તે માહેલા નાધલા રોજ ૨૭ મો માહ ૮ મો શેહણસાહી સાલે ૧૨૦૧ ય૦ એ વરસ ૨૪ ની ભરજવાંનીમા સવા વરસને આસરેનુ એક દુધમલ બાલક હસતીમા રાખીને, તથા તેમની પુઠે ઘણેક વરશે તેવનના વડા ભાઈ રોજ ૪ થો માહ ૮ મો શેહણસાહી સાલે ૧૨૨૭ ય૦ એ છપણ વરસની વએ સુખમા ગુજારતાં વગર વારશે મરણ પાંમેઆ પછે, ફકત એકજ નામ-વર નબીરા શીવાએ તેમની અઓલાદમા બીજો કોઈબી નર વારસ હવે હયાત રહેલો ન હોવાને લીધે તેનાને તાંહાંની વંસાવલી આંગલીપર ગણાએ તેટલી બી જાહેર કરવાનો અટકાવ થઈ પડએોછે; અને જે નબીરા વીશેનો એસારો જણાવેઓય તેમની જીંદેગીનો હએવાલ એક ભલા મીતરની મેહરબાંનગીથી હાથ આવેઓય તેને ખુશી સાથે નીચે નાથી લઈએછે.

## શેઠ શોરાબજી સાપુરજી બંગાલી.

કેળવણીની અખુટ ખાંણમાથી પરકાશી નીકલેલા આ નામવરનો જન રોજ ૧૭ મો માહ ૫ મો ચેહણસાહી સાલે ૧૨૦૦ ય૦ એ આપણી ટાપુ ખ મુબારક થયલો માલુમ પડ્યોછે; પણ સવા વરસની વએ પસાર કરી રેહેવ તેટલાં તેવણુ હેવાતો ક્રમ બાએગના ગણાપાકે, પોતીકા પેઆરા પીતાનુ મર નીપજેઆને લીધે તેમનો ખુસનુમા ચેહરો તથા એખલાસ બરેઆ લાડ વઈ જોવા જેટલીબી સખ્તી પાંમીઆજ નોહતા.

તે વખત પર કેહવાએલું બાપ વીનાનુ આ બાલક પોતાની મેહરબાણ : તથા મરહુમ મામા ફરાંમજી મનચેરજી ગાંમડીઆના સાહેઆ હેઠલ ઉધરી જેમ મોટું થયું, તેમ સારાં પેઆંણુ સાથે હઈડાંની ચોકાશી ચાલુ રાખી, મન ઉલટથી કેળવણી પાંમવા લાગું.

આ હએવાલની સરૂઆતમા જણાવેલી કેલવણીની અખુટ ખાંણ જે પેહ "એડીઉકેસન શોસાઇટી", અને પાછલથી "એલફીનસટન હાઇ સ્કુલ" ને ના પરખેઆત પાંમેલી છે, તે મકતબમા આ સાહેબ કેઆરે દાખલ થયા, અન વીદેઆનો ખજાંણો હાંસેલ કરી લઈને તાંહાંથી કહેઆં સાલમા બાહેર પડેઆ તેટલી ઈઆદી જોકે હાથ આવી નથી, તોપણ અટકલથી ધારી સખાએછે ? ઓછાંમા ઓછાં ૮ અથવા ૧૦ વરસ તાંહાં રોકીને ચાહેલી મુરાદ પોંહતા હશે.

અંગરેજી વીદેઆ હાથ કરી લીધાપછે સતર વરસની વએ પર આવેઆ તારે કેહચકે, પેહલવેહલી ચાકરી શેલાન બેંકની સાખા મી૦ જેમીસન હસતક ચાલુ હતી તાંહાં દર મહીને રૂ ૧૫ ના પગારથી મેલવી લીધી, અને તે પછે કમર શીઅલ બેંકમા બુક કીપરના ઓહદાપર જઈ રેહેઆ હતા. કેલવણીની ખુબી સાથે નસીબની વલાંણ વલગી રેહેઆથી જેમ ચહડતી દસા દેખાવા લાગી, તેમ થે થેકાંણા પસાર કરી ચુકા પછે મરકેણતાઇલ બેંક ખાતે આકાંઉનતંટનો ઓહદો જે હાથ આવેઓ તેબી તેનાએ ઘણી ચાલાકીથી ચલાવેઓ હતો. આ ગરહસથના ગંભીરાઈ બરેલા સવભાવની સાથે કાંમકાજમા તેનાની કાબેલીએત જારે મી૦ ગરાહાંમ કુંપનીના અંગરેજ ભાગીઆઓએ જોઇ, તારે તે બેંકમાથે તેનાને કાહડી લઈ પોતાની નામીચી પેહડીમા દર માશે રૂ ૫૦૦ નો પગાર આપતો કરી તેઓએ લાવી રાખેઆ, અને માલ વેચવાનુ ખાતું તેવણને સપુરદ કરી દીધું.

રૂડી શાચણાથી એકજ થેકાંણે ગોઠવાઈ રેહેતાં રફતે રફતે પગારમા વધારો કરી લીધા પછે, વખત જારે પુર જોરપર પોંહચેઓ, તારે તેજ પેહડીખાતાંના સરીમંત દલાલો શેઠ વરજીવનદાસ તથા નરોતમદાસ માધવદાસની સાથે પતીઆલાપણામા જોડાઈ રહેલા જાંણવામા આવેઆછે; અને સરૂઆતથી તે અતાર તુલીક સારી મનસની સાચવીને ખરી મેહનતે મેલવેલા પઇસાનો ઉપીયોગબી પરમારથ પણે કરતા કેહવાએછે.

આ ગરહસથે જેમ ગનાન મેલવેશી તેમ તેનો લાભ જાહેરનેખી ચખાડતા રહેઆમા તેનાની કામેલીએતનુ કઉઅત અતીઅંત પરકાસ પામેલછે. કેહચકે સરવેથી પેહલાં "મુંબઈ સમાચાર" નામના પુરાતમ ગુજરાતી વરતમાન પતરનુ લખાંણ કરવા લાગા, અને તેનાજ સંબંધમા રોજ ૭ મો માહ ૪ થો શેહસાહી સાલે ૧૨૧૯ ય૦ થી "જગત મીતર" નામનું એક માહવારી ચોપાંણીઊ પરવરતાવા માંડેશ હતું; જે ૧૨૨૦ ની આખેરીસુધી ચલાવેઆ પછે તે કાંમ ઉપલાં પંતરખાંનાને સપુરદ કરી દઈને "જાંમે જમશેદ"ના કરખાંનાની કશેતી હાથમા લીધી; અને તાંહાંથી "જગત પરેમી" નામના ખીજાં માહીક ચોપાંણીઆંને જનમ આપી પોતાની કમાલીએતને તેમા કસતા રહેઆ.

શેઠ શોરાબજીની સાંમરથી કાંઈ એટલાંથીજ સમપુરણ થાઈ નથી, પણ કેલવણી તથા સુધારાના ખીજાં ઘણાંક ખાતાંઓની અંદર ભેલાઈને અસરકારક લખાંણો જે તેનાએ કીધાંછે તેમાઃ—

ઉપલાં બે ચોપાંણીઆંઓ ઉપરાંત "રાહનુમાએ માજદીઆસની" સભાના* સંબંધમા ઘણાક રીસાલાઓ રચેલાછે. તે લખાણ તરીજું.

જરથોસતીઓના ધરમ પુસતકો, તેઓની ભારા, તથા પુરાતંમ પણા વીશે કીધેલું લખાંણ જુદા જુદા ૬ ખાબમા જે શીનગારેલછે તેમાઃ—

જંદ, પેહલવી, પાજંદ અને ફારશી ભારાઓની ખાબદમાં.

ધરંમ પુસતકો સંબંધી થાએલી શોધ વીશે.

ધરમ પુસતકો વીશેની વીશેસ શોધ કરવા, તથા તેઓના જીગરમા ધરમની માહીતી સારી રવેશે પેસાડવા વાસતે કેહવા એલાજો લેવા જોઈએ તે ખાબેનું વરણન.-

આ લખાંણ શેઠ શોરાબજીએ સાંભલેઆ પરમાણે પંચાત હસતકથી ઈનામના રીસાલા તરીકે કીધું હતું.

પારશીઓના વારસા હીસા, તથા લગન તલાક સંબંધી સતાવાલાઓએ ખાંધેલા ધારાનુ પુસતક અંગરેજી તથા ગુજરાતી ભારાથી છપાવીને ય૦ ૧૨૩૭ ની સાલમા પરસીધ કીધુંછે.

એ ઉપરાંત ખીજાં ઘણાક પુસતકો, ચોપાંણીઆંઓ તથા રીસાલાઓ તેનાએ રચેઆ હશે, પણ તેની ચોકસ ટીપ ન મલેઆથી આ હએવાલ હમોને અધુરો લાગેછે. "રાસત ગોફતાર" પતરના એકવાર આ શેઠ અધીપતી, અને પાછલથી તેના માલેકખી તેવણ થયા હતા; પણ તાર પછે વેપાર ખાતાંના આરાખામા પડેઆને લીવે તેમાથી પોતાનો હક તથા ઈલાંકો ખીલકુલ છોડી દીધો હતો. એવુંખી કેહવામા આવેછ કે પારશીની આગલી પંચાએતની વીરૂધમા આડકાતરાં લખાંણો જારે અતીઅંત થવા લાગાં, તારે આ ગંભીર ગરહસથે તેને દાખલા દલીલાથી દોદરાંકાં કરી તે માનવંતી મંડલીનો સારો ખંચાવ કીધો હતો; અને

* એ મંડલીના મીજલશી, મુનશી તથા સરનસીનના ઓહદાઓખી ઘણી ચાલાકીથી કેટલીક મુદત સુધી તેનાએ ચલાવેઆ હતા. નો૦ લ૦

ડાકટર મોચલ તથા "બામદાદ"નુ ચોપાંણીઊ બનાવનાર સાથે એવનને જારે તકરારો ચાલી, તારે જરથોસતી ધરમની સચાઈ વીશે તેનાએ સારી રીતે ખોલાશો કરી તેહની જહલેથી સાહમના સખશોની જાંહાંબી પડેલી આંખોને રોસણી દેખાડી હતી; માટે એ બાબે વધારે લમબાંણ લખવાની ફકીબી મેહનત નહીં લેતાં આટલું તો ચોકસ કેહવું જોઇએચ કે, શેઠ શોરાબજી બાતેનમા દીન ચાસીદારી ઉપર જેવા ચુસતછે, તેવા કદાપી જાહેરમા નહીં જણાતા હોએ તો તે બાબે કોઇબી રીતનો વસવાશો અથવા વેહમ વીચારવો જોઇએજ નહીં.

આ મયાલુ દીલના શેઠ શોરાબજીની વખાણ વીશે બીજું આટલું પણ વધારે બોલાએછે કે, કેલવણીની કદર બુજીને તેની મદદ માટે છુપી રીતે લોકોને ઘણી સારી રકમો આપેછે; એટલુંજ નહીં પણ જેબી કોઈ ગરીબ સખસ તેમની નજરે પડેચ, અથવા તેવા વીશે કોઇથી કાંઈ સાંભલેચ તો તેને પણ બનતી કોશેસ મુજબ સંતોસવાને તેવણ પછાત રેહતા નથી.

આજ કેટલુંક થયું તેવન જેમ સુલેહના અમલદાર થએલાછે, તેમજ યુનીવરશીટીના ફેલોઝનુ ફતેહ ભરેલ માનબી પોતાની લાએકાતથી તેનાએ એખતેઆર કીધેલું કેહવાએછે.

શેહર સુધરાઇના સંઘલાં ખાતાંઓમા માજી કમીસનર મી૰ ક્રાફરડની કારકીરદી ટાંકણે હીસાબોમા જે ઘણોજ ઘુંટાલો થઈ પડઓ હતો, તે બાબેની પકી શોધ કીધા પછે પરજાનો હક સંભાલવા સારૂં તેઓની તરફથી ધરમનો એક વકીલ તરીકે આ શેઠ* આગેવાણ થઈ વગર ધોંધાટે જે ભોપાલાં જાહેરમા આણેઆં હતાં, તેનો ખોલાસા ભરેઓ પુરાવો નહીં આપતાં મી૰ કમીસનર મજકુર આજારીનુ બાંહાંણુ કાહડી જાહેરને ખબર પડવા દીધાવના અંતે મુંબઈ છોડી તતકાલ વેલાત તરફ જતો રહેઓ; તે વાતને, હમો ધારી-એચ કે, તેનાજ વખતથી જુલમાત ભરેઆ કેટલાક કરના બોજામા પીલાતી પરજા હજીસુધી ફરાંમોસબી થતીજ નથી.

આલમનાં ધેઆણમાથી આટલી વાત તો હજીસુધી બીસતીબી નહીંજ હશે કે, ઊપલાં ખાતાંઓની તપાસ માટે જે કમીટી નામદાર સરકારે નેમી હતી તેની અંદર આ ગરહસથને પણ તેમની આલાકી તથા બાહોસીને લીધે સાંમેલ કીધા હતા; જેઓના રીપોરટ ઉપરથી અંતે બનેલ એટલુંજ કે, કમી-સનરના હાથમાથી બધી સતા જતી રહી; અને નવી ધોરણ મુજબ સરકારી તથા સુલેહના અમલદારો ઉપરાંત પરજા માહેલા કેટલાક ગરહસથોની "ટાઉનકાઉ-નસીલ" તથા કારપોરેસણની સભાએ નવો જનમ લીધો; માટે આ બાબદમા પરજા પક્ષ ખેંચનાર તરીકે આલમે કોઇનોબી ઉપકાર માનવોજ હોએતો, આ

---

* એવનનીજ પેઠે જબરી બાથ લેણારા મી૰ જે. એ. ફારબસ, મેજર બારસ, શેઠ નવરોજજી ફરદુનજી તથા રાવસાહેબ વીરાવનાથ નારાયણ મંડલીકબી હતા માટે તે સાહેબોનો ઉપકારબી પરજાએ ભુલવો જોઇએ નહીં. નો૰ લે૰

તે પછે એજ કામને લગતા સતા બરેઆ ધારાઓ સરકાર પાશેથી બંધાવી મં વનારી માહાભારત સભાના શીકરેતરી પણાનો આહદોબી આ સકરમી શેઠીઆ મી॰ નવરોજજી ફરદુનજીની સાંમેલગીરીમા સરૂઆતથી તે (તેમની ગેર જરીએ) શેવટ સુધી સચવાઇ રહીને બીન ગરજે મોઠી ચંચલાઈ સહીત ચલાવેઆચ, તે વાતને હીંઆં ખુશી દીલથી હમો નોધી રાખીએછે.

શેઠ શોરાબજી બંગાલીને સરાફી કાંમકાજ, તથા કુનેહ કલામા મલે સહમજ એટલીતો સરસ વખાણએલી વીચારીએચ કે, જે વખતે સેરસટ્ટા ઘેલાપણું મુંબઈમા ફેલાવા માંડઉં, તેની સરૂઆત થતાં પેહલાં તરક દોડાવી તે હીંગામના ગવરનર સર બારટલ ફરીએર જોગ જે પતર લએઓ, તે સરકારની જાંમીનગીરી વાલી જુની મુંબઈ બેંકને માઠું પરીણામ નીપજવા ચેતવણી આપી હતી;* તે ઉપર જો કદાપી તે નામવર હાકમે ઘેઆંણ પુગાડ સાહુચેતીના ઉપાએ લીધા હોત તો, તે બેંકની ખરાબી સાથે તેના બાગીદારે ખાએમાલી હરગેજ થાત નહીં.

વેપાર વણજની સાથે પરજા ઉપીયોગીના ઘણાક કાંમોની પોતા પા અતીસીઅ ધમાલ છતાં, આ શેઠીઆએ તેમાથી કેટલાક અવકાસ મેલવીને કલકતા, દખણ તથા પેલાત† વેરની મુસાફરી જોકે પોતાના શોખ ખાત કીધી હતી, તોપણ તાંહાંનો અનુભવબી તેનાને ઘણોજ કીંમતી થઈ પડલ કેહવાયોછે.

આપણી ટાપુ ખાતે ચાલુ થએલી દેશી છોકરીઓની બધી પાઠસાલાએ જે કેલવણીના બાબમા સ્ત્રી શીખસક વીના આગલ વધી સકતી નોહતી, તે વાત ઉપર આ શેઠીઆએં સાંભલેઆ પરમાણે ખંતીપણાથી સારૂં ઘેઆણ પુગાડીને ગરીબોની કેટલીક છોકરીઓને પોતાની સંભાલમા લાંમબી મુદત સુધી શીખતી રાખી, અથવા તેહવાં કાંમના બીજા આગેવાંણો સાથે ભેગા રહેઆ, તો તેનીઓની હાજરીથી આજે થોડીક સ્કુલોની અંદર તેહવી બાઈઓના હસતકમા શીખવા આવેલી બાલકીઓ આગલની માફક દશેક વરસની ઉંમર થતાં તાંહાંથી હવે ઉઠી જતી માલુમ પડતી નથી; માટે આ સાહસીક શેઠીઆની એ મદદબી પરવરદેગારની પીરોજગરીથી અંતે પાર પડેલી પરજાએ સહમજવી જોઇએ.

શેઠ શોરાબજી વીશે હેવુંબી સાંભલેઉંચ કે, ધરમ સંબંધી કેટલીક રીઆ મારગની તેવણને છીટછે, પણ અજમાએસ ઉપરથી તો તે સાહેબ એક ખરા જરથોસતી, અને માંનવંતા મજદીઅસની જે માલુમ પડેચ, તેની સાબેતી સારૂં આ એકજ દાખલો હીંઆં ટાંકી દેખાડલો બસ થાશે કે, ખરીસતી ઉપાધીઆ

* એજ બાબદમા વેલાત ખાતેની એક અંગરેજી નામીચી પેહડીનો વડો બાગીઓ જે તે વખતપર પારલામેંટનો મેમબર હતો તેની સાથેબી સંઘેસા ચલાવેલા સાંભલેઆ છે.

નો॰ લે॰

† ઈંગલાંડની સફરે ૧૮૬૩ ના મેની ૨૪ મી તારીખે ઉપડલી મેલ બોટ સાથે થલ મારગે શીધારેઆ હતા.

નો॰ લે॰

ડાકટરં મીચલ તથા "બામદાદ"નુ ચોપાંણીઉં બનાવનાર સાથે એવનને જારે તકરારો ચાલી, તારે જરથોસતી ધરમની સચાઈ વીશે તેનાએ સારી રીતે ખોલાશો કરી તેહની જહલેથી સાહમના સખશોની જાંહાંપી પડેલી આંખોને રોસણી દેખાડી હતી; માટે એ બાબે વધારે લમબાંણ લખવાની કશીબી મેહનત નહીં લેતાં આટલું તો ચોકસ કેહવું જોઇએચ કે, શેઠ શોરાબજી બાતેનમા દીન ચારીદારી ઉપર જેવા ચુસતછે, તેવા કદાપી જાહેરમા નહીં જણાતા હોએ તો તે બાબે કોઇબી રીતનો વસવાશો અથવા વેહમ વીચારવો જોઇએજ નહીં.

આ મયાલુ દીલના શેઠ શોરાબજીની વખાણ વીશે બીજું આટલું પણ વધારે બોલાએછે કે, કેલવણીની કદર બુજીને તેની મદદ માટે છુપી રીતે લોકોને ઘણી સારી રકમો આપેછે; એટલુંજ નહીં પણ જેબી કોઇ ગરીબ સખસ તેમની નજરે પડેચ, અથવા તેવા વીશે કોઇથી કાંઈ સાંભલેચ તો તેને પણ બનતી કોશેસ મુજબ સંતોસવાને તેવણ પછાત રેહતા નથી.

આજ કેટલુંક થયું તેવન જેમ સુલેહના અમલદાર થએલાછે, તેમજ યુનીવરશીટીના ફેલોઝનુ ફતેહ ભરેલું માનબી પોતાની લાએકાતથી તેનાએ એખતેઆર કીધેલું કેહવાએછે.

શેહર સુધરાઇના સંઘલાં ખાતાંઓમા માજી કમીસનર મી॰ ક્રાફરડની કારકીરદી ટાંકણે હીસાબોમા જે ઘણોજ ઘુંટાલો થઇ પડ્યો હતો, તે બાબેની પકી શોધ કીધા પછે પરજાનો હક સંભાલવા સારૂં તેઓની તરફથી ધરમના એક વકીલ તરીકે આ શેઠ* આગેવાણ થઇ વગર ધોધારે જે ભોપાલાં જાહેરમા આણેઆં હતાં, તેનો ખોલાસા ભરેઓ પુરાવો નહીં આપતાં મી॰ કમીસનર મજકુર આજારીનુ બાંહાંનુ કાહડી જાહેરને ખબર પડવા દીધાવના અંતે મુંબઇ છોડી તતકાલ વેલાત તરફ જતો રહેઓ; તે વાતને, હમો ધારી-એચ કે, તેનાજ વખતથી જુલમાત ભરેઆ કેટલાક કરના બોજમા પીલાતી પરજા હજીસુધી ફરામોસબી થતીજ નથી.

આલમનાં વેઆણમાથી આટલી વાત તો હજીસુધી ખીસતીબી નહીંજ હશે કે, ઊપલાં ખાતાંઓની તપાસ માટે જે કમીટી નામદાર સરકારે નેમી હતી તેની અંદર આ ગરહસથને પણ તેમની ચાલાકી તથા બાહોશીને લીધે સાંમેલ કીધા હતા; જેઓના રીપોરટ ઉપરથી અંતે બનેલું એટલુંજ કે, કમી-સનરના હાથમાથી બધો સતા જતી રહી; અને નવી ધોરણ મુજબ સરકારી તથા સુલેહના અમલદારો ઉપરાંત પરજા માહેલા કેટલાક ગરહસથોની "ટાંઉનકાંઉ-નશીલ" તથા કારપોરેસણની સભાએ નવો જનમ લીધો; માટે આ બાબદમા પરજા પક્ષ ખેંચનાર તરીકે આલમે કોઇનોબી ઉપકાર માનવોજ હોએતો, આ

---

* એવનનીજ પેઠે જબરી બાથ લેણારા મી॰ જે. એ. ફારબંસ, મેજર બારસ, શેઠ નવરોજજી ફરદુનજી તથા રાવસાહેબ વીશવનાથ નારાયણ મંડલીકબી હતા માટે તે સાહેબોનો ઉપકારબી પરજાએ ભુલવો જોઇએ નહીં. નો॰ લે॰

સકલગુણી શેઠ શેરાબજી બંગાલી શીવાએ બીજા કોઈને હમો જેમ દેખાડતા નથી, તેમ પરજા માહેલા જેઓ સખશો પોતાના વીચારથી કશુ જોઈ નહી સખતા હોએ તો આ નીચલી કવીતા ઉપર તેઓએ નજર દોડાવીનેઃ—

કરજો હજારોને લઓ શેપાસ-કે મલીઓ તમોને આ ભલો દોસત ખાસ.
ન લાગતીતી જાંહાં તમને કેઓની દાદ-તાંહાં લઈ ગયો તમારી આ શેઠ ફરીઆદ.
ધરમની દેખદતી જાંહાં શેરતી-કરમના હતી તાંહાં ગઇ દોરતી.
જાતે મરદ જે હતો સુરો-તે રાખશો સભાનેબી પડઓ પુરો.
ચતુરોબી હતા બીજા પહેરેલા-બીબીઆર કાબેલો બુધી ભરેલા.
તેમાથીજ નીકલી આ પડઓ બાહેર-ભરમના ભોપાળાં કીધાં જાહેર.
લીધો તેને હીમતી ઝાંડો હાતમા-બાંધેઓ કમીસનરને હરેક વાતમા.
કંઢાવી તેણેબી રખસુદ લીનો-હુજત પક્ષ ખેંચનારે છોડી દીધી.

સાચાં મનથી બેઠા કરજો, તમો ઇસવરને ઇઆદ,
કે તેજ કીરતાર હરજગોએ, લીએ તેમની દાદ.
બીન ગફલતથી જો લેતા રેહશો, હરદમ તેનુ નામ.
તો કીધીચ જેને નેકી, તેને પોહચશે તાંહાંથીજ દામ.

શેઠ શેરાબજીની જીંદગી જેટલી હવડાં પસાર થઈચ, તેટલીજ બીજી ચાહીએચ કે, બારેહકતાલા તેમને વાસતે સાચવી રાખે; અને અણેક તરેહનાં રૂડાં કામોમા જેમ બીન ગરજે તેવન આગેવાંણી લીએછે, તેમ તેનાને તેટલા વખતસુધી જસ જેજેકાર થાએ, એટલુંજ નહીં પણ મરહુમ શેઠ નવરોજજી શેરાબજી ઉમરીગરના નામ ઘણા સારૂં તે કીરતારે કાદસાજની અપાર બખ-શેસથી તેમને તાંહાં નર પારેઓની વરધીબી પરકાસ પામે; એટલેજ હમારાં અંતકરણનો આશીરવાદ જાહેરમા પોકારી આ હએવાલની સમાપતી હીંઆં લાવીએછે.

થયુંછે પુરૂં આ પુસતક પેહેલું,
તેની પુઠે બીજુંબી મલશે વેહેલું.